# વ્યાપારી સર્વજ્ઞાન સંગ્રહ

યાને

# બિઝનેસ એનસાઇક્લોપીડિયા




લેખક:

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

•

આમુખ લેખક

શ્રી. નટુ [illegible]


•


પ્રકાશક:

'[illegible]' વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

સોલ એજન્ટ:

એન. એમ. ઠક્કરની કું.

મુખ્યમથક: [illegible]

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

[ વેપારી બંધુઓ, ઉત્પાદકો, હુન્નરઉદ્યોગ ખેડતા વર્ગ તથા નાના મોટા કારખાનેદારોને તેમને જરૂરી એવી અસંખ્ય માહિતીઓ પૂરી પાડતા ભોમિયાની ગરજ સારતું એક અપૂર્વ પ્રકાશન ]

# વ્યાપારી સર્વ-જ્ઞાન-સંગ્રહ

યાને

# બિઝનેસ એન્સાઈક્લોપીડિયા




લેખક:

**ડુંગરસી ધરમસી સંપટ**



આમુખ-લેખક:

**શ્રી. મનુ સુબેદાર**





અ મ દા વા દ.

૧ ૯ ૪ ૫

: પ્રકાશક :

'સંદેશ લિમિટેડ' વતી નંદલાલ ચુનીલાલ બોડીવાળા

ઘાસીરામની પોળ : સારંગપુર : અમદાવાદ.



: સોલ એજન્ટ :

**એન. એમ. ઠક્કરની કું.**

બુકસેલર્સ: પબ્લીશર્સ:

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

# અર્પણ



ચિ. મૂળરાજને

—લેખક.

# લેખકની પ્રસ્તાવના

વાણિજ્ય સાથે મારો ૫૦ વર્ષનો જૂનો સંબંધ છે. મારા દશેક પેઢીના વડીલોએ વેપાર–ધંધામાં જ જીવન વિતાવ્યું હતું. મેં પણ લગભગ ૫૦ વર્ષ એના સંબંધમાં રહી હવે એ વારસો મારા પુત્રોને સોંપ્યો છે. વેપારીઓ જૂની ઘરેડ પ્રમાણે વેપારનું ગાડું હાંકયે રાખતા હતા; પરંતુ જગત તો પ્રગતિને પંથે વધતું જતુ હતું; ને જાય છે. નવો જમાનો, નવા સંસ્કાર અને અવનવા વાણિજ્યના પ્રવાહો શરૂ થયા છે. વામન માનવીએ વિરાટ જગતને મુઠીમાં રમતુ કર્યું છે. વિમાનો અને બીજાં યંત્રોએ દૂર દૂરની વસ્તુને સાવ પાસે જ બનાવી દીધી છે. આવા સમયે મારા અનુભવો અને મેં જાણેલું તે ગુજરાત સમક્ષ મૂકવાની ઊર્મિને–આશાને સફળ થતી જોઇ મને આનંદ થાય છે.

મેં જે વાંચ્યું, જોયું, અવલોકયું અને અનુભવ્યું તે હું ગુજરાતને ચરણે સાદર કરૂં છું.

આ જમાનો યોજનાઓનો છે. આપણા હિંદને યુદ્ધની છાયાઓએ ઘેર્યું છે અને એને જોરે ધંધા-રોજગારના ચાલુ પ્રવાહો અવ્યવસ્થિત થઈ ગયા છે. જગતના દરેકે દરેક દેશમાં આ જ સ્થિતિ છે. હિંદીઓ પોતાના આદેશને, દેશના વાણિજ્યને અને ઉદ્યોગને વિકસિત થતો જોવા માગે છે. હિંદની આ વિભાગોમાં પ્રગતિ કોઇ વિશાળ યોજના, તેમ જ સરકાર અને પ્રજાના શુભ સહકાર વિના શકય નથી થવાની. હાલમાં આવી કેટલીક યોજનાઓ પ્રજા સન્મુખ મૂકાઇ છે. તેમાં હિંદના શાહસોદાગરોએ ઘડેલી દશ હજાર કરોડ રુપિયાની યોજના, એ પુસ્તિકા રૂપે પ્રગટ થઈ છે. સૌથી અગત્યની આ યોજના છે. આ સિવાય મિ. સાર્જંટની શિક્ષણયોજના, પચ્ચીસ વર્ષમાં હિંદીઓ-ને અક્ષરજ્ઞાન આપવા બાબતમાં વિચારણાઓ ને ચર્ચા ચાલુ છે.

મહાત્માજીએ પણ એ યોજના વધાવી લીધી છે. મિ. એમ. એન. રોયે પણ પ્રગતિકારક યોજના નક્કી કરી છે. આ સર્વે યોજનાઓ ઉપર ચર્ચા ચાલી રહી છે.

હિંદી સરકારે પણ યુદ્ધોત્તર વિકાસની યોજના માટે ખાસ એક ખાતું સ્થાપી તેના ઉપરી તરીકે સર અરદેશર દલાલને નીમ્યા છે. આ ઉપરથી હિંદના વાણિજ્ય માટે ઉજળી આશાનાં કિરણો પ્રગટવા માંડયાં છે.

મારા આ પ્રયત્નનું મૂલ્યાંકન કરવાની પ્રસ્તાવના લખી આપવા માટે હિંદના એક નિષ્ણાત અર્થ-શાસ્ત્રી શ્રી. મનુ સુબેદારનું ઋણ સ્વીકારૂં છું.

આ પુસ્તક લખવામાં મને શ્રી. નંદલાલ બોડીવાળાએ ખૂબ ઉત્તેજન આપ્યું છે, તે માટે હું તેમનો પણ આભાર માનું છું.

ભાઇ જયંતીલાલ પોપટલાલ સચદેએ પણ મને આ પુસ્તક લખવામાં સારો સહકાર આપ્યો છે એ બદલ એમનો પણ આભાર માનું છું.

ગુજરાતના સહૃદય વેપારીઓ, અર્થશાસ્ત્રીઓ અને આ વિષયમાં રહી રસ લેનારા ગૃહસ્થો સુધારા-વધારાની સૂચના મૂકશે, અથવા તો આપશે તો હું આભારી થઇશ.

કરાંચી

વસંતપંચમી.

ડુંગરસી ધરમસી સંપટ

# આ મુ ખ

વિવિધ પ્રકારના અગાધ જ્ઞાનના દોહનની વ્યવસ્થિત રીતે રજૂઆત કરતા આ ગ્રંથની પ્રસ્તાવના રૂપે થોડા શબ્દો લખતાં મને આનંદ થાય છે.

પશ્ચિમનું અનુકરણ કરવું આપણે શરૂ કર્યું તે પહેલાંની હિંદમાં વેપારી તાલીમ આપવાની અસલી રીત તદ્દન જુદા પ્રકારની હતી. તેમાં રહેલી સરળતા અને વ્યવહારકુશળતા શીખનારને પ્રશસ્ય ઘડતર આપતી. તે જમાનામાં વ્યાપારી કારકિર્દીને આંગણે ઊભેલો નવજુવાન બાપ દાદાની દુકાને કે દેશદેશાવર વેપાર ખેડતી કોઇ પેઢીમાં ઉમેદવાર તરિકે જોડાઈ જતો. આવી રીતે ધંધામાં પ્રવેશ પામનાર શીખાઉને તેની અવલોકન શક્તિ અને આપબુદ્ધિને સારી પેઠે જાગૃત રાખવાં પડતાં. ત્યારના કામકાજ દૈનિક કલાકો આજની સરખામણીમાં જોઈએ તો વધારે હતા; અને એ દરમ્યાન બતાવવામાં આવતી દરેક નાની મોટી ફરજ, તે ગમે તેવી હલકી હોય તોપણ, ઉત્સાહપૂર્ણ રહીને તત્પરતાથી તેને બજાવવી પડતી. તેને પહેલેથી જ બોધપાઠ મળી ચૂકતો કે, જ્યાં લગી તે દુકાન કે પેઢીની ઝીણામાં ઝીણી બાબત સમજપૂર્વક પુરેપુરી નહિ શીખે ત્યાં લગી તેનું ભાવી ઘડાવાનું નથી. એ વસ્તુ તેનામાં નિષ્ઠા અને સ્વાવલંબન આણતી; પરિણામે તે પ્રમાણમાં વધારે અને ઊંચા પ્રકારની કામસેવા આપ્યે જવા સદાય યત્નશીલ રહેતો. દુકાન કે પેઢીમાં તેનાથી ખાનગી કે ગૂઢ હોય તેવું કશું જ રાખવામાં આવતું નહિ. કામકાજ કરનારાઓનો લાયકાત અને જવાબદારી પ્રમાણે ચઢતો ઉતરતો મોભો રહેતો. પણ સૌમાં રહેલી આત્મિયતાની વૃત્તિ સમાનતાનું પ્રેમાળ વાતાવરણ રચી દેતી, તેથી માલીકથી માંડીને તે પેલા શીખાઉ ઉમેદવાર લગી સુસંવાદિતતા વ્યાપેલી નજરે પડતી. ધંધાદારી પ્રશ્નોની છણાવટ કે ચર્ચા થાય ત્યારે સૌ તેમાં ભાગ લઈ શકે કે સાંભળી શકે તેવી રીતે વાતચીત થતી. આ બધામાંથી પોતાની જરૂરિયાત અને બુદ્ધિમત્તા પ્રમાણે પેલો ઉમેદવાર આપોઆપ શિક્ષણ પ્રાપ્ત કરી લેતો; અને આગળ વધતો. નવું નવું શીખ્યે જવાની અને શંકાઓનું સમાધાન કર્યે જવાની તકો તેને માટે સદા ખુલ્લી રહેતી. અફસોસ! એ દિવસો આજે ચાલ્યા ગયા છે.

આજના વ્યાપારી જગત પર નજર ફેંકીએ તો લાગશે કે પહેલાંની સરળ, સાદી અને સીધી પદ્ધતિ અદશ્ય થઈ છે; અને વ્યાપારી પ્રવૃત્તિ તથા નિમંત્રણ ખૂબ અટપટાં બન્યાં છે. સફળ વેપારી થવા માટે આજે કોઇપણ માણસને વેપાર સાથે સંકળાએલા અનેક વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી લેખાય છે અને પ્રત્યેક વિષય ખુદ માહિતીઓના વિપુલ ભંડાર સમાન બની રહેલો હોય છે. એ સૌનું અવિસ્મરણીય જ્ઞાન તો કોઈનાં માથામાં સમાઈ ન શકે. સંપૂર્ણ જ્ઞાનને પ્રાપ્ત કરવા જતાં જીવન આખું વહી જાય; અને જરૂરી માહિતી વગર શરૂ કરેલો વેપાર બહુ ફતેહમંદ ન પણ થાય. આવી પરિસ્થિતિવાળા આજના દિવસોમાં માહિતીદર્શક જ્ઞાનચક્રો (Encyclopidia) અને ઉલ્લેખગ્રંથો (Reference Books) સૌ ધંધાદારીઓને આશીર્વાદ સમાન થઈ પડે છે. જગતનાં કરોડો માનવીઓ અંગ્રેજી ભાષા વાપરતાં હોઈ આવા ગ્રંથો અંગ્રેજી ભાષામાં મોટી સંખ્યામાં પ્રગટ થયા છે. પરન્તુ થોડું ભણી વેપારમાં ઝંપલાવનાર હિંદીઓ અંગ્રેજીના પોતાના અલ્પજ્ઞાનને લીધે આવાં પુસ્તકોનો ધાર્યો લાભ ઉઠાવી શકતા નથી. ખુદ આપણી ગુજરાતી ભાષાના સાહિત્યમાં જ્ઞાનચક્રો અને ઉલ્લેખગ્રંથોની ખોટ સાલે તેવી ગંભીર છે. સામાન્ય શિક્ષિત અને જ્ઞાનપિપાસુ જનતાને ડગલે ને પગલે ઉપયોગી થઈ પડે તેવું આવા પ્રકારનું સુંદર પુસ્તક પ્રગટ કરવા માટે હું 'સંદેશ પ્રકાશન મંદિર'ને અભિનંદન આપું છું.

આ ગ્રંથના તૈયાર કરનાર શ્રી. ડુંગરશી ધરમશી સંપટ પ્રત્યેનો મારો અંગત સદ્ભાવ

ગયા વીશ વર્ષોના પરિચયને અંગે એટલો તો વધવા પામ્યો છે કે, તેના સંબંધમાં કંઇ ગુણદર્શી બોલવું તે તેમના પ્રત્યે મેં પક્ષપાત દાખવ્યો છે તેવો આક્ષેપ મારે માથે વહોરી લેવા બરાબર છે; પરન્તુ એ તો નિર્વિવાદ છે કે હિંદનાં કેટલાંય વ્યાપારી કેન્દ્રો લેખાતાં શહેરોમાં પચાસ પચાસ વર્ષો લગી સતત વેપાર ખેડયે જતા ગુજરાતના આ અગ્રગણ્ય સંતાને વેપારી કુનેહ સાથે લેખન શક્તિનો પણ સુયોગ સાધ્યો છે. તેમણે પોતાની કલમના જોરે આપણા સાહિત્યક્ષેત્રમાં સારી ખ્યાતિ પ્રાપ્ત કરી છે. આજે તે વયોવૃદ્ધ થયા છતાં પણ તેમની આ ઉંમરે તેઓ તેમની લેખન-પ્રવૃત્તિ જનહિત માટે અવિરત ચાલુ જ છે. અને જ્યારે તે પ્રજાની સેવા માટે લેખનકાર્ય પાછળ પોતાના મોટા ભાગનો સમય વ્યતિત કરે છે ત્યારે તેમને ઓળખનારાઓ તેમને માટે આશ્ચર્ય પામે અને ગર્વ લે તે જ સ્વાભાવિક છે. લેખન એ તેમને મન પ્રેમભરી જહેમત–પ્રવૃત્તિ–છે. આ મહાન પુસ્તકના સર્જન દ્વારા ખરેખર, તેમણે પોતાની શક્તિ અને લેખનકલાને એક કાયમી પ્રતિકમાં પ્રતિષ્ઠાપિત કરવાનો જે આશય સેવ્યો છે. તે ખરેખર અભિનંદવા યોગ્ય છે.

આ કૃતિ રચવા માટે તેમણે જે વિષય પસંદ કર્યા છે તે વિરાટ અને વૈવિધ્યપૂર્ણ છે. વસ્તુતઃ તે આપણને એક જ્ઞાનચક્ર આપી રહ્યા છે; અને સંખ્યાબંધ બાબતો (અક્ષરશઃ કહીએ તો સેંકડો બાબતો) ચૂંટીને તેમણે આમાં સંકલિત કરી છે તેથી કરીને આવા પ્રકારના આયોજનમાં દરેક બાબત કે મુદ્દા પર આપવામાં આવેલી વિગતો આવશ્યક રીતે મર્યાદિત જ હોય : અહિં તો માત્ર રૂપરેખાત્મક મૂળભૂત માહિતીઓ જ આપી શકાય. અલબત વધુ જ્ઞાન મેળવવા ઇચ્છનાર વ્યક્તિને આના આધારે આગળ સંશોધન કરવા આધારભૂત માર્ગસૂચનો મળી રહેશે. પોતાનું જ્ઞાન વિશાળ કરવા માગતા, દષ્ટિબિંદુ વિસ્તૃત બનાવવા ઇચ્છતા અને અભિશુદ્ધ વિચારશક્તિ ખીલવવા ઝંખતા વેપારીઓ, ધંધાદારીઓ અને બીજાઓ માટે આ પુસ્તકનો સતત ઉપયોગ આવશ્યક છે. સંગીનજ્ઞાન મુખ્યત્વે તો નગદ અને વસ્તુતઃ હકીકતના પાયા પર જ અવલંબે છે; અને એવા જ્ઞાનની આધારભૂત ભૂમિકા આ પુસ્તક પૂરી પાડે છે.

પશ્ચિમના દેશોમાં તો આવા પ્રકાશનો કરતી કંપનીઓ પર લોકો પોતપોતાની વિશિષ્ટ જરૂરિયાતો પ્રમાણે સૂચનો મોકલાવે છે; અને ઘટતા ફેરફારો પર લેખકો અને પ્રકાશકોનું લક્ષ ખેંચે છે. કાયદા, રાજકારણ, અર્થકારણ, સામાજિક બાબતો વગેરેમાં થવા પામેલાં અવનવાં પરિવર્તનોના પ્રકાશમાં આવા ગ્રંથોની નવી આવૃત્તિઓમાં સુધારાવધારા કરવામાં આવે છે અને આવૃત્તિ પર આવૃત્તિ પ્રગટ કરીને પુસ્તકના જ્ઞાનને અદ્યતન સ્વરૂપે રજૂ કરવાના યત્નો ચાલુ રાખવામાં આવે છે. હિંદમાં પણ આવી સાહસિક ને સેવાભાવી પ્રકાશન સંસ્થા આ પ્રકારનું કાર્ય ઉપાડી લે અને વધારાની નવી માહિતીઓ ઉમેરવા અંગેના તથા યોગ્ય લાગતા વિષયોને વધારે ઝીણવટથી માહિતીસમૃદ્ધ કરવા અંગેનાં લોકો અથવા ઇતર સ્થાનો તરફથી આવતાં સૂચનો સત્કારી લે તે ઇચ્છવા યોગ્ય છે. આ ગ્રંથ પ્રગટ કરતી સંસ્થા આ મુદ્દા પર ધ્યાન આપશે તે વિશે મને શંકા નથી. ટૂંકામાં કહું તો આ પુસ્તક આપણે ત્યાં એક કાયમી ઉપયોગના સંગીન જ્ઞાન-કોશનો પાયો બની રહેશે તેવી મને આશા છે. ધંધાદારીઓ, વિદ્યાપીઠો અને મહાશાળાઓના વિદ્યાર્થી-જગતને તથા જેમને કોઇપણ કારણસર વિદ્યાસંસ્થાઓમાં જોડાઇ વ્યવસ્થિત રીતે પુરા જ્ઞાનનો લાભ મળ્યો નથી તેવા જ્ઞાનોપાર્જન કરવા ઇચ્છતા વર્ગને, આ પુસ્તક એક આવશ્યક સાધન થઈ પડશે.

જ્ઞાનચક્ર કે ઉલ્લેખગ્રંથો તૈયાર કરનાર બધા લેખકોની એ એક કમનસીબી છે કે તેમને પોતાની માહિતીઓની રજૂઆત ફરજિયાત કક્કાવારી પ્રમાણે કરવી પડે છે. તેથી વિષયોની સાંગોપાંગ અને સુસંબદ્ધ રીતે છણાવટ થઇ શકતી નથી. આવા પુસ્તકનાં પથરાયેલા વિશાળ જ્ઞાનમાંથી તાત્કાલિક જોઇતી વિગતો કે ઉલ્લેખો, આવા પ્રકારની કક્કાવારીવાળી રજૂઆતથી જ, લોકો સરળ રીતે શોધી શકે છે. આવી કૃતિ માત્ર જ્ઞાનના એકાદ અંગ કે વિષયની છણાવટ કરી

બેસી રહેતી નથી. તેમાં ભૂગોળ, ઇતિહાસ, અર્થકારણ, પોસ્ટ અને તારખાતું, રેલ્વેઓ, વ્યવહાર સાધનો, પ્રાકૃતિક ઇતિહાસ, વ્યાપારી પ્રવૃત્તિઓ ને નિયંત્રણો, વનસ્પતિશાસ્ત્ર, દેશપરદેશના આયાતનિકાસની વેપારી માલસામગ્રીઓ, વજન, તોલ, માપ અને બીજા ત્રીજા ઘણા વિષયોની માહીતિઓ, આંકડા વગેરે એકત્રિત કરવામાં આવેલું હોય છે. તેમાંના એકાદ વિષયની સંપૂર્ણ માહીતિઓ વગેરેનો સંગ્રહ જ એકાદ અલાયદું પુસ્તક રોકી લે તેમ હોય છે. તેથી જનતાને તેની મહેનત, વખત અને પૈસો બચાવવા આ સાહસભર્યા પ્રકાશનની ભલામણ કરવી રહે છે.

સસ્તુ સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટમાં એક ટ્રસ્ટી તરિકે જોડાઇને પુસ્તક પ્રકાશનના ક્ષેત્રમાં પડ્યા પછી મને જે અવલોકવાનું મળ્યું છે તેના આધારે મારે જાહેર જનતાને એક સૂચનાત્મક વિનંતી કરવાની રહે છે. આવા પુસ્તકની કેટલીક જોઇ સ્પર્ધાખોર સંસ્થાઓ ભળતાં પણ તત્ત્વમાં અને કીંમતમાં હલકાં પ્રકાશનો પ્રગટ કરવા બહાર પડે છે. તેવા પ્રયાસોને ઉત્તેજન ન આપતાં ગુજરાતને હંમેશ માટે ઉપયોગી નીવડવાની આશા આપતા આ બૃહદ્‌ગ્રંથને જનતા દરેક પ્રકારે સાથ આપે તે ઇચ્છવા યોગ્ય છે. જ્યારે આવાં જ્ઞાનકોશ જેવાં પુસ્તકો સર્વસામાન્ય રીતે રદ કરી શકાય છે ત્યારે જનતા તેની સેવાનો શ્રેષ્ઠ ને સંગીન લાભ ઉઠાવી શકે છે. આવી પરિસ્થિતિ વ્યાપે ત્યારે જ ઉત્તરોત્તર બહાર પડતી આવૃત્તિઓમાં વધુ ને વધુ ઉપયોગી અને સંશોધનોથી પ્રાપ્ત થયેલા નવા જ્ઞાનનો ઉમેરો કરી શકાય છે અને પુસ્તકને અદ્યતન બનાવવાનું કામ સરળ થઇ પડે છે.

—શ્રી. મનુ સુબેદાર.



# પ્રકાશકનું નિવેદન

"સંદેશ પ્રકાશન મંદિર" તરફથી મહાગુજરાતના સિદ્ધહસ્ત લેખક શ્રી. ડુંગરશી ધરમશી સંપટ કૃત "વ્યાપારી સર્વ-જ્ઞાન-સંગ્રહ" યાને 'બિઝનેસ્ એન્સાઇક્લોપીડિયા' નામક વ્યાપારોપયોગી બૃહદ્ગ્રંથ, ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરતાં મ્હને અત્યંત આનંદ થાય છે.

હું જાણું છું ત્યાં સુધી આ પ્રકારનો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં કદાચ આ પ્રથમ હશે. આ પુસ્તકની ઉપયોગિતા કેટલી બધી છે, તેનો કંઈક ખ્યાલ જાણીતા અર્થશાસ્ત્રી શ્રી. મનુ સુબેદારની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના પરથી જણાઇ આવે છે.

'સંદેશ પ્રકાશન મંદિર'ના આ વ્યાપારોપયોગી પ્રકાશનને, વ્યાપારી બંધુઓ અને શિક્ષિત પ્રજા અપનાવી લેશે એવી મ્હને શ્રદ્ધા છે.

આ પુસ્તકના સર્જક શ્રી. ડુંગરશીભાઈ આજે ગુજરાતના સાહિત્ય અને અખબારી ક્ષેત્રના એક નિષ્ઠાવાન પરમ ઉપાસક તરિકે બહોળી ખ્યાતિ પામી ચૂકયા છે. આ પુસ્તક પાછળના તેમના સુવ્યવસ્થિત અગાધ પરિશ્રમનું મૂલ્યાંકન તો અભ્યાસકો જ કરી શકે. બોધક, પ્રેરક, અને ઉપકારક સાહિત્યની જ્ઞાનગંગા તેમણે વર્ષો થયાં એક સરખા સાતત્યથી ગુજરાતને આંગણે વહેવરાવી છે. સાહિત્યકલાના સંસ્કારો અને અંશો તેમના સર્જનમાં હોઇ, વાચકોને તેમનાં લખાણો સેવન કરવા-યોગ્ય, સાદાં, સરળ અને પાસાદાર લાગ્યાં છે. આ પુસ્તક તેમની શક્તિ, સર્જનવૃત્તિ, ધીરજ, ચીવટ અને ધ્યેયલક્ષીપણાને લીધે તેમની શક્તિની પરાકાષ્ટાનું સીમાચિહ્ન બની રહેશે. વિપુલ અને વૈવિધ્યપૂર્ણ જ્ઞાન સાગરમાંથી જેને જ્યારે જે જોઇએ તે પ્રાપ્ત કરી લેવાની સરળતા તેમણે તેમની સ્પષ્ટ દૃષ્ટિથી આ કૃતિમાં સ્વાભાવિક રીતે આણી છે. આવી એક અણમોલી કૃતિને પ્રગટ કરવાની તક આપવા માટે શ્રી. ડુંગરશીભાઈ સંપટનો હું અત્યંત ઋણી છું.

આ પુસ્તકનું મહત્ત્વ સમજાવતી પરિચયાત્મક પ્રસ્તાવના લખી આપી હિંદના અર્થનિષ્ણાત શ્રી. મનુ સુબેદારે જે શ્રમ લીધો છે, તે માટે હું તેમનો ખૂબ જ આભારી છું. પુસ્તકની પ્રસ્તાવનામાં કરેલાં માર્ગદર્શક સૂચનો તરફ વાચકમિત્રોનું ધ્યાન ખેંચું છું. આવા જ્ઞાનો-પયોગી પ્રકાશનનો આ અમારો પ્રથમ પ્રયાસ હોઇ વ્યાપારી બંધુઓ અને અર્થશાસ્ત્રીઓ તરફથી જે મહત્વનાં સૂચનો થશે, તેને પુસ્તકની બીજી આવૃત્તિમાં યોગ્ય ન્યાય આપવા હું બનતો પ્રયાસ કરીશ. આ પુસ્તકમાં રહેલી ક્ષતિઓ વાચકો ઉદાર હૃદયે નિહાળશે એવી હું આશા રાખું છું.

આ પુસ્તકનું નામ પ્રથમ 'વાણિજ્ય કોશ' આપવાનું હતું, પરંતુ પાછળથી મિત્રોની સૂચનાથી 'વ્યાપારી સર્વ-જ્ઞાન-સંગ્રહ' યાને બિઝનેસ્ એન્સાઇક્લોપીડિયા' રાખવામાં આવ્યું છે.

ગુજરાતની જ્ઞાનપિપાસુ પ્રજાના કરકમલમાં આ બૃહદ્ગ્રંથ મૂકી વિરમું છું.

લિ.

**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
મેનેજિંગ ડિરેકટર
ધી 'સંદેશ લિમિટેડ'

સંદેશ પ્રકાશન મંદિર
અમદાવાદ.
જાન્યુઆરી ૧૯૪૫



**અક્કલગરો:** અક્કલગરાનો છોડ ઘણો નાનો હોય છે. એની ઊંચાઇ એક હાથથી વધારે હોતી નથી. એના છોડ અરબસ્તાન, બંગાળ અને ઇજીપ્તમાં થાય છે. એનાં મૂળ હિંદમાં આયાત કરવામાં આવે છે. એના છોડને પીળાં મખમલ જેવાં કોમળ રંગબેરંગી પુષ્પો આવે છે. અક્કલગરો ઉષ્ણ અને વાતહારક છે. એનાથી દાંત દુખતા મટે છે. પેટના વાયુ માટે એ અપાય છે. એના મૂળનો કટકો મોઢામાં રાખવાથી મોઢામાં રવરવાટ છૂટે છે. એની જડની શક્તિ સાત વરસ સુધી ચાલે છે. એ બળપ્રદ છે.

**અક્કલગરાદિ ચૂર્ણ** (અમૃતપ્રભા)--આ ચૂર્ણમાં અક્કલગરો, સિંધાલૂણ, ચીતરો, આમળા, મરી, લીંડીપીપર, અજમો, હરડે એક એક ભાગ અને સૂંઠ બે ભાગ નાખવામાં આવે છે. આ ચૂર્ણ મંદાગ્નિ અને અરુચિ પર અપાય છે.

**અકયાબ :** એ બ્રહ્મદેશનું આરાકાન પ્રાંતનું બંદરવાળું મુખ્ય શહેર છે. એની વસતિ ૦‌ા લાખની છે. આ બંદરેથી મોટી રકમના ચોખા હિંદમાં આવતા હતા. બંદર પર સારા ડક્કાઓ છે; પરંતુ છીછરા પાણીને લીધે સ્ટીમરો ઘણું કરીને દૂરથી માલ ઉપાડે છે. અહીં કસ્ટમ કલેકટર અને પોર્ટ ઓફિસર રહે છે. અકયાબમાં રેલ્વે નથી; પરંતુ બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમર કંપનીની સ્ટીમરો પ્રવાસીઓ અને માલની લાવજાવ કરે છે. દર વર્ષે ૬‌ા લાખ ટનની ૩૨૫ સ્ટીમરો આવે જાય છે. અહીં આયાત માલમાં મુખ્યત્વે લોઢાની વસ્તુઓ, કાપડ અને મિલો માટેનાં યંત્રો છે; જ્યારે નિકાસ માત્ર ચોખાની છે. અકયાબથી ઘણા ગુજરાતી વેપારીઓની પેઢીઓ, હિંદના મુંબઇ, મલબારના બંદરો ખાતે ચોખા ચડાવતી હતી. હમણાં અકયાબ જાપાનીઝ સૈન્યોના હાથમાં છે. ગુજરાતી દુકાનદારો પણ ત્યાં છે.

**અખરોટ:** ઉત્તર હિંદના પર્વતોમાં એનાં વૃક્ષો થાય છે. લગભગ ૪૦-૫૦ વરસે એ ફળો આપે છે. એ મેવો અને વેપારની વસ્તુ છે. એમાંથી તેલ પણ નીકળે છે. મગજની પુષ્ટિ માટે એનો ઠીક ઉપયોગ થાય છે.

**અગરબત્તી :** આ વેપારની વસ્તુ છે. એનો સુગંધીમય ધૂપ હવાની સ્વચ્છતા માટે અને શુભ પ્રસંગે પણ થાય છે. એની પેદાશ દક્ષિણમાં અને માઇસોરમાં ખાસ છે.

**એની બનાવટ**—કૃષ્ણાગરુ, નાગરમોથ, તજ, નખલો, લોબાન, તગર-સુગંધીવાળો આ ચારભાગ, કચોરો, ગુલાબની કળી, ગુગળ, ધવલી અને દગડફૂલ બે ભાગ, ચંદન વીસ ભાગ, શિલાજિત બાવીસ ભાગ, દંડાલકડી દસ ભાગ અને કસ્તુરી બે ભાગ—આ બધાના મિશ્રણથી સરસ અગરબત્તીઓ બને છે. એની બનાવટની બીજી પણ રીતો છે. બજારમાં હલકી અગરબત્તીઓ પણ મળે છે.

**અજમેર :** બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનું મોટું જંકશન છે. એ વેપારનું મથક છે. ત્યાં રાજપૂતાનાનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. આ શહેર આગ્રાથી ૨૨૮ માઈલ દૂર છે. ઈ. સ. ૬૯૫ માં માણેકરાય નામે રાજા અહીં રાજ્ય કરતો હતો. આ શહેરમાં પૃથ્વીરાજ રાઠોડના સમયનો "તારાગઢ" નામે કિલ્લો હતો. એના પાછી એ મુસલમાની અમલ નીચે આવ્યો હતો. અહીં ખ્વાજા મીર સાહેબ નામના પીરની બહુ સન્માનનીય અને સરસ સ્થાપત્યકળાવાળી કબરનો રોજો છે. એ મુસલમાનોનું મોટું યાત્રા સ્થળ છે. મરાઠાઓ પાસેથી રૂા. ૫૦૦૦) અંગ્રેજોના લેણા નીકળતા હતા, તે પેટે ઈ. સ. ૧૮૧૮ માં અજમેર અંગ્રેજોને મળ્યું હતું. આ શહેરમાં શાહજહાન બાદશાહે તળાવ કિનારે સંગેમરમરના સુંદર ઘાટો બાંધ્યા છે. શહેરની વસતિ તળાવ ઉપર છે. મુખ્ય વેપાર અફીણ, ઊન, કપાસ, કાપડ, તંબાકુ અને ચિનાઇ વાસણો વગેરેનો છે. અહીં રાજકુમારો માટે સુંદર વિદ્યાલય (કોલેજ) પણ છે.

**અજમો :** દોઢ હાથ જેટલા ઊંચા એના છોડ થાય છે. અજમો ઉપયોગી વનસ્પતિ અને વેપારની વસ્તુ છે. એના અર્કમાંથી ઉપયોગી દવા બને છે. એમાંથી નીકળતા સત્વને અજમાનાં ફૂલ કહે છે.

**એના ગુણ**—તીખો, રુચિકર, કડવો, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક અને પિત્તકર છે. વાત અને કફનો નાશ કરે છે. પેટપીડા, નળ, ઉધરસ અને અજીર્ણ ઉપર અપાય છે. આમાં ખોડી અજમાની એક જાત આવે છે. એના પણ આજ

ગુણો છે. વાયુ પર **અજમોદાદિવટી** અપાય છે. તેમાં અજમોદ, વાવડીંગ, લીંડી પીપર, વરિયાળી, નાગરમોથ, મરી અને સીંધવ-એકએક ભાગ, હરડે-પાંચ ભાગ, સૂંઠ દસ ભાગ, જુનો દારુ-દસ ભાગ; ભારંગમૂળ-૩૬ ભાગ, એ સર્વનું ચૂર્ણ કરવું. એનાથી જીર્ણજ્વર, શરદી અને પેટના રોગો મટે છે. એનું ચૂર્ણ ગરમ પાણીમાં લેવું અથવા મધમાં ગોળીઓ વાળી ગરમ પાણી સાથે લેવી.

**અજમાનાં બીયાં**—ઔષધિમાં ઉત્તમ શ્રેણીની ગણાતી 'થાઇમોલ' આમાંથી થાય છે. આમાં ઇડોર અને કર્નુલ-બે જાતો આવે છે. કર્નુલનાં બી સારાં ગણાય છે. અજમો વ્યવસ્થિત રીતે ખેતરોમાં વવાય છે. એના દાણાનો ઉપયોગ ગુજરાતમાં રસોઈમાં સારી રીતે થાય છે. આ બીજમાંથી અજમાનું સત્વ કાઢીને પેટપીડ અને પાચન માટે વપરાય છે. અતિ ઉપયોગી વેપારી પદાર્થ છે.

અજમાનાં બીયાંનો મોટો વેપાર અને નિકાસ થાય છે. ૧૯૧૪ પહેલાં દર વરસે દસ હજાર હંડ્રવેટ બીયાં હિંદથી નિકાસ થતાં હતાં. ગયા યુદ્ધના સમયમાં એ નિકાસ વધીને ૧૩ હજાર હંડ્રવેટ જેટલી થઇ હતી. યુદ્ધ પછી એની નિકાસ ઘટીને બે હજાર હંડ્રવેટ પર પહોંચી હતી. ૧૯૨૫-૨૬ માં વધીને ૪૦ હજાર હંડ્રવેટ થઇ હતી. છેલ્લું યુદ્ધ જે ૧૯૩૯ થી અત્યાર સુધી ચાલી રહ્યું છે એને અંગે નિકાસ ઘટી ગઈ છે, અને લગભગ હજારેક હંડ્રવેટની માંડ નિકાસ થતી હશે. મુંબઈ, કલકત્તાથી એ માલ અગાઉ મોટે ભાગે જર્મની તરફ ચડતો હતો.

**અજમાનું તેલ**—કોલેરા અને શૂળ પર અપાય છે. આ તેલ કાઢતી વખતે ચળકતો પારદર્શક પદાર્થ નીકળે છે તે **થાઇમોલ**ના નામે પ્રસિદ્ધ છે. અજમાનાં ફૂલ તરીકે ગાંધીઓને ત્યાં વેચાય છે. ઊંચા અજમાના ફૂલો જર્મનીથી આવતા હતા. કલકત્તાથી લગભગ બે લાખ રૂપિયાની કિંમતનાં ૧૦૫૦૦ રતલ થાઇમોલ પરદેશ ચડે છે. અમેરિકા અને બ્રિટન તેના મોટા ગ્રાહકો છે. અજમાનું સત્વ બનાવતાં એક સરતો પદાર્થ **થાઇમીન** મળે છે. એ સાબુમાં સુગંધી પદાર્થ તરીકે વપરાય છે. અજમાનો ખોળ જાનવરોને ખાવા અપાય છે.

**અટક (જીલ્લો)** : પંજાબનો આ પ્રાંત છે. એનું ક્ષેત્રફળ ૪૧૭૮ ચો. મા. નું છે. વસતિ ૫,૮૩,૯૬૦ની છે. ઋતુ ખુશનૂમા અને આરોગ્યવર્ધક છે. સરેરાશ વરસાદ લગભગ ૧૬ ઇંચ જેટલો છે. ઉત્તર ભાગ ફળદ્રુપ છે. બીજો ભાગ સુકાયલો અને બિહામણો છે. ઘઉંનો મોટો પાક થાય છે. ચણા, તેલીબીયાં, જવ અને શેરડી પણ થાય છે. ઘોડાઓના ઉછેર માટે આ પ્રાંત પ્રખ્યાત છે. ગૃહઉદ્યોગનું કાપડ પણ બને છે. વેપાર થોડો છે; ઉનાળામાં સખત ગરમી પડે છે.

**અટક (શહેર)**—અકબર બાદશાહનો બનાવેલો કિલ્લો અહીં છે.. તેલના કૂવાઓમાંથી પેટ્રોલ તેલ મોટા જથ્થામાં એક અંગ્રેજ કંપની કાઢે છે. આ સ્થળ એન. ડબલ્યુ. રેલ્વે લાઇનનું મોટું જંકશન ગણાય છે. અટકનો સિંધુ નદી ઉપરનો પૂલ એંજિનીયરિંગની સારી કળાનો નમૂનો છે. સદરમાં સૈન્ય રહે છે. હસન અબદલ રાવલપીન્ડીથી ૨૯ માઇલ દૂર છે. હસન અબદલ શીખધર્મનું યાત્રા સ્થળ છે. હિંદુઓને માટે અટક ઓળંગી બીજે પાર જવાની શાસ્ત્રમાં મનાઇ છે. રાજા માનસિંહ (જયપુર)ને કાબુલ જીતવા જવું હતું; પંડિતોએ એને ના કહી ત્યારે રાજાએ જવાબ આપ્યો કે—

"સબ ભૂમિ ગોપાલકી વામે અટક કહાં?"
જીસકે મનમેં ખટક હય વોહી અટક રહા."

**અડદ** : મગની જાતનું આ ધાન્ય વધારે પૌષ્ટિક છે. હિંદના તમામ પ્રાંતોમાં એનો ઓછો વત્તો પાક થાય છે, અને મોટે ભાગે હિંદમાંજ વપરાય છે. એ પૌષ્ટિક અને શીતળ છે. અડદિયા લાડુ અને પાપડ એમાંથી બને છે. એ પચવામાં ભારે અને પિત્ત વધારનાર છે. અડદિયા લાડુ અનેક જાતના મસાલા નાંખી પુષ્ટિ માટે અપાય છે.

**અતિવિષ**:આ ઔષધિ છે. નેપાળ અને હિમાલયમાં થાય છે. કાળો, પીળો અને ધોળો એમ ત્રણ જાત હોય છે. ઔષધમાં માત્ર સફેદ વપરાય છે. બાળકો માટે બાળગોટી તરીકે ઉત્તમ દવા છે.

**એના ગુણ**-ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક છે અને ઊલટી, તૃષા, કૃમિ, અર્શ, સળેખમ અને અતિસાર પર ઉપયોગી છે.

**અત્તર**: શોખીન માણસો માટે આ સુગંધી પદાર્થ વપરાય છે. કનોજ, ગાઝીપુરમાં અત્તર બનાવવાનાં અનેક કારખાનાં છે. ગાઝીપુરમાં ગુલાબનાં મોટાં જંગલો છે. આથી ત્યાં ગુલાબનું અત્તર મોટા પ્રમાણમાં પેદા થાય છે. વીસ લાખ ગુલાબના ફૂલોમાંથી માત્ર ૧૮૦ ગ્રેન અત્તર નીકળે છે. મોટી બરણીમાં સારાં મોટાં ગુલાબનાં ફૂલો ભરીને તેમાં ફૂલોને ઢાંકી દે એટલું પાણી રેડવું. તે વાસણને તડકામાં મૂકવું. અમુક સમયે તેલનાં ટીપાં પાણી ઉપર તરી આવશે. એ ટીપાંઓને રૂના પૂમડા પર ઉપાડી એક શીશીમાં નીચોવવું. સારું અત્તર શુદ્ધ હોય તો ૪ રૂપિયે તોલાથી ઓછે ભાવે મળે નહિ. એમાં ઘણી ભેળસેળ થાય છે. ચંદન, કેવડા, અંબર, સુખડ તેમજ નારંગીનાં ફૂલ વગેરેમાંથી આવાં ઘણી જાતનાં અત્તરો બને છે. આ અત્તરોની કિંમત વસ્તુની છતઅછતના પ્રમાણમાં સોંઘી મોંઘી રહે છે. હવે એમાં વિલાયતી અર્કો વધારે પ્રમાણમાં વપરાય છે.

**અનાજ**:અનાજની પહેલી ખેતી ક્યાં થઈ એ માટે ભારે મતભેદ છે. જુદાજુદા દેશો પોતાનો દાવો કરે છે:

(૧) હિંદમાં મોંહે-જો-દારોનાં ખંડેરોમાં ઘઉંના દાણા મળ્યા હતા, તે ઈસ્વીસન પૂર્વે ૨૭૦૦ વર્ષના જૂના ગણાય છે.

(૨) ઇજીપ્તમાં કબરોમાંથી અતિ પ્રાચીન મૃતદેહો પાસેથી દાણા મળ્યા છે. ત્યાં ઇ. સ. પૂર્વે ૨૪૦૯ની સાલમાં એરીસ નામે દેવીએ અનાજનું પહેલવહેલું વાવેતર કર્યું હતું, એવી માન્યતા છે. ત્યાં એ દેવીની પૂજા થાય છે.

(૩) ઇરાનમાં ઈ. સ. પૂર્વે ૮૦૦૦ વર્ષ ઉપર અનાજનું પહેલું વાવેતર થયું હોય એવાં અનુમાનો વિદ્વાનો કરતા હોવાની દંતકથા પ્રચલિત છે.

(૪) ચીનાઓનાં પ્રાચીન પુસ્તકોમાં ઈ. સ. પૂર્વે ૧૯૯૮ના વરસમાં ચીંગ-હું-ગા નામે બાદશાહે પહેલી ખેતી કરાવી હતી.

(૫) યુરોપમાં પૂર્વના દેશોમાંથી અનાજ આયાત થતું હતું. છઠ્ઠા સૈકામાં ઇંગ્લેંડમાં ઘઉંની પ્રથમ આયાત થઇ હતી.

**અનેનાસ**: કેવડાના કાંટા જેવા પાંદડા વચ્ચે એનાં ફળો થાય છે. બ્રહ્મદેશ, સિલોન, પિનાંગ વગેરે પૂર્વ

દેશમાં ઘણા પાકે છે. એની છાલ ઉતારી ફળને ટીનના ડબામાં સાકરના રસમાં ડુબાડી એની નિકાસ સિંગાપુરથી થતી હતી. આ ફળ મીઠું, પિત્તશામક અને ગ્લાનિનાશક છે. અજીર્ણ ઉપર અનેનાસના પતીકા, મરી અને સિંધવની ભૂકી સાથે ખવાય છે.

**અપૂર્ણાંક ગણિત**: જે અંક અપૂર્ણ એટલે એનો એક કોઇ ભાગ લખવામાં આવે તે અપૂર્ણાંક કહેવાય છે. પા ભાગ ૧/૪, અર્ધો ભાગ ૧/૨, પોણો ૩/૪ એ પ્રમાણે એક વસ્તુના ભાગો અપૂર્ણાંકની રીતે લખાય છે. કોષ્ટકની રીત પ્રમાણે એના ભાગમાં એકનો અમુક અંશ એમ લખાય છે. એમાં વ્યાવહારિક અપૂર્ણાંકમાં ચીજના ગમે તેટલા ભાગના ગમે તેટલા પેટા ભાગો કરીને આંકડામાં લખી શકાય છે.

આપણા વેપારીઓ ચોથા ભાગને ૦।, અર્ધા ભાગને ૦॥ અને પોણા ભાગને ૦॥। ની સંજ્ઞાથી લખે છે. સોળમા ભાગને ૦)-, આઠમા ભાગને ૦)= અને એ પ્રમાણે લખે છે. એક આનાનો ચોથો ભાગ ૦। આનાથી લખાય છે. સરવાળા, બાદબાકી, ગુણાકારોમાં પણ આજ રીત વપરાય છે.

**અપૂર્ણાંક દશાંશ**–આમાં દશાંશને બદલે એક મીડું આગળ મૂકે છે. ઈંગ્લેંડ સિવાય યુરોપમાં ઘણેખરે ઠેકાણે સૌ માપ, તોલ અને સિક્કાઓ દશાંશની રીતે ચાલે છે. આથી ત્યાં દશાંશની રીત ખૂબ પ્રચલિત છે; જેમકે ૩/૧૦ લખવું હોય તો ·૩ આમ લખે છે.

$\frac{3}{100}$ ·૦૩ અને $\frac{3}{1000}$ ·૦૦૩, $\frac{3}{10000}$ ને ·૦૦૦૩

આમ લખે છે.

**અફઘાનિસ્તાન**: આ પઠાણોનો પ્રદેશ છે. એની ઉત્તરે તુર્કસ્તાન તથા હિંદુકુશ નામે પર્વત, પૂર્વે પેશાવર અને સિંધુ નદી, પશ્ચિમે ખોરાસાન અને દક્ષિણે બલુચિસ્તાન આવેલ છે. એની ઉત્તર-દક્ષિણ લંબાઈ ૭૬૦ માઇલ, પૂર્વ-પશ્ચિમ પહોળાઈ ૬૪૦ માઈલ હોઇને કુલ વિસ્તાર ૨૪૫૦૦૦ ચો. માઇલનો છે. આ દેશમાં સ્વતંત્ર તાયફાવાળાઓ રહે છે. કુલ વસતિ ૧। કરોડની ગણાય છે. એ રાજ્ય પાસે એકેય બંદર નથી. લોકો ઈરાની તથા પુશ્તુ ભાષા બોલે છે. કેટલાક ભાગમાં તુર્કી પણ બોલાય છે. પ્રજાનો મોટો ભાગ મુસ્લિમોનો છે. લગભગ પાંચ હજાર હિંદુઓ (કાબુલીવેરો) ત્યાં વસે છે. મોટાં શહેરોમાં કાબુલની વસતિ ૮૦,૦૦૦, કંદહારની ૬૦,૦૦૦ અને હીરાતની ૩૦,૦૦૦ની છે. કાબુલના લોકો શિક્ષણની બાબતમાં પછાત છે. ઘણા ખરા મુલ્લાસ્કૂલોમાં (ધૂડી નિશાળોમાં) ભણે છે. રાજ્યે થોડાં વર્ષો થયાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સ્થાપી છે. કાબુલમાં વિશ્વવિદ્યાલય ૧૯૩૨ માં સ્થપાયું હતું. શિક્ષણનો ધીમો વિકાસ શહેરોમાં છે; જ્યારે ગામડાંઓના લોકો તો તલવારની ભાષા જ સમજે છે. કુરાન અને ઇસ્લામી કાયદા મુજબ ન્યાય અપાય છે; પરંતુ હવે કોર્ટો સ્થપાઈ છે. તેમ છતાં હજી ગામડાઓમાં વડીલો ભેગા થઈ (જીરગાઓ) ન્યાય ચૂકવે છે.

**પેદાશ**–અફઘાનિસ્તાનની પેદાશ દોઢથી બે કરોડ રૂપિયા જેટલી ગણાય છે. લોકો ગરીબ હોવા છતાં સ્વતંત્ર છે. આથી તેઓ કોઈની શેહમાં દબાતા નથી. અહીંની મુખ્ય ઊપજ જકાતની છે.

**સૈન્ય**–સાધારણ રીતે કાબુલના અમીર પાસે ૭૨૦૦૦ નું પગારદાર સૈન્ય છે. બાકી ગામડાના તાયફાવાળા યુદ્ધ વખતે સૈનિકો લઇ લડવા આવે છે. ત્યાંના લશ્કરમાં ૪ પાયદળ, ૧ તોપખાનું, ૧ ઘોડેસ્વારનો વિભાગ અને એક યંત્રોનો વિભાગ છે. કેટલાંક નાનાં હથિયારો કાબુલનાં કારખાનામાં બને છે; જ્યારે મોટાં જકાત લીધા વગર હિંદી સરકાર મારફતે યુરોપથી આવે છે. હમણાં ત્યાં વિમાનોનું પણ એક સૈન્ય ઊભું કરવામાં આવ્યું છે. હિંદમાં હવે વિમાનીઓને શિક્ષણ અપાય છે.

**હુન્નર ઉદ્યોગ**–આખા દેશનો મોટો ભાગ પર્વતોથી વિસ્તરેલો છે. દેશના સૂકા, કરાડ પર્વતોવાળા ભાગોમાં કોઇ પેદાશ થતી નથી. છતાં કેટલાક ભાગોમાં સારો વરસાદ વરસતો હોવાથી પર્વતોની ખીણોમાં પુષ્કળ મેવો, દ્રાક્ષ, અંજીર, જરદાલુ, દાડમ, બદામ વગેરે થાય છે. અહીં અનાજ ઓછું પાકે છે; પરંતુ પર્વતો ઉપર ઘેટાંને ચારવા માટે વિશાળ જમીન હોય છે. જમીનમાં હીંગના છોડવા પુષ્કળ હોય છે. મેંઢાનું માંસ, સૂકો લીલો મેવો અને થોડું અનાજ એ લોકોની ખોરાકી છે. અહીં ગાયો ભેંસો થોડી છે. લોકો ઘીને ઠેકાણે ઘેટાની ચરબીનો ઉપયોગ કરે છે. ઘેટાંના ઊનનાં વસ્ત્રો ઝૂંપડેઝૂંપડે વણાય છે. આ પ્રદેશમાં કપાસ થતો નથી. કાપડની આયાત હિંદમાંથી થાય છે. ખાંડ પણ હિંદમાંથી જ પૂરી પાડવામાં આવે છે. લોઢાનાં સાધનો પણ હિંદમાંથી મંગાવવામાં આવે છે. કાબુલમાં કાપડ, દીવાસળી, બટન, ચામડાં અને બટન વગેરેનાં થોડાં કારખાનાં નીકળ્યાં છે; પણ કપાસ, કોલસો, તેલ અને લોખંડ હજુ સંપૂર્ણપણે શોધાયાં નથી; એટલે દેશ ઉદ્યોગોમાં પછાત છે. અફઘાનિસ્તાનની જમીનમાં ભૂસ્તરો અનેક છે; પણ તે વધુ વિકાસ માગે છે. રાજ્ય વિકાસ કરવા તત્પર છે; પણ રાજ્ય અને પ્રજા પાસે પૈસો નથી. જ્ઞાનવિજ્ઞાન, વિદ્યુત, રસાયણો અને યંત્ર-શાસ્ત્રમાં અહીંની પ્રજા પછાત છે; પરંતુ સ્વાતંત્ર્ય માટે આ પ્રજા જીવ આપે એવી બળવાન અને સશક્ત છે.

**વેપાર**–અફઘાનિસ્તાનનો વેપાર વિશેષ કરીને ખાઇબરમાર્ગ દ્વારા હિંદ સાથે છે. કાબુલમાં હજી કોઈ રેલ્વે બંધાઇ નથી; તેમ બંદર પણ નથી. ઊંચા પર્વતમાર્ગો ઈરાન અને હિંદ સાથે વેપાર ચાલે છે. હિંદમાંથી કાબુલ જવાને માટે ખાઇબરપાસ, ગોમાલપાસ, ચમન વગેરે માર્ગો છે. રાજ્યમાં થોડી મોટી સડકો ખાઇબર-કાબુલ, કાબુલ-કંદહાર અને કંદહાર-હિરાતની છે. પણ તે પણ પૂરી પાકી નથી. કાબુલમાં પહેલાં તો ઊંટની વણઝારો મારફતે વેપાર ચાલતો; પરંતુ હવે તો મોટર લૉરીઓ પણ ચાલે છે. હિંદી તથા કાબુલની સરકાર વણઝારોના રક્ષણ માટે ઊંચા પર્વતો ઉપર ચોકીદારો રાખે છે. જરાક ગફલતી જોતાંજ તાયફાવાળા (ગામવાસીઓ) વણઝારોને લૂંટી લે છે. કાબુલનો વેપાર મુખ્યત્વે ત્યાંની સરકારે હાથમાં રાખ્યો છે. કાપડ, હથિયારો, ખાંડ તેમજ લોઢાની ચીજોની ત્યાંથી નિકાસ થાય છે. અફઘાનિસ્તાનમાંથી મેવો, લાકડું, ચામડું, હીંગ અને ગાલીચા આવે છે. ત્યાંના ચલણમાં એક હિંદી રૂપિયાના ૩ અફઘાન રૂપિયા મળે છે.

**ઇતિહાસ**–મહાભારતમાં કૌરવોના મામા શકુનીનો આ ગાંધારદેશ, પ્રાચીન હિંદુઓની વસતિવાળો દેશ હતો. પછી ત્યાં બુદ્ધધર્મનો ફેલાવો થયો. બામયાન ખાતેની પર્વતો-

માંથી કોરી કાઢેલી ૧૨૦ ફીટ ઊંચી ત્રણ બુદ્ધની મૂર્તિઓ હજી પણ ત્યાં હજાર વર્ષો થયાં ઊભી છે. કાબુલના મ્યુઝિયમમાં ખોદકામ કરતાં મળેલી સેંકડો બુદ્ધ મૂર્તિઓ મૂકવામાં આવેલી છે. મધ્યકાળમાં કાબુલ ઈરાનને તાબે હતું. મહમદ ગીઝનવી અને શાહબુદ્દીન ઘોરીએ હિંદ ઉપર ઘણી સ્વારીઓ કરી મોટી લૂંટો મેળવી હતી. મોગલોના હાથમાં એ પ્રદેશ બાબર અને હુમાયુના સમય સુધી રહ્યો હતો. અકબરે પણ એ દેશ જીતી લીધો હતો. ઈ. સ. ૧૭૪૭માં અહમદશાહ દુરાનીએ કાબુલમાં સ્વતંત્ર અફઘાન રાજ્ય સ્થાપ્યું હતું. ઈ. સ. ૧૭૬૧માં અહમદ દુરાનીએ પાણીપતની મોટી લડાઈમાં મરાઠાઓનો ભારે પરાજય કર્યો હતો. એ દુરાની વંશના અમીરો વારંવાર બળવા થતાં રાજ્ય ત્યાગ કરતા હતા. ઘણા તો માર્યા ગયા હતા. ઈ. સ. ૧૮૩૯માં અંગ્રેજોએ શાહસુજાને અફઘાનોનો અમીર બનાવ્યો હતો. ઇ. સ. ૧૮૪૧માં અંગ્રેજોના એજન્ટ અને સૈન્યોને અફઘાનોએ કાપી નાખ્યાં હતા અથવા ઠંડીથી મરી ગયાં હતાં. ઇ સ. ૧૮૭૯માં પણ ફરી એવોજ બનાવ બનેલો. આ સ્વતંત્ર પ્રજાને વશ કરવી મુશ્કેલ જાણી અંગ્રેજોએ અમીર અબ્દુલ રહીમખાનને ગાદી આપતાં એના પૌત્ર અમીર અમાનુલ્લાખાનને એક લૂંટારૂ બચ્ચા સકાઈએ નાસી જવાની ફરજ પાડી. એની પાસેથી જનરલ નાદીરખાને રાજ્ય ઝૂંટવી લીધું. હમણાં ત્યાં અમીર મહમદ ઝાહિરશાહ રાજ્ય કરે છે. અંગ્રેજ સરકાર તેને વાર્ષિક અઢાર લાખ રૂપિયાનું વર્ષાસન આપે છે.

**અફીણ:** આ એક ઝેર છે. અલ્પ પ્રમાણમાં એનો ઉપયોગ ઔષધ તરીકે હિતાવહ બને છે; પરંતુ વ્યસન તરીકે એનો ચાલુ ઉપયોગ શરીરનો નાશ અને ક્ષયને નોતરે છે. હિંદ અને ચીનના લોકોમાં આ વ્યસન વિશેષ પ્રમાણમાં વ્યાપક છે. હિંદમાં એનો કસુંબો કાઢી પીવાથી રાજપૂતો અને બીજી લડાયક જાતિઓ એના માદક ઉત્તેજનથી ઝનૂનમાં આવીને લડતા હતા. આજે પણ કાઠિયાવાડમાં ખાસ કરીને કાઠીઓ ડાયરા જમાવી કસુંબા કાઢી, લે દે કરવામાં રસ લઇ રહ્યા છે. ચીનના લાખો લોકો ચંડુલખાનામાં જઇને એક નળી વાટે અફીણ સળગાવીને તેનું ધૂમ્રપાન કરે છે. એને પીનારો મીઠી તંદ્રા અને મનના તરંગોમાં મહાલતો હોય છે. અફીણનું વ્યસન બહુ દૃઢ નિશ્ચય અને મનોનિગ્રહ પછી જ કોઈ પ્રારબ્ધવાનથીજ છૂટે છે. અફીણના વ્યસનીને અફીણ સમયસર ન મળે તો એના હાથપગ તૂટે છે. ઘણાં માબાપો પોતાના બાળકોને અફીણવાળી બાળાગોળીઓ આપીને એની તંદુરસ્તીને નુકશાન પહોંચાડે છે.

અફીણનો છોડ બેથી ચાર ફીટ ઊંચો થાય છે. હિંદમાં માળવા વિભાગમાં એની વ્યાપક ખેતી થતી હતી, અને હજી પણ થોડા પ્રમાણમાં થાય છે. અફીણનાં ડોડવાં જ્યારે મોટાં થાય એટલે તેમના ઉપર ખેડૂત તીણાં હથિયારથી જખમ કરે છે. એમાંથી જે રસ નીકળે તે શુદ્ધ અફીણ કહેવાય છે. બબ્બે ત્રણ ત્રણ દિવસોના અંતરે ડોડવાંઓ ઉપર તીણાં યંત્રોથી છિદ્રો કરી રસ કાઢવામાં આવે છે. બંગાળ, બિહાર, સંયુક્ત પ્રાંતો અને માળવામાં એની ખેતી થાય છે; દેશી રાજ્યોમાં પણ એની ખેતી થાય છે. અફીણ ઉપર ભારે સરકારી જકાત હોવાથી ખૂબ દાણચોરીઓ થતી હતી. અફીણમાં બીજા પદાર્થોનો ભેગ કરવામાં આવે છે.

અફીણનું મોટું ઘરાક ચીન છે. હિંદી સરકારે ચીન ખાતે અફીણ મોકલવાનું ૧૯૧૩ થી સદંતર બંધ કર્યું છે. અફીણ ઉપર ભારે સરકારી જકાત છે. પેટી દીઠ લગભગ એક હજાર રૂપિયા જકાત છે. અફીણનો વેપાર લગભગ સરકારના ઈજારાથી ચાલે છે. સરકારી રાજ્યમાં લાયસન્સ વગર એની ખેતી થઈ શકતી નથી. દેશી રાજ્યોમાંથી પણ અફીણની નિકાસ પરદેશો ખાતે થઈ શકતી નથી. ૧૪૦ રતલની પેટીની અફીણની પેદાશ પાછળ રૂ. ૫૦૦ ખર્ચ લાગે છે. સરકાર તરફથી લીલામ કરીને અફીણનો ઇજારો અપાય છે. બંગાળ ગાઝીપુરમાં અફીણ બનાવવાનું સરકારી કારખાનું છે. અફીણની કિંમત રૂા. ૩૨૦૦ થી ૪૬૦૦ સુધી માગણી મુજબ ઊપજે છે.

**અફીણની નિકાસ**—૧૯૧૩-૧૪ માં ૧૬૯૫૮ હંડ્રેવેટની નિકાસ હતી. એની કિંમત ૨૩ લાખ પૌંડ એટલે ૨ાા કરોડ રૂપિયાની હતી; જ્યારે ૧૯૩૪-૩૫માં માત્ર ૨૧૨ હંડ્રેવેટની નિકાસ થઈ હતી. જે દેશની સરકાર પોતાના દેશને અફીણની જરુર છે એવું પ્રમાણપત્ર મોકલે છે તે દેશમાંજ હિંદથી અફીણ ચડી શકે છે. સિલોન, હોંગકોંગ, સિંગાપુર, બોર્નીઓ, સિયામ અને ડચ ઇસ્ટ ઈન્ડિઝ ખાતે અફીણ સરકારી હુકમ મુજબ ચડે છે. ૧૯૧૩—૧૪ માં સરકારને અફીણમાંથી ૧૬ા લાખ પૌંડની પેદાશ થઈ હતી. હવે લગભગ પાંચ લાખ પૌંડ એટલે ૬૨ લાખ રૂપિયાની પેદાશ રહી છે. પ્રજાસંઘે અફીણની નિકાસ બંધ કરાવવામાં મુખ્ય ફાળો આપ્યો છે. ભાંગ, ચરસ, અને ગાંજો પણ એજ છોડવાઓમાંથી થાય છે. ખસખસ એનાં ડોડવામાંથી નીકળે છે.

**અફીણનો ઇતિહાસ**—ઇરાન તરફથી મુસ્લિમ યોદ્ધાઓએ હિંદમાં આવીને આ દેશમાં અફીણ દાખલ કર્યું હતું. આરબ લોકોએ આવીને અફીણની પ્રથમ ખેતી પશ્ચિમ કિનારાનો દેશ જીતી લઇને શરૂ કરી હતી. માળવાની જમીન આ ખેતી માટે ઉત્તમ ગણાઈ છે. દરિયાની સપાટીથી ૧૩૦૦ થી ૨૦૦૦ ફીટ ઊંચી માળવાની કાળી મટોડીની જમીન આ પાકને માટે ફળદ્રુપ જણાઇ. અફીણના છોડવાઓ માટે સરસ સંભાળ, ખંત અને ખાતરની જરુર રહે છે. એને માટે બકરીની લીંડાનું ખાતર શ્રેષ્ઠ ગણાય છે. મોગલોના સમયમાં એના પર ભારે કર હતો. મોગલો પછી અફીણના હક્કો મરાઠાઓના હાથમાં આવ્યા. મરાઠાઓ પાસેથી ઇ. સ. ૧૭૭૩ માં અંગ્રેજોને અફીણના હક્કો મળ્યા. અંગ્રેજોએ ચીન ખાતે અફીણની નિકાસ કરવા માંડી. ચીનના અફીણીઓ મોટા પ્રમાણમાં હિંદનું અફીણ લેતા હતા. હિંદના જૂના જમાનાના મોટા ધનપતિઓએ પોતાની દોલત અફીણમાંથી મેળવી હતી. ચીનની સરકારે પોતાની પ્રજાને અફીણથી બચાવવા માટે અંગ્રેજ સરકારને અફીણની આમદાની બંધ કરવા વિનંતિ કરી; પરંતુ અંગ્રેજ સરકારે તેના પર કાંઈ લક્ષ આપ્યું નહિ. આથી ચીનની સરકારે હિંદથી આવતા અફીણને જપ્ત કરી લીધું. અંગ્રેજ સેનાપતિએ ચીન ઉપર આક્રમણ કરીને ચીનને ઈ. સ. ૧૭૫૪ માં પરાજિત કરી મોટી નુકશાની મેળવી. ચીન મોટા પ્રમાણમાં હિંદથી અફીણ ખરીદવા લાગ્યું. હિંદની મહેસુલને આ અફીણની જકાતથી કરોડો રૂપિયાનો લાભ થયો હતો; પરંતુ પ્રજાસંઘના દબાણથી ૧૯૧૩નો સાલથી ચીન તરફ અફીણ મોકલાતું નથી. ચીનમાં અફીણની ખેતીનો વિકાસ થયો છે.

હિંદમાં બંગાળ, આસામ, રાજપૂતાનામાં અફીણનો ઉપયોગ ઘણો છે.

**અબીલ:** વેપારની સુગંધિત વસ્તુ છે. એની બનાવટ સુગંધીવાળાં કપૂર કાચલી, ધવલો, સફેદચંદન, એ દશ દશ તોલા લેવાં; નાગરમોથ ૨૦ તોલા, કેસર બે માસા, કસ્તૂરી ૨ વાલ તથા જાવંત્રી, જાયફલ અને એલચી એકએક તોલો લેવાં. કસ્તૂરીને બારીક વાટી તેને ગુલાબનો પટ દેવો. આ બધાનું બારીક કપડછાણ ચૂર્ણ તે અબીલ, એ પૂજામાં વપરાય છે.

**અભોર:** (વસતિ ૯૧૪૦૩૫) નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. પંજાબના ઘઉં ચણાની મંડી (બજાર) ભટિન્ડાના સ્ટેશનથી ૪૫ માઇલ દૂર છે. એ ભટિન્ડા સામસેટા રેલવે લાઈન ઉપર આવ્યું છે. એ મંડીમાં ઊન, તમાકુ, શાકો અને તેલીબીયાંનો પણ વેપાર છે.

**અમદાવાદ:** સને ૧૯૪૧ ના વસતિ ગણત્રીના સરકારી હેવાલ પ્રમાણે તેની વસતિ ૬૯૧૨૬૭ જેટલી છે. આ શહેર મુંબઇ ઇલાકાના માતબર ગુજરાત પ્રાંતનું સત્તાવાર મુખ્ય શહેર છે. તે ઉદ્યોગ તથા વેપારમાં પણ અગ્રસ્થાન ધરાવે છે. તે લગભગ ૨૩° અક્ષાંશ અને ૭૨° રેખાંશ પર આવેલું છે. મુંબઈની ઉત્તરે ૩૦૦ માઇલ પર બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેથી જોડાયેલું તે મોટું જંકશન ધામ છે. ગુજરાતની અસ્મિતા, સંસ્કૃતિ ને ઐશ્વર્ય અહીં કેન્દ્રિત થયાં લાગે છે. અમદાવાદ જીલ્લાનાં કુલ ૮૮૪ ગામો છે. તે સાબરમતિ નદીને કાંઠે આવેલું છે. ત્યાં બે આર્ટસ્ કોલેજો, એક સાયન્સ કોલેજ, એક લૉ કોલેજ, એક કોમર્સ કોલેજ, તે ઉપરાંત ડોકટરી ધંધાના અભ્યાસ માટેની અને મિલની યાંત્રિક તાલીમ માટેની શાળાઓ પણ અહીં છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી વિદ્યાકલાના ધામરૂપ સંસ્થાઓને પણ અમદાવાદ પોષી રહ્યું છે. મુંબઇ ઇલાકા ભરમાં બહોળો પ્રચાર પામેલાં દૈનિક અને અઠવાડિક પત્રો અહીં પ્રગટ થતાં હોઇ પત્રકારત્વનું ધામ પણ બન્યું છે. પૂજ્ય ગાંધીજીએ ત્યાં પોતાનો આશ્રમ સ્થાપીને તેને ઇતિહાસ-અમર બનાવ્યું છે, ઐતિહાસિક શહેર હોવાથી ત્યાં સંખ્યાબંધ જોવાલાયક સ્થળો છે, અને તેમાં અવારનવાર ઉમેરા થતા જ જાય છે. એ જગ્યાઓમાં ગુજરાતની વિવિધ કલા કારીગરીના સર્વશ્રેષ્ટ નમૂનાઓ નજરે પડે છે અને એ સ્થળોમાંનાં કેટલાંક તો પવિત્ર ધામો પણ છે કે જ્યાં હિંદુ, મુસ્લિમ વગેરે કોમોના ધર્મોની ફોરમ સદાય પમરાટ મારે છે એ સ્થળોમાં જુમા મસ્જીદ, રાણી સિપ્રીની મસ્જીદ, હૈબતખાનની મસ્જીદ, માણેકચોકના રોજાઓ, સ્વામીનારાયણનું મંદિર, હઠીસિંગનું દહેરું તેમજ પ્રાચીન કલાકારીગરીનો ખ્યાલ આપતાં સંખ્યાબંધ જૈન દહેરાં, દરિયાખાનનો ઘૂમટ, સરખેજનો રોજો, ભદ્રનો કિલ્લો, કાંકરિયા તળાવ, દાદાહરીની વાવ, વગેરેનો સમાવેશ થાય છે. અર્વાચીન ઇમારતોમાં નોંધવા લાયક શ્રી મંગળદાસ મેમોરીયલ ટાઉન હોલ, પ્રેમાભાઈ હોલ, માણેકલાલ જેઠાલાલ લાયબ્રેરી, ગુજરાત વિદ્યાપીઠ, ગાંધી-આશ્રમ, વગેરે વગેરેનો સમાવેશ થાય છે. હિંદની તથા પરદેશની મોટ મોટી વેપારી પેઢીઓ, બેંકો, વીમા કંપનીઓ, વગેરેની શાખાઓ અહીં પોતાનું કામકાજ ગંજાવર પાયા પર ખેડયે જાય છે. આ શહેરનું રેશમી કાપડ, કિનખાબ, હાથ બનાવટના કાગળો, ધાતુનાં વાસણો, નકશી કામ વગેરે ખૂબ વખણાતાં હતાં.

**મિલ ઉદ્યોગ** — આજે અમદાવાદમાં ૭૩ મિલો કાપડ-સુતરનું વિરાટ ઉત્પાદન કરી રહી છે. તેમાં ૧૭૯૪૨૮૩ ત્રાકો અને ૪૩૩૧૫ શાળો છે. ઘણી મિલોમાં તદન અદ્યતન યંત્રો છે. ખાનગી માલિકી સિવાયની જોઇન્ટ સ્ટોક કંપનીઓની મિલો પાછળ ૬,૦૪,૨૩,૬૩૫ રૂપિયાની રકમનું ભરપાઇ થયેલી થાપણનું નાણાંબળ રહેલું છે. અમદાવાદની મિલોમાં ૭૬ હજાર ઉપરાંત શ્રમજીવીઓ રોજી મેળવી રહ્યા છે. અહીંનો મિલ-ઉદ્યોગ ખૂબ જ રોમાંચક અને અજોડ સાહસોથી ભરચક એવો ઇતિહાસ ધરાવે છે. અહીંનો મિલ ઉદ્યોગ મુખ્યત્વે સ્વદેશી છે અને તે એકલા હિંદ માટે નહિ પણ આંતરરાષ્ટ્રિય મહત્વ માટે જબરો મોભો ધરાવે છે. હિંદભરમાં હિંદી માલિકી તળે મિલ ઉદ્યોગનું મંગળાચરણ કરવાનો ખ્યાલ સૌથી પહેલવહેલો તો અમદાવાદના દાનેશ્વરી નરરત્ન રા. બા. શેઠ રણછોડલાલ છોટાલાલને આવેલો. તેમણે અમદાવાદમાં મિલ ઊભી કરવા ૧૮૪૭ થી પ્રયાસો આદરી, બાર વર્ષના ગાળા દરમ્યાન અસંખ્ય અને અસહ્ય અંતરાયો વેઠી, પોતાનું સ્વપ્ન ૧૮૫૯માં સિદ્ધ કરી બતાવ્યું હતું. અમદાવાદમાં સ્થપાનાર પહેલી મિલ તે શાહપુરની "અમદાવાદ સ્પીનીંગ અને વીવીંગ મિલ." અમદાવાદ શહેર દરિયા કિનારાથી દૂર આવેલું હોઇ અને તેને અનુકૂળ જળમાર્ગ ન હોવાથી શરૂઆતમાં મિલ ઉદ્યોગની મશીનરી તથા કોલસો લાવવામાં પારાવાર તકલીફ વેઠવી પડેલી. ગુજરાત ખેતીપ્રધાન હોવાથી મિલો માટે મજૂરો મેળવવામાં પણ આ ઉદ્યોગની બાલ્યાવસ્થાએ જીવલેણ મુશ્કેલીઓ જોઈ છે. પણ બધી જ પ્રતિકૂળતાઓ પર અમદાવાદના સાહસિક ઉદ્યોગપતિઓએ આખરી વિજય મેળવ્યો છે. જો અમદાવાદ બંદર હોત તો તેની જાહોજલાલી મુંબઈ કરતાં પણ વધુ પ્રમાણમાં નજરે પડત. અમદાવાદમાં મિલમાલિક મંડળ અને મજૂર મહાજન જેવી મોભાદાર સંસ્થાઓ છે. અમદાવાદની મજૂર મહાજનની સંસ્થા તેના ઠરેલપણા તથા દીર્ઘદ્રષ્ટિ માટે જગમશહૂર બની ચૂકી છે; તેણે રફતે રફતે મજૂરોની નગર સેવા બજાવી તેમનું સ્થાન ઊંચું અને ગૌરવભર્યું કર્યું છે. અહીંના મિલમાલિક ખૂબ જ ખંતિલા, જાતમહેનતવાળા અને ઉદ્યોગની બધી જ બાજુઓનું ઊંડું જ્ઞાન ધરાવનારા છે. તેમનું સ્થાપિત હિત અસાધારણ પ્રમાણમાં હોઇ તેઓ અપૂર્વ કાળજી દાખવે છે અને ઉદ્યોગને તેઓ સદ્ધર બનાવી શકયા છે. આ બધાં કારણોને લીધે અમદાવાદ પૂર્વનું માન્ચેસ્ટર ગણાયું છે.

મિલ ઉદ્યોગ ઉપરાંત અમદાવાદમાં હોઝિયરી, કાચનો સામાન, કાગળ, દવાઓ અને રસાયણો બનાવવાનાં પણ કારખાનાંઓ છે. દરેક જાતના મુખ્ય વેપારોનાં બજારો અને એક્ષચેઇન્જ બજારો પણ અહીં છે.

**ઇતિહાસ** —ઈ. સ. ૧૪૧૨ માં સુલતાન અહમદશાહે આ શહેર વસાવ્યું હતું. પાટણની ઇમારતો તોડીને મુસ્લિમ રાજકર્તાઓએ અમદાવાદને રળિઆત કર્યું હતું તે આજે એક ઐતિહાસિક સત્ય મનાયું છે. પાટણની પડતી પછી ગુજરાતનું તે પાટનગર બન્યું. સુલતાન મહમદ બેગડાના કાળમાં તે ખૂબ જ જાહોજલાલીનું ધામ હતું. ગુજરાતના સુલતાનોનો પરાભવ કરી મુગલ સમ્રાટ અકબરે તેને જીતી લીધું. મુગલોના હાથમાંથી તે મરાઠાઓના હાથમાં ગયું અને ગાયકવાડને હસ્તક

તેનો વહીવટ સુપ્રત થયો. ગાયકવાડ પાસેથી અંગ્રેજોએ ઈ સ. ૧૮૧૮માં તે મેળવ્યું. ત્યાં ગુજરાત પ્રાંતની વડી સરકારી કચેરીઓ, કમિશ્નર ને કલેકટરની ઓફિસો, સેશન્સ કોર્ટ, વડું પોલીસ મથક અને લશ્કરી મથક છે. મૂળ શહેરની આસપાસ કેટલાય ચોરસ માઇલોમાં આજુબાજુ આધુનિક પરાંઓ (કો. ઓ. હાઉસીંગ સોસાયટીઓ) વસ્યાં છે. શહેરમાં સર્વત્ર પાકા ડામરના રસ્તાઓ છે. પાણી અને વીજળીની ત્યાંના રહીશોને ઉત્તમ સગવડ મળેલી છે.

**અમરાવતી**: આ કપાસનું મુખ્ય મથક છે. જી. આઈ. પી. રેલ્વે ઉપર આવ્યું હોઇને ખાનદેશનો કપાસ અહીં મળે છે. મુંબઈના કપાસના વેપારીઓના એજન્ટો પણ અહીં રહે છે. શહેરમાં કેટલાંક કપાસનાં જીનપ્રેસો છે. વસતિ આશરે ૦।। લાખની છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૪૭૦૪ ચો. મા. નું હોઈને વસતિ ૧૦ લાખની છે. વરસાદ ૩૦ ઇંચ આશરે પડે છે. વળી જુવાર, ઘઉં, મગ અને કપાસ થાય છે. અમરાવતી શહેરમાં ૦।। લાખની વસતિ છે. વરાડ પ્રાંતનું એ મુખ્ય શહેર હોઇને જી. આઈ. પી. રેલ્વે ઉપર આવ્યું છે. જીનો, પ્રેસો ઘણાં છે.

**અમરેલી**: આ શહેર સૌરાષ્ટ્રમાં આવ્યું છે. ગાયકવાડનું કાઠિયાવાડમાં થાણું અને મુખ્ય શહેર છે. ચારે તરફ મેદાનવાળી જમીન છે. ગાયકવાડનો સુબો ત્યાં રહે છે. વેપાર સાધારણ છે. ખેતી ઘઉં, જુવાર, બાજરો અને કપાસની છે. ગૃહઉદ્યોગમાં હાથવણાટનું કાપડ મુખ્ય છે.

**અમૃતસર (શહેર)**: આ બંદર નથી, પણ વેપારનું મોટું મથક છે. એ હિંદની એક મોટી મંડી એટલે બજાર ગણાય છે. વસતિ ૩ લાખની છે. એમાં શીખોનું સોનેરી મહાન મંદિર "દરબાર સાહેબ" આવેલું છે. જલિયાંવાળા બાગની કતલ માટે આ શહેર ઇતિહાસમાં પ્રસિદ્ધ થયું છે: આ શહેર કાપડના વેપારનું મુખ્ય ધામ ગણાય છે; ચામડાનો પણ મોટો વેપાર ચાલે છે. અનાજમાં ઘઉં અને ચણા માટે પણ એ મુખ્ય મથક છે. એમાં હજારો શાળો ઉપર ગૃહઉદ્યોગથી ઊનનું કાપડ વણાય છે. તે સિવાય શેત્રંજીઓ અને ગાલીચાઓ માટે પણ તે વખણાય છે. આ શહેરમાં સટ્ટાનાં બજારો પણ છે. ગુજરાતી વેપારીઓ, દુકાનદારો અને રંગ તથા કાપડના વેપારીઓ પણ છે. એ શહેરમાં ત્રણ કરોડ રૂપિયાની ચીજોની આયાત અને ચાર કરોડ રૂપિયાની ચીજોની નિકાસ થાય છે. નિકાસ વેપારમાં મુખ્ય વસ્તુ ઘઉં, શાલો, શેત્રંજીઓ, ગાલીચાઓ, ગૃહઉદ્યોગનું કાપડ, પિત્તળનાં વાસણો, જવાહિર વગેરે છે. અમૃતસર કાપડના આયાત વેપારનું મુખ્ય મથક છે. અહીં એક બે કાપડની મિલો પણ છે. અમૃતસરમાં બે મોટા મેળા ભરાય છે: એક વૈશાખી અને બીજો દિવાળીનો મેળો પ્રખ્યાત છે. બુખારા, કાશ્મીર અને કાબુલના વેપારનું આ બજાર ગણાય છે. આ શહેરમાં કાપડ, શાલ, એલ્યુમિનિયમ, એસીડ, ચામડાં, કાચ, લોઢાના ઉદ્યોગો છે.

**અમૃતસર** (પ્રાંત)—પંજાબનો આ પ્રાંત ૧૫૭૪ ચો. મા. ક્ષેત્રફળ ધરાવે છે. એની વસતિ ૧૧૧૭૧૨૦ ની છે. ભાષા ગુરુમુખી, પંજાબી અને ઉર્દુ છે. આ પ્રાંતમાં જંગલો થોડાં છે, મેદાન વધારે છે. ડોઆબ નદીના કિનારે રેતીની બનેલી નાની ટેકરીઓ છે. બેર, આંબા અને જામફળો ઠીક થાય છે. સરેરાશ વરસાદ આશરે ૨૦ ઇંચ પડે છે. આ પ્રાંતની ઋતુ મધ્યમસરની પણ મેલેરિયાયુક્ત ગણાય છે. જમીન પીળી-માટી અને ચાકની બનેલી છે. એનાં ખેતરોમાં ઘઉં સારા પાકે છે. પ્રાંતમાં નહેરો સારા પ્રમાણમાં છે. પાકોમાં ઘઉં, ચણા, જવ, શેરડી, મકાઈ, ચોખા, કપાસ અને મગ થાય છે; સરસ ઊન પણ મળે છે.

**અમેરિકા**: જગતના ચાર ખંડો પૂર્વગોળાર્ધમાં આવ્યા છે; જ્યારે અમેરિકાનો આખો ખંડ બીજા પશ્ચિમ ગોળાર્ધમાં આવ્યો છે. એણે પૃથ્વીના ચોથા ભાગની જમીન રોકી છે. એની આજુબાજુ એટલેન્ટિક અને પેસિફિક સમુદ્રો આવેલા છે. અમેરિકાને કુદરતે બે મોટી સંયોગીભૂમિમાં વહેંચી દીધો છે. એક વિભાગ એ ઉત્તર અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટનું સંયુક્ત રાજ્ય, કેનેડા, એ ભારે સમૃદ્ધ અને મોટાં સાધનો તથા ઉચ્ચ સંસ્કૃતિ ધરાવનાર પ્રદેશો છે. એનું જુદું વર્ણન આગળ આવશે. દક્ષિણ અમેરિકામાં નાનાં નાનાં અનેક રાજ્યો છે. ઉત્તર અમેરિકામાં ત્રીજું મેક્સિકોનું પણ રાજ્ય છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકાને પનામાની સામુદ્રધુનીથી જોડેલાં હતાં. પનામાની મોટી નહેર બાંધી યુનાઇટેડસ્ટેટ્સના સંયુક્ત રાજ્યે વેપાર અને વ્યવહાર સરલ કરી નાંખ્યાં છે. ઉત્તર અમેરિકાનો વિસ્તાર ૮૮૯૨૦૦૦ ચોરસ માઇલનો છે. દક્ષિણ અમેરિકાનો વિસ્તાર ૬૫,૦૦,૦૦૦ ચો. માઈલનો છે, અને એની સમીપમાં આવેલા ટાપુઓનો વિસ્તાર ૯,૦૦,૦૦૦ ચો. માઇલનો છે. કુલે એ દેશની ભૂમિ ૧,૬૪,૪૨,૦૦૦ ચો. માઇલનો વિસ્તાર ધરાવે છે. એ યુરોપ કરતાં ચારગણું મોટું, આફ્રિકા કરતાં ૧/૩ જેટલું મોટું અને એશિયા કરતાં વિસ્તારમાં અર્ધું છે. અમેરિકાની ઉત્તર દક્ષિણ લંબાઈ ૯,૬૦૦ માઇલની છે. અમેરિકાની વસતિ ૧૫ કરોડ એટલે હિંદથી અર્ધાથી પણ ઓછી છે. એ દેશ ઇ. સ ૧૪૯૨માં સ્પેનના રાજાની સહાયથી કોલંબસે શોધી કાઢયો હતો. વેપાર ઉદ્યોગ અને સમૃદ્ધિમાં જગતમાં આ દેશ અજોડ છે. આ દેશમાં સૌથી મોટા મહાસાગરો, સૌથી મોટી નદીઓ, સૌથી મોટાં સરોવરો છે. તે સૌથી મોટા પ્રમાણમાં કપાસ, ઘઉં, લોઢું, તેલ અને સોનું ધરાવે છે. રેલ્વે, મોટરકારો, વિમાનોની સંખ્યામાં પણ આ દેશ સૌથી પહેલો દરજ્જો ભોગવે છે. અમેરિકાના કેનેડા, સંયુક્ત રાજ્ય વગેરેમાં વેપાર અને રોજી માટે હિંદીઓને દાખલ કરવાની મનાઈ છે. ઉત્તર અમેરિકામાં તો જૂના રહેવાસીઓ ધીમેધીમે સમાપ્ત થઇ જતાં તેનું સ્થાન ગોરાઓએ લીધું છે. હવે ત્યાં આદિ નિવાસીઓ બહુ જ થોડા રહ્યા છે. આ મહાયુદ્ધને સમયે અંદર અંદર કુસંપવાળાં અમેરિકાનાં નાનાં મોટાં રાજ્યોએ એકસંપી કરીને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે. અમેરિકાને પણ ભવિષ્યના વિજેતા કહેવાતા જર્મનીનો મોટો ભય છે.

**અમ્સ્ટરડામ**: હૉલેન્ડ અથવા નેધરલેન્ડ જે ડચ અથવા વલંદાના લોકોનું રાજ્ય છે તેનું એ મુખ્ય શહેર છે. એ શહેરમાં મોટો વેપાર ચાલતો હતો. એમાં ઓછામાં ઓછી આઠ લાખ માણસોની વસતિ છે. નાના નાના અનેક બેટોનું એ સંયુક્ત શહેર બન્યું છે. સાગરના કિનારાથી આસપાસનો પ્રદેશ નીચો હોવાથી સાગરના પાણીના પ્રવાહો સામે મોટી જાડી દીવાલો બાંધીને આ ભૂમિનું રક્ષણ કરવામાં આવ્યું છે. ઇ. સ.

૧૨૦૦માં એ એક નાનું માછીમારનું પરું હતું. હમણાં તો એ શહેરને એકજ દિવસમાં ભારે તોપમારાથી ભાંગી તોડીને જર્મનોએ લઇ લીધું છે. જર્મનોએ પોતાનું પ્રખ્યાત છત્રીસૈન્ય આ પ્રદેશમાં રાત્રિના સમયે ઉતારીને એનો એકાએક કબજો લીધો છે. ડચ પ્રજાના હાથમાં જાવા જેવાં સંસ્થાનો હતાં તે જાપાને ઝૂંટવી લીધાં છે. આ સમૃદ્ધ પ્રજા હમણાં પરાધીન છે. અમ્સ્ટરડામનું બારું જગતમાં એક મોટું બંદર ગણાય છે. ત્યાં વર્ષે ૧૧ કરોડ ટનની ૩૦૦૦ સ્ટીમરો આવે છે.

**અયોધ્યા:** હિંદનું સંયુક્તપ્રાંતનું એક નાનું શહેર છે. રામચંદ્રજીની એ રાજ્યધાની હમણાં બહુ પછાત હાલતમાં છે. એનો પ્રાચીન વૈભવ નાશ પામ્યો છે. ક્ષિપ્રા નદીના તીરે આવેલા એ શહેરમાં બહુ થોડો વેપાર છે. રેલ્વેનું નાનું જંકશન છે. શહેરમાં સુગ્રીવ કિલ્લો, હનુમાન ગઢ, વિદ્યાકુંડ વગેરે મંદિરો છે. આઉધ એટલે અયોધ્યાના નવાબો વિલાસ અને મોજમજાહ માટે પ્રસિદ્ધિ પામ્યા હતા.

**અરબસ્તાન:** આરબોનો એ દેશ છે. આ દેશની લંબાઇ યુફ્રેટીસ નદીથી તે બાબલમાન્ડપની સામુદ્રધુની સુધી ૧૫૦૦ માઇલની છે. પહોળાઈ રાતા સમુદ્રથી તે રાસલહદના બિંદુ સુધી ૧૩૦૦ માઇલની છે. વિસ્તાર ૧૨૦૦૦૦૦ ચો. માઇલનો છે. એની ત્રણ તરફ રાતો સમુદ્ર, અરબી સમુદ્ર અને ઈરાની અખાત આવેલા છે. એ સૂકા રેતીનો પ્રદેશ છે. એમાં વિશાળ સૂકાં રણો છે, તેમજ ડુંગરોની હારમાળા પણ સૂકીજ છે. વૃક્ષો અને લીલોતરી બહુજ થોડાં છે. આ પ્રદેશની વસતિનો અડસટ્ટો લગભગ ૧ કરોડ જેટલો ગણાય છે. વસતિનો મોટો ભાગ રણમાં કયાંક કયાંક લીલો પ્રદેશ હોય ત્યાં ઘેટાં અને ઊંટ ચારીને રહે છે. એ ભટકતી જાતો બીદુન નામે ઓળખાય છે. એમાંના ઘણાખરા ચોરી અને લૂંટફાટનો ધંધો કરે છે. અરબસ્તાનમાં વરસાદ બહુ થોડો પડે છે. લોકો બધાં મુસ્લિમો હોઇને ઝનૂની, લડવૈયા તથા સ્વતંત્ર પ્રકૃતિના છે. તેઓ કોઇના તાબામાં રહેતા નથી. હથિયારોનો ઉપયોગ બધાં જાણે છે. આરબ લોકોએ મહાન પયગંબર મહમદ સાહેબના પ્રયત્નોથી સંગઠિત થઈ મુસ્લિમ એકેશ્વરવાદી ધર્મમાં દાખલ થઈ મોટા વિજયો મેળવ્યા હતા, અને જગતમાં મહાન આરબ સામ્રાજ્ય સ્થાપ્યું હતું. એની ગૌરવગાથા ઇતિહાસ પ્રસિદ્ધ છે. મુસ્લિમોનાં મહાન યાત્રાસ્થળો મક્કા અને મદિના અરબસ્તાનમાં આવ્યાં છે. ત્યાં જગતના મુસ્લિમો યાત્રા માટે એટલે કે હજ કરવા જાય છે. આરબો હજીપણ સ્વતંત્રતા ભોગવે છે; પરંતુ એમના વિજયો, ગૌરવ ગાથાઓ, સાહસ, વિદ્યા, વિજ્ઞાન એ હવે મોળાં પડી ગયાં છે. આરબોના દેશો ઉપર તુર્કીએ ઘણાં વર્ષો સુધી ચક્રવર્તિપણું ચલાવ્યું હતું; પરન્તુ ગયા મહાયુદ્ધમાં એમને સ્વતંત્રતા મળી છે. અરબસ્તાનની પ્રજા ગરીબ છે. એ દેશ પોતાના પૂરતો ખોરાક પેદા કરતો નથી; વળી કોઈ મોટા ઉદ્યોગ પણ ત્યાં નથી. યંત્રશાસ્ત્રમાં એ ખૂબ પછાત છે. ખેતી પણ બહુ થોડી છે, લોકોની મુખ્ય ખોરાકી ઘેટાનું માંસ, ઊંટનું દૂધ અને ખજૂર છે. ત્યાંની પ્રજા ગરીબ અને ઝનૂની હોવા છતાં એની પરોણાગત વખણાય છે. કુરાનના અને શરિયતના કાયદા લોકો માને છે. ત્યાંના રાજાઓ પાસે આધુનિક શસ્ત્રાસ્ત્રો, રણગાડીઓ કે વિમાનો નથી.

**અરબસ્તાન (આદિ)**—આ રાજ્ય ૧૯૨૬ માં નવું સ્થપાયું છે. અરબસ્તાનમાં સૌથી મોટું રાજ્ય એનું છે. વહાબી પંથમાં પીરો, વહેમો પૂજાઓ અને પાછળથી દાખલ થયેલી કેટલીક ક્રિયાઓનો તિરસ્કારથી ત્યાગ કરવામાં આવ્યો છે. આ વહાબીઓના વડા અબ્દુલ અઝીઝ સાઉદે પોતાનાં પરાક્રમોથી અરબસ્તાનનો મોટો ભાગ જીતી લીધો છે. નજદપ્રાંત અને હીજાજપ્રાંત બંને એના થયા છે. ઇબ્ન સાઉદે આ મોટું રાજ્ય અરબસ્તાનમાં પોતાના પરાક્રમથી સ્થાપ્યું છે. એના પ્રાંતોમાં કુલ વસતિ કેટલી છે તેનું અનુમાન થઈ શકયું નથી; પરંતુ ૫૦ લાખથી ઓછી નહિ હોય. એની વાર્ષિક પેદાશના પણ આંકડા બહાર પડતા નથી. એના હાથમાં **મુખ્ય પેદાશ** મક્કામાં દેશપરદેશથી યાત્રાળુઓ આવે છે તેમાંથી થાય છે; તે સિવાય જકાતમાંથી પણ થાય છે; વળી અંગ્રેજ સરકાર પણ કાંઇક રકમ આપે છે. આથી વાર્ષિક ત્રીસેક લાખ રૂપિઆ જેટલી પેદાશ હશે. ઇબ્ન સાઉદે પોતે હમણાં થોડાં વર્ષો થયાં સૈન્ય રાખવું શરૂ કર્યું છે. છતાં મોટા પ્રમાણમાં, ગામડાઓનાં શેખો પોતાના યુવાનો સાથે લઇ લડવા આવે છે. ઈબ્ન સાઉદ જરૂર પડયે પચાસ હજારનું સૈન્ય ભેગું કરી શકે છે. અરબસ્તાનમાં ગરમી સખ્ત પડે છે. ત્યાં ચાર સ્ત્રીઓ કરવા સુધીની છૂટ છે. અંદર અંદરના ચાલુ ટંટા ઇબ્ન સાઉદે બેસાડી દીધા છે. એના પ્રદેશમાંથી હિંદમાં ખારેક, ખજૂર અને ચામડાં આવે છે. બદલામાં ચોખા, કાપડ, ખાંડ, ચાહ વગેરે ત્યાં જાય છે. જીદ્દા એ ઈબ્ન સાઉદનું એકજ મોટું બંદર છે. હિંદનાં બંદરોથી યાત્રાળુઓની સ્ટીમરો ત્યાં જાય છે. રાજ્યમાં યંત્રોનાં કારખાનાં નથી. મોટાં શહેરો બહુજ થોડાં છે. ગામડાંઓ પણ રણમાં જ્યાં જ્યાં પાણીના વીરડા મળે ત્યાં કોઈ કોઇ સ્થળે છે. અનાજમાં ઘઉં, જવ વગેરે થોડા પ્રમાણમાં થાય છે. આથી હિંદમાંથી ચોખા ત્યાં જાય છે. આખા દેશમાં પાકા રસ્તા નથી. રેતીનાં રણોમાં ઊંટ એ મુખ્ય વાહન છે. ત્યાંનું ચલણ અંગ્રેજી સોનાની ગીની છે; પરંતુ ઈબ્ન સાઉદના ચાંદીના રીઆલો પણ ચાલે છે. એક પાઉન્ડના ૨૩ રીઆલો ગણાય છે. જેડાહ મોટું બંદર છે. બીજાં બંદરો અગત્યનાં નથી. જેડાહ, મક્કા અને મદીનામાં હિંદીઓની વસતિ છે.

**અરબસ્તાન (યમન પ્રાંત)**—આ દેશ પણ અરબસ્તાનનો ભાગ છતાં સ્વતંત્ર રાજ્ય છે, એનો વિસ્તાર ૭૫૦૦૦ ચો. માઇલનો છે. યમનના સુલતાનનું નામ ઝૈદી ઇમામ યાહીઆ છે. આ રાજ્ય પણ ઇસ્લામી છે. ખૂબ પછાત વસ્તી ધરાવે છે. વેપારમાં ચામડાં, કોફી, ઘઉં, જુવાર, બાજરી વગેરે છે, લોકોની વસ્તી ૩૫ લાખની છે. લોકો ઘણા ગરીબ છતાં લડાયક છે. ઇબ્ન સાઉદે ઇ. સ. ૧૯૩૪ માં યમનના અમીરનો પરાજય કર્યો હતો. દેશમાં શિક્ષણ માત્ર કુરાનનું જ અપાય છે. યંત્રો કે કારખાના નથી; પ્રજા પછાત છે.

**અરબસ્તાન ( ઓમાન પ્રાંત )**— આ પણ આરબ રાજ્ય છે. મસ્કત એનું મુખ્ય શહેર છે. એની સ્વતંત્રતા નામની છે. એ રાજ્ય ઉપર અંગ્રેજો રાજયદ્વારી અને આર્થિક લાગવગ ધરાવે છે. આ ઉજ્જડ રણપ્રદેશમાં કયાંક કયાંક પાણી મળે છે. ત્યાં ખજૂર અને દાડમ મોટા પ્રમાણમાં થાય છે આ દેશનો વિસ્તાર ૮૨,૦૦૦ ચો. માઇલનો અને વસતિ પાંચ લાખની છે. વસતિ આરબ અને સીદીઓની તથા બંનેની મિશ્ર જાતિની છે. લગભગ દશ હજાર હિંદીઓ પણ ત્યાં વેપાર માટે વસ્યા છે.

મસ્કત શહેરમાં આગળ બહુ જાહોજલાલી હતી. હવે વેપાર ઘટવાથી એની પડતી છે. બસો વરસ થયા હિંદી વેપારીઓ નાનાં નાનાં વહાણોમાં બેસીને ત્યાં સંસ્થાન સ્થાપી આવ્યા હતા. દોઢસો વર્ષો સુધી એ સંસ્થાન ખૂબ વિકાસ પામ્યું હતું. હમણાં યુરોપ સાથે સીધો વેપાર વધ્યાથી અને મસ્કત ઉપર અંગ્રેજ સરકારનું ચક્રવર્તિપણું સ્થપાવાથી હિંદી લાગવગ ખૂબ ઘટી છે. છતાં સંખ્યાબંધ હિંદી વેપારીઓ મસ્કત સાથેનો વેપાર ચલાવે છે. મસ્કત કરતાં મત્રાનું બંદર વિકાસ પામતું જાય છે. મસ્કતના સુલતાનની આવક સાતેક લાખ રૂપિયા છે. પ્રજા ખૂબ ગરીબ છે. કાંઈ ઉદ્યોગો નથી. મુખ્ય આયાત રૂપિયા ૧૧॥ લાખના ચોખા, ૪ લાખની કિંમતની કોફી, ૧॥ લાખ રૂપિયાની ખાંડ હતાં; મુખ્ય નિકાસ ખજૂર રૂ. ૯ લાખની અને આ સિવાય દાડમ, માછલી, લીંબુ વગેરે હતાં. આમદાની માલની કુલ કિંમત રૂ. ૩૪ લાખની અને નિકાસ માલની કિંમત રૂા. ૨૧ લાખની હતી. કુલ વેપાર હિંદી વેપારીઓના હાથમાં છે. સુલતાન સૈયદ સૈયદ બીન તૈમુર છે.

**અરબસ્તાન** (કોવીટ)—ઇરાની અખાત ઉપર આવેલો અરબસ્તાનનો ભાગ છે. એનું મુખ્ય શહેર કોવીટ નાનું બંદર છે. શેખ નબીર એનો રાજ્યકર્તા છે. એ નાના રાજ્યની વસતિ ૫૮,૦૦૦ ની છે. હિંદી રૂપિયો ચલણમાં છે. આ પછાત આરબી નાનું રાજ્ય છે. આ સિવાય અરબસ્તાનમાં કેટલાંક નાનાં નાનાં રાજ્યો બ્રિટનની બાંહેધરી નીચે છે.

**અરાવલી**: આ આબુનો પર્વત કહેવાય છે. ઉત્તર હિંદમાં એ લંબાયલી પર્વતની હાર છે. પ્રાચીનકાળમાં એને "આદર્શાવલી" કહેતા હતા. એ પર્વતમાં સંગેમરમર આરસપહાણોની ખાણો છે. આબુનો પર્વત ૫,૬૫૫ ફુટ ઊંચો છે. એના ઉપર હવા ખાવાનું મથક છે.

**અરીઠાં**: આ વેપારની વસ્તુ નાહવાધોવાના કામમાં આવે છે. એ હિંદવાસીઓનો કુદરતી સાબુ છે. એનાં વૃક્ષો આમલીનાં ઝાડ જેવડાં મોટા હોય છે. તેમાં અરીઠાનાં ફળો થાય છે. અરીઠાં ખસ, ખરજી વગરે ચામડીના રોગોને મટાડે છે. ઘરેણાં સાફ કરવામાં એ કામમાં આવે છે. કોઇ ઝેરી પદાર્થ ખવાયો હોય તો ઊલટી કરાવી કાઢી નાખવા માટે ઉપયોગમાં લેવાય છે. માથાના દુઃખાવા અથવા આધાશીશી ઉપર એનાં બે-ત્રણ ટીપાં નાકમાં નાખવાથી ફાયદો થાય છે. કળતર થતી હોય તો એનું ફીણ લગાડ ય છે.

**અર્થશાસ્ત્ર**: અંગ્રેજીમાં એને Economics કહે છે. એનો અર્થ ધન-દોલતની વિદ્યા છે. વેપારીઓને એ વિદ્યા ખાસ જાણવી આવશ્યક છે. આપણા દેશમાં ઘઉં, ચોખા, ખાંડ, તેલીબીયાં, પોલાદ કેટલા પ્રમાણમાં પેદા થાય છે, કેટલી અને કઈ કઇ ચીજોની આપણી નિકાસ છે, કઈ કઇ ચીજો આપણે પરદેશથી આયાત કરીએ છીએ, દૂર દેશાવરોથી મંગાવતાં કેટલું નૂર, વિમો વગેરે ખર્ચ લાગે છે, આપણા દેશમાં કેવી રીતે ઉદ્યોગો વધે, સરકારની પેદાશ કેટલી છે, કયા કયા પ્રાંતોમાં કઈ કઇ વસ્તુઓની જરુર છે, સસ્તી વસ્તુઓ કયાંથી મંગાવવી, દેશપરદેશના નાણાંનું હૂંડિયામણ કેમ નક્કી કરવું, દેશપરદેશોના તોલમાપનો સમન્વય કેમ કરવો, બંદરોનો ખર્ચ, જકાતો, વગેરે સર્વ બાબતો અર્થશાસ્ત્રને લગતી ગણાય છે. યુરોપમાં એ શાસ્ત્રને ખૂબ કેળવવામાં આવ્યું છે. ત્યાં અનેક અનુભવીઓ અર્થશાસ્ત્ર સંબંધી છે. આપણે ત્યાં હજી એ વિદ્યા યૌવન પામી નથી. વેપાર કેમ કરવો ? મૂડીની વ્યવસ્થા, નફા મેળવવાની ગણતરીઓ, સઘળું અર્થશાસ્ત્રમાં આવી જાય છે. એ શાસ્ત્ર ઘણું વિશાળ છે અને તેટલુંજ ઉપયોગી છે. અંગ્રેજીમાં એને લગતા ઘણા ગ્રંથો રચાયા છે. પોતાના દેશમાંથી પરદેશો તરફ ઘસડાઇ જતું ધન બચાવવું એ પણ અર્થશાસ્ત્રનો વિષય છે. આપણાં ચાર ઉપવેદોમાં એક અર્થ (અથર્વ) વેદ પણ છે.

**અલપ્પાઈ**: આ ત્રાવણકોર રાજ્યનું બંદર છે. એની વસતિ ૬૦ હજાર જેટલી છે. કોચીન અને કવીલોનની વચ્ચે આ બંદર આવેલું છે. આ બંદરમાં સાગરની નહેર દૂરદૂરથી વેપારની ચીજો લાવે છે. દર વર્ષે ત્રણ લાખ ટન વજનની સ્ટીમરો આ બંદરની મુલાકાત લે છે. ત્રાવણકોરની સરકારે આ બંદરના વિકાસ પર સારું ધ્યાન દેવા માંડ્યું છે. આ બંદરેથી રાજધાની ત્રિવાન્ડ્રમ સુધી રેલ્વે જાય છે. મુખ્ય નિકાસ કોપરાં, સીંદરીની રસી, અને કાથાના તંતુઓ, ઇલાયચી, મરી અને સૂંઠની છે. ઘણા ગુજરાતી વેપારીઓની જૂની પેઢીઓ અહીં છે, ગુજરાતી વેપારીઓના કાથાનાં દોરડાં અને ગાલીચા બનાવવાનાં કારખાનાં પણ અહીં છે. નહેરોને કિનારે શહેર વસ્યું છે. એના કિનારાનાં નારિયેળનાં વનો મલબારનાં બંદરોને ભારે સૌંદર્ય આપે છે.

**અલમોરા**: આ પર્વત ઉપર આવેલું હવા-ખાવાનું સ્થાન છે. એના ઉપર સેનેટોરિયમો (આરોગ્યગૃહો) છે. સ્વામી વિવેકાનંદે સ્થાપેલું શ્રી રામકૃષ્ણ મઠનો એક સેવાશ્રમ પણ અહીં છે. એનાં શિખરો ૫,૪૨૫ થી ૫,૬૦૭ ફુટ ઊંચાં છે. એ પહાડ ઉપર ગંધકની ખાણો છે.

**અલવર** (દેશી રાજ્ય): રાજપૂતાનામાં આ રાજ્ય આવેલું છે. એના રાજકર્તા કચ્છવા જાતના જયપુર રાજ્યના ભાયાત છે. રાજ્યનો વિસ્તાર ૩,૦૦૦ ચો. માઇલ જેટલો, વસતિ ૭॥ લાખ અને ઉત્પન્ન ૪૦ લાખનું છે. એ રાજ્યમાં કોઈ બંદર નથી. દેશનો મોટો ભાગ પહાડી તથા ઝાડીવાળો અને વિકાસ નહિ પામેલો એવો છે. અહીંની ઋતુ ગરમ છે. મુખ્ય પાક કપાસ, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, ડાંગર, જુવાર, તલ, અળસી થાય છે. જમીન સાધારણ રીતે ફળદ્રુપ છે. અલવર શહેર એ રાજ્યધાની હોઇને તેમાં સરોવર કાંઠે રાજાનો સુંદર મહેલ છે. જંગલોમાં બધાં જંગલી પ્રાણીઓ રહે છે. સૈન્ય બધું જૂની પદ્ધતિ ઉપર ૫,૫૦૦ પાયદળનું બનેલું છે.

**અલીગઢ**: વસતિ ૮૩૮૭૮. ઇસ્ટ ઇન્ડિયા રેલ્વેનું જંકશન છે. કલકત્તાથી ૮૭૧ માઇલ દૂર અને મુંબઈથી ૯૦૪ માઇલ દૂર છે. ડારનો કિલ્લો અને મસ્જિદ શહેર વચ્ચે છે. જનરલ હોસ્પિટલ, લૉયલ લાયબ્રેરી અને સરસ સ્થાપત્યો છે. આ શહેરને પોતાની મ્યુનિસિપાલિટી અને જાહેર હૉલ તથા ટાવર છે. મુસ્લિમ યુનિવર્સિટીની મહાન સંસ્થા માટે એ પ્રખ્યાત છે. અહીં ડેરીઓમાં સારું માખણ તેમજ ઘી તૈયાર થાય છે. વળી આ શહેરમાં ચાકુ, કાતર, તાળાં પણ સારાં બને છે. પિત્તળ કામનાં પણ કેટલાંક કારખાનાંઓ છે. અલીગઢ પ્રાંત ૧૯૫૨ ચો. માઇલનો

ને વિસ્તારવાળો હોઇને ૧૨ લાખની વસતિ ધરાવે છે. અનાજ, કપાસ, તેલીબિયાં, કાચ, ખાંડ, ચોખા, હાથઉદ્યોગનું કાપડ અને ધાતુઓની મુખ્ય નિકાસ છે.

**અલીચપુર:** મધ્યપ્રાંતના અમરાવતી જીલ્લાના આ શહેરની વસતિ ૨૮૫૯૨ ની છે. આ શહેર કપાસના વેપારનું મથક છે. અહીં શેત્રંજીઓ સારી થાય છે, જંગલની પેદાશો પણ ઠીક પ્રમાણમાં આવે છે. ઘઉં, જુવાર, ચોખા, કપાસ, તેલીબિયાં અને લાકડું આ શહેરમાંથી બીજાં સ્થળોએ ચડે છે. કેટલાંક જીનો અને પ્રેસો પણ અહીં છે.

**અલ્મોરા:** આ પ્રાંત હિમાલય નજીક આવેલો છે. એનું ક્ષેત્રફળ ૫૫૦૦ ચો. માઇલ છે. વસતિ ૬ લાખની છે. એ સંયુક્તપ્રાંતના પર્વતમય પ્રદેશમાં ૫૫૦૦ ફીટ ઊંચો છે. એના ઉપરનાં બરફાચ્છાદિત શિખરો દૂર દૂરથી દેખાય છે. એની ઉત્તરમાં તિબેટ છે. વરસાદ દર વર્ષે લગભગ ૮૦ ઇંચ પડે છે. પર્વતોમાં હળદર, સૂંઠ, મરચાં અને બટાટા વાવવામાં આવે છે. અહીં મોટાં જંગલો છે. વળી કેટલાક ચાહના બગીચા પણ છે. તિબેટથી ફટકડી, મીઠું, ઊન આ માર્ગે આવે છે. અલ્મોરામાં આરોગ્યગૃહો છે. હવા સ્ફુર્તિદાયક છે. ચંપા, પીથોરા, નર અને રાનીખેત મોટાં શહેરો છે. લખનઉ–બરેલી લાઇનના પીલીભીન સ્ટેશનથી નાની રેલ્વે અલ્મોરા થઇને પસાર થાય છે.

**અલ્લાહબાદ:** એનું પ્રાચીન નામ "પ્રયાગ" છે. હિંદુઓનું એ મહાન યાત્રાસ્થળ છે. એમાં ગંગા, યમુના અને સરસ્વતીનો ત્રિવેણી સંગમ થાય છે. આ ભાગનું નામ મહાભારતના સમયમાં વારણાવત હતું. આ શહેરના ત્રિવેણી સંગમ પર બાર વર્ષે મોટો કુંભ મેળો ભરાય છે. ત્યાં લાખો યાત્રાળુઓ ભેગાં થાય છે. એને મોટો મજબૂત કિલ્લો છે. એ કિલ્લામાં પ્રખ્યાત સમ્રાટ પ્રિયદર્શી અશોકનો ૪૨ ફીટ ઊંચો આજ્ઞાસ્થંભ છે. તે ઉપર એણે પ્રજા બાબતની ૧૪ આજ્ઞાઓ કોતરાવી છે. એજ સ્તંભ ઉપર ગુપ્તવંશના મહાસમ્રાટ સમુદ્રગુપ્તનો પણ વિજયલેખ છે. આજ કિલ્લામાં હિંદુઓના પ્રાચીન અક્ષય વૃક્ષ એટલે વડના ઝાડની ડાળી છે. એ શહેર ઈસ્ટ ઇન્ડિયા રેલ્વે પર આવ્યું છે. વેપારનું મોટું મથક છે. મોટો વેપાર રેલ્વે મારફતે ચાલે છે: આ શહેર સંયુક્ત પ્રાંતની રાજધાની છે. યુક્ત પ્રાંતના ગવર્નર અહીં રહે છે. અહીં હાઈકોર્ટ અને યુનિવર્સિટી પણ છે. કોંગ્રેસના નેતા શ્રી. જવાહરલાલ નહેરુનું નિવાસસ્થાન અહીં છે. આ શહેરમાં અઢી લાખની વસતિ છે. અહીં અકબરનો બનાવેલો મજબૂત કિલ્લો છે. વળી અનાજની મોટી મંડી અને ઈસ્ટ ઇન્ડિયા રેલ્વે કંપનીનું જંકશન છે.

**અહમદનગર(જીલ્લો):** આ જીલ્લો નાશિક જીલ્લાની દક્ષિણે મુંબઈ ઈલાકામાં આવ્યો છે. એનો વિસ્તાર ૪૧,૧૨,૩૨૯ એકરનો છે. તેમાં જંગલોનો વિસ્તાર ૫૩૬૭૭૯ એકરોમાં છે. મુખ્ય શહેર અહમદનગર સીન નદીના કાંઠા ઉપર છે. આ શહેરનું રક્ષણ ચાંદબીબીએ ભારે શૌર્યથી કર્યું હતું. છેવટે ઇ. સ. ૧૬૦૦ માં અકબરે એ જીતી લીધું હતું. આ શહેરમાં ઔરંગઝેબ બાદશાહ મરણ પામ્યો હતો. એની બીબીનો આરસ રોજો અહીં છે. બીજું અહમદનગર ઇડરના રાજ્યમાં હાથમતી નદીને તીરે આવ્યું છે. એની વસતિ ૪૧૮૯૦ માણસોની છે. આ શહેરમાં સૈનિક છાવણી અને સદર બજાર છે. સદર એટલે કેમ્પની વસતિ ૧૫૬૩૯ માણસોની છે. આ શહેરમાં શેત્રંજી બનાવવાનું એક કારખાનું અને એક વણાટશાળા છે. શહેરના મુખ્ય ઉદ્યોગોમાં ત્રાંબાપિત્તળના ઉદ્યોગો અને સાડીવણાટનો હાથઉદ્યોગ છે. અહમદનગર શહેર સીન નદીને ડાબે કિનારે આવ્યું છે. પુનાથી ૭૨ માઇલ દૂર છે. ધોન્ડ–મનમાડ રેલ્વે લાઈન પર આ શહેર આવ્યું છે.

**અહમદનગર ( પ્રાંત ):** આ પ્રાંત મુંબઈ ઇલાકામાં છે. એનું ક્ષેત્રફળ ૬૫૮૬ ચો. મા. નું છે. વસતિ ૯૮૭૯૪૯ માણસોની છે. સહ્યાદ્રિના પશ્ચિમઘાટના ઘણા ટેકરાઓની હારમાળાઓ આ પ્રાંતમાંથી જાય છે. વરસાદ લગભગ ૨૪ ઈંચ પડે છે. હવા સૂકી અને સ્ફૂર્તિદાયક છે. ઉનાળામાં સખત ગરમી પડે છે. આ પ્રાંતમાં કેટલીક જૂની ગુફાઓમાંથી બુદ્ધદેવની મૂર્તિઓ મળી છે. પર્વતોમાં ઘણા ઐતિહાસિક કિલ્લાઓ આ પ્રાંતમાં બાંધેલા છે. આ પ્રાંતના અનાજના મુખ્ય પાકો જુવાર, બાજરી, ઘઉં, ચણા વગેરે છે. ગોદાવરી અને ભીમા નદીના કિનારાઓ ઉપર મુખ્ય અનાજનાં ખેતરો આવેલાં છે. અકોલા તાલુકામાં વરી અને રાગી નામના હલકા અનાજના પાકો થાય છે. તુવેર, મઠ, કપાસના પાકો જીલ્લાના પૂર્વ ભાગમાં ઉગાડવામાં આવે છે. સૂરજમુખી, તલ, અળસી, શેરડી, તંબાકુ ખાવાનાં પાનના પાકો પણ નાના પ્રમાણમાં ઉગાડવામાં આવે છે. નદીઓમાંથી નાની નહેરો બાંધવામાં આવી છે. ૧૦૦૦ ચો. માઈલના વિસ્તારમાં જંગલો છે. પાકો સાગ સારો ઊગે છે. ચૂનાના પથ્થરો પણ પુષ્કળ મળે છે. હાથઉદ્યોગોમાં સાડી, પાઘડીના વણાટ, ત્રાંબા પિત્તળનાં વાસણો, કાગળ અને શેત્રંજીઓ બનાવવાના નાના ઉદ્યોગો છે.

**અળસી:** એનાં બિયાંમાંથી ચળકાટ લાવનારું તેલ નીકળે છે. હિંદમાં આ તેલીબિયાંનું વાવેતર મોટા પાયા પર થાય છે. અળસીના છોડ એક હાથ ઊંચા થાય છે. એનાં છોડમાંથી તાંતણા નીકળી શકે છે. એ તાંતણામાંથી શણ જેવું કપડું વણી શકાય છે; પરંતુ એવા તાંતણા આપનાર અળસીના છોડો માટે ખાસ વિલાયતથી બીજ મંગાવવાં પડે છે. હિંદી બીજના છોડવાઓમાંથી થોડા તાંતણા નીકળે છે.

હિંદમાં અળસીનું ઇ. સ. ૧૯૦૪ સુધી વિસ્તૃત વાવેતર થતું હતું. પરદેશો માટે હિંદ જ મુખ્ય અળસી પૂરી કરનાર પ્રદેશ હતો. ૧૯૦૪–૦૫ માં લગભગ ૫,૬૦,૦૦૦ ટન અળસી હિંદનાં બંદરોએથી પરદેશો ખાતે ચડી હતી. એ પછી આર્જેન્ટાઈન, કેનેડા, યુનાઇટેડ સ્ટેટ્સ અને રશિયાથી સસ્તી અળસી પરદેશો ખાતે ચડવા લાગી. આથી હિંદની અળસીનું મહત્વ ઘટવા લાગ્યું. યુદ્ધ પહેલાં ૧૯૧૩–૧૪ માં હિંદમાં પાંચ લાખ ટન અળસી તૈયાર થતી હતી. તેમાંથી ૭૫ ટકા અળસી પરદેશો ખાતે ચડતી હતી. હિંદમાં ત્રીસથી પાંત્રીસ લાખ એકરોમાં અળસીનું વાવેતર થાય છે. જગત આખામાં ૯૦ લાખ એકરમાં અળસી વવાય છે તેમાંથી ૧૮,૦૦,૦૦૦ ટન અળસીનો પાક હિંદમાં થાય છે. હિંદમાં બિહાર–ઓરિસ્સામાં ૬ લાખ એકર, બંગાળામાં ૧ા લાખ એકર, મુંબઈ ઇલાકામાં (સિંધ સાથે), ૧૧ા લાખ એકર, પંજાબમાં ૨ા લાખ એકર, સંયુક્ત પ્રાંતમાં ૬ા લાખ એકર, હૈદ્રાબાદ રાજ્યમાં

૪ લાખ એકર વવાય છે. દર એકરે સરેરાશ ૪૩૫ રતલ અળસી પેદા થાય છે.

હિંદમાંથી ઇ. સ. ૧૮૩૨ થી અળસીની નિકાસ શરૂ થઇ હતી. ૧૮૩૯ માં ૬૦,૦૦૦ ટન, ૧૮૮૦–૮૧ માં ત્રણ લાખ ટન નિકાસ થઇ હતી. મેથી જુલાઇ સુધી એની મુખ્ય નિકાસ થાય છે. નિકાસના આંકડા નીચે મુજબ છેઃ—

| વરસ | સંખ્યા | કિંમત |
|---|---|---|
| | ટન | પૌંડ |
| ૧૯૧૩–૧૪ | ૪૧૩૮૭૩ | ૪૪૫૭૯૯૮ |
| ૧૯૧૮–૧૯ | ૨૯૨૪૫૩ | ૪૩૯૧૪૦૨ |
| ૧૯૩૧–૩૨ | ૧૨૦૨૮૩ | ૧૧૪૮૩૪૯ |
| ૧૯૩૨–૩૩ | ૭૨૧૯૦ | ૬૮૩૩૦૭ |
| ૧૯૩૩–૩૪ | ૩૭૮૮૬૮ | ૩૪૩૧૩૩૫ |
| ૧૯૩૫–૩૬ | ૧૬૪૭૪૩ | ૧૬૫૪૬૬૩ |
| ૧૯૩૯–૪૦ | ૨૧૯૦૦૦ | ૩૧૮ લાખ રૂપિયા |
| ૧૯૪૦–૪૧ | ૨૩૮૦૦૦ | ૩૬૯ લાખ રૂપિયા |

હિંદમાં ૧૯૩૯–૪૦માં ૪,૪૨,૦૦૦ ટન અળસીનો પાક થયો હતો. જ્યારે ૧૯૪૦–૪૧ માં ૪,૬૬,૦૦૦ ટન પાક થયો હતો. અળસીની મુખ્ય નિકાસ ગ્રેટબ્રિટન ખાતે થઈ હતી. કુલ ૫૪.૫ ટકા નિકાસ ત્યાં થઇ હતી. બીજે નંબરે જર્મનીમાં ૫.૧ ટકા નિકાસ, ફ્રાંસમાં ૪.૬ ટકા, ઇટાલિમાં ૪.૭ ટકા અને ઓસ્ટ્રેલિયામાં ૫.૭ ટકા થઈ હતી. ઇ. સ. ૧૯૪૦–૪૧ માં હિંદી સરકારે બહારના તટસ્થ દેશો માટે અળસીની નિકાસ બંધ કરી હતી. અળસીનો વિશેષ ઉપયોગ વિમાનો વગેરેને લગાડવાના વૉર્નિસ માટે થતો હોવાથી હમણાં પણ એની સારા પ્રમાણમાં નિકાસ થઇ રહી છે.

**અળસીનું તેલ**—અળસીમાંથી ૩૭ થી ૪૩ ટકા તેલ નીકળે છે. ઘાંચીઓ એને ઘાણીઓમાં પીલી તેલ કાઢે છે; પરંતુ ખોળમાં તેલનો ભાગ રહી જાય છે, આથી વરાળ-યંત્રોની મદદથી કેટલીક મિલો ચાલે છે. તેમાંથી મેસર્સ ટર્નર મોરીસનની એજન્સીની કલકત્તાની મિલ મોટા પ્રમાણમાં તેલ કાઢે છે. ઇ. સ. ૧૯૧૦–૧૧ માં ૩ા લાખ ગેલન તેલ, ૪૨,૫૯૪ પૌંડની કિંમતનું પરદેશો ખાતે ચડગત થયું હતું. ઇ. સ. ૧૯૧૮–૧૯ માં ૧૬ાા લાખ ગેલન, ૪ા લાખ પૌંડની કિંમતનું પરદેશો ખાતે ચડગત થયું હતું. તે પછી આર્જેન્ટાઇનથી મોટા પ્રમાણમાં તેલ યુરોપને પૂરું પાડવામાં આવે છે. ૧૯૩૫–૩૬ માં ૭૭,૮૬૬ ગેલન, ૯,૫૧૮ પૌંડની કિંમતનું તેલ ચડયું હતું. આ તેલની હવે હિંદમાં પણ ખૂબ ખપત વધી છે. તેમ લડાઇના મામલાને લીધે હિંદી તેલની માંગ પરદેશો ખાતે વધતી ચાલી છે. ૧૯૩૮–૩૯ માં ૨ાા લાખ ગેલન તેલ ચડયું હતું. ૧૯૩૯–૪૦ માં ૯ લાખ ગેલન ચડયું હતું. જ્યારે ૧૯૪૦–૪૧ માં ૧૮ાા લાખ ગેલન અળસીનું તેલ લંકા, બ્રહ્મદેશ અને મલાયા ખાતે ચડગત થયું હતું.

**અળસીનો ખોળ**—અળસીનો ખોળ ગ્રેટ-બ્રિટન, હોલાન્ડ વગેરે સ્થળોએ જમીનના ખાતર તરીકે વપરાય છે. હિંદમાં એનો ઉપયોગ ઢોરોના ખોરાક માટે થાય છે. હિંદી ખેડૂતો એના ખાતરનો ઉપયોગ કરી શકતા નથી; એવું કીમતી ખાતર ખરીદવાની એમનામાં ગુંજાશ નથી. ૧૯૩૫–૩૬ માં કુલ ૭૧,૭૭૪ ટન, ૩ા લાખ પૌંડની કિંમતના ખોળની નિકાસ થઇ હતી. હિંદ કરતાં આર્જેન્ટાઇનનો અળસીનો પાક મોટો એટલે ૮ લાખ ટન જેટલો થાય છે.

**અળસીની ખેતી**—ખાનદેશમાં એનો મોટો પાક પેદા થાય છે. પંચમહાલની ભેજવાળી જમીનમાં ઘઉંની સાથે અળસી વાવવામાં આવે છે. ખેતરમાં એક એકરે પાંચશેર બીજ ઓરે છે. નવેમ્બર માસમાં વાવણી શરૂ કરે છે. તે પહેલાં એની જમીનમાં હળની ખેતી કરે છે. જો સારું ખાતર પડે તો પાકની ઊતર સારી મળે છે. એના પાકની માર્ચમાં કાપણી થાય છે. એપ્રિલમાં નવો માલ બજારમાં આવવો શરૂ થાય છે. અળસીના તેલની શાહી પણ બને છે. એ તેલ રંગને જલદી સૂકવી દે છે.

**અંકગણિત** : આ અતિશય ઉપયોગી વિદ્યા સર્વે વિદ્યાઓની કરોડરજ્જુ જેવી છે. એનો ઉપયોગ ઘણા પ્રાચીનકાળથી શરૂ થઈ ધીમે ધીમે આજની ઉચ્ચ સ્થિતિ સુધી વિકાસ પામ્યો છે. આ જ એક સંપૂર્ણશાસ્ત્ર છે. વાણિજ્ય, ઉદ્યોગ, યંત્ર, ભૂસ્તર, શારીરિક, વિદ્યુત, રસાયણ અને કોઈપણ જ્ઞાનની શાખાઓમાં અંકગણિત વગર ચાલતું જ નથી. એની પ્રથમ શરૂઆત કયારે થઈ હશે તે જણાયું નથી; પરંતુ બહુ પ્રાચીનમાં પ્રાચીન કાળમાં એ ઉત્પન્ન થઇને વિકાસ પામ્યું છે. મોહેં–જો–ડારોનાં સિંધનાં પ્રાચીન ખંડેરોમાંથી પ્રાપ્ત થયેલા અવશેષો પરથી જણાય છે કે એનો ઉપયોગ તે સમયે સારી રીતે થતો હતો. અતિ પ્રાચીનકાળના આ શહેરમાં સુવ્યવસ્થિત વાણિજ્ય, સ્થાપત્ય અને બીજી કળાઓ હતી; અને એ સર્વે અંકગણિતની મદદથી જ વિકાસ પામી શકી હતી.

૨૫૦૦ વર્ષો પર થેલ્સ નામના એક વિદ્વાન યુનાનીએ અંકગણિત વિદ્યા ઇજીપ્તમાંથી મેળવી ગ્રીસમાં દાખલ કરી હતી. ૨૨૦૦ વર્ષો પહેલાં યુકિલડ નામે વિદ્વાને અંકગણિત ઉપર એક સરસ પુસ્તક રચ્યું હતું. ઇ. સ. ૧૫૬ ના વર્ષમાં ઇજીપ્તના એલેકઝાન્ડ્રિયા શહેરના વિદ્વાન ડાયોફન્ટસે અંકગણિત પર ૧૩ પુસ્તકો રચ્યાં હતાં, તેમાંનાં ૭ હજુ અસ્તિત્વમાં છે.

હિંદમાં આંકડા અને અંકગણિત બહુ પ્રાચીનકાળથી પ્રચલિત છે; પરંતુ એની શરૂઆતનો સમય નક્કી કરવો મુશ્કેલ છે. અંકગણિતના સંપૂર્ણ જ્ઞાન પછી જ જયોતિષશાસ્ત્ર રચાયું હતું. ઋગ્વેદના સમયમાં પણ અંકગણિતના સારા વિકાસ વગર વેદોના છંદ, માત્રાઓ અને અક્ષરમેળની ગણત્રી થતી નહિ. હિંદમાંથી અંકગણિત વિદ્યા નવમી સદીમાં અરબસ્તાનમાં ગઇ; ૧૧ મી સદીમાં અરબસ્તાનથી સ્પેનમાં દાખલ થઇ; અને ત્યાંથી ૧૩ મી સદીમાં ઇગ્લેન્ડ પહોંચી. દશાંશ અંકગણિતનો વિસ્તાર ત્યાં ૧૪૮૨ના વર્ષમાં થયો. બ્રિટનમાં ઇ. સ. ૧૫૨૨ માં અંકગણિતનું પહેલું પુસ્તક એક પાદરીએ રચ્યું હતું.

હિંદમાં અંકગણિતનો વિસ્તાર સ્વતંત્ર અને સ્વયંસિદ્ધ હતો. એકથી દશ અને તેના ઉપર મીડાં વધારી દશગણી સંખ્યા બનાવવાની રીત હિંદુઓએ પ્રથમ શોધી હતી. આ શોધથી હિંદુઓનું અંકગણિતશાસ્ત્ર સંપૂર્ણતાએ પહોંચ્યું હતું. અંકગણિતના મુખ્ય વિભાગ બીજગણિતમાં હિંદુઓએ સ્વતંત્ર શોધ કરી તેનો સરસ અને અપૂર્વ વિકાસ કર્યો હતો. છઠ્ઠા

સૈકામાં થયેલા બ્રહ્મગુપ્ત અને તેના પછી થયેલા શ્રી. ભાસ્કરાચાર્યે આ વિદ્યાને શ્રેષ્ઠત્વ આપ્યું હતું. શ્રી. ભાસ્કરાચાર્યનો ગ્રંથ લીલાવતી એ પ્રમાણગ્રંથ છે. આ બંને વિદ્વાનોએ શ્રી. આર્યભટ્ટના અસલ ગ્રંથનો વિકાસ કરી એને શ્રેષ્ઠત્વ સમર્પ્યું હતું. કોઇપણ બીજી પ્રાચીન પ્રજા કરતાં આર્યોએ આ શાસ્ત્રને ઉત્તમ કક્ષાએ પહોંચાડયું હતું. એકથી વધારે અવ્યક્તનાં સમીકરણો છોડાવવાની રીત તથા નિદાન એકવર્ણ સમીકરણોમાંના બધા પ્રત્યયો છોડવવાની સાદી રીત આર્યભટ્ટ જાણતા હતા.

આર્યભટ્ટના સમયમાં હિંદની ગણિતવિદ્યા સરસ વિકાસને પામી હતી; એટલે અતિપ્રાચીનકાળથી ધીમે ધીમે વિકાસ પામતી એ વિદ્યાને આર્યભટ્ટે પોતાના ગ્રંથમાં સંકલિત કરી હતી. પાંચમી સદીમાં એટલે ગુપ્તોના સમયમાં અંકગણિત અને બીજગણિતની આર્યભટ્ટે રાજ્યાશ્રયથી સંકલના કરી હશે. **અ, ક્ષ, વ** એમાં **ક્ષ**ન એવી કિંમત આપો કે મૂળ લખેલું પદ એ વર્ગનો આંક હશે. શ્રી. ભાસ્કરાચાર્યનો આ દાખલો ઇ. સ.ની બારમી સદીમાં શોધાયો હતો; પરંતુ યુરોપમાં તો 'મૂલર' નામના એક ફ્રેંચ ગણકે થોડા દાયકા ઉપરજ માત્ર એ રીત દાખલ કરી હતી, બીજાં કેટલાંક ઉદાહરણો ભાસ્કરાચાર્યે ઇ. સ. ૧૧૫૦માં શોધ્યાં હતાં. તે રીત ઈ. સ. ૧૬૫૭માં લૉર્ડ બ્રૅંકરે શોધી કાઢી હતી. એની પદ્ધતિસરની રીત ઇ. સ. ૧૬૬૭માં 'લાગ્રાગજ' નામે ફ્રેન્ચ ગણકે બેસાડી હતી; પરંતુ ઈ. સ. ની છઠ્ઠી સદીમાં બ્રહ્મગુપ્તે એ રીત પૂરી દેખાડી હતી.

હિંદુઓએ અંકગણિત અને બીજગણિતના શાસ્ત્રમાં સરસ વિકાસ સાધ્યો હતો એ સંશયરહિત છે. કૂટ્ટક એટલે કાયડાવાળી સમીકરણની જાતિની યુરોપમાં ઈ. સ. ૧૬૨૪ સુધી ખબર નહોતી. જ્યોતિષ વિષેની શોધોમાં તથા ભૂમિતિના નિર્ણયોમાં બીજગણિતનો ઉપયોગ હિંદુઓ ઘણા પ્રાચીન સમયથી કરતા હતા. યુરોપમાં તો ખૂબ પાછળથી એ શોધોનો લાભ લેવાયો હતો. ગણિતશાસ્ત્ર માટે હિંદના પ્રાચીન વિદ્વાનોની શોધો અનુપમ હતી.

**અંકલેખન** : રોમન રીત આખા યુરોપમાં ચાલે છે. તેમાં—

I, V, X, L, C, D, M,
૧, ૫, ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦

એ સંજ્ઞાઓ છે. આપણી હિંદી રીતમાં મોટી નાની સંખ્યા માટે ૯ અંક અને ૦ મળી દશ ચિહ્નોથી લખાય છે. આપણી સંખ્યા માંડવાની જે સુલભ રીત છે તેને દસ ચિહ્નોની જરુર રહેતી નથી. વધુ અથવા ઓછા આંકડાઓની લખાવટથી સંખ્યા લખાય છે.

**અંકોલ** : આ વનસ્પતિનાં વૃક્ષો મોટાં થાય છે. હિંદના દરેક ભાગમાં તે ઊગે છે. એનાં બિયાંનું તેલ નીકળે છે. એ તુરું, કડવું, તીખું, સારક, સ્નિગ્ધ, તીક્ષ્ણ ગરમ ને રુક્ષ છે. અંકોલનું તેલ વાયુ અને કફનાશક છે. બિયાં ઠંડાં હોઇને વીર્યવૃદ્ધિ કરનાર છે.

**અંગુર** : આ મોટી દ્રાક્ષની વિશેષ પેદાશ ઈરાનમાં થાય છે. એમાં એક જાતનાં બીજ આવતાં નથી. એ સરસ કીમતી અને ગુણકારી મેવો છે. એનો વેપાર મોટા પાયા પર ચાલે છે. આ દ્રાક્ષમાંથી દ્રાક્ષાર્ક અને દારૂ પણ બને છે. એના વેલા ઊગે છે. કાળી, સફેદ, લાલ એવી એની જાતો થાય છે. એની કીસમીસ જાત જરા ખટાશ પડતી હોય છે. દ્રાક્ષોની અનેક જાતો છે.

**અંજીર** : આ એક શ્રેષ્ઠ નિર્દોષ મેવો છે. વેપારની વસ્તુ છે. એનાં વૃક્ષો પુના તરફ વધારે થાય છે. સારાં અંજીર તુર્કસ્તાન તરફથી સુકવીને આયાત કરવામાં આવે છે અરબસ્તાન, ઇરાન અને ગ્રીસ એ દેશોમાંથી પણ સુકાવેલાં અંજીરો હિંદમાં આયાત થાય છે. આ એક ઉંબરાની જાત છે. અંજીરમાં લોહી વધારવાનો ગુણ છે. દૂધમાં રાંધીને ખાવાથી એ પુષ્ટિકારક છે. એ પિત્તશામક છે. પુષ્ટિને માટે પાકેલા સૂકા અંજીરના ટુકડા અને છોલેલી બદામનો મગજ ગરમ પાણીમાં પલાળવાં, એની સાથે સાકરની ભૂકી, એલચીદાણાની ભૂકી, કેસર, ચારોળીપિસ્તાં, બલદાણા સમભાગે લઇ ગાયના ઘીમાં આઠ દિવસ સુધી ભીંજવીને પછી સવારના બે તોલા ખાવાં; આથી પુષ્ટિ આવે છે.

**અંબાલા** (પ્રાંત) : પંજાબના આ પ્રાંતનું ક્ષેત્રફળ ૨૬૨૭ ચો. મા. નું છે. વસતિ ૭,૪૨,૯૦૨ ની છે. હિંદીઓ પંજાબી ભાષા બોલે છે. જમના અને સતલજ નદીઓ આ પ્રાંતમાં થઇને વહે છે. વરસાદ લગભગ ૨૮ ઈંચ પડે છે. આ પ્રાંતમાં સરસ શેતરંજીઓ વણાય છે. પ્રાંતમાં કપાસનાં જીનો અને પ્રેસો છે. એક મોટી આટાની મિલ પણ છે. એક કારખાનામાં શાસ્ત્રીય ઓજારો બને છે.

**અંબાલા** (શહેર) : આ પ્રાંતનું મુખ્ય શહેર છે. વસતિ ૮૬,૫૯૨ ની છે. અહીં અનાજ અને એરંડાની મુખ્ય મંડી છે; વળી એક મોટું કાચનું કારખાનું છે. એક એલ્યુમીનિયમનું કારખાનું પણ છે. અહીં લશ્કરનું સદરમાં રહેવાનું સ્થળ છે. આ શહેર કલકત્તાથી ૯૮૯ માઇલ, મુંબઈથી ૯૮૮ માઈલ, દિલ્હીથી ૧૨૩ માઇલ, લાહોરથી ૧૮૭ માઇલ અને કરાંચીથી ૮૪૬ માઇલ દૂર છે. નિકાસ વેપારમાં શેતરંજીઓ, સૂંઠ, હળદર, બટાટા, અફીણ અને ચરસ છે. આયાત વેપારમાં મિલનું કાપડ, લોઢું અને ગરમ કપડાં છે.

**અંશ**: પૃથ્વી પરની જગ્યાઓમાં ચોક્કસ સ્થાનો જાણવાને સારું કેટલાંક વૃતો અથવા કુંડાળા જેવી રેખાઓ તે ઉપર કલ્પેલી છે. આ રેખાઓ ભૂગોળ તથા નકશાઓ ઉપર કાઢેલી હોય છે. આ ભૂગોળનાં દરેક કુંડાળાં (વૃતો) ના ૩૬૦ ભાગો કલ્પેલા હોય છે. તે દરેક ભાગને અંશ કહે છે. એક અંશની ૬૦ કળા, ૧ કળાની ૬૦ વિકળાઓ ગણાય છે; જેમકે ૨૪, ૪૧, ૫૩, એટલે ૨૪ અંશ, ૪૧ કળા અને ૫૩ વિકળા સમજવાં.



**આ**ઈઝાક પિટમેન — ટૂંકાક્ષરી વિદ્યા (Shorthand-writing) એટલે લઘુલિપિના એ શોધક હતા. સામા માણસે લખાવેલું લખાણ સંકેત ભાષામાં લખી લેવાની વિદ્યાનો જે મોટો પ્રચાર, વેપાર અને વર્તમાનપત્રો માટે હમણાં થયો છે તેના જન્મદાતા આ પિટમેન હતા. પિટમેન ઇંગ્લેન્ડમાં વિલ્ટશાયર પ્રાંતના ટ્રાઉબ્રીજ શહેરમાં ઇ. સ. ૧૮૧૩માં જન્મ્યા હતા. શાળામાં સારો અભ્યાસ કર્યા પછી તેમની લિન્કનશાયર પ્રાંતના બાર્ટન ઑન હંબર શહેરની એક શાળામાં શિક્ષક તરીકે નિમણૂંક થયેલી. ૧૮૩૯માં આઇઝાક પિટમેન બાથ શહેરમાં જઈ વસ્યો. એને ટૂંકાક્ષરી વિદ્યાનો નાદ લાગ્યો. ફુરસદના સમયમાં એ કાગળ પેન્સિલ લઈ અનેક અખતરા કરતો. ૧૮૪૩માં આઈઝાક પિટમેને 'ફ્રોનેટિક ઈન્સ્ટીટયુટ' સ્થાપ્યું હતું. એ વિદ્યાના વિકાસ માટે એણે જીવન અર્પણ કર્યું હતું. એણે આ વિદ્યા સંબંધી જ્ઞાન મળે તેવાં પુસ્તકો રચવા માંડયાં. એને માટે એણે એક પ્રેસ વેચાતું લઇ પોતાનાં લખેલાં પુસ્તકો છપાવવાં શરૂ કરેલાં. પછી તો એની બ્રિટનમાં સારી ખ્યાતિ થઇ. પૂર્વ તરફની ભાષાઓના વિદ્વાન પ્રોફેસર મેક્ષમૂલર એની સંસ્થાના પ્રમુખ હતા. આઈઝાક પિટમેન આ સંસ્થાનો સ્થાપક, ખજાનચી અને સેક્રેટરી હતો. આ ઉપરાંત એણે ટૂંકાક્ષરી વિદ્યાના પ્રચાર માટે 'ફ્રોનેટિક જર્નલ' નામે માસિક પણ પ્રસિદ્ધ કરવા માંડયું હતું. ૧૮૯૫ સુધીમાં એની શોધી કાઢેલી ટૂંકાક્ષરી લિપિથી ૬૦૭ વર્તમાનપત્રોના ૫૬૯ રિપોર્ટરો સભાઓના રિપોર્ટો લેતા થયા હતા. બહુ ઝડપથી અંગ્રેજી સામ્રાજ્યમાં પિટમેનની ટૂંકાક્ષરી લિપિનો વિકાસ થયો. ફ્રોનોગ્રાફિક સોસાઇટીનો એ જીંદગી પર્યંત પ્રમુખ હતો. યશ, કીર્તિ, ધન-સંપત્તિ અને મોટું નામ મૂકીને સર આઇઝાક પિટમેન ૧૮૯૭માં મરણ પામ્યો. આજે વેપારીઓમાં અને વર્તમાનપત્રોના રિપોર્ટરોમાં એની પદ્ધતિ ચાલુ છે. બહુ ઝડપથી ગમે તેટલા ઉતાવળા વકતાની વાણીનો પ્રવાહ, આ ટૂંકાક્ષરી વિદ્યાના બળથી રિપોર્ટરો ઝીલી શકે છે, તેનું કારણ પિટમેનની આ મહત્વની શોધ છે.

**આઈને અકબરી** : મોગલ રાજ્ય વ્યવસ્થા, હુન્નર કળા, વાણિજ્ય વગેરેની સંપૂર્ણ માહિતી આપતો આ મોટો ગ્રંથ, અકબર બાદશાહના આશ્રયથી એના પ્રિય સચિવ અબુલફઝલે તૈયાર કરેલો છે. એ સમયના વાણિજ્યની હકીકત, બીજા ત્રણસો વિષયો સહિત આ ગ્રંથમાંથી મળે છે.

**આઇસલેન્ડ** : યુરોપખંડની વાયવ્ય દિશામાં આ બેટ આવેલો છે. એ બરફમય પ્રદેશ છે. આ બેટમાં જ્વાળામુખી પર્વતો ઘણા છે. સૌથી ઊંચો જ્વાળામુખી પર્વત "હેકળા" ૫૦૦૦ ફીટ ઊંચો છે. આ દ્વિપનું ક્ષેત્રફળ કુલ ૩૯૭૦૯ ચો. મા. નું છે. વસતિ ૧૧ લાખ માણસોની છે. ડેન્માર્કના રાજાના ચક્રવર્તિપણા નીચે આ બેટનું શાસન પ્રજાતંત્રથી ચુંટાયલી પાર્લામેન્ટ કરે છે. આ બેટમાં વર્ષના લાંબા ભાગ સુધી પુષ્કળ બરફ રહે છે, તેથી એમાં વસતિ બહુ થોડી છે. અહીં વસતિ ખ્રિસ્તી પ્રોટેસ્ટંટ પંથની છે. શિક્ષણ ફરજિયાત છે. બેકારો અને વૃદ્ધોને રાજ્ય નિભાવે છે. ૧૯૩૫માં આ દેશની પેદાશ ૬ા લાખ પૌંડની અને ખર્ચ ૬ લાખ પૌંડનું હતું. મુખ્ય ઉત્પન્ન જકાત અને કરોનું છે. લગભગ ૨ાા કરોડ ક્રોનરનું આ રાજ્યનું જાહેર કરજ છે. આ રાજ્ય પાસે સૈન્ય અથવા નૌકાકાફલો નથી. હમણાં યુદ્ધના સમયમાં આવું અગત્યનું સૈનિક મથક જર્મનોના હાથમાં ન જાય તે માટે યુનાઈટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના સૈન્યે એનો કબજો લીધો છે. આઇસલેન્ડ બેટનો ૬/૭ ભાગ બરફથી ઢંકાયલો તથા પર્વતમય હોવાથી ખેતીને માટે નાલાયક છે. સો ટકા જમીનમાંથી એક ટકાનો ૧૧૪ ભાગ જ ખેતી માટે કામે લાગે છે. તેમાં ૮૬૦૦૦ હંડ્રવેટ બટાટા, ૪૪ લાખ હંડ્રવેટ સૂકું ઘાસ અને ૪૨૦૦૦ હંડ્રવેટ ગાજર થાય છે. આ રાજ્યમાં ૪૫૪૦૦ ઘોડાં, ૭ા લાખ ઘેટાં અને ૩૨૦૦૦ ગાયો છે. વેપારની કુલ આયાત ૨૨ લાખ પૌંડની અને નિકાસ ૨૦ા લાખ પાઉંડની ઇ. સ. ૧૯૩૪માં હતી. માછલીનો વેપાર અને ઉદ્યોગ મોટો છે. આ રાજ્ય પાસે કુલ ૩૨ હજાર ટનની ૮૬ નાની સ્ટીમરો છે; ૨૯૭ મોટરબોટો છે. આ રાજ્યમાં રેલ્વે નથી, જ્યારે ૫૩૩ પોસ્ટ ઓફિસો છે.

**આકોલા પ્રાંત** : મધ્ય પ્રાંતમાં આવેલા આ પ્રાંતનું ક્ષેત્રફળ ૪૦૯૦ ચો. મા. નું હોઇને વસતિ ૯ લાખની છે. આ પ્રાંત કલકત્તાથી ૧૨૨૦ માઇલ દૂર, મુંબઈથી ૩૮૩ માઇલ દૂર અને નાગપુરથી ૧૫૭ માઇલ દૂર છે. જી. આઈ. પી. રેલ્વે આ પ્રાંતમાં થઈને જાય છે. અહીં પૂર્ણા નદી વહે છે. સરેરાશ વરસાદ ૩૫ ઇંચ પડે છે. અહીંની કાળી માટિયાળ જમીનમાં

કપાસ સારો થાય છે. આ સિવાય જુવાર પણ નીપજે છે. આ ફળદ્રૂપ જિલ્લામાં બિનખેડાયેલી જમીન ઘણી થોડી છે. આંબા સારા થાય છે. આકોલામાં કપાસનું મોટું બજાર છે એટલે અહીં પ્રેસો અને જીનો પણ છે. અહીં બે કાપડની મિલો ચાલે છે.

**આગના બંબા** : છેક ઇ. સ. ૧૬૬૩ સુધી આગના બંબા શોધાયા નહોતા. આ સાલમાં જહોન વેન્ડર્સે એની શોધ કરી છે. ઇ. સ. ૧૭૫૨ માં એમાં ઘણો સુધારો થયો. સૌથી પ્રથમ લંડનમાં ૧૭૯૧ માં આગનું બંબાખાતું સરકારે ખોલ્યું. હવે જગતમાં નાનાં મોટાં દરેક શહેરોમાં લાખો બંબાખાનાં છે. અમેરિકામાં આગના બંબાઓ સાથે મોટા મિનારાઓની શોધ થઈ છે. કોઈપણ મોટા શહેરની મ્યુનિસિપાલિટી આગના બંબાખાના વગર હોઇ શકે નહિ. આના એંજીનોમાં તરત સ્ટીમ પેદા થઇ પાણી ઊંચે ઉડાડે છે.

**આગ્રા (પ્રાંત)** : આ પ્રાંતનું ક્ષેત્રફળ ૧૪૦૫ ચો. માઈલનું છે. ૧૦॥ લાખની વસતિ આ પ્રાંતમાં છે. વ્રજભાષા, ઉર્દૂ અને ખડીબોલી આ પ્રાંતની મુખ્ય ભાષાઓ છે. કલકત્તાથી ૮૪૩ માઈલ અને મુંબઈથી આ પ્રાંત ૮૨૯ માઈલ દૂર છે. જમના નદી આ પ્રાંતમાં વહે છે તે હિમાલયથી મોટા પ્રમાણમાં માટીનો કસ લાવીને, આ પ્રાંતની જમીનને ભારે ફળદ્રુપ બનાવે છે. હવા સૂકી છે. વરસાદની સરેરાશ ૨૬ ઈંચની આવે છે. જમનામાંથી બાંધેલી નહેરો, કૂવા તેમજ તળાવોમાંથી ખેતીને સારું પાણી પૂરું પાડવામાં આવે છે. લોકો બાજરી, ચણા, જુવાર, ઘઉં, જવ અને કપાસની ખેતી કરે છે. આ પ્રાંતમાં જાનવરોની સારી ઉછેર થતી નથી. પંજાબથી સારાં જાનવરો અહીં આયાત થાય છે.

**આગ્રા (શહેર)** : મોગલોની એક વખતની રાજધાની અને શહેનશાહ અકબર તેમજ શાહજહાન બાદશાહોની માનીતી આ નગરી પ્રાચીન ભવ્યતાના અવશેષો જાળવી રહી છે. સંગેમરમરની સુંદર કારીગરીની બનાવટો અહીંના કારીગરો તૈયાર કરીને વેચે છે. શેત્રંજીઓ પણ સરસ તૈયાર થાય છે. અહીંના સ્થાપત્યોમાં સમ્રાટપદ ધારણ કરતો આગ્રા શહેરનો પ્રસિદ્ધ રોજો 'તાજમહાલ' આખા જગતના પ્રવાસીઓને આકર્ષી રહ્યો છે. શાહજહાં બાદશાહ અને તાજ-મહાલ બેગમની એમાં સમાધિઓ છે. આ સિવાય જુમ્મા-મસ્જિદ, ઈતિમદ-ઉદ-દૌલાનો રોજો અને અકબરની આરામગાહ સિકંદરા પણ જોવા જેવાં છે. અહીંના શ્રી રાધાસ્વામી સંપ્રદાયના દયાળ બાગમાં બાવન જાતના ઉદ્યોગોની વસ્તુઓ તૈયાર થાય છે. તેલનાં કેટલાંક કારખાનાં, કાપડની નાની મિલો તેમજ કાચનાં કારખાનાં પણ છે. ચામડાં, સરસી, રાઇ, મસુર, અળસી અને ચણાનું આ મોટું મથક છે. એની વસતિ ૨,૨૯,૭૬૪ માણસોની છે. ઇસ્ટ ઇન્ડિયા રેલ્વે તથા જી. આઈ. પી. રેલ્વેનું આ સંગમસ્થાન છે. રાજપૂતાના-માલવા રેલ્વે (નાની રેલ્વે) પણ અહીં મળે છે. કેટલીક કોલેજો આ શહેરમાં છે. આગ્રા શહેર રાજપૂતાનાના વેપારનું દ્વાર છે.

**આટો** : ઘઉં, બાજરી, મકાઇ અને ચણાના લોટને આટો કહે છે. અગાઉ દીપસ્ટીમની ઘંટીથી એ સ્થાનિક વસતિ માટેજ દળાતો હતો. હવે મોટી સ્ટીમથી ચાલતી મિલોમાં દળાઈ લાખો ગુણી પરદેશો ખાતે ઘઉંના આટાની નિકાસ થાય છે. એ આટો વધારે લાંબો વખત રહી શકતો નથી અને ખોરો બની જાય છે.

૧૯૩૯-૪૦ માં રૂપિયા ૬૮ લાખની કિંમતનો ૫૦,૦૦૦ ટન આટો પરદેશ ચડયો હતો. ૧૯૪૦-૪૧ માં ૬૬,૦૦૦ ટન આટો રૂા. ૯૨ લાખની કિંમતનો પરદેશો ખાતે ચડયો હતો. આમાંથી અરેબીઆ ખાતે ૧૩૦૦૦ ટન, એડન ખાતે ૬૦૦૦ ટન, લંકા ખાતે ૬૫૦૦ ટન અને મલાયા ખાતે ૫૦૦૦ ટન આટો ચડયો હતો; જ્યારે સુદાન ખાતે ૨૫૦૦ ટન ચડયો હતો.

**આદુ** : આદુનો છોડ એક હાથ ઊંચો થાય છે. આદુ સૂકવી એની સૂંઠ બનાવે છે. સૂંઠનું તેલ પણ નીકળે છે. બંગાળા, મલબાર અને જમૈકા બેટમાં સૂંઠનો પાક સારા પ્રમાણમાં થાય છે. આદુના પાકને 'આદ્રાપાક' કહે છે. સૂંઠ, પિપર અને મરી, એ ત્રણેયની ત્રિપુટીનું નામ ત્રિકટુ છે. આદુ જ્યારે નીલાશવાળું હોય છે ત્યારે તેનું અથાણું મુખશુદ્ધિ માટે ઉત્તમ ગણાય છે. આદુ પાચક, અગ્નિદીપક, રુચિપ્રદ અને કંઠને હિતકર છે. એ મોટા વેપારની વસ્તુ છે. અનેક રોગો ઉપર એ ઔષધ તરીકે વપરાય છે.

**આફ્રિકા ખંડ** : એશિયા, યુરોપ, અમેરિકા અને ઓસ્ટ્રેલિયા સિવાય પાંચમો ખંડ આફ્રિકાનો છે. આ ખંડને અતિ પછાત ખંડ કહે છે. એનાં કુદરતી સાધનો વિશાળ છે; પરંતુ તેનો જોઇએ તેવો વિકાસ થયો નથી. એની પ્રજાઓ પણ પછાત અને અસંસ્કૃત છે. જંગલો, રણો, વણખેડાયલા પ્રદેશો, જંગલી જાનવરો, ઝનૂની અને અણઘડ લોકો, અતિ ઘાતક, ચેપી રોગો, સખ્ત ગરમી અને વિનાશક જંતુઓથી આ ખંડ ભરપૂર ભરેલો છે. એનું ક્ષેત્રફળ ૧૨,૦૦,૦૦૦ ચો. માઇલનું છે. એશિયાના ક્ષેત્રફળ કરતાં એનું ક્ષેત્રફળ ઓછું છે; પણ યુરોપ કરતાં આ ખંડનો વિસ્તાર ત્રણગણો વિશાળ છે. આફ્રિકાની વધારેમાં વધારે લંબાઈ ૫૦૦૦ માઇલ અને પહોળાઈ ૪૬૦૦ માઇલની છે. એ ખંડનો સાગર કિનારો ૧૬૦૦૦ માઇલનો છે. આફ્રિકાની કુલ વસતિ પાકી વસતિ ગણતરી પ્રમાણે નોંધાઇ નથી; પરંતુ પંદર કરોડ જેટલો અડસટ્ટો કલ્પવામાં આવે છે. આ ખંડનું નામ એબ્રાહમના પુત્ર એફ્રીકસ ઉપરથી અપભ્રંશ થઈ આફ્રિકા પડયું છે. આ દેશનો ઘણો ભાગ શોધાયા વગરનો છે.

આફ્રિકાની કુલ જમીન યુરોપિયન રાજ્યોના સામ્રાજ્યમાં આવી ગઈ છે. યુરોપિયન સામ્રાજ્યોએ પોતાનાં જ્ઞાન-વિજ્ઞાનની શોધોથી યંત્રો અને શાસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરીને આફ્રિકાના જુદા જુદા વિભાગોને પોતાની આણ નીચે આણ્યા છે. આફ્રિકામાં જુદા જુદા યુરોપિયન રાજ્યોએ નીચે મુજબ જમીનો પોતાને સ્વાધીન લીધી છે:—

| | ક્ષેત્રફળ ચો. મા. | આશરે પ્રજા. |
|---|---|---|
| અંગ્રેજ આફ્રિકન સલ્તનત | ૨૫૭૨૯૦૦ | ૪ કરોડ |
| સુદાન ઇજીપ્ત(અંગ્રેજોની લાગવગ નીચે) | ૮૩૬૦૦૦ | ૧॥ કરોડ |
| ફ્રેન્ચ આફ્રિકા | ૩૦૦૦૦૬૩૦ | ૧ કરોડ |
| જર્મન આફ્રિકા(અંગ્રેજોને તાબે છે) | ૮૨૧૯૫૦ | ૫૦ લાખ |
| પોર્ટુગીઝ આફ્રિકા | ૮૪૧૦૭૦ | ૧ કરોડ |
| સ્પેનિશ આફ્રિકા | ૨૧૩૭૭૦ | ૫૦ લાખ |
| ઇટાલિયન આફ્રિકા (એબીસિનિયા અંગ્રેજોના હાથમાં છે) | ૮૬૪૦૦૦ | ૧॥ કરોડ |

દક્ષિણ આફ્રિકાનું રાજ્ય અંગ્રેજ ચક્રવર્તિપણા નીચે લગભગ સ્વતંત્ર સંસ્થાનોનો દરજ્જો ભોગવે છે. દક્ષિણ અને પશ્ચિમ આફ્રિકાની નદીઓમાં સોનાથી મિશ્રિત રેતી મળે છે. આ ખંડમાં ત્રાંબુ, લોખંડ, સીસું, કલાઈ અને કોલસો વગેરે ભૂસ્તરો મોટા પ્રમાણમાં મળી આવે છે; પરંતુ તેનું સંશોધન થતું નથી. પેટ્રોલના કોઈ મોટા સંગ્રહવાળી જમીન હજી મળી નથી. અનાજમાં ઘઉં, બાજરી, મકાઈ, વગેરે પાકે છે; પરંતુ ખેતીનો પૂરતો વિકાસ નહિ હોવાથી નિકાસ થઇ શકે એટલું અનાજ પાકતું નથી. કપાસની ખેતીમાં પ્રગતી સારી છે. ભવિષ્યમાં એ દેશ કપાસ મોટા પ્રમાણમાં પેદા કરશે. વળી કૉફી, કે સવાનાં મૂળ, ભોંયશિંગ, કેળાં અને તંબાકુ પણ પેદા થાય છે. બીજાં ફળો પણ પાકે છે. છતાં નારિયેળ, લવીંગ વગેરેની જંગબારથી અહીં નિકાસ થાય છે. હાથીદાંત અને રબર પણ ત્યાંથી આવે છે. જંગલોમાં પુષ્કળ જંગલી જાનવરો મળે છે; તેમાં સિંહ, શિયાળ, જીબ્રા, જીરાફ, ચીંપાઝી, ગોરીલા, ઉરાંગ-ઉટાંગ, હરણો, હાથીઓ, દરિયાઇ ઘોડા ને ગેંડા મુખ્ય છે. પક્ષીઓમાં શાહમૃગ, ગીનીફાઉમાં પવિત્ર ઈબીસ પક્ષી અને સેંકડો જાતનાં પક્ષીઓ અહીં જંગલોમાં વસે છે.

**આફ્રિકાની શોધનો ઇતિહાસ**—આફ્રિકામાં ઇજીપ્તની સંસ્કૃતિ અતિ પ્રાચીન અને ઉચ્ચ હતી. પછી કાર્થેજ (લિબિયા) નું પ્રજાતંત્રવાળું એક રાજ્ય અસ્તિત્વમાં હતું. ફીનિશિયનોનાં વહાણોએ ઇશુ પહેલાંની સાતમી સદીમાં આફ્રિકાની આસપાસ ૩ વરસો સુધી સફર કરી હતી. રોમનોએ આફ્રિકાના ઇજીપ્ત વગેરે વિભાગોમાં પોતાની લાગવગ પ્રસરાવી હતી. આધુનિક યુરોપિયનોમાં ઇ. સ. ૧૪૩૩ માં પોર્ટુગીઝ નાવિકોએ પોતાનાં નાનાં વહાણોમાં કેપ બૉજાડૉર તરફ બે વખત સમુદ્રયાત્રા કરી હતી. ઈ. સ. ૧૪૪૧ માં કેપ બ્લાન્કો જઇ પહોંચ્યા. ઇ. સ. ૧૪૮૬ માં બાર્થોલિમ્યુ ડાયઝે કેપ–ઓફ–ગુડહોપની આસપાસ ફરી ડેલગોઆબે પહોંચ્યો હતો. એબીસિનિયા પણ આજ સાહસિક નાવિકોએ થોડાં વર્ષો પછી શોધી કાઢયું હતું. ઇ. સ. ૧૪૯૭ માં વાસ્કો–ડી–ગામાએ કેપને રસ્તે સમુદ્રયાત્રા કરીને હિંદ શોધી કાઢી કાલીકટની મુલાકાત લીધી. ઈ. સ. ૧૬૫૦ માં ડચ લોકોએ કેપ ઑફ–ગુડહૉપ ખાતે એક સંસ્થાન સ્થાપ્યું હતું. પછી મંગોપાર્ક, લીવીન્ગસ્ટોન, ડૉ. બૅસર્ગ, લૅન્ડર અને બીજા યુરોપિયન પ્રવાસીઓએ મહાન સંકટો સહીને આફ્રિકાના જુદાજુદા વિભાગ ઠેઠ ૧૯૭૯ સુધીમાં શોધી કાઢયા હતા. હમણાં આફ્રિકામાં અંગ્રેજો અને જર્મન ઇટાલિયનો વચ્ચે મહાયુદ્ધો ચાલે છે. યુરોપના મિશનરીઓ, વેપારીઓ અને શાસનકર્તાઓએ આફ્રિકાના અનેક વિભાગોમાં આધુનિક સંસ્કૃતિ સ્થાપી છે. છતાં હજી એ દિશામાં સેંકડે એક ટકો પણ કામ થયું નથી. ઇટાલિયનો આફ્રિકામાં ચક્રવર્તિપણું મેળવવાની ખાહેશ રાખે છે.

**આફ્રિકાના જુદા જુદા વિભાગો**—ઈજીપ્ત, મોરોક્કો, દક્ષિણ આફ્રિકા, ઍબીસિનિયા, લિબિયા, ત્રિપોલી, નાઇજીરીઆ, સુડાન, ઇરીટ્રિયા, ફ્રેન્ચ ને ઇટાલિયન અને અંગ્રેજી સોમાલીલેન્ડ, પૂર્વ આફ્રિકા, પોર્ટુગીઝ આફ્રિકા વગેરે ઘણા વિભાગોનું વર્ણન તે તે ભાગોના મૂળાક્ષરો સાથે અન્યત્ર આપવામાં આવ્યું છે.

**આફ્રિદી**: પેશાવરની દક્ષિણ—પશ્ચિમેથી શરૂ થઇ ઠેઠ કાબુલ નદી સુધીના પ્રદેશમાં સરહદના તાયફાવાળા પઠાણો વસે છે. સૂકા, બિહામણા અને પર્વતમય પ્રદેશમાં રહેવાથી ત્યાંના લોકો ઘણા ગરીબ છે; પરંતુ ભારે ઝનૂની, લડવૈયા અને સરસ નેમ તાકનારા તરીકે પ્રખ્યાત છે. ગામડાઓમાં પોતાના શેખોની સરદારી નીચે તેઓ સ્વતંત્રતા ભોગવે છે. કાબુલની સરકાર અને અંગ્રેજ સરકાર બંનેને એઓ ભારે તકલીફો આપે છે. લગભગ એક દશકામાં ત્રણ–ચાર વખત એમની સામે સૈન્યો મોકલવાં પડે છે. અંગ્રેજી સૈન્યમાં વરસો સુધી નોકરી કર્યા પછી પણ તેઓ બેવફાઇ બતાવી એમની સાથે ફરી લડે છે. અહીંના લોકો ઝનૂની, નિર્દય, લૂટારૂ, યુદ્ધ માટે ઉત્સાહી, સાહસિક અને વિશ્વાસઘાતી છે. આ માર્ગે કાબુલનો વેપાર ખાઇબરઘાટ મારફતે ચાલે છે. તેના રક્ષણ માટે અંગ્રેજ સરકારને ટેકરીએ ટેકરીએ ચોકી રાખવી પડે છે.

**આબુ**: અરવલ્લી પર્વત પર આ હવા ખાવાના સુપ્રસિદ્ધ મથક બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના આબુરોડ સ્ટેશન ઉપરથી જવાય છે. રાજપૂતાનાના રાજાઓ અને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું આ ગિરિનિવાસ છે. અહીં સૈન્ય પણ રહે છે. સૌથી ઊંચુ શિખર ગુરુશિખર છે. આખા પર્વતનો ઘેરાવો ૪૦–૫૦ માઇલનો છે. જૈનોના સુપ્રસિદ્ધ અને ભારે સરસ કોતરકામ ધરાવનાર આરસપહાણનાં બાંધેલ દેલવાડાનાં મંદિરો અહીં આવતા ઘણા પ્રવાસીઓને આકર્ષે છે. નખી તળાવ પાસે કુદરતી સૌંદર્ય શોભી નીકળે છે. અચળેશ્વરમાં ઘણાં હિંદુ અને જૈન મંદિરો છે. વસિષ્ઠ આશ્રમ વગેરે અનેક તીર્થસ્થળો પણ છે.

**આમળાં**: હરડાં, બહેડાં અને આમળાં, એ આયુર્વેદમાં ત્રિફળા કહેવાય છે. આમળાં રસાયન છે. એનો ઔષધોમાં ખૂબ ઉપયોગ છે. આમળાંનો મુરબ્બો પણ થાય છે. એમાં ખટાશ છે, પણ તે નુકસાનકારક નથી. આમળાં સુકાવીને વેપારની વસ્તુ તરીકે ગાંધીઓ રાખે છે.

**આમોદ**: ભરૂચની ઉત્તરે ૨૧ માઇલ પર આ નાનું શહેર આવેલું છે. અહીંના ઠાકોરની વાર્ષિક પેદાશ ૧॥ લાખ રૂપિયા છે. વસતિ ૩૦ હજાર લગભગની છે.

**આયર્લૅન્ડ** (આયરનું સ્વતંત્ર રાજ્ય): આ દેશ ગ્રેટબ્રિટનની પાડોશમાં આવેલ દ્વિપરૂપે છે. આયરિશ લોકો એ બેટમાં રહે છે. તેની વધુમાં વધુ લંબાઇ ૨૫૦ માઇલ અને પહોળાઇ ૧૮૦ માઇલની છે. ક્ષેત્રફળ ૩૧,૮૭૪ ચો. માઇલનું છે. એના બે વિભાગો છે: આયર અથવા આયરિશ ફ્રી સ્ટેટ. એ અંગ્રેજોનું નામનું સંસ્થાન ખરેખર રીતે તો સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. એના પ્રમુખનું નામ ડી' વેલેરા છે. આ પ્રજાસત્તાક રાજ્યનું ક્ષેત્રફળ ૧॥ કરોડ એકરનું હોઇને વસતિ ૩૦ લાખની છે. અંગ્રેજો સાથે સેંકડો વર્ષો પર્યંત લડીને અને અત્યંત પરિશ્રમ, હાડમારીઓ તેમજ નુકસાન ખમ્યા પછી એણે સ્વરાજ મેળવ્યું છે. આ રાજ્યમાં પ્રારંભિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. એનું વાર્ષિક ઉત્પન્ન ૨॥ થી ૩ કરોડ પાઉંડનું છે. એના માથે પાંચ કરોડ પાઉન્ડનું કરજ છે. કસ્ટમ, સુપરટેક્ષ, દારૂ વગેરેમાંથી મુખ્ય પેદાશ થાય છે. ખેતી પાછળ ૬૫ લાખ પૌંડ, શિક્ષણ

પાછળ ૫૦ લાખ પૌંડ, વૃદ્ધો અને અશક્તોનાં પેન્શનો પાછળ ૩૫ લાખ પૌંડ આ રાજ્ય ખર્ચે છે. આયરનું રાજ્ય હમણાંના મહાયુદ્ધમાં તદ્દન તટસ્થ રહ્યું છે. આ ખેતીવાડીનો દેશ ગણાય છે. અહીં ઓટ ૬ા લાખ ટન, જવ ૧ા લાખ ટન, ઘઉં ૬૦ હજાર ટન, બટાટા ૨૫ લાખ ટન અને બિટરુટ ૧૬ લાખ ટન પેદા થાય છે. માછલીઓ પકડવાનો ઉદ્યોગ પણ ઠીક પ્રમાણમાં છે. ઉદ્યોગોમાં મુખ્ય આટો પીસવાની ચક્કીઓ, માખણ અને પનીર બનાવવાની ડેરીઓ, વસ્ત્રો (રેશમ તથા ઊન) બનાવવાનાં કારખાનાં, લાકડાનું ફર્નિચર બનાવવાનાં કારખાનાં, વગેરે છે.

વેપારમાં આમદાની ૪ કરોડ પાઉંડની અને નિકાસ ૨ કરોડ પાઉંડની કિંમતના માલની હતી. નિકાસમાં જાનવરો, ઘેટાં, ડુક્કરો, ઘોડા, માખણ અને દારુ વગેરે હતાં. એના આયાત માલમાં ઘઉં, ચાહ, કોલસો, ધાતુઓ વગેરે હતાં. આ દેશ ઉદ્યોગો અને કાચી ધાતુઓ બાબતમાં પછાત છે.

**આયર્લૅન્ડ ( ઉત્તર અલ્સ્ટર ):** આયર્લૅન્ડનો આ ઉત્તર ભાગ અંગ્રેજોની છત્રછાયા નીચે જુદું સંસ્થાન છે. આયર પ્રજાસત્તાક રાજ્યના અનેક પ્રયત્નો અને સમજાવટ છતાં એણે પોતાનું નસીબ ગ્રેટબ્રિટન સાથે જોડયું છે. એનો વિસ્તાર ૩૩ા લાખ એકરનો હોઇને વસતિ ૧૨ા લાખની છે. આયર પ્રજાસત્તાકની વસતિ મોટે ભાગે રોમનકૅથોલિક છે; જ્યારે ઉત્તર આયર્લૅન્ડની વસતિનો મોટો ભાગ પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી ધર્મ પાળે છે. એની પેદાશ ૫૫ લાખ પૌંડની અને ખર્ચ ૯૪ાા લાખ પૌંડનો ૧૯૩૫-૩૬ માં હતો. એની મુખ્ય પેદાશ ઘઉં, ઓટ, જવ અને બટાટાની છે. ત્યાં કોઇ જાણીતાં ભૂસ્તરોની ખાણો પણ નથી, કોઈ મોટા ઉદ્યોગો પણ નથી. અહીંનો વેપાર બ્રિટન મારફતે ચાલે છે.

**આયોડીન :** આયોડીન અને બ્રોમીન જાતના ક્ષારો જમીન, દરિયા અને પાણીના ઝરામાંથી મળે છે. આનો ઔષધ તરીકે ઉપયોગ થાય છે. એમાંથી ચોપડવાની એક જલદ દવા સોજા તથા રહી ગયેલ સાંધાઓ ઉપર લગાડાય છે. એને પીંછી વડે લગાડાય છે એટલું એ જલદ છે. એ હાઇડ્રોજન કરતાં ૧૨૭ ગણું ભારે છે.

**આયોડોફૉર્મ :** આ એક જાતની અંગ્રેજી પીળી તીક્ષ્ણવાસવાળી દવાની ભૂકી હોય છે. તે દુર્ગંધ દૂર કરે છે. ચાંદી, ચાંદાં, ગંધાતાક્ષત અને જખમ ઉપર એનો ઉપયોગ કરાય છે. એનો મલમ પણ બને છે. એક ડ્રામ આયોડોફૉર્મ, એક ઔંસ સાદા મલમમાં મેળવવાથી સરસ મલમ બને છે.

**આરકોટ (ઉત્તર):** ક્ષેત્રફળ ૪૯૫૪ ચો. માઇલનું છે. એ મદ્રાસ ઇલાકામાં આવેલું છે. અહીંની વસતિ ૨૨૯૭૪૮૪ માણસોની છે. અહીં બોલાતી મુખ્ય ભાષાઓ તામીલ અને તેલુગુ છે. જીલ્લાની હવા સૂકી છે. સરેરાશ વરસાદ ૩૮ ઈંચ છે. અગાઉ કર્ણાટકના રાજ્યકર્તાઓનો આ પ્રાંત રાજ્યધાની હતો. એનું વેલોર ઇતિહાસપ્રસિદ્ધ શહેર છે. આર્કોનામ સાઉથ ઈંડિયા રેલ્વેનું મોટું જંક્શન છે. આ પ્રાંતમાં ચોખા, રાગી અને કમ્બુ નામે અનાજ પેદા થાય છે. શેરડી, સિંગદાણા અને તલ પણ પેદા થાય છે. નારંગીઓ અને લીંબુ સારા પ્રમાણમાં થાય છે. જંગલના પાકોમાં સાગ, સીસમ અને સુખડનું લાકડુ મળે છે. આલુ, પાન, મરચાં અને તંબાકુ પણ પરદેશો ખાતે ચડે છે. ઔદ્યોગિક કારખાનાં માત્ર ૯ ટકાજ છે.

**આરકોટ (દક્ષિણ) :** આનું ક્ષેત્રફળ ૪૦૦૦ ચો. મા. હોઇને વસતિ ૨૪,૫૪,૧૪૧ ની છે. વરસાદની સરેરાશ ૪૬ ઈંચ છે. આ પ્રાંતમાં પણ તામીલ ભાષા બોલાય છે. ચોખા, કંબુ, રાબી આ મુખ્ય અનાજના પાકો છે. સિંગદાણા, તેલીબીયાં તેમજ ગળી પણ આ પ્રાંતમાંથી નિકાસ થાય છે. આ પ્રાંતમાં આવેલું પોંડીચરીનું શહેર ફ્રેંચોના કબજામાં છે. વેપારમાં નિમક, માટીનાં વાસણો, ગોળ, ગળી અને તેલોની નિકાશ થાય છે. ગૃહઉદ્યોગોમાં હાથવણાટનું કાપડ છે. એમાં કડાલોર અને પોર્ટોનોવોનાં બે બંદરો છે. કડાલોર બંદરની વસતિ ૬૦ હજારની છે. એમાં પરદેશોનો વેપાર ૧૨૩ લાખ અને હિંદનો વેપાર ૨૮ લાખનો હતો. મોટી નિકાસ સિંગદાણાની થાય છે.

**આરબ (ઇતિહાસ) :** આરબ લોકો સેમેટિક જાતના છે. મોહમદ પયગંબર (અલી)ના પહેલાં આરબો ઘણા ગરીબ અને મૂર્તિપૂજક હતા. એમનામાં સંગઠન નહોતું. અરબસ્તાન રણોની રેતીનો સૂકો ઉજ્જડ પ્રદેશ છે. એની પ્રજા ઘાસચારો મળે ત્યાં પોતાનાં ઊંટ અને બકરાં લઇને ભટકે છે. લોકો ભારે ખડતલ અને મજબૂત હોઇને હથિયારોનો ઉપયોગ સારો જાણતા હતા. એમનામાં બહુપત્નીત્વનો રિવાજ હતો. ઇ. સ. ૫૭૦ માં પયગંબર સાહેબનો જન્મ થયો. એમણે એકેશ્વરવાદનો સમાન ધર્મ અરબસ્તાનમાં અનેક મુશ્કેલીઓ અને ભય વચ્ચે ચલાવ્યો. ઈ. સ. ૬૩૨ માં એમનું અવસાન નીપજ્યું, ત્યારે આખો અરબસ્તાન મુસ્લિમ બન્યો હતો. એના પછી ખલીફા તરીકે અબુબકર, ઉમર અને ઓસ્માન આવ્યા. પયગંબર સાહેબે આરબોમાં એકતા અને સંગઠન સ્થાપ્યાં હોવાથી આરબોએ ઈરાન, મીસર, સીરીઆ અને આફ્રિકા જીતી લીધાં. યુરોપમાં વિજયો મેળવીને ઠેઠ સ્પેનમાં રાજ્ય સ્થાપ્યું હતું. સિંધ દેશ પણ એમણે જીતી લીધો. એમણે દમાસ્કસ અને બગદાદમાં અનુક્રમે ખલિફાતો સ્થાપી. આ સ્થળોએ આરબોએ જ્ઞાન, વિજ્ઞાન, ખગોળ અને ગણિતમાં ભારે પ્રગતી કરી.

**આરબી ભાષા**—ભાષા ઘણી પ્રાચીન પણ જુદી જુદી શાખાઓમાં વહેંચાયલી હતી. ઇબ્નેમોરાએ પયગંબર સાહેબના જન્મ પહેલાં આરબી ભાષાના મૂળાક્ષરો શોધી કાઢયા હતા. પયગંબર સાહેબે અલ કોરાનમાં એ ભાષાને ભારે સુંદર અને મધુર રીતે વાપરી છે. દમાસ્કસ અને બગદાદના ખલીફાઓના સમયમાં આરબી ભાષામાં કવિતા, વૈદક, ખગોળ, ભૂગોળ, વ્યાકરણ તેમજ જ્ઞાન-વિજ્ઞાનનાં અનેક પુસ્તકો લખાયાં હતાં; આટલી સુસંસ્કૃત એ ભાષા છે.

**આરમેનિયા :** આરમેનિયન લોકોનું આ રહેવાનું સ્થાન પશ્ચિમ એશિયામાં આવેલું છે. એનો મુખ્ય ભાગ તુર્કી સલ્તનત નીચે છે. સ્મર્ના એનું મુખ્ય શહેર છે. આરમેનિયાની લંબાઈ ૪૩૦ માઇલ અને પહોળાઇ ૩૦૦ માઇલની હોઇને જમીન ફળદ્રુપ છે. ત્યાં અંજીર, ઓલિવ વગેરે કીમતી વસ્તુઓ પેદા થાય છે.

**આરારુટ :** દક્ષિણ અમેરિકા અને હિંદ ખાતે મલબારમાં એ એક જાતનું કંદ થાય છે. આ કંદનો લોટ બનાવે છે. એનો રંગ ઝાંખો સફેદ હોય છે. આરારુટનો લોટ પચવામાં હળવો અને રોગી અવસ્થામાં તેમજ બાળકોને અપાય છે. એમાં પૌષ્ટિક તત્વો જૂજ છે. એમાં સ્વાદ અને વાસ ઓછી હોય છે. બીજા લોટ સાથે એ ભેળસેળ પણ થાય છે.

**આરાસૂર** : અરાવલ્લી પર્વતોનો આ દક્ષિણ-પશ્ચિમ ભાગ છે. એમાં અંબાજીનું પ્રાચીન પૂજ્ય મંદિર આવેલું છે. અંબાજીનું પ્રસિદ્ધ યાત્રાસ્થાન છે.

**આરોગ્યરક્ષણ** : આરોગ્યરક્ષણ માટે નીચે પ્રમાણે સૂચનાઓ ધ્યાનમાં રાખવી:

(૧) થાક ન લાગે તે માટે યોગ્ય પ્રમાણમાં હળવી કસરતો કરવી. લાંબું ચાલવાનો નિયમ રાખવો.

(૨) પાચનમાં હળવું અને ઘી, દૂધ, શાકભાજી તથા ફળફળાદિ વગેરે સાથેનું ભોજન કરવું; ખાઉધરા થવું નહિ. બરાબર ચાવીને ખાવું. દર પંદર દિવસે એકાદ ઉપવાસ કરવો.

(૩) ખુલ્લી હવાનો પૂરતો લાભ લેવો. પરમાત્માની ભક્તિ કરી નીતિને માર્ગે રહેવું. શુદ્ધ જળ પીવું, બ્રહ્મચર્ય પાળવું. ચાહ, કોફી, બીડી અથવા કેફી ચીજોની સમીપ જવું નહિ. મતલબ કે નિયમિત જીવન જીવવું.

**આલ્કોહોલ** : બીર અથવા વાઈન દારૂમાંથી જે અર્ક ઉત્પન્ન થાય છે તેને આલ્કોહોલ (મદ્યાર્ક) કહે છે. ફળો, જેવાં કે દ્રાક્ષ, બટાટા વગેરેને પકાવી સગડીને ગરમી આપી એમાંથી જે તત્વ કાઢે છે તે દારૂ છે. એમાં ૪ ભાગ કાર્બન, બે ભાગ ઑકસીજન ગેસ અને ૬ ભાગ હાઈડ્રોજન ગ્યાસનાં તત્વો મિશ્ર કરેલાં હોય છે. આપણા દેશમાં મહુડાં અને તાડીનાં વૃક્ષોનો જે રસ છે તે તાડી પણ કેફી પદાર્થ છે. એમાં પણ આલ્કોહોલનું તત્વ હોય છે. દારૂનો અતિશય ઉપયોગ શરીર અને મનને પાયમાલ કરે છે. હિંદની સરકારને દારૂની પેદાશના કરમાંથી દર વર્ષે કરોડો રૂપિયા મળે છે. વિલાયતી દારૂ હિંદમાં ઘણો આવે છે. હજારો લોકોને આ દારૂનો દૈત્ય ખુવાર કરે છે. હિંદમાં લાયસેન્સ આપી દારૂનાં પીઠાં સરકાર ખોલવા દે છે. આ સ્થળે ઘણા માણસો દારૂ પીને છાકટા થાય છે. દારૂનો વૈદકમાં ઉપયોગ સારો છે. ડોકટરોના હાથે એ અમૃતનું કામ આપે છે.

**આલજીરીઆ** : આફ્રિકાની પશ્ચિમ-ઉત્તરે આ દેશ આવેલો છે. એનું ક્ષેત્રફળ ૨૨૨૮૭૬ ચો. માઈલનું છે. ૫૦ લાખની વસતિમાં આરબો, મુરીસ, યાહૂદીઓ, તુર્કો, સીદીઓ અને ફ્રેન્ચ રાજ્યકર્તાઓ છે. પ્રદેશ ફળદ્રૂપ અને વિશાળ છે. ખરાબ ભૂમિ પણ પુષ્કળ છે. ફ્રેંચોનો ગવર્નર જનરલ આલજીરીઅસ શહેરમાં રહે છે.

**આલ્પસ પર્વત** : આ પર્વતનો મુખ્ય ભાગ યુરોપના સ્વીટ્ઝરલેન્ડમાં અને બાકીનો ભાગ ઈટલિ, ફ્રાન્સ તથા ઓસ્ટ્રેલિયામાં આવેલો છે. એનું ક્ષેત્રફળ ૭૮૦૦૦ ચો. માઇલનું છે. એમાં કુદરતી સૌંદર્ય ભરચક ભર્યું છે. બરફાચ્છાદિત ઊંચાં શિખરો અને વિશાળ સરોવરો એમાં આવેલાં છે. ર્‌હાઇન નદી અને બીજી ઘણી નદીઓ આ પર્વતમાંથી નીકળે છે.

**આલ્પાકા** : અમેરિકાના પીરૂ દેશમાં આ ચોપગું જનાવર થાય છે. તેના વાળ ઊન જેવા ચળકતા, લીસા અને ગરમી ઉત્પન્ન કરનાર છે. આપણે ત્યાં જે આલ્પાકાનું કપડું કોટ અને પાટલૂનોમાં વપરાય છે તે આ જાનવરોનું ઊન છે. એમાં મિશ્રણ કરી એની મોટી પેદાશ કરે છે. હિંદમાં પણ એ ઘણું આયાત થતું હતું.

**આલ્બેનીઆ** : આ મુસ્લિમ નાનું રાજ્ય યુરોપમાં આવેલું છે. એનો વિસ્તાર ૧૦૬૨૯ ચો. માઇલ હોઇને વસતિ ૧૨ લાખની છે. ઇટાલિએ આ રાજ્ય જીતી લીધું છે. આ રાજ્ય વિકાસની દૃષ્ટિએ પછાત છે. અહીંથી લાકડું અને મીઠું પરદેશો ખાતે ચડે છે. એનો મુખ્ય વેપાર ઈટાલિ સાથે છે.

**આવકવેરો** : હિંદમાં હિંદી સરકારે પ્રજાની દરેક વ્યક્તિની વાર્ષિક આવક પર કર નાખ્યો છે તેને ઇન્કમટેક્ષ કે આવકવેરો કહે છે. પગાર, વ્યાજ, મિલકત, વેપાર, ઉદ્યોગ, હુન્નરમાંથી જે પેદાશ થાય તે સર્વ ઉપર આવકવેરો લાગુ પડે છે. હિંદની હમણાંની સરકારે, હિંદને યુદ્ધમાં ભાગીદાર બનાવ્યું છે. યુદ્ધનો ખર્ચો ખૂબ વધ્યે જાય છે; આથી ઈન્કમટેક્ષ, સુપરટેક્ષ અને એક્સેસ પ્રોફિટ ટેક્ષ એવા અનેક પ્રકારના કરો આવક અને પેદાશ ઉપર નાખવામાં આવ્યા છે. આ કરો જેમજેમ યુદ્ધનો વિસ્તાર વધતો જાય છે તેમતેમ વધતાં જાય છે. હિંદ ઉપર જાપાનીઝ આક્રમણનો ભય છે. હિંદમાં યુદ્ધ સંબંધી નવાંનવાં સૈન્યો, વિમાનગૃહો અને વિમાનીઓની ભરતી થાય છે. આથી યુદ્ધખર્ચ હમણાં દરરોજના લગભગ રૂા. ૧॥ કરોડ જેટલો થાય છે. આ ખર્ચ જેમ વધે છે તેમ આવક ઉપરના કરો પણ વધે છે, અને હજી પણ વધવા સંભવ છે. આ કાયદાનો અમલ કડક છે. રજીસ્ટર કરેલી પેઢીઓને માટે અનેક છૂટછાટો અપાઈ છે. સંયુક્ત કુટુંબને માટે એકજ સામટો કર આપવો પડતો હોવાથી તેના ઉપર વધારે બોજો પડે છે. આથી સંયુક્ત કુટુંબ પર આવકવેરો ૧૯૪૪ના માર્ચ માસના બજેટમાં નીચે મુજબ ઠરાવવામાં આવ્યો છે. આ દરેક વ્યક્તિને, હિંદુઓના અવિભક્ત કુટુંબને તેમજ રજીસ્ટર્ડ નહિ કરેલી પેઢીને લાગુ પડે છે.

(૧) પહેલા બે હજાર રૂપિયાની પેદાશ ઉપર — કાંઈ નહિ.

(૨) ૨૦૦૦ રૂપિયા પછી અને ૩૫૦૦ રૂપિયા સુધીની પેદાશ ઉપર — ૦-૦-૯ પાઈ

(૩) આ ઉપલી રકમો પછીની ૫૦૦૦ રૂપિયા સુધીની પેદાશ ઉપર — ૦-૧-૩ (૧૫ પાઈ)

(૪) ઉપરની પેદાશના પછીના ૫૦૦૦ રૂપિયા સુધીની પેદાશ ઉપર — ૦-૨-૦ (૨૪ પાઇ)

(૫) તે પછીની વધારાની પેદાશ ઉપર — ૦-૨-૬ (૩૦ પાઈ)

**સુપરટેક્ષ** : આનો દર નીચે મુજબ છે:—

| | |
|---|---|
| (૧) પહેલા રૂા. ૨૫૦૦૦ ની પેદાશ ઉપર | કાંઈ નહિ: |
| (૨) તે પછીના રૂા. ૧૦૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૧-૦ |
| (૩) તે પછીના રૂ. ૨૦૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૨-૦ |
| (૪) તે પછીના રૂ. ૭૦૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૩-૦ |
| (૫) તે પછીના રૂ. ૭૫૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૪-૦ |
| (૬) તે પછીના રૂ. ૧૫૦૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૫-૦ |
| (૭) તે પછીના રૂ. ૧૫૦૦૦૦ ની પેદાશ ઉપર | ૦-૬-૦ |
| (૮) બધી પેદાશના બાકીના ભાગ ઉપર | ૦-૭-૦ |

**વધારાના નફાનો કર**—આ સિવાય **વધારાના નફાનો** કર રૂ. ૩૬૦૦૦ ની પેદાશ પછીની પેદાશ ઉપર સેંકડે ૬૬⅔ ટકા જેટલો મોટો છે. રૂા. ૧૦૦૦૦ સુધી કરનો વધારો નથી. દશ હજારથી પંદર હજાર સુધી વધારાનો ચાર્જ ૧૬ પાઇને બદલે ૧૮ પાઇનો લેવાનો છે. પંદર હજારની રકમ ઉપર ખાસ વધારાનો ચાર્જ ૨૪ પાઇનો લેવાશે.

સુપરટેક્ષમાં ૩૫૦૦૦ થી ૨૦૦૦૦૦ વચ્ચે ૦-૦-૬ વધારો થશે.

**આસનસોલ** : એની વસતિ ૩૧૦૦૦ ની છે. એ કોલસાના વેપારનું મુખ્ય સ્થળ ઇસ્ટ ઈન્ડિયા રેલ્વે ઉપર આવ્યું છે. અહીં બૂટ બનાવવાનાં કેટલાંક કારખાનાં છે. આ શહેરથી ૩ માઇલ દૂર હીરાપુર (હાલ બર્નપુર)માં 'ઇન્ડિયન આયર્ન અને સ્ટીલ કંપની'નું મોટું પોલાદનું કારખાનું છે.

**આસામ** : હિંદનો આ પ્રાંત બ્રહ્મદેશની સરહદ ઉપર હિમાલયની તળેટીમાં આવેલો છે. એના ત્રણ વિભાગો છેઃ (૧) સુરમાવેલી, (૨) બ્રહ્મપુત્રાવેલી અને (૩) પર્વતોની હારમાળા. તેમાં સુરમાવેલી ૧૨૫ માઇલ લાંબી અને ૬૦ માઈલ પહોળી છે. ચારે તરફ પર્વતોથી વિંટળાયેલ છે. બ્રહ્મપુત્રાની ખીણ ૫૦૦ માઇલ લાંબી અને ૫૦ માઇલ પહોળી છે. આ પ્રાંતનું કુલ ક્ષેત્રફળ ૨૬ હજાર ચો. મા. નું હોઇને વસતિ ૧ કરોડ લગભગની છે. આ પ્રાંતમાં ખૂબ વરસાદ પડે છે. ચેરાપુંજી જીલ્લામાં વાર્ષિક ૫૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. આબોહવા ઠંડી અને ભીનાશવાળી છે. મોટી બ્રહ્મપુત્રા નદી આ પ્રાંતમાંથી વહી બંગાળ તરફ જાય છે. કુલ જંગલો ૬૧૪૫ ચો. મા. માં છે. એમાંથી લાકડું પુષ્કળ ચઢે છે. આસામમાં અંગ્રેજોના વિશાળ ચાહના બગીચા છે. મણિપુરનું દેશીરાજ્ય આ પ્રાંતમાં આવેલું છે. ચોખા અને ચાહની આ પ્રાંતમાં મુખ્ય પેદાશ છે. ઉપરાંત ઘઉં અને જ્યુટ પણ પેદા થાય છે. ચોખા ૪૭ લાખ એકરમાં, ચાહ ૪૧ લાખ એકરમાં, અળસી ૩ લાખ એકરમાં, તલ ૩૧ હજાર એકરમાં અને જ્યુટ ૧૧ લાખ એકરમાં વવાય છે. અંગ્રેજ કંપનીના તેલના કૂવાઓમાંથી સાધારણ પેટ્રોલ નીકળે છે. રેશમના કીડા ઉછેરવાનું કામ ગામડાઓમાં ચાલે છે. ગૃહઉદ્યોગ તરીકે રેશમનાં વસ્ત્રો વણાય છે. ધુબરી ખાતે દિવાસળીની એક મિલ છે. લાકડાંની પણ કેટલીક મિલો છે. અહીંનાં જંગલોમાં પુષ્કળ લાકડાં થતાં હોવાથી લાકડાના ઉદ્યોગનો વિકાસ થાય છે. આસામનો મુખ્ય વેપાર કલકત્તા અને ચટગાવના બંદર સાથે છે. રેલ્વે મારફતે વેપાર ચાલે છે. આસામ-બંગાળ રેલ્વે ચટગાવથી શરૂ થઈ બ્રહ્મપુત્રા નદી ઉપરના સાદીઆ સુધી જાય છે. નદી (બ્રહ્મપુત્રા) દ્વારા પણ વેપાર ચાલે છે. મુખ્ય શહેર ગૌહત્તી છે, એની વસતિ ૨૨ હજારની છે; જ્યારે ધુબરીની ૯૪૩૫, શિલોન્ગની ૯૮૪૪, સીલહટની ૨૪૪૩૫, ડિબ્રુગઢની ૧૮૭૩૪, કરીમગંજની ૫૬૯૧, શીવસાગરની ૬૬૩૧ અને તીનસુખીઆની ૫૧૦૦ ની છે. મણિપુરનું દેશીરાજ્ય ૮૪૫૬ ચો. મા. નું હોઇને એની વસતિ ૩ લાખની છે.

**આસામનો ભવિષ્યનો વિકાસ**—જાપાને બ્રહ્મદેશ જીતી લીધું છે. એની સરહદ સાથે આસામની સરહદ મળે છે. અંગ્રેજો આસામના રક્ષણ માટે મોટી તૈયારીઓ કરે છે. તેઓએ ઓછામાં ઓછું એક લાખ સૈનિકોનું મોટું સૈન્ય, સેંકડો રણગાડીઓ, હજારો તોપો, પચાસ હજાર મશીનગનો અને સેંકડો વિમાનો આસામમાં ભેગાં કર્યાં છે. આ સિવાય ૨૫-૩૦ વિમાનગૃહો પણ ઊભાં કર્યાં છે. આસામની સરહદ પરથી બ્રિટિશ સેનાધ્યક્ષ બ્રહ્મદેશના આક્રમણ માટે તૈયારીઓ કરે છે. આસામ એ પછાત દેશ છે. સ્વરાજનું શાસન હોય તો એના વિકાસ માટે ખૂબ અવકાશ છે. એને માટે નીચે પ્રમાણે ઉપાયો લેવાની ભવિષ્યમાં જરુર પડશે.

(૧) આસામના પર્વતવાસી પછાત લોકો ખાસી અને બીજી અનાર્ય જાતિઓમાં સંસ્કારિતા અને શિક્ષણનો વિકાસ કરવો પડશે.

(૨) આસામના પર્વતોમાંથી મોટા પાયાપર ભૂસ્તરો અને કાચા પદાર્થો, જેવા કે, કોલસા અને ધાતુઓ બહાર લાવવી જોઇશે.

(૩) આસામમાં રેલ્વેનો વિકાસ થોડો છે, તેનો વિસ્તાર કરવો પડશે.

(૪) આસામમાં ખેતીનો સુધારો કરવો પડશે. આ માટે સહકારી ખેતીની યોજના બહોળા પ્રમાણમાં દાખલ કરી ચોખાની ખેતી વધારવી પડશે.

(૫) રેશમનો ગૃહઉદ્યોગ મોટા પાયા પરની પ્રગતિ માંગી રહ્યો છે. રેશમ પેદા કરવા માટે મોટી રકમ શેતુરના વૃક્ષો ઉછેરવા માટે જોઇશે.

**આસ્ટ્રેલિયા** : જગતના પાંચ ખંડોમાંથી આ સૌથી નાનો ખંડ છે. એનું ક્ષેત્રફળ ૨૯ાા લાખ ચો. માઇલનું હોઇને વસતિ ૬૭ લાખની, મુખ્યત્વે અંગ્રેજ પ્રજામાંથી ઊતરી આવી છે. એ દેશ શોધાયે બહુ લાંબો સમય થયો નથી. અહીંના ગોરાઓ બીજા દેશો (અંગ્રેજો સિવાય) ની પ્રજાને આ દેશમાં આવવા દેતા નથી. એ દેશની ૧૯૩૪-૩૫ માં કુલ પેદાશ ૭૦ કરોડ પાઉન્ડની અને ખર્ચ પણ તેટલુંજ હતું. એ દેશમાં ઘઉં મોટા પ્રમાણમાં ૨૧ાા કરોડ બુશલ દર વર્ષે પાકે છે. જવ ૧ાાા કરોડ બુશલ પાકે છે. સોનું ૬૪ લાખ પાઉંડનું, ચાંદી ૨૬ લાખ પાઉંડની અને કોલસા ૬૦ લાખ પાઉંડની કિંમતના દર વર્ષે નીકળે છે. આ સિવાય ઊન પણ મોટા પ્રમાણમાં થાય છે. આસ્ટ્રેલિયા હિંદમાંથી ચાહ, બારદાનની ગુણીઓ, વગેરે ૩૪ા લાખ પાઉન્ડની કિંમતના મંગાવે છે. આ દેશ, હિંદ ખાતે ઘઉં તથા ૮ા લાખ પાઉંડ ઊનની નિકાસ કરે (૧૯૩૨-૩૩) છે. કયારેક હિંદમાં દુષ્કાળનું વરસ હોય તો, ઘઉં મોટા પ્રમાણમાં આસ્ટ્રેલિયામાંથી આવે છે. હિંદીઓને આસ્ટ્રેલિયામાં દાખલ કરવા વિરૂદ્ધ સખત પ્રતિબંધ છે. હમણાં જાપાનીઝ સૈન્યોએ પેસીફીક મહાસાગરના મોટા પ્રદેશો જીતી આસ્ટ્રેલિયાની આસપાસના બેટો હાથ કર્યા છે. અમેરિકન નૌકા કાફલો, વિમાનો અને સૈન્યો આસ્ટ્રેલિયાના રક્ષણ માટે જાપાનીઝોની સાથે મહાયુદ્ધો ખેલે છે. બ્રિટિશના આ મહાસંસ્થાનનું રક્ષણ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાને સોંપાયું છે. આસ્ટ્રેલિયાની વસતિ (ગોરી) થોડી હોવાથી મોટા સામ્રાજ્ય સામે રક્ષણ કરવાનું કામ એને માટે કપરૂં થઈ પડયુ

છે. આસ્ટ્રેલિયા નાના નાના ગોરા સંસ્થાનોનો સંઘ એકત્ર થઈને રાજ્યશાસન ચલાવે છે.

**ઑસ્ટ્રિયા**—યુરોપનું એક વખતનું આ મોટું સામ્રાજ્ય હમણાં માત્ર ૩૨૩૬૯ ચો. માઇલ અને ૬૮ લાખની વસતિ ધરાવે છે. ગયાં બે વરસ થયાં જર્મનીએ એને જીતી લીધું છે. એની વસતિ ખ્રિસ્તીઓની છે. એનું મુખ્ય શહેર વીએનાની વસતિ ૨૦ લાખની છે. મજૂરોને માટે એ શહેરમાં શ્રેષ્ઠ ચાલીઓ બાંધેલી છે. એની વસતિ ભણેલી અને ઉદ્યોગ-પરાયણ છે; આબોહવા સારી છે. હિંદમાં લડાઈ પહેલાં ઑસ્ટ્રિયાથી પેન્સિલો અને બીજી પાકી વસ્તુઓ આયાત થતી હતી.

**આંબલી**: એ વેપારની વસ્તુ છે. આંબલીનાં બિયાંનું તેલ કાઢવામાં આવે છે. એનું લાકડું મજબૂત અને સારું હોય છે. આંબલી રસોઇમાં ઉપયોગી પદાર્થ છે; પરંતુ એના વિશેષ ઉપયોગથી એની ખટાશને લીધે શરીરના સાંધા ઝાલી લે છે; એનાં ફળ મધુર, ખાટાં, દીપક અને મળસ્તંભક છે. ઔષધ તરીકે એનો સારો ઉપયોગ થાય છે.

**આંબાહળદર**: એ હળદરની જાત છે. એમાં સફેદ અને પીળી એમ બે જાત આવે છે. એને સૂકવીને રસોઈ તથા ઔષધિના કામમાં લેવાય છે.

**આંબો**: જગતભરમાં આ અમૃત જેવું મધુર ફળ સર્વોત્તમ છે. આંબાનાં ફળો વેપારની વસ્તુ છે. યુરોપ ખાતે મોટા પ્રમાણમાં એની નિકાસ થાય છે. આંબા હિંદના ઘણા ભાગોમાં મોટા પ્રમાણમાં થાય છે. આંબાની અનેક જાતો થાય છે. તેમાં હાફુસ, પાયરી, લંગડા અને બીજા સેંકડો જાતના આંબાઓ થાય છે.





**એકવેડોર** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય છે. ધ્રુવની સમીપ એનો કેટલોક ભાગ આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૩૩૭૩૦૪ ચો. માઈલનું હોઇને વસતિ ૨૬ લાખની આશરે છે. એ પૈકી ૧૦ ટકા ગોરા, ૩૮ ટકા અમેરિકન ઇન્ડિયનો, ૪૧ ટકા મિશ્ર પ્રજા અને ૫ ટકા સીદીઓ વસે છે. અહીંની ભાષા સ્પેનીશ છે. રાજધાની કવીટોની વસતિ ૧,૦૭,૧૯૨ ની છે. અહીં અનાજ, કોકો [ ૩૦૯૨૨ ટન ], કૉફી, ચોખા, રબર, કપાસ વગેરેની પેદાશ થાય છે. અને સોનું [ ૧૬,૯૪૩ કીલો ], ચાંદી, પેટ્રોલ ( ૧૧ લાખ બેરલ ) ઉત્પન્ન થાય છે. અહીં ધાતુઓ પુષ્કળ હોઇને જંગલો પણ મોટાં છે. અહીંના લોકો પાંદડાંઓની સરસ ટોપી બનાવે છે.

**ઇજીપ્ત** : આ મીસર દેશ સાથે હિંદનો જૂનો સંબંધ છે. પુરાણો પ્રમાણે બાણાસુર આ પ્રદેશનો રાજ્યકર્તા હતો. જાડેજાઓ, ભાટિયાઓ, ભટ્ટીઓના મૂળ પુરુષ પણ મીસરથી આવ્યાની ભાટકથા છે. ઇજીપ્ત લાંબા સમય સુધી તુર્કી સલ્તનતનો ભાગ હતો. ઈ. સ. ૧૮૧૪ માં બ્રિટિશ રક્ષણ નીચે ઇજીપ્ત આવ્યું હતું. ઇ. સ. ૧૮૨૨ માં સુલતાન અને પાર્લમેન્ટને રાજ્યની આંતરિક સત્તા સોંપવામાં આવી; પરંતુ પરદેશી સૈન્યની સત્તા બ્રિટને રાખી હતી. હવે ધીમે ધીમે આમાંથી કેટલીક સત્તાઓ ઇજીપ્તને સોંપી દેવાઈ છે; પરંતુ સુએઝની નહેરના રક્ષણ માટે બ્રિટિશ સૈન્ય રહેતું હતું. હમણાં ત્રણ વરસ થયાં ઇજીપ્ત એ રણક્ષેત્ર બન્યું છે. ઇજીપ્તની સરકારે તટસ્થતા ધારણ કરી છે. ઇજીપ્તમાં હમણાં સુલતાન ફુઆદ પછી એનો યુવાન પુત્ર ફરૂખ ગાદી પર છે.

ઇજીપ્ત એ રણપ્રદેશ છે. એનો વિસ્તાર ૩૮૨૦૦૦ ચો. માઇલનો છે. નાઈલ નદી ઇજીપ્તમાંથી વહે છે. દૂર દૂરના પ્રદેશમાંથી આ નદી માટી તાણી લાવી રણના ૧૩,૫૭૪ ચો. માઈલના પ્રદેશને અતિ ફળદ્રુપ બનાવે છે. ઇજીપ્તની ઉન્નતિ નાઈલ નદીને લીધે છે. ૧૯૦૦ માઇલમાં નહેરો બાંધી કપાસ અને અનાજનો મોટો પાક ઉતારે છે. ઇજીપ્તમાં ૧,૨૯,૨૯,૨૬૦ મુસ્લિમો, ૧૦ લાખ ખ્રિસ્તીઓ અને ૬૫ હજાર યાહૂદીઓ છે. આ સિવાય ૪૦ હજાર રખડતી ભટકતી જાતો છે. એની કુલ વસતિ ૧।। કરોડની છે. કેરો ૧૧ લાખની વસતિ, એલેકઝાન્ડ્રીઆ [ ૬ લાખની વસતિ ], પોર્ટસૈયદ [ ૧।। લાખની વસતિ ] મોટાં શહેરો છે. ઇજીપ્તની સરકારી પેદાશ ૩।। કરોડ પાઉંડની અને ખર્ચ પણ તેટલુંજ છે. વસતિ ગરીબ હોઈને હુન્નરઉદ્યોગ, વેપારમાં પછાત છે.

ઇજીપ્તની પ્રાચીન સંસ્કૃતિ ભવ્ય છે. પીરામીડો, જૂની કબરો અને ૫૦૦ વર્ષો સુધીના સમયમાં બંધાયલાં અનેક ભવ્ય સ્થાપત્યો ઇજીપ્તમાં છે.

ઇજીપ્તનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. સરસ લાંબા તારનો કપાસ ૮૨,૧૬,૭૦૧ ટન થાય છે. ઘઉં, જવ, વાલ, મકાઈ, શેરડી પણ નહેરોને લીધે પુષ્કળ થાય છે. ભૂસ્તરોમાં ફોસ્ફેટ ७।। લાખ ટન, પેટ્રોલ ૨।। લાખ ટન છે. જમીનમાં બીજી ધાતુઓ અણવિકસીત દશામાં છે. માછીમારનો ઉદ્યોગ પણ ઠીક છે.

વેપાર લગભગ બધો પરદેશીઓના હાથમાં છે. ઇ. સ. ૧૯૩૪માં ૩ કરોડ પાઉંડની કિંમતની વસ્તુઓ આયાત કરવામાં આવી હતી, જ્યારે ૩।। કરોડ પાઉંડની કિંમતની નિકાશ થઇ હતી. ઇજીપ્તમાં જૂનામાં જૂની મુસ્લિમ યુનિવરસિટી ઈ. સ. ૯૭૨માં અલઆઝારના વખતની વિકસિત સ્થિતિમાં છે. આયાત માલમાં મુખ્ય કાપડ, યંત્રો, રસાયણો, લોઢું, વગેરે છે; જ્યારે નિકાશમાં કપાસ મુખ્ય છે. ઇજીપ્તનું પોતાનું વહાણવટું નથી. પરદેશી સ્ટીમરો ચાલે છે. કોલસો પણ આ પ્રદેશમાં શોધાયો નથી. આ દેશ વેપારમાં પછાત ગણાય છે.

એના હિંદ સાથેના વેપારમાં હિંદથી નિકાશ ૮ લાખ પાઉંડ અને આયાત પણ ૯ લાખ પાઉંડ જેટલી છે. હિંદથી હમણાં પુષ્કળ માલ (ખાસ કરીને) શસ્ત્રસામગ્રીઓ ઇજીપ્ત જાય છે. સ્વરાજના સમયમાં હિંદ સાથે ઇજીપ્તનો વેપારી સંબંધ ગાઢ બનશે. ઇજીપ્તનો લાંબા તારનો કપાસ હિંદમાં આવશે. હિંદથી કાપડ ત્યાં ચડશે. ઇજીપ્તમાં ૪૦૦૦ માઇલની રેલ્વે હોવાનું કહેવાય છે.

સુએઝની નહેરથી યુરોપ સાથેનું હિંદનું અંતર ઘણું ઓછું થયું છે. સુએઝની નહેરમાં બ્રિટિશ તથા ફ્રેન્ચ હિતો મુખ્ય છે. હમણાં યુદ્ધ સમયે એ નહેર ઉપર જર્મનોએ ગોળા ફેંકયા છે. હાલ એનો ઉપયોગ લગભગ બંધ જેવો છે એટલે કેપને લાંબે રસ્તે બ્રિટિશ વહાણવટું ચાલે છે.

**ઈટા જીલ્લો** : સંયુક્ત પ્રાંતોનો આ જીલ્લો ૧૭૮૩ ચો. માઈલ અને ૮,૬૦,૪૭૮ ની વસતિ ધરાવે છે. નહેરોને લીધે પાકો સારા થતા હોઈ પ્રદેશ ફળદ્રુપ છે. પ્રજાનો ૯/૧૦ ભાગ હિંદુ છે. વરસાદ ૩૦ ઇંચ આશરે પડે છે. ઘઉં, જવ, બાજરો, જુવાર, મકાઇ અને કપાસ એ એના મુખ્ય પાકો છે. અહીં હાથવણાટનો ઉદ્યોગ સારો ખીલેલો છે. આયાત માલમાં કાપડ, ધાતુઓ, મીઠું વગેરે છે. એનાં મુખ્ય શહેરો કાસગંજ (વસતિ ૨૩,૧૦૦), જલેશ્વર (૧૧,૧૩૮), સારોન (૧૨,૨૦૦) અને ઈટા (૧૧૪૭૩) વગેરે છે.

**ઈટાવા જિલ્લો** : સંયુક્ત પ્રાંતના આ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૦૬૧ ચો. માઈલનું હોઈને વસતિ ૭,૪૬,૦૦૫ ની છે. ભાષા હિંદી અને ઉર્દૂ છે. અહીં ઘઉં, ચણા, જુવાર, જવ, બાજરી અને કપાસ પાકે છે. ગૃહઉદ્યોગમાં કાપડ છે. વળી કપાસનાં જીનો, પ્રેસો અને સુખડનું તેલ કાઢવાનું કારખાનું પણ છે. નિકાસમાં ઘઉં, કપાસ, ચણા, તેલીબિયાં અને ઘી છે. ગ્વાલિયર રાજ્યનું ઘી આ પ્રદેશમાં થઈને જાય છે.

**ઇટાલિ** : યુરોપનું આ પ્રાચીન રોમનું સામ્રાજ્ય ભૂમધ્ય સમુદ્રમાં લાંબી ભૂશિર જેવું માર્ગ રોકી બેઠું છે. એની વસતિ ગરીબ પણ યંત્રશાસ્ત્રમાં ચતુર છે. ઈટાલિમાં પ્રાચીન કાળે રોમનોનું મહાન સામ્રાજ્ય હતું. તેના અવશેષો દર્શનીય છે.

આ રાજ્યનું ક્ષેત્રફળ ૧,૧૯,૭૧૩ ચો. માઈલનું હોઈને વસતિ ૪૧ કરોડની છે. મુખ્ય શહેરમાં રોમન કેથોલિક પંથના મુખ્ય ધર્મગુરુ પોપનું રહેઠાણ છે. રાજ્યમાં ૯૯ ટકા રોમનકેથોલિક સંપ્રદાયની પ્રજા છે. પ્રજા મોટે ભાગે સુશિક્ષિત છે. આ રાજ્યની પેદાશનો મુખ્ય ભાગ લશ્કર પાછળ ખર્ચાય છે. રાજ્યની કુલ પેદાશ ૧૯૩૫-૩૬માં ૧૮ અબજ લાયર (૧૫ પાઉન્ડ-૯૩ લાયર) ની છે, જ્યારે ખર્ચ ૨૦ અબજ લાયરનું છે. ઈટાલી પાસે સમુદ્રનો મનવારોનો કાફલો છે. આ યુદ્ધ જર્મનીના આર્થિક ટેકાથી એ ચલાવે છે. ઇટાલિયનો યંત્રશાસ્ત્રમાં નિપુણ છે. અહીં યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો પણ બને છે.

ઇટાલિની મુખ્ય પેદાશ ઓલિવ તેલ, દ્રાક્ષ, બટાટા, ફળો, ઘઉં, ખાંડ, ચોખા વગેરે છે. ઇટાલિમાં ભૂસ્તરોની પેદાશ વિશેષ નથી; પરંતુ આફ્રિકામાંનાં એનાં સંસ્થાનોમાં ભૂસ્તરોની પેદાશ વધારવા કોશિશ કરે છે. ઇટાલિમાંથી લોઢું અને પોલાદ ૩૦ લાખ ટન મળે છે; કોલસો કે તેલ મળતાં નથી. આથી એ વિષયમાં એની મુખ્ય તકલીફ છે.

ઇટાલિની વેપારી આયાત ૭૬॥ કરોડ લાયરના માલની અને નિકાસ ૫૨॥ કરોડ લાયરના માલની થઇ હતી. ઇટાલિ અર્ધો ખેતીવાડીનો અને અર્ધો ઉદ્યોગનો દેશ ગણાય છે. હિંદ સાથે ઇટાલિનો વેપારી સંબંધ છે. ત્યાંથી બટાટા અને મોટરો આવે છે. ત્યારે હિંદથી કાચા પદાર્થો જાય છે. હિંદથી ૧૯૩૧માં નિકાસ ૩૧ કરોડ લાયરની અને ૧૯૩૨માં ૨૯ કરોડ લાયરની હતી. જ્યારે હિંદ ખાતે એની આયાત અનુક્રમે ૧૮ કરોડ અને ૧૩ કરોડ લાયરની થઈ હતી.

**ઈથીઓપિયા** : એને એબીસિનિયા પણ કહે છે. ખ્રિસ્તી સીદીઓનો એ પ્રદેશ બહુ પ્રાચીન દેશ છે. એનું ક્ષેત્રફળ જાણવામાં આવ્યું નથી. વસતિ ૫૫ લાખ લગભગની છે. એનો રાજા હેલ સીલાસી સીદી ખ્રિસ્તી છે. આ પ્રદેશ ૧૯૩૫માં ઈટાલિએ જીતી લીધો હતો. હમણાં પાછો અંગ્રેજોએ જીતી લીધો છે. ઘણા હિંદીઓ વેપાર માટે ત્યાં વસ્યા હતા. હમણાં યુદ્ધને કારણે તેઓ પાછા હિંદ આવી ગયા છે. મિલકતો ઇટાલિએ જપ્ત કરી લીધી હતી. દેશમાં થોડી ખેતીની પેદાશ થાય છે. આ દેશ પછાત અને ગરીબ છે. એના વિકાસ માટે પુષ્કળ જમીન અને ભૂસ્તરો મળી શકે તેમ છે. રસ્તા કે રેલ્વે નથી. સ્વરાજ નીચે હિંદીઓની સાહસિકતા માટે શ્રેષ્ઠ સ્થાન છે. આ દેશમાંથી ચામડાં, જાનવરો, કોફી, મીણ વગેરે જમીન રસ્તે જાય છે. આમદાનીમાં કાપડ, પેટ્રોલ અને બીજી અનેક વસ્તુઓ છે.

**ઈન્ડો-ચાયના** : એશિયાનો આ પ્રદેશ બરાબર હિંદની ઉત્તરે બ્રહ્મદેશની સરહદ ઉપર આવ્યો છે. આ ફ્રેન્ચ પ્રદેશનું ક્ષેત્રફળ ૨,૮૫,૦૦૦ ચો. માઈલ અને વસતિ ૨૨ કરોડની છે. ફ્રેન્ચો જર્મનોને શરણે ગયાથી આ પ્રદેશનો લશ્કરી કબજો જાપાને મેળવ્યો છે. એના વિભાગો કોચીન-ચાયના, કંબોડીઆ, લાઓસ, આનામ વગેરે છે. એનો મુખ્ય વેપાર ફ્રાન્સ સાથે છે. મુખ્ય પેદાશ અને નિકાસ વેપાર ૧૨ લાખ ટન ચોખા, રબર, માછલી, કોલસા, પીપર, જાનવરો, ચામડાં અને કલાઇ છે; જ્યારે કાપડ, રેશમ, મોટરો, કેરોસીન એ એની મુખ્ય આયાત છે.

હિંદ સાથે ઈન્ડો-ચાયનાનો જૂનો સંબંધ છઠ્ઠા સૈકાથી શરૂ થયો હતો, ત્યાં ૩૦૦ વરસ સુધી એ સામ્રાજ્ય રહ્યું હતું. કંબોડીઆમાં હિંદીઓએ બાંધેલા યુકોનના શ્રેષ્ઠ શિલ્પવાળાં સ્થાપત્યો મળ્યાં છે. હિંદ સાથે એનો વેપાર ચોખા ચઢાવવાનો હતો. પરંતુ સ્વાધીન હિંદ સાથે એનો પુષ્કળ વેપાર વધે તેમ છે.

**ઈરાક** : એને મેસોપોટેમીઆ પણ કહે છે. એની હદમાં બેબીલોનની જૂની સંસ્કૃતિ હતી. એનું ક્ષેત્રફળ ૧,૧૬,૬૦૦ ચો. માઈલનું હોઈને વસતિ ૫૯ લાખની છે. તેમાં ૧૧ લાખ સુન્ની મુસ્લિમો, ૧૬॥ લાખ શિયા મુસ્લિમો અને ૧ લાખ ખ્રિસ્તીઓ છે. આ રાજ્યમાં આરબોની વસતિ મોટી છે. રાજા ફૈઝલનો પુત્ર રાજા ગાઝી હમણાં ગાદી પર હતો. અહીં પાર્લમેન્ટનું ચલણ છે. પણ બ્રિટિશરોનું આ રાજ્ય ઉપર વડ-પણ છે. હમણાં યુદ્ધના સમયમાં ઈરાકમાં બળવો થયો હતો તે બ્રિટિશ સત્તાએ બેસાડી દીધો છે. હમણાં એની સૈનિક સત્તા બ્રિટિશોના હાથમાં છે. વિમાનો અને સૈન્યોનાં થાણાં રાખી બ્રિટિશો આ પ્રદેશનું જર્મનીથી રક્ષણ કરે છે. હારુન-અલ-રશિદ અને અરેબીઅન નાઈટ્સની કથાઓનો એ મુખ્ય પ્રદેશ છે.

ઇરાકની પેદાશ ૩૬ લાખ દીનાર અને ખર્ચ પણ તેટલું જ છે. હમણાં ત્યાં રાજા ગાઝીના મરણ પછી બાળરાજા છે. પેદાશમાં મુખ્ય પેટ્રોલિયમ તેલની છે. અહીંથી ભૂમધ્ય સમુદ્રના કિનારા સુધી તેલની પાઈપ લાઈન લઈ જવામાં આવી છે. મુખ્ય નિકાશ

જવની ૮૨,૫૫૩ ટન, ઘઉંની ૧૫,૪૧૩ ટન, ઊનની ૩,૬૭૬ ટન અને ખજૂરની ૧,૫૫,૬૪૩ ટન (૧૯૩૩–૩૪માં) હતી. આયાત માલમાં કાપડ, ધાતુ, મોટરો, યંત્રો વગેરે હતાં. આ દેશ ખેતીવાડીમાં પછાત હોઇને ગરીબ છે. અહીં ઉદ્યોગો નથી.

હિંદ સાથે એનો મોટો વેપાર છે. બસરા ઈરાકનું મુખ્ય બંદર છે. આ દેશમાંથી હિંદ ખાતે પુષ્કળ ખજૂર આવે છે. કાપડ ચડે છે. સ્વાયત્ત હિંદમાં ઈરાક સાથે વેપારનો વિકાસ સારો થવા સંભવ છે. હજારો વર્ષો થયાં હિંદ સાથે ઈરાકનો સંબંધ છે. હિંદી વેપારીઓનાં નાનાં વહાણો બસરા ખાતે જાય છે. નજફ અને કરબલા શીઆ મુસ્લિમોનાં મોટાં યાત્રાસ્થળો છે.

**ઈરાન** : આ પારસીઓનું પુરાણું સામ્રાજ્ય છે. એની પ્રાચીન પારસી સંસ્કૃતિના અવશેષો હજી પણ મોજૂદ છે. એના સમ્રાટ રેઝાખાન પહેલવીને હાલ પદભ્રષ્ટ થવું પડયું છે. હમણાં અંગ્રેજ–રશિયન લશ્કરી વડપણ નીચે રેઝાખાનનો પાટવી પુત્ર શાહપુર ગાદીએ છે. રશિયાને સૈનિક સામગ્રીઓનો મોટો ભાગ ઇરાનના માર્ગે પહોંચાડવામાં આવે છે. જર્મની રશિયાને હરાવીને કૉકેસસથી ઇરાનના માર્ગે હિંદ ઉપર આક્રમણ કરશે એવો ભય રહે છે. ઇરાન સુધારાના માર્ગે પછાત ઘણું છે. ઉદ્યોગોનો અને કારખાનાઓનો વિકાસ ધીમો છે.

એનું ક્ષેત્રફળ ૬,૨૮,૦૦૦ ચો. માઇલનું છે. અહીં રેતીનાં રણો અને પર્વતભૂમિ તેમજ ઉજ્જડ જમીન પુષ્કળ છે. લગભગ ૧ કરોડની વસતિમાં ૩૦ લાખ ભટકતી જાતો છે. વસતિનો મુખ્ય ભાગ શિયા મુસ્લિમોનો હોઇને ભાષા ફારસી છે. ઇરાનની પ્રાચીન સંસ્કૃતિ શ્રેષ્ઠ ગણાતી હતી. એના મુખ્ય શહેર તેહરાનની વસતિ ૩ાા લાખ, તાબ્રીનની ૨ લાખ, ઇસ્પહાનની ૧ લાખ, મસદની ૮૫ હજાર છે. પ્રાચીન ફારસી સાહિત્ય શ્રેષ્ઠ ગણાય છે.

**ઉદ્યોગ**—આ રાજયમાં પેટ્રોલિયમ તેલ પુષ્કળ નીકળે. છે એની માલિકી અંગ્રેજોની છે. તેલની પેદાશમાં તેલની કંપની ઈરાની સરકારને દર વર્ષે લગભગ પાંચ કરોડ રૂપિયા આપે છે. ચાહ, ખાંડ વગેરેનો વેપાર સરકારને સ્વાધીન છે. આ સિવાય ઇરાનની પેદાશ વાર્ષિક ૬ા કરોડ રિઆલ અને ખર્ચ પણ તેટલુંજ છે. પેદાશમાં તેલ, ઊન, ચામડાં, ફળો, ગુંદર, ચોખા, કપાસ અને ઘઉં પેદા થાય છે. પેદાશમાં ચોખા ૨,૮૦,૦૦૦ ટન, કપાસ ૨,૫૦૦ ટન, તંબાકુ ૧૦,૦૦૦ ટન, દ્રાક્ષ ૪૦,૦૦૦ ટન અને ઘઉં ૧૧ાા લાખ ટન છે. ઈરાનના ગાલીચા વખણાય છે. ઈરાનમાં ઘણી ધાતુઓ જમીનમાં અવિકસિત દશામાં છુપાયલી છે.

આયાત અને નિકાસ વેપાર ઉપર સરકારી અંકુશ છે. આયાત માલમાં કાપડ ૧,૬૮,૭૨૭ પાઉંડ, ખાંડ ૬૦,૨૬૦ પાઉંડ, યંત્રો ૫૬,૪૩૫ પાઉંડ, સુતર ૬૦,૭૬૫ પાઉંડ, વગેરે હતાં. નિકાસમાં તેલ ૧૨ાા લાખ પાઉંડ, ગાલીચા ૦ાા લાખ પાઉન્ડ, સૂકાં ફળો ૬૦ હજાર પાઉંડ વગેરે હતાં. આ સિવાય કપાસ અને ઊનની પણ નિકાસ થાય છે. બ્રિટિશ હિંદ ખાતે નિકાસ ૮૩ હજાર પાઉંડની અને આયાત ૫૫ હજાર પાઉંડની કિંમતની કરી હતી.

સ્વતંત્ર હિંદ સાથે ઈરાનનો વેપાર વિશાળ પાયે વિકાસ પામશે. ઇરાનમાં કોલસો મળતો નથી, સ્ટીમરો નથી, રેલ્વે યુદ્ધ સમયમાં સારા પ્રમાણમાં વિકાસ પામી છે. આ રાજ્ય પછાત છતાં પ્રગતીશીલ છે.

**ઇરોડ** : સાઉથ ઇન્ડિયન રેલ્વે ઉપર આ એક મોટું જંકશન છે. અહીં આંબા સારા થાય છે.

**ઈલોર** : મદ્રાસ પ્રાંતના કૃષ્ણા જિલ્લાનું આ મુખ્ય શહેર છે. વસતિ ૩૫,૦૦૦ ની છે. કોલાર સરોવરના કિનારે આ શહેર આવેલું છે; અને અહીંની આબોહવા ગરમ છે. આ શહેર અનાજનું મોટું બજાર ગણાય છે. હલકી શેત્રંજીઓ અહીં ઉત્પન્ન થાય છે. વળી એક શણની મિલ છે. ગોદાવરી અને કૃષ્ણા નદીની નહેરો મારફતે સારો વેપાર ચાલે છે.

**ઇસ્ટ આફ્રિકા** (કેન્યા): આ પ્રદેશનું મુખ્ય સંસ્થાન કેન્યા છે. આફ્રિકાના પૂર્વ ભાગમાં આ સંસ્થાન આવ્યું છે. બ્રિટનની સંસ્થાન ઑફિસ અધિકારીઓ નીમીને એનો વહીવટ કરે છે. એની ધારાસભામાં યુરોપિયન તત્વનું બળ વધારે છે, એનું ક્ષેત્રફળ ૨૨૪૯૬૦ ચો. માઇલોનું હોઈને એની વસતિ ૩૧ લાખની છે. ૧૮૦૦૦ યુરોપિયનો, ૪૦૦૦ હિંદીઓ અને ૧૨૦૦૦ આરબો એ રાજ્યમાં વસે છે. સીદીઓની મસાઇ, સોમાલી, બન્ટુ વગેરે જાતો છે. મોમ્બાસા, કીલીઆન્ડીની, વગેરે સારાં બંદરો છે. એનું મુખ્ય શહેર નૈરોબી છે.

ઇ. સ. ૧૯૩૩માં સરકારી પેદાશ ૩૧ા લાખ પાઉન્ડની અને ખર્ચ ૩૧ાા લાખ પાઉન્ડનું હતું. દેશમાં મોટાં જંગલો છે. દેશ પછાત છે. સીદી પ્રજા વિદ્યા, કળા અને ઉદ્યોગોમાં અત્યંત પછાત છે. ખેતીની મુખ્ય પેદાશ ઘઉં, કપાસ, ચાહ વગેરે થાય છે. જંગલો પણ હવે પેદાશ દેતાં થયાં છે. ભૂસ્તરોમાં સોનું ૧૪૧૪૭ ઔંસ, આરસપહાણ ૨૫૦ ટન વગેરે છે. આ દેશ વિકાસ માગી રહ્યો છે.

વેપાર મુખ્યત્વે હિંદીઓ અને યુરોપિયનોના હાથમાં છે. ઈ. સ. ૧૯૩૩માં એની આયાત ૪૭ લાખ પાઉંડની અને નિકાસ ૫૭ લાખ પાઉંડની થઈ હતી. તેમાંથી ૯ લાખ પાઉંડની જકાત સરકારને મળી હતી. મુખ્ય આમદાની અનાજ અને આટો ૧ા લાખ પાઉંડના, દારુ ૧ા લાખ પાઉંડનો, તંબાકુ અને સિગારેટ ૧ાા લાખ પાઉંડની, કોલસો ૧ લાખ પાઉંડનો, યંત્રો ૨ા લાખ પાઉંડનાં, કાપડ ૭ા લાખ પાઉન્ડનું, રેશમ ૧ લાખ પાઉન્ડનું અને જ્યુટના કોથળા ૧ા લાખ પાઉન્ડના હોઇને મોટરકાર ૧ા લાખ પાઉન્ડની હતી. મુખ્ય નિકાશ મકાઈ ૨ા લાખ પાઉન્ડની, કૉફી ૧૦ા લાખ પાઉન્ડ, કપાસ અને કપાસીઆ ૩૦ લાખ પાઉંડ છે. હિંદ સાથે એનો મોટા પ્રમાણમાં વેપાર છે. સ્વતંત્ર હિંદનો આ પ્રદેશ સાથે સંબંધ વધશે. હિંદના વેપારીઓની મુખ્ય ફરિયાદ રાજદ્વારી અન્યાયની છે.

**ઈસ્ટ આફ્રિકા** (યુગાન્ડા): એ પણ બ્રિટિશ સંસ્થાન છે. એની વસતિ ૩૬,૨૦,૧૯૩ ની છે. તેમાં ૩૬,૦૪,૧૩૫ સીદીઓ, ૧૪,૨૦૪ હિંદીઓ અને ૧૮૫૪ યુરોપિયનો છે. આ પ્રદેશમાં કપાસ પુષ્કળ થાય છે. હિંદીઓનાં ઘણાં જીનપ્રેસો છે.

કપાસ સિવાય કૉફી, મરચાં, તેલીબિયાં, ટીનની ધાતુ, ચામડાં, હાથીદાંત, ખાંડ અને તંબાકુ છે. આ પ્રદેશમાં મોટાં જંગલો આવેલાં છે. આયાત થતા માલમાં કાપડ મુખ્ય છે. હિંદ સાથે એનો સારો વેપાર છે. અહીંનો કપાસ હિંદ ખાતે ચડે છે. હિંદથી કાપડ આયાત થાય છે. ઈ. સ. ૧૯૩૩ માં કુલ રાજ્યની પેદાશ ૧૩ા લાખ પાઉન્ડની અને ખર્ચ ૧૨ાા લાખ પાઉન્ડનો હતો.

**ઇસ્ટ આફ્રિકા (ઝાંઝીબાર)**: અહીં સુલતાન નામનો રાજકર્તા છે. બધી સત્તા અંગ્રેજ કૉન્સલના હાથમાં છે. એ મોટા સામ્રાજ્યના અવશેષો હવે જંગબાર અને પેમ્બાના બેટમાં રહ્યાં છે. વસતિ ૨ા લાખની છે. આમાં ૧૪૦૦૦ હિંદીઓ, ૩૩૪૦૦ આરબો અને ૨૭૮ યુરોપિયનો છે. સઘળો વેપાર હિંદીઓના હાથમાં છે. મુખ્ય વેપાર હિંદ સાથે છે, રાજ્યની પેદાશ ૧૯૩૩ માં ૪ાા લાખ પાઉંડ અને ખર્ચ ૪ાા લાખ પાઉન્ડનો હતો. આ પ્રદેશમાં મુખ્ય પેદાશ લવીંગની અને વેપાર પણ મુખ્યત્વે તેનોજ છે. આ સિવાય નારિયેળના કોપરાની પણ સારી પેદાશ છે નારિયેળનાં ૩૫ લાખ ઝાડો આ દેશમાં છે. હિંદીઓની ઘણી કીમતી મિલકતો આ દેશમાં છે. ૨૦૦ વર્ષ થયાં હિંદીઓએ આ દેશમાં સરસ વેપાર ખીલવ્યો છે. દુકાનદારોમાં હિંદીઓજ મુખ્ય છે. અહીંના હિંદીઓના વેપારી લાભોને નુકશાન કરવા વારંવાર પ્રયત્નો થાય છે.

**ઇસ્પિતાલ**: હિંદમાં ઇસ્પિતાલોની સંખ્યા સામાન્ય રીતે લગભગ ૫૫૦૦ થી ૬૦૦૦ ધારવામાં આવે છે.

દરેક ઇસ્પિતાલ અથવા ડિસ્પેન્સરી કેટલા વિસ્તારને તથા વસતિને ઉપયોગી છે તે નીચે જણાવેલ છે:

| પ્રાંત | પ્રાંતમાં ઇસ્પિતાલ તથા ડિસ્પેન્સરીની કુલ સંખ્યા | દરેક ઇસ્પિતાલ સરેરાશ કેટલા ક્ષેત્રફળને ઉપયોગી છે? | દરેક ઇસ્પિતાલ સરેરાશ કેટલી વસતિને ઉપયોગી છે? |
|---|---|---|---|
| મદ્રાસ | ૧,૧૩૪ | ૧૨૬ (ચો.મા.) | ૪૧,૨૧૭ |
| મુંબઈ | ૪૨૯ | ૧૮૦ | ૪૧,૯૪૦ |
| બંગાળ | ૧,૪૪૯ | ૫૪૦ | ૩૪,૫૮૫ |
| સંયુક્ત પ્રાંતો | ૫૯૭ | ૧૭૮ | ૮૧,૦૮૭ |
| પંજાબ | ૮૯૬ | ૧૧૧ | ૨૬,૩૧૮ |
| મધ્ય પ્રાંતો | ૩૪૩ | ૨૯૧ | ૪૫,૨૧૨ |
| બિહાર | ૫૨૮ | ૧૩૧ | ૬૧,૩૧૦ |
| આસામ | ૩૪૩ | ૧૬૦ | ૨૫,૧૩૮ |
| સિંધ | ૧૦૮ | ૪૧૯ | ૩૫,૯૯૧ |
| ઓરિસ્સા | ૧૬૪ | ૧૪૫ | ૩૨,૩૫૫ |
| દિલ્હી | ૨૪ | ૨૪ | ૨૬,૫૧૦ |
| સરહદ પ્રાંત | ૧૧૪ | ૧૧૮ | ૨૧,૨૭૨ |
| બલુચિસ્તાન | ૪૧ | ૧,૩૨૭ | ૧૧,૩૦૫ |
| અજમેર-મેવાડ | ૧૦ | ૨૭૧ | ૫૬,૦૨૯ |
| કુર્ગ | ૧૧ | ૧૪૫ | ૧૪,૮૪૮ |

**ઈંદોર**: હૉલકરનું આ રાજ્ય મધ્ય હિંદ એજન્સીમાં આવ્યું છે. એનું ક્ષેત્રફળ ૯,૯૦૨ ચો. માઈલનું છે. વસતિ ૧૩ા લાખની અને પેદાશ રૂપિયા સવા કરોડની છે. હમણાં યશવંતરાવ હૉલકર શાસનકર્તા છે. આ રાજ્યમાં રેલ્વે છે. મુખ્ય શહેર ઈન્દોરની વસતિ ૧૧ લાખની છે. મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. ઈન્દોર શહેર મુંબઈથી ૩૭૪ માઇલ અને આગ્રાથી ૪૦૧ માઇલ દૂર છે. એમાં આઠ કાપડની મિલો છે. આ રાજ્યમાં કપાસ ઉત્પન્ન થાય છે.





**ઉદ્યોગો:** જગતના દેશોમાં ઉદ્યોગોની બાબતમાં હિંદનો નંબર આઠમો આવે છે. છતાં આ દેશ મુખ્યત્વે ખેતીપ્રધાન છે. એની ૭૩ ટકા પ્રજા સીધી અથવા આડકતરી રીતે ખેતી ઉપર નભે છે. આપણો દેશ અંગ્રેજોના રાજ્યશાસન નીચે છે. અંગ્રેજોની ઉદ્યોગનીતિ હિંદમાં કાચા પદાર્થો મોટા પ્રમાણમાં પેદા કરાવીને તે પદાર્થોની ઇંગ્લેંડના કારખાનાઓમાં પાકી વસ્તુઓ બનાવી તે પાકી વસ્તુઓ હિંદનેજ ખૂબ નફો લઇને વેચવાની છે. આ રીતે અંગ્રેજો હિંદનું આર્થિક શોષણ છેલ્લા ૧૫૦ વરસો થયાં કરતા આવ્યા છે. અંગ્રેજોએ હિંદમાં પોતાના દેશના ઉદ્યોગોની સામે હરીફાઇ ન કરી શકે તેવાં થોડાં ઉદ્યોગો હિંદમાં ઉભા થવા દીધાં છે. આમ છતાં એ ઉદ્યોગોના વિશેષ વિકાસ રાજ્યાશ્રયથી થયા નથી. હિંદમાં ઉદ્યોગોનો વિકાસ પરાધીન છે. કારખાનાઓ માટે સર્વે યંત્રો પરદેશોથીજ મંગાવવાં પડે છે. હિંદમાં યંત્રો બનતાં નહિ હોવાથી હિંદના ઉદ્યોગો માટે દર વર્ષે ૧૫–૨૦ કરોડ રૂપિયાનાં યંત્રો પરદેશોથી આવે છે. મોટરો, રેડીઓ, ફોનોગ્રાફો, સ્ટીમરો, રેલવેનાં એંજીનો, વરાળ યંત્રો, વિજળીનાં યંત્રો વગેરે હિંદ બનાવતું નથી. આ યંત્ર વિદ્યા સ્થાપવાના પ્રયત્નોને ઉત્તેજન મળ્યું નથી. આ સિવાય પાકી વસ્તુઓ બનાવવા માટે રસાયનના પદાર્થો સોડા, એસીડો વગેરેનો મોટો ઉપયોગ હોય છે. આ રસાયનિક પદાર્થો પણ હિંદમાં બનતા નથી. આ પ્રમાણે આપણા ઉદ્યોગો પરાધીન છે. પરદેશોથી યંત્રો, રસાયનો, યંત્રોના ભાગો ન આવે તો આપણા ઉદ્યોગો ચાલી શકે તેમ નથી. સાધારણ સૂઈઓ, ટાંકણીઓ જેવી નાની ચીજો પણ આપણને પરદેશોથી મંગાવવી પડે છે. વહાણવટાની બાબતમાં તો આપણે તદ્દન પરાધિન રહ્યા છીએ.

હિંદનો ઔદ્યોગિક વિકાસ કેટલીક દિશાઓમાં સારો વિકસ્યો છે, જ્યારે બીજી કેટલીક દિશાઓમાં એની પ્રગતિ અલ્પ છે. હિંદમાં લગભગ સર્વ પ્રકારના કાચા પદાર્થો મળી શકે છે. અહીં લોઢું પુષ્કળ છે, કોલસા છે, જળવિદ્યુત ઉત્પન્ન કરવાનાં વિશાળ સાધનો છે, મોટાં જંગલોમા જોઇએ તેટલું લાકડું મળી શકે છે; જમીનમાંથી જોઇતાં ભૂસ્તરો મળે તેમ છે; સાગરમાંથી મીઠું અને બીજાં રસાયનો મોટા પ્રમાણમાં મળે તેમ છે. આ દેશમાં પાકા પદાર્થો બનાવવાનાં લગભગ બધાં કાચાં સાધનો છે. પૂરતી મૂડી પણ છે. હોશિયાર અને જલદી કેળવી શકાય તેવા કારીગરો છે, કપાસ અને બીજી ઉપયોગી ખેતીના પદાર્થોની મોટી પેદાશ છે. ચાર હજાર માઈલના લાંબા સમુદ્ર કિનારા પર સેંકડો સુંદર બંદરો છે; માત્ર થોડાજ દેશો હિંદ જેવા ઉદ્યોગોનાં સાધનો મેળવવા માટે ભાગ્યશાળી હશે; છતાં રાજ્યાશ્રયનો અભાવ, પરદેશીઓની ચૂસણનીતિ, હિંદની પરાધીનતા અને લોકોનું પરાધીન માનસ હિંદને જગતનું સર્વશ્રેષ્ઠ ઔદ્યોગિક દેશ તરીકે થવા દેતા નથી. આપણી સુસ્તી પણ એ માટે જવાબદાર છે.

સ્વરાજની સરકારોને મોટા પ્રયત્નો કરવા માટે ભવિષ્યમાં ભારે સુંદર તકો છે. આપણા દેશનાં કાચાં સાધનોમાંથી પાકાં પદાર્થો બનાવીને દેશના લોકોને અને એશિયાના લોકોને ઓછે નફે પૂરાં પાડવાની ઉમદા તક નજદિકના ભવિષ્યમાં આવવાની છે. આપણે વિશાળ પ્રમાણમાં નવું વહાણવટું હિંદમાંજ બાંધવાનું કામ આવી પડશે. જંગલોનો વિકાસ કરી તેમનો ઉદ્યોગો માટે ઉપયોગ કરવાનો રહેશે. આપણી પૃથ્વીમાંનાં ભુસ્તરોને યોગ્ય પ્રમાણમાં બહાર કાઢી એનાં ઔદ્યોગિકરણ માટે તેમનો રુડો ઉપયોગ કરવાનો રહેશે. યંત્રો બનાવવા માટે પણ સાધનો અને કારખાનાં ઊભાં કરવાં પડશે. આપણે હિંદીઓ વિજ્ઞાનમાં ખરેખર બહુજ પછાત છીએ. જર્મનો, અંગ્રેજો ને અમેરિકનોની પેઠે આપણે એમાં આગળ વધ્યા નથી. સ્વરાજ સરકારે દેશને વિજ્ઞાનમાં આગળ વધારવાની ચાલુ સતત કોશિશ કરવીજ પડશે. વિજ્ઞાનના સહકાર વગર ઔદ્યોગીકરણ શકય નથી. ઔદ્યોગીકરણ વગર હિંદનું ચૂસણ અટકાવવાનો બીજો કોઈ માર્ગ નથી.

જાપાનમાં ગૃહઉદ્યોગો પ્રજાના મોટા ભાગને કામ આપી રહ્યાં છે. યંત્રીકરણથી પ્રજાનો બહુ અલ્પ ભાગ કામે લાગી શકે છે. આથી મોટા ભાગે બેકારી ફેલાય છે. આપણા ગૃહઉદ્યોગોને આર્થિક અને બીજી મદદો આપી એમને હમણાંની નબળી સ્થિતિમાંથી બચાવવાં રહ્યાં. ગૃહઉદ્યોગો અને કારખાનાના ઉદ્યોગોનો પરસ્પર સહકાર થાય તેવી ઉદ્યોગનીતિ આપણી સ્વરાજ સરકારે ગ્રહણ કરવી પડશે. જાપાનમાં ગૃહઉદ્યોગોથી વસ્તુઓના નાના નાના ભાગો બનાવી મિલઉદ્યોગથી એનો વિકાસ કરી સંપૂર્ણ વસ્તુ બનાવવામાં આવે છે. એ દેશમાં મિલના યંત્ર ઉદ્યોગો માત્ર ૩૦ લાખ માણસોને રોજી આપે છે; જ્યારે ગૃહઉદ્યોગો ૧ કરોડ પ્રજાજનોને નીભાવી શકે છે. હિંદમાં મનુષ્યોની વસતિ વિશાળ છે. એમને નિભાવવા માટે ગૃહઉદ્યોગોને સ્વરાજ સરકારે ખાસ રક્ષણ આપીને ઉત્તેજન આપવાનું રહ્યું.

આપણે ત્યાં મજૂરોનો પ્રશ્ન પણ ગહન છે. સ્વરાજ સરકારે તે માટે પુષ્કળ પ્રયત્નો કરવા પડશે. મજૂરો માટે સારી સુખાકારી અને સગવડભરેલી ચાલીઓ બંધાવવી, મજૂરોનાં બાળકોને માટે વિદ્યાભ્યાસ ફેલાવી, મજૂરોની પણ નિરક્ષરતા દૂર કરવાના ફરજીઆત પ્રયત્નો કરવા પડશે. એમને તાત્કાલિક વૈદ્યકીય સારવાર મળે તેવી ગોઠવણો કરવી જોઇએ. મજૂરો માટે દારુ તાડીની બંધી થવી જોઇએ. એમને માર્ગદર્શક અને કરકસરની કિંમત સમજાવનારાં સાહિત્યથી ઉત્તેજન આપવું જોઇએ. અશક્ત, માંદાઓ, વૃદ્ધો અને બાળકો માટે જીવનનિર્વાહની ગોઠવણો કરી આપવી જોઇએ. મજૂરો વ્યસનમાંથી મુક્ત થાય એવો પ્રચાર કરવો જોઇએ.

હિંદના મજૂરો સારા કામ કરનારા નથી. અંગ્રેજ, જાપાનીઝ, જર્મન, અમેરિકન મજૂરો જો કે થોડા કલાકો કામ કરે છે. પરંતુ હિંદી મજૂર તેના કરતાં રાાથી ઉગણું કામ કરી શકે છે. હિંદી મજૂર એકાગ્રચિત્ત નથી. સ્વરાજ સરકાર ભલે મજૂરોના કામના કલાકો મર્યાદિત કરે; પરંતુ તેઓ પૂરતું કામ એકાગ્રચિત્તથી થોડા વખતમાં કરે તેવી તાલીમ આપવાની જરુર છે.

હિંદના ઔદ્યોગીકરણનું મુખ્ય ધ્યેય પોતાની પ્રજાના કલ્યાણનું છે. એને પારકી પ્રજાઓને ચૂસવાના કોડ નથી; એને પછાત પ્રજાઓનો આર્થિક પરાજય કરવો નથી; એશિઆની પછાત પ્રજાઓને ચૂસવી નથી. હિંદમાં ૪ાા કરોડ અનાર્યોથી ઊતરેલી પ્રજા અને ૪ાા કરોડ હરિજનો ખૂબ પછાત સ્થિતિમાં છે. તેમને પણ હંમેશાં ગુલામગીરીમાં રાખી તેમની શારીરિક મહેનતનો ખોટો લાભ પણ લેવો નથી. હિંદના ૩૯ થી ૪૦ કરોડ હિંદીઓનો સમષ્ટિની દૃષ્ટિએ ક્રમ વિકાસ થાય તેજ માત્ર જોવાનું કામ સ્વરાજની ભવિષ્યની સરકારે કરવાનું છે. આપણા દેશમાં ગૃહઉદ્યોગનો એવો સુમેળ સાધવાનો છે કે દરેકે દરેક પ્રજાજનને એના ગજા પ્રમાણેનું કામ અને તેના બદલામાં ખોરાકી, પોશાકી, રહેવાનું ઘર અને કુટુંબ–પાલનની શક્તિ પ્રાપ્ત થાય, આ ધ્યેયને પહોંચવા માટે ઘણાં વર્ષોના પ્રયત્નો, સુયોજિત યોજનાઓ, વિશાળ પ્રમાણમાં અર્થવ્યય, ધીરજ, ખંત, આગ્રહ, ઉત્સાહ અને સતત્ ઉદ્યોગની જરુર રહેશે. લોકહિતના સાધક, નિઃસ્વાર્થી અને દ્રઢ નિશ્ચયવાળા અધિકારીઓને સ્વરાજની સરકારે તાલીમ આપી તૈયાર કરવા જોઇશે.

જેમ રશિયાની સરકારે પંચવર્ષી યોજનાઓ યોજીને રશિયાની સત્તર કરોડની પ્રજાને ઔદ્યોગિક વિકાસને માર્ગે પ્રગતિશીલ બનાવી હતી, તેવી રીતે સ્વરાજની સરકારે પણ કરવું જ પડશે. રશિયન પ્રજાએ શરુઆતમાં પાંચ વર્ષો સુધી ભયંકર તપ, સંકોચ, તંગી, હાડમારીઓ અને સંકટો સહન કરીને આ પાંચ વરસની યોજનાને સફળ બનાવી હતી. આપણે પણ એવો જ તપ, સંયમ અને સ્વાશ્રયનો માર્ગ સ્વીકારવો જ પડશે. આપણે ખેતી સુધારવી પડશે. ગૃહઉદ્યોગોનો વિકાસ કરવો પડશે, આપણાં પશુધનને વધારે દૂધ આપતું બનાવવું પડશે, શહેરોને વધારે સ્વાસ્થ્યવાળાં બનાવવાં પડશે, ગામડાંઓને સ્વાશ્રયી અને સ્વચ્છ બનાવવાં પડશે. સ્ત્રીઓ અને બાળકોનું આરોગ્ય સુધારવું પડશે; હિંદના લોકોની નિરક્ષરતા દૂર કરવી પડશે, ગરીબાઇને દૂર કરવી પડશે. સૌ પ્રજાજનોને સમભાવે ખોરાકી મળી શકે એવી કોઈ વિશાળ યોજના અમલમાં મૂકવી પડશે. તે માટે કદાચ ઓછા સ્વાર્થી પરદેશીઓનો સહકાર પણ મેળવવો પડે. હિંદમાં લગભગ ૩૦ કરોડ માણસો વિદ્યા, શિક્ષણ, સ્વાસ્થ્ય, શક્તિ, ઐશ્વર્ય અને તાલીમમાં પછાત છે. તેમને આગળ લાવવાની સ્વરાજ સરકારની પવિત્ર ફરજ છે.

ખેતી કરતાં ઊદ્યોગો વિશેષ પેદાશ આપે છે. સ્વરાજ સરકારે તો ખેતી અને ઊદ્યોગના પરસ્પરના સરસ સહકારથી સુંદર ફાળો પ્રજાને આપવાનો રહેશે. પ્રજા સુખી, આરોગ્યવાળી અને પોતાના આંતરવિકાસને ક્રમ વધારી શકે તે માર્ગે એને તાલીમ આપવી પડશે. આપણાં અજ્ઞાન, ગરીબાઇ, વહેમો, સંપ્રદાયો, જ્ઞાતિઓ, પ્રાંતીય અસ્મિતાઓ દૂર કરીને તેને સ્થળે વિશાળ અખંડ હિંદની ભાવનાને પ્રસરાવવી જોઈશે. આ કામ ભગીરથ છે. એ માટે સમય, શક્તિ, આગ્રહ અને ઉત્સાહની સાથે શાંતિની પણ જરુર છે.

**ઉદ્યોગોનાં કારખાનાં**

હિંદમાં કેટલાક વિષયોમાં આપણે પ્રગતિશીલ છીએ; પરંતુ નાની ટાંકણીથી માંડીને નાનાં મોટાં યંત્રો આપણે બનાવી શકતા નથી. રસાયનો અને યંત્રોના વિભાગો માટે આપણે પરદેશો પર પરાધીન છીએ. આપણાં ઉદ્યોગોનો પરસ્પરના અંગોનો વિકાસ સુવ્યવસ્થિત પ્રમાણ અને માપસર થયો નથી. તે માટે ઉદ્યોગોને આપણે પ્રમાણસર વિકાસ સાધવો જ રહ્યો. હિંદમાં ૨૦ માણસોને કામ આપતાં અને યંત્રોદ્વારા ઉત્પાદન કરતાં લગભગ ૧૧૦૦૦ કારખાનાંઓ છે. ૧૯૩૦ માં ૯૪૨૨ હતાં. દેશીરાજ્યોમાં ઉદ્યોગોનો વિકાસ મંદ છે. ઈ. સ. ૧૯૩૦ માં આ કારખાનાઓમાં ૭૦૦ સાતસો કરોડ રૂપિયાની મૂડી રોકાયેલ હતી. હમણાં ૧૦૦૦ કરોડ રુપિયાની મૂડી રોકાયેલ છે. આમાં અર્ધી મૂડીથી સહેજ વધારે હિંદીઓની રોકાય છે. અર્ધી મૂડીથી સહેજ ઓછી યુરોપિઅન મુડીદારોની રોકાય છે, યુરોપિઅન મૂડીદારોએ મુખ્યત્વે જુટ, એંજીનીઅરીંગ; રેલ્વે, કાગળ અને ઊનનાં કારખાનાંઓમાં પોતાની મૂડી રોકી છે. આપણે ઊદ્યોગોના વિકાસમાં પાશ્ચિમાત્ય દેશોના પ્રમાણમાં ખૂબ પછાત છીએ. અહીં આપણે ગ્રેટબ્રિટનનોજ દાખલો લઇએ. આપણા પ્રમાણમાં ત્યાંની વસ્તી માત્ર ૧૩ ટકા છે. પણ ત્યાંનાં કારખાનાંઓ ઉપર ૭૦૬૭ કરોડ રુપિયાની મુડી એટલે કે આપણા કરતાં ૨૩ ગણી વધારે મૂડી રોકાઈ હતી. યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકામાં ૧૯૩૨ માં ૧૭૪ ૧૩૬ ઔદ્યોગિક કારખાનાંઓ હતાં. ત્યાંની વસતિ આપણા પ્રમાણમાં ૩૫ ટકા જ છે. આ કારખાનાંઓ પર રૂા. ૨૩૦૦૦ કરોડની મૂડી આપણાં કરતાં ૭૫ ગણી રોકાઇ હતી. કેનેડાની વસતિ ૧ કરોડ એટલે આપણી વસતિના એક ટકા જેટલી છે. ત્યાં ૨૪૦૨૯ કારખાનામાં ૧૪૪૫ કરોડ રૂપિયાની મૂડી રોકાઈ હતી. જાપાનમાં ૧૩૭૧૧ કારખાનાં અને ૧૦૦૯ કરોડ રૂપિયાની મૂડી રોકવામાં આવી હતી. દશ વરસમાં (૧૯૧૯–૨૯) જાપાને પોતાની ઔદ્યોગિક પેદાશને સાતગણી વધારી હતી.

હિંદમાં મજૂરી કરનારાંઓના ૧૦ ટકા ઉદ્યોગોનાં કારખાનાંઓમાં મજૂરી કરનારાં હતાં. બ્રિટનમાં ૪૭ ટકા, અમેરિકામાં ૩૨ ટકા, કેનેડામાં ૨૫ ટકા, જર્મનીમાં ૪૧ ટકા, ફ્રાન્સમાં ૩૩ ટકા અને જાપાનમાં ૨૦ ટકા મજૂરો કારખાનાઓમાં કામ કરતા હતા. આ સમયે યુરોપ અને જાપાનના કારખાનાઓ મોટો વિકાસ પામીને માત્ર શસ્ત્ર સામગ્રીઓજ બનાવે છે. લાખો

અને કરોડો ટન શસ્ત્રાસ્ત્રો આ કારખાનાંઓમાં રાત્રિ દિવસ તૈયાર થાય છે. યુદ્ધ પછી આ સર્વ કારખાનાંઓ જગતના વપરાશ માટેની પાકી વસ્તુઓ તૈયાર કરશે—જગતને પાકી વસ્તુઓથી છલોછલ ભરી દેશે. આ ભયંકર પ્રકારની હરીફાઇ સામે સ્વરાજ સરકારે હિંદના ઉદ્યોગો અને મજૂરોને રક્ષણ આપવાનું રહેશે.

હિંદના મજૂરો અને ખેડૂતોની આવક બીજા દેશના પ્રમાણમાં બહુ ઓછી છે. આનાં મુખ્ય કારણો ઔદ્યોગિક પછાતપણું, પરદેશોની (ખાસ બ્રિટનની) હરીફાઇ, આપણાં કારખાનાંઓના માલિકોની સંકુચિત નીતિ, સરકારની સાવકી માતા જેવી વલણ અને આપણા મજૂરોની સુસ્તી વગેરે છે. આ નીચે દેશને ધનવાન બનાવવાના પ્રયત્નો પર એમની અર્થનીતિ, જકાતનીતિ રચાયલી હોય છે. પરતંત્ર હિંદને માટે એ બાબતો હમણાં શકય નથી; પરંતુ સ્વરાજ સરકારને ભવિષ્યમાં આ બધી બાબતોનો ગંભીરપૂર્ણ વિચાર યોજનામાં સમાવેશ કરવો પડશે.

## મૂળભૂત ઉદ્યોગો

હિંદમાં કેટલાક ઉદ્યોગો સ્થપાયલાં છે. તેની રૂપરેખા નીચે મુજબ છે:—

આજે જગતમાં સૌ ધાતુઓમાં લોઢું અને પોલાદ વિશેષ મહત્વના અને ઉપયોગી પદાર્થો છે. યુદ્ધ પહેલાં જગતમાં લોઢાની પેદાશ નીચે મુજબ હતી:—

## પરદેશો સાથે સરખામણી—

હિંદના ઉદ્યોગોનો પરદેશના ઉદ્યોગો સાથે સરખામણી કરતો નીચેનો કોઠો દરેક હિંદીએ અભ્યાસ કરવા જેવો છે—

| દેશ. | કારખાનાં. | મજૂરો. | પેદાશ ગ્રૉસ. | ચોખ્ખી પેદાશ. | મજૂરદીઠ પેદાશ. | પ્રજાજન દીઠ પેદાશ. | મૂડી. | પાકા પદાર્થોની નિકાસ. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | રૂા. કરોડ | કરોડ રૂા. | રૂા કરોડ | રૂા. કરોડ | રૂા. કરોડ | રૂા. કરોડ |
| હિંદ | ૯૪૨૨ | ૧૫૩૬૧૯૩૩ | :૮૦૦ | ૪૦૮: | ૨૬૫ | .૧૨ | ૭૦૦ | ૭૦૦ |
| ગ્રેટબ્રિટન | ૧૦૭૫૦૦ | ૭૭૦૦૫૦૦ | ૪૨૬૯ | ૧૯૨૫ | ૨૫૦૦ | ૪૧૨ | ૭૦૬૭ | ૫૮૭ |
| યુ. સ્ટેટસ અમેરિકા | ૧૭૪૧૩૦ | ૧૪૧૧૦૫૬૨ | ૧૯૪૪૪ | ૮૮૫૭ | ૬૩૨૭ | ૭૨૧ | ૨૩૦૦૦ | ૮૯૫ |
| કેનેડા | ૨૪૦૨૦ | ૬૪૪૪૩૯ | ૯૫૨ | ૪૮૯ | ૧૬૪૭ | ૪૭૦ | ૧૪૪૫ | ૮૧ |
| જાપાન | ૫૯૮૮૭ | ૫૪૫૯૦૩૧ | ૧૯૦૫ | ૯૩૩ | ૧૭૬૧ | ૧૫૮ | ૧૦૦૯ | ૨૪૧ |

આપેલા આંકડા સમજવા જેવા છે.

| દેશ | ઉદ્યોગમાંથી પેદાશનું પ્રમાણ. | ખેતીમાંથી પેદાશનું પ્રમાણ. |
|---|---|---|
| હિંદ | ૧૨ | ૫૯ |
| જાપાન | ૧૫૮ | ૫૭ |
| સ્વીડન | ૩૮૪ | ૧૨૯ |
| કેનેડા | ૪૭૦ | ૨૧૩ |
| અમેરિકા | ૭૨૧ | ૧૭૫ |

હિંદમાં કુલ સત્તર લાખ માણસો યાંત્રિક કારખાનાંઓમાં કામ કરતા હતા. ગૃહઉદ્યોગો અને પરચુરણ કારીગરો તરીકે કુલ ૩।। કરોડ માણસો હિંદમાં ઔદ્યોગિક કામોમાં લાગેલા (૧૦ ટકા) છે.

હિંદ પોતાનાં કારખાનાંઓની કુલ પેદાશમાંથી ૧૦.૩ ટકા પરદેશો ખાતે ચડાવે છે; બાકી પોતે વાપરે છે. ગ્રેટબ્રિટન ૩૧ ટકા, અમેરિકા ૧૦ ટકા, કેનેડા ૧૬।। ટકા અને જાપાન ૨૫।। ટકા પાકો માલ પરદેશો ખાતે ચડાવે છે.

ઉપલા (હિંદ સિવાયના) દેશો પોતે પોતાનાં યંત્રો બનાવે છે, નવી નવી જાતનાં યંત્રો હંમેશાં તૈયાર કરી ઉત્પન્ન વધારે છે. હિંદને તે લાભ મળતો નથી. ઉપલા દેશના મજૂરો એકાગ્રચિત્તથી આઠ કલાક કે ઓછું કામ કરીને હિંદી મજૂર કરતાં ૨।। ગણો માલ પેદા કરે છે. હિંદના મજૂરોનું લાહરીઆ કામ બાર કલાક લંબાય છે.

ઉપલા દેશો સ્વતંત્ર છે. સરકાર, કારીગરો અને કારખાનાવાળા દેશના ઉદ્યોગોના વિકાસ માટે સંપથી કામ કરે છે. પોતાના દેશમાંથી પરદેશો ખાતે વસ્તુઓની મોટી નિકાસ કરી

| દેશ. | લોઢું. ટન. | દેશ. | પોલાદ. ટન. |
|---|---|---|---|
| અમેરિકા યુ. સ્ટેટસ | ૨૧૫ લાખ | અમેરિકા (યુ. સ્ટેટસ) | ૩૪૦ લાખ |
| રશિયા | ૧૨૫ લાખ | જર્મની | ૧૬૦ લાખ |
| ગ્રેટબ્રિટન | ૬૫ લાખ | રશિયા | ૧૨૦ લાખ |
| ફ્રાન્સ | ૫૭।। લાખ | ફ્રાન્સ | ૬૦ લાખ |
| બેલ્જીયમ | ૩૦ લાખ | | |
| જાપાન | ૨૦ લાખ | જાપાન | ૪૫ લાખ |
| હિંદ | ૧૫ લાખ | હિંદ | ૧૨ લાખ |

જગતની કુલ પેદાશ ૭૨૦ લાખ    જગતની કુલ પેદાશ ૯૮૦ લાખ.

## હિંદની કંપનીઓ—

(૧) તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની લિમિટેડ. જમશેદપુર.

(૨) ઇન્ડીઅન આયર્ન એન્ડ સ્ટીલ કંપની લિમિટેડ,

(૩) સ્ટીલ કોરપોરેશન ઑફ બેંગાલ ,,

(૪) માઇસોર ભદ્રાવતી આયર્ન વર્કસ.

**લોઢાના ઉદ્યોગનો ઇતિહાસ:** પ્રાચીન સમયથી હિંદમાં લોઢું લુહારો, ભઠ્ઠીઓમાં તૈયાર કરીને એનાં શસ્ત્રાસ્ત્રો તથા બીજા પદાર્થો બનાવતા હતા. પોલાદ પણ ભઠ્ઠીઓમાં તૈયાર થતું હતું. દિલ્હીના કુતુબ મિનાર પાસે તો લોઢાનો ઊંચો વિજયસ્તંભ પ્રાચીન આર્યોની સરસ સુંદર લોઢાની કળાની ખાત્રી આપે છે. શરૂઆતમાં કુલની ખાતે લોઢું ગાળવા માટેનાં કારખાનાની નાના પાયે સ્થાપના થઈ હતી. તે પછી જમશેદજી તાતાના પ્રયત્નોથી ૧૯૦૭ માં જમશેદપુરનું કારખાનું સ્થપાયું. ૧૯૧૪ માં એમાં

પોલાદ બનાવવાની શરૂઆત થઇ. એ કારખાનું ખુબ જ મોટું છે. એના ઉપર ૩૦ કરોડ રૂપિયા ખર્ચાયા છે. ૧૯૩૩ માં આ કંપનીએ ૮ લાખ ટન લોઢું અને ૫ લાખ ટન પોલાદ પેદા કર્યાં હતાં. તે પછી હવે આથી બીજી લગભગ ૭૫ ટકા પેદાશ વધી છે. જમશેદપુર લોઢાના ઉદ્યોગથી એક લાખ માણસોની વસતિવાળું મોટું શહેર બન્યું છે. ઈન્ડીઅન આયર્ન કંપની પણ લગભગ ૨ાા લાખ ટન પોલાદ બનાવે છે. સરકારે આ ઉદ્યોગને જકાતી રક્ષણ આપ્યું છે. એનો વિકાસ છેલ્લાં થોડાં વરસોમાં સારો થયો છે. ૧૯૩૯-૪૦ માં પોલાદનાં ઢાળીઆની પેદાશ ૧૦૭૦૪૦૦ ટનની થઈ હતી. તૈયાર પોલાદની પેદાશ ૧૦૬૫૧૦૦ ટનની થઈ હતી. તાતા કંપનીએ એ વરસમાં ૫ કરોડ રૂપિયાનો ચોખ્ખો નફો કર્યો હતો; હમણાં સઘળું લોઢું અને પોલાદ યુદ્ધનાં સાધનો બનાવવા પાછળ વપરાય છે; પરંતુ યુદ્ધ પહેલાં લોઢાનાં મોટા ઘરાકો જાપાન અને બ્રિટન હતા. હિંદમાં દર વર્ષે પંદર સોળ કરોડના લોઢાનાં યંત્રો આવે છે. આ સિવાય લોઢા અને પોલાદની સૂઇ, ટાંકણીથી માંડીને બીજા અનેક મોટા પદાર્થો પરદેશોથી હિંદમાં આયાત થાય છે. હિંદમાં લોઢાની રેલો, બીમ, પતરાં, ખીલા, તાર, ટીનપ્લેટો વગેરે બને છે. ઈ. સ. ૧૯૩૪-૩૮ માં આઠ કરોડ રૂપિયાની કિંમતની પોલાદની પાકી વસ્તુઓ હિંદમાં આયાત થઇ હતી. ૧૯૩૮-૩૯ માં ૬ાાા કરોડ રૂપિયાની કિંમતની વસ્તુઓ આયાત કરાઈ હતી. આ સઘળી વસ્તુઓ હિંદમાં બની શકશે. સ્વરાજ

ત્યાં અંગ્રેજી વહાણવટાનું પ્રાબલ્ય છે. યુદ્ધ પહેલાં જગતમાં નીચે પ્રમાણે જુદાંજુદાં દેશોનું વહાણવટું હતું:—

આ સિવાય હોલાન્ડ પાસે ૨૫ લાખ ટનનું, ગ્રીસ પાસે ૧૮ લાખ ટનનું વહાણવટું હતું. હમણાં યુદ્ધના સમયમાં યુરોપના ઘણા દેશો જર્મનીએ જીતી તેમનું વહાણવટું અમુક અંશે પોતાના ઉપયોગમાં લીધું છે. જર્મની, બ્રિટન અને અમેરિકાની સ્ટીમરો છૂટથી ડુબાડે છે. આ બંને દેશો તેવીજ ઝડપે નવી સ્ટીમરો બાંધતા આવે છે. હમણાં જગતનું વહાણવટુ મોટા ભાગે યુદ્ધના કાર્યમાં રોકાયું છે. હજારો કારખાનાઓમાં નવી સ્ટીમરો બંધાય છે. યુદ્ધના અંતે વહાણવટા બહુ મોટા પ્રમાણમાં બંધાવાથી કેવી સ્થિતિ થાય છે તે જોવાનું છે.

હિંદમાં વહાણવટા માટે અહીંની સરકારે નિરાશાવાદી ધોરણ પકડયું છે. સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની હિંદીઓની બનેલી છે. એની પાસે ૨૫ સ્ટીમરો છે. પરંતુ સ્ટીમરો અને કપ્તાનો પરદેશોથી લાવવાં પડે છે; સ્ટીમરો બાંધવા માટે સીંધીઆ કંપનીએ વિઝાગાપટ્ટમના બંદરમાં ગોદી સ્થાપી છે. યુદ્ધ પછી એને જોઈતાં યંત્રો. મળશે તે સમયે ત્યાં સ્ટીમરો બંધાશે. હિંદી વહાણવટાને પરદેશી સ્ટીમર કંપનીની હરિફાઇમાંથી પણ રક્ષણ મળવું જોઇશે. હિંદમાં યુદ્ધના અંગે સરકાર તરફથી નાની નાની સ્ટીમરો હમણાં હિંદમાં બંધાય છે; પરંતુ તેના આંકડા બહાર પડતા નથી. સ્ટીમરોનાં એન્જીનો હિંદમાં તૈયાર થતાં નથી. હિંદી સ્ટીમરો લગભગ ૨ાા લાખ બની છે.

| દેશ. | સ્ટીમરો. | ટનેજ. | મોટર. સ્ટીમરો. | ટનેજ. | વહાણો. | ટનેજ. | કુલ. | ટનેજ. |
|---|---|---|---|---|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૭૯૧૬ | ૧૬૬૬૫૯૬૨૪ | ૧૧૬૩ | ૩૫૧૫૩૬૯ | ૬૧૫ | ૨૧૨૧૫૫ | ૯૧૨૪ | ૨૦૩૮૫૧૩૮ |
| અમેરિકા | ૨૭૧૩ | ૧૧૨૫૪૭૬૫ | ૪૦૭ | ૧૩૨૦૮૬ | ૪૫૬ | ૫૬૯૭૧૨ | ૩૫૭૬ | ૧૨૫૫૬૫૬૩ |
| જાપાન | ૧૪૧૪ | ૩૨૪૭૯૪૯ | ૯૫૩ | ૯૬૭૭૪૧ | ૦ | ૦ | ૨૩૬ | ૪૨૧૫૬૯૦ |
| નોર્વે | ૧૩૭૭ | ૯૯૫૨૧૦૧ | ૪૮૦ | ૨૧૦૧૫૫૪ | ૨ | ૮૫૦ | ૧૮૫૯ | ૪૦૫૪૪૮૫ |
| જર્મની | ૧૪૫૩ | ૨૯૨૩૩૨૬ | ૬૫૧ | ૧૮૪૮૯૫ | ૯ | ૧૦૨૩૫ | ૨૦૯૪ | ૩૭૨૮૪૧૭ |
| ઈટાલી | ૧૯૭ | ૨૪૧૧૫૦૩ | ૨૭૫ | ૬૪૫૨૫૦ | ૧૭૪ | ૪૧૪૦૬ | ૧૨૪૬ | ૩૦૯૮૧૫૯ |
| ફ્રાન્સ | ૧૧૫૮ | ૨૬૮૦૮૭૬ | ૧૮૧ | ૨૯૨૨૦૩ | ૮૦ | ૨૯૪૭૬ | ૧૪૨૦ | ૩૦૦૨૪૫૫ |

સરકારને આ વસ્તુઓ અહીં બનાવવાની સગવડ કરવીજ પડશે. હમણાં પણ તાતા આયર્ન વર્કસના સહાયકારી કારખાનાં ટીન વર્કસ, નેલ્સ વર્કસ, વેગન વર્કસ વગેરે જમશેદપુરમાં છે. સ્વરાજ સરકારે આ ઉદ્યોગનો વિકાસ મોટે પાયે કરવો રહ્યો. હિંદની ખાણોમાં ઊંચા લોઢાની ધાતુઓ અઢળક પ્રમાણમાં છે. તેમાંથી માત્ર ૬ ટકા જ હમણાં ઉપયોગમાં લેવાય છે.

### વહાણવટાનો ઉદ્યોગ

વહાણવટું એ સર્વે ઉદ્યોગોનું હૃદય છે. હિંદનો આંતરસાગર વ્યવહાર અને આંતરરાષ્ટ્રિય સાગર વ્યવહાર વહાણવટાથી ચાલે છે. અતિ પ્રાચીન સમયથી હિંદનું વહાણવટું ભારે પ્રખ્યાતિ પામ્યું હતું. ઋગવેદના સમયથી તે ઠેઠ અઢારમી સદી સુધી હિંદનાં નાનાં નાનાં વહાણોએ સર્વે સાગરોને ડહોળી નાંખ્યા હતા. હિંદમાં અંગ્રેજોનું સામ્રાજ્ય થતાં સ્ટીમરો આવી. આપણું વહાણવટું ઉત્તેજન અને આશ્રયને અભાવે પથારીવશ સ્થિતિમાં રહ્યું. અંગ્રેજી સમયમાં પણ મુંબાઈ, કલકત્તાની ગોદીઓમાં બ્રિટિશ સરકાર માટે મનવારો હિંદી કારીગરો બાંધતા હતા, પરંતુ અંગ્રેજોની સ્ટીમર કંપનીઓએ આપણાં એ પ્રાચીન ઉદ્યોગને સુખસ્થિતિમાં સુવાડવામાં ફાળો આપ્યો છે. આપણે

વહાણવટાની હિંદને મોટી અગત્ય છે. ભવિષ્યની સ્વરાજની સરકારે હિંદના વહાણવટાને આર્થિક અને બીજી રક્ષણીય મદદ આપવી રહેશે. કપ્ટનો, એંજીનીયરો અને ચીફ ઓફિસરોને તાલીમ આપવા માટે શાળાઓ ખોલવી પડશે. નવી જેટીઓ, ગોદીઓ બાંધવી પડશે. વહાણવટાનો સ્વરાજ હિંદ મોટો વિકાસ માંગશે. મનવારોનો કાફલો પણ હિંદને બાંધવો પડશે. જાપાનમાં ૭ાા લાખ કપ્ટન, ઇજીયરો છે, જ્યારે આપણે ત્યાં એકેય નથી.

હિંદના આંતર બંદરી વાણિજ્ય માટે ૪૦૦૦-૫૦૦૦ સુદશી ચાલતાં વહાણો કામ કરે છે. હિંદમાં ૭૨ કંપનીઓ સ્ટીમરો ચલાવવા સ્થપાઇ તેમાં સરકારી આશ્રય વગર ૨૩ કંપનીઓ મરણ શરણ થઇ છે.

### ઈજીનીયરીંગ ઉદ્યોગ

હિંદ જો ખરેખર કોઇ દિશામાં પછાત હોય તો ઇજીનીઅરીંગના ધંધામાં છે. યંત્રો હિંદમાં બનતાં નથી. સ્ટીમ એંજીનો પણ તૈયાર થતાં નથી. રેડીઓ, વાયરલેસ તારોના સંદેશા મૂકવાના યંત્રો, સિનેમાનાં યંત્રો, ઘડીઆળો, ફ્રેમો મિટરો અને બીજાં અનેક યંત્રો હિંદ બનાવતું નથી. રેલવેનાં એન્જીનો પણ બનતાં નથી. હમણાં નાનાં નાનાં એંજીનો યુદ્ધના સમય માટે હિંદમાં બનતાં હોય એવું જણાય છે; પરંતુ હિંદ દર વર્ષે ૧૪થી ૧૬ કરોડ રૂપિયાનાં યંત્રો પરદેશોથી મંગાવે છે. આ બધુ હિંદમાં બનાવવામાં આવે એવી

સ્વરાજ :સરકારે પેરવી કરવી રહી. વિમાનો હમણાં હિંદમાં બને છે, પણ એમાં એંજીનો તથા બીજા ખાસ ભાગો અહીં તૈયાર થતા નથી; પરદેશોથી આયાત કરાય છે. યુદ્ધને અંગે એંજીનીયરીંગનો હિંદમાં પચીસ વરસમાં ન કરવામાં આવે એટલો વિકાસ સરકારને કરવો પડયો છે. રણગાડીઓ (ટેન્કો) પણ હિંદમાં બંધાતી હોવાની માન્યતા છે. મોટર લોરીઓ પણ હિંદમાં બંધાય છે. મોટરો હજી તૈયાર થયાનું જણાયું નથી પણ સૌથી મોટી તકલીફ આ વિષયમાં એંજીનોની છે. આ એંજીનો હિંદમાં બંધાય તો બધા ઉદ્યોગો હિંદમાં વિકાસ પામી શકે. વિલાયતના મજૂર પ્રધાન મિ. બીવનની યોજના મુજબ ૨૦૦—૨૫૦ હિંદી કારીગરોને યંત્રો બનાવવાનો હુન્નર શીખવા માટે વિલાયત મોકલ્યા છે ત્યાંથી ઘણાં પાછા આવ્યા છે. હિંદમાં યુદ્ધ માટે બંદૂકો, નાની મશીનગનો, નાની તોપો, નાની રણગાડીઓ અને યુદ્ધ માટે અનેક સાધનો બનાવવાનાં કારખાનાં ખડાં થયાં છે. લગભગ બેથી ત્રણ લાખ કારીગરો યુદ્ધનાં સાધનો બનાવે છે. ઇજીપ્ત, ઈરાન, ઈરાક વગેરે દેશોમાં જે બ્રિટિશ સૈન્યો છે તેમને અનેક યુદ્ધની શસ્ત્રસામગ્રીઓ પહોંચાડવી પડે છે. આ સર્વ દૂરદૂર વિલાયતથી સ્ટીમરો મારફતે કેપ ઓફ ગુડ હોપ ને માર્ગે હજારો માઇલો કાપીને મૂકતાં, અંગ્રેજ સરકારને સ્ટીમરોની ભારે તંગી ભોગવવી પડે છે. જે પ્રમાણમાં અમુક દેશોની સબમરિનો બીજી સ્ટીમરોને ડુબાડે છે તે જોતાં સાગર માર્ગ અત્યંત ભયજનક છે, આથી હિંદ મધ્યસ્થળે અત્યંત ઉપયોગી સ્થાને આવ્યું હોવાથી હિંદથી શસ્ત્રસામગ્રીઓ મોકલવી બહુ સવડ પડે છે. એટલે હિંદમાં ઉત્પાદન વધારવાની લશ્કરી ફરજ અંગ્રેજ સરકારને પડી છે; છતાં હિંદમાં ઔદ્યોગિક વિકાસ થાય એ વિલાયતનાં કારખાનાંઓ ઉપર ભવિષ્યમાં મોટા આધારરૂપ માનવાની નીતિ બ્રિટિશ સરકારને લશ્કરી શસ્ત્ર સામગ્રીઓ હિંદમાં છૂટથી બનાવવા દેતી નથી. આથી ન છૂટકે કાંઈ કાંઇ મને કમને કરવું પડે છે. સ્વરાજની હિંદી સરકારને શસ્ત્રસામગ્રીઓ જરુર જોઈશે. હમણાંના પાયા પર એમણે મોટી ઇમારત ભવિષ્યમાં ચણવાની છે. અંગ્રેજ સરકારની નીતિ ગયા મહાયુદ્ધમાં સ્પષ્ટ થઈ હતી. અનેક શસ્ત્રસામગ્રીઓ હિંદમાં બનાવવાની એમને તે સમયે ફરજ પડી હતી; પરંતુ પાછળથી આ પ્રવૃત્તિને તદ્દન બંધ કરી દેવામાં આવી હતી. હિંદી પ્રજા આ સમયે પણ બ્રિટિશની ભવિષ્યની રાજ્યનીતિ અને ઉદ્યોગનીતિના સંકુચિતપણા માટે શકની નજરે જૂએ છે.

હિંદી ઉદ્યોગો માટે એંજીનીઅરીંગના વિકાસની ભારે જરુર રહેશે. હમણાં હિન્દ એ વિષયમાં પછાત છે. હિંદના એંજીનીઅરીંગનાં ઘણાં ખરાં કારખાનાં કલકત્તાની આસપાસ આવેલાં છે. એમાંનો મુખ્ય ભાગ યુરોપિયન માલેકી અથવા વ્યવસ્થા નીચે છે. ચાર કારખાનાંવાળાઓ હમણાં રેલવેના વેગનો (દરવર્ષે ૮૦૦૦) બનાવે છે. રેલવેની વર્કશોપોએ એંજીનીઅરીંગના કારખાનાઓમાં મોટે ભાગે શસ્ત્રસામગ્રીઓ હમણાં બનાવવા માંડી છે. આ ઉદ્યોગ યુદ્ધ પહેલાં ૩ લાખ કારીગરોને કામ આપતો હતો. હમણાં લગભગ પાંચ લાખ કારીગરો આ ઉદ્યોગની પાછળ (યુદ્ધ સામગ્રીઓ માટે ખાસ) કામે લાગેલ છે. હિંદના આ એંજીનીયરીંગ કારખાનાઓ, રેલવેનાં વેગનો, પૂલો, ટાંકીઓ, લોઢાની લૅાચો, તેલ માટેની લોઢાની બોટો, ઢાળાઓ, થાંભલાઓ વગેરે અનેક જાતનું કામ કરે છે. આ કારખાનાંઓવાળા સારો નફો પેદા કરે છે. યુદ્ધ સમયમાં નફો ઘણો વધી ગયો છે. હમણાં એ કારખાનાંઓમાં લશ્કરી વસ્તુઓ વિશેષ પ્રમાણમાં બને છે. આ એંજીનીયરીંગની કંપનીઓની મૂડી ૧૫ કરોડ રૂપિયા જેટલી છે. એઓ હમણાં સરસ નફો મેળવે છે.

સ્વરાજ સરકારે એંજીનીયરો માટેની શાળાઓનો વિકાસ કરવો પડશે. હમણાં એ વિષયનું ઉચ્ચ જ્ઞાન મેળવવા વિલાયત જઇ ત્યાં પરીક્ષામાં પાસ થવું પડે છે. પીવાના પાણીખાતાના, સાગરની સ્ટીમરોના, રેલ્વે માટેના, ખાણોનાં, મોટાં કારખાનાઓના, સૈનિકોના, તોપખાનાના એવાં એવાં અનેક ખાતાઓના એંજીનીઅરો હિંદમાં તૈયાર કરવા પડશે. સ્વરાજ નીચેના હિંદને રેલવે, સ્ટીમરો, કારખાનાં, મોટરો, વિમાનો, રેડીઓ, ટ્રામ્વે, પૂલો, રસ્તાઓ, મોટી નદીઓના બંધો, નહેરો વગેરે વગર ચાલે તેમ નથી. તે માટે તાલીમ પામેલા એંજીનીઅરોની જરુર પડશે. પરદેશીઓની શરૂઆતમાં મદદ જરુર જોઈશે. શસ્ત્રસામગ્રીઓ બનાવવા માટે પણ એમની જરૂર પડશે.

## રસાયણિક ઉદ્યોગો

રસાયણો ગંધક, સોડાં, એસીડની જાતજાતની બનાવટો ઉપર બધા ઉદ્યોગો નભે છે. આ ઉદ્યોગ પણ હિંદમાં વિકાસ પામ્યો નથી. યુદ્ધનો સમય હોવાથી ગ્લીસીરાઇન, સલ્ફરિક એસીડ, સોડા, એમોનીઆ સલ્ફેટની પરદેશોથી આયાત થતી બંધ થઇ છે. એટલે હિંદમાં આ ઉદ્યોગ તરફ સરકાર અને મૂડીવાદીઓનું ધ્યાન ગયું છે. હિંદનો ઔદ્યોગિક વિકાસ રસાયણો વગર પાંગળો રહેશે, એ હવે જગ જાહેર વાત છે. જગતમાં આ પદાર્થોની મોટી પેદાશ અને ખપ છે. કાગળો, કપડાં, લાકડું, ચામડું, કાચ, ધોવાના ઔષધોના, રસાયણિક પૃથક્કરણોના, પોલાદના સર્વ ઉદ્યોગોની બનાવટોમાં આ રસાયણોનો અગત્યનો હિસ્સો છે. આપણે જેમ યંત્રોના વિભાગો માટે પરદેશોના પરાધીન છીએ, તેવી રીતે રસાયણો માટે પણ પરાધીન છીએ. સ્વરાજ સરકારે પણ આપણા સ્વદેશી ઉદ્યોગો માટે આ રસાયનોની બનાવટોને ઉત્તેજન આપવું રહ્યું.

રસાયણોનો ઉપયોગ હિંદમાં વધતો જાય છે. પરદેશોથી મંગાવવાની અને મેળવવાની સગવડોને લીધે આ ઉદ્યોગમાં હિંદ નબળું રહ્યું છે. ઇ. સ. ૧૯૨૪માં સોડાની બનાવટો ૧૦॥ લાખ હંડ્રવેટની હતી. ૧૯૩૮—૩૯માં ૨૦॥ લાખ હંડ્રવેટની આયાત કરવાંમાં આવી હતી. માત્ર એકલો સોડાજ ૧૪ લાખ ટન પરદેશોથી આયાત થયો હતો. જ્યારે કોસ્ટીક સોડા ૪॥ લાખ ટન મંગાવાયો હતો. સોડાની બીજી બનાવટોની આયાતમાં સોડીઅમ :બાઈકારબોનેટ, સોડીઅમ સલ્ફાઈડ, સોડીઅમ બોરાટ અને સોડીઅમ સીલીસેટ છે.

હિંદમાં મીઠું બનાવવાનાં સાધનો છે. હિંદની ત્રણે બાજુનો સાગર અખુટ મીઠું આપે છે. આપણે ત્યાં મીઠાનો વપરાશ ઓછો એટલે મનુષ્ય દીઠ માત્ર ૧૩ રતલ જેટલો છે. યુરોપમાં ૨૪ થી ૩૦ રતલ જેટલો છે; કારણ કે ત્યાં ઉદ્યોગોનો વિશાળ પ્રમાણમાં વિકાસ થયો છે. એ દેશોમાં મીઠાનો ઉપયોગ સોડાની બનાવટો માટે થાય છે. સોડાની બનાવટો ઉપર તો ઘણા ખરા ઉદ્યોગો નભે છે.

હિંદમાં એ કે ગંધક બનતો નથી. બાકી, રસાયન માટેના સઘળા પદાર્થો મોટા પ્રમાણમાં બને છે. ગંધકમાંથી ઉદ્યોગો માટે સલ્ફારિક એસીડ બને છે. એને માટે દર વર્ષે ૪૭૦૦૦ ટન ગંધકની આયાત થાય છે. યુદ્ધના સમયમાં હિંદમાં ગંધકની પરદેશોથી આયાત શકય નથી. આથી હિંદમાં ગંધક બનાવવાની યોજનાઓ અમલમાં મૂકાઈ છે; પરંતુ હિંદમાં બહુ ધીમેથી કામ આગળ વધે છે. છતાં ભવિષ્યમાં ગંધકની બાબતમાં

આત્મસંતોષી બની શકાશે. હિંદમાં એમોનીઆ સલ્ફેટની પણ મોટી ખપત છે. થોડાં વર્ષોમાં એની આવક બેવડાઈ છે. ઇ. સ. ૧૯૩૮–૩૯ માં એની ૧૫૩૪૦૦૦ હંડ્રવેટ આમદાની થઇ હતી. આ સિવાય લોઢા અને પોલાદના કારખાનાંઓ હિંદમાં એમોનીઆ સલ્ફેટ મોટા પ્રમાણમાં તૈયાર કરે છે. આ સિવાય ફોસ્ફેટીક ખાતરો અને પોટાસની બનાવટો પણ અગત્યની છે. હિંદમાં ખાતરો બનાવવા માટે વિશાળ કાચા પદાર્થો અને ક્ષેત્રો છે. એટલે પરદેશોથી બિલકુલ આયાત કરવાની જરુર પડશે નહિ.

હિંદમાં મ્યુનિસિપાલીટીઓ પોતાનાં શહેરોના પાણીને સ્વચ્છ બનાવવા માટે ક્લોરાઈનનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે. આ સર્વ પરદેશોથી આયાત થાય છે. કોસ્ટીક સોડાને વિદ્યુત પદ્ધતિથી સ્વચ્છ કરી તેમાંથી ક્લોરાઈન અને બ્લીચીંગ સોડા બનાવે છે. બ્લીચીંગ પાઉડર ધોવા અને બીજાં અનેક કામોમાં ખપ લાગે છે. એની બનાવટ માટે હિંદમાં સખ્ત વિજળીશક્તિ બનાવવાનાં વિશાળ સાધનો પડયાં છે. આ માટે હિંદમાં મોટાં કારખાનાંઓ હવે કામે લાગી ગયાં છે. યુદ્ધના સમયને લીધે આ વસ્તુઓ પણ હિંદમાં બનવા લાગી છે; પરંતુ હજી એના વધુ વિકાસને સ્થાન છે. ઔદ્યોગિક હિંદને મોટા પ્રમાણમાં આ વસ્તુઓનો ઉપયોગ કરવો પડશે. સ્વરાજ સરકારને આ ઉદ્યોગને મોટું રક્ષણ આપવું પડશે. યુદ્ધ પછી જુદાજુદા દેશોની સરકારો પોતાના ઉદ્યોગોને આર્થિક મદદ આપી આવા રસાયણોની પરદેશોમાં મોટી નિકાશ કરવા ભારે કોશિષ કરશે.

સોડીઅમ અને પોટાશીઅમ બાઈક્રોમેટોની હિંદમાં પેદાશ વધારવા માટે કોશીષ થઇ છે. એના માટે પાંચ કારખાનાંઓ કામ કરે છે; પરંતુ આ દ્રવ્યોની ખપત ઓછી હોવાથી આટલી મોટી પેદાશની જરુર રહેશે નહિ. સ્વરાજ સરકારે જોઇએ તે કરતાં એકજ વસ્તુનાં વધારે કારખાના કાઢવા પર નિયમન મૂકવું પડશે. રસાયનોની મદદથી હિંદમાં ઘણાં નવાનવા ઉદ્યોગો યુદ્ધની તંગીના સમયે અસ્તિત્વમાં આવ્યાં છે; પરંતુ તે સઘળાં હજી બાળદશામાં છે. રસાયનોની મદદથી રંગો, છાપવાની શાહી, જાતજાતના દુર્ગંધી દૂર કરનાર ફીનાઇલ જેવા પદાર્થો, ખાતરો અને ચામડાં કેળવવાનાં રસાયનો માટેનાં કારખાનાઓ શરૂ થઇ ચુકયાં છે. યુદ્ધ પછી એમનો મોટા પાયા પરનો વિકાસ શકય છે; પરંતુ પરદેશી હરીફાઈઓમાંથી સ્વરાજ સરકારને રક્ષણ આપવું પડશે.

જગતમાં સૌથી વધારે અગત્યનો પદાર્થ કોલસો છે. એ શકિત પેદા કરે છે, એના જાદુગરની માફક જાતજાતના રંગો પેદા થાય છે. એમાંથી તેલ નીકળે છે, વિશુદ્ધિ કરનાર પદાર્થો મળે છે; અનેક જાતનાં ઔષધો મળે છે, યુદ્ધનો દારૂગોળો બનાવવા માટે એનો મોટો ઉપયોગ છે. કોલસાના સેંકડો ઉપયોગોની શોધો થઇ છે. જર્મનીના પ્રમાણમાં આ કોલસાના જાતજાતના ઉપયોગ બાબતમાં આપણે સેંકડે એક ટકો પણ પ્રગતિ કરી નથી. હિંદમાં કોક બનાવવાનાં કારખાનાં છે, પણ તે સાથે એમાંથી બેન્ઝીન, ટોલોલ વગેરે વિશુદ્ધિ લાવનાર પદાર્થો આપણે બનાવતાં નથી. એમાંથી એમોનીઆ પણ મોટા પ્રમાણમાં મળી શકે છે. આ પદાર્થો ખૂબ ઉપયોગી છે. સ્વરાજ સરકારે એની બનાવટોને ઉત્તેજન આપવું રહ્યું.

આ વિજ્ઞાનના જમાનામાં મીઠું અને કોલસો એ ઉપયોગી પદાર્થો છે. હિંદમાં એ પુષ્કળ પ્રમાણમાં મળી શકે છે. આના સહકારથી રંગો, દવાઓ, વિશુદ્ધિ પદાર્થો, અને યુદ્ધને લગતા અનેક પદાર્થો મળી શકે છે. એના વડે વિજળીના કારખાનાંઓ આપણે સ્થાપવાં રહ્યાં. હિંદ પાસે કાચા પદાર્થો, સસ્તી મજૂરી, કોલસા અથવા જલવિદ્યુતની શક્તિ અને મોટી ખપત છે. આથી સ્વરાજ સરકારને આ દિશામાં મીઠી દૃષ્ટિ રાખવી પડશે.

આપણા દેશમાં રસાયણોનું વિજ્ઞાન હજી બાલદશામાં છે. વસ્ત્રો, બનાવટી રેશમ, તેમના માટે ચળકાટ અને રંગો આપવાના પદાર્થો, બનાવટી કચકડા એટલે સેલ્યુલોઝના મોટા ઉદ્યોગનાં રમકડાં, ફિલ્મની પટીઓ વગેરે બનાવવાનાં રસાયણો અને વિધિ માટે આપણી પ્રગતિ અતિ અલ્પ છે. આપણે જો જગતની હરીફાઈમાં જીવવું હોય તો, વિજ્ઞાનના સહકારથી આ વિષયમાં પ્રગતિ કરવી રહી. હમણાં તો પરદેશોની દયા ઉપર આ વસ્તુઓ માટે આધાર રાખવો પડે છે. ચળકતી સફેદ માટી (China Clay)માંથી અનેક ઉપયોગી પદાર્થો બને છે, વળી ચરબી પણ ભારે ઉપયોગી પદાર્થ છે. આ સઘળાનો વિજ્ઞાન અને રસાયણના સહકારથી આપણે બનાવટો બનાવી પરદેશોની ફોકટની ખર્ચાળ આયાત બંધ કરવી પડશે.

સ્વતંત્ર હિંદની દરેક મ્યુનિસિપાલિટી, દરેક ડિસ્ટ્રિક્ટ, દરેક કારખાનું, દરેક રેલવે, સ્ટીમર કંપની પોતાની થાપણોમાંથી અમુક અંશ આપી, આવાં કારખાનાંઓની સ્થાપનામાં દેશને આગળ લાવી શકે. આપણાં પછાત દેશમાં સેંકડો આવાં પદાર્થો બનાવવાની જરૂર પડશે.

જગતમાં કારખાનાઓ ચલાવવા માટે કોલસા, પેટ્રોલીઅમ અને વિદ્યુત–એ ત્રણ મહાશક્તિઓ છે. જળના ધોધથી વિદ્યુત્

### જલવિદ્યુત શકિત

શક્તિ ઉત્પન્ન કરવાની પદ્ધતિ બહુ સરલ અને સસ્તી છે. જગતમાં જુદા જુદા દેશોમાં આ જલવિદ્યુત શક્તિનો વિકાસ અત્યંત અજબ પ્રમાણમાં થયો છે. અમેરિકા, જાપાન અને રશિયાએ તેનો લાભ મોટા પ્રમાણમાં લીધો છે. આપણે ત્યાં હિંદમાં પણ એ શક્તિના બળથી અનેક કારખાનાંઓ અને રેલ્વેઓ ચાલે છે. છતાં બીજા દેશોને મુકાબલે આપણે ઘણા પછાત છીએ. જગતમાં આ વિદ્યુતશક્તિની જુદાં જુદાં દેશોની પેદાશ નીચે મુજબ છે.

| દેશ | શક્તિ—કીલો. | |
|---|---|---|
| યુ. સ્ટે. અમેરિકા | ૧૨૩૦૦૦,૦૦૦,૦૦૦ | કીલો. |
| જર્મની | ૩૪૫૦૦,૦૦૦,૦૦૦ | „ |
| રશિયા | ૨૫૯૦૦,૦૦૦,૦૦૦ | „ |
| ગ્રેટબ્રિટન | ૨૩૬૦૦,૦૦૦,૦૦૦ | „ |
| કેનેડા | ૨૧૩૫૦,૦૦૦,૦૦૦ | „ |
| જાપાન | ૧૯,૯૦૦૦૦૦,૦૦૦ | „ |
| ફ્રાન્સ | ૧૫,૬૦૦,૦૦૦,૦૦૦ | „ |
| જગતની કુલ આશરે | ૩૩૦,૦૦૦,૦૦૦,૦૦૦ | |

હિંદ ખૂબ પછાત છે. એની ગણતરી પછાત દેશોમાં છે. હિંદમાં એટલા મોટા પ્રમાણમાં જલપ્રપાતો અને વેગવાન પ્રવાહો છે કે, હમણાં કરતાં દશગણી વધારે વિદ્યુતશક્તિ ખુશીથી મેળવી શકાય તેમ છે. સ્વાયત્ત સરકારે આ સોંઘી શક્તિ મેળવવાની

જરુર રહેશે. હિંદ માટે સૌથી કઠિન પ્રશ્ન યંત્રોનો છે. નાનાં મોટાં દરેક યંત્રો પરદેશોથી મંગાવવાં પડે છે. ઉપલા સર્વ દેશો આ યંત્રો પોતાને ત્યાં બનાવે છે; પરંતુ આપણી કમનસીબીએ આપણે યંત્રો માટે પરતંત્ર છીએ.

જળવિદ્યુત શક્તિનો બીજો કોઠો નીચે મુજબ છેઃ—

| દેશ | શકય શક્તિનું પ્રમાણ (દશ લાખ: અશ્વબળ) | | વિકસિત શક્તિ | શકયશક્તિના ટકા |
|---|---|---|---|---|
| યુ. સ્ટે. | ૩૫ | | ૧૧.૭ | ૩૩ |
| કૅનેડા | ૧૮.૨ | ,, | ૪.૫ | ૨૫ |
| ફ્રાન્સ | ૫.૪ | ,, | ૨.૧ | ૩૭ |
| જાપાન | ૪.૫ | ,, | ૧.૭ | ૩૭ |
| સ્પેન | ૪.૦ | ,, | ૧. | ૨૫ |
| ઇટાલિ | ૩.૮ | ,, | ૧.૮ | ૪૭ |
| સ્વિટ્ઝરલેન્ડ | ૨.૫ | ,, | ૧.૮ | ૭૨ |
| જર્મની | ૨.૦ | ,, | ૧.૧ | ૫૫ |
| હિંદ | ૨૭૦ | ,, | ૧.૧ | ૩ |

હિંદમાં વિકાસને માટે ખૂબ અવકાશ છે. સ્વતંત્ર સરકારે આ સસ્તી શક્તિ મેળવવા ભારે પ્રયત્નો કરવા પડશે. હિંદમાં સેંકડો નાની નાની નદીઓમાંથી જળવિદ્યુત ઉત્પન્ન કરી શકાય છે. આ પાણીનો ઉપયોગ ખેતીના માટે વિશાળ પ્રમાણમાં પડતર રહેતી જમીનને ફળદ્રુપ બનાવવા માટે થઇ શકે. હમણાં હિંદમાં લગભગ ૧૭ાા લાખ અશ્વબળ જેટલી જળવિદ્યુતશક્તિ પેદા કરવામાં આવે છે. એનો ઉપયોગ કારખાનાં, રેલ્વે તેમજ શહેરોના પ્રકાશ વગેરે માટે વપરાય છે. જાપાનની સરકારે દરેક ગામડીઆના ઝૂંપડામાં પણ વીજળીની શક્તિ સસ્તા ભાવે પહોંચે તેવી વ્યવસ્થા કરી છે. આ ઝૂંપડાઓમાં રેશમ અને બીજા ગૃહઉદ્યોગો વિશાળ પાયા પર નભે છે. અમેરિકા અને રશિયાના ઉદ્યોગોમાંથી લગભગ ૯૦ ટકા ઉદ્યોગો વિદ્યુતશક્તિથી ચાલે છે. આપણે ત્યાં મુંબાઇ, મદ્રાસ વગેરે પ્રાંતોમાં વિદ્યુતશક્તિ મોટા પ્રમાણમાં મેળવાય છે. પંજાબ, સંયુક્ત પ્રાંત, વડોદરા, માઈસોર અને કાસ્મીરમાં પણ વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરવાનાં કારખાનાં છે. હિંદના બાકીના ભાગોમાં એ શક્તિ મેળવવાનાં સાધનો પછાત દશામાં છે.

હિંદમાં જળવિદ્યુતશક્તિનાં સૌથી મોટાં કારખાનાં મુંબાઇ ઇલાકામાં છે. મહારાષ્ટ્રના સહ્યાદ્રિ પર્વતના ઘાટોમાંથી વહેતાં પાણીનાં મોટાં તળાવોને બાંધી તેમાંથી તાતા હાઇડ્રો-ઇલેક્ટ્રિક વર્ક્સનાં ત્રણ મોટાં કારખાનાં ચાલે છે. મદ્રાસમાં પાઇકરા અને મેટુરનાં બે મોટાં કારખાનાંઓમાંથી અનેક શહેરોને વિદ્યુત પ્રકાશ પહોંચાડવામાં આવે છે. પંજાબમાં પણ બે કારખાનાં કામ કરે છે. માઇસોરમાં કાવેરી અને ગેરસપ્પાનાં બે કારખાનાંઓ છે. સંયુક્ત પ્રાંતમાં એકાદ છે. કાસ્મીરમાં સૌથી જૂનું એક કારખાનું ચાલે છે. સ્વરાજ સરકારે ભવિષ્યમાં બીજા પ્રાંતોને પણ ન્યાય અપાવવો પડશે.

મનુષ્યશક્તિની મજૂરી હિંદમાં સસ્તી હોવાથી તે વિશેષ પ્રમાણમાં વપરાય છે. બીજા દેશોમાં જળવિદ્યુત, કાલસા, પેટ્રોલિયમથી યંત્રો ચલાવી શક્તિનો ઉપયોગ થાય છે. નીચેના કોઠા ઉપરથી કયા કયા દેશોમાં કેટલી શક્તિ દરેક જાતની વપરાય છે તે બતાવ્યું છેઃ—

હિંદમાં મનુષ્યશક્તિનો (સસ્તાપણા અને યાંત્રિક અલ્પ ઉપયોગથી) વિશેષ પ્રમાણમાં ઉપયોગ છે. આથી દરરોજનું વ્યક્તિદીઠ કામ અતી નીચા પ્રમાણમાં થાય છે. સ્વરાજ સરકાર આમાં બહુ સુધારો કરી શકશે નહિ, કારણકે આપણે હિંદને યંત્રોનું તદ્દન ગુલામ બનાવવું નથી; પરંતુ હિંદની વિશાળ મનુષ્યશકિત વિજ્ઞાન અને યંત્રોના સહકારથી આપણા દેશની પ્રજાને સર્વ જોઇતી વસ્તુઓ પૂરી પાડી શકે તેવી સુમેળ, સુયોજીત યોજના અમલમાં મૂકવાની છે.

## જગતમાં મનુષ્ય અને જળશક્તિના પ્રમાણનો કોઠો

(દશ લાખ અશ્વબળમાં.)

| દેશ | મનુષ્યશક્તિ | કોલસાની શક્તિ | પેટ્રોલની શક્તિ | જળ વિદ્યુતની શક્તિ | કુલ ટોટલ | દરરોજની વ્યક્તિ દીઠ અશ્વશક્તિના કલાકો | વસતિ |
|---|---|---|---|---|---|---|---|
| હિંદ | ૧૦૬ | ૩૪ | ૮ | ૩ | ૧૫૧ | ૦.૪૭ | ૩૯ કરોડ |
| અમેરિકા યુ. સ્ટે. | ૪૦ | ૧૦૦૧ | ૪૮૧ | ૧૨૧ | ૧૬૪૩ | ૧૩.૩૩ | ૧૩ કરોડ |
| કૅનેડા | ૩.૩ | ૫૫ | ૧૭.૬ | ૫૯ | ૧૩૪.૯ | ૧૩.૩ | ૧ કરોડ |
| જર્મની | ૨૧ | ૩૩૩ | ૯.૫ | ૧૩ | ૩૭૬.૫ | ૬.૦૪ | ૮ કરોડ |
| ગ્રેટબ્રિટન | ૧૫ | ૨૭૦ | ૨૮.૩ | ૪ | ૩૧૭.૩ | ૬.૬૫ | ૪ાા કરોડ |
| ફ્રાન્સ | ૧૪ | ૧૨૭ | ૧૨.૩ | ૨૪ | ૧૭૭૩ | ૪.૩૫ | ૪ા કરોડ |
| જાપાન | ૨૧ | ૫૨ | ૭ | ૩૦ | ૧૧૦ | ૧.૭૫ | ૭ કરોડ |

### રેલ્વે, વર્કશૉપ્સ

હિંદની રેલ્વેઓ યાંત્રિક છે. એમનો વિકાસ ગ્રેટબ્રિટનના કારખાનાંઓને નીભાવવા ખાતર થયો છે. રેલ્વેઓમાં પ્રથમ બ્રિટિશ આમપ્રજાની મૂડી હતી. હિંદી સરકાર એમને પાંચ ટકાથી ઓછી પેદાશ થાય તો ભરપાઇ કરી આપતી હતી; પરંતુ પોતાની પોલાદની કંપની સ્થાપતાં દર વર્ષે ૨૦૦૦૦ ટન સ્લીપરોં હિંદમાંજ લેવાતાં હતાં. ધીમે ધીમે રેલ્વેઓએ પોતાની મોટી વર્કશોપો, રિપેર માટે સ્થાપી હતી. વેગનો પણ થોડાવત્તા હિસ્સે હવે હિંદમાં બંધાય છે પરંતુ હિંદમાં એંજિનો બાંધવા માટે જાહેર પ્રજામતના ચાલુ અને સતત દબાણને હિન્દની સરકારે તિરસ્કારી કાઢયો છે; છતાં આ યુદ્ધ કારણે નાના એંજિનો નાના પ્રમાણમાં હિંદમાં બનાવવાની ગોઠવણો થઈ છે. હમણાં યુદ્ધને લીધે શસ્ત્રાસ્ત્રો બનાવવા માટે રેલ્વેની વર્કશોપો ત્રણથી ચારગણી મોટી કરવામાં આવી છે. પરંતુ યુદ્ધ પછી વિલાયતનાં કારખાનાં ખટાવવા માટે એમાંની ઘણીખરી વર્કશોપો (યંત્રશાળાઓને) મૂળ સ્વરૂપમાં લાવી મૂકે એવો ભય હિંદી જાહેરમત સકારણ માને છે. હિંદી

વિદ્યાર્થીઓને રેલ્વે એંજિનિયરીંગની તાલીમ આપવાની સગવડો આપવી પડશે. હિંદી રેલ્વેઓની યંત્રશાળાઓ યુરોપિયન વ્યવસ્થા નીચે છે તે હિંદી વ્યવસ્થા નીચે આવવી જોઇશે.

હિંદમાં મોટરો, લોરીઓ અને મોટરસાયકલો બાંધવા માટે આજે ૩૦ વર્ષો થયાં જાહેરમત પોકાર કરી રહ્યો છે, પણ હિંદી સરકાર ઉપર વિલાયતના કારખાનાવાળાઓનું રાજ્યદ્વારી દબાણ હોવાનો સંભવ છે. આથી હિંદી સરકારે આ વિષયમાં બહેરા કાનો રાખીને ભારે અસંતોષ ફેલાવ્યો છે. સર. વિશ્વેશ્વરૈયાએ આ વિષયમાં અનહદ મહેનત લઈ દેશ-પરદેશોમાં પ્રવાસ કરીને મોટરના ઉદ્યોગોની હિંદમાં શકયતા અને નફાકારક હાલત માટે સંતોષકારક રિપોર્ટો કર્યા હતા. પરન્તુ હિંદી સરકારે એ વિષયમાં કંઇ પ્રગતિ થવા માંડે તે પહેલાંજ ઠંડુ પાણી રેડી દીધું છે. પરદેશની ઘણી મોટી કંપનીઓએ એમાં સહકાર આપવાની કબુલાત આપી છે. પરંતુ હિંદી સરકારના આશ્રય વગર એ ઉદ્યોગની પ્રગતિ થઇ શકી જ નથી. જગતમાં ૧૯૩૮-૧૯૩૯ માં નીચે મુજબ મોટરો બંધાઈ હતી. જ્યારે હિંદમાં એકપણ તૈયાર થઈ નહોતી.

**મોટર-ઉદ્યોગ—**

| | વર્ષ | મોટરો |
|---|---|---|
| યુનાઇટેડસ્ટેટસ ઓફ અમેરિકા | ૧૯૩૯ | ૩૫૭૭૦૫૮ |
| ગ્રેટબ્રિટન | ૧૯૩૮ | ૪૭૭૫૬૧ |
| કેનેડા | ૧૯૩૯ | ૧૫૫૩૧૬ |
| ફ્રાન્સ | ૧૯૩૮ | ૨૨૦૩૪૩ |
| જર્મની | ૧૯૩૮ | ૩૨૮૦૦૦ |
| ઈટાલિ | ૧૯૩૮ | ૭૦૩૮૮ |
| રશિયા | ૧૯૩૮ | ૨૧૫૦૦૦ |
| જાપાન | | ૩૦૦૦૦ |
| હિંદ | ૦ | ૦ |

રશિયાએ આઠ વરસ ઉપર જ મોટરો બનાવવાનું ચાલુ કર્યું હતું. છતાં ૧૯૩૮ માં સવા બે લાખ મોટરો રશિયા બનાવતું હતું. હિંદમાં અમેરિકન જનરલ મોટરો ભેગી કરવા માટે મુંબાઈમાં કારખાનું ખોલ્યું છે. પરંતુ હિંદમાં મોટરો બનાવવાના પ્રયાસો પરત્વે એણે ઠંડું પાણી રેડયું છે. ઓસ્ટ્રેલીઆ, કેનેડા અને દક્ષીણ આફ્રીકાએ બધે સ્થળે મોટરોના ઉદ્યોગને થોડાં વર્ષોમાં જ ભારે ઉત્તેજન આપવામાં તે દેશોની સરકારોએ મોટે પાયે આર્થિક મદદ અને તૈયાર હજારો મોટરોની વાર્ષિક ખરીદી કરી સહકાર આપ્યો છે. આપણે ત્યાં સરકાર સાવકી માતાની ગરજ સારે છે. અંગ્રેજી પેઢીઓના દબાણને લીધે અથવા તો હિંદને યાંત્રિક પ્રગતિશીલ ન કરવા માટે આવી નીતિ હિંદી સરકાર ધારણ કરી રહી છે.

હિંદમાં હમણાં લશ્કરીખાતા તરફથી યુદ્ધ અંગેની રણગાડીઓ અને બખ્તરવાળી મોટરો તેમજ લૉરીઓ બનાવવામાં આવે છે. આ માટેનાં એંજીનો વિલાયતથી આયાત કરવામાં આવે છે. જ્યાં સુધી હિંદમાં એંજીનો બનાવી શકાતાં નથી, ત્યાં સુધી હિંદ યાંત્રિક પ્રગતિને કયારે પણ મેળવી શકશે નહિ. આ યુદ્ધને કારણે ઓછામાં ઓછા બે લાખ હિંદી કારીગરો યંત્રોના ભાગો બનાવવા માટે કામે લાગ્યાં છે. તેઓ હિંદી લશ્કરી શસ્ત્ર સામગ્રીઓ મોટા પ્રમાણમાં તૈયાર કરે છે; પરંતુ એ શસ્ત્ર સામગ્રીના કેટલાક અગત્યના ભાગો વિલાયતથી આયાત કરવામાં આવે આથી હિંદી કારીગરો કોઇપણ સંપૂર્ણ વસ્તુ બનાવવામાં વ્યુત્પન્ન થતા નથી; તેમ છતાં આ યુદ્ધના સમયમાં મોટરો તેમજ રણગાડીઓના કેટલાક ભાગો બનાવવાની તાલીમ હિંદી કારીગરોને જરૂર મળશે. યુદ્ધ જેમ જેમ જુનું થશે, તેમ તેમ વધારે શસ્ત્ર સામગ્રી પૂરી પાડવાનો બોજો હિંદ પર પડશે. મોટરોના કેટલાક ભાગો ખાસ જાતની ધાતુનાં બનાવવામાં આવે છે. આ ભાગો જ્યારે હિંદમાં બનતા થશે ત્યારે હિંદ મોટરો બનાવવાની ક્રિયા સંપૂર્ણ શીખી શકશે. યુદ્ધ પછી અલબત, સંકુચિત હિંદી સૈનિકખાતું પાછું બ્રિટનનાં કારખાનાંઓને તૈયાર વસ્તુઓ માટે વરદીઓ મૂકી હિંદી શસ્ત્ર સામગ્રીઓ બનાવવાનાં સરકારી કારખાનાંઓને બંધ કરી દેશે. આ ભય સકારણ છે. હિંદી સૈનિક ખાતાને માટે એ નીતિ શકય છે.

સ્વરાજ સરકારને મોટરો, મોટર બસો, મોટર સાઇકલો, તેમજ રણગાડીઓ મોટા પ્રમાણમાં જોઇશે. હવે વિજ્ઞાન અને યંત્રોની સામે સ્વતંત્ર હિંદ બારણાં બંધ કરી શકશે નહિ. આથી હિંદમાં સારા રસ્તા, મોટરો અને તેના જુદા જુદા ભાગો એ સૌની જરૂર પડશે. આ માટે પરદેશીઓનો સહકાર પણ કદાચ શોધવો પડશે. ભવિષ્યના સ્વતંત્ર હિંદ દેશમાં મોટર ઉદ્યોગને સમૃદ્ધ બનાવવો પડશે. પાંચ વર્ષની શરૂઆતના ઉદ્યોગોના વિકાસ માટે પંચવર્ષી યોજનામાં સ્વરાજ સરકારે મોટરોના વિશાળ કારખાનાંઓ બાંધવાનો સમાવેશ કરવોજ પડશે. હિંદમાં હમણાં બે લાખ મોટરો બધીજ પરદેશોથી આયાત કરવામાં આવી છે. ભવિષ્યની સ્વરાજ સરકારે બીજા એક ભય સામે પણ સાવચેતી રાખવી પડશે. હમણાં યુરોપ અમેરિકામાં હજારો કારખાનાંઓ લાખો રણગાડીઓ બનાવે છે. આ યુદ્ધ પછી એ બધા કારખાનાંઓ લાખો મોટર ગાડીઓ બનાવીને હિંદ જેવા પછાત દેશોમાં પોતાની સરકારોનાં આર્થિક ટેકાથી ભારે હરીફાઇ કરશે. હિંદની સ્વરાજ સરકારે આ હરીફાઇ સામે જકાતી રક્ષણ આપવું પડશે. હમણાં તો હિંદી સરકાર એ ઉદ્યોગ હિંદમાં સ્થપાય તે સામે અનેક પ્રતિબંધો મૂકવાની યુક્તિઓ આદરે છે; પરંતુ સ્વરાજ સરકારના ઉત્તેજનથી હિંદની ઘણી કંપનીઓ આ ઉદ્યોગ હિંદમાં સ્થાપી અને વિકસાવી શકશે. એ માટે પરદેશી કંપનીઓ સહકાર આપવા તૈયાર છે.

મોટરો બનાવવામાં મુખ્ય વસ્તુ પોલાદનાં યંત્રો હિંદમાં પુષ્કળ બને છે. યંત્રો માટે ખાસ ધાતુઓ પૈકી પણ કેટલીક હિંદમાં બનવા લાગી છે. બે ત્રણ ધાતુઓની વિધિ શીખવાની બાકી છે. ગાદી માટે કેળવેલું ચામડું પુષ્કળ મળી શકે તેમ છે. ચક્રો માટે હિંદમાં રબ્બર પણ મળી શકે છે. યુદ્ધ પછી હોશિયાર કારીગરો પણ મોટા પ્રમાણમાં મળશે. માત્ર થોડાં તજજ્ઞોની સેવાની થોડા સમય માટે હિંદની સ્વરાજ સરકારે કાળજી રાખવી પડશે. રશિયન, અમેરિકન, ફ્રેન્ચ તેમજ જર્મન કારીગરો પાસેથી યંત્રવિદ્યા, રસાયણ વિદ્યા અને વિદ્યુત વિદ્યા શીખ્યું હતું. મોટરઉદ્યોગના વિકાસથી બીજી ઘણી નાની નાની ઉદ્યોગ શક્તિઓ પ્રગતિશીલ થશે. આ ઉદ્યોગની અગત્ય ખૂબ છે. અમેરિકાની આબાદીમાં આ ઉદ્યોગ મુખ્ય ભાગ ભજવે છે. અમેરિકામાં રૂ. ૮૦૦થી રૂ. ૧૦૦૦માં મળતી નાની ફૉર્ડ ગાડી હિંદમાં યુદ્ધ પહેલાં ૧૮૦૦ રૂપિયામાં મળતી હતી. હમણાં તો રૂ. ૩૫૦૦ માં મળે છે. હિંદ સસ્તી મજૂરીને લીધે વિશેષ સસ્તામાં મોટરો બનાવી શકશે. હિંદમાં પેટ્રોલ પણ હિંદ પૂરતું મળી શકશે.

**વિમાનો:** જો કોઇપણ ભવિષ્યના શ્રેષ્ઠ પ્રવાસના અને માલ લઈ જવા લાવવાના સાધન તરીકે વાહન હોય તો તે વિમાન છે. યુદ્ધને લીધે એની અગત્ય ખૂબજ વધી પડી છે. એમાં અનેક ઉપયોગી સુધારો થયા છે. હવે વિમાનો એકસો ટન જેટલો માલ લઇને હજારો માઇલ દૂર કોઇપણ અકસ્માત વિના પ્રવાસ કરી શકે છે. વિમાન, યુદ્ધનું અતિ મહત્વનું અંગ હોવાથી હમણાં યુધ્ધે ચડેલી પ્રજાઓનાં તજ્જ્ઞો દરરોજ નવી નવી જાતનાં વિમાનો બનાવવા લાગ્યા છે. હજારો કારખાનાઓમાં લાખો વિમાનો યુદ્ધ માટે તૈયાર થાય છે. પ્રવાસનું આ સાધન પણ રેલવે અને મોટરની માફક સહિસલામત બનતું જાય છે. આ યુદ્ધ માટે સ્થપાયલાં કારખાનાંઓ ભવિષ્યમાં પ્રવાસી અને ભારવાહી વિમાનો બનાવી જગતના દરેક ભાગનો સગવડ ભરેલો, શીઘ્ર અને સસ્તો પ્રવાસ ગોઠવી શકશે. ત્યારે યુરોપ પહોંચતા બે દિવસથી વધારે સમય લાગશે નહિ. યુરોપ, જાપાન અને અમેરિકાએ પ્રવાસ માટે વિમાની લાઇનો સ્થાપી એ ઉદ્યોગને ઉત્તેજન આપ્યું હતું. આથી આ સઘળાં કારખાનાંઓ યુદ્ધ માટેનાં વિમાનો તૈયાર કરવામાં ભારે ઉપયોગી થઈ પડયાં હતાં.

અમેરિકા હમણાં દર માસે ૩૦૦૦વિમાનો, જર્મની ૨૫૦૦ વિમાનો અને ગ્રેટબ્રિટન ૧૫૦૦ વિમાનો બનાવે છે. રશિયા પણ એટલાંજ બનાવે છે. છતાં યુદ્ધ જેમ લંબાશે, તેમ વિશાળ પ્રમાણમાં યુદ્ધ વિમાનોનું ઉત્પાદન થઇ શકશે, એક નાના વિમાન પાછળ બે લાખ રૂપિયા અને મોટા વિમાન પાછળ પંદરથી વીસ લાખ રૂપિયા ખર્ચ થાય છે, યુદ્ધમાં વિમાનોની અગત્ય એટલી મહાભારત છે કે, યુદ્ધમાં સામેલ દરેક રાજ્ય આવાં વિમાનો બનાવવા દર માસે કરાડો રૂપિયા ખર્ચે છે. વિમાનીઓ તૈયાર કરવા સેંકડો શિક્ષણ સંસ્થાઓ ઊભી કરવામાં આવી છે. આ વિમાનીઓના શિક્ષણમાં ભૂગોળ, યંત્રશાસ્ત્ર, હવામાન, ઋતુ, નેમ લેવાની કળા અને સમયસૂચકતા તથા ચપળતાને મોટા પ્રમાણમાં તાલીમ આપી દાખલ કર્યાં છે. જર્મનીનાં છત્રી વિમાનવાળાઓ યુવાન, સશક્ત, ચપળ, તીક્ષ્ણ દૃષ્ટિવાળા, આયુધોના ઉપયોગમાં દક્ષ, ચતુર, ભૂગોળના વિશાળ જ્ઞાનવાળા, વિજ્ઞાન શીખેલા અને સમયસૂચક યુવાનો છે. આપણી સ્વરાજ સરકારને પણ એવા યુવાનો તૈયાર કરવા પડશે. વિમાનનો ઉદ્યોગ ભવિષ્યમાં યુદ્ધ ઉદ્યોગ ત[illegible] આગળ પડશે.

વિમ[illegible]ની પ્રગતિ આશ્ચર્યજનક થઈ છે. તેમાં જર્મનીની પ્રગતિ [illegible] મોટી છે. ઇ. સ. ૧૯૩૫-૩૬ માં નીચેનાં આંકડાઓ એનો [illegible] દેખાડે છે:—

| દેશ | વાર્ષિક ખર્ચ | કારખાનાઓને મદદ | માઇલો ઉડયા | પ્રવાસીઓ | માલ | પોસ્ટ |
|---|---|---|---|---|---|---|
| ગ્રેટ બ્રિટન | ૭૫૯૦૪૧ પાઉંડ | ૪૭૩૦૦૦ પાઉંડ | ૮૫ લાખ | ૨ લાખ | ૧૭૦૦ ટન | કાગળો, પારસલો વિગેરે |
| ફ્રાન્સ | ૧૬૯૨૧૭૨ ,, | ૧૩૨૮૦૦૦ ,, | ૭૦ લાખ | ૫૭ હજાર | ૧૪૦૦ ટન | ,, |
| જર્મની | ૧૦૨૮૮૧૬૬ ,, | સરકારી | ૯૩ ,, | ૧।।। લાખ | ૧૯૦૦ ,, | ,, |
| ઈટાલિ | ૭૯૫૮૯૦ ,, | ૭૭૫૭૩૬ ,, | ૨૮ ,, | ૦।। ,, | ૯૪૧ ,, | ,, |
| અમેરિકા | ૫૫૭૪૧૩૩ ,, | ૪૧૧૦૧૫૨ ,, | ૬૬ ,, | ૮।। ,, | ૨૪૬૧ ,, | ,, |
| હિંદ | ૧૨૦૯૬૮ ,, | ૦ | નોંધાયા નથી. | —— | —— | —— |

હિંદમાં હિંદીઓને તાલીમ આપવાની નજીવી ગોઠવણ હતી. આખા તંત્રમાં મોટે ભાગે બ્રિટિશરો હતા. ઉપલા આંકડાઓ પછી ૧૯૩૯ ના સપ્ટેમ્બર સુધી પરદેશોમાં દરેક પ્રવૃત્તિ ખેલવાઇ હતી. હિંદમાં પણ પરદેશી કંપનીઓને પ્રવાસો અને પોસ્ટ ઓફિસના કોન્ટ્રાકટો અપાયા હતાં. હિંદી કંપની તરીકે મેસર્સ તાતા કું. એ માત્ર દક્ષિણ હિંદનો પોસ્ટ અને પ્રવાસીઓનો કોન્ટ્રાકટ રાખ્યો છે. હિંદમાં વિમાનો બ્રિટિશ કારખાનાઓ પાસેથી ખરીદવાની ફરજ પડે છે.

આજના યુદ્ધકાળે તો યુદ્ધ વિમાનોની યુરોપ-અમેરિકામાં પાંચ સાત ગણી પ્રગતિ થઇ ગઈ છે. વિમાનો અને વિમાનીઓની ઉત્પત્તિ પાછળ યુદ્ધમાં પડેલા દેશો આદુ ખાઇને પડયાં છે. હિંદના રક્ષણનો સવાલ જાપાનીઓના આક્રમણ સામે હમણાં મોખરે આવ્યો છે. હિંદના રક્ષણ માટે અમેરિકન બોમ્બર અને શિકારી વિમાનો મોટી સંખ્યામાં એમનાં સૈન્યો સાથે આવ્યાં હોય એમ જણાય છે. હિંદીઓને વિમાની તરીકે આકર્ષવા નાના પાયા પર તાલીમ આપવી શરૂ થઈ છે. બેંગ્લોર ખાતે વિમાનો બાંધવાનું એક કારખાનું ખાનગી રીતે ઉભું થયેલું. તે હિંદી સૈનિકખાતાએ લીધું છે.

હિંદમાં વિમાની કારખાનું સ્થાપવાની હિંદીઓની માંગણીઓ ઉપર અનેક વાર ઠંડુ પાણી રેડવામાં હિંદી સરકારે વિજય મેળવ્યો છે. અનેક મૂડીદારોએ હિંદમાં આ પ્રયાસ માટે વિચાર કર્યો હતો; પરંતુ સરકારી આશ્રય વગર આ ઉદ્યોગ સ્થાપવો શકય નહોતો. સરકારે તો બહેરા કાન રાખ્યા હતા. વારંવાર એમની પાસે કરેલી અભ્યર્થનાઓ નિષ્ફળ ગઇ હતી. છેવટે બેંગ્લોર ખાતે વિમાનોનું કારખાનું ખાનગી પ્રયત્નોથી સ્થપાયું. યુદ્ધના કારણે એને ઉત્તેજન આપવાની સરકારને ફરજ પડી. હવે ત્યાં વિમાનો તૈયાર થવા માંડયા છે, એને માટેનાં એંન્જીનો વિલાયતથી મંગાવવાં પડે છે. યુદ્ધને કારણે આ કારખાનાનો વિશેષ વિકાસ શકય છે.

કેપ્ટન ગ્રેડી નામના અમેરિકન ગૃહસ્થ અને તેમના સાથીઓએ હિંદમાં લશ્કરી સાધનો તૈયાર કરવા માટે એક રિપોર્ટ કર્યો છે. તેમાં વિમાનો બનાવવા માટે હિંદમાં પુષ્કળ સગવડો હોવાનું જણાવ્યાની માન્યતા છે. આ રિપોર્ટમાં ભલામણ કરવા મુજબના યુદ્ધના ઉદ્યોગો માટેનાં યંત્રો તથા યંત્રશાસ્ત્રીઓ અમેરિકાએ પૂરાં પાડવાની તૈયારી બતાવી છે; પરંતુ બ્રિટનની હિંદ માટેની નીતિને લીધે આ રિપોર્ટને ઠંડો પાડી દેવાયો હોવાની માન્યતા છે; જો કે તદ્દન અભરાઇ ઉપર ચઢાવી દેવાની કોશિષ યુદ્ધની પરિસ્થિતિ જોતાં થવી શકય નથી; પરંતુ ફરી વેગ એનો અમલ થશે એવી સાચી કે, ખોટી માન્યતા પ્રજા વચ્ચે છે.

ઑસ્ટ્રેલીયા, કેનેડા અને દક્ષિણ આફ્રિકામાં તો વિશાળ પાયે વિમાનો અને વિમાનીઓ તૈયાર કરવાની યોજનાઓ ભારે સફળતાથી પાર પડી છે. બ્રિટનનાં કારખાનાંઓ ઉપર જર્મન વિમાનો બોમ્બમારો કરે છે. આથી બ્રિટને કેનેડામાં મોટા પ્રમાણમાં વિમાનો અને વિમાનીઓ તૈયાર કરવાની યોજના અમલમાં મૂકી છે. હવે એ દેશોએ યુદ્ધ પછી પણ આ ઉદ્યોગો ચાલુ રાખવાનો નિશ્ચય જાહેર કર્યો છે.

હિંદનો મોટો વિસ્તાર જોતાં ભવિષ્યમાં હિંદમાં પ્રવાસ માટે વિમાનો શ્રેષ્ઠ સાધન થઈ પડશે. પાડોશના સર્વ દેશો સાથે ગાઢ વિમાની સંબંધ બાંધશે ત્યારે સૌને માટે સગવડ ભરેલો થઇ પડશે. હિંદમાં કરાંચી અને બીજાં સ્થળોએ વિમાનીઓને કેળવવા માટેનાં તાલીમ કેંદ્રો ઊભાં કર્યાં છે; પરંતુ હિંદી લશ્કરી સત્તાવાળાઓ હિંદીઓના હક્કો કરતાં એમનો યુદ્ધ પૂરતો ઉપયોગ કરવા માટે આ સઘળી યોજનાઓ અમલમાં મૂકી રહ્યા છે. થોડા અફઘાન યુવકોને હિંદમાં વિમાની તાલીમ મળે છે.

હિંદમાં વિમાનો માટે ભવિષ્યની સ્વરાજ સરકારને પુષ્કળ લાકડું તેમજ પોલાદ મળી શકશે. બનાવટો માટે તો પરદેશી તજજ્ઞોની શરૂઆતમાં મદદ જોઇશે. પેટ્રોલ પણ મળી શકશે. વિમાનોનો મોટો ઉદ્યોગ હિંદમાં સ્થાપવા માટે જરૂર સર્વ સાધનો છે. હિંદી કંપનીઓને આર્થિક મદદ આપવાથી આખા હિંદના સર્વ સ્થળોએ વિમાનોની પ્રવાસીઓ, પોસ્ટ અને માલ લઇ જનારી સર્વિસો સ્થાપી શકાશે. હિંદમાં હમણાં ઈમ્પીરીઅલ એરવેઝનાં વિમાનો વિલાયત ખાતે પોસ્ટ અને પ્રવાસીઓ લઇ જાય છે. હિંદી સરકારે એમને વ્યવસ્થા તથા આર્થિક સહકાર આપ્યો છે.

### હિંદનો મિલઉદ્યોગ

હિંદના મિલઉદ્યોગના માથે પહેલા નંબરનો હરીફાઇનો ભય જાપાનનો અને બીજે નંબરે લેંકેશાયરનો છે. જાપાનના માલ ઉપર ૫૦ ટકા જકાત નાંખી એ ભયને હળવો કરવામાં આવ્યો છે. જાપાન હિંદ પાસેથી ૧૫ થી ૨૦ લાખ ગાંસડી કપાસ ખરીદતું હતું. આથી જાપાનના માલ ઉપર ૭૫ ટકા જકાત ઘટાડીને ૫૦ ટકા કરવામાં આવી છે. બ્રિટનના મેન્ચેસ્ટર (લેંકેશાયર) થી આયાત થતા માલ ઉપર ખાસ જકાત ૧૫ થી ૧૭॥ ટકા ખાસ સગવડ તરીકે ઓછી લેવાય છે. કાપડના ઉદ્યોગ ઉપર અનેક તોફાનો અને ગરમી ઠંડીના દિવસો પસાર થઈ ગયા છે. ૧૯૩૫ અને ૧૯૩૬ માં આ ઉદ્યોગે નફો કર્યો હતો. ૧૯૩૭ નું વર્ષ નફાનું નહોતું. પરંતુ ૧૯૩૮ માં નફાનો પ્રવાહ પાછો વહેવા માંડયો હતો ૧૯૩૯ પછી ફરી પાછો નફો આ ઉદ્યોગને આશ્રયે આવી રહ્યો છે. છેલ્લાં ત્રણ વરસ આ ઉદ્યોગ માટે સારાં ગયાં છે. હમણાં તો યુદ્ધને લીધે કાપડના ભાવો ખૂબ વધી ગયા છે, આથી મિલો સારી કમાણી કરે છે. કાપડનો ઉદ્યોગ ૨૦ વરસ પહેલાં દેશની ૨૫ ટકા જરૂરીયાતો પૂરી પાડતો હતો; જ્યારે ૧૯૪૦-૪૧ થી આપણી પ્રજાની ૮૫ ટકા માગ હિંદી મિલઉદ્યોગ પૂરી પાડે છે. યુદ્ધમાં તો હવે હિંદની મિલો ઉપર પ્રજાજનોએ વસ્ત્રો માટે આધાર રાખવાનો છે.

હિંદની મિલો અગાઉ માત્ર જાડું કાપડ બનાવતી હતી. હવે બારીક સૂતરનું કાપડ પણ બનાવે છેઃ પરંતુ તે માટે હિંદી મિલોને ઈજીપ્ત અને અમેરિકાનો લાંબા તારનો કપાસ મંગાવવો પડે છે, પણ હિંદમાં લાંબા તારના કપાસની ખેતી વધે છે તે જોતાં એવી જાતનો કપાસ થોડા વરસોમાં હિંદમાંથી જ મેળવી શકાશે એમ જણાય છે. હિંદની મિલો ૩૧ લાખ ગાંસડી હિંદી કપાસ દર વરસે વાપરે છે.

હિંદની કાપડની મિલોનો લગભગ મોટો ભાગ હિંદીઓની માલિકીનો છે. કાપડના મિલ મજૂરોમાં ચાલુ અસંતોષ રહેતો હતો, અવારનવાર મોટી હડતાલો પડતી હતી. છેલ્લા કોંગ્રેસ પ્રધાન-મંડળે નિમેલા કમિશને ૧૧॥ ટકાનો પગારનો વધારો આપ્યા પછી કોઈ મોટી હડતાલ પડી નથી. મજૂરોની સંઘશક્તિ વધે છે, તેમ મિલમાલેકો એમને સંતોષવા પ્રયત્નો કરે છે. બન્ને વચ્ચેના વાંધાનો નિકાલ કરવા પંચની પદ્ધતિ અમલમાં આવી છે.

અમદાવાદ અને મુંબઇની મિલ ઓનર્સ એસોસીએશનો વગદાર મંડળો છે. તે કેટલાક રાજકારી હક્કો પણ ભોગવે છે. હિંદમાં કાપડની ખપત મોટી છે. અને એથી પણ વધવા સંભવ છે. પરદેશોની પ્રજા મનુષ્ય દીઠ જેટલું કાપડ વાપરે છે તેમાં હિંદ ત્રીજો ભાગ વાપરે છે. જેમ હિંદની ગરીબાઈ દૂર થશે તેમ કાપડનો મિલઉદ્યોગ વધુ વિકાસ પામશે. હવે માત્ર ગૃહ-ઉદ્યોગના કાપડથી હિંદને ચાલે તેમ નથી. હિંદમાં હવે જોઇતું બધી જાતનું કાપડ બને છે; પરંતુ પરદેશી મિલોના મુકાબલે આપણી મિલો પેદાશની બાબતમાં ખુબ પછાત છે. મજૂરો; મેનેજમેન્ટ અને દેખરેખની ખામી હજી પણ છે. જાપાનીઝ મિલમાલેકો મોટા ખર્ચે હિંદથી કપાસ મંગાવી, તેનું કાપડ બનાવી મોટા ખર્ચે હિંદમાં મોકલે છે. તેઓ ૫૦ ટકા જકાત ભરે છે. છતાં હિંદી કાપડ કરતાં પ્રમાણમાં સસ્તું વેચી શકે છે. જાપાનીઝ સ્ત્રી-મજૂર એક હિંદી મજૂર કરતાં ૨॥ ગણું કામ પોતાની એકાગ્રશક્તિથી કરે છે.

હિંદની મિલોએ ૧૯૪૦-૪૧માં કુલ ૪૨૭ કરોડ વાર કાપડ બનાવ્યું હતું, તેમાં ધોતીઆં ૧૧૦ કરોડ વાર, નેન કલોથ અને બદીઆન માટેનું કપડું ૧૦૨ કરોડ વાર હતું.

પ્રજાકીય સરકારે આ ઉદ્યોગને રક્ષણ આપવું પડશે. આપણો ઉદ્યોગ જાપાન અને લેંકેશાયરની હરીફાઇ સામે ઉભો રહી શકે તેમ નથી. આપણા કાપડના ઉદ્યોગ માટેનાં સઘળાં યંત્રો પરદેશોથી આવે છે. તે નબળાઇ દૂર કરવાની સ્વરાજ સરકારની ફરજ હશે. લાંબા તારોનું કપાસનું હિંદમાં વિશેષ પ્રમાણમાં વાવેતર થાય તે પણ ધ્યાનમાં રાખવું પડશે. આ મૂળભૂત ઉદ્યોગને જકાતી રક્ષણ જરુર જોઇશે. કાપડ બનાવવાનાં યંત્રોની પેઠે બ્લીચીંગ પાઉડર અને બીજાં રસાયણો માટે પણ આપણી મિલો પરદેશોની દયા ઉપર જીવે છે. મિલોનું વહીવટતંત્ર પણ સુધારા ઘણા માંગે છે. કેટલાંક મેનેજીંગ એજન્ટોએ ભૂતકાળમાં મિલોના હિત કરતાં પોતાના ખિસ્સાના હિતને વધારે પસંદગી આપ્યાના દાખલા બન્યા છે. અમદાવાદના મિલમજૂરો મુંબાઇ કરતાં વધારે સંગઠિત છે. અમદાવાદની મિલોનો વહીવટ પણ કરકસર ભરેલો ગણાય છે. બારીક કુમાસદાર કાપડ બનાવવાની પ્રવૃત્તિ હિંદમાં વધતી જાય છે. હમણાં મિલોની ૨૫ ટકા લગભગ કાપડની પેદાશ હિંદી સૈન્યો માટે લેવાય છે. જગતમાં કુલ ૧૪૫૯૨૩૦૦૦ ત્રાકો કાપડ ઇ. સ. ૧૯૩૯માં હતી. તેમાં અમેરિકામાં ૨૫૩૭૮૦૦૦, બ્રિટનમાં ૩૬૩૨૨૦૦૦, જાપાનમાં ૧૧૫૦૨૦૦૦, જર્મનીમાં ૧૨૯૬૭૦૦૦, રશિયામાં ૧૦૩૫૦૦૦૦, હિંદમાં ૧૦૦૫૪૦૦૦ ફ્રાન્સમાં ૯૭૯૪૦૦૦, ઈટાલિમાં ૫૩૧૩૦૦૦૦, ચીનમાં ૪૪૫૦૦૦૦ હતાં. ચીનમાં મોટે ભાગે જાપાનીઝ માલિકીની મિલો હતી.

**શણનો ઉદ્યોગ**

જૂટ એ એક જાતનો છાલનો તાંતણો છે. આખા જગતમાં માત્ર બંગાળ, બિહાર, આસામ અને ઓરીસામાં જ એ જાતના છોડ થાય છે, એના તાંતણાઓમાંથી અનેક જાતના કોથળા, કાપડ, ગાલીચા વગેરે વસ્તુઓ બને છે. હિંદનો જાણે એ ઇજારો છે. આ શણ અથવા જૂટનો મૂખ્ય ઉદ્યોગ કલકત્તામાં છે. ઇ. સ. ૧૮૫૯ માં એની માત્ર ૧૯૨ શાળો હતી. જ્યારે ૧૯૩૯ માં ૬૮,૭૦૦ શાળો કામ કરે છે. વર્ષો સુધી આ ઉદ્યોગ યુરોપિયન કારભાર નીચેની મિલોના હાથમાં હતો; પરંતુ છેલ્લાં પંદર વરસ થયાં હિંદી મિલમાલિકોએ ૨૦ ટકા ભાગ મેળવી લીધો છે. આ શણના મિલઉદ્યોગે ભૂતકાળમાં સારો નફો પેદા કર્યો છે. ગયા મહાયુદ્ધનાં ત્રણ વર્ષો દરમિયાન ૩૦૦ ટકા ઉપર નફો મેળવતી હતી. મંદીનાં વર્ષો (૧૯૩૪ થી ૧૯૩૯ સુધી ) એ ઉદ્યોગે કામના કલાકો ઘટાડીને પોતાની પેદાશ ઓછી કરી નાખી હતી. આથી ભાવો ટકી રહ્યા હતા. જૂટની પેદાશ તેમ જ ખપતના આંકડા નીચે મુજબ છે—

| | હિંદી મિલોની ખપત | કાચા જૂટની નિકાસ | પાકા જૂટની નિકાસ |
|---|---|---|---|
| વરસ | ટન | ટન | ટન |
| ૧૯૩૪–૩૫ | ૯૬,૭૦૦૦ | ૭,૮૩,૦૦૦ | ૭,૧૩,૦૦૦ |
| ૧૯૩૫–૩૬ | ૧૦,૪૮,૦૦૦ | ૭,૩૯,૦૦૦ | ૭,૮૩,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૧૨,૫૪,૦૦૦ | ૮,૭૨,૦૦૦ | ૧૦,૨૨,૦૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૧૩,૪૦,૦૦૦ | ૬,૬૬,૦૦૦ | ૯,૯૯,૦૦૦ |
| ૧૯૩૮–૩૯ | ૧૧,૬૭,૦૦૦ | ૬,૯૭,૦૦૦ | ૯,૫૩,૦૦૦ |

કાચું જૂટ સ્કૉટલેન્ડના ડંડી શહેરમાં જાય છે. ડંડીમાં જૂટમાંથી તરપાળ, ગાલીચા અને ટકાઉ કાપડ બનાવે છે. કાચો જૂટ ૧૯૩૮–૩૯ માં ગ્રેટ બ્રિટન ખાતે રૂ. ૩॥ કરોડ, જર્મની ખાતે રૂ. ૨॥ કરોડ, ફ્રાન્સ ખાતે રૂ. ૧॥ કરોડ, બેલ્જીયમ માટે રૂ. ०॥ કરોડ પાઉંડની કિંમતનો માલ ગયો હતો. હિંદમાં પણ જૂટના કોથળાઓની મોટી માગ છે. પરદેશો ખાતે ઈ. સ. ૧૯૩૯–૪૦ માં ૪૮॥ કરોડ રૂપિયાની કિંમતનો જૂટનો મિલોમાં બનેલો પાકો માલ ચડયો હતો. એ જ વરસમાં ૧૩॥ કરોડની કિંમતનું કાચું જૂટ પરદેશો ખાતે ચડયું હતું. આખું જગત કોથળા અને જૂટનું કપડું હિંદ પાસેથી મેળવે છે. જગતના જુદા જુદા ભાગોમાં જૂટ ( શણ ) વાવવાના પ્રયત્નોને યશ મળ્યો નથી; પરંતુ બીજા છોડોમાંથી તંતુઓ મેળવીને શણનું કપડું બનાવવાના ચાલુ પ્રયત્નો થાય છે. આ ઉદ્યોગ જો કે, ૮૦ ટકા યુરોપિયનોની વ્યવસ્થા નીચે છે, છતાં એના સાઠ ટકા શેરો હિંદીઓના હાથમાં છે. કાપડ પછી આ બીજા નંબરનો હિંદનો ઉદ્યોગ છે. એમાં પણ ૨ લાખ મજૂરોને રોજી મળે છે. મજૂરોનું સંગઠન મુંબાઈ જેવું એકસંપીલું નહિ હોવાથી આ ઉદ્યોગમાં એમને વિશેષ લાભ મળ્યો નથી, છતાં વખત એમને દિનપ્રતિદિન લાભમાં વધારો કરી આપે છે. એમના માટે શિક્ષણ, વૈદક અને રહેઠાણોની ગોઠવણો સુધારા માગેછે. જૂટની મિલો માટેનાં યંત્રો અને રસાયણો પરદેશથી આવે છે.

**ઊનના કાપડનો ઉદ્યોગ**

હિંદ જગતમાં સૌથી પહેલાં ઊનનો ઉપયોગ કરતું હોય એવા ઉલ્લેખો મળે છે. ઋગ્વેદના સમયમાં પણ ઊનનો ઉપયોગ થતો હતો. ઊનનું કાપડ ગૃહઉદ્યોગોની એક અગત્યની બનાવટ છે. હિંદમાં લગભગ પાંચ કરોડ ઘેટાં છે. પરંતુ હિંદી ઘેટાં કદમાં નાનાં અને થોડું ઊન આપનારાં છે. વિલાયત અને ઑસ્ટ્રેલીઆનું દરેક ઘેટું ૭ થી સાત રતલ ઊન આપે છે. જ્યારે આપણા દેશનાં નબળાં ઘેટાં માત્ર ૧ રતલ ઊન આપે છે, છતાં હિંદનો ઊનનો ઉદ્યોગ ઠીક અગત્યતા ધરાવે છે. દર વર્ષે હિંદમાં ૧૦ કરોડ રતલ ઊન પેદા થાય છે. હિંદના પાડોશી રાજ્યો જેવાં કે, ઇરાકનું ઊન પણ હિંદના બંદરોએથી પરદેશો ખાતે ચડે છે. હિંદમાં ઊનનો અર્ધો ભાગ ગરમ વસ્ત્રો બનાવવા માટે મિલો અને ગૃહઉદ્યોગો વાપરે છે. અર્ધો ભાગ પરદેશો ખાતે ચડે છે. હિંદી ઊન સ્વચ્છતા અને જાતમાં ઊંચું ગણાતું નથી, પણ બિકાનેર, કાશ્મીરનું ઊન સારૂં ગણાય છે. કાશ્મીરની શાલો તો જગતપ્રસિદ્ધ છે.

હિંદની મિલોમાં અને ગૃહઉદ્યોગોમાં ૩॥ કરોડ રતલ ઊન વપરાય છે. કાચું ઊન વિશેષ ગ્રેટ બ્રિટન અને અમેરિકા તરફ ચઢે છે. જગતમાં ઊનની મુખ્ય પેદાશ નીચે મુજબના દેશોમાં થાય છે:—

| દેશ | ટન ઊન | દેશ | ટન ઊન |
|---|---|---|---|
| ઓસ્ટ્રેલીઆ | ૪૨૦૦૦૦ ટન | ન્યુ ઝીલાન્ડ | ૧૨૦૦૦૦ ટન |
| અમેરિકા | ૨૦૦૦૦૦ ,, | દક્ષિણ આફ્રિકા | ૧૧૧૦૦૦ ,, |
| આર્જેન્ટાઇન | ૧૬૦૦૦૦ ,, | બ્રિટન | ૪૯૦૦૦ ,, |
| | | હિંદ | ૪૦૦૦૦ ,, |
| | | જગતની ઊનની કુલ પેદાશ. | ૧૬૨૦૦૦૦ ટન |

હિંદમાં ઊનનો મિલઉદ્યોગ ઈ. સ. ૧૮૭૬ થી શરૂ થયો હતો. હમણાં આ ઉદ્યોગની મુખ્ય મિલો યુરોપિયન વહીવટ નીચે છે. ધારીવાલ અને લાલીમલી માર્કાનાં ઊનનાં વસ્ત્રો અંગ્રેજી વહીવટવાળી મિલોમાં મુખ્યત્વે બને છે. કુલ ૭ મિલો હિંદમાં છે. તેમાં ૪ મિલોમાં સૂતર અને ઊનનાં મિશ્ર–વસ્ત્રો તૈયાર થાય છે. આ મિલોમાં ૫૭૭૦ મજૂરો કામ કરે છે. ઊનનો ગૃહઉદ્યોગ તરીકે વિશેષ વિકાસ છે. આઠ વરસ પહેલાં એ ગૃહઉદ્યોગમાં ૩ લાખ કારીગરો કામ કરતા હતા. એઓ ૨॥ કરોડ રતલ ઊન વાપરતા હતા. હમણાં યુદ્ધને લીધે ગૃહ ઉદ્યોગમાં ૫ કરોડ રતલ ઊન વપરાતું હશે. એમાં ૫ થી ૬ લાખ માણસોને રોજી મળે છે. ઊનની મિલો લગભગ ૧॥ કરોડ રતલ કાચું ઊન વાપરે છે. ગૃહ–ઉદ્યોગોમાંથી ૧ કરોડ રતલ ધાબળા, પચાસ લાખ રતલ ગરમ કપડું, અને ૧૭॥ લાખ રતલ ગરમ શેત્રંજીઓ, અને ગાલીચા તૈયાર થયા હતા. હમણાં યુદ્ધના સમયમાં લશ્કરી જરૂરિયાતો માટે આ શાળોમાંથી ઊનના વસ્ત્રોની પેદાશ લગભગ દોઢી ઉપર થાય છે. મિલો (ઊનની) માં ૪૧૩૮૯ ત્રાકો ઊનનું કાપડ વણવા માટે, અને ૩૩૬૯૬ સ્પીન્ડલ સુતરમિશ્ર ઊન વણવા માટે હતી. ગૃહઉદ્યોગના ઊનની બનાવટો માટે ૯૧૫૭૦ હાથશાળો હતી; જ્યારે મિલોમાં માત્ર ૧૫૯૫ શાળો હતી. આ મિલોની કુલ મૂડી ૨૪૦ લાખની હતી. ૧૯૩૧ થી શરૂ થયેલી મોટી મંદીએ આ

ઉદ્યોગને ભારે નુકશાન કરી કેટલીક મિલોને બંધ કરાવવાની ફરજ પાડી હતી. ઇટાલી અને જાપાને ઊનનાં તૈયાર વસ્ત્રો અને કાપડ હિંદમાં મોકલી મોટી હરીફાઇ કરી હતી. ફ્રાન્સ તો હરીફાઈમાં બહુ આગળથી ઊતર્યું હતું. પોલાન્ડ પણ હિંદ ખાતે ઊન ચઢાવતું હતું. ગંજીફાક અને મોજાંની લાઇનમાં જાપાને હિંદનાં બજારો જીતવામાં મોટી ફતેહમંદ હરીફાઈ કરી હતી. હિંદમાં ઊનના ઉદ્યોગને રક્ષણ માટે ૧૫ ટકા જકાત હતી. ૧૯૨૯–૩૦ માં એ વધારીને ૨૦ ટકા કરી હતી. ૧૯૩૧થી ૨૫ ટકા વધારાનો જકાતી ચાર્જ ઉમેરવામાં આવ્યો. ૧૯૩૪થી રૂ. ૧)= દર રતલે જકાત નક્કી કરાઇ હતી. એથી આ ઉદ્યોગને સારું રક્ષણ મળ્યું હતું.

ઊનનો ઉદ્યોગ હમણાં (યુદ્ધને લીધે) સારી ઉન્નતિ ભોગવે છે. લશ્કરી સત્તાવાળાઓ પુષ્કળ પ્રમાણમાં ઊનનાં વસ્ત્રો માગી રહ્યા છે. ગૃહઉદ્યોગ અને મિલઉદ્યોગ બન્નેની કુલ પેદાશ સરકાર લઇ જાય છે. હિંદની પ્રજા માટે પરદેશોથી યુદ્ધને લીધે ઊનના વસ્ત્રોની આયાત બંધ છે. આથી હિંદી પ્રજાને મોટે ભાગે ઊનનાં વસ્ત્રો નહિ મળવાથી એના ભાવો બહુ ઊંચા રહે છે.

સ્વરાજ સરકારે આ ઉદ્યોગને સંપૂર્ણ સહકાર આપવો જોઇએ. એનો વિશેષ વિકાસ શકય છે. હિંદમાં આ ઉદ્યોગનાં મોટાં બજારો છે. હમણાં ઉત્પન્ન થાય છે તે કરતાં બેવડો માલ હિંદમાં ખપી શકે છે. અફઘાનિસ્તાન, ઇરાક, ઇરાન વગેરે દેશોને પણ હિંદ ઊનનાં વસ્ત્રો મોકલી શકે છે. સ્વરાજ સરકારે એને માટે યંત્રો અને રસાયણો પૂરાં પાડવાં પડશે. એના ઉદ્યોગો હિંદમાં ઉભા કરવા પડશે. ઇ. સ. ૧૯૪૦–૪૧ માં આપણે ઊન અને ઊનની બનાવટો ૪ા કરોડ રૂપિયાની મંગાવી હતી.

### રેશમનો ઉદ્યોગ

હિંદમાં રેશમનો ઉદ્યોગ પણ પ્રાચીન છે. પુરાણોમાં હિંદુઓના દેવો અને રાજકુટુંબો રેશમનાં વસ્ત્રો ધારણ કરતાં હતાં. સત્તરમી સદી સુધી હિંદના રેશમનો ગૃહઉદ્યોગ અતિ વિકાસ પામ્યો હતો. યુરોપ અને એશિયાના દેશો હિંદમાંથી રેશમનાં વસ્ત્રો ખરીદતા હતા. રોમના શહેનશાહો હિંદી રેશમનાં વસ્ત્રો પહેરતા હતા. યુરોપના ઇટાલી વગેરે દેશોએ ચીન અને જાપાનથી રેશમનાં કીડાઓનાં ઈંડાઓ મંગાવીને ત્યાં એ ઉદ્યોગના પાયા નાખ્યા. એ દેશોએ કીડાની જાતોમાં પરસ્પર મિશ્ર જાતો ઉત્પન્ન કરી વધારે સરસ જાતો પેદા કરી હિંદી રેશમ ઉપર સરસાઈ મેળવી. પાછળથી જાપાનની સરકારની મદદથી જાપાનમાં રેશમનો ગૃહઉદ્યોગ આખા દેશનો મુખ્ય ઉદ્યોગ થઈ પડયો. સસ્તા, દેખાવદાર, આકર્ષક, બુટ્ટાદાર પણ જલદી ફાટી જાય તેવા જાપાનીઝ રેશમે હિંદી રેશમ ઉપર મોટો ફટકો પડયો છે. કાશ્મીર અને માઇસોરમાં આ ઉદ્યોગ ઠીક જામ્યો છે. રેશમના કીડા હવે ઈટાલીથી મંગાવીને અહીંના કીડાની જાતોમાં સુધારો કરવામાં આવે છે. સરકાર તરફથી રેશમના કીડા સુધારવા માટે બે ત્રણ સ્થાનો છે. આસામ અને બંગાળમાં રેશમની ઠીક પેદાશ થાય છે. બનાવટી રેશમનો ઉદ્યોગ જાપાન અને યુરોપના બીજા દેશોમાં અત્યંત વિકાસ પામ્યો છે. આથી પણ હિંદના રેશમના ઉદ્યોગને ધક્કો લાગ્યો છે. રેશમના કીડા સેતુર વૃક્ષો પર ઉછરે છે.

| જાત | કેટલાં મનુષ્યો ઈંડાં ઉછેરવા રોકાયાં છે | ગૃહઉદ્યોગનાં હાથ યંત્રો | મિલ ઉદ્યોગનાં યંત્રો | રેશમની તાંતો ઉકેલવામાં રોકાયેલા પુરુષો |
|---|---|---|---|---|
| સેતુરના કીડા | ૬,૯૦,૦૦૦ | ૯૬૩૫ | ૮ | ૩૧,૯૭૭ |
| ટસર જાતનું રેશમ | ૧,૯૧,૨૦૦ | ૦ | ૦ | ૦ |
| બીજી જાતનું રેશમ | ૧,૫૦,૦૦૦ | ૦ | ૦ | ૦ |
| બધી જાતો માટે | ૧,૦૩,૨,૦૦૦ | ૦ | ૦ | ૦ |

બંગાળમાં ૧ાા કરોડ રતલ, માઇસોરમાં ૯૭ લાખ રતલ, કાશ્મીરમાં ૨૭ લાખ રતલ, મદ્રાસમાં ૧૩ લાખ રતલ, કોકુનો તૈયાર થાય છે. આખા હિંદમાં ૨ાા રતલ કરોડ રેશમના કોકુનો તૈયાર થાય છે. આમાંથી ૨૧ લાખ રતલ રેશમના તાંતણા મળે છે. આ સિવાય ટસર અને બીજાં રેશમના ૫ાા લાખ રતલ તંતુઓ મળે છે.

જગતમાં ૧૯૪૦ માં કુલ રેશમની ૯ાા લાખ પીકલની ગાંસડીઓ તૈયાર થઇ હતી. એમાં ૭૯ ટકા જાપાનમાં ઉત્પન્ન થયેલી હતી. ચીન ૧૧ ટકા, તુર્કસ્તાન અને ઈરાન ૫ાા ટકા, ઈટાલી ૬ ટકા કાચું રેશમ પેદા કરે છે. આમાં હિંદનું પ્રમાણ અતિ નીચું છે. હિંદમાં આપણે પરદેશોથી ૧૯૪૦–૪૧ માં ૧ાા કરોડ રૂપિયાનું રેશમ અને રેશમની બનાવટો મંગાવી હતી. ચીનથી કાચું રેશમ ૫૯ લાખ રૂપિયાનું, જાપાનથી ૧૪ લાખ રૂપિયાનું, રેશમની દોરી ચીનથી ૧૨ લાખની, અને જાપાનથી ૧૯ાા લાખની મંગાવી હતી. રેશમનું કાપડ ચીનથી ૧૪ લાખ, અને જાપાનથી ૨૧ાા લાખનું આવ્યું હતું. ફ્રાન્સ અને ઇટાલી યુદ્ધમાં રોકાયાં હોવાથી માલ મોકલી શકયાં નહોતાં.

હિંદથી કાચું રેશમ ૧૯૪૦–૪૧ માં ૨ લાખ રૂપિયાની કિંમતનું પરદેશ નિકાશ થયું હતું. રેશમનાં વસ્ત્રો ૧૦ લાખ રૂપિયાનાં પરદેશો ખાતે નિકાસ થયાં હતાં.

હિંદમાં રેશમના ઉદ્યોગનો વિકાસ શકય નહિ પણ અગત્યનો છે. હિંદ રેશમી વસ્ત્રો અને રેશમનું મોટું બજાર છે.

### બનાવટી રેશમનો ઉદ્યોગ

લાકડાના વહેર, જૂના કાપડના ટુકડાઓ ને રસાયણોની મદદથી માવો બનાવી તેમાંથી તાંતણાં ખેંચી એનું બનાવટી રેશમ બનાવે છે. હિંદમાં આ ઉદ્યોગ જામ્યો નથી. પરદેશોથી બનાવટી રેશમ પુષ્કળ આવે છે. તેનાં વસ્ત્રો હિંદમાં તૈયાર થાય છે. આ બનાવટી રેશમનાં વસ્ત્રો ખૂબ સુંદર પણ અલ્પજીવી હોય છે. રસાયણોની મદદથી કોલસોના ડામરમાંથી એક જાતનાં તંતુઓ તૈયાર કરી તેના વરસાદ સામે રક્ષણ આપનાર કોટો બનાવે છે. ઇ. સ. ૧૯૩૯ માં રાયોનનું સૂતર અને તંતુઓની પેદાશ નીચે મુજબ હતી.

**(૧૦૦૦ રતલમાં બનાવટી રેશમની પેદાશ. ૧૯૩૯)**

| વસ્તુ | અમેરિકા | જાપાન | ગ્રેટબ્રિટન |
| --- | --- | --- | --- |
| રાયાનનું સૂતર | ૩૩૧૨૦૦ | ૨૩૯૩૫૦ | ૧૨૦૦૦૦ |
| રાયાનનાં તંતુ | ૫૩૦૦૦ | ૩૦૯૫૦૦ | ૬૦૦૦૦ |
| | **જર્મની** | **ઇટાલી** | **કુલ પેદાશ** |
| રાયાનનું સૂતર | ૧૬૦૦૦૦ | ૧૧૯૦૦૦ | ૧૧૪૭૨૮૦ |
| રાયાનનાં તંતુ | ૪૪૦૦૦૦ | ૧૯૧૦૦૦ | ૧૦૮૩૬૮૦ |

ઇ. સ. ૧૯૩૯–૪૦ માં હિંદમાં રાયાન રૂ. ૪૫૯ લાખ રૂપિયાનું આયાત, અને ૧૯૪૦–૪૧ માં ૫૪૪ લાખ રૂપિયાનું આયાત થયું હતું. આમાં ૨૬૫ લાખ રૂપિયાનું ૩ા કરોડ પાઉંડ તો બનાવટી રેશમી સૂતર હતું. તેમાંનું મુખ્યત્વે જાપાનથી આયાત થયું હતું. હિંદમાં આ ઉદ્યોગનો વિકાસ ભવિષ્યમાં કરવો જ પડશે એવું એ કાપડ સુંદર અને સસ્તું છે. સ્વરાજ હિંદમાં કાચા પદાર્થો પુષ્કળ છે. આ ઉદ્યોગ માટે પરદેશી રસાયણીઓની મદદની જરૂર પડશે.

**ખાંડનો ઉદ્યોગ**

જગતમાં સૌથી પ્રાચીનકાળમાં ખાંડ હિંદમાં જ બનતી હતી. ધીમે ધીમે હિંદથી બીજા દેશોમાં ખાંડની પેદાશ થઇ હતી. નેપોલીઅન ખાંડ માટે જ હિંદ જીતવા ઇચ્છા રાખતો હતો. પરંતુ જ્યારથી ખાંડ બનાવવાનાં યાંત્રિક કારખાંઓ નીકળ્યાં છે, ત્યારથી હિંદનો આ ગૃહઉદ્યોગ મંદ થતો ગયો છે. હિંદ, જાવા અને યુરોપિયન ખાંડનું મોટું ઘરાક બન્યું. લગભગ સોળ કરોડ રૂપિયાની કિંમતની દશ લાખ ટન ખાંડ હિંદમાં આયાત થવા માંડી. જાન્યુઆરી ૧૯૪૨ થી પરદેશી ખાંડ ઉપર હિંદી સરકારે ટેરીફ બોર્ડની ભલામણ મુજબ રૂા. ૭ા જકાત નાખી. ૧૯૩૧–૩૨ માં ૩૨ મિલોમાંથી વધીને ૧૯૩૬–૩૭ માં ૧૫૪ મિલો થઈ હતી. તેની પેદાશ નીચે પ્રમાણે થઈ હતી.

| વરસ | શેરડીમાંથી ખાંડ. (કારખાનામાં) ટન | ગોળમાંથી ખાંડ. ટન | ખાંડ હાથ-ઉદ્યોગમાંથી ટન |
| --- | --- | --- | --- |
| ૧૯૩૬–૩૭ | ૧૧૧૧૪૦૦ | ૧૯૫૦૦ | ૧૫૦૦૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૯૪૦૨૮૨ | ૧૬૬૦૦ | ૧૨૫૦૦૦ |
| ૧૯૩૮–૩૯ | ૬૪૨૪૪૮ | ૧૨૪૦૦ | ૧૨૫૦૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૧૨૪૧૭૦૦ | ૨૬૫૦૦ | ૨૦૦૦૦૦ |
| ૧૯૪૦–૪૧ | ૧૦૯૫૪૦૦ | ૪૯૬૦૦ | ૨૦૦૦૦૦ |

૧૯૪૦–૪૧ માં કુલ ૧૪૮ ખાંડનાં કારખાનાં હતાં. હિંદની આ ઉદ્યોગમાં ૩ા કરોડ રૂપિયાની મૂડી રોકાઇ છે. આ ઉદ્યોગે ઘણા તડકા–છાંયડા અનુભવ્યા છે. મુખ્ય ઉદ્યોગો બિહાર તથા સંયુક્ત પ્રાંતમાં છે. એ બન્ને પ્રાંતોમાં ૧૯૪૦–૪૧ માં સાત લાખ ટન ખાંડ પેદા થઇ હતી. જ્યારે હિંદના બીજા ભાગોમાં કુલ ૩ા લાખ ટન ખાંડ પેદા થઈ હતી. હિંદમાં બધી ખાંડ શેરડીમાંથી પેદા થાય છે. હિંદમાં ૭ા રૂપિયાં દર હંડ્રવેટે જકાત છે. તે ઉપરાંત બીજા ૨૫ ટકા જકાતનો સરચાર્જ (વધારો) લેવામાં આવે છે. પરદેશોની હરીફાઈમાંથી હિંદને આથી સરસ રક્ષણ મળે છે. જાવા (ડચ) ની મિલો અને ત્યાંની શેરડીની ખેતી અતિ ઉત્તમ છે. હિંદ કરતાં પાંચ ગણો માલ એકર દીઠ ચાર કરે છે. આથી હિંદના ખાંડના ઉદ્યોગને હંમેશાં પરદેશી હરીફાઇમાંથી રક્ષણ જોઇશે. હિંદમાં ગોળ પણ મોટા પ્રમાણમાં પેદા થાય છે અને તે બધો હિંદમાં જ વપરાઇ જાય છે.

હિંદમાં મોટા પ્રમાણમાં ખાંડ તૈયાર થાય છે, છતાં હિંદને પરદેશોથી ખાંડ આયાત કરવી પડે છે. ૧૯૩૯–૪૦ માં ૩૩૨૦૦૦ ટન ખાંડ પરદેશોથી (મુખ્યત્વે જાવાથી) રૂા. ૪ા કરોડની કિંમતની આયાત થઇ હતી; પરંતુ ૧૯૪૦–૪૧ માં માત્ર ૩૨૦૦૦ ટન ખાંડ રૂા. ૫૮ લાખની કિંમતની આયાત થઇ હતી. યુદ્ધના સમયમાં હિંદી ખાંડની માંગ વધી છે, સરકારે એનો ભાવ નક્કી કરી દીધો છે. ખાંડનાં કારખાનાંઓને આ બે વરસો થયાં સારો લાભ છે. ૩૬ાા લાખ એકર જમીનમાં શેરડીનું વાવેતર થાય છે. ખાંડ ઉપર હિંદી સરકારે દર મણે રૂ. ૧) આંતર જકાત નાંખી છે. શેરડીના પણ ભાવો નક્કી કરેલા છે. આ ઉદ્યમનું ભવિષ્ય સારૂં છે; પરંતુ એને ચાલુ જકાતી રક્ષણ જોઇશે. ખાંડના ઉદ્યોગમાં એકજ વેચાણ સંસ્થા હોવાથી એનું વેચાણ હિત સચવાય છે. દિલ્હી અને કોઇમ્બતુર ખાતે હિંદની જમીનને યોગ્ય નવી નવી જાતની શેરડીઓની જાતો શોધાય છે. આ ઉદ્યોગ પણ યંત્રો અને તેના ભાગો તથા રસાયણો માટે પરદેશોની દયા ઉપર નભે છે. હિંદની આ પરતંત્રતા સ્વરાજ સરકારે ટાળવી જ રહી.

૧૯૪૦–૪૧ માં જુદા જુદા દેશોમાં ખાંડની પેદાશ નીચે મુજબ હતી. આ ખાંડની પેદાશનું પ્રમાણ જગત જીરવી શકે તેથી વધારે છે:—

**૧૯૪૦–૪૨ માં ખાંડની જગતમાં પેદાશ**

દર ૧૦૦૦ નાના ટનમાં

| વરસ | અમેરિકા (યુ. સ્ટે.) | | કયુબા | પુઅર્ટોરીકો |
| --- | --- | --- | --- | --- |
| | બીટ | શેરડી | શેરડી | શેરડી |
| ૧૯૩૯–૪૦ | ૧૭૬૪ | ૫૦૪ | ૩૧૨૪ | ૧૦૩૮ |
| ૧૯૪૦–૪૧ | ૧૮૮૮ | ૩૫૮ | ૨૭૨૬ | ૯૦૭ |
| | **હવાઇ** | **જાવા** | **યુરોપ** | **હિંદ** |
| | શેરડી | શેરડી | બીટ | શેરડી |
| ૧૯૩૯–૪૦ | ૯૫૨ | ૧૭૩૨ | ૧૦૮૬૪ | ૫૦૯૩ |
| ૧૯૪૦–૪૧ | ૯૭૫ | ૧૭૬૨ | ૧૦૩૫૦ | ૪૯૬૫ |

મહાયુદ્ધને લીધે હમણાં જગતના ઘણા દેશોમાં ઉદ્યોગો અને ખેતીની અવ્યવસ્થા છે. ખાંડની પેદાશના ઘણા દેશો યુરોપમાં જર્મનીએ અને પેસીફીકમાં જાપાને જીતી લીધા છે; આખા જગતના ખાંડના વેચનારાઓએ પરસ્પર મળી પરિષદ ભરી એક લખત કરીને દરેક દેશે કેટલી ખાંડ બનાવવી તથા તેની કેટલી નિકાસ કરવી તે નક્કી કર્યું હતું. હિંદને ખાંડ પરદેશો ખાતે ચડાવવા માટે આ લખતને લીધે મનાઈ હતી; પરંતુ હવે તે છૂટ થઇ છે. હિંદથી એશિયાના દેશોમાં ખાંડ નિકાસ થઇ શકશે.

સ્વરાજ સરકારે આ અગત્યની વસ્તુના ઉત્પાદનનો વિકાસ કરવો રહ્યો. જગતમાં કુલ ૧૨૬૬૮૦૦૦ નાના ટનબીટ (ગાજર)ની ખાંડ અને ૨૨૦૬૮૦૦૦ ટન શેરડીની ખાંડ થાય છે. હિંદમાં ખાંડ નાના ટન ૫૦૦૦૦૦૦ થાય છે. તેમાં મોટા પ્રમાણમાં ગોળ થાય છે. ગોળ યુરોપિયનો પસંદ કરતા નથી. હિંદી વૈદક એની પ્રશંસા કરે છે.

**સીમેન્ટનો ઉદ્યોગ**

આ વિલાયતી ચુનાનો ઉદ્યોગ પણ હિંદ માટે નવો છે. થોડા વરસો થયાં એનો વિકાસ થયો છે. સીમેન્ટ બાંધકામ માટે અતિ ઉપયોગી પદાર્થ હોવાથી આધુનિક પદ્ધતિની બધી ઇમારતો પૂલો, ટાવરો, ઘરમાં તથા બગીચામાં રાખવાની શોભીતી વસ્તુઓ અને રસ્તાઓ માટે એનો વિશાળ ઉપયોગ થાય છે. હિંદ આખા એશિયામાં જાપાન પછી બીજા નંબરનું અને જગતમાં નવમા નંબરે સીમેન્ટ પેદા કરનાર દેશ છે. ૧૯૧૪ માં હિંદમાં ૯૪૫ ટન સીમેન્ટ તૈયાર થયો હતો. પરદેશોથી ૧૫૦૦૦૦ લાખ ટન આયાત થયો હતો. હિંદમાં આ વરસોમાં સીમેન્ટની ખપત ૧॥ થી ૧॥। લાખ ટનની હતી. ૧૯૪૧માં હિંદના સીમેન્ટના કારખાનાઓની કુલ પેદાશ ૨૮ લાખ ટનની, અને પરદેશોથી આયાત માત્ર ૫॥। ટનની થઇ હતી. હિંદી સીમેન્ટ લગભગ એક લાખ ટન લંકા, ઇરાન વગેરે દેશો તરફ નિકાસ થયો હતો. આ ઉદ્યોગમાં હિંદની ૧૫ કરોડ રૂપિયાની મૂડી રોકાઈ છે. આખા ઉદ્યોગમાં બે મોટી કંપનીઓ છે. એસોસીએટેડ સીમેન્ટ કંપનીની મૂડી રૂ. ૮ કરોડની છે. બીજી ડાલમીઆની રોહટાસ ઈન્ડસ્ટ્રીઅલ લિમિટેડ છે. બંને હવે એકત્ર થઇ પેદાશ અને ભાવો ઇચ્છા અને ખપત પ્રમાણે યોજી રહી છે. હમણાં યુદ્ધને લીધે લશ્કરી સત્તાવાળાઓ પુષ્કળ પ્રમાણમાં સીમેન્ટ ખરીદે છે. એટલે એના ભાવો ખૂબ ચઢી ગયા છે. આ ઉદ્યોગ હાલ ઉન્નતિમાં છે; જો કે યુદ્ધને લીધે સીમેન્ટનો ખર્ચો પણ ખૂબ વધ્યો છે. ભવિષ્યમાં હિંદમાં સીમેન્ટ પ્રજાના ઉપયોગ માટે અને એશિયાના દેશો માટે નિકાશ કરવા માટે પુષ્કળ બની શકશે. હિંદમાં પુષ્કળ પ્રમાણમાં કાચા પદાર્થો મળે છે. પથ્થર, ચુનો, કોલસો એને માટેના મુખ્ય પદાર્થોની બનાવટો માટે છે. જગતમાં કુલ નવ કરોડ ટન સીમેન્ટ બને છે. તેમાં અમેરિકામાં ૨ કરોડ ટન, બ્રિટનમાં ૮૦ લાખ ટન, જાપાનમાં ૬૭ લાખ ટન, ઈટાલીમાં ૪૫ લાખ ટન, જર્મનીમાં ૧॥ કરોડ ટન અને રશિયામાં ૫૭ લાખ ટન સીમેન્ટ પેદા થાય છે.

**કાગળનો ઉદ્યોગ**

હિંદમાં અતિ પ્રાચીન સમયથી જૂનાં કપડાંનો માવો બનાવી તેના કાગળો બનાવાતા હતા. ઈશુની સદીની શરૂઆતમાં હિંદમાં કાગળો બનાવવા માંડયાં છે. તે પહેલાં હજારો વર્ષો અગાઉ ભોજપત્રો અને તાડપત્રો ઉપર પુસ્તકો લખાતાં હતાં. પરંતુ અતિ પ્રાચીન કાળમાં તો યાદદાસ્તનો વિકાસ કરી સર્વે શાસ્ત્રો બ્રાહ્મણો સ્મૃતિમાં રાખતા હતા. અમદાવાદ અને કાશ્મીર કાગળના હાથઉદ્યોગનાં મુખ્ય ધામો હતાં; જો કે હિંદના બધા ભાગોમાં ઓછાવત્તા પ્રમાણમાં કાગળો બનતા હતા. હિંદમાં કાગળો બનાવવાની પહેલી મિલ ઇ. સ. ૧૮૬૭ માં ઉભી થઈ. ૧૮૭૯ માં બીજી અને ૧૮૮૨ માં ત્રીજી મિલ સ્થપાઇ હતી. ઇ. સ. ૧૯૨૫ માં આ ઉદ્યોગ માટે રક્ષણની અરજી સરકારને અપાઈ હતી. ૧૯૪૦માં કુલ ૧૧ મિલો હિંદમાં કામ કરતી હતી. આ મિલો સારો નફો કરે છે. છતાં કોઈ પણ કારણથી હિંદમાં કાગળનો ઉદ્યોગ વિકાસ પામ્યો નહોતો. આમાં મોટી અને સરસ મિલો યુરોપિયન વહીવટ નીચે છે. જો કે તેમાં હિંદી શેરહોલ્ડરો મોટી રકમના શેરો ધરાવે છે. કાગળો બનાવવાની મિલો બહુ સારી મૂડી માંગે છે. તેમ કાગળ બનાવવાની પદ્ધતિ પણ સૂક્ષ્મ અને બહુ ધ્યાન માગે છે. હિંદમાં કાચાં દ્રવ્યો પુષ્કળ મળી શકે છે. મૂડી પણ જોઇએ તેટલી મળે છે. મજૂરો પણ મોટા પ્રમાણમાં મળે છે. માત્ર યંત્રો અને રસાયણિક દ્રવ્યો જો પરદેશોને બદલે હિંદમાં બનતાં હોય તો આપણા આ ઉદ્યોગમાં અત્યંત પ્રગતિ થાય. હમણાં કાગળો મોટા પ્રમાણમાં આયાત થાય છે. મુંજ, સાબાઇ, ઘાસ અને બારબમાંથી કાગળો બની શકે છે. હિંદમાં એ કાચાં દ્રવ્યો પુષ્કળ પ્રમાણમાં મળે છે. આ ઉદ્યોગનો દશ ગણો વિકાસ થાય તોપણ હિંદમાં કાચાં દ્રવ્યો ખૂટે તેમ નથી. હિંદમાં કાગળોની માગ ભવિષ્યમાં થોડાં જ વર્ષોમાં બેવડાશે. સ્વરાજ સરકારના અમલમાં ૩૯ કરોડ હિંદીઓને માટે જ્યારે શિક્ષણનો પ્રબંધ થશે, ત્યારે કાગળની માગ દશગણી વધશે. હમણાં વર્ષે ૧૫૦૦ ટનની માગ વધે છે. ૧૯૪૦–૪૧ માં હિંદમાં કાગળની કુલ ખપત લગભગ ૯૨૦૦૦ ટન જેટલી હતી. હમણાંની મિલો કુલ ૬૩૦૦૦ ટન લગભગ કાગળ બનાવે છે. નવી ઉભી થતી કાગળની મિલોમાં યંત્રો ગોઠવાઇ ગયાં છે. એ કુલ ૯૫૬૦૦ ટન બનાવવાની શક્તિ ધરાવતી કહેવાય છે. છતાં એમાં નડતાં વિઘ્નોની ગણતરી લેતાં થોડાં વર્ષો સુધી માત્ર ૮૦૦૦૦ ટન કાગળ બનાવશે. હિંદ લગભગ આત્મસંતોષી ૫ વરસમાં બનશે; પરંતુ કુલ જાતના કાગળો માટે આત્મસંતોષી થતાં સમય લેશે.

૧૯૩૯ ના માર્ચ સુધીના વરસમાં હિંદની મિલોએ ૯૦૦૦૦ ટન કાગળો બનાવ્યા હતા.

ઇ. સ. ૧૯૪૦–૪૧ માં ૧૫ મિલો હિંદમાં કાગળ બનાવતી હતી, કુલ ૧૭૫૩૦૦૦ હંડ્રવેટ માલ બનાવ્યો હતો. ૧૯૩૯-૪૦ માં ૧૩ મિલોએ ૧૪૧૪૦૦૦ હંડ્રવેટ માલ બનાવ્યો હતો. આમાંથી ૬ મિલોએ ૧૯૩૯–૪૦ માં ૨૭ લાખ રૂપિયા, જ્યારે ૧૯૪૦–૪૧ માં ૬૧ લાખ રૂપિયા નફો મેળવ્યો હતો. યુદ્ધને લીધે હિંદમાં કાગળો કે માવો પરદેશોથી આયાત થતો નથી. આથી હિંદી કંપનીઓનો નફો ખૂબ મોટા પ્રમાણમાં વધી ગયો છે. ઇ. સ. ૧૯૩૯–૪૦ માં પરદેશોથી ૨૨ લાખ હંડ્રવેટ કાગળ આવ્યા હતા. ૧૯૪૦–૪૧માં ૧૮ લાખ હંડ્રવેટ કાગળો આવ્યા. આની કિંમત રૂ. ૩॥ કરોડ લગભગ થાય છે. આમાં છાપવાના કાગળ માત્ર ૭॥ લાખ હંડ્રવેટ હતા. અગાઉ વિશેષ સ્વીડન (૧૮ ટકા) નોર્વે (૧૬ ટકા) જર્મની (૧૧॥ ટકા) અને બ્રિટન (૨૨ ટકા) થી કાગળો આયાત થતા હતા. હમણાં યુદ્ધને લીધે બ્રિટન (૧૭ ટકા), અમેરિકા ૪૪ ટકા, કાગળો મોકલે છે. કાગળોના ભાવો પાંચ ગણા થઇ ગયા છે. જો કે સરકારે યુદ્ધસમય માટે એના ઉપર ભાવનો અંકુશ મૂકયો છે. છાપવાના, લખવાનાં પૂંઠા, આર્ટ પેપરો વગેરે કાગળોની ઘણી જાતો થાય છે. હિંદમાં નીચે પ્રમાણે કાગળોની ખપત છે:–

| | ટન |
|---|---|
| લાકડાના માવામાંથી બનાવી પરદેશોથી આયાત કરાયેલા | ૪૧૫૩૮ |
| જૂનાં છાપાંઓની પસ્તી | ૪૭૩૮૪ |
| લખવા વાંચવાના કાગળો રસાયની માવામાંથી બનેલા | ૩૭૬૫૪ |
| પૂંઠાના જાડા કાગળ boards) | ૨૭૦૫૭ |
| હિંદની પેદાશ (ઘાસમાંથી) | ૫૯૧૯૮ |
| | ૨૧૨૮૩૧ |

આયાત માલમાંથી કેટલીક જાતના કાગળો ઉપર દર રતલે દશ પાઇ જકાત છે.

**કાચનો ઉદ્યોગ**

આજના સમયમાં કાચ અતિ ઉપયોગી પદાર્થ છે. હિંદમાંથી ખોદકામ દ્વારા મળેલા જૂના અવશેષોમાંથી કાચની વસ્તુઓ મળી છે. ખ્રિસ્તી સનની શરૂઆતમાં કાચની બનાવટો હિંદમાં થતી હતી, તે વાત હવે નિર્વિવાદ છે. સત્તરમી સદીમાં ઈનામલ કાચનાં વાસણો બેલગામ, માયસોર અને સંયુક્ત પ્રાંતમાં થતાં હતાં. એ સમયે ગૃહઉદ્યોગ તરીકે કાચ સારા પ્રમાણમાં હિંદમાં પેદા થતો હતો.

સૌથી પહેલાં આધુનિક પદ્ધતિનું કારખાનું તલેગામ ખાતે કાઢવામાં આવ્યું હતું. એણે કારીગરો તૈયાર કર્યા. ઇ. સ. ૧૮૯૨ થી ૧૯૦૮ સુધી ઘણાં કારખાનાં સ્થપાઇને આટોપાઇ પણ ગયાં. ૧૯૧૪ માં ૧૬ કારખાનાંમાંથી ૮ ચાલતાં હતાં. હિંદમાં કાચ ઉપર ૧૫ ટકા જકાત હતી, તે વધારીને ૩૦ ટકા કરવામાં આવી. આથી ૧૯૩૨ માં ૨૨ કારખાનાં કામ કરતાં હતાં. ઇ. સ. ૧૯૩૯–૪૦ માં કાચનાં ૧૦૧ કારખાનાંઓ હતાં. તેમાં બંગાળમાં ૨૮, મુંબઇમાં ૧૯, દિલ્હીમાં ૧, હિંદી દેશી રાજ્યોમાં ૧૧, મદ્રાસમાં ૧, પંજાબમાં ૩ અને સંયુક્ત પ્રાંતોમાં ૩૯ હતાં. કાચ બનાવવા માટે નીચેનાં પદાર્થોનો ખર્ચો જુદાજુદા દેશોમાં નીચે મુજબ આવે છે.

| પદાર્થ | હિંદમાં ટકા | બ્રિટનમાં ટકા | બેલ્જી-યમમાં ટકા | જર્મની ટકા |
|---|---|---|---|---|
| રેતી | ૨૩ | ૨૭ | ૯ | ૧૯ |
| સોડાએશ | ૬૭ | ૬૧ | ૮૭ | ૭૯ |
| ચુનાના પથ્થરો | ૧૦ | ૧૨ | ૪ | ૨ |

હિંદી સરકારે સોડાએશ ઉપર જકાત ઓછી કરી છે. એથી આ ઉદ્યોગને લાભ થયો છે. સંયુક્ત પ્રાંતની સરકારે બનારસ ખાતે કાચ સંશોધનની પ્રયોગશાળા સ્થાપી છે.

હિંદમાં ૧૯૧૪ પહેલાં કારખાના અને ગૃહઉદ્યોગથી રૂા. ૮૦ લાખ ની કિંમતનો કાચ ઉત્પન્ન થતો હતો. ઈ. સ. ૧૯૩૧ માં ૧।। કરોડ રૂપિયાની કિંમતનો કાચનો સામાન હિંદમાં પેદા થવા લાગ્યો. ૧૯૩૯–૪૦ માં ૨ કરોડ રૂપિયાની કિંમતનો માલ હિંદમાં પેદા થયો હતો. હિંદમાં હજી ઊંચી જાતના રંગબેરંગી બીલોરી કાચ અને મોટા આરીસાના કાચ થતા નથી. હિંદમાં પરદેશોથી લગભગ રૂા. ૧। કરોડની કિંમતનો કાચ આયાત થાય છે. પંદર વરસ અગાઉ રૂા. ૨।। કરોડની કિંમતનો કાચ આયાત થતો હતો. હિંદમાંથી ૧। લાખ રૂપિયાની કિંમતની કાચની વસ્તુઓ પરદેશો ખાતે ચડે છે. હિંદમાં જેમ જેમ સોડા સસ્તો થશે, તેમતેમ કાચની કિંમત ઘટી પેદાશ વધશે. યુદ્ધના સમયમાં કાચની કિંમત પરદેશ ખાતેની આયાત બંધ હોવાથી બહુ વધી ગઇ છે.

૧૯૪૦-૪૧માં કાચની વસ્તુઓની આયાત ઘટીને રૂા. ૮૬ લાખની થઈ હતી. આ આયાતમાં જાપાનથી ૫૯ ટકા, ગ્રેટ-બ્રિટનથી ૨૦ ટકા, ચીનથી ૬ ટકા, અને બેલ્જીઅમથી પાંચ ટકા થઇ હતી.

હિંદમાં કાચનો ગૃહઉદ્યોગ પણ મોટા પાયે ચાલે છે. સંયુક્તપ્રાંતના ફીરોઝાબાદ પ્રાંતમાં અને દક્ષિણમાં બેલગામ જિલ્લામાં કાચની બંગડીઓ સારા પ્રમાણમાં બને છે. જાપાને હિંદના કાચના ગૃહઉદ્યોગને મોટો ધક્કો લગાડયો હતો.

હિંદમાં હવે સોડાએશ પુષ્કળ બનવાની વકી છે. તેમ થતાં કાચના ઉદ્યોગને સારો ટેકો મળશે. સ્વરાજ સરકારે કાચના ઉદ્યોગને રક્ષણ આપીને વિકાસ કરવો પડશે. હિંદમાં કાચ બનાવવાના કાચા પદાર્થો મોટા પ્રમાણમાં મળે છે.

**સાબુનો ઉદ્યોગ**

હિંદમાં પ્રાચીન સમયમાં સાબુની પેદાશ કે વપરાશ નહોતાં. હિંદમાં માટી, ખારો અને બીજા પદાર્થો, વસ્ત્રો અને શરીર-શુદ્ધિ માટે વપરાતાં હતાં. યુરોપમાં પણ સાબુની પ્રાચીન શોધ નથી; છતાં હવે આ વસ્તુ ગરીબ તેમ જ તવંગરને માટે આવશ્યક થઈ પડી છે. જગતમાં સાબુની મોટી પેદાશ થાય છે–જગતમાં ૬૦ લાખ ટન સાબુ તૈયાર થવાની ગણતરી છે. તેમાં અમેરિકામાં ૨૦ લાખ ટન, રશિઆમાં ૧૦ લાખ ટન, અને ગ્રેટબ્રિટન, જર્મની અને ફ્રાન્સ દરેકમાં પાંચ લાખ ટન પેદા થાય છે. રશિયામાં છેલ્લાં દશ વરસમાં સાબુની પેદાશ ૭ ગણી વધી છે. જાપાનમાં ૧૮૫૩માં એક અમેરિકને ભેટ આપેલ સાબુની ગોટીને એક જાપાનીઝ સખ્સ ખાવાની વસ્તુ સમજી ખાઈ ગયો હતો. ઈ. સ. ૧૮૭૫ માં સાબુનું પહેલું હાથબનાવટનું કારખાનું જાપાનમાં સ્થપાયું હતું. ૧૯૦૧ માં સાબુનું યંત્રયુક્ત કારખાનું સ્થપાયું. હમણાં જાપાન ૪ કરોડ યેનની કિંમતનો સાબુ પેદા કરે છે અને તેનો મોટો ભાગ નિકાસ કરે છે.

હિંદમાં ૧૦૦ વરસ ઉપર સાબુની બનાવટ બંગાળ ખાતે ઢાકામાં શરૂ થઇ. ઇ. સ. ૧૮૭૯ માં આધુનિક પદ્ધતિ પ્રમાણે મીરત ખાતે સાબુનું કારખાનું શરૂ થયું; પરંતુ હિંદમાં મુખ્યત્વે પરદેશી સાબુ વપરાતો હતો. ૧૯૦૫ માં બંગભંગની ચળવળ વખતે બંગાળમાં સાબુનાં કેટલાંક કારખાનાંઓ સ્થપાયાં હતાં. ગત મહાયુદ્ધ પછી સાબુનાં વધારે કારખાનાંઓ સ્થપાયાં. ઇ. સ. ૧૯૩૦ માં બીજી સ્વદેશી ચળવળ ચાલી એના યોગે સાબુના ઉદ્યોગને ખૂબ ઉત્તેજન મળ્યું. પરિણામે ૧૯૩૩–૩૪ માં પરદેશોથી માત્ર રૂા. ૦।।। કરોડની કિંમતનો સાબુ આયાત થયો હતો. જ્યારે અગાઉનાં વરસોમાં સાબુની આયાત રૂ. ૧।।। કરોડની કિંમત જેટલી થતી હતી. તે પછી તો આ ઉદ્યોગનો વિકાસ વધી ગયો છે. શહેરે શહેર હાથના ઉદ્યોગથી અનેક કારખાનાંઓ નીકળી પડયાં છે. હિંદમાં નાનાં મોટાં સાબુનાં ૧૦૦૦ કારખાનાં છે. ૧૯૧૯ માં સાબુની હિંદની પેદાશ ૨૨૦૦૦ ટનની હતી, જે ૧૯૩૧–૩૨ માં ૫૦૦૦૦ ટનની થઇ હતી. ઈ. સ. ૧૯૩૮–૩૯ માં સાબુની પેદાશ ૭૫૦૦૦ ટન જેટલી હતી. ૧૯૪૦–૪૧ માં પરદેશોથી ૨૫૦૦૦ હંડ્રવેટ સાબુ રૂ. ૧૮। લાખની કિંમતનો આયાત થયો હતો. પરદેશોથી આયાત થતા અને હિંદમાં બનતા સાબુની ગણતરી કરતાં મનુષ્ય દીઠ ૦।। રતલ વાર્ષિક ખપત થાય છે; જ્યારે વીસ વરસ ઉપર દર માણસે ૫ તોલા સાબુ ખપતો હતો. અમેરિકાની પ્રજા આપણા કરતાં ૧૦ ગણો સાબુ વાપરે છે.

ઉદ્યોગો ખાતે પણ પુષ્કળ સાબુ વપરાય છે. નરમ સાબુનો ઉપયોગ યંત્રો માટે લુબ્રીકેન્ટસ બનાવવામાં વપરાય છે. કાપડ અને કાગળની મિલોમાં સૂતર અને માવો ધોવા માટે સાબુનો

બ્લીચિંગ પાઉડર તરીકે ઉપયોગ થાય છે. ફીનાઇલ, કાર્બોલિક તેલ, ક્રીઓસોટ તેલ, ટર્પેન્ટાઇન તેલ, એવા એવા અનેક પદાર્થો એમાંથી બને છે.

હિંદ જેવા ગરમીપ્રધાન દેશમાં સાબુ ૩૯ કરોડ માણસોને નહાવા માટે મોટી સંખ્યામાં જોઈએ; પરંતુ હજી હિંદમાં પાંચ કરોડ માણસો પણ સાબુ વાપરતા નથી. જેમ જેમ પછાત કોમોની સંસ્કૃતિ સુધરશે, તેમ તેમ સાબુનો ઉદ્યોગ વિકાસ પામશે. હિંદમાં થોડાં વરસોમાં જ સાબુની ખપત બેવડાશે. ૧૦–૧૫ વરસમાં ચોગણી થશે. સ્વરાજ સરકારે એના વિકાસ તરફ મીઠી નજર અને ઉત્તેજન આપવાં પડશે.

આ સાબુની બનાવટોમાં ચરબી, કોપરાનું તેલ, પામનું (Palm) તેલ, શીંગફળીનું તેલ, એરંડાનું તેલ, રાળ, કૉસ્ટીક સોડા, કૉસ્ટીક પોટાસ, સોડીઅમ સિલિકેટ, સુગંધી પદાર્થો, પૂંઠાના બનાવેલાં ખોખાં, તેમ જ વીંટવાના કાગળો જોઇશે. ધોવાના સાબુમાં ઘણા ઊંચી માટી ભેળવે છે, પણ તેથી હલકો સાબુ બને છે. ધોવાના સાબુમાં માત્ર કૉસ્ટીક સોડા પરદેશી વસ્તુ તરીકે વપરાય છે. એમાં ૮૫ ટકા સ્વદેશી વસ્તુઓ પડે છે; પરંતુ નાહવાના સાબુમાં પરદેશી વસ્તુઓનું પ્રમાણ ઘણું વધારે છે. હિંદમાં સાબુને સુગંધીદાર બનાવવા તેલો અને અર્કો બહુ ઓછા પ્રમાણમાં પેદા થાય છે. સુગંધી પદાર્થો માટે છુટાછવાયાં નાનાં કારખાનાં સ્થપાયાં છે; પરંતુ તેની માંગ જોતાં એનો વિકાસ આવશ્યક, શક્ય અને નફાકારક છે. જર્મનીની કોલસામાંથી બનાવેલી સુગંધી ચીજો અહીં બને તે માટેના પ્રયત્નોની જરૂર છે. ચરબી હિંદમાં પુષ્કળ છે. માત્ર એને સ્વચ્છ કરવાનાં આધુનિક ઢબનાં કારખાનાંઓ સ્થાપવાં જોઇએ.

કૉસ્ટીક સોડા માટે વિલાયતની ઈમ્પિરીયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝે પંજાબ અને બંગાળ તથા બીજે સ્થળે ખાસ હક્કો મેળવી એ પદાર્થો માટે મોટાં કારખાનાં બાંધ્યાં છે. તાતા કંપનીએ ઓખામાં મોટું કારખાનું સ્થાપ્યું છે. મદ્રાસમાં મેચ વર્ક્સ છે. ધ્રાંગધ્રામાં પણ આલકલી વર્ક્સ છે. આ બધાં કારખાનાં હિંદની જરૂરીઆતો પૂરી પાડી શકશે નહિ. આ ઉપરાંત બીજાં એટલાં જ કારખાનાંની ભવિષ્યના વધુ વિકાસ તરફ જોતાં જરૂર પડશે.

એમાં જોઇતું કોપરાનું તેલ હિંદમાં મલબારમાંથી મળે છે. તે મોંઘું હોવાથી કોલમ્બો અને સિંગાપુરથી પુષ્કળ આયાત થાય છે. હિંદમાં બંગાળમાં નાળીએરીનું વાવેતર મોટા પ્રમાણમાં વધી શકે તેવી શક્યતાઓ છે.

પેટીઓ માટે જાડાં પૂંઠા માટે હિંદમાં બહુ નાનાં કારખાનાં છેઃ પરંતુ એવાં બીજાં પાંચ છની જરૂર છે. આમાં સારો નફો હોવા છતાં હિંદના મૂડીવાદીઓ આ ઉદ્યોગ તરફ આકર્ષાયા નથી તે નવાઈની વાત છે. સાબુની પેટી ઉપર સુંદર છાપકલા અને મુદ્રણનું કામ પણ ખ્યાલ અને વિકાસ માંગી રહ્યાં છે.

સાબુ બનાવવા માટે અને તેમાં સુધારા વધારા કરવા માટે પુષ્કળ અવકાશને સ્થાન છે. પરદેશોના ઊંચા સાબુ પાસે આપણા સાબુ નબળા લાગે છે. ઑલ ઈન્ડિઆ સોપ મેકર્સ એસોસીએશન આ શોધખોળના વિષયમાં સારો રસ લઇ નિષ્ણાતો પાસે શોધખોળ કરાવી રહી છે, છતાં કારખાનાંઓ તેનો પૂરતો લાભ લેતાં નથી. બધાં કારખાનાંઓ એકતંત્ર નીચે આવે તો જ એ શક્ય બને. વિલાયતના હાઉસહોલ્ડ સાબુ બનાવનારા લેબર બ્રધર્સની એક લિ. કંપની હિંદની બધી કંપનીઓ કરતાં વધારે મૂડી અને પેદાશ ધરાવે છે.

સાબુને પરદેશી (જાપાનીઝ ખાસ) હરીફાઈમાંથી બચાવવા માટે ભવિષ્યની સ્વરાજ સરકારે કાચી વસ્તુઓની પેદાશ વધે એના ઉપર પૂરતું ધ્યાન દેવું પડશે. સાબુનાં કારખાનાંઓને એક તંત્ર નીચે લાવવાં પડશે, ઉદ્યોગને જકાતી રક્ષણ આપવું પડશે. સાબુ માટે મુખ્ય વસ્તુ સોડા (કૉસ્ટિકની) પેદાશ વધારવી પડશે.

## દિવાસળીનો ઉદ્યોગ

આ બહુ નાની લાકડાની સળીઓના ટુકડા ઉપર ગંધક ફોસ્ફરસ વગેરે રસાયણો લગાડીને એને ખૂબ ઉપયોગી પદાર્થ બનાવ્યો છે. ગરીબ કે ધનવાન સર્વે એ વસ્તુ પ્રકાશ અને અગ્નિ પ્રકટાવવા ઘરમાં રાખે છે. હિંદમાં આ ઉદ્યોગને માટે અનુકૂળ લાકડું મળી શક્યું છે; પરંતુ આપણા દેશના ઉદ્યોગપતિઓએ આ અગત્યના ઉદ્યોગ ઉપર પૂરું ધ્યાન આપ્યું નથી. ૭ સાત દિવાસળીનાં કારખાનાં હિંદીઓની માલિકીનાં છે. પરંતુ પૂરતી મૂડી, સારાં આધુનિક યંત્રો, અનુભવી રસાયણશાસ્ત્રીઓનો સહકાર, અને વ્યાપારીબુદ્ધિ વગર આ કારખાનાંઓ સારી રીતે સફળ થયાં નથી. ઘણાં થોડા વરસોનું આયુષ્ય ભોગવીને તે મૃતઃપ્રાય થયાં છે. આ ઉદ્યોગ મુખ્યત્વે સ્વીડનના ટ્રસ્ટ (જે આખા જગતમાં વ્યાપાર કરીને સૌથી મોટી દિવાસળી બનાવવાની કંપની છે) ના હાથમાં છે. એ કંપનીએ મુંબાઈ નજદિક અંબરનાથમાં એક મોટું દિવાસળીનું કારખાનું સ્થાપ્યું છે. આ સિવાય દિવાસળીનાં જગતવ્યાપી ટ્રસ્ટો–બીજાં નાનાં નાનાં ચાર કારખાનાંઓ હિંદમાં આવ્યાં છે.

હિંદની મોટી જરૂરિયાતો આ કારખાનાંઓ પૂરી પાડે છે. પરદેશોથી તેમાં પણ જાપાનથી દિવાસળીઓની મોટી આયાત હિંદમાં થતી હતી. ૧૯૨૧–૨૨ માં બે કરોડ રૂપિયાની કિંમતની દિવાસળીઓ હિંદમાં આયાત થઈ હતી. હવે હિંદમાં આ પરદેશી માલિકીનાં કારખાનાંઓ સ્થપાયાં છે, ત્યારે પરદેશોથી દિવાસળીની આયાત ઘટી ગઇ છે. ૧૯૩૮–૩૯ માં ૨૩॥ લાખની, ૧૯૩૯–૪૦ માં ૨૪॥ લાખ રૂપિયાની અને ૧૯૪૦–૪૧ માં ૩૬ લાખ રૂપિયાની દિવાસળી હિંદમાં આયાત થઇ હતી. હિંદની દિવાસળીનો ઉદ્યોગ આ સ્વીડીશ ટ્રસ્ટના હાથમાં છે. એની મૂડી, એની વ્યવસ્થા, એનાં સાધનો, અને એની જગતવ્યાપી પ્રવૃત્તિઓ તથા વિકાસને લીધે એના સામે હરીફાઈમાં ઊતરવું મુશ્કેલ છે. એ કંપનીએ ખાસ જાતનાં યંત્રો પોતાનાં કારખાનાંઓમાં ગોઠવ્યાં છે. એક છેડે લાકડાનો ટુકડો નાખે તો તેને યંત્રો જ પોતાની મેળે વિવિધ ક્રિયાઓ માણસની મદદ વગર કરીને બીજે છેડે તૈયાર દિવાસળીનાં બંડલો કાઢે છે! યંત્રો તથા રસાયણો આ કંપનીનાં પોતાનાં પેટન્ટ છે. હરીફાઇમાં એની સામે રાજ્યાશ્રય વગર પહોંચવું શક્ય નથી. જગતના દિવાસળીના ઉદ્યોગમાં આ કંપની સમ્રાટપદ ભોગવે છે. યુદ્ધને લીધે દિવાસળીના ભાવો ખૂબ ચઢયા છે.

દિવાસળીમાં વપરાતુ લાકડું તથા પેટીઓ બનાવવાનું લાકડું હિંદમાં પુષ્કળ પ્રમાણમાં મળી શકે છે. રસાયણો માટે મુખ્ય વસ્તુઓ પોટાસીઅમ ક્લોરેટ, બેરીઅમ ક્રોમેટ, ગંધક–

કાચનું ચૂર્ણ, ગુંદ, ફોસ્ફરસ, જીલેટાઈન વગેરે રસાયણોની જરૂર પડે છે. આપણા ઉદ્યોગવિકાસ સાથે યંત્ર અને રસાયણોમાં પણ આપણા અનુભવીઓએ સારી પ્રગતિ કરવાની જરૂર રહેશે. હિંદમાં દિવાસળીનો ઉપયોગ વધુ પ્રમાણમાં છે, એટલે આપણા ઉદ્યોગપતિઓએ આ ઉદ્યોગમાં ઝંપલાવવાની જરૂર છે; પરંતુ ખોટી હરીફાઈ સામે તેમને રક્ષણની જરૂર પડશે.

**દવાઓ**

ઔષધો, વનસ્પતિઓ અને કાચાં દ્રવ્યોમાંથી શુદ્ધ કરેલાં તત્ત્વો અને અર્કો યંત્રોની સહાયથી નીકળે છે. આપણી હિંદી સરકારે પણ ડૉકટરોની એલોપેથિક પદ્ધતિનાં ઔષધોનો સ્વીકાર કર્યો છે. આ પદ્ધતિ પ્રમાણેની દવાઓ માટેના ઘણાખરા કાચા પદાર્થો હિંદમાં મોટાં પ્રમાણમાં મળે છે. એ સર્વે પરદેશો ખાતે નિકાસ થઈને એમાંથી યંત્રોદ્વારા તત્ત્વો અને અર્કો કાઢીને એને સરસ શીશીઓ અથવા ડબીઓમાં આકર્ષક રીતે પેક કરીને પાછા હિંદમાં પંદરગણા ભાવે આયાત કરાય છે. હિંદને ચુસવાની આ પ્રથમ નંબરની ચાવી છે; પરંતુ એમાં મુખ્ય દોષ આપણો જ છે. આપણે સાહસ વિદ્યા અને સંગઠન વગર આપણો ઉદ્ધાર કદી કરી શકીશું નહિ. આ માટે આપણે પુષ્કળ સંશોધન અને રાસાયણિક જ્ઞાનનો વિકાસ મેળવવો પડશે. આપણું પછાતપણું આપણને બીજાઓની આર્થિક ગુલામગીરીમાં મૂકે છે, વિજ્ઞાન, રસાયણ અને યંત્રશાસ્ત્રના જ્ઞાન વગર પ્રગતિ અશકય છે. સ્વરાજ સરકારે હિંદના યુવકોનો ઝોક આ દિશા તરફ વાળવો જ પડશે.

હિંદમાં આપણે દર વરસે પાંચ કરોડ રૂપિયાની કિંમતનાં ઔષધો મંગાવીએ છીએ. આપણે હિંદમાંથી દર વર્ષે કાચા ઔષધોની નિકાસ કરીએ છીએ. ૧૯૦૯ માં આ નિકાસ રૂ. ૧૫ લાખની હતી. ૧૯૨૮ માં ૪૦ લાખની કિંમતના, ૧૯૩૯–૪૦માં ૩૩ લાખ અને ૧૯૪૦–૪૧ માં ૩૪ લાખ રૂપિયાની કિંમતનાં ઔષધો કાચી હાલતમાં નિકાસ કર્યાં હતાં. જ્યારે એની ૧૫ ગણી કિંમતનાં પાકાં ઔષધો વિલાયતથી મંગાવ્યાં હતાં.

ઝેરકોચલાં, ધતૂરો, એકોનાઈટ બેલોડેના, ઍફીડ્રા, હાયોસ્યામસ, પોડોફાઇલમ, જુનીયર વેલેરીઆના, ઇપીકાક જેવી અનેક ઔષધિઓ હિંદમાં પુષ્કળ પ્રમાણમાં મળે છે; પરંતુ એમાં ભેળસેળ થતી હોવાથી એની અસ્વચ્છતા એ દ્રવ્યોને પાછાં પાડે છે. આપણે ત્યાં રસાયણશાસ્ત્રીઓએ સંશોધન કરી એમાંથી સત્ત્વ–અર્ક કાઢવા માટેનાં યોગ્ય રસાયણો શોધી કાઢવાં જોઇએ. કાર્બન બીસલફીડે જેવાં રસાયણો હિંદની આબોહવાને અનુકૂળ નથી; બેન્ઝીન અને ટોલ્યુન જેવાં રસાયણો હિંદમાં બનાવાતાં નથી. આ વિષયમાં સંશોધન અને અખતરા કરીને હિંદને પ્રગતિશીલ બનાવવું જોઇએ.

હિંદમાં બનાવટી દ્રવ્યો બનાવવા માટે વિશાળ ક્ષેત્ર છે. જર્મનીની પેઠે આ ઉદ્યોગ અહીં વિકસિત થઇ શકે છે. જર્મનીએ આ મહાયુદ્ધના સમયમાં લાકડાના વહેરમાંથી ખોરાક બનાવ્યો છે. ઊન–કપાસના અભાવે બનાવટી પદાર્થોમાંથી પ્રજાને વસ્ત્રો પૂરાં પાડયાં છે, કોલસામાંથી પેટ્રોલ બનાવ્યું છે, રબર પણ બનાવટી બનાવ્યું છે, અનેક જાતના ગ્યાસો પેદા કર્યા છે. યુદ્ધ પહેલાં પણ ફટકડી જેવી વસ્તુઓ બનાવટી તૈયાર કરી હિંદના આ ઉદ્યોગને સુવાડી દેવામાં આવ્યો હતો.

હિંદમાં કવીનાઇનની બનાવટો માટે પણ મોટું ક્ષેત્ર છે. હિંદને છ સાત લાખ રતલ કવીનાઇનની જરૂર છે. પણ અહીં તો પૂરું બે લાખ રતલ પણ મળતું નથી. આ દેશમાં દર વર્ષે વીસ લાખ કરતાં વધારે લોકો મેલેરીઆ લે છે. તે માટે કવીનાઇનની ઘણી જરૂર છે.

હિંદમાં બંગાળ ફારમાસ્યુટિકલ વર્કસ જેવાં રસાયણનાં દસ મોટાં કારખાનાંઓ માટે અવકાશ છે. ઍલેમ્બિક જેવાં થોડાં કારખાનાં અહીંતહીં છૂટાંછવાયાં છે; પરંતુ તેથી હિંદની માગ–ભવિષ્યમાં બહુ મોટો વિકાસ પામનારી જરૂરિયાતો પૂરી થઈ શકે તેમ નથી. સ્વરાજ સરકારે એની પ્રગતિ ઉપર ખાસ ધ્યાન આપવાનું રહ્યું.

મહાયુદ્ધને લીધે પરદેશોથી ઔષધો આવતાં નથી. એમની કિંમત દસ ગણી થઇ ગઇ છે. કર્નલ ચોપરાના પ્રમુખપણા નીચે ઔષધિઓના વિકાસ માટે એક કમિટી કામ કરે છે; પરંતુ યંત્રો મળતાં નહિ હોવાથી યુદ્ધ દરમિયાન માત્ર સંશોધન જ થઇ શકશે. યુનિવર્સિટીઓની પ્રયોગશાળામાં પણ આ વિષયમાં રસ લઇ સંશોધન થઈ રહ્યું છે. હિંદમાં કેટલાક અનુભવી રસાયણશાસ્ત્રીઓ પણ હવે તૈયાર થયા છે, એટલે હવે માત્ર હિંદી ઉદ્યોગપતિઓ આ વિષયમાં રસ લે તો પોતાને અને પ્રજાને ફળદાયક નીવડે. યુદ્ધના સમયમાં આ વિષયમાં રસ જાગ્રત થયો છે, તે ચાલુ ટકવો જોઈએ.

**રબરનો ઉદ્યોગ**

રબરનો ઉદ્યોગ હરકોઇ પ્રજા માટે હવે અગત્યનો થઇ પડયો છે. જગતમાં એની પેદાશ દરવર્ષે બે અબજ રતલ થાય છે. યુરોપમાં માત્ર ટાયર અને ટયૂબ તરીકે જ એનો ઉપયોગ થતો નથી; પરંતુ રબરમાંથી યુરોપ અને અમેરિકાનાં કારખાનાં ૫૦ હજાર ચીજો બનાવે છે. આ ઉદ્યોગમાં જગતના ૪૦ લાખ કારીગરો રબરના કારખાનાંઓમાં કામ કરે છે; ૩ અબજ ડોલરો (૧૨ અબજ રૂપિયા) આ ઉદ્યોગનાં ખેતરો અને કારખાનાંઓ પાછળ રોકાયેલ છે. દરવર્ષે બે અબજ રતલ રબર પૂર્વના દેશોમાંથી લઇને યુરોપ, અમેરિકાનાં કારખાનાંઓમાં પહોંચતું કરવામાં આવે છે. લશ્કરી વિમાનો–ગાડીઓ માટે પુષ્કળ રબર જોઇએ છે.

જગતમાં રબર પેદા કરવાનું મુખ્ય સ્થાન મલાયામાં છે. ત્યાં ૩૮૫૦૦૦ ટન રબર ઉત્પન્ન થાય છે. ઇસ્ટ ઇન્ડિઝના ઉત્તર વિભાગમાં ૨૬૫૦૦૦ ટન રબર થાય છે. આ બંને દેશો હવે જાપાનના હાથમાં આવ્યા છે. સિલોનમાં ૫૦ હજાર ટન રબર થાય છે. હિંદમાં ૧૯૩૯–૪૦ માં ૨૧૫૪૪૦૦૦ રતલ રબર પરદેશો ખાતે ચડયું હતું. ૧૯૪૦–૪૧માં ૧૯૦૬૦૯૦૦૦ રતલ રબર ચઢયું હતું. એની કિંમત અનુક્રમે ૯૪ લાખ અને ૯૨ લાખ રૂપિયા હતી. બીજી બાજુ હિંદમાં સાઇકલ, મોટરકાર અને લોરીઓનાં ટાયરો વગેરે મળી એ બે વરસોમાં અનુક્રમે ૧૪૮ લાખ રૂપિયા, અને ૧૫૬ લાખ રૂપિયાની કિંમતનાં આયાત થયાં હતાં. હિંદમાં રબર ઉત્પાદનનું મુખ્ય સ્થાન મલબાર છે. આમ છતાં ત્રાવણકોરમાં વધારે થાય છે. રબરનાં ઔદ્યોગિક કારખાનાંઓ સ્થાપવા માટે સર રામસ્વામી આયરના પ્રમુખપણા નીચે એક કમિટી નિમાઈ છે. યુદ્ધને લીધે પરદેશોથી ટાયરો

આવતાં નથી. આથી એની કિંમત બે-ત્રણ ગણી અરે ચાર ગણી વધી ગઇ છે.

હિંદમાં ડનલોપ ટાયર કંપનીએ રબર ટાયર બનાવવાનું એક પેટા કારખાનું સ્થાપ્યું છે; પરંતુ તેની વિગતો જાહેર થઈ નથી. હિંદમાં આવાં અનેક કારખાનાંઓને અવકાશ છે. મોટર ગાડીઓ, મોટર લોરીઓ, વિમાનો, સાઇકલો, રણગાડીઓ (ટેન્કો), એ સૌને માટે રબર ટાયરો જોઇશે. તે માટે હિંદમાં કાચો માલ પુષ્કળ છે. માત્ર ટાયરો અને બીજી વસ્તુઓ બનાવવાનાં કારખાનાં ઊભાં કરવાં પડશે. ભવિષ્યની સ્વરાજ સરકારને આ માટે રબરની ખેતી અને તેનાં પદાર્થો બનાવવાનાં યંત્રો હિંદમાં બનાવવાની જરૂર પડશે. રસ્તાઓ સારી રીતે ટકે તે માટે રબરનાં ટાયરો હિંદનાં ૨૦ લાખ ગાડાંઓ, બે લાખ મોટર ગાડીઓ અને પાંચ લાખ સાઇકલો માટે જોઇશે. હિંદમાં ૩૦ લાખ માઇલોના કાચા રસ્તા અને ૭૦૦૦૦ માઈલના પાકા રસ્તા રબર ટાયરો માંગે છે.

**સાઇકલો**

સાઈકલોનો ઉપયોગ હિંદમાં વધતો જાય છે. તેનાં બે કારખાનાં હિંદમાં થયાં છે; પરંતુ હજી દસ કારખાનાંઓ માટે અવકાશ છે.

**મીઠાનો ઉદ્યોગ**

મીઠું સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે. જમીનમાંથી સિંધવ પણ નીકળે છે. આ મીઠું જગતના કેટલાક અતિ ઉપયોગી પદાર્થો જેવા કે અનાજ, કોલસો, કપાસ જેટલું જ ઉપયોગી છે. મીઠા વગર ગરીબ કે તવંગરને ચાલે તેમ જ નથી. હિંદમાં લગભગ ૬૦૦૦ માઈલનો સાગર કિનારો છે, તેમાં અબજો ટન મીઠું બની શકે તેમ છે. તે સિવાય કરોડો ટન સિંધવ જમીન નીચે દટાયેલું છે. એની ખાણો વધુ વિકાસ માગે છે. ઘણાંખરા રસાયનિક પદાર્થોની માતા પણ મીઠું છે; આથી જગતને એ વિશેષ પ્રમાણમાં જોઇએ તો નવાઇ નથી. હિંદની પ્રજા અત્યંત ગરીબ છે, તેથી યુરોપ અમેરિકાની પ્રજા કરતાં ઘણું ઓછું મીઠું વાપરે છે. હિંદી સરકારે મીઠા ઉપર કર નાખેલ છે; આથી કોઈથી પણ સરકારી પરવાનગી વગર મીઠું બની શકતું નથી.

હિંદમાં મીઠા ઉપર ઈ. સ. ૧૮૮૮ થી ૧૯૦૩ સુધી રૂ. ૨ાા દર બંગાળી મણે સરકારી કર હતો. તે પછી રૂ. ૧ા અને ૨ાા વચ્ચે આ કર વારંવાર બદલાતો હતો. છેવટે ૧૯૩૧ થી રૂ. ૧ા કર નાંખવામાં આવ્યો છે. પરદેશથી આવતા મીઠા ઉપર મણે રૂા. ૦-૦-૯ કર છે. હિંદમાં પા કરોડ ટન મીઠું ખપે છે. હિંદ બહારથી આવતા મીઠા ઉપર ૨૫ ટકા વધારે જકાત પણ સરકાર ઉઘરાવે છે.

હિંદમાં કરાંચી, ખારાઘોડા, ઓખા, નવલખી, કુંડલા વગેરે ઠેકાણે મીઠાનાં કારખાનાં છે. દરિયાના પાણીમાંથી મીઠું બનાવવામાં આવે છે. આ સિવાય પંજાબની અને સરહદપ્રાંતની ખાણોમાંથી મીઠું કાઢે છે. મીઠાની મોટી આયાત બંગાળ કરે છે. કાઠિયાવાડનાં બંદરોથી અને કરાંચીથી પુષ્કળ મીઠું કલકત્તા ખાતે જાય છે. બંગાળ દરવર્ષે ૧ાા કરોડ મણ જેટલું મીઠું મંગાવે છે. ઈ. સ. ૧૯૩૯-૪૦ માં ૩૧૪૦૦૦ ટન મીઠું પરદેશોથી બંગાળમાં આવ્યું હતું. ૧૯૪૦-૪૧ માં ૨૦૭૦૦૦ ટન મીઠું આયાત થયું હતું. એની કિંમત અનુક્રમે રૂ. ૬૨ લાખ અને રૂ. ૪૮ લાખ હતી. બંગાળમાં મુખ્યત્વે એડનથી મીઠું આવે છે. ઈજીપ્તથી ૨૭૦૦૦ ટન અને ઇટાલિયન ઇસ્ટ આફ્રિકાથી ૨૨૦૦૦ ટન આવ્યું હતું.

હિંદમાં ૧૯૪૦ માં ૧૬૪૪૦૦૦ ટન મીઠું ઉત્પન્ન થયું હતું, જ્યારે ૧૯૩૯માં ૧૪૯૮૦૦૦ ટન હતું. હિંદના બંદરોથી બંગાળમાં હિંદી મીઠું ૧૯૪૦-૪૧ માં ૩ લાખ ટન ગયું હતું. મીઠામાંથી અનેક નવા ઉદ્યોગો હિંદમાં ઊભા થવાની વકી છે. સોડાએશ અને બીજા ઘણા ઉદ્યોગો એની મદદથી અસ્તિત્વમાં આવે છે.

જગતમાં સૌથી વધારે જાનવરો હિંદમાં છે. હિંદનાં જાનવરો આખા જગતને પુષ્કળ પ્રમાણમાં ચામડાં પૂરાં પાડે છે. હિંદમાં

**ચામડાંનો ઉદ્યોગ**

૨૨ાા કરોડ જાનવરો છે. આ સિવાય ૪ાા કરોડ ઘેટાં અને ૬ કરોડ બકરાં છે. જગતનાં પશુઓ પૈકી હિંદ ખાતે ૧/૩ ભાગ છે; પરંતુ હિંદનાં એ પશુઓ અતિશય દૂબળાં અને થોડું દૂધ કે ઊન આપનારાં છે. આ પશુમાંથી હિંદ દર વર્ષે ૨ કરોડ ગાય, બળદનાં ચામડાં આપે છે. ભેંસોનાં ચામડાં દર વર્ષે ૫૭ાા લાખ મળે છે. આ સિવાય ૨ાા કરોડ બકરાંના ચામડાં અને ૨ કરોડ ઘેટાનાં ચામડાં પણ હિંદ પૂરાં પાડે છે. આ સંખ્યામાં ઘટાડો વધારો દર વર્ષે થાય છે. આમાંથી ૭૦ થી ૮૦ ટકા મરેલાં જાનવરોનાં ચામડાં ઉતારે છે. દુકાળ અને અછતના વરસમાં ચામડાં વધારે પ્રમાણમાં મળે છે.

આ ચામડાઓમાંથી ૭૫ ટકા ચામડાં હિંદમાં કેળવીને બહાર ચડે છે. ૨૫ ટકા ચામડાં કાચાં નિકાશ થાય છે. બકરાં અને ઘેટાંનાં ચામડાંમાં ૪૫ ટકા હિંદમાં કેળવાય છે. આ ચામડાનું સૌથી મોટું ખરીદનાર જર્મની અને પછી ગ્રેટ બ્રિટન હતું. હમણાં એના ખરીદનાર તરીકે બ્રિટનનો પ્રથમ નંબર છે.

ઘેટાં, બકરાં અને તેમનાં બચ્ચાંઓનાં ચામડાં લગભગ ૪ાા કરોડ પેદા થાય છે, તેમાં ૩/૪ ભાગ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા કેળવ્યા વગરનાં ખરીદ કરે છે. કેળવેલાં ચામડામાં અર્ધાં મદ્રાસથી ગ્રેટ બ્રિટન લે છે. હિંદ જગતના બકરાઓનાં ચામડાંઓનો ૧/૬ ભાગ પૂરો પાડે છે. હિંદમાં બકરાંનાં ચામડાં કેળવવાનાં કેટલાંક કારખાનાં છે. તેમાંથી સરસ કેળવેલાં બકરાંનાં ચામડાં ૧૯૩૮ માં ૧૦ લાખ રૂપિઆની કિંમતનાં પરદેશ ખાતે ચડયાં હતાં.

હિંદના ચામડાને કેળવવાનું કામ ચમારો કરે છે, એ વિશાળ ગૃહઉદ્યોગ છે. આમાં ચામડાઓને પાણીમાં ભીંજાવીને સાદી આવળ જેવી વનસ્પતિઓ સાથે રાખી કેળવે છે. કાનપુરમાં ચામડાં કેળવવા માટે યાંત્રિક કારખાનાંઓ છે.

ઇ. સ. ૧૯૩૯-૪૦ દરમિયાન અણકેળવેલાં ચામડાંની નિકાસ રૂ. ૪૧૨ લાખની કિંમતની અને કેળવેલાં ચામડાંની નિકાશ રૂ. ૬૦૦ લાખની હતી. કેળવેલાં ચામડાંમાંથી અર્ધાં ગ્રેટ બ્રિટને લીધાં હતાં. ગ્રેટબ્રિટન એની પેટીઓ, બૂટો, ઘોડાંઓનાં જીનો અને બીજા અનેક પદાર્થો બનાવે છે.

આપણા દેશમાં ચામડાંનો ઉદ્યોગ સુધારા ઉપર છે. હિંદુઓ આ વસ્તુમાં મુખ્ય રસ લેતા નથી. ચામડાં સુધારવાનાં કારખાનાં યુરોપિયનો અને મુસ્લિમોની માલિકીનાં છે; પરંતુ હિંદમાં આવાં અનેક કારખાનાંઓ નફાથી ચલાવી શકાય તેવું વિશાળ ક્ષેત્ર છે. એગ્રીકલચરલ માર્કેટિંગ એક્ટ મુજબ ચામડાંના A, B, C અને

સ્થાન્ય એવા ૪ ભેદો :પાડવામાં આવ્યા છે. આગમાર્ક યોજના મુજબ ઉત્તમ ચામડાને "એ" માર્ક લગાડાય છે. સ્ટેન્ડર્ડ આગમાર્કના ચામડાનો ભાવ સારો મળે છે.

કાનપુરમાં ચામડાની વસ્તુઓ બનાવવાનાં ઘણાં કારખાનાં છે. કલકત્તા, આગ્રા અને મદ્રાસમાં પણ આ ઉદ્યોગ સાધારણ અંશે છે. કલકત્તા, કાનપુર અને મદ્રાસમાં ચામડાની ક્રોમટેનિંગનાં કારખાનાંઓ છે. યુદ્ધના સમયમાં હિંદી ચામડામાંથી બનાવેલાં બૂટોનો મોટો ઓર્ડર લશ્કરી સત્તાવાળાઓએ આપ્યો છે. દર માસે ૧ા લાખ જોડી બૂટો સૈનિકો માટે બનાવે છે. હમણાં દર માસે ૨ા લાખ બૂટોની જોડો હિંદી અને અંગ્રેજી સૈનિકો માટે બને છે. સરકારે કારખાનાંઓને પોતાના સૈન્ય માટેનો સામાન બનાવવા સારૂ રોકયાં છે. આ ઉદ્યોગમાં સારો નફો છે.

આ ઉદ્યોગ માટે ભારે ઉજ્જવળ ભવિષ્ય છે. સાહસિક ઉદ્યોગપતિઓ યુદ્ધ પછી આ ઉદ્યોગને ધારે તો સારો વિકાસ કરી શકે તેમ છે. ચામડાનો મોટો ગૃહઉદ્યોગ પણ છે. ઓછામાં ઓછા દશ લાખ મોચીઓ હિંદી પ્રજા માટે બૂટો અને જોડાઓ તૈયાર કરે છે. સૈન્યનાં ઘોડાંઓ માટે હારનેસો અને જીનો મોટી સંખ્યામાં સરકારી કારખાનાંઓ તૈયાર કરે છે. એમની પેદાશ પાંચ ગણી વધી ગઈ છે. સરકારનાં પોતાનાં ચામડાનાં કારખાનાં કાનપુર અને કલકત્તા ખાતે છે. કાનપુરના કારખાનામાં ૨૦૦૦ માણસો કામ કરતાં હતાં પણ યુદ્ધની જરૂરિયાતો એટલા મોટા પ્રમાણમાં વધી ગઈ છે કે, હમણાં ૧૨૦૦૦ માણસો કામ કરે છે. આ ઉપરાંત ૨૦૦ કોન્ટ્રાકટરો ચામડાનો સામાન સરકારને પૂરો પાડે છે.

કેળવાયેલું ચામડું યુરોપથી ૧૯૧૪ થી ૧૯ સુધી દર વર્ષે પરદેશોથી ૧૫ા લાખ રૂપિયાની કિંમતનાં આયાત થતું હતું. પણ ૧૯૩૯–૪૦ માં ૭ા લાખ રૂપિયા અને ૧૯૪૦–૪૧ માં ૪ા લાખ રૂપિયાની કિંમતનાં આયાત થયાં હતાં. બૂટો ૧૯૧૪–૧૯ સુધીમાં દર વર્ષે ૪૧ લાખની કિંમતના આયાત થતા હતાં, પણ ૧૯૪૦–૪૧ માં ૩ લાખ રૂપિયાના માત્ર આવ્યાં હતાં.

**કયા ઉદ્યોગોનો વિકાસ શક્ય છે**

હિંદમાં ઘણા ઉદ્યોગો માટે કાચી વસ્તુઓ મળે તેમ છે. કારખાનાંઓ માટે અનુભવી મજૂરો પણ મળે છે. મૂડી પણ ઉદ્યોગવાદીઓ ગમે તેટલા પ્રમાણમાં ઉભી કરી શકે છે. હિંદમાં એ ચીજો માટે મોટા બજારો છે. આ ચીજોનું યોગ્ય સંશોધન કરી પ્રજાને જોઇતા રૂપમાં મૂકવાને અનુભવીઓ પણ મળે તેમ છે અને આ વસ્તુઓની બનાવટોમાં સારો નફો છે. છતાં આપણે ત્યાં ઉદ્યોગ માટે જાહેર પ્રજામાં હજી પૂરો રસ જાગ્યો નથી. આથી ઘણા ઉદ્યોગો આપણાં બારણાં ઠોકે છે, છતાં આપણે તેમને આવવા દેતા નથી. હમણાં તો યુરોપની મોટી લડાઈને લીધે યંત્રો આયાત થઈ શકે તેમ નથી, એટલે આ સંબંધમાં આપણે યુદ્ધ પછી જ કાંઇક પ્રગતિ કરી શકીએ તેમ છે. કોઈ કોઈ વસ્તુઓનાં થોડાં કારખાનાંઓ છે; પરંતુ તેનો જોઇતો વિકાસ નથી. આવા કેટલાક પદાર્થની રૂપરેખા સંક્ષિપ્તમાં નીચે મુજબ છેઃ—



હિંદમાં લગભગ ૪૦૦ મિલોમાં ૪૨ કરોડ વાર કાપડ તથા મોટા પ્રમાણમાં સૂતર પેદા થાય છે. છતાં હિંદની જરૂરિયાતો

**કાપડ અને સૂતર**

એથી પણ વધુ છે. ૪૦ કરોડ માણસો માટે હિંદનું આટલું ઉત્પાદન પૂરતું નથી; ખાસ કરીને ઝીણાં સૂતરનાં વસ્ત્રો પૂરતા પ્રમાણમાં હિંદમાં થતાં નથી. આથી જાપાન અને લેંકેશાયર આપણા દેશમાં પુષ્કળ કાપડ સૂતરની આયાત કરે છે. જો કે હિંદનો એ ઉદ્યોગ થોડાં વર્ષો થયાં સારો વિકાસ પામ્યો છે. છતાં હજી વધારે વિકાસને અગત્ય અને ક્ષેત્ર છે. હિંદમાં પરદેશી કાપડની નીચે મુજબ આયાત થઇ હતીઃ—

| જાત | ૧૯૩૮–૩૯ કિંમત રૂા. | ૧૯૩૯–૪૦ કિંમત રૂા. | ૧૯૪૦–૪૧ કિંમત રૂા. |
|---|---|---|---|
| સૂતર | ૨૯૩ લાખ | ૩૫૨ લાખ | ૨૧૮ લાખ |
| કોરૂં કાપડ | ૩૦૭ ,, | ૨૮૩ ,, | ૨૩૩ ,, |
| ધોયેલું | ૩૩૦ ,, | ૨૮૪ ,, | ૩૭ ,, |
| રંગીન | ૩૯૦ ,, | ૩૯૮ ,, | ૩૭૦ ,, |
| ગંજીફ્રાક, મોજાં | ૧૮ ,, | ૧૨ ,, | ૧૮ ,, |
| રૂમાલ, શાલો | ૪ ,, | ૫ ,, | ૧૩ ,, |
| દોરા | ૪૬ ,, | ૪૩ ,, | ૫૪ ,, |
| બીજો માલ | ૨૭ ,, | ૨૮ ,, | ૨૪ ,, |
| કુલ | ૧૪૩૫ લાખ | ૧૪૦૫ લાખ | ૧૧૩૫ લાખ |

આ રીતે ૧૨ થી ૧૪ કરોડ રૂપિયાનું કાપડ આપણે ત્યાં પરદેશોથી આવે છે. એમાં મુખ્ય ભાગે જાપાન અને લેંકેશાયર કાપડ મોકલે છે. હિંદમાં કુલ ૪૦ કરોડ વાર કાપડ પરદેશોથી આયાત થાય છે. અહીંની મિલો કુલ ૩૮૮ કરોડ વાર કાપડ ઉત્પન્ન કરે છે. અને ૧૬૫ કરોડ વાર કાપડ હાથની શાળો પેદા કરે છે. આમ કુલ ૫૯૩ કરોડ વાર કાપડ હિંદમાં ૧૯૪૦–૪૧ની સાલમાં ખપ્યું હતું. તે દરેક વ્યક્તિ દીઠ દર વર્ષે ૧૬ વાર સરેરાશ આવે છે. હિંદમાં હવે ૨૫–૩૦ મિલો નવી બંધાય તો હિંદને પરદેશોથી કાપડ મંગાવવાની જરૂર રહેશે નહિ. પરદેશોથી કાપડની વધારે આયાત કાઠિયાવાડ અને કચ્છના બંદરો ખાતે થાય છે. કારણ કે એ ભાગોમાં મિલો થોડી છે. કચ્છ કાઠિયાવાડનાં બંદરોમાં ત્યાંના રાજકર્તાઓ મોટી જકાતની પેદાશની લાલચમાં પરદેશી કાપડની આયાતને વધુ ઉત્તેજન આપે છે. આ સિવાય કેટલુંક બારીક જાતનું કાપડ હિંદમાં પરદેશોથી આયાત થાય છે. આપણે નવી ઢબથી થોડી મિલો બાંધીએ તો કાપડ માટે બિલકુલ આત્મસંતોષી બની શકીએ; પરંતુ હમણાં યુદ્ધના સમયમાં યંત્રો મળે તેમ નથી. આ સિવાય હાથઉદ્યોગના કાપડને પણ વિશેષ જકાતી રક્ષણ આપવું પડશે.

**બનાવટી રેશમ**

આ વસ્તુની આયાત હિંદમાં ખૂબ જોસથી પરદેશોથી થાય છે. યુદ્ધ પછી એની આયાત ઘટી છે. ૧૯૩૯–૪૦ માં ૪૫૯ લાખ રૂપિયાની કિંમતનું બનાવટી રેશમ આયાત થયું હતું. ૧૯૪૦–૪૧ માં ૫૪૪ લાખ રૂપિયાનું આયાત થયું હતું. આમાં ૨૬૫ લાખની કિંમતનું બનાવટી રેશમી સૂતર માત્ર આવ્યું હતું. જાપાન આમાં મુખ્ય માલ મોકલનાર હતું. તે પછી ઇટાલી હતું.

આપણે આ બનાવટી રેશમ બનાવવાની વિદ્યા શીખી લેવી રહી. પરદેશોમાં બ્રિટન, જાપાન, અમેરિકા, જર્મનીને ઈટાલીમાં આ ઉદ્યોગ મોટા પાયે વિકાસ પામ્યો છે. આપણી સ્વરાજ સરકારે એની પ્રગતિ સાધવી રહી.

**ઊન અને ઊનનાં વસ્ત્રો**

૧૯૩૯–૪૦ માં આપણે પરદેશોથી ૨૧૬ લાખ રૂપિયાની ઊનની વસ્તુઓ મંગાવી હતી. જ્યારે ૧૯૪૦–૪૧ માં રૂ. ૪૨૮ લાખની કિંમતની મંગાવી હતી. હિંદમાં ઊન પુષ્કળ થાય છે; પરંતુ તે પરદેશો ખાતે ચડે છે અને ત્યાંથી વસ્ત્રો વણાઇને અથવા ફેન્સી ઊનના સ્વરૂપમાં ફરી હિંદમાં આયાત થાય છે. ૧૯૪૦–૪૧ દરમિયાન ન્યુઝીલેંન્ડથી પુષ્કળ ઊન આયાત થયું હતું. જાપાનથી ઊનનું કાપડ વધારે પ્રમાણમાં આયાત થાય છે. હિંદમાં હજી વધારે મિલો બંધાવાની આવશ્યકતા છે. યુદ્ધ સમયે એની આયાત બંધ હોવાથી ભાવો ઘણા જ વધી ગયા છે.

**રેશમ**

રેશમની દોરી અને રેશમનાં વસ્ત્રો આપણે રૂ. ૨૧૭૨ લાખની કિંમતનાં ૧૯૪૦–૪૧ માં મંગાવ્યાં હતાં. એની મુખ્ય આયાત ચીનથી છે. હિંદમાં હજી પાંચ છ મિલો નવી બાંધીને રેશમની પેદાશ વધારી શકાય.

**યંત્રો**

હિંદની જો કોઈ મોટામાં મોટી નબળી બાજુ હોય તો યંત્રો બનાવવાની છે. હિંદમાં કુલ ૧૧૦૦૦ કારખાનાંઓ યંત્રો અને યંત્રોના વિભાગો માટે પરદેશો ઉપર આધાર રાખે છે. આપણા ઉદ્યોગ પરદેશોથી યંત્રોની આયાત ઉપર જીવે છે. ઈ. સ. ૧૯૩૯–૪૦ માં આપણે ૧૫૩૭ લાખ રૂપિયાનાં યંત્રો પરદેશથી મંગાવ્યાં હતાં, જ્યારે ૧૯૪૦–૪૧ માં ૧૨ કરોડ યંત્રો આયાત થયાં હતાં. આમાં મુખ્ય યંત્રોમાં એન્જિનો, વિજળીનાં યંત્રો, ખેતીનાં યંત્રો, બોઇલરો, ખાણનાં યંત્રો, તેલની ઘાણીઓ, કાગળનાં યંત્રો, પાણી સ્વચ્છ કરવાનાં યંત્રો, ચોખા તથા આટાની મિલો, લાકડાની મિલો, શીવવા ગૂંથવાનાં યંત્રો ખાંડની મિલોનાં યંત્રો, ચાહના બગીચાનાં યંત્રો, કાપડ મિલોનાં યંત્રો, ઊનની મિલોનાં યંત્રો, ટાઇપરાઈટરો, છાપવાનાં યંત્રો, યંત્રો માટે ચામડાના પટ્ટા મુખ્ય હતા.

આપણે અગાઉનાં વર્ષોમાં પણ ૧૫ થી ૧૮ કરોડ રૂપિયાનાં યંત્રો દર વર્ષે આયાત ચાલુ કર્યાં જ છે. સ્વરાજ સરકારે આ ઉદ્યોગનો વિકાસ કરવો જ રહ્યો. ૧૯૩૮–૩૯ માં આપણે ૨૦ કરોડ રૂપિયાનાં યંત્રો મંગાવ્યાં હતાં. યંત્રો મુખ્યત્વે ગ્રેટબ્રિટનથી (૫૮ થી ૬૨ ટકા) યુનાઇટેડ સ્ટેટસથી (૧૭થી ૨૭ ટકા), જર્મનીથી (૧૬ થી ૯ ટકા) આયાત થયાં હતાં.

**લોખંડકામ**

હિંદમાં લોઢાની મોટી મિલો છે; પરંતુ અનેક જાતનાં લોઢાનાં હથિઆરો અને કામ કરવાનાં સાધનો તથા ટાંચણીથી સ્ક્રૂ જેવા પદાર્થો આપણે પરદેશોથી મંગાવીએ છીએ. ૧૯૩૯–૪૦માં ૨૨૭ લાખની કિંમતના અને ૧૯૪૦–૪૧ માં આપણે ૨૦૬ લાખ રૂપિયાની કિંમતના લોઢાના પાકા પદાર્થો પરદેશોથી મંગાવ્યા હતા. આમાં ખેતીના નાના પદાર્થો, બાંધકામના પદાર્થો, સ્ક્રૂ, ટાંચણી, ઇનેમલનાં વાસણો, પ્રાઇમસો વગેરે હતાં. આ ઉદ્યોગોનો વિકાસ આપણે જરૂર કરવાનો છે. એ ઉદ્યોગોમાં પુષ્કળ લાભ છે. મુખ્યત્વે ગ્રેટબ્રિટનથી (૩૯ ટકા) માલ આવે છે.

**છરીકામ**

કાતર, છરીઓ, ચમચા વગેરે કટલરી સામાન ૧૯૩૯–૪૦ માં ૨૨ લાખ રૂપિયાનો આયાત થયો હતો; અને ૧૯૪૦–૪૧માં ૨૧ લાખ રૂપિયાની કિંમતનો આયાત થયો હતો. આપણે ત્યાં અલીગઢ વગેરે સ્થળોએ ગૃહઉદ્યોગ તરીકે આ વસ્તુઓ બને છે. જો ગૃહઉદ્યોગને જકાતી રક્ષણ અને આર્થિક મદદ મળે તો એનો સારો વિકાસ શકય છે.

**રબરના પદાર્થો**

હિંદથી કાચું રબર પુષ્કળ પ્રમાણમાં પરદેશો ખાતે ચડે છે. ત્યાંથી એનાં ટાયરો થઇ આયાત થાય છે. ૧૯૩૯–૪૦માં રૂ. ૧૪૮ લાખ અને ૧૯૪૦–૪૧ માં ૧૫૬ લાખ રૂપિયાની કિંમતની રબરની વસ્તુઓ આયાત થઇ હતી. આમાં મોટરો, લોરીઓ અને સાયકલોનાં રબરો હતાં. હિંદમાં રબર ટાયરનાં અનેક કારખાનાંઓ થઇ શકે. હમણાં ડનલોપ ટાયર બનાવવાનું પરદેશી કારખાનું છે. તેવાં અનેક કારખાનાંઓ માટે અવકાશ છે.

**ઔષધો**

હિંદમાં દરેક જાતની વનસ્પતિઓ થાય છે. તેમાં ઘણી ખરી પરદેશો તરફ નિકાશ થઇ ત્યાં એમનાં સત્વો અને અર્કો તૈયાર થઇ હિંદમાં આયાત થાય છે. ૧૯૩૯–૪૦ માં રૂ. ૨૬૧ લાખની કિંમતની દવાઓ અને ૧૯૪૦–૪૧ માં રૂ. ૨૧૯ લાખની કિંમતની દવાઓ આયાત થઈ હતી. હિંદમાં એલોપેથિક ધોરણે હસ્પિતાલો ચાલે છે, આથી પાશ્ચિમાત્ય દવાઓની સારી ખપત હિંદમાં છે. હિંદમાં એનાં ઘણાં કારખાનાં સ્થાપી શકાય તેમ છે. આપણે ત્યાં સારા રસાયણીઓ છે; તાતા રિસર્ચ ઈન્સ્ટિટયુટ જેવી શિક્ષણ સંસ્થાઓ છે, એટલે વિકાસ સારો સગવડ ભર્યો છે.

**કાગળો**

આજકાલના સમયમાં કાગળો એ સંસ્કૃતિની મુખ્ય વસ્તુ છે. આપણે ત્યાં કાગળોની પેદાશ હિંદ પૂરતી નથી. ૧૯૩૯–૪૦ માં રૂ. ૨૩૯ લાખ અને ૧૯૪૦–૪૧ માં રૂ. ૩૯૪ લાખની કિંમતના કાગળો તથા પૂંઠાં આયાત થયાં હતાં. હિંદમાં મુખ્યત્વે યુરોપિયન માલિકોની કાગળની મિલો હિંદ પૂરતો કાગળ ઉત્પન્ન કરી શકતી નથી. ડહેરાડુનની શાળાના પ્રયત્નોથી કાગળ બનાવવા સંબંધમાં સારું સંશોધન થયું છે, એટલે આપણે ત્યાં યુદ્ધ પછી આ ઉદ્યોગનો વિકાસ સારો થવા સંભવ છે. ઉદ્યોગ માટે પુષ્કળ કાચાં સાધનો આપણે ત્યાં છે. આથી આપણે ત્યાં ઉદ્યોપતિઓ આ લાભદાયી ઉદ્યોગ ઉપર નજર નાખે, તો દેશનું અને પોતાનું ભલું છે. કાગળોની મુખ્ય આયાત ગ્રેટબ્રિટનથી ૨૨ ટકા, નોર્વેથી ૧૬ ટકા, સ્વીડનથી ૧૮ ટકા, જર્મનીથી ૧૧ ટકા, ૧૯૩૯–૪૦ માં હતી. હિંદમાં કાગળની કુલ ૧૫ મિલો છે. હજી ૧૦ બીજી સ્થપાવી જોઇએ.

**ખોરાકની તૈયાર વસ્તુઓ**

હિંદમાં પરદેશોથી બિસ્કીટો (૨૫ લાખ રૂપિયા), બાટલીમાં પેક કરેલાં ફળો (૧૦ લાખ રૂપિયા), વિલાયતી મિઠાઈ (૧૪ લાખ રૂપિયા), બાળકોને માટે દૂધનો ખોરાક (૨૩ લાખ રૂપિયા), પેક કરેલો બીજો ખોરાક (૨૪ લાખ રૂપિયા), કન્ડેન્સ્ડ દૂધ પેક કરેલ (૨૬ લાખ રૂપિયા), અને પરચુરણ ખોરાકની વસ્તુઓ (૯૮ લાખ રૂપિયા)ની ૧૯૩૮–૩૯માં કુલ લગભગ રૂ. ૨૯૩

લાખની કિંમતની આયાત થઈ હતી. ૧૯૪૦–૪૧ માં ૨૨૬ લાખ રૂપિયાની કિંમતની ખોરાકીની વસ્તુઓ આયાત થઈ હતી, આમાં ગ્રેટ બ્રિટનથી ૫૨ ટકા આયાત થઇ હતી. હિંદમાં આ ખોરાકીની વસ્તુઓનો મોટો જથ્થો છે. પરદેશોની પેઠે એને આકર્ષક રીતે પેક કરે તો બિસ્કીટ વગેરે ઉદ્યોગોનો સારો વિકાસ થાય તેમ છે. ઉદ્યોગપતિઓ આ ધંધાઓનાં કારખાનાં સ્થાપે એ જરૂરનું છે, લાભકર્તા પણ છે.

**ખાંડ**

હિંદમાં હવે ખાંડ માટે શેરડીનું વાવેતર ૪૬ લાખ એકરોમાં થાય છે. ૫૭ લાખ ટન ગોળની પેદાશ થાય છે. હિંદમાં કુલ ૧૯૮ કારખાનાં ખાંડ બનાવવાનાં છે. હિંદમાં ૧૯૪૦–૪૧ માં ૧૧ લાખ ટન ખાંડ તૈયાર થઇ હતી; જ્યારે પરદેશોથી ૧૯૪૦–૪૧ માં ૩૨૦૦૦ ટન ખાંડ કિંમત રૂપિયા ૫૮ લાખની આયાત થઇ હતી. હવે ૧૦ બીજાં કારખાનાંઓ વધે અથવા હિંદનાં હમણાંનાં કારખાનાંઓ પેટ પૂરતું કામ કરે, તો પરદેશોથી ખાંડ આયાત કરવી પડે નહિ.

**દારૂ**

આપણે ત્યાં પરદેશી દારૂનો દૈત્ય પોતાનો પંજો ફેલાવી રહ્યો છે. દારૂ ઉપર યુરોપિયનોને અને સુધરેલા હિંદીઓને મોહ છે. આથી દર વરસે પરદેશી દારૂ ૨ થી ૨ા કરોડની કિંમતનો આયાત થાય છે. સ્વરાજ સરકારે આ પદાર્થ ઉપર અંકુશો મૂકી એની આયાત બંધ કરવી રહી.

**મીઠું**

મીઠું રૂા. ૪૮ લાખનું તો એડન અને ઇટાલિયન આફ્રિકાથી આયાત થયું હતું. હિંદમાં આ ઉદ્યોગ સરસ વિકાસને પામેલ છે. એમાં થોડી પ્રગતિ પરદેશોની આયાત બંધ કરી દેશે.

**નાનાં યંત્રો**

૧૯૩૮–૩૯ માં ૫૮૫ લાખ, ૧૯૩૯–૪૦ માં ૫૫૮ લાખ અને ૧૯૪૦–૪૧ માં ૪૯૯ લાખ રૂપિયાની કિંમતનાં નાનાં યંત્રો પરદેશોથી આયાત થયાં હતાં. આમાંથી વિજળીના તારો તથા ફિટિંગ્સનો સામાન ૨ા કરોડનો હતો ગ્રેટ બ્રિટનથી ૬૮ ટકા માલ આયાત થયો હતો. આપણે શહેરે શહેર વિજળીક પ્રકાશ પહોંચ્યો છે. છતાં પણ એના તારો અને ફિટિંગ્સ બનાવવા માટેનાં બહુ થોડાં કારખાનાંઓ હિંદમાં સ્થપાયાં છે, એ દિશામાં વધુ પ્રયત્નો શકય અને લાભકર્તા છે. આ સિવાય ફોટોગ્રાફની ફિલ્મો, સિનેમા અને ટૉકીઝનાં યંત્રો, ચસ્મા વગેરે હિંદમાં બનાવવા માટેના પ્રયત્નો બાળદશામાં છે. એનો વિકાસ આવશ્યક છે.

**રંગો**

રંગો હમણાં ઘણાખરા કોલસામાંથી રસાયણિક પ્રયોગોથી બને છે. હિંદમાં આ ઉદ્યોગોનો વિકાસ નથી. ૧૯૩૯–૪૦ માં રૂા. ૩૬૧ લાખની કિંમતના રંગો પરદેશોથી આયાત થયા હતા. ૧૯૪૦–૪૧ માં એની આયાત વધીને રૂા. ૫૩૦ લાખ જેટલી થઈ હતી. યુદ્ધને લીધે એની આયાતમાં ઘટાડો થયો છે. આથી રંગોના ભાવો ખૂબ વધી ગયા છે. આ ક્ષેત્રમાં આપણે સારો વિકાસ કરી શકીએ. મોટી મૂડીવાળાં થોડાં કારખાનાંઓ સ્થાપવામાં આવે, તો એ માટેના રસાયણિકો તો મળી આવે તેમ છે. આપણે આ દિશામાં ભારે પ્રયત્નો કરવા પડશે. હિંદમાં હમણાં રંગનાં કારખાનાંઓ બહુ જ નાના પાયા ઉપર છે, એટલે આપણે આખા ઉદ્યોગનો નવેસરથી ઉદ્ધાર કરવો રહ્યો.

**કરીઆણું અથવા તેજાના**

૧૯૪૦–૪૧ માં ૧૮ લાખ હંડ્રવેટ તેજાના રૂ. ૨૧૯ લાખની કિંમતના અને ૧૯૩૯–૪૦ માં ૧૯ાા લાખ હંડ્રવેટ રૂા. ૨૫૫ લાખની કિંમતના થયા હતાં. આમાં સોપારી ૧૬૪ લાખ રૂપિયાની હતી, લવીંગ જંગબારથી ૨૫ લાખ રૂપિયાનાં આવ્યાં હતાં. મરી રૂા. ૩ લાખનાં અને આગલે વર્ષે ૧૯ લાખનાં આયાત થયાં હતાં, જાયફળ અને સૂંઠ થોડી જ આવી હતી. આ ખેતીનો વિષય છે. હિંદમાં મલબાર પ્રદેશમાં એનો વિકાસ શકય છતાં સમય લે તેવો છે.

**તમાકુ**

હિંદમાં તમાકુ પુષ્કળ થાય છે અને ખપે છે પણ તેટલી. હિંદમાં સિગાર અને સિગારેટ બનાવવાનાં કેટલાં નાનાં મોટાં કારખાનાંઓ છે, પણ તેમાં એક પરદેશી કારખાનું મોટું છે. પરદેશથી રૂપિયા ૪૫ લાખની તો સિગાર આવે છે. કુલ તમાકુની વસ્તુઓની આયાત ૧૯૪૦–૪૧ માં રૂા. ૧૩૪ લાખની થઇ હતી. સિગાર માટે જોઇતા કાગળો હિંદમાં બનતા નથી.

**કાચનો સામાન**

ઈ. સ. ૧૯૩૯–૪૦ માં રૂા. ૧ કરોડનો અને ૧૯૪૦–૪૧ માં ૮૬ લાખનો કાચનો સામાન આવ્યો હતો. આ ઉદ્યોગ હિંદમાં સારી રીતે વિકાસ પામી શકે તેમ છે.

**જવાહિરો**

૧૯૩૯–૪૦ માં મોતી, હીરા, જવાહિરો રૂા. ૮૮ લાખનાં આયાત થયાં હતાં. ૧૯૪૦–૪૧ માં માત્ર ૩૦ લાખના આવ્યાં હતાં. હિંદમાં એ ઉદ્યોગોની ફરી સરવે થાય તો મોટા પ્રમાણમાં મળી શકે તેમ છે. હીરાની ખાણ ગોવળકોન્ડામાં છે, તે બંધ પડી છે.

**સીમેંટ**

૧૯૩૯–૪૦ માં સાત લાખ રૂપિયાનો અને ૧૯૪૦–૪૧ માં પાંચ લાખ રૂપિયાનો સીમેન્ટ હિંદમાં આયાત થયો હતો. હાલ તરત તો હિંદ આ વસ્તુમાં આત્મસંતોષી બનશે.

**બૂટો**

૧૯૩૯–૪૦ માં ૧૦ લાખ રૂપિયાની અને ૧૯૪૦–૪૧ માં ૩ લાખ રૂપિયાની કિંમતના બૂટો પરદેશોથી આવ્યાં હતાં. બાટાની (ઝેક લોકોની) મોટી બૂટો બનાવવાની ફેકટરી સ્થપાયા પછી બૂટોની પરદેશોથી આયાત ઘટી ગઈ છે. આપણા મોચીઓ ગૃહઉદ્યોગ તરીકે એનો વિકાસ કરી રહ્યા છે.

આ પ્રમાણે આપણા મુખ્ય ઉદ્યોગોનો વિકાસ કરવાનો રહે છે. હિંદ એવો દેશ છે કે જેમાં પુષ્કળ કાચાં સાધનો મળી શકે તેમ છે. એટલે હવે માત્ર યંત્ર વિદ્યાનો વિકાસ કર્યેથી આપણી ઉદ્યોગ સામગ્રીઓ છૂટથી બનવા પામશે. વળી આપણે ત્યાં શક્તિ મેળવવાનાં સાધનો, કોલસો, પેટ્રોલ અને જળવિદ્યુત શક્તિ મોટા પ્રમાણમાં છે. આપણે ત્યાં તાલીમ આપતા હોંશિયાર કારીગરો તરત તૈયાર થઇ જાય તેમ છે, મજૂરી સસ્તી છે. અનુકૂળ હવાપાણી પણ મળે તેમ છે. મૂડી પણ પુષ્કળ છે; માત્ર રાજ્યાશ્રય જોઇએ છે; ઉદ્યોગપતિઓમાં સાહસ જોઇએ છે.

સ્ટીમરોનો ઉદ્યોગ, યંત્રશાસ્ત્રનો ઉદ્યોગ, વિમાનો ને મોટર ગાડીઓના ઉદ્યોગોનો હજી આપણે વિકાસ કરવાનો છે.

૧૯૪૦–૪૧ માં કુલ આયાત માલની કિંમત રૂા. ૧૫૬ કરોડની હતી. ૧૯૩૯–૪૦ માં ૧૬૫ કરોડ રૂપિયાની હતી. આ સર્વે માલનો મોટો ભાગ હિંદમાં બની શકે તેમ છે. હિંદની વધતી જતી વસ્તીની માગ પણ હિંદનાં સાધનો પૂરાં કરી શકે છે. માત્ર ઉદ્યોગો સ્થાપવાનો સારી રીતે બનાવેલો અને યોજનાપૂર્વક કરેલો વિકાસ ઘંટડી વગાડી આપણને જાગ્રત કરી રહ્યો છે, આપણને હમણાં જકાતી રક્ષણ સારા પ્રમાણમાં મળી રહ્યું છે. આપણા ઉદ્યોગોના વિકાસમાં કોઇ યોજનાસર કામ લેવામાં આવ્યું નથી. એકબીજા ઉદ્યોગોની પરસ્પરની અનુકૂળતા પ્રમાણે ઉદ્યોગો પરસ્પર સહકારી ધોરણે સ્થપાય તો દેશનો ઉદ્ધાર થાય. આપણે મોટાં યંત્રો બનાવતા નથી; તેમ ઘડીઆળ જેવાં નાનાં યંત્રો પણ બનાવતા નથી. આપણે કેટલાક ક્ષેત્રોમાં આગળ વધેલા છીએ ને કેટલાકમાં પછાત છીએ; જ્યારે આપણી સરકાર, મ્યુનિસિપાલિટીઓ, પોર્ટટ્રસ્ટો, લોકલબૉર્ડો જો આ ઉદ્યોગોને સંપૂર્ણ ઉત્તેજન આપે તો ઉદ્યોગોનો વિકાસ ઝડપી બને.

**ઔદ્યોગિક વિકાસ અંગે કેટલીક સૂચનાઓ**

પંડિત જવાહરલાલ નહેરૂના અધ્યક્ષપણા નીચે આપણા ઉદ્યોગોના વિકાસ માટે એક પરિષદ ભરાઈ હતી. એમણે ઘણી યોજનાઓ ઉપર બારીકીથી વિચાર કરી તે સંબંધી પુષ્કળ વિગતો ભેગી કરી છે; પરંતુ હમણાં રાજ્યદ્વારી હિલચાલને લીધે કોંગ્રેસે પ્રાંતિક સરકારોના રાજીનામાથી અને દમનનીતિથી આ કાર્ય વિલંબમાં પડયું છે; પરંતુ સ્વરાજ સરકારે આ કામ યોજના અને વ્યવસ્થાપૂર્વક ઉપાડવાનું છે. આ સિવાય અમેરિકન સરકારના ઔદ્યોગિક પ્રતિનિધિ મંડળે કેપ્ટન ગ્રેડીની સરદારી નીચે પણ કેટલુંક સુંદર કાર્ય કર્યું છે. આ કાર્ય યુદ્ધના સરંજામ બનાવવા પૂરતું હમણાં છે: પરંતુ એની ભવિષ્યમાં વ્યાપક અસર થશે, ત્યારે ઉદ્યોગના વિકાસ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાની જરૂર પડશે.

(૧) સરકાર અને પ્રજાના અનુભવીઓનું સંયુક્ત મંડળ જે આખા હિંદના ઉદ્યોગોની વ્યવસ્થાપૂર્વક વિચારણા કરી તે યોજના મુજબ ઉદ્યોગોનો વિકાસ સાધવા ઉત્તેજન, વિગતો અને અનુભવી જ્ઞાન પૂરૂં પાડે.

(૨) દરેકે દરેક શહેર અને જિલ્લાના મુખ્ય મથકો ખાતે લોકલ કાઉન્સિલો, ત્યાંના અનુભવીઓ, મૂડીદારીઓ, ઉદ્યોગપતિઓ અને અધિકારીઓ નીમાય. એ સર્વે કડીઓ ઉપરની સાંકળ સાથે એકબીજાના સહકારમાં જોડાય.

(૩) જકાતી રક્ષણ અપાય. પરદેશી સરકારની આર્થિક મદદથી આવતી વસ્તુઓની ખોટી હરીફાઈ સામે રક્ષણ આપવું જ જોઇએ.

(૪) ઉદ્યોગોને નાણાંની ચાલુ મદદ–એમને ઉછેરવા માટે આપવા ખાસ બેન્કો ( Industrial Banks ) સ્થાપવી જોઇએ.

(૫) કાચી વસ્તુઓની પેદાશનો ખર્ચ, તેને પાકી બનાવવાનો ખર્ચ, આ દેશમાં એની કેટલી ખપત થાય છે, તેના તાજા આંકડાઓ મળવા જોઇએ.

(૬) ઉદ્યોગોને મદદ કરે તેવા કાયદા પણ રચાવા જોઇએ.

(૭) ઉદ્યોગોની વસ્તુઓનાં સંગ્રહસ્થાનો, પ્રદર્શનો, પ્રચારકાર્ય, સંશોધનકાર્ય, મજૂરો અથવા કારીગરોને તાલીમ, પરદેશોમાં સરકારી વેપારી પ્રતિનિધિઓ જે ત્યાંની સર્વે ખબરો અહીં મોકલી આપે.

(૮) ઉદ્યોગોને લગતાં સત્તાવાર પ્રકાશનો.

આપણે ત્યાં ઉદ્યોગોમાં પરપોટા કંપનીઓથી બહુ સાવચેત રહેવાનું છે. ભૂતકાળનો એ બાબતનો આપણો અનુભવ સારો નથી. કંપનીઓના ઘણાં મેનેજિંગ એજન્ટો સટ્ટાના નાદે ચડી જવાથી ઘણી કંપનીઓ પાયમાલ થઈ છે; માટે એવા સાહસિકોમાંથી શેરહોલ્ડરોને કાયદેસર રક્ષણ મળવું જોઇએ. આપણે ત્યાં ઘણા મેનેજિંગ એજન્ટો સારા છે; પણ કોઇ કોઇ પોતાના મેનેજિંગ ઉદ્યોગ ઉપર તાગડધિન્ના કરે છે; તેમનાં મોટરો, બંગલા અને સગાસંબંધી ઉદ્યોગો ઉપર નભે છે, ઘણાઓ માલના વેચાણ ઉપર પણ કમિશન લે છે; અનેકો પોતાના ઉદ્યોગો પર વેપાર કરી અંગત લાભ ઉઠાવે છે. આથી મેનેજિંગ એજન્ટોની સંસ્થા વગોવાય છે. આ સંસ્થાએ ઉદ્યોગો પર બહુ ઉપકાર કર્યા છે, પરંતુ કેટલાક સારા નીવડયા નથી.

હિંદે જાપાન કે જર્મન જેવી ઉદ્યોગોની કરકસર ભરેલી પણ શાસ્ત્રીય રીતે રચાયેલી ઉદ્યોગોની વહીવટી યોજના અમલમાં મૂકવી પડશે. પરદેશોમાં યંત્રો સંપૂર્ણતાને પામ્યાં છે. યંત્રોની એક બાજુએથી કાચી વસ્તુઓ મૂકો, એટલે બીજી બાજુએ સેંકડો ક્રિયાઓ સ્વયં યંત્રો કરીને એ ચીજને સંપૂર્ણ રીતે બહાર કાઢશે. આવી સ્વયં સંચાલિત યંત્રોની બનાવટ આપણે પણ તૈયાર કરવી પડશે. આ સિવાય એકસામટું વસ્તુઓનું ઉત્પાદન ( mass production ) પણ આપણે કરવું પડશે. તે સિવાય પરદેશોની હરીફાઇમાં ટકી શકાય નહિ. મોટાં વિશાળ ટ્રસ્ટોમાં અનેક કંપનીઓ ઉભી થઈ. એક તંત્ર અને એક વહીવટ નીચે વસ્તુઓ ઉત્પન્ન કરવાથી અને વેચવાથી બહુ સસ્તે ભાવે વેચી શકાય છે. જાપાન અને અમેરિકાના મહાન શાહ સોદાગરો આવાં જ ટ્રસ્ટો ઉભાં કરીને ઉદ્યોગોનો અનહદ વિકાસ કરી શકે છે. આપણે ત્યાં પણ એવાં યુરોપિયન મેનેજમેન્ટનાં ઘણાં ટ્રસ્ટો છે. હિંદી મેનેજમેન્ટના પણ તાતા, બીરલા, વાલચંદ, ડાલમીઆ અને ચીંગાનીઆ ટ્રસ્ટો અનેક ઉદ્યોગોનો વહીવટ કરે છે. જો વહીવટ સ્વચ્છ હોય તો જરૂર અત્યંત પ્રગતિશીલ બને છે.

આપણા ઉદ્યોગોનાં સુકાન પર અનુભવી માણસોની નિમણુક થવી જોઇએ. આ અનુભવીઓને સંપૂર્ણ ખબરો પૂરી પાડવી જોઇએ. આ સિવાય સંશોધન વિભાગ પણ રાખીને નવી નવી શોધો કરવી જોઇએ. યુરોપ, અમેરિકાની ત્યાંના કારખાનાંઓ જે સરસ અને સંપૂર્ણ સ્વરૂપે વસ્તુઓ પેદા કરે છે, તેવી હિંદમાં પણ બનાવવા પ્રયત્નો કરવા જોઇએ. મોટાં કારખાનાંઓમાં પ્રયોગશાળા પણ રચાવી જોઇએ. આપણે ત્યાં મેસર્સ તાતા કંપનીમાં પરદેશો જેવી સુવ્યવસ્થા છે. સરસમાં સરસ, સસ્તી અને જથ્થાબંધ વસ્તુઓ કાઢવાથી કારખાનું આગળ વધી શકે છે.

યુરોપ–અમેરિકા અને જાપાનનાં મહારાજ્યો પોતાના ઉદ્યોગોને દરેક જાતનો આશ્રય આપે છે. ઉગતા ઉદ્યોગ માટે નાણાંની રકમો, ઓછાં રેલ્વે નૂર, સંશોધન માટે સરકારી અનુભવીઓ,

જકાતી રક્ષણ અને બીજી મદદ છૂટથી આપે છે. આ ઉદ્યોગો યુદ્ધના સમયમાં પોતાનાં યંત્રોમાં થોડા ફેરફારો કરી યુદ્ધ સરંજામ તૈયાર કરે છે. હમણાં એમ જ આ મહારાજ્યોમાં બની રહ્યું છે. રશિયાએ પંદર વર્ષમાં રાજ્યાશ્રયથી આખા દેશની ઉદ્યોગપ્રવૃત્તિઓ દસ ગણી વધારી દીધી છે. આપણો દેશ ઔદ્યોગીકરણમાં ખૂબ પછાત છે. આપણા ઉદ્યોગોની પેદાશ દર માણસ દીઠ સરેરાશ માસિક રૂ. ૧૨ આવે છે, જ્યારે અમેરિકામાં દરેક માણસની સરેરાશ રૂ. ૭૨૧ આવે છે. આપણા ઉદ્યોગોમાં લગભગ અર્ધા ઉદ્યોગો યુરોપિયન વહીવટ નીચે છે.

**ઉદ્યોગોને માટે નાણાં**

ઉદ્યોગોને માટે (૧) કાયમી મૂડી (૨) ચાલુ મૂડી, એમ બે પ્રકારની મૂડીઓ જોઈએ છીએ. કાચા માલનો સ્ટોક રાખવા, તે ખરીદવા, મજૂરને મજૂરી ચૂકવવા ચાલુ મૂડી જોઈએ. કાયમી મૂડી યંત્રો જમીન અને કારખાનાં બાંધવા માટે આવશ્યક છે. આ મૂડી ઘણાખરા દાખલાઓમાં શેરો કાઢી મેળવવામાં આવે છે. પછી જો ઉદ્યોગને નાણાંની જરૂર પડે તો વ્યાજચિઠ્ઠીઓ (ડિબેંચર) ઉપર નાણાં ઉછીનાં લે છે. આ ડિબેન્ચરોનું વ્યાજ કંપની નફો ન કરે તો પણ મૂડીમાંથી આપવાનું હોય છે. શેરોની દલાલી અને શરૂઆતનો કંપની સ્થાપવાનો ખર્ચ પણ અસલ મૂડીમાંથી નીકળે છે અને ધીમે ધીમે નફામાંથી વાળી લેવાય છે. કંપની બંધ થાય ત્યારે ડિબેંચર ધરાવનારનો હક્ક પહેલો સંતોષાય અને તે પછી જ શેરહોલ્ડરોને નાણાં મળે છે. હિંદી ઉદ્યોગ કંપનીઓને નાણાં મળવાની સગવડો બહુ સંકુચિત છે. આપણા લોકોમાં હજી ઔદ્યોગિક માનસ કેળવાયું નથી. હિંદની મોટી હૂંડિયામણની પરદેશી બૅન્કો હિંદી ઉદ્યોગોને નાણાં ધીરતી નથી. હિંદી બૅન્કો પણ આ દિશામાં વિશેષ પ્રવૃત્તિઓ કરતી નથી. આથી ઉદ્યોગો ઘણી વખત નાણાંની ભૂખે સુકાય છે. મજબૂત મેનેજિંગ એજન્ટો પોતાની લાગવગથી આ નાણાં પૂરાં પાડે છે.

આપણે ત્યાં જાહેર સરકારી ગોડાઉનો નથી. યુરોપમાં એ સગવડ હોવાથી ત્યાં ઉદ્યોગોને માલ ખસેડવા વગર નાણાં મળે છે. જર્મનીમાં એક ઉદ્યોગ પોતાની પાસે વધારાનાં નાણાં હોય તો બીજાં ઉદ્યોગના દરો લેવામાં વાપરે છે. એમ ૫૦૦ થી ૮૦૦ ઉદ્યોગો પરસ્પર આર્થિક સહકારથી સંકળાયેલા હોય છે. હિંદમાં આવો પરસ્પરનો સહકાર નથી. ત્યાંની બૅન્કો ઉદ્યોગ કંપનીના શેરો ખરીદી પોતાની સગવડે વેચે છે; આપણે ત્યાં એવી સગવડો નથી. જર્મનીમાં દરેક ઉદ્યોગને બૅંકના નિષ્ણાતની તપાસ માટે સગવડ છે. બૅંકોના વહીવટ માટે ડિરેક્ટર તરીકે બૅન્કનો એક નિષ્ણાત કામ કરતો હોય છે.

મેનેજિંગ એજન્ટોની પ્રથા હિંદમાં જ છે. એને બે બાજુઓ. સારા મેનેજિંગ એજન્ટોએ પોતાની કંપનીઓને તારી છે; ખરાબ મેનેજિંગ એજન્ટોએ કંપનીઓને ડુબાડી છે. અમદાવાદના મિલમાલિકોને પુષ્કળ પ્રમાણમાં પ્રજાના લોકો મૂડી ધીરે છે અને પૂરી પાડે છે; મુંબાઈમાં એ સગવડ નથી.

હિંદમાં સારી ઔદ્યોગિક કંપનીઓને નાણાંની સગવડ સ્વરાજ સરકારે કરી આપવાની છે. મેસર્સ તાતા જેવા પણ થોડાં વર્ષો પહેલાં મૂડીની સગવડ માટે પોતાની જળ વિદ્યુતની કંપનીઓને અમેરિકન લાભોને શરણે મૂકવી પડી હતી.

હિંદમાં અનુભવી અર્થશાસ્ત્રીઓની સલાહ પ્રમાણે એક વિશાળ યોજના તૈયાર કરી ઉદ્યોગોને જોઈતાં નાણાં મળી રહે તેવી સગવડ કરી આપવાનું કામ ભવિષ્યની સ્વરાજ સરકારનું છે. પ્રજાના ધનને ભોંયમાં ભંડારવા કરતાં ઉદ્યોગોના ઉત્તેજનમાં વાપરવું યોગ્ય થઈ પડશે.

**ગૃહઉદ્યોગો**

હિંદ એ પ્રાચીન કાળથી જ ગૃહઉદ્યોગોનો દેશ છે. યંત્રોનાં કારખાનાંઓ હિંદમાં આવ્યાં, છતાં હજી પણ ગૃહઉદ્યોગો જ હિંદનાં દરેક પ્રાંતોમાં ફેલાયેલા છે. કારખાનાંઓ કરતાં ગૃહઉદ્યોગ અનેકગણા વધારે માણસોને રોજી આપી રહ્યા છે. ખેતી પછી એ મોટામાં મોટો ઉદ્યોગ છે. હિંદના અર્થશાસ્ત્રમાં ગૃહઉદ્યોગો અગત્યનો ફાળો આપી રહ્યો છે. હિંદ ગમે તેટલા પ્રમાણમાં કારખાનાંઓ કાઢે, પરંતુ છેવટે ગૃહઉદ્યોગો પર હિંદની વ્યાપક પ્રજાને નભવાનું છે. મિલો અને કારખાનાંઓ લાખોને કામ આપે છે, જ્યારે ગૃહઉદ્યોગો કરોડો માણસોને રોજી આપી રહ્યા છે.

**કાપડનો ગૃહઉદ્યોગ**

અતિ પ્રાચીન સમયથી ચાલ્યો આવતો આ ઉદ્યોગ હમણાં પણ સૌથી મોટી સંખ્યામાં માણસોને કામ આપી રહ્યો છે. સાદું, રંગીન અને બુટ્ટાદાર કાપડ હાથની શાળો ઉપર વણાઈ રહ્યું છે; કપાસનું કાપડ તેમ જ ઊન અને રેશમનાં વસ્ત્રો ઝૂંપડાઓની શાળો ઉપર તૈયાર થાય છે. ખાદીનો ઉદ્યોગ તો વ્યવસ્થિત અને વ્યાપક બન્યો છે. હિંદમાં નીચે મુજબની સંખ્યાની હાથશાળો કામ કરતી હોવાનો અંદાજ છે:—

| પ્રાંત | શાળોની સંખ્યા | પ્રાંત | શાળોની સંખ્યા |
|---|---|---|---|
| આસામ | ૪૨૫૦૦૦ | દીલ્હિ | ૪૫૦ |
| બિહાર ઓરીસા | ૧૨૫૦૦૦ | મદ્રાસ | ૨૨૫૦૦૦ |
| બંગાળ | ૨૦૦૦૦૦ | સરહદ પ્રાંત | ૫૦૦ |
| મુંબાઈ | ૧૦૦૦૦૦ | પંજાબ | ૭૫૦૦૦ |
| મધ્ય પ્રાંત | ૧૦૦૦૦૦ | હૈદ્રાબાદ રાજ્ય | ૧૪૦૦૦૦ |

આમાં કાશ્મીર, માઈસોર વગેરે રાજ્યના આંકડા મળ્યા નથી, પરંતુ હિંદમાં કુલ ૨૫ લાખથી વધુ હાથશાળો પર કાપડ વણાય છે. દરેક હાથશાળ ઉપર ચાર માણસ નભે છે. તે પ્રમાણે માત્ર કાપડ અને વણવાનો ગૃહઉદ્યોગ એક કરોડ માણસોને કામ આપી રહ્યો છે. ખાદીની બનાવટમાં તો સૂતર પણ હાથનું કાંતેલ હોય છે; તેથી અનેક બહેનોને કામ મળે છે. ઘણી શાળોમાં મિલનું સૂતર વાપરી વસ્ત્રો વણવામાં આવે છે.

હિંદમાં શાળો ઉપર નીચે પ્રમાણે કાપડ તૈયાર થયું હતું:—

| વરસ | શાળોનું કાપડ તૈયાર થયું ૧૦ લાખ વારમાં | હિંદમાં કુલ કાપડની પેદાશ ૧૦ લાખ વારમાં |
|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૧૬૭૯ | ૫૭૪૪ |
| ૧૯૩૦–૩૧ | ૧૬૫૫ | ૪૨૮૮ |
| ૧૯૩૧–૩૨ | ૧૮૦૮ | ૫૩૬૦ |
| ૧૯૩૨–૩૩ | ૨૦૫૬ | ૬૩૨૫ |
| ૧૯૩૩–૩૪ | ૧૭૨૫ | ૫૨૩૬ |
| ૧૯૩૪–૩૫ | ૧૭૯૩ | ૫૯૭૦ |

આ આંકડા બતાવી આપે છે કે હાથશાળોથી હિંદની કાપડની કુલ પેદાશનો બીજો ભાગ તૈયાર થાય છે.

હવે ઊનનાં વસ્ત્રો સંબંધી વિચાર કરીએ. હિંદમાં ૫ કરોડ ઘેટાં છે; તેમાંથી ૧૦ કરોડ રતલ ઊન દર વર્ષે તૈયાર થાય છે. તેમાંથી ૩॥ કરોડ રતલ ઊનનાં વસ્ત્રો અને ગાલીચા-મિલો અને ગૃહઉદ્યોગો બનાવે છે. ૧॥ કરોડ રતલ ઊન પરદેશો ખાતે ચડે છે. હમણાં યુદ્ધ સમયમાં આખરે ઊનનો પાક અને વસ્ત્રોની પેદાશ સરકારી અંકુશ નીચે મુકાયેલ છે. સૈન્યો માટે પુષ્કળ ધાબળા અને બીજાં ઊનનાં વસ્ત્રો સરકાર ખરીદ કરે છે. આથી આ ઉદ્યોગનો સારો વિકાસ થયો છે. કરોડો રૂપિયાની કિંમતના ઊનના ધાબળા સૈનિકો માટે ખરીદાય છે. પંજાબમાં અમૃતસર અને જલંદર જિલ્લામાં માઈસોરમાં આ ઉદ્યોગને ઉત્તેજન મળ્યું છે.

અલીગઢ અને બીજા ભાગોમાં કટલરી સામાનનો ગૃહઉદ્યોગ વિકાસ પામ્યો છે. ત્રાંબા-પિત્તળની ધાતુઓમાંથી વાસણો બનાવવાનો ઉદ્યોગ પણ સારી હાલતમાં છે. કાચની બંગડીઓ બનાવવાનો ઉદ્યોગ પણ ઠીક વિકાસ પામ્યો છે. સંયુક્ત પ્રાંતમાં ફીરોઝાબાદ એ મુખ્ય સ્થાન છે. ગાલીચા વણવાનો ઉદ્યોગ પણ સારી હાલતમાં છે.

લાકડ કામ, હાથીદાંતનું કામ, સુખડનું કામ, ભરત કામ, ચીનીનાં વાસણો, ગંજીફાક, મોજાં, ગલપટ્ટા, સાડીઓ, ટોપીઓ વગેરે સેંકડો જાતના પદાર્થો ગૃહઉદ્યોગ દ્વારા હિંદમાં ઉત્પન્ન થાય છે; પરંતુ આ ગૃહઉદ્યોગોનું સંગઠન નથી, સુવ્યવસ્થા નથી, રાજ્યાશ્રય પણ શુષ્ક છે. આથી ભવિષ્યમાં આ ગૃહઉદ્યોગોને વ્યવસ્થિત રીતે સંગઠિત કરવાનું કામ સ્વરાજ હિંદે કરવાનું છે. હિંદની મોટી વસ્તી જોતાં ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવું જ રહેશે.

**યુદ્ધ સમયના ઉદ્યોગો**

હિંદના ઉદ્યોગોને આ યુદ્ધને લીધે સરસ ઉત્તેજન મળી રહ્યું છે. જેવો વિકાસ સાધારણ રીતે પંદર વર્ષોની લાંબી મુદત દરમિયાન ન થાય, તેવો વિકાસ યુદ્ધ દરમિયાન થશે; પરંતુ આ વિકાસમાં મુખ્ય ખામીઓ યંત્રોના આયાતનો અભાવ અને અવ્યવસ્થિત વિકાસ છે. એકબીજાના સહકારમાં ઉદ્યોગો પરસ્પર સાંકળની કડીઓ જેવાં સ્થપાય તો જ હિંદનું ઔદ્યોગિક ભવિષ્ય સુધરે; પરંતુ યુદ્ધ સમયમાં સામાન્ય રીતે જે ચાલુ યુદ્ધમાં રોકાયેલા દેશોમાંથી આયાત થતી તે બંધ પડી ગઇ છે. આથી હિંદમાં એ વસ્તુઓ બનાવવાના પ્રયત્નો થયા છે; પરંતુ યુદ્ધ પછી એ ઉદ્યોગોને ટકાવી રાખવાનો પ્રશ્ન ગંભીર વિચારણા માગે છે.

યુદ્ધને લીધે ઉદ્યોગોમાં બનેલી કેટલીક જાતની ખાસ વસ્તુઓની માગ વધી પડી છે. હિંદમાંથી પાકા તૈયાર કરેલા પદાર્થોની ઈ. સ. ૧૯૩૮-૩૯ માં કુલ ૩૩॥ કરોડની નિકાસ થઇ હતી. ૧૯૩૯-૪૦ માં કુલ ૪૭॥ કરોડ રૂપિયાની કિંમતની વસ્તુઓ પરદેશો તરફ ચડી હતી; જ્યારે ૧૯૪૦-૪૧ માં તૈયાર વસ્તુઓની નિકાસ ૮૧ કરોડ રૂપિયાની કિંમતની થઈ હતી.

વસ્ત્રો અને સૂતરની નિકાસમાં રૂ. ૬॥ કરોડ, જૂટની વસ્તુઓની નિકાસમાં રૂ. ૧૯॥ કરોડ, લોઢાની વસ્તુઓની નિકાસમાં રૂ. ૨ કરોડ, રસાયનોના પદાર્થો સોડા વગેરેમાં રૂ. ૨૧॥ લાખનો વધારો થયો હતો. ખાંડ, બૂટો, માટીની પાઇપો, કાગળો, સીમેન્ટ આ બધાની માગ ખૂબ વધી પડી છે. કારખાનાંઓ પાસે નિકાસને માટે યંત્રો નથી. આથી એઓ માગ પૂરી કરી શકતા નથી. વસ્તુઓની કિંમતો બે ગણી અને ત્રણ ગણી થઈ રહી છે; એથી કારખાનાંઓને મોટો નફો છે.

હિંદના ઉદ્યોગોના વિકાસના બે મુખ્ય સમયો છે. બંગાળના ભાગલા સમયથી શરૂ થઈ સ્વદેશી હિલચાલે મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે વિકાસ સાધીને ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું છે.

**ટેરિફ બૉર્ડ**

૧૯૧૪-૧૮ ના મહાયુદ્ધો પણ હિંદના ઉદ્યોગોને ઠીક પ્રમાણમાં ઉત્તેજન આપ્યું હતું. ૧૯૩૯ થી શરૂ થયેલા મહાયુદ્ધને લીધે પણ હિંદી ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું છે. કેનેડા કે ઑસ્ટ્રેલીઆના પ્રમાણમાં તે ઘણું ઓછું છે. હિંદના ઉદ્યોગોના વિકાસ માટે હિંદી સરકારે ફીસ્કળ કમિશન નિમ્યું હતું. એણે કેટલીક ભલામણો કરી હતી. જે ઉદ્યોગો માટે રૂડું ભવિષ્ય અને સારાં સાધનો હોય, જે ઉદ્યોગ રક્ષણીય જકાતના આશ્રય વગર જીવી શકે તેમ ન હોય, અને જે ઉદ્યોગ થોડાં વર્ષો પછી જકાતના રક્ષણ વગર પગભર થઈ શકે તેમ હોય તેવા ઉદ્યોગને રક્ષણ આપવાની ભલામણો કરી હતી. આ માટે ત્રણ સભ્યોનું એક ટેરિફ બૉર્ડ સરકારે સ્થાપ્યું છે. જે ઉદ્યોગને રક્ષણની જરૂર હોય તે ઉદ્યોગ આ ટેરિફ બૉર્ડને અરજી કરે; બૉર્ડ આ વિષયમાં સંપૂર્ણ તપાસ કરી સરકારને રિપોર્ટ કરે; સરકારને યોગ્ય લાગે તો એ રિપોટની ભલામણો સ્વીકારી ઉદ્યોગને પરદેશી હરીફાઈમાંથી બચાવવા માટે જકાતી રક્ષણ આપે.

ઈ. સ. ૧૯૨૩ થી ૧૯૪૦ સુધી ટેરિફ બૉર્ડે આવી ૫૦ વસ્તુઓના ઉદ્યોગોની બારીક તપાસ કરી રિપોર્ટો કર્યા છે. આ રિપોર્ટો આપણા ઉદ્યોગોને માટે સુંદર સાહિત્ય છે. આમાંથી ચાર પાંચ રિપોર્ટોની ભલામણો સરકારે સ્વીકારી નથી. કાપડ, સીમેન્ટ, કાગળ; લોઢું, દીવાસળી, ખાંડ વગેરે મુખ્ય ઉદ્યોગોને ટેરિફ બૉર્ડની ભલામણથી સારું જકાતી રક્ષણ મળ્યું છે.

**ઉજ્જૈન :** માળવાનું મુખ્ય શહેર છે. એ સિંધીઆ સરકારને તાબે છે. આ શહેરમાં મહાકાળેશ્વરનું મંદિર છે. માળવામાં અફીણ થાય છે. ઉજ્જૈન મુખ્ય વેપારી મથક છે.

**ઉદયપુર :** મેવાડ, દેશી રાજ્યની રાજ્યધાની છે. વસ્તી ૭॥ લાખની છે. તળાવને કાંઠે રાણાજીનાં સુંદર મહેલો છે. ( વધારે વિગત માટે જુઓ મેવાડ ).





**એલચી :** દક્ષિણુ હિંદના પહાડો ઉપર ૫૦૦ થી ૫૦૦૦ ફિટની ઉંચાઈએ એલચીના છોડ થાય છે. માઇસોર અને મલબાર એ તેજાનાની પેદાશનાં મુખ્ય સ્થળો છે. નેપાળમાં મોટા એલચીનાં ઝાડો ઊગે છે. એલચીનો ઉપયોગ દવા તથા સુગંધીના કામ માટે થાય છે. હિંદમા એની પુષ્કળ ખપત મુખવાસ તરીકે પણ થાય છે. એ પરદેશો ખાતે પણ ચડે છે. એલાયચી સડી ન જાય તે માટે એને ગંધકનો ધુમાડો આપે છે. મુંબાંઇથી ૪ લાખ રતલ, કલકત્તાથી ૬૨૦૦ રતલ અને મદ્રાસથી ૯ા લાખ રતલ એલચી પરદેશો ખાતે ચડી હતી. ૧૯૩૫–૩૬ માં ૧૩ાા લાખ રતલ એલચી કુલ ૧૪૨૦૦૮ પોંડની કિંમતની પરદેશો ખાતે ચડી હતી. સ્વીડન ખાતે ૨૬ ટકા અને ગ્રેટ બ્રિટન ૨૨ ટકા બાકીની એલચી જર્મની, અમેરિકા અને અરબસ્તાન ખાતે ચડી હતી.

એલચીના છોડના મૂળમાં ભોંયફળીની પેઠે એને ફળોલાગે છે. એલચી જૂની થાય તો તેમાં જંતુઓ થાય છે. જંતુવાળી એલચી ખાવાથી કોઢ ઉત્પન્ન થાય છે. એલચીના ગુણ કડવા, શીતળ, રસકાળે તીખા, લઘુ, સુગંધી, પિત્તકર અને સુખ શુદ્ધિકારક છે. એ વાયુ, દમ, કફ, ઉધરસ, અર્શ, કંઠ રોગનો નાશ કરે છે.

**એરંડો ( દીવેલી )**–આનાં ચાર પાંચ ફીટ ઊંચાં ઝાડ થાય છે. ગમે તેવી ભૂમિમાં એ ઊગે છે. એમાંથી તેલ નીકળે છે. તેના ગુણો—ઉષ્ણ, ગુરુ, રુચિકર અને કડવું છે. એનાથી જુલાબ થાય છે. એરંડા તેલનો જુલાબ વખણાય છે. એ ઉદરરોગ, ગુલ્મવાયુ, કફ, સોજો, વિષમજ્વર અને શૂળનો નાશ કરે છે. સંધિવામાં પણ એનો ઉપયોગ વખણાય છે. ૧૯૩૪–૩૫ માં એરંડાની પેદાશ નીચે મુજબ હતી:—

| પ્રાંત | એકર | પેદાશ ટન | |
|---|---|---|---|
| બિહાર અને ઓરીસા | ૫૫૦૦૦ | ૮૦૦૦ | |
| મુંબાઈ | ૪૪૦૦૦ | ૪૦૦૦ | ( આગલાં વર્ષોમાં ૮૦૦૦–૧૨૦૦૦ ટન પાક થયો હતો. ) |
| મધ્ય પ્રાંત અને વરાડ | ૨૨૦૦૦ | ૬૦૦૦ | ( આગલાં વર્ષોમાં ૮૦૦૦–૯૦૦૦ ટન થયો હતો. ) |
| મદ્રાસ | ૨૭૮૦૦૦ | ૨૩૦૦૦ | ( આગલાં વર્ષોમાં ૩૩૦૦૦ થી ૩૮૦૦૦ ટન પાક થયો હતો.) |
| સંયુક્ત પ્રાંતો | ૭૦૦૦ | ૨૦૦૦ | |
| વડોદરા | ૭૬૦૦૦ | ૨૦૦૦ | ( આગલાં વર્ષોમાં ૭૦૦૦ ટન હતો ) |
| મુંબાઈનાં દેશી રાજ્યો | ૭૬૦૦૦ | ૮૦૦૦ | |
| હૈદરાબાદ | ૭૮૬૦૦૦ | ૪૩૦૦૦ | ( આગલાં વર્ષોમાં ૬૭૦૦૦ જેટલો થયો હતો. ) |
| માઇસોર | ૯૪૦૦૦ | ૫૦૦૦ | |

સન ૧૯૩૫–૩૬ માં એનો કુલ ૧૦૫૦૦૦ ટન પાક થયો હતો; પરંતુ દશ વરસોની સરેરાશ ૧૩૫૦૦૦ ટનની આવે છે. મે થી જુલાઈ દરમિયાન ખેતરોમાં એરંડા વવાય છે. અને જાન્યુઆરી અથવા ફેબ્રુઆરીમાં પાક ઉતરે છે.

એરંડીઆની પરદેશો ખાતે નિકાસ થાય છે. ૧૯૩૮–૩૯ માં ૪૦૦૦ ટન એરંડીઆં કુલ કિંમત રૂા. ૭૧ લાખનાં ચડયાં હતાં. ૧૯૪૦–૪૧ માં ૬૭૦૦૦ ટન એરંડીઆં ૧૧૯ લાખ રૂપિયાની કિંમતનાં ચડયાં હતાં. એની મુખ્ય નિકાસ ગ્રેટ બ્રિટન ખાતે ૩૫૦૦૦ ટન, ફ્રાન્સ ખાતે ૨૦૦૦૦ ટન, અમેરિકા ખાતે ૧૪૦૦૦ ટન જાપાન ખાતે ૩૦૦૦ ટન હતી. આના તેલનો ઉદ્યોગ હિંદમાં વિકાસ પામ્યો નથી. હિંદમાં દીવામાં બાળવા માટે એનો ઉપયોગ થાય છે.

એરંડીઆનું તેલ ઈ. સ. ૧૮૦૪ માં હિંદમાંથી પરદેશો ખાતે ચડવું શરૂ થયું હતું. ૧૯૩૫–૩૬ માં ૧૪ લાખ ગેલન તેલ (કિંમત પાઉન્ડ ૧૬૧૦૫૫) ની નિકાસ થઇ હતી. ૧૯૩૮–૩૯ માં ૧૧ લાખ ગેલન, ૧૯૩૯–૪૦ માં ૧૨ાા લાખ ગેલન અને ૧૯૪૦–૪૧ માં ૧૨ લાખ ગેલન એરંડીયું તેલ પરદેશો ખાતે ચડયું હતું. એ પૈકી બરમા એ ૪૮ ટકા, ગ્રેટબ્રિટને ૭ ટકા, દક્ષિણ આફ્રિકાએ ૭ ટકા લીધું હતું; બીજા ઘણા દેશોમાં થોડું થોડું તેલ નિકાસ થયું હતું.

**એડીનબરો :** સ્કૉટલેન્ડ દેશની રાજ્યધાની છે. એની વસ્તી પાંચ લાખની છે. વૈદક શીખી ડોકટરની પદવી લેવા ઘણાં હિંદીઓ ત્યાંની મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે.

**એલ્યુમિનીયમ :** આ ધાતુ બૉક્સાઇટ નામની ધાતુમાંથી બને છે. હિંદમા એ ધાતુની બનાવટને ઉત્તેજન મળતું નહોતું. પરંતુ તૈયાર ધાતુનાં પતરાં વિલાયતથી અને કેનેડાથી આયાત થતાં હતાં. એલ્યુમિનીઅમનાં પતરામાંથી વાસણો બનાવવાનું એક મોટું કારખાનું ગુજરાતી માલિકીનું કલકત્તા ખાતે છે. હમણાં આ કારખાનું યુદ્ધ માટે વાસણો બનાવે છે. એલ્યુમિનીઅમ ધાતુનો ઉપયોગ યુદ્ધમાં વિમાનો, રણગાડીઓ, લુઈસગનો વગેરેમાં પુષ્કળ થાય છે. ત્રાવણકોરમાંથી બૉક્સાઈટ ધાતુ મોટા પ્રમાણમાં મળી છે. ત્યાં એલ્યુમિનીઅમ બનાવવાને ત્રાવણકોરના પેલીવાસાલ જળ વિદ્યુતશક્તિના કારખાનાં સાથે ગોઠવણો કરીને કારખાનું ખોલવામાં આવ્યું છે, યંત્રો પણ વિલાયતથી આવી પહોચ્યાં છે, એટલે હવે માલ તૈયાર થતો હશે. કલકત્તા બેલુરમાં એક પતરાં બનાવવાની મિલ ઉભી કરવામાં આવી છે. આ ઉદ્યોગ માટે સારું ભવિષ્ય છે.



**ઑક્સિજન :** એ પ્રાણવાયુ છે. કુદરતી વાતાવરણમાં આ વાયુ ફેલાયલો છે. સૃષ્ટિનો ૧/૨ ભાગ આ પદાર્થથી ભરેલો છે. એ સ્વાદ અથવા સુગંધ વગરનો ગૅસ છે. એ ખુલ્લી નજરે દેખાતો નથી. મેંગેનીઝ ધાતુ અને તેના ઉપરના કાળા ઑક્ષાઇડ નામે પદાર્થ, સિંદૂર અને સૂરોખાર એ બધાને ગરમી લગાડી એમાંથી ઑક્સિજન છૂટો પાડી શકાય છે. હાઇડ્રોજન ગૅસ કરતાં એ ૧૬ ગણો ભારે હોઇને હવા કરતાં ૧/૧૦ ભારે છે. રસાયન શાસ્ત્રીઓએ આ ઉપયોગી પ્રાણવાયુની શોધ કરી એનો પ્રજાના ઉપકાર માટે ઉપયોગ શોધી કાઢયો છે.

**ઑગસ્ટ :** અંગ્રેજી પંચાંગના આ આઠમા મહિનાના ૩૧ દિવસો છે. રોમના બાદશાહ ઑગસ્ટસે એના ૩૧ દિવસો ઠરાવી પોતાનું એને નામ આપ્યું હતું.

**ઓરિસા :** હિંદનો એક પ્રાંત છે. એમાં ઉડિયા લોકો રહે છે. એના બે વિભાગ છે. ઓરિસા અને બિહાર, પરંતુ એ બંનેને હવે છૂટા પાડવામાં આવ્યા છે. બંનેનું ક્ષેત્રફળ ૮૩૦૫૪ ચો. માઈલનું છે. એની વસ્તી ૪ કરોડની છે. તેમાં ઓરિસાનું ક્ષેત્રફળ ૨૮૬૪૮ ચો. માઇલનું છે. ઓરિસાની રાજયધાની કટક છે. એ પ્રદેશમાં ત્રણ મુખ્ય નદીઓ છે. સુવર્ણરેખા, વૈતરણી અને બ્રાહ્મણી. આ પ્રાંતની પ્રજા ઘણી ગરીબ છે. આ પ્રાંતમાં ચીલ્કા નામે મહાન સરોવર છે. તેમાંથી લોકોને ખોરાકી માટે પુષ્કળ માછલાં મળે છે. આ પ્રાંતમાં ગવર્નર છે. હમણા કોંગ્રેસ પ્રધાનમંડળે રાજીનામું આપ્યા પછી બીજું સંયુક્ત પ્રધાનમંડળ થયું છે. વરસાદ ૬૦–૭૦ ઇંચ પડે છે. ઓરિસાનો દરિઆ કિનારો ખૂબ તોફાની છે, નદીઓમાં પણ મોટી રેલો આવે છે. આ પ્રાંતમાં મુખ્યત્વે ચોખાનો પાક થાય છે. ઓરિસાના દરિઆકિનારે નાળીએરનાં જંગલો આવેલાં છે. ઓરિસામાં મહા નદીમાં થોડી નહેરો બાંધેલી છે, અહીં સારી જાતનાં પશુ થતાં નથી.

ઉદ્યોગોમાં મુખ્ય ગૃહઉદ્યોગ કાપડ વણવાનો છે. કટકનું રૂપાનું કોતરકામ આખા જગતમાં વખણાય છે. આ પ્રદેશમાં કોઈ મોટા ઉદ્યોગો નથી. બંદર તરીકે અને યાત્રાના મુખ્ય સ્થળ તરીકે જગન્નાથપુરી છે. બાળાસોરનું બીજું બંદર છે, પણ અહીંના બંદરોમાં વેપાર થોડો છે. બાલાસોરમાં સત્તરમી સદીમાં અંગ્રેજી, ડચ, ફીરંગી, ડેનીશ અને ફ્રેંચોની પેઢીઓ સ્થપાઇ હતી. પુરી (જગન્નાથ)નું બંદર ખુલ્લું છે. એમાં કયારેક કયારેક સ્ટીમરો પણ આવે છે. નાનું કસ્ટમ્સ હાઉસ પણ એ બંદરે છે. ચાંદબાલીનું બંદર મોટું છે. કલકત્તાથી અનેક નાની સ્ટીમરો ત્યાં પ્રવાસીઓને લઇ જાય છે. દર વર્ષે ૧ લાખ પાઉન્ડનો વેપાર છે.

ઓરિસાની ભાષા ઉડિઆ બોલવા અને લખવામાં બંગાળી ભાષાની બહુ નજદિકની સંબંધી છે. અહીં નવું સાહિત્ય થોડું છે; જૂનું ધાર્મિક વધારે છે. નાનાં નાનાં ૨૦ દેશી રાજ્યો છે. કટકમાં ઓરીસાની એંજિનીઅરિંગ સ્કૂલ છે. કટકની વસ્તી ૬૫૦૦૦ની છે.



**ઔદ્યોગિક તકરારો (હિંદમાં) :**

હિંદની ઔદ્યોગિક તકરારોની માહિતિ નિચે મુજબ છે:

| સાલ | તકરારની સંખ્યા | સંડોવાયેલ માણસો | કામના કેટલા દિવસો ગુમાવ્યા |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૪૮ | ૧૯૬,૩૦૧ | ૨,૨૬૬,૦૦૦ |
| ૧૯૩૧ | ૧૬૬ | ૨૦૩,૦૦૮ | ૨,૪૦૮,૦૦૦ |
| ૧૯૩૨ | ૧૧૮ | ૧૨૮,૦૯૯ | ૧,૯૨૨,૦૦૦ |
| ૧૯૩૩ | ૧૪૬ | ૧૬૪,૯૩૮ | ૨,૧૭૯,૦૦૦ |
| ૧૯૩૪ | ૧૫૯ | ૨૨૦,૮૦૮ | ૪,૭૭૬,૦૦૦ |
| ૧૯૩૫ | ૧૪૩ | ૧૧૪,૦૦૦ | ૧,૯૭૩,૦૦૦ |
| ૧૯૩૬ | ૧૫૭ | ૧૬૯,૦૦૦ | ૨,૩૫૮,૦૦૦ |
| ૧૯૩૭ | ૩૭૯ | ૬૪૮,૦૦૦ | ૮,૯૮૨,૦૦૦ |
| ૧૯૩૮ | ૩૯૯ | ૪૦૧,૦૦૦ | ૯,૧૯૯,૦૦૦ |



**કચ્છ :** આ તૂંબડા આકારનો નાનો પ્રદેશ હિંદની પશ્ચિમમાં એક દેશી રાજ્ય છે. એ ૭,૬૧૬ ચોરસ માઇલનું ક્ષેત્રફળ અને ૫,૧૩,૮૨૭ માણસોની વસતિ ધરાવે છે. ત્યાં સ્વતંત્ર કોરીનું ચલણ છે. આ દેશી રાજ્ય જકાત યુનિયનથી બહાર છે; એટલે એ રાજ્યનું જકાતી ધોરણ જુદું છે. વિલાયતથી પરબારી સ્ટીમરો માલ લઈ કચ્છના કુંડલા અને માંડવી બંદરે આવે છે. એના ઉપર કચ્છ રાજ્ય માત્ર આઠ ટકા જકાત લે છે. આથી કચ્છની આસપાસ બ્રિટિશ હિંદે જકાતી નાકાં બેસાડી કચ્છના માલ ઉપર બ્રિટિશ હિંદના ધોરણે જકાત લે છે. આ પ્રદેશની ભાષા કચ્છી છે. એ સિંધીને મળતી છે. લખવામાં ગુજરાતી ભાષાનો ઉપયોગ કરે છે. કચ્છમાં વરસાદની ખેંચને લીધે બહુ થોડી જમીન ફળદ્રુપ છે. પરંતુ કચ્છીઓ સાહસિક હોવાથી આખા હિંદમાં વેપારને માટે જઈ શકયા છે. લગભગ પાંચ લાખ કચ્છીઓ કચ્છ બહાર વસે છે. રાજ્યની વાર્ષિક પેદાશ ૧ કરોડ કોરી એટલે ૩૦ લાખ રૂપિયા છે. મુખ્ય પેદાશ જકાતની છે.

કચ્છમાં મુખ્ય પાક જુવાર બાજરો, કપાસ, શાકભાજી અને ફળફૂલ થાય છે. કચ્છની પ્રજાને જોઈતું અનાજ આઠથી દશ આની કચ્છ પેદા કરે છે; બાકી બહારથી મંગાવે છે. આ દેશ સૂકો છે. કચ્છના ઊંટ, બળદ વગેરે સારાં હોય છે. અહીં કોઇ ઉદ્યોગ નથી, તેમ કોઇ ભૂસ્તર પણ હજી સુધી શોધીને ખાણો ચાલુ કરવામાં આવી નથી. કચ્છમાં ફટકડી બને છે. અહીંની નિકાશમાં, કપાસ અને એરંડિયાં છે. આયાતમાં કાપડ, અનાજ, લોઢું, ધાતુઓ અને લાકડું છે. મુખ્ય શહેરો ભૂજ, અંજાર, માંડવી અને મુંદ્રા છે.

**કટક :** ઓરિસાની રાજધાનીનું આ શહેર છે. આ શહેરનો ચાંદીનો ગૃહઉદ્યોગ વખણાય છે. વેપાર થોડો છે.

**કડાલોર :** મદ્રાસ ઇલાકાનું અ. બંદર પોંડિચેરીથી ૧૫ માઇલ દૂર છે. એની વસતિ ૫૭,૩૫૮ ની છે. બંદરમાં પાણી બહુ છીછરું છે; તેથી સ્ટીમર એક માઈલ દૂર રહે છે. એમાં પોર્ટ ઓફિસર, કસ્ટમ્સ કલેકટર વગેરે રહે છે. એમના હાથ નીચે પોર્ટોનોવો અને બીજાં ત્રણ નાનાં બંદરો છે. આ બંદરની આસપાસ જુદા જુદા વિભાગોમાં કેટલાંક મીઠાનાં કારખાનાં છે. આ બંદરેથી ભોંયફળી માર્સેલ્સ બંદરે (યુરોપ) જાય છે. અહીં બીજો કોઈ જાણીતો વેપાર નથી. વરસ દરમિયાન (૧૯૩૪–૩૫) ૭ા લાખ ટનના વજનની ૨૧૨ સ્ટીમરો આવી ગઇ હતી.

**કપાસ:** હિંદમાં સૌથી અગત્યનો પાક કપાસનો છે. જ્યારે યુરોપમાં કપાસ કે કાપડનું નામોનિશાન પણ નહોતું, ત્યારે હિંદમાં કપાસનો મોટા પાયા પર પાક થતો હતો. અત્યારે પણ હિંદ કપાસના પાકમાં બીજે નંબરે છે. ૧૯૪૧ માં જગતમાં કપાસના, નીચે મુજબના પાક થતા હતા:—

[ નીચે જણાવેલ ગાંસડીઓમાં દરેક ગાંસડી ૪૬૦ રતલની હોય છે.]

| દેશ | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ |
|---|---|---|
| | [ હજાર ગાંસડીઓ ] | [ હજાર ગાંસડીઓ ] |
| અમેરિકા | ૧૧,૫૧૬ | ૧૨,૨૮૭ |
| બ્રાઝિલ | ૨,૦૯૪ | ૨,૩૦૦ |
| ઇજિપ્ત | ૧,૭૮૫ | ૧,૮૫૦ |
| હિંદ | ૪,૪૨૦ | ૪,૫૫૦ |
| રશિયા | ૪,૦૦૦ | ૪,૩૦૦ |
| ચીન | ૬૨૭ | ૧,૦૦૦ |
| બીજા દેશો | ૨,૯૨૫ | ૩,૦૧૧ |
| કુલ— | ૨૭,૩૬૭ | ૨૯,૪૨૧ |

ઈ. સ. ૧૯૨૨–૨૩ માં જગતનો કુલ પાક ૧૮૪ લાખ ગાંસડીઓનો હતો. ઇ. સ. ૧૯૩૭–૩૮ માં કુલ પાક ૩૩૮ લાખ ગાંસડીઓ જેટલો થયો. આથી કપાસના ભાવો બેસી ગયા. આ મંદી ટાળવા માટે સૌ દેશોમાં કપાસની વાવણી ઓછી કરવામાં આવી. જેથી પાછા વ્યાજબી ભાવો ચાલુ થયા. કપાસની પેદાશમાં અમેરિકાનો નંબર પહેલો, હિંદનો બીજો અને રશિયાનો ત્રીજો છે. હિંદમાં કુલ રાા કરોડ એકર જમીનમાં કપાસનું વાવેતર થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) બાદ કરતાં આ સૌથી મોટું વાવેતર છે. પરંતુ હિંદમાં ઊંડી ખેડ, શાસ્ત્રીય ખાતર, યાંત્રિક ખેડનાં સાધનો અને યોગ્ય શાસ્ત્રીય સંશોધન નહિ હોવાથી પાક ઓછો ઊતરે છે. ઇજિપ્તમાં આપણા કરતાં ત્રણ ગણો પાક થાય છે. હિંદી કપાસનો મોટો ભાગ ટૂંકા તારનો અને હલકો છે.

હિંદમાં મુંબઈ ઈલાકામાં ૮ લાખ ગાંસડી, મધ્ય પ્રાંત અને વરાડમાં ૬ લાખ ગાંસડી, મદ્રાસમાં ૪॥ લાખ ગાંસડી, પંજાબમાં ૧૦ લાખ, સંયુક્ત પ્રાંતોમાં ૨ લાખ, મુંબઇનાં દેશી રાજ્યોમાં ૬ લાખ, મધ્ય હિંદનાં દેશી રાજ્યોમાં ૨ લાખ, હૈદ્રાબાદ રાજ્યમાં ૫ થી ૬ લાખ અને પંજાબનાં રાજ્યોમાં ૩ લાખ ગાંસડીઓ થાય છે. બંગાળમાં કપાસનો પાક ૨૧,૦૦૦ ગાંસડી, બિહાર–ઓરિસ્સામાં ૮૦૦૦ ગાંસડીઓ અને સરહદ પ્રાંતમાં માત્ર ૩૦૦૦ ગાંસડી થાય છે. હિંદમાં મુંબઇ ઇલાકો, પંજાબ, હૈદ્રાબાદ અને મધ્ય પ્રાંતોમાં કપાસનો મોટો પાક થાય છે.

ઈ. સ. ૧૯૩૮–૩૯ માં હિંદની મિલોએ ૩,૧૨૨ હજાર ગાંસડીઓ, ૧૯૩૯–૪૦ માં ૩,૦૪૦ હજાર ગાંસડીઓ અને ૧૯૪૦–૪૧ માં ૩,૩૩૪ હજાર ગાંસડી હિંદી કપાસ વાપર્યો હતો. આ યુદ્ધનાં વર્ષો દરમિયાન હિંદી મિલો ચોવીસ કલાક ચાલુ કામ કરે છે. એટલે ઓછામાં ઓછી ૪૦ લાખ ગાંસડી કપાસ વાપરશે.

હિંદી કપાસનો લગભગ અર્ધાથી થોડો ભાગ પરદેશો ખાતે ચડે છે. ૧૯૩૮–૩૯ માં ૨૭ લાખ ગાંસડી, ૧૯૩૯–૪૦ માં ૨૯॥ લાખ ગાંસડી અને ૧૯૪૦–૪૧ માં ૨૧॥ લાખ ગાંસડી કપાસ પરદેશ ખાતે ચડયો હતો. તેની કિંમત રૂપિયા ૨૩॥ કરોડ હતી.

હિંદમાં લાંબા તારનો કપાસ પૂરતા પ્રમાણમાં થતો નથી. આથી પરદેશોથી–તેમાં પણ મુખ્યત્વે ઇજિપ્તથી–લાંબા તારનો કપાસ હિંદની મિલો મંગાવે છે. લગભગ પાંચ લાખ ગાંસડીમાંથી બ્રિટિશ પૂર્વ આફ્રિકાથી ૨,૧૫,૦૦૦ ગાંસડી, ઈજિપ્તમાંથી ૨,૨૮,૦૦૦ ગાંસડી અને અમેરિકાથી ૫૦,૦૦૦ ગાંસડી કપાસ આયાત થયો હતો. એ આયાત ઉપર સરકારે પ્રથમ રતલ ઉપર ૦–૦–૬ પાઇ જકાત નાખી હતી. હમણાં તે જકાત વધારી ૦–૧–૦ કરી છે.

હિંદી કપાસનું મુખ્ય ગ્રાહક જાપાન છે. ૧૯૩૯–૪૦ માં ૧૦,૫૬,૦૦૦ ગાંસડી અને ૧૯૪૦–૪૧ માં ૭,૦૫,૦૦૦ ગાંસડી કપાસ એણે ખરીદ્યો હતો. જાપાન સસ્તા હિંદી કપાસમાં બીજો સારો કપાસ ભેળવી સંશોધન દ્વારા એમાંથી ઝીણું સુતર તૈયાર કરે છે. ચીન પણ હિંદી કપાસનું સારું ગ્રાહક છે. ૧૯૩૯–૪૦ માં ચીનમાં ૬,૮૧,૦૦૦ ગાંસડીઓ, અને ૧૯૪૦–૪૧ માં ૭,૫૪,૦૦૦ ગાંસડીઓ ચડી હતી. ગ્રેટ–બ્રિટન ખાતે ૪,૭૨,૦૦૦ અને ૨,૯૧,૦૦૦ ગાંસડીઓ કપાસ નિકાશ થયો હતો, પરંતુ આ દયા માટે ગ્રેટ–બ્રિટન પાસેથી ખાસ ઓછી જકાત લઈને મોટી રકમનું કાપડ હિંદને ફરજિયાત ખરીદવું પડે છે.

અમેરિકાની સરકારે મંદીનાં વર્ષો દરમિયાન કપાસની ખેતી કરનારા ખેડૂતોને મોટી મદદ આપી હતી. બાંધેલા ભાવે લાખો ગાંસડી સરકારે ખરીદી હતી અને તેમાં મોટી નુકશાની સરકારે ભરી આપી હતી.

હિંદનો ૧૯૪૦–૪૧ માં કપાસનો કુલ પાક ૫૭,૮૫,૦૦૦ ગાંસડીઓ [ ૪૦૦ રતલની ગાંસડી ] નો હતો. હિંદનાં મોટાં ઘરાકો જાપાન અને ચીન યુદ્ધને લઇને કપાસ ખરીદતાં નથી. બ્રિટનમાં માત્ર સરકારનું સપ્લાયખાતું કપાસ ખરીદે છે. હિંદમાંથી કપાસની મુખ્ય નિકાશ મુંબઈથી ૩,૧૬,૫૩૯ ટન, કરાંચીથી ૨,૫૦,૧૪૮ ટન, કલકત્તાથી ૬,૧૨૨ ટન, રંગુનથી ૧૪,૩૮૭ ટન અને મદ્રાસથી ૭,૭૨૨ ટનની થઇ હતી.

કપાસ કાલાંમાંથી બહાર કાઢી કપાસીઆમાંથી છૂટો કરવાનો મોટો ગૃહઉદ્યોગ હવે ઘટતો જાય છે. એને બદલે હિંદમાં ઘણે ઠેકાણે સેંકડો જીનો–યંત્રોથી કપાસમાંથી કપાસિયા છૂટા પડાય છે. કપાસની ગાંસડીઓ બાંધવા માટે અનેક પ્રેસો દેશના જુદા જુદા ભાગોમાં ઊભા કરાયા છે.

મુંબઈની ઈસ્ટ ઇન્ડિયા કોટન એસોસિએશન લિમિટેડને કપાસના વેપાર ઉપર દેખરેખ રાખી ધારા ઘડવાની મોટી સત્તા સરકારે આપી છે. જ્યારે કરાંચી ખાતે કોટન મરચન્ટસ એસોસિએશન આ કામ કરે છે. કપાસ ઉપર ગાંસડીએ બે આના લાગો વસુલ કરી સરકાર ઇન્ડિયન સેન્ટ્રલ કોટન કમિટીને સોંપે છે. આ નાણાંમાંથી જુદી જુદી જાતોનું સંશોધન એ કમિટી કરાવે છે. એમાં આખા હિંદના કપાસના વેપારના પ્રતિનિધિઓ અને અનુભવીઓ કપાસની ખેતી, જીનિંગ વગેરે સુધારવા માટે ઉપાયો લે છે. કપાસના તારનું શાસ્ત્રીય સંશોધન કરાવે છે. મુંબઈ ખાતે તેની એક મોટી પ્રયોગશાળા છે. કપાસના અનુભવીઓને તાલીમ આપવા એ કમિટી સ્કોલરશિપો પણ આપે છે.

મુંબઇમાં ૭૮૪ રતલની ખાંડી ઉપર ભાવ બોલાય છે અને કરાંચીમાં ૮૨$\frac{2}{7}$ રતલના મણ ઉપર ભાવ થાય છે.

રેશમી કપાસ ( હીરવણી ) હિંદમાં થોડા પ્રમાણમાં થાય છે. ૧૯૩૫–૩૬ માં ૩૯,૨૯૫ હંડ્રવેટ, ૫૧,૪૪૮ પૌંડની કિંમતનો રેશમી કપાસ ગ્રેટબ્રિટન, નેધરલેંડઝ વગેરે દેશો ખાતે ચઢાવવામાં આવ્યો હતો.

[ કપાસના કાપડઉદ્યોગ માટે ' ઉદ્યોગો 'માં જુઓ. ]

હિંદમાં શેત્રંજીઓ ગૃહઉદ્યોગ તરીકે વણાય છે. જેલોમાં પણ કેદીઓને એ ઉદ્યોગ શીખવાય છે.

હિંદનો આ કપાસનો મુખ્ય ઉદ્યોગ તથા ખેતીનો પણ મુખ્ય પાક છે. રાષ્ટ્રિય સરકારે પણ તેને ઉછેરવો રહ્યો. હિંદમાં મિલો રહેશે અને ગૃહઉદ્યોગ પણ રહેશે; એટલે તે બંનેનો પરસ્પર સહકાર સ્થાપવો પડશે. કપાસની ખેતી હિંદમાં નબળી છે. લાંબા તારનો કપાસ હિંદમાં વધુ પ્રમાણમાં ઉગાડવો પડશે. ખેતીના પાકની પેદાશ પણ એકર દીઠ નબળી છે, જે સુધારવી પડશે.

**કપાસિયા** : કપાસને જીનોમાં સાફ કરતાં અંદરથી કપાસિયા નીકળે છે. એ કપાસિયા ઢોરોને ખવરાવવાના ઉપયોગમાં આવે છે. કપાસિયામાંથી તેલ નીકળે છે અને ખોળ પણ બને છે. એક ટન કપાસિયામાંથી આશરે ૩૧૯ રતલ તેલ, ૯૦૭ રતલ ખોળ અને બાકીનાં ફોતરાં અને તાંતણા નીકળે છે. કપાસિયાનું તેલ ખાવામાં ઉત્તમ છે. એમાંથી માર્ગેરાઈન નામનો પદાર્થ બને છે.

હિંદમાં ઉત્પન્ન થતા કપાસિયામાંથી ૧૫ ટકા કપાસિયા ઢોરોને ખવરાવવામાં વપરાય છે; લગભગ બે લાખ ટન કપાસિયા વાવણીમાં વપરાય છે; કેટલાક હજાર ટન કપાસિયામાંથી કારખાનામાં તેલ કાઢવામાં આવે છે. બાકી લગભગ દોઢ લાખ ટન કપાસિયા પરદેશો ખાતે નિકાશ થાય છે. પણ થોડાં વર્ષો થયાં ઇજિપ્સીયન કપાસિયા પુષ્કળ પ્રમાણમાં ગ્રેટ બ્રિટન તરફ નિકાશ થતા હોવાથી હિંદી કપાસિયાની નિકાશ ઓછી થતી જાય છે. હિંદમાં કપાસિયાના તેલની પેદાશ વધે છે. કપાસિયા

તેલ પરદેશો ખાતે ચઢે છે. ૧૯૩૩-૩૪ માં ૩,૬૮,૭૭૭ ગેલન, ૧૯૩૫-૩૬ માં માત્ર ૮૬,૬૫૯ ગેલન તેલ ચઢ્યું હતું.

**કપૂર**: જાપાનના ફોર્મોસો બેટ ઉપર કપૂરનાં વૃક્ષોનાં જંગલો છે. સુમાત્રા અને બોર્નીઓમાં પણ એનાં વૃક્ષો છે. કપૂરનાં વૃક્ષો ૬૦થી ૮૦ ફૂટ ઊંચાં થાય છે. કપૂરનો ઉપયોગ કોલેરામાં કરે છે. એના ગુણો-કડવું, તીખું અને સહેજ ઠંડું છે. કપૂરનો અર્ક એક ઉપયોગી દવા છે. ઔષધો સિવાય ચામડાં સાફ કરવામાં, દારૂગોળામાં, ફોટોગ્રાફીનાં મિશ્રણો બનાવવામાં કપૂરનો ઉપયોગ થાય છે. કપૂર વસ્ત્રોમાં અને ચોપડીઓમાં રાખવાથી ઉધઈ લાગતી નથી. કપૂરનાં વૃક્ષો હિંદમાં કયાંક નજરે ચડે છે. પણ એની ખેતી થતી નથી. પરદેશોમાંથી તેમાં પણ જાપાનથી મુખ્યત્વે આયાત થાય છે. ૧૯૪૦-૪૧ માં કપૂરની કુલ આયાત ૧૧,૩૧,૦૦૦ રતલની થઈ હતી, જેની કિંમત રૂપિયા ૨૭ લાખની થઈ હતી; તેમાં ૧૯ લાખ રૂપિયાની કિંમતનું (૭ લાખ રતલ) કપૂર તો માત્ર જાપાનથી આવ્યું હતું. હિંદમાં કપૂરની ખેતી શકય અને આવશ્યક છે.

**કરજ, (લોકોનું)**: સેંટ્રલ બેંકિંગ ઇન્કવાયરી કમિટી ખેડૂતોનું દેવું લગભગ ૯૦૦ કરોડ રૂપિયાનું ગણે છે. એ વિષેના જુદા જુદા પ્રાંતના આંકડા નીચે મુજબ છે:-

| પ્રાંત | ખેડૂતનું કરજ (રૂપિયા) | પ્રાંત | ખેડૂતનું કરજ (રૂપિયા) |
|---|---|---|---|
| આસામ | ૨૨ કરોડ | બિહાર અને ઓરિસ્સા | ૧૫૫ કરોડ |
| બંગાળ | ૧૦૦ ,, | કૂર્ગ | ૩૫.૫૫ ,, |
| મુંબઈ | ૮૧ ,, | મદ્રાસ | ૧૫૦ ,, |
| મધ્ય પ્રાંત | ૩૬ ,, | પંજાબ | ૧૩૫ ,, |
| મધ્ય પ્રદેશ | ૧૮ ,, | સંયુક્ત પ્રાંતો | ૧૨૪ ,, |
| બર્મા | ૫૦.૬૦ ,, | | |

**કરજ (હિંદનું)**: હિંદનું કુલ ખરચ લગભગ ૧,૧૬૦ કરોડ રૂપિયા છે; તેમાંથી ૧૭૮ કરોડને અનુત્પાદક કહી શકાય. આ રકમમાં હિંદનો મહાન યુદ્ધમાં ફાળો, નવા દીલ્હિની યોજના, પેન્શન અને વિઝાગાપટ્ટમના બંદરનો સમાવેશ થાય છે. કુલ રૂપિયાનું કરજ ૭૭૬ કરોડ તથા સ્ટર્લિંગનું કરજ ૪૮૭ કરોડનું છે.

**કરનો બોજો**:

| સાલ | રૂપિયા | ૧૯૩૧ ની વસતિ-ગણત્રી પ્રમાણે બ્રિટિશ હિંદમાં માથા દીઠ કર |
|---|---|---|
| | | રૂા. આ. પા. |
| ૧૯૩૪-૩૫ | ૧,૩૮,૦૮,૮૩,૦૩૨ | ૪—૧૩—૩ |
| ૧૯૩૫-૩૬ | ૧,૩૯,૩૬,૫૪,૦૧૨ | ૪—૧૪—૩ |
| ૧૯૩૬-૩૭ | ૧,૩૭,૩૩,૧૦,૩૦૪ | ૪—૧૨—૫ |

**કરીયાતું**: આ તાવની ઔષધિ હિંદમાં પુષ્કળ ઊગે છે. અંગ્રેજીમાં એને ચિરાટા કહે છે. કરિયાતું ગુણે વાતુલ, કડવું, શીતળ, પથ્યકર અને રૂક્ષ છે. એ તૃષા, સોજો, તાવ, કોઢ, શૂળ, પ્રમેહ, ઉધરસ, શ્વાસ, અને અરુચિનો નાશ કરે છે. એનો પરદેશનો વેપાર નથી.

**કરાંચી**: કરાંચી નવું શહેર છે. સૂકા રણમાં આ બંદરને બ્રિટિશ સરકારે વિકસાવ્યું છે. એ હવે સિંધ, પંજાબ, બલુચિસ્તાન, સરહદ પ્રાંત અને અફઘાનીસ્તાનનું મુખ્ય બંદર છે. કરાંચી યુરોપથી સૌથી નજદિકનું બંદર છે. ૧૮૪૩ માં આ બંદર લેવાયું, ત્યારે તેનો વેપાર કુલ ૮૦,૦૦૦ પૌંડનો હતો. જ્યારે ૧૯૩૪-૩૫ માં ૩ા કરોડ પૌંડનો કુલ વેપાર થયો હતો. એની મુખ્ય નિકાશ ઘઉં, કપાસ, જવ, ચોખા, ચણા, તેલીબિયાં ઊન અને ચામડાં વગેરેની છે. આયાત માલમાં કપડાં યંત્રો, તેલ, લોઢું, પોલાદ અને કોલસો વગેરે છે. કલકત્તા અને મુંબઇ પછી વેપારની દૃષ્ટિએ આ ત્રીજું બંદર છે. કરાંચીથી વિમાનો મારફતે યુરોપના પ્રવાસની ખાસ સગવડ કરાઈ છે. આથી આ બંદરનું મહત્વ વધ્યું છે. હવાઇ મથક તરીકે પ્રથમ છે. કરાંચીમાં ઘઉંના આટાની ત્રણ મોટી મિલો છે; આમ છતાં મુંબઇ કે કલકત્તા જેવો ઔદ્યોગિક પ્રદેશ નથી. કોઇ મોટો ઉદ્યોગ આ સ્થળે નથી; પરંતુ પરદેશી માલની આયાત અને કાચા માલની નિકાશ માટે એ મુખ્ય બંદર છે. આ બંદરેથી ઇમ્પિરીયલ એરમેઇલ લિમિટેડ બ્રિટન સાથે વૈમાનિક વહેવાર અઠવાડિયામાં બે વખત ચાલુ રાખે છે. ફ્રાન્સનાં વેપારી અને પ્રવાસી વિમાનોની હારમાળા ઇન્ડોચાયના સાથે સંબંધ રાખતી હતી. કે. એલ. એમ. વિમાનો ડચ ઈસ્ટ ઇન્ડિઝ (જાવા) સાથે સંબંધ રાખતાં હતાં. તાતા સર્વિસનાં વિમાનો કોલંબો સુધી પોસ્ટ અને પ્રવાસીઓ લઈ જાય છે. યુદ્ધના સમયમાં અમેરિકન વિમાનીઓનું એ કાર્યક્ષેત્ર બન્યું છે. રશિયાને યુદ્ધની સામગ્રીઓ પણ આ બંદરેથી પહોંચતી કરવામાં આવે છે. યુદ્ધકાળમાં એનું મહત્વ વધ્યું છે. આ શહેરને ઓસ્ટ્રેલિયા સાથે પણ વિમાની સંબંધ છે. સર્વ વિમાની સર્વિસોનું આ મધ્ય સ્થળ છે.

કરાંચીમાં વેપાર વૃદ્ધિનું બીજું કારણ સિંધુ નદીમાં લૉઇડ બેરેજ નામનો બંધ બાંધીને હજારો માઈલની નહેરો બાંધી છે, તે છે. આથી ઘઉં, કપાસ અને બીજા મોટા પાકો થાય છે. આ સર્વની કરાંચી મારફતે નિકાશ થાય છે.

કરાંચીની વસતિ ૩ા લાખ માણસોની છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું કરાંચી છેવટનું જંકશન છે. કરાંચીમાં સ્ટીમરો માટે ફુરજાઓની મોટી સગવડ છે. પોર્ટ ટ્રસ્ટ છે અને તેનો પ્રમુખ સરકાર નીમે છે. સભ્યોમાં યુરોપિયન બહુમતિ છે. કરાંચી શહેર મોટા રસ્તાઓ, સ્વચ્છતા અને બીજી સગવડોમાં હિંદમાં સારું શહેર ગણાય છે.

કરાંચીમાં ૧૯૩૪-૩૫ માં આયાત પૌંડ ૧,૮૭,૮૩,૦૫૪ અને નિકાશ પૌંડ ૧,૮૩,૦૯,૯૪૬ ની કિંમતની થઈ હતી. એનો કુલ વેપાર ૩ા કરોડ પૌંડની કિંમતનો છે. પોર્ટ ટ્રસ્ટની પેદાશ રૂપિયા ૭૦ લાખની અને મ્યુનિસિપાલિટીની રૂપિયા ૪૦ લાખની છે. ૩,૭૧૬ સ્ટીમરો ૨૪ લાખ ટનની આ બંદરમાં આવી ગઇ હતી. સિંધમાં બીજાં બે બંદરો કેટી અને સીરગન્ડાના નામે છે, પરંતુ તે નાનાં બંદરો છે.

**કલકત્તા**: હિંદનું અંગ્રેજોનું રાજ્યધાનીનું શહેર હતું, હમણાં રાજધાનીનું શહેર દિલ્હી છે. કલકત્તા અંગ્રેજોના ઉદ્યોગ અને વાણિજ્યનું મુખ્ય ધામ છે. એનું બંદર ખરાબ છે.

એ બંદરમાં ખીદરપુર ડૉક, કિંગ જ્યોર્જ ડૉક, વગેરે મોટાં માલ ચઢાવવાનાં ઉતારવાનાં સાધનો છે. કલકત્તાનું બંદર હુગલી નદી ઉપર આવેલું છે. આ બંદર જ્યૂટનો ઉદ્યોગ, કોલસા વગેરેની મુખ્ય નિકાશનું બંદર છે. કલકત્તાની રેલ્વેનું વાણિજ્ય તથા નદીનું વાણિજ્ય મળી ૬૬ લાખ ટન આયાત અને ૬૬ લાખ ટનની નિકાશ થઇ હતી. સમુદ્રનો વેપાર મોટો છે. પરદેશો અને હિંદના ભાગોમાં પુષ્કળ માલ આવે ને જાય છે. દરિયાઇ વેપારના આંકડા નીચે મુજબ છે:—

| વર્ષ | આયાત માલ પૌંડ |
|---|---|
| ૧૮૯૭–૯૮ | ૨,૪૧,૯૪,૫૫૬ |
| ૧૯૧૩–૧૪ | ૫,૬૫,૪૮,૭૪૬ |
| ૧૯૨૦–૨૧ | ૮,૧૯,૬૬,૫૯૨ |
| ૧૯૨૯–૩૦ | ૬,૩૧,૦૪,૩૩૮ |
| ૧૯૩૪–૩૫ | ૨,૬૮,૩૩,૮૧૬ |

| વર્ષ | નિકાશ માલ પાઉન્ડ | કુલ પાઉન્ડ |
|---|---|---|
| ૧૮૯૭–૯૮ | ૩,૪૧,૧૫,૬૬૪ | ૫,૩૩,૧૦,૨૫૦ |
| ૧૯૧૩–૧૪ | ૭,૫૦,૦૦,૯૧૩ | ૧૩,૧૫,૪૯,૬૫૯ |
| ૧૯૨૦–૨૧ | ૭,૪૯,૫૮,૭૦૬ | ૧૫,૬૯,૨૫,૨૯૮ |
| ૧૯૨૯–૩૦ | ૯,૫૯,૫૪,૫૬૦ | ૧૫,૯૦,૫૫,૮૯૮ |
| ૧૯૩૪–૩૫ | ૪,૩૧,૪૬,૪૪૩ | ૬,૯૯,૭૦,૨૫૯ |

૧૯૨૯ પછીનાં મંદીનાં વર્ષોમાં વેપાર તદ્દન ઘટીને અર્ધાથી પણ ઓછો થઈ ગયો હતો. મંદીને લીધે માલના વજન કરતાં કિંમતમાં ઘટાડો ઘણો છે. કલકત્તામાં ૧૯૩૪–૩૫ માં ૧,૧૮૮ સ્ટીમરો ૬૯ લાખ ટનની આવી હતી. કલકત્તામાં નીચે મુજબ મુખ્ય માલ (૧૯૩૪–૩૫માં) આયાત થયો હતો:—

| વસ્તુ | માપ અથવા વજન | પૌંડની કિંમત |
|---|---|---|
| કાપડ | ૫૦ કરોડવાર | ૬૦,૩૦,૬૬૨ |
| ધાતુઓ | ૧॥ લાખ ટન | ૩૧,૪૯,૪૪૭ |
| તેલો | ૧૦,૯૬,૨૭,૩૧૨ ગેલન | ૩૩,૯૬,૨૮૦ |
| યંત્રો મિલો માટેનાં | | ૩૩,૦૬,૫૬૨ |

આ સિવાય નાનાં યંત્રો (૧૧ લાખ પાઉન્ડ), રસાયણો (૯ લાખ પાઉન્ડ), લોઢું (૭ લાખ પાઉન્ડ), ખોરાકીની વિલાયતી વસ્તુઓ (૬॥ લાખ પાઉન્ડ), વગેરે આવ્યું હતું, કાગળ, મોટરો, દારૂ, ચોખાની પણ આયાત થઇ હતી. નિકાશમાં શણની બનાવટો (૧૮૦ લાખ પાઉન્ડ), કાચું શણ (૭૭ લાખ પાઉન્ડ), ચા (૯૦॥ લાખ પાઉન્ડ), ચામડાં (૧૫॥। લાખ પાઉન્ડ), લાખ (૨૪॥ લાખ પાઉન્ડ), અને કોલસો (૧૩॥ લાખ પાઉન્ડ), આ માલ મુખ્યત્વે નિકાશ થયો હતો. શણની ઘણી મિલો આ સ્થળે છે. મોટાં એંજિનીયરિંગ કારખાનાં છે.

કલકત્તા પોર્ટ ટ્રસ્ટ બંદરનો વહીવટ કરે છે. એમાં ૧૨ પોર્ટ કમિશનરો છે. તેમાં અંગ્રેજોની બહુમતી છે. ૧૯૩૪–૩૫માં પોર્ટ ટ્રસ્ટની આવક ૨૩ લાખ પૌંડની હતી. સ્ટીમરો ઉપર પણ તેનો કર છે. ડક્કાઓ, જેટીઓ અને મોટાં ગોડાઉનોનો વહિવટ પોર્ટ ટ્રસ્ટ કરે છે. સાગરમાંથી ૧૨૦ માઇલ હુગલી નદી ઓળંગીને સ્ટીમરોને આવવું પડે છે. આ માર્ગ વારંવાર કીચડથી ભરાઈ જાય છે. એને સાફ રાખવા સારૂ કીચડ-ડ્રેજરોને ચાલુ રાખવી પડે છે. બંદરનો માર્ગ તકલીફ ભર્યો છે. આથી દરેક સ્ટીમરને માર્ગદર્શક [ Pilot ] લેવાની ફરજ પડે છે. કલકત્તામાં દેશી અને અંગ્રેજી વેપારી ચેમ્બરો છે.

**કલિકટ:** આ મલબારનું બંદર છે. સૌથી પહેલો યુરોપિયન-ફિરંગી વાસ્કો-ડી-ગામા ૧૪૯૮ માં આ બંદરે પ્રથમ આવ્યો હતો. આ બંદર કોચીનથી ૯૦ માઇલ દૂર અને મદ્રાસથી ૪૧૯ માઇલ દૂર છે. કાલિકટની વસતિ ૧ લાખ માણસોની છે. દેશી તેમ જ અંગ્રેજી વેપારીઓની ચેમ્બરો છે. પોર્ટ ટ્રસ્ટ નથી. આ બંદર મે મારાથી ઑગસ્ટ માસ સુધી તોફાનને લીધે બંધ રહે છે. બંદર પાસે પાણી ઓછું હોવાથી સ્ટીમરોને દૂર લંગારવી પડે છે. આ બંદરેથી મરી, લાકડું, કાથી અને કોપરાની નિકાશ થાય છે. આયાતમાં માત્ર ચોખા છે. ઘણોખરો વેપાર આંતર બંદરોનો છે. પરદેશનાં બંદરો સાથેનો વેપાર થોડો છે. ૧૯૩૪-૩૫ માં ૧૧॥ લાખ ટનની ૫૬૪ સ્ટીમરો આ બંદરે આવી હતી. ગુજરાતીઓનાં ૭૦૦ વરસનાં જૂનાં જૈન મંદિરો અહીં છે. ગુજરાતી વેપારીઓ ઘણા છે.

**કવિ:** જૂદા જૂદા સાહિત્યના મહાન કવિઓ નીચે મુજબ થઇ ગયા:—

| ભાષા | | ભાષા | |
|---|---|---|---|
| સંસ્કૃત | કાલિદાસ | હિંદી | તુલસીદાસ |
| ગુજરાતી | પ્રેમાનંદ | બંગાળી | રવીન્દ્રનાથ ટાગોર |
| ઊર્દૂ | ગાલિબ | ગ્રીક | હોમર |
| ફ્રેંચ | સલ્લી પ્રુધોમ Sully—Prudhomm | પર્શિયન | સાદી |
| | | જર્મન | ગેટે |
| ઇટાલિયન | ડાન્ટે | અંગ્રેજી | શેક્સપિયર |

**કસૌલી:** ધરમપુર રેલ્વે સ્ટેશનથી આઠ માઇલ દૂર ઠામકા-સીમલા રેલ્વે ઉપર આ પર્વતનું હવાખાવાનું સ્થળ આવેલું છે. યુરોપિયન અને હિંદી ધનવાનો આ સ્થળની હવાફેર માટે મુલાકાત લે છે. અહીં હડકાયાં કૂતરાં સામે રક્ષણ આપવાનું સરકારી ખાતું છે.

**કસ્ટમ:** હિંદના જકાતી ખાતાને કસ્ટમ કહે છે. હિંદમાં પરદેશોથી જે મોટી રકમનો માલ આવે છે, તેના ઉપર મોટી જકાતો છે. આ જકાતો સરકારી આવકની મુખ્ય વસ્તુ છે. જકાતો સાગર મારફતે આવતા માલો ઉપર નાખવામાં આવી છે. હિંદી સરકારને કસ્ટમ્સ એટલે જકાતી ખાતામાંથી લગભગ ૪૦ થી ૪૫ કરોડ રૂપિયા જેવી મોટી રકમ મળે છે. નાણાં ખાતાના સભ્યના હાથ નીચેનું સેન્ટ્રલ બૉર્ડ ઓફ રેવન્યુ તેનો વહીવટ કરે છે. કલકત્તા, કરાંચી, મુંબઈ અને મદ્રાસ એ મોટાં બંદરો ખાતે કસ્ટમનો મોટો વહીવટ કલેક્ટરો કરે છે, ઈસ્ટ ઇંડિયા કંપનીના શાસનકાળથી કસ્ટમની જકાતો લેવાય છે. ૧૮૫૯માં દશ ટકા સામાન્ય જકાત ઠેરવવામાં આવી હતી. ત્યારબાદ ૧૮૬૪ માં ઘટાડીને ૭॥ ટકા અને ૧૮૭૫ માં ૫ ટકા જકાત લેવાનું ઠેરવવામાં આવ્યું હતું. હિંદની મિલોની પેદાશ ઉપર ૫ ટકા આંતર પેદાશી જકાત લેવાતી હતી અને લેંકેશાયરના કાપડને ખાસ લાભ આપવામાં આવ્યો હતો.

૧૮૮૨ માં કસ્ટમની બધી જકાતો કાઢી નંખાઇ હતી, હિંદમાં પરદેશોથી આયાત થતા માલ ઉપર ૧૮૮૪ સુધી બિલકુલ કાંઈ જકાત નહોતી, માત્ર કેફી વસ્તુઓ ઉપર જકાત હતી. ઈ. સ. ૧૮૮૮ માં પેટ્રોલિયમ ઉપર દર ગેલને ૬ પાઈની જકાત નંખાઇ હતી.

ઇ. સ. ૧૮૯૪ માં કાપડ–સુતર ઉપર ૫ ટકા જકાત નાખવામાં આવી હતી. ૧૮૯૬ માં એ જકાત ઘટાડી ૩ાા ટકાની કરવામાં આવી હતી. મહાયુદ્ધમાં હિંદે ૧ અબજ રૂપિયા બ્રિટિશ સરકારને ભેટ કર્યા. સૈનિક ખરચો પણ વધ્યો અને આથી જકાત પણ વધતી ગઇ.

૧૯૨૧ માં સામાન્ય જકાત ૧૧ ટકા કરવામાં આવી. ૧૯૨૨ માં ૧૫ ટકા કર્યા. હિંદને કાંટાની માફક ખૂંચતી કાપડ–સુતર ઉપરની આંતર જકાત ૧૯૨૫ માં રદ કરવામાં આવી હતી. આ પછી જકાતો હિંદી સરકારનાં મોટાં સૈન્યના ખર્ચને પહોંચી વળવા વધવા જ લાગી. હમણાં સામાન્ય રીતે ૨૦ થી ૩૦ ટકા જકાત છે. બ્રિટન સિવાયના કાપડની આમદાની ઉપર ૫૦ ટકા જકાત છે. બ્રિટનથી આવતા કાપડ ઉપર ૧૦ થી ૧૭ ટકા જકાત છે. દરેક વસ્તુના ગુણદોષો તપાસી જકાતો નાખવામાં આવે છે. પરંતુ તેમાં મુખ્ય દૃષ્ટિ હિંદની સરકારની પેદાશ ઉપર છે, આ જકાતોની યાદી બહુ લાંબી છે. હિંદને બ્રિટન અને સંસ્થાનો સાથે પરસ્પર કરારો હોઇ જકાતના ધોરણમાં રાહત અપાય છે. બ્રિટિશ લાભો હોય તો હિંદી સરકાર નમ્ર રહે છે.

અત્રેથી નિકાશ થતા ચોખા ઉપર મણે ૦)= ત્રણ આના જકાત છે. જ્યૂટની બનાવટોની નિકાશ ઉપર પણ જકાત લેવાય છે. હિંદમાં પેદા થતાં ચાહ, કોફી, જ્યૂટ, લાખ અને કપાસ ઉપર સંશોધન માટે નાનો ચાર્જ (Cess) રાખવામાં આવ્યો છે.

મીઠાની પેદાશ ઉપર જકાત રૂા. ૧ા અને ૨૫ ટકા સર ચાર્જના છે. પેટ્રોલિયમ, ચાંદી, ખાંડ, દિવાસળી અને પોલાદ ઉપર આંતર પેદાશની જકાતો છે. ચાંદી ઉપરથી જકાત કાઢી નંખાઇ છે.

મહાયુદ્ધને લીધે દર વર્ષે જકાતોમાં ફેરફારો થાય છે. હિંદનો લશ્કરી ખર્ચ બેહદ પ્રમાણમાં વધી ગયો છે. યુદ્ધને કારણે સાગર વેપાર ખૂબ ઘટી ગયો છે. આથી હિંદનું કરજ બહુ મોટા પ્રમાણમાં વધી જશે; આથી જકાતોનું ધોરણ આકરું રહેશે, તેમ જ હિંદમાં સિમેન્ટ, પોલાદ, ખાંડ અને કાપડ વગેરે મોટા ઉદ્યોગો જામ્યા છે; તેના ઉપર આંતર પેદાશની મોટી જકાતો વધશે અને પછી કરજ તો અનહદ પ્રમાણમાં વધી જશે. સ્વરાજ સરકારને મોટા બોજાવાળો વારસો મળશે.

૧૯૪૦–૪૧ માં જકાતની પેદાશના મુખ્ય મુખ્ય આંકડાઓ નીચે મુજબ છેઃ—

| વસ્તુ | પેદાશ રૂપિયા | વસ્તુ | પેદાશ રૂપિયા |
|---|---|---|---|
| દારૂ | ૧ાા કરોડ | યંત્રો | ૧ાા કરોડ |
| કપાસ | ૧ા કરોડ | સુતર | ૬૩ લાખ |
| બનાવટી રેશમી સુતર | ૮૮ લાખ | કાપડ | ૨ાા કરોડ |
| સોપારી | ૭૫ લાખ | જ્યૂટના કોથળા | ૩ા કરોડ |
| બનાવટી રેશમ | ૧ા કરોડ | | |
| તંબાકુ | ૧ાાા કરોડ | | |

**ક્યુબાઃ** એટલેન્ટિક મહાસાગરમાં પશ્ચિમ હિંદ (West Indies)ના એ બેટો છે. એ પ્રથમ સ્પેનના તાબામાં હતા; પછી યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના તાબામાં આવ્યા હતા. હમણાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. એ ટાપુઓનું ક્ષેત્રફળ ૪૪,૧૬૪ ચોરસ માઈલનું છે. તેમાં ક્યુબા ટાપુનું ક્ષેત્રફળ ૪૧,૬૩૪ ચોરસ માઈલનું છે અને વસતિ ૪૦ લાખની છે, તેમાં ૬૮ ટકા યુરોપિયનો વસે છે. ભાષા સ્પેનિશ છે. એના મુખ્ય શહેર હવાનાની વસતિ ૫ાા લાખની છે. મુખ્ય ધર્મ રોમન કેથોલિક ખ્રિસ્તી સંપ્રદાય છે. પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોઇને મફત છે. ૧૯૩૪–૩૫ માં રાજ્યની પેદાશ ૫૬૨ લાખ ડોલર હતી. આ રાજ્યની મુખ્ય પેદાશ ખાંડ છે અને ખાંડની પેદાશનો મુખ્ય પ્રદેશ છે. દર વર્ષે ૨૫ લાખ ટન ખાંડ પરદેશ ખાતે ચડે છે. તમાકુ પણ આ દેશમાં પુષ્કળ થાય છે. દર વર્ષે અહીં ૧ાા કરોડ ડોલરની ૧૦ કરોડ રતલ તંબાકુ પેદા થાય છે. અહીંથી અનેનાસ, નારિયેળ, કેળાં વગેરેની નિકાશ મોટા પ્રમાણમાં થાય છે. આ રાજ્યમાં ૫૩ લાખ પશુઓ હતાં. જંગલોમાં લાખ પણ પુષ્કળ થાય છે. લોઢું, ત્રાંબુ, મેંગેનિઝ અને સોનું પણ થોડા પ્રમાણમાં નિકાશ થાય છે, કુલ વાણિજ્ય નિકાશ ૮ાા કરોડ ડોલર અને આયાત ૪ા કરોડ ડોલરની કિંમતની હતી. એનું મુખ્ય ગ્રાહક અમેરિકા છે.

**ક્વિનાઇન :** આ દવાના કામમાં ઉપયોગી વૃક્ષની છાલની ભૂકી છે. એ મેલેરિયા તાવ ઉપર રામબાણ દવા છે. હિંદમાં ક્વિનાઇનની સઘળી જાતોનાં ઝાડ ઊગે છે; તેમાં કેટલાંક મોટાં સરકારી ખેતરો છે. ઇ. સ. ૧૮૬૨થી ક્વિનાઇનનાં વૃક્ષો હિંદમાં લાવવામાં આવ્યાં છે. મુખ્ય ક્વિનાઇન (Chinchona)નાં વૃક્ષોનાં ખેતરો નીલગિરિ કોઇમ્બટુર અને તીનવલ્લી વગેરે ઠેકાણે છે. એ દાર્જિલિંગમાં પણ થાય છે. કુલ ૪૬૫૧ એકરોમાં વાવેતર થાય છે. વૃક્ષોની છાલોમાંથી સરકારની મોટી બે ફેકટરીઓ(કારખાના)માં ક્વિનાઇન બનાવવામાં આવે છે. ૧૯૩૪–૩૫ માં ૧,૪૧,૭૯૮ રતલ ક્વીનાઇન વૃક્ષની છાલો બ્રિટન ખાતે ચડાવવામાં આવી હતી. જ્યારે ૧૯૩૫–૩૬ માં માત્ર ૨૪,૧૧૮ રતલ ચડી હતી. હિંદમાં મેલેરિયાનું જોર ઘણું છે; લગભગ વીસ લાખથી પણ વધારે માણસો તેનો ભોગ થઈ પડે છે. હિંદમાં ૧૯૩૫–૩૬ માં ક્વિનાઈનની આવક ૧૦૩,૬૧૦ રતલ, ૧,૯૬,૩૩૮ પૅાંડની કિંમતની થઇ હતી. ૧૯૪૦–૪૧ માં ૧ લાખ રતલ ક્વિનાઇન પરદેશથી આવ્યું હતું. એની કિંમત ૩૨ા લાખ રૂપિયા હતી. હિંદમા મેલેરિયા તાવનો ઉપદ્રવ ખૂબ જોરમાં છે. હિંદમાં ગરીબોને ક્વિનાઇન મળતું નથી. સરકારી ખેતરોમા હિંદને જોઇતા પ્રમાણમાં ક્વિનાઈન પેદા થતું નથી. આથી સ્વરાજ સરકારે ક્વિનાઈનની પેદાશ ફરજિયાત વધારવી જ પડશે. ક્વિનાઇનની યુદ્ધને લીધે ભારે અછત હિંદમા ચાલે છે, ભાવો એકદમ વધી ગયા છે. જાવાથી એ મોટા પ્રમાણમાં આયાત થતું હતું; પરંતુ તે જાપાનના હાથમાં જવાથી એની આયાત બંધ થઇ. સરકાર પોસ્ટ ઓફિસ મારફતે ક્વિનાઇન વેચે છે.

**ક્વીલોનઃ** ત્રાવણકોર રાજ્યનું આ બંદર છે. વેપાર થોડો છે. મુખ્ય નિકાશ વિલાયતી નળિયાંની છે.

**કાગળ:** જુઓ ઉદ્યોગોમાં કાગળ.

**કાઠિયાવાડ:** ગુજરાતનો આ પશ્ચિમનો ભાગ ગણાય છે. એની વધારેમાં વધારે લંબાઇ ૩૦૦ માઇલની અને ક્ષેત્રફળ ૨૪,૦૦૦ ચોરસ માઇલનું છે. એની વસતિ ૧૯૩૧ માં ૨૭ લાખની હતી. આ પ્રદેશમાં ગિરનાર એ મોટો પર્વત છે. પ્રાંતમાં લગભગ ૧૫ થી ૨૦ ઇંચ વરસાદ પડે છે. કયાંક કયાંક પાણીની તાણ છે. હવા સમશીતોષ્ણ છે. આ પ્રાંતમાં ઘણાં દેશી રાજ્યો છે; તે પૈકી ભાવનગર, જૂનાગઢ, જામનગર, ગોંડલ, રાજકોટ, મોરબી એ મુખ્ય છે. રાજકોટ ખાતે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. રેલ્વેઓ જુદા જુદા રાજ્યોની જુદી જુદી માલિકીની છે. કાઠિયાવાડમાં ઉદ્યોગો થોડા છે. ૮ થી ૯ કાપડની મિલો છે. ધ્રાંગધ્રાનું મીઠાનું કારખાનું હમણાં ચાલુ થયું છે. કાઠિયાવાડમાં ભોંયસીંગ, ઘઉં, બાજરી અને જુવાર વગેરે થાય છે. ભાષા અને લિપિ ગુજરાતી છે. એનાં બંદરો વિલાયતથી સીધો માલ મંગાવે છે. વિરમગામમાં કાઠિયાવાડના માલને માટે જકાત ચોકી છે. આ પ્રદેશમાં શાકભાજી, ફળફૂલ સારાં થાય છે. કાઠિયાવાડનો કપાસ મુંબઇ તરફ જાય છે.

**કાનપુર:** વેપાર ઉદ્યોગનું આ મોટું મથક ઈસ્ટ ઇંડિયા રેલ્વે ઉપર આવ્યું છે. સંયુક્ત પ્રાંતનું એ મોટું શહેર છે. એની વસતિ ૨,૪૪,૦૦૦ ની છે. કલકત્તાથી ૬૩૦ માઇલ અને મુંબઈથી ૮૭૦ માઇલ દૂર છે. આ શહેર પરદેશી કાપડ, લોઢું અને યંત્રોનું મોટું બજાર છે; તેમ જ ખાંડનું પણ મોટું બજાર ગણાય છે. અહીં ચામડાં, ઊન, કાપડ અને તંબુઓ બનાવવાનાં મોટાં કારખાનાં છે; ઉપરાંત આટાની મિલો પણ છે. બીજા નાના ઉદ્યોગો પણ ઘણા છે. ગુજરાતી વેપારીઓ આ શહેરમાં સારી સંખ્યામાં છે. આ શહેર પાસે બીજી રેલ્વેઓ પણ મળે છે. સરકારી હારનેસ અને બૂટો બનાવવાનાં મોટાં કારખાનાંનો ખૂબ વિકાસ કરી શહેરને ત્રણ–ચારગણું મોટું બનાવવામાં આવ્યું છે. કઠોર, ઘઉં, ચણા, તેલના, ખાંડ વગેરેની મોટી નિકાશ અહીંથી થાય છે. આવક પણ મોટી છે. હિંદમાં રેલ્વેના વેપારમાં અમૃતસર દિલ્હી અને કાનપુર મોટી મંડીઓ (બજારો) ગણાય છે.

**કાનાનોર:** મલબારના આ બંદરની વસતિ ૩૫,૦૦૦ છે. આ બંદરમાં સૈનિક થાણું છે. આનો વેપાર લગભગ ૬૦ લાખ રૂપિયાનો છે. પરદેશી વેપાર ૪–૬ લાખ રૂપિયાનો છે.

**કાફલા:** જગતનાં વેપારી વહાણોના કાફલા નીચે મુજબ છે:—

| વર્ષ | વહાણોની સંખ્યા | વહાણમાં ભરાતા માલનું વજન ટન |
|---|---|---|
| ૧૯૩૪ | ૩૦,૯૯૭ | ૬,૫૫,૭૬,૬૧૨ |
| ૧૯૩૫ | ૩૦,૯૭૮ | ૬,૪૮,૮૫,૯૭૨ |
| ૧૯૩૬ | ૩૦,૯૨૩ | ૬,૫૦,૬૩,૬૪૩ |
| ૧૯૩૭ | ૨૯,૫૨૪ | ૬,૫૨,૭૧,૪૪૦ |
| ૧૯૩૮ | ૨૯,૪૦૯ | ૬,૬૮,૭૦,૬૫૧ |
| ૧૯૩૯ | ૨૯,૭૬૩ | ૬,૮૫,૦૯,૪૩૨ |

**કારખાનાંમાં અકસ્માત: ૧૯૩૨ થી ૧૯૩૭** સુધીમાં કારખાનાંમાં બનેલા અકસ્માતોની સંખ્યા નીચે મુજબ છે:—

| વર્ષ | સંખ્યા | વર્ષ | સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૨ | ૧૮,૧૨૭ | ૧૯૩૫ | ૨૩,૧૧૯ |
| ૧૯૩૩ | ૧૮,૭૦૯ | ૧૯૩૬ | ૨૫.૬૬૦ |
| ૧૯૩૪ | ૨૦,૭૮૭ | ૧૯૩૭ | ૨૮,૩૨૩ |

**કારવાર:** કેનેરા જિલ્લામાં એક નાનું બંદર છે.

**કારીકેલ:** હિંદમાં આ ફ્રેન્ચોનું બંદર છે. એનો આયાત માલ લગભગ ૫૦ લાખ રૂપિયાનો અને નિકાશ ૪ લાખ રૂપિયાની કિંમતની થઈ હતી.

**કાશી:** જુઓ બનારસ.

**કાશ્મીરનું રાજ્ય:** એ પૃથ્વી પરનું નંદનવન છે. આ પ્રદેશ હિમાલયની મધ્યમાં આવેલ છે. રાવલપિંડીથી ૨૦૧ માઇલના રાજમાર્ગ ઉપર રાજધાની શ્રીનગર છે. આ રાજ્યનું ક્ષેત્રફળ દેશી રાજ્યોમાં સૌથી મોટું એટલે ૧,૮૪,૨૫૮ ચો. માઇલનું છે. પણ બધું જ પર્વતમય છે. વસતિ ૩૬,૪૫,૩૩૯ની છે. તેમાં મોટે ભાગે મુસ્લિમો છે. આ રાજ્યનાં હવાપાણી સ્ફૂર્તિમય અને આરોગ્યવર્ધક છે. શિયાળામાં આ દેશમાં હિમ અને બરફ પડે છે. વરસાદ પણ પુષ્કળ પડે છે. આથી પર્વતો અને જંગલો વનસ્પતિથી ભરચક છે. અનેક જાતનાં ફળો દ્રાક્ષ, સફરજન, સેતૂર વગેરે થાય છે. આ રાજ્યની રાજધાની જમ્મુ છે. રાજ્યની પેદાશ બે કરોડ રૂપિયાની છે. ત્યાંના મહારાજા હરિસિંહ ડોગ્રા જાતના રાજપૂત છે. ભાષા કાશ્મીરી હોઇને લિપિ સ્વતંત્ર છે, લોકો દેખાવડા અને ગોરવર્ણા છે. લોકો રેશમ અને ઊન ઉપર સરસ ભરતકામ કરનાર ઉત્તમ કારીગરો છે. ગૃહઉદ્યોગોનો એ દેશ છે. શાલો. ગાલિચા, લાકડાનું કોતરકામ, વસ્ત્રો ઉપર સારું ભરતકામ, કાગળો તેમ જ કામળા પણ બનાવે છે. રેશમના કીડા પણ ઘણા ભાગોમાં શેતૂરનાં વૃક્ષો ઉપર ઉછેરવામાં આવે છે. રાજ્યનું રેશમનું કારખાનું છે. જળવિદ્યુત્ ઉત્પન્ન કરવાનું પણ મોટું કારખાનું છે. પિત્તળનાં વાસણો અને કાગળો કૂટીને એમાંથી પેપીઅરમાર્ષ નામે વસ્તુ બનાવી તેમાંથી અનેક ઉપયોગી પદાર્થો બનાવીને એને ચીતરે છે. હજારો ધનવાન યુરોપિયનો અને હિંદીઓ કાશ્મીરની સહેલગાહે જાય છે, કાશ્મીર રેલ્વેથી જોડાયેલું નથી. ચીન, તિબેટ, ચિનાઇ તુર્કસ્તાનમાંથી મુખ્ય શહેર શ્રીનગરમાં વણઝારો આવે છે. આ વેપાર મોટો છે. લોકો પર્વતોમાં ઘેટાં ઉછેરી ઊંચી જાતનું ઊન તૈયાર કરે છે. કાશ્મીરમાં થઈને જેલમ નદી વહે છે. ખૂરતરો શોધાયાં નથી, પણ પુષ્કળ છે. નિકાશ વેપારમાં શાલો, ગરમ કાપડ, રેશમ, દારૂ અને કારીગરીની વસ્તુઓ છે. આયાતમાં ખાંડ, કાપડ. ધાતુઓ, મીઠું, ચા, તંબાકુ છે.

**કાળચક્ર :** હિંદમાં સ્ટાન્ડર્ડ ટાઇમ પ્રમાણે જ્યારે ૧૨ વાગ્યા હોય ત્યારે નીચેનાં સ્થળોએ નીચે મુજબ સમય હોય છેઃ—

| સ્થળ | ક. મિ. | સ્થળ | ક. મિ. |
|---|---|---|---|
| બર્લિન | ૭—૩૦ સ. | મોરક્કો | ૮—૩૦ સ. |
| મુંબઇ | ૧૧—૨૧ બ. | ન્યુયોર્ક | ૧—૩૦ સ. |
| અલ્હાબાદ | ૧૧—૫૮ બ. | પેરીસ | ૬—૩૦ સ. |
| બ્રસેલ્સ | ૬—૩૦ સ. | પેશાવર | ૧૧—૧૬ સ. |
| કૈરો | ૮—૩૦ સ. | ક્વેટા | ૧૦—૫૮ સ. |
| કલકત્તા | ૧૨—૨૪ બ. | રંગુન | ૧—૦ બ. |
| ચિકાગો | ૧૦—૩૦ સ | રોમ | ૭—૩૦ સ. |
| ડબ્લીન | ૬—૩૦ સ. | સિંગાપોર | ૧—૩૦ બ. |
| જીબ્રાલ્ટર | ૬—૩૦ સ. | ઇસ્તંબુલ | ૮—૩૦ સ. |
| હોંગકોંગ | ૨—૩૦ બ. | પ્રેગ | ૭—૩૦ સ. |
| કરાંચી | ૧૦—૫૮ સ. | માડ્રિડ | ૬—૩૦ સ. |
| લાહોર | ૧૧—૨૭ સ. | સ્ટોકહોમ | ૭—૩૦ સ. |
| લેનિનગ્રેડ | ૯—૩૦ સ. | સુએઝ | ૮—૩૦ સ. |
| લંડન | ૬—૩૦ સ. | ટોકિયો | ૩—૩૦ બ. |
| મદ્રાસ | ૧૧—૫૧ બ. | વોશિંગ્ટન | ૧—૩૦ રા. |

[આગલા દિવસનો ]

**કુર્ગ :** માઇસોરની પડોશનો આ ભાગ પર્વતમય છે. પર્વતો પર મોટાં જંગલો છે, અને એક રમણીય દેશ છે. બ્રિટનના તાબામાં આ પ્રદેશ ૧૮૩૪માં આવ્યો હતો. એનું ક્ષેત્રફળ ૧,૫૯૩ ચો. માઇલનું છે. વસ્તી ૧,૬૩,૩૨૭ની છે. કેનેરીઝ ભાષા બોલાય છે અને લખાય છે. એ પ્રાંતની પેદાશ ૧૨ લાખ રૂપિયાની છે. મુખ્ય પાક કોફી ૪૧,૦૦૦ એકરમાં થાય છે. મર્કરા રાજધાની છે. ઉદ્યોગ નથી. ભૂસ્તરો શોધાયાં નથી. રેલ્વેની સગવડ તેમ જ બંદર પણ નથી.

**કુચબિહાર :** બંગાળનું દેશી રાજ્ય છે. રાજમાતા વડોદરાનાં કુમારી છે. રાજ્યનું ક્ષેત્રફળ ૧,૩૧૮ ચો. માઇલનું છે. વસતિ ૫,૯૦,૮૬૬ માણસો હોઇને ભાષા અને લિપિ બંગાળી છે. આ પ્રદેશમાં થઇને ટીસ્ટા અને સંકોસ નામે નદીઓ વહે છે. લોકો ચોખાની ખેતી કરે છે. ખોરાક પણ ચોખાનો જ છે. અહીંની તંબાકુ વખણાય છે. જ્યૂટનો પાક પણ થાય છે; અને શેરડી પણ ઊગે છે. રેશમ અને કાપડનો ગૃહઉદ્યોગ છે. ઈસ્ટર્ન–બંગાળ રેલ્વે એ રાજ્યમાં છે. એની રાજધાની કુચબિહાર છે. ખાસ ઉદ્યોગો નથી. તેમ જ ભૂસ્તરો પણ શોધાયાં નથી.

**કુસુમ :** એને કરદીનાં બીજો પણ કહે છે. આમાંથી તેલ અને રંગ નીકળે છે. દક્ષિણમાં મહારાષ્ટ્રમાં એનો પાક થાય છે. એની બે જાતોમાંથી એકમાંથી રંગ અને એકમાંથી તેલ નીકળે છે. મુંબઈથી એ માલ વધારે ચઢે છે. ઈ. સ. ૧૯૩૩ માં એનાં બીજો ૧,૫૦૦ થી ૨,૦૦૦ ટન પરદેશો ખાતે નિકાસ થયાં હતાં; તેની કિંમત લગભગ ૧ લાખથી ૧॥ લાખ રૂપિયા હતી. ૧૯૩૪ માં માત્ર ૬૦૦ ટન ચઢયાં હતાં. આનો ખોળ ખાતર તરીકે શ્રેષ્ઠ ગણાય છે.

**કેટી બંદર :** સિંધનું એક નાનું બંદર છે. ત્યાં સ્ટીમરો આવતી નથી. દેશી વહાણોમાં રાતા ચોખા ચઢે છે.

**કેતકી :** એનાં તાંતણા માટે એનું વાવેતર કરવામાં આવે છે. મદ્રાસ, મુંબઇ, સિંધ, મધ્ય પ્રાંત અને સંયુક્ત પ્રાંતમાં એની જાતો ઊગે છે. કુલ ૬ લાખ એકરમાં લગભગ આ સર્વનું વાવેતર છે. એમાંથી લગભગ ૪૭ લાખ હંડ્રવેટ માલ પેદા થાય છે. એનું લેટિન નામ Agava Sisalana ૧૯૩૫–૩૬ માં કુલ ૬,૪૨,૯૩૨ હંડ્રવેટ માલ ચઢયો હતો. તેની કિંમત રૂા. ૪,૫૨,૫૮૪ની થઇ હતી. એનાં મુખ્ય ગ્રાહક ગ્રેટબ્રિટન, બેલ્જિયમ, ફ્રાન્સ અને જર્મની વગેરે હતાં. મનીલા (ફિલિપાઇન્સ) થી કેતકીનાં તંતુઓ હિંદમાં આયાત થાય છે. એ બહુ જ મજબૂત હોય છે. કલકત્તામાં એની ત્રણ મિલો છે. કુલ ૭૦,૦૦૦ પૌંડની કેતકીની આયાત થઇ હતી.

**કેનેડા :** ઉત્તર અમેરિકામાં આ બ્રિટનનું મહાન સંસ્થાન આવેલું છે. એ દેશ સંસ્થાનિક દરજ્જો ભોગવે છે; પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા સાથે એને ગાઢ સંબંધ છે. એનું ક્ષેત્રફળ ૩,૪૬,૬૭૯ ચો. માઇલનું એટલે કે, હિંદ કરતાં બેવડું છે; પણ વસ્તી માત્ર એક કરોડ એટલે હિંદના ૧/૩૮ ભાગ જેટલી છે. એ દેશના જૂના વતનીઓ હવે નથી; બધા યુરોપિયનો છે. અંગ્રેજો અને ફ્રેન્ચો સિવાય બીજાઓને ત્યાં વસવા દેતા નથી. એક લાખ હિંદીઓ પણ ત્યાં છે. એમને કાંઈ હક્ક નથી. અંગ્રેજો ૫૪ લાખ અને ફ્રેન્ચો ૩૦ લાખ એ મુખ્ય વસતિ છે. તેનાં મુખ્ય શહેરો મોન્ટ્રીયલ [વસતિ ૮,૧૮,૫૭૭], ટોરોન્ટો [વસતિ ૬,૩૦,૨૦૭], વાનકુવર [૨,૪૬,૫૯૩], વીનીપેગ [૨,૧૮,૭૮૫], ક્વીબેક [૧,૩૦,૫૯૪], ઓટાવા [૧,૨૬,૮૭૨] વગેરે વસતિવાળાં શહેરો છે. એની એક કરોડની વસતિમાંથી ૪૪ લાખ માણસો શહેરોમાં વસે છે. વસતિનો મુખ્ય ભાગ રોમન કેથોલિક [૪૧ લાખ], અને પ્રોટેસ્ટન્ટો [૫૨ લાખ] છે. શિક્ષણ ફરજિયાત અને મફત છે. વસતિનો ૯૫ ટકા ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. આ રાજ્યની ૧૯૩૩–૩૪ માં કુલ પેદાશ ૩૨॥ કરોડ ડોલરની અને ખર્ચ ૩૪॥ કરોડ ડોલરનું છે. ૩૬ કરોડ એકર જમીનમાંથી ૮॥ કરોડ એકર જમીનમાં જંગલો છે, અને ૧૮॥ કરોડ એકરમાં ખેતી થાય છે. સ્થાવર જંગમ મિલકતોની કિંમત ૫ અબજ ડોલર અને પ્રજાની વાર્ષિક પેદાશ ૭૬॥ કરોડ ડોલરની છે. અહીં ઘઉં, ઓટ્સ, જવ, રાઈ, શણ અને બટાટાની મોટી પેદાશ છે. ઘઉં પરદેશો ખાતે નિકાસ થાય છે. કેનેડામાં ૩૦ લાખ ઘોડા, ૩૭ લાખ ગાયો, ૫૨ લાખ બળદો, ૩૭ લાખ ઘેટાં છે.

દૂધ, માખણ, ફળો, ઊન, ઈંડાં, તમાકુ અને માછલીઓ મોટા પ્રમાણમાં પેદા થાય છે. ભૂસ્તરોમાં તાંબુ [૨॥ કરોડ ડોલર], સોનું [૮॥ કરોડ ડોલર], નીકલ [૨ કરોડ ડોલર] અને કોલસો [૩॥ કરોડ ડોલર] વગેરે મળે છે. સીસું, ચાંદી, કાંસુ, પેટ્રોલિયમ અને સિમેન્ટ પણ સારા પ્રમાણમાં પેદા થાય છે. આ પ્રાંત પર કુદરતની મહેરબાની છે. કુલ ૨૩ કરોડ ડોલરની કિંમતનાં ભૂસ્તરો નીકળે છે. લોઢું અને પોલાદ પણ પુષ્કળ મળે છે.

આ રાજ્યમાં ઉદ્યોગોનો વિકાસ મોટો છે. ૧૯૩૩–૩૪ માં કુલ ઉદ્યોગોની પેદાશ ૨ા અબજ ડોલર જેટલી જંગી થઈ છે.

આ રાજ્યનો વેપાર પણ વિશાળ છે. કુલ નિકાસ ૫૮॥ કરોડ ડોલરની અને આયાત કુલ ૪૩॥ કરોડ ડોલરની હતી.

કેનેડાને પોતાનો સ્ટીમરોનો કાફલો છે. હાલના યુદ્ધમાં ૧ લાખ યુવાનોને વિમાની તાલીમ અપાઇ છે. કેનેડામાં સેંકડો વિમાની મથકો સ્થાપી તાલીમ માટે બ્રિટન પોતાના યુવકોને ત્યાં મોકલે છે. વિમાનો અને રણગાડીઓ બનાવવાનાં મોટાં કારખાનાં કેનેડામાં ખોલાય છે, રાજ્યમાં રેલ્વે ૫૭ હજાર માઇલની હતી. ૧૨,૦૭૪ પોસ્ટ ઑફિસો હતી. રાજ્યમાં સંખ્યાબંધ બેંકો સ્થપાઈ છે. એ રાજ્યની ભારે પ્રગતિ થઈ છે અને એ મોટું સમૃદ્ધ રાજ્ય છે. આ યુદ્ધમાં એ બ્રિટન અને અમેરિકા સાથે સંયુક્ત થયું છે. યુદ્ધ પછી અમેરિકા સાથે એ વિશેષ ગાઢ સંબંધથી જોડાશે.

**કેપ ઑફ ગુડ હોપ :** સુએઝની નહેર ખોદાઇ તે પહેલાં કેપના માર્ગે સ્ટીમરો આવતી હતી. હમણાં યુદ્ધના સમયમાં પણ સ્ટીમરો એ જ માર્ગનો ઉપયોગ કરે છે. આ નહેરનો માર્ગ જર્મનોએ હાલ જોખમી બનાવ્યો છે. કેપના માર્ગે સ્ટીમરોને ૬,૦૦૦ માઇલનો વધારે પ્રવાસ કરવો પડે છે. વાસ્કો–ડી–ગામાએ હિંદની શોધ આ જ કેપના માર્ગે પ્રવાસ કરીને કરી હતી. કેપ ઑફ ગુડ હોપ પ્રથમ વલંદાનો (ડચ લોકોનો જીતેલો) પ્રદેશ હતો. બ્રિટને ૧૭૯૫માં થોડા વખત માટે પણ ૧૮૦૬માં હંમેશને માટે જીતી લીધો હતો. ૧૯૧૦માં આ દેશ દક્ષિણ આફ્રિકાના સંયુક્ત રાજ્ય સાથે જોડાઇ ગયો છે. તેનું ક્ષેત્રફળ ૨,૭૬,૭૩૯ ચો. માઇલનું છે. એમાં ૭ાા લાખ યુરોપિયનો વસે છે. ૧૯૨૦માં ૨૧ લાખ સીદીઓની અસલ વસતિ હતી. ૧૯૨૧ થી સીદીઓની વસતિ ગણત્રી બંધ છે. હિંદીઓની સંખ્યા ૧ા લાખની છે, જે ખેતીમાં રોકાયા છે. બધા શિક્ષણ વગેરેના હક્કો યુરોપિયનોને છે. આ દેશમાં કાળી ચામડીની ભારે સૂગ છે. હિંદીઓને પણ અહીં ભારે અન્યાય સહન કરવા પડે છે.

**કેરી :** આંબો એ હિંદનું અમૃતફળ છે. ગુણ અને સ્વાદમાં એ ફળનો રાજા છે. હિંદમાં એનાં વૃક્ષો મોટા પ્રમાણમાં ઊગે છે. આંબાનાં ઝાડોની ૯૦ થી ૧૦૦ જાતો થાય છે. તેમાં હાફુસ, લંગડા, પાયરી, વગેરે કલમી જાતો શ્રેષ્ઠ છે. કાચી કેરીનું શાક, રાયતું અને અથાણાં થાય છે. કાચી પાકી કેરીનો મુરબ્બો થાય છે. ગોટલાના અંદરના ગર્ભને સુકવી લોટ કરી ગરીબો ખાય છે. ચામડાં રંગવામાં એનો ઉપયોગ થાય છે. હિંદમાં આંબાનો વ્યવસ્થિત ઉદ્યોગ નથી, છતાં હમણાં થોડાં વર્ષ થયાં કેરીના રસને બરફમાં રાખી વિલાયત ખાતે ચઢાવવામાં આવે છે. ત્યાં એની સારી કદર થઇ છે. પાકાં ફળો શક્તિવર્ધક, કાંતિકારક, ચરબી વધારનાર, સ્વાદિષ્ટ, દસ્ત સાફ લાવનાર અને મૂત્રલ છે. આંબાનો આંતર પ્રાંતીય વેપાર છે. પરંતુ વ્યવસ્થીત વેપાર ફેલાવવાથી એનો વિકાસ થઇ શકે છે.

**કેરો :** ઇજિપ્તનું પાયતખ્ત શહેર છે. એમાં :અલઆઝારનું જૂનું મુસ્લિમ મહાવિદ્યાલય છે. (જુઓ ઇજિપ્ત)

**કેરોસીન :** હિંદમાં પેટ્રોલિયમની પેદાશ થોડી છે. બ્રહ્મદેશ હિંદ સાથે હતું, ત્યારે ત્યાંની અને હિંદની કુલ પેદાશ ૩ કરોડથી ૩ાા કરોડ બેરલની થતી. હિંદમાં ૮ કરોડનું તેલ પરદેશોથી આવે છે. હિંદમાં આસામ (ડીગ્બોઇ) અને અટક ખાતે અંગ્રેજ માલિકીના તેલના કૂવાઓ છે. હિંદમાં કેરોસીનની મોટી ખપત છે. ૩૯ કરોડની પ્રજા હવે પ્રકાશ કેરોસીન તેલ જ બાળે છે. યુદ્ધના સમયમાં કેરોસીનની ઘટી ગઇ હોવાથી હિંદની પ્રજાને કેરોસીનની ભારે મુશ્કે અને તંગી ભોગવવી પડે છે! બ્રહ્મદેશથી મોટા પ્રમાણમાં સીન આવતું હતું. પરંતુ તે દેશ જાપાનના હાથમાં જવાથી બહુ તંગી અનુભવવી પડે છે. હિંદી પ્રજા જો એરંડિ બાળવું શરૂ કરે, તો તેમની આંખોને માટે તે બહુ સાર પરંતુ ફૅશનમાં ફસાયેલાઓને કેરોસીન તેલ વગર ચાલશે રાષ્ટ્રિય સરકારે પણ એ માટે વિકાસની દૃષ્ટિએ કરવા રહ્યા.

**કેસર:** કેસર કાશ્મીરથી અને સ્પેનમાંથી આવે એ ફુલોનાં તંતુઓ છે. સ્પેનથી હિંદમાં વધારે પ્રમાણમાં આવે છે. પણ તેમાં ભેળસેળ ઘણી જ હોય છે. છતાં અને સુગંધમાં સારું લાગે છે. કાશ્મીરથી શુદ્ધ કેસર આ પણ ત્યાંનો પાક બહુ ઓછો છે, આપણે ત્યાં મિઠાઇઓ સુગંધી માટે વપરાય છે. દવાઓમાં અને દેવપૂજામાં કામ આવે છે. પરદેશથી કેસર અશુદ્ધ આવે છે. હવે જર્મનીથી મિઠાઇઓમાં ભેળવવા ખાસ કોલસામાંથી બ રંગો આવે છે; આથી કેસરની વપરાશ ઘટી છે. હમણાં સમયમાં એ ભારે મોંઘી બની છે. કેસર સુગંધીદાર, ઠીખું, રુચિકર અને આનંદકારક હોઇને ઉષ્ણ પણ છે.

**કેળાં :** હિંદના જે ભાગમાં વરસાદ વધારે છે, ત્યાં કેળાં ઘણાં થાય છે. મહારાષ્ટ્રમાં વસાઈ ખાતે ત મલબાર અને બંગાળમાં કેળાં પુષ્કળ થાય છે. કેળાં શાક ફળ તરીકે ખોરાકની વસ્તુ છે અને એક ઉત્તમ મેવો પણ એની છાલની રાખ રંગ અને ધોવાના કામમાં આવે છે. લગભગ ૨૦ જાતો થાય છે. કેળના ગર્ભની પાટી જખમ છે. કેળાંનો આંતર પ્રાંતીય વેપાર છે. એ જલદી બગડી જા તેથી પરદેશો ખાતે ચઢતાં નથી. એનાં પાંદડાં મોટાં હે પતરાળાં બનાવવાના ઉપયોગમાં આવે છે. કેળાં સૂકવી લોટ પણ થઇ શકે છે. કેળાં બળકર, મધુર, ગુરુ, શીત, વિર્ય અને કાંતિ તથા રુચિને વધારનાર છે. તૃષ્ણા, ગ્લાનિ, રસવિકાર, ક્ષુધા અને રોગોનો નાશ કરે છે. જઠરાગ્નિ હોય તમણે કેળાં ખાવાં નહિ. યુરોપિયન લોકો એને પસંદ કરે છે. અંગ્રેજો જમૈકા ટાપુથી પુષ્કળ કેળાં મં ખાય છે.

**કોચીન રાજ્ય:** એનું ક્ષેત્રફળ ૧,૪૧૭ માઈલનું છે. એ મલબારનો વિભાગ દેશી રાજ્યના તાબાને એ દેશી રાજ્યની વસતિ ૧૨,૦૪,૨૩૬ ની હોઇને ત્યાંની ૦ાાા કરોડ રૂપિયા જેટલી છે. ત્યાં બોલાતી મુખ્ય મલયાલમ છે અને થોડે હિસ્સે તામીલ, કેનેરીઝ વગેરે ભા પણ બોલાય છે. રાજા રાયર જાતિના છે. એમના રિવાજ પ્ર એમનો ભાણેજ કે દોહિત્ર ગાદીવારસ થાય છે. આ રા નાળિયેરનાં મોટાં વનો છે. જંગલોમાં સાગ અને બીજાં થાય છે. ખેતીમાં ચોખા, દાળો, કેળાં, વગેરે થાય છે. વ લગભગ ૧૦૦ ઇંચ પડતો હોવાથી દેશ ખૂબ લીલોતરી છે. પરંતુ વસતિને જોઇએ તેટલું અનાજ અહીં પાકતું આથી અહીં બ્રહ્મદેશ અને બંગાળથી ચોખા મંગાવવા પ ચોખા અને માછલી એ અહીંનો મુખ્ય ખોરાક છે. સૌ

પાન, કેળાં, નારિયેળ, મરી, સૂંઠ અને શેરડી મોટા પ્રમાણમાં ઊગે છે. કોફીનો પાક પણ થતો હોઇને રબર પણ ઊગે છે. કોપરાં પીસવાની મિલો અને કાથાનાં દોરડાંનાં કારખાનાં પણ અહીં છે. દર વર્ષે ૨,૦૦,૦૦૦ ટન કોપરાનું તેલ તૈયાર થાય છે. મુખ્ય નિકાશમાં કોપરાં, કોપરાંનું તેલ, મરી, સૂંઠ, કાથામાં વાપરવાના પદાર્થો, રસ્સીઓ, સોપારી અને માછલીઓ વગેરે છે. આયાતમાં ચોખા, વસ્ત્રો, લોઢું, ખાંડ અને તૈયાર બનાવટના પદાર્થો છે. રાજ્યમાં કોઈ મોટો ઉદ્યોગ નથી કે કાપડની મિલ પણ નથી. અહીં કપાસ ઉત્પન્ન થતો નથી.

**કોચીન (શહેર):** કોચીન રાજ્યનું આ મુખ્ય બંદર છે. એ કલીકટની દક્ષિણે ૯૦ માઇલ દૂર આવેલું છે. એનો બંદરી વિભાગ બ્રિટિશને તાબે છે. આ બંદર મોટો વેપાર ધરાવે છે. એ એડનથી મુંબઈ કરતાં ૩૦૦ માઇલ નજીક આવેલું છે. મદ્રાસ ઈલાકામાં મદ્રાસ અને તુતિકોરીન પછી આ ત્રીજું બંદર છે. દર વર્ષે ૬૦૦ કરતાં વધારે સ્ટીમરો આ બંદરે આવે છે. હિંદી સરકારે બંદરનો વિકાસ ખૂબ સરસ કર્યો છે. કરોડો રૂપિયા ખર્ચી સમુદ્રમાં માર્ગ કરીને આ બંદરને સુધાર્યું છે. આ રાજ્યમાં સમુદ્રની બગલમાં ખારા પાણીની કુદરતી નહેરો ઉપર નારિયેળીઓનાં વન આવેલાં છે, આ નહેરોથી નાની નાની બોટો મારફતે મોટો વહેવાર ચાલે છે. રાજાના તાબાના કોચીનને મટાન્ચેરી કહે છે. ઈ. સ. ૧૯૩૩–૩૪ માં ૬૭૫ સ્ટીમરો કુલ ૨૭ લાખ ટનની આ બંદરે આવી હતી. ૧૯૩૪–૩૫ માં આ બંદરનો વેપાર વધીને ૮ લાખ ટન જેટલો થયો હતો. બંદરનો વિકાસ મોટો થવા સંભવ છે. કોચીનમાં ગુજરાતી વેપારીઓ અને દુકાનદારો મોટા પ્રમાણમાં છે. મેસર્સ તાતા કંપનીએ તેલ અને સાબુ બનાવવાની મોટી મિલ અહીં બાંધી છે.

**કોપરાં:** નારિયેળના ગર્ભને કોપરું કે ટોપરું કહે છે. નારિયેળની પેદાશ હિંદમાં મુખ્યત્વે મલબારમાં થાય છે. જગતના બજારમાં એક અબજ રૂપિયાની કિંમતની નારિયેળીની બનાવટો આવે છે. નારિયેળીનાં વૃક્ષોનાં ફળના ગર્ભને સૂકવીને કોપરાં બનાવી તેમાંથી તેલ કાઢે છે.

નારિયેળીના ફળની આસપાસના તંતુઓમાંથી કાથાની રસ્સીઓ અને વણાટનો મોટો ઉદ્યોગ ચાલે છે. કોપરાંનું તેલ ખાવામાં, સાબુ બનાવવામાં અને બીજી અનેક ક્રિયાઓમાં વપરાય છે. કોપરાંનો ખોળ જાનવરો માટે ઉત્તમ છે. નારિયેળ વધારે વરસાદવાળા પ્રદેશોમાં ખૂબ થાય છે. હિંદમાં કાઠિયાવાડ, કનારા પ્રાંત, રત્નાગિરિ પ્રાંત અને મલબાર વગેરે પ્રદેશોમાં થાય છે. કુલ ૧૩,૮૮,૦૦૦ એકરોમાં ખેતી થાય છે. લંકા એ કોપરાંની પેદાશનો મોટો દેશ છે. ત્યાંથી પણ હિંદમાં નારિયેળની વસ્તુઓની આયાત થાય છે. મલબારમાં એક નારિયેળીનું સારું વૃક્ષ ૨૦૦ નારિયેળોનો ફાલ આપે છે. ૪,૦૦૦ થી ૫,૦૦૦ નારિયેળમાંથી ૧૨ ટન કોપરાં નીકળે છે. હિંદમાં જ ૪૦ કરોડ નારિયેળ પૂજાપાઠ અને ખોરાકી તેલ માટે વપરાય છે. હિંદમાંથી કોપરાંની નિકાશ આખા જગતના પ્રમાણમાં ૧/૩ થી ઓછી હતી. કોપરાંની નિકાશ લંકાથી વધારે પ્રમાણમાં છે. લંકાથી ૪૮,૦૦૦ ટન કોપરાં દર વર્ષે નિકાશ થાય છે.

હિંદમાં પેદા થતાં કોપરાં અને તેલની નિકાશ હાલ ઘટતી જાય છે. હિંદમાં એનો ઉપયોગ વધતી જતી વસતિ માટે વધારે ને વધારે થતો જાય છે. ૧૯૧૩–૧૪ માં ૩૯,૦૦૦ ટન કોપરાં અને ૧૧ લાખ ગેલન કોપરાંનું તેલ પરદેશ ખાતે ચઢયું હતું. ૧૯૩૫–૩૬ માં ૩૨,૭૪૨ ગેલન તેલની નિકાશ થઇ હતી. કોપરાંમાંથી ૬૦–૭૦ ટકા તેલ નીકળે છે. ૧૯૩૯–૪૦ માં કોપરાંના તેલની નિકાશ ૫૧,૦૦૦ ગેલન અને ૧૯૪૦–૪૧ માં માત્ર ૪૯,૦૦૦ ગેલનની થઇ હતી. કોપરાના ખોળની નિકાશ ૧૯૩૫–૩૬ માં ૩,૮૨૫ ટન (જેની કિંમત ૧૯,૦૭૫ પૌંડની થાય) ની થઈ હતી. કાથીના વણાટની પેદાશની નિકાશ ૬,૮૪,૪૬૭ હંડ્રવેટ (જેની કિંમત ૬,૫૬,૧૯૧ પૌંડની થાય) ની થઇ હતી. કાથીની રસ્સી ૫૧,૩૯૩ પૌંડની કિંમતની નિકાશ થઈ હતી. નારિયેળીનું વૃક્ષ કલ્પવૃક્ષ ગણાય છે. તેનો એકેએક ભાગ ઉપયોગમાં આવે છે.

**કોફી:** બુંદના દાણા એ ચાહની પેઠે વપરાય છે. એ મૂળ અરબસ્તાનની પેદાશ છે. જગતની કુલ પેદાશ (૧૯૪૦) ૩૬,૧૧,૬૧,૦૦૦ ગુણીઓ (૧૩૨ રતલની ગુણી) હતી. તેમાં મુખ્ય પેદાશ બ્રાઝિલમાં ૨,૦૮,૫૦,૦૦૦ કોથળા અને કોલંબિયામાં ૪૩,૦૦,૦૦૦ કોથળા થાય છે. હિંદમાં કોફીનો પાક માઇસોર, કુર્ગ અને મદ્રાસ ખાતે મોટા પ્રમાણમાં થાય છે. હિંદમાં કુલ વાવેતર ૧,૮૫,૫૦૦ એકરોમાં થાય છે. હિંદમાં કુલ કોફીનો પાક ૩ા કરોડ રતલનો થાય છે; તેના કુલ ૬,૭૮૧ બગીચા છે અને તેમાં ૩૬,૦૦૦ મજૂરો કામ કરે છે. પરદેશો ખાતે કુલ નિકાશ ૨,૧૫,૯૫૧ હંડ્રવેટ ૭,૬૬,૪૬૬ પૌંડ કિંમતની થઇ હતી. મદ્રાસ પ્રાંતમાં કોફીની ૯૮ ટકા પેદાશ થાય છે. કોફીની સુધારણા માટે દર હંડ્રવેટની નિકાશ ૧ રૂપિયો કર વસુલ કરી કમિટીને સરકાર સોંપે છે. માઇસોરમાં ૫૫ ટકા, મદ્રાસ ૨૩ ટકા, કુર્ગ ૨૧ ટકા કોફી પેદા કરે છે. ૧૯૩૫–૩૬ માં કુલ પાક ૪ા કરોડ રતલનો હતો.

**કોબે:** જાપાનનું મુખ્ય શહેર ઉદ્યોગનું પણ મથક છે. (વધુ વિગત માટે જુઓ જાપાન).

**કોરીઆ:** ઇ. સ. ૧૯૧૦ માં જાપાને આ પ્રદેશ પોતાના દેશ સાથે જોડી દીધો છે. જાપાનનો ગવર્નર જનરલ ત્યાં શાસન કરે છે. એનું ક્ષેત્રફળ ૮૫,૨૨૮ ચો. માઈલનું છે અને વસતિ ૨,૦૫,૯૯,૮૭૬ માણસોની છે. આ વસતિમાં જાપાનીઝોની વસતિ ૫,૨૩,૪૫૨ ની છે. પ્રજા બૌદ્ધધર્મી છે.

એ દેશનું સરકારી ઉત્પન્ન ૨૫ કરોડ યેન અને ખર્ચ પણ તેટલું જ છે. જાપાનીઓ એનું આર્થિક શોષણ કરે છે. દેશ ખેતીવાડીના ઉદ્યોગવાળો છે; અહીંના લગભગ ૧ા કરોડ એકરોમાં ખેતી થાય છે. મુખ્ય પાક ચોખા, જવ, ઘઉં, વાલ, તમાકુ, અને કપાસ છે. વ્હેલ નામે દરિયાઈ મોટી માછલીઓનો શિકાર કરીને તેલ કાઢવામાં આવે છે. ફળોમાં સક્કરજન મોટા પ્રમાણમાં થાય છે. સોયાબિન્સ પણ ઊગે છે. કોરીઆનાં પશુઓ સારાં છે. અને ૧૭ લાખ પશુઓ ત્યાં છે. ૧ાા કરોડ રૂપિયાનું સોનું ત્યાંથી નીકળે છે; તાંબુ, લોઢું અને કોલસો પણ પુષ્કળ નીકળે છે. ૪૧ લાખ યેનની કિંમતનું લોઢું અને ૬૦ લાખ યેનની કિંમતનો કોલસો વગેરે મળી કુલ ૩ાા કરોડ યેનની કિંમતનાં ભૂસ્તરો નીકળે છે. દેશનો મુખ્ય વેપાર જાપાન સાથે છે. કુલ વેપાર ૫૦ કરોડ યેનનો આયાત માલ અને ૪૭ કરોડ યેનનો નિકાશ માલનો છે. જાપાનના મૂડિવાદીઓ આ દેશનો રસકસ ચૂસે છે.

**કોલમ્બો:** લંકા (સીલોન)ની રાજધાની મોટું બંદર છે. એની વસતિ ૪ લાખની છે. એ વેપારનું મુખ્ય મથક છે. હિંદ આવતી તેમ જ ચીન જતી સ્ટીમરો આ બંદરને અડકીને જાય છે. અહીં સ્ટીમરોને કોલસા મળે છે.

**કોલસા:** જગતમાં યાંત્રિક વિદ્યાનો વિકાસ કોલસાની શોધને આભારી છે. જમીનના પેટાળમાં કોલસાન

મોટા ભંડારો ક્યાંક ક્યાંક મળે છે. જગતમાં (૧૯૩૯–૪૦)માં કોલસાની પેદાશ નીચે પ્રમાણે થઈ હતી:—

| દેશ | કોલસા [ટન] | દેશ | કોલસા [ટન] |
|---|---|---|---|
| ગ્રેટ બ્રિટન | ૨૩,૬૭,૦૦,૦૦૦ | બેલ્જિયમ | ૨,૯૫,૪૭,૦૦૦ |
| જર્મની | ૧૮,૯૭,૧૪,૦૦૦ | હોલેન્ડ | ૧,૩૦,૫૮,૦૦૦ |
| યુ. સ્ટેટ્સ ઓફ અમેરિકા ૪૦,૩૨,૮૯,૦૦૦ | | ફ્રાન્સ | ૪,૭૫,૬૦,૦૦૦ |
| રશિયા | ૧૧,૬૪,૦૦,૦૦૦ | હિંદ | ૨,૯૧,૫૪,૦૦૦ |
| ચીન | ૨,૭૧,૧૬,૦૦૦ | જાપાન | ૫,૩૦,૦૦,૦૦૦ |

જગતની કુલ પેદાશ ૧,૨૬,૪૦,૩૦,૦૦૦ ટનની છે.

કોક એટલે કોલસાને બાળીને ઘરના ચુલાઓમાં ઘરકામમાં બાળી શકાય તેવી જાતનો કોલસો જગતમા ૧૩,૫૦,૦૦,૦૦૦ ટન થાય છે. (૧૯૩૮ મા) આમાં જર્મનીનો નંબર પ્રથમ છે.

કોલસો એ યુદ્ધ ચલાવવા માટે અતિ અગત્યની વસ્તુ છે. આથી યુદ્ધ સમયે જગતમા કોલસાની પેદાસ અતિશય મોટી થાય છે. જર્મનીમા બહુ મોટા પ્રમાણમાં કોલસા પેદા થાય છે. હિંદમા કોલસો મુખ્યત્વે બંગાળના રાણીગંજ વિસ્તારમાં, બિહારના ઝરીઆ વિભાગમાં, મધ્ય પ્રાંતોમાં પૂર્વના વિભાગોમા અને હૈદ્રાબાદમાં મળે છે. મુખ્યત્વે બિહારમાં ઝરિયા વિભાગમાં કોલસો મળે છે. મુંબઇ ઇલાકામાં કોલસો બિલકુલ નીકળતો નથી.

કોલસાંની હિંદમાં પહેલી શોધ ઇ. સ. ૧૮૩૦માં થઈ હતી. રાણીગંજ વિભાગમાં પહેલો કોલસો મળ્યો હતો. એ પછી કોલસાની પેદાશ ઘણી વધી છે. આખા હિંદમાં ચાલુ પેદાશ ૨ થી ૨॥ કરોડ ટનની થાય છે. કુલ ૧॥ લાખ મજૂરોને આ ઉદ્યોગમાં કામ મળે છે. આ કોલસાની કિંમત રૂપિયા ૭થી૮ કરોડ ગણાય છે. તેજીમાં ૧૦ કરોડ રૂપિયા જેટલી મોટી પેદાશ થઈ હતી. ૧૯૩૦ થી મંદીનાં વર્ષોમાં ૭ કરોડ સુધી આ આંકડો આવી પહોંચ્યો હતો. એનો ભાવ પણ ઘટે–વધે છે. ખાણ ઉપર ડીલિવરી કરીને દર ટને રૂ. ૩–૬–૦ થી રૂ. ૪–૮–૦ એવરેજ ઊપજ્યા છે. સાધારણ રીતે હિંદની મિલો અને કારખાનાં માટે ૨ કરોડથી ૨॥ કરોડ ટન કોલસો ખપી જાય છે. લંકા બ્રહ્મદેશ અને એશિયાના બીજા દેશો ખાતે દર વર્ષે ૫–૭ લાખ ટન કોલસો ચઢે છે. દક્ષિણ આફ્રિકાનો કોલસો લગભગ ૧થી૨ લાખ ટન હિંદમાં આયાત કરાય છે. ત્યાંની સરકાર આયાત કરનારને સહકાર આપે છે.

હિંદનો કોલસો પહેલા, બીજા અને ત્રીજા એમ ત્રણ પ્રકારનો છે, તેમાં પહેલા નંબરની ખાણો ઓછી છે. ઘણીખરી પહેલા નંબરની ખાણો યુરોપિયનોની માલિકીની છે. યુરોપિયન કંપનીઓ આ મોટી સરસ ખાણોનો વિકાસ કરી શકી છે. તાતા કંપની જેવી મોટી કંપનીના હાથમાં પણ પહેલા નંબરની કોલસાંની ખાણો છે. ઝરીઆ અને રાણીગંજ કોલસા પેદા કરવાની મોટી ખાણો ધરાવે છે. બીજા નંબરની ખાણોનો મોટો ભાગ ગુજરાતીઓની માલિકીનો છે. મૂડીના અભાવે આ ખાણોનો વિકાશ ગુજરાતીઓ બરાબર કરી શકયા નથી. ઝરીઆ શહેર લગભગ ગુજરાતીઓનું શહેર છે. મુખ્ય વસતિ અને મિલકતો ગુજરાતીઓની છે.

ઝરીઆ શહેરની આસપાસ અને નીચે કોલસો ભર્યો પડયો છે. તેમાં કોઈ કુદરત યોગે આગ લાગી છે. આથી કોલસો જમીન નીચે ક્યાંક ક્યાંક ચાલુ બળે જ છે. આથી કોઈ ખાણ ઓચિંતી જમીનમાં બેસી જાય છે. ગુજરાતી માલિકીની એક ખાણ આ રીતે બેસી ગઇ હતી. સરકારે આથી એવી ખાણોના માલિકોને ખાણોમાં રેતી પાથરવા ફરજ પાડી છે.

કોલસા જેવા ઉપયોગી પદાર્થો જગતમાં થોડા જ હશે. એમાંથી રસાયણોની મદદ વડે અનેક જાતના રંગો જર્મનો બનાવવા શક્તિમાન થયા છે. અનેક જાતની દવાઓ પણ બનાવે છે. કોલસામાંથી રસાયણો મારફતે યુરોપિયન રસાયણશાસ્ત્રીઓએ જાદૂ ઉપજાવ્યું છે, હિંદની અંગ્રેજી માલિકીની ખાણોમાં કોલસામાંથી કોક, ડામર, અને બીજા પદાર્થો બનાવે છે. પરંતુ હિંદી ખાણોમાં તેવી વ્યવસ્થા નથી.

ખાણો અતિ ઊંડી હોય છે. કોલસાનો થર આવે વળી પછી ધૂળનો થર આવે. આ સર્વમાં મજબૂત થાંભલા મૂકીને જ નીચે ખોદાય છે. આમ એક ખાણમાં અનેક માળ હોય છે. કોલસાનો થર એક માળ ઉપર ખલાસ થયો, એટલે તે માળ છોડી નીચે બીજો માળ ખોદીને બનાવે છે. ઉપરથી લિફ્ટ મારફતે નીચે જવાય છે. યુરોપિયન માલિકીની ખાણોમાં ખોદવા માટે યંત્રો વાપરે છે. હિંદી ખાણોમાં એવી સગવડ નથી.

પ્રજાસંઘના આદેશથી કોલસાનાં મજૂરોની સ્થિતિમાં ઘણો ફેર અને સુધારો થયાં છે. પરંતુ હજુ તેમાં સુધારાને અવકાશ છે. સ્ત્રીઓને અને બાળકોને હવે ખાણોમાં કામ કરવા દેતા નથી.

હિંદનો કોલસાનો ઉદ્યોગ હિંદના સર્વ ઉદ્યોગો અને રેલ્વેને માટે અગત્યનો છે. એમાં મોટી કંપનીઓએ જ ૧૨ કરોડ રૂપિયાની મૂડી રોકી છે. રેલ્વેઓને પોતાની ખાણો છે, છતાં બહારથી પણ માલ લે છે. ૧૯૩૯–૪૦ માં કોલસાની પેદાશ અઢી કરોડ ટનની થઇ હતી. હમણાં યુદ્ધનો સમય હોવાથી કોલસા ઉપર સરકારી અંકુશ છે. એની પેદાશ ખૂબ જ વધી ગઇ છે. માલ પણ પુષ્કળ નીકળે છે. પરંતુ તે સર્વ યુદ્ધનાં કારખાનાં ચલાવવા માટે કામ લાગે છે.

હિંદમાં રાષ્ટ્રિય સરકારને કોલસાના ઉદ્યોગનો વિકાસ કરવો પડશે. ૧૯૩૮–૩૯માં ૨,૮૩,૪૨,૯૦૬ ટન કોલસો કુલ ૧॥ કરોડ રૂપિયાનો થયો હતો. પરંતુ આથી પણ ઘણા મોટા પ્રમાણમાં હિંદી કોલસો નીકળી શકે છે. હિંદમાં લોકોની વપરાશ માટે માત્ર ૨૦ વીશ લાખ ટન કોલસાની જરૂર રહે છે. બાકીમાંથી ¾ રેલ્વે વાપરે છે. હિંદમાં ડૉ. ફૉક્ષ નીચલા ગોન્ડવાના કોલસાના ક્ષેત્રમાં જમીન નીચે ૬,૦૦૦ કરોડ ટન કોલસો હોવાનું ધારે છે. એમાંથી ૨,૦૦૦ કરોડ ટન કાઢી શકાય તેવું ધારે છે.

**કોલંબિયા :** અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૪,૪૭,૫૩૬ ચો. માઈલનું છે અને વસતિ ૮૯ લાખની છે. પ્રજા યુરોપિયન અને મિશ્ર હોઇને ૬૮ ટકા અક્ષરજ્ઞાન વગરની છે. મુખ્ય શહેર બોગોટાની વસતિ ૨॥ લાખની છે. ધર્મ રોમન કેથોલિક ખ્રિસ્તી છે. દરેક યુવકને અહીં લશ્કરી નોકરી ફરજિયાત છે. થોડી નાની મનવારોનો કાફલો પણ એ ધરાવે છે. આ દેશમાં કોફી ઘણી થાય છે. ચોખા પણ થાય છે. કપાસ ૧૦,૦૦૦ ટન થાય છે. અહીંની કેળાંની ખેતી ખિલતી જાય છે. ૩ લાખ ઔંસ સોનું નીકળે છે. તાંબુ, સીસું, પારો, મેંગેનિઝ, માણેક અને પ્લેટિનમ પણ નીકળે છે.

**કોલ્હાપુર :** મહારાષ્ટ્રનું દેશી રાજ્ય છે. રાજધાનીનું નામ કોલ્હાપુર છે. આ રાજ્યની પેદાશ ૨૫ લાખની ગણાય છે. શેરડી ઘણી થાય છે. અહીંનો ગોળ હિંદના બીજા ભાગોમાં નિકાશ થાય છે. જાણવા જેવા કોઈ ખાસ ઉદ્યોગો નથી.

**કોસ્ટારિકા :** એનું ક્ષેત્રફળ ૨૩,૦૦૦ ચો. માઇલનું છે. એ અમેરિકાનું પ્રજાસત્તાક છે. વસતિ ૪॥ લાખની છે. ધર્મ રોમન કેથોલિક ખ્રિસ્તી સંપ્રદાયનો છે. અહીંનો મુખ્ય ધંધો ખેતીનો છે. અહીંથી કોફી, કેળાં, કોકોઆ, સોનું, લાકડાં, ફળો અને ચામડાંની નિકાશ થાય છે.

# કોષ્ટકો : જુદી જુદી બાબતોનાં કોષ્ટકો નીચે મુજબ છે :—

## કોષ્ટક ( અંગ્રેજી નાણાનું )

૪ ફાર્ધિંગ = ૧ પેની

૧૨ પેન્સ = ૧ શિલિંગ

૨૦ શિલિંગ = પૌંડ

૨૧ શિલિંગ = ૧ ગીની

અપેસિાવરેન = ૧૦ શિલિંગ

ક્રાઉન (રૂપાનો) = ૫ શિલિંગ

ફ્લોરીન ( રૂપાનો ) = ૨ શિલિંગ

## કોષ્ટક ( આયુર્વેદિક અને અંગ્રેજી તોલની સરખામણી )

૧ રતીભાર = ૧$\frac{૧}{૮}$ ગ્રેન

૧ વાલ = ૫$\frac{૧}{૨}$ ગ્રેન

૪ વાલ = $\frac{૧}{૮}$ ગ્રેન

૧ તોલા = ૧૮૦ ગ્રેન

૨ાા તોલા = ૪૩૭$\frac{૧}{૨}$ ગ્રેન

## કોષ્ટક (જમીન માપનું)

૧૨ ઇંચ = ૧ ફૂટ

૩૬ ઇંચ = ૩ ફૂટ = ૧ યાર્ડ

૧૯૮ ઇંચ = ૧૬$\frac{૧}{૨}$ ફૂટ = ૫$\frac{૧}{૪}$ યાર્ડ = ૧ રોડ અથવા પોલ

૭૯૨ ઇંચ = ૬૬ ફૂટ = ૨૨ યાર્ડ = ૪ રોડ = ૧ ચેઇન

૭,૯૨૦ ઇંચ = ૬૬૦ ફૂટ = ૨૨૦ યાર્ડ = ૪૦ રોડ = ૧૦ ચેઇન = ૧ ફર્લોંગ

૬૩,૩૬૦ ઇંચ = ૫,૨૮૦ ફૂટ = ૧,૭૬૦ યાર્ડ = ૩૨૦ રોડ = ૮૦ ચેઇન = ૮ ફર્લોંગ = ૧ માઇલ

## કોષ્ટક ( કાગળનું )

૨૪ તા = ૧ ધા

૨૫ તા = છાપખાનાનો ધા

૨૦ ધા = ૧ રીમ

૨૧$\frac{૧}{૨}$ ધા = છાપખાનાનું રીમ

૨ રીમ = ૧ બંડલ

૧૦ બંડલ = ૧ ગાંસડી

## કોષ્ટક ( ટ્રોય-વજન )

૪ ગ્રેન = ૧ કેરેટ

૬ કેરેટ = ૧ પેનીવેટ

૨૦ પેનીવેટ = ૧ ઔંસ

૧૨ ઔંસ = ૧ પાઉંડ

૨૮ પાઉંડ = ૧ કવાર્ટર

૧૧૨ પાઉંડ = ૧ હંડ્રવેટ

૨૦ હંડ્રવેટ = ૧ ટન

## કોષ્ટક ( પૈસાનું )

૧ પાઇ

૩ પાઈ = ૧ પૈસો = $\frac{૩}{૮}$ પેન્સ

૧૨ પાઇ અથવા ૪ પૈસા = ૧ આનો = $\frac{૩}{૨}$ પેન્સ

૧૬ આના = ૧ રૂપિઓ = ૧ શિલિંગ ૬ પેન્સ

૧૦ રૂપિયા = ૧૫ શિલિંગ

૧,૦૦,૦૦૦ ( ૧ લાખ ) = ૭,૫૦૦ પૌંડ

૧૦૦ લાખ રૂપિયા ( ૧ કરોડ ) = ૭,૫૦,૦૦૦ પૌંડ

## કોષ્ટક ( મેટ્રિક સીસ્ટમ )

૧૦ મિલિમીટર = ૧ સેન્ટિમીટર = ૦.૩૯૩૭૦૧૧૩ ઇંચ

૧૦ સેન્ટિમીટર = ૧ ડેસિમીટર = ૩.૯૩૭૦૧૧૩ ઇંચ

૧૦ ડેસિમીટર = ૧ મીટર = ૧.૦૯૩૬૧૬૩ વાર

૧૦ મીટર = ૧ ડેકામીટર = ૧૦.૯૩૬૧૪૩ વાર

૧૦ ડેકામીટર = ૧ હેકટોમીટર = ૧૦૯.૩૬૧૪૩ વાર

૧૦ હેકટોમીટર = ૧ કિલોમીટર = ૦.૬૨૧૩૭ માઇલ

૧ મીટર = ૩૯.૭ ઇંચ

૧ કિલોમીટર લગભગ $\frac{૫}{૮}$ માઇલ થાય છે અને

૮ કિલોમીટરના લગભગ ૫ માઇલ થાય છે.

## કોષ્ટક ( મોતીના તોલનું )

૪ ચોખાભારની ૦ા રતી

૪ પા રતીની ૧ રતી

૧ ચોખાભાર ૧ આની

૧૬ આનાની ૧ રતી

૨૪ રતીનો ૧ ટાંક

## કોષ્ટક ( મોતીના હિસાબનું )

૧૬ વિશ્વાસી = ૧ બદામ

૧૬ બદામ = ૧ દોકડો

૧૦૦ દોકડા = ૧ ચવ = ટકો

૧૩ાા ટકા = ૧ રતી

૨૪ રતી = ૧ ટાંક

## કોષ્ટક (વખતનું )

૬૦ સેકંડ = ૧ મિનિટ

૬૦ મિનિટ = ૧ કલાક

૨૪ કલાક = ૧ દિવસ

૭ દિવસ = ૧ અઠવાડિયું

૧૪ દિવસ = ૧ પખવાડિયું

૪ અઠવાડિઆં = ૧ મહિનો

૧૨ કેલેન્ડર મહિના અથવા

૩૬૫ દિવસ = ૧ વર્ષ

૩૬૬ દિવસ = ૧ લીપઇયર

૧૦ વર્ષ = ૧ દશકો

૧. પાણીના એક પિન્ટનું વજન ૧ા રતલ થાય છે.

૨. પાણીના એક ઘન ઇંચનું વજન ૨૫૨$\frac{૧}{૨}$ ગ્રેન થાય છે.

૩. પાણીના એક ગેલનનું વજન ૧૦ રતલ થાય છે.

૪. પાણીના એક ઘનફૂટનું વજન ૧૦ રતલ થાય છે.

૫. મેટ્રિક સિસ્ટમની સંજ્ઞાઓનો અર્થ નીચે મુજબ છે.

ડેકા = ૧૦ ગણા

હેકટો = ૧૦૦ ગણા

કિલો = ૧,૦૦૦ ગણા

મિરીયા = ૧૦,૦૦૦ ગણા

ડેસિ = $\frac{૧}{૧૦}$

સેન્ટિ = $\frac{૧}{૧૦૦}$

મિલી = $\frac{૧}{૧૦૦૦}$

એક હોર્સ પાવર = ૭૪૬ વોટ



**ખજૂર** : ખજૂરીનાં વૃક્ષો હિંદમાં છે. હિંદમાં ખજૂર અને ખારેકનો પાક માત્ર સાધારણ પ્રમાણમાં પંજાબના મુલતાન જિલ્લામાં થાય છે. આથી ઈરાની અખાતનાં બંદરો, બસરા, મામેરા, બહેરીન અને મસ્કત ખાતેથી હિંદમાં પુષ્કળ ખજૂર અને ખારેકની આયાત સ્ટીમરો અને દેશી વહાણો મારફતે થાય છે. ૧૯૩૮–૩૯માં ૬૫,૦૦૦ ટન, ૧૯૩૯–૪૦માં ૬૪,૦૦૦ ટન અને ૧૯૪૦–૪૧ માં ૫૮,૦૦૦ ટન ખારેક ખજૂરની આયાત થઇ હતી. તેની કિંમત અનુક્રમે રૂપિયા ૪૫ લાખ, ૫૫ા લાખ અને ૫૪ા લાખની હતી. હિંદમાં ખજૂરીના વૃક્ષની ખેતીનો વિકાસ શકય અને ફાયદાકારક થઈ પડે તેમ છે. આ બાબતમાં પંજાબના ઉદ્યોગોને ઉત્તેજન આપવું રહ્યું.

## ખનિજો (હિંદનાં)

**અબરખ**–આખી દુનિયામાં હિંદ જેટલું અબરખ કાઈ પણ દેશમાં થતું નથી. દુનિયાને જોઈતા માલના ૮૭ ટકા હિંદ પેદા કરે છે. મદ્રાસ, છોટા નાગપુર અને બિહારના કેટલાક ભાગોમાંથી મળી આવે છે.

**કલાઈ**–બર્મામાં તેનાસરિમ પ્રાંતમાંથી મળી આવે છે.

**કોલસો**–ઝરિયા, રાણીગંજ (બંગાળમાં) ગિરિડિહ (બિહારમાં), ઉમરિયા (રેવા રાજ્યમાં), હૈદ્રાબાદ અને આસામમાં થાય છે. (વધુ માટે જુઓ 'ક' વિભાગમાં કોલસા).

**ચૂનો**–રેવામાં સનના અને સિલ્હટમાં થાય છે.

**પેટ્રોલિયમ**–આસામ અને ઉત્તર બર્મામાં.

**માણેક**–બર્મામાં.

**મીઠું**–રજપૂતાનાના સાંભર સરોવર પાસેથી. કાઠિયાવાડના કિનારેથી તથા મદ્રાસમાંથી.

**મેંગેનિઝ** (ધાતુ, કાચી)–વિઝાગાપટ્ટમ પાસેથી, મ્હૈસુર, મધ્ય પ્રાંત, તથા મદ્રાસમાં.

**લોઢું**–મધ્ય પ્રાંતમાંથી રાયપુરમાંથી, મ્હૈસુર તથા છોટાનાગપુરમાંથી. (વધુ માટે જુઓ ઉદ્યોગો).

**સોનું**–કોલર અને મ્હૈસુરની સોનાની ખાણોમાંથી.

**ખાઇબરઘાટ** : હિંદના ઉત્તર વિભાગનો એ પ્રસિદ્ધ પર્વતમાર્ગ છે. હિંદની ઉત્તર દિશામાં હિમાલય અને હિંદુકુશ પર્વતો આવેલા છે. આ પર્વતો હિંદના ઉત્તર ભાગનું સુંદર રીતે રક્ષણ કરી રહ્યા છે. આ પર્વતોમાંથી ઊંટોની વણઝારોને આવવાના થોડા માર્ગો પર્વતોની વચ્ચે થઈને જૂના સમયથી ચાલુ છે; તેમાં સૌથી જૂનો, સૌથી સુગમ અને પ્રસિદ્ધ માર્ગ ખાઇબરઘાટ છે. બાદશાહ સિકંદર, તૈમુર લંગ, બાબર, મહંમદ ગિઝની, શાહબુદ્દિન ઘોરી વગેરે આક્રમણકારી શાહો પોતાનાં સૈન્યો સહિત આ જ માર્ગદ્વારા હિંદમાં આવ્યા હતા. આ માર્ગદ્વારા અફઘાનિસ્તાન અને બીજા દેશો સાથે જમીન માર્ગે હિંદનો વેપાર ચાલે છે. એના ઉપર અંગ્રેજોએ કેટલાક ભાગમાં રસ્તા બાંધ્યા છે. અગાઉ ઊંટોની વણઝારો ચાલતી હતી. હમણાં મોટર લોરીઓની વણઝારો ચાલે છે. આ ખાઇબર ઘાટની આસપાસ ઝનૂની લડવૈયા પઠાણો વસે છે. એમનો મુખ્ય ધંધો લૂંટફાટનો છે. આથી રસ્તાની સહિસલામતિ માટે પર્વતનાં શિખરો ઉપર ચોકિદારોનાં સેંકડો થાણાં સ્થપાયાં છે.

**ખાદી** : ચરખાથી હાથે કાંતેલા સુતર અને તે હાથની શાળો ઉપર બનાવેલા સુતરના કાપડને ખાદી અથવા ખદ્દર કહે છે. આ કાપડ મજબૂત પરંતુ જાડું અને ખરબચડું હોય છે. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ હિંદમાં એની શરૂઆત ૨૫ વર્ષ પહેલાં કરાવી હતી. મિલોમાં પણ ખાદી જેવું કાપડ બનાવે છે. પરંતુ આ ખાદી બનાવટી ગણાય છે. અસલ ખાદી બનાવવામાં પૂજ્ય મહાત્માજીના પ્રયાસોથી હિંદના કેટલાક ભાગોમાં ખાદીની પેદાશના મધ્યસ્થળો સ્થપાયાં છે. આનો વહીવટ ચરખાસંઘ કરે છે. એ અખિલ હિંદ ચરખાસંઘ પાસે લાખો રૂપિયાનું ફંડ છે. ખાદીની પેદાશથી લાખો ગરીબ સ્ત્રી–પુરુષોને કામધંધો મળી રહ્યો છે. આ પ્રવૃત્તિ લોકકલ્યાણકારી છે. ચરખાસંઘની સેંકડો દુકાનોમાં લાખો રૂપિયાની ખાદી વેચાય છે. આનો વિકાસ રાષ્ટ્રિય સરકારે કરવાનો રહ્યો.

**ખાનદેશ** : મુંબઇ ઇલાકાનો આ જિલ્લો છે. તાપી નદી એમાંથી વહે છે. આ પ્રદેશમાં જુવાર, બાજરો, ઘઉં અને કપાસના પાકો થાય છે; તેમાં પણ કપાસ ઘણો થાય છે. કપાસનાં જિનો અને પ્રેસો પુષ્કળ પ્રમાણમાં આ જિલ્લામાં છે. ભુસાવળ ખાતે જી. આઈ. પી. રેલ્વેની મોટી વર્કશોપનું

કારખાનું છે. પૂર્વ ખાનદેશનો વિસ્તાર ૪,૬૫૧ ચો. માઈલનો અને પશ્ચિમ ખાનદેશનો વિસ્તાર ૬,૪૦૧ ચો. માઈલનો છે.

આ પ્રદેશની કુલ વસતિ ૭ાા લાખ માણસોની છે. પૂર્વ ખાનદેશની વસતિ ૧૨ લાખની છે. વસતિમાં ગુજરાતી વેપારીઓ વિશેષ પ્રમાણમાં છે. આંબા પુષ્કળ પ્રમાણમાં થાય છે. વરસાદ ૩૦–૪૦ ઇંચ પડે છે. આ જિલ્લાના જલગાંવ શહેરમાં કાપડની એક મિલ છે, અને કપાસનાં ૧૦૦ જિનો છે. અહીં કાચની બંગડીઓ પણ બને છે. જલગાંવની વસતિ ૩૪,૨૮૬ ની છે. આ પ્રાંતની એ રાજધાની છે. ધુલિયાની વસતિ ૩૯,૯૩૯ માણસોની છે. અમલનેરની વસતિ ૨૩,૪૯૧ અને ભુસાવળની ૨૮,૦૦૦ ની છે. આ પ્રાંતમાં ઘણાં શહેરો છે.

**ખેતી:** હિંદ ખેતીપ્રધાન દેશ છે. આ દેશની ૩૯ કરોડની પ્રજામાંથી ૨૯ કરોડ માણસો તો સીધી કે આડકતરી રીતે ખેતી કરે છે. ખેતીથી દેશની સમૃદ્ધિ બહુ વધી નથી. ખેતી આપણે ત્યાં જૂની ઢબથી થાય છે. હિંદમાં હજી યંત્રોની શાસ્ત્રીય ખેતી બહુ નજીવા પ્રમાણમાં થાય છે. ખાતરો પણ પૂરતા પ્રમાણમાં થતાં નથી. હિંદના બળદો નબળાં હોવાથી ઊંડી ખેતી થઈ શકતી નથી. ખેડુતો ઘણા ગરીબ છે. એમને ધીરધાર કરવા બેંકોની સગવડ નથી. જરૂર હોય ત્યાં બંધ બાંધીને ખેતરોનો સુધારો થઈ શકતો નથી. ખેડુતોનો મોટો ભાગ નિરક્ષર છે. આથી એમનામાં કોઇપણ જાતની સંસ્કૃતિનો વિકાસ થતો નથી. હિંદુ ખેડુતોનું પછાતપણું, અજ્ઞાનપણું, નિરક્ષરતા અને નિર્ધનતા તથા સંસ્કૃતિ સુધારવા સિવાય હિંદ કદીપણ ઉન્નતિ મેળવી શકશે નહિ.

હિંદમાં કુલ ૧૮ લાખ ચો. માઈલ જમીન છે. આખા જગતના ક્ષેત્રફળનું હિંદ ૨.૧૫ ટકા ભાગ છે. આખા જગતનું ક્ષેત્રફળ ૫૧૦ લાખ ચો. માઈલનું છે. હિંદ (બ્રિટિશ)માં ૧૧ લાખ ચો. માઇલમાંથી ૪,૦૯,૨૪૦ ચો. માઇલ એટલે ૨૬ કરોડ એકર જમીનમાં પાકો ઉગાડી શકાય છે. એટલે કુલ ૩૭ાા ટકા જમીન ખેતીને લાયક છે. આ સિવાય ૧,૫૪૦ લાખ એકર જમીન ખેતીને યોગ્ય છતાં ખેડાણ વગરની છે. એને થોડી મુશ્કેલીથી ખેડાણ યોગ્ય બનાવી શકાય; પણ અબજોની મૂડી એના વિકાસ માટે જોઇશે. યંત્રો અને શાસ્ત્રીય ખેતીથી આ ૨૨ ટકા ખેડાણ સિવાયની જમીનમાંથી કેટલોક ભાગ ખેતીને યોગ્ય થઈ શકે, તે અનુભવીઓની તપાસ માગે છે.

હિંદની વસતિ ૩૯ કરોડમાંથી ખેડુતોની સંખ્યા ૨૯ કરોડની છે. ખેડુત દીઠ ૧ એકર જમીનથી ઓછી જમીન આવે છે. આથી હિંદની જમીનના કેવા નાના નાના ટુકડાઓ થઇ ગયા છે તે સમજાશે. હિંદની જમીનના આ અતિ નાના ટુકડા આર્થિક રીતે ખેડુતોના પોષણ માટે અપૂર્ણ છે.

હિંદમાં કુલ ૫ કરોડ એકરની જમીન કૂવા કે નહેરોના પીતના પાણીથી પાકો આપે છે. બાકી ૨૧ કરોડ એકર વરસાદની દયા ઉપર નભે છે. હિંદની ખેતીનો મુખ્ય આધાર વરસાદ છે. સારો વરસાદ હિંદના બધા ભાગોમાં પડતો નથી. આથી કોઈ કોઈ ભાગમાં વારંવાર દુકાળો પડે છે. હિંદમાં પાકોની નિષ્ફળતા વારંવાર થાય છે. હિંદના પીતના પાણીમાંથી નહેરો ૨૬૦ લાખ એકરોને પાણી પાય છે. ૬૮ લાખ એકર જમીન કુંડો અને તળાવોમાંથી અને ૧૧૭ લાખ એકર કૂવાઓમાંથી પીતનાં પાણી પીએ છે. ૫૩ લાખ એકર બીજાં સાધનોથી પાણી પીએ છે. આમાંથી સરકારી નહેરો ૨૨૦ લાખ એકર જમીનને પાણી પાય છે. આ નહેરો ઉપર કુલ ૧૩૭ કરોડ રૂપિયાની લાગત થઈ છે. સરકારી નહેરોની પેદાશ કુલ ૧૨ કરોડ રૂપિયાની અને ખર્ચ ૨૫ાા કરોડનું હતું. આમાં સરકારને લગભગ ૪ાા ટકા વ્યાજ પરવડે છે.

બ્રિટિશ હિંદમાં ૬૮ાા કરોડ એકર જમીન છે. જ્યારે ૪૨ાા કરોડ એકર જમીન દેશી રાજ્યો પાસે છે. ૫ કરોડ એકર જમીન હિંદી સરકારના બલુચિસ્તાન અને સરહદી પ્રાંતો જેવા સીધા શાસનવાળા પ્રદેશોની છે. હિંદની સરકારના આંકડાઓ મુજબ આમાંથી ૬૬ાા કરોડ જમીનની માપણી કરવામાં આવી છે. ૪૩ાા કરોડ એકર ખેતીને લાયક જમીન છે. આ હિસાબે કુલ હિંદની જમીનના ૬૫ ટકા જમીન થઈ. બાકીની જમીનમાંથી ૧૩.૪ ટકામાં જંગલો છે. બાકી ૨૧.૭ ટકા જમીન જળાશયો, પર્વતો, શહેરો, ગામો અને ખારી જમીનમાં રોકાયેલી છે. એમાં ખેતી થઈ શકતી નથી. ખેતી માટે તો ચાલુ માત્ર ૩૦ થી ૪૦ ટકા જ જમીનનો ઉપયોગ થાય છે. ઈ. સ. ૧૯૩૬–૩૭ માં કુલ ૨૬ાા કરોડ એકર જમીનનું વાવેતર કરવામાં આવ્યું હતું.

હિંદમાં લગભગ (ગાયો, ભેંસો, બળદો) ૨૦ કરોડ જાનવરો છે. આપણે ત્યાં ઘોડાઓને ખેતીમાં ખેડ કરવામાં કામે લગાડતા નથી. યુરોપ અને અમેરિકામાં યંત્રો અને ઘોડાને ખેતીના કામે લગાડે છે. આ ખેતીના ઘોડાની જાત ઘણી મજબૂત અને બળદો કરતાં બેવડું કામ આપે છે. આપણે ત્યાં યાંત્રિક ખેતીનો વિકાસ બહુ જૂજ થયો છે; કારણ કે ખેડૂતો પાસે યંત્રો ખરીદવા પૈસા પણ નથી, તેમ જમીનના ટુકડાઓમાં યંત્રોની ખેતી પોષાય નહિ. સરકારી ધોરણે ખેતી થાય અને પંજાબની પેઠે નાના નાના ટુકડાઓ ભાગીદારીમાં એકત્ર કરીને ખેતી કરે તો જ યંત્રો પોષાઈ શકે.

હિંદના પાકો કેટલી જમીનમાં વવાય છે. તેનો કોઠો નીચે મુજબ છે:—[ કુલ ૨,૬૭,૦૮૯ હજાર એકર ];

[૧] અનાજ–દાળ, ચણા વગેરે કુલ ૨,૦૪,૦૩૧ હજાર એકરમાં એટલે ૭૬.૩ ટકા જમીનમાં વવાય છે.

| | | |
|---|---|---|
| ચોખા | ૮૧,૬૭૮ | હજાર એકર |
| જુવાર | ૨૪,૦૧૨ | ,, ,, |
| મકાઇ | ૫,૯૫૪ | ,, ,, |
| ઘઉં | ૨૫,૨૪૯ | ,, ,, |
| બાજરી | ૧૧,૪૫૧ | ,, ,, |
| ચણા | ૧૫,૭૯૬ | ,, ,, |
| જવ | ૬,૫૩૧ | ,, ,, |
| રાગી | ૩,૫૮૫ | ,, ,, |
| પરચુરણ અનાજ | ૨૯,૭૭૭ | ,, ,, |

[૨] તેલીબિયાં વગેરે કુલ ૧૮,૬૫૭ એકરોમાં ૧૯૩૯–૪૦ માં વાવણી થઇ હતી. (૬.૭ ટકા)

| | | | | | |
|---|---|---|---|---|---|
| અળસી | ૨,૩૪૨ | હજાર એકર | એરંડા | ૪૧૭ | હજાર એકર |
| નારિયેળ | ૬૬૫ | ,, ,, | રાઇ, સરસી | ૩,૩૧૮ | ,, ,, |
| તલ | ૩,૭૨૮ | ,, ,, | બીજો પાક | ૧,૮૦૦ | ,, ,, |

[ ૩ ] ખાંડ માટેની શેરડી કુલ ૪,૨૮૫ હજાર એકરમાં એટલે ૧.૬ ટકામાં વવાઇ હતી.

[ ૪ ] તેજાના ( મરી, સૂંઠ, પીપર) કુલ ૧,૪૧૪ હજાર એકરમાં એટલે ૦.૭ ટકામાં વવાય છે.

[ ૫ ] શાકભાજી અને ફળફૂલો ૪,૮૩૫ હજાર એકરોમાં એટલે ૧.૮ ટકામાં વવાય છે.

[ ૬ ] જાનવરો માટે ઘાસ ૧૦,૭૬૨ હજાર એકરમાં એટલે ૪.૦ ટકામાં વવાય છે.

[ ૭ ] તાંતણાઓના પાકો કુલ ૧૮,૬૫૭ હજાર એકરો એટલે ૭ ટકામાં વવાય છે. આમાં કપાસ, જ્યૂટ, શણ જેવા ઉપયોગી પાકોનો સમાવેશ થાય છે.

[ ૮ ] રંગવાનાં સાધનો જેવાં કે હરડે વગેરે ૬૦ હજાર એકરોમાં વવાય છે.

[ ૯ ] ઓષધિઓ અને કેફી વસ્તુઓ ૨,૦૫૩ હજાર એકર એટલે ૦.૮ ટકામાં વવાય છેઃ—

| | | |
|---|---|---|
| અફીણ | ૧૦ | હજાર એકર |
| કૉફી | ૯૮ | ,, ,, |
| ચાહ | ૭૯૪ | ,, ,, |
| તમાકું | ૧,૧૫૧ | ,, ,, |
| પરચુરણ | ૨૫૯ | ,, ,, |

[૧૦] પરચુરણ પાકો ૧,૨૩૧ હજાર એકરમાં વવાય છે.

હિંદમાં ખોરાકીના પાકો ૮૧ ટકા જમીન રોકે છે. આ ઉપરથી આખી ૩૯ કરોડની પ્રજાની ખોરાકીનો સવાલ જમીન સાથે સંબંધ ધરાવે છે. હિંદની પ્રજા ખોરાક માટે ૧,૦૦૦ લાખ ટન પાક જોઈએ એવો અડસટ્ટો છે; પરંતુ હિંદમાં કુલ ૭૫૦ લાખ ટન ( ૭॥ કરોડ ) થી વધારે અનાજ પાકતું નથી. આમાંથી કેટલુંક બીજો અને વાવણી માટે રાખે છે. કેટલુંક જાનવરોને ખવરાવે છે; થોડું પરદેશો ખાતે ચઢે છે; બાકી ૬ કરોડ ટન હિંદની પ્રજા માટે બાકી રહે છે. આ ખેતીવાડીના દેશમાં લોકોને ખાવા માટે પૂરતું ધાન્ય મળતું નથી. પ્રજાનું જન્મ પ્રમાણ જે વધે છે ( દર વર્ષે ૫૦ લાખ ) તે પ્રમાણે ખેતીવાડીનો હિંદમાં વિકાસ નથી. આથી ભવિષ્ય માટે ચિંતા રાખવાનું કારણ રહે છે.

હિંદની ખેતીની તકલીફ એ છે કે આપણે ત્યાં યાંત્રિક ખેતી નથી; યોગ્ય પ્રમાણમાં ખાતર નાખવામાં આવતું નથી; પાણીની પીત માટે નહેરોનો પૂરો વિકાસ નથી; જમીનના ટુકડા બહુ નાના નાના વહેંચાઈ ગયા છે. ઊંડી ખેડ થતી નથી. સારાં બીજોનો સંગ્રહ થતો નથી. સંશોધન થતું નથી. આથી હિંદની જમીન પેદા કરે બહુ ઓછો પાક એકર દીઠ છે. દર એકરે જુદા જુદા દેશોમાં કેટલો પાક થાય છે, તે નીચેના આંકડાઓ દર્શાવે છેઃ—

| દેશ | ચોખાની પેદાશ એકર દીઠ રતલ | ઘઉંની પેદાશ એકર દીઠ રતલ |
|---|---|---|
| ઈટાલી | ૪,૬૦૧ | ૧,૨૪૧ |
| જાપાન | ૨,૭૬૭ | ૧,૫૬૮ |
| ઇજિપ્ત | ૨,૩૫૬ | ૧,૬૮૮ |
| અમેરિકા | ૨,૧૧૨ | ૯૭૩ |
| બ્રિટન | ૦ | ૧,૮૧૨ |
| જર્મની | ૦ | ૧,૭૪૦ |
| હિંદ | ૧,૩૫૭ | ૬૩૨ |

હિંદમાં એક એકરે એક ટન ગોળ પેદા થાય છે; જાવામાં એક એકરે ૬ ટન ખાંડ થાય છે. હિંદમાં એકર દીઠ ૮૫ રતલ હલકો કપાસ થાય છે; ઈજિપ્તમાં એક એકર દીઠ ૨૦૦ રતલ થાય છે. બીજા તેલીબિયાંના પાકો પણ એકર દીઠ બહુ થોડા થાય છે.

હિંદમાં ખેતીનો બધો આધાર વરસાદ ઉપર છે, હિંદની સરકારને મુખ્ય આવક ખેતીવાડીમાંથી જ થાય છે; છતાં ખેડૂતોને માટે જોઇતી સગવડો મળતી નથી. હિંદનો ખેડૂત ઘણો જ ગરીબ છે. એની પાસે પહેરવા પૂરતાં વસ્ત્રો નથી; ખાવા પૂરં ધાન નથી, ઘી, તેલ તો કયારેક મળે છે, એના માથે મોટું કરજ છે. સરકાર રાજકાજમાં ખૂબ નાણાં ખર્ચી શકે છે, પરંતુ ખેડૂતો માટે બહુ થોડા પ્રમાણમાં ખર્ચ કરે છે.

હિંદમાં ખેડૂતો પાસેથી સરકાર ત્રણ પદ્ધતિઓથી મહેસૂલ મેળવે છે. (૧) રૈયતવારી (૨) જમીનદારીમાં મહેસૂલ થોડા વખત માટે જ નક્કી થાય છે. (૩) જમીનદારી યાવત્કાળ સુધી નક્કી કરેલ પદ્ધતિ. આમાં પ્રથમ રૈયતવારી પદ્ધતિ મુજબ નાનાં નાનાં ખેતરોના માલિકો અથવા ખેડૂતો ઉપર મહેસૂલની આંકણી કરીને મહેસૂલી અમલદારો ઠરાવે છે. લગભગ ૫૦ ટકા જમીન રૈયતવારી પદ્ધતિથી ૩૦ ટકા થોડા સમય માટે નક્કી કરેલી પદ્ધતિથી, ૨૦ ટકા હંમેશ માટે નક્કી કરેલી મહેસૂલી પદ્ધતિ પ્રમાણે મહેસૂલ વસૂલ કરાય છે.

ખેતીની પેદાશોમાં કેટલીક પરદેશો ખાતે ચઢે છે. અનાજ અને ખોરાકીની વસ્તુઓ દેશમાં જ ખવાઇ જાય છે. ૧૯૩૯–૪૦ માં ખેતીની નીચે મુજબની વસ્તુઓની નિકાશ થઈ હતીઃ—

| વસ્તુ | રૂપિયા (હજારમાં) | વસ્તુ | રૂપિયા (હજારમાં) |
|---|---|---|---|
| તેલીબિયાં અને કપાસ | ૩,૧૦,૪૫૭ | ચા | ૨,૬૨,૯૪૨ |
| બિયાં | ૧,૧૮,૬૭૪ | જ્યૂટ કાચો માલ | ૧,૯૮,૪૧૨ |
| અનાજ દાળો આટો | ૫૦,૮૮૪ | ખોળ | ૨૦,૨૯૦ |
| શાકભાજી ફળો | ૨૩,૬૯૪ | લાકડું | ૧,૭૦૩ |
| ભુસું, ઘાસચારો | ૪૮૦ | રબર | ૯,૩૭૬ |
| જાનવરો | ૧૩,૭૫૧ | તંબાકુ | ૨૫,૨૮૧ |
| પેક કરેલી ખોરાકીની વસ્તુઓ | ૭,૦૮૭ | તેજાના | ૧૦,૭૯૩ |
| | | ગુંદર, લાખ અને ગુગળ | ૨૨,૨૪૦ |

બધી મળી કુલ ૧૦,૭૬,૪૧૪ હજાર રૂપિયા

હિંદની કુલ વસ્તુઓની નિકાશ ૨,૦૩,૯૬,૯૯,૦૦૦ રૂપિયાની થઇ હતી, તેમાં અર્ધાથી વધારે નિકાશ વનસ્પતિના કાચા માલની ઉપર મુજબ હતી. આ આંકડા બ્રિટિશ હિંદના છે. દેશી રાજયોના વિશ્વાસપાત્ર આંકડા પ્રગટ થતા નથી.

ખેતીમાંથી હિંદની કુલ પેદાશ ૧,૫૬૮ કરોડ રૂપિયા જેટલી થાય છે. સ્વિડનમાં દરેક માણસ દીઠ ખેતીની પેદાશ ૧૦૨ રૂપિયા, અમેરિકામાં ૧૭૫ રૂપિયા અને કેનેડામાં ૨૧૩ રૂપિયા જેટલી થાય છે. હિંદના ખેડૂતો ઉપર ૧,૨૦૦ કરોડ રૂપિયા જેટલું કરજ છે. એ કરજ તેઓ ભરી શકતા નથી. એમની જમીનો શરાફોના હાથમાં જતી જાય છે. વંશપરંપરા કરજનો મોટો બોજો ખેડુતો ઉપર ખડકાતો જાય છે. એમનાં ખેતરોના નાના નાના વિભાગો થઇ ગયા છે. ખેડૂતોને સારાં જાનવરો, સારાં બીજો કે

ખેતરો મળતાં નથી. એમની સ્થિતિ ઘણી જ નબળી થતી જાય છે. એમનાં બાળકોને માટે શિક્ષણનાં સાધનો પણ પૂરાં મળતાં નથી, તેમ જ વૈદકીય મદદનો પણ અભાવ છે.

બ્રિટનમાં ખેતીમાં વસતિનો ૭.૧ ટકા ભાગ અમેરિકામાં ૨૩ ટકા, કેનેડામાં ૩૧ ટકા, જર્મનીમાં ૩૦.૫ ટકા, ફ્રાન્સમાં ૩૮.૩ ટકા જાપાનમાં ૫૦.૩ ટકા અને હિંદમાં ૬૭.૨ ટકા ભાગ ખેતીમાં રોકાયલો છે. હિંદ ખેતીપ્રધાન દેશ છે. હિંદની ગરીબીનું મૂળ કારણ આ છે. હિંદના ખેડુતો અભણ છે. નવા શાસ્ત્રીય વિજ્ઞાન અને રસાયનની જાદૂગીરી તેઓ જાણતા નથી, આથી જ એમની પ્રગતિ અટકી પડી છે. હિંદી ખેડુતને વખતની કિંમત નથી, કામ કરતાં કરતાં ભૂંગળીમાં તંબાકુનાં બી પીએ છે. તેમનામાં પરસ્પર સહકારની વૃત્તિ નથી. તેઓ જૂના સંસ્કારો પ્રમાણે ચાલે છે. તેમની પાસે નવીનતા અને આધુનિક સાધનો માટે પૈસા અને સાધનો બંને નથી, શિસ્તપાલન નથી. દેખરેખ વગર કોઇ મજૂર પોતાનું સમજીને કામ કરતો નથી. આ બધા પ્રતિકૂળ સંજોગો જે ગુલામી ધરાવનાર પ્રજામાં હોય છે, તે હિંદી ખેડુતોમાં છે.

આપણે ત્યાં ખેતીમાં નિયમિતતા નથી, નવાં નવાં સારાં બીજો મેળવવાની ખેડુતોમાં શક્તિ નથી. આથી જુને ચાલે દુઃખ અને ગરીબાઈ નીચે દબાઇને તેઓ ચાલે છે. એમના વારસા હકનો કાયદા મુજબ પુત્રો અને પૌત્રો વચ્ચે જમીન વહેંચાતી જાય છે. નાનાં નાનાં ખેતરોમાં યંત્રો વડે ઊંડી ખેતી થઇ શકતી નથી. હિંદી ખેડુતોનો અવાજ ધારાસભા સુધી પહોંચતો નથી. મજુરોના પ્રતિનિધિઓ મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભામાં છે, પણ ખેડુતોનો પ્રતિનિધિ કોઇ નથી. ત્યાં એમનાં દુઃખ રડનાર કે સાંભળનાર કોઇ નથી. ખેડુતો ૭૦ ટકા છે, જ્યારે કાપડમાં અને બીજા વિભાગોનાં મજુરો તો માત્ર ૩ ટકા જ છે,

ખેડુતોને હમણાં ખેતીનું કામ ૬-૭ માસ રહે છે. એમને ખાદી, ચરખા, સાદડી બનાવવી, પાટીઓ બનાવવી, મધપુડા ઉછેરવા, ફળફૂલોનાં વૃક્ષો ઉછેરવાં, ટોપલા બનાવવા, પશુ ઉછેરવાં અને બીજા કેટલાક ધંધા શીખવવા જોઇએ, વિકાસની દૃષ્ટિએ આ કામ કરાવવાનો બોજો રાજ્ય માથે રહે છે.

ખેડૂતો બહુ વહેમી અને અંધશ્રદ્ધાળુ હોય છે. તેઓ ખોટા ખર્ચા કરે છે. તેમની અંધશ્રદ્ધાનો લાભ બાવા-ફકીરો ઉઠાવે છે. ખેડૂતો પોતાના વૃદ્ધોના મરણ પાછળ પ્રેતભોજનોમાં પણ ખર્ચ કરે છે. વિવાહ, સીમંતાદિક પ્રસંગોમાં છૂટે હાથે ખર્ચ કરે છે. આ બધું તે ઘણું ખરું નાણું કરજે લઇને કરે છે.

ખેતીના વિકાસ અને વૃદ્ધિ માટે એક રાજ્ય કેટલું કરી શકે છે, તે જાપાનના દાખલા પરથી જણાશે. જાપાનીઝોની સંખ્યા વધીને ૭ા કરોડની થઇ છે. એમને જ પૂરી પડે તેટલી ખોરાકની પેદાશ જાપાન ખાતે થતી નહોતી. ત્યાંની જમીન પણ શાસ્ત્રીય પદ્ધતિની ખેડાતી નહોતી. જાપાનીઝ સરકારે ઉદ્યોગપતિઓ, રસાયનિકો અને ખેતીના અનુભવીઓએ પરસ્પર સહકાર સાધીને જાપાનની ખેતીને સુધારી દીધી છે. ત્યાં હવે સરસ ખાતરો ખેતીમાં નખાય છે; ઊંડી ખેડ થાય છે; સારાં બીજો મેળવીને વવાય છે. જમીનની ખેતીમાં યંત્રોની સેવા લેવાય છે; ખેડૂતોને રેશમના કીડા ઉછેરવા અને રેશમ વણી તૈયાર કરવા તથા બીજા ઘણા ગૃહઉદ્યોગો શીખવવામાં આવ્યા છે. એમને સસ્તા ભાવે જળ-વિદ્યુતશક્તિ પહોંચાડવામાં આવે છે. આથી જાપાનની અનાજની પેદાશ બહુ વધી ગઇ છે. એ દેશની પ્રજાની ખોરાકીનો સવાલ આ રીતે સ્વાશ્રયી બન્યો છે.

રશિયામાં તો ખેતીની સુધારણા:માટે જાદૂઈ ઢબે વિકાસ થયો છે. ત્યાં સહકારી પદ્ધતિએ સમૂહતંત્રથી ખેતરોનો વહીવટ ચલાવાય છે, પાંચ પાંચ લાખ એકરોનાં મોટાં વિશાળ ખેતરો યંત્રોથી ખેડાઇને વવાય છે. સુધરેલી ઢબની શાસ્ત્રીય ખેતી ત્યાં થાય છે. પાંચ :પાંચ વરસની યોજનાઓ કાઢીને રશિયાની સામ્યવાદી સરકારે ખેતીને યાંત્રીક પદ્ધતિ પર લાવીને લગભગ ૭૫ થી ૮૦ ટકા ખેતી સમૂહતંત્રથી મોટાં ખેતરો બનાવીને વિશાળ પ્રમાણમાં પાકો ઉત્પન્ન કર્યા છે. આ કામ માટે ત્યાંની સરકારે અબજો રૂપિયા ખર્ચ્યા છે. આજે રશિયા પોતાની ૧૭ કરોડની પ્રજાને અનાજ પૂરું પાડવા ઉપરાંત પરદેશો ખાતે મોટા પ્રમાણમાં માલ ચડાવે છે.

હિંદમાં આપણે અનાજની પેદાશ માટે થોડી તંગી ભોગવીએ છીએ. અનાજની પ્રાંતવાર સરાસરી કેટલી પેદાશ થાય છે અને સરાસરી કેટલી જરૂર એ પ્રાંતોને રહે છે, તેનો કોઠો (સરકારી આંકડા પ્રમાણે) નીચે મુજબ છે:—

| | ચોખા | | ઘઉં | | જુવાર-બાજરો | | ચણા | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ઉત્પાદન ૧૦૦૦ ટન | વપરાશ ૧૦૦૦ ટન | ઉત્પાદન ૧૦૦૦ ટન | વપરાશ ૧૦૦૦ ટન | ઉત્પાદન ૧૦૦૦ ટન | વપરાશ ૧૦૦૦ ટન | ઉત્પાદન ૧૦૦૦ ટન | વપરાશ ૧૦૦૦ ટન |
| આસામ ... ... | ૧૭૯૭ | ૧૭૯૦ | • | ૧૬ | • | ૦ | • | • |
| બંગાળ ... ... | ૮૮૦૨ | ૮૮૬૬ | ૪૫ | ૨૮૬ | ૩ | ૪ | ૭૯ | ૧૧૭ |
| બિહાર ... ... | ૩૦૫૨ | ૩૨૪૩ | ૪૧૮ | ૪૫૬ | ૪૦ | ૪૦ | ૪૩૯ | ૪૧૯ |
| મુંબઈ ... ... | ૧૦૩૦ | ૧૫૧૨ | ૩૧૧ | ૫૪૮ | ૩૧૮૭ | ૩૪૪૧ | ૯૧ | ૧૫૭ |
| મધ્ય પ્રાંત અને વરાડ ... | ૨૨૫૪ | ૨૦૩૨ | ૬૬૧ | ૬૩૯ | ૧૦૨૭ | ૧૦૩૪ | ૨૦૬ | ૧૮૬ |
| સરહદ પ્રાંત ... ... | ૦ | ૬ | ૨૫૯ | ૨૬૦ | ૩૦ | ૩૦ | ૨૭ | ૩૧ |
| ઓરિસ્સા ... ... | ૧૫૨૭ | ૧૩૪૧ | ૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૨ | ૨ |
| પંજાબ ... ... | ૩૨૦ | ૩૧૮ | ૩૯૨૦ | ૩૨૪૭ | ૩૬૭ | ૩૮૨ | ૬૫૬ | ૫૫૭ |
| સિંધ ... ... ... | ૪૮૨ | ૩૨૨ | ૩૭૮ | ૩૨૮ | ૨૧૫ | ૧૯૫ | ૫૫ | ૭૧ |
| યુક્ત પ્રાંત ... ... | ૨૧૧૧ | ૨૩૧૬ | ૨૬૭૬ | ૨૬૦૪ | ૭૭૧ | ૬૮૩ | ૧૬૮૦ | ૧૫૯૨ |

ચોખાનો હિંદમાં ૧૫ થી ૨૦ લાખ ટન ઘટાડો રહેતો હતો, તે બ્રહ્મદેશ પૂરો પાડતું હતું. હમણાં બ્રહ્મદેશ જાપાનીઝોના હાથમાં હોવાથી ત્યાંથી ચોખા આવતા નથી. હિંદમાં વધારે ચોખા તથા બીજું અનાજ પેદા કરવાની ચળવળ ભારે જોશથી ચાલે છે.

આજના મહાયુદ્ધના સમયમાં હિંદમાં અનાજના ભાવો ખૂબ ખૂબ વધી ગયા છે. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં માલ પહોંચાડવાની ખામી, વેપારીઓની માલ ભરી રાખવાની વૃત્તિ અને યુદ્ધના પ્રસંગોને લીધે કેટલાક લંકા જેવા દેશોને અનાજ પૂરું પાડવાની જરૂરને લીધે આ મોંઘવારીની શરૂઆત થઇ છે. ખેડુતોને આ વર્ષે તો ફાયદો નહિ થાય કારણ કે, તેઓ પોતાનો પાક વેચી બેઠા છે. પરંતુ આવતા પાકોનો ભાવ એમને ઠીક મળશે. આમ છતાં ભયંકર મોંઘવારીને લીધે એમને બીજી જરૂરિયાતોના ભાવો પણ વધારે આપવા પડશે.

આપણા ખેડુતોને માટે માનસિક વિકાસનાં સાધનોનો અભાવ છે; તેમને અક્ષરજ્ઞાન મળેલું નથી. જગતનાં પરિવર્તનોની એમને ખબર પડતી નથી. એમને આખો જન્મારો એ જ જૂની ઢબની ખેતી કરવી પડે છે. ખેતીમાં કોઈ વિવિધતા નથી. તેમ બીજો કોઈ ધંધો નથી; વિજ્ઞાન કે ખેતીમાં સંશોધન કરીને નવા સુધારા કરવાની જોગવાઈ પણ નથી. હિંદના ખેડુતોની પદ્ધતિ અને ઘરેડ મુજબ હજારો વર્ષો થયા કામ, ખોરાકી, પોષાકી તેમ ભાષામાં વિશેષ પરિવર્તન સિવાય ચાલુ પરતંત્ર અને દુ:ખી જીવન ગુજારે છે. ખેડુતો ગમે તેવું કરજ કરતાં આંચકો ખાતા નથી. એ કરજ તો એમને સ્વાભાવિક બની રહ્યું છે. તેમના બાપદાદાને માથે પણ કરજ હતું અને ભવિષ્યમાં પુત્ર–પૌત્રો ઉપર પણ કરજ હશે.

કોંગ્રેસ પ્રધાનમંડળો થોડોક વખત પ્રાંતોના શાસનમાં રહ્યાં, તેટલામાં એમણે ખેડુતોના કરજને ઘટાડવા માટે ઉપકારક કાયદાઓ પસાર કરાવ્યા હતા, પરંતુ આ ખેડુતોનું દરદ જૂનું જડ ઘાલીને બેઠું છે; તે હાલ તુરત થોડા સમયના કાયદાઓથી સુધરે તેમ નથી. એમને માટે વિશાળ પાયે આર્થિક, શિક્ષણ-વિષયક વૈજ્ઞાનિક અને સંશોધન સંબંધી કાર્યો એકબીજાના સહકારપૂર્વક કરવાં રહ્યાં. હિંદી સરકારે જે હિંદ અને બ્રિટન વચ્ચેના હુંડિયામણનો સંબંધ બાંધી ઊંચા ભાવથી પૌન્ડ અને રૂપિયા વચ્ચે જે સંબંધ બાંધ્યો છે, તેથી ખેડૂતોને ભારે નુકશાન થાય છે.

હિંદની ખેતીનો વિકાસ કરવાની રાષ્ટ્રિય સરકાર ઉપર મોટી ફરજ પડવાની છે. આ સુધારો થોડાં વર્ષોમાં થશે નહિ.

## ખેતીનો વિકાસ

અનેક વર્ષોના ચાલુ અને સતત પ્રયત્નો સુયોજિત યોજના પ્રમાણે નિયમિત કરવા પડશે. ખેતીમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનું ઉત્પાદન વધારીને એમની જાતો સુધારવાની ખૂબ આવશ્યકતા છે. બજારમાં જે વસ્તુના સારા ભાવો ઉપજી શકે, નિકાશ માટે જે વસ્તુની વધારે માગણી હોય તે વસ્તુઓ વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરવી પડશે. હિંદમાં હજુ ઘણા વિશાળ પ્રમાણમાં જમીન મેળવી શકાય તેમ છે. આ જમીનમાં ખાડા ટેકરાઓ સરખા કરીને ખેતીને લાયક સરખી બનાવવી પડશે. જોઈતું પાણી ચૂસી વધારાનું પાણી કાઢવાની વ્યવસ્થા પણ રાખવી પડશે; ખારી જમીનમાં માટી પૂરીને એને ઉંચી સપાટીવાળી બનાવવી પડશે; પાણીથી ભરેલ કલણવાળી જમીનમાં પણ મોટા પ્રમાણમાં માટી નાખી એને સુધારવી પડશે.

ખેતીવાડીના શાસ્ત્રીય સિદ્ધાંતો સાથે અક્ષરજ્ઞાનની ખેડૂતોને માટે મુખ્ય જરૂર છે. ખેડૂતો મોટે ભાગે હમણાં નિરક્ષર છે. એમને ખેતીવાડીનું શાસ્ત્રીય જ્ઞાન મળે, તેવી શિક્ષણયોજના વિશાળ પાયે અમલમાં મૂકવી જોઇશે. અભણ, અજ્ઞાન અને જૂની ઘરેડની અંદર ઊછરેલા ખેડૂતોને સૌથી મોટી અગત્ય ખેતીનું શાસ્ત્રીય જ્ઞાન અક્ષરજ્ઞાન સાથે આપવાની છે.

ખેતીમાં તીડ, કૂતરાં અને બીજાં ઝીણાં જંતુઓ તથા બીજા રોગો પુષ્કળ પ્રમાણમાં આવે છે; તેથી વાર્ષિક કરોડો રૂપિયાનું નુકશાન થાય છે. ઘઉંમાં ઘેરૂ નામનો કીડો થાય છે; કપાસમાં બોળવીવીલ નામે જંતુઓ આવે છે: ગરો નામે જંતુઓ થાય છે; આ સર્વે રોગો અને જંતુઓના શાસ્ત્રીય ઉપાયો–અખતરા અને સંશોધનો દ્વારા શોધી ખેતીને યોગ્ય સંરક્ષણ આપવું રહેશે.

હિંદની ખેતીમાં પહેલી ખિલવણી અનાજના પાકો કરવાની છે. પરદેશોથી ખોરાક મંગાવવો પડે, તે કરતાં હિંદમાં જ વધારે પેદા કરવાની મહેનત કરવી પડશે. હિંદમાં હમણાં પેદા થાય છે, તે કરતાં ૨૦–૨૫ લાખ ટન ચોખા અને ઘઉંની પેદાશ વધારવી પડશે. હિંદમાં ખેડૂતોના વંશજોમાં ખેતરોના નાના નાના ટુકડાઓ થઇ વહેંચાઈ જાય છે; તેમાં પણ કાંઈ કાયદાઓ બાંધીને અટકાવ કરવો પડશે.

ખેડૂતોને હાલના સંજોગોમાં કરજરૂપી રાક્ષસથી ખૂબ દબાવું પડે છે, એ હિમાલયની પેઠે એમની પીઠ ઉપર વંશપરંપરાથી લદાયેલું રહેલ છે, એના નિવારણ માટે કોઇ લાંબા (વરસોના) સમયની પ્રગતિશીલ યોજના અમલમાં મૂકવી પડશે.

ખેડૂતોને સારા બળદો, ખાતર, સારાં બીજો અને ખેતીનાં સારાં સાધનો જોઈતા પ્રમાણમાં મળી રહે, તે માટે પણ યોજના ઘડીને સહકારી ધોરણે એનો અમલ કરવો પડશે, ખેડૂતોના મરણવિવાહાદિક પ્રસંગના ખર્ચની બાબતમાં પણ કંઇક અંકુશ જરૂરી છે.

ખેતીના વિકાશ માટે નીચે પ્રમાણે સુધારા જરૂરના છે:–

(૧) વધારે ઉત્પાદન આપતાં તેમ જ ઋતુની સખ્તાઈઓ સહન કરી શકે, તેવાં બીજો સારાં હોવાં જોઇએ.

(૨) પરદેશોમાં કૃત્રિમ રસાયનિક ખાતરો આપીને જેમ ઉત્પાદન વધારવામાં આવે છે, તેમ ઉત્પાદન વધારવું.

(૩) જંતુઓથી ખેતીના છોડોનું રક્ષણ કરાવવાના ઉપાયો યોજવા.

(૪) સારાં પશુઓ ખેડૂતોને પૂરાં પાડવાં.

(૫) ખેતીકામ માટે ખેડૂતને સાધારણ મૂડીની સગવડ કરી આપવી.

(૬) ખેતીના પદાર્થો માટે પરદેશોમાં અને દેશોમાં લાવ-લઈજાવ કરવામાં સારા રસ્તા અને સાધનો બાંધવાં.

(૭) માલના નિકાશ માટે પરદેશોમાં સારી આડતો સ્થાપી એને જરૂર પડે તો, આર્થિક રક્ષણ આપીને એને પ્રગતિશીલ બનાવવી.

(૮) જે ખેતીની કાચી વસ્તુઓના ઉપર હિંદમાં સારા ઉદ્યોગો સ્થાપી શકાય, તેવા ઉદ્યોગો સ્થાપવા ઉત્તેજન આપવું. દા. ત. ઘઉંમાંથી બિસ્કીટ બનાવવાનો ઉદ્યોગ વિકાસ પામી શકે.

(૯) ખેડૂતને પાંચ માસ સુધી કામ રહેતું નથી, એટલા સમય માટે કપડાં વણવાં, રેંટિયો ચલાવવો, સુતર અને કાથીનાં દોરડાં તૈયાર કરવાં, સાદડીઓ અને ટોપલા બનાવવા; ગાયો અને બળદો ઉછેરવા; મધપૂડા ઉછેરવા વગેરે અનેક ગૃહઉદ્યોગોનો વિકાસ થઇ શકે છે.

(૧૦) ખેડૂતોની કાચી પેદાશોના ભાવો પડી જાય, તો એ વસ્તુઓનો સંગ્રહ કરી રાખવા માટે ખેડૂતોને આર્થિક સહાય મળે તેવી ગોઠવણ કરવી.

(૧૧) એમનાં ગામડાંઓ સુધારવાં.

# દેશોની ખેતી, પેદાશ વગેરેની સરખામણીનો કોઠો.

| દેશ. | ક્ષેત્રફળ દશ લાખ એકરોમાં. | | | | | | વસ્તી. | | | | | ખેતરોની સંખ્યા. | | ખેતરો ઉપર રોકાયેલી મૂડી. | | | ઉત્પાદન- | | | જનાવરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કુલ. | ખેતી નીચે. | નહેરોથી પીત કરાયેલી. | ખોરાકના પાકો. | વેપારી પાકો (વેચવાના.) | જંગલો. | ખેતીમાં રોકાયેલાં માણસો. | ખેતીથી પોષાતાં માણસો. | આખીયે પ્રજાના પ્રમાણમાં ખેતી ઉપર રોકાયેલાના ટકા. | ખેતી કરનારાઓના સરેરાશ મજૂરી કરનારા ઉપર ટકા. | ખેડૂતો દીઠ કેટલા એકર જમીન છે. | કુલ સંખ્યા. | દરેક ખેતરનું સરેરાશ ક્ષેત્રફળ. | કુલ. | કુલ પ્રજાની સરેરાશમાં દરેક માણસ ઉપર રોકાયેલી. | ખેતી કરનારાના ઉપર સરેરાશ દરેક માણસ ઉપર ટકા. | કુલ કિંમત. | પ્રજાના દરેક માણસની સરેરાશ. | ખેડૂતના દરેક માણસની સરેરાશ. | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
| | | | | | | | (દસ લાખ) | (દસ લાખ) | | | | (દસ લાખ) | | (કરોડ રૂા.) | (રૂા.) | (રૂા.) | (કરોડ રૂા.) | (રૂા.) | (રૂા.) | (દસ લાખ) |
| બ્રિટીશ હિંદ | ૬૬૯.૩ | ૨૬૧.૯ | ૪૯.૭ | ૨૦૯.૬ | ૪૮.૦૬ | ૮૭.૯ | ૭૮ | ૧૯૨ | ૨૮.૮ | ૬૬.૪ | ૩.૩ | ૫૫ | ૫ | ... | ... | ... | ૧.૫૬૮ | ૫૯ | ૧૯૬ | ૨૧૩.૯ |
| ગ્રેટ બ્રિટન | ૬૦.૩ | ૩૩.૬ | ... | ૫.૫ | ૦.૪૫ | ૧૧.૯ | ૧.૩ | ... | ૩.૦૬ | ૬.૭ | ૨૬ | ૦.૫૯ | ૫૫ | ... | ... | ... | ૨૮૬.૧ | ૬૨ | ૨.૨૦૧ | ૫૧.૪ |
| યુ. સ્ટેટ્સ ઓફ અમેરિકા | ૨૩૫૮.૬ | ૯૯૫.૬ | ૧૯.૬ | ૨૪૩.૮ | ૫૪.૩ | ૫૨૮.૮ | ૧૦.૫ | ૩૦.૪ | ૮.૫ | ૨૧.૫ | ૮૭ | ૬.૩ | ૧૫૭ | ૧૫.૯૦૧ | ૧.૨૯૦ | ૧૪.૫૪૪ | ૨.૧૦૫ | ૧૭૫ | ૧.૯૩૧ | ૧૮૧ |
| કેનેડા | ૨૨૪૬.૪ | ૧૪૦.૯ | ૧.૩ | ૪૬.૭ | ૦.૬૮ | ૭૩૬ | ૧.૦૮ | ... | ૧૦.૪ | ૨૭.૫૫ | ૧૪૦ | ૦.૭૧ | ૧૯૮ | ૨.૯૪૮ | ૧.૯૬૯ | ૧૮.૬૨૦ | ૨૨૨ | ૨૧૩ | ૨.૦૫૫ | ૧૭.૪ |
| જર્મની | ૧૧.૫૮ | ૧૦૩.૭ | ... | ૨૯.૫ | ૧.૪ | ૩૨.૧ | ૯.૮ | ૧૪.૪ | ૧૫.૪ | ૩૦.૩ | ૧૨ | ૫.૧ | ૨૧ | ... | ... | ... | ૬૬૬.૭ | ૧૧૧.૧ | ૬૮૦ | ૫૨.૩ |
| ફ્રાંસ | ૧૩૬.૧ | ૧૦.૮૭ | ... | ૨૭.૨ | ૧.૦ | ૨૭ ૨ | ૮.૧ | ... | ૧૯.૯ | ૩૭.૮૫ | ૧૩ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૩૭.૪ |
| જાપાન | ૯૪.૫ | ૨૩ | ૭.૪ | ૧૨.૪ | ૦.૫૨ | ૪૯.૭ | ૧૪ | ... | ૨૧.૪ | ૪૮.૩ | ૪.૨ | ૫.૬ | ૪.૨ | ... | ... | ... | ૩૪૦.૫ | ૫૭ | ૩૫૨ | ૩.૯ |

**ખેતીવાડી હિંદી સહકારી મંડળો :** હિંદી ખેડૂતોની ગરીબાઈ અવર્ણનીય છે. જુદા જુદા અડસટ્ટાઓમાંથી હિંદી ખેડૂતની વાર્ષિક સરેરાશ આવક રૂ. ૪૨ થી વધુ નથી. માસિક રૂ. ૩–૮ થયા. દરરોજ માત્ર બે આનાથી પણ ઓછા થયા. મધ્યસ્થ સમિતિના જણાવવા મુજબ હિંદી ખેડૂતોનું દેવું ૧,૦૦૦ કરોડથી પણ વધારે છે. પરંતુ તે પછીના આઠ મંદીના વર્ષોમાં આ દેવું વધીને ૧,૨૦૦ કરોડ ઉપર થયું હશે. આ ખેડૂતોને સ્વરાજ સરકારના સમયમાં દેવા વગરનું સ્વરાજ પ્રાપ્ત થાય. તો હિંદના ખેડૂતોનો ભાગ્યોદય ગણાશે.

પરદેશોમાં એટલે અમેરિકામાં ખેતી સુધારણા માટે સરકાર ૧,૦૦૦ એકર પાછળ રૂ. ૨૧૦), બ્રિટનમાં રૂ. ૧,૩૮૦), જર્મનીમાં રૂ. ૭૦૫) અને ઇટાલીમાં રૂા. ૧૮૪) ખર્ચે છે, જ્યારે હિંદમાં માત્ર રૂા. ૩૦) જ ખર્ચાય છે.

ઈ. સ. ૧૯૦૪ થી હિંદની સરકારે સહકારની પ્રવૃત્તિ શરૂ કરી છે. તે વરસમાં ખાસ કાયદો પસાર કરીને નાણું ધીરનારી મંડળીઓની સ્થાપના કરવાની હીલચાલ શરૂ કરાવી. ૧૯૧૨માં ફરી કાયદો સુધારીને તાલુકા મધ્યવર્તી બેંકોની સ્થાપના કરવાની છૂટ આપી. અત્યારે હિંદમાં કુલ આશરે ૧,૧૧,૦૦૦ સહકારી સંસ્થાઓ છે. તેમાં ૧૧ પ્રાંતિક સહકારી બેંકો ૧,૨૦૦ તાલુકા મધ્યવર્તી સહકારી બેંકો છે. હિંદમાં સહકારી મંડળીયોના કુલ સભ્યોની સંખ્યા આશરે ૪૯ લાખ સભ્યોની છે. એ એવી સંસ્થાઓનું ભંડોળ રૂ. ૧૦૦ કરોડ જેટલું છે. સહકારી સભ્યોની મૂડી રૂ. ૧૫ કરોડની અને બાકી બીજી થાપણની છે. હિંદની વસતિના આઠમા ભાગને આ હિલચાલ હજી પહોંચી શકી છે. સહકાર વૃક્ષનાં મૂળ હજી ઊંડા ગયાં નથી.

ઉચ્ચ પ્રકારનું ખાતર, બીયાં, ખેતીનાં સાધનો, કુવા ખોદાવવા સમરાવવા, ખેતરને ફરતી વાડ કરવી, ઢોર ખરીદવાં, નવી જમીન ખરીદવા, જૂનું દેવું ભરપાઇ કરવા વગેરે માટે ખેડૂતને નાણાંની જરૂર પડે છે. આ માટે સહકારી મંડળીઓની સ્થાપના થઇ હતી; પરંતુ એની વ્યાપકતા બહુ જ ઓછી રહી છે. મધ્યસ્થ સમિતિની ગણતરી મુજબ ટૂંક મુદત માટેની ખેડુતોની નાણાંકીય જરૂરિયાત વાર્ષિક રૂ. ૩૦૦ થી ૪૦૦ કરોડ થવા જાય છે. જ્યારે પંદરથી વીસ વર્ષોની મુદતમાં જે ભરપાઈ થઇ શકે તેવા ધીરાણની ખેડૂતોની જરૂરિયાતો તો અંદાજ ન બાંધી શકાય તેટલી છે.

હિંદમાં ખેડૂતોને નાણું ધીરનારી સંસ્થાઓ તરીકે અત્યારે તો ગામડાંના શાહુકારો, સહકારી મંડળો તથા સરકાર જે તગાવી આપે છે તે જ છે. વ્યાપારી બેંકો ખેતીના ધીરાણમાં રસ લેતી નથી. આપણી ખેતીને ચાલુ નિયમિત અને કાયમી નાણું પૂરૂં પાડવા કોઇ સુવ્યવસ્થિત ખાસ વ્યવસ્થા હજી સુધી કરી શકાઇ નથી.

જર્મનીમાં અઢારમી સદીથી જમીનની કાયમી સુધારણા કરવા માટે મોટી રકમની લાંબા સમય સુધીની લોન આપનારી બેંકો શરૂ કરવામાં આવી છે. બેંકના સભ્યોની જવાબદારી અમર્યાદિત હોવાથી અને સૌ સભ્યોની જમીન બેંકો પાસે તારણમાં આવી જતાં, બેંકે બહાર પાડેલ જમીન ખતો (બોન્ડો) વેચવાનું કામ સહેલું થઈ પડે છે. આ બેંકો પાસે શેરોથી ભેગી કરેલી મૂડી હોતી નથી. જેને લોન જોઈતી હોય તે પોતાની જમીન ઉપર બેંક બોન્ડ ઊભાં કરે. આ બોન્ડો બેંક બજારમાં વેચી નાણું ઊભું કરે. જ્યારે બેંક પાસે નાણાંની છૂટ હોય છે, ત્યારે બેંક પોતાનાં ઊભાં કરેલાં બોન્ડો પાછાં ખરીદી લે છે. ખેડૂતોને આપેલી લોનો ૨૫ થી ૫૦ વર્ષોના હપ્તાથી ભરપાઈ કરવાની હોય છે. આ પદ્ધતિથી બેંકને શેરો કાઢવા પડતા નથી. ખેડૂતોની જમીન ઉપર જ બોન્ડો કાઢી નાણાં મેળવી શકે છે.

કેનેડામાં ખેડૂતોને ધીરધાર કરવાવાળું એક મંડળ દશ લાખ ડોલરની મૂડીથી ઉભું કરવામાં આવ્યું છે, જેમાં અર્ધી મૂડી સરકારે કાઢી છે, ને અર્ધી મૂડીના શેરો સરકારે ખરીદ્યા છે. આ ભંડોળમાંથી ખેડૂતને જમીનની કિંમતના પચાસ ટકા જેટલી લોન અપાય છે, જે લોન પાછી ત્રીસ વર્ષની મુદતમાં ૭ ટકાના વ્યાજે પાછી આપવાની રહે છે. આ બેંક ગામના બીજા માણસોની થાપણો ૪ ટકાના વ્યાજે સ્વીકારે છે. જે જમીન ગીરો તરીકે બેંક રાખે છે. તેની કિંમતનાં ૬૦ ટકા રકમનાં બોન્ડો કાઢી બેંક પાંચ ટકાના વ્યાજના ભાવે બજારમાં વેચે છે. આમ નાણાંની સરસ સગવડ કરી શકાય છે.

જાપાનની અંદર ખેતીને માટે લાંબી મુદતની લોન આપવા માટે નીપન કેવંગો ગીકો નામની ખાસ બેંક ૭ કરોડ યેનની થાપણ સાથે સ્થપાઈ છે. આ બેંક જમીન ગીરો લઇ નાણું ધીરે છે. આ લોન પચાસ વર્ષોમાં ભરપાઈ કરવાની રહે છે. સહકારી મંડળીઓને તે અંગે ઉધાર નાણું ધીરે છે.

આપણાં દેશનો વિસ્તાર, ખેતી અને ખેડૂતોની સંખ્યા મોટી છે, એમને માટે કાંઈક કરવાની જરૂર અતિ અગત્યની છે. ખેડૂતોને નાણાંની સગવડ આપવાની જે યોજનાઓ અમલમાં મૂકાઈ છે, તે પૂરતી નથી. તેનો વિકાસ પણ થયો નથી.

હિંદના ખેડૂતોને હજી ૮૦ ટકા ઉપર ધીરધાર શાહુકારો તરફથી થાય છે. આ શાહુકારો પેઢી દર પેઢી આંગવ અને જમીન ઉપર ધીરધાર કરે છે. તેઓ ખેડૂતોની પાસેથી ૯ થી ૨૪ ટકા વ્યાજ લે છે. કદી કોથળી છોડામણીની રકમો પહેલેથી કાપી લે છે. આવી તરકીબોથી તેઓ સોના એંશી ટકા જેટલા આપે છે. વ્યાજની રકમો પણ પૂરી જમે આપતા નથી. બધા શાહુકારો આવા હોતા નથી; ઘણા આવા પણ હોય છે. હજારો વર્ષો થયાં શાહુકારી ધીરાણ પદ્ધતિ પોતાને અને શાહુકારોને એકબીજાને અનુકૂલ થઈ નભી રહી છે. પરંતુ ખેડૂતોની જમીન આ પદ્ધતિ પ્રમાણે શાહુકારોના હાથમાં પાછી જાય. છે કદી કદી શાહુકારે અંગ ઉપર ધીરેલાં નાણાં ખોટાં પણ થઈ જાય છે, હિંદના ખેડુતની હમેશાં દેવાદાર અને કરજવાન તરીકેની સ્થિતિ ચાલુ રહે છે.

હિંદમાં ખેતીના નાના નાના ટુકડા થતા જ જાય છે. જનસંખ્યા પણ વધતી જ જાય છે. ઇ. સ. ૧૯૦૧માં ૯ કરોડ ૯ લાખ ખેડૂતો જમીન ઉપર કામ કરતા હતા. એ જ સંખ્યા ૧૯૩૧માં ૧૧ કરોડ ઉપર ગઈ છે. ખેડૂતો ખૂબ વધે છે. પણ જમીન વધતી નથી.

શાહુકારોની સંસ્થા એકંદર રીતે ખેડૂતોને અત્યંત ઉપકારક છે. હિંદમાં એક જ સંસ્થા ફૂલીને ફાલી શકી છે. હિંદનો વિસ્તાર જોતાં કરોડોની થાપણ ધરાવતી સહકારી મંડળીઓ જ્યાં સુધી સ્થપાય નહિ, ત્યાં સુધી શાહુકારોની અનિવાર્ય જરૂર છે. શાહુકારોની સંસ્થા હમણાં નબળી પડતી જાય છે. કારણ

ખેતીવાડી હિંદી સહકારી મંડળો

શાહુકારો તરફ અવિશ્વાસ અને ઘૃણાની નજરે જોવાય છે. આથી ઉત્તમ માર્ગ તો એ સંસ્થાનું સંગઠન કરવાનું છે. તે તો માત્ર સ્વરાજ સરકાર જ કરી શકે તેમ છે. શાહુકાર, ખેડૂત, કારીગર-વર્ગ તથા ધંધાદારીઓને પણ ધીરધાર કરે છે. શાહુકાર વેપાર પણ કરે છે. ગામડાંઓનો માલ મોટાં શહેરોમાં પણ એ મોકલે છે, તથા શહેરોમાં આયાત થતા માલો ગામડે પહોંચાડે છે. એ અતિ ઉપયોગી સંસ્થા છે, પણ હાલ એની પડતી થઈ છે. શરાફો બહુ સાદા અને થોડે ખર્ચે પોતાની સંસ્થાનું કામ નિભાવે છે. હૂંડીઓની લેવડદેવડ પણ શાહુકારો કરે છે. આ શરાફો ગામની મૂડીઓ પણ વ્યાજે લે છે. શહેરના શાહુકારો પાસેથી ગામડાંઓના શાહુકારો માલ મુદત ઉપર ખરીદે છે. શહેરના શાહુકારો ગામડાંઓના શાહુકારોને લગભગ ૬ થી ૯ ટકા વ્યાજે નાણું પણ ધીરે છે. આખા હિંદમાં આ શાહુકારોની સંસ્થા સાથે ખેડૂતો ખૂબ સંબંધમાં છે.

હિંદમાં બેંકોનું તત્ત્વ બહુ નબળું છે. હિંદમાં દશ હજાર ઉપરની વસ્તીવાળાં ૨,૫૦૦ શહેરો છે. તેમાં માત્ર ૪૦૦ શહેરોમાંજ બેન્કોની શાખા છે. આ બેંકો ખેતીવાડી ઉપર નાણાં ધીરતી નથી; શાહુકારો જ હિંદની ખેતીના ખરા શરાફો છે.

સહકારી પ્રવૃત્તિથી છેવટે હિંદના ખેડૂતોનું કલ્યાણ છે. એને વિકસાવવાની પવિત્ર ફરજ સ્વરાજ સરકારની અને પ્રજાની છે.

સહકારી મંડળીઓનાં કામકાજની પદ્ધતિમાં નીચે મુજબના નિયમોની આવશ્યકતા હોય છે:—

(૧) કોઇ પણ સભ્યને બીનઉત્પાદક કાર્ય માટે મંડળીએ નાણું ધીરવું નહિ. સામાજિક કાર્ય અથવા ખેતીના વિકાસકાર્ય વગરના કામો માટે નાણાનું ધીરાણ થાય નહિ.

(૨) દરેક સભ્યની મિલકત ઉપર ૫૦ ટકાથી વધારે ધીરાણ કરવું યોગ્ય નથી. સભ્યની મર્યાદા (આંટ) જોઇ તપાસીને નાણાંનું ધીરાણ કરવું જોઇએ.

(૩) સભ્યની શક્તિ મુજબ અને તે ખેંચાઇ ન રહે, તેટલી રકમના હપ્તા નક્કી કરવા જોઇએ. હપ્તાઓ નિયમિત ભરાય તેની તકેદારી શીખવી જોઇએ. દરેક સભ્યના સંયોગો ઉપર બારીક ધ્યાન આપવું જોઇએ.

(૪) એક સભ્યને અમુક કરતાં વધારે શેરો ન આપવાનું ઠરાવવું જોઇએ. કોઇ શેરહોલ્ડર મોટા પ્રમાણમાં શેરો ખરીદી મંડળીનો ધણીરણી ન થઈ પડે, તે માટે ધ્યાન આપવું જોઇએ.

(૫) ગમે તેટલો નફો થયો હોય તો પણ ૭ા ટકાથી વધારે નફો વહેંચવો જ નહિ. મંડળીનો હેતુ નફો કરવાનો નથી; પણ સહકારી તત્ત્વનો વિકાસ કરવાનો છે.

(૬) સભ્યો મંડળીના દેવાના જોખમમાંથી છટકવા માટે પોતાના શેરો વેચી નાખે અને પોતાની જોખમદારીમાંથી છૂટી જવા માગે તે માટે રક્ષણ તરીકે શેર વેચે પછી બે વર્ષ સુધી દેવાના જવાબદાર રહે, તેવી ગોઠવણ રાખવી જોઈએ અને કાયદો પણ તેવો જ છે.

(૭) સભ્યોની મિલ્કતમાંથી દેવું વસુલ કરતી વખતે સરકારી રકમો પછી સહકારી મંડળીના હક્કોને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

(૮) દરેક મંડળીએ પોતાના નફામાંથી દર વર્ષે ઓછામાં ઓછાં ૨૫ ટકા અનામત ભંડોળ એટલે 'રીઝર્વ ફંડ' ખાતે લઇ જવા પડે છે. જે મંડળીઓની મૂડી નથી હોતી, તેને પોતાનો પૂરો નફો અનામત ખાતે લઈ જવો પડે છે. મંડળી આર્થિક મુશ્કેલીમાં આવી પડે, ત્યારે આ અનામતનો ઢાલ તરીકે ઉપયોગ થઇ શકે છે.

## પ્રાંતવાર સહકારી સંસ્થાઓની ૧૯૩૮માં સંખ્યા.

| પ્રાંત | વસતી લાખમાં | મધ્યસ્થ બેંક સંખ્યા | ખેતીની સહકારી બેંકોની સંખ્યા | ઇતર સહકારી મંડળીઓ | કુલ સહકારી સંસ્થાઓ | દર લાખ માણસે સહકારી સંસ્થા |
|---|---|---|---|---|---|---|
| મુંબઈ | ૧૯૫ | ૧૪૪ | ૪૦૩૨ | ૯૧૭ | ૫૦૯૩ | ૨૬.૧ |
| મદ્રાસ | ૪૮૬ | ૩૦૦ | ૧૧૧૧૦ | ૧૬૨૯ | ૧૩૦૩૯ | ૨૬.૮ |
| બંગાળા | ૫૨૬ | ૧૨૦ | ૨૧૨૫૯ | ૨૮૬૨ | ૨૪૨૪૧ | ૪૬.૧ |
| સંયુક્ત પ્રાંત | ૫૦૭ | ૭૫ | ૮૪૩૯ | ૫૪૭ | ૯૦૬૧ | ૧૭.૯ |
| પંજાબ | ૨૫૮ | ૧૨૧ | ૧૯૦૫૭ | ૪૪૧૯ | ૨૩૫૯૭ | ૯૧.૫ |
| મધ્ય પ્રાંત | ૧૬૫ | ૪૨ | ૪૧૮૨ | ૧૮૪ | ૪૪૦૮ | ૨૬.૭ |
| કુર્ગ | ૨ | ૧૪ | ૨૧૪ | ૪૩ | ૨૯૮ | ૧૪૯.૦ |
| | ૨૭૪૧ | ૯૯૮ | ૮૧૪૨૭ | ૧૧૮૧૮ | ૯૪૨૪૩ | ૩૪.૩ |
| **બીજા પ્રાંતો મળીને બ્રિટિશ હિંદમાં** | | | | | | |
| મ્હૈસુર | ૭૦ | ૧૦ | ૧૪૪૬ | ૪૩૫ | ૧૮૯૧ | ૩૪.૪ |
| વડોદરા | ૨૭ | ૯ | ૯૧૫ | ૨૧૪ | ૧૧૩૮ | ૨૭.૧ |
| હૈદ્રાબાદ | ૧૬૦ | ૪૧ | ૨૬૯૩ | ૧૧૨ | ૩૩૪૬ | ૪૨.૧ |
| ગ્વાલિયર | ૩૮ | ૧૮ | ૩૯૫૦ | ૫૪ | ૪૦૨૨ | ૧૦૫.૮ |
| કાશ્મિર | ૩૯ | ૧૫ | ૨૫૮૫ | ૩૬૯ | ૨૯૬૯ | ૭૬.૧ |
| ત્રાવણકોર | ૬૦ | ૨૯ | ૧૨૯૦ | ૩૫૭ | ૧૬૭૬ | ૨૭.૯ |
| કુલ સરવાળો | ૩૧૭૧ | ૧૧૪૩ | ૯૫૯૦૮ | ૧૪૦૮૭ | ૧૧૧૧૩૮ | ૩૫.૦ |

આખા દેશની સામાન્ય પરિસ્થિતિ સંતોષકારક નથી. ખેડુતોની સરેરાશ થાપણ ૧૯૧૨-૧૩ માં રૂ. ૬.૩ હતી, તે ૧૯૨૯-૩૦ માં ઘટીને ૫.૮ રહી હતી. આ વસ્તુસ્થિતિ પ્રગતિકારક નથી. સહકારની હિલચાલમાં બીજું નબળું પાસું ખેડુતો પાસેનું દિનપ્રતિદિન વધતું લેણું એ છે. ખેડુતો લોનો અથવા વ્યાજના હપ્તા વખતસર ભરી શકતા નથી. જૂનું લેણું ભરપાઈ કરી શકતા નથી અને નવું લેણું ઉપર ઉભું જ રહે છે.

યુરોપમાં સહકારી મંડળીઓ પાંચ ટકે વ્યાજુ નાણાં ભેગાં કરીને ૭ ટકે ખેડુતને ધીરે છે. હિંદમાં ૯ ટકા ધીરાણનો ઓછામાં ઓછો ભાવ રહે છે; તેથી વધારે વ્યાજનો ભાવ લેનાર મંડળીઓ પણ છે. આવી મંડળીઓ ખેડુતોને શું લાભ કરી આપે ? સ્થાનિક થાપણો પણ પૂરતા પ્રમાણમાં મેળવી શકાતી નથી.

એક તાલુકામાં આવેલી બધી સહકારી મંડળીઓ તાલુકા મધ્યવર્તી સહકારી બેંકમાં જોડાયેલી હોય છે. તાલુકાના મુખ્ય શહેરમાં એની ઑફિસ આવેલી હોય છે.

**તાલુકા મધ્યવર્તી સહકારી બેંકો**

સર્વે જોડાયેલી ગ્રામ્ય સહકારી મંડળીનું પ્રતિનિધિત્વ હોય છે. ઈતર આબરૂદાર સભ્યો પણ તેમાં હોય છે. આ મધ્યવર્તી મંડળી આખા તાલુકામાંથી થાપણો મેળવીને ગ્રામ્ય સહકારી મંડળીઓને આર્થિક ટેકો આપે છે. એ સર્વેની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખે છે. બેંકો પાસેથી પણ એ નાણાં વ્યાજે લે છે. સદ્ધર મધ્યવર્તી બેંકો પાસે સુધરાઇ પ્રાંતપંચાયતો પણ નાણાં વ્યાજે મૂકે છે. એનું મુખ્ય લક્ષ્ય પોતાના તાબાનાં ગ્રામ્ય સહ૦ કારી મંડળો ઉપર દેખરેખ રાખવાની હોય છે. મધ્યવર્તી બેંક ખેડુતો માટે સામટો માલ ખરીદી અને વેચી શકે છે.

આખા પ્રાંતની સહકારપ્રવૃત્તિ ઉપર ધ્યાન આપી દેખરેખ રાખી શકે તે માટે એની યોજના છે. એના સભ્યોમાં નિષ્ણાતોની યોજના થાય છે. એ ખાનગી ગૃહસ્થો,

**પ્રાંતિક સહકારી બેંક**

વેપારીઓ, બેંકો, પાસેથી નાણાં મેળવી પોતાના પ્રાંતની મધ્યવર્તી અને ગ્રામ્ય સહકારી પ્રવૃત્તિને ઉત્તેજન આપે છે. એ મુખ્ય કૂવામાંથી અનેક હવાડાઓમાં પાણી જાય છે, આમ સૌ માળાના દાણાઓ ઉપર પ્રાંતિક બેંકો મણકા અથવા મુખ્ય દાણાની ફરજ બજાવે છે. આ પ્રાંતિક બેંકોની ઉપર આખા દેશની એક મધ્યવર્તી રીઝર્વ બેંકની જરૂર પ્રત્યક્ષ છે. એ મંડળ જો દેશના શાહુકારોને પણ પોતાના સહકારમાં લાવી શકે, તો આ હિલચાલને બહુ લાભ થાય, સહકારી મંડળો પાછળ પીઠબળ એના ઉપર શ્રદ્ધા બેસાડે છે.

આ બેંકોનો ઇમ્પિરીયલ બેંક સાથે નિકટનો સંબંધ ધીરધાર માટે હતો. એની કબૂલતચિઠ્ઠી ઉપર ઇમ્પિરીઅલ બેંક નાણાં ધીરતી હતી. પરંતુ ઇમ્પિરીઅલ

**ઇમ્પિરીઅલ બેંક**

બેંકે આ બેંકોને હવે સહકારી જામીનગીરી ઉપર જ નાણાં ધીરવાની પદ્ધતિ અમલમાં મૂકી છે. ઇમ્પિરીઅલ બેંકની આ નીતિ ઉદારતા ભરેલી નથી. સરકાર પણ અણીના સમયે આ મંડળોને મદદ આપે એ ઇચ્છનીય છે.

## સહકારી પ્રવૃત્તિની નબળાઈઓ—

(૧) સહકારી ભાવના અભણ ખેડુત વર્ગમાં હજી સમજાઈ નથી. સમદૃષ્ટિ ધોરણ ઉપર કામ કરી એકબીજાના આધારે ઉભા રહેવાની વૃત્તિ હજુ હિંદમાં ખીલી નથી. કાર્યકર્તાઓ પણ ચતુર ઉમંગી અને નિઃસ્વાર્થી પુણ્યપ્રવાહમાં મળ્યા નથી. લાગવગે નાણાં મળે લોનો વખતસર પાછી વળતી નથી. આથી સહકારી મંડળીઓ ઉપર ભારણ વધતું જાય છે.

(૨) સભ્યો સમયસર લોનો ભરી શકતા નથી. મુદત ઉપર મુદત લીધા કરે છે. આથી મંડળીઓને ફડચામાં જવાનો સમય આવે છે.

(૩) સહકારી ખેતીની મંડળીઓ માત્ર નાણાંની ધીરધાર ઉપર ધ્યાન આપે છે. સારાં બીયાં, ખાતરો, ખેતીનાં ઓજારો ખરીદ કરનારી અને ખેતીનો માલ વેચનારી પ્રવૃત્તિઓ ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી.

(૪) બેંકોની આર્થિક સ્થિતિ નબળી છે. કેટલીક વાર દરેક સભ્યની મર્યાદા કે શક્તિનો ખ્યાલ નથી રખાતો. ખેડુતોની સર્વે આર્થિક દરકારો પૂરી પાડવાનાં આ મંડળી પાસે આર્થિક સાધનો કે નાણાંની જોગવાઇ નથી. આથી ખેડુતોને પાછું શાહુકારોને શરણે જવું પડે છે. આમ ખેડુતો બે લેણદારોની ઘંટી વચ્ચે બેદરકાર બને છે.

(૫) ખેડુતને વખતસર મદદ મળતી નથી. વર્ષની શરૂઆતમાં એક જ રકમે નાણું મળે તે બરાબર નથી. સહકારી મંડળીમાં પણ કેટલીક વ્યવસ્થાની ખામી હોય છે. કેટલીક મંડળીઓમાં ખેડુત અરજી કરે તેના ઉપર બોર્ડમાં વિચાર ચાલે, તે વચ્ચે ઘણો સમય નીકળી જઇ કામ ઢીલમાં ચાલે છે. ટૂંક મુદતની અને લાંબી મુદતની લોનો વચ્ચેનો તફાવત સમજવો જોઈએ. મોટી અને નાની લોનોનો પણ વિવેક બરાબર થતો નથી.

## સહકારી બેંકોની પ્રવૃત્તિની પ્રગતિ—

રૂ. પાંચ લાખ અને તેથી વધારે મૂડી અને અનામત ફંડ ધરાવતી પ્રથમ વર્ગની સહકારી બેંકો.

રૂા. લાખમાં

| વરસ | બેંકોની સંખ્યા | મૂડી | અનામત ફંડો લાખ રૂ. | કુલ લાખ રૂ. | થાપણ તથા લોન લાખ રૂ. | ધીરાણ લાખ રૂા. | રોકડ સિલક લાખ રૂ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૭ | ૪૫ | ૨૫૦ | ૨૬૦ | ૫૧૦ | ૨૦૫૭ | ૧૫૨૫ | ૨૪૧ |
| ૧૯૩૯ | ૪૩ | ૨૪૧ | ૨૯૫ | ૫૩૬ | ૨૨૯૨ | ૧૯૩૪ | ૨૦૩ |
| ૧૯૪૦ | ૪૧ | ૨૪૩ | ૩૦૫ | ૫૪૮ | ૨૨૯૪ | ૧૮૯૧ | ૧૯૦ |
| રૂા. એક લાખથી પાંચ લાખની મૂડી તથા અનામત ફંડ ધરાવની બીજા વર્ગની સહકારી બેંકો | | | | | | | |
| ૧૯૩૭ | ૨૫૫ | ૨૫૭ | ૨૫૭ | ૫૧૪ | ૧૪૭૬ | ૧૩૨૮ | ૧૩૭ |
| ૧૯૩૯ | ૨૬૧ | ૨૫૦ | ૨૮૫ | ૫૩૫ | ૧૫૮૬ | ૧૪૪૫ | ૧૦૬ |
| ૧૯૪૦ | ૨૭૭ | ૨૬૧ | ૩૦૭ | ૫૬૮ | ૧૬૧૪ | ૧૪૬૩ | ૧૨૭ |

**રીઝર્વ બેંકની ભલામણો** (સહકારી ચળવળના ઉદ્ધાર માટે રીઝર્વ બેંકે કરેલી ભલામણો)—

[૧] સહકારી બેંકોએ સમગ્ર ગ્રામોદ્ધારનો પ્રશ્ન અપનાવવો જોઇએ.

[૨] ગામડાના દરેક રહેવાસીને આ પ્રવૃત્તિનો રસીઓ બનાવવો જોઇએ.

[૩] ડગલે ને પગલે સહકારના સૂત્રનું પાલન થવું જોઇએ.

[૪] મંડળીઓએ પોતાના સભ્યોની દરેક પ્રવૃત્તિઓ સાથે ઓતપ્રોત થવું જોઇએ.

[૫] સરસ અને નક્કર કામ થોડા વિસ્તારમાં કરાવવું જોઇએ. મોટો આંકડો બતાવતી વ્યાપક પ્રવૃત્તિઓથી ક્ષય જલદી લાગુ પડે છે.

સહકારી મંડળીઓમાં નિષ્ફળ નીવડેલી અને ફડચામાં ગયેલી મંડળીઓનું પ્રમાણ એટલું મોટું આવ્યું છે કે, સેંકડે પચાસ ટકા મહેનત અને શકિત વ્યર્થ ગયાં છે.

**ખોરાક :** આપણા માણસોના ખોરાક માટે પરમાત્માએ અનાજ, રસકસ, શાકભાજી અને ફળફૂલ પેદા કર્યાં છે. જગતનો મોટો ભાગ એટલે ૨ા અબજમાંથી ૨ અબજ ઉપરાંત લોકો માંસાહારી છે. માંસાહાર કરતાં અનાજ અને શાકાહાર શ્રેષ્ઠ છે. ખોરાક ખાવામાં ઘણાખરા લોકો અત્યાહાર કરે છે. આથી તેમનાં ઉદરો રોગી બની જલદી મૃત્યુના ઘંટ વગાડે છે. ખોરાકની વપરાશમાં નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવી:—

[૧] ખોરાક ખૂબ ચાવીને તેમ જ ધીમે ધીમે ખાવો.

[૨] ખોરાક બે વખતથી વધારે વખત ખાવો નહિ.

[૩] સાચી ભૂખ લાગ્યા વગર ખાવું નહિ.

[૪] વધારે પડતું ખાવું નહિ, પેટમાં થોડી ભૂખ રહેવા દેવી.

[૫] ભારે પદાર્થો જેવાં કે–મિઠાઈ, ભજિયાં અને તળેલા પદાર્થો થોડા ખાવા.

[૬] ખોરાક સ્વાદ માટે નથી, પણ શરીરને પોષણ આપવા માટે માટે છે, તે ધ્યાનમાં રાખવું.

[૭] ખોરાકમાં અનિયમિત થવું નહિ. ભોજનના સમય પ્રમાણે જમવું.

[૮] બજારની રાંધેલી ચીજ ખરીદી ખાવી નહિ.

[૯] ખારા, ખાટા, તીખા, દાહ ઉત્પન્ન કરે તેવા. વાસી, ગંધાતા, એંઠા, સડેલા, રસ વગરના પદાર્થો ખાવા નહિ.

[૧૦] અલ્પાહારનો ઉપાય ઉપવાસ અને પાણી છે.

**ખોળ :** હિંદમાં કોપરાં, અળસી, સરસી, સિંગદાણા, મહૂડાં, કપાસીઆ વગેરે તેલના પદાર્થો પીલીને તેમાંથી દેશી ઘાણીઓ અથવા તો સ્ટીમયંત્રથી ચાલતાં અનેક કારખાનાંઓમાં તેલ કાઢવામાં આવે છે, એમાં તેલનો અંશ બહુ જ થોડો રહે બાકીનો પદાર્થ તે ખોળ રહે છે. ખોળનો ઉપયોગ હિંદમાં જાનવરોના ખોરાક માટે થાય છે; પરંતુ ખોળ મોટા પ્રમાણમાં પરદેશો ખાતે ચઢે છે. ત્યાં એનો મુખ્ય ઉપયોગ ખેતી માટે ખાતર તરીકે કરવામાં આવે છે. આપણા હિંદના ખેડુતો ગરીબાઇને લીધે ખોળનો ઉપયોગ ખાતર તરીકે કરી શકતા નથી. ખેતીમાં સારો પાક મેળવવા માટે ખોળનો ઉપયોગ ખૂબ હિતાવહ છે. હિંદથી ૧૯૩૫–૩૬ માં ૧૪ લાખ પાઉન્ડ એટલે ૧ાા કરોડ રૂપિયાનો ખોળ ચડયો હતો. ઘણોખરો ખોળ ગ્રેટબ્રિટન ખાતે ચઢે છે. કોપરાંનો ખોળ કિંમતમાં પૌન્ડ ૧૯,૦૭૫ નો સોયસિંગનો ખોળ ૮,૭૪,૨૭૨ પૌન્ડની કિંમતનો ચડયો હતો. જર્મની, બેલ્જિયમ, સિલોન, જાપાન, હોલેન્ડ વગેરે દેશો ખાતે ખોળ ચડયો હતો. તલ અને સરસીનો ખોળ ૧,૦૮,૫૮૭ પૌન્ડની કિંમતનો ચડયો હતો. અળસીનો ખોળ ૩,૨૯,૫૩૭ પૌન્ડની કિંમતનો ચડયો હતો.

**ખ્રિસ્તી પંચાંગ:** ખ્રિસ્તી પંચાંગ જુલિયસ સીઝરે ૩૬૫ દિવસના વર્ષવાળું દાખલ કર્યું, તેથી તેને જુલિયન પંચાંગ તરીકે ઓળખવામાં આવે છે. ૧૯૮૨ માં ખગોળશાસ્ત્રીઓની પરિષદે તેમાં સુધારો કર્યો. ગ્રેગોરિયન પંચાંગનો ઉપયોગ પશ્ચિમ યુરોપમાં ધીમે ધીમે થવા લાગ્યો. ૧૭૫૨ માં એ ઇંગ્લેન્ડમાં આવ્યું. અમેરિકન સંસ્થાનોમાં પણ લગભગ તે સમયે દાખલ થયું. પરંતુ પૂર્વ યુરોપમાં ગ્રીક દેવળનું સામ્રાજ્ય હોવાથી જૂની જુલિયન પદ્ધતિ જ ચાલુ રહી. તુર્કસ્તાને ઈ. સ. ૧૯૧૭ માં ગ્રેગોરિયન પદ્ધતિ ચાલુ કરી અને ૧૯૧૮માં રશિયાએ દાખલ કરી. ઇ. સ. ૧૯૨૩ માં પૂર્વના સનાતની દેવળના મંડળે આખા જગતમાં વપરાતી ગણતરી દાખલ કરવાનો હુકમ કર્યો. ગ્રેગોરિયન પંચાંગનો અત્યારે સુધરેલા દેશોમાં એકસરખી રીતે ઉપયોગ થાય છે.

અંગ્રેજી મહિનાઓનાં નામો લેટિન નામો પરથી આવ્યાં છે. સપ્ટેમ્બર એટલે સાત (Septem), ઓકટોબર એટલે આઠ (Octo), નવેમ્બર એટલે નવ (Novem) અને ડીસેમ્બર એટલે દશ (Decem). વર્ષ માર્ચથી શરૂ થતું હોઈ સપ્ટેમ્બર સાતમો મહિનો હતો. જુલાઇને પહેલાં 'કિવટન્સ' (પાંચમો) ઉપરથી 'કિવન્ટીલીયસ' કહેવામાં આવતો; પરંતુ જ્યારે જુલિયસ સીઝરે પંચાંગમાં સુધારો કર્યો, ત્યારે તેણે પોતાના માનમાં મહિનાનું નામ 'જુલિયસ' કરી નાખ્યું અને 'જુલિયસ'નું અંગ્રેજી 'જુલાઇ' થયું. તે જ પ્રમાણે 'સેકટસ' (છઠ્ઠો) ઉપરથી 'સેકીસ્ટલસ'નું નામ શહેનશાહ ઑગસ્ટસે પોતાના નામ પરથી 'ઑગસ્ટસ' પાડ્યું; અને અંગ્રેજીમાં તે 'ઑગસ્ટ' થયો.

જાન્યુઆરીનું નામ પ્રવેશદ્વારના દેવ 'જેનસ' પરથી પડયું છે. રોમન લોકો ફેબ્રુઆરી મહિનામાં શુદ્ધિકરણનો મોટો મહોત્સવ ઉજવે છે. તેને 'ફેબ્રુઆ' કહે છે. આ ઉપરથી તે મહિનાનું નામ ફેબ્રુઆરી પડયું છે. 'માર્શિયસ' માર્સ દેવનો મહિનો છે. ખેતીવાડીનો દેવ મૂળ માર્સ હતો. એપ્રિલ વિષે કાંઈ હકીકત નથી. રોમન દેવ મર્ક્યુરી (બુધ)ની માતા 'મેરિયા' ઉપરથી મે અને સ્ત્રીઓની તથા લગ્નની દેવી 'જ્યૂનો' પરથી જૂન નામ પડયું છે.

કોઈપણ સૈકો બુધ, શુક્ર અથવા રવિવારે શરૂ થતો નથી. ઓકટોબર તથા જાન્યુઆરી, એપ્રિલ તથા જુલાઈ અને સપ્ટેમ્બર અને ડીસેમ્બર અઠવાડિયાના એક જ દિવસે શરૂ થાય છે. મે, જૂન અને ઑગસ્ટ કોઈપણ નિયમને તાબે નથી. લીપઈયરને આ નિયમો લાગુ પડતા નથી.



**ગનીબેગ:** બંગાલ, બિહાર, ઓરિસ્સા અને આસામમાં માત્ર જ્યૂટ ઊગે છે. એની બે જાતો થાય છે. જ્યૂટના છોડવાઓને પાણીના ખાબોચિયામાં પલાળી રાખે છે અને જ્યારે એની છાલ પોચી થાય છે, ત્યારે ખેડુતો એને ઉતારી લે છે. આશરે વીશથી પચીસ લાખ એકરમાં જ્યૂટ વવાય છે. ૧૯૩૯–૪૦ માં પોણા ૭ લાખ (૫,૭૫,૦૦૦) ટન કાચું જ્યૂટ પરદેશ ખાતે ચડયું હતું અને સવા પાંચ લાખ ટન કોથળા પરદેશ નિકાસ થયા હતા. સાડા પાંચ લાખ ટન જ્યૂટનું કપડું પરદેશ ચડયું હતું. કાચા જ્યૂટની ખપત ૧૯૩૮–૩૯માં હિંદની મિલોને સાડા અગીઆર લાખ ટનની થઇ હતી. સાત લાખ ટન કાચું જ્યૂટ પરદેશ ચડયું હતું અને સાડા નવ લાખ ટનના ગનીબેગ્સ અને જ્યૂટનું કાપડ પરદેશ ચડયું હતું. ૧૯૩૬–૩૭માં જ્યૂટનો પાક એક કરોડ અને સાત લાખ ગાંસડીઓનો થયો હતો. ૧૯૩૭–૩૮ માં એક કરોડ ગાંસડીનો અને ૧૯૩૮–૩૯ માં ૮૯ લાખ ગાંસડીનો પાક થયો હતો. ૧૯૩૮–૩૯ માં સાડા તેર કરોડ રૂા. નું જ્યૂટ પરદેશ ચડયું હતું.

**ગયા:** આ બિહાર પ્રાંતનું શહેર છે. એની વસતિ ૮૮,૦૦૦ માણસની છે. એ બૌદ્ધધર્મીઓનું યાત્રાનું પવિત્ર ધામ છે. આ સ્થળે ભગવાન બુદ્ધને આત્મજ્ઞાન બોધીસત્ત્વ વૃક્ષ નીચે થયું હતું. ગયામાં હિંદુઓ શ્રાદ્ધને માટે આવે છે. અહીં દેશી ખાંડ સારી બને છે. ઘીનું પણ મોટું બજાર છે.

**ગરિબાઇ હિંદની:** હિંદ આજે એક ગરીબ દેશ છે. એના માથે બેઠેલા બ્રિટિશ શાહીવાદે અને હિંદના મૂડીદાર વર્ગે હિંદી ખેડુત અને મજૂરોનાં સત્ત્વ ચુસી લીધેલાં છે. હિંદની ગરીબાઇનો સાચો અને ચોક્કસ ઉકેલ હિંદના સ્વાતંત્ર્યવીરોએ આપવો જ રહ્યો. એક અમેરિકન ખેડુતની વાર્ષિક સરાસરી પેદાશ રૂ. ૯૦૦, એક હિંદી ખેડુતની વાર્ષિક સરાસરી પેદાશ ફકત રૂ. ૪૫ છે. એક અમેરિકન ઔદ્યોગિક ધંધાદારીની આવક વાર્ષિક રૂ. ૨,૩૦૦ છે, જ્યારે એક હિંદીની આવક રૂ. ૧૦૦થી વધુ નથી. હિંદની વસ્તી ૩૫ાા કરોડની ગણતાં ૩૧ાા કરોડ માણસો જીવનનિર્વાહ માટે ફાંફાં મારતા દુઃખી અને ગરજુ છે; જ્યારે ૩ાા કરોડ માણસો મહામુશીબતે જીવનનિર્વાહ ચલાવે છે. હિંદમાં ૧૦૦ માંથી ૯૮ માણસોની જીવનનૌકાઓ ભવસાગરમાં હીલોળા ખાતી બિસમાર, દુઃખી અને ભયભીત હાલતમાં જેમતેમ પશુ જીવન ગાળે છે. ભૂખમરો, સંકટો, વસ્ત્રહીનતા, ગરીબાઇ, તંગી મુશ્કેલીઓ વચ્ચે ઝોલાં ખાતી આ વસ્તી કોઇપણ ઉપાયે :બે કોળીઆ અન્ન ખાઈ શરીરને પડી જતું અટકાવે છે.

આપણા દેશમાં ગરીબાઇ કેટલા વિશાળ પ્રમાણમાં પથરાયેલી છે, તે નીચલા આંકડાઓથી દેખાશે:—

(૧) અમેરિકન ખેડુતની વાર્ષિક પેદાશ સરેરાશ ૯૦૦ રૂપિયા, એક અંગ્રેજ ખેડુતની ૪૦૦ રૂપિયાની અને એક હિંદી ખેડુતની વાર્ષિક પેદાશ સરેરાશ માત્ર રૂ. ૪૫ ની છે.

(૨) એક અમેરિકન ઔદ્યોગિક ધંધાદારીની વાર્ષિક પેદાશ રૂ. ૨,૩૦૦ ગણાય; અંગ્રેજ ઔદ્યોગિક ધંધાદારીની પેદાશ રૂ. ૧,૨૦૦ ગણાય; હિંદી ઔદ્યોગિક ધંધાદારીની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦ થી વધુ નથી.

આપણે એક ટાંકણી કે સ્ક્રૂ માટે પરદેશો ઉપર આધાર રાખતાં થયાં છીએ. હિંદની ગરીબાઇ વિષે નીચે મુજબ ગણતરીઓ થઈ છે:—

(૧) શ્રી દાદાભાઇ નવરોજજીએ એક હિંદીની વાર્ષિક પેદાશ રૂ. ૨૦ ગણી છે.

(૨) ૧૮૮૦ ના દુકાળ કમિશને એક હિંદીની વાર્ષિક પેદાશ રૂ. ૨૭ ગણી હતી.

(૩) લોર્ડ કર્ઝને એક હિંદીની વાર્ષિક પેદાશ રૂ. ૩૦ ગણી હતી.

(૪) સર રોબર્ટ ગ્રિફિને બે પૌન્ડ ગણી હતી.

(૫) મિ. ફીન્ડલે શિરાઝે રૂ. ૧૧૦ જેટલી મોટી ગણી છે.

હવે માસિક પેદાશ ગણીએ.

[૧] ઊંચામાં ઊંચી દૃષ્ટિએ એક હિંદીની માસિક પેદાશ સરેરાશ રૂ. ૯ થી વધુ નથી.

[૨] એક અમેરિકનની માસિક પેદાશ પાંચ પૌન્ડ એટલે રૂ. ૬૨ ગણાઈ છે.

[૩] એક અંગ્રેજની માસિક પેદાશ પૌંડ ૪–૪–૬ ની ગણાઇ છે.

[૪] એક ફ્રેન્ચમેનની માસિક પેદાશ પૌંડ ૩–૪–૪ની ગણાઇ છે.

[૫] એક જર્મનની માસિક પેદાશ પૌંડ ૨–૧૦–૦ની ગણાઈ છે.

અર્થશાસ્ત્રી શાહ અને ખંભાતાએ એક હિંદવાસીની પેદાશ ધનની કક્ષાઓની ગણતરીમાં નીચે મુજબ ગણી છે:—

[૧] ૬,૦૦૦ વ્યક્તિઓની દર વર્ષે પેદાશ એક લાખ રૂપિયાથી વધારે છે. આમાં મહારાજાઓ, રાજાઓ, નવાબો, જમીનદારો ઉદ્યોગપતિઓ અને શાહ સોદાગરો તેમ જ સરકારી મોટા-માં મોટા પગારદારો પણ આવે છે.

[૨] ૨,૩૦,૦૦૦ વ્યક્તિઓને દર વર્ષે સરેરાશ દશ હજાર રૂપિયાથી વધારે પેદાશ છે. આમાં જમીનદારો, કારખાનાંવાળાઓ, વેપારીઓ સરકારી મોટા પગારદારો, નાના કારખાનાંવાળાંઓ, ઠાકોરો અને હજારો અમલદારોનો સમાવેશ થાય છે

[૩] ૨,૭૦,૦૦૦ વ્યક્તિઓને સરેરાશ રૂ. ૫,૦૦૦)થી વધારે પેદાશ છે. આમાં મોટા દુકાનદારો, જમીનદારો, નાનાં કારખાનાંવાળાઓ, હજારો અમલદારો અને ઠાકોરોનો સમાવેશ થાય છે.

[૪] પચીસ લાખ વ્યક્તિઓની પેદાશ ૧ હજારથી પાંચ હજાર વચ્ચેની છે. મધ્યમવર્ગના ધંધાદારીઓ આમાં આવી જાયછે.

[૫] સાડા ત્રણ કરોડ માણસોની પેદાશ રૂ. ૧૦૦થી રૂ. ૧૦૦૦ વચ્ચેની છે.

[૬] બાકીની ૩૧।। કરોડ પ્રજાની વાર્ષિક પેદાશ રૂ. ૫૦)થી વધારે નથી.

આપણી પ્રજાની ગરીબાઇની તુલના બીજા અર્થશાસ્ત્રીઓએ નીચે મુજબ કાઢી છે:—

| | |
|---|---|
| [૧] જીવનની સંપૂર્ણ સુખ સગવડ અને મોજશોખ ભોગવનારાં | ·૦૦૧૮ |
| [૨] સુખસગવડ–વાડીવજીફા ઠીક પ્રમાણમાં મેળવનારા | ·૦૭૨૧ |
| [૩] સુખ–સગવડ સાધારણ પ્રમાણમાં મેળવનારાઓ | ·૦૮૪૬ |
| [૪] જીવન નિર્વાહ જેમતેમ ચલાવનારાઓ | ·૧૦૬૧૭ |
| [૫] જીવનનિર્વાહ માટે ફાંફાં મારતાં દુખી દીન અને ગરજુ | ૮૮·૦૮૫૮ |

આ ૮૮ ટકાની જીવનનૌકા ભવસાગરમાં હિલોળા ખાતી બિસમાર, ભૂખમરો, ગરીબાઈ, તંગી, હાડમારીઓ વસ્ત્રહીનપણું અપૂર્ણ પોષણ, રોગ અને કઠિનાઇ વચ્ચે વહે છે.

**ગળી** : બંગાળ અને બિહારમાં પહેલાં ગળીનું ઘણું વાવેતર થતું હતું; પરંતુ જર્મનીની બનાવટી ગળીની શોધ પછી આ ઉદ્યોગ પડી ભાંગ્યો છે. ગળીનો ઉપયોગ તાવ અને મૂળવિષ ઉપર થાય છે. મહાત્મા ગાંધીજીએ ગળીનાં ખેતરોમાં ખેડુતો ઉપર થતા જુલમને લઇને પહેલવહેલાં બિહારમાં સત્યાગ્રહ કર્યો હતો. ૧૯૩૪–૩૫ માં ગળીનું વાવેતર ૫૯,૬૦૦ એકરમાં થયું હતું અને કુલ ઉત્પાદન ૧૦,૨૦૦ ક્વાર્ટર થયું હતું, જેમાંથી ૫૪૪ ક્વાર્ટર ગળી પરદેશ ગઈ હતી. ગળી કપડાં રંગવાના કામમાં ખાસ કરીને વપરાય છે.

**ગંધકઃ** હિંદુસ્તાનમાં ગંધક ઘણો મળતો હોવા છતાં પણ હિંદ એક ટન ગંધકની પણ પેદાશ કરતું નથી. ઉલટું છવીસ લાખ રૂપિયા ખર્ચીને પરદેશથી લગભગ ૨૭,૦૦૦ ટન મગાવે છે! ગંધક સલ્ફ્યુરિક એસિડ, ખાંડના ઉદ્યોગમાં, એમોનીયમ સલ્ફેટ, દારૂગોળો વગેરે બનાવવામાં વપરાય છે. ગંધક, હિંદમાં નેટિવ સલ્ફર, હીરાકસી, કોપર સલ્ફાઇટ, જિપ્સમ, સોડીઅમ સલ્ફેટ વગેરેમાંથી મેળવી શકાય તેમ છે. હમણાં યુદ્ધના વખતમાં ગંધકની પેદાશ પરદેશમાંથી શકય ન હોવાથી હિંદમાં બનાવવાને માટે સરકારી સહકારથી કોશીશો થઇ છે. તેમાં કંઈક સફળતા પણ મળી છે.

ગંધક રાતો, પીળો, કાળો અને ધોળો એમ ચાર જાતના થાય છે, પણ છેલ્લી બે જાત આસાનીથી મળતી નથી. ગંધક રસાયન, મધુર પાકકાળે કડવો લાગે છે. તે ઉષ્ણ, અગ્નિદીપક અને પાચક છે. ગંધક કંડુ, કુષ્ઠ, વિસર્પ, ખસ, વિષ અને કૃમિનો નાશ કરે છે. યુ. એસ. અમેરિકામાં લગભગ અઢાર લાખ ટન ગંધક વપરાય છે અને સાત લાખ સાત હજાર ટન ત્યાંથી પરદેશો ખાતે ચડે છે. ત્યાં ગંધકના ૪૪ ટકા સલ્ફ્યુરિક એસિડ બનાવવામાં વપરાય છે. પેટ્રોલિઅમ, કાગળ, રસાયન, ત્રાંબુ, રબર, ટાયર, રંગો, વાર્નિશ, મોટરો, વિમાનો, બેટરીઓ વગેરે ઉદ્યોગો માટે સલ્ફ્યુરિક એસિડની મોટી જરૂર પડે છે. ૨૦% ગંધક એ દેશમાં રસાયનિક ખાતર તરીકે ઉપયોગમાં લેવાય છે. કાગળનો માવો અને કાગળ બનાવવાના ઉદ્યોગમાં ૧૬% ટકા વપરાય છે. વાર્નિશ અને રંગોમાં ૫% ઉપયોગ થાય છે. રબર અને ડામરના ઉદ્યોગોમાં અને દારૂગોળામાં તરત ફાટી પડે તેવા ઉદ્યોગોમાં ૩ થી ૪ ટકા વપરાય છે. સલ્ફરનો મોટો ઉપયોગ રસાયનિક ઉદ્યોગો સેંકડો રીતે કરે છે, બનાવટી રેશમના ઉદ્યોગમાં પણ એની મુખ્ય જરૂર પડે છે. ભવિષ્યની સ્વરાજ્યની સરકારે હિંદમાં ગંધકનો ઉદ્યોગ ખીલવવો જ રહ્યો.

**ગામડાંઓ હિંદનાં** : હિંદમાં બાર પ્રાંતોમાં સાત લાખ ગામડાંઓ છે. આમાંના મોટા ભાગનાં ગામડાંઓમાં દવાખાનાં, રસ્તાઓ, મ્યુનિસિપાલિટીઓ, સ્કૂલો અને જાહેર સંસ્થાઓનો તદ્દન અભાવ છે. આખા ગામમાં અક્ષરજ્ઞાનવાળા ભાગ્યે જ એકાદ બે માણસ નીકળે. ઘણા ગામમાં રસ્તાઓ પણ નથી. રેલ્વે વ્યવહારનાં સાધનો પણ નથી. કેટલાંક ગામડા-ઓમાં એકેય પાકું મકાન નથી; રાત્રે કોઈ દિવાબત્તી કરતું નથી; ઘણાં ગામડાંઓમાં મીઠાં પાણીનો બંદોબસ્ત પણ નથી; ઘણા ગામડાંઓમાં ખેતી સિવાય બીજો ઉદ્યોગ નથી; ઘણાં ગામડાઓમાં ખેતી પણ નથી; શિકાર ઉપર નભે છે, આમાંનાં ઘણાં અતિશય નિઃસીમ ગરીબ છે. નાગાં છોકરાં; ગલીચ રસ્તા, દુર્ગંધ મારતાં ઘરો જોવામાં આવે છે. હિંદમાં આંગળીને વેઢે ગણાય એવાં ગામડાંઓ સરખી રીતે ખીલવણી પામ્યાં છે. બાકી તો અભણપણું, વહેમો, અંધશ્રદ્ધાઓને માનનારાં અને સાક્ષાત ગરીબાઇના અવતાર સમા છે.

**ગાંજો**: ગાંજાનાં ઝાડ સુમારે ત્રણ હાથ ઊંચા વધે છે. એ ઝાડ ઉપર તોરા આવે છે એને ગાંજો કહે છે. તે તોરા કાઢી સૂકવે છે. ગાંજાની ભૂકીને 'ભાંગ' કહે છે. એ ભાંગ વાટી લોકો પીએ છે. ગાંજો પીવાથી અને ભાંગ પીવાથી માણસને નસો ચડે છે; તેથી કાળજું સુકાઇ જાય છે. શક્તિ ક્ષીણ થાય છે. અને તેથી માણસોમાં એક પ્રકારનો તોર આવે છે; અને જેમ તેમ બકે છે. ઘણા સાધુઓ ગાંજો પીએ છે.

**ગીની** : (ડચ ગીની) તેનું ક્ષેત્રફળ ૫૪,૨૯૧ ચો. માઇલ અને વસ્તી ૧,૬૧,૦૦૮ માણસોની છે. મુખ્ય શહેર

મારામારીઓની વસ્તી ૫૦,૨૯૪ માણસોની છે. ૩,૮૫,૦૦૦ ગ્રામ સોનું, ૧,૧૫,૦૦૦ કિલોગ્રામ બલાટા અને ૧,૦૧,૫૦૦ મેટ્રિકટન બોક્સાઇડ ખોદી કાઢવામાં આવેલ (૧૯૩૩). આ સંસ્થાનો દક્ષિણ અમેરિકામાં આટલાંટિકના કિનારા ઉપર છે.

**ફ્રેંચ ગીની**–આ પ્રદેશનો વિસ્તાર ૩૪,૭૪૦ ચો. માઈલ અને વસતિ ૨૨,૧૬૯ માણસોની છે. રાજ્યકારભાર ચલાવવા જેટલું મહેસૂલ પણ પૂરું મળતું નથી. આ પ્રદેશ ફ્રેંચ લોકોના હાથમાં છે.

**બ્રિટિશ ગીની**–આ પ્રદેશનું ક્ષેત્રફળ ૮૯,૪૮૦ ચો. માઈલ છે. વસતિ ૧૯૩૩માં ૩,૨૧,૨૬૦ માણસોની હતી. શેરડી, ચોખા, નાળીએર, કોફી, કેકોઆ અને રબરનું વાવેતર થાય છે. ચલણ ડૉલરનું ચાલે છે. અમેરિકન સરકારના સિક્કાઓ પણ ચાલે છે. ૫, ૨૦ અને ૧૦૦ ડૉલરની નોટો કેનેડાની રોયલ બેંક કાઢે છે.

**ગુજરાત** : ગુજરાત એ મુંબઈ ઈલાકાનો પ્રાંત છે. ગુજરાતના નીચે મુજબ જિલ્લાઓ પાડવામાં આવ્યા છેઃ—

**અમદાવાદ**–ગુજરાતનું આ પાટનગર છે. વસતિ ૩,૨૩,૮૪૩ માણસોની છે. અમદાવાદ મુંબઈથી બીજે નંબરે કાપડની મિલોનું ધામ છે. તેમાં ૭૮ મિલો છે. ૭૪,૨૭૯ મજૂરો કામ કરે છે. અમદાવાદ જિલ્લાનું ક્ષેત્રફળ ૩,૮૧૯ ચો. માઇલ અને વસતિ ૯,૨૩,૪૩૧ માણસોની છે. મુખ્ય વાવેતર કપાસનું થાય છે. વેપારનાં મુખ્ય સ્થાનો વીરમગામ, ધોળકા, ધંધુકા, અને સાણંદ છે. વાર્ષિક સરેરાશ વરસાદ ૩૦ ઈંચ છે.

**ભરૂચ જિલ્લો**–તેનું ક્ષેત્રફળ ૧,૫૪૩ ચો. માઈલ અને વસતિ ૩,૩૪,૦૦૧ માણસની છે. અહીંની આબોહવા ખુશનુમા અને તંદુરસ્તીદાયક છે. વાર્ષિક વરસાદ સરેરાશ ૩૫ ઇંચ છે. વેપારના મુખ્ય સ્થાનો ભરૂચ ( વસતિ ૪૧,૩૪૧ ), અંકલેશ્વર ( વસતિ ૧૨,૦૦૦ ), જંબુસર (વસતિ ૧૧,૭૩૪) છે.

**ખેડા જિલ્લો**–આ જિલ્લાનું ક્ષેત્રફળ ૧,૬૯૫ ચો. માઈલ અને વસતિ ૭,૩૯,૪૯૦ માણસોની છે. બાજરો, કોદરા, ચોખા, ઘઉં અને કપાસનું વાવેતર થાય છે. મુખ્ય શહેરો નડીઆદ, બોરસદ અને આણંદ છે. કપડવંજમાં સાબુ અને કાચનાં કારખાનાં છે. ગોધરા નજીક સ્વદેશી ગ્લાસ મેન્યુફેક્ચરિંગ કંપનીનું કાચનાં વાસણ બનાવવાનું કારખાનું છે.

**સુરત જિલ્લો**–ક્ષેત્રફળ ૧,૬૬૨ ચો. માઈલ અને વસતિ ૭,૪૫,૮૨૪ માણસોની છે. મુખ્ય પાક ચોખા, જુવાર, કપાસ, કોદરા, તુવેરની દાળ, વાલ, ઘઉં અને બાજરો છે. શેરડીનું વાવેતર પણ સારા પ્રમાણમાં થાય છે. વેપાર બધોય રેલવે મારફત છે અને દરિયામાં બીલીમોરા મારફતે થાય છે. સૂરત શહેરની નિકાસ પાંચ લાખ રૂ.ની અને આયાત પંદર લાખ રૂપિયાની સરેરાશ વાર્ષિક છે. સૂરતમાં જરીનું ભરતકામ થાય છે, પરંતુ પરદેશી હરીફાઇને લીધે આ વેપાર પડી ભાંગ્યો છે. વેપારના મુખ્ય શહેરો સૂરત, વલસાડ, બીલીમોરા છે.

**થાણા જિલ્લો**:—આ જિલ્લાનું ક્ષેત્રફળ, ૩,૫૭૩ ચો. માઇલ અને વસતિ ૮,૩૫,૯૪૨ માણસોની છે. મુખ્ય પેદાશ ચોખા, મીઠું, લાકડું, ચુનો અને સૂકી માછલી છે. આ વસ્તુઓની બહાર નિકાસ કરવામાં આવે છે. મુખ્ય શહેરો થાણા, ભાઉદ્દીપ કલ્યાણ અને બેલાપુર છે.

**ગુજરાતી સાહિત્યઃ બધાંય સાહિત્યોની શરૂઆત પદ્યથી થઈ હોય છે.** ગુજરાતી ભાષા આમાં અપવાદ ન હોઇ શકે. ગદ્ય સાહિત્યની શરૂઆત તો ઠેઠ નર્મદથી થઇ. અત્યારે તો પદ્ય સાહિત્ય કરતાં ગદ્ય સાહિત્ય ઘણું પ્રચલિત થઇ ગયું છે. નરસિંહ મહેતા ગુજરાતના આદ્ય કવિ મનાયા છે. સંસારી હોવા છતાં પણ તેઓ દુન્યવી જંજાળોથી દૂર હતા. શામળશાનો વિવાહ, કુંવરબાઈનું મામેરું વગેરે પ્રસંગોમાં એમની પ્રભુ પ્રત્યેની અવિરામ ભક્તિ તરી આવે છે. એમની ભક્તિમાં કેટલાંક પદો શૃંગારભક્તિનાં છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં આજ લગી ગુજરાતને પ્રેરણા પાય છે. બીજા કોઇ કવિની આટલી ચિરંજીવી યાદ રહી નથી. પહેલા સ્રીકવિ તરીકેનું માન મિરાંબાઇને ફાળે જાય છે. મિરાંબાઇની કવિતા નરસિંહ મહેતાની કવિતા કરતાં ભાવનાપદમાં, લાલિત્યમાં અને મનની ભાવવિશુદ્ધિમાં ઉચ્ચત્તર છે. નરસિંહ મહેતા અને મિરાંબાઇ પછી જાણિતા કવિ તરીકે 'અખો' આપણું ધ્યાન ખેંચે છે. અખાની કવિતા મુખ્યત્વે ધાર્મિક સંપ્રદાયો, અને સમાજ તરફ કટાક્ષ–માર્મિક વચનોથી ભરેલી છે. કવિતાની શૈલી નરસિંહ મહેતા જેવી સરળ ન હોવાથી તેની કવિતા લોકભોગ્ય બની શકી નથી. અખા પછી પ્રેમાનંદને 'કવિશિરોમણિ' કહેવામાં કોઈ જાતની શંકા ઉઠાવાતી નથી. "ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ જેવી સમૃદ્ધ ન કરું, ત્યાં સુધી પાઘડી ન પહેરું." આવું મહાવ્રત લેનાર કવિ જ શિરોમણી થઇ શકે ને? પ્રેમાનંદે જુદા જુદા લગભગ ૩૨ ગ્રંથો લખ્યા છે. પ્રેમાનંદના સમકાલીન તરીકે શામળ બહુ જ નજરે ચડી આવે છે. પ્રેમાનંદે અને શામળે ધર્મથી વિમુખ સ્વતંત્ર કવિતાઓ રચી. શામળની કવિતા પૈરાણિક પ્રસંગોને બદલે સામાજિક વાર્તાઓ કહેતી. શામળ પછી તરત જ દયારામ આવે છે. દયારામનો ભાષા ઉપરનો કાબૂ, દૃષ્ટાંતોનો ભંડાર, માનવસ્વભાવ અને જીવનનો સૂક્ષ્મ અભ્યાસ તેમને બધા કવિઓ કરતાં જુદા પાડે છે. દયારામના અવસાન, પછી આવે છે સંક્રાંતિકાળ. આ કાળમાં ગુજરાતને સુધારાનો અને પશ્ચિમનો પાશ લાગ્યો. આ કાળમાં ગુજરાતના બે સમર્થ કવિ નર્મદાશંકર અને દલપતરામ થયા છે. નર્મદ–દલપતથી સાહિત્યમાં નવો યુગ શરૂ થયો. સામાજિક સુધારો એ આ બન્ને કવિઓનું ધ્યેય હતું. તેમના પછી નરસિંહરાવ, કલાપિ, નાનાલાલ, ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ, શ્રી. કાન્ત, બાલાશંકર ઉલ્લાસરામ, વગેરેએ ગુજરાતી સાહિત્યના અંગોપાંગને વિકસાવ્યાં. ગુજરાતી ભાષા સમૃદ્ધ બની. ત્યાર પછી આવ્યો "ગાંધીયુગ". આ યુગમાં ગુજરાતના જીવનમાં જબરજસ્ત પલટો આવ્યો. ગાંધીજીના વ્યક્તિત્વની છાપ શ્રી. કનૈયાલાલ મુનશી, ચંદ્રવદન મહેતા, દેશળજી પરમાર, સુન્દરમ્, શ્રી. સ્નેહરશ્મિ વગેરે ઉપર દેખાઇ આવે છે. ગુજરાતી ભાષા આજે હિંદમાંની એક સમૃદ્ધ ભાષા બની છે, પરંતુ તેનું સાહિત્યજગત વિખ્યાત થાય તેની જ ગુજરાતી સાક્ષરને તમન્ના હોય!

**ગુરખા** : આ એક બહાદૂર અને લડાયક કોમ છે. તેઓ હિમાલયના નેપાળ પ્રદેશના વતની છે. તેઓ મુખ્યત્વે જૂનો હિંદુધર્મ પાળે છે. (વધુ માટે જુઓ નેપાળનું રાજ્ય.)

**ગુલાબ:** ગુલાબના છોડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એ નાના હોય છે. એને કાંટા આવે છે. એમાં ગુલાબી, ધોળી, પીળી અને રાતી જાતો થાય છે. ઉત્તમ ગુલાબનાં ફૂલોનું અત્તર, ગુલાબજળ, અને ગુલકંદ બનાવાય છે. ગુલાબનો ઉપયોગ આયુર્વેદમાં આંકડી, પ્રદર, ધાતુવિકાર રક્તમૂળવ્યાધિ, પિત્તવિકાર ઇત્યાદિ ઉપર થાય છે.

**ગૂગળ:** ગૂગળનાં ઝાડ મારવાડ અને સિંધમાં થાય છે. ઉનાળામાં તાપને લીધે ઝાડમાંથી રસ ઝરે તેને ગૂગળ કહે છે. તે ધૂપ અને દવાના કામમાં ઉપયોગમાં આવે છે. એનો ગુણ કડવો, તીખો, ઉષ્ણ, તૂરો, પાચક, અગ્નિદીપક અને કાન્તિકર છે. એ કફ, વાયુ, ઉધરસ, સોજો, હરસ, ઉલટી અને આમવાયુનો નાશ કરે છે. ગૂગળનાં ઝાડો રેતાળ અને પર્વતમય જમીનમાં થાય છે. એનો મુખ્ય ખપ હિંદુસ્તાનમાં જ રહે છે. તેની નિકાસ થતી નથી.

**ગોંડળ:** કાઠીઆવાડનું આ એક દેશી એક રાજ્ય છે. વિદ્વાન રાજ્યકર્તા જાડેજા સર ભગવતસિંહજી પંચત્વ પામ્યા છે. ગુજરાતી ભાષામાં છેલ્લાં વીસ વર્ષે થયાં એક બૃહત્ કોષ તૈયાર કરવાનું કાર્ય શરૂ છે. ગોંડલ રાજ્યનું ક્ષેત્રફળ ૧,૦૨૪ ચો. માઇલનું છે. વસ્તી ૨,૦૫,૮૪૬ માણસોની છે. વરસાદ ૨૦ થી ૨૫ ઇંચ પડે છે.

લોકોનો મુખ્ય ધંધો ખેતી છે; ખેતીમાં સિંગફળી, કપાસ, અનાજ અને શેરડી થાય છે. ઘાણીઓમાં તેલબીયાંમાંથી તેલ નીકળે છે. ૧,૦૪૬ લૂમો ઉપર હાથકાપડ વણાય છે. હાથે દળવાની ઘંટીઓ સ્ટીમથી ચાલે છે. કપાસનાં જિન પ્રેસો થોડાં છે. ૪૨,૪૦૦ એકરોનાં જંગલો છે. રાજ્યમાં ૧૦,૬૨૪ માઇલની પોતાની રેલ્વે ઢસાથી પોરબંદર સુધી તથા જેતલસરથી રાજકોટ સુધી જાય છે.

**ગ્રામોફોન:** ગ્રામોફોન અને તેની બોલતી ચુડીઓ કે થાળીઓ તે પરદેશી ઉદ્યોગ છે અને હિંદમાં તે પરદેશથી આયાત છે. વિશેષ કરી તેની આયાત યુ. સ્ટેટ્સ અમેરિકાથી થાય છે. યુરોપના ઘણાખરા દેશોમાં આ ઉદ્યોગ સ્થપાયો છે. માત્ર હિંદમાં એની ચુડીઓ અને યંત્રો મંગાવી ગામનો ઉતારાય છે. હિંદમાં દર વર્ષે ત્રીસથી ચાલીસ લાખ રૂા. ની આ ચીજો આયાત કરવામાં આવે છે.

**ગ્રીનલેન્ડ:** ગ્રીનલેન્ડ જગતનો મોટામાં મોટો બેટ છે. તેનું ક્ષેત્રફળ ૮૬,૫૧૮ ચો. માઇલ છે, જ્યારે વસતિ ૧૬,૬૩૦ માણસોની જ છે. આખો પ્રદેશ બરફમય છે. ગ્રીનલેંડનો વેપાર રાજહસ્તક છે. આ મોટો ટાપુ ડેન્માર્કનું એક સંસ્થાન છે.

**ગ્રીસ:** ગ્રીસનો વિસ્તાર ૫૦,૨૭૦ ચો. માઇલ છે. અને વસતિ ૬૨,૦૪,૬૮૪ માણસોની છે. ગ્રીસમાં મુખ્ય ધર્મો, ગ્રીસના જૂના દેવળનો, કેથોલિક, પ્રોટેસ્ટન્ટ અને મુસલમાનોનો છે. ગ્રીસમાં લશ્કરી તાલીમ ફરજિયાત છે. વર્ષની સરેરાશ ભરતી ૫૦,૦૦૦ માણસોની હોય છે. પણ ફરજિયાત લશ્કરી તાલીમ હોવાથી ગ્રીસ યુદ્ધના સમયે સારું લશ્કર ઊભું કરી શકે છે. ગ્રીસનો દરિયાઈ કાફલો રક્ષણાત્મક હોય છે. તેમાં ૧૨ ડિસ્ટ્રોયર, ૯ ટોર્પિડો બૉટ, ૪ સુરંગ મૂકનાર જહાજો અને સબમરીનનો સમાવેશ થાય છે. ગ્રીસ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે. તેમાં ઘઉં, મકાઇ, ઓટ્સ, તમાકુ અને કપાસનું વાવેતર સારા પ્રમાણમાં થાય છે. ગ્રીસમાં ઘણાં ખનીજો મળે છે. દા. ત. લોઢું, જસત, મેંગેનિઝ, ત્રાંબુ, ચાંદી, સુરમો, કલાઇ, અને નીકલ. ચલણ 'ડ્રાચમા'નું છે. ૭૭ 'ડ્રાચમા' બરાબર એક યુ. સ્ટેટ્સનો ડૉલર થાય.

**ગ્રેટબ્રિટન:**—આ દેશ ત્રણ વિભાગોનો બનેલો છે. ઇગ્લેંડ, સ્કોટલેંડ અને વેલ્સ. અગાઉ એ ત્રણેય જુદાં જુદાં હતાં. એ પરસ્પર લડતાં હતાં, પરંતુ હમણાં ત્રણે રાજ્યો એક તંત્ર નીચે એટલે યુનિયન જેકના વાવટા નીચે છે. એનું ક્ષેત્રફળ ૮૦,૦૦૦ ચો. માઇલોનું છે. એની વસ્તી ૪॥ કરોડની છે. પરંતુ એ દેશના લોકો એટલા સાહસિક અને ધ્યેય પાછળ મરનારા છે કે આજે જગતનો ¼ ભાગ જમીન અને ¼ વસ્તી એમને તાબે છે. ગ્રેટબ્રિટનનો શાહીવાદ આખા સામ્રાજ્યમાંથી શાસ્ત્રીય રીતે રસ ચુસવાનું જાણે છે. એક સામાન્ય દેશમાંથી એ દેશ પોતાની શક્તિથી મહાન દેશ અને મહાન સામ્રાજ્ય બનેલ છે. સત્તરમા સૈકા પહેલાં તો એ દેશ ખૂબ પછાત હતો. પરંતુ બસો વરસના ગાળામાં એની પ્રજાએ ભારે સમુદ્રમંથન કરી, પોતાના નાના ટાપુથી સેંકડોગણો પ્રદેશ એટલે ૧૪૦ લાખ ચો. માઈલ જેટલા વિશાળ સામ્રાજ્યની માલિકી મેળવી છે. જર્મન, જાપાન વગેરે મહારાજ્યો થોડા દશકા થયા સુધર્યાં છે. 'બ્રિટિશ બધું ખાઇ જાય છે' એ કારણથી એમને અદેખાઇ ઉપજી છે. હાલના યુદ્ધનું મુખ્ય કારણ એ જ છે. પાંચે ખંડોમાં અને મહારાષ્ટ્રોમાં બ્રિટનનું સામ્રાજ્ય ફેલાયેલું છે. બ્રિટન ખૂબ ધનવાન છે. આખા જગતના વેપાર અને શરાફીનું કેન્દ્ર બ્રિટન છે. માત્ર બે લાખ અંગ્રેજો બ્રિટન બહાર આવડા મોટા સામ્રાજ્યનું સુકાન ચલાવે છે.

બ્રિટન ભારે સમયસૂચક છે. પોતાનાં સંસ્થાનો અતિ બળવાન થઇ શિંગડાં ભરાવવા જેવાં થાય, એટલે દોરી ઢીલી મૂકી એમને સ્વરાજને માર્ગે વાળે છે. કેનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, ન્યુઝિલેન્ડ વગેરેની ગોરી પ્રજાને એણે આત્મ સંતોષે તેવું સ્વરાજ આપી દીધું છે.

બ્રિટનમાં ૧૭૬૮ પછી વરાળયંત્રની શોધ થઇ; કોલસાની શોધ થઇ, આથી બ્રિટને પોતાનાં સંસ્થાનોમાંથી કાચો માલ મગાવી તેનો પાકો માલ બનાવીને પોતાની સ્ટીમરોમાં સંસ્થાનોને વેચવા માંડયો. આથી એને મોટો લાભ થયો. બ્રિટન ખૂબ ધનવાન બન્યું. યુરોપનાં બીજાં જર્મની ને ફ્રાન્સ અને અમેરિકા જેવાં રાજ્યો જ્યારે વિજ્ઞાન, યંત્રશાસ્ત્રમાં આગળ વધ્યાં, ત્યારે બ્રિટને આ રાજ્યો સામે જકાતી દિવાલો પોતાનાં સંસ્થાનોમાં બાંધી પોતાની શાહી ચુસણનીતિ ચાલુ રાખી. પોતાના સામ્રાજ્યમાં બ્રિટને પોતાના ઉદ્યોગોના સહકારી ઉદ્યોગો ખીલવવા દીધા; પરંતુ બ્રિટનના મૂળભૂત ઉદ્યોગોને આંચ ન આવે તેવી દેખરેખ રાખી.

જગતમાં બ્રિટનનો વેપાર સૌથી મોટો છે. એના ૧૫ લાખ કારખાનાંઓમાંથી જગતને જોઈએ તેવા પદાર્થો તૈયાર થઈ નિકાસ થાય છે. આખા જગતમાં એની ૩૦ હજાર જેટલી સ્ટીમરો અને વહાણો માલ લાવ લઈજાવ કરે છે. એ સમુદ્રની રાણી ગણાય છે. એણે સમુદ્રમાં પોતાના સાગર કાફલાના બળથી વર્ચસ્વ સ્થાપ્યું છે. છેલ્લાં બસો વરસો થયા બ્રિટનનો કાફલો સમુદ્ર ઉપર મોટા વિજયો મેળવીને પોતાનું અજિતપણું સ્થાપી રહેલ છે, બ્રિટનના વિશાળ વેપારને આ સાગર કાફલો ખૂબ

રક્ષણ આપી રહ્યો છે. બ્રિટન મૂળ વેપારી છે, બહુ થોડું સૈન્ય રાખે છે. પણ સમય આવે એના યુવાનોને સંપૂર્ણ તાલીમ મળેલી હોવાથી એ દરેક જીવ પર આવી લડે છે. એનું સંગઠન અને સ્વદેશાભિમાન અજબ છે.

એના સામ્રાજ્યના માલિક સમ્રાટ છે. પરંતુ કુલ સત્તા આમની સભા અને ગૌણ રીતે ઉમરાવોની સભાના હાથમાં છે. કોન્ઝરવેટિવ, લિબરલ અને લેબર, એમ ત્રણે પક્ષો પાર્લામેન્ટમાં ખૂબ વાગ્યુદ્ધો કરે છે; પરંતુ ત્રણેય શાહીવાદના વત્તાઓછા ઉપાસકો છે. જ્યારે બ્રિટનના શાહી હિતને નુકશાન થવા વખત આવે, ત્યારે અજબ એકતા દેખાડે છે. બ્રિટિશો ભારે ચીકણા લડવૈયા છે. ગયા તેમ જ હાલના મહાયુદ્ધમાં સર્વસ્વ હોમીને પણ તેઓ યુરોપમાં પોતાનું વર્ચસ્વ સ્થાપે છે.

બ્રિટનની રાજ્યનીતિ હમેશાં યુરોપમાં પહેલો દરજ્જો ટકાવી રાખવાની છે. બીજું કોઈ રાજ્ય બળવાન થાય, તો રાજ્યનીતિ, મુત્સદ્દીગીરી અને છેલ્લે યુદ્ધ કરીને પણ એનો પરાજય કરે છે.

બ્રિટનના આર્થિક વિજય અને ચુસણ માટે થોડા શાસ્ત્રીય માર્ગો એણે સ્થાપ્યા છે.

(૧) પોતાના તાબાના વિશાળ દેશોમાં પોતાને જોઈતા કાચા માલોની પેદાશ વધારીને એ માલ બ્રિટનમાં પોતાની સ્ટીમરોમાં લાવીને પોતાનાં કારખાનાંઓમાં એ કાચા માલના અનેક જાતનાં પાકાં દ્રવ્યો બનાવી પોતાના તાબાના દેશોમાં એ માલ પાછો પોતાની જ સ્ટીમરોમાં ચડાવી તે માલને જકાતી રક્ષણ આપવું. આમ પછાત પ્રજાઓને પાકા માલો મોટા નફે પૂરા પાડી તેમાંથી મોટો લાભ મેળવવો, પોતાના વેપારના વિકાસ માટે પછાત દેશોમાં રેલ્વેઓ બાંધવી, બંદરોનો વિકાસ કરવો એ પણ નીતિ એણે ગ્રહણ કરી છે, પોતાના વેપાર માટે શરાફી એટલે બેન્કિંગની ખીલવણી પણ બ્રિટને કરી છે. વહાણવટું, બેન્કિંગ એટલે શરાફી, વીમો, રેલ્વે, તાર, પોસ્ટ વગેરે સાધનો એણે વેપારના વિકાસ માટે સરસ રીતે વાપર્યાં છે. પોતાના તાબાની પ્રજારૂપી ગરીબ ગાયોને દોહવાનું બ્રિટન સારી રીતે જાણે છે.

(૨) પોતાના દેશના માણસોને તાબાના દેશોમાં મોટા પગારો આપી ઉપરી અધિકારી ઉપર સૈન્ય અને મુલ્કી ખાતાઓમાં નિમણૂક કરી એમને મોટાં પેન્શનો આપવાં. આ રીતે દર વર્ષે બ્રિટનને કરોડો પૌન્ડની આવક છે.

(૩) બ્રિટને પછાત દેશોમાં કારખાનાંઓ, ખાણો, રેલ્વે, ટ્રામ્વેઓ અને મોટર સર્વિસો સ્થાપીને પાંચ અબજ પૌન્ડો મૂડી તરીકે રોક્યા છે. બ્રિટનને આ થાપણની મૂડીનું વ્યાજ દર વર્ષે વીસ કરોડ રૂપિયા મળે છે.

(૪) હુંડિયામણ અને જકાતનું નિયમન પોતાના લાભ પ્રમાણે ગોઠવી તેમાંથી મોટો ફાયદો મેળવીને બ્રિટન ધનવાન થયું છે. એના દરેક માણસની સરેરાશ પેદાશ વાર્ષિક રૂા. ૭૫૦) જેટલી મોટી છે, જ્યારે હિંદ જેવા દેશની પેદાશ (વાર્ષિક) નું પ્રમાણ માત્ર રૂ. ૪૫) આવે છે.

હિંદની વસતિ ૩૯ કરોડ માણસોની છે. બ્રિટનની વસતિ ૪।। કરોડની છે. આમ હિંદ વસતિ સંખ્યામાં બ્રિટન કરતાં ૮૧/૨ ઘણું વધારે છે; છતાં હિંદનું પછાતપણું નીચેના આંકડાઓથી જણાશે. હિંદનું ક્ષેત્રફળ ૧૮ લાખ ચો. માઈલનું છે; જ્યારે બ્રિટનનું માત્ર ૮૦,૦૦૦ ચો. માઈલનું છે.

(૧) હિંદમાં દશ વરસનું સરેરાશ વાર્ષિક મરણપ્રમાણ દર ૧,૦૦૦ પાછળ ૧૪.૫નું છે; બ્રિટનનું માત્ર ૧૨.૫નું આવે છે.

(૨) હિંદમાં બાળમરણનું પ્રમાણ ૧૮૦નું છે. (૧,૦૦૦ જન્મ પછી) બ્રિટનમાં ૬૩નું જ છે.

(૩) હિંદમાં માણસની સરેરાશ જિંદગી ૨૩ વરસની છે; જ્યારે બ્રિટનમાં માણસનું સરેરાશ આયુષ્ય ૪૯ વરસનું છે.

(૪) હિંદમાં માત્ર આઠ ટકા વસ્તી અક્ષરજ્ઞાન ધરાવે છે અને બ્રિટનમાં ૯૭ ટકા પ્રજા અક્ષરજ્ઞાન ધરાવે છે.

(૫) હિંદમાં માણસ દીઠ રૂ. ૧) શિક્ષણ પાછળ ખર્ચાય છે. જ્યારે બ્રિટનમાં માણસ દીઠ શિક્ષણ માટે રૂ. ૧૭૨ ખર્ચાય છે.

(૬) હિંદમાં ઔદ્યોગિક પેદાશ રૂ. ૪૦૮ કરોડની ગણાય છે, માણસ દીઠ રૂ. ૧૨ ની સરેરાશ આવે છે; જ્યારે બ્રિટનની દરેક માણસની સરેરાશ રૂ. ૪૧૨) આવે છે. આપણા કરતાં ૩૪ ગણી ઔદ્યોગિક પેદાશ બ્રિટનની છે.

(૭) હિંદનો વેપાર દર માણસ દીઠ સરેરાશ રૂ. ૧૭) જેટલો આવે છે; બ્રિટનનો દર માણસ દીઠ સરેરાશ વેપાર ૫૯૭) જેટલો આવે છે.

(૮) હિંદમાં ૧૦ લાખ માણસે ૧૨૦ માઇલ રેલ્વે છે; જ્યારે ગ્રેટબ્રિટનમાં દર દશ લાખે ૪૬૦ માઈલની રેલ્વે આવે છે.

(૯) હિંદમાં ત્રણ વર્ષની સરેરાશ ૧।। કરોડ ટન સ્ટીમરો આવી હતી; જ્યારે બ્રિટનમાં ૧૬।। કરોડ ટન આવી હતી.

(૧૦) હિંદમાં પોસ્ટ મારફતે દર માણસે સરેરાશ ૩–૪ કાગળ અને પત્રો આવે છે; જ્યારે બ્રિટનમાં ૧૪૪ ની સરેરાશ દર માણસે આવે છે.

(૧૧) હિંદમાં ૧,૦૦૦ માણસ દીઠ ૫૧ તારો (ટેલિગ્રામો) ની રાસ આવે છે, જ્યારે બ્રિટનમાં ૧,૧૨૯ આવે છે.

(૧૨) હિંદમાં દર દશ હજાર માણસે ૧૦૬ ટેલિફોનની સંખ્યા સરેરાશે આવે છે; જ્યારે બ્રિટનમાં ૪૪૬ જેટલી આવે છે.

(૧૩) હિંદમાં મધ્યસ્થ સરકાર, પ્રાંતીય સરકાર અને મ્યુનિસિપાલિટીઓની આવક કુલ રૂ. ૨૬૮ કરોડ એટલે દર મનુષ્ય દીઠ સરેરાશે રૂ. ૧૦) આવે છે. જ્યારે બ્રિટનની તેવી પેદાશ રૂ. ૧૩૩૪) કરોડની હતી.

(૧૪) બ્રિટનના સૈન્યોના ૬૦ હજાર યુરોપિયનો હિંદને ખર્ચે હિંદમાં રહે;છે. એક અંગ્રેજ સિપાઇનો ખર્ચ એક હિંદી સિપાઈ કરતાં ચાર ગણો વધારે છે. હિંદી સૈન્યને માટે મોટી તોપો, બંદૂકો, યાંત્રિક વિમાનો, રણગાડીઓ અને ઘણીખરી સામગ્રીઓ બ્રિટનથી આવતી હતી. હિંદી સૈન્યમાં મોટા અધિકારીઓ બધા યુરોપિયનો છે. હિંદી પ્રજાનો તેના ઉપર કાબૂ નથી.

(૧૫) હિંદી વિમાની સૈન્ય ઉપર હિંદીઓનો કાબૂ નથી; ગ્રેટ–બ્રિટનનો છે.

(૧૬) હિંદી સાગર કાફલા ઉપર હિંદી પ્રજાનો કાબૂ નથી; ગ્રેટબ્રિટનનો છે.

(૧૭) હિંદમાં યુદ્ધ પહેલાનાં વર્ષોમાં કુલ સૈનિક ખર્ચો ૫૮.૨૯ કરોડ હતો, બ્રિટનમાં ૧૧૮ કરોડનો હતો.

(૧૮) હિંદમાં દર માણસ દીઠ કાર્યશક્તિ ૧ની ગણવામાં આવે તો તે કાર્યશક્તિ યંત્રોની મદદથી બ્રિટનમાં ૧૨ ની ગણાય છે. યંત્રોની મદદથી બ્રિટિશ મજૂર બારગણું કામ આપે છે.

(૧૯) હિંદની કુલ સમૃદ્ધિ ( ૩૯ કરોડ માણસોની ) ૧૨,૦૦૦ કરોડ રૂપિયા ગણાતી હતી. ગ્રેટ–બ્રિટનની ( ૪॥ કરોડ માણસોની) કુલ મિલ્કત ૨૯,૪૩૨ કરોડ રૂપિયાની ગણાઈ હતી. આ આંકડા મુજબ આખા જગતની સમૃદ્ધિ ૨,૭૭,૭૭૭ કરોડ રૂપિયાની કલ્પાઇ હતી; તેમાં અમેરિકા યુ. સ્ટેટ્સ્‌ની ૮૩,૩૩૩ કરોડ રૂપિયાની અને બ્રિટનની ૪૭,૨૨૨ કરોડ રૂપિયાની ગણાઈ હતી.

(૨૦) હિંદની વસતિ જગતની વસતિના પ્રમાણમાં ૧૭ ટકા છે, જ્યારે તેની સમૃદ્ધિ જગતની સમૃદ્ધિના સરેરાશ ૫ ટકા આવે છે. યુનાઈટેડ સ્ટેટ્સ્‌ ઑફ અમેરિકાની વસતિ જગતની કુલ વસતિની સરેરાશમાં માત્ર ૭ ટકા છે. પણ એની સમૃદ્ધિ આખા જગતની કુલ સમૃદ્ધિના ૪૦ ટકા છે.

ગ્રેટબ્રિટન કેટલું ધનવાન છે, તે આ આંકડાઓ ઉપરથી સમજી શકાશે. આખા જગતના વેપાર અને શરાફીનું મુખ્ય મધ્ય-બિંદુ લંડન છે.

ગ્રેટબ્રિટન ખેતીવાડીમાં નબળું છે. પોતાની પ્રજાની ખોરાકીનો છ આની ભાગ તે પેદા કરે છે. બાકી દશ આની જેટલો ભાગ એને પરદેશોથી આયાત કરવો પડે છે. આથી પોતાના મોટા વેપાર, વિશાળ સામ્રાજ્ય અને ખોરાકી મેળવવા માટે ગ્રેટબ્રિટને સાગર ઉપર કાબૂ રાખવો, એ એના જીવન, સંસ્કૃતિ અને સમૃદ્ધિ માટે અગત્યનું છે.

ગ્રેટબ્રિટનમાં કોલસો, ઊન, માછલીઓ અને લોઢું એ ચાર પદાર્થો વિશેષ મળે છે. બાકી બીજા સર્વે પદાર્થો પોતાના વિશાળ સામ્રાજ્યમાંથી કાચી સ્થિતિમાં મેળવીને તેના પાકા પદાર્થો પોતાનાં કારખાનાંઓમાં તૈયાર કરીને ગ્રેટબ્રિટન પોતાની સ્ટીમરોમાં પછાત પ્રજાઓના દેશોમાં મોકલી તેમાંથી મોટો નફો મેળવે છે. એના અર્થશાસ્ત્રની આ ચાવી છે. ગ્રેટબ્રિટન આથી મોટું ધનવાન બન્યું છે.

**ગ્રેટબ્રિટનની યુદ્ધમાં આર્થિક સ્થિતિ**–ગ્રેટબ્રિટન હમણાં મહાયુદ્ધમાં સપડાયું છે. વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયન અને વિદ્યુતશાસ્ત્રમાં પોતાની શકિતને ખુબ ખીલવી જર્મની જગતમાં અગ્રસ્થાને આવ્યું છે. જાપાને પણ એ જ પ્રમાણે પોતાની શક્તિ પ્રફુલ્લિત બનાવી છે. આ બંને દેશો અનેક વર્ષો થયા પોતાનાં સૈન્યો, વિમાનીદળો અને સાગરબળને મજબૂત બનાવતાં આવ્યાં છે. જર્મનીએ યુરોપના ૨૦ દેશોને પોતાની શક્તિથી જીતી લીધા છે. જાપાને પણ પેસિફિકમાં મોટો પ્રદેશ હાથ કર્યો છે. ચીનમાં પણ છેલ્લાં ૭ વર્ષો થયા જાપાન યુદ્ધ ચલાવે છે. ઇટાલી પણ જાપાન–જર્મનીના સહકારમાં યુદ્ધમાં જોડાયું બન્યું છે. અંગ્રેજો છેલ્લાં ત્રણ વર્ષ થયા યુદ્ધમાં લડે છે. જર્મન, જાપાન, ઇટલી સામે ગ્રેટબ્રિટન અને તેનાં સંસ્થાનો તેમ જ યુનાઇટેડ સ્ટેટ્સ્‌ ઑફ અમેરિકા યુદ્ધો કરે છે. ગ્રેટબ્રિટને પોતાના ઉદ્યોગોનાં કારખાનાંઓને યુદ્ધના સરંજામ બનાવવા માટે ફેરવી નાંખ્યાં છે. પોતાની ૪॥ કરોડની પ્રજાને સીધી અથવા આડકતરી રીતે યુદ્ધના કામમાં રોકી છે. ગ્રેટબ્રિટનનું સઘળું વહાણવટું યુદ્ધકાર્યમાં રોકાયું છે. એની રેલ્વેઓ, એની બધી પ્રવૃત્તિઓ માત્ર યુદ્ધ પ્રવૃત્તિમાં જ રોકાય છે.

ગ્રેટબ્રિટનનું હમણાં યુદ્ધનું દૈનિક ખર્ચ દરરોજના ૧॥ કરોડ પૌન્ડ એટલે ૧૮ થી ૧૯ કરોડ રૂપિયા જેટલું મોટું છે. યુદ્ધના ખર્ચ માટે બ્રિટનને મોટા પ્રમાણમાં લોનો ઉભી કરી ઉધાર નાણું લેવું પડે છે; કારણ કે તેની પેદાશ કરતાં ખર્ચ ચારથી પાંચ ગણો વધારે છે. બ્રિટનની સરેરાશ પેદાશ દર વર્ષે ૨૧ અબજ પૌન્ડ જેટલી વધી ગઈ છે. એનું વાર્ષિક વ્યાજ લગભગ ૬૫ કરોડ પૌન્ડ જેટલું થશે. એટલું ભારે વ્યાજ ભરવા માટે બ્રિટનને ભવિષ્યમાં પછાત પ્રજાને ચુસવાને પોતાનો કાર્યક્રમ હાલ છે, તે કરતાં પણ વધુ વેગવંત બનાવવો પડશે.

બેન્ક ઓફ ઇંગ્લાંડ હમણાં બ્રિટનની મુખ્ય શરાફી સંસ્થા છે. એ ત્યાં નોટોનું ચલણ ચલાવે છે. એની નોટોનો ફેલાવો હમણાં ૮૫ કરોડ પૌન્ડ જેટલો વધી ગયો છે. એ નોટોના વિશાળ ફેલાવા સામે માત્ર ૧૫॥ લાખ પૌન્ડના સોનાનું પીઠબળ છે, બ્રિટનના અર્થશાસ્ત્રની આ ખૂબ નબળી કડી છે અને તે ચિંતાભરી ગણાય.

બ્રિટને પરદેશો ખાતેની ત્યાંની જમીનગીરીઓ અને રેલ્વે વગેરેમાં પાંચ અબજ પૌન્ડ એટલે ૬૨ અબજ રૂપિયા રોકયા હતા. અમેરિકામાં યુદ્ધ સામગ્રીઓની ખરીદીમાં અથવા ગુમાવવાથી આ પાંચ અબજ પૌન્ડની રકમ ખલાસ થઈ ગઇ છે. બ્રિટનને આ પાંચ અબજ પૌન્ડનું વાર્ષિક વીસ કરોડ પૌન્ડનું વ્યાજ ઉત્પન્ન થતું હતું. આ પાંચ અબજ પૌન્ડની મૂડીમાં અર્ધી તો ચીન, બ્રહ્મદેશ, મલાયા અને મધ્યયુરોપમાં બાલ્કન રાજ્યો શત્રુઓના હાથમાં ગયાથી ખલાસ થઇ છે. અર્ધી મૂડી યુદ્ધની શસ્ત્રસામગ્રીઓ ખરીદવામાં વપરાઇ ગઈ છે. આ રીતે પરદેશોની મોટી મૂડી તેમ જ વેપારઉદ્યોગો હવે આવક આપતાં બંધ થયાં છે. વહાણવટાનું મોટું પ્રમાણ સમુદ્રને તળીએ દુશ્મન સબમેરીનોએ પહોંચાડયું છે અને તેના પરિણામે ગ્રેટબ્રિટને ભયંકર આર્થિક નુકશાન સહન કર્યું છે.

ગ્રેટબ્રિટનનું અર્થશાસ્ત્ર થાકયું છે. એના માથે યુદ્ધનું મોટું ખર્ચ ચાલુ ઉભું છે. એને પહોંચી વળવા માટે ગ્રેટબ્રિટન પાસે ધન અને પરદેશોમાં મૂડી નથી. આથી અમેરિકા (યુ. સ્ટેટ્સ) પાસેથી ધીરાણ અને પટાની પદ્ધતિ અનુસાર ગ્રેટબ્રિટન શસ્ત્રસામગ્રીઓ વધારે ખરીદ કરે છે, આ પહેલાં ગ્રેટબ્રિટનને પોતાની ૩ અબજ પૌંડની કિંમતની અમેરિકન જામીનગીરીઓની મૂડી તો શસ્ત્રસામગ્રીઓની ખરીદીમાં પૂરી કરી નાખી છે.

આ રીતે ધનવાન ગ્રેટબ્રિટને પોતે પહોંચી વળે તે કરતાં નાણાંનો અતિશય વધારે વ્યય કર્યો છે. એ સઘળાં નાણાં ફરી યુદ્ધ પછી કયાંથી મેળવવાં તે એને માટે ચિંતા ભરેલો પ્રશ્ન છે.

ગ્રેટબ્રિટન મૂડીવાડી દેશ છે. એનો ધનવાન, વેપારી અને ઔદ્યોગિક વર્ગ તો માત્ર ૦॥ ટકો છે. એના હાથમાં રાજ્યશાસન અને આખા સામ્રાજ્યની શાસનચાવી છે. પ્રજાનો ૯૦ ટકા ભાગ ગરીબ છે. માત્ર ૯॥ ટકા ભાગ સાધારણ સારી સ્થિતિમાં છે. ૦॥ ટકો અતિ ધનવાન છે. ગ્રેટ–બ્રિટનમાં સત્તા, અધિકાર અને માલિકી આ ૦॥ ટકાના વર્ગમાં છે.

**ગ્રેટબ્રિટનનું વિશાળ સામ્રાજ્ય**–ગ્રેટબ્રિટને છેલ્લાં ૨૦૦ વર્ષોમાં જબરદસ્ત સામ્રાજ્ય ઊભું કર્યું છે. જગતનો ¼ ભાગ એ રોકે છે. દુનિયાના પાંચે ખંડોમાં ગ્રેટ-બ્રિટન નીચે મુજબ ક્ષેત્રફળ અને વસતિ ધરાવે છે:—

| જુદા જુદા ખંડો | ક્ષેત્રફળ ચો. માઇલ | વસતિ |
|---|---|---|
| યુરોપ | ૧,૨૧,૫૧૨ | ૪૮૦ લાખ |
| એશિયા | ૧૮,૨૪,૫૫૦ | ૩,૬૫૦ લાખ |
| આફ્રિકા | ૪૬,૫૨,૦૦૦ | ૬૦૦ લાખ |
| ઉત્તર અમેરિકા | ૩૮,૯૩,૦૦૦ | ૯૦ લાખ થી કરોડ |
| મધ્ય અમેરિકા | ૮,૬૦૦ | ૦ાા લાખ |
| વેસ્ટઇન્ડિઝ | ૧૨,૩૦૦ | ૨૦ લાખ |
| દક્ષિણ અમેરિકા | ૯૭,૮૦૦ | ૩ા લાખ |
| ઓશીઆનીઆ | ૩૩,૦૦,૦૦૦ | ૯૦ લાખ |
| કુલ | ૧,૩૯,૦૯,૭૮૨ | ૪,૯૩૩ લાખ |

આમાં ૭ કરોડ યુરોપિયનો, ૩૬ કરોડ હિંદીઓ, ૪ કરોડ સીદીઓ, ૬૦ લાખ આરબો, ૬૦ લાખ મલાઇ અને ૧૦ લાખ ચિનાઓ વગેરે છે. આમાં ૨૨ કરોડ હિંદુઓ, ૧૦ કરોડ મુસ્લિમો, ૮ કરોડ ખ્રિસ્તીઓ, ૧૨૦ લાખ બૌદ્ધો, ૧૨૦ લાખ જડવાદીઓ, ૪૦ લાખ શિખો, જૈનો અને પારસીઓ તથા ાા લાખ યાહુદીઓ છે.

બ્રિટિશ મહારાજ્યની ચાવી ગ્રેટબ્રિટનના લંડન શહેરમાં છે. જુદા જુદા પ્રધાનો જેવા કે હિંદ, સંસ્થાનો, વેપારઉદ્યોગ, અર્થશાસ્ત્ર, ન્યાય વગેરે દેશ પરદેશોનો રાજકીય વહીવટ લંડનમાં બેઠે ચલાવે છે. જ્યારે ગવર્નર જનરલો, ગવર્નરો અને કમિશ્નરો જુદા જુદા દેશોનો વહીવટ ચલાવે છે.

કેનેડા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડ એ સંસ્થાનો લગભગ સ્વતંત્ર સત્તા ભોગવે છે. પોતાનાં સૈન્યો, વિમાનો અને સાગરદળો ધરાવે છે. એમનું અર્થશાસ્ત્ર અર્ધ સ્વતંત્ર છે. હિંદ, લંકા અને બીજા કેટલાક દેશો મર્યાદિત સ્વતંત્રતા ભોગવે છે. એમના અર્થશાસ્ત્રની છેલ્લી ચાવી લંડનમાં છે. બાકીના બીજા દેશો પૂરા લંડનના કાબૂ નીચે છે.

બ્રિટિશ સામ્રાજ્યના ઘણાખરા દેશો પોતાના ખર્ચ જેટલી પેદાશ કરે છે. બ્રિટિશ વેપારને ઉત્તેજન આપવા ઘણાખરા બ્રિટિશ માલ ઉપર ઓછી જકાત રાખી છે. સ્વરાજ ભોગવતાં સંસ્થાનો સિવાય સામ્રાજ્યના ઘણખરા દેશામાં મોટા અધિકારો બ્રિટિશરોનાં હાથમાં છે.

**બ્રિટિશ સામ્રાજ્યનો બચાવ**–બ્રિટિશ સામ્રાજ્ય વિશાળ સાગરમાં પોતાના દેશોની રક્ષણની યોજના સૈનિક, સાગર અને આકાશ એ ત્રણેય વસ્તુઓના અનુભવીઓની યોજનાઓ મુજબ પાર ઉતારી છે. આમાં વેપારનું રક્ષણ સામ્રાજ્યોના દેશોનું રક્ષણ અને જગતમાં ફરતી એની ૩૦ સ્ટીમરોના રક્ષણના ચલણનો સુંદર નિર્ણય આણ્યો છે. લશ્કરી દૃષ્ટિએ ગયા મહાયુદ્ધમાં બ્રિટને નીચે મુજબ લશ્કરી સૈન્યો ઊભાં કર્યાં હતાં:–

| | વસતિ | સૈનિકો મેળવ્યા | ટકા વસતિના |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૪૬,૦૦,૦૦૦ | ૫૭,૦૦,૦૦૦ | ૧૨.૪ |
| કેનેડા | ૭૬,૦૦,૦૦૦ | ૬,૨૮,૦૦૦ | ૮.૩ |
| ઓસ્ટ્રેલીઆ | ૪૮,૭૦,૦૦૦ | ૪,૧૨,૦૦૦ | ૮.૭ |
| ન્યુઝીલાન્ડ | :૧૧,૦૦,૦૦૦ | ૧,૨૮,૯૯૦ | ૧૧.૬ |
| દક્ષિણ આફ્રિકા | :૧૨,૦૦,૦૦૦ | ૧,૩૬,૦૦૦ | ૧૧.૩ |
| હિંદ બ્રિટિશ | ૩,૧૬,૦૩,૦૦૦ | ૧૪,૪૦,૦૦૦ | ૦.૩ |
| બાકીનું સામ્રાજ્ય ચાલુ | ૫,૯૦,૦૦,૦૦૦ | ૧,૩૪,૦૦૦ | ૦.૨ |
| | | ૮૪,૭૮,૦૦૦ | |

આ યુદ્ધમાં પણ બ્રિટિશ સામ્રાજ્યે એક કરોડ લડવૈયા ઊભા કર્યા છે. બ્રિટનના બંદર પોર્ટસ્માઉથથી આ બચાવની સાગરસાંકળ ગોઠવાયેલી છે, જિબ્રાલ્ટર લંડનથી ૧,૨૦૦ માઇલ દૂર છે, આ સ્થળે અંગ્રેજોનો મોટો નૌકા કાફલો, જમીનનું સૈન્ય, હવાઇ મથકો, હવાઇ વિમાની સૈન્યો. તેલ (પેટ્રોલિયમ)નું મથક, મોટી મનવારો માટે ડક્કા, ગોડાઉનો અને રણ સામગ્રી માટેના ભંડારો રહે છે. કોલસાનો પણ ત્યાં મોટો જથ્થો રહે છે. જિબ્રાલ્ટરની મજબૂત કિલ્લેબંધીના મથકથી ૯૮૦ માઇલ દૂર માલ્ટાનું એવું જ મજબૂત મથક આવેલું છે. એના ઉપર જર્મનોએ ૩,૦૦૦ હવાઈ હુમલા કર્યા છે, છતાં માલ્ટા પડયું નથી. ત્યાંથી સાઇપ્રસના નાના ટાપુ ઉપર કિલ્લેબંધી છે. આ ત્રણેય સ્થાનોથી બ્રિટને ભૂમધ્યમાં પોતાનું વર્ચસ્વ રાખ્યું છે.

માલ્ટાથી પોર્ટસૈદ ૯૮૦ માઇલ દૂર છે. આ સ્થળે પણ બ્રિટિશ કિલ્લેબંધી અને મોટું લશ્કરી મથક છે. માલ્ટાથી પોર્ટસૈદ સુધીના સાગર મથકોની રક્ષણવ્યવસ્થા સારી યુક્તિથી કરેલી છે. પોર્ટસૈદથી સુએઝની નહેર ૧૦૦ માઇલ દૂર છે; આ સુએઝની નહેર એ એક સ્વતંત્ર કંપનીના વહીવટ નીચે છે. એ ટુંકા રસ્તાના ઉપયોગથી ૪,૦૦૦ માઈલના લંબાણનો બચાવ થાય છે. પ્લીમાઉથથી સુએજની નહેરને રસ્તે હિંદ ૬,૨૦૦ માઇલ છે; જ્યારે કેપને રસ્તે ૧૦,૫૦૦ મોઇલ છે. સ્ટીમરો સુએઝને રસ્તે થઇને મુસાફરી કરતાં ૧૧ દિવસો બચાવી શકે છે.

સુએઝથી એડન ૧,૩૦૦ માઇલ છે. એ પણ મોટું સાગર, સૈનિક અને વિમાની મથક છે. ત્યાંથી મુંબઇ ૧,૬૦૦ માઇલ છે, એને પણ બચાવનું મથક બનાવવામાં આવ્યું છે. ત્યાંથી ૧,૨૦૦ માઇલ સિલોનનું ત્રીન્કોમાલીનું મોટું સંરક્ષણ મથક છે. ત્યાંથી સિંગાપુર એ રક્ષણની દૃષ્ટિએ મહાન મથક હતું. સિંગાપુરથી હોંગકોંગ પણ એ જ પ્રમાણે સંરક્ષણની દૃષ્ટિએ મહાયુદ્ધ મથક તરીકે રખાયું હતું.

ઓસ્ટ્રેલીઆ, દક્ષિણ આફ્રિકા, આટલાન્ટિકનો સાગર માર્ગ પેસિફિકનો સાગર માર્ગ, આવાં આવાં અનેક મજબૂત મથકોથી રક્ષાયેલા છે. બ્રિટને ૨૦ હજાર માઇલ લાંબા સાગર માર્ગોમાં મધ્યસ્થ સ્થળોએ પોતાના ચાવી જેવાં કિલ્લેબંધીના મજબૂત થાણાં સ્થાપ્યાં છે.

**ગ્રેટબ્રિટન** (ઇતિહાસ)—હિંદને દોઢસો વર્ષથી પરતંત્રતાના પાઠ શીખવનાર આ દેશને આપણે કેમ ભૂલી શકીએ ? બ્રિટનનો ભૂતકાળનો ઇતિહાસ આજના બ્રિટનની સાક્ષી પૂરે છે. આપણે એ ઇતિહાસનું થોડું અવલોકન કરી લઇએ. બ્રિટનનો લેખિત ઇતિહાસ બહુ મોડો શરૂ થાય છે. બ્રિટનના મૂળ વતનીઓ કાળા અને ઠીંગણા હતા. ત્યારપછી સ્પેનમાંથી આઇબિરીઅન લોકો આવ્યા અને ત્યારપછી મધ્ય યુરોપમાંથી કેલ્ટ લોકો આવ્યા. ઇ. સ. પૂ. ૫૫ માં જુલિઅસ સિઝરે બ્રિટન પર ચઢાઈ કરી. ૩૫૦ વર્ષ સુધી બ્રિટન ઉપર રોમન અમલ રહ્યો. રોમનોએ બ્રિટનની પ્રજાને કાયર અને નિઃશસ્ત્ર કરી નાખી અને પરિણામે જ્યારે રોમનો સ્વદેશના બચાવને કાજે બ્રિટન છોડીને ચાલ્યા ગયા, ત્યારે બ્રિટનોએ જ્યુટ લોકોને આમંત્રણ આપવું પડ્યું. આ પ્રમાણે સેક્સનો, જ્યુટો અને કેલ્ટ લોકો મળીને એંગલ્સ જાતિ બની. આ જાતિ તે અત્યારના અંગ્રેજોના પૂર્વજોના પૂર્વજો. હવે ઇંગ્લેંડમાં સરંજામી પદ્ધતિ આવી. આલ્ફ્રેડ, કેન્યુટ વગેરે એક પછી એક રાજાઓની નામાવલિ ચાલુ રહી. વિલિયમ વિજેતાએ ઈ. સ. ૧૦૬૬ માં ઈંગ્લેંડ જીત્યું. વિલિયમ બીજો, હેન્રી ૧ લો, સ્ટીવન વગેરે રાજાઓ પછી પ્લેન્ટેજીનેટ વંશનો નોર્મન રાજા હેન્રી ૨ જો ગાદીએ આવ્યો. હેન્રી પછી રિચર્ડ ગાદીએ આવ્યો, તેણે તુર્કો સામેના ધર્મયુદ્ધમાં ભાગ લીધો. તેની ગેરહાજરીમાં તેનો ભાઇ જ્હોન ગાદીએ આવ્યો. જ્હોનના નાલાયક અને અવિચારી પગલાંઓને લીધે અમીરોએ પ્રજાના નામથી ખાસ હક્કો મેળવ્યા. આ હક્કો "મેગ્નાચાર્ટા"ને નામે સુપ્રસિદ્ધ છે. રાજાની એકહથ્થુ સત્તાને બદલે હવે અમીરોના હાથમાં વગેરે સત્તા આવી. એડવર્ડ ૧ લો, બીજો, ત્રીજો, અને રિચર્ડ બીજો ગાદીએ આવ્યા. લેંકેસ્ટર વંશનો ડયુક હેન્રી ૪ થા તરીકે ગાદીએ આવ્યો. ત્યારપછી હેન્રી ૫ મો અને હેન્રી ૬ ઠ્ઠો ગાદીએ આવ્યો. આ ઇ. સ. ૧૨૭૨ થી ૧૬૪૦ ના સમયમાં બે વ્યક્તિ ખાસ તરી આવે છે. એક સ્કૉટલેંડનો વીર રોબર્ટ બ્રુસ અને બીજી ફ્રાંસની સ્વાતંત્ર્ય દેવી જોન ઑફ આર્ક. હેન્રી ૬ ઠ્ઠાનો પરાજય કર્યા પછી યોર્કના ડયુક એડવર્ડ ૪ થો નામ ધારણ કરી યોર્ક વંશની સ્થાપના કરી. એડવર્ડ પછી તેના ભાઈ રિચર્ડને હેન્રી ટયુડરે બોઝવર્થના મેદાનમાં હરાવી ટયુડર વંશની સ્થાપના કરી. હેન્રીએ હેન્રી સાતમા તરીકે રાજ્ય કર્યું. ત્યારપછી હેન્રી આઠમો ગાદીએ આવ્યો. આ રાજાની સ્ત્રીને છુટાછેડા આપવાની બાબતમાં પોપ સાથે મતભેદ થતાં પ્રોટેસ્ટન્ટ પંથ તરફ ધ્યાન આપી એને રાજ્યધર્મ બનાવ્યો. આ વખતથી ઈંગ્લાંડમાં પ્રોટેસ્ટન્ટો અને કેથોલિકો વચ્ચે ધાર્મિક ઝઘડાઓ શરૂ થયા. એલિઝાબેથના વખતમાં બ્રિટિશ નૌકાદળે સ્પેનની અજેય આરમારનો નાશ કરી બ્રિટનને 'સમુદ્રની મહારાણી' બનાવી.

ત્યારપછીનો બ્રિટનનો ઇતિહાસ બ્રિટિશ સામ્રાજ્યવિસ્તારનો રક્તરંજિત ઇતિહાસ છે. ઔદ્યોગિક ક્રાંતિ પછી બ્રિટને બજારો મેળવી પોતાની ભૂખ સંતોષવા હિંદુસ્તાન અને અમેરિકાને રંગી નાખ્યાં. સ્ટુઅર્ટ વંશનો ઇતિહાસ એ રાજાના ઈશ્વરી હક્કો અને પ્રજાકીય હક્કોની લડતનો ઇતિહાસ છે. રાજાની એકહથ્થુ સત્તા નાબૂદ થઈ અને તેને સ્થાને ઈ. સ. ૧૬૮૮ ની ક્રાંતિથી Limited monarchy (અંકુશિત રાજ્યસત્તા) સ્થપાઈ. સ્ટુઅર્ટ વંશ પછી હેનોવર વંશ ગાદીએ આવ્યો. આ વંશના પહેલા બે રાજાઓ અંગ્રેજી ભાષાથી જ અજાણ હોવાથી પાર્લામેન્ટની સત્તા વધી પડી. રાણી એનથી જ્યોર્જ ત્રીજાના સમય સુધીમાં ઇંગ્લેંડે યુરોપની પ્રજામાં પોતાનું સ્થાન મેળવ્યું, સામ્રાજ્યનો વિસ્તાર વધાર્યો, સાગર પરનું સર્વોપરીપણું મેળવી રાખ્યું અને સામ્રાજ્યના હરીફ ફ્રાંસ, સ્પેન અને હોલેંડને દાબી દીધાં. આ વખતમાં બે વસ્તુઓ બની (૧) અમેરિકા, બ્રિટન સાથે લડીને સ્વતંત્ર થયું. (૨) ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ. ફ્રાન્સની પ્રજાએ રાજાને પદભ્રષ્ટ કરી, પ્રજાકીય સરકારની સ્થાપના કરી. જ્યોર્જ ત્રીજા પછી જ્યોર્જ ચોથો, વિલિયમ ચોથો, મહારાણી વિકટોરીઆ, એડવર્ડ ૭ મો, જ્યોર્જ ૫ મો, એડવર્ડ ૮ મો અને હાલ જ્યોર્જ ૬ ઠ્ઠો એમ એક પછી એક ગાદીએ આવ્યા. રાજાઓના હાથમાં ફક્ત નામની જ સત્તા છે. ખરી સત્તા તો બ્રિટનના પૈસાદારો—પાર્લામેન્ટના હાથમાં છે. પાર્લામેન્ટે ઠેઠ મેગ્નાચાર્ટાથી માંડીને પ્રજાકીય ઓઠા નીચે સત્તા મેળવી, જેમ્સ પહેલો, ચાર્લ્સ ૧લો, ચાર્લ્સ બીજો, જેમ્સ બીજો અને જ્યોર્જ ત્રીજાએ પાર્લામેન્ટની સત્તા તોડવાના પ્રયત્નો કર્યા; પરંતુ એ પ્રયત્નોમાં ચાર્લ્સ પહેલાનો શિરચ્છેદ થયો અને જેમ્સ બીજાને રાજ્યગાદી છોડી દેવી પડી.

પણ આ પાર્લામેન્ટ શું છે ? બ્રિટનમાં બે શાસનગૃહો છે, (૧) આમની સભા અને (૨) અમીરોની સભા. આમની સભા એ જ પાર્લામેન્ટ, અમીરોની સભા પાસે હવે કાંઇ સત્તા રહી નથી. આ સભા (અમીરોની સભા) કોઈ પણ કાયદો ઘડાતાં અટકાવી શકે નહિ; બહુ તો વિલંબમાં નાખી શકે.

આમની સભામાં ૬૧૫ સભ્યો છે. તેમાં મુખ્ય ત્રણ પક્ષો છે; (૧) મજૂર પક્ષ, (૨) લિબરલ પક્ષ, (૩) કોન્ઝરવેટિવ પક્ષ. મજૂરો મજૂર પક્ષને, ઉદ્દામવાદીઓ લિબરલ પક્ષને અને સંરક્ષક મનોવૃત્તિવાળાઓ કોન્ઝરવેટિવ પક્ષને ચૂંટી કાઢે છે. ઘણુંખરું કોન્ઝરવેટિવ પક્ષ સત્તા પર હોય છે. આ જ પક્ષ હિંદને આઝાદી આપવાનો વિરોધી છે. આ પક્ષનો એકે એક સભ્ય ચુસ્ત શાહીવાદના પ્રતિક સમો હોય છે. બ્રિટનનો મજૂર પક્ષ પણ મજૂરોના હિતને વફાદાર રહ્યો નથી. પોતાને આધીન પ્રજાને કઈ રીતે ચૂસવી એ જ આ પક્ષોનો મૂળભૂત ઉદ્દેશ હોય છે.

બ્રિટનની સામ્રાજ્ય લાલસાને પરિણામે જગતમાં ૧૯૧૪–૧૮માં પહેલું શાહીવાદી યુદ્ધ થયું. કેસરનું જર્મની ભાંગી પડ્યું. તેનું અને તેના સાથીદારોનું સામ્રાજ્ય બ્રિટન અને ફ્રાંસ ઓહિયાં કરી ગયા. ઝારના રશિયામાં સામ્યવાદી ક્રાંતિ થઈ અને બ્રિટન ચમક્યું. તેણે બળવાન બનતા જતા ફ્રાંસને દબાવવા અને સમાજવાદી રશિયાને કચડવા જર્મનીને ઉભું કર્યું અને પરિણામે આજે બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું છે.

બ્રિટિશ સામ્રાજ્ય જગતના ૧૦૦ ટકામાંથી ૨૩ ટકા ઘઉં, ૫૨ ટકા ચોખા, ૩૯ ટકા જાનવરનું માંસ, ૩૬ ટકા ઘેટાનું માંસ, ૪૫ ટકા ઊન, ૫૦ ટકા રબ્બર, ૧૦૦ ટકા જ્યૂટ, ૧૬ ટકા ઓટસ, ૧૮ ટકા જવ, ૨૯ ટકા કપાસ, ૨૬ ટકા કોલસો, ૯ ટકા લોઢું, ૭ ટકા ત્રાંબુ, ૪૬ ટકા ટિન, ૧.૫ ટકા પેટ્રોલિયમ, ૮૮ ટકા નિકલ અને ૯૦ ટકા ઍસ્બેસ્ટોસ પેદા કરે છે.

બ્રિટન દર વર્ષે ૬૦ લાખ ટન ઘઉં, ૧૫ લાખ ટન માંસ, ૬૦ લાખ ટન લોઢું, ૬॥ લાખ ટન કપાસ, ૨॥ લાખ ટન ઊન ૬ લાખ ટન રબર, ૮૫ લાખ ટન પેટ્રોલિયમ આયાત કરે છે; જ્યારે ૧૫ લાખ ટન ઘઉં, ૮ લાખ ટન માંસ, ૧૧૦ લાખ ટન લોઢાની ધાતુ અને ૫૩ હજાર ટન ઊન પેદા કરે છે.

દર વર્ષે બ્રિટન બે કરોડ ટન ખોરાકી અને રાા કરોડ ટન કાચી વસ્તુઓ પરદેશથી મંગાવે છે. આ બાબતમાં ગ્રેટબ્રિટન ખૂબ જ પરતંત્ર છે. બ્રિટન એ ધનવાન પ્રજા છે. પરંતુ યુદ્ધમાં સમૃદ્ધિનો છેડો આવે છે. બ્રિટને અત્યાર સુધીમાં ૯૦ અબજ રૂપીઆ ખર્ચ્યાં છે અને તેનો દરરોજનો ખર્ચ ૨૦ કરોડ રૂા. છે. આ ખર્ચ બ્રિટન જેવી સમૃદ્ધ પ્રજા પણ ક્યાં સુધી જીરવી શકે છે તે જોવાનું રહ્યું. અત્યારે તો બસ યુદ્ધમાં વિજય એ જ મિત્રરાજ્યોનું પરમ લક્ષ્ય છે.

**ગ્રેફાઇટ:** આ પદાર્થ પેન્સિલ બનાવવામાં વપરાય છે. તેને 'બ્લેકલેડ' અથવા 'પ્લમ્બેગો' પણ કહે છે. તે સિલોન, સાઇબિરીઆ, બોહેમિયા એને બાવેરિયામાં મળે છે; પણ કમ્બરલેંડમાં એની ઉત્તમ જાત મળે છે. હિંદુસ્તાનમાં ત્રાવણકોરના સંસ્થાનમાંથી મળે છે. સિલોનથી ગ્રેફાઇટ મંગાવી બેંગાલમાં પેન્સિલ બનાવવાનાં નાને પાયે કારખાનાં સ્થપાયાં છે. સ્વરાજ્ય સરકારે પેન્સિલોનો ઉદ્યોગ ખીલવવો જ રહ્યો.

**ગ્લાસગો :** સ્કોટલેંડનું મુખ્ય ઉદ્યોગી શહેર છે. તે ખેતી માટેની યુનિવર્સિટી માટે મશ્હૂર છે. એ દસ લાખ ઉપરની વસતિવાળું શહેર છે.

**ગ્વાલીઅર :** તે સિંધીઆ સરકારની રાજધાનીનું શહેર છે. ગ્વાલીઅર સ્ટેટ્સનો વિસ્તાર ૬,૪૩૦ ચો. માઇલ છે અને વસતિ ૩૫,૨૩,૦૭૦ માણસોની છે. મુખ્ય ભાષા માલવી, બુંદેલી, ઉર્દૂ અને હિંદી, મરાઠી, ગ્વાલીઅર અને મારવાડી છે. મુખ્ય પાક ઘઉં, જુવાર, ચણા, બાજરો અને મકાઈ છે, કપાસનું વાવેતર વિશાળ પાયા ઉપર થાય છે. તેની વાર્ષિક પેદાશ લગભગ બે કરોડ રૂા. ની છે. ગ્વાલીઅરમાં ચીનીકામનાં અને બીજા કેટલાક ઉદ્યોગોનાં કારખાનાં સારાં ખીલ્યાં છે.





**ઘઉં**: સર્વ પ્રકારનાં ધાન્યોમાં શ્રેષ્ઠ ધાન્ય ગણાય છે. એને "ધાન્યરાજ" કહે છે. ઘઉંનો રોપો બે હાથ ઊંચો વધે છે. એમાં પૌષ્ટિક તત્ત્વ વિશેષ પ્રમાણમાં છે. એમાં રાતડા, વાજીયા, બન્સી, કાઠા, પુનમીઆ, દાઉદખાની એવી એવી ઘણી જાતો થાય છે. ઘઉંના લોટના અનેક ખાવાના પદાર્થો તથા મિઠાઈ બને છે. ઘેબર, જલેબી, શીરો, પૂરી, રોટલી, લાડુ એવાં અનેક પક્વાનો થાય છે. ઘઉંના લોટના થુલામાં અધિક સત્ત્વ રહે છે. આથી ચાળેલો લોટ સત્ત્વ વગરનો ગણાય છે. ઘઉંના ગુણો:–સ્નિગ્ધ, મધુર, શીત, ગુરુ, ધાતુવર્ધક, બળકર, સારક, વાયુકર તથા કફનાશક છે. જગતમાં નીચે પ્રમાણે ઘઉંના મુખ્ય પાકો થયા છે. (૧૯૪૦–૪૧)

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ્ ઑફ અમેરિકા | ૮,૧૬,૬૯૮ | હજાર | બુસલ |
| કેનેડા | ૫,૫૧,૩૯૦ | ,, | ,, |
| ફ્રાન્સ | ૨,૮૭,૦૦૦ | ,, | ,, |
| ગ્રેટબ્રિટન | ૬૧,૫૬૫ | ,, | ,, |
| સ્પેન | ૧,૨૧,૨૫૩ | ,, | ,, |
| ઈટાલી | ૨,૬૮,૨૨૬ | ,, | ,, |
| જર્મની | ૨,૦૬,૨૫૭ | ,, | ,, |
| હિંદ | ૪,૦૨,૬૦૩ | ,, | ,, |
| તુર્કી | ૧,૫૦,૮૩૧ | ,, | ,, |
| આર્જેન્ટિનીઆ | ૨,૭૫,૭૫૯ | ,, | ,, |
| ઑસ્ટ્રેલીઆ | ૮,૩૨,૦૦૦ | ,, | ,, |

જગતનો કુલ પાક ૪૦,૭૪,૦૦૦ હજાર બુસલનો થાય છે. જગતના ઘઉંની કુલ નિકાસ ૬૦ કરોડ બુસલની થઇ હતી. બાકીના પાકો પેદા કરનારા દેશો ખાય છે.

હિંદમાં ઘઉંનો પાક ચોખા પછી અતિ અગત્યનો છે. હિંદના ઘઉં આટો આપવામાં ઓછા પ્રમાણના જણાય છે. હિંદ અગાઉ મોટા પ્રમાણમાં પરદેશો ખાતે ઘઉંનો નિકાસ કરી શકતું હતું, પણ વધતી જતી વસતિ અને વધતો જતો ઘઉંનો ઉપયોગ હવે ઘઉંની નિકાસને લગભગ બંધ જેવો કરી મૂકે છે.

હિંદમાં ઘઉંનું વાવેતર ૧૯૨૯–૩૦માં ૩,૧૬,૫૪,૦૦૦ એકરોમાંથી વધીને ૧૯૩૯–૪૦ માં ૩,૪૦,૦૩,૦૦૦ એકરોમાં થયું હતું. ૧૯૩૯–૪૦ માં કુલ ૧,૦૭,૮૪,૦૦૦ ટન ઘઉંની નિકાસ મુખ્યત્વે ઈરાની અખાત અને સુએઝનાં બંદરો ખાતે થઈ હતી. હિંદમાં પરદેશોથી આયાત થતા ઘઉં ઉપર સરકારી જકાત રૂ. ૧॥ એક હંડ્રેવેટ ઉપર રાખવામાં આવી છે. હિંદનો ઘઉંનો પાક ૧૯૪૦–૪૧ માં ૧,૦૦,૫૦,૦૦૦ ટન થયો હતો. ૧૯૪૦–૪૧ માં હિંદથી ૬૬,૦૦૦ ટન ઘઉંનો લોટ કિંમત રૂ. ૯૨ લાખનો પરદેશો ખાતે ચડયો હતો.

હિંદમાં ઘઉંનો પાક ૧ કરોડ ટન, અમેરિકા યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨॥ કરોડ ટન, કેનેડામાં ૯૫ લાખ ટન, આર્જેન્ટાઇનમાં ૮૭ લાખ ટન, ઓસ્ટ્રેલીઆમાં ૪૧ લાખ ટન થાય છે.

**ઘંટ**: દુનિયામાં સૌથી મોટા આશરે ૨૦ ઘંટો છે.

| | આશરે વજન (ટન) |
|---|---|
| સૌથી મોટો મોસ્કોનો ઘંટ | ૨૦૦ |
| મોસ્કોનો બીજો ઘંટ | ૧૨૫ |
| મિંગુંનનો મોટો ઘંટ | ૧૨૫ |
| પેકિંગનો ઘંટ | ૫૩ |
| નોવગોરોડનો ઘંટ ( રશિયા ) | ૩૧ |
| નોતરડામ ( પેરિસનો ) | ૨૮ |
| કોલોનાનના દેવળનો ઘંટ | ૨૬ |
| લેનિનગ્રાડના સેંટ ઇશાકનો ઘંટ | ૨૨ |
| વિયેનાનો ઘંટ | ૧૮ |
| ઉલ્મનો ઘંટ | ૧૮ |
| લંડનના સેંટપોલનો ઘંટ | ૧૭ |
| મોન્ટ રિયાલનો ઘંટ | ૧૩ |
| સ્યુસનો ઘંટ | ૧૩ |
| સેક્સનીના એરફર્ટ દેવળનો ઘંટ | ૧૩ |
| યોર્કનો ઘંટ | ૧૨ |
| બિગએનનો ઘંટ | ૧૧ |
| પ્રાગ્સનો ઘંટ | ૧૦ |
| સેલેસિયામાંનો ઘંટ | ૧૦ |
| ઓક્સફર્ડનો 'ગ્રેટ ટોમ' | ૭ |

**ઘાટો (પર્વતોના)**: પર્વતોનાં ઊંચા શિખરો ઓળંગી શકાતાં નથી. તે માટે ઘાટો એટલે ઓળંગી શકાય તેવા પર્વતમાર્ગોની જરૂર રહે છે. વણજારો દ્વારા વેપાર અને

પ્રવાસીઓ આ ઘાટો ઓળંગીને પ્રવાસ કરે છે. જગતના પ્રખ્યાત પર્વતમાર્ગો અથવા ઘાટો નીચે મુજબ છે :

| ઘાટ | દેશ | ઊંચાઇ ફીટ |
|---|---|---|
| ૧ બરૈબન | બલુચિસ્તાન | ૫,૮૮૦ |
| ૨ ખૈબર | અફઘાનિસ્તાન | ૩,૩૭૩ |
| ૩ આલપાઇન | કોલરેડો | ૧૩,૫૫૦ |
| ૪ બ્રેનર | ઓસ્ટ્રિઅન આલ્પસ | ૪,૫૮૮ |
| ૫ આર્જેન્ટાઇન | કોલરેડો | ૧૩,૨૮૬ |
| ૬ તેનેશી | કોલરેડો | ૧૦,૪૧૮ |
| ૭ શિપ્કા | બલ્ગેરિયા | ૪,૩૦૦ |
| ૮ શિંપલનેન | સ્વિટ્ઝરલેન્ડ આલ્પસ | ૬,૫૯૫ |
| ૯ સેન્ટ ગોથાર્ડ | ,, ,, | ૬,૯૩૬ |
| ૧૦ સેન્ટ બર્નાર્ડ | ,, ,, | ૮,૧૦૦ |

**ઘી** : ગાય-ભેંસના દૂધમાંથી ઘી બને છે. હિંદના લોકોની ખોરાકી તરીકે મોટા ભાગે ઘી વપરાય છે. હિંદનાં પશુઓ પૂરતું દૂધ નહિ આપતાં હોવાથી હિંદમાં ઘીની ઘણી જ તંગી ભોગવવી પડે છે. આથી ઘીમાં અનેક જાતની હલકી મેળવણીઓ થાય છે. તેમાં ચરબી એ મુખ્ય છે. તે પછી વનસ્પતિનું બનાવટી ઘી પણ મેળવાય છે. ટોપરાના તેલને પણ રસાયનોથી ઘટ્ટ બનાવીને ઘીમાં મેળવણી થાય છે. પોતાના ઘરોમાં ગાય ભેંસો રાખવા સિવાય ચોક્ખું ઘી મળવું મુશ્કેલ પડે છે, કારણ કે ઘણાંખરાં ઘી આવવાનાં સ્થળોએ તાંવડા ચડાવી ઘીમાં બનાવટી પદાર્થો મેળવી ડબા ભરીને પરદેશો ખાતે ચઢાવે છે. વનસ્પતિ-ઘી ભોંયશીંગના તેલમાંથી મોટા જથ્થામાં બને છે. રસાયનોની મદદથી એમાંથી તેલની ગંધ કાઢીને દાણો બનાવે છે. આગળ જર્મનીથી વ્હાઇટ ઓઇલ (વ્યાસ્લેટનું સુગંધ વગરનું બનાવટી તેલ) આયાત કરાઈ ઘીમાં મેળવવામાં આવતું હતું. ગાયનું ઘી ગુણે ઉત્તમ છે. રસ અને પાક વખતે સ્વાદુ, શીત, ગુરુ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, સ્નિગ્ધ, સુગંધી, રસાયન, રુચિકારક, નેત્રોને માટે સારું કાન્તિકારક અને બળબુદ્ધિને વધારનાર છે. તાજું ઘી ઉત્તમ છે. સો વાર ધોયેલું ઘી દાહ, મોહ અને જ્વરનો નાશ કરે છે. પણ તે ખાવા જેવું રહેતું નથી. યુરોપિયન લોકો ઘી વાપરતા નથી, પણ માખણ વાપરે છે. ઘી વધારે ખાવાથી અજીર્ણ થાય છે. આપણા લોકો મીઠાઇમાં પુષ્કળ ઘી વાપરે છે. હમણાં યુદ્ધને લીધે ઘીના ભાવો ચાર ગણા થઇ ગયા છે. ગરીબોને ઘી નહિ મળતું હોવાથી ખોરાકમાં તેલો વાપરે છે. આપણાં શાસ્ત્રમાં કહ્યું છે કે, **ऋणं कृत्वा घृतं पीबेत्** કરજ કરીને પણ ઘી પીવું. ઘીને શાસ્ત્રમાં 'આયુ' એટલે આયુષ્ય કહે છે.





**ચટગામ:** બંગાળનું બંદર છે. સોળમી સદીથી પાર્ટુગિઝો એનો ઉપયોગ કરતા આવ્યા છે. આસામ–બંગાળ રેલ્વે એને જોડે છે. આ બંદરની મુખ્ય નિકાશ ચા, જ્યૂટ, કપાસ, ચોખા, તેલો અને તમાકુ વગેરેની છે. બંદર ઉપર ૪ ફૂર્જા બાંધેલા છે. ગોડાઉનોની પણ સારી સગવડ છે. આ બંદર ઉપયોગી છે. એનો વહીવટ પોર્ટ–ટ્રસ્ટને સોંપેલો છે. આખા બંદરનો પરદેશી વેપાર ૪૭ લાખ પૌન્ડનો છે. હિંદનો આંતરપ્રાંતીય સમુદ્રવ્યવહાર ૨૬ા લાખ પૌન્ડનો છે.

**ચણા:** આ કઠોળને અંગ્રેજીમાં Gram કહે છે. આ દ્વિદલ ધાન્યની દાળ થાય છે, એનો ઉપયોગ મિઠાઈ બનાવવામાં ખૂબ થાય છે. ચણા આસો માસમાં વાવે છે. ફાગણની શરૂઆતમાં એનો પાક તેયાર થાય છે. એના છોડની ઊંચાઇ દોઢ વેંત હોય છે, દરેક છોડને ૪૦–૫૦ પોપટાં આવે છે. ગરીબો ચણાના દાળીયા શેકીને ખાય છે. ચણાનો ગુણ વાયુકારક, શીત, મધુર, રુચિકર, વર્ણકર અને બલ અર્પવાનો છે. હિંદમાં પંજાબ તથા યુક્ત પ્રાન્તમાં ચણા ઘણા પાકે છે, નીચે પ્રમાણે ચણાના પાકો હિંદમાં થાય છે:—

| વરસ | એકરો (૧,૦૦૦ માં) | પાક, ટન (૧,૦૦૦ માં) |
|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૧૬,૬૮૭ | ૩,૮૪૦ |
| ૧૯૩૬–૩૭ | ૧૭,૬૨૬ | ૪,૧૧૫ |
| ૧૯૩૭–૩૮ | ૧૫,૭૪૨ | ૩,૫૨૫ |
| ૧૯૩૮–૩૯ | ૧૭,૨૧૬ | ૨,૫૪૦ |

ચણાનો પાક હિંદમાં લગભગ ખવાઇ જાય છે. તેની નિકાશ પરદેશો ખાતે બહુ થોડી થાય છે. ૧૯૩૫–૩૬ માં કુલ ૭,૫૦૧ ટન એટલે રૂા. ૦ાા લાખની કિંમતના ચણા પરદેશ ચડયા હતા. તે પછી એની ચડગત ઘટી છે. બ્રહ્મદેશથી ચણાની આયાત થતી હતી તે બંધ છે.

**ચંદ્ર:** ચંદ્ર એ એક ગ્રહ છે, એનો વ્યાસ ૨,૧૬૩ માઇલનો છે. ચંદ્રનો પરીઘ ૬,૭૯૭ માઇલનો છે. પૃથ્વીથી ચંદ્રનું અંતર ૬,૭૯૭ માઇલનું છે. ચંદ્ર અને પૃથ્વીનું વધારેમાં વધારે અંતર ૨,૫૨,૯૭૦ માઇલનું છે, ચંદ્ર ઉપરના ઊંચામાં ઊંચા પર્વત લિબનિઝની ઊંચાઈ ૨૪,૯૭૦ ફીટ છે. ચંદ્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના કરતા ૧/૮૧ જેટલું છે.

**ચા:** આ પીણાને અંગ્રેજીમાં Tea કહે છે. એ નામે એ બહુ પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૮૩૪ સુધી ચા આખા ચીનમાં થતી હતી, ત્યાંથી બે કરોડ રતલ બ્રિટનમાં જતી હતી. ઈ. સ. ૧૮૩૪ લગભગ આસામમાં સરકારી બગીચામાં ચા વાવવામાં આવી હતી. એની ખેતીનો ખૂબ વિકાસ થયો. ૧૮૬૮ માં તો ૮,૦૦,૦૦૦ રતલ ચાની નિકાશ થઈ હતી. હવે આસામ, દક્ષિણ હિંદ અને લંકામાં ચાનું વાવેતર મોટા પ્રમાણમાં છે. આ ઉદ્યોગ ઘણોખરો યુરોપિયનોના હાથમાં હતો, પરંતુ હવે ૨૫ ટકાનો ઉદ્યોગ હિંદીઓના હાથમાં છે; અને ૭૫ ટકા યુરોપિયનોના હાથમાં છે. ચાના ઉદ્યોગમાં પ્રથમ મજૂરોને ગીરમીટીઆ પદ્ધતિથી મેળવી તેમના ઉપર ચાના બગીચાઓમાં ભારે સખ્તાઇઓ ગૂજારવાની ફરિયાદ ઘણાં વર્ષો સુધી ફેલાઈ હતી. હવે એવી ફરિયાદ નથી.

જગતમાં ચાની પેદાશ નીચે મુજબ હતી, એમાં ચીનની ગણતરી નથી. ત્યાંના આંકડા બહાર પડયા નથી(૧૯૩૮).

બ્રિટિશ હિંદ ૪,૫૨૦ લાખ રતલ, લંકા ૨,૪૬૦ લાખ રતલ, જાવા ૧,૭૦૦ લાખ રતલ, જાપાન ૧,૨૧૦ લાખ રતલ, ફોર્મોસા ૨૭૦ લાખ રતલ.

નિકાશ કરનારા દેશોના આંકડા–(૧૯૩૯) હિંદ ૩,૫૧૦ લાખ રતલ, લંકા ૧,૬૨૦ લાખ રતલ, ચીન ૫૦૦ લાખ રતલ, જાપાન ૫૨૦ લાખ રતલ, ફોર્મોસા ૨૮૦ લાખ રતલ, ઇસ્ટ આફ્રિકા ૨૦૦ લાખ રતલ.

ચા મગાવી વાપરનારા મુખ્ય દેશો–(૧૯૩૮–૩૯)

બ્રિટન (૧૯૩૯) ૪,૬૦૦ લાખ રતલ, અમેરિકા ૯૯૦ લાખ રતલ, ઓસ્ટ્રેલિયા ૪૦૦ લાખ રતલ અને કેનેડા ૪૩૦ લાખ રતલ.

ચાનું કલકત્તામાં લીલામ થાય છે. એમાં ૭ાા લાખ મજૂરો રોકાયેલાં છે. આસામ અને દાર્જિલિંગ જીલ્લો ચા પેદા કરનારાઓમાં મુખ્ય છે. હિંદમાં ચાનો પ્રચાર ખૂબ વધ્યો છે.

**ચીન:** જગતનું આ પ્રાચીન સામ્રાજ્ય છે. ચીનના આ મહાન સામ્રાજ્યની સ્થાપના હજારો વર્ષ થયાં થઇ છે. એનું ક્ષેત્રફળ ૨૦,૮૭,૦૦૦ ચો. માઇલ છે. એની વસ્તી ૪૬ કરોડ ૨૦ લાખની ગણાય છે. ચીનમાં પરદેશીઓએ થાણાં જમાવ્યાં છે. અંગ્રેજો ૧૩,૩૪૪, જાપાનિઝો ૨,૨૦,૬૨૨, રશિયનો

૬૬,૪૭૯, અમેરિકનો ૮,૬૩૭, પોર્ટુગિઝો ૨,૩૬૮, જર્મનો ૩,૩૪૪ અને ફ્રેન્ચ ૮,૬૫૧ છે. પરદેશીઓની ચીનને ફોલી ખાવા માટે ૭,૯૨૧ પેઢીઓ છે. આ વેપારી પેઢીઓમાં ૭૨૫ બ્રિટિશ, રશિયન ૧,૧૪૧, જાપાનિઝ ૩,૯૪૦, જર્મન ૧૮૪, અમેરિકન ૩૭૭ અને ૧૨૯ ફ્રેંચ હતી. ચીનાઓની વસતિ પરદેશો ખાતે ૧૬ કરોડ હતી.

ચીનમાં મહાન સમ્રાટો થઇ ગયા છે. તોપ, દારૂગોળા, બંદૂક, મુદ્રણકળા, લાઇબ્રેરીઓ, રેશમ, ચા, ચીનનું સ્થાપત્ય એવી એવી મુખ્ય શોધો પ્રથમ ચીનમાં થઇ છે. યુરોપિયનો જ્યારે જંગલી હાલતમાં હતા, ત્યારે ચીનાઓની સંસ્કૃતિ અતિ ઉન્નત હતી. ચીનાઓ વિજેતા, કળાહુન્નરવિદ અને વિજ્ઞાનના ઉપાસક હતા. ચીનની પ્રાચીન સંસ્કૃતિ ૪,૦૦૦ વરસો સુધી ભવ્ય રહી હતી. છેલ્લાં અઢીસો વર્ષો થયા અફીણ, રૂઢીચુસ્તતા અને વહેમને લીધે ચીનનું પતન થયું છે,

ચીનમાં અત્યંત ગીચ વસતિ છે. ચીનની બે મોટી નદીઓમાં જ્યારે ભારે રેલ આવે છે, ત્યારે જાનમાલની ભારે ખુવારી થાય છે. ચીનાઓ અત્યંત ઉદ્યોગી અને ખંતીલા ખેડતો છે. પરદેશીઓ તરફ એમને ભારે તિરસ્કાર છે.

ચીન ૧૯૨૨ ના ફેબ્રુઆરીમાં પ્રજાસત્તાક રાજ્ય જાહેર થયું હતું. સુન-યાત-સેને આમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. હમણાં ચ્યાંગ-કાઇ-શેક સર્વસત્તાધ્યક્ષ છે. ચીન પાસેથી અંગ્રેજોએ હોંગકોંગ લઈ લીધું હતું. એની મરજી વિરૂદ્ધ યુદ્ધ કરી અફીણની બલાને કાઢી મૂકતા ચીનને આગવ્યું હતું, જાપાને ચીન સાથે યુદ્ધ કરીને કોરીઆ અને ફોર્મોસા લીધાં છે. ઈ. સ. ૧૯૩૧ માં મંચુરીઆનો પ્રાંત લઇ લીધો. ૧૯૩૫ માં ચીનના પાંચ પ્રાંતો લઇ લીધા હતા. ૧૯૩૭ થી જાપાને ચીન પર આક્રમણ કર્યે રાખ્યું છે. ચીનનાં બધાં બંદરો, સમુદ્ર કિનારો અને ચીનનાં મુખ્ય શહેરો જાપાનિઝોએ કબજે કર્યાં છે. ૬ વર્ષો થયા લડાઇ ચાલે છે. ભારે પરાભવો પામ્યા છતાં ચીનાઓ શરણે આવ્યા નથી. હજી તેઓ સારી રીતે લડે છે. ચીનને પોતાના આ યુદ્ધમાં સહકારી સમજી એને અંગ્રેજ-અમેરિકા શસ્ત્રસામગ્રીની મદદ કરે છે.

ચીનનો વેપાર ૧૯૩૪ માં આયાત માલ ૧૦૨ કરોડ ડૉલરનો અને નિકાસ ૪૯ાા કરોડ ડૉલરની થઈ હતી. ૧૯૩૫ માં આયાત ૯૨ કરોડ ડૉલરની અને નિકાસ ૩૪ાા કરોડ ડૉલરની થઈ હતી. આયાત માલમાં ધાતુઓ, યંત્રો, રંગો, વારનીસ, રસાયનો, કાપડનાં વસ્ત્રો, ઊનનાં વસ્ત્રો, કોલસો, તમાકુ વગેરે હતાં. નિકાસમાં પશુઓ, તેલ, ચરબી, ખનીજો, ચા, ચામડાં, રેશમ, કપાસ, બીયાં વગેરે હતાં.

ચીનમાં મુખ્ય વ્યવહારના રસ્તા, નદીઓ અને નહેરો છે. રેલ્વે માત્ર ૮,૦૦૦ માઈલની છે. ચીન પાસે ૨૫ સ્ટીમરો વેપારી માલને માટે છે. ચીનનો ઘણોખરો પરદેશો સાથેનો વેપાર પરદેશી વેપારીઓના હાથમાં છે. ચીનનું કસ્ટમ (જકાતી) ખાતું યુરોપિયનોના હાથમાં અને દેખરેખ નીચે હતું. જકાતની પેદાશ ૩૧ાા કરોડ ડૉલર જેટલી હતી. ચીનની પેદાશ ૭૫ાા કરોડ ડૉલરની અને ખર્ચ ૭૭ા કરોડ ડૉલરનું (૧૯૩૪-૩૫માં) હતું.

ચીનનું મુખ્ય શહેર પીપિંગ (આગલું પેકીન-વસતિ તેર લાખ) હમણાં જાપાનના હાથમાં છે. બીજાં મુખ્ય શહેરો પણ જાપાનીઝોએ જીતી લીધાં છે. ચીનાઓ ધર્મે કોન્ફ્યુશીઅસના સિદ્ધાન્તો પાળે છે. બુદ્ધધર્મ પણ ખૂબ પ્રસરેલો છે. ચીન ખેતીવાડીનો દેશ છે, પરંતુ એમાં ખનીજો પુષ્કળ પ્રમાણમાં અવિકસિત છે. ૭ કરોડ એકરમાં સરસ ખેતી થાય છે. ચીનમાં કાપડ અને ઊનની ઘણી મિલો છે. ત્યાં ૧૮૩ કાપડની મિલો, ૯૭ આટો પિસવાની મિલો, મોટી લોઢાની મિલો, ૪૦૦ કાચનાં કારખાનાં, ૫૧૮ વીજળીનાં યંત્રોનાં કારખાનાં, ૧૦૪ ચામડાં કેળવવાનાં કારખાનાં, ૧૧ સીમેન્ટનાં, ૩૭ દિવાસળીનાં કારખાનાં હતાં. ૨ાા કરોડ ટન કોલસો દર વર્ષે નીકળે છે. ત્યાં લોઢું પણ પુષ્કળ છે. તેલના કૂવા ૯૧ છે. તેમાંથી ૪ાાં લાખ ગેલન તેલ નીકળે છે. કલઇ પણ પુષ્કળ છે. સુરમો જગતની કુલ પેદાશના ૬૦ ટકા ચીનમાંથી મળે છે. ચીન ખનીજોની બાબતમાં અણશોધાયેલો મહાન દેશ છે. પોતાની સ્વતંત્રતા માટે એ જીવ પર આવી લડે છે.

**ચીલી** : અમેરિકાનું એ પ્રજાસત્તાક રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૨,૮૫,૧૩૩ ચો. માઈલ છે. વસતિ ૪૩ લાખની છે. એનો કિનારો ૨,૪૮૫ માઈલ લાંબો છે. મુખ્ય શહેર શાન્તીગોની વસતિ ૭ લાખની છે. પ્રજાનો મોટો ભાગ યુરોપિયનોમાંથી ઊતરી આવ્યો છે. ધર્મે રોમન કેથોલિક ખ્રિસ્તી મોટે ભાગે છે. શિક્ષણ મફત અને ફરજિયાત છે. રાજ્યની પેદાશ અને ખર્ચ અનુક્રમે ૧ અબજ પીસોસ છે. લશ્કરી નોકરી ફરજિયાત છે. આ પ્રજાના યુવકોને કેળવવામાં આવે છે. ચીલી પાસે વિમાની સૈન્ય છે. થોડી મનવારો પણ છે. પોતાના દેશનું સ્વદેશાભિમાન હરેક ચીલીઅનને છે. ખેતી પણ ઠીક વિકાસ પામી છે. ઘઉં, જવ, ઓટ્સ્, મકાઇ, વટાણાં અને બટાટાં થાય છે. ખનીજોમાં સોનું, ત્રાંબુ, (જગતમાં મોટામાં મોટો ભાગ ત્રાંબુ પેદા કરનાર દેશ), ચાંદી, લોઢું વગેરે છે. નાઇટ્રેટ ઓફ સોડા એ ચીલીની ખાસ પેદાશની વસ્તુ છે, એમાંથી આયોડિન થાય છે. ચીલીની (૧૯૩૭માં) આયાત ૧૮ કરોડ પેસુસ અને નિકાસ ૩૪ કરોડ પેસુસની કિંમતની થઈ હતી.

**ચેકોસ્લોવેકિયા** : આ દેશ યુરોપમાં ૧૯૧૮માં ઊભો થયો. ૧૯૩૯માં એને જર્મનોએ જીતી લીધો છે. મધ્ય યુરોપમાં એ આવ્યો છે. એની વસતિ ઉદ્યોગી, સુશિક્ષિત અને વિજ્ઞાનવાદી છે. કુલ ક્ષેત્રફળ ૧,૪૦,૪૯૩ ચો. માઈલ છે. વસતિ ૧ાા કરોડની છે. પ્રજાનો મુખ્ય ભાગ રોમન કેથોલિક છે. શિક્ષણ ફરજિયાત છે. પ્રજાનો મોટો ભાગ સુશિક્ષિત છે. એ દેશ ખૂબ સમૃદ્ધિશાળી છે. ખેતીનો પણ સરસ શાસ્ત્રીય રીતે વિકાસ થયો છે. વેપાર પણ મોટા પ્રમાણમાં વિકાસ પામ્યો છે. એનાં જંગલો પણ ખૂબ ખીલેલાં અને વિસ્તૃત છે. કોલસા ૧૯૩૭માં ૧ાા કરોડ ટન પેદા થયા હતા. કુલ કારખાનાંઓની સંખ્યા ૧૧,૮૨૨ની હતી. દેશ ધનવાન અને પ્રજા સુસંસ્કૃત તથા વિજ્ઞાનવાદી છે.



**છત્રીનો ઉદ્યોગ :** ચાલુ લડાઈ દરમિયાન હિંદના ઘણાખરા ઉદ્યોગોએ જો કે સારી પ્રગતિ સાધી છે, પરંતુ જે ઉદ્યોગો પરદેશની આયાત ઉપર નભતા હતા, તે ઉદ્યોગોને આ લડાઇથી ઘણું સહન કરવું પડયું છે, લડાઈની શરૂઆતમાં આ ઉદ્યોગો પરદેશથી આયાત કરેલા કાચા માલની પુરાંત પર નભતા હતા અને આ સમય દરમિયાન આ ઉદ્યોગો પણ બીજા ઉદ્યોગોની સાથે આગળ ધપતા હતા, પરંતુ જેમ જેમ દીવસો વીતતા ગયા, તેમ તેમ પુરાંત માલ ઘટવા માંડયો. લડાઇ લાંબી ચાલી આપણા આગણાં બાજુ લડાઇ પ્રસરી એટલે બહારથી નવી આયાત કરવાનું અશકય બન્યું. પરિણામે અત્યારે આ ઉદ્યોગો ઘણી કફોડી સ્થિતિમાં મૂકાઇ ગયા છે.

અમુક જાતના ઉદ્યોગોએ કારખાનામાં થોડો થોડો ફેરફાર કરી એને ઉત્પાદન બદલાવ્યું અને હાલ જીવી રહ્યા છે; દા. ત. બનાવટી રેશમનાં કારખાના, લડાઈ પહેલાં આ કારખાનાંઓ પરદેશથી બનાવટી રેશમનું સુતર મંગાવીને રેશમી કાપડ ઉત્પન્ન કરતાં હતાં. યુરોપમાં લડાઇ સળગ્યા પછી જાપાનમાં પણ લડાઇ સળગી. પરિણામે પરદેશથી રેશમી સુતર આવતું સદંતર બંધ થઇ ગયું. થોડો સમય આગળની પુરાંત જે મોટા પ્રમાણમાં હતી, તે ઉપર આ કારખાનાં નભ્યાં, પણ આ પુરાંત કેટલી લાંબી ચાલે? ધીમે ધીમે સર્વ પુરાંતો ચપાઈ ગઇ, એટલે આ કારખાનાંઓને પોતાના ઉત્પાદનમાં ફેરફાર કરવાની ફરજ પડી ઘણાંખરાં કારખાનાઓમાં અત્યારે ફાઇન સુતરમાંથી સુતરાઉ કાપડ ઉત્પન્ન કરવામાં આવે છે, જ્યારે અમુક કારખાનાંઓમાં ચોકખા [કુદરતી] રેશમનું કાપડ બનાવવામાં આવે છે.

જે કારખાનાંઓ પોતાના ઉત્પાદનમાં ફેર કરી શકયાં અને જે કારખાનાંઓ સ્વદેશમાં બનતો કાચો માલ પરદેશના માલની જગ્યાએ વાપરી શકયાં, તે કારખાનાંઓ અત્યારે સારી રીતે જીવી રહ્યાં છે, પરંતુ ઘણાંખરાં કારખાનાંઓ આમ કરી શકયાં નથી. સ્વદેશમાંથી કારખાનાંને ઉપયોગી કાચો માલ મળતો નથી અને મળતો હોય તો તે પુરતાં પ્રમાણમાં મળતો નથી. આથી આ કારખાનાંઓ ઘણાંખરાં ભાંગી ગયાં છે અને જે કોઈ અત્યારે હસ્તી ધરાવે છે, તેને તાત્કાલિક સહાય કરવામાં નહિ આવે તો તેઓ પણ ભાગી જવા સંભવ છે.

ભાંગી રહેલા ઉદ્યોગોમાં એક ઉદ્યોગ છત્રીનો છે. આ ઉદ્યોગ અત્યારે સંકટમાં છે અને તે ઉદ્યોગ તાત્કાલિક સહાય માગી લે છે.

આ ઉદ્યોગ હિંદમાં ઘણી નાની ઉમરનો છે. પહેલાં તો ઘણેખરે ઠેકાણે વાંસની લાકડી અને તાંડના પાનની બનેલી છત્રીઓ વપરાતી પણ ધીમે ધીમે અત્યારે જે જાતની છત્રીઓ (કાપડ, સળીયા અને લોખંડ અગર નેતરના હાથાવાળી) આપણે વાપરીએ છીએ, તે સર્વ હસ્તીમાં આવી. અત્યારે લગભગ આખા દેશમાં આવી જાતની છત્રીઓ વપરાવા માંડી છે.

આમ નવી ઢબની છત્રીઓ બધે વપરાવા માંડી, એટલે હિંદમાં ઠેર ઠેર છત્રીઓ બનાવવાનાં કારખાનાં હસ્તીમાં આવ્યાં, પણ આ કારખાનાંઓ ફકત બહારથી આવતા છુટા ભાગને બેસતા કરવાનું કામ કરવા માંડયાં.

હિંદુસ્તાનની તો એ કમનસીબી છે કે આવા નજીવા છત્રીના ભાગો પણ આપણે ઉત્પન્ન કરવા મહેનત ન કરી અને તે માટે પરદેશ ઉપર આધાર રાખવાનું પસંદ કર્યું, એટલે જ આ કમનશીબી અટકતી નથી. જુદા જુદા છત્રીના ભાગો બંધબેસતા કરીને આખી છત્રી બનાવવાનાં કારખાનાં ઉભા થયા, પણ આ કારખાનાંઓમાં કોઇ વ્યવસ્થા ન આવી અને ઉત્પાદન પણ નાના પાયા ઉપર થવા માંડયું. પરિણામે આ ઉદ્યોગ અત્યારે લગભગ ગૃહઉદ્યોગની સ્થિતિમાં જ રહી ગયો છે. મુંબઈ, મદ્રાસ, અને બંગાળના ભાગોમાં આ ઉદ્યોગ થોડે ઘણે અંશે આગળ વધેલો ગણાય છે.

લડાઇ પહેલાં જર્મની, જાપાન અને બ્રિટન આ ત્રણ દેશો હિંદને જુદા જુદા છત્રીના ભાગો (કાપડ, સળીયા અને હાથા) પુરા પાડતા હતા. આ પછી ધીમે ધીમે સર્વ દેશો લડાઇના દાવાનળમાં સપડાયા, પણ શરૂઆતમાં આગળની પુરાંત વાપરીને આ ઉદ્યોગો નભ્યા. ૧૯૪૨ પછીથી સળીયા તેમ જ હાથાની અને ખાસ કરીને કાપડની ખેંચ પડવા મંડી છે. થોડો વખત જૂના સળીઆ વગેરે વાપરીને કામ ચલાવ્યું, પણ હવે જૂનો માલ પણ ખલાસ થઇ ગયો છે. અત્યારે બંગાળમાં જો કે અમુક કારખાનાંઓ સળીઆ અને હાથા બનાવવા માંડયાં છે, પણ આ કારખાનાંનું ઉત્પાદન સારા પ્રમાણમાં છે, તેમ કહી ન શકાય છતાંય ઠીક છે. પરંતુ અત્યારે છત્રીના ઉદ્યોગની ખરી મુશ્કેલી કાપડની છે. જેવું જોઈએ તેવું કાપડ મળતું નથી.

હિંદમાં ૪૦૦ મીલમાં તરેહતરેહનું ૪૮૦ કરોડ વાર કાપડ ઉત્પન્ન થાય છે. છતાંએ છત્રી માટે કાપડ નથી મળતું !

તે વાત સત્ય છે. લડાઇ પહેલાં જાપાન અને લેંકેશાયરની હરીફાઇમાં હિંદ ઉભી શકતું નહિ, એટલે હિંદના ઉદ્યોગોએ છત્રીના કાપડનું ઉત્પાદન કર્યું નહિ. અત્યારે અમુક મીલમાં છત્રી માટે કાપડ ઉત્પન્ન થાય છે, પરંતુ આ કાપડ માટે ઉપયોગી કાચી ચીજો અને દવા પુરતા પ્રમાણમાં મળતાં નથી અને વળી આ મીલને લડાઇ અંગે પુષ્કળ કામકાજ રહે છે, એટલે આ બાબત ઉપર વિશેષ લક્ષ અપાતું નથી. હિંદમાં અત્યારે ૫ થી ૬ મીલો છત્રીને ઉપયોગી કાપડ બનાવે છે અને તે ઘણા નાના પ્રમાણમાં બને છે, એ જ જણાય છે કે કાપડ નિયામક બૉર્ડ આ બાબત ઉપર અત્યારે આરે આવી રહ્યું છે.

એમ કહેવાય છે કે જો પરદેશથી અમુક જરૂરી કાચી ચીજો આયાત કરી શકાય, તો હિંદમાં મોટા પાયા ઉપર છત્રી બનાવવાનું શકય બને. હિંદી સરકારે અને સિવિલ સપ્લાઇઝ ખાતાએ આ બાબત ઉપર વહેલું લક્ષ આપવાની જરૂર છે. હિંદની કાપડમીલોને જોઇતી વસ્તુઓ મેળવી આપવાની વ્યવસ્થા કરીને છત્રીના કાપડનું ઉત્પાદન વધારવાની તાત્કાલિક જરૂર છે.

## છાપખાનાં, પેપરો તથા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો (૧૯૩૭–૩૮):

| પ્રાંત | છાપખાનાં | માસિકો | વર્તમાનપત્રો | અંગ્રેજી અથવા યુરોપની ભાષામાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથો | હિંદની ભાષામાં પ્રસિદ્ધ થયેલ ગ્રંથો |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૨,૫૦૯ | ૬૮૭ | ૩૨૩ | ૪૧૮ | ૨,૨૦૭ |
| બંગાળા | ૧,૮૧૭ | ૭૮૦ | ૧૭૧ | ૬૪૩ | ૨,૬૮૪ |
| સિંધ | ૨૬૫ | ૪૮ | ૧૪૩ | ૫૯ | ૪૫૫ |
| મુંબઈ | ૧,૧૮૮ | ૧૫૮ | ૪૦૨ | ૫૧૮ | ૩,૨૯૫ |
| બિહાર | ૨૧૬ | ૬૬ | ૪૩ | ૭૦ | ૨૯૬ |
| આસામ | ૮૮ | ૪૫ | ૪૦ | ૧ | ૮ |
| દિલ્હી | ૨૦૦ | ૧૪૨ | ૮૯ | ૫૧ | ૩૦૬ |
| સરહદ પ્રાંત | ૩૮ | ૬ | ૪૬ | ૧૫ | ૫ |
| ઓરિસ્સા | ૭૩ | ૮૧ | ૨૫ | ૧૪ | ૫૦૦ |
| મધ્યપ્રાંત અને વરાડ | ૨૨૮ | ૩૯ | ૭૭ | ૧૫ | ૧૮૨ |
| પંજાબ | ૫૪૭ | ૪૨૩ | ૩૮૮ | ૨૫૬ | ૨,૧૧૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧,૦૪૬ | ૪૬૪ | ૩૬૮ | ૪૨૦ | ૨,૬૭૨ |
| અજમેર–મેરવાડા | ૩૭ | ૧૫ | ૧૬ | ૧૯ | ૧૬૩ |

## છાપવાના કાગળનું પ્રમાણ:

| કદનું નામ | લં. × પ. |
|---|---|
| ડેમી | ૨૨ × ૧૮ ઈંચ |
| ડબલ ક્રાઉન | ૩૦ × ૨૦ „ |
| ક્રાઉન | ૨૦ × ૧૫ „ |
| ડબલ ફુલ્સકેપ | ૨૭ × ૧૭ „ |
| ડબલ લાર્જ પોસ્ટ | ૩૩ × ૨૧ „ |
| ફુલ્સકેપ | ૧૭ × ૧૩½ „ |
| ઇમ્પિરીયલ | ૩૦ × ૨૨ „ |
| રૉયલ | ૨૫ × ૨૦ „ |
| મ્યુઝિક ડેમી | ૨૦ × ૧૫½ „ |
| સુપર રૉયલ | ૨૭ × ૨૦½ „ |
| મીડિયમ | ૨૩ × ૧૮ „ |
| એલિફન્ટ | ૨૮ × ૨૩ „ |
| ડબલ ડેમી | ૩૬ × ૨૨ „ |

## છાપેલા ગ્રંથો (હિંદમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૧૭,૧૫૮ | ૧૯૩૭–૩૮ | ૧૭,૧૫૮ |

## છેલ્લું મહાયુદ્ધ (૧૯૧૪–૧૮):

| | |
|---|---|
| યુદ્ધ શરૂ થયું | ઑગસ્ટ ૧, ૧૯૧૪ |
| સુલેહપત્ર પર સહી | નવેમ્બર ૧૧, ૧૯૧૮ |
| લડાઇ ચાલી | ૪ વર્ષ, ૩ મહિના, ૧૧, દિવસ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) જોડાયું | એપ્રિલ ૬, ૧૯૧૭ |
| પેરિસની સુલેહ–પરિષદ્ | જાન્યુ. ૧૮, ૧૯૧૯ |
| જર્મની સાથે સુલેહ પર સહી થઇ | જૂન ૨૮, ૧૯૧૯ |
| ઑસ્ટ્રીઆ સાથે સુલેહ પર સહી થઇ | સપ્ટે. ૧૦, ૧૯૧૯ |
| બલ્ગેરીઆ સાથે સુલેહ પર સહી થઈ | નવેમ્બર ૨૭, ૧૯૧૯ |
| હંગેરી સાથે સુલેહ પર સહી થઇ | જૂન ૪, ૧૯૨૦ |
| તુર્કસ્તાન સાથે સુલેહ પર સહી થઈ | ઑગસ્ટ ૯, ૧૯૨૦ |
| કેટલી પ્રજાઓએ ભાગ લીધો ? | ૨૭ |

નવેમ્બર ૧૧, ૧૯૧૮ સુધી મરાયેલાઓની સંખ્યા ૭૪,૫૦,૨૦૦

૧૯૧૯ના એપ્રિલની ૩૦ સુધી રોકડ ખર્ચ ૧૮૬,૦૦૦,૦૦૦,૦૦૦ ડૉલર





જગત : આ જગતનું કુલ ક્ષેત્રફળ ૧૯,૬૫,૫૦,૦૦૦ ચો. માઈલનું છે. તેમાં ૫,૫૫,૦૦,૦૦૦ ચો. માઈલ જમીન છે. ૧૪,૧૦,૫૦,૦૦૦ ચો. માઈલ એટલે ત્રણ ભાગ પાણી છે. જગતનું ગોળ ક્ષેત્રફળ ધ્રુવ પાસે ૭,૯૨૬⅞ ચો. માઈલનું છે. પૃથ્વીના પાંચ ખંડો છે. તેમાં એશિયાનું ૧,૭૦,૦૦,૦૦૦ ચો. માઈલ, આફ્રિકાનું ૧,૧૫,૦૦,૦૦૦ ચો. માઈલનું ઉત્તર અમેરિકા, ૮૦,૦૦,૦૦૦ ચો. માઈલ, દક્ષિણ અમેરિકાનું, ૬૮,૦૦,૦૦૦ ચો. માઈલ, યુરોપનું ૩૭,૫૦,૦૦૦ ચો. માઈલ, ઓશિયાનિયાનું ૪૦,૦૦,૦૦૦ ચો. માઈલ અને ધ્રુવ પ્રદેશોનું ૬૨,૦૫,૦૦૦ ચો. માઈલ ક્ષેત્રફળ છે. આધુનિક આંકડાશાસ્ત્ર પ્રમાણે પૃથ્વીનો ફળદ્રુપ જમીનથી ભરેલો વિભાગ ૩,૩૦,૦૦,૦૦૦ ચો. માઈલનો છે. વનસ્પતિરહિત જમીન ૧,૯૦,૦૦,૦૦૦ ચો. માઈલ અને રણનો પ્રદેશ ૫૦,૦૦,૦૦૦ ચો. માઈલનો ગણવામાં આવ્યો છે.

પાંચ ખંડમાં સૌથી મોટો અને વસતિમાં પણ સૌથી વધારે મોટો ખંડ એશિયા છે. એની લંબાઈ પૂર્વથી પશ્ચિમ સુધી ૭ હજાર માઈલની છે. ઉત્તરથી દક્ષિણ પહોળાઇ ૫,૩૦૦ માઈલની છે. આફ્રિકા ઉત્તરથી દક્ષિણ ૫,૦૦૦ માઈલ લાંબો છે. એની પહોળાઇ ઓછીવત્તી છે. યુરોપ ઉત્તરથી દક્ષિણ ૨,૪૦૦ માઈલ અને પૂર્વથી પશ્ચિમ ૩,૩૦૦ માઈલ છે. દક્ષિણ અમેરિકા પૂર્વથી પશ્ચિમ ૩,૨૦૦ માઈલ અને ઉત્તરથી દક્ષિણ ૪,૬૦૦ માઈલ છે. ઉત્તર અમેરિકા ઉત્તરથી દક્ષિણ ૪,૯૦૦ માઈલ અને પૂર્વથી પશ્ચિમ ૪,૦૦૦ માઇલ છે. જમીનની સપાટી ઉપર જલાશયો ૧૦,૦૦,૦૦૦ માઇલમાં છે. દરિયામાં નાના મોટા દ્વીપો (બેટો) મળીને કુલ ૧૯,૧૦,૦૦૦ માઈલ જમીન રોકે છે. જગતના વિષુવવૃતનો પરિઘ ૨૪,૯૦૨ માઈલ છે. મધ્યાહ્ન રેખાનો પરિઘ ૨૪,૮૬૦ માઈલ છે.

પૃથ્વી ગોળ છે. એનું વજન આંકડાશાસ્ત્રીઓએ ૬ મહાપદ્મ, ૫૯૨ નિખર્વ ટનનું કહ્યું છે; જ્યારે વાતાવરણનું પાંચ ખર્વનું વજન જુદું છે.

દરિયાનો જમીન કરતાં ઘણો વધારે ભાગ છે. સાગરની સપાટી કરતાં જગતની સરેરાશ ઊંચાઈ લગભગ ૨,૮૦૦ ફીટની છે. સાગરના તળીયા કરતાં ઉપરના જળની સરેરાશ ઉંડાઈ ૧૨,૫૦૦ ફીટની છે. ફિલિપાઇન અને જાપાન વચ્ચે મિન્ડિનાવના બેટ પાસે સાગર સૌથી ઉંડો એટલે ૩૫,૪૦૦ ફીટ છે, હિમાલય પર્વતનું એવરેસ્ટનું શિખર જગતમાં સૌથી ઊંચું ૨૯,૧૪૧ ફીટ છે. દરિયાના સૌથી નીચા તળીઆ અને માઉન્ટ એવરેસ્ટના શિખર વચ્ચે ૬૪,૫૪૧ ફીટ એટલે ૧૨॥ માઇલનું અંતર છે.

જગતની વસતિ ૧૯૩૧ પ્રમાણે નીચે મુજબ ગણાઇ છે:—

| દેશ | વસતિ (લાખમાં) |
|---|---|
| એશિઆ | ૧૧,૪૭૦ |
| યુરોપ | ૫,૭૪૦ |
| દક્ષિણ અમેરિકા | ૮૭૩ |
| આફ્રિકા | ૧,૫૬૦ |
| ઉત્તર અમેરિકા | ૧,૭૪૦ |
| ઓશિયાનિયા | ૮૧૬ |

જગતની વસતિનો કુલ સરવાળો ૨૨,૨૨૦ લાખ માણસોનો છે.

સૌથી ઓછી વસતિ આફ્રિકામાં છે. મોરોક્કોમાં ૫ કરોડ, સાઉથ આફ્રિકામાં ૮૫ લાખ અને ઇજિપ્તમાં ૧૫૨ લાખની વસતિ છે.

એશિયાના અફઘાનિસ્તાનમાં ૬,૩૮૦ હજાર, અરબસ્તાનમાં એક કરોડ, ચીનમાં ૪૬ કરોડ, હિંદમાં ૩૮॥ કરોડ, ઈરાકમાં ૩૦ લાખ, ઇરાનમાં ૧॥ કરોડ, જાપાનમાં ૯૭,૬૯૪, કોરિયામાં ૨૬,૦૦૦, મંચુકુઓમાં ૩॥ કરોડ, એશિયાઇ રશિયામાં ૫॥ કરોડ, સિયામમાં ૧। કરોડ અને તિબેટમાં ૩૦ લાખની વસતિ છે.

યુરોપમાં ઑસ્ટ્રિયા ૬૮ લાખ, બેલ્જિયમ ૮૨॥ લાખ, ચેકોસ્લોવેકિયા ૧॥ કરોડ. બલ્ગેરિયા ૬૧ લાખ, ડેન્માર્ક ૩૫ લાખ, ફ્રાન્સ ૪૧ કરોડ, ગ્રીસ ૬૬ લાખ, હંગેરી ૮૮ લાખ, નેધરલેન્ડ ૮૩ લાખ, નોર્વે ૨૮॥ લાખ, પોલાન્ડ ૩। કરોડ, રૂમાનિયા ૧॥। કરોડ અને યુગોસ્લાવિયા ૧॥ કરોડની વસતિના વિભાગો જર્મનીએ જીતી લીધા છે. ઇટલી (૪૧ કરોડ) એ જર્મનીનું મિત્ર છે. ગ્રેટ બ્રિટનની વસતિ ૪॥ કરોડની છે. આયર્લેન્ડની ૩૦ લાખની વસતિ છે. સૌથી વિશાળ વસતિ સોવિયેટ રશિયાની ૧૭ કરોડની છે.

ઉત્તર અમેરિકામાં કેનેડાની વસતિ ૧ કરોડ, ક્યુબાની ૩૭ લાખ, મેક્ષિકોની ૧॥। કરોડ, યુનાઇટેડ સ્ટેટ્સની ૧૨॥। કરોડની છે.

દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટાઈનની વસતિ ૧। કરોડ, બ્રાઝિલની ૪॥ કરોડ, કોલંબિયાની ૯૦ લાખ, ચીલીની ૪૪॥ લાખ, પેરૂની ૪૫ લાખ અને વેનેઝુએલાની ૩૦ લાખની વસતિ છે.

એશિયાનિયામાં ઑસ્ટ્રેલિયા (માત્ર ગોરી વસતિ છે) ૬૭ લાખ, ડચ ઇસ્ટ ઇન્ડિઝ ૬ કરોડ, ફિલિપાઈન્સ ટાપુઓ ૧૧ કરોડ અને ન્યુ ગીની ૪ લાખ માણસોની વસતિવાળા દેશો છે. જાપાને ઑસ્ટ્રેલિયા સિવાય આ બધા દેશો પર વિજય મેળવ્યો છે.

જગતમાં જાપાનિઝ સામ્રાજ્ય હમણાં સૌથી મોટું છે.

**જગતનાં શહેરો**—જગતમાં સૌથી વધારે વસતિ લંડન ૮૨ લાખ, ન્યુયોર્ક ૬૯ા લાખ, બર્લિન ૪૨ા લાખ, બ્યુએનોસએર્સ ૩૬ાા લાખ, ચિકાગો ૩૩ાા લાખ, પેરિસ ૨૮ લાખ, ડેટ્રોઇટ (યુ. સ્ટેટ્સ) ૧૫ાા લાખ, હેમ્બર્ગ ૧૬ાા લાખ, લેનિનગ્રેડ ૩૨ લાખ, મોસ્કો ૪૦ લાખ, કલકત્તા ૧૫ લાખ (૧૯૪૨ પ્રમાણે ૨૦ લાખ), ઓસાકા ૩૦ લાખ, રિઓ ડ જાનેરો ૧૭ લાખ, રોમ ૧૨ લાખ, શાંગાઈ ૩૪ લાખ, ટોકિયો ૬૮ાા લાખ, વિયેના ૧૨ાા લાખ, વોર્સો ૧૨ા લાખ, બ્રસેલ્સ ૧૩ લાખ, કેરો ૧૩ લાખ અને કેન્ટોન ૧૧ા લાખની વસતિ વાળાં શહેરો છે.

**જગતના પર્વતો**—જગતનાં પર્વતશિખરોમાં એશિયાનાં હિમાલયનાં માઉન્ટ એવરેસ્ટ ૨૯,૧૪૧ ફીટ, કેર ૨૮,૨૫૦ ફીટ, કાંચનજંગા ૨૮,૧૪૬ ફીટ, મકાલુ ૨૭,૭૯૦ ફીટ ઊંચાં છે. યુરોપમાં આલ્પસનાં શિખરો માઉન્ટ બ્લેન્ક ૧૫,૭૮૦ ફીટ અને મોન્ટેરોસા ૧૫,૨૧૭ ફીટ ઊંચાં છે. આફ્રિકામાં કિલિમાંજારો ૧૯,૭૦૦ ફીટ ઊંચાં છે. અમેરિકામાં એન્ડિઝ પર્વતોમાં એકોન્કુઆ ૨૩,૦૮૧ ફીટ ઊંચો છે. હિમાલય પર્વત ૧૫૦૦ માઈલ લાંબો હોઇને ૨૦૦ માઈલ પહોળો છે. એના ૯૩ શિખરો ૨૪,૦૦૦ ફીટ કરતાં ઊંચાં છે.

**જગતના ધર્મો**—ખ્રિસ્તી ધર્મમાં ૩૩ કરોડ, યાહુદીઓ ૧ાા કરોડ, મુસલમાનો ૨૧ કરોડ, બુદ્ધ ધર્મીઓ ૧૫ કરોડ, હિંદુઓ ૨૩ કરોડ, કોન્ફ્યુશિયનસને માનનારા ૩૫ કરોડ, શિન્ટોપન્થના ૨ાા કરોડ અને ભૂતપ્રેતમાં માનનારા ૧૪ કરોડ છે.

## જગતનાં સરોવરો—

| નામ | ક્ષેત્રફળ ચો. માઈલ |
|---|---|
| કાસ્પિયન | ૧,૭૦,૦૦૦ |
| સુપીરિયર | ૩૧,૨૦૦ |
| વિક્ટોરિયા ન્યાંઝા | ૨૬,૨૦૦ |
| આરલસી | ૨૪,૪૦૦ |
| હુરોન | ૨૩,૮૦૦ |
| મિશિગન | ૨૨,૪૫૦ |
| ચાડ | ૨૦,૦૦૦ |
| ન્યાસા | ૧૪,૨૦૦ |
| ટાંગાનેકા | ૧૨,૭૦૦ |
| વૈકલ | ૧૧,૫૮૦ |

## જગતના સાગરોની ઊંડાઈ—

જગતના સાગરોની ઊંડાઇ તથા ક્ષેત્રફળો.

| નામ | ક્ષેત્રફળ ચો.મા. | વધારેમાં વધારે ઊંડાઈ | તેનું સ્થાન |
|---|---|---|---|
| પેસિફિક | ૬,૩૯,૮૬,૦૦૦ | ૩૪,૪૧૦ | મિનાન્ડોથી દૂર |
| આટલાંટિક | ૩,૧૫,૩૦,૦૦૦ | ૨૭,૯૬૨ | પોર્ટોરિકાની નહેર |
| હિંદી મહાસાગર | ૨,૮૩,૫૦,૦૦૦ | ૨૨,૯૬૮ | સુંડાની નહેર |
| આર્કટિક | ૫૫,૪૧,૬૦૦ | ૧૬,૬૩૪ | ઉત્તર ધ્રુવ પાસે |
| મલાઈ | ૩૧,૩૭,૦૦૦ | ૨૧,૩૪૨ | ફ્રીની નહેર |
| ભૂમધ્ય | ૧૧,૪૫,૦૦૦ | ૧૨,૨૭૬ | પેલાદ્વીપ |
| ઇસ્ટ ચાઈના | ૪,૮૦,૦૦૦ | ૧૦,૫૫૦ | |
| જાપાન | ૪,૦૫,૦૦૦ | ૧૦,૨૦૦ | |
| રાતો સમુદ્ર | ૧,૭૮,૦૦૯ | ૭,૨૫૪ | |
| બાલ્ટિક | ૧,૫૮,૦૦૦ | ૧,૨૦૧ | |

**જગતની નહેરો**—જગતમાં અગત્યની ૧૫ેરો નીચે મુજબ છે:—

(૧) બકિંગહામ નહેર—ઇંગ્લાંડના પૂર્વ કિનારે વહાણો માટે જરૂરની છે.

(૨) એલ્બા—જર્મનીમાં કુલ ૪૧ માઈલ લાંબી છે.

(૩) ગ્રાન્ડ કેનાલ—ચીનમાં પીંપીગ અને હેંગપાન વચ્ચે ૭૦૦ માઈલ લાંબી છે.

(૪) કિલ નહેર—ઉત્તર સમુદ્રને બાલ્ટિક સમુદ્ર સાથે જોડતી ૬૧½ માઇલ લાંબી નહેર છે.

(૫) સારદા નહેર—૬૫૦ માઈલ મુખ્ય, ૬૦૦ માઈલ શાખાઓ મળી ૧૩ લાખ એકર જમીનને પાણી પાય છે.

(૬) પનામા નહેર—૫૦ માઇલ લાંબી, ૫૦૦ ફીટ પહોળી ૪૧ ફીટ ઉંડાઈની છે, એ આટલાંટિક અને પેસિફિક મહાસાગરોને જોડે છે. ન્યુયોર્ક અને સાનફ્રાન્સીસ્કો વચ્ચે ૯,૦૦૦ માઇલનું અંતર ટૂંકું કરે છે.

(૭) સુએઝની નહેર—૧૮૬૯માં ખુલ્લી મૂકાઇ. ૧૦૧ માઇલ લાંબી અને ૧૪૭ ફીટ પહોળી છે. તે રાતા સમુદ્રને ભૂમધ્ય સમુદ્ર સાથે જોડે છે. તે નહેરને લીધે લંડન—મુંબઈ વચ્ચેનું અંતર ૫,૦૦૦ માઇલ ઓછું થઇ જાય છે. એની પાછળ ખર્ચ ૨,૦૦,૦૦,૦૦૦ પૌંડ થયેલ હતું.

## જગતના મોટા ટાપુઓ—

| નામ | કયા સમુદ્રમાં | વિસ્તાર ચો. માઇલ |
|---|---|---|
| ગ્રીનલેન્ડ | આર્કટીક | ૮,૨૭,૩૦૦ |
| ન્યુગીની | પાસિફિક | ૩,૩૦,૦૦૦ |
| બોર્નીઓ | ,, | ૩,૦૭,૦૦૦ |
| માડાગાસ્કર | હિંદી | ૨,૨૮,૦૦૦ |
| સુમાત્રા | ,, | ૧,૬૩,૫૩૪ |
| ગ્રેટબ્રિટન | આટલાંટિક | ૮૮,૭૪૫ |
| જાવા | હિંદી | ૪૮,૪૦૦ |
| સિલોન | ,, | ૨૫,૪૦૦ |

## જગતનાં મોટાં રણો—

| નામ | વિસ્તાર ચો. માઇલ |
|---|---|
| ગ્રેટ અમેરિકન | ૧૦,૫૦,૦૦૦ |
| ગોબી (એશિયા) | ૩,૦૦,૦૦૦ |
| સહરા | ૨૦,૦૦,૦૦૦ |
| તિબેટ (એશિયા) | ૨૩,૦૦૦ |
| તરિમ (એશિયા) | ૧,૫૦,૦૦૦ |

**જગતના મોટા બંધો**—પાણીને અટકાવી નહેરોમાં વાળવા બાંધેલા બંધોની વિગત.

| નામ | સ્થાન | ખર્ચ લાખ રૂા. | પાણી સંગ્રહ-શક્તિ ૧૦ લાખ | બંધાતાં સમય |
|---|---|---|---|---|
| લૉઇડડૅમ | સિંધ | ૧૭૨ લાખ | ૨૪,૧૯૮ | ૬ |
| મેતુરડૅમ | મદ્રાસ | ૪૭૮ ,, | ૯૩,૫૦૦ | ૬ |
| આસૂઆન | ઇજિપ્ત | ૩૬૭ ,, | ૩૭,૬૦૦ | ૪ |
| સેનાર | આફ્રિકા | ૮૪૭ ,, | ૨૨,૫૬૦ | ૭ |
| કૃષ્ણરાજસા. | માઇસોર | ૨૫૦ ,, | ૪૩,૯૪૩ | ૧૬ |
| નિઝામસા. | હૈદ્રાબાદ | ૩૬૬ ,, | ૨૫,૫૫૬ | |

## જગતની રેલ્વેઓ-

જગતમાં જુદાજુદા દેશોમાં રેલ્વેઓ ૧૯૩૪ થી ૧૯૩૬ માં નીચે મુજબ હતી:—

| દેશ | માઇલો | દેશ | માઇલો |
|---|---|---|---|
| અમેરિકા | ૨,૪૦,૧૦૪ | જર્મની | ૩૩,૭૦૪ |
| આર્જેન્ટિના | ૨૪,૮૫૦ | ગ્રેટબ્રિટન | ૨૦,૧૭૦ |
| ઑસ્ટ્રેલિયા | ૨૭,૫૩૦ | હિંદ | ૩૯,૩૩૫ |
| કેનેડા | ૪૨,૩૦૭ | જાપાન | ૧૪,૨૪૩ |
| ફ્રાન્સ | ૨૭,૩૬૦ | ઇટાલી | ૧૧,૧૬૯ |
| દક્ષિણ આફ્રિકા | ૧૩,૮૫૫ | રશિયા | ૫૨,૦૮૯ |
| સ્વિડન | ૧૦,૪૫૪ | પોલેંડ | ૧૧,૧૬૯ |

જગતમાં રેલ્વેનો સૌથી લાંબો પૂલ (પૂર્વ આફ્રિકામાં) ૧૨,૦૬૪ ફીટ, રેલ્વેના સૌથી લાંબા પર્વત કોરીને બાંધેલા બુગદામાં બેનેવિસ ૧૫ માઇલ, શિમ્પથીન (સ્વિટ્ઝરલેન્ડ-ઇટાલી) ૧૬ માઇલ, જાપાનમાં ટના ૧૨॥ માઇલનો છે.

**જગતનું જૂનું ઊંચું વૃક્ષ**—અમેરિકામાં ૫૦૦ ફીટ ઊંચું અને ૫,૦૦૦ વરસ જૂનું વૃક્ષ છે.

## જગતની મોટી સ્ટીમરો

| નામ | ટનેજ | ધ્વજ | લંબાઈ (ફીટ) | પહોળાઈ (ફીટ) | કલાકના નોટ | બંધાયાની સાલ |
|---|---|---|---|---|---|---|
| ક્વીનઇલિઝાબેથ | ૮૫,૦૦૦ | બ્રિટિશ | ૧,૦૩૧ | ૧૭૮ | ૩૦ | ૧૯૩૯ |
| નૉર્મેન્ડી | ૮૨,૭૯૯ | ફ્રેન્ચ | ૧,૦૨૯ | ૧૨૦ | ૨૯.૬૪ | ૧૯૩૫ |
| ક્વીનમેરી | ૮૦,૭૭૩ | બ્રિટિશ | ૧,૦૧૮ | ૧૧૮ | ૨૯.૬૧ | ૧૯૩૬ |
| મેજેસ્ટિક | ૫૬,૬૨૨ | ,, | ૯૧૫ | ૧૦૦ | ૨૫.૨૬ | ૧૯૨૧ |
| બ્રિમેન | ૫૧,૬૫૬ | જર્મન | ૮૦૦ | ૧૦૨ | ૨૬.૨૭ | ૧૯૩૨ |
| યુરોપા | ૪૯,૭૪૬ | ,, | ૮૯૦ | ૧૦૨ | ૨૬.૨૭ | ૧૯૨૮ |
| રેકસ | ૫૧,૦૬૨ | ઇટાલિયન | ૮૦૦ | ૧૦૨ | ૨૫.૨૮ | ૧૯૨૨ |

## જગતની મોટી નદીઓ

| નદીનું નામ | કયા સમુદ્રમાં મળે છે | લંબાઈ માઇલો | દેશ |
|---|---|---|---|
| મિસિસિપી | મેક્ષિકાનો અખાત | ૪,૫૦૨ | ઉત્તર અમેરિકા |
| આમાઝોન | આટલાંટિક | ૪,૦૦૦ | ,, |
| નાઇલ | ભૂમધ્ય સમુદ્ર | ૪,૦૦૦ | ઇજિપ્ત |
| યાંગસે | ઉત્તર પેસિફિક | ૩,૪૦૦ | ચીન |
| યેનસી | આર્કટિક સમુદ્ર | ૩,૩૦૦ | ,, |
| કોંગો | આટલાંટિક | ૩,૦૦૦ | કોંગો |
| લીના | આર્કટિક સમુદ્ર | ૨,૮૦૦ | રશિયા |
| ઓબી | આર્કટિક સમુદ્ર | ૨,૭૦૦ | સાઇબિરિયા |
| નાઇઝર | ગિનીનો અખાત | ૨૬.૦૦ | ગીની |
| હોઆન્ગહો | ઉત્તર પેસિફિક | ૨,૬૦૦ | ચીન |
| સેંટલોરેન્સ | લોરેન્સ અખાત | ૧,૮૦૦ | કેનેડા |
| ડાન્યૂબ | કાળો સમુદ્ર | ૧,૭૨૫ | જર્મની |
| સિંધુ | અરબી સમુદ્ર | ૧,૭૦૦ | હિંદ |
| બ્રહ્મપુત્રા | બંગાળનો અખાત | ૧,૬૦૦ | ,, |
| ગંગા | બંગાળાનો અખાત | ૧,૫૦૦ | ,, |
| ટેમ્સ | ઉત્તર સમુદ્ર | ૨૧૦ | બ્રિટન |

## જગપ્રખ્યાત જળધોધ

| નામ અને સ્થાન | ઊંચાઇ (ફીટમાં) | નામ અને સ્થાન | ઊંચાઈ (ફીટમાં) |
|---|---|---|---|
| ગેવર્ની (ફ્રાંસ) | ૧,૩૫૮ | સથરલેંડ (ન્યુઝીલેન્ડ) | ૧,૯૦૪ |
| ગેરસપ્પા (હિંદ) | ૯૫૦ | ટક્કાહો (બ્રિ. કોલંબિયા) | ૧,૨૦૦ |
| કેઇટુર (બ્રિટીશ ગીઆના) | ૮૨૦ | ટગેલા (નાતાલ) | ૧,૮૦૦ |
| રિબન (યોસ્માઇટ પાર્ક) | ૧,૬૧૨ | સ્ટોબેક (સ્વિટ્ઝર્લૅન્ડ) | ૯૮૦ |
| વેટ્ટીસ (નોર્વે) | ૮૫૦ | જુકન (નોર્વે) | ૭૮૦ |

## જગતનાં વહેપારી જહાજોનો કાફલો

| વર્ષ | જહાજોની સંખ્યા | વહાણોમાં ભરાતા માલનું કુલ વજન (ટન) |
|---|---|---|
| ૧૯૩૬ | ૩૦,૯૨૩ | ૬,૫૦,૬૩,૬૪૩ |
| ૧૯૩૭ | ૨૯,૫૨૪ | ૬,૫૨,૭૧,૪૪૦ |
| ૧૯૩૮ | ૨૯,૪૦૯ | ૬,૬૮,૭૦,૧૫૧ |
| ૧૯૩૯ | ૨૯,૭૬૩ | ૬,૮૫,૦૯,૪૩૨ |

## જગતનાં મોટાં પુસ્તકાલયો

| પુસ્તકાલયનું નામ | શહેરનું નામ | પુસ્તકો |
|---|---|---|
| નેશનલ લાઇબ્રેરી | ( કીલ. યુ. એસ. એસ. આર.) | ૭૦,૯૭,૦૦૦ |
| પબ્લિક લેનિન લાઇબ્રેરી | ( મોસ્કો ) | ૬૬,૦૦,૦૦૦ |
| નેશનલ પબ્લિક લાઇબ્રેરી | ( લેનિનગ્રેડ ) | ૬૪,૯૯,૦૦૦ |
| કોંગ્રેસ લાઇબ્રેરી | ( વોશિંગ્ટન ) | ૪૯,૯૨,૦૦૦ |
| બિબ્લોપીક નેશનલ | ( પેરીસ ) | ૪૫,૫૦,૦૦૦ |
| બ્રિટિશ મ્યુઝિયમ | ( લંડન ) | ૪૪,૫૦,૦૦૦ |
| પ્રશિયન સ્ટેટ લાઇબ્રેરી | ( બર્લિન ) | ૨૬,૯૮,૦૦૦ |

## જગતના શ્રીમંત માણસો

| | |
|---|---|
| ૧ એડસલ ફોર્ડ | અમેરિકન |
| ૨ હેન્રી ફોર્ડ | અમેરિકન |
| ૩ ઈડુઆર્ડ દ રોથ્સચાઇલ્ડ | ફ્રેંચ |
| ૪ ડ્યુક ઓફ વેસ્ટ મિન્સ્ટર | બ્રિટિશ |
| ૫ વિલિયમ ઓફ હોહેન્ઝોલર્ન | જર્મન |
| ૬ વડોદરાના ગાયકવાડ | હિંદી |
| ૭ લોર્ડ આઇ વિઘ | બ્રિટિશ |
| ૮ આગાખાન | મુસલમાન |
| ૯ હૈદ્રાબાદના નિઝામ | મુસલમાન |
| ૧૦ ફ્રેડરિક ફીલક | જર્મન |

## જગતના મુખ્ય દેશોનાં જમીન પરનાં તથા હુવાઇ લશ્કરો (૧૯૩૮)

| દેશ | લશ્કરની કુલ સંખ્યા | વસતિના ટકા |
|---|---|---|
| સોવીએટ રશિયા | ૧,૮૦,૦૦,૦૦૦ | ૯·૪ |
| ઇટાલી | ૭૮,૪૭,૧૫૧ | ૧૭·૬૩ |
| જાપાન | ૬૨,૪૮,૦૦૦ | ૮·૬ |
| ફ્રાંસ | ૬૦,૯૬,૬૨૯ | ૧૪·૨ |
| જર્મની | ૪૧,૨૬,૦૦૦ | ૫·૨ |
| ચીન | ૨૦,૦૦,૦૦૦ | ૦.૪ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૧૧,૨૧,૬૦૫ | ૦·૨૫ |
| ગ્રેટબ્રિટન | ૬,૮૧,૧૪૩ | ૦.૪૩ |
| તુર્કસ્તાન | ૬,૬૧,૮૦૦ | ૪·૧ |
| યુનાઇટેડ સ્ટેટ્સ્ ( અમેરિકા ) | ૪,૯૩,૯૩૧ | ૦·૩૮ |

## જગતનું નૌકા સૈન્ય

| બ્રિટિશ | | જર્મની | | જાપાન | |
|---|---|---|---|---|---|
| લડાઈનાં વહાણો | ૧૫ | મોટાં વહાણો | ૬ | લડાઈનાં વહાણો | ૯ |
| ક્રુઝરો | ૫૧ | લડાઈનાં વહાણો | ૨ | સશસ્ત્ર ક્રુઝરો | ૬ |
| એરક્રેફ્ટ કેરીઅર્સ | ૭ | ક્રુઝરો | ૬ | એરક્રાફ્ટ કેરીઅરો | ૪ |
| ડિસ્ટ્રોયરો | ૧૬૨ | ડિસ્ટ્રોયરો | ૧૯ | ક્રુઝરો | ૩૪ |
| સબમરીનો | ૫૦ | | | ડિસ્ટ્રોયરો | ૯૪ |
| | | | | ટોર્પીડો બૉટ | ૪ |
| | | | | સબમરીનો | ૬૦ |

| યુનાઇટેડસ્ટેટ્સ્ (અમેરિકા) | | ફ્રાન્સ | | ઈટાલી | |
|---|---|---|---|---|---|
| લડાઈનાં વહાણો | ૧૫ | લડાઇનાં વહાણો | ૯ | લડાઇનાં વહાણો | ૪ |
| એરક્રાફ્ટ કેરીઅર્સ | ૪ | એરક્રાફ્ટ કેરીઅર | ૧ | સશસ્ત્ર ક્રુઝરો | ૨ |
| ભારે ક્રુઝરો | ૧૬ | ક્રુઝરો | ૧૫ | ક્રુઝરો | ૨૩ |
| હલકી ક્રુઝરો | ૧૦ | ડિસ્ટ્રોયર ફ્લોરિલા લીડર્સ | ૭૧ | ફ્લોટીલા લીડર્સ અને ડિસ્ટ્રોયર | ૯૯ |
| ડિસ્ટ્રોયરો | ૨૧૩ | ડિસ્ટ્રોયર સબમરીનો | ૮૭ | ટોર્પીડો બૉટ | ૨ |
| સબમરીનો | ૮૪ | | | સબમરીન | ૬૯ |

યુદ્ધને લીધે ઘણી મનવારો ડૂબી છે અને ઘણી નવી બંધાઇ છે. હમણાં સાગર ઉપર બ્રિટન સામુદ્રિક કાફલાનો કાબૂ છે.

## જગતના દેશોનું લડાયક લશ્કર

| | ચાલુ નોકરીમાં | કેળવાએલ અનામત | હવાઈ લશ્કર | કુલ | વસતિના ટકા |
|---|---|---|---|---|---|
| બ્રિ. સામ્રાજ્ય | ૩,૮૪,૭૮૦ | ૬,૬૯,૮૯૭ | ૫૭,૦૩૪ | ૧૧,૧૧,૭૧૧ | ૯·૨૬ |
| ફ્રાંસ | ૬,૫૮,૭૭૭ | ૫૫,૦૦,૦૦૦ | ૩૯,૮૬૦ | ૬૧,૯૮,૬૩૭ | ૧·૪૭ |
| જર્મની | ૬,૫૦,૦૦૦ | ૧૩,૬૮,૦૦૦ | ૧,૦૦,૦૦૦ | ૨૧,૧૮,૦૦૦ | ૩·૧૬ |
| ઇટાલી | ૧૩,૩૧,૨૦૦ | ૫૬,૩૯,૦૦૦ | ૨,૦૨,૩૯૫ | ૬૨,૯૪,૩૯૫ | ૧૪·૧ |
| જાપાન | ૨,૮૨,૦૦૦ | ૨૦,૦૦,૦૦૦ | ... | ૨૨,૮૨,૦૦૦ | ૨·૩ |
| રશિયા | ૧૫,૪૫,૦૦૦ | ૧૭,૯૪M | ... | ૧૯,૪૯M | ૧૧·૩ |
| તુર્કસ્તાન | ૧,૩૭,૦૦૦ | ૫,૩૨,૮૦૦ | ... | ૬,૬૫,૮૦૦ | ૪·૦ |
| યુનાઇટેડસ્ટેટ્સ્ અમેરિકા | ૧,૬૬,૧૩૯ | ૩,૦૮,૨૩૯ | ... | ૪૭,૩૭૮ | ૦·૩૬ |

**જગતના મોટા પગારદારો ( વાર્ષિક )—**

| | | |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ | ૭૫,૦૦૦ | ડૉલર |
| જાપાનના વડા પ્રધાન | ૮,૦૦૦ | યેન એટલે ૭,૪૮૮ |
| ઇંગ્લૅંડના વડા પ્રધાન | ૧૦,૦૦૦ | પૌંડ |
| ઇંગ્લૅંડના લોર્ડ ચૅન્સેલર | ૧૦,૦૦૦ | પૌંડ |
| હિંદના વાઇસરૉય | ૨,૫૦,૮૦૦ | રૂપિયા |
| ફ્યુહર અને ચૅન્સેલર (જર્મની) | ૩૭,૦૦૦ | રિશમાર્ક, તે ઉપરાંત |

વાર્ષિક ૧,૨૦,૦૦૦ રિશમાર્ક એલાવન્સના આપવામાં આવે છે.

## જગતના ઇતિહાસના મુખ્ય બનાવો:

**ઈ. સ. પૂર્વે વર્ષ—**

૩૫૦૦ મહાભારતનું યુદ્ધ.
૨૮૦૦ મોહન-જો-ડેરોની સંસ્કૃતિ.
૨૦૦૦ યુરોપિયન ઇતિહાસકારોની ગણતરી મુજબ આર્યો એશિયા અને યુરોપમાં આવી વસ્યા.
૧૫૦૦ વેદોની રચના ઋગ્વેદની ઋચાઓ રચાઇ.
૧૦૦૦ હોમરનો સમય. ઈલિયડ રચાયું.
૮૦૦ કાર્થેજ મહારાજ્ય બંધાયું.
૭૬૦ ઇજિપ્ત ઇથોપિયનોએ લીધું.
૭૫૩ રોમ શહેરની સ્થાપના.
૭૪૫ એસિરીઅન સામ્રાજ્ય સ્થાપ્યું.
૬૪૪ ઇજિપ્તમાં ૨૬ મા વંશની સ્થાપના.
૬૦૫ ઇરાનમાં ઝરથુસ્ત થયા.
૫૫૦ બુદ્ધ ભગવનાનો સમય.
૫૩૯ સાઇરસે ઇરાની સામ્રાજ્યની સ્થાપના કરી.
૪૭૭ બુદ્ધ ભગવાનનું નિર્વાણ.
૩૯૯ એથેન્સના લોકોએ સૉક્રેટીસને દેહાંત દંડ આપ્યો.
૩૫૬ મહાન સિકંદરનો જન્મ.
૩૨૭ સિકંદરનો હિંદ ઉપરનાં આક્રમણનો સમય.
૩૨૨ ચંદ્રગુપ્ત મૌર્યે પાટલી પુત્રમાં સામ્રાજ્યની સ્થાપના કરી.
૨૭૨ પ્રિયદર્શી અશોક સમ્રાટ થયો.
૨૧૮ હનિબાલની સ્પેનમાર્ગે થઈ ઈટાલીમાં કૂચ.
૧૫૬ કાગળની શોધ થઇ, તે પહેલાં ચીનમાં ભોજપત્ર વપરાતાં.
૧૦૨ જુલિયસ સીઝર રોમના મહાન સેનાધ્યક્ષનો જન્મ.
૫૫ સીઝરનું બ્રિટન ઉપર આક્રમણ.

**ઇ. સ.—**

૩૦ જીસસ ખ્રિસ્તને ક્રોસ ઉપર ચઢાવે છે.
૧૬૪ એશિયા મહાન પ્લેગથી ઉજ્જડ થયો.
૨૨૭ પહેલા અરદેશરે ઈરાનમાં રાજ્ય સ્થાપ્યું.
૫૬૯ મક્કામાં પયગંબર મહમદ સાહેબનો જન્મ
૬૦૬ હર્ષવર્ધન સમ્રાટ બને છે.
૬૧૧ મહમદ પયગંબર ઇસ્લામ ધર્મની ઘોષણા કરે છે.
૬૩૨ પયગંબરનું અવસાન. અબુબકર ખલીફા થાય છે.
૬૩૪ ઉમર ખલીફા બની મોટા વિજયો મેળવે છે.
૬૪૩ ઓથમાન ખલીફા થાય છે.
૭૧૧ મુસલમાનોનો હિંદમાં પહેલવહેલો પ્રવેશ.
૭૪૧ શાર્લમેન સમ્રાટ બને છે.
૮૪૯ મહાન આલફ્રેડનો બ્રિટનમાં જન્મ.
૧૦૦૧ હિંદમાં મહમદગીઝનીએ આક્રમણ કરીને પેશાવર પાસે યુદ્ધમાં જયપાલને હરાવ્યો.
૧૦૬૬ નૉર્મન લોકોએ ઇંગ્લૅંડનો જય કર્યો. વિલિયમ વિજેતા રાજ્યવંશની સ્થાપના કરે છે.
૧૨૧૫ મૅગ્નાચાર્ટા સ્વતંત્રતાના પહેલા ખત ઉપર જોન સહી કરે છે.
૧૨૬૫ બ્રિટિશ આમ સભાની પ્રથમ સ્થાપના.
૧૩૦૨ ઇટાલિયન ફલેવો ગિયોજાએ હોકાયંત્ર શોધી કાઢયું.
૧૩૪૪ યુરોપમાં સોનાના સિક્કાનો ઉપયોગ શરૂ થયો.
૧૩૯૮ હિંદ ઉપર તૈમુર લંગ આક્રમણ લાવે છે.
૧૪૩૧ ફ્રાન્સની મહા શૂરવીર કન્યા જોન ઑફ આર્કને અંગ્રેજો સળગાવી મૂકે છે.
૧૪૪૦ ગટનબર્ગે જર્મનીમાં છાપખાનાની શરૂઆત કરી.
૧૪૫૩ તુર્કોએ કૉન્સ્ટાન્ટિનોપલ લઇ તુર્ક સામ્રાજ્યની સ્થાપના કરી.
૧૪૬૯ શીખોના પ્રથમ ગુરુ શ્રી નાનકનો જન્મ.
૧૪૭૬ કૅક્સ્ટને ઇંગ્લૅંડમાં સ્વતંત્ર રીતે છાપખાનાની શોધ કરી.
૧૪૮૬ બાર્થોલોમ્યુ-ડી-આઝે કેપને માર્ગે પ્રદક્ષિણા કરી.
૧૪૯૨ સ્પેનના કોલંબસે અમેરિકા ખંડની મુલાકાત લીધી.
૧૪૯૮ હિંદના પ્રથમ શોધક વાસ્કોડીગામાએ કલીકટની મુલાકાત લીધી.
૧૫૦૦ બ્રાઝિલ શોધાયું ફીરંગીઓએ કલીકટમાં કોઠી નાંખી.
૧૫૧૩ બલ્બોઆએ પેસિફિકની શોધ કરી.
૧૫૧૭ માર્ટીનલ્યુથરે પ્રોટેસ્ટંટ સંપ્રદાયની શરૂઆત કરી.
૧૫૨૫ બાબરે પાણીપતમાં જિત મેળવી મોગલ સામ્રાજ્યની સ્થાપના કરી.
૧૫૫૬ મહાન અકબરના સામ્રાજ્યની ચઢતી.
૧૫૬૪ મહાન નાટકકાર શેકસપિયરનો જન્મ.
૧૫૭૭ ખિસ્સા ઘડીયાળ શોધાયું.
૧૫૯૯ ડચ વેપારીઓએ હિંદમાં આવી કોઠી સ્થાપી.
૧૬૦૦ હિંદમાં વેપાર માટે બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ.
૧૬૦૩ ઇંગ્લૅંડ અને સ્કૉટલૅન્ડ બંને દેશો એક રાજા-જેમ્સ પહેલા-નીચે જોડાઇ જાય છે.
૧૬૦૭ ગેલીલીઓએ પહેલું દૂરબીન શોધી કાઢયું.
૧૬૧૫ સર થૉમ્સરૉ જહાંગીરના દરબારમાં એલચી તરીકે આવેલો.
૧૬૧૯ અમેરિકાનાં સંસ્થાનોમાં સીદીઓને ગુલામગીરીમાં દાખલ કરે છે.
૧૬૨૨ શાહજહાનના સમયમાં અંગ્રેજોને સુરતમાં કોઠી સ્થાપવાની રજા મળે છે.
૧૬૪૨ ન્યુઝીલાન્ડ અને ટાસ્માનીઆની શોધ થઈ.
૧૬૪૯ રાજા ચાર્લ્સ પહેલાનો શિરચ્છેદ.
૧૬૬૨ બ્રિટનના રાજાને પોર્ટુગલના રાજા તરફથી વિવાહના દાયજામાં મુંબઈ મળે છે.
૧૬૮૯ ગુરુત્વાકર્ષણની શોધ ન્યુટને કરી.
૧૬૯૪ બૅંક ઑફ ઈંગ્લૅન્ડની સ્થાપના.
૧૭૦૭ સમ્રાટ ઔરંગઝેબનું મૃત્યું.
૧૭૨૧ ફેરનહીટે થરમૉમિટરની શોધ કરી.
૧૭૩૯ ઈરાનના સમ્રાટ નાદીરશાહે હિંદ ઉપર આક્રમણ કર્યું.
૧૭૫૫-૬૩ યુરોપમાં બ્રિટન ફ્રાન્સ, ઑસ્ટ્રીઆ વચ્ચે સપ્તવર્ષી યુદ્ધ થયું.
૧૭૫૭ પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવી ક્લાઇવ હિંદમાં બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપે છે.

૧૭૬૩ પેરીસની સુલેહથી કેનેડા બ્રિટનને મળે છે.
૧૭૭૪ વૉરન હેસ્ટિંગ્સ હિંદનો પહેલો બ્રિટિશ ગવર્નર જનરલ થાય છે.
૧૭૭૫ અમેરિકા બ્રિટન સાથે સ્વાતંત્ર્ય માટે લડે છે.
૧૭૮૮ વૉરન હેસ્ટિંગ્સ ઉપર ઉમરાવોની સભામાં ફરિયાદની શરૂઆત થઇ.
૧૭૮૯ મહાન ફ્રેન્ચ વિપ્લવની શરૂઆત.
૧૮૦૪ નેપોલિયન બોનાપાર્ટ શહેનશાહ થયો.
૧૮૦૫ ટ્રફાલ્ગરનું મોટું સાગરયુદ્ધ નૌકાધ્યક્ષ નેલ્સનનું મૃત્યુ.
૧૮૧૮ મરાઠાઓનો બ્રિટિશો પરાજય કરે છે.
૧૮૨૫ સ્ટોકટનથી ડાર્લિંગ્ટન સુધી પહેલી રેલવે બંધાઇ.
૧૮૩૧ લૉર્ડ વિલિયમ બેન્ટીકે હિંદમાં સતીનો રિવાજ બંધ કર્યો.
૧૮૩૩ બ્રિટિશ સત્તાએ ગુલામગીરીની પ્રથા કાયદાથી બંધ કરી.
૧૮૩૭ રાણી વિક્ટોરીઆ ગાદીએ આવ્યાં.
૧૮૪૫ સર જોહોન ફ્રાંકલિને આર્કટિક એટલે ઉત્તર ધ્રુવના પ્રદેશની સફર કરી.
૧૮૫૩ હિંદમાં પહેલી રેલ્વે ખુલ્લી મૂકી.
૧૮૫૭ હિંદમાં બળવો થયો. ત્રણ મુખ્ય શહેરોમાં યુનિવર્સિટીઓ સ્થપાઇ.
૧૮૫૮ મહારાણી વિક્ટોરીઆ હિંદના સમ્રાજ્ઞી તરીકે જાહેર થયાં.
૧૮૬૫ અમેરિકામાં ગુલામોની મુક્તિ માટેના યુદ્ધની શરૂઆત.
૧૮૬૯ મો. લેસેપ્સિસે સુએઝની નહેર બાંધીને યુરોપનો માર્ગ ટુંકાવી નાંખ્યો.
૧૮૭૦ ફ્રાન્સ અને જર્મની વચ્ચેના યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય.
૧૮૭૧ અલીગઢ યુનિવર્સિટીની સ્થાપના સર સૈયદ અહમદે કરી.
૧૮૭૭ જોસફ એડિસને ફોનોગ્રાફ-બોલતા યંત્રની શોધ કરી.
૧૮૮૫ હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના.
૧૮૯૬ ઈટાલીના ગુગ્લિલ્મો માર્કોનીએ બીનતારી સંદેશા મોકલવાની પદ્ધતિ શોધી.
૧૮૯૯–૧૮૯૨ ટ્રાન્સવાલમાં બોઅરો ઉપર અંગ્રેજોએ આક્રમણ કરી ટ્રાન્સવાલ જીતી લીધું.
૧૯૦૧ રાણી વિક્ટોરીઆનું મૃત્યું. સાતમા એડવર્ડ રાજ્યગાદી ઉપર આવ્યા.
૧૯૦૩ રાઇટભાઇઓએ પહેલવહેલાં વિમાન ઉડાડ્યું.
૧૯૦૪ રશિયા અને જાપાન વચ્ચે મોટું યુદ્ધ, રશિયાનો પરાજય
૧૯૦૫ હિંદમાં તેમાં પણ મુંબઈ ઇલાકામાં મોટો પ્લેગ.
૧૯૦૬ દક્ષિણ આફ્રિકાને જવાબદાર રાજતંત્ર અપાયું. બંગાળના ભાગલા થયા.
૧૯૦૯ કમાન્ડર પીઅરી ઉત્તર ધ્રુવ સુધી પહોંચ્યો.
૧૯૧૦ એડવર્ડ સાતમાનું અવસાન. જ્યોર્જ પાંચમા ગાદીએ આવ્યા.
૧૯૧૧ હિંદની રાજ્યધાની કલકત્તામાંથી ખસેડી લઈ દિલ્હીને રાજ્યધાની તરીકે જાહેર કરવામાં આવ્યું.
૧૯૧૨ ચીનને સુનયાસેને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. કેપ્ટન એમન્ડસન દક્ષિણ ધ્રુવમાં પહોંચ્યો.
૧૯૧૪ જુલાઇ તા. ૨૮ના રોજ યુરોપમાં મહાયુદ્ધની ચીનગારી લાગી, દાવાનળ પ્રકટ્યો.
૧૯૧૭ રશિયામાં ઝાર પદભ્રષ્ટ થઇ સામ્યવાદીઓનું રાજ્ય થયું. યુ. સ્ટેટ્સ ઓફ અમેરિકાએ, સબમરિનથી જર્મનોએ ઇ. લુસ્ટાનીઆ ડુબાડી તેથી જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું.
૧૯૧૮ કૈસર ગાદીત્યાગ કરી હોલેન્ડમાં આવી વસ્યા. દુકાળને લીધે જર્મનોને સુલેહ માગવાની ફરજ પડી.
૧૯૧૯ જૂન તા. ૨૮મીએ વિશ્વયુદ્ધના સુલેહકરારો ઉપર વર્સેલ્સ ખાતે સહીઓ થઈ.
૧૯૨૦ જર્મની, રશિયા, તુર્કી, ઑસ્ટ્રીઆને રાષ્ટ્રસંઘની પહેલી બેઠકમાંથી બાતલ કરવામાં આવ્યાં. અમેરિકાની કોંગ્રેસે રાષ્ટ્રસંઘમાં પ્રતિનિધિ મોકલવા મનાઇ કરી. અમેરિકામાં દારૂનિષેધ કાયદો અમલમાં આવ્યો.
૧૯૨૧ (૧) હિંદની પ્રાંતીય સુધારાની યોજના અમલમાં આવી.
(૨) મહાત્મા ગાંધીજીએ અસહકારની પહેલી ચળવળ શરૂ કરી.
(૩) ઈટાલીમાં મુસોલિનીના પ્રેસીડન્ટપદે શાસન હાથમાં લીધું.
૧૯૨૨ (૧) કમાલઆના તુર્કના સૈન્યે ગ્રીકોનો પરાભવ કર્યો.
(૨) વોશિંગ્ટનમાં પાંચ મહારાજ્યો વચ્ચે દરિયાઈ કરારો થયા, તે મુજબ બ્રિટનને પાંચ, જર્મની, ઈટાલી અને જાપાનને ત્રણ ભાગે સાગર કાફલો બાંધવાની શરતો થઈ.
(૩) આઇરિશ ફ્રી સ્ટેટ્સની સ્થાપના વેલેરાએ કરી.
(૪) તુર્કીમાં સુલતાનને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય થયું.
૧૯૨૪ (૧) રશિઆના સામ્યવાદના વડા લેનિનનું મૃત્યુ.
(૨) ગ્રીસને પ્રજાસત્તાક રાજ્ય તરીકે સૈન્યાધ્યક્ષે જાહેર કર્યું.
(૩) ઈંગ્લેન્ડમાં રામ્સે મેકડોનલ્ડની પહેલી મજૂર સરકાર ઊભી કરી.
૧૯૨૫ (૧) ઈરાનમાં આહમદશાહ પદભ્રષ્ટ થયા અને રીઝાશાહ પહેલવી રાજ્ય ઉપર આવ્યા.
(૨) પ્રજાસત્તાક જર્મનીના હેર ઈબર્ટ પછી બીજા પ્રમુખ માર્શલ હીંડનબર્ગ થયા.
૧૯૨૭ હિંદી સરકારે ૧૮ પેન્સનો રૂપિયો સ્થિર કરી હિંદને અન્યાય આપ્યો.
૧૯૨૮ સ્ટેલિને રશિયામાં પંચવર્ષીય ઔદ્યોગિક અને ખેતીવિકાસની યોજના અમલમાં મૂકી.
૧૯૨૯ (૧) અફઘાનિસ્તાનમાં નાદીરશાહ ગાદીએ આવ્યો.
(૨) હિંદની રાષ્ટ્રીયસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કર્યું.
૧૯૩૦ (૧) તા. ૧૨ મી નવેંબરે પહેલી હિંદી ગોળમેજી રાજકીય પરિષદ લંડનમાં ભરાઈ.
(૨) લંડનમાં મોટાં રાજ્યોએ દરિયાઇ સુલેહ પર સહી કરી.
(૩) મહાત્મા ગાંધીજી અને મહાસભાના ૦।। લાખ સભ્યોની ધરપકડ.
(૪) સ્પેનના રાજાનો રાજ્યત્યાગ, પ્રજાતંત્ર તરફ પ્રયાણ.
(૫) જગતની મહામંદીની શરૂઆત.
૧૯૩૧ (૧) લૉર્ડ ઇરવીન અને મહાત્માજી વચ્ચે કરારનામું થયું.
(૨) લંડનમાં બીજી ગોળમેજી પરિષદમાં મહાત્માજી અને આગેવાનો મંત્રણા માટે ગયા.
(૩) લૉર્ડ વિલિંગ્ડન વૉઇસરૉય તરીકે આવ્યા.
(૪) હિંદમાં ઈ. સ. ૧૯૩૧ ની વસતિગણતરી શરૂ થઇ.
(૫) યુ. સ્ટેટના પ્રેસિડેન્ટે લડાઈના કરજને એક વરસ માટે મુલતવી રાખવાની જાહેરાત કરી.

(૬) બ્રિટનની મજૂર સરકારે સોનાના ધોરણને ત્યજી કાગળનું ધોરણ સ્વીકાર્યું.

(૭) હિંદ મંદીના અમલમાં આવ્યું.

૧૯૩૨ (૧) લંડનમાં ભરવામાં આવેલી આર્થિક પરિષદ નિષ્ફળ ગઇ.

(૨) હિંદમાં મહાત્મા ગાંધીજી અને રાષ્ટ્રીય મહાસભાના અનુયાયીઓની મોટી ધડપકડ.

(૩) હિંદ સંબંધી વડા પ્રધાન જેમ્સ મેકડોનલ્ડે કોમી ચુકાદો જાહેર કર્યો. મહાત્મા ગાંધીજીએ હરિજનોને ન્યાય અપાવવા ઉપવાસ આદર્યા.

(૪) બ્રિટનના વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડે લુસેન પરિષદ ખુલ્લી મૂકી.

(૫) હિંદની ત્રીજી ગોળમેજી પરિષદ લંડનમાં ભરાઈ.

(૬) જગતની મહામંદીનો વધુ વિકાસ.

૧૯૩૩ (૧) હિટલર નાત્ઝી પક્ષના આગેવાન તરીકે જર્મનીમાં સર્વાધ્યક્ષ થયો.

(૨) હિંદમાં સુધારા આપવા માટેનું શ્વેતપત્ર પ્રજાને પસંદ પડયું નહિ.

(૩) મહાસભાએ સવિનય ભંગની ચળવળ મોકૂફ રાખી.

(૪) જાપાનના ધરતીકંપથી ૨૦ હજાર માણસો માર્યા જઇ અબજો યેનનું નુકસાન થયું. જાપાને રાષ્ટ્ર સંઘમાંથી રાજીનામું આપ્યું.

(૫) જકાતની મોટી આર્થિક પરિષદ લંડનમાં મળી.

(૬) મંચુરિયા જાપાને પચાવી પાડયું.

૧૯૩૪ (૧) દશ લાખ ગાંસડી હિંદનું કપાસ લે તો ૪ કરોડ વાર કાપડ હિંદમાં મોકલી શકે અને ૫૦ ટકા જકાત એને આપવી, એમ આગળ સંખ્યાની વિકાસના કરાર હિંદ–જાપાન વચ્ચે થયા.

(૨) નેપાળ, બિહારના મોટા ધરતીકંપથી જાનમાલ અને ખેતીની મહાન નુકસાની.

(૩) જકાતની મહામંદીનો વધુ પ્રસાર.

૧૯૩૫ (૧) કવેટાના ધરતીકંપથી જાનમાલનું મોટું નુકસાન.

(૨) હિંદને નવા સુધારા આપવાનો કાયદો પસાર થયો.

(૩) મુસોલિનીએ હબશીનીઆ ઉપર આક્રમણ કર્યું.

(૪) જગતની મંદી ચાલુ.

૧૯૩૬ (૧) શહેનશાહ જ્યોર્જ પાંચમાનો પચીસ વરસના રાજ્યને અંતે સ્વર્ગવાસ. આઠમા એડવર્ડ ગાદીએ આવ્યા.

(૨) જર્મન સૈન્યે (અંગ્રેજોનાં આંખમીચામણાંથી) હ્રાઈનલેન્ડમાં સૈન્ય મોકલ્યું.

(૩) સિંધ અને ઓરીસ્સાને જુદા પ્રાંતો જાહેર કરી એમને આર્થિક મદદ આપવાની જાહેરાત થઇ.

(૪) લૉર્ડ વિલિંગ્ડન પછી લૉર્ડ લિન્લીથગો હિંદના વાઈસરોય થયા.

(૫) ઇટાલી વિમાનો અને ઝેરી ગેસની મદદથી હબસીનીઆનો પરાજય કરે છે.

(૬) બ્રિટન ઇજીપ્તને અમુક પ્રમાણમાં સ્વતંત્રતા છે. માત્ર સુએઝની નહેરનો કબજો લશ્કરી દળ દ્વારા રાખે છે.

(૭) સ્પેનમાં જનરલ ફ્રાન્કો બળવો ઉઠાવે છે. જર્મની ઇટાલીના સહકારથી એમાં એને ફતેહ મળે છે.

(૮) પેલેસ્ટાઈનમાં જેરૂસલેમના મુફતી ,બળવો પોકારે છે.

(૯) યુ. સ્ટેટ્સના પ્રેસિડેન્ટ તરીકે રૂઝવેલ્ટની ચૂંટણી બીજી વખત થઇ.

(૧૦) એડવર્ડ આઠમાનો પ્રેમ ખાતર ગાદીત્યાગ. સમ્રાટ જ્યોર્જ છઠ્ઠાનું ગાદી ઉપર આવવું.

(૧૧) જગતની મહામંદી હજી ઘટી નથી.

૧૯૩૭ (૧) હિંદી રાષ્ટ્રીય મહાસભા હિંદમાં બહુમતીવાળા પ્રાંતમાં પ્રધાનમંડળો સ્થાપવા નિશ્ચય કરે છે.

(૨) ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલીઅન સબમેરિનો ચાંચીઆગીરી કરતી હતી, તે અટકાવવા માટે નિયો પરિષદ મળી.

(૩) ન્યુ દિલ્હીમાં સર મોરીસ ગ્વાયરના મુખ્ય ન્યાયાધિશપણા નીચે ફિડરલ કોર્ટની સ્થાપના.

(૪) "ચીનનું છમકલું" કરીને જાપાને ચીન સાથે યુદ્ધની શરૂઆત કરીને વિજયો મેળવવા માંડયા.

(૫) મહામંદીમાં ઓટ આવે છે.

૧૯૩૮ (૧) હિટલરની લશ્કરી તૈયારીઓ પૂરી થઇ. અંગ્રેજોના આંખમીંચામણાથી એણે ઑસ્ટ્રીઆ લઈ લીધું.

(૨) ઇટાલીના હબસીનીઆના વિજયના કરારો સ્વીકારી અંગ્રેજો ઇટાલી સાથે મૈત્રી બાંધે છે.

(૩) સ્પેનની સરકારનો પરાભવ શરૂ થયો.

(૪) ચેકોસ્લોવાકિયાની જર્મનીને બ્રિટન તથા ફ્રેન્ચ તરફથી ભેટ મળે છે.

૧૯૩૯ (૧) સ્પેન જનરલ ફ્રાન્કોના કબજામાં આવે છે.

(૨) ઇટાલી આલ્બેનીઆને પચાવી પાડે છે.

(૩) જર્મનીએ પોલાન્ડ ઉપર આક્રમણ કર્યું.

(૪) બ્રિટન તથા ફ્રાન્સે નાત્સી જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું.

(૫) જર્મનીએ રશિયાને પચાવી પોલાન્ડના ભાગલા કરી વહેંચી લીધું.

(૬) સોવિયેટ રશિયા અને ફીનલેન્ડ વચ્ચે યુદ્ધ થયું.

૧૯૪૦ (૧) રશિયન સૈન્યે ફિનલેન્ડ ઉપર જીત મેળવી.

(૨) રશિયા અને જર્મની વચ્ચે દશ વરસોના સુલેહના કરારો થાય છે.

(૩) જર્મની લક્ષ્મ્બર્ગ, ડેન્માર્ક, હોલાન્ડ, બેલ્જિઅમ અને ફ્રાન્સને જીતી લે છે. જર્મન વિજયો એક પછી એક ત્વરાથી થાય છે.

(૪) ઇટાલી ઇજીપ્ત ઉપર આક્રમણ કરે છે.

(૫) જાપાનનું સૈન્ય હિંદી ચીનમાં પ્રવેશ કરે છે.

(૬) ઇટાલી ગ્રીસ ઉપર આક્રમણ કરે છે.

(૭) બ્રિટન ઉપર જર્મનોના વિમાની બોમ્બ મારાની શરૂઆત.

૧૯૪૧ (૧) જર્મની બાલ્કન રાજ્યો, યુગોસ્લોવેકિયા, ગ્રીસ, ક્રીટ જીતી લે છે. બલ્ગેરીઆ તેની તરફ ભળે છે.

(૨) જર્મની રશિઆ ઉપર આક્રમણ કરી એનો મોટો વિસ્તાર જીતી લે છે.

(૩) હિંદમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સના મિશનને નિષ્ફળતા મળે છે.

(૪) ઇટાલીનાં સૈન્યો ઇજીપ્તમાંથી ભારે નુકસાની પછી પાછાં ફરે છે.

(૫) જર્મનીની મદદથી ઇટાલિયનો ઈજિપ્ત ઉપર આક્રમણ કરે છે.

(૬) જર્મની રશિયામાં મોસ્કો, લેનીનગ્રાડ સુધી પહોંચે પહોંચે છે.
(૭) ચીન–જાપાનનું યુદ્ધ ચાલુ છે.
(૮) જાપાન મિત્રરાજ્યો સાથે યુદ્ધ જાહેર કરે છે. અમેરિકા યુદ્ધમાં જોડાય છે.

૧૯૪૨ (૧) અમેરિકા યુદ્ધ માટે જંગી શસ્ત્રસામગ્રીઓ બનાવે છે.
(૨) જર્મનીનાં સૈન્યો રશિયામાં શિયાળાને લીધે પાછાં હટે છે. રશિયા પ્રતિઆક્રમણ કરે છે.
(૩) ઈટાલી તેમ જ જર્મનીનાં સૈન્યો બ્રિટિશ સૈન્યોને પાછાં હઠાવીને ઠેઠ એલેક્ઝાન્ડ્રીઆ સુધી પહોંચે છે.
(૪) જર્મની રશિયામાં આગળ વધીને સેબાસ્ટોપલ લે છે. રોસ્ટોવ જીતી લે છે; સ્ટેલિનગ્રેડને ઘેરો ઘાલે છે; કોકેસસ ઉપર આક્રમણ કરે છે; રશિઅન સૈન્યો પીછેહઠ કરે છે.
(૫) બ્રિટનનાં વિમાનો જર્મની ઉપર આક્રમણ કરે છે.
(૬) જાપાન હોંગકોંગ, મલાયા, ફિલિપાઈન્સ, સુમાત્રા, બોર્નીઓ, સેલીબસ, ગુઆમ, જાવા વગેરે પૅસિફિકના ટાપુઓ જીતી લે છે, બ્રહ્મદેશ પણ જીતી લે છે.
(૭) જાપાન અમેરિકન, અંગ્રેજી, કાફલાઓને મોટું નુકસાન કરીને સમુદ્ર તેમ જ આકાશમાં પોતાનું આધિપત્ય સ્થાપે છે.
(૮) હિંદમાં અસહકારની જાહેરાત થાય છે. રાષ્ટ્રીય પક્ષના સભ્યોની ધરપકડ શરૂ થાય છે. દમનનીતિનો પ્રારંભ.
(૯) હિંદ ઉપર જાપાનિઝ આક્રમણનો ભય ઉપસ્થિત થાય છે.
(૧૦) લીબિયામાંથી જર્મન સૈન્યો પાછાં હઠે છે. અંગ્રેજી સૈન્યોને વિજયો મળે છે. ઇજિપ્ત ઉપરનો ભય ઘટે છે.
(૧૧) અંગ્રેજ અમેરિકન સૈન્યો ફ્રેંચ ઉત્તર આફ્રિકાનો કબજો લે છે. જર્મની રક્ષણ માટે હવાઈ સૈન્યો મોકલે છે.
(૧૨) જર્મની આખા ફ્રાન્સનો કબજો લે છે. વીચીની ફ્રેંચ સરકાર નકામી બને છે.
(૧૩) અમેરિકાની ઉત્પાદનશક્તિ ખૂબ વિકાસ પામે છે. યુદ્ધમાં હવે એ અગ્રસ્થાન લે છે. જાપાન સાથે સોલોમન ટાપુ અને ન્યુગીનીમાં યુદ્ધ કરે છે.
(૧૪) એટલાન્ટિક મહાસાગરમાં અંગ્રેજ–અમેરિકન નૌકાઓ ડુબાડવાનું કામ ચાલે છે.
(૧૫) રશિઆમાં રશિઅનોએ જર્મની ઉપર પ્રતિઆક્રમણ શરૂ કર્યું.
(૧૬) ચીન–જાપાન યુદ્ધ ચાલુ છે.
(૧૭) તુલોનના બંદર જર્મનીએ લઇ લીધાથી ફ્રેંચ નૌકાકાફલો આપઘાત કરી ડૂબી મરે છે.
(૧૮) અમેરિકામાં ૧૦૦ અબજ ડૉલરનું ગંજાવર બજેટ રજૂ થાય છે. લાખો રણગાડીઓ, વિમાનો, સ્ટીમરો, અને મનવારો બંધાય છે.

**જગતયુદ્ધથી તકલીફો :** જગત ૧૯૩૯ થી મહાયુદ્ધમાં સપડાયું છે. ૧૯૪૨ નું વરસ પૂરું થવા આવ્યું. સબમરિનો, વિમાનો, રણગાડીઓ, મોટી તોપોથી ભયંકર જાનમાલનું નુકસાન થાય છે. વાણિજ્ય ઈ૦ સર્વે અટકી પડયું છે. પ્રજાઓનાં [ખાસ કરી યુરોપ, અમેરિકા અને જાપાન] નાનાં મોટાં સઘળા રાજ્યો બીજું સર્વે કામ છોડી યુદ્ધ લડવા અને યુદ્ધની વસ્તુઓના ઉત્પાદનમાં એક ચિત્તથી લાગી પડયાં છે. ઉદ્યોગોના ઓછામાં ઓછાં દશ લાખ કારખાનાં યુદ્ધ સંબંધી શસ્ત્રસામગ્રીઓ જ માત્ર પેદા કરે છે. યુદ્ધ માટે લગભગ ૬ કરોડ યુવાનો લશ્કરી તાલીમ લે છે. ત્રણ કરોડ માણસો સૈનિકો બની યુદ્ધ લડે છે, અથવા વિમાનો સાગરોમાં પાણીની પરવાહ વગર ચોકી કરે છે. કુલ ૫૦ કરોડની વસતિ એકચિત્તે યુદ્ધનું કામ સીધી અથવા આડકતરી રીતે કરે છે. યુરોપ અમેરિકાની પ્રજાઓ ઉપર મોટો કર લદાયો છે. પ્રજાઓના મોજશોખ ખૂબ ઘટી ગયા છે. પ્રજાઓની હાડમારીઓ વધી છે. જોઈતી ઘણી વસ્તુઓ અને ખોરાક પણ પૂરતા પ્રમાણમાં પ્રજાઓને મળતાં નથી, રેલ્વેઓ, સ્ટીમરો, મોટરબસો, મોટરો, લોરીઓ વગેરે સઘળાં સાધનો યુદ્ધકામમાં રોકાયલાં છે. સાગરમાર્ગે જરૂરની ચીજો પણ આવતી નથી. લોકોને જરૂરની સર્વ વસ્તુઓ સરકારે પોતાના અંકુશમાં લઇ થોડી થોડી વહેંચી આપે છે. રશિયા અને બીજા દેશોમાં યુદ્ધો ચાલે છે, તે દેશોમાં લોકોને નાસભાગ, ભૂખમરો, સંહાર, અગ્નિથી વિનાશ વગેરે સહેવાં પડે છે. જગતના લોકો ખૂબ દુઃખી છે. ચારે તરફ યુદ્ધનો પ્રલયાગ્નિ સંહાર વર્ષાવે છે. મોટાં શહેરો ખાલી કરાઇ વસતિને બીજા ભાગોમાં ધકેલાય છે. બોમ્બરવિમાનો બ્રિટન, ફ્રાન્સ, ઈટાલી, જર્મનીનાં શહેરોનાં ઘરો રાત્રિદિવસ બોમ્બમારાથી તોડી પાડે છે. નાસભાગ, વિનાશ, અગ્નિ, તોપમારો, સંહાર, વહાલાંઓથી વિખુટાં પડવું, ભૂખમરો મોટા પ્રમાણમાં સહન કરવાં પડે છે. દુઃખયાતના, હાડમારી, સંકટો, તાવ, ચિંતા, તકલીફો, પીડા અને કઠિનાઈઓનો પાર નથી.

**જગન્નાથપુરી :** હિંદુઓની સાત પુરીઓમાં મુખ્ય શ્રી જગન્નાથપુરી ઓરિસ્સામાં આવેલું મુખ્ય યાત્રાધામ છે. જગન્નાથપુરીના આખા જીલ્લાની વસતિ ૧૦।। લાખની અને ક્ષેત્રફળ ૨,૪૯૯ ચો. માઈલનું છે. ઉરીઆ, બંગાલી અને હિંદી એ ત્રણ ભાષાઓ છે. વરસાદ સરેરાશ ૫૮ ઇંચ પડે છે. મુખ્ય શહેર જગન્નાથપુરીની વસતિ ૩૭,૫૬૮ માણસોની છે. બંગાલ–નાગપુર રેલ્વેનું એ મુખ્ય સ્ટેશન છે. પુરીમાં શ્રી જગન્નાથજીનું મોટું મંદિર છે. બાર વરસે આવતા સિંહસ્થ વર્ષમાં ત્યાં લાખો હિંદુઓ ભેગાં થઇને યાત્રાએ આવે છે. પુરી એક નાનું બંદર પણ છે.

**જબલપુર :** મધ્યપ્રાંતમાં આવેલું છે. આખા પ્રાંતની વસતિ ૭।। લાખની અને ક્ષેત્રફળ ૩,૯૧૮ ચો. માઇલનું છે. વરસાદ લગભગ ૬૦ ઇંચ પડે છે. જબલપુર શહેરની વસતિ ૧।। લાખની છે. એ જી. આઇ. પી. અને ઇસ્ટ ઇન્ડિયા રેલ્વેનું સંગમસ્થાન છે. મુંબઇથી ૬૧૬ માઇલ અને કલકત્તાથી ૭૮૪ માઇલ છે. જબલપુરમાં સંગેમરમરના પહાડો વચ્ચેથી વહેતી નદી જોવા જેવી છે. અહીં લશ્કરી મથક હોઇને બંદૂકોનું મોટું કારખાનું છે. કોલેજ, હાઇસ્કૂલ, મિલ વગેરે પણ છે. અહીં રેલ્વે વર્કશોપ પણ છે. ગુજરાતી વેપારીઓ દુકાનદારો છે. જમશેદપુર–તાતાનગર એ બિહાર પ્રાંતમાં આવેલું છે. એ સિંગભૂમ જિલ્લાનું મુખ્ય શહેર છે. વસતિ ૮૩,૭૩૮ ની છે. ઈ. સ. ૧૯૦૭ માં આ સ્થળે તાતા કંપનીનું લોખંડનું મોટું કારખાનું

સ્થપાયું છે. આ શહેર પણ આ કારખાનાની પાછળ જ સ્થપાયું છે. ૧૯૩૭માં આ કારખાનાની પેદાશ ૮,૬૬,૦૦૦ ટન કૉક, ૬,૨૧,૦૦૦ ટન ગાળેલું લોઢું, ૬ લાખ ટન પોલાદનાં ઢીમકાં, ૬,૪૬,૦૦૦ ટન પોલાદની વસ્તુઓ વગેરેની થઇ હતી. હમણાં યુદ્ધને લીધે એની પેદાશ દોઢ ગણાથી પણ વધુ છે. લોઢું ગાળવાની અને પોલાદ બનાવવાની જંગી ભઠ્ઠીઓ પણ બનાવેલી છે. આ સિવાય બીજી લોઢાની બનાવટોની કંપનીઓ (૧) ટીન પ્લેટ કંપની (૨) ઇન્ડિયન કેબલ કંપની (૩) ઇન્ડિયન સ્ટીલ અને વાયર કંપની (૪) તાતાનગર ફાઉન્ડરી કંપની (૫) તાતાનગર કેમિકલ કંપની (૬) ઇન્ડિયન હ્યુમ પાઇપ કંપની (૭) ધી જમશેદપુર એંજિનીયરિંગ એન્ડ મશિન મેન્યુફેક્ચરિંગ કંપની.

આ જિલ્લામાં તાતા કંપનીની ૬,૮૧,૧૫૭ ટન લોઢાની ધાતુ ખાણોમાંથી ખોદી કાઢવામાં આવી હતી, જ્યારે ઇન્ડિયન આયર્ન કંપની માટે લોઢાની ધાતુ ૯,૦૧,૧૨૪ ટન ખોદી કાઢવામાં આવી હતી. જમશેદપુર લોઢા અને પોલાદના ઉદ્યોગનું મોટું ક્ષેત્ર છે. માત્ર હિંદના યુદ્ધને ઉપયોગી પોલાદ હમણાં એ કારખાનામાં બનાવાય છે.

**જમૈકા**: આ એક મોટો ટાપુ એટલાંટિક મહાસાગરમાં વેસ્ટઈન્ડીઝમાં આવેલો છે. જમૈકાની પહેલી શોધ યુરોપમાં કોલમ્બસે ઇ. સ. ૧૪૯૪ માં કરી હતી. એ સ્પેનના સામ્રાજ્યનો એક ભાગ હતો. ઈ. સ. ૧૬૫૫માં ગ્રેટબ્રિટને એ બેટ જીતી લીધો હતો. ત્યાંનો ગવર્નર લેજિસ્લેટિવ કાઉન્સિલની મદદથી આ બેટોનું શાસન ચલાવે છે. જમૈકા ટાપુની સાથે તુર્કસ, કેકોસ, કેમેન અને બીજા કેટલાક ટાપુઓ જોડાયેલા છે. જમૈકાના મુખ્ય ટાપુનું ક્ષેત્રફળ ૪,૪૫૦ ચો. માઈલનું છે.

**જમ્મુ**: કાશ્મીરની રાજ્યધાની છે. શિયાળામાં શ્રીનગરથી મહારાજા જમ્મુમાં આવી રહે છે. (વધારે વિગત માટે જુઓ 'કાશ્મીર').

**જયપુર (૧)**: રાજપુતાનામાં આવેલું મોટું દેશી રાજ્ય. ઘણા સૈકાઓ થયા એના શાસનકર્તા કચ્છવા રજપૂતો થયા છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૬,૬૮૧ ચો. માઇલ છે. વસતિ ૨૬,૩૧,૭૭૫ની છે. ભાષાઓ હિંદી અને ઉર્દૂ છે. નિકાસના મુખ્ય પદાર્થો મીઠું, કપાસ, ઘી, કપાસિયા, તેલીબીયાં, પિત્તળનું હુન્નરકામ આરસપહાણની મૂર્તિઓ અને રમકડાં વગેરે છે. આયાતમાં કાપડ, ખાંડ, ચોખા, તમાકુ અને લોઢાની વસ્તુઓ છે. રાજપુતાના રેલ્વેથી વેપાર ચાલે છે.

**જયપુર (૨)**: આ રાજ્યની પેદાશ ૧।। કરોડ રૂપિયાની ગણાય છે. આ રાજ્યમાં પૈસાદાર મારવાડી વેપારીઓ વસે છે. જયપુર વિશાળ, પહોળા રસ્તાઓ ધરાવનાર, સુંદર અને આકર્ષક શહેર છે. એનું સંગ્રહસ્થાન, સંસ્કૃત કોલેજ, મહેલ અને ખગોલાલય જોવા જેવાં છે. રાજ્યમાં કોઇ જાણીતો ઉદ્યોગ નથી, પરંતુ ત્યાં કેટલાક ગુજરાતીઓએ મેટલ ઇન્ડસ્ટ્રીઝ નામનો ખાણોમાંથી ધાતુ ખોદવાને લગતો ઉદ્યોગ ઉભો કર્યાનું જાણવા મળે છે.

**જરદાલુ**: આ એક જાતનો સુકો મેવો છે. હિંદમાં કાબુલથી એ પુષ્કળ આવે છે. એનાં બીયાંનું તેલ નીકળે છે. એની મીજમાંથી પ્રસિક એસિડ નીકળે છે. એના મગજમાંથી મેળવણી કરીને ફ્રેન્ચો *Eau de noyaune* બનાવે છે.

**જર્મન સિલ્વર**: German Silver કેટલીક ધાતુઓની મિલાવટથી આ સફેદ ચળકતી ધાતુ બને છે. આ ધાતુમાં તાંબુ, નિકલ અને જસતનો ભેગ કરે છે. એમાં ઘણી જાતો આવે છે:

(૧) નિકલ અને જસત સમભાગે મેળવી ધાતુ બનાવે છે.

(૨) બીજી જાતમાં તાંબુ ૬૨।। ભાગ, નિકલ ૧૨।। ભાગ અને જસત ૨૫ ભાગ મેળવે છે.

આ ધાતુ ભારે કઠણ હોય છે. આ ધાતુ જલદી ઘસાતી નથી. તેનાં વાસણો બને છે, પણ તેમાં ખટાઇ કે કટાઇ જાય તેવી ચીજો રાખી શકાતી નથી. એના તારો પણ બને છે.

**જર્મની**: જર્મન સામ્રાજ્ય મધ્ય યુરોપમાં આવેલું છે. કુલ અઢાર નાનાં રાજ્યોનું એ સંયુક્ત મહારાજ્ય બિસ્માર્કના પ્રયત્નોથી થયું છે, આ સામ્રાજ્યમાં સૌથી મોટું પ્રશિયા મધ્યવર્તી રાજ્ય છે. જર્મન સામ્રાજ્યનો કુલ વિસ્તાર ૧,૮૨,૪૯૪ ચો. માઇલનો છે. એની ઉત્તરથી દક્ષિણ પહોળાઇ ૫૫૦ માઇલ છે. એની વસતિ ૭ કરોડની છે. જર્મનીમાં એક જ ઉત્તર તરફનો કિનારો છે. તેની લંબાઈ ૧,૨૦૦ માઇલ છે. જર્મનીમાં ૦।। ભાગમાં ખેતી, ૦। ભાગમાં જંગલો અને ૦। ભાગમાં ઘાસનાં બીડો આવેલાં છે. જર્મનીમાં શિયાળો અને ઉનાળો બંને સખ્ત છે. પ્રજાનો અર્ધાથી ઓછો ભાગ ખેતી ઉપર નભે છે. અર્ધા ઉપરાંત ભાગ ઉદ્યોગોમાં રોકાયેલો છે.

જર્મન પ્રજા સંસ્કૃતિ, વિદ્યા, વિજ્ઞાન, રસાયન, વિદ્યુત્ અને યંત્રશાસ્ત્રમાં અત્યંત ઉચ્ચકક્ષા ભોગવે છે. જર્મનો યુદ્ધકળામાં પણ બહુ પ્રગતિશીલ છે. યંત્રો અને રસાયનનો સહકાર મેળવીને એઓ જગતમાં શ્રેષ્ઠ યુદ્ધકળાનિષ્ણાત થયા છે. વ્યવસ્થા અને સુયોગ્ય રચનામાં પણ એમણે શ્રેષ્ઠત્વ મેળવ્યું છે. જગતની પ્રજાઓમાં એમણે વિદ્યા, કળા, સંગીત, ઉદ્યોગ, લલિત કળાઓ, યંત્રશાસ્ત્ર અને રાસાયનિક તથા વિદ્યુતની શોધખોળોમાં ઉચ્ચ પંક્તિ પ્રાપ્ત કરી છે. આ પ્રજામાં શિસ્ત અને સંપ પણ સારાં ગણાય છે. વળી એ દેશના લોકો શરીરે સશક્ત છે. પ્રજા ખૂબ દેશપ્રેમી અને ગતિશીલ છે. પ્રેમ, સંપ, સંગઠન, શિસ્ત, નિયમિતતા વગેરે ગુણોવાળી પ્રજા છે.

સાત કરોડ જર્મનોની બોલવાની અને લખવાની ભાષા એક છે. જર્મન પ્રજામાં ૨૯ ટકા ખેતીમાં, ૪૦ ટકા ઉદ્યોગોમાં, ૧૮ ટકા વેપારમાં, ૮ ટકા નોકરી અને દુકાનદારીમાં અને ૪ ટકા ગૃહનોકરીમાં છે. મોટાં શહેરોમાં બર્લિન, હેમ્બર્ગ, કોલોન, મ્યુનિક, લીપઝીક, ઇશેન, ડ્રેસડન અને બ્રોસ્લોની અનુક્રમે વસતિ ૪૨।। લાખ, ૧૧।। લાખ, ૭।। લાખ, ૭।। લાખ, ૭। લાખ, ૬।। લાખ, ૬।। લાખ અને ૬। લાખ છે. બીજાં ૫૦ જેટલાં મોટાં શહેરો છે, આ શહેરોમાં મોટા ઉદ્યોગો આવેલા છે

૭ થી ચૌદ વરસની ઉમર સુધીનાંઓ માટે શિક્ષણ ફરજિયાત છે. પ્રજાનો ૯૮ ટકા ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. જર્મન પ્રજામાં વસ્તી ખ્રિસંપ્રદાયોના પ્રોટેસ્ટંટો ૬૩ ટકા, રોમન કેથોલિકો ૩૨ ટકા અને ૪ ટકા બીજા છે.

દેશમાં બેકાર, અશક્ત, વૃદ્ધ અને બિમારોને માટે રાજ્યે વિશાળ પાયે યોજનાઓ ઘડી એમને નિભાવે છે. ત્યાં વીમાની યોજના ફરજિયાત છે. કુલ ૧૮૬ લાખ માણસોએ વીમો ઉત-

રાખ્યો હતો. આર્થિક હાલતમાં જર્મન પ્રજા નબળી છે. યુનાઇટેડ સ્ટેટ્સની દરેક વ્યક્તિની સરેરાશ આવક વાર્ષિક રૂ. ૨,૨૦૦, અંગ્રેજની રૂ. ૧૨૦૦ ની, જ્યારે એક જર્મનની આવક ૪૫૦ રૂ. ની ગણાય છે. જર્મનોની સરકારની વાર્ષિક આવક ૬ાા કરોડ રાઇશમાર્કની હતી. ખર્ચ પણ તેટલું જ છે. જર્મન પ્રજા ઉપર આકરા કરો લેવાય છે. કરજ પણ ઘણું છે. પરદેશી પ્રજાઓનાં જૂનાં કરજો આપવા જર્મન ના પાડે છે.

જર્મનીમાં દર વર્ષે ૩૨ કરોડ ટન કોલસો નીકળે છે. યુદ્ધ-સમયમાં ખૂબ વિકાસ કરીને ૪૦ કરોડ ટન કાઢે છે. તાંબુ, જસત, સીસું પણ પુષ્કળ પ્રમાણમાં નીકળે છે. કોલસામાંથી મોટા પ્રમાણમાં પેટ્રોલ તેલ કાઢે છે. જર્મનીમાં તેલ નથી. કપાસ, રબર, જાતજાતના ગ્યાંસો, રેશમ અને ઊન પણ નથી. લોઢું પણ નથી. જર્મનો સ્વિડન પાસેથી લોઢું મેળવે છે. બાકી-ના પદાર્થો પોતાનાં યંત્રશાસ્ત્ર અને રસાયનવિદ્યાના બળથી જર્મનો બનાવટી બનાવે છે. ચા અને કોફી તેમ જ ખોરાકીની વસ્તુઓ પણ લાકડાના વહેરમાંથી બનાવે છે.

જર્મનોએ ખેતીની ભારે પ્રગતિ કરી છે. માત્ર સાડા પાંચ કરોડ એકરોમાં ૪૬ લાખ ટન ઘઉં, ૭૭ લાખ ટન રાઇ, ૩૨ લાખ ટન જવ, ૪૪ લાખ ટન ઓટ્સ, ૪ાા કરોડ ટન બટાટા અને ૯૧ લાખ ટન બીટ્સ થાય છે. દ્રાક્ષની ખેતી પણ થાય છે. જાનવરોમાં ૩૪ લાખ ઘોડાં, ૨ કરોડ ગાયો અને બળદો, ૩૪ લાખ ઘેટાં, ૨ાા કરોડ ભૂંડો અને ૨૫ લાખ બકરાં છે. જર્મનીની ૩ા કરોડ એકર જમીન જંગલોથી છવા-યેલી છે. સમુદ્રમાંથી મોટા પ્રમાણમાં માછલાં મળી આવે છે. માછલાંનો ઉપયોગ ખોરાકમાં થાય છે. જર્મની બનાવટી ખોરાક પણ બનાવે છે. છતાં ખોરાકની બાબતમાં સ્વતંત્ર નથી.

પ્રકીર્ણ બાબતોમાં જર્મની પાસે ૦ાા કરોડ ગ્રોસ ટનની ૨,૦૪૩ સ્ટીમરો, ૩૬,૨૪૬ માઈલની રેલ્વે, ૪,૭૦૦ માઇલનો નહેરોનો જલવ્યવહાર છે, તેમાં ૧૮,૦૦૦ નાની સ્ટીમલોંચો ચાલે છે. ૬૩,૦૦૦ પોસ્ટ ઓફિસો, ૯૬,૦૦૦ માઇલના તારો અને દોઢ લાખ માઈલ લાંબા ટેલિફોનો છે. ૧૯૩૪માં ૪૪ાા કરોડ માર્કનો માલ પરદેશોથી આયાત કરવામાં આવ્યો હતો, જ્યારે ૪૧ાા કરોડનો નિકાસ થયો હતો.

**જર્મનીનો ઇતિહાસ**—જર્મન પ્રજા સેલ્ટિક, ટ્યુ-ટોન અને સ્લેવ પ્રજામાંથી બનેલી આર્ય પ્રજા ગણાય છે. મહાન સાર્લમેનના સામ્રાજ્યમાંથી જર્મનીનો પ્રાદુર્ભાવ થયો છે. ઈ. સ. ૧૮૧૫માં જર્મનીમાં ૩૯ ઠકરાતો હતી. ઇ. સ. ૧૮૬૧માં ત્યાં ઓટોવોન બિસ્માર્ક નામે સમર્થ રાજદ્વારી પુરુષ થયો. એણે ઑસ્ટ્રીઆનો પરાજય કર્યો. ૧૮૭૦માં ફ્રાન્સનો પરાજય કર્યો. ખૂબ મુત્સદ્દીગીરી ભરેલી કુનેહ વાપરીને એણે આખું જર્મન સામ્રાજ્ય એક તંત્ર નીચે લાવી એક શાસન સ્થાપ્યું. છેલ્લો સમ્રાટ કૈસર વિલિયમ બીજો ગાદીએ આવ્યો એણે જર્મનીની મહાન ખીલવણી કરી. જર્મન સૈન્યોનો એણે મહાન વિકાસ સાધ્યો.

૧૯૧૪માં જગતનું મહાયુદ્ધ શરૂ થયું. જર્મનીને પક્ષે તુર્કી અને બલ્ગેરીયાં હતાં; જ્યારે સામા પક્ષે અંગ્રેજ, ફ્રેન્ચ, રૂમાનિયા, ઇટાલી વગેરે હતાં. રશિયાનો જર્મનીને હાથે પરાજય થયા પછી અમેરિકા જર્મની સામેના યુદ્ધમાં જોડાયું. જર્મનીમાં મોટો દુકાળ પડવાથી જર્મની હાર્યું; એણે સંધી કરી. આ સંધી અનુસાર જર્મની જમીનનું સૈન્ય, સાગર સૈન્ય, વિમાની સૈન્ય કાંઈ રાખી શકે નહિ. એના વેપાર પર પણ અંકુશ મુકાયો; એનાં સંસ્થાનો લઇ લેવામાં આવ્યાં. એના ઉપર ૭ અબજ પૌંડનો દંડ લાદવામાં આવ્યો. યુદ્ધ પછીનાં સાત વર્ષો એ જર્મનીની પ્રજાનાં સંકટનાં, તપનાં, હાડમારીનાં અને ભૂખમરાનાં વર્ષો હતાં, જર્મન પ્રજાની કસોટીનાં વર્ષો હતાં. આખરે કૈસર વિલિયમ પદભ્રષ્ટ થયો અને જર્મનીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું.

ઈ. સ. ૧૮૭૯માં હિટલર જન્મ્યો હતો. પોતાના પુરુષાર્થની સફળતાથી તે ૧૯૩૩માં જર્મનીમાં સર્વાધ્યક્ષ થયો. રાજ્ય તંત્રમાં એનો નાત્સી પક્ષ મદદ કરતો હતો. એણે જર્મનીના મહાન પરાજયનો બદલો લેવા વિચાર કર્યો. પેટે પાટા બાંધીને જર્મન પ્રજા પાસે એણે વિશાળ શિસ્તબદ્ધ સૈન્ય તૈયાર કરાવ્યું. એણે સાડાપાંચ લાખ ટનનો સાગરની મનેવારોનો આધુનિક પદ્ધતિનો નવો કાફલો બાંધ્યો. જર્મન સૈન્યો મોટા પ્રમાણમાં ભેગાં કરીને એને ભારે સરસ લશ્કરી તાલીમ આપી, એ સૈન્યને ઉત્તમ વ્યૂહરચનાનું શિક્ષણ અપાવ્યું. એ સૈન્યો, વિમાનો અને રણગાડીઓનું યુદ્ધમાં ઐક્ય થતાં શત્રુઓનું નિકન્દન કેમ નીકળે તેવા માર્ગો શોધી કઢાવ્યા. સૈન્યના મોટા ભાગને મોટરો અને મોટર સાઈકલો પૂરી પાડી કલાકના પચાસ માઇલની ઝડપે કૂચ કરવાની વ્યવસ્થા કરી. બ્રિટિશ કાફલાને પહોંચી વળે એવડો સાગર કાફલો બાંધવાની જર્મનીની આર્થિક શક્તિ નહોતી, એટલે એણે દર માસે ૧૫-૨૦ નવી સબમેરીનો બાંધવાની ગોઠવણ કરી. આથી એ બ્રિટનના વહાણવટાને ભયંકર નુકશાન કરી શકયો છે. જર્મનીની છુપી યુદ્ધ તૈયારીઓ મોટા પાયા પર હતી.

**જર્મનીના વિજયો**—આખા યુરોપમાં ૭ વરસ સુધી યુદ્ધ માટે એકલું જર્મની તૈયારી કરતું હતું. બીજાં રાજ્યો સુશુપ્ત હતાં. અંગ્રેજો અને ફ્રેન્ચો પ્રજાસંઘના બે સ્તંભો જેવાં હતાં. એમનામાં નીતિ [પોલિસી] અને રાજ્યનીતિ વચ્ચે મતભેદ પડયો. ફ્રાન્સ જર્મનીને દાબી સર્વોપરી થવા ઇચ્છતું હતું. અંગ્રેજોને આ નીતિ રુચી નહિ, એટલે લાગ જોઈ જર્મનીએ એક જ રાત્રીમાં ઑસ્ટ્રીયાનો કબજો લઇ લીધો. પોતે યુદ્ધ માટે તૈયાર નહિ હોવાથી અંગ્રેજો અને ફ્રેંચોએ હેર હિટલ-રને ચેકોસ્લોવેકિયાનો મોટો દેશ (૧ાા કરોડની વસતિવાળો) ભેટ આપ્યો. પરિણામે હિટલરનો લોભ વધ્યો. એણે રશિયાને અર્ધા દેશની લાલચ આપી પોલાન્ડ લીધું. આથી અંગ્રેજો અને ફ્રેન્ચો-એ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. જર્મન સૈન્યોએ લક્ષમબર્ગ, ડેન્માર્ક, હોલાન્ડ, નોર્વે, ફ્રાન્સ અને બેલ્જિયમ પર આક્રમણ કરી તે લઇ લીધાં. બ્રિટનની મોટી તૈયારીઓ જોઇને એણે બ્રિટન ઉપર આક્રમણ કરવું મૂકી દીધું. તેને બદલે ગ્રીસ, યુગો-સ્લાવીઆ, બલ્ગેરિયા અને રૂમાનિયાને પોતાના નિયંત્રણ નીચે આણ્યાં, પછી રશિયા ઉપર એક દિવસ ઓચિંતા જર્મનીનાં સૈન્યોએ આક્રમણ કર્યું. એણે રશિયાની પડખેનાં નાનાં રાજ્યો પહેલે જ સપાટે લઈ લીધાં. હવે રશિયાની રણભૂમિ પર યુદ્ધ ચાલે છે. રશિયાનો ૭ કરોડની વસતિવાળો ૬૦ ટકા પોલાદ, ૫૦ ટકા તેલ અને ૬૦ ટકા કોલસા તથા ૬૦ ટકા ઘઉં ઉત્પાદન કરનાર દેશ કબજે કરી લીધો, તેમ છતાં રશિયામાં એને હવે લોઢાના ચણા ચાવવા પડે છે. સ્ટેલિનગ્રેડ જર્મની લઈ

શકયું નથી. આ શિયાળામાં પણ એ પાછું હઠે છે. ઇટાલી જર્મનીનું સહકારી બન્યું છે,

લિબિયા [આફ્રિકા] ના રણમાં અંગ્રેજો સાથે જર્મન ઇટાલિયન સૈન્યો લડે છે. બે વખત આગળ કૂચ કરીને જર્મન સૈન્યોને ત્રીજી વખત ત્યાં પાછું હઠવું પડયું છે, આફ્રિકામાં જર્મનીએ હમણાં ટક્કર ખાધી છે, બ્રિટિશ અમેરિકન સૈન્યો ફ્રેન્ચ ઉત્તર આફ્રિકામાં મોરોક્કો, આલ્જિરીયા અને ટયુનિશિયા વિભાગમાં ઊતરીને ત્યાં જર્મનો સામે લડે છે. જર્મનીએ આખા ફ્રાન્સનો કબજો લઈ લીધો છે.

અમેરિકા મોટાં સૈન્યો અને શસ્ત્રસામગ્રીઓ તૈયાર કરે છે. એનું બજેટ ૧૯૪૩નું ૧૦૦ અબજ ડૉલર જેટલું ગંજાવર થયું છે. જર્મની મિત્રરાજ્યોની સ્ટીમરો ઝૂટથી ડુબાડે છે. આખી જર્મન પ્રજા યુદ્ધમાં લડે છે. એની ઉચ્ચ વ્યવસ્થાશક્તિથી જર્મનીનાં સૈન્યો હજી કયાંયે મોટા પરાભવને પામ્યાં નથી. તેણે બ્રિટન અને રશિયાના થોડા ભાગ સિવાય આખું યુરોપ પોતાને કબજે કર્યું છે, યુરોપમાં બે લાખ કારખાનાંઓ ચાલુ કરીને એ દરરોજ લાખો ટન યુદ્ધ સામગ્રીઓની તૈયારી કરે છે. રશિયામાં એણે બે હજાર માઈલની મોટી સરહદ ઉપર ઘમસાણનાં યુધ્ધો ચાલુ રાખ્યાં છે. રાત્રિદિવસ આ યુદ્ધ ચાલે છે, છતાં હજારો માઇલ દૂર ખોરાકી, પોશાકી અને શસ્ત્રસામગ્રીઓ જર્મનો વ્યવસ્થાસર પહોંચાડે છે. એણે સૈન્યો અને રણસામગ્રી તરત મોકલવા મોટાં વિમાનો બાંધ્યાં છે. જર્મનીએ જીતેલા અથવા સહકારી દેશોની વિગતો નીચે મુજબ છે.

| દેશ | ક્ષેત્રફળ ચો. મા. | વસતિ | રાજ્ય-ધાની | રાજ્યધા-નીની વસતિ |
|---|---|---|---|---|
| આલ્બીનીઆ | ૧૨,૦૦૦ | ૧૦ લાખ | ટીરાના | ૩૧,૦૦૦ |
| ઑસ્ટ્રિયા | ૩૨,૧૮૦ | ૬૭ાા લાખ | વિયેના | ૧૮ાાા લાખ |
| બેલ્જિયમ | ૧૧,૭૫૦ | ૮૨ાા લાખ | બ્રુસેલ્સ | ૮ાા લાખ |
| બલ્ગેરિયા | ૪૦.૦૦૦ | ૬૦ લાખ | સોફિયા | ૨ાા લાખ |
| બ્રિટિશ ચેનલના ટાપુઓ | ૭૦ | ૯૦ હજાર | | |
| ચેકોસ્લોવેકિયા | ૫૩,૦૦૦ | ૧ાા કરોડ | પ્રાગ | ૮ાા લાખ |
| ડેંઝીગ શહેર | ૭૩૦ | ૪ લાખ | ડેન્ઝિગ | ૪ લાખ |
| ડેન્માર્ક | ૧૫,૦૦૦ | ૩૫ાા લાખ | કોપનહેગન | ૭ાા લાખ |
| ઈસ્ટોનિયા | ૧૮,૬૩૧ | ૧૧ા લાખ | હાલીન | ૧૩૨ લાખ |
| ફિન્લેન્ડ | ૧,૫૦,૦૦૦ | ૩૬ાાા લાખ | હેલસીન્કી | ૨૩૧ હજાર |
| ફ્રાન્સ | ૨,૧૩,૦૦૦ | ૪૧ કરોડ | પેરિસ | ૨૬ાાા લાખ |
| જર્મની | ૧,૮૧,૮૦૦ | ૭ કરોડ | બર્લિન | ૪૨ાા લાખ |
| ગ્રીસ | ૫૦,૦૦૦ | ૬૨ લાખ | એથેન્સ | ૪ાા લાખ |
| હંગેરી | ૩૬,૧૮૧ | ૮૭ લાખ | બુડાપેસ્ટ | ૨૧ લાખ |
| હોલાન્ડ | ૧,૩૧,૧૧૪ | ૮૦ લાખ | આમસ્ટર્ડામ | ૭ાાા લાખ |
| ઇટાલી | ૧,૨૦,૦૦૦ | ૪૧ કરોડ | રોમ | ૧૨ લાખ |
| લેટેવિયા | ૨૫,૦૦૦ | ૨૦ લાખ | રીગા | ૩ાા લાખ |
| લિથુઆનીઆ | ૨૦,૦૦૦ | ૨૦ લાખ | કોવનો | ૨ા લાખ |
| લક્ષમબર્ગ | ૧,૦૦૦ | ૩ લાખ | લક્ષમબર્ગ | ૨૬ હજાર |
| નોર્વે | ૧,૨૫,૦૦૦ | ૨૮ા લાખ | ઓસ્લો | ૨ાા લાખ |
| પોલાન્ડ | ૧,૫૦,૦૦૦ | ૩ા કરોડ | વોર્સો | ૧૧ા લાખ |
| રૂમાનિયા | ૧,૨૩,૦૦૦ | ૧ાાા કરોડ | બુકારેસ્ટ | ૬ાા લાખ |
| યુગોસ્લાવિયા | ૯૪,૦૦૦ | ૧ાા કરોડ | બેલગ્રેડ | ૩ લાખ |
| રશિયાનો ૦ાા ભાગ | | ૬ કરોડ | | |

૨૪ દેશોમાં એણે મજબૂત સૈન્યો અને હવાઇ અડ્ડા જમાવીને મજબૂત બચાવ કામો ઉભાં કર્યાં છે. એની વ્યવસ્થાશક્તિ અજબ છે.

**જલગામ** : પૂર્વ ખાનદેશ જિલ્લાનું એ મુખ્ય શહેર છે. (જુઓ ખાનદેશ જિલ્લો.)

**જલંદર** : પંજાબનો એક જિલ્લો છે. એનું ક્ષેત્રફળ ૧,૩૩૧ ચો. માઇલનું છે અને વસતિ ૯ાા લાખની છે. ત્યાંના મુખ્ય પાકો ઘઉં, મકાઈ અને ચણા છે. કપાસ પણ થાય છે. આ પ્રદેશમાં મુખ્યત્વે ખેતીનો ધંધો છે. ઉદ્યોગોમાં આટાની મિલો, લોઢાનાં નાનાં કારખાનાં તથા કપાસનાં જિન-પ્રેસો છે.

જલંદર શહેરની વસતિ ૮૯,૦૩૦ માણસોની છે. એમાં બાળાઓની એક પ્રખ્યાત પાઠશાળા છે. અહીં લશ્કરી થાણું પણ છે.

**જવ** : આ એક જાતનું અનાજ છે. અંગ્રેજીમાં એને "બારલી" કહે છે. જવ એ ધાન્ય ઘઉંની એક જાત છે, પરંતુ એનો દેખાવ, ગુણ અને આકૃતિમાં ભેદ છે. હિંદમાં એ ગરીબો તેમ જ પશુઓનો ખોરાક છે. આ ધાન્ય નિરસ છે. એને માટેની જમીન હલકી હોય છે.

જગતમાં જવના મોટા પાકો થાય છે. ૧૯૩૮-૩૯માં યુ. સ્ટેટ્સ્ ઑફ અમેરિકામાં ૨૫ા કરોડ બુસલ, કૅનેડામાં ૧૦ા કરોડ બુસલ, હિંદમાં ૯ાા કરોડ બુસલ, જાપાનમાં ૬ાા કરોડ બુસલ, રશિયામાં ૩૭ાા કરોડ બુસલ, જર્મનીમાં ૧૫ાા કરોડ બુસલ, સ્પેનમાં ૯ાા કરોડ બુસલ અને રૂમાનિયામાં ૪ા કરોડ બુસલનો પાક થયો હતો. જગતમાં જવનો કુલ પાક ૨૪૮ા કરોડ બુસલ થયો હતો.

હિંદમાં ૧૯૩૪-૩૫માં ૬૫ લાખ એકરોમાં જવનું વાવેતર કરવામાં આવ્યું હતું, એમાં માત્ર સંયુકત પ્રાંતમાં જ ૪૦ લાખ એકરમાં વાવવામાં આવ્યા હતા. અગાઉ જવની નિકાશ ૨ લાખ ટન સુધી થતી હતી; પરંતુ હમણાં છેલ્લાં બે ત્રણ વર્ષો થયા એની નિકાશ બંધ છે. આ ધાન્યની દેશમાં થતી પેદાશ દેશમાં જ ખવાઇ જાય છે. પરદેશો ખાતે એ માલ મોકલાતો નથી.

**જવના ગુણો**—શીત, મધુર, અગ્નિવર્ધક અને વર્ણ સુધારનાર છે. એ અનેક રોગોનો નાશ કરે છે. એમાંથી જવખાર પણ તૈયાર થાય છે.

**જંગબાર** Zanzibar: મસ્કતના આરબ સુલતાનનું આફ્રિકામાં એક વખત મોટું સામ્રાજ્ય હતું. હમણાં એ બિલકુલ નાનું બની ગયું છે. આજે સુલતાન નામનો હોઈને બધી સત્તા અંગ્રેજોના હાથમાં છે. એમાં જંગબાર અને પેમ્બાનો ટાપુ એમ બે ભાગ છે, હિંદી વેપારીઓએ અઢારમી સદીમાં ત્યાં મોટું વેપારી થાણું સ્થાપ્યું હતું. હજી પણ હજારો ગુજરાતીઓ ત્યાં પોતાનો યોગક્ષેમ નભાવે છે. જંગબારની પેદાશ ૪ાા લાખ પૌન્ડ અને ખર્ચ પણ તેટલું જ છે. મુખ્ય પેદાશ લવીંગ, કોપરાંની છે. જંગબાર શહેર અગત્યનું બંદર છે.

બીજા બેટો ૨૨૪ ચો. માઇલોમાં છે, જંગબારનું ક્ષેત્રફળ ૮,૫૮,૧૧૮ ચો. માઈલનું છે અને વસતિ ૧૧ લાખની છે. હિંદીઓને અહીંના બગીચામાં કામ કરવા માટે ગીરમીટીઆ પદ્ધતિથી લાવવામાં આવ્યા હતા. હિંદીઓની સંખ્યા ૨૦ હજારની છે. રાજ્યધાની કિંગસ્ટનની વસતિ ૬૩,૦૦૮ની છે. જમૈકાની કુલ પેદાશ ૧૯૩૩-૩૪માં નીચે મુજબ હતી:—

પેદાશ ૨૦,૩૭,૩૧૯ પૌન્ડ તેમાં જકાતમાંથી ૧૦,૧૮,૩૩૧ પૌન્ડ હેઇને ખર્ચ ૨,૧૮,૬૩૧ પૌન્ડ છે. જાહેરકરજ ૬૧ લાખ પૌન્ડ આયાત માલની કિંમત ૪૩,૬૭,૮૪૩ પૌન્ડ નિકાસ માલની કિંમત ૨૭,૭૧,૪૯૮ પૌન્ડની છે.

આ બેટોમાં વાવેતર ૨,૦૪,૭૯૫ એકર છે. શેરડી ૪૦,૦૦૦ એકરોમાં, ૬,૨૩૫ એકરોમાં ફળાં, ૭૨,૯૦૯ એકરોમાં નારીએળ વવાય છે. આ સિવાય અનાજ અને ઘાસ ૪,૬૩,૯૮૮ એકરોમાં વવાય છે. અહીં ખાંડની મિલો પણ છે. તે યુરોપિયન માલિકીની છે. આ બેટોનાં ફળાં વખણાય છે

**જંગલો (હિંદી)** : હિંદમાં જંગલો મોટા પ્રમાણમાં છે. કુલ ૨,૬૧,૨૧૯ ચો. માઇલોમાં જંગલો પથરાયેલાં છે. મદ્રાસમાં ૧૬,૨૧૫ ચો. માઇલ, મુંબઇ અને સિંધમાં ૧૪.૮૬૯, બંગાળમાં, ૧૦,૫૮૩, સંયુક્ત પ્રાંતમાં ૫,૨૫૨, પંજાબમાં ૫,૨૦૯, બ્રહ્મદેશમાં ૧,૨૨,૨૬૫, બિહાર અને ઓરીસામાં ૩,૦૨૨, મધ્યપ્રાંતમાં ૧૯,૬૯૬, આસામમાં ૨૦,૦૬૬ ચો. માઇલોમાં છે. આ જંગલોમાંનાં ઘણાં રીઝર્વ છે. એમાંથી લાખ, સાગ, હરડે, ગુંદર, અને બીજી અનેક જાતની પેદાશ થાય છે. રાજ્યને કુલ ૩ કરોડ રૂપિયાની વાર્ષિક પેદાશ મળે છે. પરંતુ આ જંગલોની હજી સુધરેલા દેશો જેવી ખીલવણી થઈ નથી. હિંદમાં જંગલના રખેવાળોને કેળવવા માટે દહેરાદુન ખાતે કોલેજ છે. એ કોલેજમાં એક વિદ્યાર્થિની ફી ૧,૫૦૦ રૂપિયા છે. આમાં બે વરસની ફી અને રહેઠાણ વગેરેની સગવડો અપાય છે. મદ્રાસમાં કોઈમ્બતુર ખાતે જંગલની કોલેજ છે.

**જાપાન** : —બ્રિટનની પેઠે જાપાન બેટોનો સમૂહ છે. જાપાન સમુદ્રમાં નાના મોટા મળી બે હજાર બેટોનું બન્યું છે. એ બેટોની લંબાઇ ૨૫૦૦ માઇલની છે. બેટો હોવાથી એ જમીનથી ૫૦ થી ૫૦૦ માઈલ દૂર છે. હોંસુનો બેટ સૌથી મોટો છે. એની લંબાઇ ૧૦૦૦ માઇલ અને પહોળાઇ ૭૫ માઈલની છે. એ બેટની વસ્તી ૪ કરોડની ગણાય છે. તે પછી શીકોકુ અને કિયુસુના બેટો છે. ચોથો બેટ હોઈકુનો છે. ઘણા બેટો નિર્જન અને નાના છે. જાપાનનું કુલ ક્ષેત્રફળ ૧,૪૮,૭૫૬ ચોરસ માઇલનું છે. આખો દેશ કુદરતી સૌંદર્ય માટે ભારે પ્રશંસા પામ્યો છે. બરફમય પર્વતો ઝરા, ઝરણાં, નાની નદીઓ, સુંદર વૃક્ષો, મનમોહક પુષ્પો, જાતજાતનાં ચિત્રવિચિત્ર પક્ષીઓ, શુભ્ર આકાશ અને નીલા ગાલીચા જમીન ઉપર કુદરતે પાથરી દઈ એને ભારે આકર્ષક બનાવ્યો છે. માર્ચ એપ્રિલમાં ત્થા વસંત પૂર બહારમાં ખીલી નીકળે છે. ફુજીઆમાનો બરફ મય પર્વત [૧૨૦૦૦ ફીટ] સૌંદર્ય સમો છે. ત્યાંના પર્વતો જવાળામુખી હોવાથી જાપાનમાં ધરતીકંપ નિત્યના થઇ ગયા છે. ૧૯૨૩ માં અહીં થયેલા ધરતીકંપે હજારો માણસો અને કરોડોની કિંમતી મિલ્કતોને નુકસાન કર્યું હતું.

જાપાનમાં ૬,૦૦૦ જાતનાં વૃક્ષો અને ૧૭,૦૦૦ જાતની વનસ્પતિઓ થાય છે. ત્યાં મુખ્ય ખેતી ચોખાની છે. ચોખા અને માછલાં એ જાપાનીઝોનો મુખ્ય ખોરાક છે. જાપાનમાં કપાસ બિલકુલ થતો નથી. શણ, ચા, બટાટા અને બામ્બુ પુષ્કળ થાય છે. ફોર્મોસા ટાપુમાં કપુર થાય છે. જાપાનમાં પ્રાણીઓ બહુ થોડાં છે.

જાપાનમાં પેટ્રોલ બહુ ઓછું મળે છે. એનાં સંસ્થાનો સાથે માત્ર ૨૫ ટકા એની જરૂરિયાતના પ્રમાણમાં મળે છે. આથી જાપાન કોલસામાંથી તેલ બનાવે છે. નદી નાળાઓમાંનું પુષ્કળ જલ વિદ્યુતશકિત મેળવે છે. જાપાન ગૃહઉદ્યોગોનો દેશ છે. ઝૂંપડે ઝૂંપડે રેશમ, દિવાસળીઓ અને બીજી વસ્તુઓ તૈયાર થઈ યાંત્રિક કારખાનાંઓમાં સંપૂર્ણતા પામે છે. જાપાનમાં લોઢું થોડું મળે છે. પરદેશોથી અહીં લોઢાની મોટી આયાત કરવામાં આવે છે. ચીની કામ એ જાપાનની વિશિષ્ટતા છે.

યંત્રવિદ્યામાં છેલ્લાં ૨૫ વર્ષોમાં જાપાને ખૂબ પ્રગતિ કરી છે. હજારો નવાં કારખાનાંઓ જાપાને ખોલ્યાં છે, જાપાન મોટા પ્રમાણમાં વસ્ત્રો તૈયાર કરે છે. પોતાનાં યંત્રો પોતે બનાવીને જાપાન પરદેશોથી કપાસ મંગાવી સસ્તાં વસ્ત્રો બનાવી આખા જગતને પુરાં પાડે છે. રેશમ અને કાપડ એમાં જાપાને જગતના અનેક દેશોનો દિગ્વિજય કર્યો છે.

જાપાનની વસ્તી હમણાં ૭॥ કરોડની છે. પરદેશોમાં વસતા ૧॥ કરોડ જાપાનિઝો મળી ૯ કરોડ જાપાનિઝો છે. એમણે રસાયન, યંત્રશાસ્ત્ર, વિદ્યુત, વહાણવટું, વાણિજ્ય અને ઉદ્યોગોમાં ભારે પ્રગતિ કરી છે. જાપાને જ્ઞાન, વિજ્ઞાન, ખેતી અને ખનીજોમાં અજબ પ્રગતિ સાધી છે. એ પ્રજા કોઈ ઓર ઉત્સાહથી કામ કરે છે. યુદ્ધશાસ્ત્રમાં પણ એમની ખીલાવટ મોઢામાં આંગળા નંખાવે તેવી છે.

જાપાનની પ્રજાને માટે એના ટાપુઓ નાના પડે છે. આથી એની વસતી માટે એને બીજા પ્રદેશો જોઇએ છે. એનાં રાજ્યલોભ અને મહત્વાકાંક્ષાઓ ન પૂરાય તેટલી મોટી છે.

જાપાન એ કારખાનાંનો દેશ હોવાથી એનાં શહેરોની વસતિ ખૂબ વધે છે. રાજ્યધાનીના શહેરની વસતિ ૬૦ લાખ માણસોની અને ઓસાકાની વસતિ ૩૦ લાખની છે. નાગોયા, યોકોહામા, કયાટો અને કોબે એ દરેક શહેરની વસ્તી દશ દશ લાખની છે.

જાપાનિઝ પ્રજા વિવેક અને બાહ્યાચારના નમ્રપણા માટે વખણાય છે. જાપાનીઝો શરીરે ટૂંકા છતાં ઘણા મજબૂત, શિસ્તપાલક, ખડતલ, ખંતીલા, ઉદ્યોગી, સાહસિક, ઉમંગી અને આગ્રહી છે. એમની સ્ત્રીઓ સ્વતંત્ર છે. એઓ જુદા જુદા ધંધાઓ કરે છે. કારખાનાંઓની સ્ત્રી કામદારો ભારે ઉલટથી કામ કરે છે. એક જાપાનિઝ સ્ત્રી કામદાર ત્રણ હિંદી મજૂરો જેટલું કામ આપે છે. જાપાનિઝ કારીગરો ગમે તેવાં બારીક યંત્રોની નકલ કરી શકે છે.

જાપાનનો સમ્રાટ એ દેવ અને સમ્રાટ બન્ને છે. એના પ્રત્યે ત્યાંના લોકો અજબ પૂજ્યભાવ દાખવે છે. તેઓ દેવ જેટલી ભક્તિ સમ્રાટ (મિકાડો) ઉપર રાખે છે. પરંતુ ખરી સત્તા જાપાનની સેનાઓ અને સાગર કાફલાના મુખીઓનાં હાથમાં છે. પ્રધાનમંડળ સમ્રાટ નીમે છે. એની પાર્લામેન્ટના બે વિભાગો છે. અમીરની સભા અને ઉમરાવોની સભા. એમાં દરેક કાયદો પસાર થઈ સમ્રાટની સહી માટે જાય છે. સર્વ સત્તા સમ્રાટના હાથમાં છે; પરંતુ તે પ્રધાનમંડળની સલાહને ઘણું ખરું માન્ય રાખે છે. અમીરોની સભામાં ૪૦૪ સભ્યો છે; જ્યારે નીચલી સભાના સભ્યો ૪૬૬ છે.

**જાપાની ઇતિહાસ—પ્રાચીન** દેવી અમરે શાસુ (સૂર્યદેવી)એ જાપાનની સ્થાપના કરી હતી. જાપાન ઉગતા સૂર્યનો પ્રદેશ છે. ખ્રિસ્ત પૂર્વે ૬૬૦ વર્ષે જીમુતેનો નામે સમ્રાટ એ જાપાનનો પહેલો નૃપતિ હતો. એના પછીનો ઇતિહાસ ચીના ગ્રંથકારોનો લખેલો મળે છે. જાપાન અઢારમી સદી સુધી ચીનની સંસ્કૃતિનું મહાન શિષ્ય હતું. ઓગણીસમી સદીમાં એણે પાશ્ચિમાત્યોની સંસ્કૃતિની સેવા સ્વીકારી. હમણાં એ સ્વતંત્ર ગુરુ છે. ઈ. સ. ૧૨૦૦ સુધી સમ્રાટોએ રાજ્ય કર્યું. ત્યાર પછી વડા પ્રધાન સોગ્રનોવ રાજ્યસત્તા હાથમાં લઇ સમ્રાટોને માત્ર પૂજ્ય વ્યક્તિઓ તરીકે રાખ્યા. લોકલાગણીને સમજી ૧૮૬૭ માં ટોકુગાવા વંશના યોશીનુઓસોગુને સમ્રાટ મુત્સહીટો અથવા મેજીને રાજસત્તા સોંપી. સોગુનોની સત્તા ૬૬૭ વરસો ચાલી.

સમ્રાટ મુત્સહીટોએ જાપાનિઝ પ્રજામાં અજબ ઉત્સાહ રેડયો. જાપાનિઝ યુવકોને એણે પરદેશોમાં જઈ વિદ્યા અને વિજ્ઞાન લાવવા મોકલ્યા. હજારો યુવકો યુરોપ અમેરિકા જઇ જ્ઞાન વિજ્ઞાન મેળવીને જાપાનમાં પાછા ફર્યા. એમણે જાપાનિઝ શહેરોમાં બહુ ઓછા પગારે કામ કરી પ્રજાને યંત્રશાસ્ત્ર અને અને વિજ્ઞાન શીખવ્યાં. જાપાનના યુવકોમાં જ્ઞાન, વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયન, વિદ્યુત, ખનીજશાસ્ત્ર અને બીજી વિદ્યાઓ કૂદકે અને ભૂસકે પ્રગતિશીલ થઈ છે.

જાપાને યુદ્ધશાસ્ત્રમાં ભારે વ્યુત્પત્તિ મેળવી. એણે ગ્રેટબ્રિટન પાસેથી સાગરના કાફલાની શિસ્ત અને બનાવટ, જર્મની પાસેથી જમીનના સૈન્યની વ્યૂહરચના અને યાંત્રિકશસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું. એઓના સૈનિકો મરણને હાથમાં રાખીને લડવા લાગ્યા. લડતાં લડતાં એઓ અજબ ઝનુનમાં આવતાં કદી પીછેહઠ કરતા જ નથી.

જાપાનિઝોએ સર્વ દિશાઓમાં પ્રગતિ ચાલુ રાખી. ખેડીવાડીનો વિકાસ કરીને એમણે પોતાના દેશને ખોરાક સંબંધી નિશ્ચિંત બનાવ્યો. શાસ્ત્રીય રીતની ખેતી, ઊંડું ખેડાણ, સારાં ખાતરો નાંખીને અને સારાં બીજો મેળવીને એમણે જમીનમાંથી મોટા પાકો મેળવવા માંડયા. જાપાનનો ખોરાક ચોખા, માછલાં અને શાકભાજી મોટા પ્રમાણમાં તેઓ મેળવવા માંડયા.

જાપાનિઝોએ હજારો કારખાનાંઓ બાંધ્યાં; પરદેશોથી મોટા પ્રમાણમાં કાચો માલ આયાત કરવા માંડયો; પોતાના કારીગરોને તાલીમ આપી તૈયાર કર્યા. પોતાનું વિશાળ વહાણવટું અને ખલાસીઓ તૈયાર કર્યા. સસ્તી મજુરી એક શિસ્ત વીક બાર કલાક કામ અને રાજ્યની તથા મૂડીવાદીઓની મોટી મદદથી સસ્તા ભાવે પદાર્થો પેદા કરી જગતનાં બજારોમાં ભારે હરીફાઈ કરી એમણે મોટા પ્રમાણમાં માલ વેચવા માંડયો. એમાંથી ભારે નફો મળ્યો. એના વડે જાપાનિઝોએ નવા નવા ઉદ્યોગો ઉભા કર્યા. કરકસરવાળી આ પ્રજાએ થોડે ખર્ચે વધારે કામ આપવા માંડયું. સૈન્યોને સુધારવાનું કામ, નવાં નવાં યંત્રો બનાવવાનું કામ, એ યંત્રોને લશ્કરી કામમાં યોજવાની યુક્તિઓ નવી નવી મનવારો બાંધવાનું કામ જાપાનિઝોએ ચાલુ રાખ્યું. પ્રજાનો જુસ્સો, ઉત્સાહ અને પ્રગતિશીલતા હમેશાં યુવાન રહ્યાં છે. બળ, શક્તિ મહત્વાકાંક્ષા, તપ, કરકસર અને આગળ ધસવાની વૃત્તિઓ આ પ્રજાએ ખૂબ ખૂબ કેળવી છે. જાપાન યુદ્ધમાં, હિંસામાં, જયમાં, આક્રમણમાં અને શાહીવાદમાં માને છે. ભોગ આપવાની વૃત્તિ દરેક જાપાનિઝના રુધિરમાં પ્રવેશેલી છે. ઝનૂનમાં એ હિંસવૃત્તિ ધરાવે છે.

જાપાને જેમ જેમ લશ્કરી તૈયારીઓ કરી, તેમ તેમ પરદેશો જીતી પોતાના રાજ્યલોભ અને ધનલોભને સંતોષવા માંડયા. એણે ૧૮૯૪–૯૫માં પોતાના વધતા જતા બળની પ્રથમ ચીન ઉપર કસોટી કરી. ચીન જૂની પદ્ધતિ અને ધરેડ પ્રમાણે કામ કરી રહ્યુ હતું. એની મોટી વસતિ, વિપુલ સાધનો, મોટાં સૈન્યો જાપાનના શિસ્તપાલક નાના તાલીમ પામેલાં સૈન્યો સામે ઉભાં શકયાં નહિ. પરિણામે ચીન હાર્યું, એટલે ચીન પાસેથી મોટી રકમ રોકડ નાણાં દંડ તરીકે અને ફોર્મોસા અને બીજા ટાપુઓ લીધાં આનો ઉપયોગ જાપાને પોતાનાં સૈન્ય વિકાસમાં કર્યો.

જાપાને ૧૯૦૪–૦૫માં રશિઆ સામે યુદ્ધ શરૂ કર્યું. જાપાન તરત ચગદાઈ જશે. એવી જગતને ખાત્રી હતી. પરંતુ જાપાને મોટા વિજયો રશિઅન સૈન્યો ઉપર મેળવ્યા. જાપાનને આ યુદ્ધ બદલે દંડ તરીકે રશિઆ પાસેથી સાખેલીનનો અર્ધોભાગ અને લિયેટંગનો દ્વીપકલ્પ જાપાનને મળ્યા; કોરીઆમાં જાપાનિઝ લાગવગ કાયમ રહી.

૧૯૧૪–૧૮ ના જગતના મહાયુદ્ધમાં જાપાન નમતે છાબડે બેસી મિત્રરાજ્યોને મળી ગયું. યુરોપનાં બીજાં મહારાજ્યો યુદ્ધમાં રોકાયેલાં હતાં. તે સમયે જાપાને જગતનાં બજારોમાં પોતાની પાકી ઔદ્યોગિક વસ્તુઓ બનાવીને મોકલી મોટા લાભો મેળવ્યા. યુદ્ધને અંતે જાપાનને થોડો દેશ મળ્યો, તેમ છતાં તેને આર્થિક લાભ સારો મળ્યો.

જાપાને અંગ્રેજો સાથે ૧૯૦૨ માં પરસ્પર સહકારની સંધિ કરી. આથી જાપાનને અંગ્રેજોનો ટેકો મોટા પ્રમાણમાં ઠેઠ ૧૯૩૫ સુધી મળ્યો. ૧૯૨૩ માં જાપનમાં મોટો ધરતીકંપ થવાથી ભારે નુકસાન થયું. પરંતુ પાંચ વરસમાં જાપાન ફરી તૈયાર થઈ ગયું. કરકસર અને ઓછા ખર્ચાથી એણે મોટી રકમો બચાવી. ઔદ્યોગિક અને લશ્કરી વિકાસ સાધ્યો.

જાપાને હવે નબળા ચીન ઉપર પોતાના વધતા જતા બળને અજમાવવા માંડયું. એણે ઓચિંતા ચીનનો મંચુરીઆ પ્રાંત લઈ લીધો. અંગ્રેજોએ સહકાર આપી આંખમીંચામણાં કરી મંચુરીઆ લેવા દીધું. વળી જાપાને મોંગોલીઆનો આંતરપ્રાંત અને જેહોલનો જિલ્લો ચીન પાસેથી ઝૂંટવી લીધો.

૧૯૩૪ માં રશિયાએ રાજનીતિની ભૂલ કરીને જાપાનને પૂર્વ ચીની રેલ્વે વેચી દીધી. ૧૯૩૫ માં જાપાને જંગી ચીની દિવાલ ઓળંગીને હોપાઇ પ્રાંતમાં હક્કો મેળવ્યા. ધીમે ધીમે ચીનમાં કુસંપ જોઈને જાપાને ઉત્તર ચીનમાં પાંચ પ્રાંતો પોતાના કબજામાં લીધા.

જાપાનનાં સૈન્યોનું બળ ખૂબ વધવા માંડયુ. ૧૯૩૭માં જાપાને ઓચિંતા ચીન ઉપર આક્રમણ કર્યું. જાપાનના આક્રમણથી ચીનમાં ભારે ફાટફુટ હતી, તે સંપ થઇ ગયો. ચીનાઓ પાસે આધુનિક શસ્ત્રો નહોતાં, છતાં એઓ બહાદુરીથી જાપાનિઝો સામે લડયા. અનેક મોટાં યુદ્ધો થયાં. ચીનાઓને મોટા પરાજયો મળ્યા. અર્ધું ચીન, સર્વે મોટાં બંદરો, શહેરો, ઉદ્યોગો, ખાણો, કારખાનાંઓ અને જાનમાલની મોટી નુકશાની ચીને ભોગવી. સમુદ્ર ઉપરનો કાબૂ પણ તેના હાથમાંથી જતો રહ્યો. પેકીન, નાનકીંગ, ટીનસ્ટીન, શેંઘાઈ વગેરે શહેરો પણ ચીનાઓએ ગુમાવ્યાં; છતાં આજે ચીન ૭ વરસની લડાઇઓ પછી એટલા જ ઉત્સાહથી લડે છે, જાપાનને લોઢાના ચણા ચાવવા પડે છે,

ચીનનો વિજય સંપૂર્ણ થઇ શકયો નથી. ચીનને મિત્રરાજ્યો શસ્ત્રસામગ્રીઓથી મદદ કરે છે.

ઇ. સ. ૧૯૪૧ ના ડીસેમ્બર માસમાં જાપાને અંગ્રેજ–અમેરિકા સામે યુદ્ધ જાહેર કર્યું છે. એણે ચીન સાથેના યુદ્ધને છેલ્લા વીસ માસમાં મોળું કરી દઈ ચુપકીથી મોટી લશ્કરી અને નૌકા કાફલાની તૈયારીઓ કરી. મોટા વિમાની કાફલા અને વિમાનીઓને તૈયાર કર્યા, એની મહાન તૈયારીઓને મિત્રરાજ્યો જાણતાં નહોતાં. જાપાને પહેલે જ સપાટે અમેરિકાના પર્લ હારબરના કાફલાને સખ્ત નુકસાન પહોંચાડી એને પાંગળું બનાવી દીધું. અમેરિકા પાસેથી ફિલિપાઇન્સના ટાપુઓ, મીડવેનો ટાપુ અને પેસિફિક મહાસાગરના બીજા બેટો લઇ લીધા; અંગ્રેજો પાસેથી મલાયા, બ્રહ્મદેશ, બોર્નીઓ લઇ લીધાં; ડચો એટલે વલંદાઓ પાસેથી જાવા, સુમાત્રા અને સેલીબસના ટાપુઓ લીધા. પોર્ટુગીઝો પાસેની ટીમુરનો ટાપુ લઇ લીધો. પાંચ હજાર માઇલોના પ્રશાંત મહાસાગરમાં એણે હજારો બેટો મિત્રરાજ્યો પાસેથી ઝૂંટવી લીધા છે અને જગતમાં સૌથી મોટું સામ્રાજ્ય સ્થાપ્યું છે.

**જાપાનનું મોટું સામ્રાજ્ય**—જાપાને મોટા વિજયો મેળવી વિશાળ સામ્રાજ્ય સ્થાપ્યું છે. એની વીગત નીચે મુજબ છે:—

**જાફરાબાદ**: આ રાજ્ય કાઠિયાવાડના દક્ષિણ ભાગમાં આવેલું છે. એ સીદી સુલતાનનું રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૫૩ ચો. માઇલ હોઇને વસતિ ૧૨,૦૦૦ની છે. જાફરાબાદનું બંદર નાનું છે. એ દેશ ખેતીપ્રધાન છે અને ખેતીમાં જુવાર અને બાજરી થાય છે.

**જામનગર** (દેશી રાજ્ય): કાઠિયાવાડનું પહેલા નંબરનું દેશી રાજ્ય છે. એના રાજકર્તા જાડેજા રાજપૂતો છે. એનું ક્ષેત્રફળ ૩,૭૯૧ ચો. માઇલ છે. વસતિ ૪,૦૮,૮૫૧ માણસોની છે. એ કચ્છના અખાતની દક્ષિણે આવેલું છે. આ પ્રદેશ ખેતીપ્રધાન છે. ખેતીની પેદાશમાં કપાસ, ઘઉં, સોયસિંગ વગેરે થાય છે. આ રાજ્યમાં દેશી કારીગરી ગૃહઉદ્યોગો તરીકે સારી ખીલવણી પામી હતી; પરંતુ હવે પરદેશી વસ્તુઓથી હરીફાઇને લીધે કીનખાબ, રેશમી વણાટ વગેરે મોળાં પડયાં છે. જામનગર શહેર આધુનિક પદ્ધતિ પ્રમાણે બાંધવામાં આવ્યું છે. શહેર સુંદર બન્યું છે. આ રાજ્યનાં બંદરોનો સારો વિકાસ થયો છે. રાજ્યના બેડી બંદરે વિલાયતથી પરબારી આવતી સ્ટીમરો કાપડ અને બીજો માલ આયાત કરે છે. જામનગર રાજ્ય એની જકાત બ્રિટિશ ધોરણે વસુલ કરે છે. પોતાના રાજ્યમાં વપરાતી ચીજોની જકાત તે પોતે રાખે છે. હિંદના ભાગોમાં નિકાસ થતી ચીજોની જકાતમાંથી પાંચ લાખ રૂપિયા રાખી બાકીની બ્રિટિશ હિંદને

| દેશ | ચો. માઈલમાં ક્ષેત્રફળ | વસતિ | રાજયધાની | તેની વસતિ | કોની પાસેથી મેળવ્યું |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ ઉત્તર બોર્નીઓ | ૩૧,૦૦૦ | ૩,૧૦,૦૦૦ | સન્ડાકાન | ૧૪,૦૦૦ | બ્રિટન અને ડચો પાસેથી જીત્યું |
| બ્રહ્મદેશ | ૨,૩૩,૦૦૦ | ૧,૫૦,૦૦,૦૦૦ | રંગુન | ૪,૦૦,૦૦૦ | બ્રિટન પાસેથી જીત્યું |
| ઇન્ડોચાઇના | ૩,૧૦,૦૦૦ | ૨,૨૦,૦૦,૦૦૦ | સૈગુન | ૧,૨૪,૦૦૦ | ફ્રેંચ પાસેથી લીધું |
| હોંગકોંગ | ૪૦૦ | ૧૦,૦૦,૦૦૦ | વિક્ટોરીઆ | ૩,૭૫,૦૦૦ | બ્રિટન પાસેથી લીધું |
| જાપાન | ૨,૬૦,૮૦૦ | ૭,૨૦,૦૦,૦૦૦ | ટોકીઓ | ૫૩,૧૨,૦૦૦ | |
| મલાયા | ૫૧,૦૦૦ | ૪૩,૯૦,૦૦૦ | સીંગાપુર | ૫,૨૨,૦૦૦ | બ્રિટન પાસેથી જીત્યું |
| મંચુરિયા | ૪,૦૦,૦૦૦ | ૩,૦૦,૦૦,૦૦૦ | ચેંગચૂન | ૧,૩૦,૦૦૦ | ચીન પાસેથી જીત્યું |
| ડચ ઈસ્ટ ઇન્ડિઝ | ૭,૩૩,૬૦૦ | ૬,૦૭,૧૦,૦૦૦ | બેટેવીઆ | ૪,૪૦,૦૦૦ | ડચ પાસેથી લીધું |
| આરાકાન | ૫૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | કુચીંગ | ૨૫,૦૦૦ | બ્રિટન પાસેથી જીત્યું |
| સીયામ | ૧,૯૫,૦૦૦ | ૧,૧૫,૦૦,૦૦૦ | બેન્કોક | ૫,૫૦,૦૦૦ | શરણે આવ્યું |
| ગુઆમ | ૨૧૦ | ૨૧,૦૦૦ | એગેલા | ૯,૦૦૦ | અમેરિકા પાસેથી જીત્યું |
| ન્યુગીની | ૧૦,૦૧૦ | ૪,૦૦,૦૦૦ | રાબુલ | ૨,૦૦૦ | ઑસ્ટ્રેલિયા પાસેથી |
| પેપુઆ | ૯૧,૦૦૦ | ૬,૦૦,૦૦૦ | પોર્ટમોરેસ્બી | ૨,૦૦૦ | અંગ્રેજો પાસેથી |
| સેલીબીસ | ૭૩,૦૦૦ | | | | ડચ પાસેથી |
| સેખેલીન | ૨૯,૧૦૦ | | | | રશિયા પાસેથી |
| ફૉર્મોસા | ૧૪,૦૦૦ | | | | |
| ફિલિપાઈન્સ | ૧,૧૪,૪૦૦ | ૧,૨૬,૪૦,૦૦૦ | મનીલા | | |
| ચીન | | ૨૦,૦૦,૦૦,૦૦૦ | પીપીંગ | ૩૦,૦૦,૦૦૦ | |

જાપાને જગતમાં સૌથી મોટું સામ્રાજ્ય જમાવ્યું છે. એની સ્ત્રીઓ પણ યુદ્ધમાં સામેલ થઇ છે. એણે જીતેલા દેશોમાંથી એના પગ કાઢવો મુશ્કેલ બન્યો છે. એણે સમુદ્ર અને આકાશ ઉપર કાબૂ મેળવ્યો છે. બ્રિટિશ અને અમેરિકન કાફલાને મોટું નુકશાન કર્યું છે. પોતાના કાફલાને પણ મોટું નુકશાન થયું છે. સૈનિકોની પણ મોટા પ્રમાણમાં ખુવારી થઈ છે. જાપાન હમણાં પેસિફિક મહાસાગરના સોલોમન અને ન્યુગીની ટાપુઓમાં અમેરિકા–અંગ્રેજ–ઑસ્ટ્રેલિયા સાથે સાગર અને જમીન યુદ્ધો ચલાવે છે. થોડી પીછેહઠ પણ કરે છે. એના ઉપર અમેરિકાના આક્રમણનું દબાણ વધે છે. જાપાન પાસે હમણાં ૩૦ લાખનું સૈન્ય, મોટો નૌકા કાફલો અને વિમાનનો મોટો કાફલો છે. એ ખૂબ ચીવટાઈથી લડી શકે છે.

મજરે પાછી આપે છે. ૧૯૩૮–૩૯ માં ૯૪ લાખ, ૧૯૩૯–૪૦માં ૧૧ કરોડ અને ૧૯૪૦–૪૧ માં ૩૫૫ લાખ રૂપિયાની કિંમતનો માલ બેડી બંદરે આયાત થયો હતો. રાજ્યને પોતાની રેલ્વે છે. રાજ્યનાં બંદરો ખાતે વિલાયતની સીધી સ્ટીમરો આવે છે. જામનગરના રાજા હિંદના દેશી રાજ્યોની ચેંબરના પ્રમુખ છે, એની પેદાશ આશરે ૧ કરોડ રૂપિયાની છે.

**જાયફળ** (Nutmeg): મહારાષ્ટ્રમાં કોનુરના પર્વત ઉપર એનાં વૃક્ષો થાય છે. મલાક્કા અને જાવામાં એ ઘણાં થાય છે. આનાં ગોળ ફળો અખરોટ જેવડાં અને સુગંધીદાર હોય છે. એમાંથી તેલ પણ નીકળે છે. એનાં વૃક્ષો સુંદર દેખાય છે. જાયફળ કેફી ચીજ છે. હિંદમાં પરદેશોથી એટલે સિંગાપુર અને લંકાથી એની આયાત થાય છે.

**જાવા** : આ ટાપુ પેસિફિક મહાસાગરમાં છે. આ ટાપુ અને મદુરાના ટાપુનું ક્ષેત્રફળ ૫૧,૦૦૦ ચો. માઇલનું છે. વસતિ ૪ કરોડની છે. આ ટાપુ હોલેન્ડ એટલે નેધરલેન્ડને તાબે હતો, હમણાં જાપાને જીતી લીધો છે. ભારે ફળદ્રુપ દેશ છે. એ દેશમાં કોફીનો ૧ લાખ ટન, રબરનો ૨,૮૭,૭૭૮ ટન, કિવનાઈનનો ૭,૫૩૪ ટન, તમાકુનો ૪૬,૧૧૪ ટન, ચાનો ૭૫,૨૯૨ ટન, કોકોઆનો ૧,૬૮૦ ટન અને તેલનો ૧,૧૨,૧૫૪ ટન પાક થાય છે. ચોખા, મકાઇ, વાલ અને સોયાબીન્સ પણ પુષ્કળ થાય છે. હિંદ સાથે એ બેટોનો વેપારી સંબંધ ઘણો જુનો છે. આપણામાં કહેવત છે કે "જે જાય જાવે તેના પરીયાને પરીયા ચાવે." જાવામાં બુદ્ધધર્મ પ્રચલિત હતો. તે સમયમાં શ્રેષ્ઠ સ્થાપત્ય બોરોબંદરનું મહાન બુદ્ધમંદિર ત્યાં હજી વિદ્યમાન છે. જાવામાં હવે હિંદુધર્મના માત્ર અવશેષો રહ્યા છે. ત્યાં પ્રજાનો મોટો ભાગ મુસ્લીમ છે. જાવાથી હિંદમાં મોટા પ્રમાણમાં ખાંડ હિંદમાં દશપંદર વરસ ઉપર આવતી હતી. પરંતુ હિંદમાં ખાંડનો ઉદ્યોગ વિકાસ પામ્યાથી હવે થોડી જ આવે છે. જાવામાં શાહીવાદી વલંદા લોકોએ ઉદ્યોગોનો વિકાસ કરવા દીધો નથી.

**જાંબુ** : જાંબુ ઉત્તમ ફળ છે. એના રસને સોડવીને સરકો બનાવે છે. જાંબુ ગુણે મધુર, શીત, પ્રિય, પાચક અને મલસ્તંભક છે.

**જીતુનનું તેલ** :—Olive oil સીરિયા, યુરોપના દક્ષિણ વિભાગમાં જીતુન એટલે ઓલિવનાં વૃક્ષો થાય છે. એનાં કાચાં ફળોનું અથાણું અને મુરબ્બો બને છે. એનાં વૃક્ષોનું લાકડું ઉત્તમ થાય થાય છે. અને ફળોમાંથી તેલ કાઢે છે. એનું શ્રેષ્ઠ તેલ ખાવામાં પુષ્ટિકારક છે. મધ્યમ તેલમાંથી વીન્ડસર નામે સાબુ બને છે અને હલકા તેલની પણ અનેક વસ્તુઓ બને છે. બ્રિટિશ ટાપુઓ આ તેલ ૩,૦૦૦ ટન આયાત કરે છે. હિંદમાં આ વૃક્ષોની ખેતી જુજ છે.

**જીબ્રાલ્ટર** : સ્પેન દેશને છેડે ભૂમધ્ય સમુદ્રમાં આ મજબૂત કિલ્લેબંધીનો નાનો પ્રદેશ આવેલો છે. અંગ્રેજોએ સ્પેન પાસેથી એ જીતી લીધું છે. ભૂમધ્ય સમુદ્રની ચાવી રૂપ આ મથકને અંગ્રેજોએ ભારે મજબૂત બનાવ્યું છે. એમાં અંગ્રેજોનો મોટો નૌકા કાફલો રહે છે. એ બળવાન વિમાની મથક છે. અહીં લશ્કર પણ રહે છે. આ મહાયુદ્ધમાં એના ઉપરથી મોટાં વિમાની આક્રમણો અંગ્રેજોએ કર્યાં છે.

**જીરૂં** : એ એક કિંમતી મસાલો છે. જીરાના છોડ અજમાના છોડ જેવાં હોય છે. હિંદમાં પુષ્કળ જીરૂં થાય છે. જીરૂં એ વાતહર, ક્ષુધા પ્રદીપ્ત કરનાર, રુચિકર અને ઠંડું છે. યુનાની હકીમો તેને ખુશબોદાર ગ્રાહી મસાલો ગણે છે. અંગ્રેજી વૈદ્યક પ્રમાણે જીરાને પાચક માનેલ છે. અજીર્ણ, પીડા અનું આંતરડાશૂળમાં ઉપયોગી માનેલ છે, જીરૂં માલ્ટા અને મોરોક્કોમાં વિશેષ થાય છે. જીરાનું તેલ પણ નીકળે છે.

**જીસસ ખ્રિસ્ત** : એ મહાન વિભૂતિમાન પુરુષ હતા એમના નામ પરથી ખ્રિસ્તી ધર્મ સ્થપાયો છે. એને આજે ૧૯૪૪ વર્ષો થયાં. જીસસે યાહુદી ધર્મમાં પ્રચલિત ગેરરીતિઓ સામે વાંધા ઉઠાવ્યાં હતા. યાહુદી ધર્મગુરુઓના આગ્રહથી પેલેસ્ટાઇનના જેરૂસેલમના રોમન ગવર્નરે એને લાકડાના ચોકઠામાં ખીલાં જડી એમના હાથપગમાં ખીલા ઠોકયા હતા. જીસસ ફરી જીવતા થયાની માન્યતા પ્રચલિત છે. એમના ધર્મમાં ક્ષમા, દયા, પ્રભુ પ્રેમના પાઠ છે. બાઇબલ એનું ધર્મપુસ્તક હોઈને ઉમદા નૈતિક વિચારોથી ભરેલું છે ખ્રિસ્તી સંપ્રદાયના ચાર ભાગ છે: (૧) રોમન કૅથોલિક, (૨) પ્રોટેસ્ટંટ એટલે સુધરેલો સંપ્રદાય, (૩) ગ્રીક ઓર્થોડૉક્ષ સંપ્રદાય અને (૪) રશિયન ઓર્થોડૉક્સ સંપ્રદાય. જગતમાં આ સૌથી વધુ ફેલાયેલ ધર્મ છે. તુર્કી સિવાય આખો યુરોપ ખ્રિસ્તી સંપ્રદાયનો છે, જીસસ મહાન પયગંબર હતા.

**જીંદ**—પંજાબનું આ દેશી રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૧,૨૬૯ ચો. માઇલનું હોઇને વસતિ ૩,૨૪,૬૭૯ માણસોની છે. અહીંના મહારાજા શીખ છે. પેદાશ ૨,૨૦,૦૦૦ પોંડની છે. કોઇ ઉદ્યોગો નથી. ખેતીવાડી મુખ્ય ઉદ્યોગ છે.

**જુવાર** : આ ધાન્યની જાત છે. હિંદના ગરીબો એનો ઘણો ઉપયોગ કરે છે. એ બળકર અને શીતળ છે, એના પોંક ખાવો ગમે તેવો હોય છે. જુવારનું ઘાસ અથવા છોડ ઢોરને માટે સરસ ચારો છે, જુવારોમાં હલકી એમ ઉંચી કેટલીક જાતો છે. એને ઝાઝો વરસાદ જોઈતો નથી. ૧૯૩૮–૩૯માં જુવાર ૩૩,૮૧,૨૦૦ એકરમાં વવાઇ કુલ પાક ૬૪,૩૫,૦૦૦ ટનનો થયો હતો. જુવાર આખા હિંદમાં થાય છે. પરંતુ એ પરદેશો ખાતે ચડતી નથી.

**જૂનાગઢનું રાજ્ય** : કાઠિયાવાડનું આ પહેલા નંબરનું રાજ્ય છે. એના રાજકર્તા નવાબ છે. એનું ક્ષેત્રફળ ૩,૩૩૮ ચો. માઇલનું છે. વસ્તી ૫,૪૫,૨૫૨ની છે. પેદાશ ૯૮ લાખ રૂપિયાની છે. ત્યાં બોલાતી ભાષા મુખ્યત્વે ગુજરાતી અને ઉર્દૂ છે. મુખ્ય ધંધો ખેતીનો છે. આ રાજ્ય પાસે ગીરનું મોટું જંગલ છે. પરંતુ તેનો વિકાસ અતિ અલ્પ થયો છે. આ રાજ્યમાં કોઈ મોટો ઉદ્યોગ નથી. દિવાસળી, બરફનાં નાનાં કારખાનાં છે. જૂનાગઢ રાજ્યમાં જ માત્ર સિંહો વસે છે. જૂનાગઢ પાસે ગિરનાર નામે પ્રખ્યાત પર્વત છે. જૂનાગઢ શહેરની વસતિ ૦॥ લાખની છે. નરસિંહ મહેતાએ એને પ્રસિદ્ધ કર્યું છે.

**જેકોબાબાદ** : સિંધનું એક શહેર છે. હિંદના બધા ભાગો કરતાં સૌથી વધારે એટલે ૧૨૫ જેટલી ગરમી પડે છે. અહીં જુવાર બાજરો સારો થાય છે.

**જેડા** : અરબસ્તાનનું બંદર છે. મુસલમાનભાઇઓ મક્કે હજ કરવા જાય છે, તે હિંદથી પ્રથમ આ બંદરે ઉતરે છે. સૌદી અરબ રાજ્યનું એ મુખ્ય બંદર છે. હજ યાત્રાળુઓ સિવાય બીજું કાંઇ જાણવાજોગ નથી. જેડાથી મક્કાની બસ મળે છે. કરાંચી કલકત્તા અને મુંબઈથી હજની મોસમમાં દર અઠવાડિયે એક સ્ટીમર જેડા જાય છે.

**જેરૂસલામ** : પેલેસ્ટાઈનમાં આવેલું પ્રખ્યાત ખ્રિસ્તી યાત્રાસ્થળ છે. મુસ્લીમોનું પણ એ યાત્રા સ્થળ છે. જીસસ ખ્રિસ્તની સર્વે ઉપદેશો અને જીવનસમાપ્તિ તથા ક્રોસમાં ખીલા ઠોકાવા વગેરે બનાવો આ દેશમાં બન્યા હતા. ખ્રિસ્તીઓએ આ શહેર જીતવા સેંકડો વર્ષો સુધી આક્રમણો (Crusades) મોકલ્યાં હતાં. હમણાં એ બ્રિટનને તાબે છે.

**જેલ** : હિંદમાં ગુન્હેગારોને પુરવા માટે જેલો રાખવામાં આવી છે. આ કેદખાનાંઓમાં મુખ્ય ત્રણ વર્ગ છે. એ, બી, અને સી. "A" વર્ગના કેદીઓ (ધનવાન વર્ગ અને ઉચ્ચ દરજ્જો ધરાવતા)ને સારી સગવડો અને સારો ખોરાક મળે છે; મધ્યમ "B" વર્ગના કેદીઓને મધ્યમ સગવડ મળે છે. "C" વર્ગના કેદીઓને ખાવાપીવાની અને રહેવા કરવાની કઠીન સગવડો મળે છે. આમાં પણ સખત મજૂરી અને આસાન મજૂરી એવા બે ભેદો છે, સખ્ત મજૂરીની સજાવાળાને સખ્ત કામ આપે છે. ભયંકર કેદીઓને એકાંતવાસ પણ આપે છે. દેશનિકાલની સજા પામેલા કેદીઓને આંદામાનના ટાપુઓમાં મોકલવામાં આવતા. પરંતુ હવે આંદામાન જાપાનના હાથમાં છે. રાજ્યદ્વારી કેદીઓને પણ જેલોમાં પૂરે છે. કેદીઓને ઉદ્યોગો શીખવવા માટે જેલમાં નાના પાયા પર વ્યવસ્થા છે. રશિયા વગેરે દેશોમાં કેદીઓ સાથે જે હળવી અને સુધારણાંની નીતિ છે, તે નીતિ હિંદમાં નથી. જેલના કેદીઓ હિંદમાં નીચે મુજબ હતા:

| | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| ૧૯૩૪ | ૮,૭૬,૭૧૯ | ૧૯,૯૭૬ |
| ૧૯૩૫ | ૮,૨૭,૬૪૯ | ૧૯,૨૮૧ |
| ૧૯૩૬ | ૮,૨૬,૭૭૭ | ૧૯,૭૫૬ |
| ૧૯૩૭ | ૭,૭૪,૧૧૯ | ૧૮,૪૨૦ |

આ સિવાય આંદામાનમાં ૧૯૩૭-૩૮ માં ૬,૨૧૮ પુરુષો અને ૭ સ્ત્રી કેદીઓ હતાં. આંદામાન હવે બંધ થયું છે.

હમણાં રાજદ્વારી કેદીઓ (રાષ્ટ્રસભા) ને પણ જેલોમાં પૂર્યા છે. એકાદ લાખ જેટલા ઇટાલિયન સૈનિકોને હિંદમાં મોટા વાડાઓનાં સ્થાનોવાળી અટકાયતમાં રાખવામાં આવ્યા છે.

**જેસલમીર** : રાજપૂતાનામાં આવેલા આ નાના રાજ્યનું ક્ષેત્રફળ ૧૬,૦૬૨ ચો. માઇલનું છે. એના મોટા ભાગમાં રણ આવેલું છે. વસતિ માત્ર ૦।।। લાખ માણસોની હોઇને પેદાશ ત્રણથી ચાર લાખ રૂપિયાની છે. રણને લીધે ખેતી ઓછી છે. ભાટીઆઓ જેસલમેરથી આવ્યા હોવાનું કહેવાય છે. ત્યાં ભટ્ટી રાજાઓનું રાજ્ય છે.

**જેસોર** : આ બંગાળાનો એક જિલ્લો છે. એનું ૨,૯૦૯ ચો. માઇલોનું ક્ષેત્રફળ હોઇને વસતિ ૧૬।।। લાખની છે. વરસાદ સરેરાશ ૬૦ ઇંચ અને ગરમી ૭૪ ડીગ્રી પડે છે. મુખ્ય ધંધો ખેતી છે. ચોખા, શેરડી અને તમાકુનું વાવેતર થાય છે. સાદડીઓ બનાવવાનો ગૃહઉદ્યોગ અહીં સારો ચાલે છે, તેમ જ વસ્ત્રો તૈયાર કરવાનો ઉદ્યોગ પણ સાધારણ ઠીક વ્યાપક છે. મુખ્ય શહેર જેસોરમાં (વસતિ ૧૨ હજારની) માથા હોળવાની કાંસકીઓ સારી બને છે.

**જૈનો** : મહાવીરસ્વામીના આ અનુયાયીઓ માત્ર હિંદમાં મળે છે. એમની સંખ્યા માત્ર ૧૨।। લાખની જ છે; છતાં એઓમાં અનેક શાખાઓ છે. મુખ્ય બે ભેદ : શ્વેતાંબર અને દિગંબરો છે. મૂર્તિપૂજકો અને સ્થાનકવાસીઓ એવા પણ ભેદો છે. આ સિવાય પણ ભાગો છે. આ લોકો અહિંસાને સંપૂર્ણપણે માને છે. જૈનો મોટે ભાગે સારી સ્થિતિમાં છે. એમનાં મંદિરો અને સ્થાપત્યો બહુ સરસ કારીગીરીવાળાં છે.

**જોધપુર**:—મારવાડનું આ રાજ્ય રાજપૂતાનામાં આવેલ છે. એમાં રાઠોડ રાજપૂતો રાજ્ય કરે છે. એનું ક્ષેત્રફળ ૩૬,૦૨૧ ચો. માઇલનું છે. મોટો ભાગ રણભૂમિનો હોવાથી પાણીની ઘણી અછત છે. તાપ પણ ઘણો પડે છે. વસ્તી ૨૧૦ લાખની છે. કલકત્તાથી ૧,૩૯૯ માઇલ અને મુંબઇથી ૫૯૨ માઇલ દૂર છે. જોધપુર રેલવેની લંબાઇ ૭૬૭ માઇલની છે. આ રાજ્યમાં મુખ્ય ધંધો ખેતીવાડી અને પશુપાલનનો છે. બાજરો, મઠ, મગ, જુવાર, મકાઈ અને કોઈ સ્થળે કપાસ પણ થાય છે. આ રાજ્યમાં સાંભરના તળાવમાં મોટા પ્રમાણમાં મીઠું પેદા થાય છે. રાજ્યની કુલ પેદાશ દોઢ કરોડ રૂપીયાની છે. આ રાજ્યમાં કોઇ અગત્યનો ઉદ્યોગ નથી. પરંતુ રાજ્યના મારવાડી વેપારીઓ ભારે સાહસિક છે. અહીંના મારવાડીઓ પરદેશ ખાતેથી વેપારમાં ધન કમાઈ લાવે છે. જોધપુર શહેર અગત્યનું હવાઇ મથક ધરાવે છે, મહેલો પણ સારા છે. પ્રજા ગરીબ અને રાજ્ય ધનવાન છે. ગૃહઉદ્યોગમાં કાપડ અને પિત્તળનાં વાસણો વગેરે છે.

**જ્યૂટ (શણ)** : આના છોડવાનાં તંતુઓમાંથી અનાજ ભરવાના કોથળા તૈયાર કરે છે. એ વનસ્પતિ હિંદમાં જ મુખ્યત્વે બંગાળમાં થાય છે, બિહાર, આસામ અને મદ્રાસમાં થોડી થાય છે. જ્યૂટની બે જાતો થાય છે: (૧) Corohuras Capsularis અને (૨) Corohuras oliturius બ્રહ્મપુત્રા અને ગંગાનદીના કાદવનો કસ આ ભૂમિ ઉપર પથરાતો હોવાથી એની જમીનમાં ખાતરની જરૂર પડતી નથી. એના છોડ દશથી બાર ફીટ ઊંચા થાય છે. જ્યૂટ માર્ચથી મે માસ સુધી થાય છે. જુલાઇથી સપ્ટેંબર સુધી એની કાપણી થાય છે, પછી એના છોડવાઓ કાપીને એને પાણીના ખાબોચીઆમાં બોળીને કોહવા માટે રાખે છે. છાલ જુદી કાઢી તેનાં તંતુઓ હાથથી કાઢે છે. આ તંતુઓને જ્યૂટ કહેવાય છે. હિંદભરમાં માત્ર જ્યૂટની મોનોપોલી હોવાથી એના ભાવો ઠીક આવે છે. બંગાળમાં ૯૦ ટકા જ્યૂટ થાય છે. ૧૯૩૮માં કુલ ૩૦,૭૩,૯૦૦ એકરમાં જ્યૂટ વાવવામાં આવ્યું હતું. તેમાંથી જ્યૂટની ૬૬,૯૪,૯૫૦ ગાંસડીઓ પેદા થઇ હતી. ૧૯૩૯માં ૩૧,૧૮,૭૦૦ એકરોમાં જ્યૂટની વાવણી થઇ હતી. એનો કુલ પાક ૯૬,૪૬,૩૦૦ ગાંસડીઓ થઇ હતી. બાર માસમાં લગભગ ૪૦ કરોડ રૂપિયાની કિંમતનું જ્યૂટ તૈયાર થાય છે. જ્યૂટની છેલ્લાં પાંચ વરસો થયા દર વર્ષે ૯૦ લાખથી ૧ કરોડ ગાંસડીઓની ખપત છે. કલકત્તામાં જ્યૂટની ઘણી મિલો છે. તે સિવાય જ્યૂટ યુરોપ અમેરિકા ખાતે પણ પુષ્કળ ચડે છે. હમણાં યુદ્ધના કામને લીધે જ્યૂટના કોથળાની માગ ઘણી વધારે છે. આથી ભાવો વધ્યા છે [વધુ માટે જુઓ ઉદ્યોગોમાં, 'શણનો ઉદ્યોગ'].

**જ્યોતિષ**: આકાશના ગ્રહમંડળોનું માપ કાઢી એના ઉપરથી દિવસ, રાત્રિ વગેરે પંચાંગની ગણતરી કરવી એનું નામ જ્યોતિષ છે. ગ્રહોઉ પરથી ફળાદેશ ગણીને માણસના સુખ-દુ:ખ, સંપત્તિ, આયુષ્ય વગેરેની ગણતરી કરવી, એ પણ જ્યોતિષનો વિભાગ છે. પ્રાચીન હિંદમાં જ્યોતિષ અત્યંત વિકાસ પામેલું શાસ્ત્ર હતું. આર્યભટ, ભાસ્કરાચાર્ય વગેરે જ્યોતિષાચાર્યો હિંદમાં થઈ ગયા છે.

**૧ સૂર્ય**—પૃથ્વીથી ૯,૨૯,૦૦,૦૦૦ માઇલ દૂર છે. તેનો વ્યાસ ૮,૬૪,૧૦૦ માઇલનો છે. કલાકે ૧૦૦ માઇલની ગતિએ ઊડતા વિમાનને સૂર્યને પહોંચતાં ૧૦૫ વર્ષ લાગે. આ ગ્રહ પૃથ્વી કરતાં ૧૦૯ ગણો મોટો છે.

**૨ ચંદ્ર**—પૃથ્વીથી ૨,૩૯,૦૦૦ માઇલ દૂર છે. તેનો વ્યાસ ૨,૧૬૦ માઇલ છે.

**૩ પૃથ્વી**—પૃથ્વીમાં જમીન પાા કરોડ ચો. માઇલ અને પાણી ૧૪ કરોડ ચો. માઇલ છે. દર સેંકડે સાડા અઢાર માઇલની ઝડપે તે સૂર્યની આસપાસ ફરે છે.

**૪ ગ્રહો**—સૂર્યની આસપાસ ફરે છે. તેમનું નામ બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ અને નેપચ્યૂન છે. ૧૯૩૦ માં પ્લેટો નામે ગ્રહ શોધાયો છે ગુરુ સૌથી મોટો છે, એ પૃથ્વી કરતાં ૩૬૮ ગણો મોટો છે. બુધ સૌથી નાનો ગ્રહ છે. બુધનો વ્યાસ ત્રણ હજાર, શુક્રનો ૭,૦૦૦, પૃથ્વીનો ૭,૦૦૦, મંગળનો ૪,૨૦૦, ગુરુનો ૮૮,૨૪૦, શનિનો ૭૪,૨૪૦, યુરેનસનો ૩૨,૦૦૦ અને નેપચ્યૂનનો ૩૨,૯૦૯ માઇલનો છે, આ ઉપરાંત બીજા ઘણા ઉપગ્રહો છે. એ આખું સૂર્ય-મંડળ ગણાય છે.

**૫ તારાઓ**—માત્ર ૭,૦૦૦ નજરે પડી શકે છે. દૂરબીનથી સિત્તેર લાખ તારા જોઇ શકાય છે. એમની સંખ્યા વધતી જ જાય છે. હવે ૧૬૦ કરોડ તારાઓની સંખ્યા જણાવાઈ છે. આ તારાઓ બ્રહ્માંડમાં બહુ દૂર છે. કેટલાક તારા રાક્ષસી કદના છે. એ સૂર્ય કરતાં લગભગ ૨૦ ગણા મોટા છે.



**ઝમઝમ** : મક્કામાં આવેલો આ કુવો લગભગ ૫૭ ફીટ ઊંડો છે, એનો ઘેરાવો ૮ ફીટ છે. આ કુવાને મુસલમાનો પવિત્ર માને છે એટલું જ નહિ પણ યાત્રાળુઓ એનું પાણી અહિંથી ભરીને લઇ દૂર દૂર એમના વતનમાં લઇ જાય છે અને એ પાણીથી ધોએલા વસ્ત્રને, જીવનના આખરી સમયે ઉપયોગમાં આવે તેમ 'કફન' તરીકે જાળવી રાખે છે.

૧૮૮૩માં મી. ઇ. ફ્રેકલેંડે આ પાણીનું પૃથક્કરણ કરી જોતાં એ પાણી તંદુરસ્તી માટે નુકશાનકારી લાગ્યું હતું.

**ઝરસ** : એના ઝાડ થાય છે. ખાસ કરીને વૈશાખ અને જેઠ માસમાં એની ભાજી ઉતરે છે. મેંદી જેવા એનાં પાન હોય છે, સ્વાદમાં એ કડવાં હોય છે. એની ભાજી વાયુને મટાડવા ઉપયોગમાં લેવાય છે.

**ઝરીઆ**: બંગાળમાં માનભુમ જીલ્લામાં આવેલું છે. પારસનાથની ટેકરીની દક્ષિણ અને દક્ષિણ પૂર્વે આવેલા આ વિસ્તારમાં કોલસાની ખાણો છે, કલકત્તાથી લગભગ ૧૭૫ માઈલ દૂર છે.

**ઝવેરાત** : પ્રાચીન કાળથી હિંદ તેમ જ ઇરાનમાં ખાસ કરીને ધનપતિઓ આનો ઉપયોગ કરતા આવ્યા છે, મોતી સીવાયના ઝવેરાતને, એ ઉપયોગમાં આવે એવું બને, એ પહેલાં અમુક ક્રિયામાંથી પસાર થવું પડે છે. માત્ર મોતી જ એક એવું ઝવેરાત છે, જેનો જેની તે હાલતમાં ઉપયોગ થઇ શકે છે. એની માળાઓ ખાસ કરીને મૂડીપતિ સ્ત્રીઓ પહેરે છે

મોતી જેમ કીંમતી આવે છે, તેમ હલકા પ્રકારનાં પણ હોય છે, મોતીની પરીક્ષા એના રંગ, રૂપ પ્રકાશ અને વજન પરથી થાય છે. સફેદ અને આબદાર મોતી કીંમતી ગણાય છે અને ગાદરા રંગનું મોતી હલકું ગણાય છે, સ્હેજ પીળચટું મોતી આબદાર અને સફેદ મોતી કરતાં પણ સારૂં ગણાય છે. મોતીનું પહેલું પડ ઝાંખુ છતાં લીલચટું હોય એ પણ સારૂં ગણાય. લીલા રંગના પડવાળું મોતીનું તેજ હંમેશા જળવાઇ રહે છે.

મોતીનો ઉપયોગ સુરમો બનાવવામાં અને તાકાત માટેના ઓષધોમાં પણ થાય છે.

ઝવેરાતની બીજી જાતોમાં હીરા, યાકુત, લાલ, જેડ, જેટ, પન્ના, જમરૂદ, ફીરોજ, અકીક, સગેઈસબ, સુરજાન, પાવ વીગેરે હોય છે આ કટકાના આકારમાં મળી આવે છે, એને કારીગરો જુદા જુદા ઘાટના બનાવી શણગાર તરીકે વેચે છે.

અનુભવ અને ઝીણી દષ્ટિથી જ ઝવેરાતના સાચા ખોટાની પરીક્ષા થાય છે, એના પરીક્ષકને ઝવેરી કહેવાય છે, એને દાગીનામાં ગોઠવનારાઓ પંચીગર કહેવાય છે.

**ઝાંઝરૂટ**: લગભગ ૩ાા હાથ ઊંચા આના ઝાડ થાય છે. એના પાંદડાં એરંડના પાન જેવાં હોય છે. ગુલાબી રંગના એને ફૂલ આવે છે. હડકાયું કુતરૂં કરડયું હોય કે કુતરાનું ઝેર ચડયું હોય એને: ઝાંઝરૂટના બી, કડવું કોળું, જૂનો ગોળ અને હોકાનું પાણી એ બધાને ખાંડી, મિશ્રીત કરી પાવામાં આવે છે.

**ઝુલુ** : બ્રિટિશ પ્રોટેકટોરેટમાંનો લગભગ ૮,૯૦૦ ચોરસ માઇલનો આ દેશ છે. ખેતીવાડી અને ઢોરો ઉછેરવા માટે આ દેશ સારો ગણાય છે. અહીંથી ત્રાંબુ, ચાંદી, જસત સોનું, ટીન અને કોલસો મળે છે. પ્રજા ઝુલુ નામે ઓળખાય છે, ૧૮૮૭ પછી આ દેશ બ્રિટિશ સત્તાને સ્વીકારે છે.

ઝુલુ પ્રજા જંગલી છે. આ પ્રજામાં નાની ઉંમરે લગ્નને વર્જ્ય ગણ્યાં છે. મોટી ઉંમરે લગ્ન કરે છે, લગ્નની પસંદગી પુરૂષ પર નહિ, પણ સ્ત્રી પર રહે છે અને સ્ત્રી પોતાનો પતિ શોધી લે છે.

તેઓમાં એક પ્રથા છે કે કન્યાના બાપને ૧૦ ગામની ભેટ કરે એને કન્યા મળે. એવો અગાઉ રીવાજ હતો. આ રીતે ભેટ ધરીને જે પુરૂષ ચાર સ્ત્રીઓ કરે તેને 'ગોશ'નો ઇલ્કાબ મળતો આ 'ગોશ' પોતાની સ્ત્રીઓની મહેનત પર ગુજરાન કરે અને લ્હેરી જીવન ગુજારે.

ઝુલુઓની મુખ્ય દોલત ગાયો છે.

લગ્ન માટે સ્ત્રી જ્યારે પુરુષ પાસે માગણી કરવા જાય છે, ત્યારે એની સાથે કેટલીક પરણેલી સ્ત્રીઓ રાખે છે. પુરુષ પરણવા ખુશી થતાં પેલી પરણેલી સ્ત્રીઓ ગીત ગાવા માંડે છે. બીજે દિવસે એક ઢોરને હલાલ કરવામાં આવે છે. એ બંને પક્ષના કુટુંબીઓ આરોગે છે. આ પછી 'ઇંગાઝીસો'ની ક્રિયા થાય છે, આમાં મણકા પાણીમાં નાંખી સ્ત્રી પુરુષ એક બીજાને નવડાવે છે અને પેલા મણકા સ્ત્રી પુરુષના પગ પાસે નાખે છે, જે પુરુષ એકઠા કરી એની પાસે રાખે છે.

ઝુલુ લોકોમાં જનાકારી ભૂત પીશાચ અને રાજા માટે વાંકું બોલવું એ ભયંકર ગુન્હો ગણાય છે. આ ગુન્હા કરનારનું સર્વસ્વ તારાજ કરી નાંખી એને સોટા મારી મારી નાંખવામાં આવે છે. પછી એ સોટા અને પેલા ગુન્હેગારનાં કપડાંને બાળી નાખવામાં આવે છે.

પુરુષો રૂંવાની લટકતી પટીઓની તોરણવાળી ઘાઘરી પહેરે છે. પીછાં અને વીવીધ રંગો એના શણગાર છે.

સ્ત્રી ઝાડના મૂળીયાનાં રેશમનું બનાવેલું વસ્ત્ર પહેરે છે અને કોઈવાર ગુઠણ સુધીનો ઘાઘરો પહેરે છે.

પરણેલા પુરુષો માથામાં ગોળ લોઢાની કડી જેવું કુંડાળું રાખી, માથું બોડાવી નાખે છે, સ્ત્રીઓ એ જ રીતે માથા બોડાવે છે, પણ એ ચોટલી જેવો ગુચ્છો રાખે છે.

ઝુલુ લોકો લડવૈયા, કદાવર બાંધાના અને ચંચળ હોય છે, તેઓ બહાદુર પણ હોય છે, તેઓ ગંદા બહુ રહે છે.

ઝુલુ ભાષા બુલંદ પણ કાનને કર્કશ લાગે તેવી હોય છે.




**પાલ (હિંદમાં): હિંદમાં ટપાલના ભાવો** નીચે મુજબ છે.

| | રૂ. આ. પા |
|---|---|
| (૧) પોષ્ટકાર્ડ (એકપડું) | ૦–૦–૯ |
| પોષ્ટકાર્ડ [વળતો જવાબ] | ૦–૧–૬ |
| કાગળ (પરબીડીયું) ૧ તોલો | ૦–૧–૬ |
| કાગળ [દર એક તોલા વજન ઉપર વધારે] | ૦–૧–૦ |

કાગળ અને પોષ્ટકાર્ડ રજિસ્ટર કરાવવાની ફીના ૦–૩–૦ વધારે લાગે છે. જો ઓછી કિંમતની ટીકીટ લગાડી હોય તો બેવડો ચાર્જ ભરવો પડે છે. સહી મંગાવવાનો ૦–૧–૦ વધારે છે.

(૨) બુકપોષ્ટના ઉપર દર પાંચ તોલા ઉપર ૦–૦–૯ ની ટીકીટ ચોડવી. પછી દરેક ૨॥ તોલા ઉપર ૦–૦–૬ ની ટીકીટ ચોડવી.

(૩) રજિષ્ટર્ડ વર્તમાનપત્રો ઉપર દર દસ તોલે ૦–૦–૩ છે. ૨૦ તોલા ઉપર ૦–૦–૬ છે.

(૪) પાર્સલો ૪૦ તોલા ઉપર ૦–૬–૦ છે. દરેક ૪૦ તોલા ઉપર ૦–૪–૦ વધારે આપવા પડે છે. ૪૪૦ તોલા ઉપરના પાર્સલને રજિષ્ટર કરાવવું પડે છે.

(૫) ટપાલખાતું વીમો ઉતારે છે. તેના ચાર્જ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧૦૦ રૂપિયાની કિંમત સુધી | ૦–૩–૦ |
| ૧૦૦ અને ૧૫૦ વચ્ચેની કિંમત | ૦–૪–૦ |
| ૧૫૦ થી ૨૦૦ સુધી | ૦–૫–૦ |
| પછી દર ૧૦૦ રૂપિયાનો ચાર્જ | ૦–૨–૦ |
| ૧૦૦૦ ની રકમ ઉપર દર ૧૦૦ નો ચાર્જ | ૦–૧–૦ |

(૬) મનીઑડર ચાર્જીસ—રૂ. ૧૦) મુકવા માટે ૦–૨–૦. દરેક દશ રૂપિયા ઉપર ૦–૨–૦ વધારે તારનો ખર્ચ આપવાથી તારથી મનીઑર્ડર મૂકી શકાય છે. તારના મનીઑડરથી રૂ ૬૦૦ કરતાં વધારે નાણાં એક સાથે મૂકી શકાતાં નથી. વેલ્યુપેબલ પાર્સલો માટે નાણાં વસુલ કરવાની ફી દર દશ રૂપિયે ૦–૨–૦ છે.

(૭) એડન, સીલોન, નેપાલ અને પોર્ટુગિઝ હિંદમાં પણ આજ ધોરણે પોષ્ટના ચાર્જ લેવાય છે. વિમાની ટપાલના વધારાનો ચાર્જ ૦–૨–૦ છે.

**ટપાલ ( પરદેશમાં ): પરદેશો ખાતે ટપાલના** દરો નીચે મુજબ છે.

| | |
|---|---|
| (૧) પોષ્ટ કાર્ડ એકવડાના | ૦–૨–૦ |
| બેવડાના | ૦–૪–૦ |
| કાગળો દર ૨॥ તોલા | ૦–૩–૬ |
| એક આઉન્સ ઉપરના દરેક આઉન્સ ઉપર | ૦–૨–૦ |
| છાપેલ કાગળો દર ૨ આઉન્સ ઉપર | ૦–૦–૯ |
| નમુનાની કોથળીએ દર ૪ આઉન્સ ઉપર | ૦–૦–૯ |

(૨) રજિષ્ટરનો ચાર્જ ૦–૩–૦ લેવાય છે. વળતા જવાબ મંગાવવના ૦–૩–૦ છે.

(૩) પારસલોના ભાવ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૩ રતલના વજન ઉપર | રૂ. ૧—૮—૦ |
| ૭ રતલ ઉપર | રૂ ૨—૧૨–૦ |
| ૧૧ રતલના વજન ઉપર | રૂ. ૩—૧૫–૦ |
| ૨૦ રતલ સુધી | રૂ. ૬—૩—૦ |

(૪) વીમાના ભાવ દર ૧૨ પૌન્ડ ઉપર ૦–૪–૬ છે. વેલ્યુ-પેબલના દર ૧૦ રૂપિયા અને તેના પછીના દશ રૂપિયા માટે ૦–૩–૦ છે. બ્રિટિશ પોષ્ટલ ઑર્ડરો પણ ૬ પેન્સથી તે પૌંડ ૧–૧–૦ ના દરેક પોષ્ટઓફિસ વેચે છે. પૌંડના મની-ઓડરો મૂકવા દર પૌંડ ઉપર રૂ. ૦–૪–૦ ભાવ છે. આગળ રકમ મોટી તેમ ભાવો સહેજ ઓછા છે. પાંચ પૌન્ડનો રૂ. ૧) દર બેરો છે.

**ટપાલ (એરસર્વિસ):** હવાઇ વિમાનો, પોષ્ટ, પારસલો, કાગળો, કાર્ડો, મનીઑર્ડરો હિંદમાં અને પરદેશો ખાતે લઇ જાય છે. એમના ભાવો જુદાજુદા દેશો માટે જુદાજુદા છે. ભવિષ્યમાં મહાયુદ્ધ પછી વિમાની ટપાલ અને એમની સગવડોનો ખૂબ વિકાસ થશે. હિંદમાં વાયુમાન પોષ્ટના ૧ તોલાના કાગળ ઉપર ૦–૨–૬ ચાર્જ છે.

## ટપાલ ઑફિસને લગતી ખબરો

( ૧૯૩૮–૩૯ અને ૧૯૩૯–૪૦ ના આંકડાઓ )

| ટપાલ ઑફિસો | ટપાલ પેટી | કુલ માણસો | કાગળો કાર્ડો | મનીઑર્ડરોની કિંમત |
|---|---|---|---|---|
| ૨૪,૩૦૩ | ૫૨,૮૫૧ | ૧,૦૧,૫૧૫ | ૧૧ અબજ | ૪ કરોડ |
| ૨૪,૩૪૧ | ૫૪,૫૭૫ | ૧,૦૪,૪૫૧ | ૧૧ અબજ | ૪૧ કરોડ |

**ટપાલની સેવિંગ બેન્કોની સંખ્યા તથા અનામત રૂપિયાની થાપણ**

( ૧૯૩૮-૩૯ અને ૧૯૩૯-૪૦ )

| બેંકોની સંખ્યા | થાપણદારોની સંખ્યા | અનામત નાણાં |
|---|---|---|
| ૧૨,૧૦૯ | ૪૨,૪૦,૭૯૧ | ૮૧,૮૬,૦૨,૭૫૨ |
| ૧૧,૮૭૦ | ૪૫,૮૨,૭૫૨ | ૭૮,૩૧,૫૬,૬૮૫ |

**ટપાલ ઑફિસની આમદાની ખર્ચ**

( ૧૯૩૮-૩૯ અને ૧૯૩૯-૪૦ ના આંકડા )

| આવક રૂ. | ખર્ચ રૂ. |
|---|---|
| ૮,૧૨,૭૨,૬૧૮ | ૭,૩૭,૪૫,૩૨૬ |
| ૮,૩૧,૮૧,૫૦૯ | ૭,૭૮,૬૩,૮૯૮ |

**ટંકશાળ :** મોગલ સમયમાં હિંદમાં અનેક ટંકશાળો હતી. મુખ્ય સોનાનો સિક્કો શાનશા અથવા સોનાની મહોરનો હતો. બીજા ૨૫ જાતના સોનાના સિક્કાઓનું ચલણ હતું. પરંતુ મુખ્ય ચલણ ચાંદીના રૂપિયાનું હતું. એનું વજન ૧૧ાા માસાનું હતું. ત્રાંબાના સિક્કાઓનું પણ ચલણ હતું. ઈ. સ. ૧૮૩૫ માં હિંદ માટે સર્વસામાન્ય સિક્કાઓ પાડવામાં આવ્યા. ૧૮૬૨ થી મહારાણી વિકટોરીઆનો સિક્કો ચાલુ થયો હતો. હિંદમાં કયારેક સોનાના સિક્કા પાડવામાં આવે છે. એનું ચલણ હમણાં બંધ છે. મુંબઈ અને કલકત્તા ખાતે ટંકશાળો છે. એમાં પાઇ, પૈસા, અર્ધા આના, એક આના, બે આના, ચાર આના, આઠ આના અને એક રૂપિયાના સિક્કાઓ પાડવામાં આવે છે.

**ટાંગાનેકા :** આ જર્મન પૂર્વ આફ્રિકાનો પ્રદેશ ૧૯૧૮ માં અંગ્રેજોએ જર્મનો પાસેથી જીતી લીધો હતો. ત્યાં ગવર્નર અંગ્રેજોની વતી શાસન કરે છે. આ દેશનું ક્ષેત્રફળ કુલ ૩,૬૦,૦૦૦ ચો. માઇલનું છે. એ દેશમાં હબસીઓની વસતિ ૫૦ લાખની છે. યુરોપિયનો ૮,૪૦૦ અને હિંદીઓ ૩૨,૦૦૦ ની હતી. હિંદીઓ આ દેશમાં ઘણા જૂના વખતથી વસ્યા છે. એમણે ખેતી અને ઉદ્યોગોનો વિકાસ કર્યો છે. એનું રાજ્યધાનીનું શહેર દારેસ્સલામ છે. રાજ્યની કુલ પેદાશ ૧૭ લાખ પૌન્ડની અને ખર્ચ પણ તેટલું જ છે. આ દેશમાં લેઈક-વિકટોરીઆ અને લેઈક ટાંગાનેકા નામનાં મોટાં સરોવરો આવ્યાં છે. ૪,૦૭૨ માઇલનાં જંગલો છે. લોકો પાસે ૫૪ાા લાખ પશુઓ, ૨૩ાા લાખ ઘેટાં અને ૩૩ાા લાખ બકરાં છે. સોનું દર વરસે બે લાખ પૌન્ડનું નીકળે છે. દેશનો વિશેષ વિકાસ શકય છે.

**ટિન ( કલાઈ ) :** આ ધાતુ બ્રહ્મદેશમાં મુખ્યત્વે ખાણોમાંથી નીકળે છે. હિંદમાં હજી એની પેદાશ થતી નથી. તેમ જમીનમાં એ ભુસ્તર હોવાનું જણાયું નથી. હિંદમાં બ્રહ્મદેશથી આ ધાતુની આમદાની થાય છે.

**ટીબેટ :** જગતમાં આ સૌથી ઊંચો દેશ હિમાલય અને કવેનલુન પર્વતોમાં આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૪,૬૩,૨૦૦ ચો. માઇલનું છે. એની વસતિ ૧૫ લાખથી ૬૦ લાખ સુધી અનુમાનાય છે. એની રાજ્યધાની લ્હાસાની વસતિ ૧૫,૦૦૦ થી ૨૦,૦૦૦ જેટલી છે. ટીબેટ બુદ્ધધર્મિ છે. એમાં પરદેશીઓને આવવાની સખ્ત મનાઈ છે. આખો પ્રદેશ ઊંચા પર્વતો ઉપર આવ્યો છે. આ દેશ ચીનાઓને તાબે હતો. પરંતુ આંતરવહિવટ મોટો ધર્મગુરુ ડાલાઈલામા ચલાવે છે. ધર્મગુરુઓ (લામાઓ)નું એ રાજ્ય છે. હિંદ સાથે એનો મુખ્ય વેપાર બકરાં અને ઘેટાંઓની પુંઠે માલ લાદી ૧૪,૦૦૦ થી ૧૮,૦૦૦ ફીટ ઊંચા માર્ગો ઉપરથી ચાલે છે. યાક નામનાં જાનવરો ટીબેટીઅન લોકોનાં કલ્પવૃક્ષ છે. દૂધ, માંસ, ઘી, માખણ, પહેરવાનાં ચામડાં, ભારવાહીપણું આ સર્વે યાક આપી રહે છે. ટીબેટના લોકો મોંગોલીઅન જાતીના ચપટા નાક, બેઠેલા ગાલ અને પીળી ચામડીનાં છે. ત્યાંની પેદાશની કાંઇ હકીકત કે આંકડા અલભ્ય છે.

## ટેક્નોલૉજિકલ ઈન્સ્ટિટયુટ:

જુદી જુદી ટેક્નોલૉજિકલ સંસ્થાઓની માહિતી નીચે મુજબ છે.

**ગવર્મેન્ટ ટેક્ષટાઇલ ઇન્સ્ટિટયુટ, સીરામપોર, (બંગાળા)**—જેઓએ મેટ્રિકની પરિક્ષા પસાર કરી હોય તેઓ વણાટકામ અને કાંતણનો ઉચ્ચત્તર અભ્યાસ કરી શકે છે. મેટ્રિકમાં પાસ ન થનાર માટે કારીગરનો અભ્યાસક્રમ છે. મિલના કામદાર તરીકેની તાલીમ માટે પણ ૭ માસનો અભ્યાસક્રમ છે.

**બંગાળ ટ્રેનિંગ ઈન્સ્ટિટયુટ, એન્ટલી**—કલકત્તામાં ચામડાં તથા પગરખાં બનાવવાની આંટીઘૂંટીની વિદ્યાર્થીઓને તાલીમ મળે છે. ઓછામાં ઓછી મેટ્રિકની અથવા તેના જેવી પરીક્ષા પસાર કરી હોવી જોઇએ. જો ઉમેદવારો ચામડાના ઉદ્યોગ સાથે સંકળાએલા હોય તો નોન-મેટ્રિકને પણ દાખલ કરાય છે. બે જ વર્ષનો અભ્યાસક્રમ છે.

**ઇમ્પિરિયલ ઇન્સ્ટિટયુટ ઓફ સ્યુગર ટેક્નોલૉજી:** (કાનપુર)—જેઓ એન્જિનીયરિંગ અથવા સાયન્સના બી. એસ. સી. હોય તેઓને માટે ખાંડ-કળા વિજ્ઞાન તથા ખાંડ એન્જિનીયરિંગનાં 'એસોસિયેટશીપ' અભ્યાસક્રમ છે. એસોસિયેટશિપ ડિપ્લોમાવાળા માટે 'ફેલોસિપ' અભ્યાસક્રમ છે. આ ઉપરાંત 'સ્યુગર બોઇલર્સ સર્ટિફિકેટ'નો અભ્યાસક્રમ તથા કેટલાય જુદી જુદી જાતના ટુંકા અભ્યાસક્રમો છે.

**વિકટોરિયા જ્યુબિલી ટેક્નિકલ ઈન્સ્ટિટયુટ, મુંબઈ**—કાપડાં રંગવાનો તથા નિખારવાનો ત્રણ વર્ષનો વિશિષ્ટ અભ્યાસક્રમ છે અને કાપડ બનાવવા સંબંધી ચાર વર્ષનો અભ્યાસક્રમ આમાં છે. જે વિદ્યાર્થીઓ કાપડ બનાવવાનો અભ્યાસક્રમ અને ચાર સેશનની પરીક્ષા, સંતોષકારક રીતે પસાર કરે તેને એલ. ટી. એમ. ની ડિપ્લોમા આપવામાં આવે છે. આ અભ્યાસક્રમમાં કાપડની મિલમાં ૭ મહિનાની તાલીમનો સમાવેશ થાય છે. વિદ્યાર્થીએ ઓછામાં ઓછી મેટ્રિક તો પસાર કરી હોવી જ જોઇએ, પણ ઇન્ટર સાયન્સને પસંદગી આપવામાં આવે છે.

**કલાભવન ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ વડોદરા**—ત્રણ વર્ષ માટે રસાયણ કળાવિજ્ઞાન (Technology) માં કપડાં રંગવાનો તથા નિખારવાનો વિશિષ્ટ અભ્યાસક્રમ છે.

**બનારસ હિંદુ યુનિવર્સિટી ખાણોનું ખાતું**—ખાણો સંબંધી તથા ધાતુશાસ્ત્ર સંબંધી ઉચ્ચત્તર અભ્યાક્રમ

તથા વિશિષ્ટ તાલીમ બી. એસ. સી. ની ડીગ્રી સુધીની આપે છે. ઇન્ટરસાયન્સ પછી ચાર વર્ષનો કાર્યક્રમ છે. ફિઝિક્સ અને કેમિસ્ટ્રિ લઈને જે પાસ થયેલ હોય એવા ઇન્ટરના વિદ્યાર્થીઓને પસંદગી આપવામાં આવે છે.

**ડીપાર્ટમેન્ટ ઓફ માઇન્સ, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા**—(૧) કોલીઅરી (કોલસાની ખાણો), મેનેજર માટેના સર્ટિફિકેટ (પ્રથમ અને બીજો વર્ગ), (૨) સર્વેયર માટે સર્ટિફિકેટ તથા (૩) સરદારના સર્ટિફિકેટો માટેની પરીક્ષા લે છે. ધનબાદ સ્કૂલ ઓફ માઇન્સ અથવા બનારસ હિંદુ યુનિવર્સિટીની ડીગ્રી અથવા ડીપ્લોમા ધરાવનારને થોડા અભ્યાસ પછી આ પરીક્ષાઓમાં બેસવા દેવામાં આવે છે, અથવા તો પહેલા વર્ગના મેનેજરના સર્ટિફિકેટ માટે કોલસાની ખાણમાં પાંચ વર્ષનો આગલો અનુભવ મેળવેલ હોવો જોઇએ. બીજા વર્ગના મેનેજરના સર્ટિફિકેટ માટે ત્રણ વર્ષ અને સર્વેયરના સર્ટીફિકેટ માટે બે વર્ષનો અનુભવ તો હોવો જ જોઈએ.

**ઇન્ડિયન સ્કૂલ ઓફ માઈન્સ**—ધનબાદ હરિફાઈથી દાખલ કરવામાં આવે છે. દાખલ થવા ઇચ્છતા ઉમેદવારની ઉંમર ૨૨ વર્ષથી વધારે ન હોવી જોઈએ. તેમાં ફક્ત ઇન્ટરઆર્ટ્સ તથા ઇન્ટરસાયન્સના વિદ્યાર્થીઓને જ દાખલ કરવામાં આવે છે. તેમાં નીચે પ્રમાણે અભ્યાસક્રમ ગોઠવેલ છે. [અ] કોલસાના ખાણની, સર્ટિફિકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ, [બ] ધાતુની ખાણના સર્ટિફિકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ, [ક] ભૂસ્તરવિદ્યાના સર્ટિફિકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ, [ડ] ભૂસ્તરવિદ્યાના એસોસિયેટશિપ માટે ૪ વર્ષનો કાર્યક્રમ.

**બનારસ હિંદુ યુનિવર્સિટી**—ડીગ્રીકોર્સ ઇન-મિકેનિકલ એન્ડ ઇલેકટ્રિક એન્જિનીયરીંગ ઓછામાં ઓછી લાયકાત, ગણિત, રસાયણશાસ્ત્ર અથવા પદાર્થવિજ્ઞાન લઈને ઇન્ટર સાયન્સ પાસ કરેલ હોવી જોઈએ. અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. ચાર વર્ષ કોલેજમાં તથા એક વરસ કોલેજ બહાર અનુભવની તાલીમ ઉમરમર્યાદા ૨૧ વર્ષ.

**લેડી ઇરવિન કોલેજ ફોર વીમેન**—સિકંદ્રા રોડ, દિલ્હી. અભ્યાસની વ્યાવહારીક તાલીમ આપે છે અને ગૃહવિદ્યાની શિક્ષકોને તાલીમ આપે છે. નવું સત્ર સપ્ટેમ્બરમાં શરૂ થાય છે. ઇન્ટર મિડીએટ અથવા ઉચ્ચતર ડીગ્રી હોય તેને વધારે પસંદગી આપવામાં આવે છે.

**ટોમસન કોલેજ ઓફ સિવિલ એન્જિનીયરિંગ, રૂડકી**—અભ્યાસક્રમ નીચે મુજબ છે. (૧) સિવિલ એન્જિયનીરિંગ ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. પ્રવેશક પરીક્ષા જૂનમાં લેવામાં આવે છે અને ઓછામાં ઓછી ઇન્ટરની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. (૨) ઓવરસિયર, બે વર્ષનો અભ્યાસક્રમ (૩) ડ્રાફ્ટસમેન ક્લાસ. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. બધા અભ્યાસક્રમ માટે પ્રવેશક પરિક્ષા અનિવાર્ય છે.

**શ્રી શિવાજી પ્રેપરેટરી મિલિટરી સ્કૂલ, પુના**—ઇંડિયન મિલિટરી એકેડેમીની પરીક્ષા માટે મુંબઈની મેટ્રિક્યુલેશનની પરીક્ષા માટે તથા સિનિયર કેંબ્રિજ અને ડફરિન પ્રવેશક પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે.

**ઇમ્પિરિયલ ડેરી ઇન્સ્ટિટ્યુટ, બેંગલોર**—નવેમ્બરમાં ડેરી હસબન્ડ્રી (દુગ્ધાલય તથા કૃષિકર્મ)નો બે વર્ષનો અભ્યાસક્રમ શરૂ થાય છે.

**દિલ્હી પોલિટેક્નિક, દિલ્હી**—કેળવણી વિષયક પ્રવૃત્તિની મુખ્ય શાળાઓ, નાના વિદ્યાર્થીઓ માટે ટેક્નિકલ હાઇસ્કૂલ તથા સત્તર વર્ષથી ઉપરની ઉંમરના વિદ્યાર્થીઓ માટે ધંધાનું ખાતું તથા ગ્રામોદ્યોગ ખાતું છે.

**ડી. મોન્ટ મોરન્સી કોલેજ ઓફ ડેન્ટિસ્ટ્રી**—લાહોર, પંજાબ યુનિવર્સિટીની 'ડેન્ટલ સર્જરી'ની ડીગ્રી માટે ચાર વર્ષનો અભ્યાસક્રમ છે. આમાં ફક્ત પંજાબીઓને જ દાખલ કરવામાં આવે છે. બીન પંજાબી માટે સામાન્ય ફી ઉપરાંત માથાદીઠ વાર્ષિક ૮૫૦ રૂા. ફી પંજાબ સરકાર લઇ શકે છે, આમાં દાખલ થનારે પંજાબ યુનિવર્સિટીનું ફર્સ્ટ ઇયર ઇન સાયન્સ (મેડિકલ સ્ટુડન્ટસ ગ્રુપ)નું સર્ટિફિકેટ અથવા હિંદની કોઇપણ યુનિવર્સિટીનું આના જેવું સર્ટિફિકેટ રજૂ કરવું જોઇએ.

દાંતખાતાની બીજી સરકારી સંસ્થા પણ છે. તે સર કરીમભાઇ ઈબ્રાહીમ ડેન્ટલ સ્કૂલ, મુંબઈ છે, બીજી બે ખાનગી સંસ્થાઓ કલકત્તા ડેન્ટલ કોલેજ, ૧૧૪ લોઅર સર્ક્યુલર રોડ, કલકત્તા તથા નાયર ડેન્ટલ કોલેજ મુંબઇ છે. ત્યાં ઇન્ટર સાયન્સ પાસ કરેલ વિદ્યાર્થીઓને લેવામાં આવે છે.

**ગવર્નમેન્ટ ટ્રેઇનિંગ સ્કૂલ**—વાંદરા, મુંબઈ. ત્યાં ચામડાની વિવિધ પ્રકારની વસ્તુઓ, જેવી કે બેગો, બૂટ, વગેરે સંબંધી તાલીમ આપવામાં આવે છે.

**રેડિયો એન્જિનીયરિંગ અને રેડિયો ટેક્નોલૉજી**—બધી અગત્યની સંસ્થાઓ મુંબઈમાં જ આવેલી છે. (અ) ઇન્સ્ટિટ્યુટ, ઓફ રેડિયો ટેક્નોલૉજી, દાદર મુંબઇ (બ) રેડિયો ઇલેક્ટ્રિક ઇન્સ્ટિટ્યુટ, લેમિંગ્ટન રોડ, મુંબઈ. (ક) ચિકાગો રેડિયો ઇન્સ્ટિટ્યુટ, કોટ, મુંબઇ. આ બધી સંસ્થાઓમાં હિંદની યુનિવર્સિટીના બી. એસ. સી. (અને કેટલીક વેળા આઇ. એસ. સી.) ને દાખલ કરવામાં આવે છે, પણ ઓછી લાયકાતવાળાઓએ, ઉચ્ચગણિત અને ભૌતિકશાસ્ત્રની પરીક્ષા પસાર કરવી જોઈએ. કલકત્તામાં જ્યોર્જ ટેલીગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યુટ, બાલબ્રીરમાં, રેડિયો, સાયન્સ અને એન્જિનીયરીંગનો અભ્યાસક્રમ છે.

**ફોરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, દહેરાદૂન**—આ સંસ્થાની પ્રવૃત્તિ મુખ્યત્વે કરીને સંશોધન, ખબર તથા તાલીમ આપવાની છે. કાર્યના ૭ વિભાગ પાડવામાં આવ્યા છે. ઝાડ ઉગાડવાની કળા, વનસ્પતિશાસ્ત્ર, જંતુશાસ્ત્ર, આર્થિક જંગલશાસ્ત્ર અને તેનો ઉપયોગ, રસાયણ વિજ્ઞાન અને સાગની ખીલવણી સંશોધનની રીત માટે તથા ખાનગી વ્યક્તિઓ માટે સંશોધનની મર્યાદિત સગવડો છે.

**હાર્નેસ એન્ડ સેડલરી સેકશન ઓફ ધી ગવર્નમેન્ટ ઓર્ડિનન્સ એન્ડ ક્લોધિંગ ફેક્ટરીઝ**—ચામડાં તૈયાર કરવાની તથા ઘોડાની જીન સંબંધી વ્યાવહારિક તાલીમ આપવામાં આવે છે, અભ્યાસક્રમ ત્રણથી ચાર વર્ષનો છે. ફક્ત ૧૮ થી ૨૪ વર્ષ સુધીના યુવકોની તાલીમ માટે પસં-

દગી કરવામાં આવે છે. અભ્યાસક્રમ ઉચ્ચતર પ્રકારનો હોઈ, એપ્લાઇડ કેમિસ્ટ્રીમાં ઓનર્સ બી. એસ. સી. ડીગ્રી ધરાવનારની અથવા કોઇ માન્ય થયેલ ટેક્નિકલ સંસ્થાના પોસ્ટ ગ્રેજ્યુએટ ડિપ્લોમા ધરાવનારની જ પસંદગી કરવામાં આવે છે.

**ઇન્ડિયન ફોરેસ્ટ રેન્જર કોલેજ, દેહરાદૂન**—રેન્જર વર્ગના વિદ્યાર્થીઓની તાલીમ માટેની એક જ સંસ્થા. બધા વિદ્યાર્થીઓ પ્રાંતિક સરકારોના અથવા દેશી રાજ્યોના પગારદાર વિદ્યાર્થીઓ છે. ત્રણ પ્રકારનાં સર્ટિફિકેટો આપવામાં આવે છે. ઓનર્સ, હાયર સ્ટાન્ડર્ડ અને લોઅર સ્ટાન્ડર્ડ. અભ્યાસક્રમ બે વર્ષનો છે. કોલેજમાં દાખલ થવાની ઓછામાં ઓછી લાયકાત મેટ્રિકનું અથવા તેના ધોરણનું સર્ટિફિકેટ છે. પાસ થયેલ વિદ્યાર્થીઓમાંથી રેન્જરની જગ્યા માટે વિદ્યાર્થીઓની પસંદગી કરવામાં આવે છે.

ઇડિયન ફોરેસ્ટ કોલેજ, દહેરાદૂન વિવિધ પ્રાંતો અને હિંદના દેશી રાજ્યોની જંગલની ઉચ્ચ નોકરી માટે વિદ્યાર્થીઓને તાલીમ આપે છે. ઇન્ડિયન ફોરેસ્ટ રેન્જર કોલેજની તાલીમથી આ કોલેજની તાલીમ જુદી છે. ગ્રેજ્યુએટ થયા પછીના અભ્યાસક્રમને અંગે જંગલખાતાની ડીપ્લોમા મળે છે. આ અભ્યાસક્રમ સુપિરિયર પ્રોવિન્સિયલ સર્વિસના વિદ્યાર્થીઓ માટે યોજાયેલ છે. ત્યાં વ્યાવહારિક તાલીમ પણ અપાય છે. અભ્યાસક્રમ બે વર્ષનો છે.

**ટેક્નોલૉજી અને એન્જિનીયરિંગ સંસ્થાઓ**—વિક્ટોરિયા જ્યુબિલી ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ મુંબઈ, ગવર્મેન્ટ સ્કૂલ ઓફ ટેક્નોલૉજી મદ્રાસ, ગવર્નમેન્ટ ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ ગોરખપુર, નાદિરશાઇ દિનશા સી. આઈ. કોલેજ કરાંચી, ટેક્નિકલ કોલેજ દયાળબાગ આગ્રા, બિહાર કોલેજ ઓફ એન્જિનીયરિંગ પટણા, કલાભવન ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ વડોદરા, અસાનુલ્લા સ્કૂલ ઓફ એન્જિનીયરિંગ ઢાકા, કોલેજ ઓફ એન્જિનીયરિંગ પુના, ઓરિસ્સા સ્કૂલ ઓફ એન્જિનીયરિંગ કટક, ગવર્નમેન્ટ એન્જિનીયરિંગ સ્કૂલ નાગપુર.

**કલકત્તા ટેક્નિકલ સ્કૂલ**—૧૬૦ એસ. એન. બેનરજીરોડ, કલકત્તા. મિકેનિકલ અને ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગનો તથા પ્લમ્બિંગ અને સેનીટરી એન્જિનીયરિંગનો અભ્યાસક્રમ છે. ઉપરના અભ્યાસક્રમમાં દાખલ થવા ઈચ્છનાર ઉમેદવારોએ કલકત્તા ટેક્નિકલ સ્કૂલની પ્રવેશક પરીક્ષા અથવા બૉર્ડ ઓફ એપ્રેન્ટીસશીપ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ.

**સર કર્સો વાડિયા ઇન્સ્ટિટ્યુટ ઓફ ઇલેક્ટ્રિક ટેક્નોલૉજી, પુના**—ઇલેક્ટ્રો ટેક્નોલૉજીની બધી ઉપયોગી શાખાઓની સૈધાંતિક તથા વ્યાવહારીક કેળવણી આપે છે. તેમાં નીચે મુજબ અભ્યાસક્રમ છે. (૧) મેટ્રિક ડીપ્લોમા ત્રણ વર્ષનો અભ્યાસક્રમ (૨) અંગ્રેજીના પુરતા જ્ઞાનવાળા માટે 'એપ્રેન્ટિસ' અભ્યાસક્રમ (૩) પદાર્થવિજ્ઞાન તથા ગણિતનો વિષય લઈને જેમણે બી. એસ. સી.ની ડીગ્રી લીધી હોય તેવા માટે અનુસ્નાતક અભ્યાસક્રમ.

**બેંગાલ સિલ્ક ટેક્નોલૉજી ઇન્સ્ટિટ્યુટ**—બહેરામપુર. બે જાતના અભ્યાસક્રમ છે. (૧) એડવાન્સ્ડ (ઉચ્ચત્તર) અભ્યાસક્રમ (૨) હુન્નરનો અભ્યાસક્રમ. એડવાન્સ અભ્યાસક્રમ ૩ વર્ષનો છે, તથા હુન્નરી અભ્યાસક્રમ ૨ વર્ષનો છે. મેટ્રિક થયેલા અથવા ઓવરસીઅર પરીક્ષાની બૉર્ડ સાથે જોડાયેલ ટેક્નિકલ સ્કૂલમાંથી, સબ-ઓવરસીઅરની તાલીમ લીધી હોય તેને 'એડવાન્સ્ડ' અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે છે. હુન્નરી અભ્યાસક્રમ મુખ્યત્વે કરીને રેશમની આંટી કરનાર તથા રેશમ વણનારના પુત્રો માટે છે.

**ઇન્સ્ટિટ્યુટ ઓફ એન્જિનીયરિંગ એન્ડ ટેક્નોલૉજી**—૧૧૫ પ્રિન્સેસ સ્ટ્રીટ, કલકત્તા. ઓટોમોબાઇલ એન્જિનીયરિંગ, મશીન શૉપ પ્રેક્ટીસ, વલ્કેનાઈઝિંગ (ગંધક મેળવીને રબ્બરને સખ્ત બનાવવું) તથા હાંકવાની તાલીમ માટેના ઉચ્ચ પ્રકારની તાલીમ આપતી સંસ્થા.

**વાઈ. એમ. સી. એ. કોલેજ ઓફ ફીઝિકલ એજ્યુકેશન**—મદ્રાસ, શારીરિક તાલીમ માટે પુરુષોને કેળવનાર અખિલ હિંદ સંસ્થા. જેનું નવું સત્ર જુલાઈમાં શરૂ થાય છે.

**કૉલેજ ઑફ એન્જિનીયરિંગ એન્ડ ટેક્નોલૉજી, જાદવપુર, કલકત્તા**—અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે. (૧) મિકેનિકલ એન્જિનીયરિંગ, (૨) ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગ, (૩) કેમીકલ એન્જિનીયરિંગ, (૪) જ્યુનિયર ટેક્નિકલ અભ્યાસક્રમ, (૫) સર્વે એન્ડ ડ્રાફ્ટસમેન અભ્યાસક્રમ, (૬) ખેતીવાડીનો અભ્યાસક્રમ. પહેલા ત્રણ અભ્યાસક્રમમાં દાખલ થનારાઓએ મેટ્રિકની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. પદાર્થવિજ્ઞાન, રસાયણ તથા ગણિત લઇને ઈન્ટર સાયન્સ પાસ થનાર વિદ્યાર્થીઓને બીજા વર્ષના વર્ગમાં દાખલ કરવામાં આવે છે. નોનમેટ્રિકને ૪-૫-૬ અભ્યાસક્રમમાં દાખલ થવું હોય તો થઇ શકે છે.

**હાર્કોર્ટ બટલર ટેક્નિકલ ઈન્સ્ટિટ્યુટ: સંયુક્ત પ્રાંતો, કાનપુર**—નીચે પ્રમાણે અભ્યાસક્રમ છે. (૧) તેલ વિભાગ એસોસિયેટશિપ ડીપ્લોમા ઈન ઓઇલ ટેક્નોલૉજી ૨ વર્ષ (૨) ટૂંકા અભ્યાસક્રમો, (અ) તેલ ઉત્પન્ન કરવાના (બ) સાબુ બનાવવાના (ક) પેઈન્ટ તથા વાર્નિશ બનાવવાના ૬ થી ૮ માહિના સામાન્ય સંશોધન વિભાગ એસોસિયેટશિપ ડીપ્લોમા ઇન એપ્લાઇડ કેમિકલ રીસર્ચ ૨ વર્ષ દાખલ થવા માટેની લાયકાત વિજ્ઞાન અથવા ખેતીવાડીની બી. એસ. સી. ડીગ્રી છે.

**વિશ્વભારતી, શાંતિનિકેતન, વીરભૂમ**—શિક્ષાભવન (કૉલેજ) ઇન્ટર સાયન્સ, ઇન્ટર આર્ટસ, પાસ તથા ઓનર્સ, પથભવન (નિશાળ, મેટ્રિક્યુલેશન) ફક્ત દશ વર્ષની અંદરના બાળકોને લેવામાં આવે છે. કલાભવન (લલિતકળા) પાંચ વર્ષનો અભ્યાસક્રમ, સંગીતભવન, ચાર વર્ષનો અભ્યાસક્રમ, શિષ્ટ (Classical) ભાષા અને બંગાળી વાદ્ય, સંગીત અને નૃત્ય.

**ધી જમશેદપુર ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ**—જેઓ જમશેદપુર કંપનીના કારખાનામાં નોકરી કરવાની ઇચ્છા રાખતા હોય અને જેઓમાં નીચેમાંથી ગમે તે એક લાયકાત હોય.

૨ વર્ષ, માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ અથવા કૉલેજની મિકેનિકલ અથવા ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગની અથવા મેટેલર્જીની ડીગ્રી કે ડીપ્લોમા હોય.

અ વર્ગ (૧) માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની, ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ અથવા કોલેજની મિકેનિકલ, ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગની અથવા મેટેલર્જીની ઑનર્સ અથવા ફર્સ્ટ કલાસની ડીગ્રી કે ડીપ્લોમા હોય. પરદેશમાં અનુભવ મેળવેલને પસંદગી આપવામાં આવે છે.

અ વર્ગ (૨) માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની ટેક્નિકલ ઈન્સ્ટિટ્યુટની અથવા મિકેનિકલ અથવા ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગની અથવા મેટેલર્જીની ઓનર્સ ફર્સ્ટ કલાસની ડીગ્રી અથવા ડીપ્લોમા હોય સાથેસાથ ગ્રેજ્યુએટ થયા પછી ઓછામાં ઓછો ૬ મહિનાનો પરદેશના લોઢાના તથા પોલાદના કારખાનાનો વ્યવહારૂ અનુભવ હોવો જોઇએ.

કોઇ પણ ઉમેદવારની ઉમર ૩૧ ડીસેમ્બરે નીચે જણાવ્યા કરતાં વધારે ન હોવી જોઇએ.

(૧) એન્જિનીયરિંગ અથવા મેટેલર્જીના પરદેશની ડીગ્રીવાળા ગ્રેજ્યુએટો ૨૭ વર્ષ. (૨) એન્જિનીયરિંગ અથવા મેટેલર્જીના હિંદની યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો ૨૪ વર્ષ.

ઉમેદવારોને જમશેદપુર ખાતે બે વર્ષની તાલીમ આપવામાં આવશે અને આ સમય દરમ્યાન નિર્વાહ માટે નીચે પ્રમાણે આપવામાં આવશે. બ વર્ગ, માસિક રૂ. ૫૦) અ (૧) વર્ગ માસિક રૂ. ૭૫) અ (૨) વર્ગ માસિક રૂ. ૨૦૦).

**જ્યોર્જ ટેલીગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા**-નીચેના વિષયો શીખવવામાં આવે છે. બીનતારી સંદેશા મોકલવાનું, રેડિયો સર્વિસિંગ તથા એન્જિનીયરિંગ, પ્રેક્ટિકલ એસિસ્ટન્ટ સ્ટેશન માસ્તરનો અભ્યાસક્રમ, તાર મોકલવાનું, રજીસ્ટર્ડ એકાઉન્ટસ, પરદેશની ડીગ્રી માટે ઉચ્ચ એકાઉન્ટન્ટસ, ધંધાદારી કેળવણી, સ્ટેનોગ્રાફી [ સંક્ષિપ્તાક્ષર લેખનવિદ્યા ], સેક્રેટરીશિપ અને બીજા વેપારી વિષયો.

**ગવર્મેન્ટ સ્કૂલ ઑફ ટેક્નોલોજી, મદ્રાસ**-અભ્યાસક્રમ નીચે મુજબ છે. શીખવાની ખરી ઈચ્છા ધરાવનારાઓને તથા કામદારોને જ દાખલ કરવામાં આવે છે. (૧) મિકેનિકલ એન્જિનીયરિંગ. (૨) ઇલેક્ટ્રિક એન્જિનીયરિંગ, (૩) પ્રિન્ટિંગ ટેક્નોલોજી, (૪) ઇલેક્ટ્રિક વાયરિંગ, પ્લમ્બિંગ તથા ડ્રોઇંગ કલાસ માટે સર્ટિફિકેટનો અભ્યાસક્રમ.

**બનારસ હિંદુ યુનિવર્સિટી ડીપાર્ટમેન્ટ ઓફ ગ્લાસ ટેક્નોલોજી**-જેમાં નીચે મુજબ અભ્યાસક્રમ છે. [૧] બી. એસ. સી. ટેક. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. વિજ્ઞાન તથા ગણિત લઇને ઈન્ટર મીડિયેટ પાસ થયેલા માટે [૨] ફોરમેન્સ સર્ટિફિકેટ બે વર્ષનો અભ્યાસક્રમ, વિજ્ઞાન સાથે મેટ્રિક થયેલા માટે, [૩] માટી કામ ખાતું બી. એસ. સી. સીરેમિક્સ ટેક્નોલોજી. પદાર્થવિજ્ઞાન તથા રસાયણ લઇને ઇન્ટર મીડિએટ સાયન્સ થયેલા માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. ગણિતવાળાને પસંદગી આપવામાં આવે છે.

### ટેક્નિકલ કેળવણીની સંસ્થાઓ-

૧ એગ્રિકલ્ચરલ કોલેજ, કાનપુર, ૨ ઇમ્પિરિયલ એગ્રિકલ્ચરલ રીસર્ચ ઈન્સ્ટિટ્યુટ, નવી દિલ્હી, ૩ અલ્લાહબાદ એગ્રિકલ્ચરલ ઇન્સ્ટિટ્યુટ, અલ્લાહબાદ, ૪ બુલંદશહેર સ્કૂલ ઓફ એગ્રિકલ્ચરલ સંયુક્ત પ્રાંતો, ૫ કોલેજ ઓફ એગ્રિકલ્ચર, પુના, ૬ કોલેજ ઓફ એગ્રિકલ્ચર, નાગપુર, ૭ પંજાબ એગ્રિકલ્ચરલ કોલેજ લાયલપુર, ૮ માઇસોર એગ્રિકલ્ચરલ સ્કૂલ, બેંગલોર, ૯ ઢાકા એગ્રિકલ્ચરલ સ્કૂલ ફોર ધી ટીચર્સ ઓન ટ્રેઈનિંગ, ઢાકા, ૧૦ ઢાકા સેક્રેટરી એગ્રિકલ્ચરલ સ્કૂલ ઢાકા, ૧૧ બહેરામપુર એગ્રિકલ્ચરલ નર્સરી સ્કૂલ, મુર્શિદાબાદ, ૧૨ એગ્રિકલ્ચરલ કોલેજ, કોઇમ્બતુર, ૧૩ એગ્રિકલ્ચરલ કોલેજ એન્ડ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, માંડલે, ૧૪ બરોડા ફૉર્મ, વડોદરા, ૧૫ પિયાસબારી એગ્રીકલ્ચરલ નર્સરી સ્કૂલ, માલ્ડા, ૧૬ ચિન્સુરા એગ્રિકલ્ચરલ સ્કૂલ, ચિન્સુરા.

**ટેક્નિકલ આર્ટ સ્કૂલો**—૧ ગવર્મેન્ટ સ્કૂલ ઓફ આર્ટ, ૩૮ ચોરંઘી કલકત્તા. ૨ લખનૌ સ્કૂલ ઓફ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ, લખનૌ. ૩ મેયો સ્કૂલ ઓફ આર્ટસ, લાહોર. ૪ કલાભવન વિશ્વભારતી, શાંતિનિકેતન. ૫ સ્કૂલ ઓફ આર્ટસ :જયપુર. ૬ શારદા ઉકીલ સ્કૂલ ઓફ આર્ટસ, ૬૬ ક્વીન્સ વે, ન્યુ દિલ્હી. ૭ કલાભવન, વડોદરા. ૮ સ્કૂલ ઓફ આર્ટસ, ત્રિવેન્દ્રમ, ત્રાવણકોર. ૯ માઇસોર ગવર્મેન્ટ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ ઈન્સ્ટિટ્યુટ, બેંગલોર, ૧૦ ઉદયશંકર કલ્ચર સેન્ટર આલ્મોરા. ૧૧ સાઉથ ઇન્ડિયન સ્કૂલ ઓફ આર્ટસ, ત્રાવણકોર. ૧૨ માહેશ્વર પરના સ્કૂલ ઓફ આર્ટ, દોલપુર ખુલના. ૧૩ ઇન્ડિયન સોસાયટી ઓફ ઓરીએન્ટલ આર્ટ, ૧૧ વેલિંગ્ટન સ્ક્વેર, કલકત્તા [ત્રણ વર્ષનો અભ્યાસક્રમ] ૧૪ સ્કૂલ ઓફ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ મદ્રાસ. ૧૫ ઇન્ડિયન આર્ટ સ્કૂલ.

**ટેક્નિકલ વેપાર કોલેજો**—સીડનહામ કોલેજ ઓવ કોમર્સ લો. ઇકોનોમિક્સ એન્ડ બેંકિંગ મુંબઇ. ૨ જ્યુપીટર કમર્શિયલ કોલેજ, દિલ્હી. ૩ શેઠ એચ. એલ. કોમર્સ કોલેજ, અમદાવાદ. ૪ જ્યોર્જ ટેલીગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા. ૫ ગવર્મેન્ટ કમર્શિયલ ઈન્સ્ટિટ્યુટ કલકત્તા. ૬ કોરોનેશન કોમર્શિયલ કોલેજ, કરાંચી. ૭ લખનૌ ક્રિશ્ચિયન સ્કૂલ ઓફ કોમર્સ, લખનૌ. ૮ સીડનહામ કૉલેજ ઓફ કોમર્સ એન્ડ ઈકોનોમિક્સ, મુંબઈ.

**ટેક્નિકલ જંગલખાતાની કૉલેજો**—૧ મદ્રાસ ફોરેસ્ટ કોલેજ, કોઈમ્બતુર. ૨ ઇન્ડિયન ફોરેસ્ટ રેન્જર કોલેજ, દહેરાદુન. ૩ ઇન્ડિયન ફોરેસ્ટ કોલેજ, દહેરાદુન.

**ટેક્નિકલ અને ઔદ્યોગિક સંસ્થાઓ**—
૧ કોટેજ ઈન્ડસ્ટ્રીઝ ઇન્સ્ટિટ્યુટ, પટણા. ૨ સેન્ટ્રલ પોલિ-ટેક્નિક ઇન્સ્ટિટ્યુટ, લશ્કર [ગ્વાલિયર] ૩ બાલાસોર ટેકનિકલ સ્કૂલ બાલાસોર. ૪ સી. વીવિંગ ઇન્સ્ટિટ્યુટ, બનારસ. ૫ ડી. બી. ટેક્નિકલ સ્કૂલ, બર્દવાન ૬ બિહાર વી. એમ. ટેક્નિકલ ઈન્સ્ટિટ્યુટ અમરાવતી ૭ કલકત્તા સ્કૂલ ઓફ કોટેજ, ઇન્ડસ્ટ્રીઝ કલકત્તા. ૮ ડાયમંડ જ્યુબિલી ઈન્ડસ્ટ્રીયલ સ્કૂલ, રાજશાહી. ૯ એફ. એમ. સી. સ્કૂલ ઓફ મોટરિંગ, કલકત્તા. ૧૦ ઇ. બી. ટેક્નિકલ સ્કૂલ, પબના. ૧૧ બેંગાલ ટેક્ષટાઇલ સ્કૂલ, સીરામપોર. ૧૨ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ, બેલારી. ૧૩ ગવર્મેન્ટ કાર્પેન્ટરી સ્કૂલ, અલ્હાબાદ. ૧૪ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ, કલિકટ. ૧૫ ગવર્મેન્ટ ટેક્નિકલ સ્કૂલ, લાહોર. ૧૬ ગવર્મેન્ટ વીવિંગ ઈન્સ્ટિટ્યુટ, અમૃતસર. ૧૭ ગવર્મેન્ટ સી. વૂડવર્કિંગ ઈન્સ્ટિટ્યુટ, બરેલી. ૧૮ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યુટ, મદ્રાસ. ૧૯ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યુટ, મદુરા. ૨૦ ગવર્મેન્ટ પોલટ્રી ફાર્મ, ગુરદાસપુર (પંજાબ) ૨૧ ગવર્મેન્ટ ટ્રેઇડ સ્કૂલ, મદ્રાસ. ૨૨ ગવર્મેન્ટ લેધર-વર્કિંગ સ્કૂલ, આગ્રા, કાનપુર, મીરત. ૨૩ ગવર્મેન્ટ ટેક્નિકલ સ્કૂલ, ગોરખપુર. ૨૪ ગવર્મેન્ટ ટ્રેઇડ સ્કૂલ મેંગલોર. ૨૫ ગન એન્ડ શેલ ફેકટરી, કલકત્તા. ૨૬. એફ. એસ.

પી. ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ, સુરત. ૨૭ હારકોર્ટ બી. ટેક્નોલોજીકલ ઈન્સ્ટિટયુટ, કાનપુર. ૨૮ ઇન્ડિયન ઓર્ડનન્સ ફેકટરીઝ, ઈશાપુર, જબલપુર, નિલગિરિ. ૨૯ ઈન્ટરનેશનલ ઓટોમોબાઈલ એન્જિનીયરિંગ ઇન્સ્ટિટયુટ, કલકત્તા, ૩૦ લેધર ટ્રેઇડઝ ઇન્સ્ટિટયુટ, મદ્રાસ. ૩૧ જમશેદપુર ટેકનિકલ ઇન્સ્ટિટયુટ, જમશેદપુર. ૩૨ એમ. ટેક્નિકલ સ્કૂલ, હુગલી. ૩૩ આર. સી. ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ, અમદાવાદ. ૩૪ એલ. એમ. એસ. ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ, મૈનપુરી. ૩૫ રાંચી ટેક્નિકલ સ્કૂલ, રાંચી. ૩૬ ટેક્નિકલ ઈન્સ્ટિટયુટ, વડોદરા. ૩૭ સરોજ નલિની ઈન્ડસ્ટ્રિયલ સ્કૂલ ફોર વીમેન, કલકત્તા. ૩૮ પ્રેમ મહાવિદ્યાલય, વૃંદાવન. ૩૯ ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ ઑફ ઇન્ડિયા લિ. દિલ્હી. ૪૦ ટેક્નિકલ સ્કૂલ, કચરાપરા. ૪૧ ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ, જમાલપુર. ૪૨ વીવિંગ સ્કૂલ, ગોહકી. ૪૩ વી. જે. ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ, મુંબઈ. ૪૪ વિશ્વભારતી, બોલપુર. ૪૫ વી. જે. ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ. સક્કર (સિંધ) ૪૬ બેંગાલ ટ્રેનિંગ ઇન્સ્ટિટયુટ, કલકત્તા. ૪૭ વિક્ટોરિયા ટેઇલરિંગ કૉલેજ, પૂના.

**ટેક્નિકલ એન્જિનીયરિંગ સ્કૂલો અને કૉલેજો**— ૧ બનારસ હિંદુ યુનિવર્સિટી એન્જિનીયરિંગ કૉલેજ. ૨ બંગાલ એન્જિનીયરિંગ કૉલેજ-શિબપુર [હાવરા] ૩ બિહાર કૉલેજ ઑફ એન્જિનીયરિંગ, પટણા. ૪ કૉલેજ ઑફ એન્જિનીયરિંગ, પૂના. ૫ ટોમ્સન સિવિલ એન્જિનીયરિંગ કૉલેજ રૂડકી. ૬ કૉલેજ ઑફ એન્જિનીયરિંગ એન્ડ ટેક્નોલોજી, જાદવપુર. ૭ લુએટ એન્જિનીયરિંગ કૉલેજ, લખનૌ. ૮ ઇન્ડિયન સ્કૂલ ઑફ માઈન્સ, ધનબાદ. ૯ એકેડેમી ઑફ એન્જિનિયરીંગ, ત્રિચિનોપલી. ૧૦ બેંગાલ સર્વે સ્કૂલ, મૈનમતી હિલ્સ. ૧૧ કલકત્તા એન્જિનીયરિંગ કૉલેજ, બેલીગંજ, કલકત્તા. ૧૨ સિવિલ એન્જિનીયરિંગ ઇન્સ્ટિટયુટ, લુધિયાણા. ૧૩ કૉલેજ ઑફ એન્જિનીયરિંગ, બેંગલોર. ૧૪ આસનુલ્લા સ્કૂલ ઑફ એન્જિનીયરિંગ, ઢાકા. ૧૫ એન્જિનીયરિંગ સ્કૂલ હૈદ્રાબાદ. ૧૬ એન્જિનીયરિંગ સ્કૂલ, સક્કર (સિંધ) ૧૭ ગવર્મેન્ટ એન્જિનીયરિંગ સ્કૂલ, નાગપુર. ૧૮ ગવર્મેન્ટ સ્કૂલ ઑફ એન્જિનીયરિંગ રસુલ (પંજાબ) ૧૯ મેક્લેગન એન્જિનીયરિંગ કૉલેજ, લાહોર. ૨૦ મહારાજા એન્જિનીયરિંગ કૉલેજ, જમ્મુ. ૨૧ એન. ઈ. ડી. સિવિલ એન્જિનીયરિંગ કૉલેજ કરાંચી. ૨૨ ઓરિસ્સા સ્કૂલ ઑફ એન્જિનીયરિંગ, કટક.

**ટેક્નિકલ લશ્કરી કેળવણી આપતી સંસ્થાઓ**— ૧ આર્મી સ્કૂલ ઑફ ફીઝિકલ ટ્રેઈનિંગ, અંબાલા અને કસોલી. ૨ આર્મી સ્કૂલ પૂના. ૩ આર્મી સ્કૂલ ઑફ એજ્યુકેશન, પચમારી. ૪ આર્મી સિગ્નલ સ્કૂલ, પૂના ૫ કેમિકલ વૉરફેર સ્કૂલ, બેલગામ. ૬ ઇક્વિટેશન સ્કૂલ, સગર. ૭ એચ. ઓ. સ્કૂલ ઑફ વેપન ટ્રેઇનિંગ એન્ડ મીકેનિઝેશન, પચમારી અને અહમદનગર. ૮ આઈ. એ. ઓ. સી. ટ્રેઇનિંગ સેન્ટર, જબલપુર. ૯. ઇન્ડિયન આર્ટીલરી ટ્રેઈનિંગ બેટરી, મથુરા. ૧૦ ઈન્ડિયન મિલિટરી એકેડેમી, દહેરાદૂન. ૧૧ કિંગ જ્યોર્જીસ આર. ઇન્ડિયન મિલિટરી સ્કૂલ્સ, જલંધર, જેલમ, અજમેર. ૧૨ કીચનર કૉલેજ, નવગોંગ (મધ્ય હિંદ). ૧૩ લોરેન્સ રૉયલ એમ. સ્કૂલ, સનવાર (સીમલા) ૧૪ માઉન્ટન આર્ટીલરી ટ્રેઇનિંગ સેન્ટર, અંબાલા. ૧૫ પ્રિન્સ ઑફ વેલ્સ આર. આઇ. એમ કૉલેજ દહેરાદૂન. ૧૬ રૉયલ આર્ટીલરી ટ્રેઇનિંગ સેન્ટર, મથુરા. ૧૭ રૉયલ ટેન્ક કોર્સ સ્કૂલ, અહમદનગર ૧૮ સ્કૂલ ઑફ આર્ટીલરી, કાકુલ. ૧૯ સિનિયર ઑફિસર્સ સ્કૂલ, બેલગામ. ૨૦ સિગ્નલ ટ્રેઈનિંગ સેન્ટર, જબલપુર. ૨૧ સ્મોલ આર્મ્સ સ્કૂલ, પચમારી. ૨૨ સ્મોલ આર્મ્સ એન્ડ મિકેનિઝેશન સ્કૂલ, અહમનગર. ૨૩ સ્ટાફ કૉલેજ, ક્વેટા.

**ટેક્નિકલ સંશોધન અભ્યાસક્રમ માટેની સંસ્થાઓ**—૧ ભાંડારકર ઓરિયેન્ટલ રીસર્ચ ઈન્સ્ટિટયુટ પૂના. ૨ બોઝ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, કલકત્તા. ૩ ઈમ્પિરિયલ એગ્રિકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, નવી દિલ્હી. ૪ ઈન્ડિયન ઇન્સ્ટિટયુટ ઑફ સાયન્સ, બેંગલોર. ૫ ઈન્ડિયન ઇન્સ્ટિટયુટ ઑફ ફિલોસોફી, અમલનેર [પૂ. ખાનદેશ].

**ટેક્નિકલ વૈજ્ઞાનિક એકેડેમી**—૧ રૉયલ એશિયાટિક સોસાયટી, બંગાળા. ૧૭૮૪માં સર વિલિયમ જોન્સે તેની સ્થાપના કરી. ૨. ઇન્ડિયન મ્યુઝિયમ કલકત્તા. સ્થાપના ૧૮૬૬. પશુસંગ્રહસ્થાનનાં સંશોધન ખાતાનું મુખ્ય કેન્દ્ર. ૩ મદ્રાસ લીટરરી સોસાયટી ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની રૉયલ સોસાયટીની સહાયક, સ્થાપના ૧૮૩૩. ૪ એગ્રી-હૉર્ટિકલ્ચરલ સોસાયટી ઑફ ઇંડિયા, કલકત્તા. સ્થાપના ૧૮૨૦. ૫ બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી, મુંબઇ, સ્થાપના ૧૮૮૩. ૬ હાફકિન ઈન્સ્ટિટયુટ, મુંબઇ, સંશોધનનું કેન્દ્ર, સ્થાપના ૧૮૯૯. ૭ ઇંડિયન એસોસીએશન ફોર કલ્ટીવેશન ઑફ સાયન્સ, કલકત્તા ૧૮૭૬માં ડૉ. મહેન્દ્રલાલ સરકારે સ્થાપના કરી. ૮ એકેડેમી ઑફ સાયન્સીઝ, બેંગલોર મૌલિક વૈજ્ઞાનિક લેખોના વાચન તથા ચર્ચા માટે ૧૯૩૪ માં સ્થાપવામાં આવી. ૯ નેશનલ એકેડેમી ઑફ સાયન્સીઝ, અલ્લાહાબાદ, સ્થાપના ૧૯૩૬ ૧૦. નેશનલ ઇન્સ્ટિટયુટ ઑફ સાયન્સીઝ કલકત્તા, વિવિધ વૈજ્ઞાનિક સંસ્થાઓના તથા સરકારી વૈજ્ઞાનિક ખાતાના કાર્યના એકીકરણમાટે ૧૯૩૫ ના જાન્યુઆરીમાં સ્થપવામાં આવ્યું.

**ટેક્નિકલ કરીઅર વિભાગ**— અખિલ હિંદ અખિલ હિંદ સર્વિસીઝ, અખિલ હિંદ સર્વિસીઝમાં બે રીતે ભરતી કરવામાં આવે છે. [૧] હરીફાઈવાળી પરીક્ષાથી તથા [૨] પસંદગીથી. કેટલીક નોકરીમાં હરીફાઇ તથા પસંદગી બન્ને વડે દાખલ કરવામાં આવે છે.

**હરીફાઈવાળી નોકરી**—નીચેની નોકરીઓમાં હરીફાઇવાળી પરીક્ષાથી દાખલ કરવામાં આવે છે. [૧] આઇ. સી. એસ. [૨] ઇંડિયન ઓડીટ એકાઉન્ટ સર્વિસીઝ. [૩] ઇમ્પિરિયલ કસ્ટમ્સ સર્વિસ. [૪] ઇંડિયન રેલ્વે એકાઉન્ટ સર્વિસ. [૫] મિલિટરી એકાઉન્ટસ સર્વિસ. [૬] પોસ્ટલ સુપ્રિન્ટેન્ડન્ટસ, [૭] ટ્રાન્સપોર્ટેશન. [૮] સર્વે ઑફ ઇંડિયા, બીજો વર્ગ. [૯] ઇંડિયન પોલિસ. [૧૦] ઇંડિયન ફોરેસ્ટ સર્વિસ. [૧૧] સેન્ટ્રલ એન્જિનીયરિંગ સર્વિસ પહેલો વર્ગ. [૧૨] ઇંડિયન રેલ્વે સર્વિસ ઑફ એન્જિનીયર્સ. [૧૩] સુપીરિયર ટેલીગ્રાફ એન્જિનીયરિંગ એન્ડ વાયરલેસ બ્રાન્ચીઝ, ટપાલ અને તારખાતું. [૧૪] ઇંડિયન મિલિટરી એકેડેમી, દહેરાદૂન. [૧૫] રૉયલ એર ફોર્સ કૉલેજ ક્રેન્વેલ. [૧૬] હિંદી સરકારના સેક્રેટરીયટ ખાતામાં મિનિસ્ટરિયલ સર્વિસીઝ.

**પસંદગીવાળી નોકરી**—આ વિભાગની થોડી નોકરીઓ નીચે પ્રમાણે છે.

[૧] સ્ટેટ રેલ્વેના ડિસ્ટ્રિક્ટ મેડિકલ ઑફિસરો. [૨] બંગાળ પાઈલટ સર્વિસમાં લીડસમેન એપ્રેન્ટાઈસીઝ. [૩] ઝુઓલોજિકલ સર્વિસીઝ પ્રથમ વર્ગ. [૪] આર્કીઓલોજિકલ સર્વે ઑફ ઇંડિયા, પ્રથમ વર્ગ વગેરે.

**ટેલીગ્રામ :(હિંદના) એના દરો નીચે મુજબ છે.**

| | શબ્દો | એક્ષપ્રેસ | ઓર્ડિનરી |
|---|---|---|---|
| હિંદમાં | ૮ | ૧-૮-૦ | ૦-૧૨-૦ |

દરેક વધારાના શબ્દ માટે

| એક્ષપ્રેસ | ઓર્ડિનરી |
|---|---|
| ૦-૨-૦ | ૦-૧-૦ |

| | શબ્દો | એક્ષપ્રેસ | ઓર્ડિનરી |
|---|---|---|---|
| લંકામાં | ૧૨ | ૨-૦-૦ | ૧-૦-૦ |

દરેક વધારાના શબ્દ માટે

| એક્ષપ્રેસ | ઓર્ડિનરી |
|---|---|
| ૦-૩-૦ | ૦-૨-૦ |

પાછળથી પેદાશ માટે ઓર્ડિનરી તાર માટે ૦-૧-૦ અને એક્ષ પ્રેસ તાર માટે ૦-૨- સરચાર્જ એટલે વધારાનો દર ઠરાવવામાં આવ્યો છે. શિરનામાના શબ્દોની પણ ગણત્રી કરી લેવાય છે, ફાપી બીજે ઠેકાણે રૂ. ૦-૪-૦ લઇ પહોંચાડાય છે. તારનું ઠેકાણું રજીસ્ટર કરવાનો દર રૂ. ૧૫ લેવાય છે.

**ટેલીગ્રામ-(પરદેશી)** તુર્કી અને રશિઆ સિવાયન યુરોપના દેશોમાં દરેક શબ્દના રૂ. ૧-૪-૦ લેવાય છે. ઢીલના તારોનો દર દર શબ્દ દીઠ રૂ. ૦-૧૦-૦ છે, કેટલાક દેશોના માટે તારનાં ભાવો નીચે મુજબ છે.

| | ઓર્ડિનરી તાર | કોડ | ઢીલના (ડીફર્ડ) |
|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ગ્રેટબ્રિટન | ૦-૧૪-૦ | ૦-૮-૬ | ૦-૭-૦ |
| કેનીઆ | ૧-૮-૦ | ૦-૧૪-૬ | ૦-૧૨-૦ |
| દક્ષિણ આફ્રિકા | ૧-૧૫-૦ | ૧-૩-૦ | ૦-૧૫-૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા | ૧-૧૧-૦ | ૧-૦-૬ | ૦-૧૩-૬ |
| કેનેડા | ૨-૩-૦ | ૧-૫-૦ | ૧-૧-૬ |
| ઓસ્ટ્રેલીઆ | ૨-૪-૦ | ૧-૬-૦ | ૧-૨-૦ |
| આયર | ૧-૦-૦ | ૦-૧૦-૦ | ૦-૮-૦ |

અરજન્ટ તારના ભાવ બેવડા સમજવા.

**ટેલીગ્રામ (રેડીયો)** : ના દરો નીચે મુજબ છે.

| | ઓર્ડિનરી શબ્દ દીઠ | કોડ શબ્દ દીઠ |
|---|---|---|
| બધાં સાધારણ તારો | ૦-૧૩-૦ | ૦-૮-૦ |
| બ્રિટિશ સ્ટીમરોને તારો | ૦-૮-૦ | ૦-૫-૦ |
| સ્પેન અને સ્વીડનનાં વહાણોને તારો | ૦-૧૨-૦ | ૦-૭-૬ |

હિંદમાં કોઇપણ સ્થળેથી કરાંચી ખાતે તાર મૂકી તેને એરમેલ મારફતે વિલાયત મૂકવાની સગવડ છે.

**ટેલીફોન :**

હિંદમાં હવે મોટાં શહેરો વચ્ચે ટેલીફોનથી વાતચીતો થઈ શકે છે. જુદા જુદા શહેરોના માટે ત્રણ મીનીટ વાત કરવાના દર જુદા જુદા છે. રાત્રિના આઠ વાગ્યાથી સવારના આઠ વાગ્યા સુધીનો અર્ધો દર લેવાય છે, પરદેશો સાથે પણ ટેલીફોનથી વાતો થઈ શકે છે. તેના દરો નીચે મુજબ છે.

**ત્રણ મિનીટનો ચાર્જ**

| દેશ | રૂ.આ.પા. | દેશ | રૂ.આ.પા. |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૪૦-૦-૦ | કેનેડા અને યુ. સ્ટેટ્સ | ૮૮-૦-૦ |
| દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલીઆ | ૭૫-૦-૦ | | |

**ટયુનિસિયા :** ફ્રાન્સનું આફ્રિકામાં આવેલું સંસ્થાન છે. ૧૯૪૨-૪૩ માં જર્મનો સામે સાથી રાજ્યોએ એ પ્રદેશમાં મોટાં યુદ્ધો કરી એ દેશ જીતી લીધો હતો. ફ્રાન્સના ચક્રવર્તિપણા નીચે સુલતાન સીદીઆહમદ બેનું રાજ્ય છે. આ રાજ્ય ભૂમધ્ય સમુદ્રને કિનારે આવ્યું છે. આ દેશમાં ૨૨ા લાખ આરબો અને ૨ લાખ યુરોપિયનો વસે છે. મુખ્ય શહેર ટયુનિસની વસતિ ૨ લાખની છે. એની વાર્ષિક પેદાશ ૬૦ કરોડ ફ્રાન્કની અને ખર્ચ પણ તેટલું જ છે. દેશ ખેતીવાડી ઉપર નભે છે.

**ટયુટીકોરીન :** મદ્રાસ ઇલાકામાં એ એક મુખ્ય બંદર છે. ટયુટીકોરીનની વસતિ ૧૯૩૧ માં ૬૦,૦૯૨ ની હતી. હમણાં ૦ાા લાખની છે. બંદર ઉપર માલ ઉતારવા ચડાવવાના ડક્કાઓ બાંધેલા છે. ૫૦ લાખ રૂપિયા ખર્ચીને નવા ડક્કા બાંધ્યા છે. આ બંદરનો કુલ વ્યાપાર ૩૦ લાખ રૂપિયા જેટલો છે. દર વરસે પાંચસો સ્ટીમરો આ બંદરે આવે જાય છે.

**ટ્રાન્સવાલ :** દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ અમલ નીચેનું આ મુખ્ય સ્થાન છે. દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલની મુખ્ય વસતિ બોઅર જાતના અર્ધા યુરોપિયનોની હતો. ઈ. સ. ૧૯૦૦માં અંગ્રેજોએ ટ્રાન્સવાલને જીતી લીધું. ઇ. સ. ૧૯૧૦માં દક્ષિણ આફ્રિકાના સંસ્થાનમાં એને સમાવી સંસ્થાની દરજ્જો આપવામાં આવ્યો. ટ્રાન્સવાલનું ક્ષેત્રફળ ૧,૧૦,૪૫૦ ચો. માઇલોનું છે. એ દેશમાંના બોઅર લોકો દેશીઓને અને હિંદીઓને ઘણા ધિક્કારે છે. માનવતાના હક્કો પણ આપવા રાજી નથી. ટ્રાન્સવાલમાં ૩ા લાખ યુરોપિયનો છે. ત્યાંના સીદીઓની વસતિ ૭ લાખ જેટલી છે. હિંદીઓ પણ થોડા હજાર છે. હિંદીઓ વિરુદ્ધ સખ્ત જેહાદ બોઅરોએ ઉપાડી છે. ટ્રાન્સવાલની અને આખા દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રિટોરીઆ છે, પણ જોહનેસબર્ગની વસતિ વધારે છે. એની રાજ્યની પેદાશ ૨૪ા લાખ પૌન્ડ અને ખર્ચ ૧૯ લાખ પૌન્ડનું છે. ટ્રાન્સવાલ જગત આખામાં સૌથી મોટા પ્રમાણમાં સોનું પેદા કરનાર દેશ છે. ત્યાં ૧,૧૦,૧૨,૩૪૦ આઉન્સ સોનું ૧૯૩૩માં નીકળ્યું હતું. લગભગ ૧ અબજ રૂપિયાની કિંમતનું સોનું દર વરસે નીકળે છે. દક્ષિણ આફ્રિકાની પાર્લામેન્ટ ટ્રાન્સવાલના પ્રિટોરીઆ નગરમાં મળે છે.

**ટ્રેડ યુનિયનો**—મજૂરોના સંઘે હિંદમાં ટ્રેડ યુનિયનોની સ્થાપના કરી છે. ઇ. સ. ૧૯૧૮માં એની શરૂઆત થઇ હતી. પરંતુ જુદા જુદા ધંધાઓમાં રોકાયેલા મજૂરોમાં એક સંપ નથી. કામદારોનો પગાર વધારવો, કામના કલાક ઓછાં કરાવવા કામદારોની આરોગ્ય અને આર્થિક હાલત સુધારવી વગેરે એનો કાર્યક્રમ છે. સંપૂર્ણ એકસંપીના અભાવે કામ દીપી નીકળતું નથી. હડતાળો પડાવવી એ એનું મુખ્ય શસ્ત્ર છે. હિંદમાં ૧૯૩૯—૪૦માં ૬૬૬ ટ્રેડ યુનિયનોના કુલ સભ્યો ૫,૧૧,૧૩૮ હતા. એમની આવક રૂ ૭૧,૩૮,૦૦૦ની હતી. ૧૯૩૮માં અખિલ હિંદ ટ્રેડ કોન્ગ્રેસ સ્થાપાઈ હતી, પરંતુ મતભેદોનું જોર છે, ૧૯૪૧માં કુલ ૩૫૯ હડતાલ પડી હતી. અમદાવાદમાં મજૂરો પર લાગવગ ધરાવતી સંસ્થા મજૂરમહાજન છે.



ઠઠ્ઠા : કરાંચી જીલ્લામાં આવેલા આ તાલુકાનો વિસ્તાર લગભગ ૧,૩૨૦ ચો. માઇલનો છે. ઠઠ્ઠા એનું મુખ્ય પ્રાચીન શહેર સિંધુના પશ્ચિમ કાંઠાથી ૩ માઇલ ઉપર અને કરાંચીની પૂર્વે ૫૦ માઇલ પર આવેલું છે.

'મુરડો'ના જણાવ્યા મુજબ આ શહેર સિંધના અધિકારી નિઝામુદ્દીને ઈ. સ. ૧૪૯૫માં સ્થાપ્યું હતું.

ઠઠ્ઠાની રેશમી અને સુતરાઉ લુંગી સિંધમાં વખણાય છે. અહીં પ્રાચીન કાળની ઇમારતોમાં જુમ્મા મસ્જિદ અને કિલ્લો જોવા જેવા છે. જુમ્મા મસ્જિદ ૧૬૪૪માં શાહજહાનના ફરમાનથી બાંધવામાં આવી હતી. એ ૩૧૫ ફીટ લાંબી અને ૧૯૦ ફીટ પહોળી છે. એનો ઘેરાવો ૬૩૧૬ ચોરસ વારનો છે. આ મસ્જિદ બાંધવા પાછળ એ વખતે ૯ લાખ રૂ. ખર્ચ થયો હતો. અત્રેનો કિલ્લો ૧૬૯૯માં નવાબ હાફીજઉલ્લાએ બાંધવા માંડયો, પણ તે પૂરો કરી શકયો ન્હોતો.

સીંધમાં ચીનાઇ વાસણોનો ઉદ્યોગ અહિંથી શરૂ થયો. એ વખતના રાજકર્તાએ એક ચીના કારીગરને તેડાવી, એને જાગીર આપી. ચીનાઇ વાસણો બનાવવાનું કારખાનું કાઢયું હતું.

૧૬૯૯ માં આ શહેરની ભારે જાહોજલાલી હતી. એ વખતે કેપ્ટન હેમીલ્ટને પોતાના પ્રવાસ દરમિયાન આ શહેરની મુલાકાત લીધી હતી. તે વખતે આ શહેર ત્રણ માઈલ લાંબુ અને ૧ાા માઈલ પહોળું હતું અને ત્યાં ૮૦ હજારની વસ્તી હતી. મરકીથી એ પછી ખૂબ ખુવારી થઈ હતી, પરંતુ પોટેંજર નામના એક લેખકના જણાવવા મુજબ, ૧૭૪૨ માં જ્યારે નાદીરશાહ ઠઠ્ઠામાં દાખલ થયો. એ વખતે ત્યાં ૪૦ હજાર વણકર, ૨૦ હજાર કારીગરો અને ૬૦ હજાર વેપારીઓ હતા. ૧૮૪૦ માં ત્યાંની વસતી ૧૦ થી ૪૦ હજારની હતી. એ વખતે ઠઠ્ઠામાં રેશમ અને સુતરનાં કપડાનાં કારખાનાં અને અનાજની વખારો હતી.

ઇ. સ. ૧૮૮૧ માં વસતિ ઘટીને ૮,૮૩૦ થઇ ગઇ હતી.

ઇ. સ. ૧૭૫૮ માં ગુલામશેખ કાલ્હોરાના અમલમાં ઈસ્ટ ઇંડીઆ કંપનીએ અહીં એક વણવાનું કારખાનું કર્યું હતું. એ પછી ૧૭૯૯ માં ફરી એક બીજું કારખાનું થયું હતું. ૧૮૩૯ માં કંપનીની કોઠી દુરસ્ત કરાવી બ્રિટિશ બરાક તરીકે એનો ઉપયોગ કરવામાં આવતો હતો.

ઠઠ્ઠાની વાયવ્યે ૩ માઈલ પર સામીનગર આવ્યું છે, ઇ. સ. ૧૪૯૫ પહેલાં આ નિમલા સિંધનું પાયતખ્ત હતું. ઠઠ્ઠાની નૈઋત્યે ૪ માઇલ પર કલ્યાણકોટ અથવા તઘાલખકોટ છે. આ પણ એની પહેલાંનું હોવું જોઇએ. ઠઠ્ઠાને 'માડવાડી' તરીકે પણ 'ભારત સ્થળ દર્શ'માં જણાવવામાં આવ્યું છે. ત્યાંની 'માંડ' નામની પ્રજા પરથી આ નામ પડયું હશે.

આરબ ભૂગોળવેત્તાઓના 'મનાહબરી' અને 'પેરિપ્લીસ' ગ્રંથમાં 'મિનગારીનું' સ્થાન ઠઠ્ઠા છે. એમ સિદ્ધ કરાયું છે. ત્યાં સિથિયન પ્રજાનો અમલ હતો, એમ કનિંગહેમ કહે છે. મિનાગર કઇ બાજુ આવ્યું છે, એનો ઉલ્લેખ ગ્રીક ગ્રંથમાં મળતો નથી. મિનાગર અને 'મનાહબારી' એક જ હશે. અને મિનાગર એ ઇંડોસીથીઅન રાજધાની ઠઠ્ઠામાં જ હશે. આમ ત્રણેની સ્થિતિનું વર્ણન મળતું આવે છે.



**ડચ ઇસ્ટ ઇન્ડિઝ:** પેસિફિક મહાસાગરમાં ડચ લોકોના કબજાના કેટલાક મોટા બેટો છે. તેમાં જાવા જેવા બેટોમાં તો ગીચ અને સુસંસ્કૃત પ્રજા વસે છે. ડચ ઈસ્ટ ઇન્ડિઝમાં નીચે મુજબ બેટો છે:

| બેટો | ક્ષેત્રફળ | વસતી | દર માઈલે મનુષ્ય સંખ્યા |
|---|---|---|---|
| જાવા અને મદુરા | ૫૧,૦૫૭ | ૪,૧૭,૧૮,૩૩૫ | ૮૧૭.૧ |
| સુમાત્રા | ૧,૭૦,૦૦૦ | ૮૦,૦૦,૦૦૦ | ૧૪ થી ૪૮ |
| રીઆન લીન્ગા | ૧૨,૫૦૩ | ૨,૯૮,૩૨૯ | ૨૩ |
| બાંકા | ૪,૫૪૮ | ૨,૦૫,૪૩૩ | ૪૫ |
| બીલીટોન | ૧,૮૭૨ | ૭૨,૪૦૯ | ૩૯.૨ |
| બોર્નીઓ | ૨,૦૦,૦૦૦ | ૪૪,૦૦,૦૦૦ | ૮૧ |
| સીલીબેસનો બેટ | ૭૩,૦૦૦ | ૪૨,૦૦,૦૦૦ | ૩૨ |
| મોલકા બેટો | ૧,૧૯,૦૦૦ | ૯,૦૦,૦૦૦ | ૫ |
| બીજા બેટો | ૨૯,૦૦૦ | ૩૫,૦૦,૦૦૦ | |
| કુલ | ૭,૩૩,૨૯૬ | ૬,૦૭,૨૯,૮૩૬ | |

આ સર્વે બેટોમાં પુષ્કળ વરસાદ વરસે છે. ખૂબ વનસ્પતિઓ ઉગે છે. જાવા અને બાલી સિવાયના બેટોની પ્રજાની સંસ્કૃતિ નીચી છે. વસતીનો મુખ્ય ભાગ અગાઉ હિંદુ અને બુધ્ધિસ્ટ હતો. હવે મુસ્લિમો થઇ ગયા છે, જાપાને હમણાં આ બેટો જીતી લીધા છે. અમેરિકનોનાં જમીન, સાગર અને વિમાની સૈન્યો આ પ્રદેશો અને બેટો જીતવા માટે ભગીરથ પ્રયત્નો કરે છે.

**ડચ ગીની (સુરીનામ):** દક્ષિણ અમેરિકામાં ડચ લોકોનો એ બેટ છે. એમને ડચ વેસ્ટ ઇન્ડીઝ પણ કહે છે. એનું ક્ષેત્રફળ ૫૪,૨૯૧ ચો. માઇલનું છે. વસતી ૧,૬૧,૦૦૦ માણસોની છે. સીદીઓ અને અમેરિકન ઈન્ડીઅનોની મુખ્ય વસતી છે. મુખ્ય પેદાશ ખાંડ, કોકોઆ, કેળાં, કોફી, ચોખા, મકાઇ, સોનું અને બૉક્ષાઇટ ધાતુની છે. કુરાકાવના બેટો પણ એ જ મહાસાગરમાં આવ્યા છે. એમનું ક્ષેત્રફળ ૪૦૩ ચો. માઇલ અને વસતી ૮૦,૦૦૦ ની છે.

**ડબ્લીન:** આયરલેન્ડ (આયર) નું એ મુખ્ય શહેર છે. એની વસતી ૩ાા લાખની છે.

**ડરબન:** દક્ષિણ આફ્રિકાના નાતાલ પ્રાંતનું મુખ્ય શહેર છે. યુરોપિયનોની વસતી છે.

**ડાન્ઝીગ:** પોલાન્ડને સમુદ્રનું બારૂં ઉપયોગ માટે મળે તે માટે પૂર્વ જર્મનીનું આ બંદર પ્રજાસંઘના વહિવટ નીચે રાખવામાં આવ્યું હતું. એનું ક્ષેત્રફળ ૭૫૪ ચો. માઇલનું છે. વસતી ચાર લાખ મનુષ્યોની છે. ૧૯૩૯ થી શરૂ થયેલા વિશ્વના મહાયુદ્ધનું એક કારણ ડેન્ઝીગનું બંદર છે. જર્મનીએ એનો કબજો ઝુંટવી લીધો છે.

**ડાર્ડીનલ્સ:** બોસ્ફરસની સામુદ્રભૂમિની સાંકડી પટી ભૂમધ્ય સમુદ્રમાંથી કાળા સમુદ્રમાં જાય છે. એ તુર્કીની હકુમત નીચે છે. ૧૯૧૪–૧૮ ના વિશ્વયુદ્ધમાં આને માટે અંગ્રેજોએ મોટું યુદ્ધ કર્યું હતું. અંગ્રેજોનો તુર્કોએ પરાભવ કર્યો હતો. રશિયા એ માર્ગ લેવા ઘણું ઉત્સુક છે. સમુદ્રમાર્ગે એને બહાર નીકળવાનો એક જ એ જ માર્ગ છે. તુર્કીએ એની મજબૂત કિલ્લેબંધી કરી છે.

**ડેન્માર્ક:** યુરોપનું આ એક નાનું રાજ્ય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૫,૫૭૬ ચો. માઇલનું છે. વસતિ ૧૯૩૦ માં ૩૫ાા લાખની હતી. હમણાં ૪૦ લાખની છે. આમાં ૧૫ાા લાખ માણસો શહેરોમાં અને ૧૯ાા લાખ ગામડાઓમાં વસે છે. તેમાં રાજ્યધાની કોપનહેગનની વસતિ ૭ાા લાખ જેટલી છે. વસતીનો મોટો ભાગ પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીનો છે. શિક્ષણ ફરજિઆત હોવાથી પ્રજાનો સર્વે ભાગ સુશિક્ષિત છે. બે વિશ્વવિદ્યાલયો અને અનેક કોલેજો છે. દેશમાં પ્રજાકિય હિતના માટે રાજ્ય ખૂબ ધન ખર્ચે છે. બેકારો, વૃદ્ધ, અપંગ અને અશક્તને પેન્શનો મળે છે. બાળકોને પણ રાજ્ય શિખણખર્ચ આપે છે. રાજા ક્રીશ્ચીઅન દશમો છે, પણ સર્વે સત્તા પાર્લીઆમેન્ટના હાથમાં છે. નાનાં બાળકોની પણ રાજ્ય સંભાળ લે છે. ડેન્માર્ક રાજ્યની પેદાશ ૩૮ાા કરોડ ક્રોનર અને ખર્ચ ૩૮ા કરોડ ક્રોનર થયું હતું. (૧૯૩૫–૩૬ માં) તેમાં શિક્ષણ પાછળ ૬ાા કરોડ ક્રોનર અને ગરીબ અપંગ, વૃદ્ધો અને બાળકોને સહાય તરીકે ૧૩ા કરોડ ક્રોનર દર વરસે ખર્ચાય છે.

ડેન્માર્ક એ આખા જગતમાં સહકારી ધોરણે કામ કરવા માટે ખૂબ પ્રશંસા પામ્યું છે. પ્રજામાં પરસ્પર ખૂબ સહકાર છે.

આથી દરેક વસ્તુ ખરીદવા અને વેચવા માટે ગામડાંની, શહેરની, કસ્બાની અને જિલ્લાઓની સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી છે. આ સર્વે સહકારી મંડળો પણ પરસ્પર એકતંત્ર નીચે સંકળાયેલી છે. આખું તંત્ર ખૂબ વ્યવસ્થિત અને સુંદર છે. જિંદગીની દરેક ચીજો સહકારી ધોરણે પ્રજા ખરીદે-વેચે છે. આખા જગતમાં એના જેવી સહકારી તત્ત્વની વ્યાપકતા અને વિશાળતા બીજા કોઇ પણ દેશમાં નથી. પ્રજા સુખી, સંતોષી અને સ્વાસ્થ્યવાળી છે.

ઈ. સ. ૧૯૭૦ માં ડેન્માર્કનો પાક ખરાબ થવાથી પ્રજાએ ખેતીનો ધંધો મૂકી પશુપાલનનો ધંધો સ્વીકાર્યો. હવે ડેન્માર્ક જેવાં સુંદર હૃષ્ટપુષ્ટ અને દૂધ દેનારાં જાનવરો આખા જગતમાં ક્યાંયે મળવાં મુશ્કેલ છે. ખેતી માટે થોડી જમીન રાખીને બાકીની જમીનમાં ઘાસ ઉગાડવામાં આવે છે. આપણે બાળકોનો ઉછેર પણ શાસ્ત્રીય રીતે કરતા નથી. ડેન્માર્કમાં પશુ ઉછેરનું કામ રાજ્ય અને પ્રજા શાસ્ત્રીય અને ખૂબ સુંદર રીતે કરે છે. પશુઓના તબેલા ખૂબ સ્વચ્છ રખાય છે. એમને વજન કરી ખાવાનું અપાય છે. દૂધ, માખણની પેદાશની નોંધ નિયમિત રખાય છે. જરા દૂધ, માખણ ઘટ્યું કે શા માટે ઘટ્યું તેની તપાસ રખાય છે. સરકારી અને સહકારી મંડળોના પશુ ચિકિત્સકો દરેક જાનવરને દર અઠવાડિએ તપાસે છે. આપણી ભેંસ કરતાં ડેન્માર્કની ગાય વધુ દૂધ અને માખણ આપે છે.

ડેન્માર્કમાંથી ૬ કરોડનું માંસ, દૂધ, ઈંડાં અને માખણ યુરોપના ઘણા દેશોને પૂરાં પાડવામાં આવે છે. ડેન્માર્કમાં કોલસો કે બીજી ધાતુઓ નીકળતી નથી, પરંતુ લોકો મોટા પ્રમાણમાં માછીમારનો ધંધો કરે છે. ત્યાં બોટોની સંખ્યા ૧૫,૭૪૦ ની હતી. દર વર્ષે ૨ા થી ૩ કરોડ રૂપિયાની કિંમતની માછલીઓ પકડાય છે. દેશના લોકો આબાદ સુખી છે.

હમણાં આ રાજ્ય જર્મનીના હાથમાં આવ્યું છે. ડેન લોકો સ્વતંત્ર પ્રજા છે. બીજી પછાત પ્રજાને ચૂસવા કે તેમના ઉપર રાજ્ય કરવા માગતા નથી. એ પ્રજા પોતાની મહેનત અને સંપથી સૌના આરોગ્ય, વિકાસ અને નિભાવ માટે સંયુક્ત કાર્ય કરે છે.





ઢ : પચ્ચીશમો મૂળાક્ષર. આનો અર્થ બેવકૂફ પણ થાય છે. આ મૂળાક્ષર પર ખાસ શબ્દો નહિ હોઈ આપ્યા નથી.

**ઢાંઢલપુર–સુદામડા :** ઢાંઢલપુર કે ખાસ કરીને ધાંધલપુર તરીકે ઓળખાતું આ ગામ ખબડ કાઠીઓનો તાલુકો હતો. ચુડાના રેલ્વે સ્ટેશનેથી ૨૩ માઈલ અને સુદામડાથી ૧૩ માઇલ દૂર છે.

એવી દંતકથા છે કે, અણહીલવાડ પાટણના કરણ સોલંકીની રાણી મીનળદેવી સગર્ભા હતી એ સમયે ધોળકા જતાં માર્ગમાં અહીંના સિદ્ધનાં દર્શન કરવા ઉતરી હતી. દરમિયાન એને પુત્ર-પ્રસવ થયો, એનું નામ સિદ્ધનું સ્મરણ કાયમ રહેવા માટે સિદ્ધરાજ પાડવામાં આવ્યું. સિદ્ધરાજ જ્યારે પાટણની ગાદીએ બેઠો, ત્યારે તેણે પોતાની જન્મભૂમિના ગામનો કોટ અને અડાલુ તળાવ બંધાવ્યાં.

ઇ. સ. ૧૭૯૦ માં ખબડો પાસેથી ઢાંઢલપુર જીતી લેવા માટે આસપાસના ઘણા ઠાકોરોએ પ્રયાસ કર્યા હતા, પણ હાર્યા હતા. ઇ. સ. ૧૭૯૯ માં સાયલા અને વઢવાણના ઠાકોરોએ ઢાંઢલપુર પર ચડાઇ કરી. પણ તેમને બંનેને ગોદડ ખબડે શરમીંદા કરી પાછા મોકલ્યા. ઇ. સ. ૧૭૯૬–૯૭ માં જૂનાગઢના નવાબ હમીદખાને પોતાનું લશ્કર લઈ ઢાંઢલપુરને ઘેરો ઘાલ્યો પણ ૩ મહિના સુધી ગોદડે ટક્કર ઝીલી વિજય મેળવ્યો હતો.

**ઢોર આંબો :** ગોવા પ્રાંતમાં આ સાધારણ કદનાં ઝાડ થાય છે. તેના પર માગશર મહિને આંબાના જેવાં ગોળ ફળ આવે છે. એનાં રાયતાં થાય છે.



ણ : ૨૬ મો મૂળાક્ષર વાંઝીયો ગણાય છે. એના પરના કોઈ શબ્દો મળતા નથી.




**તજ**: આ સીનેમોનમ ઝીલાનીકમ નામના વૃક્ષની છાલ છે. છાલ ઉતારીને એને તડકે સુકવ્યાથી ગોળ વીંટો થઈ જાય છે. એની પેદાશ લંકામાં ઘણી થાય છે. હિંદમાં થોડી થાય છે. દર એકરે ૧૫૦ રતલ તજ પેદા થાય છે. પૂર્વ બંગાળા, ખાસીની ટેકરીઓ [આસામ] અને મદ્રાસમાં પણ તજ થાય છે, બહુ જ થોડા પ્રમાણમાં નિકાસ થાય છે, પરંતુ લંકા અને બીજા દ્વિપોમાંથી આમદાની ઘણી થાય છે.

તજની છાલ ઘણી જાતની હોય છે, ઝીણી છાલને તજ કે દાલીચીની કહે છે. જાડી છાલને કેસીઆ કહે છે. બંનેમાંથી તેલ નીકળે છે. લંકામાં એ ઝાડનાં મોટાં અરણ્યો છે, ત્રણ વરસના ઝાડની છાલ કાઢી તડકામાં સૂકવે છે. તજના વૃક્ષના મૂળની છાલનું અને ફળનું તેલ કાઢે છે. ફળમાંથી સારૂં તેલ નીકળે છે. તજ મસાલામાં કામ લાગે છે.

**તજના ગુણો**–મીઠી, તીખી, કંઠ શુદ્ધિકારક, લઘુ તથા ગરમ છે. વાયુ, ઉધરસ, ખરજ વગેરેનો નાશ કરે છે. સંધિવામાં એના તેલને ચોપડે છે. શરદીના માથામાં તજ ઘસી લેપ લગાડે છે. આયુર્વેદમાં એ ઔષધ તરીકે વપરાય છે.

**તમાકુ**: તમાકુ ઘણી જાતની થાય છે, હિંદમાં પણ ગુજરાત, મદ્રાસ, અને બીજા પ્રાંતોમાં જાતજાતની તમાકુ ઉગે છે. તમાકુ હિંદની અસલ વતની નથી, પ્રાચીન આર્યો તમાકુ વિષે કાંઈ જાણતા નહોતા. પોર્તુગિઝ લોકોએ ઇ. સ. ૧૫૦૮માં તમાકુ હિંદમાં પ્રથમ દાખલ કરી. હિંદમાં મુખ્યત્વે બે જાતની તમાકુની વાવણી થાય છે, [૧] નીકોટીઆના ટોબેકમ અને [૨] નીકોટીઆના રસ્ટીકા તેમાં હિંદમાં સામાન્ય રીતે પ્રથમ જાતની ઉગાડવામાં આવે છે, હિંદમાં બંગાળ, મદ્રાસ બિહાર અને ઓરીસા અને મુંબઇ ખાતે તમાકુના પાકો થાય છે. હિંદમાં અમેરિકાની વર્જીનીઆ જેવી ઊંચી તમાકુ બહુ જ થોડી થાય છે, ઈ. સ. ૧૯૪૧—૪૨માં તમાકુ કુલ ૬ાા કરોડ રતલ, કિંમત રૂપિયા ૨ા કરોડની પરદેશો ખાતે ચડી હતી. આગલે વરસે એનાથી ૧ કરોડ રતલ તમાકુ વધારે ચડી હતી. હિંદમાં તમાકુની સીગારેટો બનાવવાનાં થોડાં જ કારખાનાંઓ છે, આથી ૯૫ ટકા તમાકુ કાચી જ હિંદમાંથી પરદેશો ખાતે નિકાશ થઈ હતી. ગ્રેટબ્રિટન, ચીન, એડન, લંકા વગેરે દેશો ખાતે તમાકુની નિકાસ થાય છે, હિંદમાં તમાકુનો અતિશય મોટો ઉપયોગ બીડી, હુક્કો, સુંઘણી અને ચાવવા માટે થાય છે. હિંદી સરકારે તમાકુની પેદાસ ઉપર મોટી પેદાસ–જકાત નાંખી છે.

ઇ. સ. ૧૯૪૧—૪૨માં પરદેશો ખાતેથી કુલ ૧ાા કરોડ રતલ તમાકુ કિંમત રૂ. ૨ાા કરોડની આમદાની થઈ હતી, આમાં સીગારેટ બનાવવાની તમાકુ ૧ કરોડ ૩૫ લાખ રતલ, કિંમત રૂ. ૨ કરોડની હતી, અમેરિકાથી જ આ તમાકુ મુખ્યત્વે આવેલ હતી, રૂ. ૪૭ાા લાખની તૈયાર સીગારો આમદાની થઈ હતી.

તમાકુનું વ્યસન ઘણાખરા માણસોને હોય છે. સીગાર અને બીડી રૂપે એ વધારે વપરાય છે. તમાકુ ખાવાથી મોંમા દુર્ગંધ આવે છે. દાંતને નુકશાન કરે છે, કફ પેદા કરે છે, આંખોને માટે પણ સારૂં નથી. તમાકુના ગુણો તીક્ષ્ણ, ઉષ્ણ, મદકર, ભ્રામક, કડવી, દૃષ્ટિ મંદ કરનાર, તીખી છે, એમાં કફ છે.

**તમાલપત્ર**: તજ જેવાં તમાલપત્રનાં પણ વૃક્ષો લંકામાં થાય છે. તમાલવૃક્ષનાં પાંદડાંઓને તમાલપત્ર અથવા તેજપત્ર કહે છે. તમાલપત્ર ઔષધો અને મસાલામાં વપરાય છે. એ પાંદડાં તસુભર પહોળાં અને ચાર આંગળ લાંબાં હોય છે

**તલ**: તલના કાળા, કાબરચિત્રા અને ધોળા એમ ત્રણ જાતના દાણા થાય છે. કાળા તલ ગુણમાં વધારે સારા છે. તલમાંથી તેલ કાઢી ખોરાક, માલીસ અને ઔષધ માટે ઉપયોગ થાય છે. તલ પૌષ્ટિક છે. તલનું ખોળ જાનવરો અને માણસોના ખોરાક તરીકે ઉપયોગી છે. તલ બળકર, સ્નિગ્ધ, ગુરુ, અગ્નિદીપક, વાળોને વધારનાર, દાંતોને હિતકર, ચામડીને સુંવાળી બનાવનાર છે. તેલની માલીસ એ સ્વાસ્થ્યને માટે ઉત્તમ છે.

તલની હિંદમાંથી મોટી નિકાસ થાય છે. ૧૯૪૦–૪૧ માં માત્ર ૩,૪૦૦ ટન તલ પરદેશ ખાતે ચડયા હતા. પરંતુ ૧૯૪૧–૪૨ માં ૮,૬૦૦ ટન તલ પરદેશો ખાતે ચડયા હતા, એની કિંમત ચૌદ લાખ રૂપિયા મળી હતી. બ્રહ્મદેશ હિંદનું મોટું ઘરાક હતું, પરંતુ હવે એ બંધ થયું છે. હવે અમેરિકા દર વરસે ૩,૦૦૦ ટન તલ ખરીદે છે. અગાઉ તલની નિકાસ વધારે હતી, હવે હિંદમાં વધારે વપરાઈ જાય છે. પેદાશના ૩–૪ ટકા જ ખાસ પરદેશ ખાતે ચડે છે.

તલનું વાવેતર ૬૦ લાખ એકરોમાં મુંબઇ, મદ્રાસ અને મધ્ય પ્રાંતોમાં મુખ્યત્વે થાય છે. એની કુલ પેદાશ આશરે સવા

પાંચ લાખ ટન જેટલી છે. નવો પાક નવેમ્બરમાં બહાર બજારમાં આવે છે.

તલના દાણામાંથી લગભગ ચાલીસ ટકા તેલ નીકળે છે. ગામે ગામ ઘાંચીની ઘાણીઓ હોય છે. ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ પહેલાં તેલની હિંદમાંથી દર વરસે બે લાખ ગેલન નિકાસ થતી હતી, પરંતુ હવે હિંદમાં વસતિ વધવાને લીધે ઘણું તેલ ખપી જાય છે.

**તંદુરસ્તીના નિયમો** : પોતાની તંદુરસ્તી સાચવવાના નીચે મુજબ નિયમો પાળવાની જરૂર છે.

[૧] સૂર્યોદય પહેલાં ઉઠવું, રાત્રે વહેલાં સૂઇ જવું. સૂતાં, ઉઠતાં પરમાત્માનું સ્મરણ કરવું, મનમાંથી ચિંતાઓ દૂર કરવી.

[૨] દરરોજ દાંત નરમ દાતણના કૂચાથી બરાબર સાફ કરી કોગળા કરવા.

[૩] આંખે ઠંડું પાણી છાંટવું.

[૪] ઠંડા પાણીથી લૂછી ને સ્નાન કરવું, ટુવાલથી શરીર તદ્દન સુકું બનાવવું.

[૫] ચા કે કૉફીને બદલે દૂધ પીવું.

[૬] નિયમસર ભોજન કરવું, ભગવદ્ગીતામાં સાત્વિક આહારનાં લક્ષણ નીચે મુજબ આપ્યાં છે, આયુ વધારનારા [ ઘી, દૂધ, ખાસ ] બળવર્ધક, બળ અને આરોગ્ય વધારનાર, રસવાળા, ચીકણા, હૃદયને આનંદ આપનાર, સુખ પ્રીતીને આપનાર સાત્વિક આહાર છે. અનાજ, તેલ, મસાલા વધારે ન વપરાયાં હોય એવાં દાળશાક, ફળફૂલો, દૂધ, દહીં, છાશ અને સુકાં ફળો સાત્વિક ભોજન છે.

[૭] પોતાની ભૂખના પ્રમાણમાં મધ્યમસર ખાવું, ખાવામાં કદી ઉતાવળ નહિ કરતાં ધીમેધીમે ચાવીને ખાવું, ખાવા સમય આનંદમાં ચિત્ત રાખવું. ખાધા પછી પા કલાકે પાણી પીવું. અતિઆહાર કરવો નહિ.

[૮] વળી કહ્યું છે કે:—

**द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकंप्रपूरयेत् ।**
**मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥**

આપણે વધારેમાં વધારે ખાતા હોઇએ એ પ્રમાણનો અર્ધો ભાગ ખાવો, ચોથા ભાગનું પાણી પીવું અને છેવટનો ચોથો ભાગ પવનના અવરજવર માટે ખાલી રાખવો.

[૯] ઋતુને અનુકુળ વસ્ત્રો પહેરવાં.

[૧૦] ખુલ્લી હવાનું સેવન કરવું. દરેક કામ નિયમીત કરવું.

[૧૧] દરરોજ સાદી કસરતો કરવી.

[૧૨] મળ સાફ આવે તે માટે શાક અને ફળફૂલ ઠીક પ્રમાણમાં ખાવાં, બજારની રાંધેલી ચીજ ખાવી નહિ, તમાકુનું સેવન બીડી અથવા કોઇ રીતે કરવું નહિ, ભજિયાં દહીવડાં, મિઠાઈ વગેરે અતીશય પ્રમાણમાં ખાવાં નહી.

**તાજેતર યુદ્ધોનું ખર્ચ** : જગતનાં મહાન યુદ્ધોનું ખર્ચ નીચે મુજબ થયું હતું:

| યુદ્ધ | સમય | મનુષ્ય સંહાર | સીધુ ખર્ચ (ડૉલરમાં) |
|---|---|---|---|
| નેપોલિયન સાથેના યુદ્ધો | ૧૭૮૦-૧૮૧૫ | ૨૧ લાખ | ૩ અબજ ડૉલર |
| રશિઆ સાથે ક્રીમીઆનું યુદ્ધ | ૧૮૫૪-૫૬ | ૭॥ લાખ | ૧॥ ,, ,, |
| અમેરિકાનું આંતરયુદ્ધ | ૧૮૬૮-૬૫ | ૬॥ લાખ | ૭ ,, ,, |
| ફ્રાન્સ-જર્મની યુદ્ધ | ૧૮૭૦-૭૧ | ૨॥ લાખ | ૩॥ ,, ,, |
| રુસો-જાપાનિઝ યુદ્ધ | ૧૯૧૪-૧૫ | ૧॥ લાખ | ૨ ,, ,, |
| વિશ્વયુદ્ધ | ૧૯૧૪-૧૮ | ૧ કરોડ | ૧૮૬ અબજ ,, |
| હમણાંનું યુદ્ધ | ૧૯૩૯ થી શરૂ | ૨ કરોડ | ૫૦૦ અબજ ,, |

**તારાઓની સંખ્યા** : પ્રખ્યાત ખગોળશાસ્ત્રીઓએ તારાઓની વિદ્યા સંબંધી ખૂબ પ્રકાશ પાડયો છે. આંખની જોવાઇ શકાય એવા તારાઓની સંખ્યા માત્ર ૭,૦૦૦ ની જ છે. દુર્બીનથી જોવાઇ શકાય એવા તારાઓની સંખ્યા એક ખગોળશાસ્ત્રી સીત્તેર લાખની જણાવે છે. જ્યારે હમણાંની છેલ્લી શોધ મુજબ તારાની સંખ્યા ૧૬૦ કરોડ જેટલી મોટી છે. તારાઓ અતિદૂરપણાથી નાના દેખાય છે, પણ ઘણા તારા આપણા સૂર્ય જેટલા મોટા છે અને કેટલાક તો સૂર્યથી ૨૦ ગણા મોટા છે. કોઇ રાક્ષસી તારા તો સૂર્ય કરતાં ૨૦૦ ઘણા મોટા છે.

**તાંબુ (Copper)**–હિંદમાં જુદા જુદા પ્રાંતોમાં તાંબાની ધાતુ છે. પણ બિહારના પ્રાંતમાં દર વરસે ૬ થી ૭ હજાર ધાતુ નીકળે છે. દર વરસે ૩૦ લાખ રૂપિયાની કિંમતની ધાતુ કાઢે છે. હિંદમાં પરદેશોથી મોટી રકમનાં ત્રાંબાનાં તપરાં વાસણો માટે આવે છે.

**તુર્કી** : તુર્કીનું રાજ્ય યુરોપમાં અને એશિઆમાં આવ્યું છે. તુર્કી એ પ્રજાસત્તાક રાજ્ય છે. તુર્કીના રાજ્યનું ક્ષેત્રફળ ૨,૯૪,૪૧૬ ચો. માઇલ છે. તેમાં માત્ર દશ હજાર ચો. માઇલનો પ્રદેશ યુરોપ ખંડમાં આવ્યો છે. તુર્કીની વસતિ ૧॥ કરોડ મનુષ્યોની છે. પ્રજાનો લગભગ બધો ભાગ મુસ્લિમ ધર્મ માને છે, પરંતુ ધર્માંધતા અને ધર્મ ઝનુનને દેશવટો દેવામાં આવ્યો છે. મુખ્ય શહેર કોનસ્ટેન્ટીનોપલની વસતિ ૭ લાખની છે. તુર્કીમાં ૭,૦૦૦ નિશાળોમાં ચાર લાખ વિદ્યાર્થી અને ૨ લાખ વિદ્યાર્થિનીઓ ભણે છે. તુર્કીની સરકારી પેદાશ ૧૮॥ કરોડ તુર્કી પૌન્ડની અને ખર્ચ પણ તેટલું જ છે. તુર્કીનું કરજ ૯ કરોડ તુર્કી પૌન્ડનું છે. તુર્ક લોકો સારા લડવૈયા છે, પરંતુ એઓ ગરીબ છે. સૈન્યમાં સૌને માટે ફરજિયાત નોકરી છે. તુર્કી ખેતી પ્રધાન દેશ છે. એની ખેતીને આધુનિક પદ્ધતિ ઉપર મૂકવાની કોશેષ થાય છે. તમાકુ, અનાજ, અંજીર, રેશમ, જીતુનનું તેલ, સુકાં ફળો, ચામડાં, ઊન અને કપાસની મુખ્ય પેદાશ છે. તમાકુ ૩૬,૦૦૦ ટન, જીતુનનું તેલ ૧૫,૦૦૦ ટન, અંજીર ૩૨,૦૦૦ ટન, મોટી દ્રાક્ષ ૫૫,૦૦૦ ટન, કપાસ ૭૫,૦૦૦ ટન, અફીણ ૩,૫૦૦ પેટી એ પ્રમાણે પેદાશ થાય છે. તુર્કીમાં ૫૧॥ લાખ ઢોરો, ૧ કરોડ ઘેટાંઓ, ૯૦ લાખ બકરાં, ૧ લાખ ઉંટો, ૪૬,૦૦૦ ખચ્ચરો, ૬ લાખ ઘોડાઓ અને ૬ લાખ ભેંસો હતી. તુર્કીના ભુસ્તરનો હજી સારો વિકાસ થયો નથી. પેદાશ ક્રોમધાતુ ૮૦ હજાર ટન, કોલેસો ૧૪ લાખ ટન,

સીમેન્ટ ૧૨ લાખ ટન થાય છે. તુર્કીમાં બુરખો કાઢી નાંખવામાં આવ્યો છે. ધર્મગુરુઓની સત્તાઓ દૂર કરાઈ છે. સ્ત્રી-પુરુષોને સમાન હક્કો મળ્યા છે. તુર્કીમાં નવા નવા ઉદ્યોગો સ્થપાય છે. છતાં હજી પછાત ગણાય. કાપડની નવી મીલો ઉભી કરવામાં આવી છે, ખાંડની મીલો પણ સ્થપાઈ છે. તુર્કીની પરદેશોથી દર વરસે ૯ કરોડ તુર્કી પૌન્ડની કિંમતનો માલ મંગાવે છે. દશ કરોડ પૌન્ડની કિંમતનો માલ પરદેશો ખાતે ચડાવે છે. મુખ્ય આમદાની માલમાં કાપડ, યંત્રો, પોલાદ, કેરોસીન તેલ વગેરે છે. નિકાસમાં તમાકુ, કપાસ, સુકો મેવો વગેરે છે. આ વિશ્વ-યુદ્ધમાં તુર્કી તટસ્થ છે.

**તેજાબ ( એસિડ ) :** આધુનિક સમયમાં દરેક પાકી ચીજ બનાવવા માટે તેજાબ અતિશય ઉપયોગી પદાર્થ છે. એ પદાર્થ હિંદમાં હજી સંપૂર્ણપણે બનતાં નથી. પરંતુ એનો રસાયન તરીકે અત્યંત ઉપયોગ છે.

(૧) સલ્ફ્યુરિક એસિડ-હિંદમાં ઔદ્યોગિકરણ માટે સલ્ફ્યુરિક એસિડની ઘણી જરૂર પડે છે. એને ઓઈલ ઓફ વીટ્રીઅલ પણ કહે છે. દરેક ઉદ્યોગમાં એની જરૂર છે. ઇ. સ. ૧૯૩૯ માં ૧૮,૦૦૦ ટન બનાવવામાં આવ્યો હતો, તે માટે સીસીલી અને બીજે ઠેકાણેથી ૪૭,૦૦૦ ટન ગંધક આયાત કરવામાં આવ્યું હતું. હિંદમાં બલુચિસ્તાનમાં ગંધક મળ્યું છે, પણ એનો વિકાસ કરવો જોઇએ. હિંદમાં ગંધકમાંથી સલ્ફ્યુરિક એસિડ બનાવવાનાં ૨૦ કારખાનાંઓ છે. એક માત્ર અમેરિકાનાં દર વરસે ૭૦ લાખ ટન સલ્ફ્યુરિક એસિડ બને છે.

(૨) હાઇડ્રોક્લોરિક એસિડ-આ તેજાબ મીઠામાંથી બને છે. ગંધક પણ એની બનાવટમાં વપરાય છે. છીંટ છાપવી વગેરેમાં એનો ઉપયોગ થાય છે. પરદેશથી આવે છે.

(૩) પ્રસિક એસિડ-આ ભયંકર ઝેર છે. પારામાંથી એ બને છે.

(૪) હાઇડ્રોજન એસીડ-રંગ સાફ કરવા, ઓઇલ પેઇન્ટિંગમાં કામ આવે છે. પરદેશોથી આવે છે.

(૫) સાઇટ્રિક એસિડ-લીંબુના રસનો આ તેજાબ છે. આપણે ત્યાં લાખો ટન લીંબુ થાય છે. છતાં આ એસિડ પણ પરદેશોથી આયાત કરાય છે. લીંબુના રસ સાથે ચૂનો મેળવે છે. સાથે ગંધકનો તેજાબ પણ મેળવે છે. રેશમ અને કાપડ છાપવામાં એનો ઉપયોગ થાય છે. એમાંથી (1) citrate of iron (2) citrate of Potash citrate of magnesia અને citrate of Ammonia વગેરે ક્ષારો મળે છે.

(૬) એસેટિક એસિડ, નાઇટ્રિક એસિડ આ સૌ એસિડો પરદેશોથી આયાત થાય છે.

**તેલ :** ખાદ્ય વસ્તુઓ તરીકે તેલનો ઉપયોગ છે. તેમ જ શૃંગાર અને વાળોને વધારનાર તરીકે પણ તેલનો ઉપયોગ છે. પરદેશથી સુગંધી તેલો મોટી રકમનાં આયાત થાય છે. પરંતુ આ તેલોમાં ગ્યાસલેટ તેલમાંથી બનાવેલું વ્હાઇટ તેલ (સફેદ તેલ) ચીકાશ કાઢવા માટે મેળવેલું હોય છે. આથી આવાં તેલો આંખ અને વાળોને માટે સારાં નથી. આપણે ત્યાં એરંડીઉ, નારિયેલ અને તલના તેલને શુદ્ધ કરી માથામાં નાંખવા ઉપયોગમાં લેવાય છે. તેલના વજન જેટલું પાણી નાંખી એને ચૂલે તપાવવું, સાથે મુલતાની માટીનું ચુરણ નાંખતા જવું. ૧૦-૧૨ કલાકના તાપ પછી તેલ શુદ્ધ થાય છે. આયુર્વેદમાં ઘણાં ઉત્તમ તેલો બનાવવાની ક્રિયાઓ છે. નીચે પ્રમાણે મસાલાવાળું સારું તેલ બને છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જયમાસી | તો. ૧૦ | સુગંધી વાળો | તો. ૫ | પાનડી | તો. ૧૦ |
| ખસ | તો. ૧૦ | કપુર કાચલી | તો. ૧૦ | અગર | તો. ૨ |
| નાની એલચી | તો. ૫ | બાલ ચંદન | તો. ૨ | તજ | તો. ૨ |
| રતનજોત | તો. ૧ | લવીંગ | તો. ૨ | કપુર | તો. ૧ |
| | | જીરેનિયમ | તો. ૫ | | |

## તોલ-માપ:

### દેશી સોના રૂપા તોલવાનું કોષ્ટક

૧ ચોખાભાર = ૧ રતી ( ર. )
૩ રતી = ૧ વાલ ( વા. )
૧૬ વાલ = ૧ ગદીઆણો ( ગ. )
૨ ગદીઆણા = ૧ તોલો
૩૨ વાલ = ૧ તોલો

### અંગ્રેજી સાધારણ તોલનું કોષ્ટક

૧૬ ડ્રામ = ૧ ઔંસ
૧૬ ઔંસ = ૧ પાઉન્ડ
૧૪ પાઉન્ડ = ૧ સ્ટોન
૨૮ પાઉન્ડ = ૧ ક્વાર્ટર
૪ ક્વાર્ટર = ૧ હંડ્રવેટ
૨૦ હંડ્રવેટ = ૧ ટન

### અંગ્રેજી દવા માપવાનું કોષ્ટક

૨૦ ગ્રેઇન = ૧ સ્કુપલ
૩ સ્કુપલ = ૧ ડ્રામ
૮ ડ્રામ = ૧ ઔંસ
૧૨ ઔંસ = ૧ પાઉન્ડ

### અંગ્રેજી મહિનાનાં નામ અને દિવસ

૧ જાન્યુઆરી ... ...૩૧
૨ ફેબ્રુઆરી ... ... ૨૮
૩ માર્ચ ... ... ૩૧
૪ એપ્રિલ ... ... ૩૦
૫ મે ... ... ૩૧
૬ જૂન ... ... ૩૦
૭ જુલાઇ ... ... ૩૧
૮ ઑગસ્ટ ... ... ૩૧
૯ સપ્ટેંબર ... ... ૩૦
૧૦ ઓકટોબર ... ... ૩૧
૧૧ નવેંબર ... ... ૩૦
૧૨ ડીસેંબર ... ... ૩૧

**સૂચના :** દર ચોથે વર્ષે ફેબ્રુઆરી મહિનાના ૨૯ દિવસ ગણાય છે. માટે ફેબ્રુઆરીના ૨૮ દિવસ છે કે ૨૯ દિવસ છે, તે જોવાની રીત એ છે કે જે સન આવ્યો હોય તેને ચારે ભાગવા, જો શેષ ન વધે તો તે સનનો ફેબ્રુઆરી ૨૯ દિવસનો જાણવો; ને શેષ વધે તો ૨૮ દિવસનો જાણવો.

[ તોલ માપના કોષ્ટકો માટે જુઓ 'કોષ્ટકો' ]




**થરપારકર** : સીંધમાંનો એક જિલ્લો, એની ઉત્તરે ખૈરપૂર, પૂર્વે જેસલમીર, જોધપુર, પાલણપુર, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે હૈદ્રાબાદ છે. આ જિલ્લામાં સિંધી અને કચ્છ ભાષાનો પ્રચાર વધારે છે. આ જિલ્લો ૧૮૩૪ થી બ્રિટિશ હકુમત તળે છે. ૧૮૫૯ માં બળવા સમયે કર્નલ ઈવન્સે હૈદ્રાબાદ સુધી કૂચ કરી. નગરપારકર જીતી લઇ ત્યાંના રાણાને કેદ કરી, આખો વિસ્તાર બ્રિટિશ કાબૂ નીચે મૂકયો અને રાણાને ૧૪ વર્ષની દેશનિકાલની સજા કરવામાં આવી છે.

આ જિલ્લામાંથી ચોખા, ઘઉં, તેલીબીયાં, ઢોર, ઘેટાં વિગેરે ગુજરાત, પાલનપુર તરફ મોકલાય છે. ચામડાં અને બકરી હૈદ્રાબાદ તરફ, ઘી કચ્છ ભણી અને ગુજરાતમાં, માછલી, મીઠું વગેરે કરાંચી તરફ મોકલાય છે.

આયાત વેપાર રૂ, સૂકો મેવો, રેશમ, શેરડી, તંબાકુનો છે. અને નિકાસ વેપાર ધાન્ય, ઘી, ઢોર અને નીમકનો ચાલે છે. મુખ્ય કારખાનાં ઊનનાં બરનૂસ અને પાકીટ, ઉંટની ઝુલો બનાવવાના છે.

**થાઇમ** : આ એક ફૂલઝાડ છે. એનાં ફૂલ ગુલાબી હોય છે. આ સુગંધી ઝાડ મૂળ ઇટાલી અને સ્પેનમાં થતું હતું. છેલ્લાં ૩૫૦ વર્ષથી ઈંગ્લાંડમાં એ દાખલ થયું છે. એનાં પાંદડાં ખાવામાં પણ ઉપયોગમાં આવે છે.

**થોર** : એને કાંટા હોય છે. હાથીઆ થોરના પાંદડાનું અથાણું થાય છે. એની વાડ ઉત્તમ બને છે. એમાંથી દૂધ પુષ્કળ નીકળે છે. ગોળ થોરમાંથી દૂધ પુષ્કળ નીકળે છે. એના દૂધમાં કેટલાંક રસાયનો અને સોમલની શુદ્ધિ થાય છે.





**દક્ષિણ આફ્રિકાનું સંયુક્ત રાજ્ય:** બ્રિટનનું આ અગત્યનું સ્થાન છે. દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલ, ઓરેન્જ ફ્રીસ્ટેટ અને નેટાલ અને કેપકોલોની ામના વિભાગોનું એ સંયુક્ત રાજ્ય છે. ઈ. સ. ૧૯૦૦માં ંગ્રેજ સરકારે બોઅર લોકોનો પરાજય કરી ત્રાન્સવાલ અને ારેન્જ ફ્રીસ્ટેટ જીતી લીધા હતા. ૧૯૦૯ માં ઉપલા ચાર ભાગોને સંયુક્ત કરી. સંયુક્ત દક્ષિણ આફ્રિકાના રાજ્ય તરી ‌ સ્થાપના કરી હતી. આ સંયુક્ત રાજ્યનું ક્ષેત્રફળ કૂલ ,૭૨,૫૫૦ ચો. માઇલનું છે. તેમાં કેપ ઑફ ગૂડ હોપનું ક્ષેત્રફળ ,૭૭,૧૬૯ ચો. માઈલ, નાતાલનું ૩૫,૨૮૪ ચો. માઈલ, ટ્રાન્સ-ાલનું ૧,૧૦,૪૫૦ ચો. માઇલનું અને ઓરેન્જ ફ્રી સ્ટેટનું ૯,૬૪૭ ચો. માઈલોનું છે. આખા સંયુક્ત રાજ્યની વસતી ૯૨૧માં ૭૦ લાખની હતી. તેમાં ૧૫ લાખ યુરોપિયનો ને ૫૩ લાખ સીદીઓ હતા. લગભગ બે લાખ હિંદીઓ ણ ત્યાં વસે છે. ૧૯૨૧ પછી સીદીઓ અને હિંદીઓની સતી ગણત્રી કરાતી નથી. ૧૯૪૧ માં ત્યાં: વીસ લાખ ુરોપિયનો છે. આર્થિક, રાજકિય અને સામાજીક કુલ ત્તા યુરોપિયનોના હાથોમાં છે. દક્ષિણ આફ્રિકાના યુરોપિયનો ીદીઓ અને હિંદીઓને પશુતુલ્ય ગણે છે. જોહનેસબર્ગ ુખ્ય શહેરની વસતી બે લાખની છે. હિંદીઓને આ રાજ્ય-ાંથી હાંકી કાઢવાની જેહાદ હજી પણ ચાલુ છે.

દક્ષિણ આફ્રિકામાં ઘઉં, મકાઈ, તમાકુ, વગેરે પુરતા પ્રમા-ણમાં થાય છે. જાનવરોમાં ઢોરો ૧ કરોડ, ૫ કરોડ મેંઢાઓ, ાાા કરોડ બકરાંઓ, ૧૦ લાખ ડુક્કરો, ૯ લાખ ઘોડાઓ, ાા લાખ ખચ્ચરો, ૭ લાખ ગધેડાંઓ અને ૩૨,૦૦૦ શાહમૃગો તાં. ૩૧ કરોડ રતલ ઊન પેદા થાય છે. કપાસ પણ ત્યાં હવે ીક પ્રમાણમાં ઉગે છે. શેરડીમાંથી ૪ લાખ ટન ખાંડ બને છે. ાની ખેતી પણ શરૂ થઇ છે. ૨૯ લાખ એકરોમાં જંગલો છે.

દક્ષિણ આફ્રિકામા ઔદ્યોગિક પ્રગતિ સારી છે. કુલ ૭,૭૩૦ ારખાનાંઓ છે. પરંતુ દક્ષિણ આફ્રિકામાં મુખ્ય પેદાસ સોનું અને હીરાઓની છે. ૧૯૩૩ માં પંદર અબજ રૂપિયાનું સોનું નિકળ્યું હતું. (હમણાની કિંમતે ૪૦ અબજ રૂપિયા થાય) કુલ હીરાઓની કિંમત રૂ. ૪ અબજની હતી. કોલસાની કિંમત રૂ. ૧। અબજની હતી. તાંબુ રૂ. ૩૫ કરોડનું અને કલઈ રૂ. ૯ કરોડની નીકળી હતી. ચાંદી પણ ઠીક પ્રમાણમાં (૧૧ લાખ આઉન્સ) નીકળે છે.

દક્ષિણ આફ્રિકામાં ૧૯૩૪ માં કુલ આમદાની પૌંડ ૬,૬૩,૦૪,૪૩૯ ની કિંમતની અને નિકાસ માલની કિંમત પૌંડ ૬,૦૬,૧૯,૧૨૯ હતી.

દક્ષિણ આફ્રિકામાં ૧૪,૦૦૦ માઈલ લાંબી રેલ્વેઓ છે. ૩,૧૭૮ પોષ્ટઓફિસો, ૨,૯૪૪ તારઓફિસો અને ૧। લાખ ટેલીફોનો હતા.

**દમાસ્કસ :** જગતનું આ જૂનું શહેર છે. આરબ ખલીફાઓની એ રાજ્યધાની હતી. હમણાં સીરીઆના આરબ દેશની એ રાજ્યધાની છે. હમણાં આ પ્રદેશ ફ્રાન્સના વાવટા નીચે છે. પરંતુ આરબો સ્વતંત્રતા માટે ભારે પ્રયત્નો કરે છે. દમાસ્કસની વસતી બે લાખની છે.

**ડાન્યૂબ નદી :** આલ્પ્સ પર્વતમાંથી નીકળે છે. લગભગ ૩,૦૦૦ માઇલ લાંબી છે. યુરોપમાં જર્મની, ઓસ્ટ્રીઆ ચેકોસ્લોવેકીઆ, હંગેરી, રૂમાનીઆ, બલ્ગેરીઆ વગેરેમાં થઈ એ નદી કાળા સમુદ્રમાં પડે છે. વેપાર માટે, વાહન વ્યવહાર માટે અને ખેતી માટે એનો ઉપયોગ થાય છે.

**દાર્જિલિંગ :** બંગાળની સરકારનું ઉનાળાનું હવા ખાવાનું મથક હિમાલયમાં આવ્યું છે. હવા શ્રેષ્ઠ છે. અહીંથી કાંચનગંગાનું ઉંચું શિખર સરસ દેખાય છે. વસતિ પર્વત-વાસીઓની છે.

**દ્વારકા :** હિંદની સાત પુરીઓમાંની એક છે. એમાં શ્રીકૃષ્ણે રાજ્ય કર્યું હતું. આથી એ ભારે પવિત્ર મનાય છે. દ્વારકામાં સરસ સ્થાપત્ય તરીકે ત્યાંનું જગતમંદિર છે. એમાં શ્રીકૃષ્ણ ભગવાનની સેવા થાય છે. શ્રી શંકરાચાર્યનું શારદાપીઠનું ધામ પણ એ મંદિરમાં છે. દ્વારકામાં એક સીમેન્ટની મોટી મીલ છે. બંદર સારૂં નથી. ગાયકવાડની માલિકી છે. જામનગર –દ્વારકા રેલ્વેથી આ બંદર જોડાયેલું છે.

**દાંતો :** આપણાં દાંતોની સારી સંભાળ લેવાથી આપણી તંદુરસ્તી સારી રહે છે. દાંત મીઠાના કોગળા કરી હમેશાં સ્વચ્છ રાખવા. દાંત એ શરીરની ઘંટી છે. દાંત સાફ કરવા માટે દાતણ અને કોલસાના ભુક્કા સાથે મેળવેલ બારીક મીઠાનો ઉપયોગ કરવો. બની શકે તો સવારે અને રાત્રે સુતી સમયે દાતણ કરવું.

**દંત મંજન**—સુંઠ, મરી, તજ, લવીંગ, કાથો, માય, હરડે, બાળેલ સોપારી, ચાકનું ચુર્ણ અને કાંટાળા માથાં એનું દંતમંજન સારૂં થાય છે.

**દિલ્હી** : હિંદનું પાટનગર છે. અતિપ્રાચીન શહેર છે. પાંડવોના સમયથી એ પ્રખ્યાત છે. અનેક રાજ્યવંશો એ શહેરમાં રાજ્ય કરી ગયા છે. મોગલ જમાનાનાં અતિસુંદર સ્થાપત્યો આ શહેરમાં છે. કરોડો રૂપિયાને ખર્ચે ન્યુ દિલ્હી હમણાં અંગ્રેજોએ બાંધ્યું છે. એનો જુદો પ્રાંત ચીફ કમિશ્નરના હાથ નીચે છે. ક્ષેત્રફળ ૫૭૩ ચો. માઈલ છે. વસતિ ૯,૧૭,૦૦૦ની છે. હિંદમાં આ એક મુખ્ય વેપાર સ્થાન છે. દિલ્હી અનેક રેલ્વેઓનું જંકશન છે. દિલ્હીમાં ૭ કાપડની મીલો છે. કાપડનું આ મોટું બજાર ગણાય છે. દિલ્હીમાં સાત લોઢાની ફાઉન્ડરીઓ છે. પાંચ ગંજીફાક ગૂંથવાનાં કારખાનાં છે. આઠ એન્જિનીયરિંગનાં કારખાનાં છે. ૧ સીમેન્ટ, ૧ માટી કામ બનાવવાનું, ૧ રસાયનો બનાવવાનું અને ૧ રંગો બનાવવાનું કારખાનું છે. દિલ્હી, મુંબઇ અને કલકત્તાથી ૯૦૦ માઇલના અંતરે છે. હિંદમાં સૌથી મોટું રેલ્વેસંગમસ્થાન છે. હિંદમાં સૌથી મોટી મંડી છે.

**દ્રાક્ષ** : દ્રાક્ષના વેલા થાય છે. દ્રાક્ષ સાધારણ શીત દેશોમાં સારી થાય છે. હિંદમાં વધારે કરીને બલુચિસ્તાન (ચીમન) તરફથી આવે છે. દ્રાક્ષમાં કાળી. કીસમીસ અને અંગુર એવી કેટલીક જાતો હોય છે. દ્રાક્ષ પિત્તશામક અને લોહીવૃદ્ધિ કરનાર છે. પાકી દ્રાક્ષ સ્વરને હિતકારક, મધુર, તૃપ્તિકારક છે. એ ઉત્તમ મેવો છે.

**દેવદાર** : આનાં સુંદર વૃક્ષો બ્રહ્મદેશ, બંગાળ, હિમાલય પર્વત ઉપર મળે છે. હિમાલય પર્વતમાં તો સાત હજાર ફીટની ઊંચાઈ ઉપર એનાં વનો છે, એ ઝાડ ખૂબ ઊંચું થાય છે. એનું આયુષ્ય સો બસો વરસોનું છે. દેવદારનું લાકડું વેપારી કામમાં આવે છે. હજારો ટન લાકડું દર વરસે બજારમાં આવે છે. દેવદારનું લાકડું કોમળ છે. દેવદારના લાકડામાંથી ટર્પેન્ટાઇનનું તેલ બને છે. દેવદાર ઔષધમાં પણ કામ આવે છે. દેવદારનો કાઢો તાવ, અતિસાર અને ઉલ્ટીમાં કામ લાગે છે.

**દૂધદહીં** : એ સર્વોત્તમ ખોરાક છે. બાળકથી તે વૃદ્ધ સર્વને માટે એ અત્યંત અનુકૂળ ખોરાક છે. બિમારી અને આરોગ્યમાં એકસરખું ઉપયોગી છે. પૌષ્ટિક, શક્તિવર્ધક અને સૌની પ્રકૃતિને અનુકૂળ આવે તેવો એ અમૃતમય ખોરાક છે. સર્વ દોષોનો નાશ કરે છે. યુરોપ અને અમેરિકામાં દર મનુષ્ય દીઠ ૫૬ તોલા જેટલી દૂધની સરેરાશ વપરાશ આવે છે. શહેરોમાં ચોકખું દૂધ મળતું નથી. પાણી ભેળવીને વેચે છે.

**દેશી રાજ્યો** : દેશી રાજ્યોની સંખ્યા આમ તો ૫૮૪ ની છે. ત્રણ મોટાં રાજ્યો ૮૨,૬૯૮ ચો. મા. ક્ષેત્રફળ વાળું દક્ષિણમાં હૈદ્રાબાદ, ૮૫,૮૮૫ ચો. મા. નું ઉત્તરમાં જમ્મુ અને કાશ્મીર અને ૭૩,૨૭૮ ચો. મા. નું કલાત. આ મોટામાં મોટાં રાજ્યો, જ્યારે નાનામાં નાનું રાજ્ય બીલ્લારી છે. ત્યાંની વસતિ ૨૭ માણસની અને વાર્ષિક આવક રૂા. ૮૦ની છે.

| દેશી રાજ્ય | ક્ષેત્રફળ ચો. મા. | સરેરાશ વાર્ષિક આવક |
|---|---|---|
| આસામ | | |
| મણિપુર | ૮,૬૩૮ | ૭,૬૮,૦૦૦ |
| બલુચિસ્તાન | | |
| કલાત | ૭૩,૨૭૮ | ૧૪,૪૦,૦૦૦ |
| **૧ વડોદરાનાં અને ગુજરાતનાં રાજ્યો** | | |
| વડોદરા | ૮,૧૬૪ | ૨,૩૮,૩૭,૦૦૦ |
| વાડાસિનોર | ૧૮૮ | ૨,૮૩,૮૨૦ |
| વાંસદા | ૨૧૫ | ૭,૩૮,૦૦૦ |
| બારીઆ | ૮૧૩ | ૧૧,૭૪,૦૦૦ |
| ખંભાત | ૩૯૨ | ૧૩,૦૭,૪૬૨ |
| છોટાઉદેપુર | ૮૯૦ | ૧૧,૨૬,૦૦૦ |
| ધરમપુર | ૭૦૪ | ૮,૭૨,૫૫૧ |
| જવર | ૩૦૮ | ૪,૨૨,૦૦૦ |
| લુણાવાડા | ૩૮૮ | ૫,૬૦,૦૦૦ |
| રાજપીપળા | ૧,૫૧૭ | ૨૫,૫૪,૪૦૬ |
| સચીન | ૪૮૯ | ૩,૭૯,૦૦૦ |
| સંત | ૪૯૪ | ૩,૯૦,૮૧૮ |
| ભૂતાન | ૧૮,૦૦૦ | ૩,૫૦,૦૦૦ |
| **મધ્ય હિંદ (ભોપાળ એજન્સી)** | | |
| ભોપાળ | ૬,૯૨૪ | ૮૦,૦૦,૦૦૦ |
| નરસિંહગઢ | ૭૩૪ | ૭,૪૨,૦૦૦ |
| રાજગઢ | ૯૬૨ | ૧૦,૭૯,૦૦૦ |
| **મધ્ય હિંદ (બૂંદેલખંડ એજન્સી)** | | |
| છતરપુર | ૧,૧૩૦ | ૭,૫૫,૦૦૦ |
| દતિયા | ૯૧૨ | ૧૩,૬૬,૦૦૦ |
| ઓરછા | ૨,૦૮૦ | ૧૩,૮૨,૦૦૦ |
| પના | ૨,૫૯૬ | ૩,૫૦,૦૦૦ |
| **મધ્ય હિંદ (ઇંદોર એજન્સી)** | | |
| ઇંદોર | ૯,૯૦૨ | ૧,૨૬,૪૫,૦૦૦ |
| રેવા | ૧૩,૦૦૦ | ૫૧,૮૦,૦૦૦ |
| **મધ્ય હિંદ (માળવા)** | | |
| બરવાણી | ૧,૧૭૮ | ૧૦,૮૩,૦૦૦ |
| ધાર | ૧,૮૦૦ | ૧૭,૬૦,૦૦૦ |
| ઝાબુઆ | ૧,૩૩૬ | ૪,૨૮,૦૦૦ |
| રતલામ | ૬૯૩ | ૧૦,૦૦,૦૦૦ |
| **પૂર્વનાં રાજ્યો (બંગાળ સ્ટે. એજન્સી)** | | |
| કુચ બિહાર | ૧,૩૧૮ | ૨૬,૯૩,૦૦૦ |
| ત્રિપુરા | ૪,૧૧૬ | ૨૬,૪૪,૦૦૦ |
| મયૂરભંજ | ૪,૨૪૩ | ૨૯,૪૧,૦૦૦ |
| **પૂર્વનાં રાજ્યો (છત્તિસગઢ સ્ટેટ એજન્સી)** | | |
| કલહંડી | ૩,૭૪૫ | ૬,૨૫,૦૦૦ |
| પટણા | ૨,૫૧૧ | ૮,૦૭,૦૦૦ |

### ગ્વાલિયર, બનારસ અને રામપુર

| | | |
|---|---|---|
| ગ્વાલિયર | ૨૬,૩૬૭ | ૨,૬૭,૬૫૦૦૦ |
| બનારસ | ૮૭૫ | ૧૯,૩૮,૩૦૮ |
| રામપૂર | ૮૯૨ | ૪૫,૫૦,૦૦૦ |
| હૈદ્રાબાદ | ૮૨,૬૯૮ | ૮,૪૨,૧૩,૦૦૦ |
| જમ્મુ અને કાશ્મિર | ૮૫,૮૮૫ | ૨,૫૪,૭૯,૦૦૦ |

### કોલ્હાપુર અને દ. રાજ્યો

| | | |
|---|---|---|
| કોલ્હાપુર | ૩,૨૧૭ | ૪૯,૯૦,૦૦૦ |
| ભોર | ૯૧૦ | ૫,૭૦,૦૦૦ |
| જીંજુરા | ૩૭૯ | ૧૧,૬૦,૦૦૦ |
| સાવંતવાડી | ૯૩૦ | ૬,૬૬,૦૦૦ |
| સાંગલી | ૧,૧૩૬ | ૧૫,૩૫,૦૦૦ |

### મદ્રાસનાં રાજ્યો

| | | |
|---|---|---|
| કોચીન | ૧,૪૮૦ | ૮૭,૫૮,૦૦૦ |
| પુદુકોટા | ૧,૧૭૯ | ૨૦,૪૭,૦૦૦ |
| ત્રાવણકોર | ૭,૬૨૫ | ૨,૪૫,૨૮,૦૦૦ |
| મ્હૈસુર | ૨૯,૪૭૫ | ૩,૬૬,૯૬,૦૦૦ |

### સરહદ પ્રાંત

| | | |
|---|---|---|
| ચિત્રાલ | ૪,૦૯૦ | આંકડા મળ્યા નથી |

### પંજાબનાં રાજ્યો

| | | |
|---|---|---|
| બાવલપુર | ૧૬,૪૩૪ | ૪૨.૫૬,૦૦૦ |
| ચંબા | ૩,૧૨૭ | ૯,૧૪,૦૦૦ |
| ફરીદકોટ | ૬૪૩ | ૧૭,૮૪,૦૦૦ |
| ઝીંદ | ૧,૨૬૮ | ૨૫,૨૩,૦૦૦ |
| કપુરથલા | ૫૯૯ | ૩૨,૪૯,૦૦૦ |
| ખેરપુર | ૬,૦૩૦ | ૨૧,૯૯,૦૦૦ |
| મંડી | ૧,૧૩૯ | ૧૨,૦૬,૦૦૦ |
| નભા | ૯૪૭ | ૨૭,૯૧,૦૦૦ |
| પતિઆળા | ૫,૯૪૨ | ૧,૩૮,૭૫,૦૦૦ |

### રજપૂતાના ( રજપૂતાના એજન્સી )

| | | |
|---|---|---|
| બિકાનેર | ૨૩,૩૧૭ | ૧,૨૨,૬૪,૦૦૦ |
| સિરોહી | ૧,૮૬૪ | ૧૦,૦૩,૦૦૦ |
| સિકિમ | ૨,૮૧૮ | ૪,૭૨,૦૦૦ |

### પશ્ચિમ હિંદનાં રાજ્યો

| | | |
|---|---|---|
| ભાવનગર | ૨,૮૧૬ | ૧,૪૭,૭૬,૨૭૩ |
| કચ્છ | ૮,૨૪૯ | ૨૬,૩૩,૨૭૦ |
| ધ્રાંગધ્રા | ૧,૧૬૭ | ૨૩,૦૦,૦૦૦ |
| ધ્રોળ | ૨૮૨ | ૨,૫૨,૭૦૮ |
| ઇડર | ૧,૬૬૯ | ૨૧,૦૦,૦૦૦ |
| જીંજીરા | ૩૭૯ | ૧૦,૦૦,૦૦૦ |
| જૂનાગઢ | ૩,૩૩૭ | ૧,૧૦,૦૦,૦૦૦ |
| લીંબડી | ૩૪૩ | ૭,૮૯,૭૦૭ |
| ગોંડલ | ૧,૦૨૪ | ૫૦,૦૦,૦૦૦ |
| મોરબી | ૮૨૨ | ૫૬,૩૯,૦૦૦ |
| નવાનગર | ૩,૭૯૧ | ૯૨,૬૭,૫૦૭ |
| પાલીતાણા | ૨૮૯ | ૮,૧૨,૦૦૦ |
| પોરબંદર | ૬૪૨ | ૨૦,૦૦,૦૦૦ |
| રાધનપુર | ૧,૧૫૦ | ૫,૮૭,૦૦૦ |
| રાજકોટ | ૨૮૨ | ૧૪,૦૪,૫૯૭ |
| વઢવાણ | ૨૪૨ | ૫,૭૦,૦૦૦ |
| વાંકાનેર | ૪૧૭ | ૭,૩૫,૦૦૦ |

### રજપૂતાના ( પૂર્વનાં ૨૪ રાજ્યો )

| | | |
|---|---|---|
| ભરતપુર | ૧,૯૭૨ | ૩૩,૭૪,૦૦૦ |
| બૂંદી | ૨,૨૨૦ | ૧૨,૧૯,૦૦૦ |
| ઝાલાવાડ | ૮૧૩ | ૭,૩૫,૦૦૦ |
| ધોલપૂર | ૧,૧૭૩ | ૧૫,૭૬,૦૦૦ |
| કરૌલી | ૧,૨૪૨ | ૭,૨૧,૦૦૦ |
| કોટા | ૫,૬૮૪ | ૪૭,૯૩,૦૦૦ |

### રજપૂતાના ( જયપુર એજન્સી )

| | | |
|---|---|---|
| અલ્વર | ૩,૧૫૮ | ૩૪,૦૪,૦૦૦ |
| કીશનગઢ | ૮૫૮ | ૭,૫૦,૦૦૦ |
| ટોંક | ૨,૫૫૩ | ૨૨,૪૯,૦૦૦ |
| જયપુર | ૧૬,૬૮૫ | ૧,૩૪,૬૩,૦૦૦ |
| શાહપુરા | ૪૦૫ | ૪,૩૨,૦૦૦ |

### રજપૂતાના ( મારવાડ અને દ. રજપૂતાનાનાં રાજ્યો)

| | | |
|---|---|---|
| બસવાડા | ૧,૯૪૬ | ૪,૧૩,૦૦૦ |
| ડુંગરપૂર | ૧,૪૬૦ | ૬,૩૭,૦૦૦ |
| પ્રતાપગઢ | ૮૮૯ | ૫,૮૭,૦૦૦ |
| ઉદેપૂર | ૧૨,૭૫૩ | ૭૩,૩૨,૦૦૦ |

### પંજાબ હિલ સ્ટેટ્સ્

| | | |
|---|---|---|
| બરાર | ૩,૪૩૯ | ૪,૨૫,૦૦૦ |
| વિલાસપુર | ૪૫૩ | ૨,૯૦,૦૦૦ |
| સિરમૂર (નાહન) | ૧,૧૦૦ | ૧૭,૫૦,૦૦૦ |
| તેહરી-ગઢવાલ | ૪,૫૦૨ | ૨૦,૩૪,૦૦૦ |

### રજપૂતાના ( પશ્ચિમ રજપૂતાનાનાં રાજ્યો )

| | | |
|---|---|---|
| દાંતા | ૩૪૭ | .૨,૦૧,૦૦૦ |
| જેસલમીર | ૧૬,૦૬૨ | ૪,૩૪,૦૦૦ |
| જોધપુર | ૩૬,૦૭૧ | ૨,૫૮,૩૨,૦૦૦ |
| પાલણપુર | ૧,૧૭૪ | ૧૧,૩૪,૦૦૦ |



**નજદ અને હજાજનું રાજ્ય:** અરબસ્તાનમાં આ સૌથી મોટું અને બળવાન રાજ્ય સૌદી અરેબીઆનું સામ્રાજ્ય કહેવાય છે. અબ્દુલરહિમાન અબદુલઅજીજ અલસાદે આ રાજ્યનો પાયો નાંખી પોતાના પુરુષાર્થથી આખું સામ્રાજ્ય જીતી લીધું છે. એ વાહબી પંથનો મોટો રાજા છે. નજદ અને હજાજ એ બે મોટા દેશોમાંથી નજદની વસતિ ૩૦,૦૦,૦૦૦ અને હજાજની વસતિ ૧૫,૦૦,૦૦૦ની છે. આ બંને વિભાગ રેતીના રણમય છે. એમાં ખેતીવાડી ઘણી જુજ છે. મુખ્ય પેદાશ ખજુર, ઘઉં, જવ, ઊંટના દૂધ, ઘી અને ફળો થાય છે. વસતિ બહુ બહાદુર પણ ગરીબ છે. રણમાં બીદું જાતના આરબોની અનેક જાતો રખડે છે. હજાજના મુખ્ય શહેરો મક્કા અને મદીના મુસ્લિમોનાં અત્યંત પવિત્ર તિર્થસ્થળો છે. મક્કા મદીનાની હજ કરવી એ મુસ્લિમોને માટે ફરજિયાત છે. જીદ્દા એ મક્કાનું બંદર છે. આ રાજ્ય ખૂબ પછાત છે. એની પેદાશ ખેતી, અર્થશાસ્ત્ર, આયાત અને નિકાસના આંકડાઓ મળતા નથી. સુકો પ્રદેશ, ખડતલ વસતિ અને ઉદ્યોગોરહિત આ દેશ છે રાજ્યની મુખ્ય પેદાશ (૧) મુસ્લિમ યાત્રીઓ (૨) બ્રિટિશ સરકારની આર્થિક મદદ (૩) અમેરિકાએ શોધેલા તેલના કુવાઓમાંથી થાય છે. મકાન વસતિ ૧,૩૦,૦૦૦ની છે. એમાં પયગંબર સાહેબ જન્મ્યા હતા. વેપાર ઘણોખરો ઊંટોની વણઝારો મારફતે ચાલે છે. હમણાં રસ્તાઓ બાંધવાનું શરૂ થયું છે.

**નદીઓ (હિંદની):** હિંદની નદીઓ અતિ પવિત્ર ગણાય છે. એમને કાંઠે તિર્થસ્થળો આવ્યાં છે.

(૧) સિંધુ હિમાલય પર્વતમાંથી નીકળીને પંજાબમાં વહે છે. અહીં એને પાંચ નદીઓ જેલમ, રાવી, બિયાસ, સતલજ અને ચીનાબ મળે છે. પંજાબથી એ સિંધમાં ૫૪૩ માઇલ લાંબી વહીને અરબીસમુદ્રમાં મળે છે. તે ૧,૭૦૦ માઇલ લાંબી છે. સકરબેરેજ નામે મોટો બંધ બાંધીને પચીસ કરોડ રૂપિયાને ખર્ચે એના ઉપર નહેરો બંધાય છે. સિંધુમાં સ્ટીમરો અને વહાણો ચાલે છે.

(૨) ગંગા નદી—હિંદની આ સૌથી પવિત્ર નદી હિમાલયમાંથી નીકળે છે. આ નદી ૧,૫૦૦ માઇલ લાંબી છે. હરદ્વાર, કાશી, મીરજાપુર થઇ એ બંગાળામાં વહે છે. ત્યાં બંગાળના ઉપસાગરમાં આ નદી મળી જાય છે. યમુના, ગોગ્રા, ગંડકી તથા સોણ નદી એની મોટી શાખાઓ છે. કલકત્તા પણ ગંગા ઉપર આવ્યું છે. ખેતી માટે નહેરો અને વેપાર માટે સ્ટીમરો અને બોટો એમાં ચાલે છે.

(૩) બ્રહ્મપુત્રા—હિમાલયના દક્ષિણમાં નીકળી સાન્પો નામથી એ ટિબેટ અને આસામમાં વહી બંગાલમાં પ્રવેશ કરે છે. ગંગા સાથે બંગાળમાં મળી બ્રહ્મપુત્રા પદ્મા નામ ધારણ કરે છે. બંગાળના અખાતમાં એ મળી જાય છે. ખેતીની નહેરો અને વ્યવહારની દૃષ્ટિએ ઉપલી બે નદીઓ વધારે ઉપયોગી છે. બ્રહ્મપુત્રા ૧,૬૮૦ માઇલ લાંબી છે. આસામમાં એનો પુરતો ઉપયોગ થતો નથી.

(૪) નર્મદા—એ ૯૦૦ માઇલ લાંબી નદી અમરકટકના પહાડમાંથી નીકળી જબલપુર થઇ ગૂજરાતમાં ભરૂચ વગેરે ઠેકાણેથી આગળ વધીને પશ્ચિમમાં સમુદ્રને મળે છે.

(૫) કાવેરી—૭૦૦ માઇલની લાંબી નદી કૂર્ગના પર્વતોમાંથી નીકળી માઇસોરમાં ખેતી અને જળવિદ્યુતશક્તિ ઉત્પન્ન કરીને મદ્રાસ પ્રાંતમાં આગળ વધે છે.

આ સિવાય કૃષ્ણા, તાપી, ગોદાવરી, મહાનદી એ પણ મોટી નદીઓ છે. આ નદીઓને કિનારે મોટાં શહેરો વસ્યાં છે.

**નરેન્દ્રમંડળ:** નરેન્દ્રમંડળ ૧૯૨૧ ના ફેબ્રુવારી માસમાં ડ્યુક ઓફ કોનાટે ખુલ્લુ મૂક્યું હતું. દર વરસે એ મંડળની એક બેઠક નિયમિતપણે વૉઇસરોયના હાથે ખૂલે છે. ૩૩ થી ૩૫ સભ્યોની સ્ટેન્ડિંગ કમિટી નિમાય છે. એની મુદત બે વરસની છે. નરેન્દ્રમંડળનો ચેન્સલર કોઇપણ રાજા ચૂંટી કઢાશે. આ ચૂંટણી સ્ટેન્ડિંગ કમિટી કરશે. હમણાં ભોપાલના નવાબ ચેન્સલર છે. નિઝામ, માઇસોર, વડોદરા જેવાં મોટાં રાજ્યો એમાં પૂરાં મળ્યા નથી.

**નવાનગર (જામનગર):** આ રાજ્યનું ક્ષેત્રફળ ૩,૭૯૧ ચો. માઇલનું છે. વસતિ ૫,૦૪,૦૦૬ ની છે. કચ્છના અખાતના કિનારે આ રાજ્ય આવ્યું છે. એના રાજ્યકર્તા દિગ્વિજયસિંહજી જાડેજા રાજપૂત છે. આ રાજ્યની પેદાશ હમણાં ૯૨,૦૦,૦૦૦ ની ગણાય છે. રાજ્ય ખેતી પ્રધાન છે. રાજ્ય પાસે નાનાં મોટાં ૩૨ બંદરો છે. પરંતુ ત્રણેક ચાલુ છે. પરદેશોથી આવતા માલની જકાતની મોટી પેદાશ છે. ખેતીની પેદાશમાં

કપાસ, બાજરો, ઘઉં, ચણા અને જુવાર છે. જામનગર રાજ્ય પાસે ૫૧ માઈલ લાંબી રેલ્વે રાજકોટ સુધી છે, જામનગર શહેરની વસતિ ૭૦,૦૦૦ ની છે. એ શહેર મોટા રસ્તાઓ અને સરસ બાંધકામો ધરાવે છે. પરદેશોથી ખાંડ, કેરોસીન, ધાતુઓ, દિવાસળી, કાપડ, વિજળીક સામાન આવે છે. બ્રિટિશ કસ્ટમ્સની ભારે જકાતનો લાભ આ રાજ્યને મળે છે. સસ્તા રેલ્વે નૂરથી પરદેશોનો માલ દિલ્હી સુધી મૂકી શકાય છે. હિંદી સરકારે હવે જકાત બાબત રાજ્ય સાથે સમાધાન કર્યું છે. નીચે પ્રમાણે રાજ્યનો વેપાર છે.

| | ૧૯૩૯-૪૦ | ૧૯૪૦-૪૧ |
|---|---|---|
| આમદાની | ૧૨૧.૬૪ હજાર રૂ. | ૩૫૪૩ હજાર રૂ. |
| નિકાસ | ૮૯.૧૨ ,, | ૧૫૮૬ હજાર રૂ. |

નિકાસમાં કપાસ, ઊન, સીંગદાણા, ઘી વગેરે છે. રાજ્યમાં મોટાં ઉદ્યોગો નથી.

**નવું બંધારણ :** આખા હિંદને મધ્યસ્થ સરકાર સાથે જોડાઇ જવાનું આમંત્રણ મળ્યું હતું, પણ હજુ આનું કંઇ જ પરિણામ આવ્યું નથી.

ફેડરલ પાર્લામેન્ટના બે ભાગો કરવામાં આવ્યા છે. સભાસદોની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. આ ફેડરલ એસેમ્બ્લીમાં પ્રાંતિક પાર્લામેન્ટે ચૂંટી કાઢેલા બ્રિટિશ હિંદના ૨૫૦, પ્રતિનિધિ અને ૬૫૦ દેશી રાજ્યોમાંથી ૧૨૫ પ્રતિનિધિઓ છે.

કાઉન્સિલ ઓફ સ્ટેટ, બીજી રાજસભા કે જેમાં ૧,૦૦,૦૦૦ મતદારોએ ખાસ બ્રિ. હિંદના ૧૫૬ પ્રતિનિધિઓ તથા ૬૫૦ દેશી રાજ્યોમાંથી ૧૦૪ પ્રતિનિધિઓ છે. તેના ૧/૩ સભ્યો દર ત્રણ વર્ષે નિવૃત્ત થશે.

આ ઉપરાંત (૧) સિંધને મુંબઇથી છૂટું પાડી દેવામાં આવ્યું છે અને બિહારથી ઓરિસ્સા જુદો પાડવામાં આવ્યો છે.

આ પ્રાંતો ઉપર ગવર્નરની સત્તા છે. તેમને સહાય કરે એવું પ્રધાનમંડળ પણ રચવામાં આવ્યું છે. મદ્રાસ, મુંબઇ, બંગાળ, સંયુક્ત પ્રાંત, બિહાર રેલ્વે સંચાલન માટે 'રેલ્વે ઓથોરીટી તેમ જ 'રેલ્વે ટ્રીબ્યુનલની' સ્થાપના કરવામાં આવી છે.

આખા હિંદ માટે જે ફેડરલ કોર્ટની સ્થાપના કરવામાં આવી છે. તેમાં એક મુખ્ય જજ તેમ જ બીજા જરૂર પડે એટલા જજ નીમવામાં આવેલા છે. ગવર્નરની સત્તા નીચેના પ્રાંતોને વસતિના પ્રમાણમાં મતાધિકાર ૩ ટકાથી ૧૪ ટકા સુધી વધારી આપવામાં આવ્યો છે. તેમ જ પુખ્ત વયની ઉમ્મરનાને ૨૭ ટકા મતાધિકાર મળે છે. લગભગ ૩ કરોડ આઠ લાખનો મતાધિકાર છે.

**નવો સ્ટેન્ડર્ડ ટાઇમ :** તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૪૨ થી યુદ્ધને અનુકુળ રહે માટે હિંદી સરકારે હિંદના ઘડીઆળોમાં નવો ટાઇમ એક કલાક વહેલો મૂકયો છે. આ ટાઇમ ગ્રીનિચ સમયથી ૫½ કલાક, મધ્ય યુરોપના સમય કરતાં ૪½ કલાક આગળ છે. આપણા પ્રાંતોના ખરા સમયથી નવા ટાઈમનો ફેરફાર નીચે મુજબ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આસામ, બંગાળ-નવા સમયથી | | ૬૦ | મિનિટ | આગળ | વધે છે. |
| કલકત્તા | ,, | ૨૪ | ,, | ,, | ,, |
| દિબ્રુગઢ | ,, | ૫૧ | ,, | ,, | ,, |
| શિલોંગ | ,, | ૩૮ | ,, | ,, | ,, |
| અલ્હાબાદ | ,, | ૨ | ,, | પાછળ | રહે છે. |
| મદ્રાસ | ,, | ૯ | ,, | ,, | ,, |
| લાહોર | ,, | ૩૩ | ,, | ,, | ,, |
| મુંબઇ | ,, | ૩૯ | ,, | ,, | ,, |
| પેશાવર | ,, | ૪૪ | ,, | ,, | ,, |
| કરાંચી | ,, | ૬૨ | ,, | ,, | ,, |

**નહેરો :** હિંદમાં હિમાલયમાંથી અનેક નદીઓ વહે છે. એ સર્વે નદીઓમાંથી સરકારે ખેતીવાડી માટે અનેક નહેરો બાંધી છે. હિંદમાં ૭૦,૦૦૦ માઇલ જેટલી નહેર બાંધી છે. ઇ. સ. ૧૯૩૬-૩૭ માં ૫ કરોડ ૨૦ લાખ એકર જમીનમાંથી ૨ કરોડ અને ૮૦ લાખ એકર નહેરો મારફતે, ૬૦ લાખ એકર તળાવોથી, ૧ કરોડ ૨૦ લાખ એકરો કૂવામાંથી અને ૬૦ લાખ એકરોને બીજા સાધનોથી પાણી પાવામાં આવે છે, ઉત્તર હિંદુસ્તાનમાં અને મદ્રાસમાં નદીઓનું પાણી નહેરો ચારે તરફ બાંધી જમીન પાવામાં આવે છે, બીજા ભાગોમાં જ્યાં વરસાદનું પાણી એકઠું થઇ શકે, ત્યાં મોટા પુસ્તા બાંધીને મોટાં તળાવો પાણીથી ભરી એમાંથી નહેરોને વાટે ખેતીને પાણી પીવરાવે છે, એ પાણી પૂરું પાડવા માટે સરકાર ખેડૂતો પાસેથી કર લે છે. સિંધમાં સક્કર બેરેજની નહેરો છે. સિંધની કુલ જમીનમાંથી ૭૩.૩ ટકા નહેરોના પાણીથી પીએ છે. પંજાબમાં ૪૪.૧ ટકા, બંગાળમાં ૬.૧ ટકા, મધ્યપ્રાંત અને વિદર્ભમાં ૪.૨ ટકા અને મુંબઇમાં માત્ર ૩.૯ ટકા જમીન નહેરોના પાણીથી પીએ છે. નહેરોમાંથી સરકારને સારું વ્યાજ મળે છે. નહેરો ઉપર હિંદી સરકારે ૧૫૪ કરોડ રૂપિયા ખર્ચ્યા છે. ૧૯૩૯—૪૦ માં નહેરોને લગતા આંકડા નીચે મુજબ છે.

| | |
|---|---|
| નહેરો તથા શાળાઓના માઇલો | ૧૯,૭૯૯ |
| સીંચાઇવાળી જમીન એકર | ૨,૮૨,૯૨,૯૩૮ |
| રોકાયેલ મુડી રૂ. | ૧.૫૩,૮૯,૪૨૪૩૩ |
| આવક રૂ. | ૧૦,૦૩,૪૮,૬૫૬ |
| મુડી પર આવક | ટકા ૬.૫૨ |

**નાક :** સુંઘવાને માટે પરમાત્માએ નિર્મિત કરેલું શરીરનું એ એક મુખ્ય અંગ છે. એને હમેશાં સાફ રાખી અંદરના ભાગમાં તેલ લગાડવું. નાકમાં અતિ સૂક્ષ્મ યંત્રો ગોઠવ્યાં છે. શ્વાસોશ્વાસ લેવાનું એ સાધન છે. નાકનાં યંત્રો બગડવાથી પીનસ, નાકનો છોડ અને સળેખમ શરદી જેવાં રોગો થાય છે.

**નાગપુર :** મધ્ય પ્રાંતનું એ મુખ્ય શહેર છે. અહીં ગવર્નર, હાઇકોર્ટ અને યુનિવર્સીટી આવ્યાં છે. નાગપુરના પ્રાંતનું ક્ષેત્રફળ ૩,૮૩૪ ચો. માઇલનું અને વસતિ ૧૦,૬૧,૬૨૪ની છે. વરસાદ સરેરાશ ૩૬ ઇંચ પડે છે. સાતપુડા પર્વત ઉપરના જંગલોમાં સાગ અને બીજાં લાકડાંઓ મળે છે. કપાસ, ઘઉં, જુવારના પાકો થાય છે. મેંગેનિઝની ધાતુ આ પ્રાંતમાં નીકળે છે. આ જીલ્લામાં નારંગીના પુષ્કળ બગીચા છે. આખા હિંદમાં નિકાસ થાય છે. નાગપુર શહેરમાં બે કાચનાં કારખાનાં છે દિવાસળીનું એક કારખાનું અને એક માટીનાં વાસણો બનાવવાનું કારખાનું છે. એક મોટી કાપડની તાતા કંપનીની મીલ પણ એ બંગાળ-નાગપુર રેલ્વેનું નાગપુર મોટું જંકશન છે

**નાગરવેલનાં પાન :** મુખવાસની વસ્તુ તરીકે હિંદમાં આ પાન ચાવવાનો સર્વત્ર રિવાજ છે. અનેક જાતનાં નાગરવેલનાં પાનો થાય છે. લોકો પાન ચાવતાં થૂંકે છે. એ સાર્વત્રિક સ્વાસ્થ્યને માટે ખરાબ ટેવ છે. પાનમાં વૈદ્યકિય ગુણો વીર્ય વૃદ્ધિકર, રુચિકર અને કાંતિકર છે. એનું અતિસેવન દાંતના રોગો, નેત્રના રોગો કરે છે.

**નાણાનું વજન :** ૧ રૂપિયો ચાંદીનો, ૧ તોલો = ૧૮૦ ગ્રેન. ૦॥ રૂપિયો, ચાંદીનો ૦॥ તોલો = ૯૦ ગ્રેન. ૦| રૂપિયો ચાંદીનો (૧૦ વાલ) ૦| તોલો = ૪૫ ગ્રેન. બે આની નિકલની ½ તોલો, ૯૦ ગ્રેન. ચાર આની નિકલની = ૧૦૫ ગ્રેન. ૧ આની નિકલની ½ તો. ૬૦ ગ્રેન. કાંસાનો પૈસો, ૭૫ ગ્રેન.

**નાતાલ:** ઈ. સ. ૧૯૧૦ માં આ પ્રદેશને દક્ષિણ આફ્રિકાના સંયુક્ત રાજ્યમાં જોડી દેવામાં આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૩૫,૨૮૪ ચો. માઈલનું છે. ઈ. સ. ૧૯૨૧માં વસતિ ૧૪,૨૯,૭૯૩ ની હતી. તે પછી હિંદી અને સીદી વસતિની ગણત્રીનું કામ બંધ કરાયું છે. ૧॥ લાખ યુરોપિયનો આ પ્રદેશમાં વસે છે. હિંદીઓ વિરૂદ્ધ પણ સખ્ત કાયદાઓ ઘડાય છે. જુદા રહેવાનાં લત્તાઓ, જુદા રેલ્વેના ડબ્બાઓ, જુદાં વેપારનાં સ્થાનો વગેરે ટ્રાન્સવાલની ખરાબ પદ્ધતિઓ અહીં પણ દાખલ કરવામાં આવી છે. શિક્ષણ માટે પણ યુરોપિયનો સારૂ ખાસ બંદોબસ્ત છે. નાતાલની પ્રાંતિક સરકારનું ખર્ચ ૧૪॥ લાખ પૌન્ડનું અને પેદાશ ૧૪| લાખ પૌન્ડની છે. શેરડીના મોટા વિસ્તારો આ પ્રાંતમાં છે. લગભગ ૪ લાખની ખાંડ પેદા થાય છે. ફળો, શાક, મકાઈ ઠીક પ્રમાણમાં થાય છે, મુખ્ય શહેર ડરબનની વસતિ ૧,૫૧,૬૪૨ ની છે. આ પ્રાંતમાં કોલસો અને બીજાં ખુરતરો ઠીક પ્રમાણમાં નીકળે છે. યુરોપિયનો આ દેશ પોતાના માટે જ રાખવા માગે છે.

**નાભાનું રાજ્ય :** પંજાબમાં આવેલું આ દેશી રાજ્ય ૧,૦૦૦ ચો. માઇલમાં આવ્યું છે. એની વસતિ ૩॥ લાખ જેટલી છે. રાજ્યકર્તા શીખ અને ભાષા પંજાબી વપરાય છે. ખેતી મુખ્ય છે. ઘઉં, ચણા, બાજરો, કઠોર પેદા થાય છે. આ રાજ્યમાં નોર્થ વેસ્ટર્ન રેલ્વે અને બી. બી. સી. રેલ્વે લાઇનો છે. મોટા ઉદ્યોગો કાંઈ નથી. નાના ઉદ્યોગોમાં જિન, પ્રેસ, તેલ પીલવાનાં કારખાનાં વગેરે છે.

**નારંગી :** આ ફળ નાગપુર જીલ્લામાં અને આસામના શીલ્હટ જીલ્લામાં ઘણાં થાય છે. આ ફળ સ્વાસ્થ્યને માટે ઉત્તમ છે. રોગીને પણ ખાવા આપી શકાય છે. પરંતુ નારંગીની ખાટી જાત રોગીને અપાતી નથી. નારંગીના ગુણો રુચિકર, સારક, બળપ્રદ, સુગંધી અને સ્વાદુ છે. નારંગી ખાવામાં સ્વાદિષ્ટ, દેખાવમાં સુંદર, સુગંધમાં મધુર અને સ્પર્શ કરવામાં શિતળ છે.

**નાહવું ( સ્નાન ) :** આપણા શરીરને સ્વચ્છ રાખવા માટે દરરોજ સ્નાન કરવું જોઇએ. નાહવાનો યોગ્ય વખત સૂર્યોદય પહેલાનો છે. નાહવા સમયે અંગ ચોળીને નાહવું જોઇએ. ચામડી ઉપર મેલ રહે તો ચામડીનાં પરસેવા નીકળવાનાં બારિક છિદ્રો પુરાઈ જવાથી ચામડીના રોગો થાય છે, અઠવાડિયામાં એક કે બે વખત સાબુ ચોળીને નાહવું જોઇએ. ઉનાળામાં વધારે વખત સાબુનો ઉપયોગ કરવો. શિયાળામાં ગરમ પાણીથી નાહવું. સમયે આંખ, નાક અને સાંધાવાળા ભાગોને ઘસીને મેલ સાફ કરી નાંખવો. માથા ઉપર ગરમ પાણી નાંખવું નહિ. વિખ્યાત ડૉક્ટરોનું કહેવું છે કે "ભૂલ્યે-ચૂકયે પણ એક કળશો ગરમ પાણી માથા ઉપર નંખાયું હોય, તો માથા ઉપર એક ગાગર ઠંડુ પાણી રેડવું જોઇએ." પગનાં આંગળાઓમાં ભરાયેલ મેલ પણ સાફ કરવો. બિમાર, અશક્ત, રોગી અને તાવ વાળા માણસે નાહવું નહિ. પરંતુ ગરમ પાણીમાં કપડું ભીંજવી નીચોવીને અંગો સાફ કરવાં. નાહવા પછી સુકા ટુવાલથી શરીર લુછીને સુકું બનાવવું. નાહવા પછી તરત જમવું નહિ. નાહવાથી શરીર હળવું અને સ્ફુર્તિવાળું બને છે. તરવાની કસરત એ સર્વોત્તમ કસરત છે. દરેક માણસે તરવાનું શીખવું જોઇએ.

**નિકાસ અને આયાતના પરદેશો :** નિકાસ આયાત કયા કયા દેશો તરફ કેટલી થાય છે. તેના ટકા:

**નિકાશના ટકા—**

| દેશ | ૧૯૩૮-૩૯ | ૧૯૩૯-૪૦ | ૧૯૪૦-૪૧ |
|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૩૪.૩ | ૩૫.૫ | ૩૨.૯ |
| જર્મની | ૫.૦ | ૧.૭ | ૦ |
| જાપાન | ૮.૮ | ૬.૬ | ૪.૬ |
| યુ. સ્ટેટ્સ | ૮.૪ | ૧૨.૭ | ૧૬.૧ |
| ફ્રાન્સ | ૩.૬ | ૩.૭ | ૨.૩ |
| નેધરલેન્ડ | ૨.૨ | ૧.૨ | ૦.૨ |

**આયાતના ટકા—**

| દેશ | ૧૯૩૮-૩૯ | ૧૯૩૯-૪૦ | ૧૯૪૦-૪૧ |
|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૩૦.૫ | ૨૫.૨ | ૨૨.૯ |
| જર્મની | ૮.૫ | ૪.૦ | ૦.૧ |
| જાપાન | ૧૦.૧ | ૧૧.૭ | ૧૩.૭ |
| યુ. સ્ટેટ્સ | ૬.૪ | ૯.૦ | ૧૭.૨ |
| ફ્રાન્સ | ૦.૯ | ૦.૯ | ૦.૪ |
| નેધરલેન્ડ | ૦.૯ | ૦.૯ | ૦.૩ |

## નિકાસ અને આયાતની મુખ્ય વસ્તુઓ:

હિંદમાંથી કાચો માલ મુખ્યત્વે નિકાશ થાય છે. તેમાં મુખ્ય કાચી વસ્તુઓ ૧૯૪૧-૪૨માં નીચે મુજબ નિકાશ થઇ હતી.

| વસ્તુ | કિંમત (એક હજાર રૂ.માં) |
|---|---|
| શણ | ૧,૦૪,૧૭૩ |
| શણની વસ્તુઓ | ૫,૩૮,૮૧૫ |
| ચા | ૩,૯૫,૭૨૩ |
| અનાજ, દાળ, આટો | ૧,૦૪,૨૬૪ |
| લાખ | ૪૯,૧૭૪ |
| ચામડું કાચું | ૪૭,૩૪૭ |
| શાક ફળફૂલ | ૩૦,૬૪૪ |
| તમાકુ | ૨૨,૦૦૧ |
| રબર પાકુ | ૧૧,૩૦૫ |

| | |
|---|---|
| કપાસ | ૧,૭૫,૪૧૦ |
| કપાસનું કાપડ | ૩,૬૦,૭૮૩ |
| તેલ દાણા | ૧,૦૫,૦૨૮ |
| ચામડું પાકું | ૬૬,૨૫૦ |
| ઊન કાચીપાકી | ૩૩,૯૧૭ |
| તેલ | ૨૦,૩૭૨ |
| રબર કાચી | ૭,૮૭૭ |
| તેજાના | ૧૧૩.૦૫ |
| ખોરાકીની વસ્તુઓ | ૭૯.૪૬ |
| જગ્યા બાંધવાનાં સાધનો | ૬૮.૨૦ |
| માછલીઓ | ૬૦.૨૯ |
| સફેદ ભીંડી (શણ) | ૯૬.૫૩ |
| કાથો | ૭૬ ૪૩ |
| દવા ઓષધીઓ | ૬૦.૯૮ |
| ગુંદર, રાબ | ૫૨.૨૭ |

આ સિવાય બીજા નાના નાના પદાર્થો દરેક ૫૦ લાખ રૂપિયાની નીચેની કિંમતના કોફી, બૂટ, ખાંડ વગેરે અનેક પરદેશો ખાતે ચડે છે. હાડકાં, રેશમ, જાનવરો એવી એવી પચીસેક વસ્તુઓની નાની નિકાશ આમાં ગણી નથી.

**આયાત વેપારની વસ્તુઓ**—પરદેશોથી હિંદમાં મુખ્ય પાકા પદાર્થોની વસ્તુઓ ૧૯૪૧-૪૨ માં આયાત થઈ હતી તેની નોંધઃ—

| વસ્તુ | કિંમત (એક હજાર રૂ.માં) |
|---|---|
| કપાસ અને કાપડ | ૨,૨૧,૧૫૪ |
| અનાજ, દાળ, આટો | ૧,૫૦,૨૦૩ |
| યંત્રો મોટાં | ૧,૨૮,૬૫૩ |
| રંગો | ૫૭,૭૧૭ |
| યંત્રો નાનાં | ૫૧,૫૭૮ |
| ઊન અને ઊનનું કાપડ | ૪૬,૯૯૮ |
| કાગળ અને પુંઠા | ૩૫,૫૩૨ |
| મિલો માટે પાટા | ૬,૭૮૬ |
| કાચની વસ્તુઓ | ૬,૫૫૦ |
| બનાવટી રેશમ | ૩૪,૮૯૭ |
| લાકડું લાકડ કામ | ૨૮,૭૫૨ |
| દારૂ | ૨૭,૭૭૬ |
| ખોરાકીની વસ્તુઓ | ૨૬,૫૦૮ |
| તમાકુ | ૨૫,૫૭૧ |
| તેજાના | ૨૫,૧૬૬ |
| લોઢું | ૨૨,૧૨૭ |
| રબરની બનાવટો | ૨૧,૮૨૪ |
| ક્યુબીન | ૬,૪૬૭ |
| સ્ટેશનરી | ૫૭.૩૩ |
| રેશમ અને રેશમી કાપડ | ૧૫,૫૩૧ |
| ચાની પેટીઓ | ૧૪,૯૯૮ |
| રંગો | ૧૨.૩૧૧ |
| ફળો સુકાં | ૧૧,૪૨૨ |
| ખાંડ | ૧૧,૨૧૧ |
| મીઠું | ૧૦,૭૫૪ |
| શૃંગારનાં દ્રવ્યો | ૯૮,૦૨ |
| મિલ્કતો બાંધવાના પદાર્થો | ૮,૬૩૨ |
| ચરબી | ૫,૦૦૨ |

આ સિવાય હથિઆરો, ચોપડીઓ, ચીનીકામ, દિવાસળી અને એવી એવી ૩૦ વસ્તુઓ દરેક ૫૦ લાખથી ને પાંચ લાખની કિંમતની આયાત કરાય છે.

**નિકાસ આયાતના આંકડાઓ**: હિંદના પરદેશ ખાતેના નિકાશ અને આમદાનીના ત્રણ વરસોના આંકડા નીચે મુજબ છે. આ આંકડા ૧૦૦૦માં છે.

| વરસ | નિકાશ (રૂ. ૧૦૦૦માં) | આયાત (રૂ. ૧૦૦૦માં) |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૨૦,૩૯,૨૧૨ | ૧૬,૫૨,૯૨૧ |
| ૧૯૪૦–૪૧ | ૧૮,૬૮,૯૯૪ | ૧૫,૬૬,૭૨૧ |
| ૧૯૪૧–૪૨ | ૨૩,૭૫,૭૬૩ | ૧૭,૯૨,૯૬૬ |

વિશ્વયુદ્ધને લીધે નિકાશ વધી છે. આયાત ઘટી છે.

**નિઝામનું રાજ્ય**: હિંદનું આ સૌથી મોટું રાજ્ય દક્ષિણમાં આવ્યું છે. એનું ક્ષેત્રફળ ૮૨,૬૯૮ ચો. માઈલનું છે. વસતિ ૧,૬૩,૩૮,૫૩૪ની છે. પેદાશ ક્ષા કરોડ રૂપિયાની છે. રાજ્યમાં ધંધો ખેતી પ્રધાન છે. ખેતીમાં ઘઉં, ચોખા, કપાસ, બાજરી, જુવાર વગેરે થાય છે. કપાસ નીચે ૩૧ લાખ એકર, ૬ાા લાખ એકર ચોખા, ૧૨ાા લાખ એકર ઘઉં નીચે ૩ાા લાખ એરંડીઆ, ૧૬ાા લાખ એકર સીંગદાણા, ૪ાા લાખ એકર અળસી નીચે છે. કુલ ૩૫,૦૦૦ ચો. માઇલ નીચે છે. રાજ્યમાં કોલસો ૧૨ લાખ ટન નીકળે છે. બીજી ધાતુઓ પુષ્કળ છે. પણ સર્વે નિયમિત થઈ નથી. નિઝામસાગરના મોટા બંધમાંથી નહેરો વાટે ખેતીને પાણી પાવામાં આવે છે.

રાજ્ય ઉદ્યોગોમાં પછાત ગણાય. ૭ કાપડની મીલોમાં ૨,૬૯૪ લુમો અને ૧,૨૪,૩૦૮ સ્પીન્ડલ છે. ૨૭૨ જિનો અને પ્રેસો છે. આટાની મીલો, ચર્માલય અને રંગની મીલ છે. ગૃહઉદ્યોગો પુષ્કળ છે. દારૂ, નળીઆ અને સાબુના કારખાના છે. નિઝામની પોતાની રેલ્વે, પોતાના સિક્કા અને પોતાની ચલણી નોટો છે.

**નિમક**: મીઠું, સિંધવ એ ગરીબોને માટે અતિ આવશ્યક પદાર્થ છે. એની પેદાશ અને આમદાની ઉપર સરકારી જકાત દર મણે રૂ. ૧ા છે. હિંદમાં કરાંચી ખાતે ત્રણ મોટાં કારખાનાંઓ છે. કાઠિયાવાડમાં નવલખી, ખારાઘોડા ખાતે કારખાનાં છે. સિંધવની ખાણો સરકારની છે. કુલ પા કરોડ ટન મીઠું હિંદમાં દર વરસે ખપે છે. ૧૯૪૧-૪૨માં પરદેશો ખાતેથી ૨,૬૨,૦૦૦ ટન મીઠું રૂ. ૪૮ લાખનું આયાત કરાયું હતું. તેના આગળના વરસે એટલે ૧૯૪૦–૪૧માં ૨,૦૭,૦૦૦ ટન કિંમત રૂ. ૪૮ લાખ રૂપિયાનું આવ્યું હતું. એડનથી કુલ ૧,૪૫,૦૦૦ ટન નિમક આવ્યુ હતું. બંગાળ પરદેશી મીઠાનું મુખ્ય ગ્રાહક છે. ઇજિપ્તથી પણ મીઠું આયાત કરાવે છે. ૧૯૪૧ માં હિંદમાં દરિઆઇ મીઠાની કુલ પેદાશ ૧૮ લાખની હતી.

**નેધરલેન્ડસ્ :** હોલાન્ડ અથવા નેધરલેન્ડનો પ્રદેશ યુરોપમાં આવ્યો છે. એના રહેવાસીઓ ડચ લોકો ભારે સાહસિક પ્રજા છે. શાહીવાદી પ્રજાના પોતાના દેશ કરતાં ઘણો વધારે પ્રદેશ જગતમાં મેળવ્યો છે. તેમાં યુરોપનો એનો પ્રદેશ જર્મનીએ જીતી લીધો છે. પેસિફિક મહાસાગરના એના મોટા સુંદર બેટો જાપાને જીતી લીધા છે. રાણી વિલ્હેમીના હમણાં રાજ્ય વગરની લંડનમાં બેઠી છે. નેધરલેન્ડના સમૃદ્ધ રાજ્યનું યુરોપમાં ક્ષેત્રફળ માત્ર ૧૨,૫૭૯ ચો. માઇલનું અને વસતિ ૮૩ લાખની છે. દર ચો. માઇલે ૬૬૦ માણસો જેટલી ગીચ વસતિ રહે છે. ૪૮ ટકા વસતિ શહેરોમાં અને પરાં કે ગામડામાં રહે છે. મુખ્ય શહેર આમસ્ટરડામની વસતિ ૮ લાખની છે. રોટરડામની ૬ લાખની છે. વસતિનો મોટો ભાગ પ્રોટેસ્ટંટ ખ્રિસ્તિ ધર્મ પાળે છે. શિક્ષણ પ્રાથમિક ફરજિયાત અને મફત છે. પાંચ વિશ્વવિદ્યાલયો છે. પ્રજા સાક્ષર છે. પ્રજાના ગરીબ, અશક્ત, વૃદ્ધ અને બાળકને રાજ્ય આર્થિક મદદ આપી નિભાવે છે. રાજ્યની કુલ પેદાશ ૧૯૩૫માં ૬૫ કરોડ ૩૧ લાખ ગિલ્ડરની હતી. ખર્ચ ૭૮ કરોડ ૨૯ લાખનું હતું. કરજ ૨।।। અબજ ગિલ્ડરનું હતું. સૈનિક નોકરી અર્ધ ફરજિયાત જેવી છે. ખેતીમાં ઘઉં, જવ, તમાકુ, બટેટા, ખાંડનો બીટ વગેરે થાય છે. નેધરલેન્ડ પાસે ૩ લાખ ઘોડાં, ૫ લાખ મેંઢાં, ૨૦ લાખ ડુક્કરો અને ૨૭ લાખ ઢોરો હતાં.

દર વરસે હોલાન્ડમાં કોલસો ટન ૧૧ કરોડ પેદા થાય છે. દારૂની ભઠ્ઠીઓ અને તમાકુનાં કારખાનાં હતાં. માછીમારનાં કામ માટે ૩,૩૦૩ વહાણો રોકાયાં હતાં. દર વરસે ૦।।। કરોડ ગિલ્ડરની કિંમતની માછલીઓ પકડાય છે.

ડચ લોકો જબરા વહાણવટીઆ છે. એમની પાસે કુલ ૧,૪૦૭ નાની મોટી સ્ટીમરો હતી. આખા દેશમાં સાગરના પાણીની નહેરો બાંધીને વહાણો ચલાવાય છે. ૪,૬૬૦ માઇલ નહેરો દેશમાં છે. હોલાન્ડ સાગર કરતાં બહુ નીચો દેશ છે. એટલે સાગરના પાણી અટકાવવા પહોળી દિવાલો બાંધી તેના ઉપર રાજમાર્ગો બાંધ્યા છે. આવા ૩,૦૦૦ માઇલ લાંબા રાજમાર્ગો છે. નેધરલેન્ડમાં ૨,૨૫૦ માઇલની ટ્રામ્વે, ૨,૨૫૦ માઇલની રેલ્વેઓ છે. ૨,૨૫૭ તાર ઓફિસો હતી. બેન્કો પણ ઘણી છે. એક પૌન્ડના ૧૨ ગિલ્ડર થાય. લોકો ધનવાન અને ઉચ્ચ સંસ્કૃતિ ભોગવે છે. આખા યુરોપ અને એશિયામાં એમની વેપારી વિમાની લાઇનો છે.

**નેપલ્સ :** ઇટાલીનું આ મોટું બંદર અને શહેર જ્વાળામુખી પર્વત વિસુવીઅસની તળેટીમાં આવ્યું છે. હમણાં પણ વિસુવીઅસ ફાટયો હતો. નેપલ્સની વસતિ ૭ લાખની છે. એ મોટું વેપારધામ અને સાગરકાફલાનું મથક છે. હમણાં જર્મનો પાસેથી સાથી રાજ્યોએ આ જીતી લીધું છે.

**નેપાલ :** હિંદમાં આ એક જ સ્વતંત્ર હિંદુ રાજ્ય છે. હિમાલય પર્વતમાં એ આવ્યું છે. સીકીમ અને ટિબેટની સરહદે આ દેશ આવ્યો છે. મહારાજા સીસોદીઆ વંશના હિંદુ રાજા છે. પણ રાજ્યની કુલ સત્તા વડા પ્રધાન જુધા સમશેરજંગના હાથોમાં છે. મહારાજા માત્ર સન્માન મેળવવા પુરતા જ છે. અહીંની પ્રજા ગુરખા છે. કેટલીક જાતો હિંદુ અને કેટલીક બુદ્ધ ધર્મી છે. પ્રજાનો મોટો ભાગ મોંગોલીઅન એટલે પીળી પ્રજાનો છે. નેપાલમાં પશુપતિનાથનું મોટું શીવમંદિર છે. રાજધાની ખટમંડુમાં છે. શીવરાત્રિના ત્રણ દિવસો સુધી હિંદુઓને પ્રવેશની છૂટ છે. બાકી કોઈ પરદેશીને નેપાલમાં આવવા બંધી છે. માત્ર એક જ બ્રિટિશ રેસીડેન્ટ અને થોડા સિપાઇઓને ખટમન્ડુમાં રહેવા આપે છે.

નેપાલનું ક્ષેત્રફળ આશરે ૫૪,૦૦૦ ચો. માઇલોનું છે. જમીન ઘણીખરી પર્વતમય છે. વસતિ આશરે ૬૦ લાખની ગણાય છે. હિંદી સૈન્યોમાં ગુરખા મોટી રકમમાં જોડાય છે. એઓ સારા લડવૈયા છે. જાપાનિઝોની પેઠે ગુરખાઓ ટુંકા કદના પણ મજબૂત હોય છે. નેપાલની સરકારની વાર્ષિક પેદાશ આશરે ૧।। કરોડ રૂપિકાની ગણાય છે. મુખ્ય શહેર ખટમન્ડુની વસતિ ૮૦,૦૦૦ ની છે. નેપાલનું સૈન્ય અર્ધા લાખ માણસોનું ગણાય છે. આ પર્વતમય વિભાગમાં રસ્તાઓ બહુ થોડા છે. લોકો પીઠ ઉપર માલ ઉપાડી જાય છે. રેલ્વે જુજ છે. હિંદ સાથે મોટો વેપાર છે. નેપાળમાં સરસ જંગલો છે. પણ રસ્તાઓ વગર એનો વિકાસ થઈ શકતો નથી. સંયુક્ત પ્રાંતના રેક્ષાલ સ્ટેશનેથી નેપાળના અમ્રુલકગંજ સુધી પચીસ માઇલની રેલ્વે છે. અમ્રુલકગંજથી ભીમફેડી સુધી ૨૭ માઇલના રસ્તા ઉપર મોટર બસ ચાલે છે. ત્યાંથી ધારસીંગ ૧૪ માઇલ સુધી ઊંચે દોરડાઓનો રસ્તો (Ropeway) બાંધી માલ મોકલાય છે. નેપાળનો ચાંદીનો સીક્કો ૬ આના ૮ પાઈની કિંમતનો ગણાય છે. રૂપિયાનું પણ ચલણ છે. નેપાળમાં પર્વતમય જમીન હોવાથી ખેતી મુશ્કેલ અને થોડી છે.

**નેવી** ( સાગર કાફલો ): હિંદ મધ્યે થોડી નાની મનવારો રાખવામાં આવતી હતી. એમાં હિંદને ખર્ચે ૨ ભાગ અંગ્રેજ અધિકારીઓ અને એક ભાગ હિંદી અમલદારોને લેવામાં આવતા હતા. હિંદ ગ્રેટ-બ્રિટનને દરિયાઇ રક્ષણ માટે દર વરસે ૧,૬૭,૦૦૦ પૌન્ડ આપે છે. કરાંચી ખાતે અને મુંબાઈ ખાતે સાગરતાલીમ આપવાને માટે તાલીમની સ્ટીમરો રાખવામાં આવી છે. પરંતુ હમણાં વિશ્વમહાયુદ્ધ ચાલે છે. એટલે આ સમયે હિંદી કાફલાની જરૂર પડવાથી એનો વિકાસ કરવામાં આવ્યો છે. કરાંચી ખાતે ઉમેદવારોના શિક્ષણ માટે ગોઠવણ કરાઈ છે. યુદ્ધ સમયે એની વિગતો પ્રસિદ્ધ થઈ શકે તેમ થઇ નથી.

**નેશનલ લિબરલ ફેડરેશન :** હિંદી નેતાઓનું આ મંડળ છે. એઓએ ઇ. સ. ૧૯૧૮માં હિંદી મહાસભામાંથી છૂટા થઇને સ્વતંત્ર મંડળ સ્થાપ્યું છે. એમાં જૂના અને જાણીતા મહાસભાવાદીઓ છે. એઓ અસહકાર કે સત્યાગ્રહમાં માનતા નથી. સરકારને ઠરાવો અને ભાષણો દ્વારા હંફાવીને સ્વરાજ લેવું છે. એમનાં વાર્ષિક અધિવેશનો મળે છે. જનતાનો સાથ લિબરલોને નથી. એઓમાં કેટલાક હિંદના બુદ્ધિમાન નેતાઓ છે.

**નોટોના ચલણનો ફુગાવો :** હિંદમાં મહાયુદ્ધ પહેલાં માત્ર ૧।। અબજ રૂપયાની નોટો ચલણમાં ફરતી હતી. પરંતુ મહાયુદ્ધ માટે આફ્રિકા, આસામ અને બીજાં પૂર્વમાં અંગ્રેજી અમેરિકન સૈન્યોને માટે જોઇતી વસ્તુઓ પૂરી પાડવાનું મધ્યબિંદુ હિંદ થયું છે. આથી બ્રિટિશ સરકાર માટે હિંદી સરકાર એના એજન્ટ તરીકે ખોરાકી, પોષાકી, જ્યૂટના કોથળા, પોલાદ એને અનેક ચીજો ખરીદ કરે છે. આથી બ્રિટિશ સરકારને

હિંદી સરકારને મોટી રકમનાં નાણાં હિંદમાં પહોંચતાં કરવા પડે. પરંતુ યુદ્ધમાં રોકાયેલ બ્રિટન આ નાણાં નિકાશ વેપાર દ્વારા પાછાં આપી શકે તેમ નથી. સોનું પણ તેને મોટી રકમ આપતું નથી.

બ્રિટિશ સરકાર આવા મોટા ઉપાડને બદલે લંડનમાં હિંદી સરકારને પૌન્ડની ચલણની ચલણી નોટો આપે છે. તે નાણું હિંદમાં પાછું ફેરવવાનો કાંઈ માર્ગ નથી. વિલાયતની બેન્ક ઑફ ઈંગ્લેન્ડમાં આ નાણું જમે પડયું રહે છે. આથી બ્રિટિશ સરકારને ઈંગ્લેન્ડમાં નાણાંનો ફુગાવો અટકાવવા સરસ સાધન મળે છે. હિંદી સરકારને આ લંડનમાં પડેલા નાણાંની સામે ચલણી નોટો છાપીને મોટા પ્રમાણમાં આપવી પડે છે. આપણું લંડનમાં જે સ્ટર્લિંગ એટલે પૌન્ડમાં કરજ હતું, તે હવે ભરપાઈ થઇ ગયું છે. હિંદમાં આવી રીતે ચલણમાં નોટોનો મોટો ફેલાવો થવાથી રૂપિયાનો ભાવ રૂા. ૦-૬-૦ જેટલો થઈ વસ્તુઓનો ભાવ તેટલા જ પ્રમાણમાં વધી ગયો છે. આથી હિંદમાં ભારે મોંઘવારી થઇ છે.. ચલણમાં નોટો કેટલી વધી છે. તે નીચેના આંકડાઓ દેખાડે છે:

| સમય | છાપેલી કુલ નોટો | ચલણમાં કુલ નોટો | લંડનમાં અનામત રખાયેલી જામીનગીરીઓ |
|---|---|---|---|
| ઑગસ્ટ ૧૯૩૯ | ૨૧,૬૭૮ લાખ | ૧૭,૮૮૯ લાખ | ૫,૯૫૦ લાખ |
| ૧૯૩૯-૪૦ સરેરાશ | ૨૧,૭૭૫ ,, | ૨૦,૮૮૬ ,, | ૭,૮૩૨ ,, |
| ૧૯૪૦-૪૧ ,, | ૨૫,૮૭૭ ,, | ૨૪,૧૬૨ ,, | ૧૨,૯૯૭ ,, |
| ૧૯૪૧-૪૨ ,, | ૩૨,૦૬૩ ,, | ૩૦,૮૪૬ ,, | ૧૬,૫૮૩ ,, |
| ૧૯૪૩ ની ૨૨ મી જાન્યુઆરી | ૬૦,૫૧૬ ,, | ૫૯,૦૭૨ ,, | ૩૫,૫૮૩ ,, |
| ૧૪૪૪ ના મે માસ | ૯૫,૦૦૦ ,, | ૯૦,૫૦૦ ,, | ૯૦,૦૦૦ ,, |

હિંદી સરકાર બ્રિટિશ સરકારની પરતંત્ર સરકાર છે, આથી એ કાંઇ બોલી શકતી નથી. થોડા માસો થયા બ્રિટિશ સરકાર ટ્રાન્સવાલ પાસેથી સોનું સસ્તા ભાવે ખરીદ કરી અતિ મોંઘા ભાવે હિંદના બજારમાં વેચી મોટો નફો મેળવે છે. હિંદમાં આ નોટોના ચલણના ફુગાવાથી મોટું નુકશાન થાય છે. પરિણામે હિંદની પ્રજા આ મહારોગથી આક્રાન્ત થઈ પડી છે. એમાંથી નીકળવાનો છુટકો તરત પણ દેખાતો નથી.

**નોટોનું ચલણ :** હિંદમાં હમેશાં લગભગ રૂપિયા ૧ાા અબજની નોટો ચલણમાં રહે છે. પરંતુ હમણાં યુદ્ધને લીધે નોટોનું ચલણ દશ અબજ રૂપિયાનું થયું છે. નોટોનો વહિવટ હિંદી સરકારની વતી રીઝર્વ બેન્ક કરે છે. રૂ. ૧, રૂ. ૨, રૂ. ૫, રૂ. ૧૦, રૂ. ૧૦૦, રૂ. ૧,૦૦૦ અને રૂ. ૧૦,૦૦૦ ની નોટો ફેલાવામાં છે. પરંતુ રૂા. ૧-૨ ની નોટો ચલણમાંથી ખેંચી લેવાશે. કાગળોનો ભાવ સરકારને મોંઘો પડે છે. આ સિવાય ચલણમાં ત્રાંબાનો પૈસો, નીકલના એક આના, બે આના, ચાર આના ફરે છે. રૂપિયો રૂપાંનો છે. પરંતુ તેમાંથી રૂપું ઘટાડી હવે માત્ર આઠ આના જ રાખેલ છે. ચલણની નોટો છાપવાનું કારખાનું નાશક ખાતે છે. રૂપિયા અને પરચુરણ રોકડ ધાતુના નાણાંના સીક્કા મુંબઇ અને કલકત્તાની ટંકશાળોમાં છપાય છે. નોટો સામે સરકાર પાસે ૩૫ કરોડનું સોનું તથા બાકી ૯૭૫ કરોડ રૂપિયા જેટલું નાણું બ્રિટિશ સરકાર ઉપર લેણું છે.

**નોબલપ્રાઈઝ :** આલ્ફ્રેડ નામે સ્વીડનના એક શોધકે ડાઇના માઇટ નામના ભયંકર સ્ફોટક દારૂગોળાને શોધી તેમાંથી ગંજાવર દોલત ભેગી કરી. એણે ૨,૪૦,૦૦,૦૦૦ કરોડ રૂપિયા જુદા કાઢી એક વિદ્વાનોની સમિતિને સોંપ્યા. તેના વ્યાજમાંથી સાહિત્ય, વિશ્વહિત, વિજ્ઞાન વગેરેની પ્રગતિમાં જેણે સરસ ફાળો આપ્યો હોય તેવા વિદ્વાનને રૂા. ૧,૧૫,૦૦૦નું વાર્ષિક ઈનામ આપવાની ગોઠવણ કરી. હિંદમાં આ ઈનામ મેળવનારાઓમાં ઇ. સ. ૧૯૧૬માં શ્રી. રવિન્દ્રનાથ ટાગોર અને ૧૯૩૦માં પદાર્થવિજ્ઞાન માટે સર ચંદ્રશેખર રમણને મળ્યું છે. બીજું એક ઈનામ હૈદ્રાબાદના એક મુસ્લિમ પ્રૉફેસરને મળ્યું છે, પણ તે પ્રસિદ્ધ નથી.

**નોર્વે :** યુરોપનું આ રાજ્ય હમણાં જર્મનીએ જીતી લીધું છે. એ પર્વતમય પ્રદેશ છે, ત્યાંનો મહારાજા હૈકો સાતમો હમણાં નાસી લંડનમાં બેઠા છે. પાર્લમેન્ટનું ચલણ વધારે છે. એનું ક્ષેત્રફળ ૧,૨૪,૫૫૬ ચો. માઇલનું છે. વસતિ ૨૮,૧૪,૧૯૪ની છે. મુખ્ય શહેર ઓસ્લોની વસતિ ૨ાા લાખની છે. વસતિના ૩૦ ટકા ખેતીમાં, ૨૭ ટકા ઉદ્યોગોમાં, ૧૦ ટકા વેપારમાં, ૧૦ ટકા વાહન વ્યવહારમાં, ૭ ટકા માછીમારો તરીકે કામ કરે છે. ખ્રિસ્તી સંપ્રદાયનો પ્રોટેસ્ટંટ પંથ મુખ્યત્વે પળાય છે. ગરીબ, અશક્ત, વૃધ્ધો, બાળકોને રાજ્ય આર્થિક મદદ આપે છે. રાજ્યની પેદાશ કુલ ૧૯૮૫માં ૩૮ કરોડ ક્રોનરની અને અને ખર્ચ પણ તેટલું જ હતું. દોઢ અબજ ક્રોનરનું રાજ્ય ઉપર કરજ છે. રાજ્યમાં સૈનિક નોકરી ફરજિયાત છે. રાજ્ય પાસે નાનો મનવારી કાફલો પણ હતો. હમણાં અંગ્રેજોના હાથમાં ગયો છે. નોર્વેમાં ઊંચા પર્વતો અને તેના ઉપરથી સાગરમાં પડતા પાણીના ધોધો ખૂબ દર્શનિય છે. મધ્યરાત્રિએ ઊગતો સૂર્ય પણ પરદેશીઓને આકર્ષે છે. ખીણોમાં ખેતી કરે છે. પણ પાકો નાના હોવાથી ગીચ વસતિ આ દેશમાં થતી નથી. નોર્વેમાં ૨ લાખ ઘોડા, ૧૩ લાખ ઢોરો, ૧૭ લાખ બકરાં અને ૧૩ લાખ ઘેટાં હતાં. ૩૦,૦૦૦ ચો. માઇલમાં કિંમતી જંગલો આવ્યાં છે. રાજ્યમાં થોડી ચાંદી, હલકો કોલસો, તાંબુ, એલ્યુમિનીઅમ, નીકલ, કાંસુ, સીસું મળે છે. માછીમારનો ઉદ્યોગ ૭૦,૦૦૦ માણસોને કામ આપે છે. કુલ ૬,૩૪૭ કારખાનામાં ૧ લાખ મજૂરો કામ કરે છે. યંત્રો, તેલ, સાબુ, કાગળ, કપડાં બનાવવાના ઉદ્યોગો છે. વિજળીનાં યંત્રો પણ બને છે. વાર્ષિક આમદાની ૬૬ કરોડ ક્રોનરની અને નિકાશ પણ ૫૬ કરોડ ક્રોનરની હતી. નોર્વે પાસે ૧૯૭૪ સ્ટીમરો અને ૧૫૦ વહાણો હતાં, એ સૌ જર્મન-અંગ્રેજોમાં વહેંચાઈ ગયાં છે. નોર્વેમાં ૨,૪૬૭ માઇલની રેલ્વે, પોસ્ટ અને તાર ઓફિસોની

સંખ્યા ૨,૭૫૧ છે. વાયરલેસનાં ૪૭ સ્ટેશનો છે. વિમાની વ્યવહાર પણ ઠીક ખીલ્યો છે. પોતાની બેંકો પણ છે. ફ્રાનની કિંમત એક શિલિંગ અને ૧ 1/2 પેન્સ ગણાય છે. લોકો ઉદ્યમી અને ખડતલ છે.

**ન્યુગીની ( પાપુઆ )** : ન્યુ ગીનીનો આ ભાગ બ્રિટિશ વાવટા નીચે છે. આનો વિસ્તાર ૮૭,૭૮૬ ચો. માઇલનો અને વસતિ ૨,૭૫,૦૦૦ ની છે. પાપુઅન દેશીઓ બહુ જ નીચા કદના એટલે ૪॥ ફીટ ઉંચા હોય છે. પોર્ટ મોરેસ્બી મુખ્ય શહેર છે. આ વિભાગમાંથી સોનું, ચાંદી નિકળે છે. નિકાશમાં કોપરાં ૮,૦૮૨ ટન, સોનું ૧૯,૪૫૬ ઔંસ, રબર ૬૪૮ ટન છે.

**ન્યુગીની ( બ્રિટિશ )**: પેસિફિકના ઉત્તર પશ્ચિમ ભાગમાં ૯૩,૦૦૦ ચો. માઇલના ક્ષેત્રફળનો વિસ્તાર ધરાવે છે. ઑસ્ટ્રેલિયાની સરકારને પ્રજાસંઘે કારભાર માટે આ મોટા બેટનો એક વિભાગ આપ્યો છે. એની વસતિ ત્યાંના દેશીઓની ૪,૫૧,૬૨૪ ની હતી. આ સિવાય અંગ્રેજો ૩,૦૫૬, ચીનાઓ ૧,૪૨૪, ડચ ૨૪૯, જર્મનો ૪૦૪, અમેરિકનો ૧૪૨ અને જાપાનિઝો ૪૫ હતા. દેશી વસતિમાં ૨॥ લાખ તદ્દન જંગલી હાલતમાં છે. હિંદમાંથી અને બીજા ભાગો-માંથી મજૂરો મંગાવી નારિએળ વગેરેની વાવણી કરવામાં આવે છે. દેશીઓ જંગલી ફળો, માછલીઓ અને કંદો ખાઇને ઝાડો ઉપર માળા બાંધીને રહે છે. ન્યુ ગીનીમાં હમણાં ભયંકર યુદ્ધ જાપાનિઝો અને અમેરિકન તથા ઑસ્ટ્રેલીઅનો વચ્ચે દોઢ વરસ થયા ચાલે છે. આથી આ ભાગમાં નવા રસ્તાઓ, વિમાનગૃહો અને રેલ્વેઓ, સૈન્યોની સગવડો માટે બંધાઇ છે. આ પછાત ભાગનો ઔદ્યોગિક વિકાસ થયો નથી. મુખ્ય શહેર રબાલ જાપાનિઝોનું મુખ્ય મથક છે.

**ન્યુઝીલાન્ડ** : ઓસ્ટ્રેલિયા પાસેના આ બેટોમાં અંગ્રેજોએ સંસ્થાન સ્થાપી એને ભારે આબાદ બનાવ્યું છે. એ સંસ્થાની દરજ્જો ભોગવે છે. આ સર્વ બેટો ૧,૧૦૦ માઇલ લાંબા પહોળા છે. એનો સાગર કિનારો ૩,૦૦૦ માઇલ લાંબો છે. ઑસ્ટ્રેલિયાથી ૧,૨૦૦ માઇલ દૂર પૂર્વમાં આવેલો છે. એનું ક્ષેત્રફળ ૧,૦૩,૭૨૨ ચો. માઇલોનું છે. એ બેટોમાં ૧૫,૪૮,૯૫૫ યુરોપિયનો વસે છે. તેમાં મૂળ વસતિ ૭૩,૨૫૯ માઓરી પણ સાથે ગણ્યા છે. મુખ્ય શહેર ઑકલેન્ડની વસતિ ૨,૨૧,૩૦૦ની છે. ન્યુઝીલાન્ડની હવા એટલી સરસ છે કે ત્યાં વસનારાઓ આખા જગતમાં સૌ પ્રજાઓથી દીર્ઘજીવી ગણાય છે. શિક્ષણ સાર્વજનિક અને ફરજિયાત છે. લોકહિત માટે ખૂબ પૈસા ખર્ચાય છે. અશક્ત, બિમાર, વૃધ્ધો અને બાળકોને આર્થિક મદદો અપાય છે, ૧॥ કરોડ એકરોમાં જંગલો છે. ૨ કરોડ એકરમાં ખેતી થાય છે. મુખ્ય પાકો ઘઉં, ઓટ અને જવના છે. ખેતી સરસ અને શાસ્ત્રીય છે. ૨॥। લાખ ઘોડા, ૪૩ લાખ ઢોરો, ૩ કરોડ ઘેટાં અને ૬॥ લાખ બકરાં છે. માખણ અને ઊન એ આ દેશની મુખ્ય પેદાશ છે. સોનું ૧,૭૭,૨૪૧ ઔંસ, ચાંદી ૪,૧૦,૦૬૧ ટન પાઉન્ડ, કોલસા ૨,૦૦,૦૦૦૦ ટન પેદા થાય છે. રાજ્ય સમૃદ્ધ છે. હમણાં જાપાન સામેના યુદ્ધમાં એણે એકાદ લાખ યુવાનોને મૂકયા છે. ૧,૫૩૮ માઇલ રેલ્વે છે. યુરોપિયન સિવાય બીજા દેશોની વસતિને પ્રવેશબંધી છે.

**ન્યુ ફાઉન્ડલેન્ડ** : અમેરિકાની પાસે આ ટાપુઓ છે. એનું ક્ષેત્રફળ ૪૨,૭૮૪ ચો. માઇલ અને વસતિ ૨,૮૫,૮૬૩ની છે. બ્રિટિશ માલિકી છે. વસતિનો મુખ્ય ધંધો માછીમારોનો છે. છે. નિકાસમાં માછલીઓ ૫૦ લાખ ડૉલરની, કાગળો અને કાગળોનો માવો ૧॥ કરોડ ડૉલર, લોઢાની ધાતુ ૩૨ લાખ ડૉલરની હતી. ૭૦૪ માઇલ રેલ્વેઓ હતી.

**ન્યુયોર્ક** : અમેરિકા ( યુ. સ્ટેટ્સ ) નું સૌથી મોટું બંદર જગતનું વસતિમાં બીજા નંબરનું શહેર છે. એની વસતિ ૭૦ લાખની ગણાય છે. ધનસમૃદ્ધિમાં એ પહેલો નંબર ભોગવે છે. બેટ ઉપર બાંધેલા આ શહેરમાં સૌથી ઉંચા ગગન-ચુંબિત મકાનો અને કરોડાધિપતિઓ છે. બે લાખ એકરનો એનો વિસ્તાર છે.






**પટણા :** હિંદના ચક્રવર્તિ મૌર્યોનું રાજ્યધાનીનું આ શહેર અતિપ્રાચીન છે. ગંગાનદી ઉપર આવેલું આ શહેર ઈસ્ટ ઇન્ડિયા રેલ્વેનું મોટું જંકશન છે. બિહારની રાજ્યધાની અને ગવર્નર તથા યુનિવર્સિટીનું સ્થાન છે. એની વસતિ ૧,૫૯,૬૯૦ની છે. પટના પાસે ગંગા, ગંડકી અને સોણ નદીઓનું સંગમ થાય છે. મુખ્ય વેપાર અનાજ, મીઠું અને દાળોની આમદાની નિકાસનો છે. મુખ્ય ઉદ્યોગોમાં કાપડ, તેલની મીલો અને આટાની મીલો છે. ગૃહઉદ્યોગો પણ ઠીક છે. પટણા પ્રાંતની વસતિ ૧૮ાા લાખની અને ક્ષેત્રફળ ૨,૧૧૪ ચો. માઈલોનું છે. વરસાદ ૫૦ ઇંચ દર વરસે સરેરાસે પડે છે. હીંદી, ઉર્દૂ અને બિહારની ભાષાઓ મુખ્ય છે, ગુજરાતી થોડા વેપારીઓ ત્યાં છે.

**પતીઆલા :** પંજાબનું આ શીખ રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૫,૯૨૯ ચો. માઇલનું અને વસતિ ૧૯,૩૬,૨૫૭ની છે. લોકો પંજાબી ભાષા વાપરે છે. આ દેશી રાજ્યમાં ૧૪ શહેરો છે. જેમાં રાજ્યધાની પતીઆલાની વસ્તિ ૧ લાખથી ઓછી છે. રાજ્યની પેદાસ ૧ કરોડ રૂપિયા ઉપર છે. રાજ્યમાં કુલ ૩૮ લાખ એકરોમાં વાવણી થાય છે, તેમાં ૪૨ લાખમાં જંગલો છે. ઘઉં ૪ા લાખ એકર, ચણા ૪ા લાખ એકર, મકાઇ ૧૦ લાખ એકર, જવ એક લાખ એકર, જુવાર ૬૦ હજાર એકર અને તેલનાં બીયાં ૧ લાખ એકરમાં હતાં. નિકાસમાં ઘંઉ, આટો, મકાઇ, જવ, ચોખા અને તેલીબીયાં છે. ઉદ્યોગોમાં શણની મીલ છે. સીમેન્ટની મીલ પણ સ્થપાઈ છે.

**પથ્ય અથવા પરેજી :** મનુષ્યને અયોગ્ય આહારવિહારથી રોગો થાય છે. માટે નિયમસર ભૂખ લાગે તેટલા જ પ્રમાણમાં ખોરાક લેવો જોઇએ. વિશેષ ખોરાક લેવાથી અજીર્ણ થાય છે અને અજીર્ણમાંથી અનેક રોગોની ઉત્પત્તિ થાય છે. આપણી હોજરી ઉપાડી શકે તે કરતાં વધારે ખાવાથી પેટમાં દુઃખાવો, અતિસાર અને બીજા કેટલાય રોગો થાય છે. આથી રોગોના નિવારણાર્થે ઔષધો અને તેની સાથે પથ્ય પાળવાની જરૂર છે. તાવ અને બીજા રોગોમાં પ્રવાહી અને હલકો ખોરાક ખાવાની જરૂર છે. જુદા જુદા રોગો ઉપર જુદી જુદી જાતનાં પથ્ય પાળવાં પડે છે. પણ સામાન્ય રીતે દૂધ, ફળફૂલ, જવનું પાણી પથ્ય તરીકે આપવામાં આવે છે. ફળોમાં પણ મોસંબી નારંગી વગેરે પાણીવાળાં ફળો ઉત્તમ પથ્ય ગણાય છે. દૂધ જ્યારે પચતું નથી, ત્યારે અર્ધા અથવા એથી ઓછા પાણીવાળું દૂધ અપાય છે. સાદી ચા પણ પથ્ય તરીકે ઘણી વખતે અપાય છે. મીઠાઈ, તળેલી વસ્તુઓ, પાપડ, મિલમાં દળાયેલો લોટ, વિશેષ ખાંડનું સેવન, ચણા અને અડદની બનાવેલી વસ્તુઓ એવી એવી ભારે ખોરાક તરીકે ગણાય છે. જે મનુષ્ય ખાવા પીવામાં નિયમિત અને મધ્યમસર હોય છે, તેની તંદુરસ્તી હંમેશાં સારી રહે છે અને ડૉકટરનું ઘર તેને જોવું પડતું નથી.

**પનામા નહેર :** એ નહેર ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે આટલાન્ટિક અને પેસિફિક મહાસાગરને જોડવા બાંધવામાં આવી છે. આથી સ્ટીમરોને ૭ હજાર માઇલોનો ફેરો બચી જાય છે. આ નહેર ઇ. સ. ૧૯૧૪માં બંધાઈ હતી. એની લંબાઇ ૫૦ાા માઇલોની છે, એ ૪૫ ફીટ ઊંડી છે, એની પહોળાઈ ૩૦૦ ફીટની છે. સ્ટીમરોને નીચે ઊંચેના પાણીમાં લઇ જવા એમાં યંત્રો ગોઠવ્યાં છે. એના ઉપર ૧ અબજ રૂપિયા એટલે ૭ા કરોડ પૌન્ડ ખર્ચ થયો છે. પનામાના નાના રાજ્યમાં એ આવી છે.

**પરદેશી થાપણ (હિંદમાં) :** હિંદમાં યુરોપીઅનોએ કોલસાની ખાણો, જ્યૂટની મિલો, એન્જિનીયરિંગનાં કારખાનાંઓ અને બીજા ઉદ્યોગોમાં મળી ૫૦ કરોડ પોંડ એટલે ૬૫૦ કરોડ રૂપિયા જેટલી મૂડી હિંદમાં રોકી છે. આ ઉપરાંત હિંદમાં કેટલીક અંગ્રેજી બેન્કોની શાખાઓ છે. તેમાં મોટી રકમનું હિંદીઓનું નાણું જમા રહે છે. આ સિવાય લગભગ ૩૮ કરોડ પૌન્ડની લોનો હિંદી સરકારે લંડનની બજારમાં ઉભી કરી હતી. તે તો આ યુદ્ધમાં ભરાઈ ગઈ છે. બાકી ખાનગી યુરોપીઅનોની જે ૬૫૦ કરોડ રૂપિયાની મૂડી હિંદમાં રોકાય છે, તેને લીધે અંગ્રેજોને હિંદમાં મોટી રાજ્યદ્વારી લાગવગ આપવામાં આવી છે. અને પ્રાંતિક તેમ જ મધ્યસ્થ ધારાસભામાં એમને મોટા પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે અને પોતાના સ્વાર્થને ખાતર આ યુરોપીઅન વેપારીઓ હિંદના રાજ્યદ્વારી વિકાસ વચ્ચે આડખીલી રૂપ થઈ પડયા છે.

**પરદેશી સ્ટીમરો :**

| | સ્ટીમરોની સંખ્યા | ટનેજ |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૩,૬૨૦ | ૮૮,૯૯,૦૭૪ |
| ૧૯૩૫–૩૬ | ૩,૫૬૮ | ૯૨,૭૮,૦૫૨ |
| ૧૯૩૬–૩૭ | ૩,૬૭૪ | ૯૪,૩૩,૦૯૯ |
| ૧૯૩૭–૩૮ | ૪,૨૬૬ | ૧,૦૭,૨૫,૧૦૪ |
| ૧૯૩૮–૩૯ | ૪,૨૫૨ | ૧,૧૦,૮૬,૬૯૨ |
| ૧૯૩૯–૪૦ | ૪,૫૯૩ | ૧,૦૫,૪૦,૨૦૩ |

આ મહાયુદ્ધને લીધે હજારો સ્ટીમરોને ટોરપીડો અથવા બોમ્બગોળાથી દરિયાને તળીયે પહોંચાડવામાં આવી છે. હમણાં અમેરિકા દર વરસે ૧,૮૦૦ જેટલી સ્ટીમરો યુદ્ધનો સામાન લઇ જવા અને લઇ આવવા માટે બાંધે છે. એટલે યુદ્ધને આખરે અમેરિકા સ્ટીમરોનો મોટો માલિક બનશે અને દુનિયાનો મોટા ભાગનો વેપાર પણ તેના હાથમાં જશે તેવો સંભવ છે.

**પરદેશોમાં હિંદીઓની સ્થિતિ :** પરદેશોમાં આપણા હિંદીઓ લગભગ ૨૫ લાખની સંખ્યામાં વસે છે. તેમાં ઘણાખરા મજૂરો છે તે પછી વેપારી અને દુકાનદારો છે. હિંદીઓની વિરૂદ્ધ આ દેશોમાં પ્રતિબંધો છે. એમને ઘણા બ્રિટિશ તાબેના પ્રદેશોમાં પણ આવાં બંધનો ભોગવવાં પડે છે. આવાં બંધનોની વિગતો સંક્ષિપ્તમાં નીચે મુજબ છે.

**યુનાઇટેડ કિંગ્ડમ**–હિંદવાસીઓ પર કોઇ પણ જાતનો પ્રતિબંધ નથી. પરંતુ કોઈ કોઇ જગ્યાએ રંગભેદ દેખાય છે.

**યુનાઇટેડ સ્ટેટ્સ્ અમેરિકા**–અહીં હિંદીઓને કોઈ પણ જાતની વસાત કરવા દેવામાં આવતી નથી. તેમ જ હિંદીઓને ત્યાંના નાગરીક થવાનો પણ હક મળતો નથી. જ્યારથી આ કાયદો અમલમાં આવ્યો, ત્યારથી જ ત્યાં હિંદીઓને વસાત કરવા દેવામાં આવતી નથી. ત્યાર પહેલાંનાં હિંદીઓને આ કાયદો લાગુ પડતો નથી.

**આફ્રિકા**–હિંદીઓ ઉપર સહુથી વધારે પ્રતિબંધો મૂકનાર હોય તો દક્ષિણ આફ્રિકા અને કેન્યા છે. ફક્ત કેપના જ ભાગોમાં હિંદીઓને રાજકીય તેમ જ મ્યુનિસિપાલિટીના હકો આપવામાં આવ્યા છે. તે સિવાય કોઇ અન્ય વિભાગમાં હિંદીઓને કોઇ પણ પ્રકારની છૂટ આપવામાં આવી નથી. આખા યુનીઅનમાં તથા ટ્રાન્સવાલમાં વેપારી લાઈસન્સમાં હિંદીઓ સાથેની વર્તણુંક જુદા જ પ્રકારની છે. ટ્રાન્સવાલમાં વાડાની બહાર હિંદીઓને સ્થાયી મીલ્કત ખરીદવાનો હક આપવામાં આવતો નથી. હિંદીઓ સામેના પ્રખ્યાત કાયદાઓમાં મિક્સ્ડ મેરજ એક્ટ અને ટ્રાન્સવાલ એશીઆટિક લેન્ડ એક્ટ છે, તદુપરાંત હિંદીઓ ઉપર સામાજીક પ્રતિબંધો પણ મૂકવામાં આવ્યા છે. હિંદીઓ માટે અનામત રાખેલા વિભાગમાં જ હિંદીઓ મુસાફરી કરી શકે તેવી જ જાતના ટ્રામ રેલ્વેના કાયદાઓ છે. શરતોમાં, સિનેમાઓમાં તેઓને દાખલ કરવામાં આવતા નથી. ૧૯૩૯ માં પસાર કરવામાં આવેલા ધી એશીઆટીક લેન્ડ એન્ડ ટ્રેડિંગ એક્ટથી કેપટાઉનનું સમાધાન તદ્દન રદ થયું છે અને હિંદીઓને જુદા રાખવામાં આવે છે. કેન્યામાં હિંદીઓ ખેતીવાડીની જમીનનો હક ધરાવી શકતા નથી. ત્યાંની જમીન યુરોપીયનો માટે અનામત રાખવામાં આવી છે.

**વેસ્ટ ઇન્ડિઝ**– ફીજી, મલાયા અને વેસ્ટ ઇન્ડિઝમાં હિંદીઓનું સામાજિક તેમ જ રાજ્યકીય સ્થાન નીચું છે.

**કેનેડા, ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલેંડ**—આ દેશોમાં હિંદીઓને વસાત કરવા દેવામાં આવતી નથી.

**બર્મા**—૧૯૩૭ માં બર્માને જુદો પાડવામાં આવ્યા પછી હિંદ વિરોધી લાગણી ખૂબ જાગી છે. હુલ્લડ થતાં ૨૦૦ હિંદીઓ મરાયા હતા, ૭૫૦ ઘવાયા હતા, નુકસાનીનો આંકડો લગભગ ૫૬ લાખનો હતો.

**સીલોન**—હિંદી વિરોધી ઘણા કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે. તેમાંના મુખ્ય નીચે આપેલા છે.

હિંદુસ્થાનની યુનિવર્સિટીની મેડીકલ ડીગ્રી તથા ડીપ્લોમા મંજૂર રાખવામાં આવી નથી.

હિંદમાંથી નિકાસ કરેલાં ઘી, દુધ, ઈંડા ઉપર ૧૯૩૪–૩૫માં ભારે જગાત નાખવામાં આવી હતી.

૧૯૩૮–૩૯માં બધાં સરકારી દફતરોમાંથી હિંદીઓને દૂર કરવા માટે સીલોનની સરકાર યત્ન કરી રહેલ છે.

**પરદેશો સાથેનો હિંદનો વેપાર :** આપણું હિંદ એ બ્રિટિશ સામ્રાજ્યનો એક વિભાગ છે. જો કે એ સીધા યુદ્ધની ગંભીર અસરોમાંથી મુક્ત રહ્યું છે. પરંતુ બ્રિટનના અનુયાયી તરીકે એ યુદ્ધની સંપૂર્ણ છાયા નીચે છે. વેપાર, ઉદ્યોગો સૌ યુદ્ધ માટે જ મુખ્યત્વે વપરાય છે. ચલણનો ફુગાવો મોંઘવારી, અંકુશો, મોટા અસહ્ય કરો અને ખોરાકીની તંગીથી હિંદની પ્રજા પીડાય છે. જાપાનના કહેવાતા ભયને માટે હિંદમાં હિંદી સૈન્ય ઉપરાંત મોટું અંગ્રેજી અને અમેરિકન સૈન્ય પણ નીભાવવામાં આવે છે. રેલ્વે મુખ્યત્વે સૈન્યોને લગતું જ કાર્ય કરે છે. મોટર લોરીઓ પણ યુદ્ધના કામમાં જ મોટે ભાગે વપરાય છે, આથી હિંદના આંતરીક વેપારને તો ખૂબ જ નુકશાન થયું છે. પરદેશો સાથેના વેપારને પણ આ યુદ્ધને લઇને ઘણું સહેવું પડયું છે. સરકારી અંકુશો ચારે તરફ ચોમાસામાં ઉગતી વનસ્પતિઓના ફણગાઓની પેઠે ફુટી નીકળ્યા છે.

હિંદનો વેપાર હવે મોટે ભાગે અંકુશમાં આવ્યો છે. સ્ટીમરો મુખ્યત્વે માત્ર સૈનિક કાર્ય માટે જ વપરાય છે. સાગર, સબમરિનો, વિમાનો અને સુરંગોના ભયથી ભયભીત બન્યો છે. આથી હિંદનો પરદેશો સાથેનો વેપાર ખૂબ ઘટી ગયો છે. યુરોપમાં થતી પાકી વસ્તુઓ, યંત્રો, કાચનો સામાન, પોલાદનો સામાન, ચામડાનો સામાન, રસાયનિક પદાર્થો, વિદ્યુતના પદાર્થો અને બીજા અનેક પાકા પદાર્થો યુરોપથી યુદ્ધની પરિસ્થિતિને લીધે આવી શકતા નથી. આથી પરદેશોથી આયાત કરેલ દરેક પદાર્થની કિંમત હિંદની બજારોમાં પાંચથી દશ ગણી થઇ પડી છે. હિંદમાં એ પાકા પદાર્થો બનાવવા માટે 'આગ લાગે ત્યારે કુવો ખોદાવવા' જેવા પ્રયત્નો કરવા હિંદી સરકાર દોડાદોડી કરે છે, પરંતુ યંત્રોની આમદાની અતિ સંકુચિત હોવાથી યુદ્ધ માટેની જરૂરિયાતો પણ હિંદમાં સંપૂર્ણરીતે પૂરી પાડી શકાતી નથી.

આધુનિક યુદ્ધમાં વિપુલ પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ વિના ચાલતું નથી. હિંદની હમણાં યુદ્ધકારવાઇઓ માટે મધ્યસ્થ સ્થાન તરીકેની સ્થિતિ છે. જાપાન સામેની યુદ્ધની દરેક પ્રવૃત્તિઓ હિંદને

મધ્યસ્થાન તરીકે રાખીને થશે. રશિયાને જે મોટા પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ અને ખોરાકી પૂરી પાડવામાં આવે છે, તે પણ યુરોપ અને અમેરિકાથી સ્ટીમરોમાં લાવીને અહીંથી જ મોકલવામાં આવે છે. એબિસિનિયા ખાતે પણ હિંદ મારફતે મોટી રકમનાં સાધનો પૂરાં પાડવા પ્રવૃત્તિઓ ચાલે છે. આ સર્વે માટે વિશાળ પ્રમાણમાં સ્ટીમરો રોકવી પડે છે. સમય પણ ખૂબ જ બરબાદ થાય છે. હિંદમાં જો ભૂતકાળમાં આ ઉદ્યોગોનો વિકાસ આપણી હાલની હિંદી સરકારે કરવાની છૂટ આપી હોત, તો આજે એનાં ઉત્તમ ફળ સરકાર ચાખી શકત, પરંતુ વો દિન કહાં કે......

હિંદમાં હમણાં સૌથી મોટો ગુંચવાડાનો પ્રશ્ન હોય, તો તે પ્રજાની ખોરાકીનો છે. માણસના નિર્વાહની મોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થઇ છે. અનાજની તંગી ઘણાખરા પ્રાંતોમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. એ અટકાવવા આપણી હિંદી સરકારે રેશનિંગ શરૂ કર્યું, પરંતુ તેથી તો પ્રજાની મુશ્કેલી ઓછી ન થતાં વધવા જ પામી છે. રેશન લેવા માટે લોકોને બબ્બે ત્રણ ત્રણ કલાક સુધી ઉભું રહેવું પડે છે. કોઈ કોઈ શહેરોમાં તો માલ પણ સારો હોતો નથી. હિંદની બહારના સીલોન, ઇરાન, ઇરાક જેવા કેટલાક દેશોને હિંદમાંથી અનાજ પહોંચાડવાની ફરજ સરકારે ઉપાડી હતી. તેમ હિંદ બહારના સૈન્યોને પણ હિંદમાંથી ખોરાકી પહોંચાડવી પડી હતી. હિંદમાં બ્રહ્મદેશથી આવતા ચોખાની આમદાની (૧૫ થી ૨૦ લાખ ટન) બંધ પડી છે. આથી હિંદમાં અનાજ અને ખોરાકીના કદી નહિ જોયેલ કે કદી નહિ સાંભળેલ એવા ઊંચા ભાવો થયા છે. સરકારી અંકુશોથી અવ્યવસ્થા ઉલટી વધી પડી છે, સટોડીઆઓએ એ અવ્યવસ્થાનો વિકાસ કર્યો છે. પરિણામે ગરીબ પ્રજાને સહન કરવું પડે છે.

હિંદ એ કાચા પદાર્થો ઉત્પન્ન અને નિકાસ કરવાનું મ્હોટું સ્થાન છે, પરંતુ આ યુદ્ધને લીધે આપણી કેટલી ઉપયોગી બજારો આપણા હાથમાંથી નીકળી ગઇ છે. આથી આપણો નિકાસ વેપાર ઘટયો છે. આપણી પાસે માલ મૂકવાને સ્ટીમરોની પણ ખૂબ તંગી છે. રેલ્વેમાર્ગે વેપાર કરવામાં અનેક અગવડો છે આથી કાચા પદાર્થોની નિકાશ ઘટી છે. પરદેશોથી પાકા માલની આયાત પણ પ્રમાણમાં વધારે ઘટી છે. કારણ કે પરદેશોનાં કારખાનાં સૈનિક દ્રવ્યો બનાવે છે. તે નીચેના આંકડાઓથી જણાશે.

| | ૧૯૪૦–૪૧ બાર માસના | ૧૯૪૧–૪૨ બાર માસના | ૧૯૪૨–૪૩ ૧૧ માસના |
|---|---|---|---|
| આયાત | ૧,૫૧,૯૬,૯૫,૫૧૦ | ૧૭,૩૨,૭૦,૩૩૯ | ૧,૦૧,૨૭,૩૨,૦૫૦ |
| નિકાસ | ૧,૬૮,૭૧,૫૭,૭૯૦ | ૨,૧૨,૯૦,૫૮,૦૯૩ | ૧,૭૭,૧૯,૦૩,૦૨૧ |

અગિયાર માસના ત્રણ વરસોના જુદા જુદા મુખ્ય દેશોએ કરેલી આયાત નિકાસ.

| દેશ | આયાત ૧૯૪૧–૪૨ | આયાત ૧૯૪૨–૪૩ | નિકાસ ૧૯૪૧–૪૨ | નિકાસ ૧૯૪૨–૪૩ |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૩૪ કરોડ | ૨૮॥ કરોડ | ૭૦। કરોડ | ૫૩ કરોડ |
| બ્રહ્મદેશ | ૨૭॥ ,, | ૧॥ ,, | ૪। ,, | — |
| મલાયા | ૫॥ ,, | ૨૩॥। લાખ | ૧ ,, | — |
| કેનીયા | ૫॥ ,, | ૫॥ કરોડ | ૩। ,, | ૩ કરોડ |
| જંગબાર | ૬॥ ,, | ૩॥ ,, | ૨૩ લાખ | ૨૪ લાખ |
| કેનેડા | ૫॥ ,, | ૨॥। ,, | ૬। કરોડ | ૩ કરોડ |
| એડન | ૩॥ ,, | ૩॥ ,, | ૨॥। ,, | ૩॥ ,, |
| સીલોન | ૩। ,, | ૪। ,, | ૮॥। ,, | ૧૨॥। ,, |
| દક્ષિણ આફ્રિકા | ૨॥। ,, | ૧। ,, | ૫॥ ,, | ૬॥ ,, |
| ઓસ્ટ્રેલીઆ | ૫ ,, | ૨॥। ,, | ૧૧। ,, | ૧૫ ,, |
| ઇરાન | ૫ ,, | ૧૫॥। ,, | ૧ ,, | ૪ ,, |
| ચીન | ૨૮ ,, | ૧૩॥। લાખ | ૨૧॥ ,, | ૩ લાખ |
| જાપાન | ૧૧॥। ,, | ૩ ,, | ૫ ,, | — |
| ઇજિપ્ત | ૪॥। ,, | ૫॥ ,, | ૫। ,, | ૩॥ કરોડ |
| અમેરિકા | ૩૨॥। ,, | ૧૭॥। ,, | ૨૨॥ ,, | ૧૬॥ ,, |

માત્ર ફેબ્રુઆરી ૧૯૪૩માં ૯ કરોડ રૂપિયા આયાત થઇ હતી અને ૧૩॥ કરોડની નિકાસ થઇ હતી. જર્મની, જાપાન, ફ્રાન્સ એ આપણી મોટી બજારો હતી; પરંતુ યુદ્ધ સુધી તે અસ્ત થઇ છે.

## આયાત નિકાસ ત્રણ વરસની

| | | |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૨૧૧.૩૭ કરોડ | ૨૧૩ કરોડ |
| ૧૯૪૦–૪૧ | ૧૭૫.૨૩ કરોડ | ૧૫૮ કરોડ |
| ૧૯૪૧–૪૨ (૧૧ માસ) | ૧૧૪.૧૪ | ૨૧૩ કરોડ |

ત્રણે વરસની જુમલે નિકાસ રૂ. ૬૨૮.૨૨ કરોડની થઇ જ્યારે આયાત રૂ. ૪૬૦ કરોડની થઇ. હિંદની તરફેણમાં વેપાર પાસું ૧૬૭.૬૧ જેટલું હતું. જ્યારે ૧૯૩૯–૪૦ પહેલાંનાં ત્રણ વરસોમાં માત્ર ૩૦ કરોડનું હતું.

હિંદમાંથી હમણાં ધાતુઓ, ચામડાં, ચા, ખાંડ, કાપડ વગેરે ખૂબ ચડે છે. કાપડ દર વરસે ૧૦ કરોડનું ચડતું હતું. હવે ૪૦ થી ૫૦ કરોડનું ચડે છે.

**પરદેશી બેંકો**–પરદેશો સાથે આયાત અને નિકાસ વ્યાપાર અંગે નાણાંકિય લેવડ દેવડ થાય છે. હિંદુસ્તાનમાંથી કાચો માલ મોટા જથ્થામાં પરદેશો ખાતે ચડે છે અને ત્યાંથી પાકો માલ બનીને હિંદમાં આવે છે આ સર્વ માલની કિંમત હિંદને પરદેશોને આપવી અને લેવી રહી. તે કામ હિંદમાં રહેલી પરદેશી બેન્કો જેને હુંડિયામણની બેંકો કહે છે, તે કરે છે. આવી પરદેશી માલિકીની ૧૭ બેન્કો હિંદમાં હતી. તેમાં ચાર બેન્કો બ્રિટિશ અને બાકીની હોલાંડ, અમેરિકા અને જાપાનની છે. પણ મિત્ર રાજ્યો સાથે યુદ્ધમાં હોવાથી એની મોટી બેંક યોકો હામાસ્પેસી બેંક હમણાં બંધ છે. હોલાંડની નેધરલેન્ડ ટ્રેડિંગ બેંકની હેડ ઓફિસ લંડન લઈ ગયા છે, કારણ કે હોલાંડ હાલ શત્રુરાજ્ય જર્મનીના કબજામાં છે. બાકી ચાર બેંકો બ્રિટિશ છે. તેના હાથમાં જ મુખ્યત્વે હિંદનું પરદેશોનું કામ છે, તેમાં નેશનલ બેંક ઓફ ઇંડિયા, ચાર્ટર બેંક ઓફ ઇન્ડિયા, ઓસ્ટ્રેલીઆ, ચાઈના, લોઇડસ બેંક, મેસર્સ થાઉન્સ કુકેન્સ સન્સ વગેરે હુંડિયામણનું બધું કામ પરદેશી બેન્કોના હાથમાં છે. આખા જગતનું સરકારી કેન્દ્ર લંડનમાં છે. યુદ્ધને લીધે પરિણામે કંઈ ફેરફાર થાય તો જુદી વાત છે. હિંદમાં કોઇ પણ દેશ ખાતે માલ આયાત કે નિકાસ થાય પણ હૂંડીઓ તો લંડનમાં જ વટાવવી પડે. હિંદની હુંડિયામણની બેંકો ચડગત માલ અને આયાત થયેલા માલની હૂંડીઓ પોંડ અને રૂપિયાના હુંડિયામણ પ્રમાણે ખરીદે છે અને તે લંડનમાં પોતાની હેડ ઑફિસમાં મોકલે છે, એટલે લંડન ઑફિસ જે દેશમાં માલ ગયો હોય તે દેશની બેન્ક તે એ હૂંડી વેચી નાંખે છે. આ રીતે હિંદનાં પરદેશી વેપારનો આધાર આ પરદેશી બેન્કો ઉપર છે. હિંદની કોઇ પણ બેન્ક પરદેશી હુંડિયામણનું કામકાજ કરતી નથી. એટલે પરદેશ સાથેના વેપાર અંગેના હુંડિયામણનો ઈજારો આ પરદેશી બેન્કોના હાથમાં છે. હિંદના નિકાસ અને આયાત વ્યાપારને અંગે નાણાંની જોગવાઇ આ બેન્કો કરી આપે છે આ પરદેશી બેન્કોની હેડ ઓફિસ લંડનમાં છે. એની મૂડી પૌન્ડમાં છે. મોટે ભાગે અંગ્રેજ શેર હોલ્ડરો એના માલિક છે. આ પરદેશી બેન્કોને હિંદમાં હુંડિયામણની બેન્કો તરીકે ઓળખાય છે; પરંતુ આ બેન્કો બીજું વ્યાપારી કામ પણ પુષ્કળ પ્રમાણમાં કરે છે. હિંદના લોકો પાસેથી ઓછા વ્યાજે નાણાં થાપણ તરીકે લે છે, નાણાં પાકી જામીનગીરી પર ધીરે છે. પોતાના ગ્રાહકોની આડતના કામની આર્થિક બાજુને પણ સંભાળે છે અને હિંદી બેંકોની પેઠે બધું કામકાજ પણ કરે છે. એ બેંકો પાસે હિંદી થાપણનો મોટો વિકાસ થયો છે.

ઇ. સ. ૧૯૦૦ માં એ બેંકો પાસે હિંદની કુલ રૂપિયા ૧૧ કરોડની હતી. ૧૯૩૮ માં વધીને રૂપિયા ૬૭ કરોડની અને ૧૯૩૯માં ૭૪ કરોડની અને ૧૯૪૦માં ૮૬ કરોડની થઇ છે. યુદ્ધને લીધે ચલણમાં ઉફાળો આવ્યાથી બે અબજ રૂપિયાની નોટોના ચલણને બદલે ૧૦ અબજ રૂપિયાની નોટો ચલણમાં ફરે છે. આથી ૧૯૪૪ ના આંકડા બહાર પડયા નથી; પરંતુ ૧॥ અબજ રૂપિયાથી ઓછા હોવા જોઇએ નહિ. હિંદની મુખ્ય બજારો દિલ્હી અને અમૃતસરનો કાપડનો વેપાર, કાનપુરનો ચામડાંનો વેપાર, બંગાળના જ્યૂટનો વેપાર, આ સૌને આ હુંડિયામણની બેંકો જ નાણાં પૂરાં પાડે છે. આ બેન્કોએ હિંદમાં મુખ્ય મુખ્ય નાનાં મોટાં શહેરોમાં પોતાની શાખાઓ ખોલી છે.

હિંદમાં હિંદી સરકારે રૂપિયા અને પૌંડ વચ્ચે હુંડિયામણનો ભાગ ૧૮ શિલિંગ નક્કી કર્યો છે, એટલે આ હુંડિયામણ બેન્કોને ખૂબ સગવડ મળી ગઇ છે હિંદમાંથી કોઈ પણ પરદેશ તરફ માલ જાય અથવા ત્યાંથી આવે, તો તે સર્વ કામકાજ આ બેન્કોને મળે છે. આ બેન્કો હિંદની વ્યાપારી બેન્કો સાથે સારી હરીફાઈ પણ કરે છે. હિંદીઓ પાસેથી પુષ્કળ થાપણ ઓછે વ્યાજે મેળવી તે પરદેશોમાં રોકે છે. આ બેન્કોની નીતિ હિંદમાં કાચા પદાર્થોની પેદાશનો વિકાસ કરી પાકા પદાર્થો માટે હિંદને પરાધીન રાખવા માટેની હિંદમાં જાહેર થઇ છે. હિંદી વેપારીઓને ભોગે આ બેન્કો બ્રિટિશ વેપારીઓને ખાસ સહકાર આપે છે. આ સિવાય બ્રિટિશ વહાણવટાની કંપનીઓ તરફ સહકાર બતાવી એમની સ્ટીમરોમાં માલ ચડાવનારાની હૂંડીઓને સગવડ આપે છે. હિંદી વીમા કંપનીની પૉલિસી ન સ્વીકારતાં અંગ્રેજી વીમા કંપનીની પૉલીસી માટે આગ્રહ રાખે છે. હિંદમાં કામ કરતી આ બ્રિટીશ બન્કો ઉપર હિંદ સરકારનો કે તેમના બનાવેલા કાયદાનો ખાસ અંકુશ નથી. હિંદનું કામકાજ તેઓ પોતાના લાભ માટે કરે છે. પરદેશી મૂડી, પરદેશી વ્યવસ્થા અને પરદેશી હકુમત સ્વીકારતી આ બેન્કો લગભગ સ્વતંત્રતા ભોગવે છે. આ પરદેશી બેન્કો નાણાંકિય સામર્થ્યથી હિંદી વેપાર પર ગંભીર અસર કરે છે. આ પરદેશી બેન્કોની મોનોપોલી હિંદના વ્યાપાર કે વ્યાપારીઓના લાભમાં જરાય નથી. આથી મધ્યસ્થ બેન્કિંગની સમિતિની બહુમતિએ આ બેન્કો ઉપર કેટલાક અંકુશો રાખવા ભલામણ કરી હતી, પણ તે સંબંધી બીજું કંઇ થઈ શક્યું નથી.

**પરદેશો સાથે હિંદી વેપાર**—હિંદનો પરદેશો સાથે દરિયાઈ વેપાર નીચે મુજબ હતો.

| | નિકાસ | આયાત |
|---|---|---|
| ગયા વિશ્વયુદ્ધ પહેલાં સરેરાશ. | ૨૩૨.૫૫ લાખ રૂપિયા | ૧૬૮.૮૭ લાખ રૂપિયા |
| ગયા યુદ્ધ સમયની સરેરાશ | ૨૩૩.૧૩ ,, | ૧૬૮.૩૨ ,, |
| ગયા યુદ્ધ પછીની સરેરાશ | ૩૧૯.૬૪ ,, | ૩૨૦.૨૧ ,, |
| ૧૯૩૭–૩૮ | ૨૦૯.૫૩ ,, | ૧૮૧.૯૩ ,, |
| ૧૯૩૮–૩૯ | ૧૮૫.૦૨ ,, | ૧૫૮.૭૮ ,, |
| ૧૯૩૯–૪૦ | ૨૫૬.૭૪ ,, | ૧૭૫.૬૧ ,, |
| ૧૯૪૦–૪૧ | ૧૮૬.૮૯ ,, | ૧૫૬.૯૭ ,, |
| ૧૯૪૧–૪૨ | ૨૩૭.૫૭ ,, | ૧૭૩.૨૯ ,, |

**પરદેશો સાથે હિંદની સરખાણી :** હિંદ પરદેશો સાથે આર્થિક, આરોગ્ય, જીવન, વિજ્ઞાન, ખેતી વગેરે વિષયોમાં કેટલું પછાત છે, તે દેશ પરદેશો સાથેના આંકડાઓ નીચે પ્રમાણે બતાવે છે.

**૧ મરણપ્રમાણ** નીચે મુજબ છે–દર એક હજાર માણસોએ કેટલા મરણો થાય છે.

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૨૪.૫ | યુ. સ્ટેટ્સ્ | ૧૧.૩ |
| ગ્રેટબ્રિટન | ૧૨.૫ | જર્મની | ૧૧.૧ |
| ફ્રાન્સ | ૧૬.૩ | જાપાન | ૧૮.૧૭ |

**૨ જન્મપ્રમાણ**–૧૦૦૦ મનુષ્યે નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૩૨.૯ | જર્મની | ૧૭.૫ |
| યુ. કિંગ્ડમ | ૧૬.૩ | યુ. સ્ટેટ્સ્ | ૧૮.૯ |
| ફ્રાન્સ | ૧૭.૪ | જાપાન | ૩૨.૩૫ |

**૩ બાળમરણપ્રમાણ**–દર ૧૦૦૦ જીવતાં બાળકો પાછળ.

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૧૧૮ | જર્મની | ૮૫ |
| યુ. સ્ટેટ્સ્ | ૬૫ | ફ્રાન્સ | ૭૮ |
| યુ. કિંગ્ડમ | ૬૩ | જાપાન | ૧૨૪ |

**૪ જીવનપ્રમાણ**–આપણાં હિંદનાં મનુષ્યો બહુ નાની ઉમરે મરે છે.

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૨૬.૭ | જર્મની | ૪૯.૦૪ |
| ઇગ્લેંડ | ૫૭.૬ | ફ્રાન્સ | ૫૦.૫ |
| યુ. સ્ટેટ્સ્ | ૫૬.૪ | જાપાન | ૪૪.૫ |

**૫ શહેરી અને ગામડીઆ** વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | શહેરી | ગ્રામ્ય | | શહેરી | ગ્રામ્ય |
|---|---|---|---|---|---|
| હિંદ | ૧૧ | ૮૯ | જર્મની | ૬૨ | ૩૮ |
| ઇગ્લેંડ— | | | જાપાન | ૫૬.૦ | ૪૪ |
| અને વેલ્સ | ૮૦ | ૨૦ | ફ્રાન્સ | ૪૯.૫ | ૫૦.૫ |
| યુ. સ્ટેટ્સ્ | ૫૬.૨ | ૪૩.૮ | કેનેડા | ૫૩.૭ | ૪૬.૩ |

**૬ શિક્ષણ** ૧૦ વરસની ઉપરની વસતીનું શિક્ષણ પ્રમાણ ૧૦૦ માણસના પ્રમાણમાં

| | | | |
|---|---|---|---|
| બ્રિટિશહિંદ | ૧૧ ટકા | યુ. સ્ટેટ્સ્ | ૯૫.૭ |
| ગ્રેટબ્રિટન | ૭૨.૫ ટકા | જાપાન | ૯૪.૯ |
| ફ્રાન્સ | ૯૪.૧ ટકા | ઓસ્ટ્રેલીઆ | ૯૮.૯ |
| જર્મની | ૯૯.૭ ટકા | રશિઆ | ૯૦.૦ |

**૭ શિક્ષણસંસ્થાઓમાં અભ્યાસ**—જુદા જુદા દેશોમાં પ્રજાના નીચે મુજબ ટકા સ્કૂલોમાં જાય છે.

| | ટકા | | ટકા |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૪.૬૭ | યુ. સ્ટેટ્સ્ | ૨૩.૭ |
| ગ્રેટબ્રિટન | ૧૮.૮ | કેનેડા | ૨૪.૪ |
| જાપાન | ૧૯.૦ | | |

હિંદમાં ૨૧ માણસે ૧ માણસ સ્કૂલે જાય છે. યુ. સ્ટેટ્સ્ અને કેનેડામાં ૪ માણસે ૧ શીખે છે. રશિઆમાં દર ૬ માણસે ૧ સ્કૂલે જાય છે.

**૮ શિક્ષણખર્ચ**—સ્કૂલે જતા દર વિદ્યાર્થી ઉપર.

| | રૂ. | | રૂ. |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૨૨.૩ | કેનેડા | ૧૯૭ |
| જાપાન | ૫૮ | યુ. સ્ટેટ્સ્ | ૨૭૫ |
| ગ્રેટ–બ્રિટન | ૧૭૨ | રશિયા | ૧૫૮ |

**૯ શિક્ષણખર્ચ**—વસતિના દર મનુષ્યના પ્રમાણમાં.

| | રૂ. | | રૂ. |
|---|---|---|---|
| જાપાન | ૧૧ | કેનેડા | ૪૮ |
| યુ. કિંગ્ડમ | ૩૨.૪ | યુ. સ્ટેટ્સ્ | ૬૫ |

હિંદમાં ઉદ્યોગ હુન્નરનું શિક્ષણ ૯૪,૬૧૦ જણાં લે છે. જાપાનમાં ૧૬ લાખ શિક્ષણ લે છે.

**૧૦ વર્તમાનપત્રો**—હિંદમાં ૧,૭૦૮ વર્તમાનપત્રો પ્રકટ થાય છે. તેમાં ૨૨૧ દૈનિક વર્તમાનપત્રો છે. માસિક, સાપ્તાહિક અને દૈનિક મળી કુલ ૪,૪૬૮ પત્રો પ્રકટ થાય છે. દર દશ લાખ માણસે ૧૨.૬ નું પ્રમાણ આવે છે.

**દરેક દશ લાખ માણસે**

| | | | |
|---|---|---|---|
| હિંદ | ૧૨.૬ | કેનેડા | ૧૫૮ |
| યુ. સ્ટેટ્સ્ | ૧૬૨ | રશિયા | ૧૦૦ |
| જાપાન | ૧૫૫ | | |

પરદેશો સાથે હિંદની સરખામણી

બ્રિટિશ હિંદમાં કુલ ૧,૫૨૦ છાપખાનાં હતાં. કુલ ૨,૩૫૨ અંગ્રેજી પુસ્તકો અને ૧૪,૦૮૪ હિંદી ભાષાઓનાં પુસ્તકો પ્રકટ થયાં હતાં.

**૧૧ ખેતીની પેદાશ**—બીજા દેશોની સરખામણીમાં દર મનુષ્ય દીઠ ખેતીમાંથી જેટલું પેદા થાય છે, તે દેખાડ્યું છે.

| | રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|
| હિંદ | ૧૪ | જાપાન | ૫૭ |
| અમેરિકા | ૧૭૫ | યુ. કિંગડમ | ૧૨ |
| કેનેડા | ૨૧૩ | | |

**૧૨ ઉદ્યોગોની પેદાશ**—બીજા દેશોની સરખામણીમાં દર મનુષ્ય દીઠ રૂપિયા.

| | રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|
| હિંદ | ૧૨ | કેનેડા | ૪૭૦ |
| યુ. સ્ટેટ્સ | ૭૨૧ | જાપાન | ૧૫૮ |
| યુ. કિંગડમ | ૪૧૨ | | |

હિંદના ઉદ્યોગોની વાર્ષિક પેદાશ રૂા. ૨,૫૦૦ કરોડ ગણાય છે. દર મનુષ્યે રૂા. ૧૧ એવું પ્રમાણ આવે છે.

**૧૩ હિંદનો વેપાર**—બીજા દેશોની સરખામણીમાં નજીવો છે.

| | વસતિના વ્યક્તિ દીઠ રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|
| હિંદ | ૧૭ | કેનેડા | ૬૨૦ |
| યુ. કિંગડમ | ૫૬૭ | જાપાન | ૨૦ |
| યુ. સ્ટેટ્સ | ૨૧૪ | | |

**૧૪ વેપાર મંદીના સમયનો**—જગતમાં ૧૯૩૦થી ૧૯૩૧ સુધી ખૂબ વેપાર થયો હતો. ૧૯૨૯માં મંદી શરૂ થઇ, તે પહેલાં જગતનો વેપાર કુલ ૧૯,૦૦૦ કરોડ રૂપિયાનો હતો, ૧૯૩૩ માં ૭,૭૦૦ કરોડ જેટલો થઇ રહ્યો, ૪ વરસમાં ૫૯.૫ ટકા ઘટી ગયો.

| | રૂપિયા | | રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|---|---|
| હિંદ | ૭.૬ | યુ. સ્ટેટ્સ | ૮૪ | કેનેડા | ૩.૪ |
| યુ. કિંગડમ | ૩૨૪ | જાપાન | ૪૭ | | |

**૧૫ વાહનો**—હિંદમાં ૧૯૩૦–૩૧માં કુલ પાકા કાચા રસ્તાઓ ૨,૫૩,૧૨૫ માઈલના હતા. તેમાં ૨૭,૩૩૯ માઈલના પાકા રસ્તા સરકાર તરફથી અને ૪૬,૭૧૬ માઇલના પાકા રસ્તા મ્યુનિસિપાલિટી નીભાવતી હતી. કાચા રસ્તાઓમાં સરકાર ૨૧,૨૯૪ માઈલ અને ૧,૫૭,૭૭૬ માઈલનો જાહેર સંસ્થાઓ નીભાવતી હતી. હમણાં તેલની જકાતથી થોડા રસ્તા વધ્યા છે. હવે રસ્તાઓ ઉપર ૪૧૩ કરોડ રૂપિયા ખર્ચવાની નવી યોજના તૈયાર થઇ છે.

હિંદમાં કુલ ૪૨,૭૫૩ માઈલની રેલ્વે ૧૯૩૧–૩૨માં હતી. હમણાં કાંઈક ૧,૦૦૦ માઈલ લગભગ રેલ્વે ઓછી થઇ છે. દર દશ લાખ માણસે ૧૨૦ માઇલ રેલ્વેની સરેરાશ આવે છે. બીજા દેશોમાં દર દશ લાખ ઉપર સરેરાશ—

| દેશ | રેલ્વેની લંબાઈ | દર દશ લાખ મનુષ્યે |
|---|---|---|
| હિંદ | ૪૨,૭૫૩ | ૧૨૦ |
| યુનાઈટેડ કિંગડમ | ૨૧,૬૬૧ | ૪૬૦ |
| જાપાન | ૧૪,૩૬૩ | ૨૦૬ |
| યુ. સ્ટેટ્સ અમેરિકા | ૨,૬૧,૮૧૬ | ૨,૧[illegible]૨ |
| કેનેડા | ૪૩,૧૭૩ | ૪,૩૧૮ |

**૧૬ વહાણવટું**—હિંદના બંદરોમાં કુલ સ્ટીમરો આવી ગઈ તેની ટનેજ ત્રણ વરસની સરેરાશ ૧॥ કરોડ ટનની હતી, બીજા દેશોમાં યુનાઇટેડ કિંગડમમાં એ જ એવરેજ ૬॥ કરોડ ટન કેનેડામાં ૬॥ કરોડ ટન અને યુનાઇટેડ સ્ટેટ્સમાં એ જ સરેરાશ ૧૪॥ કરોડ ટનની આવી હતી.

હિંદમાં ૧૯૩૦–૩૧માં ૪૦૯ સ્ટીમરો રજિસ્ટર કરાઈ હતી. એનું વજન ૩॥ લાખ ટનનું છે. આની સામે યુનાઇટેડ કિંગડમ ૨ કરોડ ટન, યુનાઇટેડ સ્ટેટ્સ ૧॥ કરોડ ટન, જાપાન ૪૩ લાખ ટન અને કેનેડા ૧૫ લાખ ટનની સ્ટીમરો ધરાવે છે. આ આંકડા ૧૯૩૦—૩૧ ના છે તે પછી હિંદમાં થોડું વહાણવટું વધ્યું છે. પણ આસ્ટ્રેલીઆ, કેનેડામાં ખૂબ વધ્યું છે. યુદ્ધના સમયમાં અમેરિકાનું વહાણવટું બહુ વિકાસ પામ્યું છે. અમેરીકા દરરોજ પાંચ સ્ટીમરો બાંધે છે. કેનેડાનું વહાણવટું પણ ખૂબ વિકાસ પામે છે.

**૧૭ પોસ્ટઓફિસો**—હિંદમાં ૧૯૩૧–૩૨માં પોસ્ટ ઓફિસની સંખ્યા ૨૩,૬૧૮ની હતી. ૧ અબજ કાગળો, ૭॥ કરોડ વર્તમાન પત્રો, ૧॥ કરોડ પારસલો એમાંથી પસાર થયાં હતાં. આખી હિંદની પ્રજાની ઉપર એની સરેરાશ ૩૦૪ નંગ કાગળ, વર્તમાન પત્રો કે પારસલોની મળી આવે છે. જ્યારે યુ. સ્ટેટ્સની વસતીની સરેરાશ દર મનુષ્યે ૨૧૬, યુનાઇટેડ કિંગડમમાં ૧૪૪ અને જાપાનમાં ૮૭ આવે છે.

**૧૮ તાર સંદેશા**—આપણો ૧૯૩૧નો હિસાબ જોતાં દર ૧,૦૦૦ મનુષ્યે ૫૧ તારો દર વરસે આવે છે. યુનાઈટેડ કિંગ્ડમ ખાતે દર ૧,૦૦૦ માણસે વાર્ષિક તારો ૧,૧૨૯ જાપાન, ૯૪૧ યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં ૧,૦૫૧ અને કેનેડા માટે એ સરેરાશ ૨,૧૪૫ની છે.

**૧૯ ટેલીફોનો**—હિંદમાં ૧૯૩૨ માં ટેલીફોનોના ગ્રાહકોની સંખ્યા ૫૫,૮૫૦ ની હતી. એની કમાણી કરતાં સરેરાશ દશ હજાર મનુષ્યે ૧૦૬ ટેલીફોનની આવે છે. જાપાનમાં દર ૧૦,૦૦૦ માણસે ૧૧૦ ટેલીફોનો, ઑસ્ટ્રેલીઆમાં ૮૩૦, અમેરિકામાં ૧,૬૩૪ અને યુનાઇટેડ કિંગ્ડમમાં ૪૪૬ છે, જ્યારે કેનેડામાં ૧,૪૧૦ હતા. હિંદમાં છેલ્લાં ૧૪ વરસોમાં ટેલીફોનો બેવડાયા છે. બીજે પણ અસાધારણ મોટો વિકાસ છે.

**૨૦ હિંદની પેદાશ**—બ્રિટિશ હિંદમાં મધ્યસ્થ સરકાર, પ્રાંતિય સરકારો અને જાહેર સંસ્થાઓની ૧૯૩૨–૩૩ માં વાર્ષિક પેદાશ રૂ. ૨૬૮ કરોડની હતી. પ્રજાની દરેક વ્યક્તિની સરેરાશે આ રકમ બ્રિટિશ હિંદમાં રૂા. ૧૦) જેટલી આવે છે. આમાં મધ્યસ્થ સરકારની આવક રૂા. ૧૨૯·૯૬ કરોડની હતી. આના પ્રમાણમાં આપણાથી ઘણી ઓછી વસતીવાળા પ્રદેશોની સરકારોની આવક યુ. કિંગડમ રૂા. ૧,૩૩૪ કરોડ, યુ. સ્ટેટ્સ ઑફ અમેરિકા રૂ. ૨,૭૩૨ કરોડ, કેનેડા રૂ. ૨૦૫ કરોડ, જાપાન રૂ. ૪૫૯ કરોડની એ જ વરસોમાં ગણાઈ હતી. હમણાં મહાયુદ્ધને લીધે આવક અને ખર્ચ બંને બેથી પાંચ ઘણાં વધ્યાં છે.

**૨૧ લશ્કર**—હિંદમાં હિંદને ખર્ચે શાહી સરકારનું સૈન્ય કેળવાય છે. હિંદનું સૈન્ય શાહી સૈન્યનો ભાગ છે. હિંદી સૈન્ય ઉપર વિલાયતનો અધિકાર છે. ગયા ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં હિંદમાં ૧૪,૫૭,૦૦૦ સૈનિકો ભરતી થયા હતા. આ

પરદેશો સાથે હિંદની સરખામણી

યુદ્ધમાં ૨૦ લાખથી વધારે સૈનિકો હિંદમાંથી ભરતી થયા છે. ૧૯૪૨માં હિંદમાં ૫૯,૭૭૩ અંગ્રેજ સિપાઇઓ અને ૧,૬૨,૬૦૦ હિંદી સિપાઈઓ હતા. કુલ સવા બે લાખનું સૈન્ય હિંદ ઉપર નીભાવાય છે. જ્યારે બ્રિટનમાં સૈનિકોની સંખ્યા ૧,૩૮,૦૨૯ની હતી. યુ. સ્ટેટ્સ્ ઓફ અમેરિકામાં કુલ સૈનિકો ૧,૩૨,૨૦૦ હતા. જાપાનમાં ૨,૭૬,૬૪૭ અને કેનેડામાં માત્ર ૩,૯૦૦ હતા.

**૨૨ સાગર સૈન્યનો ખચનો ફાળો**—બ્રિટિશ દરિઆઈ સૈન્યના ખર્ચ પેટે સો સંસ્થાનો પાસે નીચે મુજબ ફાળો દર વરસે ઉઘરાવવામાં આવતો હતો.

| દેશ | ફાળો પૌન્ડ | દેશ | ફાળો પૌન્ડ |
|---|---|---|---|
| હિંદ | ૧,૬૭,૪૦૦ | દક્ષિણ આફ્રિકા | ૮૫,૦૦૦ |
| કેનેડા | ૧૦,૮૦૦ | ન્યુઝીલાંડ | ૧,૦૦,૦૦૦ |
| ઓસ્ટ્રેલીઆ | ૪,૧૫,૦૦૦ | ન્યુફાઉન્ડલેન્ડ | ૩,૦૦૦ |

હિંદ માટે એક જુદું દરિઆઈ સૈન્ય ૧૯૩૪ થી નિભાવે છે. તેમાં બાર નાની મનવારો છે. હમણાં યુદ્ધ દરમિયાન એનો ખૂબ વિકાસ થયો છે. ખર્ચ પણ વધ્યો છે.

**૨૩ વિમાની દળ**—હિંદનાં સેનાધ્યક્ષના હાથ નીચે હવાઇ દળ છે. ૧૯૩૨-૩૧માં ૨૪૪ અંગ્રેજ ઓફિસરો ૧,૮૫૦ વિમાનીઓ ૮૯૧ હિંદીઓ અને ૪૬૪ સીવીલીઅનો એમાં કામ કરે છે. યુદ્ધ દરમિયાન એનો મોટો વિકાસ થઇને એ ત્રણચાર ગણું મોટું ખાતું બન્યું છે. યુદ્ધ પહેલાં હવાઇ દળની આઠ ટુકડીઓ હતી, તેમાં સાત ટુકડીઓ ઉત્તરની સરહદ ઉપર અને એક અંબાલા ખાતે રખાતી હતી.

**૨૪ સૈનિકખર્ચ**—૧૯૩૦-૩૧માં કુલ સૈનિક ખર્ચો ૫૭.૩૯ કરોડનો હતો, આમાં દરિયાઈ સેનાનો ૯૦.૪૧ લાખ રૂપિયાનો પણ સમાવેશ છે. ૧૯૩૨-૩૩માં આ ખર્ચો રૂ. ૫૦.૯૨ કરોડ જેટલો હતો, એટલે હિંદની મધ્યસ્થ સરકારની પેદાશના ૫૦ ટકા યુદ્ધખર્ચમાં વપરાઈ જતા હતા. આપણા કરતાં ૧૦ ગણાં વધારે પૈસાદાર રાજ્યો આપણા પ્રમાણમાં ઘણો ઓછો સૈનિક ખર્ચો કરતાં હતાં. યુનાઇટેડ કિંગડમનો યુદ્ધખર્ચો માત્ર ૧૧૮ કરોડ રૂપિયાનો હતો. યુ. સ્ટેટ્સ્ ઓફ અમેરિકાનો યુદ્ધખર્ચો રૂ. ૧૧૯ કરોડનો હતો. જાપાનનો ર૬૩ કરોડનો હતો. યુદ્ધ સમયે સો દેશોનો ખર્ચો આઠ દશ ગણો વધી ગયો છે. કેનેડાનું ખર્ચ યુદ્ધ પહેલાં માત્ર ૩.૫ કરોડ જેટલું જ હતું.

**૨૫ વિજળિક શકિત**—જગતમાં હમણાં વિજળીક શકિતથી ઘણું ઔદ્યોગિક કાર્ય થાય છે. જગત આખામાં કુલ વિજળિક બળ ૮ કરોડ કિલોવોટ જેટલું પેદા થતું હતું. તેમાં મુખ્ય દેશો નીચે પ્રમાણે વિજળિક બળ પેદા કરે છે.

| દેશ | વિ. શક્તિ કિલોવોટ. | દેશ | વિ. શક્તિ કિલોવોટ. |
|---|---|---|---|
| યુ. કિંગડમ | ૫૮ લાખ | જાપાન | ૪૦ લાખ |
| યુ. સ્ટેટ્સ્ | ૩૧.૬ લાખ | હિંદ | ૧૦ લાખ |

**૨૬ મનુષ્યશકિત**—મનુષ્ય શકિત યંત્રોની મદદથી ઘણું કામ કરી શકે છે. ચીન અને હિંદ વગેરે પછાત દેશોમાં મનુષ્યશક્તિને યંત્રોનો સહકાર મળે છે. પરદેશો એને મુકાબલે ખૂબ આગળ વધેલા છે.

| દેશ | મનુષ્યનું કામ | દેશ | મનુષ્યનું કામ |
|---|---|---|---|
| ચીન | ૧ | જર્મની | ૧૨ |
| હિંદ | ૧½ | ગ્રેટબ્રિટન | ૧૮ |
| ઈટાલી | ૨¾ | કેનેડા | ૨૦ |
| જાપાન | ૩½ | યુ. સ્ટેટ્સ | ૩૦ |
| ફ્રાન્સ | ૮½ | | |

યંત્રોના વિશાળ ઉપયોગથી પરદેશોમાં એક મનુષ્ય મોટી પેદાશ કરી શકે છે. ખાસ કરી યુ. સ્ટેટ્સ્ અને કેનેડા ઘણાં યંત્રો વાપરે છે. વિજળિક શકિત પણ બહુ મોટા પ્રમાણમાં ત્યાં વપરાય છે.

**૨૭ વ્યકિતની પેદાસ**—જુદા જુદા દેશોનાં મનુષ્યોની અવરેજ વાર્ષિક પેદાસ કેટલી છે, તે નીચેના કોઠામાં આપેલ છે.

| દેશ | વા. પેદાશ રૂ. | દેશ | વા. પેદાશ રૂ. |
|---|---|---|---|
| જાપાન | ૨૭૧ | ફ્રાન્સ | ૬૩૬ |
| જર્મની | ૬૩૪ | યુ. કિંગડમ | ૧,૦૯૨ |
| કેનેડા | ૧,૨૬૮ | યુ. સ્ટેટ્સ્ | ૨૦,૫૩ |
| હિંદ | ૫૫ | | |

એક હિંદી દર વરસે ૧ રૂપિયો પેદા કરે, તો એક અંગ્રેજ ૧૩ અને એક અમેરિકન ૨૫ રૂપિયા પેદા કરે છે.

**૨૮ દેશોની કુલ પેદાસ**—જુદા જુદા દેશોની કુલ વાર્ષિક પેદાસ નીચે મુજબ છે:

| દેશ | વા. પેદાશ રૂ. | દેશ | વા. પેદાશ રૂ. |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૨,૨૨૩ કરોડ | ફ્રાન્સ | ૨,૬૧૮ કરોડ |
| યુ. કિંગડમ | ૪,૫૯૫ કરોડ | જાપાન | ૧,૪૭૧ કરોડ |
| યુ. સ્ટેટ્સ્ | ૨૪,૫૩૩ કરોડ | કેનેડા | ૧,૩૧૯ કરોડ |

હિંદની વસ્તી ૩૯ કરોડ છે, જ્યારે બ્રિટનની ૪॥ કરોડની છે. છતાં પેદાસ બેવડી છે.

**૨૯ દેશોનું કુલ ધન**—હિંદની વસ્તી ૩૯ કરોડની, ગ્રેટબ્રિટનની ૪॥ કરોડ, યુ. સ્ટેટ્સ્‌ની ૧૨ કરોડ, કેનેડાની ૧ કરોડ અને જાપાનની વસ્તી ૭॥ કરોડની છે, છતાં હિંદનું કુલ ધન બીજા દેશોના પ્રમાણમાં ઘણું ઓછું છે.

| દેશ | કુલ ધન કરોડ રૂા. | મનુષ્ય દીઠ ધન કરોડ રૂા. | દેશનું કરજ કરોડ રૂા. | વસતી |
|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૧૨,૦૦૦ | ૪૪૧ | ૧,૨૧૨ | ૩૦ કરોડ |
| યુ. કિંગડમ | ૨૦,૪૩૨ | ૬,૩૭૧ | ૧૦,૧૯૭ | ૪॥ „ |
| યુ. સ્ટેટ્સ્ | ૧,૧૨,૩૧૫ | ૯,૩૬૫ | ૫,૪૧૩ | ૧૨ „ |
| કેનેડા | ૮,૩૪૪ | ૮,૦૨૩ | ૫૫૫ | ૧ „ |
| ફ્રાન્સ | ૧૮,૮૫૭ | ૪,૫૮૧ | ૫,૧૬૮ | ૪। „ |
| જાપાન | ૧૩,૬૪૫ | ૨,૩૦૮ | ૯૪૯ | ૭॥ „ |

સર્વ દેશોનું યુદ્ધને લીધે કરજ ઘણું વધી ગયું છે.

**૩૦ ક્ષેત્રફળ**—જુદા જુદા દેશોનું ક્ષેત્રફળ નીચે મુજબ છે.

| દેશ | ક્ષેત્રફળ ચો. માઇલ | શહેરની વસતિ ટકા | ગ્રામ્ય વસતિ ટકા | દર ચો. માઇલે વસતિ |
|---|---|---|---|---|
| હિંદ | ૧૮,૦૮,૬૭૯ | ૧૧ | ૮૯ | ૧૯૫.૮ |
| યુ. કિંગડમ | ૯૪,૨૭૮ | ૮૦ | ૨૦ | ૪૯૦ |
| યુ. સ્ટેટ | ૩૬,૮૫,૩૮૨ | ૫૬.૨ | ૪૩.૮ | ૩૩.૩ |
| કેનેડા | ૩૫,૧૦,૦૯૮ | ૫૩.૭ | ૪૬.૩ | ૨.૯૫ |
| જર્મની | ૧,૮૦,૯૮૫ | ૬૨ | ૩૮ | ૩૫૭.૯ |
| ફ્રાન્સ | ૨,૧૨,૬૫૯ | ૪૯.૦૫ | ૫૦.૯૫ | ૧૯૭ |
| જાપાન | ૧,૪૭,૫૯૩ | ૫૬ | ૪૪ | ૪૪૩ |

**૩૧ વસતિના ધંધા**—જુદા જુદા દેશોમાં વસતિ ખેતી, ઉદ્યોગ, મજૂરી, વાહનમાં કયા પ્રમાણમાં વહેંચાયેલી છે તેને લગતો કોઠો:

| દેશ | મજૂરી | ખેતી મચ્છીમાર | ઉદ્યોગ ખાણ | વેપાર વાહન | રાજ્યસાશન |
|---|---|---|---|---|---|
| હિંદ | ૧૫ાા કરોડ | ૧૦ાા કરોડ | ૧ાા કરોડ | ૧ કરોડ | ૧૮ાા લાખ |
| | (૪૪.૮ ટકા) | (૨૯.૪ ટકા) | (૪.૪ ટકા) | (૨.૯ ટકા) | (૦.૩ ટકા) |
| ગ્રેટ બ્રિટન | ૧૯૩ લાખ | ૧૩ાાા લાખ | ૯૧ાા લાખ | ૪૦ લાખ | ૧૧ાા લાખ |
| | (૪૪.૬ ટકા) | (૩.૨ ટકા) | ૨૧.૨ ટકા | (૯.૩ ટકા) | (૨.૬ ટકા) |
| યુ. સ્ટેટ્સ | ૪૮૮ લાખ | ૧૦૭ લાખ | ૧૫૪ લાખ | ૧૧૯ લાખ | ૧૦ાા લાખ |
| | (૩૯.૮ ટકા) | (૮.૮ ટકા) | (૧૨.૬ ટકા) | (૯.૭ ટકા) | (૦.૯ ટકા) |
| કેનેડા | ૩૯ા લાખ | ૧૨ા લાખ | ૯ાા લાખ | ૭ લાખ | ૧ા લાખ |
| | (૩૭.૮ ટકા) | (૧૧.૮ ટકા) | (૯.૫ ટકા) | (૬.૭ ટકા) | (૧.૧ ટકા) |
| જર્મની | ૩૨૦ લાખ | ૯૭ાા લાખ | ૧ા કરોડ | ૫૨ાા લાખ | ૬૪ા લાખ |
| | (૫૦.૭ ટકા) | (૧૫.૪ ટકા) | (૨૯.૯ ટકા) | (૮.૩ ટકા) | (૧ ટકા) |
| ફ્રાન્સ | ૨૧૪ લાખ | ૮૨ લાખ | ૭૧ લાખ | ૩૬ાા લાખ | ૪ાા લાખ |
| | (૫૨.૫ ટકા) | ૨૦.૧ ટકા) | (૧૭.૫ ટકા) | (૮.૯ ટકા) | (૧.૨ ટકા) |
| જાપાન | ૨૯૨ લાખ | ૧૪૭ લાખ | ૫૭ા લાખ | ૫૯ લાખ | ૨૦ાા લાખ |
| | (૪૫.૩ ટકા) | (૨૨.૮ ટકા) | (૮.૯ ટકા) | (૯.૧ ટકા) | (૩.૨ ટકા) |

૩૨ ખેતીની કુલ પેદાશ

| દેશ | કુલ | સરાસરી માથાદીઠ | ખેતી પેદાશમાં | જંગલમાંથી | મચ્છીઓની પેદાશ | ઉદ્યોગમાંથી | ખાણોમાંથી |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | (કરોડ રૂા.) | રૂ. | (કરોડ રૂ.) | (કરોડ રૂ.) | (કરોડ રૂ.) | (કરોડ રૂા.) | (કરોડ રૂપીઆ) |
| હિંદુસ્તાન | ૨,૫૦૦ | ૭૧ | ૨,૦૩૨ | ૨.૮ | ૩.૩ | ૪,૦૮૨ | ૨૮.૭ |
| યુ. કિંગ્ડમ | ૨,૪૫૨.૪ | ૫૩૧ | ૨૮૬.૧ | ૨.૭ | ૨૪ | ૧,૮૯૦ | ૨૫૦ |
| યુ. સ્ટેટ્સ અમેરિકા | ૧૨,૩૧૭.૭ | ૧,૦૦૩ | ૨,૧૦૫ | ૫૬૫.૬ | ૨૨.૭ | ૮,૮૫૭ | ૧,૩૩૩ |
| કેનેડા | ૮૮૫ | ૮૫૧ | ૨૨૨ | ૮૪ | ૧૩ | ૪૮૯ | ૭૭ |
| જાપાન | ૧,૪૦.૯૫૩ | ૨૩૪ | ૩૪.૫ | ૨૮.૯: | ૩૪.૩ | ૯૫૫ ૨ | ૩૯.૬ |
| જર્મની | …… | …… | ૬૬૬.૭ | …… | …… | ૧,૭૮૩.૩ | …… |

૩૩ ખેતીના એકરો—જુદા જુદા દેશોમાં ખેતીમાં નીચે પ્રમાણે જમીનો રોકાઈ છે.

| દેશ | કુલ એકરો જમીન | વાવણી કુલ એકર | નહેરનું પીત એકર | અનાજના પાકો એકર | કપાસ શણ વગેરે રોકડા પાકો એકર | જંગલો એકરો | દરેક ખેડૂત દીઠ સરેરાસ એકર |
|---|---|---|---|---|---|---|---|
| | (દશ લાખ) | (દશ લાખ) | (૧૦ લાખ) | (૧૦ લાખ) | (૧૦ લાખ) | (૧૦ લાખ) | (૧૦ લાખ) |
| બ્રિટિશહિંદ | ૬૬૯.૩ | ૨૬૧.૯ | ૪૯.૭ | ૨૦૯.૬ | ૪૩.૦૬ | ૮૭.૯ | ૩.૩ |
| યુ. કિંગ્ડમ | ૬૦.૩ | ૩૩.૬ | ... | ૫.૫ | ૦.૪૫ | ૧૧.૯ | ૨૬ |
| યુ. સ્ટેટ્સ | ૨,૩૫૮.૬ | ૯૫૫.૬ | ૧૯.૬ | ૨૪૩.૮ | ૫૪.૩ | ૫૨૮ ૮ | ૮૭ |
| કેનેડા | ૨,૨૪૬.૪ | ૧૪૦.૯ | ૧.૩ | ૪૬.૫ | ૦.૬૮ | ૭૩૬ | ૧૪૦ |
| જર્મની | ૧૧૫.૮ | ૧૦૩.૭ | ... | ૨૯.૫ | ૧.૪ | ૩૨.૧ | ૧૨ |
| ફ્રાન્સ | ૧૩૬.૧ | ૧૦૮.૭ | ... | ૨૭.૨ | ૧.૦ | ૨૭.૨ | ૧.૩ |
| જાપાન | ૯૪.૫ | ૨૩ | ૭.૪ | ૧૨ ૪ | ૦.૫૨ | ૪૯.૭ | ૪.૨ |

**૩૪ ખેતીની પેદાશ અને વિગત**—જુદા જુદા દેશોમાં ખેતીની પેદાશ અને રોકાયેલી મૂડી.

| દેશ | મૂડી કરોડ રૂ. | પેદાશની કુલ કિંમત રૂપીઆ કરોડ | પ્રજાના દરેક માણસ દીઠ અવરેજ રૂપીઆ | જાનવરો (પશુઓ) લાખમાં |
|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ... | ૧,૫૧૮ | ૫૯ | ૨,૧૩૯ |
| યુ. કિંગ્ડમ | ... | ૨૮૧.૧ | ૬૨ | ૫૧૪ |
| યુ. સ્ટેટ્સ | ૧૫,૬૦૧ | ૨૧૦૫ | ૧૭૫ | ૧,૮૧૦ |
| કેનેડા | ૨,૦૪૮ | ૨૨૨ | ૨૮૩ | ૧૭૪ |
| જર્મની | ... | ૬૬૬.૭ | ૧૧૧.૧ | ૫૨૩ |
| ફ્રાન્સ | ... | ...... | ... | ૩૭૪ |
| જાપાન | ... | ૩૪૦.૫ | ૫૭ | ૩૯ |

**૩૫ ઉદ્યોગો**—પરદેશોની સરખામણીમાં હિંદના ઉદ્યોગોની વાર્ષિક પેદાશ વગેરે.

| દેશ | કારખાનાં | મજૂરો હજાર | ચોકખી પેદાશ કરોડ રૂા. | મજૂર દીઠ પેદાશ રૂ. મૂડી | મૂડી કરોડ | નિકાસની કિંમત કરોડ |
|---|---|---|---|---|---|---|
| હિંદ | ૬,૪૨૨ | ૧,૫૩૬ | ૪૦૮ | ૨૬૫ | ૭૮૦ | ૪૩ |
| યુ. કિંગ્ડમ | ૧,૦૭,૫૦૦ | ૭,૭૦૦ | ૧,૯૨૫ | ૨,૫૦૦ | ૭,૦૬૭ | ૫૨૭ |
| યુ. સ્ટેટ્સ | ૧,૭૪,૧૩૬ | ૧૪,૧૧૦ | ૮,૮૫૭ | ૬,૩૨૭ | ૨૩,૦૦૦ | ૮૯૫ |
| કેનેડા | ૨૪,૦૨૦ | ૬૪૪ | ૪૮૯ | ૭,૬૪૭ | ૧,૪૪૫ | ૮૧ |
| જાપાન | ૫૯,૮૮૭ | ૫૪૫૯ | ૬૩૩.૩૩ | ૧,૭૬૧ | ૧,૦૦૯ | ૨૪૧ |

**૩૬ વાહનો**—પરદેશોની સરખામણીમાં હિંદમાં વાહનો નીચે મુજબ હતાં.

| દેશ | વહાણવટું ટન | મોટરકારો | મોટર સાઇકલ | રેલ્વે માઇલો | રસ્તાઓ માઇલો | પાણી દ્વારા માર્ગો |
|---|---|---|---|---|---|---|
| હિંદ | ૨,૭૧,૮૨૦ | ૧,૭૪,૪૫૦ | ૧૫,૭૨૯ | ૪૨,૭૫૩ | ૨,૫૩,૧૨૫ | ૪,૦૦૮ |
| યુનાઇટેડ કીંગ્ડમ | ૧,૯૬,૭૨,૦૦૦ | ૧૫,૫૮,૦૭૫ | ૭,૩૪,૧૨૩ | ૨૧,૧૬૨ | ૧,૯૦,૨૨૫ | ૪,૮૫૩ |
| યુ. સ્ટેટ્સ ઑફ અમેરિકા | ૧,૩૪,૪૨,૦૦૦ | ૨,૬૬,૯૭,૩૯૮ | ૧,૧૦,૭૫૭ | ૨,૬૧,૮૧૬ | ૩૦,૦૯,૦૬૧ | ૨૯,૪૧૦ |
| કેનેડા | ૧૪,૬૩,૦૦૦ | ૧૨,૨૨,૭૩૧ | ૯,૪૨૭ | ૪૩,૧૭૩ | ૪,૨૨,૬૪૨ | ૨,૭૦૦ |
| જર્મની | ૪૧,૬૪,૦૦૦ | ૭,૧૫,૦૪૪ | ૭,૯૨,૦૭૫ | ૩૬,૨૫૮ | — | ૭,૬૮૯ |
| ફ્રાન્સ | ૩૫,૫૬,૦૦૦ | ૧૫,૪૪.૦૫૭ | ૪,૪૧,૫૦૩ | ૨૫,૯૬૪ | ૩,૯૩,૮૪૫ | ૬,૨૦૪ |
| જાપાન | ૪૨,૫૫,૦૦૦ | ૯૫,૭૧૭ | ૨૪,૩૩૨ | ૧૩,૩૬૩ | ૫,૯૧,૪૮૪ | — |

**૩૭ શરાફીના સરખામણી**—

| દેશ | બેંકોની સંખ્યા | બેંકોની મૂડી અને રીઝર્વ ફંડ (રૂ. કરોડ) | ડીપોઝીટ (રૂ. કરોડ) | સેવિંગ્સ બેંકમાં [ કરોડમાં ] | સેવિંગ્સ બેંકમાં ડીપોઝીટનાં ખાતાં |
|---|---|---|---|---|---|
| હિંદ | ૮૮૨ | ૨૫.૪૫ | ૨૨૭.૬૬ | ૩૭.૦૨ | ૨૪,૭૭,૬૧૩ |
| યુ. કિંગ્ડમ | ૧૨,૫૫૭ | ૩૧૬.૫ | ૩,૨૨૬.૫ | ૩૮૫.૭ | ૯૮,૫૫,૮૧૭ |
| યુ. સ્ટેટ્સ | ૨૨,૦૭૧ | ૩,૫૪૦.૬ | ૧૩,૭૮૭.૭ | ૯૫.૪ | ૭,૭૦,૮૫૯ |
| કેનેડા | ૪,૧૭૬ | ૧૧૩.૭ | ૮૩૬ | ૬.૮૫ | ૮૦,૦૦,૦૯૮ |
| ફ્રાન્સ | ૨,૦૬૧ | ૪૮.૯ | ૫૧૦.૫ | ૩૪૮.૯ | ૯૮,૨૯,૦૨૨ |
| જર્મની | ૨,૧૬૬ | ૨૧૨.૩ | ૧,૦૮૪.૮ | —— | —— |
| જાપાન | ૬,૬૭૦ | ૫૩૭.૩ | ૧,૪૦૭.૫ | ૩૪૬.૯ | ૩,૮૩,૩૨,૭૭૩ |

**૩૮ શિક્ષણ**—પરદેશોની સરખામણીમાં હિંદ શિક્ષણમાં કેટલું પછાત છે, તે બતાવનાર કોઠો.

| દેશ | વિદ્યાર્થીઓની સંખ્યા | ખર્ચ (કરોડ રૂ.) | પ્રાથમિક શિક્ષણ | ખર્ચ કરોડ રૂ.માં | ઉચ્ચ શિક્ષણ | ખર્ચ (કરોડ રૂ.) | કુલ વસતિ (લાખમાં) |
|---|---|---|---|---|---|---|---|
| બ્રિ. હિંદ. | ૧,૨૬,૮૯,૦૮૬ | ૨૮.૩૨ | ૯૩,૬૨,૭૪૮ | ૮.૧૪ | ૯૨,૦૦,૦૨૮ | ૩૯૨ | ૨૭૨ |
| યુ. કિંગ્ડમ | ૮૭,૧૯,૧૩૪ | ૧૪૯.૮૧ | ૬૧,૮૬,૯૭૩ | ૮૬ ૨૧ | ૬,૧૭૧૨ | ૫૬ | ૪૨૭ |
| યુ. સ્ટેટ્સ | ૨,૯૧,૫૬,૨૮૬ | ૮૦૧.૪ | ૨,૩૫,૩૪,૦૦૦ | ૩૪૭ | ૯,૭૧,૦૦૦ | ૩૭૪.૧૭ | ૧૦૫.૭ |
| કેનેડા | ૧૫,૪૨,૭૪૭ | ૪૯.૭૨ | ૨૦,૦૫,૬૫૨ | ૪૮.૧ | ૪૧,૧૬૮ | ૬.૬ | ૮૮ |
| જર્મની | ૧,૦૪,૩૦,૭૭૪ | — | ૬૭,૭૧,૪૦૯ | — | ૧,૩૧,૦૮૧ | — | ૬૨૪ |
| ફ્રાન્સ | ૬૩,૭૧,૪૩૯ | ૧૫.૩ | ૫૫,૭૬,૩૧૨ | — | ૯૧,૯૧૦ | — | ૪૦૨ |
| જાપાન | ૧,૨૪,૨૮,૫૧૯ | ૭૧ ૫ | ૯૯,૨૩,૭૭૭ | — | ૧,૪૩,૫૦૩ | — | ૫૯ ૭ |

**૩૯ ખેતીની પેદાશ**—પરદેશોની સરખામણીમાં હિંદમાં ખેતીની પેદાશ કેટલી નબળી છે, તે નીચેના કોઠાથી જણાશે.

| દેશ | ચોખા (દર એકરે) રતલ | ઘઉં (દર એકરે) રતલ | ખેતીમાં રોકાયેલ પ્રજાની વસતિના સરેરાશ ટકા |
|---|---|---|---|
| ઇટાલી | ૪,૬૦૧ | ૧,૨૪૧ | — |
| જાપાન | ૨,૭૦૭ | ૧,૫૦૮ | ૫૦.૩ |
| ઇજિપ્ત | ૨,૩૫૬ | ૧,૬૮૮ | — |
| યુ. સ્ટેટ્સ | ૨,૧૧૨ | ૯૭૩ | ૨૨.૦ |
| યુ. કિંગ્ડમ | —— | ૧,૮૧૨ | ૭.૧ |
| જર્મની | —— | ૧,૭૪૦ | ૩૦.૫ |
| હિંદ | ૧,૩૫૭ | ૬૩૨ | ૬૭ ૨ |

**૪૦ જલવિદ્યુતશક્તિ**—પરદેશોના મુકાબલે હિંદ જલવિદ્યુત્‌શક્તિ પેદા કરવામાં બહુ પછાત રહ્યું છે, તે નીચેના કોઠા પરથી સમજાશે.

| દેશ | જલશકિતનાં સાધનો [૧૦ લાખ અશ્વબળ] | સાધનોનો વિકાસ [૧૦ લાખ અશ્વબળ] | કેટલા ટકા વિકાસ |
|---|---|---|---|
| યુ. સ્ટેટ્સ | ૩૫.૦ | ૧૧.૭ | ૩૩ |
| કેનેડા | ૧૮.૨ | ૪.૫ | ૨૫ |
| ફ્રાન્સ | ૫ ૪ | ૨.૧ | ૩૭ |
| જાપાન | ૪.૫ | ૧.૭ | ૩૭ |
| સ્પેન | ૪.૦ | ૧.૦ | ૨૫ |
| ઇટાલી | ૩.૮ | ૧.૮ | ૪૭ |
| સ્વીટઝરલેંડ | ૨.૫ | ૧.૮ | ૭૨ |
| જર્મની | ૨.૦ | ૧.૧ | ૫૫ |
| હિંદ | ૨૭.૦ | ૦.૮ | |

**૪૧ શક્તિનો વપરાશ**—પરદેશોની સાથે હિંદમાં જુદી જુદી મનુષ્ય તથા કોલસા, તેલ, પાણી વગેરેમાંથી મેળવેલી શક્તિ કેટલીક વપરાય છે તેનો કોઠો.

| દેશ | ૧૦ લાખ અશ્વબળમાં | મનુષ્ય દીઠ કલાક શક્તિ | કોલસા | પેટ્રોલ | પાણી | કુલ |
|---|---|---|---|---|---|---|
| હિંદ | ૧૦૬ | ૦.૪૭ | ૩૪ | ૮ | ૩ | ૧૫૧ |
| યુ. સ્ટેટસ | ૪૦ | ૧૩.૩૮ | ૧૦૦૧ | ૪૮૧ | ૧૨૧ | ૧,૬૪૩ |
| કેનેડા | ૩૩ | ૧૩.૦૩ | ૫૫ | ૧૭.૬ | ૫૯ | ૧,૩૪૯ |
| ગ્રેટબ્રિટન | ૧૫ | ૬.૬૫ | ૨૭૦ | ૨૮.૩ | ૪ | ૩,૧૭૩ |
| જર્મની | ૨૧ | ૬.૦૪ | ૩૩૩ | ૯.૫ | ૧૩ | ૩,૭૬૫ |
| ફ્રાન્સ | ૧૪ | ૪.૩૫ | ૧૨૭ | ૧૨.૩ | ૨૪ | ૧,૭૭.૩ |
| જાપાન | ૨૧ | ૧.૭૫ | ૫૨ | ૭ | ૩૦ | ૧૧૦ |

યુનાઇટેડ સ્ટેટ્સમાં ૭૫ ટકા ઉદ્યોગો વિદ્યુતથી ચાલે છે. જર્મનીમાં અને કેનેડામાં ૭૦ ટકા અને ૫૦ ટકા. ગ્રેટબ્રિટનમાં પણ વિદ્યુતથી જ ચાલે છે.

**૪૨ વીમો**—જુદા જુદા દેશોની સરખામણીમાં હિંદમાં નીચે મુજબ જીવનનો વિમો ઉતરાવેલો હતો યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂપિયા ૨૪,૦૦૦ કરોડ, ગ્રેટબ્રિટનમાં ૩,૦૦૦ કરોડ, કેનેડામાં ૧,૩૦૦ કરોડ, જાપાનમાં ૧,૦૧૯ કરોડનો જીવનનો વીમો ઉતરાવેલો હતો. યુનાઇટેડ સ્ટેટ્સના દરેક મનુષ્ય દીઠ રૂપિયા ૨,૩૦૦, કેનેડા, ૧,૭૬૦, ગ્રેટબ્રિટન ૭૩૦, જાપાન ૧૫૭ અને હિંદના રૂપિયા ૫૫ આવે છે. ન્યુઝીલાંડ દર મનુષ્ય દીઠ રૂપિયા ૯૮૪.૬, ઓસ્ટ્રેલિયા ૭૫૦.૭, સ્વીડન ૫૬૩.૭, ઇટાલી ૪૧૮.૦ નોર્વે ૩૭૬.૭ નેધરલેંડ ૩૩૮.૨ આવતા હતા. આ ઉપરથી ગણત્રી કરતાં અમેરિકાએ ૪ માણસે ૧ માણસની જિંદગીનો વીમો ઉતરાવેલ હોય છે, ઇગ્લાંડમાં ૧૦ માણસે એક, જાપાનમાં ૫ માણસે ૧ અને હિંદમાં ૫૦૦ માણસે ૧ નો વિમો ઉતરાવેલ હોય છે.

**૪૩ જોઈન્ટ સ્ટોક કંપનીઓ**—

| દેશ | સંખ્યા | ભરાયેલી થાપણ (કરોડ રૂપિયામાં) |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૪,૭૫,૦૩૧ | ૨૨,૮૧૦ |
| ગ્રેટબ્રિટન | ૧,૧૦,૧૩૯ | ૪,૩૩૦ |
| જાપાન | ૫૭,૨૨૬ | ૧,૮૬૦ |
| કેનેડા | ૧૮,૫૭૬ | ૩,૧૪૨ |
| હિંદ | ૭,૩૨૮ | ૨૮૨ |

**૪૪ કાપડના વપરાશની સરખામણી**—

| દેશ | માણસ દીઠ કાપડ (વારમાં) |
|---|---|
| કેનેડા | ૩૭.૭ |
| યુ. સ્ટેટ્સ | ૬૪.૦ |
| સ્વીડન | ૩૬.૦ |
| જર્મની | ૩૪.૦ |
| મલાયા | ૩૦.૬ |
| ડેન્માર્ક | ૩૦.૦ |
| જાપાન | ૨૧.૪ |
| મિસર | ૧૯.૧ |
| બ્રાઝિલ | ૧૮.૯ |
| ઈરાક | ૧૬.૯ |
| હિંદુસ્તાન | ૧૬.૧ |
| ગ્રીસ | ૧૫.૦ |

**૪૫ પરદેશોમાં વસ્તુઓની પેદાશ**—પરદેશોમાં વસ્તુઓની એટલે અનાજ, ધાતુઓ તથા બીજી કાચી વસ્તુઓની પેદાશ નીચે મુજબ ૧૯૩૬ માં થઇ હતી.

**ઘઉં**—જગતની કુલ પેદાશ (૧ કરોડ ૪૮૦ રતલના ક્વાટરમાં) કુલ પેદાશ ૬૩ાા કરોડ ક્વાટર, રશિયા ૧૪ાા કરોડ, ચીન ૧૦ કરોડ, યુનાઇટેડ સ્ટેટ્સ ૭ાા કરોડ, હિંદ ૪ાા કરોડ, કેનેડા ૩ાા કરોડ, ફ્રાન્સ ૩ાા કરોડ વગેરે.

**ઓટ્સ** (જવની જાત)—જગતની કુલ પેદાશ (૩૨૦ રતલનો ક્વાટર) ૪૦ાા કરોડ ક્વાટર. રશિયા ૧૩ કરોડ, અમેરિકા ૧૨ કરોડ, કેનેડા ૪ાા કરોડ, જર્મની ૪ કરોડ, ફ્રાન્સ ૩ કરોડ વગેરે.

**ચોખા**—ચીન ૫ાા કરોડ ટન, હિંદ ૪ાા કરોડ ટન, જાપાન-કોરિયા ૧ાા કરોડ ટન વગેરે જગતની કુલ પેદાશ ૧૩ કરોડ ટનની.

**જવ** (બારલી)—જગતની કુલ પેદાશ (૩૨૦ રતલનો ક્વાટર) ૨૪ કરોડ. ચીન ૪ાા કરોડ, રશિયા ૪ કરોડ, અમેરિકા ૭ાા કરોડ, જર્મની ૨ કરોડ, જાપાન-કોરીયા ૧ાા કરોડ.

**રાઇ**—જગતની કુલ પેદાશ (૪૮૦ રતલના ક્વાટરમાં) ૧૯ાા કરોડ ક્વાટર. રશિયા ૯ાા કરોડ, જર્મની ૩ાા કરોડ, પોલાંડ ૩ કરોડ.

**મકાઇ**—જગતની કુલ પેદાશ (૪૦૦ રતલનો ક્વાટર) ૩૮ાા કરોડ ક્વાટર. અમેરિકા ૨૫ાાા કરોડ, આર્જેન્ટાઇન ૫ાા કરોડ, ચીન ૨ાા કરોડ, રૂમાનિયા ૨ાા કરોડ, રશિયા ૧ાાા કરોડ, હિંદ ૧ાા કરોડ.

**ચા**—જગતની કુલ પેદાશ ૮ાા લાખ ટન, હિંદ ૧ાાા લાખ ટન, સિલોન ૯૬ હજાર, ચીન ૪ લાખ ટન, ડચ ઇસ્ટ ઇંડિઝ ૭૦ હજાર ટન, જાપાન ૪૪ હજાર ટન વગેરે.

**કૉફી**—બ્રાઝિલ ૧૪ લાખ ટન, કોલંબિયા ૨ાા લાખ ટન વગેરે. કુલ પેદાશ ૨૨ લાખ ટન.

**તમાકુ**—કુલ ૨૬ લાખ ટન. ચીન ૬ાા લાખ ટન, અમેરિકા ૬ લાખ ટન, હિંદ ૫ાાા લાખ ટન.

**બટાટા**—કુલ ૨૨ કરોડ ટન. રશિયા ૭ કરોડ ટન, જર્મની ૪ કરોડ ટન, પોલાન્ડ ૩ાા કરોડ ટન, ફ્રાન્સ ૧ાા કરોડ ટન વગેરે.

**બીટરૂટની ખાંડ**—રશિયા ૨ાા કરોડ ટન, જર્મની ૧ાા કરોડ ટન, અમેરિકા ૧ કરોડ ટન, ફ્રાન્સ ૮ાા લાખ ટન વગેરે. કુલ પેદાશ ૬૨ લાખ ટન.

**શીંગદાણા**—કુલ ૮૦ લાખ ટન. ચીન ૨૬ાા લાખ ટન, હિંદ ૨૦ લાખ ટન, આખું બીન-એશિયા ૫ાા લાખ ટન વગેરે.

**શેરડીની ખાંડ**—કુલ ૧ાા કરોડ ટન. હિંદ ૩૬ લાખ ટન, ક્યુબા ૨૪ લાખ ટન, ફૉર્મોસા ૧૧ાા લાખ ટન, ફિલિપાઇન ૧૦ લાખ ટન, અમેરિકા ૧૦ાા લાખ ટન, હવાઈ ૮ લાખ ટન વગેરે.

**માખણ**—અમેરિકા ૧૦ લાખ ટન, રશિયા ૫ લાખ ટન, જર્મની ૪ાા લાખ ટન વગેરે. કુલ ૩૫ લાખ ટન.

**શણ** (Flax)—રશિયામાં ૫ાા લાખ ટન મુખ્યત્વે થાય છે. જગત કુલ ૭ાા લાખ ટન. હેમ્પ (શણ) રશિયામાં ૧ાા લાખ ટન થાય છે.

**કપાસ**—અમેરિકા ૨૩ લાખ ટન, હિંદ ૧૦ાા લાખ ટન, ચીન ૬ાાા લાખ ટન, રશિયા ૫ાા લાખ ટન, ઇજિપ્ત ૪ લાખ ટન, બ્રાઝિલ ૩ લાખ ટન વગેરે. કુલ ૫૬ લાખ ટન.

**કપાસિયા**—કુલ ૧ાાા કરોડ ટન. અમેરિકા ૪૩ાા લાખ ટન, હિંદ ૨૪ લાખ ટન, ચીન ૧૧ાા લાખ ટન, રશિયા ૧૧ાા લાખ ટન વગેરે.

**ઊન**—ઓસ્ટ્રેલિયામાં ૪ાા લાખ ટન. અમેરિકામાં ૨ લાખ ટન, આર્જેન્ટાઇનમાં ૧ાા લાખ ટન, ન્યુઝીલેન્ડમાં ૧ાા લાખ ટન વગેરે. કુલ ૧૬ાા લાખ ટન.

**તેલ** (Petroleum)—અમેરિકા ૧૨ાા કરોડ ટન, રશિયા ૨ાા કરોડ ટન, વેનેઝુએલા ૨ કરોડ ટન, રૂમાનિયા ૧૬ લાખ ટન, ઈરાન ૭૦ લાખ ટન, ડચ ઇસ્ટ ઈંડિઝ ૫૫ લાખ ટન.

**લાકડાનો માવો** ( કાગળ બનાવવા માટે )—કુલ ૨ાા કરોડ ટન. રશિયામાં ૭૦ લાખ ટન, અમેરિકામાં ૪૨ાા લાખ ટન, કેનેડામાં ૩૨ લાખ ટન, સ્વીડનમાં ૨૯ લાખ ટન, જર્મનીમાં ૯ લાખ ટન અને ફિન્લેન્ડમાં ૧૫ાા લાખ ટન વગેરે. કુલ ૨ાા કરોડ ટન.

**રબર**—મલાયામાં ૩ાા લાખ ટન, ડચ ઈસ્ટ ઈંડિઝમાં ૨ાા લાખ ટન, સિલોનમાં ૫૦ હજાર ટન વગેરે. જગતની કુલ પેદાશ ૮ લાખ ટન.

**વિદ્યુત શક્તિ**—અમેરિકા ૧૨,૩૦૦ કરોડ કીલો કલાક, જર્મની ૩,૪૫૦ કરોડ, રશિયા ૨,૫૯૦ કરોડ,ગ્રેટ બ્રિટન ૨,૩૬૦ કરોડ,કેનેડા ૨,૧૪૦ કરોડ,જાપાન ૨,૯૦૦ કરોડ. કુલ ૩૩,૦૦૦ કરોડ.

**સોનું**—ટ્રાન્સવાલ ૧ કરોડ ઔંસ, રશિયા ૫૦ લાખ ઔંસ, અમેરિકા ૩૦ લાખ, કેનેડા ૩૦ લાખ, ઓસ્ટ્રેલિયા ૧૨ાા લાખ, જાપાન-કોરિયા ૮ાા લાખ ઔંસ. કુલ ૩ કરોડ ઔંસ. હિંદમાં કોલાર માઇસોરમા થોડું સોનું નિકળે છે.

**ચાંદી**—મેક્સિકો ૭ાા ઔંસ, અમેરિકા ૫ કરોડ ઔંસ, પેરૂ બોલેવિયા ૨ કરોડ ઔંસ. કુલ ૨૦ કરોડ ઔંસ. આ ધાતુ મિશ્ર મળે છે.

**ટિન**—મલાયા ૩૭ હજાર ટન, બોલેવિયા, ૨૩ હજાર ટન, ડચ ઇસ્ટ ઇંડિઝ ૧ હજાર ટન વગેરે. કુલ ૧૩ લાખ ટન. હિંદમાં આ ધાતુ મળી નથી.

**તાંબુ**—અમેરિકા ૩ લાખ ટન, ચીલી ૨ાા લાખ ટન કેનેડા ૧ાા લાખ ટન વગેરે. કુલ ૧૩ લાખ ટન. હિંદમાં આરાકમમાં થોડુ નીકળે છે.

**એલ્યુમિનિયમ**—જર્મની ૫૬ હજાર ટન, અમેરિકા ૫૦ હજાર ટન, રશિયા ૨૩ હજાર ટન. કુલ ૨૩૫ હજાર ટન.

**રેડિયમ**—$\frac{1}{2}$ રતલ બેલ્જીઅમ, કેનેડા અને ઝેકોસ્લોવેકિયામાં જ માત્ર મળે છે.

**લોઢું પાકું**—(Pig Iron) અમેરિકામાં ૨ કરોડ ટન, રશિયા ૧ાા કરોડ ટન, જર્મની ૧ાા કરોડ ટન, બ્રિટન ૬૫ લાખ ટન, ફ્રાન્સ ૫૭ાા લાખ ટન, જાપાન ૧૯ લાખ ટન વગેરે. કુલ ૭ાા કરોડ ટન. હિંદમાં ૧૩ લાખ ટન.

**પોલાદ**—અમેરિકા ૩ાા કરોડ ટન, જર્મની ૨ાા કરોડ ટન, રશિયા ૧ાા કરોડ ટન, બ્રિટન ૧ કરોડ ટન વગેરે. કુલ ૯ાા કરોડ ટન. હિંદમાં ૧૨ લાખ ટન.

**કોલસા**—અમેરિકા ૩૭ાા કરોડ ટન, જર્મની ૨૯ કરોડ ટન, બ્રિટન ૧ાા કરોડ ટન રશિયા ૧ કરોડ ટન, ફ્રાન્સ ૪૫ લાખ ટન વગેરે. જગતની કુલ પેદાશ ૧ાા અબજ ટન છે. હિંદ ૨ાા કરોડ ટન.

**મેંગેનિઝ**—રશિઆ ૨૧ાા લાખ ટન, હિંદ ૩ાા લાખ ટન. કુલ ૩૩ લાખ ટન પેદાશ થાય છે.

**મોટરકારો**—અમેરિકા ૪૦ લાખ, બ્રિટન ૫ લાખ, જર્મની ૨ાા લાખ, રશિઆ ૨ાા લાખ, કુલ ૬૦ લાખ મોટરો દર વરસે પેદા થાય છે. હિંદી સરકારની બેપરવાઇથી હિંદમાં આ ઉદ્યોગનો પ્રવેશ થયો નથી.

**ગાય બળદો**—હિંદમાં ૨૦ કરોડ, અમેરિકામાં ૬ાા કરોડ, રશિઆ પાંચ કરોડ જર્મની ૪ાા કરોડ જેટલાં ગણાયાં છે.

આ ઉપરથી જણાશે કે આખા જગતમાં એવો એક પણ દેશ નથી, કે જેમાં સૌ વસ્તુઓ મળતી હોય. માત્ર અમેરિકા વસ્તુઓના ઉત્પાદનમાં પહેલો નંબર ભોગવે છે. એ દેશમાં ટિન ચા, જ્યૂટ, રબર પેદા થતાં નથી. રશિઆનો નંબર બીજો છે. એમાં પણ ઉપલી ચીજો ઉત્પન્ન થતી નથી. હિંદનો નંબર ત્રીજો છે. પરંતુ હિંદમાં હજી પુષ્કળ વસ્તુઓ ભરી છે. પરંતુ હિંદની જમીનની નિયમિત અને સારી સરવે થઈ નથી. આથી હિંદની ભૂમિમાં અઢળક સંપતિ છુપાયેલી પડી છે.

**૪૬ પરદેશી વહાણવટું**—૧૯૩૬ની સાલમાં નીચે મુજબ હતાં.

| દેશ | ટન |
|---|---|
| ગ્રેટ બ્રિટન | ૧ાા કરોડ |
| ગ્રીસ | ૧૮ લાખ |
| ફ્રાન્સ | ૩૦ લાખ |
| જર્મની | ૪૦ લાખ |
| બીજા દેશો | ૫૯ લાખ |
| બ્રિટિશ સંસ્થાઓ | ૩૦ લાખ |
| ડેન્માર્ક | ૧૨ લાખ |
| સ્પેન | ૧૨ લાખ |
| અમેરિકા | સાગર ૫૪ લાખ |
| | નદી ૨૫ લાખ |
| રશિઆ | ૧૫ લાખ |
| હોલાન્ડ | ૨૫ લાખ |
| ઈટાલી | ૩૦ લાખ |
| જાપાન | ૪૨ લાખ |
| નોર્વે | ૪૦ લાખ |
| સ્વીડન | ૧૫ લાખ |

**૪૭ પરદેશોની ઔદ્યોગિક પ્રવૃત્તિઓ**—પરદેશોમાં ઔદ્યોગિક પ્રવૃત્તિઓનો વિકાસ નીચેના કોઠામાં દર્શાવ્યો છે. હિંદના આંકડાઓ મળતા નથી. એ વરસોમાં હિંદમાં ઔદ્યોગિક પ્રવૃત્તિનો વિકાસ થોડો પણ થયો નથી.

| દેશ | ૧૯૩૨ ટકા | ૧૯૩૩ ટકા | ૧૯૩૪ ટકા | ૧૯૩૫ ટકા | ૧૯૩૬ ટકા | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| આખું જગત | ૬૯ | ૭૮ | ૮૫ | ૯૫ | • | |
| રશિયા | ૨૨૩ | ૨૭૩ | ૨૬૭ | ૩૪૧ | ૩૪૪ | ખૂબ વિકાસ થયો છે. |
| જાપાન | ૧૨૦ | ૧૪૦ | ૧૩૫ | ૧૫૦ | ૧૪૨ | સાધારણ વિકાસ છે. |
| બ્રિટન | ૯૮ | ૧૦૪ | ૧૦૫ | ૧૧૩ | ૧૧૫ | ” ” |
| જર્મની | ૭૮ | ૮૮ | ૮૯ | ૧૦૦ | ૯૮ | ” ” |
| કેનેડા | ૬૮ | ૭૪ | ૭૬ | ૮૩ | ૮૩ | ” ” |
| અમેરિકા | ૬૮ | ૬૫ | ૭૫ | ૮૩ | ૮૦ | ” ” |
| ફ્રાન્સ | ૭૫ | ૬૭ | ૬૭ | ૬૮ | ૭૧ | વિકાસ નથી. |

હમણાં યુદ્ધ ચાલે છે. આથી રશિયા, જાપાન અમેરિકા, જર્મની અને બ્રિટનની ઔદ્યોગિક પ્રવૃત્તિઓ ચાર પાંચ ગણી વધી ગઇ છે.

**૪૮ પરદેશોમાં વહાણોની સંખ્યા**—નીચે મુજબ જુદા જુદા દેશોમાં વહાણોની સંખ્યા હતી.

| દેશ | | સ્ટીમરો | મોટર બોટો | વહાણો | કુલ |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ટન | ૧,૧૬,૫૭,૬૧૪ | ૩૫,૨૫,૩૧૯ | ૨,૧૨,૧૫૫ | ૨,૦૩,૮૫,૧૩૮ |
| | સંખ્યા | ૭,૯૧૬ | ૧,૧૬૩ | ૬૨૫ | ૩,૫૭૬ |
| અમેરિકા | ટન | ૧,૧૨,૫૪,૯૪૯ | ૭,૩૨,૦૮૫ | ૫,૦૯,૭૧૨ | ૧,૨૫,૫૧,૫૬૭ |
| | સંખ્યા | ૨,૭૬૩ | ૪૦૭ | ૪૫૬ | ૩,૫૭૬ |
| જાપાન | ટન | ૩૨,૪૭,૯૨૯ | ૯,૬૭,૭૪૧ | ૦ | ૪૨,૧૫,૬૯૦ |
| | સંખ્યા | ૧,૪૨૪ | ૯૫૩ | ● | ૨,૩૬૭ |
| નોર્વે | ટન | ૧૯,૫૨,૧૦૧ | ૨૧,૦૧,૫૫૪ | ૮૫૦ | ૪૦,૫૪,૪૮૫ |
| | સંખ્યા | ૧,૩૭૭ | ૪૮૦ | ૨ | ૧,૮૫૯ |
| જર્મની | ટન | ૨૯,૨૩,૩૦૬ | ૭,૮૪,૮૯૬ | ૧૦,૨૬૫ | ૩૭,૧૮,૪૨૭ |
| | સંખ્યા | ૧,૪૩૩ | ૬૫૨ | ૯ | ૨,૦૯૪ |
| ઇટાલી | ટન | ૨૪,૧૧,૫૦૩ | ૬,૪૫,૨૫૦ | ૪૨,૪૦૬ | ૩૦,૦૧,૪૫૫ |
| | સંખ્યા | ૯૭૬ | ૨૭૫ | ૧૭૪ | ૧,૨૪૫ |

**૪૯ પરદેશમાં વિમાની વહેવાર**—જુદા જુદા દેશોમાં નીચે મુજબ વિમાન વહેવાર હતો. પરંતુ હાલ મહાનયુદ્ધને લીધે વિમાનો યુદ્ધમાં રોકાઈ ગયાં છે.

| દેશ | ૧૯૩૫—૩૬ માટે ખર્ચ પૌન્ડ | માઇલો | મુસાફરો | માલ ટન |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૭,૫૯,૦૪૧ | ૮૪,૧૨,૦૦૦ | ૨,૦૦,૧૦૦ | ૧,૮૯૮ |
| કેનેડા | ૧,૫૩,૦૦૦ | ૭૫,૨૨,૫૦૯ | ૧,૭૭,૪૭૨ | ૧૧,૮૪૯ |
| ઓસ્ટ્રેલિયા | ૨,૧૪,૧૫૦ | ૨૩,૨૨,૫૦૯ | ૧૭,૨૮૮ | ૧૪૯ |
| બેલ્જિયમ (જર્મનીએ લીધું છે.) | ૧,૨૮,૧૨૭ | ૧૦,૧૯,૫૫૯ | ૨૪,૬૫૦ | ૪૧૩ |
| હિંદ | ૧,૨૦,૬૬૮ | ૫,૩૯,૫૫૮ | ૫૪૨ | ૩ |
| ફ્રાન્સ | ૧૬,૯૨,૧૭૧ | ૬૯,૫૧,૬૩૩ | ૫૬,૩૯૩ | ૧,૩૦૪ |
| જર્મની | ૧,૦૧,૮૮,૧૦૬ | ૯૨,૬૮,૧૧૦ | ૧,૭૮,૧૫૨ | ૧,૮૪૭ |
| જાપાન | ૨,૫૧,૫૧૧ | ૧૧,૭૬,૦૮૫ | ૧૩,૨૧૧ | ૬૦ |
| ઇટાલી | ૭,૯૫,૮૯૦ | ૨૭,૭૨,૦૪૨ | ૫૩,૬૬૪ | ૯૪૧ |
| અમેરિકા | ૫૫,૩૪,૧૫૩ | ૬,૩૫,૪૦,૨૩૩ | ૮,૬૦,૭૬૨ | ૨,૪૬૧ |
| રશિયા | ● | ૩,૧૧,૬૦૦ | ૧૪,૨૩૭ | ૦ |

ઉડ્ડયનમાં અમેરિકાનો નંબર પહેલો છે. ૧૯૩૯ ની સાલમાં બેવડાયું હતું. હાલ યુદ્ધ પરિસ્થિતિ અંગે તેના પ્રમાણમાં ઘટાડો થયો છે.

**૫૦ પરદેશોના પ્રમાણમાં હિંદનું આયુષ્ય પ્રમાણ**—

| દેશ | જન્મ પ્રમાણ દર હજારે | મરણ પ્રમાણ દર હજારે | બાલ મરણનું પ્રમાણ એક હજાર જીવતાં જન્મેલાં બાળકો દીઠ એક વરસની ઉંમર પહેલાં મરી જનારાં બાળકોનું પ્રમાણ | આયુષ્યનું પ્રમાણ વર્ષોમાં પુરુષ | આયુષ્યનું પ્રમાણ વર્ષોમાં સ્ત્રી |
|---|---|---|---|---|---|
| કેનેડા | ૨૦.૩ | ૯.૬ | ૬૧ | ૫૮.૯૬ | ૬૦.૭૩ |
| યુ. એસ. ઓફ અમેરિકા | ૧૭.૩ | ૧૦.૬ | ૪૮ | ૬૦.૬૦ | ૬૪.૫૦ |
| જર્મની | ૨૦.૩ | ૧૨.૩ | ૬૦ | ૫૯.૮૬ | ૬૨.૮૧ |
| બ્રિટન | ૧૫.૩ | ૧૨.૨ | ૫૩ | ૬૦.૧૮ | ૬૪.૪૦ |
| ઓસ્ટ્રેલિયા | ૧૭.૭ | ૯.૯ | ૩૮ | ૬૩.૪૮ | ૬૭.૧૪ |
| જાપાન | ૨૭.૦ | ૧૭.૬ | ૧૧૪ | ૪૬.૦૨ | ૪૯.૬૩ |
| હિંદુસ્તાન | ૩૩.૦ | ૨૧.૮ | ૧૬૭ | ૨૬.૯૧ | ૨૬.૫૬ |

**૫૧ પરદેશોમાં એકર દીઠ ખેતીની પેદાશ**—પરદેશોમાં એકર દીઠ ખેતીની પેદાશ નીચે મુજબ થાય છે. એકર દીઠ ઉતરતો પાક ( ટનમાં ) (૧૯૩૯–૪૦).

| દેશ | ચોખા | ઘઉં | શેરડી | રૂ |
|---|---|---|---|---|
| યુ. સ્ટેટ્સ | ૧.૦૧ | ૦.૩૭ | ૨૦.૦૬ | ૦.૧૧ |
| કેનેડા | — | ૦.૫૨ | — | — |
| ઓસ્ટ્રેલિયા | — | ૦.૪૨ | — | — |
| જાપાન | ૧.૬૧ | — | — | — |
| મીસર | — | — | — | — |
| જાવા | — | — | ૪૯૧ | — |
| હિંદુસ્તાન | ૦.૩૫ | ૦.૩૨ | ૧૨.૬૬ | ૦.૦૪ |

**૫૨ પરદેશોમાં થતી બચત**—રાષ્ટ્રિય આવકનો મોટો ભાગ ખર્ચ થાય છે. પરંતુ ઘણા દેશો એ રાષ્ટ્રિય આવકના અમુક ટકા બચાવે છે. એ એ દેશની સમૃદ્ધિમાં વધારો ગણાય છે. હિંદમાંના આંકડા લભ્ય નથી.

| વરસો | બ્રિટન | અમેરિકા | જર્મની | જાપાન | રશિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૦૦–૧૯૧૦ | ૧૨.૨ | ૧૪.૩ | ૧૯.૧ | — | ૮.૨ |
| ૧૯૧૯–૧૨૨૪ | ૮.૧ | ૧૨.૨ | — | ૧૨.૯ | — |
| ૧૯૨૫–૧૯૩૦ | ૭.૬ | ૧૦.૯ | ૭.૭ | ૧૯.૮ | ૭.૮ |
| ૧૯૩૪–૧૯૩૭ | ૭.૦ | ૫.૦ | ૧૧.૮ | ૨૧.૯ | ૧૪.૨ |

**૫૩ પરદેશો અને હિંદના વસ્તુઓની પેદાશના પ્રમાણના ટકા**—

**ઘઉં**—જગતના ૧૦૦ ટકામાંથી રશિઆ ૩૦ ટકા, યુ. સ્ટેટ્સ ૧૬ ટકા, કેનેડા ૧૧ ટકા, હિંદ ૭ ટકા ફ્રાન્સ ૬ ટકા, ઑસ્ટ્રેલિઆ ૬ ટકા, ઇટાલી ૫ ટકા, જર્મની ૪ ટકા, તુર્કી ૩ ટકા, જાપાન ૧ ટકા અને મિસર ૧ ટકા ઘઉં પેદા કરે છે.

**ચોખા**—જગતની ૧૦૦ ટકાની પેદાશમાંથી એશિઆમાં ૯૬ ટકા ચોખા પેદા થાય છે. આમાં ચીન ૩૫ ટકા, હિંદ ૨૬ ટકા, જાપાન ૯ ટકા, બ્રહ્મદેશ ૬ ટકા પેદા કરે છે.

**ખાંડ**—જગતની ખાંડની ૧૦૦ ટકાની પેદાસમાં હિંદ ૧૮ ટકા, ક્યુબા ૧૬ ટકા, જાવા ૮ ટકા, ફોરમોસા ૭ ટકા, અને બ્રાઝિલ ૬ ટકા પેદા કરે છે.

**તમાકુ**—યુ. સ્ટેટ્સ ૨૮ ટકા, હિંદ ૨૨ ટકા, રશિયા ૧૨ ટકા, પેદા કરે છે

**કપાસ**—યુ. સ્ટેટ્સ ૪૧ ટકા. હિંદ ૧૫ ટકા, રશિઆ ૧૩ ટકા, ચીન ૧૧ ટકા, બ્રાઝિલ ૭ ટકા, મિસર ૬ ટકા કપાસ પેદા કરે છે.

**ચા**—ચીન ૪૯ ટકા, હિંદ ૨૩ ટકા, લંકા ૧૨ ટકા, પૂર્વ ડચ ઇન્ડિઝ ૯ ટકા અને જાપાન ૬ ટકા પેદા કરે છે.

**કોલસો**—હિંદ ૨ ટકા, યુ. સ્ટેટ્સ ૨૯ ટકા, ગ્રેટ-બ્રિટન ૧૯ ટકા, જર્મની ૧૫ ટકા પેદા કરે છે.

**પરસેવો :** શરીરમાં ગરમી વધે છે ત્યારે ચામડીનાં છીદ્રો દ્વારા પાણી બહાર નીકળે છે, તેને પરસેવો કહે છે. આ પરસેવો આવવાથી શરીરની ગરમી સમતોલ રહે છે. ઉનાળામાં ગરમીથી પરસેવો વધારે નીકળે છે. બીજી ઋતુઓમાં નીકળતો નથી; પરંતુ સખત મહેનત કરવાથી પરસેવો શરીરમાંથી નીકળે છે. ઘણી વખત ચોંકાવનારા બનાવોની અસરથી શરીર રેબઝેબ થઇ જાય છે. પરસેવો ઠંડીના દિવસોમાં પણ નીકળે છે, પરંતુ તે વરાળરૂપે હોવાથી દેખાતો નથી. પરસેવા સંબંધી કેટલાક નિયમો નીચે મુજબ છે.

૧ પરસેવો થાય કે તરત જ એને લૂછી નાખવો જોઇએ નહિ, તો પવનનો ઝપાટો લાગતાં શરદી થાય છે અને બીજી બિમારીઓ પણ થાય છે.

૨ પરસેવામાં બહારનું બારિક રજકણ મળી શરીર ઉપર મેલનો થર બંધાય છે. આથી શરીર ગંધાય છે અને રોગો ઉત્પન્ન થાય છે. માટે શરીર ખૂબ ચોળી અથવા સાબુ જેવાં દ્રવ્યો વાપરી દરરોજ શુદ્ધ કરવું જોઇએ.

૩ પરસેવાથી ભીંજાયેલું કપડું સુકાવ્યા વિના પહેરવું ન જોઇએ અને તે કપડું દરરોજ સાબુથી ધોવડાવવું જોઇએ. પરસેવામાં હજાર ભાગમાં ૯૯૫ ભાગ પાણીના અને પાંચ ભાગ ક્ષારના હોય છે. ઘણાંઓનો પસીનો ગંધાય છે.

**પર્વતો હિંદના :** હિંદના હિમાલયનાં પર્વત-શિખરોની ઊંચાઇ.

| | ઊંચાઈ ફીટ |
|---|---|
| માઉન્ટ એવરેસ્ટ | ૨૯,૧૪૧ |
| કેર | ૨૮,૨૫૦ |
| કાંચનગંગા | ૨૮,૧૪૬ |
| મકાલુ | ૨૭,૭૮૯ |
| ધવલગિરિ | ૨૬,૭૯૫ |
| નંગા પર્વત | ૨૬,૬૨૦ |
| નંદાદેવી | ૨૫,૬૪૫ |
| કાળો | ૨૫,૪૪૭ |
| ગુર્લામાંધાતા | ૨૫,૩૫૫ |

**પંચાંગ : સર્વે પ્રજાઓને પંચાંગ અતિ ઉપયોગી છે.** આકાશના ગ્રહો અને નક્ષત્રોની ચાલ નક્કી કરી તેના ઉપરથી જ્યોતિષિઓ પંચાંગ બનાવે છે. સંસ્કૃત ભાષામાં જ્યોતિષ સંબંધી ઘણાં પુસ્તકો રચાયાં છે, પરંતુ એ સર્વે સંશોધન માગે છે. તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચે અંગોનું પંચાંગ બને છે.

**તિથિ**—સૂર્ય અને ચંદ્ર અમાવાસ્યાના દિવસે એક સ્થાને ભેગા થઇ જાય છે. પછી પુનમ સુધી હળવા હળવા એકબીજાથી દૂર જાય છે. ફરી અમાવાસ્યાએ સૂર્ય સાથે એક થઇ જાય છે. ચંદ્રની ગતિના ૩૬૦ અંશોની ૩૦ તિથિઓ હોય છે. અમાસ પછી ચંદ્ર સૂર્યથી દરરોજ ૧૨ અંશ દૂર જાય છે. ૬૩.૯ દિવસોમાં એક તિથિ ઘટે છે. આમ બાર ચંદ્ર માસમાં ૫–૬ તિથિઓનો લોપ થાય છે.

**વાર**–સવારના સૂર્ય ઉગે ત્યારથી બીજી સવાર સુધીના ૨૪ કલાકના પુરા થતા દિવસને વાર કહે છે. તિથિની પેઠે એમાં ક્ષય વૃદ્ધિ થતી નથી.

**નક્ષત્ર**–દરેક ૮૦૦ કળાવાળા એવા ૨૭ ભાગોનું નક્ષત્રમંડળ બન્યું છે, એક ભાગમાં ચંદ્રને ફરતાં જેટલાં સમય લાગે તેને એક નક્ષત્ર કહે છે. નક્ષત્ર ૨૭ છે. તારાઓનાં ઝુમખાંને પણ નક્ષત્ર કહે છે.

**યોગ**—ચંદ્ર અને સૂર્ય અમુક સ્થાનમાં આવવાથી યોગ થાય છે. આવા ૨૭ યોગ અથવા મિલનો થાય છે.

**કરણ**—અર્ધી તિથિ જેટલો સમય એટલે કરણ. દિવસની ૬૦ ઘડી અને કરણની ૩૦ ઘડી હોય છે.

**પંજાબ : પંજાબની પૂર્વે સંયુક્ત પ્રાંત, ઉત્તરે** કાશ્મિર, પશ્ચિમે બલુચિસ્તાન, દક્ષિણે સિંધ તથા રાજપુતાના છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ કુલ ૯૯,૨૦૦ ચો. માઈલનું છે. એની વસતિ ૧૯૪૧ ની ગણત્રી મુજબ ૨,૭૪,૧૯,૦૦૦ ની છે. તેમાં મુસ્લિમો ૧,૫૭,૮૮,૦૦૦, હિંદુઓ ૭૮,૮૩.૦૦૦ શીખો ૩૭,૮૨,૦૦૦ છે. મુસ્લિમો ૫૬.૮૪ ટકા છે. પંજાબમાં હિંદુસ્તાની ગુરુમુખી અને પાહાડી ભાષાઓ બોલાય છે. પંજાબ શિયાળામાં બહુ ઠંડો અને ઉનાળામાં બહુ ગરમ છે. વરસાદ ૧૫ થી ૨૦ ઈંચ પડે છે. પંજાબમાં પાંચ નદીઓ વહે છે, તેમાં કરોડો રૂપિયા ખર્ચી નહેરો બાંધી છે. આથી આ દેશમાં મોટા પાકો નીચે મુજબ થાય છે. ૧૯૪૦–૪૧ના પંજાબના પાકો નીચે મુજબ છે—

ઘઉં ૯,૮૮૪ હજાર ટન | કપાસ ૩૩ લાખ ગાંસડી
અરસી રાઇ ૧,૩૩૫ હજાર ટન | તલ ૭૪ હજાર ટન
શેરડી પા૫ લાખ ટન | સરસી ૩૩ હજાર ટન
તમાકુ ૬૧ હજાર ટન

આ સિવાય ચોખા, જુવાર, બાજરી, જવ, મકાઈ, ફળફૂલો, ચા, શાકભાજી વગેરે ઉગે છે. કુલ ૩ કરોડ એકરોમાં પાકો થાય છે, આમાં ૧,૬૮,૯૮,૦૦૦ એકરોમાં નહેરોથી પીત થાય છે. પંજાબ હિંદનું અનાજ પૂરું પાડનાર પ્રાંત છે.

ભૂસ્તરોમાં કોલસો બે લાખ ટન, સિંધવ ૪,૫૦,૦૦૦ ટન પેદા થાય છે. ઇમ્પીરિયલ કેમિકલ કંપની સોડા અને બીજાં રસાયનો બનાવે છે. ગૃહઉદ્યોગોમાં કાપડ, ઊન, રેશમના વણાટ કામો સારા વિકાસને પામ્યાં છે. પંજાબમાં આઠ કાપડની મીલો છે. કુલ ૮૮૭ નાના મોટાં કારખાનાંઓ હતાં. તેમાં ૦ાા લાખ મજૂરો કામ કરતા હતા. ૫૦ ગૂંથવાનાં કારખાનાં, ૬ ગરમ કાપડની મીલો, ૩૮ ચોખા છડવાની મીલો, ૨ દિવાસળીની મીલો, ૧ કાગળના માવાની મીલ, ૧૬ તેલની મીલો, ૪૨ નાનાં એન્જિનીઅરિંગના કારખાનાંઓ હતાં.

પંજાબની સમૃદ્ધિ મુખ્યત્વે ઘઉંની નિકાસ ઉપર અવલંબે છે. કરાંચી (સીંધ) એનું મુખ્ય બંદર છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વે પંજાબનો વેપાર મુખ્યત્વે લાવ–લઇજાવ કરે છે. ૭,૦૦૦ માઇલની રેલ્વે અને ૪,૦૦૦ માઇલના રસ્તાઓ છે.

પંજાબની હવા સ્ફૂર્તિકારક અને લોકો સશક્ત છે. સૈન્યમાં અર્ધોઅર્ધ પંજાબીઓની ભરતી થાય છે.

પંજાબના મુખ્ય શહેર લાહોરની વસતિ ૪,૨૯,૭૪૭ માણસો છે. ત્યાં ગવર્નર, સરકારી ઓફિસો, અને યુનિવર્સિટી આવેલ છે. અમૃતસરની વસતિ ૩,૮૯,૫૮૧ ની છે. એ મોટું વેપારી મથક છે. અમૃતસરમાં શીખોનું સુવર્ણમંદિર સરસ છે.

**પાકો (પ્રાંતોના) : હિંદના પ્રાંતોમાં કેટલી ખોરાકીની** વસ્તુઓ પેદા થાય છે અને તેનો કેટલો ખર્ચ થાય છે, તે નીચે મુજબ દેખાડયું છે. કેટલાક પ્રાંતોમાં ખોરાકી ખૂટે છે, કેટલાકમાં વધે છે.

| પ્રાંતો | ચોખા ઉત્પાદન | ચોખા ખપ | ઘઉં ઉત્પાદન | ઘઉં ખપ | જુવાર, બાજરો ઉત્પાદન | જુવાર, બાજરો ખપ | ચણા ઉત્પાદન | ચણા ખપ |
|---|---|---|---|---|---|---|---|---|
| | (૧,૦૦૦ ટનમાં) | | (૧,૦૦૦ ટનમાં) | | (૧,૦૦૦ ટનમાં) | | (૧,૦૦૦ ટનમાં) | |
| આસામ | ૧,૭૯૭ | ૧,૭૯૦ | ૦ | ૧૬ | ૦ | ૦ | ૦ | ૩ |
| બંગાળ | ૮,૮૦૨ | ૮,૮૬૬ | ૪૫ | ૨૮૬ | ૩ | ૪ | ૭૯ | ૧૧૭ |
| બિહાર | ૩,૦૫૨ | ૩,૨૪૩ | ૪૧૮ | ૪૫૬ | ૪૦ | ૪૦ | ૪૩૯ | ૪૧૯ |
| મુંબઈ | ૧,૦૩૦ | ૧,૫૧૨ | ૩૧૧ | ૫૪૮ | ૩,૧૮૭ | ૩,૪૪૧ | ૯૧ | ૧૫૭ |
| મધ્ય પ્રાંત અને બિહાર | ૨,૨૨૪ | ૨,૦૩૨ | ૬૬૧ | ૬૩૯ | ૧,૦૨૭ | ૧,૦૩૪ | ૨૦૬ | ૧૮૬ |
| મદ્રાસ | ૪,૫૮૧ | ૫,૩૫૯ | ૦ | ૨૯ | ૧,૮૯૩ | ૧,૯૭૦ | ૧૨ | ૧૫૫ |
| સરહદ પ્રાંત | ૦ | ૬ | ૨૫૯ | ૨૬૦ | ૩૦ | ૩૦ | ૨૭ | ૩૧ |
| ઓરિસ્સા | ૧,૫૨૭ | ૧,૩૪૧ | ૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૨ | ૨ |
| પંજાબ | ૩૨૦ | ૩૧૮ | ૩,૯૨૦ | ૩,૨૪૭ | ૩૬૭ | ૩૮૨ | ૬૫૬ | ૫૫૭ |
| સિંધ | ૪૮૨ | ૩૩૨ | ૩૭૮ | ૩૨૮ | ૨૧૫ | ૧૯૫ | ૫૫ | ૭૧ |
| યુક્ત પ્રાં | ૨,૧૧૧ | ૨,૩૧૬ | ૨,૬૭૬ | ૨,૬૦૪ | ૭૭૧ | ૬૮૩ | ૧,૬૮૦ | ૧,૫૯૨ |

**પાકો (હિંદના મુખ્ય પાકો)**: હિંદના મુખ્ય પાકો નીચે મુજબ હતા.

| પાક | ૧૯૪૦–૪૧ | ૧૯૪૧–૪૨ |
|---|---|---|
| **ઘઉં** | | |
| જમીન | ૩,૪૮,૪૯,૦૦૦ એકર | ૩,૪૦,૩૯,૦૦૦ એકર |
| પેદાશ ટન | ૧,૦૦,૨૭,૦૦૦ ટન | ૧,૦૦,૩૭,૦૦૦ ટન |
| **ચોખા** | | |
| જમીન | ૭,૩૦,૫૦,૦૦૦ એકર | ૭,૩૫,૩૯,૦૦૦ એકર |
| પેદાશ ટન | ૨,૨૧,૫૦,૦૦૦ ટન | ૨,૫૩,૫૨,૦૦૦ ટન |
| **સીંગદાણા** | | |
| જમીન | ૮૭,૭૦,૦૦૦ એકર | ૭૦,૭૦,૦૦૦ એકર |
| પેદાશ ટન | ૩૭,૦૧,૦૦૦ ટન | ૨૫,૮૬,૧૦૦ ટન |
| **અળશી** | | |
| જમીન | ૩૬,૧૯,૦૦૦ એકર | ૩૩,૪૮,૦૦૦ એકર |
| પેદાશ ટન | ૪,૩૪,૦૦૦ ટન | ૩,૬૩,૦૦૦ ટન |
| **શેરડી** | | |
| જમીન | ૪૫,૯૮,૦૦૦ એકર | ૩૫,૧૫,૦૦૦ એકર |
| પેદાશ ટન | ૫૮,૦૩,૦૦૦ ટન | ૪૩,૭૧,૦૦૦ ટન |
| **કપાસ** | | |
| જમીન | ૨,૩૩,૧૧,૦૦૦ એકર | ૨,૪૧,૫૧,૦૦૦ એકર |
| પેદાશ ગાંસડી | ૬૦,૮૦,૦૦૦ ગાંઠડી | ૬૧,૨૭,૦૦૦ ગાંઠડી |
| **જ્યૂટ** | | |
| જમીન | ૫૬,૫૯,૦૦૦ એકર | ૨૧,૬૦,૦૦૦ એકર |
| પેદાસ ગાંસડી | ૧,૩૧,૮૬,૦૦૦ ગાંઠડી | ૫૪,૭૪,૦૦૦ ગાંઠડી |

આ સિવાય બીજા પાકોમાં જુવાર, બાજરી અને બીજાં અનાજો ૭॥ કરોડ એકરોમાં વવાય છે. તેની પેદાશ વાર્ષિક ૨। થી ૨॥ કરોડ ટનની છે. ચા, કૉફી, રબર ૧૧ લાખ એકરમાં વવાય છે.

**પાચનશક્તિ**: મનુષ્યજીવન અગ્નિની સાથે સરખાવવામાં આવે છે. અગ્નિને બળતણ જોઈએ છે, તેમ આપણા જીવનને નિભાવવા માટે ખોરાક જોઈએ છે. અગ્નિની પેઠે આપણા શરીરમાં ગરમીની જરૂર છે. જીવનમાં આપણાં દરેક અંગો કામ કરે છે. હૃદય લોહી સાફ કરે છે. લોહી ભમે છે. મગજ સહુ પર શાસન કરે છે, મન અને શરીરની અનેક પ્રવૃત્તિઓને લીધે શરીરને ઘણો ઘસારો લાગે છે. દરરોજ મનુષ્ય બેચાર પાઉંડ વજનનો કચરો પાયખાના, પેશાબ, પરસેવો અને બીજી રીતે બહાર કાઢે છે. ખોરાક આપણા શરીરના અને મનના નિભાવ માટે અગત્યની વસ્તુ છે. દરરોજ જે કચરો શરીરમાંથી નીકળી જાય છે, તેને બદલે ખોરાક લેવાની અગત્ય છે. આપણાં પાચનશક્તિનાં અંગો ખોરાકને પચાવીને એમાંથી જુદા જુદા અંગોને જોઈતી જાતની વસ્તુઓ પેદા કરે છે અને તેમાંથી નકામો પદાર્થ પાછો બહાર કાઢી નાખે છે. આપણા ઉદરમાં અનાજ પચાવવા માટે કુદરતી રીતે યંત્રો ગોઠવાયેલાં છે. સારી રીતે ચાવીને ખાધેલો ખોરાક હોજરીમાં જાય છે અને તેની આસપાસ જઠરરસ નામનો પ્રવાહી એને ભીંજવી નાખે છે, એટલે તે રસરૂપ બને છે. હોજરીમાંથી આ ખોરાક આપણા કલેજામાંથી નીકળેલા પીત્ત સાથે મળી દૂધ જેવું મિશ્ર બને છે. તેમાં નાક વાટે લીધેલી હવા એને શુદ્ધ કરે છે. શરીરમાંના યંત્રો આ પદાર્થમાંથી લોહી અને બીજા પદાર્થો બનાવે છે, એટલે બાકીનો કચરાનો ભાગ બહાર નીકળી જાય છે.

શરીરના નિભાવ માટે ખોરાક અગત્યની વસ્તુ છે. આ ખોરાક જો વધારે પ્રમાણમાં સ્વાદે સ્વાદે લેવાય તો શરીરના યંત્રો એને સહન કરી શકતાં નથી. ઉદરનાં યંત્રો બહુ નાજુક હોવાથી એમને જો પાચન કરવાનું કામ વધારે પ્રમાણમાં અપાય તો એઓમાં બગાડો થાય છે, કાંજીવાળા પદાર્થો, તળેલા પદાર્થો, ચણાઅડદના પદાર્થો, મીઠાઈ એ સર્વ વસ્તુઓ વિશેષ પ્રમાણમાં લેવાથી ઉદરનાં યંત્રો પચાવી શકતાં નથી. આથી શરીરમાં અપચો પેદા થાય છે. પાયખાનું સાફ આવતું નથી. સુસ્તી, અજંપો રહ્યા કરે છે. વારંવાર ભૂખ વગર ખાવાથી પણ અપચો થાય છે, અપચો અથવા અજીર્ણ ઘણા રોગોને જન્મ આપે છે. શરીરના પોષાણને માટે નીચે મુજબ પદાર્થો ખોરાક, હવા અને પાણીના રૂપે લેવાય છે અને જુદા જુદા રૂપે બહાર નીકળે છે.

**શરીરની અંદર જાય છે—**

| | ઔંસ | ગ્રેન |
|---|---|---|
| ઑક્સિજન (પ્રાણવાયુ) ગેસરૂપે | ૨૪ | ૦ |
| પાણી અને પ્રવાહી ખોરાકમાંથી મેળવેલ પાણી | ૬૮ | ૦ |
| ખોરાકમાંથી માંસ વધારનારા પદાર્થો મેળવી શકાય છે તે | | |
| ફીબ્રીન | ૩ | ૦ |
| આલબ્યુમન | ૦ | ૦.૩૦૦ |
| કેઝીન | ૦ | ૦.૧૩૭ |
| શરીરમાં ગરમી વધારનારા પદાર્થો— | | |
| કાંજી | ૧૨ | ૦ |
| ચરબી (ઘી, માખણ, દૂધમાંથી) | ૫ | ૦ |
| ખાંડ (મીઠાસ) | ૨ | ૦ |
| ધાતુ (લોઢું વગેરે) | ૧ | ૦ |
| | ૧૪૧ | |

**શરીરમાંથી બહાર નીકળે છે—**

| | ઔંસ | ગ્રેન |
|---|---|---|
| કારબન ઝેરી શ્વાસ | ૧૧ | ૦ |
| પ્રાણવાયુ ઓકિસજન | ૨૪ | ૦ |
| પાણીના આકારે પેશાબમાંથી | ૫૧ | ૦ |
| પરસેવા રૂપે ચામડીમાંથી | ૧૬ | ૦ |
| ફેફસાંમાંથી | ૩૧ | ૦ |
| આંતરડાંમાંથી | ૫ | ૨૩૭ |
| પેશાબમાંથી નક્કર પદાર્થ | ૧ | ૨૦૦ |
| ધાતુનાં તત્ત્વો | ૧ | ૦ |
| | ૧૪૧ | |

જુદા જુદા ખોરાક પચવામાં કેટલો સમય લાગે છે, તે નીચેના આંકડાઓ ઉપરની સમજાશે.

| ખોરાકનાં નામ | કેવી રીતે રાંધેલા | પચવાનો વખત |
|---|---|---|
| | | ક. મિ. |
| ચોખા | રાંધેલા | ૧—૦ |
| સફરચંદ (મીઠાં) | કાચાં | ૧-૩૦ |
| ચાખુ ચોખા | બાફેલા | ૧-૪૫ |
| કોબી | કાચી | ૨—૦ |
| જવ | બાફેલા | ૨—૦ |
| પટેટા | આગમાં બાફેલા | ૨-૩૦ |
| પટેટા | ભૂંજેલા | ૨-૩૩ |
| ગાજર | બાફેલું | ૩-૧૫ |
| બીટરૂટ | બાફેલું | ૩-૪૫ |
| કોબી | બાફેલી | ૪—૦ |

પાચનક્રિયાના સહકારમાં નીચે પ્રમાણે દરેક નાનાં મોટાં સ્ત્રી-પુરુષોને નીયમો પાળવાની આવશ્યકતા છે.

(૧) ખરી ભૂખ લાગ્યા વગર કયારે પણ કાંઇ ખાવું નહિ.

(૨) એક વખત ખાધા પછી ત્રણ ચાર કલાક સુધી ખોરાક લેવો નહિ.

(૩) બહુ જ ચાવી ચાવીને ખાવું. આથી મોઢામાંનો રસ ખોરાકની સાથે મળી પેટમાં પચી જાય છે. દાંત રૂપી ઘંટી ચાવવા આપણને મળી છે. વગર ચાવે ખાય છે, તેને રોગ થાય છે.

(૪) ખાવામાં નિયમિત રહેવું. અનિયમિત સમયો રાખવાથી ઉદરનાં યંત્રોને આરામ મળતો નથી.

(૫) ખાતી વખતે આનંદમાં રહેવું. ખરાબ કે શોકભરેલા વિચારો આવવા દેવા નહિ.

(૬) પથ્ય પદાર્થો:- ફ્રૂટ, શાકભાજી, ઘઉં, ચોખા, દૂધ, દહીં, છાશ, માખણ, પ્રમાણસર ઘી અને પાણી તથા પ્રવાહી જેવા દરેક પદાર્થો (દૂધમાં બનેલા) અપચામાં પાણી એ ઔષધ છે.

(૭) સ્વાદે સ્વાદે ખાવું નહિ, વારંવાર ખાવું નહિ.

(૮) અપથ્ય પદાર્થો:-તળેલા પદાર્થો, મીઠાઈ, ચણા, અને અડદના પદાર્થો, પુષ્કળ ઘીવાળા પદાર્થો, વાઈ પદાર્થો, વાસી, ગંધાયેલા, સડેલા, એઠા અને ફુગાઇ ગયેલા પદાર્થો.

(૯) બજારમાંની મીઠાઇ, ભજીયાં, પકોડી, દહીંવડાં, અથવા કોઇ પણ બજારૂ સ્વાદિષ્ટ પદાર્થો અને હોટલની ચા પણ પીવી નહિ.

રોગોનું મૂળ સ્વાદ છે. સ્વાદ કરવા જતાં અપચો થાય છે. તેમાં પણ નબળાં માણસને અપચો જલદી થાય છે. વૃદ્ધોની પાચનક્રિયા મંદ થઈ ગઈ હોય છે. એટલે તેમણે પણ પ્રમાણસર ખોરાક લેવો. દરેક દરેકની પાચનક્રિયા એક સરખી નથી. કોઈ દશથી પંદર રોટલી ખાઇ શકે છે, જ્યારે કોઇ એક રોટલી પણ પચાવી શકતો નથી. શારીરિક મહેનત કરનારા મજૂરોને પુષ્કળ ખોરાક જોઇએ છે. માત્ર માનસિક કામ કરનારને બહુ જ ઓછા ખોરાકની જરૂર છે. માટે પોતાની પાચનશક્તિની અનુસાર ખોરાક લેવો જોઇએ. જે માણસ દરરોજ નિયમિત કસરત કરે છે, ખુલ્લી હવામાં ફરે છે, ખોટી ચિંતાઓ કરતો નથી, આનંદમાં રહે છે અને ભારે ખોરાકથી દૂર રહે છે, તે માણસની પાચનક્રિયાનાં યંત્રો નિયમિત કામ કરે છે.

**પાણી :** પાણી વગર મનુષ્યને જરા પણ ચાલતું નથી. માણસ ભૂખ્યો તો લાંબો વખત રહે છે. ઉંઘ વગર પણ એકાદ બે દહાડા કાઢી શકે છે, પણ પાણી વગર રહી શકતો નથી. દરેક તંદુરસ્ત માણસને પુષ્કળ પાણી પીવાને જોઇએ છીએ. તે સિવાય દરેક ખોરાકની વસ્તુમાં એને પાણી સારા પ્રમાણમાં મળે છે. દરેક પદાર્થમાં નીચે મુજબ પાણીનો ભાગ રહેલો છે.

| પદાર્થ | સો રતલે પાણી |
|---|---|
| માખણમાં | ૧૦ રતલ |
| મકાઇમાં | ૧૪ ,, |
| જવના આટામાં | ૧૪ ,, |
| વટાણામાં | ૧૪ ,, |
| ઘઉંના આટામાં | ૧૪ ,, |
| ચોખામાં | ૧૫ ,, |
| પાઉંમાં | ૪૦ ,, |
| પટેટામાં | ૭૫ ,, |
| દ્રાક્ષમાં | ૮૦ ,, |
| બીટરૂટમાં | ૮૨ ,, |
| સફરચંદમાં | ૮૩ ,, |
| દૂધમાં | ૮૬ ,, |
| કોબીમાં | ૮૯ ,, |
| ગાજરમાં | ૮૯ ,, |
| કાંદામાં | ૯૧ ,, |

પાણી પીવા માટે, ધોવા માટે, નાહવા માટે જોઇએ છે. આમ દર માણસને ૧૨ થી ૧૫ ગેલન પાણીની જરૂર પડે છે. શરીરમાં મહેનત અથવા ઉનાળામાં ગરમી વધવાથી પાણીની વધારે જરૂર પડે છે. મોટાં શહેરોમાં નળો મારફતે અને નાનાં શહેરો તથા ગામડાંઓમાં પાણી, કૂવા, ટાંકાંઓ અને તળાવો વાટે પ્રજાને પાણી પૂરૂં પાડવામાં આવે છે. બંધ પાણી એટલે વહેતું ન હોય તેવું પાણી જલદી બગડી જાય છે. રણના સુકા દેશો જેવા કે મારવાડ, થરપારકરમાં પાણી જમીનમાં બહુ ઊંડા કૂવા ખોદવાથી જ મળી શકે છે. એ દેશોમાં વસ્તી બહુ જ પાંખી હોય છે પાણીને એ દેશોમાં ઘણું કિંમતી ગણે છે. ખારા પ્રદેશોમાં મીઠા પાણીના અભાવથી પ્રજા વસી શકતી નથી ઘણી વખત ખારા પાણીમાંથી યંત્રોદ્વારા ક્ષાર કાઢી એને મીઠું બનાવી બનાવી શકાય છે. વનસ્પતિઓ, ઝાડપાન, જાનવર, સૌને પાણી જોઈએ છે.

પાણી જો સ્વચ્છ હોતું નથી, તો તેથી અનેક રોગો થાય છે. આથી ચોમાસામાં ભેળસેળવાળાં પાણીને ગરમ કરી ગાળીને લોકો પીએ છે. પાણીમાં અનેક જાતનાં જંતુઓ થાય છે, આથી કોલેરા, મેલેરીઆ, મરડો, ટાઇફોઇડ, ટાઇફસ, વાળો વગેરે રોગો થાય છે. બંધીઆર પાણી બગડીને ગંધાય છે. પાણીની પરીક્ષા કરવી હોય તો, એક ગ્લાસ ભરીને જરા વખત સ્થિર રાખીને જોવું. તેમાં એક પણ પોરો દેખાય નહિ, જરા પણ કચરો હોય નહિ, કોઈ જાતનો બેસ્વાદ આવે નહિ અને પારદર્શક હોય તો એ પાણી સ્વચ્છ જાણવું. પાણીની અંદર દૂધ જેવો રંગ દેખાય

તો તે અસ્વચ્છ જાણવું. હલાવવાથી :પાણીમાં પરપોટા થઈને તરત ફુટી જાય તો પાણી સારૂં અને પરપોટા થોડો વખત રહી જાય તો અચોક્ખું પાણી સમજવું. નદીઓના પાણીમાં ઘણી વખત માટીનો મોટો ભાગ રહે છે. ગાળવા છતાં એમાં માટી રહે છે. આ પાણી મોટાં વાસણોમાં ભરી રાખે છે. બીજે દિવસે નીચે તળીઆમાં કાદવ દેખાય છે. પાણીમાં લોઢું અને બીજી ધાતુઓનો અંશ વત્તોઓછો હોય છે. ગંધકવાળું પાણી પણ ક્યાંક ક્યાંક રહે છે. દોઢસો રતલના વજનના માણસમાં ૧૦૦ રતલ ઉપર પાણીનો ભાગ રહે છે. પાણી સંબંધી નીચે પ્રમાણે સૂચનાઓ ધ્યાનમાં રાખવી.

(૧) પાણીને ગરમ કરી વાસણમાં ગાળી, ઠંડું કરી, હંમેશાં પીવું જોઈએ. આમ પાણીની અસ્વચ્છતા દૂર થશે. પાણી ફિલ્ટર કરી પીવું ઉત્તમ છે.

(૨) પાણી ભરવાનાં વાસણો દરરોજ ઉટકવાં જોઇએ. દરરોજ તાજું પાણી ભરવું જોઈએ. પાણીના પીવા માટે રાખેલા ગ્લાસ, લોટા વગેરે પણ માંજેલાં જોઈએ.

(૩) પાણીના બગાડાથી ચેપી રોગો ફાટી નીકળે છે. એ વખતે પાણીને ખબુ જ ઉકાળીને ઠંડું કરી પીવું.

(૪) પાણીનો નાહવા માટે છૂટથી ઉપયોગ કરવો. પાણી સ્વચ્છતા માટે સૌથી ઉત્તમ સાધન છે, આંખો ઉપર છૂટથી પાણી છાંટવું, હાથપગો પણ પાણીથી સારી રીતે ધોઈને લૂંછીને જમવા બેસવું. જમીને એઠું મોઢું પાણીના પુષ્કળ કોગળા કરીને સાફ કરવું, કપડાં પણ પુષ્કળ પાણીથી ધોઈ સ્વચ્છ પહેરવાં.

(૫) પાણીથી અંગો ધોઈ સાફ કરવા પછી એને તરત જ લોહીને સુકાં બનાવવાં. નીલાં અંગો ઉપર પવન લાગે છે તો શરીરમાં શરદી, સંધીવા વગેરે રોગો થાય છે.

**પાતળું કેમ બનવું?:** ઘણાં મનુષ્યો ખૂબ જ જાડાં હોય છે. જાડાં માણસોની એકંદરે તંદુરસ્તી બરાબર રહેતી નથી. શરીરમાં ખોટી ચરબી વધવાથી શરીર મેદ-યુકત થાય છે. તેઓ સ્ફૂર્તિ વિનાના સુસ્ત બની જાય છે. એમને શરીર પણ ભારરૂપ લાગે છે. આથી પાતળા થવાના મુખ્ય ઉપાયો ખોરાક અને કસરત છે. જાડાં માણસો એક દાદરો ચઢતાં જ હાંફી જાય છે, ચાલવાને નામે તો મોઢું મીડું, એટલે કોઇ અનુભવીની સલાહ લઇ એમણે સાદી હળવી કસરતો અને ખુલ્લી હવામાં ચાલવાની ટેવ પાડવી જોઇએ અને ધીમે ધીમે શરીરને મહેનતુ બનાવવું જોઇએ. બટાટા, ઘી, માખણ, મીઠાઇ, ચણા, અડદ વગેરે ચરબી વધારનારાં અને ભારી પદાર્થોનો ઉપયોગ કરવો જોઇએ નહિ. પા ફીટ ઊંચો માણસ જો ૧૪૦ રતલથી વધારે વજન ધરાવતો હોય તો તે જાડો ગણાય.

**પારસીઓ:** બારસો વરસો પહેલાં પારસીઓના વડીલો ઇરાનથી (માદરે વતન) પોતાના ધર્મની રક્ષા માટે પવિત્ર અગ્નિ લઇ હિંદમાં નાસી આવ્યા. એઓ સંજાણ ખાતે ઉતર્યા. ત્યાંના જાદા રાણાએ એમને આવકાર આપી, એમને હિંદમાં વસવાની સગવડ કરી આપી; ત્યારથી પારસીઓની હિંદમાં વસ્તિ થઇ છે. આજે આખા હિંદમાં સવાલાખ જેટલા પારસીઓ છે. એ ઘણી સાહસિક અને બુદ્ધિમાન કોમ છે. એઓ અગ્નિને પૂજે છે. એમનો ધર્મ ઘણો પ્રાચીન છે. આ કોમમાં સર જમશેદજી જીજીભાઇ, સર જમશેદજી તાતા, દાદાભાઇ નવરોજજી અને બીજા ઘણા મહાપુરુષો થઇ ગયા છે.

**પારો:** અમેરિકાના કેલીફોર્નીઆથી મોટા પ્રમાણમાં આવે છે. ખાણમાંથી Sulphide of Mercury ની ધાતુમાંથી એ મળે છે, આ ધાતુમાંથી સલ્ફર એટલે ગંધક બાળી બાકી પારો ઢાંકણા ઉપરે બંધાય છે. પારો ૬૭૫ ડીગ્રી ગરમી આપવાથી પીગળી ઊડી જાય છે. પાણીથી ૧૩૬ ગણો વધારે ભારી છે બજારમાં પારો અશુદ્ધ વેચાય છે. આથી પારાને વૈદો શુદ્ધ કરીને વાપરે છે. હિંગળામાંથી પણ વૈદો પારો કાઢે છે. પારામાંથી વૈદો અનેક ઔષધો બનાવે છે. પારાનો ઉપયોગ ગરમી આપવા માટે થાય છે.

**પાલેસ્ટાઇન:** એશિયામાં પશ્ચિમ ભૂમધ્ય સમુદ્રના પશ્ચિમ કિનારે આ દેશ આવેલ છે. પૂર્વમાં જોર્ડન નદી અને મૃત્યુસમુદ્ર આવ્યાં છે. એનું ક્ષેત્રફળ ૧૦,૦૦૦ ચો. માઇલ છે. એની વસતિ ૧૩,૦૮,૦૦૦ની છે. આમાં ૮,૩૭,૦૦૦ મુસ્લિમો એટલે આરબો છે. ૩,૫૫,૦૦૦ યાહુદિઓ છે. ૧,૦૫,૦૦૦ ખ્રિસ્તી-ઓ છે અને ૧૧,૦૦૦ બીજા ધર્મીઓની વસતિ છે. તુર્કીનો આ પ્રદેશ પ્રજાસંઘે બ્રિટનને વહીવટ માટે સોંપ્યો છે. આ દેશમાં ઇશુખ્રિસ્તની પ્રવૃત્તિઓ અને વધનું પવિત્ર સ્થાન જેરૂસલેમ છે. યાહુદિઓની આ મૂળ ભૂમિ છે. આથી બ્રિટને આ દેશમાં યાહુદિઓને આશ્રયસ્થાન આપવા માટે જાહેરાત કરી; પરંતુ આરબોની વસતિ વધારે હોવાથી એમણે આ નવા આવનારાઓ સામે ભારે વાંધાઓ ઉપસ્થિત કર્યા છે. પચીસ વરસે પણ આ ઝઘડો પત્યો નથી. મુખ્ય શહેર જેરૂસલેમની વસતિ ૧ લાખ ૧૫ હજારની છે અને જાફર મુખ્ય બંદર છે. આ દેશ ખૂબ ફળદ્રુપ છે. નારંગી, મોસંબી, દ્રાક્ષ, જીતુન વગેરે મોટી સંખ્યામાં નિકાસ થાય છે. યાહુદિઓએ અહીં નવા વસી ખેતી અને ઉદ્યોગોમાં મોટો સુધારો કર્યો છે. નાનાંમોટાં કુલ ૫,૪૦૦ કારખાનાં સ્થપાયાં છે. પેદાશમાં દારૂ, સાબુન, ચામડાની વસ્તુઓ, તેલ, સીગારેટો, સીમેન્ટ, કાપડ વગેરે છે. કુલ રાજ્યની પેદાશ ૫૭,૭૦,૪૫૭ પૌંડની, ખર્ચ ૪૨,૩૬,૦૦૦ પૌંડનો અને રાજ્ય ઉપર કરજ ૪૫ લાખ પૌંડનું હતું. આમદાની માલની ૧૯૩૫–૩૬ માં કિંમત ૧,૮૮,૫૭,૫૩૨ પૌંડની થતી. નિકાસની કિંમત ૫૫,૩૩,૦૬૫ પૌંડની હતી. યાહુદી–આરબ ઝગડો શાંત થતો નહિ હોવાથી, આ દેશમાં ચાલુ મારામારીઓ થાય છે. ઘઉંનો પાક ૮૦,૦૦૦ ટન, જવ ૪૨,૦૦૦ ટન, જીતુન ૩૪,૦૦૦ ટન થાય છે. તમાકુ પણ સારી રીતે પાકે છે. રેલ્વેઓ ૫૯૦ કીલો જેટલી છે. આરબો પછાત પ્રજા છે.

**પાળેલાં પશુઓ:** આખા જગતમાં ૬૦ કરોડ પશુઓ છે. તેમાં હિંદમાં જ માત્ર ૧૦ કરોડ પશુઓ છે. આ સિવાય હિંદમાં સાડા પાંચ કરોડ મેંઢાંઓ છે. પશુપાલન હિંદમાં જૂનો ધંધો છે; પરંતુ શાસ્ત્રીય રીતે હિંદમાં પશુપાલનનો વિકાસ નથી. મિસર દેશમાં સો એકર દીઠ ૨૫ ઢોરો હોય છે. વલંદા લોકો જેઓ પુષ્કળ માખણ અને પનીર પેદા કરે છે. તેઓ સો એકરે ૩૮ ઢોરો રાખે છે. આપણે ૧૦૦ એકરે ૬૭

ઢોરો નીભાવીએ છીએ. છતાં આપણા કરતાં ઉપલા દેશો વિશેષ માલ સો એકરમાં પેદા કરે છે. આપણે ત્યાં ભૂખે મરતાં અધમૂઆં ઢોરો છે. આજે ૧૦૦ માંથી ૭૦ ગાય, ભેંસો દૂધ આપતી નથી. બાકીની પણ દરરોજ પાંચ રતલ દૂધ આપવું જોઇએ, તેને બદલે ૧।। રતલ આપે છે. આપણે ત્યાં ૨૦ કરોડ ઢોરો જેટલું દૂધ આપે છે, તેટલું જ દૂધ જર્મનીમાં ૨।। કરોડ ઢોરો આપે છે. આપણે પશુ ઉછેરમાં પછાત છીએ. આપણા બળદો પણ નબળા અને ખેતીના કામમા ઊંડી ખેતી કરી શકતા નથી.

**પાંસળીઓ** : પેટ અને છાતીની આસપાસ વળેલાં હાડકાંને પાંસળી કહે છે. દરેક બાજુએ ૧૨, ૧૨ પાંસળીઓ હોય છે. પાંસળીઓનો એક છેડો બરડાના હાડકાંની સાથે જોડાએલો હોય છે, જ્યારે બીજો છાતીના હાડકાં સાથે જોડેલો હોય છે. પાંસળીઓનાં ઢાંકણ નીચે ફેફસાં, હૃદય વગેરેનું રક્ષણ થાય છે. શ્વાસ લેવાના કામમાં પાંસળીઓનો સહકાર છે.

**પિકિન અથવા પિપિંગ** : પાંચશો વરસો થયા એ ચીનનું રાજ્યધાનીનું શહેર છે. એમાં ત્રીસ લાખ ઉપર વસતિ છે. એ બંદર નથી, પણ બે ત્રણ રેલ્વેનું જંકશન છે. હમણાં જાપાનિઝોના કબજામાં છે. આ શહેરમાં ચીનાઓના પ્રાચીન ઢબનાં સુંદર સ્થાપત્યો છે. ચીનાઓએ તાર્તારોના આક્રમણો સામે રક્ષણ તરીકે બારસો માઇલ લાંબી અને છ ઘોડા દોડી શકે એવી જે મોટી દિવાલ હજારો વરસો ઉપર બાંધી છે, તે આ શહેરથી નજદીક થઈને જાય છે. પેકિન શહેનશાહોનું મહાન મથક હતું. એની જાહોજલાલી હજારો વર્ષો થયા ચાલુ રહી હતી.

**પિત્તળ** : તાંબુ અને જસતને મેળવી પિત્તળની ધાતુ બનાવે છે. એનાં પતરાં યુરોપથી આવે છે. એમાંથી વાસણો બનાવે છે. કલઈ દીધા વગર એનાં વાસણોમાં ખાવાથી વિકાર ઉત્પન્ન થાય છે.

**પિસ્તા** : આ ઉત્તમ મેવો છે. એનાં ઝાડો અફઘાનીસ્તાન, ઈરાન, બુખારા તરફ ઉગે છે. હિંદમાં એની પેદાશ નથી. ચણાના પોપટા જેવાં ફળો પિસ્તાનાં વૃક્ષો ઉપર આવે છે. પિસ્તાં ઉપર પાતળી નક્કર છાલ હોય છે. પિસ્તામાંથી તેલ નીકળે છે. એ પુષ્ટિકારક મેવો છે. પિસ્તાના ગુણો—ગુરુ, સ્નિગ્ધ, ઉષ્ણ, સ્વાદુ, ધાતુવર્ધક, લોહીને સ્વચ્છ કરનાર, બળકર, પિત્તકર છે.

**પીનાંગ** : આ અતિ સુંદર નાનો બેટ મલાયામાં આવ્યો છે. એની વસતિ ૧,૮૮,૮૪૧ ની છે. તેમાં ૧,૩૭૧ યુરોપિયનો, ૪૧,૦૦૦ મલાઇઓ, ૨,૧૧૫ યુરોપિયનો, ૨૩,૧૩૨ હિંદીઓ છે. હાલ જાપાનિઝોના હાથમાં છે.

**પુના** : મહારાષ્ટ્રનું આ શહેર પેશ્વાઓની રાજ્યધાની હતું. હમણાં આ શહેર મુંબઈ ઈલાકાની બીજી રાજ્યધાની ગણાય છે. જી. આઈ. પી. રેલ્વે ઉપર એ આવ્યું છે. એની હવા સુંદર ગણાય છે. એની વસતિ ૨,૫૦,૧૮૭ ની છે. પુનામાં કેટલીક કાગળની અને કાપડની મિલો છે. પુનામાં શાક તથા ફળો સારાં થાય છે. પુનામાં ઘણી કૉલેજો છે, તેમાં ખેડીવાડી અને એન્જિનીયરિંગ મુખ્ય છે. પુના લશ્કરી મથક પણ છે.

**પુરાતત્ત્વ ખાતું**: હિંદમાં પુરાતત્ત્વનાં હજારો સ્થાપત્યો છે. લૉર્ડ કર્ઝને એ સર્વેનું રક્ષણ કરવા માટે ખાસ કાયદા પસાર કરી હિંદી સરકારનું ખાતું ખોલ્યું છે. આ ખાતું હિંદના પ્રાચીન સ્થાપત્યોનું રક્ષણ કરે છે. નવી શોધખોળો કરે છે. સિંધમાં મોહન-જો-ડેરો, પંજાબમાં હરાપ્પા જેવી પ્રાચીન શોધો આ ખાતાએ જ કરી છે, હિંદમાં પુરાતત્ત્વનાં બાંધકામો નીચે મુજબના મુખ્ય છે. સામાન્ય તો હજારો છે.

| સ્થાનો | ક્યારે બન્યાં |
|---|---|
| આબુરોડનાં મંદિરો (ગુજરાત) | ઇ.સ. ૧૦૩૧–ઈ.સ. ૧૨૩૧ |
| આગ્રાનો તાજમહાલ (સંયુક્ત પ્રાંત) | ઈ. સ. ૧૬૩૨–૧૬૫૦ |
| અજંતાનાં ગુફાચિત્રો (નિઝામ) | ઇ.સ. પૂર્વે ૧૯૦થી ઇ.સ. ૩૦૦ |
| અમૃતસરનું સુવર્ણમંદિર (પંજાબ) | ઇ. સ. ૧૮૦૨ |
| બરહુતનું સ્મારક | ઇ. સ. પૂર્વે ૨૦૦ |
| ભુવનેશ્વર મંદિરો (ઓરીસા) | ઈ. સ.નો ૪–૫ સૈકો |
| વિજાપુરનો ગોળગુંબજ (મુંબઇ) | ઇ. સ. ૧૬૫૯ |
| ચિત્તોડનો વિજયસ્તંભ મિનારો (મેવાડ) | ઈ. સ. ૧૪૫૦ |
| કુતુબમિનાર (દિલ્હી) | ઇ. સ. ૧૨૩૨ |
| ઈલોરાની ગુફાઓ | ઇ. સ. ૬૦૦–૮૦૦ |
| ફતેહપુર સિક્રી (આગ્રા) | ઇ. સ. ૧૫૬૯–૧૫૮૪ |
| કોનાર્કનું સૂર્યમંદિર | ઇ. સ. ૧૨૪૦ |
| મદુરા મિનાક્ષી મંદિર (મદ્રાસ) | ઇ. સ. ૧૨૬૩ |
| મોહન-જો-ડેરો (સિંધ) | ઇ. સ. પૂર્વે ૨૭૦૦ |
| જગન્નાથજીનું મંદિર (ઓરીસ્સા) | ઇ. સ. ૧૪૧૪ |
| સાંચીનો બુદ્ધ સ્તૂપ | ઈ. સ. પૂર્વે ૩૦૦ |
| શ્રવણ બેલગોલાની મૂર્તિ (માઇસોર) | ઇ. સ. ૪૦૦–૩૦૦ |
| શ્રીરંગમનુ રંગનાથજીનું મંદિર (મદ્રાસ) | ઇ. સ. ૯૦૦ |
| તંજાવરનું વિષ્ણુ મંદિર (મદ્રાસ) | ૧૦ મી સદી |
| તક્ષિલાનાં ખંડેરો (પંજાબ) | ઈ.સ. પૂર્વે ૩૦૦થી ૮૦૦ વરસો |

**પુરુષો તથા સ્ત્રીઓનું પ્રમાણ** : ઈ. સ. ૧૯૪૧ માં હિન્દુસ્તાનમાં પુરુષો અને સ્ત્રીઓનું પ્રમાણ નીચે મુજબ હતું.

| પ્રાંત | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| મદ્રાસ | ૨,૪૫,૬૩,૦૦૦ | ૨,૪૭,૭૮,૦૦૦ |
| બંગાળ (દેશી રાજ્યો બાદ) | ૩,૧૭,૯૦,૦૦૦ | ૨,૮૫,૭૮,૦૦૦ |
| કલકત્તા (શહેર) | ૧૪,૫૬,૦૦૦ | ૬,૫૪,૦૦૦ |
| ઓરિસ્સા | ૬૫,૦૯,૨૦૭ | ૬૮,૬૦,૬૧૦ |
| સરહદ પ્રાંત | ૧૩,૮૬,૮૫૩ | ૧૬,૫૧,૨૧૪ |
| કૂર્ગ | ૭૬,૩૬૫ | ૯૨,૩૬૦ |
| બલુચિસ્તાન | ૪,૮૬,૫૪૨ | ૪,૮૮૪૧૪ |
| આસામ | ૫૧,૮૯,૬૪૨ | ૫૭,૪૦,૦૪૬ |

**પેટ્રોલિયમ** : જગતમાં પેટ્રોલિયમ તેલ એ સૌથી અગત્યની ખનીજ ગણાય છે. કોલસા અને પેટ્રોલિયમ એ બંનેનો ઉપયોગ સાર્વત્રિક શક્તિ આપનારાં તત્ત્વો તરીકે સામાન્ય છે. હિંદમાં પેટ્રોલિયમ બહુ જ થોડા પ્રમાણમાં નીકળે છે અને તે આસામમાં ડીગ્બોઈ ખાતે. પંજાબમાં અટક

ખાતે પણ તેલના કૂવા છે; પરંતુ બંને કંપનીઓ યુરોપીઅન છે. હિંદીઓને મજૂરી સિવાય બીજો કશો ય લાભ એમાંથી મળતો નથી. આસામમાં સુરમાવેલી અને કાચાર ખાતે તેલના કૂવા મળ્યા છે. ડીગ્બોઇ ખાતે ૧૯૩૮ માં ૬ ગેલન તેલ અને અટકના કૂવાઓમાંથી ૨૧ કરોડ ગેલન તેલ મળ્યું હતું. આ ઉપરાંત ગેસોલાઇન નામનો અતિ ઉપયોગી પદાર્થ ૪૧ા લાખ ગેલન મળ્યો હતો. આ પેટ્રોલિયમનું પ્રમાણ જગતના બીજા દેશોના મુકાબલે ઘણું જ નાનું ગણાય. જગતમાં એકલું અમેરિકા ૬૨.૭ ટકા પેટ્રોલ પેદા કરે છે. રશિયા ૯.૯ ટકા, વેનેઝુઇલા ૯.૨ ટકા, ઈરાન ૩.૮ ટકા, બોર્નિઓ અને સુમાત્રા ૨.૬ ટકા અને રૂમાનિયા ૨.૫ ટકા પેટ્રોલ પેદા કરે છે. હિંદ માત્ર ૦.૩ ટકા જ પેદા કરે છે. આ ઉપરથી જણાશે કે હિંદમાં બહુ જ થોડા પ્રમાણમાં આ કિંમતી તેલ મળે છે. હિંદની તેલની 'રીફાઈનરીઝ'-માંથી પેટ્રોલિયમનું સંયુક્ત ઉત્પન્ન કેટલું થયું હતું, તે નીચેના કોઠા પરથી સમજાશે.

| સાલ | ગેલન | રૂપિયા |
|---|---|---|
| ૧૯૩૨ | ૩૦,૮૬,૦૬,૦૩૧ | ૫,૦૭,૯૧,૦૩૮ |
| ૧૯૩૩ | ૩૦,૬૦,૦૯,૦૨૨ | ૬,૨૬,૧૫,૮૫૬ |
| ૧૯૩૪ | ૩૨,૨૦,૨૫,૨૮૦ | ૬,૦૦,૪૧,૩૭૯ |
| ૧૯૩૫ | ૩૨,૨૬,૬૨,૩૩૬ | ૬,૨૩,૧૪,૯૨૯ |
| ૧૯૩૬ | ૯,૬૨,૪૧,૫૦૪ | ૧,૨૧,૭૨,૦૧૧ |
| ૧૯૩૭ | ૭,૫૬,૫૭,૮૫૭ | ૧,૩૭,૦૬,૮૬૪ |
| ૧૯૩૮ | ૮,૭૦,૮૨,૩૭૧ | ૧,૬૫,૪૩,૧૪૨ |

**પેશાવર :** આ શહેર હિંદના સરહદ પ્રાંતની રાજ્યધાનીનું શહેર છે. આ શહેરની વસતિ ૧,૨૧,૮૮૬ ની છે. એ સરહદ પ્રાંતનું મુખ્ય વ્યાપારી મથક છે. સરહદના તાયફા-વાળાઓને અંકુશમાં રાખવા પેશાવરમાં હિંદી સરકાર ત્યાં મોટું લશ્કરી થાણું નિભાવે છે. દીર, સ્વાટ, ચીત્રાલ, બજુર ખુને અને અફઘાનિસ્તાનનો વેપાર પેશાવરમાંથી પસાર થાય છે. પેશાવરમાં હચીસન કોલેજ નામની સંસ્થા છે. એમાં કોઈ ઉદ્યોગો નથી.

**પેશ્વા :** એ પ્રથમ શિવાજીના પ્રધાન હતા. શ્રી શિવાજીના પુત્ર શાહુનો મુખ્ય પ્રધાન બાલાજી વિશ્વનાથ (ઈ. સ. ૧૭૦૭ થી ૧૭૨૦) એ પ્રથમ પેશ્વા હતો. એણે પેશ્વાની સ્વતંત્ર સત્તા સ્થાપી. એના પછી પહેલો બાજીરાવ (ઈ. સ. ૧૭૨૦ થી ૧૭૪૦) પેશ્વા થયો. એણે મોટા વિજયો મેળવ્યા. પેશ્વાનો મજબૂત પાયો એણે જ બનાવ્યો. એણે સીંધીયા, હોલકર, ગાયકવાડ અને ભોંસલે નામના મોટા સરદારોને સ્વતંત્ર રાજ્યો બનવાની સગવડ કરી આપી. એનો પુત્ર બાલાજી બાજીરાવ (ઇ. સ. ૧૭૪૦ થી ૧૭૬૧) પેશ્વા થયો. એના વખતમાં એના મોટા સૈન્યોને અફઘાનિસ્તાનના બાદશાહ અહમદશાહ અબ્દાલીએ ૧૭૬૧ માં પાણીપતના મહાન યુદ્ધમાં મોટી હાર આપી. એના પછી માધવરાવ પેશ્વા (ઇ. સ. ૧૭૬૧ થી ૧૭૭૨) થયો. એના વખતમાં હિંદ આખામાં એની સત્તા ચક્રવર્તિ થઇ. તે પછી પેશ્વા નારાયણરાવ એક જ વર્ષ રહ્યો. એના પછી પેશવા એનો પુત્ર સવાઇ માધવરાવ (ઈ. સ. ૧૭૭૪ થી ૧૭૯૫) થયો. એના વખતમાં નાના ફડનવીસ નામના મુત્સદ્દીએ આખી મરાઠી રીસાયતનું સાશન કર્યું હતું. એ પછી બીજો બાજીરાવ પેશ્વા થયો અને અંગ્રેજોએ છેવટે એના પાસેથી સત્તા લઇને એને ૧૮૧૮માં પદભ્રષ્ટ કર્યો. એનો પુત્ર નાનાસાહેબ ઈ. સ. ૧૮૫૮ ના બળવામાં સામેલ હતો. તેમાં ભાગ લઇ એ છુપાઇને લોપ થઇ ગયો.

**પોપ :** ખ્રિસ્તીઓના વડા ધર્મગુરુ ઈટાલીના રોમ શહેરમાં રહે છે. ખ્રિસ્તી રોમન કેથોલિક સંપ્રદાયના એ એ વડા ધર્મગુરુ છે. રોમમાં એમનું નિવાસસ્થાન વેટીકન એ એક જુદું સ્વતંત્ર રાજ્ય છે. એમના અનુયાયીઓની સંખ્યા ૨૦ કરોડની ગણાય છે. રોમમાં પોપનું મુખ્ય મંદિર સેન્ટ પીટર્સનું દેવળ અતિ ભવ્ય સ્થાપત્ય છે. પોપની સત્તા એક વખત યુરોપમાં બહુ જોસમાં પ્રવર્તિ રહી હતી. યુરોપના રાજાઓ એમના ધર્મચક્રથી ડરતા હતા.

**પોપૈયો (એરંડકાકડી, ઝાડચીભડી) :** આ ઝાડ ઘણા ખરા પ્રાંતોમાં પ્રસિદ્ધ છે. એના ફળને એરંડકાકડી (પોપૈયો) જ કહે છે. આ ફળ નાળીયેરની પેઠે પાંદડાંની નીચે થાય છે. કાચાં ફળનું શાક કરાય છે. પાકેલાં ફળ ખાવામાં અતિ સ્વાદિષ્ટ હોય છે; પરંતુ તે વધારે પ્રમાણમાં ખાવામાં આવે તો વિકૃતિ થવાનો ભય રહે છે. પાકેલો પોપૈયો મધુર, રુચિકર અને પિત્તનાશક છે. એ નીચે મુજબ ઉપયોગમાં આવી શકે.

**(૧) કીડા (જંતુ) અને દાદર**—વગેરે રોગ ઉપર પોપૈયાના કાચા ફળને ચપ્પુ વડે ચીરીને જે રસ નીકળે તે ચોપડવો.

**(૨) મૂળવ્યાધી ઉપર**—પોપૈયાના કાચા ફળનો રસ ત્રણ દિવસ ચોપડવો એટલે આરામ થાય છે.

**(૩) પ્લીહા**—(પેટમાં ડાબી બાજુએ બરોળ નામે ગાંઠ થાય છે, તે) ઉપર પોપૈયાના ફળની પોટીસ કરી પ્લીહા ઉપર બાંધવી અને પોપૈયાનું દૂધ (રસ) ચમચાભર સાકર સાથે દિવસમાં ત્રણ વાર પીવું.

**(૪) કૃમિ ઉપર**—પોપૈયાનું દૂધ એક ચમચાભર સાકર સાથે પાવું. બાળકને આપવું હોય તો એક બે ટીપાં જ આપવાં.

**(૫) તજાગરમી ઉપર**-લીલાં પોપૈયાંનો છુંદો તપેલામાં નાંખી તેને બાફી હાથતળીએ તથા પગતળીએ પાંચ દિવસ બાંધવો.

**પોર્ટટ્રસ્ટ (હિંદનાં) :** હિંદુસ્તાનનાં પોર્ટટ્રસ્ટોનો વહિવટ, તે માટે ખાસ પસાર કરવામાં આવેલા કાયદાઓ મુજબ થાય છે. આમાં ખાસ વિસંગતી એ છે કે ટ્રસ્ટમાં યુરોપિયનોનું પ્રમાણ ખૂબ જ વધારે છે. ખાસ કરીને કલકત્તામાં તો આ પ્રમાણ અતિ મોટું છે.

પોર્ટટ્રસ્ટોની આવક ને ખર્ચ નીચે મુજબ છે.

| | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૮,૫૨,૧૩,૦૧૭ | ૮,૭૧,૩૨,૭૬૩ |
| ૧૯૩૦–૩૧ | ૭,૫૬,૦૧,૮૩૦ | ૮,૧૭,૫૧,૦૭૩ |
| ૧૯૩૧–૩૨ | ૭,૧૬,૮૨,૭૫૯ | ૭,૯૩,૮૭,૨૨૦ |
| ૧૯૩૨–૩૩ | ૬,૬૩,૭૦,૦૬૧ | ૬,૯૧,૭૮,૭૨૫ |
| ૧૯૩૩–૩૪ | ૭,૨૮,૫૯,૫૯૯ | ૭,૩૭,૧૩,૭૧૭ |
| ૧૯૩૪–૩૫ | ૭,૬૩,૮૧,૦૬૯ | ૭,૫૯,૮૯,૫૨૧ |
| ૧૯૩૫–૩૬ | ૬,૭૪,૯૨,૬૦૪ | ૬,૮૫,૯૦,૮૯૫ |
| ૧૯૩૬–૩૭ | ૬,૯૦,૦૩,૬૭૨ | ૬,૬૮,૫૩,૮૨૬ |
| ૧૯૩૭–૩૮ | ૭,૩૨,૪૩,૦૩૨ | ૬,૮૨,૫૦,૩૩૬ |

| | | |
|---|---|---|
| ૧૯૩૮–૩૯ | ૬,૯૮,૭૮,૦૬૦ | ૬,૭૭,૮૦,૬૨૫ |
| ૧૯૩૯–૪૦ | ૭,૫૪,૭૮,૨૪૪ | ૭,૩૭,૧૩,૭૧૭ |

પોર્ટટ્રસ્ટોમાં ૧૯૩૯–૪૦ માં જુદાં જુદાં શહેરોમાં નીચે મુજબ આવક અને ખર્ચ થયો હતો.

| શહેર | આવક રૂ. | ખર્ચ રૂ. |
|---|---|---|
| કલકત્તા | ૩,૫૫,૯૩,૬૫૦ | ૩,૩૦,૭૯,૮૦૨ |
| મુંબાઇ | ૨,૭૦,૬૧,૫૮૮ | ૨,૫૮,૫૩,૮૫૬ |
| મદ્રાસ | ૪૫,૮૭,૪૦૮ | ૪૬,૯૭,૧૭૦ |
| કરાંચી | ૭૩,૪૦,૫૭૪ | ૬૫,૫૯,૦૪૪ |
| ચિત્તાગોંગ | ૮,૯૪,૭૨૪ | ૬,૪૮,૨૨૫ |

**પોર્ટટ્રસ્ટના સભ્યો**—પોર્ટટ્રસ્ટના સભ્યો ઇ. સ. ૧૯૩૯-માં નીચે મુજબ હતા.

| શહેર | હિંદી | યુરોપિયન |
|---|---|---|
| કલકત્તા | ૫ | ૧૪ |
| મુંબઇ | ૧૦ | ૧૨ |
| મદ્રાસ | ૧૬ | ૯ |
| કરાંચી | ૭ | ૮ |
| ચિત્તાગોંગ | ૪ | ૮ |

**પોર્ટુગલ** : પોર્ટુગલમાં ફીરંગી પ્રજા વસે છે. એ દેશ સ્પેનની પાડોશમાં આવેલો નાનો પ્રદેશ છે. ૧૨મી સદીથી પોર્ટુગલ સ્વતંત્ર રાજ્ય હતું. ૧૯૧૦ માં ત્યાં મેન્યુઅલ રાજાને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું છે. પોર્ટુગીઝ લોકો ભારે સાહસિક નાવિકો હતા. આખા જગતમાં એઓએ સંસ્થાનો સ્થાપ્યાં હતાં. હિંદમાં પહેલા આવનારા યુરોપિયનોમાં પોર્ટુગિઝોનો વહાણવટી વાસ્કો–ડી–ગામા હતો. પણ હમણાં મહાયુદ્ધમાં પોર્ટુગલ તટસ્થ રાજ્ય છે અને ડોકટર સાલાય એનો સરમુખત્યાર છે.

પોર્ટુગલનું ક્ષેત્રફળ ૩૫,૪૯૦ માઇલનું છે. એની વસતિ ૬૮,૨૫,૮૮૩ માણસોની છે. મુખ્ય શહેર લીસ્બન બંદરની વસતિ ૫,૯૪,૩૯૦ ની છે અને ઓપરટોની વસતિ ૨,૩૨,૨૮૦ ની છે. પોર્ટુગલમાં ધર્મની સ્વતંત્રતા છે, પણ પ્રજાનો મુખ્ય ધર્મ રોમન કેથોલિક છે. પોર્ટુગિઝ પ્રજામાં યુરોપનાં બીજાં સુધરેલાં રાજ્યો કરતાં અક્ષરજ્ઞાન ઓછું છે. ૫૪.૭ ટકા પ્રજા અક્ષરજ્ઞાન ધરાવતી નથી. પ્રાથમિક શિક્ષણ તો ફરજિયાત છે. ૩ વિશ્વવિદ્યાલયો છે. પોર્ટુગલમાં ૬૭૫ વર્તમાનપત્રો પ્રસિદ્ધ થાય છે. ત્યાં ૧૯૩૪–૩૫ માં સરકારી બજેટની પેદાશ ૨૧,૭૭૬ લાખ એસ્કયુડોની થઇ હતી. પોર્ટુગલમાં બધા યુવાનોએ ૧૭ થી ૪૫ વર્ષની અંદર સૈનિક શિક્ષણ મેળવવું પડે છે. કુલ સૈન્યમાં ૪,૧૩૮ અધિકારીઓ અને ૧૦,૨૮૬ સૈનિકો હતા. પોર્ટુગલ પાસે નાનું દરિયાઇ લશ્કર પણ છે અને થોડી મનવારો પણ ધરાવે છે. વિમાનો વિશેષ પ્રમાણમાં નથી.

પોર્ટુગલની જમીનમાં ૩૭.૪ ટકા ખોરાકીના અનાજ, ૫.૪ ટકા દ્રાક્ષ, ૬.૨ ટકા ફળો, ૨૬ ટકા જંગલ અને ૨૫ ટકા શહેરો ગામો, નદીઓ, રસ્તાઓ વગેરેમાં છે. ૧૯૩૩માં ઘઉંનો પાક ૪,૩૭,૪૦૦ ટન, મકાઈ ૩,૧૨,૦૦૦ ટન, ઓટ ૭૩,૦૦૦ ટન, જવ ૧૨,૦૦૦ ટન, ચોખા ૪૬,૫૦૦ ટન, બટાટા ૬,૨૦,૦૦૦ ટન થયાં હતાં. દારૂ પુષ્કળ થાય છે. ઊન ૨,૭૯૬ ટન પેદા થઈ હતી. પરદેશ ખાતે બુચનાં ઝાડોનું લાકડું પુષ્કળ ચડે છે. પોર્ટુગલમાં વિજળી અને કોલસાના ઉદ્યોગનો મોટા પ્રમાણમાં વિકાસ થઇ શકયો નથી. ૧૯૩૩માં પેદાશ ૧૬,૦૫૫ ટન કોલસો, સીસું ૧૯ ટન, ત્રાંબુ ૬૩૭ ટન, કલઈ ૭૦૬ ટન પેદા થયું હતું. માછલીના ઉદ્યોગમાં ૧૪,૨૭૩ નૌકાદ્વારા ૧,૧૧,૬૧૬ ટન માછલીઓ નીકળી હતી.

પોર્ટુગલમાં કાપડનો ઉદ્યોગ પણ વિકાસ પામ્યો છે. ચીની વાસણોનો ઉદ્યોગ પણ સારો ખીલ્યો છે. ૧,૬૫,૦૦૦ ટન સીમેંટ થયું હતું. કુલ વેપાર ૧૯૩૩માં આમદાની ૧૯,૦૫૩ લાખ એસ્કયુડોની અને નિકાસ ૮,૦૨૪ એસ્કયુડોની થઇ હતી. પોર્ટુગલ પાસે વહાણનો મોટો કાફલો છે. ૩૫,૩૫,૪૩૨ ટનની સ્ટીમરો હતી. એને ત્યાં ૮૨૪ માઇલની રેલ્વે હતી. તે ઉપરાંત ૬ ખાનગી રેલ્વે લાઇનો ૧,૧૭૭ માઇલની હતી. ૮,૮૮૨ માઇલના રસ્તાઓ હતા. ૭૪૪ તાર ઓફિસો હતી. ૧૩ વાયરલેસનાં સ્થાનો હતાં.

જગતમાં પોર્ટુગીઝનાં સંસ્થાનો નીચે પ્રમાણે છે.

| સ્થળ | ચો. માઇલ | વસતિ |
|---|---|---|
| આફ્રિકામાં (૧૯૩૨) | ૧,૫૫૭ | ૧,૫૦,૫૫૩ |
| કેપ વરડે આઇલેંડ— | | |
| ગ્યુએના (૧૯૩૦) | ૧૩,૯૪૪ | ૩,૬૪,૯૨૯ |
| દક્ષિણ ટોમ આઇસલેન્ડ (૧૯૨૧) | ૩૭૨ | ૫૯,૦૬૦ |
| એન્ગોલા (૧૯૩૧) | ૪,૮૭,૪૮૮ | ૩૦.૯૮,૨૮૧ |
| મોઝામ્બિક (૧૯૩૪) | ૨,૯૯.૯૭૩ | |
| એશિયામાં હિંદ (૧૯૩૧) | ૧,૬૩૭ | ૫,૭૯,૯૬૯ |
| ટીમર (૧૯૩૦) | ૭,૩૩૦ | ૪,૭૪,૩૬૩ |
| ચીન (૧૯૨૭) | ૫ | ૧,૫૭,૧૭૫ |

**પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકા** : એને મોઝાંબિક પણ કહે છે. એ બ્રિટિશ મધ્ય અને દક્ષિણ આફ્રિકા વચ્ચે આવેલો પ્રદેશ છે. એનું ક્ષેત્રફળ ૨,૯૯,૯૭૩ ચો. માઇલનું છે. એનું મુખ્ય શહેર લોરેન્સો માર્કવિસની વસતિ ૪૨,૭૭૯ ની છે. વસતિનો મોટો ભાગ સીદીઓનો છે. વેપાર માટે હિંદીઓ પણ ત્યાં વસ્યા છે. આ દેશના રક્ષણ માટે ૧૭૭ અધિકારી અને ૨,૬૩૭ સૈનિકો છે. સરકારી પેદાશ ૩,૫૬૪ લાખની છે. ખર્ચ ૩,૪૦૯ લાખ એસ્કયુડોનું છે. આ દેશમાં ખાંડ, મકાઇ, કપાસ, કોપરાં, તલ અને બીજી કેટલીક ખનીજો નીકળે છે. મુખ્ય બંદરો મોઝાંબિક, બેરા, કીરમાની વગેરે છે. ૧૯૩૩ માં કુલ આમદાની વેપાર ૧૨૫ લાખ એસ્કયુડોની અને નિકાસ ૮૩ લાખની થઈ હતી. ૫૧૬ માઇલની રેલ્વે આ પ્રદેશમાં છે. મનીકા અને સોફાલાના જીલ્લાઓ પોર્ટુગીઝની મોઝાંબિક કંપની સરકારી ચાર્ટરની રૂએ કરે છે. એનું મુખ્ય મથક બેરાનું બંદર છે.

**પોર્ટુગીઝ પશ્ચિમ આફ્રિકા** : એ ૧,૦૦૦ માઇલનો દરિયો ધરાવે છે. ફ્રેન્ચ કોંગો અને બ્રિટિશ દક્ષિણ આફ્રિકાની પાડોશનું રાજ્ય છે. એનો વિસ્તાર ૪,૮૭,૭૮૮ ચો. માઇલનો છે. પાલોડીલોએન્ડા એનું મુખ્ય શહેર છે. એની વસતિ કુલ ૩૦,૯૮,૨૮૧ ની હતી. વસતિનો મોટો ભાગ સીદીઓનો છે. સૈન્યમાં ૧૨૨ અધિકારીઓ અને ૪,૪૯૭ સૈનિકો રક્ષણ માટે ત્યાં છે. મુખ્ય પાક કોફી, મકાઇ, ખાંડ, પામ તેલ, કપાસ, ઘઉં, તમાકુ, કોકોઆ અને તલ છે. મીણ પણ ખૂબ બને છે.

કુલ ઢોરો ૧૫,૧૯,૮૪૯ છે. ૧,૫૦,૪૮૫ ઘેટાં, ૩,૬૩,૨૫૨ બકરા, ૨,૮૬,૭૮૪ ડુક્કર હતાં. હીરા પણ આ પ્રદેશમાં મળી આવે છે. પોર્ટુગીઝોની સ્ટીમર કંપની અને બ્રિટિશ સ્ટીમર કંપનીઓ અહીં નિયમિત આવે છે. એંગોલા એ મુખ્ય બંદર છે, દેશ પછાત છે અને પોર્ટુગીઝો માટે એ કામધેનુ ગાય જેવો છે.

**પોર્ટુગીઝ હિંદ**—પોર્ટુગીઝ હિંદમાં ગોવા (મુખ્ય શહેર નોવા, ગોળા અથવા પાંજીમ) તથા આંગિદિવ, સાઓજોર્જ તથા મેસંગોસના ટાપુઓ, ગુજરાતને કિનારે આવેલ દાદરા તથા નાગરઅવેલી પ્રાંતો સહિત દીવનો સમાવેશ થાય છે. આ સિવાય કાઠિયાવાડ દ્વીપકલ્પના કિનારે આવેલ ગોકોલા તથા સાંબોર પ્રાંતોનો પણ આમાં સમાવેશ થાય છે. સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૬૩૭ ચોરસ માઈલ તથા ૧૯૩૧ની વસતીગણત્રી પ્રમાણે વસતિ ૫,૭૯,૯૬૯ની છે. તેમાં ૫૦૭ મીઠાનાં કારખાનાં છે. ૨૧ મેંગેનિઝની ખાણો પણ ત્યાં આવેલી છે. ત્યાંની મુખ્યનિકાસ નાળિયેર, માછલી, તેજાના, મીઠું, કોપરું વગેરે છે.

**પોલાંડ :** પોલાંડ યુરોપમાં રશિયા, ચેકોસ્લોવેકિયા, ઈસ્ટ પ્રશિયા અને બીજાં રાજ્યો વચ્ચે આવેલું મોટું પ્રાચીન રાજ્ય છે. એના પર ઘણા તડકાછાંયા આવી ગયા છે. ૧૭ મી સદીમાં એ રાજ્ય રશિયા, પ્રશિયા અને ઓસ્ટ્રીઆએ એકત્ર થઈ પોતાની વચ્ચે વહેંચી લીધું. ૧૯૧૫ના મહાયુદ્ધમાં જર્મનોએ એ જીતી લીધું. નવેંબર ૧૯૧૮ ના દિવસે પોલાંડ તદ્દન સ્વતંત્ર થયું. એ માર્શલ પીલુડસ્કીના હાથ નીચે પ્રજાતંત્ર રાજ્ય થયું. પ્રજાસંઘે એને પૂર્વ પ્રશિયામાંથી ૫૦ માઇલનો પ્રદેશ આપીને ડેન્ઝિગનું બંદર આપ્યું. ૧૯૪૦ માં મહાયુદ્ધની શરૂઆતમાં જર્મનીએ પોલાંડ પર આક્રમણ કર્યું. જર્મનીએ રશિયા સાથે સંધી કરી અર્ધો પોલાંડ તેને આપ્યો અને આમ આખું પોલાંડ બે ભાગમાં વહેંચાઇ ગયું. ૧૯૪૧ ની આખરીમાં જર્મનીએ રશિયા પર આક્રમણ કરી આખું પોલાંડ જીતી લીધું. ૧૯૪૪ ના જૂન માસથી પોલાંડ ઉપર રશિયાએ ચઢાઈ કરી જર્મનોને પાછા ધકેલ્યા. હાલ પોલાંડમાં લડાઈ ચાલે છે.

પોલાંડનું ક્ષેત્રફળ ૧,૪૦,૨૭૪ ચો. મા. નું છે. તેની વસતિ ૩,૧૯,૪૮,૦૦૦ ની છે. પોલાંડના મુખ્ય શહેર વોર્સોની વસતિ ૧૧,૭૮,૦૦૦ ની છે. :લોજ શહેરની વસતિ ૬,૧૬,૬૮૭ ની છે. બધી વસતિમાં ૨ા કરોડ પોલ (૭૨ ટકા) વસે છે. મોટી રકમના રશિયનો પણ ત્યાં વસ્યા છે. એમની સંખ્યા ૭૦ થી ૮૦ લાખની ગણાય છે.

પ્રજાનો મોટો ભાગ રોમન કૅથોલિક સંપ્રદાયનો છે. પણ પોલાંડમાં ધર્મની સ્વતંત્રતા છે. પોલાંડમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. ત્યાં ૧૯૩૫ માં ૨૭,૨૭૦ પ્રાથમિક સ્કૂલોમાં ૪૬,૨૮,૪૨૧ છોકરાઓ ભણતા હતા. ૭૮૩ માધ્યમિક સ્કૂલમાં ૧,૬૦,૮૧૨ છોકરાઓ ભણતા હતા. ૧૯૮ શિક્ષકોની કોલેજો હતી. ૭૪૩ બીજા જાતજાતના ધંધાઓની સ્કૂલો હતી. ૨૪ યુનિવર્સિટીઓ અને મહાન કોલેજો હતી. ન્યાય પોલિસનો બંદોબસ્ત પણ સારો રાખવામાં આવ્યો હતો. પ્રજાના ભલા માટે ગરીબો, અશક્તો, વૃદ્ધો અને બાળકો માટે સારી રકમો પોલાંડ ખર્ચતું હતું. એની પેદાશ ૧૯૩૫-૩૬ માં ૧૯૮ કરોડ ઝલોટીસની હતી. ખરચ ૨૧૩ કરોડ ઝલોટીસનું હતું. પોલાંડ ઉપર ઇગ્લાંડ, અમેરિકા અને ફ્રાન્સનું મોટું લેણું હતું. આથી પોલાંડમાં કરવેરા વધારે હતા. જર્મની અને રશિયા જેવા બળવાન શત્રુઓ પાડોશમાં હોવાથી પોલાંડને મોટું લશ્કર નિભાવવું પડતું હતું; પરંતુ પોલાંડના લશ્કર આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જિત નહિ હોવાથી ૧૫ દિવસમાં જર્મનીએ તે જીતી લીધું હતું. પોલાંડ પાસે સાગર સૈન્ય તેમ જ વિમાની સૈન્ય બહુ મોટાં હતાં.

પોલાંડમાં ખેતી એ મુખ્ય ધંધો છે. ૧૯૩૨-૩૩માં એના પાકો નીચે મુજબ હતા.

| વસ્તુ | ૧૯૩૨-૩૩ (ટનમાં) |
|---|---|
| ઘઉં | ૨૧,૭૪,૦૮૬ |
| રાઇ | ૭૦,૭૩,૨૮૯ |
| જવ | ૧૪,૩૫,૮૭૭ |
| ઓટ | ૨૬,૮૨,૯૪૭ |
| બટાટા | ૨,૮૩,૩૦,૦૫૯ |
| ખાંડનો કંદ | ૧૮,૫૨,૩૦૨ |

આ સિવાય શણ પણ થોડા પ્રમાણમાં ત્યાં પાકે છે. પોલાંડમાં જંગલો ૨,૦૫,૬૩,૮૫૩ એકરમાં છે. પોલાંડમાં ૩,૭૬૦ હજાર ઘોડા, ૯,૨૯૭ ઢોરો, ૨૬ લાખ મેંઢાં હતાં.

પોલાંડમાં ખનીજ કોલસા, લોઢું વગેરે નીકળે છે. તે નીચે પ્રમાણે છે.

| જાત | ૧૯૩૨ (ટનમાં) | ૧૯૩૩ (ટનમાં) | ૧૯૩૪ (ટનમાં) |
|---|---|---|---|
| ઉંચો કોલસો | ૨,૮૮,૩૫,૦૦૦ | ૨,૭૩,૬૫,૦૦૦ | ૨,૯૨,૩૩,૦૦૦ |
| હલકો કોલસો | ૩૩,૪૦૦ | ૩૩,૦૦૦ | ૨૬,૦૦૦ |
| પેટ્રોલીઅમ તેલ | ૫,૫૭,૦૦૦ | ૫,૫૧,૦૦૦ | ૫,૩૦,૦૦૦ |
| કુદરતી ઘાસ | ૪,૩૭,૦૦૦ | ૪,૬૨,૦૦૦ | ૪,૬૯,૦૦૦ |
| મીઠું | ૪,૯૧,૦૦૦ | ૪,૫૦,૦૦૦ | ૫,૦૬,૦૦૦ |
| સોડા પોટેસીઅમ | ૨,૯૯,૦૦૦ | ૨,૯૯,૦૦૦ | ૩,૦૦,૦૦૦ |
| લોઢું | ૭૭,૦૦૦ | ૧,૬૧,૦૦૦ | ૨,૪૭,૦૦૦ |
| જસત | ૮૫,૦૦૦ | ૮૩,૦૦૦ | ૭૨,૦૦૦ |

પોલાંડમાં ૧૯૩૪માં ૪૬,૫૨૩ લૂમોવાળી કાપડની મિલો હતી. ૧૭,૨૮૨ લૂમોવાળી ઊનની મિલો હતી. ૧,૩૭૭ લાકડાં કાપવાની મિલો હતી. ૩૫ તેલ ગાળવાની ભઠ્ઠીઓ હતી. આમાંથી ૧,૭૪,૦૦૦ ટન કેરોસિન, ૫,૨૧,૦૦૦ ટન ઊંચું તેલ નીકળ્યું હતું. ૬૪ ખાંડની મિલો હતી. તેમાંથી ૪,૧૭,૮૦૦ ટન ખાંડ મળી હતી. પોલાંડમાં ૧૯૩૪માં ૭,૯૮૭ લાખ ઝીલોટીસની આયાત થઇ હતી અને ૯,૭૫૬ લાખની નિકાશ થઈ હતી.

પોલાંડમાં ૨૯,૪૧૧ માઇલના જાહેર રસ્તા હતા અને ૧૮,૭૪૩ માઇલના સાધારણ કાચા રસ્તા હતા. ૧૨,૬૮૫ માઈલની ખાનગી માલિકીની રેલ્વે હતી. ૪,૦૨૧ પોસ્ટ ઓફિસ, ૪,૭૯૫ તાર ઓફિસો હતી. ટેલીફોનો ૧,૮૯,૨૦૫ હતા. પોલાંડમાં વિમાનોના પ્રવાસની પણ સારી સગવડ હતી. પોલાંડ પાસે ૫૫ સ્ટીમરો ૬૪,૩૫૮ ટનની હતી.

**પ્રચલિત સંવતો :** આપણા દેશોમાં કેટલાય સંવતો પ્રચલિત છે. જેમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

**સપ્તર્ષિ કાલ**—સમય ગણવાની આ પદ્ધતિ કાશ્મીર તથા તેની આસપાસના પ્રદેશમાં ચાલુ છે આને 'લૌકિક કાલ' અથવા 'શાસ્ત્ર કાલ' પણ કહેવામાં આવે છે.

સપ્તર્ષિ સમુહ અશ્વિનીથી રેવતી સુધીના પ્રત્યેક નક્ષત્રમાં સો વર્ષ રહે છે. આ પ્રમાણે ૨,૭૦૦ વર્ષમાં પ્રદક્ષિણા પૂરી થાય છે. આ સિદ્ધાંત પ્રમાણે કાલની ગણત્રી કરવામાં આવે છે.

**વિક્રમ સંવત**—ઉત્તર હિંદુસ્તાનમાં (બંગાળા સિવાય) આ સંવત જ વિશેષ પ્રમાણમાં પ્રચલિત છે. ઇસ્વીસનના ૫૬ વર્ષ પહેલાં આ સંવતની શરૂઆત થઈ હોય એમ જણાય છે. પરંતુ ત્યારપછીના ૬૦૦ વર્ષ પછીના પ્રાચીન ગ્રંથોમાં પણ આ સંવત વિષે કંઇ લખાયેલું હોય એમ લાગતું નથી, એવો હિંદના અગ્રગણ્ય વિદ્વાનો અને પંડિતોનો અભિપ્રાય છે. કેટલાક એમ પણ કહે છે, કે ઉજ્જેનના પ્રખ્યાત રાજા વિક્રમાદિત્યે શક રાજાઓનો પરાજય કર્યો તેથી એનો સંવત શરૂ થયો છે. કેટલાક વળી એમ પણ કહે છે, કે આ સંવત ઈ. સ. પૂર્વે ૫૬ થી માલવ લોકોમાં ચાલુ હતો, વિક્રમાદિત્યે માલવ જાતિની ઉન્નતિ થતાં એ આ વિષે નક્કી અભિપ્રાય આપવો મુશ્કેલ છે.

**શાલિવાહન શક**—મલબાર અને તિનવલ્લી પ્રાંતોને બાદ કરતાં સારાય દક્ષિણ હિંદમાં આ સંવત પ્રચલિત છે. આનું વર્ષ ચાંદ્ર અથવા સૌર વર્ષ છે. ઉત્તર હિંદના અનેક પ્રાંતોમાં પણ આ શક ચાલે છે. તેની શરૂઆત ઇ. સ. ૭૮માં થઇ છે. કેટલાકોનો અભિપ્રાય છે કે ઇસ્વીસનના પ્રથમ સૈકામાં શકરાજા કનિષ્કના નામથી આ શકની શરૂઆત થઇ એટલે કે આ શક બૌધ ધર્મના હાથનો છે. તિબેટ, બ્રહ્મદેશ, જાવા, સિંહલદ્વિપ ઈત્યાદિ દેશોમાં પણ આ શક ચાલુ હોય એમ પ્રાચીન લેખોમાં વર્ણન છે.

**હિજરી સંવત**—આ સન મૂળ તો અરબસ્તાનનો છે. ઇસ્લામ ધર્મની સ્થાપના કરનાર મહમદ પયગંબરને ધર્મની સુધારણા કરવાના પ્રયત્નોમાં, પ્રાણ બચાવવા મક્કાથી મદીના જવું પડયું. આથી આ સંવતનું નામ હીજરી અથવા પલાયન કાળ નામથી પ્રખ્યાત થયો. હિજરી વર્ષ એ ચાંદ્ર વર્ષ છે. બાર ચંદ્રમાસ મળીને ૩૫૪–૫૫ દિવસોનું હિજરી વર્ષ થાય છે. તેની સરૂઆત ૧૬ મી જુલાઈ ૬૨૨ થી થઇ છે. એના વારની શરૂઆત સૂર્યાસ્તથી થાય છે. આ સન હિંદમાં મુસ્લિમ રાજ્યકર્તાઓના સમયમાં દાખલ થયો છે.

**સૂર સંવત**—આ સંવત મરાઠા રાજ્ય દરમિયાન શરૂ થયેલ છે. તે 'શાહુર' સંવત પણ કહેવાય છે. કોઈ કોઇ ઠેકાણે તે ચાલે છે. ઇસ્વીસનથી ૫૯૯ થી ૬૦૦ વર્ષ તે પાછળ છે. મહિનાઓનાં નામ મુસલમાની છે.

**અમલી સંવત કે વિલાયતી સંવત**—ઓડિયા પ્રાંતના રાજા ઇંદ્રદ્યુમ્નની જન્મ તિથિ ભાદરવા સુદ ૧૨ થી અમલી વર્ષની શરૂઆત થાય છે. ચંદ્ર વર્ષની ગણત્રી કરવામાં આવે છે. વિલાયતી સન બંગાળના કેટલાક ભાગોમાં પ્રચલિત છે. વર્ષની શરૂઆત ભાદરવા માસથી થાય છે.

**કોલમ અથવા પરશુરામ કોલ**—આ સંવત કેરાળા પ્રદેશ-મલબારમાં પ્રચલિત છે. માસનાં નામ રાશિઓ પ્રમાણે છે. કન્યા રાશીનું 'કન્ની' તથા સિંહ રાશિનું 'ચિંગભ' અપભ્રંશ છે. મલબારના ઉત્તર ભાગમાં કન્યા રાશિમાં સૂર્ય આવે ત્યારે (ભાદરવામાં) વર્ષની શરૂઆત થાય છે. બીજાં સ્થળોએ સિંહ રાશિમાં સૂર્ય આવે ત્યારે (શ્રાવણમાં) વર્ષની શરૂઆત થાય છે. એક હજાર વર્ષનું એક ચક્ર થાય છે. અત્યારે ચોથું ચક્ર ચાલે છે, એમ તે બાજુના લોકોનું કહેવું છે. આ સંવત ઇસ્વીસનથી ૮૨૪ થી ૨૫ વર્ષ પાછળ છે. પરશુરામે કેરલ પ્રદેશને સમુદ્રથી મુક્ત કર્યો, એટલે એ જ કારણથી આ સંવત તેના નામથી શરૂ થયો, એવી દંતકથાઓ ત્યાં ચાલે છે.

**બંગાળી સંવત**—બંગાળી સંવત્ ફક્ત બંગાળમાં જ છે. તેની શરૂઆત ઇ. સ. ના ૫૯૩ વર્ષ પછી થઇ. વર્ષની શરૂઆત મેષ (ચૈત્ર–વૈશાખ) સંક્રાંતિથી થાય છે. શરૂઆતના મહિનાને વૈશાખ કહેવામાં આવે છે.

**ફસલી સંવત**—અકબરે આ સંવતની શરૂઆત કરી છે. અકબર ઈ. સ. ૧૫૫૬ માં ગાદી પર આવ્યો. ત્યારથી ફસલી સંવતની શરૂઆત થઇ. વર્ષની શરૂઆત આસો વદ ૧ થી થાય છે. ઈસ્વીસનથી ફસલી સંવત ૧,૫૫૬ વર્ષ પાછળ છે. આ સંવત ખેતીવાડી તથા મહેસુલની ગણતરી ઉપર શરૂ કરાયેલો છે.

**મગી સંવત**—આ સંવત ચિતાગોંગની આસપાસ પ્રચલિત છે. બંગાળી સંવતથી ૪૫ વર્ષ પાછળ હોવા સિવાય તેમાં બીજો કોઇ ફરક નથી.

**વીર સંવત**—જૈનોના છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામીના નિર્વાણથી જે સંવત ગણાય છે, એને વીર સંવત કહેવામાં આવે છે. એનો પ્રચાર મોટે ભાગે જૈન ગ્રંથોમાં છે. વિક્રમ સંવતમાં ૪૭૦ ભેળવવાથી તે સંવત આવે છે.

**બુદ્ધ સંવત**—બુદ્ધના મૃત્યુથી ઇ. સ. પૂર્વે ૫૪૩થી ગણવામાં આવે છે. (મૃત્યુ તો ઈ. સ. પૂર્વે ૪૮૭માં થયું હતું).

**રાજ સંવત**—શ્રી છત્રપતિ શિવાજી મહારાજે જેઠ સુદ ૧૩ આનંદ નામ સંવત્સર શાકે ૧૫૯૬ થી ચાલુ કર્યો. તે તિથિથી વર્ષ બદલાય છે. આ સંવત ઇસ્વીસનની ૧૬૭૩–૭૩ વર્ષ પાછળ છે.

**યાહુદી સંવત**—સૃષ્ટિના આરંભકાળથી શરૂ થયો છે. ખ્રિસ્તિ સંવતની શરૂઆત કરતાં તે ૩૭૬૦ વર્ષ અને ૩ મહિના આગળ છે.

**ઈસ્વીસન**—હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ અમલની સ્થાપના સ્થાપના થતાં આ સન હિંદમાં ચાલુ થયો. પ્રસિદ્ધ ધર્મ સંસ્થાપક ઈસુ ખ્રિસ્તની જન્મતિથિથી આ સનની શરૂઆત થઈ છે. પહેલી જાન્યુઆરીથી નવા વર્ષની શરૂઆત થાય છે.

રોમન પંચાંગનું મૂળ રોમની સ્થાપનામાં હતું. રોમની સ્થાપના ઇ. સ. પૂર્વે ૭૫૩ માં થયાનું માનવામાં આવે છે. આ પંચાંગ રોમ્યુલસે નક્કી કરેલ પંચાંગમાંથી વિકાસ પામ્યું છે. રોમ્યુલસે ૩૦૪ દિવસના દશ વિભાગ કર્યા હતા. વર્ષની શરૂઆત માર્ચ માસથી થતી હતી. ન્યુમાએ તેમાં જાન્યુઆરી અને ફેબ્રુઆરી મહિના ઉમેરી વર્ષના બાર મહિના કર્યા.

## પ્રચલિત સંજ્ઞાઓ :

| | |
|---|---|
| A. I. | ફ્રેન્ટ પંકિતનું |
| A. A. | સઘળા પ્રકારના જોખમ સામે |
| A/c | ના ખાતે, હિસાબ |
| . D. | ઈસ્વીસન |
| A. B. | તારીખ પછી |
| A. I. C. C. | અખિલ હિંદ મહાસભા સમિતી |
| I. R. | અખિલ હિંદ રેડિયો |

| | |
|---|---|
| A. M. | બપોરના બાર સુધી |
| B. B. C. | બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કોર્પોરેશન |
| B. C. | ઇસ્વીસન પૂર્વે |
| B. e. | બિલ ઓફ એક્સચેન્જ |
| B. L. | બિલ ઓફ લેડિંગ |
| C. i. f. | કિંમત, વિમો, નૂર |
| C/n | ક્રેડિટ નોટ |
| C/o | ઠેકાણું |
| C. O. D. | માલટાણે પૈસા |
| C. W. O. | માલ મંગાવતી વખતે પૈસા |
| Cun div | વ્યાજ સાથે |
| Cwt | હંડ્રવેટ |
| D/d | દાર્શનીય હૂંડી; હૂંડીની પાકતી મુદત |
| D. L. O. | ડેડ લેટર ઑફિસ |
| D. L. T. | ડેઇલી લેટર ટેલિગ્રામ |
| Dr. | ખાતે; દેવાદાર |
| E. & O. E. | ભૂલચૂક લેવીદેવી |
| Esq.: | એસ્કવાયર |
| Ex. div | વ્યાજબાદ |
| F. o. r. | વહાણ પર મફત |
| F. o. r. | રેલ્વે પર મફત |
| G. M. T. | ગ્રીનિચ મીન ટાઇમ |
| G. P. O. | જનરલ પોસ્ટ ઑફિસ |
| J. P. | જસ્ટિસ ઓફ પીસ |
| Kilg. | કિલોગ્રામ |
| Kilm | કિલોમીટર |
| Lb. | રતલ |
| Long. | રેખાંશ |
| £ S. D. | પૌંડ, શિલિંગ, પેન્સ |
| Ltd. | લિમિટેડ |
| Mille. | હજાર |
| M. P. H. | કલાક–માઇલ |
| N. B. | ખાસ જરૂરી |
| N. E. P. | ન્યુ ઇકોનોમિક પોલિસી |
| Net, Nett. | સાફી |
| N. I. R. A. | રાષ્ટ્રિય પુનરુત્થાનની યોજના |
| N. P. | નોટ રીપબ્લિક |
| N. S. | સ્પષ્ટ દર્શાવ્યું નથી |
| N. V. | નામની ખબર નથી |
| % | ટકા |
| O. K. | બધું બરાબર |
| Oz. | ઔંસ |
| P. C. | દર સેંકડે, પોલિસ કોન્સ્ટેબલ |
| Por. | વડે |
| Per Pro | —ના વતી. |
| P. M. | બપોરના બાર પછીનો સમય; વડા પ્રધાન |
| P. M. G. | પોસ્ટ માસ્તર જનરલ |
| P. N. | માલ સોંપતી વખતે પૈસા |
| P. O. | પોસ્ટ ઓફિસ |
| P. o. d. | પ્રોમિસરી નોટ |
| P. & O. | પેનિન્સ્યુલર એન્ડ ઓરીએન્ટલ કંપની |
| Prorata. | દર પ્રમાણે |
| Prox | આવતો મહિનો |
| P. T. O. | સાંધણ છે; ટપાલ અને તાર ઑફિસ |
| R. S. V. P. | મહેરબાની કરી જવાબ આપો. |
| S. S. | સ્ટીમર |
| T. & O. | લીધું અને આપ્યું. |
| T. O. | તાર ઓફિસ, પાનું ફેરવો |
| Ult. | ગયે મહિને |
| U. S. | ઉપર મુજબ |
| U. S. W. | વગેરે. |
| Y. D. | જુદી જુદી તારીખો |
| Via. | થઈને |
| Viz | એટલે |
| W. a. f. | બધા દોષ સહિત |
| W. C. | પાયખાનું |
| C. I. | ઓર્ડર ઓફ ધી ક્રાઉન ઓફ ઇંડિયા |
| G. C. I. E. | ગ્રાન્ડ કમાન્ડર ધી ઇંડિયન એમ્પાયર |
| G. M. I. E | ગ્રાન્ડ માસ્ટર ઓફ ધી ઓર્ડર ઓફ ધી ઇંડિયન એમ્પાયર |
| K. B. E. | નાઈટ કમાન્ડર ઓફ ધી બ્રિટિશ એમ્પાયર |
| K. C. | કિંગ્સ કાઉન્સેલ |
| K. T. | નાઈટ |
| M. V. O. | મેમ્બર ઓફ ધી રોયલ વિક્ટોરિયન ઓર્ડર |

## પ્રાંતવાર જોઈન્ટ સ્ટૉક કંપનીઓ :

| પ્રાંત | ૧૯૩૬–૩૭ | ૧૯૩૭–૩૮ |
|---|---|---|
| મદ્રાસ | ૧,૩૮૭ | ૧,૪૮૮ |
| મુંબઇ | ૧,૩૩૧ | ૧,૩૭૫ |
| બંગાળ | ૫,૦૮૦ | ૪,૪૩૭ |
| સંયુક્ત પ્રાંતો | ૪૬૩ | ૪૬૪ |
| પંજાબ | ૬૧૮ | ૧,૦૦૯ |
| બિહાર | ૧૩૩ | ૧૫૦ |
| આસામ | ૨૦૩ | ૨૦૮ |
| સિંધ | ૧૫૪ | ૧૩૪ |
| દિલ્હી | ૨૨૪ | ૨૩૮ |
| મ્હૈસુર | ૧૬૦ | ૧૮૧ |
| ત્રાવણકોર | ૩૯૦ | ૪૪૦ |
| કોચીન | ૧૯૯ | ૨૦૦ |





**ફણસ :** ફણસનું ઝાડ ઘણું મોટું થાય છે. વાવ્યા પછી છ વરસે ફળે છે. આ વૃક્ષને થડ ઉપર અને જાડી ડાળીઓ ઉપર ફળો લાગે છે. એના ફળો મણ મણ જેવડાં મોટાં થાય છે. ફળની છાલ ખરબચડી કાંટાવાળી હોય છે. લીલા ફણસનું શાક કરે છે. ફણસ પાકે એટલે અંદરની પેશીઓનો ગર્ભ ખવાય છે. ગર્ભની અંદર ઠરીઆ હોય છે. મલબારના લોકો ફણસ ઉપર નિર્વાહ કરે છે. ફણસના ગર્ભના લોટમાંથી રોટલી અને પૂરીઓ થાય છે. ફણસનું લાકડું પીળું અને ઇમારતના કામમાં આવે તેવું મજબૂત રહે છે. ફણસના ફળના ગર્ભના ગુણો શીતળ, દાહક, તૃપ્તિકારક, ધાતુવર્ધક, રુચિકર, માંસવર્ધક, કફ કરનાર, બલકર, પૌષ્ટિક તથા પચવામાં મુશ્કેલ છે.

**ફળો :** પરમાત્માએ લોકોના આરોગ્ય માટે ફળો બનાવ્યાં છે. ફળોનો રસ શરીરમાં સમભાવવાળાં તત્ત્વો ઉત્પન્ન કરે છે. કેરી, નારંગી, જાંબુ, પેર, કેળાં અને બીજાં ફળો એમનાં એમ રાંધ્યા વગર ખવાય છે. રીંગણાં, ભીંડા, કોળું, દૂધી, કારેલાં, કંટોલાં, એ શાક પણ ફળો જ છે; પરંતુ તે રાંધીને ખવાય છે. ફળોમાં સક્કરચંદ, પેર, ગુસબેરી, દ્રાક્ષ, નારંગી, અંજીર, દાડમ એ ગુણકારક ફળો ગણાય છે. કાકડી, કારીંગા, ચીભડાં અને એવાં બીજાં કેટલાંક ફળો આરોગ્યના ગુણો સાથે અનારોગ્યના ગુણો પણ ધરાવે છે. વાજબી પ્રમાણમાં ફળનો ખાવા માટે ઉપયોગ આવશ્યક છે. ફળો કાચાં અથવા બહુ પાકાં ખાવાં નહિ. જમ્યા પછી તરત ફળો ખાવાં નહિ. ફળોમાં મીઠાસ અને ખટાસના તત્ત્વો શરીરને અનુકૂલ રહે છે. મોસમી ફળોનો વાજબી ઉપયોગ ખોરાક તરીકે દરરોજ કરવો જોઇએ. ફળોમાં મોટા ભાગે પાણી હોવાથી એમાં પોષક તત્ત્વ ઓછું છે. ખારેક, જરદાળુ, અંજીર, બદામ, પીસ્તા, દ્રાક્ષ વગેરે ફળો સુકવીને લાખો મણના હિસાબે બજારમાં વેચાવા આવે છે. ફળોને સાકરની ચાસણીમાં કાચની બોટલમાં પેક કરીને રાખે છે, તો ઘણો વખત રહી શકે છે. યંત્રોથી ફળોના અર્કો કાઢીને શીશીમાં પેક કરી વેચાય છે. ફળોમાં નીચેના પદાર્થો હોય છે. ૧૦૦ ટકામાંથી પદાર્થોના ટકા:

| ફળની જાત | પાણીના ટકા | પ્રોટીન | કાર્બોહા. ખાંડ | કચરો | તંતુઓ | ક્ષાર |
|---|---|---|---|---|---|---|
| સક્કરચંદ | ૮૨.૫ | ૦.૪ | ૧૨.૫ | ૦.૪ | ૨.૭ | ૧.૦ |
| જામ | ૮૩.૫ | ૦.૪ | ૧૧.૫ | ૦.૪ | ૩ ૧ | ૦ ૧ |
| પીચ | ૮૮.૯ | ૧.૧ | ૧૨.૪ | ૦.૫ | ... | ૧.૦ |
| દ્રાક્ષ | ૮૫.૨ | ૦.૪ | ૭.૯ | ૦.૭ | ૨.૨ | ૧.૦ |
| મોટી દ્રાક્ષ | ૭૯.૦ | ૧.૦ | ૧૫.૫ | ૦.૫ | ૨.૫ | ૦.૫ |
| કાળીંગાં | ૮૯.૦ | ૦.૭ | ૭.૬ | ૦.૬ | ૧.૦ | ... |
| કેળાં | ૭૪.૦ | ૧.૬ | ૨૨.૯ | ૦.૯ | ૦.૨ | ... |
| નારંગી | ૮૬.૭ | ૦.૯ | ૮.૭ | ૦.૬ | ૧.૬ | ૧.૧ |
| અનેનાસ | ૮૯.૩ | ૦.૪ | ૯.૭ | ૦.૩ | ... | ... |
| ખારેક | ૨૦.૮ | ૪.૪ | ૬૫.૭ | ૧.૫ | ૫.૫ | ... |
| અંજીર ( સુકાં ) | ૨૬.૪ | ૫.૫ | ૬૨.૮ | ૨.૩ | ૭.૩ | ૧.૨ |
| સુકી દ્રાક્ષ મોટી | ૧૪.૦ | ૨.૫ | ૭૪.૭ | ૪.૧ | ... | ... |

**ફાલસા :** મોટાં વૃક્ષોમાં બહુ નાના જાંબુડીઆ રંગના ફળો થાય છે. બીઆં સાથે આ ફળો ખવાય છે. એનું સરબત પણ બને છે. એના ગુણો મધુર, સ્વાદ રુચિકર, ધાતુકર તથા ખાટાં છે. મળને બદ્ધ કરે છે.

**ફિન્લેન્ડ : રશિયાની પાડોશમાં બાલ્ટિક સમુદ્રમાં** આ પ્રજાતંત્ર રાજ્યની ઈ. સ. ૧૯૧૯ ની તા. ૧૭ જુલાઇમાં સ્થાપના થઇ છે. એનું ક્ષેત્રફળ ૧,૩૪,૫૫૦ ચો. માઇલનું અને વસતિ ૧૯૩૦ માં ૩૬,૬૭,૦૫૭ની હતી. એ દેશ ૧૯૪૦ માં રશિયા સાથે લડી હારી ગયો હતો. ૧૯૪૧ માં જર્મનીની સાથે સહકાર કરી રશિયાની સાથે લડે છે. આ દેશની પ્રજા ધાર્મિક સ્વતંત્રતા ભોગવે છે. છતાં પ્રજાનો મોટો ભાગ ખ્રિસ્ત ધર્મ અને પ્રોટેસ્ટન્ટો છે. એ દેશની પ્રજા ભારે વિદ્યાપ્રિય છે. નાના દેશમાં ત્રણ વિશ્વવિદ્યાલયો છે. ૧૩૬ કૉલેજો છે. પ્રજા આખી અક્ષર જ્ઞાન ધરાવે છે. ન્યાયખાતા ઉપર સરકારનો અંકુશ નથી. પ્રજાને વાંચવાની ભૂખ ભારે છે. દરેક પ્રજાજન વર્તમાનપત્રો વાંચે છે. પ્રજાની ઈચ્છાથી સરકાર ગરીબ, અપંગો અને અશકતોને મોટા ખર્ચે નિભાવે છે. કુલ સ્ત્રી પુરુષો ભણેલાં છે. અભણ મળવા મુશ્કેલ છે. રાજ્યની પેદાશ ૩૩ાા કરોડ માર્કની અને ખર્ચ પણ તેટલું જ છે.

રાજ્યનો દરેક પ્રજાજન અઢાર વરસથી તે પચાસ વરસ સુધી ફરજિયાત સૈનિક શિક્ષણ લે છે. આ રાજ્ય પાસે થોડી મનવારો અને લડાયક વિમાનો પણ છે. લોકો ભારે સ્વદેશપ્રેમી અને દેશ માટે પ્રાણદેનારા છે. આવી સ્વતંત્રતાપ્રેમી, ઉચ્ચ આદર્શવાળી પ્રજા મળવી મુશ્કેલ છે.

ફીન્લેન્ડના દેશ ઉપર સખત શિયાળો પસાર થાય છે. આખો દેશ બરફમય બને છે. આ દેશ તળાવોનો દેશ ગણાય છે. સેંકડો મોટાં નાનાં તળાવો આ દેશમાં છે. પ્રજા બહુ મહેનતુ અને શક્તિશાળી છે. આવા કઠીન હવાપાણીવાળા દેશમાં પણ સુખ સંતોષથી રહે છે. દેશ બહુ મોટો છે, પણ બરફ અને તળાવોને લીધે માત્ર ૬-૬ ટકા જ જમીન વવાઇ શકે છે. મુખ્ય પાકો રાઈ, જવ, ઓટ્સ અને બટેટા છે. પશુઓ ૧૮ લાખ છે. દૂધ, માખણ પુષ્કળ થાય છે. જંગલો હોવાથી લાકડું પણ ઘણું પેદા થાય છે. ઉદ્યોગો ખીલેલા છે. લોઢું, પોલાદ, કાપડ, લાકડાં વહેરવાં, કાગળ, રસાયન, ચામડાં કેળવવાં, વિજળી વગેરેનાં પુષ્કળ કારખાનાં છે. દેશ સુખી અને સમૃદ્ધ છે.

**ફિલ્મ ઉદ્યોગ :** કચકડાની પટી ઉપર ચલચિત્રો ઉતારી સિનેમાઓમાં દેખાડવાનો આ ઉદ્યોગ હિંદમાં હવે પુષ્કળ વિકાસ પામ્યો છે. કચકડાની પટી અને ફોટોગ્રાફનો સામાન યુરોપમાંથી મંગાવવો પડે છે. તેમ જ "ટોકીઝ" એટલે બોલતી ફિલ્મો માટેનાં યાંત્રિક સાધનો પણ પરદેશોથી આવે છે. આગળ બધી દેખાડવાની ફિલ્મો પરદેશથી આવતી હતી. પરંતુ હિંદમાં હવે ⅘ બને છે. આપણા ફિલ્મ ઉદ્યોગમાં સંગઠન નથી. હિંદની ફિલ્મોનો મુખ્ય ભાગ હિંદી બોલીમાં છે. એક ફિલ્મ તૈયાર કરતાં પચીસ હજાર રૂપિયાથી ત્રણ લાખ રૂપિયા ખર્ચ લાગે છે. ફિલ્મોમાં રાજ્યદ્વારી કે સામાજિક અનિષ્ટ તત્વ કે કોમી લાગણી ન દુઃખાય, તે માટે સેન્સરોની બૉર્ડો પ્રાંતોમાં સરકારે સ્થાપી છે. સરકારે ફિલ્મોની લંબાઈની મર્યાદા ૧૧,૦૦૦ ફીટની ઠરાવી છે. મુંબઈમાં કુલ ફિલ્મોનો ⅔ ભાગ બતાવવામાં આવે છે. ફીલ્મોના નટ નટીઓને બાદશાહી પગારો એટલે રૂ. ૨૦૦ થી રૂ. ૨૫૦૦) સુધીના માસિક પગારો અપાય છે. મુંબઈમાં ૭ સ્ટુડિઓ, લાહોરમાં ૧, પુનામાં ૨, કલકત્તામાં ૪ અને મદ્રાસમાં બે હતા. દર વરસે ૩૫ લાખ રૂપિયાની કિંમતની ફિલ્મોની કચકડાની પટી પરદેશથી આયાત થાય છે.

હિંદમાં લગભગ ૧,૨૦૦ સીનેમાઓ છે. ફરતાં પણ ૪૫૦ બીજાં છે. એની આવક આશરે ૪ કરોડ રૂપિયાની ગણાય છે. ફિલ્મ દેખાડવાનો સિનેમાઓ ઉપર પ્રાંતિય સરકારોએ "કર" નાંખ્યો છે, ઈ. સ. ૧૯૪૦ માં ૧૬૨ ફિલ્મો હિંદમાં તૈયાર થઇ હતી. ૧૯૪૧ માં હિંદમાં, ૧,૫૩૫ સિનેમાગૃહો હતાં.

**ફીજી:** પેસિફિક મહાસાગરમાં આ એક સુંદર બેટ છે. ન્યુઝીલાન્ડ અને ઓસ્ટ્રેલીઆની ઉત્તરપૂર્વે એ બેટ આવેલો છે. આ બેટમાં હવા સરસ પણ અનુકૂળ આવે એવી છે. પુષ્કળ વરસાદ હોવાથી એ બેટમાં નાળીએર, શેરડી અને કેળાં પુષ્કળ થાય છે, કપાસ પણ થાય છે. આ બેટો ઈ. સ. ૧૮૭૪ માં અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યમાં જોડી દીધા હતા. એમનો ગવર્નર અને એક્ઝીક્યુટીવ કાઉન્સિલ એનો કારભાર ચલાવે છે. ધારાસભા ૭ યુરોપીઅન ત્રણ ત્યાંના રહેવાસી અને ત્રણ હીંદીઓની નીમાય છે. એ અઢીશો બેટોમાંથી ૮૦ માં વસતિ છે, તેમાં સૌથી મોટા બેટ વીટીલેવાનું ક્ષેત્રફળ ૪,૦૫૮ ચોરસ માઇલનું છે. બધા બેટોનો વીસ્તાર ૭,૦૮૩ ચોરસ માઈલનો છે. બેટની વસતિ ૧,૯૩,૨૬૮ની છે, તેમાં યુરોપીઅન ૪,૮૦૪ ફીઝીયન ૯૬,૬૫૬, હિંદીઓ ૮૦,૯૫૧, ચીનાઓ ૧,૪૭૬ વગેરે છે. પેદાશ ૬,૦૫,૨૦૦ પૌન્ડની અને ખર્ચ ૫,૬૯,૯૮૩ પૌન્ડનો છે. રાજધાનીનું શહેર સુવા છે. એ બેટોમાં ૫ ખાંડની મીલો, એક ચાનું કારખાનું, ચોવીસ ચોખાની મીલો, બે રબરની મીલો, બે માખણનાં કારખાના, એક બિસ્કિટની મીલ છે, હીંદીઓ મજૂરો (ગીરમીટીયા) તરીકે ફીજીમાં આવ્યા હતા. હવે સ્વતંત્ર થઇને કેળાં, નારીયેર, શેરડી, ચોખાની ખેતી કરે છે.

**ફુજીઆમા:** જાપાનનો આ જ્વાળામુખી પર્વત ટોકીઓથી સાઠ માઇલ દૂર છે. એ હૉન્ડોબેટ ઉપર આવેલ છે. છેલ્લાં બસો વરસો થયા એ જાગ્યો નથી. જાપાનિઝો એને ઘણો પૂજ્ય માને છે. એ ખૂબ ઊંચો અને સુંદર દેખાવનો પર્વત છે. આથી ઘણા મુસાફરો એને જોવા જાય છે. એના માથા ઉપર હંમેશાં બરફ રહે છે. ફુજીઆમાં એ જાપાનની એક દશ્ય વસ્તુ છે.

**ફુદીનો:** એના નાના નાના છોડો હોય છે. તુલસીની એ જાત છે. ફુદીનાના ગુણો અજીર્ણનાશક, પાચક અને મોઢામાં અમી ઉત્પન્ન કરવાના છે. ફુદીનાનો અર્ક સાકર સાથે આપવાથી અજીર્ણનો નાશ કરે છે. ફુદીનો ચીનમાંથી આવ્યો છે. ફુદીનો રસોઈ અને ચટણીમાં પડે છે. ફુદીનો સ્વાદુ, ભારી, રુચિકર છે. ચટણીમાં ફુદીનો, ખારેક, મરી, સિંધવ, કાળી દ્રાક્ષ અને જીરૂં પડે છે.

**ફેડરલ ન્યાયખાતું :** પ્રાંતો અને દેશી રાજ્યો તથા મધ્યસ્થ સરકાર વચ્ચે પડેલા વાંધાઓનો નિકાલ આ કોર્ટ કરશે. એમાં ત્રણ જડ્જો છે. ન્યાયખાતું ધારાસભાની સત્તાની પર છે.

**ફેડરલ પબ્લિક સર્વિસ કમિશન** : મધ્યસ્થ સરકારનાં જુદાં જુદાં ખાતાઓના ઉચ્ચ નોકરોને આ કમિશન પસંદ કરશે. પ્રાંતો માટે પણ આવાં કમિશનો નીમવામાં આવ્યાં છે.

**ફેડરલ રાજ્યબંધારણ હિંદનું** : હિંદનું નવું બંધારણ તા. ૧ એપ્રિલ ૧૯૩૭ થી અમલમાં આવ્યું. આથી હિંદી વજીરની દેખરેખ કાંઇક ઓછી થઇ છે. ઇન્ડિઆ કાઉન્સિલ બંધ થઈ છે. હિંદી વજીર પોતાને માટે સલાહકારો છ સુધી નીમે છે. ધારાસભામાં બહુમતિ ધરાવનાર પક્ષમાંથી ગવર્નર જનરલ દશ સભાસદો ને પ્રધાનો તરીકે નીમશે. તેમને સર્વે ખાતાંઓ સોંપાશે. માત્ર ધાર્મિક, આંતરરાષ્ટ્રિય બાબતો, સરહદની કોમોને લગતાં ખાતાઓ માટે ગવર્નર જનરલ જવાબદાર રહેશે. ગવર્નર જનરલને સર્વોપરી અને મુખ્ય સત્તાઓ આપવામાં આવી છે, મધ્યસ્થ ફેડરેલ ધારાસભાના બે વિભાગ થશે. કાઉન્સિલ ઓફ સ્ટેટના ૧૫૦ પ્રતિનિધિઓ હિંદી પ્રજા ચૂંટશે. ૧૦૪ દેશી રાજ્યો મૂકશે. ૬ ગવર્નર જનરલ નીમશે. ફેડરેલ એસેમ્બ્લીના ૨૫૦ સભ્યો બ્રિટિશ હિંદની પ્રજા ચૂંટશે ૧૨૫ દેશી રાજ્યો ચૂંટશે. બંને સભાઓમાં કાયદાઓ પસાર કરવા પડશે. હિંદના કુલ ખર્ચાનો ૮૦ ટકા ભાગ ઉપર ફિડરલ ધારાસભાની સત્તા રહેશે નહિ, માત્ર ૨૦ ટકા ઉપર જ સત્તા રહેશે, આ બંધારણ હિંદી પ્રજાના વિરૂદ્ધતાને લીધે અમલમાં આવ્યું નથી, દેશી રાજ્યો પણ એમાં પોતાની સત્તાનો ઘટાડો સમજે છે, સૈન્યને તદ્દન સ્વતંત્ર રાખવામાં આવ્યું છે,

બ્રહ્મદેશ અને એડનને હિંદમાંથી છૂટાં પાડવામાં આવ્યાં છે. પ્રાંતોમાં ધારાસભાના બહુમતિ પક્ષને રાજ્ય સત્તા આપવામાં આવેલ છે. એ પક્ષો પ્રધાનો નીમે છે. મુંબઇ, બંગાળા, સંયુક્ત પ્રાંત, મદ્રાસમાં બે વડી ધારાસભાઓ અને બાકીના પ્રાંતોમાં એક વડી ધારાસભા રહેશે. ગવર્નરોને વિશાળ સત્તાઓ આપવામાં આવી છે. આ બંધારણ અમલમાં આવ્યું છે. પ્રાંતોને સ્વતંત્ર સત્તાઓ મળી છે.

દિલ્હી, અજમેર, મેરવાડા, બલુચિસ્તાન, આંદામાન, નિકોબાર, કૂર્ગ પ્રાંતો નાના હોવાથી એનો વહિવટ ફીડરલ સરકાર કરશે. સનંદી નોકરોના પગારો પેન્શનો હિંદી વજીરના તાબે રહેશે.

મધ્યસ્થ સરકાર ઈન્કમટેક્ષો, પરદેશી માલની જકાતો, વેરાઓ, હૂંડી ઉપર સ્ટામ્પો વગેરેમાંથી પોતાની આવક મેળવશે. પ્રાંતિય સરકારો જમીનનું મહેસુલ ખનિજ પદાર્થો માથાવેરો ધંધારોજગાર ઉપરના કરો મોજશોખના મેળાવડાઓ ઉપર કર, નાકાવેરા વગેરેથી પોતાની આવક મેળવશે.

**ફેડરલ રીઝર્વ બેન્કઃ** આ બેન્કોની પણ બેન્ક છે. હિંદી સરકારે પોતાના ચલણના નાણાંના વહીવટ માટે એની સ્થાપના કરી છે. એની મૂડી ૫ કરોડની છે. તેમાં કેટલોક ભાગ શેરોથી પ્રજાને પણ આપવામાં આવ્યો છે. એના પ્રમુખ અને બે ડાયરેકટરો, ગવર્નર જનરલ નીમે છે. સરકારના નાણાંના ચલણનો, લોનોનો, સોના ચાંદીનો વહિવટ આ બેન્ક કરે છે. એ મધ્યસ્થ બેન્ક છે.

**ફેડરલ રેલ્વે ખાતું** ; રેલ્વેનો વહિવટ આ ખાતું કરે છે. ગવર્નર જનરલ એના ઉપર દેખરેખ રાખશે.

**ફેડરેટેડ મલાઇ સ્ટેટ્સ્ઃ** બ્રિટિશ વડપણુ નીચે પેરાક, સાલેન્ગર, નેગ્રીસંબીલન અને પાહંગનાં દેશી રાજ્યો મલાયામાં આવ્યાં છે. આ રાજ્યોના શાસનને બ્રિટિશ દેખરેખ નીચે લાવવામાં આવ્યું છે. આ એકત્રિત રાજ્યનું કુલ ક્ષેત્રફળ ૨૭,૪૩૦ ચો. માઇલોનું છે. આની વસ્તી ૧૬॥ લાખની ગણાય છે. ૬॥ લાખ મલાઈ લોકો, ૬॥ લાખ ચીનાઓ, ૩॥ લાખ હિંદીઓ અને ૬,૫૦૦ અંગ્રેજોની વસતી છે. મુખ્ય શહેર કુઆલા લમ્પુર છે. એની વસ્તી ૧ લાખની છે. એ સંયુક્ત રાજ્યની પેદાશ ૫૬ લાખ પૌન્ડ એટલે સાત કરોડ રૂપિયા જેટલી હતી. ખર્ચ ૫૮॥ લાખ પૌન્ડનું હતું.

રાજ્યમાં નારીએળીનાં વનો છે. રબરના બગીચાઓ છે. કલઇની ખાણો છે, ખેતીમાં મુખ્ય પેદાશ ચોખાની છે. જંગલોમાં કિંમતી સાગ અને બીજું લાકડું પુષ્કળ મળે છે. દર વરસે ૨૦,૦૦૦ થી ૩૦,૦૦૦ ટન, કલઈ નીકળે છે. ૩૦,૦૦૦ ઔંસ ઉપર સોનું નીકળ્યું હતું. સીસું, લોઢું, તાંબું અને બીજી ધાતુઓ પણ મળે છે. કુલ આમદાની નિકાશ ને વેપાર ૧ કરોડ પૌન્ડનો છે. ૧,૦૬૭ માઈલની રેલ્વે છે.

**ફેડરેશન ઓફ ઈન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ** : હિંદના લગભગ બાવન હિંદી વેપારી મંડળોનું આ સંયુકત મંડળ છે. એ હિંદના ઉદ્યોગ સંબંધી વિકાસને દૃષ્ટિમાં રાખી ઠરાવો કરે છે. આમાં મોટા મોટા મૂડીપતિઓ છે. મૂડીપતિઓના લાભો એ સંભાળે છે.

**ફેડરેશન નેશનલ ઈન્ડિયન** : ઇ. સ. ૧૯૧૮માં મહાસભાના કેટલાક જૂના મોવડીઓએ મહાસભાથી છૂટા પડીને આ નવી સંસ્થા ઉભી કરી છે. એ એ પોતાને લિબરલોના નામે ઓળખાવે છે. મહાત્માજીના અસહકાર અને સીધી લડતની નીતિ એમને પસંદ નથી. અરજીઓ, ઠરાવો, વર્તમાનપત્ર દ્વારા ચળવળ, સભાઓ દ્વારા એ મંડળ સરકાર પાસેથી સંસ્થાનીય બંધારણ મેળવવા માગે છે. એમાં શ્રીનિવાસ શાસ્ત્રી, સર ચીમનલાલ સેતલવડ, સર તેજબહાદુર સપ્રુ વગેરે નામાંકિત પુરુષો છે. એમાં બધા નેતાઓ છે. પ્રજા એમના વિચારોને પસંદ કરતી નથી.

**ફોર્મોસાઃ** ફોર્મોસા અથવા ટેવાનનો બેટ જાપાન સમુદ્રમાં આવ્યા છે. ઇ. સ. ૧૮૯૫ ના મે માસમાં જાપાને આ બેટ ચીન પાસેથી મેળવ્યો હતો. ત્યાં જાપાનનો ગવર્નર જનરલ રહે છે. આ બેટનું ક્ષેત્રફળ ૧૩,૮૯૦ ચો. માઈલનું છે. એની વસતી ૪૬ લાખની છે. ૨॥ લાખ જાપાનિઝો આ બેટમાં વસે છે, મુખ્ય શહેર ટૈહોકુની વસતી ૨॥ લાખની છે. આની પેદાશ બાર કરોડ યેનની અને ખર્ચ પણ તેટલું જ છે. આ બેટમાં મુખ્યત્વે કપુર થાય છે, જગતને કપુર જાપાન અહીંથી પૂરૂં પાડે છે. કપુરની પેદાશ ૫૪ લાખ રતલ અને કપુરના તેલની પેદાશ ૮૮॥ લાખ રતલ જેટલી થાય છે. 'ચા'નું પણ સારૂં વાવેતર થાય છે. ચોખા લોકોને ખાવા માટે વવાય છે, ખાંડ પણ થાય છે, જાપાનિઝો આ બેટમાંથી સારો રસ ચૂસે છે. વેપારઉદ્યોગ એ સર્વે જાપાનિઝોના હાથોમાં છે. જાપાને આ બેટમાં સારા સુધારા કર્યા છે.

**ફ્રાન્સઃ** યુરોપનું આ મહારાજ્ય હમણાં જર્મનીને તાબે છે. જર્મનોએ ઈ. સ. ૧૯૪૦ માં ફ્રાન્સને જીતી લીધું છે. હમણાં ૧૯૪૪ માં અંગ્રેજ અને અમેરિકન સૈન્યો ફ્રાન્સની મુક્તિ માટે એના નૉર્મન્ડી અને બ્રિટાની જીલ્લાઓમાં લડે છે, એક વખતનું ભવ્ય, પ્રતિભાશાળી ફ્રાન્સનું પતન થયું છે. એ દેશમાં નૅપોલીઅન જેવા વીરો પાકયા હતા. ફ્રાન્સ પાંચશો વરસો સુધી ગ્રેટબ્રિટન સાથે ચાલુ યુદ્ધો કરતું હતું. ૧૯૧૪–૧૮માં એણે જર્મનીનો પરાજય બીજા મિત્ર રાજ્યોની સહાયતાથી કર્યો હતો.

ફ્રાંસના પ્રજાસત્તાક રાજ્ય અથવા સામ્રાજ્યના પ્રેસિડેન્ટ દર સાત વરસે ચૂંટાય છે. સીનેટ અને ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ એમ બે રાજસભાઓ છે. ફ્રાન્સનું શાસન બહુમતિ ધરાવનાર પ્રધાનમંડળ કરે છે. ફ્રાન્સમાં વારંવાર પ્રધાનમંડળો બદલાય છે. ફ્રાન્સ અતિ ઉચ્ચ સંસ્કૃતિવાળી પ્રજા ધરાવે છે. વિદ્યા, સાહિત્ય, તત્ત્વજ્ઞાન એમાં આ પ્રજા બહુ આગળ વધેલી છે. આ પ્રજામાં રંગદ્વેષ નથી. આખા જગતમાં વચનમાધુર્ય, રહેણીકરણી, નિખાલસતામાં આ પ્રજા આગળ વધેલી છે. યુરોપમા સૌ પ્રજાઓ ફ્રાન્સની ઉચ્ચ સંસ્કૃતિનું અનુકરણ કરે છે. ફ્રેન્ચો મોટા સ્વદેશપ્રેમી છે.

**ફ્રાન્સ પાસે નીચે મુજબ સંસ્થાનો હતાં:**

| સંસ્થાનો | કયા વર્ષમાં મેળવ્યું? | ચો. માઇલ | વસતિ |
|---|---|---|---|
| એશિઆમાં હિંદુસ્તાન | ૧૬૭૬ | ૧૯૬ | ૨,૮૬,૪૧૦ |
| આનામ | ૧૮૮૪ | ૩૯,૭૫૮ | ૫૧,૧૭,૮૦૧ |
| કંબોડિયા | ૧૮૬૨ | ૬૭,૫૫૦ | ૨૮,૦૬,૦૦૦ |
| કોચીન–ચાઇના | ૧૮૬૧ | ૨૬,૪૭૬ | ૪૪,૬૭,૩૫૨ |
| ટોનકિંગ | ૧૮૮૪ | ૪૦,૫૩૦ | ૮૦,૧૨,૪૨૯ |
| લાઓઝ | ૧૮૯૨ | ૮૯,૩૨૦ | ૯,૪૪,૦૦૦ |
| શીરયા | ૧૯૨૨ | ૬૦,૦૦૦ | ૨૮,૩૧,૬૨૨ |
| આફ્રિકામાં | | | |
| એલ્જિરીયા | ૧૮૩૦–૧૯૦૨ | ૮,૪૭,૫૫૨ | ૬૫,૫૩,૪૫૧ |
| ટ્યુનિશ | ૧૮૮૧ | ૪૮,૩૦૦ | ૨૪,૧૦,૬૯૨ |
| સેગોલ | ૧૬૩૭–૧૮૮૯ | ૭૪,૧૧૨ | ૧૫,૮૭,૯૪૪ |
| ફ્રેંચ સુદાન | ૧૮૯૩ | ૩,૮૦,૫૫૭ | ૩૫,૬૮,૮૨૫ |
| ગીની | ૧૮૪૩ | ૮૯,૪૩૬ | ૨૧,૭૬,૨૮૧ |
| આઈવરી-કોસ્ટ | ૧૮૪૩ | ૧,૮૦,૮૦૨ | ૩૮,૪૨,૯૪૪ |
| ડાહોમી | ૧૮૯૩ | ૪૧,૩૦૨ | ૧૧,૩૨,૨૮૯ |
| મુરેટેનીઆ | ૧૮૯૩ | ૩,૪૭,૪૦૦ | ૩,૪૮,૯૨૯ |
| નાઈગર | ૧૯૧૨ | ૪,૯૦,૪૯૦ | ૧૭,૫૮,૩૯૨ |
| વિષુવવૃત આફ્રિકા | ૧૮૮૪ | ૯,૧૨,૦૪૯ | ૩૧,૯૨,૨૮૨ |
| કેમેરોન | ૧૯૧૯ | ૧,૬૬,૪૮૯ | ૧૮,૭૮,૬૮૩ |
| ટોગો ફ્રેન્ચ | ૧૯૧૯ | ૩૩,૭૦૦ | ૭,૫૦,૦૬૫ |
| રીયુનીયન | ૧૬૪૯ | ૯૭૦ | ૧,૯૭,૯૩૩ |
| માડાગાસ્કર | ૧૬૪૩–૧૮૯૬ | ૨,૪૧,૦૯૪ | ૩૭,૦૧,૭૭૦ |
| મેયોટ | ૧૮૪૩ | ૭૯૦ | ૧,૩૦,૨૫૩ |
| સોમાલી કિનારો | ૧૮૬૪ | ૮,૮૮૦ | ૬૮,૯૬૫ |
| અમેરિકામાં | | | |
| સેંટ પીરર એને મીકોલોન | ૧૬૩૫ | ૯૩ | ૩,૫૮૪ |
| ગ્વેડીલોપ | ૧૬૩૪ | ૫૩૨ | ૨,૬૭,૪૦૭ |
| મારટેન્કયુ | ૧૬૩૫ | ૩૮૫ | ૨,૩૪,૬૯૫ |
| ગ્યુઆના | ૧૬૨૬ | ૩૪,૭૪૦ | ૨૨,૧૬૯ |
| ઓચીનીયામાં | | | |
| ન્યુ કેલોડીનીયા અને ડેપેડોનીસ | ૧૮૫૪–૧૮૮૭ | ૮,૫૪૮ | ૫૭,૧૬૫ |
| ટાહીટી વગેરે | ૧૮૪૧–૧૮૮૧ | ૧,૫૨૦ | ૩૫,૯૦૦ |

કોઠામાં જણાવેલા ઘણાખરા પ્રદેશો વેરવિંખેર થઈ ગયા છે. ફ્રેંચ ઇન્ડોચાઇના જાપાનના કબજામાં છે. ફ્રેંચોનો આફ્રિકન પ્રદેશ ઇટાલીએ અને જર્મનીએ જીતી લીધો હતો. પરંતુ હવે એ ફરી અંગ્રેજોએ જીતી લીધા છે; ઘણાંખરાં સંસ્થાનોનો વહીવટ સાથી રાજ્યોનામિત્ર ફ્રેંચ પ્રજાકીય કમિટીને સોંપાશે.

ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે માત્ર ૨૪ માઈલ પહોળી ખાડી ઇંગ્લીશ ચેનલ છે. એ દેશનો વિસ્તાર ૨,૧૨,૬૫૦ ચો. માઇલનો અને વસતિ ૪,૦૭,૪૩,૮૦૭ માણસોની છે. મુખ્ય શહેર પેરિસ આખા જગતમાં સુંદરમાં સુંદર શહેર ગણાય છે. હજારો

પ્રવાસીઓ આ શહેર જોવા આવે છે. એની વસતિ ૩૦ લાખની છે. માર્સેલ્સની વસતિ ૯ લાખની અને લાયોન્સ શહેરની વસતિ ૬ લાખની છે. ફ્રાન્સની પ્રજાનો અર્ધો ભાગ ઉદ્યોગોમાં અને ખેતીમાં રોકાયેલો છે. ફ્રાન્સ સમૃદ્ધ અને સુખી દેશ છે. આખી પ્રજા સારૂં અક્ષરજ્ઞાન ધરાવે છે. વિદ્વાનોનો એ પ્રદેશ છે. રાજ્ય પ્રજાના ગરીબો, વૃધ્ધો, અશક્તો, દુઃખી રોગીઓને મોટી ઉદારતાથી નિભાવે છે.

ફ્રાન્સમાં ફ્રાન્કનો રૂપાનો સિક્કો ચાલે છે. એની કિંમતની વધઘટ બીજા ચલણોના પ્રમાણમાં થાય છે. ફ્રાન્સની આર્થિક સ્થિતિ મોટા સૈનિક ખર્ચાને લીધે મુશ્કેલ હતી. પરંતુ ફ્રાન્સની પ્રજાની આર્થિક હાલત સારી છે. ફ્રાન્સની સરકારની પેદાશ કરતાં ખર્ચ વધારે છે. ફ્રાન્સનો પ્રજાકિય કરજ પણ ભારે છે.

યુદ્ધને લીધે ફ્રાન્સનો વેપાર, વહાણવટું સૌ નાશ પામ્યાં છે. જર્મનીને દર માસે મોટી રકમ ખર્ચની આપવી પડે છે. ફ્રાન્સનું સૈન્ય જર્મનોએ વિખેરી નાંખ્યું છે. એનાં શસ્ત્રો બનાવવાનાં કારખાનાંઓ પણ જર્મનોના હાથમાં છે. જર્મનોનું મોટું સૈન્ય ફ્રાન્સમાં રહે છે. ફ્રાન્સની મનવારોનો મોટો કાફલો સાગરને તળીએ પહોંચ્યો છે. વિમાની કાફલો પણ નાશ પામ્યો છે. એક વખતનું મહાશક્તિશાળી રાજ્ય હમણાં તો ભાંગી પડ્યું છે.

ફ્રાન્સમાં ખેતીની પેદાશ સારી છે. ઈ. સ. ૧૯૩૪ માં ૮૩,૫૯,૦૦૦ ટન ઘઉં, ૧૧।। લાખ ટન જવ, ૪૧।। લાખ ટન ઓટ્સ થયા હતા, ફળો અને ફૂલો પણ મોટી રકમનાં ફ્રાન્સમાં થાય છે. જમીન ફળદ્રુપ અને ખેડૂતો મહેનતુ છે. ફ્રાન્સમાં રેશમ મોટી રકમનું પેદા થાય છે.

ભુસ્તરોમાં કોલસો, પોલાદ, લોઢું વગેરે સારા પ્રમાણમાં નીકળે છે. દ્રાક્ષો થાય છે, એટલે દારૂ ઉંચો અને પુષ્કળ બને છે. બીટરૂટમાંથી ખાંડ ખૂબ તૈયાર થાય છે. કાપડની મીલો પણ ઘણી છે. ફ્રેન્ચો સરસ કારીગર હોવાથી દરેક માલ સુંદર બનાવે છે. માછલીઓ પણ પુષ્કળ પ્રમાણમાં ફ્રાન્સના સમુદ્રોમાંથી મેળવે છે. ફ્રાન્સની પ્રજા યંત્રો, રસાયનો, વિદ્યુત્ વગેરેમાં પણ પ્રગતિશીલ છે. મોટાં મોટાં કારખાનાંઓ ધરાવે છે. ફ્રાન્સ પાસે પછાત પ્રજાથી વસેલાં ઘણાં સંસ્થાનો છે. આથી ફ્રાન્સનો વેપાર સારો ચાલે છે. વહાણવટું, રેલ્વે, વિમાની વ્યવહાર, રેડીઓ, દોરડાં વગરના તારો મૂકવનાં સ્થાનો સૌ પહેલા નંબરનાં છે.

જર્મની બહુ બળવાન થતું હોવાથી ફ્રાન્સે ગ્રેટબ્રિટન, રશિયા તથા યુરોપનાં બીજાં રાજ્યો સાથે દોસ્તી રાખીને સંધિઓ કરી હતી; પરંતુ છેવટ ફ્રાન્સ અને એના મિત્રોનો એકલા જર્મનીએ પરાજય કર્યો હતો.

## ફ્રેન્ચ અમેરિકન સંસ્થાનો :

**૧ ગ્વાદેલોપ ટાપુ**—આ બે નાના ટાપુઓ છે. એમનું ક્ષેત્રફળ કુલ ૧,૩૮૦ ચો. માઇલનું છે. ગવર્નર એનું શાસન કરે છે, કુલ વસતી ૨,૬૭,૪૦૭ ની હતી. મુખ્ય રાજ્યધાનીનું શહેર બેઝાટેરની વસતી ૯,૨૬૯ની હતી. સરકારી પેદાસ કુલ ૬।। કરોડ ફ્રેન્ક અને ખર્ચ પણ તેટલું જ હતું. મુખ્ય પેદાશ ખાંડ, કેળાં, કોફી અને કોકોઆ છે. આમદાની માલની મળતી કિંમત ૧,૫૦૨ લાખ ફ્રાન્કની અને નિકાસ માલની કિંમત ૧,૮૮૨ લાખ ફ્રાન્કની હતી. નિકાસમાં મુખ્ય ખાંડ ૪૦,૬૫૪ ટન, કોફી ૨૯૩ ટન, કોકોઆ ૧૨૯ ટન અને દારૂ હતાં. કેળાંની નિકાસ ૧૬,૪૩૯ ટનની થઇ હતી.

**૨ ગાયના**—ફ્રેન્ચ ગવર્નર એનું શાસન કરે છે. એ પ્રદેશ દક્ષિણ અમેરિકાને કિનારે આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૩૪,૭૪૦ ચો. માઇલનું છે. એની વસતી ૨૨,૧૬૯ની છે.

**૩ માર્ટીનીક**—ફ્રેન્ચ ગવર્નર એનું શાસન કરે છે. એનું ક્ષેત્રફળ ૩૮૫ ચો. માઇલનું છે. વસતી ૨,૩૪,૬૯૫ની છે. લશ્કર અને તોપખાનાની એક ટુકડી અહીં રહે છે. મુખ્ય શહેર ફોર્ટ–ડી–ફ્રાન્સની વસતી ૪૩,૩૩૮ ની હતી. બજેટ કુલ ૧૦ કરોડ ફ્રાન્કનું હતું. ખાંડ અને દારૂ મુખ્ય પેદાશ છે. ૧૯ ખાંડ બનાવવાની મીલો છે. ૧૪૮ દારૂની ભઠ્ઠીઓ છે. નિકાસમાં ૪૮,૨૧૫ ટન ખાંડ, ૩૧,૧૦,૪૦૪ ગેલન દારૂ, ૯૩૬૬ ટન કેળાં ૪૯૭ ટન અનેનાસ, મુખ્ય હતાં. મુખ્ય આયાત કુલ ૧,૬૧૮ લાખની અને નિકાસ ૨,૦૦૩ કરોડ ફ્રાન્કની હતી.

**૪ સેંટ પીયરી**—ન્યુફાઉન્ડલેન્ડના દક્ષિણ કિનારે આવેલા નાના નાના ટાપુઓ છે. આ બધાની કુલ વસતી ૨,૭૪૭ માણસની છે. ટેકરાવાળી જમીનને કારણે ખેતી નથી અને અંદર 'કોડ' માછલી પકડવાનો ઉદ્યોગ ચાલે છે.

**ફ્રેન્ચ આફ્રિકન ટોગોએન કેમેરૂન:** આફ્રિકન ગોલ્ડકોષ્ટ પણ આવેલા જર્મન પ્રદેશ પ્રજાસંઘે ૧૯૨૨ માં ફ્રાન્સને સંભાળવા આપ્યો છે અને તેનું ક્ષેત્રફળ ૨૧,૮૯૩ ચોરસ માઇલનું છે. વસતી ૭,૫૦૦ની છે. હબસીઓ જુદી જુદી જાતના વસે છે. અને સોળ જાતની ભાષાઓ બોલે છે. ઘણા હબસીઓ મુસ્લીમ છે, મોટે ભાગે જંગલી છે, એની પેદાસ મકાઈ, કંદો, કેલા અને સીંગફલી છે. જંગલ મોટા વિસ્તારમાં છે. તેમાંથી કેટલાક કીંમતિ પદાર્થો મલે છે. કોફી વગેરેની વાવણી પણ થાય છે. લોકો વણકર કુંભાર, લુહાર અને સુતારનું કામ શીખે છે. આમદાની માલની કીંમત ૧૯૩૩ માં કુલ નીકાસ ૪૧,૬૦૦ લાખ ફ્રાન્કની હતી, નિકાસ ૨,૭૩૦ લાખની હતી. ૨૮૬ માઇલની રેલ્વે હતી. દેશ ખૂબ પછાત છે. અલસીઓની ઘણી જાતો હજી જંગલી અવસ્થામાં છે.

**ફ્રેંચ આલ્જીરીયા:** આ સ્થળે બીજા વિશ્વયુદ્ધની મોટી લડાઇ થઇ હતી. અંગ્રેજોએ જર્મનો–ઇટાલિયનો પાસેથી જીતી લીધું છે. એનું ક્ષેત્રફળ એક લાખ સત્તાવન હજાર ચો. માઇલ જેટલું છે. વસતિ ૬૫,૫૮,૪૫૦ છે. થોડા યુરોપિયનો સિવાય આખી વસતિ મુસ્લીમ છે. ફ્રાન્સનો ગવર્નર જનરલ એનું શાસન કરે છે. તેના મૂખ્ય શહેર આલજીર્યસની વસતિ ૨,૫૭,૧૨૨ છે. ઓરાનની વસતિ ૧,૬૩,૭૪૩ નો છે. આલજીર્યસના વિશ્વવિદ્યાલયમાં ૨,૬૨૨ વિદ્યાર્થીઓ છે. મૂળ ભાષા ફ્રેંચ છે. ૧૯૩૫ માં આલજીર્યસની સરકારી પેદાશ ૧૮,૭૨૪ લાખ ફ્રાંક ની થઇ હતી. ખર્ચ પણ તેટલું જ. દેશી પ્રજાને ફરજિયાત લશ્કરી નોકરીમાં દાખલ થવું પડે છે. સૈન્યમાં ત્રણ ડીવીઝનો છે. આલ્જીરીયાનો કેટલોક પ્રદેશ બહુ જ ફળદ્રુપ છે. ઉત્તર ભાગ પર્વતમય અને ભરવાડોનાં ઢોરો અને પશુઓ માટે ઘાસ પૂરૂં પાડે છે. ૮,૬૫,૪૯૦ ટન ઘઉં, ૭,૭૦,૨૫૦ ટન

જવ, ૧,૪૦,૮૦૦ ટન ઓટ, આ સિવાય મકાઇ, બટાટા, વાલ, વટાણા અને ટામેટાં પણ થાય છે. શણ, રેશમ, તમાકુ પણ પેદા થાય છે. તમાકુની પેદાશ ૧,૩૮૬ ટનની હતી. તે સિવાય ૬,૧૪૨ રેશમના કોશેટાની પેદાશ હતી. દ્રાક્ષની પેદાશ મોટી હોવાથી દારૂ બનાવાય છે. ફળો, દાડમ, બદામ, અંજીર, ખજુર પણ આ ફળદ્રુપ પ્રદેશમાં થાય છે. જીતુનનું તેલ પણ સારા પ્રમાણમાં થાય છે. જંગલ ૫૪ લાખ એકરમાં છે. આથી લાકડું પણ સારા પ્રમાણમાં મળે છે. ત્યાં માંછલીનો પણ ઉદ્યોગ ચાલે છે. ખનીજમાં સાત લાખ ત્રેસઠ હજાર ટન લોઢું, ૧૫૭ ટન સીસું ૫,૮૮૪ ટન કાંસું મળ્યું હતું. એ સિવાય સંગેમરમર, મીઠું, કોલસો, સુરમો પણ થાય છે. કુલ વેપારમાં આમદાની ૪૮,૬૬૦ લાખ ફ્રાંકની છે. નિકાશ ૩૯,૮૯૭ છે.

**ફ્રેંચ ઇન્ડો ચાઇના :** આ ફળદ્રુપ પ્રદેશ બ્રહ્મદેશની દક્ષિણે આવેલો છે. એનું ક્ષેત્રફળ ૨,૮૫,૦૦૦ ચો. માઇલનું છે. ૧૯૩૧ની વસતી ગણતરી પ્રમાણે ૨,૧૬,૫૨,૦૦૦ની વસતી છે. તેમાં ૪૩,૮૩૯ યુરોપીઅનો હતા. એના પાંચ વિભાગો છે. કોચીન ચાઇના, અનામ, કંબોડીયા, ચેનકિંગ અને કવાનચેનવાન છે. ફ્રેંચ ગર્વનર જનરલ એનું શાસન કરે છે. એની સરકારી પેદાશ અને ખર્ચ ૧૯૩૪માં ૬,૦૯,૫૬,૦૦૦ પીયાસ્ટ્રે (ચલણી સિક્કો) હતા.

ઇન્ડોચાઇનામાં ચોખા માછલીઓ અને ખનીજો થાય છે. તજ, ખાંડ અને ચા પણ થાય છે, ખનીજમાં ૧૬ લાખ ટન કોલસા, પાંચ હજાર ટન કાંસુ અને એક હજાર ટન કલઈ થાય છે. એ દેશમાંથી કુલ એક અબજ ફ્રાંકની કિંમતની નિકાશ અને ૯૧ કરોડ ફ્રાંકની કિંમતની આયાત થાય છે, રેલ્વે ૧,૬૯૯ માઇલમાં છે. ૩૫૪ મુ. પોસ્ટ ઓફિસો અને ૭૦૦ ગામડાની પોસ્ટ ઓફિસો હતી.

**ફ્રેંચ કોંગો :** આ આફ્રિકામાંનું સંસ્થાન છે. એનું ક્ષેત્રફળ ૯,૧૨,૦૪૦ માઇલ છે. ૩૩॥ લાખની વસતિ છે. વિશાળ પ્રદેશમાં બહુ થોડી વસતિ છે. ઘણા ખરા સીદીઓનો જ ત્યાં વસવાટ છે. સંસ્કૃતી, વિદ્યા, શિક્ષણ, દરેકમાં પછાત છે. આ દેશનો હજી સુધી વિકાસ થયો નથી. ૩ લાખ ચો. માઇલમાંનાં ગાઢ જંગલોમાં પણ પૂરી શોધ થઈ શકી નથી. આ રાજ્યનું બજેટ ૧૦ કરોડ ફ્રાંકનું છે. વ્યાપારમાં આમદાની ૧૭॥ કરોડ ફ્રાંકની કિંમતની અને નિકાશ ૧૪। કરોડ જેટલી થઇ હતી.

**ફ્રેન્ચ ટ્યુનિશ :** એનો રાજકર્તા શીદી આમદ બે છે. પણ ફ્રેંચોનું ચક્રવર્તિપણું તેમ જ રાજ્યશાસનમાં પણ એમની જ સત્તા છે. ૧૧ પ્રધાનોમાંથી આઠ ફ્રેંચ અને ત્રણ દેશી છે. ભૂમધ્ય સમુદ્ર ઉપર આવેલા રાજ્યનું ક્ષેત્રફળ ૪૬,૩૬૦ ચો. માઇલનું છે. વસતી ૨૨,૧૫,૩૯૯ ની છે. તેમાં ૨૧॥ લાખ આરબ છે. ૧૯૩૪-૩૫ માં એની પેદાશ ૫૭॥ કરોડ ફ્રાંકની હતી. ખર્ચનું પ્રમાણ પણ તેટલું જ હતું. મુખ્ય રાજધાનીનું શહેર ટ્યુનીશ, વસતી ૨,૦૨,૪૦૫ ની છે. ડીઝાર્ટાની ૨૩,૨૦૬ ની છે. આ પ્રદેશમાં ૧૯૪૩ ના વર્ષ દરમીયાન અંગ્રેજો અને અમેરિકન સૈન્યોએ જર્મન અને ઇટાલિયન સૈનીકોનો પરાજય કરી ૨॥ લાખ સૈનિકોને પકડયા હતા. આ દેશ પણ ફળદ્રુપ છે. ખેતી એ મુખ્ય ધંધો છે. ઘઉં ૪,૭૫,૦૦૦ ટન, જવ ૩,૪૦,૦૦૦ ટન, ૨૮,૦૦૦ ઓટ્સ, ૬૦,૫૦૦ ટન જીતુનનું તેલ અને પુષ્કળ દારૂ દ્રાક્ષમાંથી કાઢવામાં આવે છે. ટ્યુનિશની દક્ષિણે ખજુરના ઝાડમાંથી ૧૪,૪૦૦ ટન ખારેક પેદા થાય છે. બદામ, નારંગી, લીંબુ, પીસ્તાં અને સુગંધી ઘાસો (તેલ) બને છે. ઉત્તરમાં પુષ્કળ જંગલો છે. ઇટાલીયન ખેડૂતો અહીં આવીને વસ્યા છે. ખનીજોમાં સીસું ૬,૪૧૫ ટન, લોઢું પા॥ લાખ ટન અને ફ્રોસફ્રેટના ખડકો ૧૭॥ લાખ ટન થયા હતા. ગૃહઉદ્યોગોમાં વણાટ, ચામડાંની કારીગરી, માટીના વાસણો, ચટાઇઓ અને રેશમનું વણકર મુખ્યત્વે છે. ભૂમધ્ય સમુદ્રમાંથી માંછલાં પણ સારી રીતે મળે છે.

## ફ્રેન્ચ પશ્ચિમ આફ્રિકા અને સહરા:

આમાં આઠ દેશો આવ્યા છે. તેનું કુલ ક્ષેત્રફળ ૧૬,૯૪,૧૫૯ ચો. માઇલ છે. કુલ વસતી ૧૪,૪૦,૦૦૦ ની છે. મુખ્યત્વે વસતી સીદીઓની છે. એ સીદીઓ સંસ્કૃતીમાં ઘણા પછાત છે. ઘણા ખરા નામના મુસ્લીમો છે. એ પ્રદેશમાં નાઇગર નામની ૩,૦૦૦ માઇલ લાંબી નદી વહે છે. ફ્રેન્ચ ગવર્નર જનરલ એનું સાસન કરે છે. એનો મુકામ ડાકર ખાતે રહે છે.

૧૯૩૪ માં કુલ પેદાશ બજેટની ૮,૭૨૦ લાખ ફ્રાન્કની હતી. ખરચ પણ તેટલું જ હતું. સૈન્ય કુલ ૧૭,૪૦૦ નું હતું, તેમાં ૩,૩૨૭ યુરોપિયન હતા. પોલીસમાં ૭,૦૦૦ ની ભરતી કરાતી હતી. મુખ્ય પાકો સીંગદાણા ૩,૮૮,૬૭૦ ટન નીકાસ થયા હતા. કોકોઆ ૩૧,૦૨૭ ટન અને કોફી ૧,૭૭૬ ટન પેદા થઈ હતી. ૨,૩૫૫ માઇલની રેલ્વે હતી અને ૩૨૭ પોસ્ટ ઓફિસો હતી. આ દેશ સંસ્કૃતિમાં ખુબ પછાત છે. ફ્રેન્ચો એને પીસે છે.

**ફ્રેન્ચ માડાગાસ્કર :** હિંદી મહાસાગરમાં આ મોટો બેટ આવ્યો છે. ઇ. સ. ૧૮૯૬માં ફ્રેન્ચોએ ત્યાંના રાજા પાસેથી એ બેટ પડાવી લીધો હતો. ફ્રેન્ચ ગવર્નર જનરલ એનું શાસન કરે છે. માડાગાસ્કરનો ટાપુ જર્મન લાગવગ નીચેની ફ્રેન્ચ સરકારના તાબામાં હતો. હિંદી મહાસાગરમાં સૈનિક હિલચાલોને આ ટાપુ ભયરૂપ થવાથી ૧૯૪૨-૪૩માં અંગ્રેજો સૈન્યો મૂકી આ ટાપુ જીતી લીધો છે. માડાગાસ્કર આફ્રિકાના દક્ષિણપૂર્વ કિનારા પર આવ્યો છે. તે આફ્રિકાના કિનારાથી માત્ર ૨૪૦ માઇલ દૂર છે. આ ટાપુની લંબાઈ ૯૮૦ માઇલ પહોળાઇ ૩૬૦ માઇલ અને એનો કિનારો ત્રણ હજાર માઇલનો છે કુલ ક્ષેત્રફળ ૨,૪૧,૦૯૪ ચો. માઇલનું છે. ૧૯૩૧ની વસતી ગણત્રી પ્રમાણે કુલ વસતી ૩૭ લાખ માણસોની છે. આ બેટમાં માલાગેસી નામની અનેક જાતો વસે છે. એમનું મુખ્ય શહેર અતડનેરીવ છે. તેની વસતી ૯૨,૦૦૦ માણસોની છે. એ ટાપુની પ્રજા મોટે ભાગે જંગલી છે. તેમાંથી સારો ભાગ મુસ્લીમ અને ખ્રિસ્તી થઇ ગયો છે.

માડાગાસ્કરનું બજેટ જુદું ગણવામાં આવે છે. જમીનની મહેસુલ જગાત માથાવેરો અને પશુવેરાથી સરકારી પેદાશ થાય છે. બજેટની રકમ દર વર્ષે ૨૭,૦૦,૦૦,૦૦૦ ની આવે છે. સૈન્ય ૧,૫૮૦ યુરોપીઅન અને ૩,૭૨૦ દેશીઓનું બનેલું હતું. પોલિસ ખાતામાં ૩,૩૦૦ માણસો છે. મુખ્ય પાકો, ચોખા, ખાંડ, કોફી, કપાસ, કોકોલા, વનીલા, તમાકુ, માખણ, વાલ, વટાણા, લવીંગ, સેતુર અને બબરનો છે. ત્યાંરે શમના કીડા ઉછેરવાનો ઉદ્યોગ ચાલુ છે. જંગલોમાંથી કિંમતી લાકડું કાથો, ગુંદ, રાલ, અને બીજા પદાર્થો મળે છે. પ્રજાનો મુખ્ય આધાર ખેતી અને પશુપાલન ઉપર છે. ૭૦ લાખ પશુઓ આ બેટમાં છે. મુખ્ય ઉદ્યોગ ખાંડ,

ચોખા, સાબુ, સીમેન્ટ વગેરે યુરોપીઅનોના હાથમાં છે. તેમ જ ખનીજોની વાર્ષિક પેદાશ ૨,૧૦,૦૦,૦૦૦ છે. તેમાં મુખ્ય ખનીજો ગ્રેફાઇટ, માઇકાની છે. કીમતી જવાહીર પણ થોડા પ્રમાણમાં નીકળે છે. કુલ વેપાર આમદાની ૩૭,૦૦,૦૦,૦૦૦ ફ્રાન્ક અને નિકાસ ૩૨,૦૦,૦૦,૦૦૦ ફ્રાન્કની ૧૯૩૨માં થઇ હતી. આ ટાપુની પ્રજા પછાત છે. ફ્રેન્ચો એની પ્રજાને ચૂસે છે.

**ફ્રેન્ચ રી યુનીઅન:** આ ટાપુ બુરબોંડ નામથી પણ ઓળખાય છે. માડાગારકરથી એ ૪૨૦ માઈલ દૂર હિંદી મહાસાગરમાં આવેલો છે. ઈ. સ. ૧૬૪૩માં ફ્રાન્સે તે લઈ લીધું હતું. ફ્રેન્ચ ગવર્નર એનું શાસન કરે છે. એનું ક્ષેત્રફળ ૨,૦૦,૦૦૦ ચોરસ માઈલ છે. વસતી પણ તેટલી જ છે. ત્યાં લગભગ ફ્રેન્ચો જ વસે છે. ૧૯૬ હિંદીઓ વેપારને માટે ત્યાં રહે છે. મુખ્ય શહેર સેન્ટ ડેનીસની વસતી ૨૬,૮૦૭ માણસોની છે. ત્યાંની રેલ્વે કુલ ૮૦ માઇલ છે. તેની મુખ્ય પેદાશ શેરડી, મેનીઆક અને ટેપીઆક નામનાં કંદો અને વનીલાની છે. ૭૭,૦૦૦ ટન ખાંડ આ ટાપુ પેદા કરે છે. દારૂ પણ પુષ્કળ થાય છે.

**ફ્રેંચ સીરીયા અને લેબેનન:** ૧૯૧૪–૧૮ ની લડાઈમાં પ્રજાસંઘ તરફથી આ આરબ મુલ્કોની સોંપણી ફ્રાંસને થઇ હતી. તુર્કી પાસેથી એ પ્રદેશો જીતી લીધા હતા. ભૂમધ્ય સમુદ્ર ઉપર એ આવ્યા છે. એનું ક્ષેત્રફળ ૫૦,૦૦૦ ચો. માઇલ છે અને વસતિ ૨૮,૩૧,૬૨૨ ની છે. તેમાં ૧૫,૧૪,૭૫૫ મુસ્લીમો હતા. ૫,૦૫,૪૧૯ ક્રિશ્ચિયનો હતા. ડામાસ્કસ એ સીરીયાનું મુખ્ય શહેર છે. અતિ પ્રાચીન અને મોટું છે. એની પેદાશ ૧૯૩૪ માં એક કરોડ અને ૩૫ લાખની હતી. ખર્ચ પણ એટલું જ. પ્રજાનો મોટો ભાગ ખેતી અને ઢોર ઉછેરવાનો ધંધો કરે છે. પેદાશમાં ઘઉં ૩,૨૭,૩૭૭ ટન, જવ ૨,૭૩,૧૬૦ મકાઇ ૩૧,૦૦૦ ટન, ઓટ ૧,૨૦,૯૦૦ ટન, જીતુન ૪૮,૦૦૦ ટન, રેશમના કોશેટા ૧,૪૦૦ ટન, કપાસ ૯૩૫ ટન, આ સિવાય કઠોળ પણ થાય છે. દ્રાક્ષ, શેતુર, [illegible], નારંગી અને મોસંબી પણ થાય છે અને અંજીર પણ થાય છે; પરંતુ કોઈ જાણવાજોગ ખનીજ નીકળતું નથી. ઉદ્યોગોમાં મુખ્ય રેશમનો ઉદ્યોગ છે. આરબોએ સ્વતંત્રતા મેળવવા માટે હાલ ભારે ઝુંબેશ ઉઠાવી છે. ફ્રેંચોને તેમાંથી અમુક હિસ્સો આપવો પણ પડયો.

**ફ્રેન્ચ સોમાલી લેંડ:** આફ્રિકાના ઇટાલીઅન અને બ્રિટીશ સોમાલી કાંઠાની વચ્ચે આ પ્રદેશ આવ્યો છે. ૧૮૯૭ માં એને ફ્રેન્ચ સંસ્થાન તરીકે જાહેર કરવામાં આવ્યું છે. જીબુટી રાજધાની અને મુખ્ય બંદર છે. કુલ ૮,૮૮૦ ચોરસ માઇલનું એનું ક્ષેત્રફળ છે. ૬૮,૬૬૫ એ પ્રદેશની વસતી છે. તેમાં મુખ્યત્વે સીદી ૩,૦૦૦ આરબો ૫૦૦ હિંદીઓ અને યાહુદીઓ કંઇક મોટી સંખ્યામાં છે. ૧૯૩૩ માં ૧૩,૩૦,૦૦૦ નું બજેટ હતું. આ પ્રદેશમાં કાંઇ ઉદ્યોગો નથી, એકદમ પછાત છે. ખનીજ પણ અણશોધાયેલાં છે. લોકો ખેતી પણ કરતા નથી. જંગલમાં કંદો અને ફળો થાય છે, દરિયાકિનારે માછલીઓ પુષ્કળ મળે છે.

**ફ્રેંચ હિંદ:** હિંદમાં ફ્રેન્ચોનાં નાનાં નાનાં પાંચ સ્થાનો છે. એક વખત હિંદમાં અંગ્રેજો સાથે ફ્રેંચોએ પ્રદેશો મેળવવા માટે ખૂબ હરીફાઇ કરી હતી, પણ તેમાં તેઓ નિષ્ફળ નીવડયા છતાં થોડા નામના પ્રદેશો રહી ગયા છે. તેમાં પોંડીચેરી વસતી ૧,૭૬,૧૭૩, કારીકલ વસતી ૬૦,૬૭૨, ચંદનનગર ૨૮,૦૮૨, માહી ૧૨,૫૨૩ અને એનાઓનની વસતી ૪,૭૩૪ની છે.

એ પ્રદેશોમાં કરપ્રારંભિક સ્કૂલો અને પાંચ કોલેજો છે. એની પેદાશ ૩,૪૯,૫૮૫ રૂ.ની અને ખર્ચ ૨૭,૬૩,૧૯૯ છે. ચોખા અને સીંગદાણાનો પાક થાય છે. પોંડીચેરીમાં ૩ કાપડની અને ચંદ્રનગર ખાતે ૧ જ્યૂટની મિલ છે. થોડાં તેલનાં (સીંગદાણાનું) કારખાનાં પણ છે.

**ફ્લાલીનનાં કપડાં:** આ ઊનની બનાવટનું બહુ મુંવાળું વસ્ત્ર છે. એમાં ઠંડીને રોકવાનો ગુણ છે. આજારી માણસો ફ્લાલીનનાં કપડાં પહેરે છે. ઠંડીના સમયમાં છાતીનું સારૂં રક્ષણ કરે છે. યુરોપમાં એનો ઉપયોગ રાત્રિના વધારે કરે છે. સરદીથી બચાવવા બાળકોને ફ્લાલીનનાં કપડાં પહેરાવે છે. નબળી છાતીવાળાએ હમેશાં ફ્લાલીનનો કબજો પહેરવો જોઈએ.

**ફ્લોરેન્સ:** ઇટાલીનું એ પ્રાચીન શહેર છે. એ શહેરમાં ઘણા સંગેમરમરના મહેલો છે, શહેરમાં પ્રાચીન સ્થાપત્યો ઘણાં છે. આથી આ શહેર સુંદર લાગે છે. એની વસતિ ૮,૪૦,૨૮૭ ની છે. એનું ક્ષેત્રફળ ૧,૪૯૭ ચો. માઇલોનું છે. દર ચો. માઈલે ૫૬૧.૩ ની વસતિ છે. ફ્લૉરેન્સની આસપાસ ખનીજોનો મોટો ઉદ્યોગ છે. ફ્લૉરેન્સમાં યુનિવર્સીટી છે. ઘણાં પ્રવાસીઓ એની મુલાકાતે આવે છે.





**બગદાદ**: આ અતિશય પ્રાચીન શહેર મેસોપોટેમીઆ અથવા ઇરાકની રાજધાનીનું શહેર યુફ્રેટીસ નદી ઉપર આવ્યું છે. ઇરાક રેલ્વેનું એ મુખ્ય જંકશન છે. અરેબીઅન નાઇટસના પ્રખ્યાત ખાલીફ હારૂન અલ-રસીદના અને એના વંશજોના સમયમાં બગદાદ અતિશય ઉચ્ચ સંસ્કૃતિને પામ્યું હતું. હમણાં એની વસતી ૨ાા લાખની છે. પ્રાચીન સ્થાપત્યો બહુ જાણીતાં નથી. શહેર બહુ સુંદર કે આધુનિક પણ નથી.

**બજેટ**: હિંદી સરકારનાં બજેટો નીચે મુજબ હતાં:

| આવક | ૧૯૩૬–૩૭ લાખ રૂ. | ૧૯૩૭–૩૮ લાખ રૂ. | ૧૯૩૮–૩૯ લાખ રૂ. | ૧૯૪૧–૪૨ લાખ રૂ. | ૧૯૪૨–૪૩ લાખ રૂ. | ૧૯૪૩–૪૪ લાખ રૂ. |
|---|---|---|---|---|---|---|
| જકાત | ૪૦.૬૧ | ૪૩.૧૧ | ૪૦.૫૧ | ૩૭.૮૯ | ૩૧.૦૦ | ૩૦.૦૦ |
| આબકારી જકાત | ૬.૫૨ | ૭.૬૬ | ૮.૬૬ | ૧૩.૧૫ | ૧૨.૬૮ | ૨૫.૪૨ |
| મ્યુનિસિપલ કર | | ૧.૮૮ | ૨.૪ | ૧૧.૬૬ | ૨૯.૭૪ | ૪૨.૮૦ |
| આવકવેરો | ૧૩.૮૬ | ૧૩.૯૫ | ૧૫.૨૪ | ૩૨.૪૦ | ૪૮.૨૬ | ૫૬.૨૦ |
| મીઠું | ૮.૩૯ | ૮.૩૯ | ૮.૧૨ | ૯.૨૦ | ૧૦.૫૦ | ૯.૫૦ |
| અફીણ | ૪૮ | ૫૧ | ૫૧ | ૬૫ | ૧૯ | ૧.૮ |
| વ્યાજ | ૩૯ | ૫૯ | ૭૪ | ૬૭ | ૮૫ | ૧.૬૪ |
| રાજ્યવ્યવસ્થા | ૯૪ | ૧.૦૪ | ૧૦૫ | ૧.૧૧ | ૧.૦૪ | ૧.૨૬ |
| ચલણ ટંકશાળ | ૧.૧૯ | ૭૫ | ૫૮ | ૩.૪૦ | ૫.૪૬ | ૫.૧૩ |
| સિવિલ વર્કસ | ૩૦ | ૩૨ | ૩૨ | ૩૬ | ૪૫ | ૪૮ |
| દેશી રાજ્યો પાસેથી | ૭૪ | ૬૩ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૨ |
| પરચુરણ આવક | ૧.૮૭ | ૧ ૭૭ | ૨૦૨ | ૨.૩૭ | ૩.૩૭ | ૪.૫૩ |
| ટપાલ તારમાંથી | ૧૧ | ૫૭ | ૧૯ | ૩.૪૧ | ૫.૫૮ | ૮.૩૬ |
| રેલ્વેમાંથી હિસ્સો | ૧.૮૭ | ૧.૭૭ | ૨૦૨ | ૨૦.૧૭ | ૨૦.૧૩ | ૨૭.૧૦ |
| લડાઇ ખાતે રકમ મળી | ૦ | ૦ | ૦ | ૨.૬૫ | ૧૯.૦૮ | ૧૪.૩૮ |
| પ્રાંતોને ઇન્કમટેક્ષમાંથી | | | | ૭.૩૯ | ૧૦.૯૦ | ૧૧.૧૦ |
| આપવાનો ભાગ બાદ | | ૧૨૫ | ૧.૫૦ | | | |
| | ૭૫.૪૦ | ૬૨.૬૮ | ૮૦.૪૬ | ૧૩૨.૩૨ | ૧૭૮.૭૬ | ૨૧૯,૪૦ |
| ગ્રાહકેરો આપેલી રકમ | | ૩.૧૫ | ૩.૦૦ | ૨.૨૫ | ૦ | ૦ |
| અનામત ખાતામાંથી | | ૭૮ | ૧.૦૬ | ૦ | ૦ | ૦ |
| કુલ— | ૭૫.૪૦ | ૮૬.૮૧ | ૮૪.૫૨ | ૧૩૪.૫૭ | ૧૭૮.૭૬ | ૨૧૯.૪૦ |

## હિંદી સરકારનું ખર્ચ—

| | ૧૯૩૬–૩૭ લાખ રૂ: | ૧૯૩૭–૩૮ લાખ રૂ. | ૧૯૩૮–૩૯ લાખ રૂ. | ૧૯૪૧–૪૨ લાખ રૂ. | ફેરીતપાસેલું ૧૯૪૨–૪૩ લાખ રૂ. | બજેટ ૧૯૪૩–૪૪ લાખ રૂ. |
|---|---|---|---|---|---|---|
| બચાવની નોકરીઓ | ૪૫.૪૫ | ૪૭.૨૧ | ૪૬.૧૮ | ૧૦૩.૯૩ | ૧૮૯.૭૫ | ૧૮૨.૮૧ |
| ભટકતી ટોળીઓનો પ્રદેશ | ૧.૯૭ | ૨.૧૫ | ૧.૦૦ | ૨.૫૧ | ૨.૯૧ | ૨.૭૬ |
| શાહી પ્રતિનિધિઓના પગારો | ૧.૧૨ | ૧.૦૫ | ૧.૨૬ | ૧.૩૦ | ૧.૫૪ | ૧.૫૨ |
| મધ્યસ્થ માર્ગ ફંડ | ૨.૫૨ | ૧.૪૧ | ૧.૫૬ | ૨.૫ | ૧.૨૮ | ૧.૭૦ |
| પ્રાંતિક સરકારોને | ૨.૫૮ | ૩.૧૪ | ૩.૦૫ | ૩.૦૩ | ૨.૭૬ | ૨.૭૫ |
| દેવાં ઉપર વ્યાજ | ૧૧.૪૯ | ૧૫.૦૦ | ૧૪.૧૨ | ૯.૪૦ | ૧૦.૧૫ | ૧૧.૪૬ |
| વધારાના ભથ્થા પેન્શનો | ૨.૮૬ | ૨.૦૦ | ૨.૮૨ | | | |
| બીજી બાબતો | ૧૩.૦૬ | ૧૬.૬૧ | ૧૪.૧૭ | ૧૯.૧૩ | ૩૫.૬૪ | ૩૩.૦૩ |
| યુદ્ધને લગતું પરચુરણ ખર્ચ | ૦ | ૦ | ૦ | ૩.૪૬ | ૨૪.૪૮ | ૧૯.૬૨ |
| પૂરવઠા ખાતું | ૦ | ૦ | ૦ | ૧.૧૭ | ૨.૫૩ | ૨.૯૩ |
| સિવિલ વર્કસ | ૦ | ૦ | ૦ | ૧.૨૮ | ૨.૩૮ | ૧.૦૧ |
| ટોટલ... ... ... ... ... | ૮૧.૦૫ | ૮૮.૬૧ | ૮૫.૧૫ | ૧૪૭.૨૬ | ૨૭૩.૪૨ | ૨૫૯.૫૯ |

## બજેટો પ્રાંતિક સરકારનાં:

| પ્રાંત | ૧૯૩૯–૪૦ આવક લાખ રૂ. | ૧૯૩૯–૪૦ ખર્ચ લાખ રૂ. | ૧૯૪૦–૪૧ આવક લાખ રૂ. | ૧૯૪૦–૪૧ ખર્ચ લાખ રૂ. | ૧૯૪૧–૪૨ આવક લાખ રૂ. | ૧૯૪૧–૪૨ ખર્ચ લાખ રૂ. |
|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧૬.૬૬ | ૧૬.૩૭ | ૧૮.૦૮ | ૧૭.૫૫ | ૧૯.૫૫ | ૧૯.૬૭ |
| મુંબઇ | ૧૩.૧૪ | ૧૨.૮૩ | ૧૪.૪૮ | ૧૩.૬૧ | ૧૬.૮૬ | ૧૫.૨૫ |
| બંગાળ | ૧૪.૩૨ | ૧૩.૭૧ | ૧૩.૫૪ | ૧૪.૪૫ | ૧૪.૯૪ | ૧૫.૫૦ |
| સંયુક્તપ્રાંત | ૧૩.૫૨ | ૧૩.૪૫ | ૧૪.૬૫ | ૧૪.૬૪ | ૧૬.૫૦ | ૧૬.૪૮ |
| પંજાબ | ૧૧.૬૯ | ૧૨.૦૬ | ૧૨.૮૯ | ૧૨.૨૦ | ૧૪.૩૧ | ૧૩.૬૭ |
| બિહાર | ૫ ૪૯ | ૫.૩૬ | ૬.૧૮ | ૫.૮૮ | ૬.૫૫ | ૬.૦૧ |
| મધ્યહિંદ | ૫.૦૦ | ૪.૭૬ | ૫.૨૬ | ૪.૯૬ | ૫.૩૧ | ૫.૧૧ |
| આસામ | ૨.૯૩ | ૨.૯૨ | ૩.૨૯ | ૩.૧૩ | ૩.૨૮ | ૩.૩૧ |
| વા. સ. પ્રાંતો (સરહદ) | ૧.૮૩ | ૧.૮૭ | ૧.૯૨ | ૧.૮૩ | ૨.૨૦ | ૧.૯૮ |
| ઓરિસ્સા | ૧.૮૮ | ૧.૮૪ | ૧.૯૯ | ૧.૮૮ | ૨.૦૬ | ૧.૯૧ |
| સિંધ | ૪.૨૯ | ૪.૦૫ | ૫.૨૦ | ૫.૦૫ | ૫.૮૫ | ૫.૫૯ |
| કુલ | ૯૦.૮૩ | ૮૯.૨૨ | ૯૭.૪૮ | ૯૫.૧૮ | ૧૦૩.૪૧ | ૧૦૩.૪૦ |

નવાં સંયુક્ત બજેટો નીચે મુજબ છે.

| બજેટની આવક | ૧૯૪૧–૪૨ લાખ રૂ. | ૧૯૪૨–૪૩ લાખ રૂ. | ૧૯૪૩–૪૪ લાખ રૂ. |
|---|---|---|---|
| સરકારી આવક | ૧૦૭.૪૧ | ૧૧૭.૫૧ | ૧૧૬.૬૫ |
| ખર્ચ | ૧૦૩.૪૮ | ૧૧૮.૫૫ | ૧૧૭.૧૫ |
| નફોનુકશાની | ૩.૯૩ | —૧.૦૪ | —૦૫૧ |

**બજેટ (રેલ્વેનું):** હિંદનું રેલ્વે-બજેટ જુદું રજૂ થાય છે. ઇ. સ. ૧૯૨૫—૨૬ થી રેલ્વેનું આર્થિકખાતું જુદું રાખવામાં આવે છે. રેલ્વે આશરે ૭ કરોડ રૂપિયા હિંદના આર્થિક ખાતાને આપે એવી શરત થઇ છે. બીજા ત્રણ કરોડ રેલ્વે-રીઝર્વમાં ઉમેરવા જોઇએ. રેલ્વેનું અર્થશાસ્ત્ર નીચે મુજબ છે.

| વર્ષ | સર્વે પેદાશ લાખ રૂ. | ખર્ચ બાદ લાખ રૂ. | સમાર ફંડ લાખ રૂ. | વ્યાજ લાખ રૂ. | ઘટાડો વધારો લાખ રૂ. | સરકારને અપાણું લાખ રૂ. | રીઝર્વ લાખ રૂ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૫-૨૬ | ૯૮,૯૪ | ૫૨,૯૯ | ૧૦,૬૭ | ૨૪,૮૧ | ૯,૨૮ | ૫,૪૯ | ૭૯ |
| ૧૯૨૬-૨૭ | ૯૮,૪૨ | ૫૨,૮૯ | ૧૦,૮૯ | ૨૫,૮૭ | ૭,૫૦ | ૬,૦૧ | ૧,૪૯ |
| ૧૯૨૭-૨૮ | ૧૦૩,૪૩ | ૫૩,૦૬ | ૧૧,૩૮ | ૨૭,૭૭ | ૧૦,૮૫ | ૬,૨૮ | ૪,૫૭ |
| ૧૯૨૮-૨૯ | ૧૦૩,૭૩ | ૫૩,૨૨ | ૧૨,૦૦ | ૨૯,૩૩ | ૭,૮૧ | ૫,૨૩ | ૨,૫૮ |
| ૧૯૨૯-૩૦ | ૧૦૨,૭૦ | ૫૫,૫૯ | ૧૨,૫૯ | ૩૦,૪૬ | ૪,૦૪ | ૬,૧૨ | ૨,૦૮ |
| ૧૯૩૦-૩૧ | ૯૫,૧૦ | ૫૪,૩૯ | ૧૩,૦૭ | ૩૨,૭૨ | ૫,૧૯ | ૫,૭૪: | ૧૦,૯૩ |
| ૧૯૩૧-૩૨ | ૮૬,૬૩ | ૪૯,૩૧ | ૧૩,૪૬ | ૩૩,૦૭ | ૯,૨૦ | ... | ૪,૯૫ |
| ૧૯૩૨-૩૩ | ૮૪,૪૩ | ૪૯,૦૮ | ૧૩,૭૭ | ૩૨,૯૧ | ૧૦,૨૩ | ... | ... |
| ૧૯૩૩-૩૪ | ૮૬,૬૩ | ૪૯,૫૦ | ૧૩,૫૬ | ૩૨,૫૮ | ૭,૯૬ | ... | ... |
| ૧૯૩૪-૩૫ | ૯૦,૨૦ | ૫૦,૨૭ | ૧૩,૭૨ | ૩૧,૮૦ | ૫,૦૬ | ... | ... |
| ૧૯૩૫-૩૬ | ૯૦,૬૫ | ૫૦,૮૭ | ૧૩,૨૫ | ૩૧,૩૯ | ૩,૯૯ | ... | ... |
| ૧૯૩૬-૩૭ | ૯૫,૪૯ | ૫૦,૨૫ | ૧૩,૧૭ | ૩૦,૮૧ | ૧,૨૧ | ... | ... |
| ૧૯૩૭-૩૮ | ૯૫,૦૧ | ૫૦.૩૭ | ૧૨,૫૯ | ૨૯,૨૬ | ૨,૭૬ | ૨,૭૬ | ... |
| ૧૯૩૮-૩૯ | ૯૪,૪૮ | ૫૦,૭૬ | ૧૨,૫૬ | ૨૯,૩૦ | ૧,૩૭ | ૧,૩૭ | ... |
| ૧૯૩૯-૪૦ | ૮૭,૬૫ | ૫૨,૨૫ | ૧૨,૬૦ | ૨૮,૪૭ | ૪,૩૩ | ૪,૩૩ | ... |
| ૧૯૪૦-૪૧ | ૧૧૨,૦૦ | ૫૩,૨૬ | ૧૨,૬૬ | ૨૮,૭૪ | ૧૪,૫૯ | ૧૨,૧૬ | ... |

**બટરીન (બનાવટી માખણ):** એને મારગેરીન પણ કહે છે. એ બનાવટી માખણ યુરોપથી અહીં ડબાઓમાં આયાત થાય છે. જાનવરની ચરબી, માંસમાંથી એની પેદાશ થાય છે. હોલાન્ડથી એની આમદાની ઘણી થાય છે.

**બટાટા :** અમેરિકાથી થોડાં વરસો પહેલાં બટાટા એટલે આલુની હિંદમાં આમદાની થઈ હતી. હવે એ કંદ હિંદમાં પુષ્કળ પ્રમાણમાં થાય છે, છતાં હિંદની મોટી વસતીને આ પૂરાં પડી શકતા નથી, એટલે પરદેશો તેમાં પણ ઇટાલીથી મોટા પ્રમાણમાં આમદાની કરાય છે. બટાટામાં પૌષ્ટિક ગુણ છે, સ્વાદુપણું પણ છે. છતાં વાજીબ પણ છે. વધારે ખાવાથી અપચો થાય છે. ઘણાં દેશોમાં બટાટાને સુકવી લોટ કરીને રોટલી બનાવે છે. આયરલેન્ડના લોકો મુખ્યત્વે ખોરાકમાં પણ બટાટા ખાય છે. આ હવે જગતવ્યાપી ખોરાક બની રહ્યું છે. બિમારને ખવરાવવાં નહિ. બટાટામાં સ્ટાર્ચ ઘણો હોવાથી વિશેષ ખાવા યોગ્ય નથી; પરંતુ સ્વાદિષ્ટ ઘણું છે. ઇટાલીથી લાખો રૂપિયાના બટાટા દર વરસે આયાત કરાય છે. હિંદના દરેક પ્રાંતમાં બટાટાની ખેતી થાય છે. કરોડો ટન બટાટા હિંદમાં ખોરાક તરીકે કે શાક તરીકે ખવાય છે.

**બદામ :** બદામનો સુકો મેવો પરદેશોથી આયાત કરાય છે. પરદેશોથી ૧૯૩૯-૪૦ થી તે ૧૯૪૧-૪૨ ના ત્રણ વરસમાં દર વરસે એક હજાર ટન બદામ આયાત કરવામાં આવી હતી. તે પહેલાં ૩ થી ૫ હજાર ટન દર વરસે આયાત થતી હતી. ૧૯૪૦-૪૧ માં એની કિંમત ૨૮૨ લાખ રૂપિયા અને ૧૯૪૧-૪૨ માં ૧૨૯ લાખ રૂપિયા ચુકાવી હતી. બદામ ઉત્તમ મેવો છે. એ પૌષ્ટિક, મધુર, મગજને ફાયદાકારક અને સહેજ કફકારક છે. એનું તેલ મગજને તૃપ્ત રાખે છે. કાનના રોગ ઉપર પણ સરસ છે.

**બનાના :** રાતાં કેળાંને બનાના કહે છે. એ એક પુષ્ટિકારક અને તૃપ્તિ આપનાર ખોરાક છે. ફીજી, જમૈકા અને બીજા બેટોમાં બનાના પુષ્કળ પ્રમાણમાં થાય છે. વિલાયત મોટી રકમનાં બનાના ચડે છે. કેળાં બલકર, મધુર, શીત, વીર્યવર્ધક, માંસ અને કાંતિવર્ધક છે.

**બનારસ :** હિંદુઓનું પરમતીર્થ કાશી વર્ણા અને અસી નદીના સંગમ ઉપર હોવાથી વારાણસી કહેવાય છે. એની બાજુમાં ગંગા નદી વહે છે. એમાં ઉપલી નદીઓ મળી જાય છે. કાશી એટલે બનારસ બહુ પ્રાચીન નગર છે. પુરાણો અને બુદ્ધજાતકમાં એ પ્રસિદ્ધ છે બનારસ એ શ્રી શંકરનું ધામ ગણાય છે. કાશી વિશ્વનાથનું મહાન મંદિર અહીં આવ્યું છે. રણજીતસિંહે એના ઉપર સોનાનાં પતરાં જડાવ્યાં છે. આ સ્થળે બુદ્ધ ભગવાને તપ કર્યું હતું, એ ભાગને સારનાથ કહે છે. કાશીમાં મોટું હિંદ વિશ્વવિદ્યાલય છે. ગંગાજીને કાંઠે મોટા ઘાટો બાંધેલા છે. હિંદુઓ ત્યાં ગંગાસ્નાન કરે છે. એની વસતી ૭,૦૨,૩૨૫ ની છે. એ મોટું વેપાર ધામ છે. રેશમ કીનખાબ, પિત્તળનાં વાસણના મોટા ગૃહઉદ્યોગો બનારસમાં છે. ફળો અને શાકો પણ ઉમદા મળે છે, સાધુ સન્યાસીઓ પુષ્કળ વસે છે.

**બરડો :** એને સંસ્કૃતમાં મેરૂદંડ અને અંગ્રેજીમાં સ્પાઈન કહે છે. આખા શરીરનો આધાર એના ઉપર છે. બાળકોના બરડાનાં હાડકાં ૩૩ હોય છે. ઉમર વધી મોટી થાય

એટલે કેટલાંક હાડકાં જોડાઇને ૨૬ હાડકાં રહે છે. બરડાને લીધે જ માણસ ટટાર રહી શકે છે. બરડાનું હાડકું ૨૮ ઇંચ લાંબું હોય છે. બરડાનું હાડકું નમીને બેસવાની ટેવ પાડવાથી વળી જાય છે. આથી ખૂંધ નીકળે છે.

**બરફ :** મોટાં શહેરોમાં પાણીને જમાવી બરફની મોટી ચોકીઓ બનાવે છે. યુરોપિયન સુધારાનું આ પ્રતિક હવે હિંદમાં સામાન્ય થઇ પડયું છે. સોડા અને બરફનો વ્યવહાર શહેરીઓમાં વિશેષ પ્રચાર પામ્યો છે. બરફનો વિશેષ ઉપયોગ ઉનાળામાં થાય છે. તેમાં પણ દૂધ સાથે જમાવીને આઇસક્રીમ, કુલ્ફી વગેરે બનાવટો બઝારોમાં વહેંચાય છે. બરફવાળું પાણી થોડો વખત જ તૃપ્તિ આપે છે; પરંતુ પાછળથી વધારે તૃષા લગાડે છે. તંદુરસ્તી માટે એ સારૂં નથી. હોજરીને એનો વિશેષ ઉપયોગ નુકશાનકર્તા છે. બરફનો નાનો ટુકડો મોઢામાં રાખી ચૂસવાથી તરસ મટે છે. હિમાલય જેવાં ઊંચાં શિખરો ઉપર બરફ પડે છે. તે ઝીણી ઝીણી બરફની કાંકરીવાળું હોય છે. એનો ખાવામાં ઉપયોગ થતો નથી. ચોમાસામાં કયારેક બરફના કરાઓ પડે છે. ત્યારે લોકો હોંશે તે ખાય છે, અતિ ઠંડીને લીધે પાણી જામી બરફ થાય છે. રશિયા અને ઉત્તર ધ્રુવ જેવા દેશોમાં નદી, તળાવો અને સમુદ્રનાં પાણી જામી કઠણ થઇ જાય છે.

**બર્ગામેટ તેલ :** નારંગીની છાલમાંથી કાઢેલું તેલ વિલાયતથી આવે છે. યુ. ડી. કોલોન, મોમરીગન વગેરેમાં સુગંધિત ભાગ આમાંથી લેવાય છે. એની મુખ્ય પેદાશ ઇટાલીમાં થાય છે.

**બર્મિંગહામ :** ઇંગ્લેંડનું એ મોટું લોઢાના પદાર્થો બનાવવાનું ધામ છે. એની વસતી ૧૦,૨૧,૪૨૧ ની છે. અહીં વિશ્વવિદ્યાલય છે. મોટું ઉદ્યોગ અને વેપાર કેન્દ્ર છે.

**બર્લિન :** જર્મનીનું એ રાજ્યધાનીનું શહેર છે. મોટાઇ અને વસતીવિસ્તારમાં એ જગતનું ચોથું શહેર છે. એની વસતી ૪૨,૫૦,૦૦૮ની છે. સ્પ્રી નદી ઉપર એ શહેર આવ્યું છે. આ શહેર ૩૪૦ ચો. માઇલમાં ફેલાયેલું છે. બીજા વિશ્વયુદ્ધની બોંબવર્ષાથી શહેરનો કેટલોક ભાગ નાશ પામ્યો છે. એ શહેર આધુનિક ઢબનું છે. એમાં ઘણાં કારખાનાંઓ પણ છે. જર્મનીની સંસ્કૃતિનું બર્લિન કેન્દ્ર છે. રેલ્વે અને વિમાન માર્ગે જગત સાથે જોડાયેલું છે.

**બલુચિસ્તાન :** હિંદનો એ પ્રાંત છે. એની ઇશાનમાં બ્રિટિશ મુલક છે. :ખિલાત અને લાસબેલાના રક્ષિત દેશી રાજ્યો છે. એમાં તાયફાવાળાના; અર્ધસ્વતંત્ર પ્રદેશો પણ આવ્યા છે. બલુચિસ્તાન હિંદની પશ્ચિમે આવેલું છે. એમાં ઘણો-ખરો પ્રદેશ પર્વતમય છે. વરસાદ જુજ વરસે છે. હવા ઠંડી અને સુકી છે. મેદાનમાં સરેરાશ પાંચ ઇંચ વરસાદ પડે છે. મુખ્ય પેદાશ ઘઉં, બાજરો, દ્રાક્ષ વગેરે થાય છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૧,૩૪,૬૩૮ ચોરસ માઇલનું છે. વસતિ બહુ પાંખી અને અહીં-તહીં વસેલી છે. એની વસતિ ૮,૬૮,૬૩૭ની છે, બ્રિટિશ પ્રદેશનું ક્ષેત્રફળ માત્ર ૯,૪૭૯ ચો. માઇલનું છે. કવેટા એનું મુખ્ય શહેર ૧૯૩૫ માં કવેટામાં મોટો ધરતીકંપ થયો. સીતેર હજારની પ્રજામાંથી ૩,૦૦૦ માર્યાં ગયાં હતાં. બલુચિસ્તાનમાં સુકા, બીહામણા પર્વતોની હારો છે. એમાં કાંઈ પાકતું નથી. ઈ. સ. ૧૬૭૯ ની અફઘાન લડાઇમાં બલુચિસ્તાનનો મોટો ભાગ અફઘાનો પાસેથી મલ્યો હતો.

લોકોને પોતાના તાયફાઓ છે. વસતીનો મોટો ભાગ મુસ્લિમ છે. એમનો ન્યાય વૃદ્ધોની મંડળી જેને જીરગા કહે છે, તે કરે છે. આનું શાસન એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ કરે છે. એને ચીફ કમિશ્નર પણ કહે છે. જ્યુડિશિયલ કમિશ્નરના હાથમાં ન્યાયસત્તા છે. આ પ્રાંતમાં જાણવાજોગ ઉદ્યોગો નથી, પણ ખનીજો પુષ્કળ છે. સરવે સંપૂર્ણ થઇ નથી. કોલસો સારા પ્રમાણમાં છે, પણ થોડી જ ખાણો ખોદાઈ છે. એલ્યુ-મિનીઅમ ધાતુ બનાવવા માટે કામે લાગતી ક્રોમાઇટ ઘણી નીકળે છે બલુચિસ્તાન એ શિક્ષણની બાબતમાં પછાત છે, પણ ધીમેધીમે શિક્ષણની કદર થાય છે. કવેટાની હવા સુકી અને ઠંડી હોવાથી એ ઉનાળાનું મુખ્ય ધામ ગણાય છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વે કવેટા સુધી જાય છે. બલુચિસ્તાનમાં સુકા મેવાનો વેપાર સારો છે. પેદાસમાં દ્રાક્ષ ઘણી પાકે છે. બલુચિસ્તાનમાં ધારાસભા નથી. લોકો પછાત છે. જૂની ધરેડ પ્રમાણે ચાલે છે. ખેતી એ જ મુખ્ય ધંધો છે. હિંદમાંથી ઉપલા દેશોમાં "બોલર પાસ" બલુચિસ્તાનમાં આવી છે.

**બલ્ગેરીઆ :** બાલ્કન્સમાં આ રાજ્ય આવ્યું છે. એમાં રશિયનોની જાતના સ્વભાવના લોકો મુખ્યત્વે વસે છે. ગ્રીસ, રૂમાનિઆ અને યુગોસ્લાવીઆની વચ્ચે આ રાજ્ય આવ્યું છે એ તુર્કીના તાબેનો પ્રદેશ હતો, પણ ઈ. સ. ૧૮૭૮માં બર્લીનની સંધિ પ્રમાણે આ દેશને સ્વતંત્રતા મળી છે. ૧૯૧૪--૧૮ ની લડાઇમાં એણે જર્મની સાથે સહકાર કર્યો. આથી એના કેટલાક જીલ્લા સંધિ સમયે ઝુંટવાઇ ગયા હતા. હમણાં પણ બલ્ગેરીઆ જર્મનીની સાથે મળ્યું છે; પરંતુ જર્મનીના પરાજય સાથે એનો પણ પરાજય થશે. બલ્ગેરીઆ હવે રશિયન લાગવગ નીચે આવશે. એના રાજાનું નામ બોરીસ છે. બલ્ગેરીઆનું ક્ષેત્રફળ ૩૯,૮૨૫ ચો. માઇલનું છે એની વસતિ ૬૦,૯૦,૨૭૫ની છે. એની રાજ્યધાની સોફિયાની વસતિ ૨,૮૭,૯૭૬ ની છે. એ દેશનો મુખ્ય ધર્મ ખ્રિસ્તી ઓર્થોડૉક્ષ ગ્રીક ચર્ચનો છે. પ્રજામાં ૭૫ ટકા પુરુષો અને ૫૦ ટકા સ્ત્રીઓ ભણેલી છે. સાતથી ચૌદ વરસના બાળકને માટે શિક્ષણ ફરજિયાત અને મફત છે. ૭,૯૨૧ શાળાઓમાં ૧૦,૦૦,૦૦૦ બાળકો ભણે છે. બલ્ગેરીઆની પેદાશ ૧૯૩૪--૩૫ માં ૫,૩૩૦ લાખ લેવા અને ખર્ચ પણ તેટલું જ થયું હતું.

સૈનિક ભરતી ફરજિયાત છે. આ દેશનાં લોકો છેલ્લાં પચાસ વરસો થયા એકને એક યુદ્ધમાં રોકાયેલાં જ રહે છે. તુર્કી સાથે તો ચાલુ યુદ્ધ થયા કરતાં હતાં. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતી ઉપર સાધારણ કર છે. જમીન પણ ખેડૂત ફ્રી હોલ્ડ ભોગવે છે. ખેતી ઉપર કુલ ૮૨.૦૨ ટકા મનુષ્યો કામ કરે છે. ખેતીની પદ્ધતિ જૂની જાતની છે, પણ રાજ્યના આગ્રહથી યંત્રો દાખલ કરાય છે. બલ્ગેરીઆની કુલ જમીન ૨,૫૭,૮૬,૫૫૦ એકરની છે. આમાંથી ૧,૦૨,૧૮,૬૮૯ એકર જમીન વવાય છે. ૧૯૩૩ માં ઘઉં ૧,૫૪૦ હજાર ટન, રાઈ ૨૪૧ હજાર ટન, જવ ૩૫૧ હજાર ટન, ઓટ્સ ૧૨૯ હજાર ટન, મકાઇ ૯૫૧ હજાર ટન પેદા થઈ હતી. લોકોના એ જ ખાવાના પદાર્થો છે. ફળો તો આ જમીનમાં પુષ્કળ થાય છે. દ્રાક્ષ ૨॥ લાખ એકરમાં વવાય છે. કપાસ પણ ૨૦,૦૦૦ એકરમાં વવાય છે. ખાંડ ૨૦,૦૦૦ ટન થાય છે. ૨૭,૮૨૦ ટન બીટરૂટ ઊગે છે. ગુલાબનું અત્તર પણ પુષ્કળ થાય છે. તમાકુ ૧૭,૩૫૮ ટન થાય છે. રેશમના કીડાનો ઉછેર પણ સારો થાય છે. રાજ્ય ઉદ્યોગોને ઉત્તેજન આપે છે, પણ દેશ પછાત છે. દેશમાં પુષ્કળ ખનીજો છે, પણ લોકો એનો વિકાસ

કરતા નથી. કોલસાની પેદાસ ૧,૭૭૫ હજાર ટનની થઇ હતી. એલ્યુમિનીઅમ ૨,૬૫૯ ટન પેદા થયું હતું. વેપાર આમદાની ૨,૨૨૬ લાખ લેવા અને નિકાસ ૨,૫૬૪ લાખ લેવાની થઈ હતી. ૧,૬૫૫ માઇલની રેલ્વે હતી.

**બહેરાપણું** : કાનમાં રોગ થવાથી કાનની સાંભળવાની જ્ઞાનેંદ્રિયને નુકશાન થાય છે આથી બહેરાપણાનો રોગ થઇ કાંઇ સાંભળી શકાતું નથી. કાનને ખોતરવાની ખરાબ ટેવથી પણ કાનને ઇજા થાય છે. કાનમાં મેલ ભરાય તો તેલ નાખી પીગળાવી કાઢી નાંખવો; પરંતુ કદી પણ ખોતરવું નહિ. ઘણાં માણસો જન્મથી જ બહેરાં થાય છે. તેમને ડૉકટરો ફાયદો કરી શકતા નથી. બહેરાં મુંગા પણ હોય છે. બહેરાં-મુંગાને શીખવવાની શાળાઓ રહે છે. ત્યાં શાસ્ત્રીય રીતે એમને ઇશારા અને હાથના સંકેતથી શીખવે છે.

**બળવું (દાઝવું)** : માણસનાં કપડાં સળગે એટલે એણે સુઇ જઇ ખૂબ આળોટવું અથવા ધાબળી અથવા જાડા ગુણપાટને વીંટી આગને ગુંગળાવી મારવી. કપડાં શરમ મૂકી દૂર ફેંકી કે કાપી નાંખવાં. એના ઉપર જીતુન એટલે ઑલીવનું તેલ લગાડવું. ફોલ્લા ઊઠીને મોટાં દેખાતાં હોય તો સુવાથી ફોડીને પાણી કાઢી નાંખવું. એરંડીઆનું તેલ, વેસેલાઇન પણ ઉપયોગી રીતે બળેલા ભાગ ઉપર લગાવી શકાય છે. સાધારણ તાજા પાણીનું સ્નાન પણ સહકારી છે. સાધારણ બળ્યો હોય તો ઠંડા પાણીનાં પોતાં મૂકવાં. સોડાવાળું પાણી પણ હિતાવહ છે. અળસીનું તેલ અને ચુનાના પાણીનું મિશ્રણ પણ ઉપયોગી છે.

**બંગડીઓ**: બંગડીઓ વિશેષત: કાચની બને છે. હિંદી સ્ત્રીઓ પોતાના સૌભાગ્યના ચિહ્ન તરીકે આ બંગડીઓનો વિશેષ ભાગે ઉપયોગ કરે છે. હિંદમાં સંયુક્ત પ્રાંતમાં મોરાદાબાદ પાસે એ ઉદ્યોગ સારો ખીલ્યો છે; પરંતુ મુખ્યત્વે બંગડીઓ જાપાનથી આયાત કરાય છે. ૧૯૪૦-૪૧ માં સાત લાખ રૂપિયાની કિંમતની આયાત કરાઈ હતી. હિંદમાં આ ઉદ્યોગના વિકાસનું ઘણું ક્ષેત્ર છે. હિંદમાં કાચની બંગડીઓનો ગૃહઉદ્યોગ છે, પણ જાપાનની પેઠે એક કારખાનું અહીં સ્થાપી શકાય તેવું ક્ષેત્ર પણ છે.

**બંગાળ**: હિંદનો આ પ્રાંત બંગાળના ઉપસાગર ઉપર આવ્યો છે. એના ત્રણ મુખ્ય ભાગો (૧) બંગાળ (૨) પૂર્વ બંગાળ અને (૩) ઉત્તર બંગાળ છે. બંગાળની વસતી ૬ કરોડ અને ક્ષેત્રફળ ૮૪,૭૯૨ ચો. માઇલનું છે. તેમાં ટીપરા અને કુચ બિહારનાં દેશી રાજ્યો ૫,૩૯૩ ચો. માઇલનું ક્ષેત્રફળ ધરાવે છે. એનું શાસન ગવર્નર અને પ્રધાનમંડળ કરે છે. પ્રધાનમંડળ મુસ્લિમ લીગની લાગવગ નીચે છે. બંગાળની આસપાસ બ્રહ્મદેશ, બિહાર, ઓરીસા સિમ્મ અને ભુતાન રાજ્યો આસામ અને નેપાળ આવ્યાં છે. બંગાળના અખાત ઉપર જંગલથી ભરેલો ભાગ સુંદરવન કહેવાય છે. એમાં ખાડીઓ અને બેટોથી ભરેલો રોગમય પ્રદેશ છે. આ પ્રાંત ઉત્તર હિમાલયની તળેટી સુધી વિસ્તર્યો છે. ગંગા અને બ્રહ્મપુત્રાનો સંગમ આ પ્રાંતમાં થાય છે. બંગાળ ગંગાના મેદાન તરીકે ઓળખાય છે. બીજી નદીઓ દામોદર, રૂપનારાયણ, કર્ણફુલી વગેરે છે. ગંગા આ પ્રાંતમાં હુગલીનું નામ ધારણ કરે છે.

**લોકો**—બંગાળમાં ઘણી ગીચ વસતી છે. ૧૯૪૧ની ગણત્રી મુજબ એની કુલ વસતી ૬,૧૪,૬૦,૦૦૦ની છે. એમાં કુલ ૩,૩૦,૦૦ ૦૦૦ મુસ્લિમો અને ૨,૬૪,૫૦,૦૦૦ હિંદુઓ છે. હિંદુઓ ૨૨ ટકા વધ્યા અને મુસ્લિમો ૨૦ ટકા વધ્યા છે, એટલે ૫૪.૭૩ ટકા મુસ્લિમો છે અને ૪૩.૮ ટકા હિંદુઓ છે. વસતીના ૯૨ ટકા ભાગ બંગાલી ભાષા બોલે છે. પહેરવેશ, જાતિ, ભાષાની દૃષ્ટિએ બંગાળ સમજાતીય પ્રાંત ગણાય. બંગાળની પ્રજા કદે ઠીંગણી અને સુંવાળી ગણાય છે. બુદ્ધિબળમાં શ્રેષ્ઠ પણ શારીરિકશક્તિમાં મોળી ગણાય છે. બંગાલીઓ મધુરભાષી, વિવેકી, વિનયી છે, પણ વેપાર ઉદ્યોગના સાહસમાં પછાત છે. બંગાળીઓ મજૂરી, અરે મહેનતનું કામ કરવા રાજી નથી. આથી બંગાળનાં કારખાનાંઓમાં વિશેષ કરીને પશ્ચિમના સંયુક્ત પ્રાંત અને ઓરિસ્સાના મજૂરો કામ કરે છે. વેપાર અને ઉદ્યોગો પણ યુરોપિયનો, મુંબઈવાસીઓ અને મારવાડીઓના હાથોમાં છે. બંગાળમાં સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, રામકૃષ્ણ પરમહંસ જેવી મહાન વિભૂતિઓ થઇ છે. બંગાલીઓ અંગ્રેજી ભાષા ઉપર સરસ કાબૂ ધરાવે છે.

**ઋતુ**—બંગાળની ઋતુ ભીનાશવાળી છે. વરસાદ પુષ્કળ છે. જમીન ફળદ્રુપ છે. ઉનાળામાં ગરમી પડે છે. શિયાળામાં ઠંડી પણ ઠીક રહે છે; પરંતુ ઋતુ આરોગ્યભરેલી ગણાય નહિ.

**ગામડાંઓ**—બંગાળના ગામડાંઓ રળીઆમણાં છે. ચોખાના લીલાં ખેતરો, કેળાં, ફણસ અને વેલાઓથી વીંટાયેલાં ઝુંપડાંઓ અને નાનાં નાનાં તળાવોથી ગામડાંઓ સુંદર દેખાય છે, પણ મેલેરીઆ અને હુકવર્મથી બંગાળના ગામડીઆઓ બહુ પીડાય છે. બંગાળના ગામડીઆઓ ઘણા ગરીબ છે. બંગાળમાં ૧૨,૦૦૦ ચો. માઇલોમાં જંગલો છે.

**ઇતિહાસ**—બંગાળમાં સેન અને પાલ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેરમી સદીમાં આ પ્રાંત મુસ્લિમ સુલતાનોએ જીતી લીધો. મુસ્લિમ સુબાઓ ત્યાં સ્વતંત્ર થઇ બસો વરસો સુધી શાસન કરતા હતા. ઇ. સ. ૧૫૬૭ માં મોગલ બાદશાહોના સુબાઓ શાસન કરતા હતા. ઈ. સ. ૧૭૬૫માં કલાઇવે સીરાજુદ્દોલાને હરાવી બંગાળમાં અંગ્રેજ સત્તાના પાયા નાખ્યા બંગાળના કલકત્તા શહેરમાં હિંદની રાજ્યધાની ઇ. સ. ૧૯૧૦ સુધી રહી હતી. હમણાં દિલ્હી છે.

**જાનવરો**—જંગલી જાનવરોમાં ચિત્તા, ગેંડા, રીંછ, વાઘ, ભેંસો. વરૂ છે, ખેતી અને દૂધ દેનારાં પ્રાણિયોમાં ગાયો, ભેંસો વગેરે છે, પણ બંગાળના પશુઓ કદે નાનાં, શક્તિએ ઓછાં અને થોડું દૂધ દેનારાં તથા થોડું કામ કરનારાં છે.

**પાકો**—બંગાળમાં મુખ્ય પાક ચોખાનો છે. ખેડાયેલી જમીનના ૮૦ ટકા ભાગમાં ચોખાનું વાવેતર થાય છે, કારણ કે બંગાળના લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. દર વરસે ત્રણ ચોખાના પાકો ઉતરે છે. શણ (જ્યૂટ) તો બંગાળની મોનોપોલી છે. જગતને શણનું કાપડ અને કોથળા બંગાળ પૂરાં પાડે છે. બીજા પાકોમાં ટુંકા તારવાળો કપાસ, શેરડી તેલબીયાં વગેરે થાય છે. ચોખાનો પાક લગભગ ૭૦ લાખ ટન જેટલો થાય છે; પરંતુ પ્રજાને પૂરતો નથી. બ્રહ્મદેશથી થોડા

લાખ ટન આયાત કરવા પડે છે. બંગાળમાં ચાનાં ઘણાં ખેતરો છે, પણ તેની માલિકી યુરોપિયનોની છે. રેશમ પણ બંગાળમાં ઘણું થાય છે. ઢાકામાં બારિક કાપડ મોટા પ્રમાણમાં થતું હતું. હજી પણ વણાય છે. બંગાળના લોકો માછલી બહુ ખાય છે, એટલે માછલીઓ પકડવાનો ઉદ્યોગ પણ ખૂબ વિકાસ પામેલ છે. બંગાળમાં ૨૪૭ લાખ એકરમાં વાવણી થાય છે. આમાં ૧૯ લાખ એકર નહેરોના પાણીથી વવાય છે. બંગાળમાં શણ આશરે ૪૦ થી ૫૦ લાખ ગાંસડીઓ થાય છે. આંબા, કેળાં, અનેનાસ, જામ, કાચુ ફળ વગેરે ફળો થાય છે. ફણસનાં ફળો પણ પુષ્કળ થાય છે. ૧૯૪૦–૪૧માં ચોખાનાં કુલ ૨ કરોડ એકર, ચાનાં ૨ લાખ, જ્યૂટનાં ૩૬ લાખ મુખ્ય હતા.

**યાંત્રિક ઉદ્યોગો**–બંગાળમાં લગભગ ૧૦૦ જ્યૂટની મિલો છે, પણ મોટા ભાગે યુરોપિયન મારવાડી અને ગૂજરાતી માલિકીની છે. આ ઉદ્યોગમાં ૨૦ કરોડ રૂપિયાની મૂડી વપરાઈ છે. આ સિવાય લોઢાની અને પોલાદની મીલો છે, સોલ નાનાં કારખાનાંઓમાં રબરનાં બૂટો બને છે, બાઇસિકલનાં અને મોટરનાં ટાયરો પણ બને છે. ડનલૉપ કંપનીએ રબરની એક મોટી મિલ સ્થાપી છે. ચાર મિલો કાગળ બનાવવાની છે. ત્રણ મિલો જાડાં પૂઠાં બનાવે છે. મેસર્સ બાટાએ એક મોટી બૂટ ફેક્ટરી પણ કાઢી છે. ચોખાની ૪૦૦ મિલો બંગાળમાં છે. લગભગ નવ ખાંડની મિલો છે. ચાની વાવણી કુલ ૨,૧૧,૭૬૯ એકરોમાં (૧૯૩૯) વવાણી હતી. તેમાંથી ૧૧॥ કરોડ રતલ ચા પેદા થઇ હતી. દવા બનાવવાની, હથિયારો બનાવવાની અને બીજાં અનેક જાતનાં કારખાનાં બંગાળમાં છે, પણ બંગાળીઓને એમાં રસ ઓછો છે.

**ગૃહઉદ્યોગો**—બંગાળ ગૃહઉદ્યોગોમાં ઠીક ઠીક આગળ વધે છે. બંગાળીઓ આ ગૃહઉદ્યોગોમાં હોંશિયાર છે. હાથવણાટના કાપડ માટેનો બંગાળ ઘણા સૈકાઓ થયા પ્રખ્યાત છે. હાથે કાંતેલ અને હાથે વણેલ કાપડ બંગાળ જેવું કયાંયે સુંદર, બારિક અને મુલાયમ થતું નથી. બીજો વ્યાપક ગૃહઉદ્યોગ કાંસું અને પિત્તળનાં વાસણો બનાવવાનો છે. રેશમનો ઉદ્યોગ પણ ઠીક ઠીક વ્યાપક છે. આ સિવાય બંગાળમાં સરસ ચીની કામ થાય છે, બટનો, શંખની બંગડીઓ, મૂર્તિઓ, કાચનો ઉદ્યોગ વગેરે અનેક ગૃહઉદ્યોગો છે.

**ખનીજો**—બંગાળમાં રાણીગંજમાં કોલસાની ખાણો છે. તેમાંથી લગભગ ૩૦ ટકા કોલસા (હિંદની પેદાસના) નીકળે છે. લગભગ ૭૬ લાખ ટન કોલસા ૧૯૩૯માં ખોદી કઢાયા હતા.

**શાસન બજેટ**–બંગાળનું શાસન મુસ્લિમ લીગના વર્ચસ્વ નીચે મિશ્ર પ્રધાનમંડળ કરે છે. મુખ્ય પ્રધાન સર નજમુદ્દીન છે. બંગાળની ૧૯૪૨–૪૩ માં કુલ પેદાશ ૧,૫૭૦ લાખની અને ખર્ચ ૧,૬૭૫ લાખ રૂપિયાનું થયું હતું. ૧૯૪૩–૪૪ માં દુકાળ હોવાથી ખર્ચ ૬૪ કરોડ રૂપિયા જેટલું મોટું થયું હતું. હિંદી સરકારે દશ કરોડ રૂપિયા બંગાળની સરકારને મદદ તરીકે આપ્યા છે.

**દુકાળ**—૧૯૪૩–૪૪ નું વરસ બંગાળ માટે ભારે ભયંકર હતું. બંગાળમાં અતિશય ફળદ્રુપતાને લીધે કયારે પણ દુકાળ પડતો નથી; પરંતુ યુદ્ધના આ સમયમાં પાક પંદર લાખ ટન ઓછો ઉતર્યો હતો. સૈન્યો માટે પણ ઘણું અનાજ ખેંચાઇ ગયું હતું. બીજાં પણ કેટલાંક કારણોને લીધે બંગાળમાં ૧૯૪૩–૪૪ ની સાલમાં મોટો દુકાળ પડયો. બીજા પ્રાંતોમાંથી અનાજ લાવવા માટે રેલ્વેના વેગનોની તાણ હતી. પરદેશોમાંથી સ્ટીમરોની સગવડોના અભાવે અનાજ આવી શકયું નહિ. બંગાળમાં ભૂખમરાથી મોટા પ્રમાણમાં મરણો થવા માંડયાં. કલકત્તામાં પણ બહુ ભૂખમરો છૂટથી ફેલાયો. બાળકો, સ્ત્રીઓ, યુવાનો અને વૃદ્ધો પડોપડ મરવા લાગ્યાં. આ ભૂખમરાની સાથે કૉલેરા અને મેલેરીઆના રોગો ફેલાયા. બંગાળની જનતામાં લાખોનાં મરણ થયાં લગભગ ૩૦ થી ૩૫ લાખ માણસો માર્યાં ગયાનું સંભળાયું; પરંતુ આથી પણ વિશેષ તકલીફો ભવિષ્ય માટે થઈ. બંગાળની ઘણા મોટા પ્રમાણની જનતા રોગોની અસર નીચે પાંગળી, નબળી અને સ્વાસ્થ્યહીન બની છે. એ સર્વે માટે જોઇતાં ઓષધો બંગાળમાં નથી. આખી પ્રજાને આરોગ્યવાન બનાવતાં વરસો લાગશે.

**શિક્ષણ**–બંગાળની ૬ કરોડની પ્રજા માટે ૫૧,૮૮૦ પ્રાથમિક શાળાઓ છે, તેમાં ૨૫,૫૧,૩૩૯ વિદ્યાર્થિઓ અને ૫૧,૮૮૦ બાળાઓ ૧૯૪૦–૪૧ માં શીખતી હતી. ૨,૨૭૮ માધ્યમિક સ્કૂલો છે. ૧,૪૫૧ હાઇસ્કૂલો છે. ૬૨ આર્ટ કોલેજો, ૩ કાયદાની કાલેજો, ૩ વૈદ્યકિય કાલેજો અને ૯ વૈદ્યકિય સ્કૂલો છે.

**રેલ્વે**—બંગાળ–નાગપુર, ઈસ્ટ ઇન્ડિયા અને પૂર્વ બંગાળની રેલ્વે મળી ૩,૫૦૦ માઇલની રેલ્વે બંગાળમાં છે. ૩,૫૦૦ માઇલના પાકા રસ્તા અને ૩૫,૦૦૦ માઇલા કાચા રસ્તા બંગાળમાં છે. આ સિવાય નહેરોમાં મછવાઓ મારફતે મોટો વેપાર ચાલે છે. પરદેશો ખાતેથી સ્ટીમરો મારફતે કલકત્તા અને ચટ્ટગામમાં માલ આવે છે. મુખ્ય આયાતની વસ્તુઓ નીચે મુજબ છે. ૧૯૩૯–૪૦ ની લાખ રૂપિયામાં તેલો ૭૩૫ લાખ, યંત્રો ૬૬૧ લાખ, અનાજ ૬૫૫ લાખ, ધાતુઓ ૫૭૬ લાખ, કાપડ ૪૭૩ લાખ, નાનાં યંત્રો ૨૧૭ લાખ, રસાયનો ૧૯૦ લાખ, કાગળ–પૂંઠા ૧૨૭ લાખ, તેજાના કરીઆણા ૧૨૫ લાખ, લાકડું ૧૦૮ લાખ, ખોરાકીની પેકબંધ ચીજો ૧૦૩ લાખ, લોઢાપોલાદનો સામાન ૯૪ લાખ, મોટરો ૯૨ લાખ, દારૂ ૭૯ લાખ, દવાઓ ૭૭ લાખ, તમાકુ ૬૮ લાખ, ચાની પેટીઓ ૬૮ લાખ, મીઠું ૬૧ લાખ. આ પછી બીજી વસ્તુઓ ૫૦ લાખ નીચેની ગણાવી નથી. કુલ ૫,૬૧૨ લાખ રૂપિયાના માલની આમદાની થઇ હતી.

નિકાસની મુખ્ય વસ્તુઓ નીચે પ્રમાણે ૧૯૩૯–૪૦ થઈ હતી. જ્યૂટ (શણ) રૂ. ૪,૮૪૯ લાખ, ચા ૨,૦૧૦ લાખ, કાચું જ્યૂટ ૧,૯૫૬ લાખ, ધાતુ અને ખનીજ ૫૦૧ લાખ, કોલસા ૧૯૩ લાખ, અનાજ ૧૯૧ લાખ, લાખ ૧૮૮ લાખ, બીયાં ૧૭૮ લાખ, ચામડાં ૧૭૨ લાખ, અબરખ ૧૪૫ લાખ, તમાકુ ૮૦ લાખ, આ સિવાય ૫૦ લાખ રૂપિયાની નીચેની નિકાસની વસ્તુઓ ગણાવી નથી.

પ્રાંતોમાંથી આમદાની મુંબઇથી ૨૮૮ લાખ, મદ્રાસમાંથી ૨૬૭ લાખ, સિંધમાંથી ૧૦૭ લાખ થઈ હતી. મુંબઈમાંથી બંગાળમાં કાપડ, સુતર ૨ કરોડનાં મુખ્ય હતાં. મુખ્ય નિકાસ કોલસો, ગનીબેગ્સ, ચા વગેરે હતાં. મદ્રાસથી કાપડ, તેલ કોપરાનું, કપાસ, રબર વગેરે આયાત કરાયાં હતાં. નિકાસમાં મુંબઇની પેઠે જ્યૂટ, ચા, અને કોલસો છે.

બંગાળના જીલ્લાઓ નીચે મુજબ હતા—

**૧ કલકત્તા**—શહેરની વસતિ ૨૫ લાખની છે. મોટું બંદર અને રેલ્વે જંકશન તથા અનેક કારખાનાંઓ એમાં છે. આમદાની માલ રૂ. ૬ કરોડનો અને નિકાસ માલ રૂ. ૧૧૦ કરોડનો ૧૯૩૯–૪૦ માં થયો હતો. કલકત્તા મહેલોનું શહેર ગણાય છે. હુગલી નદી ઉપર આવ્યું છે.

**૨ બાકરગંજ જીલ્લો**—એનું ક્ષેત્રફળ ૩,૬૪૯ ચો. માઈલનું વસતિ ૩૬,૩૧,૦૨૩ ની છે. ગૃહઉદ્યોગો સારા છે. મુખ્ય શહેરો બારીસાલ (વસતિ ૩૫,૭૨૬)ની છે.

**૩ બાંકુરા જીલ્લો**—ક્ષેત્રફળ ૨,૬૨૫ ચો. માઇલ વસતિ ૧૨,૫૬,૧૨૫ માણસોની છે. ગૃહઉદ્યોગો સારા થાય છે. બાંકુરા (વસતિ ૪૬,૬૧૭) વિષ્ણુપુર (૨૪,૬૬૧) અને ઓનામુખી (૧૪,૬૬૭) ની છે.

**૪ વીરભૂમ જીલ્લો**—ક્ષેત્રફળ ૧,૭૫૯ ચો. માઇલ વસતી ૯,૪૭,૫૩૫, મુખ્ય શહેરો હબરાજપુર, બોલપુર, સુરી વગેરે.

**૫ બોગ્રા જીલ્લો**—ક્ષેત્રફળ ૧,૪૭૬ ચો. માઈલ વસતી ૫,૪૬,૧૯૮.

**૬ વર્ધમાન જીલ્લો**—ક્ષેત્રફળ ૨,૬૬૭ વસતી ૧૫,૭૫,૬૯૯ મુખ્ય શહેરો વર્ધમાન, રાણીગંજ, આસામ આસન સોલ, કલના કટવા વગેરે.

**૭ ચટ્ટગામ જીલ્લો**—ક્ષેત્રફળ ૧,૫૭૦ ચો. મા. વસતી ૯,૨૪,૧૫૦ ની છે. ચટગામ મુખ્ય બંદર છે.

**૮ ઢાકા જીલ્લો**—ક્ષેત્રફળ ૨,૭૧૩ ચો. માઈલ વસતી ૩૪,૨૩.૫૭૭, ઢાકા શહેર વસતી (૧,૩૯,૫૧૮) નારાયણગંજ (વસતી ૩૪,૧૪૯).

**૯ દાર્જીલીંગ જીલ્લો**—ક્ષેત્રફળ ૧,૨૭૪ ચો. માઈલ વસતી ૩,૧૯,૯૭૯ દાર્જીલીંગનું શહેર હવા ખાવાનું પાર્વતિય મથક છે.

**૧૦ દીનાજપુર જીલ્લો**—૩,૯૪૬ ચો. માઇલ વસતી ૮,૩૧.૨૧૮.

**૧૧ ફરીદપુર જીલ્લો**—૨,૩૪૭ ચો. માઈલ વસતી ૧૧,૧૫,૮૬૭.

**૧૨ હુગલી જીલ્લો**—૪,૨૩૨ ચો. માઇલ વસતી ૧૩,૭૪,૯૧૯.

**૧૩ હાવરા જીલ્લો**—૫૩૦ ચો. માઇલ વસતી ૧૦,૯૦,૬૭૯.

**૧૪ જલપાયગુરી જીલ્લો**—૯૮૪ ચો. માઇલ વસતી ૯,૮૩,૧૭૦.

**૧૫ જેસોર જીલ્લો**—૨,૯૦૯ ચો. માઇલ વસતી ૧૬,૭૧,૨૫૧.

**૧૬ ખુલના જીલ્લો**—૪,૭૩૦ ચો. માઈલ વસતી ૧૯,૪૩,૫૫૫.

**૧૭ માલ્દા જીલ્લો**—૧,૮૦૯ ચો. માઇલ વસતી ૧૦,૫૩,૭૬૪.

**૧૮ મીદનાપુર જીલ્લો**—૫,૧૪૫ ચો. માઈલ વસતી ૨૭,૯૯,૯૪૮.

**૧૯ મુર્શીદાબાદ જીલ્લો**—૨,૦૬૧ ચો. માઇલ વસતી ૧૩,૭૦,૬૭૭.

**૨૦ માઈમનસીંગ જીલ્લો**—૬,૩૩૨ ચો. માઈલ વસતી ૫૧,૨૯,૬૬૪.

**૨૧ નદીઆ જીલ્લો**—૩,૪૬૪ ચો. માઇલ વસતી ૧૫,૩૨,૪૧૮.

**૨૨ નવખાલી જીલ્લો**—૧,૫૬૧ ચો. માઈલ વસતી ૧૭,૦૬,૬૫૨.

**૨૩ પબના જીલ્લો**—ક્ષેત્રફળ ૧,૮૫૮ ચો. માઈલ વસતી ૧૪,૪૫,૪૭૯.

**૨૪ રાજશાહી જીલ્લો**—ક્ષેત્રફળ ૨.૫૦૫ ચો. માઈલ વસતી ૧૫.૭૧,૪૫૩.

**૨૫ રંગપુર જીલ્લો**—ક્ષેત્રફળ ૩,૨૮૬ ચો. માઈલ વસતી ૨૫,૯૫,૨૮૭.

**૨૬ ટીપરા જીલ્લો**—ક્ષેત્રફળ ૨,૬૨૪ ચો. માઈલ વસતી ૧૬,૦૦,૭૬૪.

**૨૭ પરગણા જીલ્લો**—ક્ષેત્રફળ ૨,૫૫૬ ચો. માઈલ વસતી ૨૭,૧૪,૮૭૮.

**સાહિત્ય**—બંગાલીઓ સાહિત્યમાં બહુ પ્રગતિશીલ થયા છે, હિંદની સર્વે ભાષાઓ કરતાં બંગાલી ભાષામાં સાહિત્ય ઘણું વિસ્તૃત છે. બંકીમચંદ્ર ચેટરજી, રૈમેશચંદ્ર દત્ત, સરોજિની નાયડુ, તોરૂ દત્ત, રવીન્દ્રનાથ ઠાકુર, માઇકલ મધુસૂદન દત્ત, જેવા મહાન સાહિત્યકારો થયા છે. શ્રી શરચંદ્ર ચેટરજી જેવા મહાન નવલકથા લેખક પણ બંગાળના જ છે.

**બંદરો** : હિંદનાં મુખ્ય બંદરોના વ્યાપારની વિગતો નીચે મુજબ છે.

**કરાંચી** યુરોપથી આ બંદર, હિંદ માટેનું સૌથી નજદિકનું બંદર છે. એની વસતી ૧૯૪૧ માં ૩॥ લાખની હતી. પરંતુ ૧૯૪૪ માં પાંચ લાખની વસતી થઈ ગઈ છે. ઇ. સ. ૧૮૪૩ માં સિંધ જીતાયું, ત્યારે કરાંચી એક નાનકડું માછીઓનું ગામડું હતું. પંજાબ, સરહદ પ્રાંત, બલુચિસ્તાન અને અફઘાનિસ્તાન અને કાશ્મિર એ સૌને માટે આજે કરાંચી જ મુખ્ય બંદર છે.

નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું મુખ્ય જંકસન છે. હિંદનું એ ત્રીજું મોટું બંદર છે. હિંદ સમસ્તનું મુખ્ય વિમાની મથક છે. ઇગ્લેંડ ખાતે વિમાની ટપાલ તથા પ્રવાસીઓ પણ આજ બંદરથી રવાના થાય છે. એમની વીમાની લાઇનો સાથે પણ કરાંચી વિમાની માર્ગથી સંકળાયેલું છે. આ બંદરમાં માલ ઉતારવા માટે મોટી સરસ સગવડો છે. કરાંચી પોર્ટટ્રસ્ટ બંદરનો વહીવટ કરે છે. હિંદી સભ્યોની એમાં બહુમતિ છે.

વડોદરાનું રાજ્ય પણ "હિંદી કસ્ટમ યુનિયન"માં જોડાઇ ગયું છે. આ સર્વે દેશી રાજ્યો વિલાયતથી સીધો માલ મંગાવી રેલ્વેના દરો ઓછા રાખી, દિલ્હી સુધી બજારોમાં માલ મોકલે છે. વડોદરા પાસે દ્વારકા અને બેટ, બે નાનાં બંદરો છે.

**પોરબંદર**

કાઠિયાવાડનું આ બંદર, એક વખત પરદેશ સાથે વેપારી સંબંધમાં હતું; પરંતુ હાલ તો પરદેશી વેપાર બંધ થઈ ગયો છે.

**કરાંચી બંદરનો વેપાર નીચે પ્રમાણે (પૌંડમાં) હતો—**

| વર્ષ | આયાત | નિકાસ | કુલ | પોર્ટસના પેદાશ | ખર્ચ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૩,૨૧,૫૪,૩૨૦ | ૧,૪૭,૦૩,૬૫૪ | ૩,૬૮,૫૭,૯૭૪ | ૪,૭૭,૫૦૧ | ૫,૩૩,૧૬૭ |
| ૧૯૩૨-૩૩ | ૧,૯૯,૭૫,૦૬૨ | ૧,૩૫,૨૪,૪૮૭ | ૩,૩૪,૯૯,૫૪૯ | ૪,૪૪,૧૩૯ | ૪,૭૨,૩૨૨ |
| ૧૯૩૩-૩૪ | ૧,૬૬,૩૪,૪૪૨ | ૧,૫૧,૫૫,૭૩૦ | ૩,૧૭,૯૦,૧૭૨ | ૪,૬૪,૫૩૭ | ૪,૯૨,૭૯૦ |
| ૧૯૩૪-૩૫ | ૧,૮૭,૮૩,૦૫૪ | ૧,૮૩,૯૯,૬૪૬ | ૩,૭૦,૯૩,૦૦૦ | ૫,૨૨,૦૦૧ | ૪,૯૬,૭૩૩ |

સિંધમાં અરબી સમુદ્ર ઉપર બીજાં નાનાં બંદરો કેટી બંદર, સીરગન્ડા વગેરે છે.

**બેડી બંદર**

જામનગરના રાજ્યના આ બંદરને જામ રણજિતસિંહે સરસ વિકાસની કક્ષાએ મૂકયું હતું. એ બંદર રોઝીની ખાડીમાં અંદર આઠ માઈલ દૂર આવ્યું છે. બંદર એટલું સરસ ન હોવાથી સ્ટીમરોને થોડુંક દૂર ઉભું રહેવું પડે છે, આથી સ્ટીમરમાંથી મછવા મારફતે બંદરે માલ પહોંચાડવામાં આવે છે. જામનગર રાજ્ય "કસ્ટમ યુનિયન"માં જોડાયેલું છે, એ બંદરના પાંચ વર્ષના વેપારના આંકડા નીચે મુજબ છે.

| વર્ષ | આયાત (પૌંડમાં) | નિકાશ (પૌંડમાં) |
|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૨૦,૮૯,૫૦૦ | ૭,૨૦,૫૦૦ |
| ૧૯૩૦-૩૧ | ૧૮,૧૨,૭૫૦ | ૫,૩૪,૭૫૦ |
| ૧૯૩૧-૩૨ | ૬,૩૦,૭૫૦ | ૧,૬૯,૫૦૦ |
| ૧૯૩૨-૩૩ | ૫,૩૯,૨૫૦ | ૧,૩૫,૦૦૦ |
| ૧૯૩૩-૩૪ | ૪,૪૭,૦૦૦ | ૩,૩૫,૨૫૦ |

**ઓખા બંદર**

ગાયકવાડ શાસનનું આ બંદર કાઠિયાવાડમાં દ્વારકા પાસે આવેલું છે. થોડા વર્ષ પહેલાં જ એનો વિકાસ થવા માંડયો છે. એ બંદર બારે માસ ઊંડા પાણીનું છે. બંદર ઉપર મોટી સ્ટીમરોને લાંગરવા-ની અને રાત્રિ દિવસ માલ ઉતારવાની યોગ્ય સગવડો છે. આ બંદર રેલ્વેથી પણ જોડાયેલું છે. એ બંદરના પાંચ વર્ષના વેપારના આંકડા નીચે મુજબ છે.

| વર્ષ | આયાત (પૌંડમાં) | નિકાસ (પૌંડમાં) |
|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૬,૯૪,૮૦૦ | ૮૮,૮૦૦ |
| ૧૯૩૦-૩૧ | ૪,૫૧,૮૭૫ | ૯૦,૯૦૦ |
| ૧૯૩૧-૩૨ | ૪,૧૭,૯૭૫ | ૨૧,૩૦૦ |
| ૧૯૩૨-૩૩ | ૪,૪૦,૧૦૦ | ૫૦,૩૨૫ |
| ૧૯૩૩-૩૪ | ૩,૬૬,૬૦૦ | ૧,૬૬,૭૨૫ |

**ભાવનગર**

ભાવનગર રાજ્યનું રાજધાનીનું શહેર અને બંદર છે, અખાતની માંહેની ખાડી ઉપર આવેલું છે અને એનો રસ્તો તકલીફ ભરેલો છે. સ્ટીમરો બંદરના ડક્કાથી આઠ માઇલ દૂર રહે છે. આથી બીજું એક બંદર તૈયાર કરવામાં આવતું હતું; પરંતુ હજુ તે ઉપયોગમાં આવ્યું નથી. આ બંદરમાં સગવડો સારી છે, તેમ જ રેલ્વેથી જોડાયેલું છે.

ભાવનગરના વેપારની જાણ નીચેના આંકડા ઉપરથી માલૂમ પડશે.

| વર્ષ | આયાત (પૌંડમાં) | નિકાશ (પૌંડમાં) |
|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૧૬,૨૩,૫૨૫ | ૧૫,૦૨,૭૫૦ |
| ૧૯૩૦-૩૧ | ૧૭,૯૯,૯૨૫ | ૧૧,૦૭,૦૭૫ |
| ૧૯૩૧-૩૨ | ૫,૬૮,૮૭૫ | ૧,૪૫,૬૫૦ |
| ૧૯૩૨-૩૩ | ૧૭,૪૯,૫૨૫ | ૫,૪૯,૬૭૫ |
| ૧૯૩૩-૩૪ | ૧૭,૨૪,૬૨૫ | ૮,૧૬,૧૫૦ |

**સુરત**

હિંદનું અતિ પ્રાચીન આ બંદર એક વખત ખૂબ જ જાહોજલાલીમાં હતું. પરદેશો સાથે વેપારનું એ મુખ્ય કેન્દ્ર હતું. સાગરથી ૧૪ માઇલ દૂર તાપી નદી ઉપર આવેલું છે; પરંતુ હાલ સ્ટીમરોની આવજાવનો માર્ગ પૂરાઇ ગયો છે. બંદર તરીકે હવે એ તદ્દન નકામું છે. બી. બી. સી. આઇ. રેલ્વે સાથે જોડાયેલું છે.

**મોરમોગોવા**

કોકણ બાજુએ ઝંઝીરા, માલવણ અને વેન્ગુલા નાનાં બંદર પછી આ બંદર આવેલું છે. તે ગોવાથી પાંચ માઇલ દૂરનું પોર્ટુગીઝ બંદર છે. રેલ્વેથી જોડાયેલું છે. થોડાંક જ વર્ષ થયા આ બંદરનો વિકાસ થયો છે. સાધારણ મોટી સ્ટીમરો પણ આમાં લાંગરી શકે છે. બંદરી સગવડો ધરાવે છે. તેનો ચાર વર્ષનો વિકાસક્રમ નીચે મુજબ છે.

| વર્ષ | આયાત (પૌંડમાં) | નિકાસ (પૌંડમાં) |
|---|---|---|
| ૧૯૩૧ | ૫,૮૩,૫૨૨ | ૯૧,૬૪૬ |
| ૧૯૩૨ | ૫,૫૮,૫૩૧ | ૬૯,૩૨૧ |
| ૧૯૩૩ | ૫,૧૦,૬૪૮ | ૭૨,૭૮૦ |
| ૧૯૩૪ | ૪,૯૬,૮૪૦ | ૫૫,૭૧૬ |

### મુંબઈ

હિંદનું આ બંદર વેપારમાં કલકત્તાની સાથે પહેલા નંબર માટે સખ્ત હરીફાઇ કરે છે. એ ચોર્યાસી બંદરના વાવટા જેવું ગણાય છે. મુંબઇ બેટ છે. આ બંદર ૧૬૬૮ માં માત્ર દશ પૌન્ડ જ વાર્ષિક ભાડાના હિસાબે રાજાએ ઇસ્ટ ઇંડિયા કંપનીને પટે આપ્યું હતું. વિલાયત ખાતે મેલ અને પ્રવાસીઓ મુંબઇના બંદરેથી ચડે છે, મુંબઇ બંદરનો વિકાસ અસાધારણ મોટો છે. મુંબઈમાં રેલ્વેની મોટી સગવડો છે. બી. બી. સી. આઈ. અને જી. આઈ. પી. રેલ્વેઓનું એ મુખ્ય મથક છે અને સ્ટીમરની લાઇનો આ બંદર સાથે સંબંધ ધરાવે છે, આંતરપ્રાંતિય અને હિંદના કિનારાનો વેપાર પણ મુંબઇ ખાતે બહુ સારો ચાલે છે. મુંબઇમાં પોર્ટટ્રસ્ટ છે. તેમાં વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ સભ્યો છે, પણ હિંદી સભ્યોની વધુમતિ છે. મુંબઇનું બારૂં સુરક્ષિત અને ઉંડું છે. મોટી સ્ટીમરો પણ મુંબઇના બારામાં આવી શકે છે. મુંબાઇનું બારૂં ૧૪ માઇલ લાંબુ અને ૪ થી ૬ માઇલ પહોળું છે. સર્વે ઋતુઓમાં સ્ટીમરોને એમાં રક્ષણ મળે છે. મુંબઈના બારામાં રાત્રિના સ્ટીમરો દાખલ થાય તે માટે સરસ વિજળીની બતીઓની ગાઠવણ છે. ત્રણ મોટી ગોદીઓ, (૧) પ્રિન્સ ડૉક (૨) વિકટોરીઆ ડૉક અને (૩) ઍલેકઝાન્ડ્રીઆ ડૉક છે. બે નાની સુકી ગોદીઓ મેરીવેધર અને હ્યુજીસ ડૉક છે. આ ગોદીઓમાં ૨૦ થી ૫૦ લાખ ટન માલની વારફેર ૧૨ વરસે થાય છે. આ ગોદીઓ રેલ્વેથી જોડાયેલી છે. સ્ટીમરોમાંથી માલ ઉતારી પરબારો રેલ્વેમાં મૂકી શકાય છે. પાંચ ગોદીઓ સિવાય કેટલાંક બંદરોમાં પણ માલ ઉતારવાની સગવડો છે. ગોદીઓમાં મોટાં ગોડાઉનો માલ સાચવવા માટેની સગવડ સાથેનાં છે. મુંબાઇના વેપારના આંકડા નીચે મુજબ છે.

| વર્ષ | આયાત (પૌંડમાં) | નિકાશ (પૌંડમાં) | કુલ |
|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૧૨,૩૪,૪૫,૩૩૨ | ૯,૩૫,૭૧,૩૧૧ | ૨૧,૭૦,૧૬,૬૪૩ |
| ૧૯૨૭–૨૮ | ૧૧,૦૧,૨૭,૬૭૦ | ૭,૭૭,૦૧,૮૨૩ | ૧૮,૭૮,૨૯,૪૯૩ |
| ૧૯૩૨–૩૩ | ૫,૭૩,૦૮,૪૧૫ | ૮,૪૨,૦૨,૯૧૩ | ૧૪,૧૫,૧૧,૩૪૯ |
| ૧૯૩૩–૩૪ | ૫,૧૦,૦૩,૮૦૨ | ૮,૨૩,૭૬,૬૬૫ | ૧૩,૩૩,૮૦,૪૬૭ |
| ૧૯૩૪–૩૫ | ૫,૯૩,૬૨,૪૫૮ | ૮,૫૨,૩૬,૭૧૯ | ૧૪,૪૫,૯૯,૧૭૭ |

અંગ્રેજોએ સુરતમાં પ્રથમ વેપારી કોઠી નાખી; પરંતુ અંગ્રેજોના રાજા ચાર્લ્સ બીજાએ પોર્ટુગીઝના રાજાની કન્યા સાથે વિવાહ કરી આ મુંબઇ બંદર મેળવ્યું હતું. પોર્ટટ્રસ્ટની ૧૯૩૪–૩૫ માં પેદાસ કુલ ૧૮॥ લાખ પોંડ અને ખર્ચ ૧૮॥ લાખ પોંડનો હતો.

હમણાં (૧૯૪૪ ના મે માસમાં) મુંબઇમાં દારૂગોળાનો મોટો ધડાકો થયો. તેથી શહેરને અને બંદરને કરોડો રૂપિયાનું નુકશાન થયું હતું. એલેકઝાન્ડ્રીઆની ગોદીમાં ઘણું નુકશાન થયું હતું.

### મેંગલોર

ગોવાની દક્ષિણે ઉત્તર કાનડાનો પ્રદેશ આવે છે. આ કિનારા ઉપર કાંઠાના વેપાર માટેના બંદરો કારવાર, હોનાવર અને ભટકલ આવ્યાં છે. કુંદાપુરનું નાનું બંદર પસાર કર્યા પછી મેંગલોરનું મોટું બંદર આવે છે. મેંગલોર મલબારના દ્વાર જેવું શહેર છે. એની વસતી ૬૬,૦૦૦ ની છે. આ બંદરે ગોરપુર અને નેત્રાવતી નદીઓનો સંગમ થાય છે. મેંગલોર સાઉથ રૈલ્વેનું જંકશન છે. મોટી સ્ટીમરો બે માઇલ દૂર રહે છે. નાની બસો ટનની સ્ટીમરો અંદર આવી શકે છે. મલબારનાં મરી, ચા, કાજુ, કૅાફી, રબર, મેંગલોરી નળીઆં, ચોખા વગેરે વેપારની મુખ્ય જણસો આ બંદરેથી નિકાશ થાય છે. પરદેશી સ્ટીમરો પણ આ બંદરે લાંગરે છે. લગભગ ત્રણ લાખ ટનની પરદેશી સ્ટીમરો આ બંદરે દર વરસે આવે છે. ગુજરાતીઓ વેપારમાં રસ લે છે.

### ટેલીચરી

મલબારના કિનારે આવેલું આ બંદર માંગલોરથી ૯૪ માઈલ દૂર છે. એની વસતિ ૩૦,૩૪૯ની છે. સ્ટીમરો કિનારેથી બે માઇલ દૂર રહે છે, પરંતુ મલબારનાં બીજાં બંદરો ચોમાસા માટે બંધ રહે છે. ટેલીચરીમાં પણ માલ ઉતરી શકે છે, કારણ કે અંદર આવવાના માર્ગની બંને તરફ ઊંચી પર્વતમય દિવાલો છે. એક નાની દીવાદાંડી છે. માલ ઉતારવાની નાની ગોદી જેવો ડકો છે. મલબારની પેદાશની મુખ્ય જણસો કૅાફી, મરી, કોપરાં, સુખડ, ચા, ચોખા વગેરેનું એ નિકાશ બંદર છે. પરદેશી વેપાર પણ સાધારણ રીતે ઠીક છે. આમદાની માલમાં જાવાની ખાંડ, રંગુનથી ચોખા, બસરાથી ખજૂર વગેરે છે. ૧૯૩૩–૩૪ માં કુલ ૨૩૪ સ્ટીમરો વજન ૫,૦૧,૨૪૫ ટનની આ બંદરે આવી હતી, વહાણોનો વેપાર પણ છે.

### માહી

આ ફ્રેન્ચોના કબજાનું બંદર ટેલીચરીથી પાંચ માઈલ દક્ષિણે આવ્યું છે. આનું ક્ષેત્રફળ પાંચ માઇલ અને વસતિ છે. ૧૧,૦૦૦ ની પર્વતની તળેટી ઉપર શહેર વસ્યું છે. પરદેશી વેપાર કાંઇ નથી.

### કલીકટ

મલબારનું આ બીજા નંબરનું બંદર છે. બ્રિટીશ મલબારની રાજયધાની છે. ટેલીચેરીથી ૪૨ માઇલ દૂર એ બંદર આવેલું છે. મદ્રાસથી ૪૧૩ માઈલ દૂર સાઉથ ઇન્ડીઅન રૈલ્વે ઉપરનું એ મોટું વેપાર ધામ છે. અહીં અંગ્રેજો અને હિંદીઓનાં વેપારી મંડળો છે. આ શહેરની વસતી ૯૯,૨૭૩ ની છે. ચોમાસામાં આ ખુલ્લું બંદર સ્ટીમરોની આવજાવ માટે અયોગ્ય બને છે. સમુદ્ર છીંછરો હોવાથી કિનારાથી ત્રણ માઇલ દૂર સ્ટીમર માલ ઉતારી શકે છે. કલીકટમાં બે નાનામોટા ડકા છે. કલીકટથી દક્ષિણે બેપુરના બંદરે કલીકટ માટેના માલ

ઉતરવાની જોગવાઇ છે. ૧૯૩૩-૩૪ માં કલીકટના બંદરે ૫૬૪ સ્ટીમરો કુલ ૧૧,૫૫,૬૧૮ ટનની આવી હતી મુખ્ય નિકાસ કાથો, ઈમારતી લાકડું, કોપરાં, કોફી, ચા, મરી, સુંઠ, રબર, સીંગદાણા વગેરે મલબારની પેદાશ છે. પરદેશોથી સીધી બહુ જ થોડી વસ્તુઓ આવે છે. કાપડ, સીમેન્ટ, ખાંડ, ખજૂર કેરોસિન તેલ નાના જથ્થામાં પરદેશોથી આયાત કરાય છે. કલીકટમાં ગુજરાતના વેપારીઓ મુખ્યત્વે વેપાર કરનારા છે. ત્યાં ગુજરાતીઓનાં બંધાવેલાં ૭૦૦ વરસો જૂનાં જૈનમંદિરો છે. મેંગલોરી નળીઆંની, લાકડાં વહેરવાની અનેક મીલો આ શહેરમાં છે. મલબારી વસતી બહુ ગરીબ છે.

**કોચીન**

કલીકટથી ૯૦ માઇલ દક્ષિણે કોચીનનું મોટું બંદર આવ્યું છે. મલબારમાં એ સૌથી મોટું બંદર છે. મદ્રાસ પછી એનો વેપાર બીજે નંબરે આવે છે. કોચીનના દરીઆમાંથી નીકળેલા કુદરતી જળમાર્ગો દ્વારા અંદરના ભાગમાં મછવાઓથી પુષ્કળ વેપાર ચાલે છે. કોચીનના દેશી રાજ્યથી તે ત્રાવણકોરના રાજ્ય સુધી આ જળવહેવારની કુદરતી ખાડીઓ છે. કોચીન રાજ્યમાં આવેલું આ બંદર બ્રિટિશ છે. એને સુધારવા માટે સાગર ઉપરના મોટા બાંધકામો કરીને આ બંદરે બારે માસ માટે ઉપયોગી બન્યું છે. મુંબઇ કરતાં કોચીન એડનથી ત્રણસો માઇલ નજદિક પડે છે. કોલંબોથી એડનના માર્ગમાં કોલંબો કરતાં આ બંદર ૨૪૨ માઇલ નજદીક પડે છે. આથી આ બંદરના વિકાસ માટે ભવિષ્યમાં મોટી આશાઓ રહે છે. આ બંદર ત્રાવણકોરનું પણ મુખ્ય બંદર ગણાય છે. આ બંદરને સુધારણા માટે કરોડ રૂપિયા જેટલું ખર્ચ થયું છે. આ બંદરમાં હિત ધરાવનાર બ્રિટિશ, ત્રાવણકોર અને કોચીનનાં રાજ્યોએ સંયુક્ત ખર્ચ કર્યો છે. બંદર સાઉથ ઇન્ડિયન રેલ્વેથી જોડાયેલું છે. કોચીનના બંદરના માર્ગને ઊંડો ખોદીને પ [illegible] બનાવ્યો છે. આથી સ્ટીમરો અંદર આવી શકે છે.

કોચીનમાં તાતા કંપનીનું મોટું સાબુનનું કારખાનું છે. તેલની અને લાકડાં કાપવાની મિલો છે. કોચીન શહેર અર્ધું બ્રિટિશ અને અર્ધું રાજાનું છે. કોચીનમાં ગુજરાતી વેપારીઓના હાથમાં બંદરી વેપારનો મુખ્ય ભાગ છે. દેશી તથા યુરોપિયન મેંબર ઓફ કોમર્સ અહીં છે. મુખ્ય નિકાસ મરી, કોપરાં, કોપરાનું તેલ, કાથો, કાથાની બનાવટો આમદાનીમાં વિલાયતી બનાવટની વસ્તુઓ, ચોખા, ખાંડ અને ખજૂર છે. ૧૯૩૦-૩૧ માં વેપાર કુલ પાંચ લાખ ટનનો હતો. ૧૯૩૪-૩૫ માં આઠ લાખ ટનનો વેપાર થયો છે. આ બંદરે હવે પ્રવાસી મોટી સ્ટીમરો નિયમિત પ્રવાસીઓને લાવ-લઇજાવ કરે છે.

૧૯૩૨-૩૩ માં ૬૧૯ સ્ટીમરો ૧૪,૩૨,૩૩૭ ટનની અને ૧૯૩૩-૩૪ માં ૬૭૫ સ્ટીમરો કુલ ૧૬,૭૯,૩૪૭ ટનની આવી ગઈ હતી.

ત્રાવણકોરના રાજ્યનું આ બંદર છે. અલપઇ શહેરમાં દરિયાની કુદરતી નહેરો રસ્તાઓની બાજુમાંથી વહે છે. એમાંથી નૌકાઓ પસાર થાય છે. અલપઇ શહેરની વસતી

**અલપઇનું બંદર**

૪૩,૮૦૦ ની છે. કોચીન અને અલપઈ વચ્ચે દરિયાની કુદરતી નહેર ઉપર નારીએળનાં ગાઢ વનો છે. આથી નાળીએરના છાંયડાવાળો એ માર્ગ અત્યંત સુંદર લાગે છે. અલપઇનું બંદર બારે માસ ચાલુ રહે એવું છે. બારમાસે ત્રણેક લાખ ટનની સ્ટીમરો આ બંદરે આવે છે. મુખ્ય નિકાસ કાથાની વસ્તુઓ, મરી, કોપરા વગેરે છે. આ બંદર ઉપર ગુજરાતીઓનું વેપારી પ્રાબલ્ય છે; પરંતુ આ બંદર રેલ્વેથી જોડાયેલું નથી. સુંઠ અને એલચી આ બંદરેથી ચડે છે. પરદેશી માલ આ બંદરે ઉતરતો નથી.

**કુવીલોન**

ત્રાવણકોરનું બીજું બંદર છે. રેલ્વેથી ત્રીવાદ્રમની સાથે જોડાયેલું છે. દરિઆઇ કુદરતી નહેરો માર્ગ બેટો માટે છે. મુખ્ય ઉદ્યોગો કાપડનો વણાટ, માંગલોરી નળીયાંની મિલો વગેરે છે. શહેરથી પોણો માઇલ દૂર સ્ટીમરો ઉભી રહે છે. પરદેશી વેપાર નજીવો છે.

**ટ્યુતીકોરીન**

કન્યાકુમારી ભૂશિરનો વાંક ઓળંગી સ્ટીમરો ટ્યુતીકોરીનને કિનારે લાંગરે છે. આખા વર્ષ દરમીયાન આ બંદર ખુલ્લું રહે છે. મદ્રાસ ને કોચીન પછી ઇલાકાના આ ત્રીજા બંદરની વસતી ૬૦,૦૯૨ની છે. સાઉથ ઇન્ડિયા રેલ્વેનું મોટું મથક છે. એનું બારૂં છીછરૂં હોવાથી સ્ટીમરોને પાંચ માઈલ દૂર ઉભું રહેવું પડે છે. બારાને સુધારવા અને માલ રાખવા માટે ગોદામ અને ડક્કા બાંધવાની સગવડ સારા ખર્ચ પછી કરવામાં આવી છે. યુદ્ધ પછી બંદરને સુધારવા મોટા પાયે યોજનાઓ અમલમાં મુકાશે. આ બંદરનો વેપાર એકંદરે સારો છે. કપાસ, ચા, એલચી અને બીજી કાચી વસ્તુઓ જાપાન અને ગ્રેટબ્રિટન ખાતે ચડે છે. ત્યાંની આયાત નિકાશ નીચે પ્રમાણે છે.

**પરદેશી વેપાર—**

| વર્ષ | આયાત (પૌન્ડમાં) | નિકાશ (પૌન્ડમાં) | કુલ (પૌન્ડમાં) |
|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૧૨,૫૨,૦૫૩ | ૨૪,૦૨,૩૭૩ | ૩૬,૫૪,૪૨૯ |
| ૧૯૩૧-૩૨ | ૧૦,૪૫,૦૯૨ | ૧૬,૯૮,૪૨૫ | ૨૭,૪૩,૫૧૭ |
| ૧૯૩૨-૩૩ | ૧૦,૭૫,૬૦૩ | ૧૭,૦૭,૮૪૧ | ૨૭,૮૩,૪૪૪ |
| ૧૯૩૩-૩૪ | ૮,૧૪,૫૫૫ | ૧૬,૮૨,૨૪૩ | ૨૫,૦૧,૭૯૯ |

૧૯૩૩-૩૪માં કુલ ૪૬૧ સ્ટીમરો (૧૪,૪૮,૫૯૮) ટનની આ બંદરમાં આવી હતી.

**ધનુષકોડી**

સાઉથ ઇન્ડિયાનું છેલ્લું સ્ટેશન છે. રામેશ્વરમના બેટની છેવાડે આવેલું છે. અહીંની અને સીલોનની વચ્ચે ૨૧ માઇલની ખાડી છે. જેમાં દરરોજ સ્ટીમર પૅસેન્જરોને લઇ લંકામાં 'ટલામનાર'ની રેલ્વે ઉપર બેસાડે છે. ૧૯૧૪માં આ બંદરનું મુહૂર્ત થયું હતું. બંદર નાનું છે. ૧૯૩૩-૩૪માં ૪૦૭ સ્ટીમર ૧,૩૬,૭૧૬ ટનની આવી હતી. કુલ વેપાર ૧૦,૪૨,૦૫૩ પૌંડનો હતો. ૧૯૩૪-૩૫માં ૩૯૯ સ્ટીમરો ૧,૩૮,૭૫૩ ટન વજનની આવી હતી. કુલ વેપાર ૯,૩૦,૨૭૦ પૌંડનો હતો.

**નેગાપટ્ટમ**

મદ્રાસ ઇલાકાના તંજાવર પ્રાંતનું આ મુખ્ય બંદર છે. એની વસતી ૫૫,૦૦૦ ની છે. કારીકલના બંદરથી આ બંદર ચૌદ માઇલ દૂર છે. બારામાં માલ ઉતારવાની અને ડકાની સગવડો છે. સાઉથ ઇન્ડિયન રેલ્વે આ બંદર સાથે સંબંધ ધરાવે છે. દક્ષિણના તંબાકુની પેદાશવાળા પ્રાંતની તમાકુ નદીમાર્ગે આ બંદરે પહોંચતી થાય છે. બંદરથી બે માઇલ દૂર સ્ટીમરો ઉભી રહેવાની સગવડ છે. લંકા સાથે આ બંદરનો વહાણનો મોટો વેપાર છે. પાંચ માઇલ દૂર નાગોર ખાતે નેગાપટ્ટમનો ઘણોખરો માલ ઉતરે છે. વિલાયતથી મુંબઈ આવેલી મલાયાની ટપાલ રેલ મારફતે નેગાપટ્ટમ જાય છે. ત્યાંથી પીનાંગ અને સીંગાપુરની સ્ટીમરમાં સીધી મૂકી દેવાય છે. કુલ ૧૪૦ સ્ટીમરો ટન ૪,૯૮,૯૩૧ ની આ બંદરે ૧૯૩૩-૩૪ માં આવી હતી. આ બંદરેથી સીંગદાણા તમાકુ વગેરે ચડે છે. બંદરેથી હજારો મજૂરો મલાયાના રબરના બગીચાઓમાં કામ કરવા જાય છે.

**કારીકલ**

ફ્રેન્ચોનો આ વિભાગ ૫૩ ચો. માઇલમાં છે. એની વસતી ૫૭,૫૦૦ ની છે. અરસાબાર નદી ઉપર બંદર આવ્યું છે. એ રેલ્વેથી સંબંધ ધરાવે છે. બંદરમાં ખુલ્લું બારું હોવાથી વિલાયતનો વેપાર નથી; પરંતુ લંકા અને મલાયા સાથે ચોખાનો વેપાર દેશી વહાણોથી ચલાવાય છે. મુખ્ય વેપાર ચોખા, નાગરવેલનાં પાન અને કેરોસિન તેલ છે. બંદરમાં તેલની મોટી ટાંકીઓ છે.

**કડાલોર**

પાંડીચેરીથી દક્ષિણે આવ્યું છે. એ શહેરની વસતિ ૫૭,૩૫૮ ની છે. સાઉથ ઇન્ડિયન રેલ્વેની મુખ્ય લાઇનનું એ સ્ટેશન છે. સ્ટીમરો એક માઇલ દૂર લાંગરે છે. ડકાઓ અને ગોદાઉનો સાથે રેલ્વે જોડાયેલી છે. પૂર્વ તરફ દિવાદાંડી રાખી છે. કડાલોરના પોર્ટ ઓફિસરની મર્યાદામાં પોર્ટોનોવો અને તરમલાવેસલનાં નાનાં બંદરો પણ આવી જાય છે, તેમ જ ટાંકુબાર અને વેલાંગાઓનાં બંદરો પણ એની જ સત્તા નીચે છે. આ બધાં બંદરોમાં આવેલાં મીઠાનાં કારખાનાં ઉપર પણ કડાલોરના કસ્ટમનો અધિકાર છે. નિકાસ વેપાર મુખ્યત્વે સીંગદાણાનાં બીજ અને મલાયા માટે રંગીન કાપડનો છે. મલાયાથી સેકેલી સોપારીઓ અહીં આવે છે. ઈ. સ. ૧૯૩૪-૩૫ માં કુલ ૨૧૨ સ્ટીમરો ટન ૭,૨૭,૬૬૩ ની આ બંદરે આવી હતી.

**પોન્ડીચરી**

ફ્રેન્ચોનું આ મુખ્ય બંદર કડાલોરથી ૧૫ માઇલ દૂર આવ્યું છે. મદ્રાસથી આ બંદર ૧૦૪ માઇલ દૂર છે. બંદર એકંદરે સારું ગણાય તેવું છે. ૭૦૦ ફીટ લાંબો ડકો માલ ઉપાડવાનાં વિજળિક સાધનો સહિતનો છે. શહેરમાં ૪૫,૫૦૦ માણસોની વસતિ છે. વિજળી રોશની અને સ્વચ્છ પાણીના નળો શહેરમાં છે. સ્ટીમરો ડકાની તદ્દન નજદિક આવી શકે છે; પરંતુ માલ ઉતારવા અને ચડાવવાની સગવડ મછવાઓથી થાય છે. આ શહેરમાં ત્રણ કાપડની મિલો છે. ત્રણ મિલોમાં ૭૧,૭૫૨ લૂમો છે. એની બનાવટનું કાપડ ફ્રેન્ચ સંસ્થાનોમાં મોકલવામાં આવે છે. કાપડ વણવાનો ગૃહઉદ્યોગ પણ સારો ચાલે છે. એક કારખાનામાં ખાતર માટે હાડકાની ભુકી તૈયાર થાય છે. અહીં એક ચેમ્બર ઑફ કૉમર્સ પણ ઠેઠ ૧૮૫૫ થી સ્થપાયેલી છે. ફ્રાન્સના આ જીલ્લાની વસતિ ૧,૮૩,૫૦૦ ની અને ક્ષેત્રફળ ૧૧૫ ચો. માઇલનું છે. ફ્રેન્ચ કસ્ટમ સત્તાનાં જકાતી ધોરણો જુદાં છે. તેથી ચારે તરફ ચોકી બેસાડી છે. પાંડેચેરી ને સાઉથ ઇન્ડીઆ રેલ્વે સાથે સંબંધ ધરાવે છે. મોટર બસો અને લોરીઓ પણ આસપાસના પ્રદેશો સાથે સંબંધ બાંધે છે. મુખ્ય નિકાસ શીંગદાણા, ગામઠી કાપડ, ઘી, લસણ, આંબા અને હાડકાનું ખાતર છે. મુખ્ય આયાત માલ કપાસ, સોપારી, અનાજ, સીમેન્ટ, લાકડું, કાપડ, રેશમ, ખાંડ વગેરે છે. રેલ્વે મારફત આયાત થતા માલમાં કોલસો અને ખાલી ગુણીઓ મુખ્ય છે. પોન્ડીચેરી ફ્રી એટલે જકાત વગરનું બંદર છે. ચલણ બ્રિટિશ રૂપિયાનું છે. આ બંદરનો વેપાર ત્રણ કરોડ ફ્રાન્કનો છે. કુલ ૩૨૩ સ્ટીમરો ૧,૦૪,૭૪૮ ટનની આ બંદરે આવી હતી.

**મદ્રાસ**

મદ્રાસ ઈલાકાની આ રાજ્યધાની કલકત્તાથી ૧,૦૩૨ માઇલ દૂર છે. બ્રિટિશનું હિંદમાં એ જૂનામાં જૂનું થાણું છે. મદ્રાસનું બારું કુદરતી નથી. દરિયાના આ બારાને સુરક્ષિત કરવા માટે દિવાલો બાંધી કૃત્રિમ બારું બનાવવામાં આવ્યું છે. આ બારામાં ૨૦૦ એકર જગ્યા છે. ચૌદ સ્ટીમરો એમાં એક સાથે રહી શકે છે. આ બંદર ઉપર સાત ડકાઓ ગોદાઉનો સાથે બાંધવામાં આવ્યા છે. માલ ઉતારવા ચડાવવાના આધુનિક સાધનો, રેલ્વેની સાઇડિંગો વગેરે રાખવામાં આવી છે. સ્ટીમરો મછવામાં માલ ઉતારતી હતી, પણ ડકા ઉપર આવીને ઉતારે તેવી પણ સગવડ છે. રાત્રિ દિવસ સ્ટીમરોમાંથી સીધું તેલ ટાંકીઓમાં મૂકી શકવાની સગવડ પણ છે. નાનાં બીજાં ડકાઓ રેલ્વે સાથેનાં છે. સૌથી ઉપર માલ ચડાવવા ઉતારવાને ક્રેનો ગોઠવી છે. સોળ એકરમાં ગોદાઉનો બાંધ્યા છે. મદ્રાસની બંને રેલ્વેઓ સાઉથ ઇન્ડિયા અને સધર્ન મરાઠા રેલ્વેઓને બારામાં સાઇડિંગ નાંખી છે. આખા મદ્રાસ ઇલાકામાં માલ મોકલી મંગાવી શકાય છે. મદ્રાસ પોર્ટ ટ્રસ્ટમાં ચૌદ સભ્યો છે. તેમાં યુરોપિયન બહુમતિ છે. મદ્રાસનો વેપાર નીચે મુજબ છે:

| વર્ષ | આયાત (પૈંડ) | નિકાશ (પૈંડ) | કુલ | પોર્ટસ્ની પેદાશ | ખર્ચ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૧,૫૪,૨૦,૭૭૦ | ૯૧,૫૨,૮૨૯ | ૨,૪૫,૭૩,૫૯૬ | ૧,૮૬,૯૫૦ | ૧,૪૮,૯૦૪ |
| ૧૯૨૭–૨૮ | ૧,૯૨,૮૨,૧૬૦ | ૧,૬૮,૯૧,૫૯૬ | ૩,૬૧,૭૩,૭૫૬ | ૩,૩૭,૮૫૩ | ૨,૪૮,૯૩૬ |
| ૧૯૩૨–૩૩ | ૧,૨૭,૨૧,૪૫૪ | ૮૩,૭૦,૧૨૬ | ૨,૧૦,૯૧,૫૮૦ | ૨,૨૩,૯૮૦ | ૨,૪૦,૯૩૮ |
| ૧૯૩૩–૩૪ | ૧,૧૮,૨૨,૧૭૦ | ૮૭,૪૬,૪૯૯ | ૨,૦૫,૬૮,૬૬૯ | ૨,૨૯,૮૮૧ | ૨,૨૫,૦૪૫ |
| ૧૩૯૪–૩૫ | ૧,૩૪,૯૮,૫૬૬ | ૮૫,૭૬,૪૦૯ | ૨,૨૦,૭૪,૯૭૫ | ૨,૫૪,૫૪૭ | ૨,૨૭,૩૮૦ |

મદ્રાસમાં મુખ્ય આમદાનીની વસ્તુઓ ચોખા, અનાજ, કોલસો, તેલ, ખાતર, કાગળ, સ્ટેશનરી, લાકડું, ધાતુઓ, રંગો, દવાઓ, કાપડ વગેરે અનેક પરદેશી ચીજો છે. નિકાશ વેપારમાં સીંગદાણા, ચામડાં, લસણ, તમાકુ, કપાસ, ધાતુઓ, લોઢાનું ભંગાણ, કાપડ, ખાતર, કૉફી, વગેરે છે. વિલાયતથી પરબારો માલ લઇને સ્ટીમરો આવે છે. ઈ. સ. ૧૯૩૪–૩૫ માં આ બંદરની અંદર કુલ ૫૧૧ સ્ટીમરો છવ્વીસ લાખ ટનની આવી હતી.

**મછલીપટ્ટમ**

કૃષ્ણા નદીની ખીણનું આ મુખ્ય બંદર છે. બીઝવાડાથી એક પેટા રેલ્વે એ બંદર સાથે જોડાયેલી છે. રેલ્વેની સાઇડિંગ ડક્કા ઉપરે પહોંચાડી છે. બંદર સારૂં નથી. મોટી સ્ટીમરોને પાચ માઈલ દૂર ઉભું રહેવું પડે છે. ડક્કાઓ પણ બીજા ત્રણ માઇલ દૂર ખાડીના મથાળે બાંધવામાં આવ્યા છે. માર્ગ મુસ્કેલી અને તકલીફોથી ભરેલ છે. તોફાની ઋતુમાં સાગર સાથેનો સંબંધ બંધ પડે છે. પરદેશ સાથે વેપાર થોડો અને કવચિત્ છે. સીંગદાણા, એરંડીઆ અને ખોળ એ મુખ્ય નિકાસની વસ્તુઓ છે. શહેરની વસતિ ૫૭,૦૦૦ ની છે. ૧૯૩૪–૩૫ માં ૩૪ સ્ટીમરો કુલ બે લાખ ટનના વજનની આ બંદરે આવી હતી.

**કોકનાડા**

ગોદાવરીની ઉત્તરે આ બંદર આવેલું છે. વિઝાગાપટ્ટમની દક્ષિણે ૮૦ માઈલ અને મદ્રાસની ઉત્તરે ૨૭૦ માઈલ ઉપર આ બંદર છે. બંદર કંઈ એવું સરસ નથી, છતાં પણ મદ્રાસ ઇલાકામાં પાચંમે નંબરે આવે છે. મોટી સ્ટીમરોને કિનારાથી છ થી સાત માઇલ દૂર ઉભું રહેવું પડે છે. નાના મોટા મછવાની લંગારો ડક્કા ઉપર માલ ઉતારવા કામે લાગી જાય છે. આ ભાગમાં પાણી છીછરૂં હોવાથી વારંવાર 'ડ્રેજરોથી' ખાડી ખોદવી પડે છે, નાના મોટા ૪૨ ડક્કાઓનો શંભુ મેળો માલ ઉતારવા ચડાવવા માટે છે, કોકનાડાની વસતિ ૬૫,૯૫૨ ની છે, કસ્ટમ કલેક્ટરનો પોર્ટ ઓફિસર રહે છે. હિંદી અને યુરોપીઅન વેપારી મંડળો છે. આ બંદરથી યુરોપ ખાતે કપાસ, સીંગદાણા, એરંડીઆનાં બીયાં ચડે છે. ચોખા પણ થોડા પ્રમાણમાં ચડાવવામાં આવે છે. અમેરિકાથી કેરોસિન, જાવાથી ખાંડ, ્રીટનથી ધાતુઓ અને જર્મની તથા બેલ્જીઅમથી લોઢાની વસ્તુઓ, અને બીજી અનેક ચીજો આ બંદરે આવે છે. મદ્રાસથી કલકત્તા જતી મોટી રેલ્વેની મોટી શાખા કોકાનાડાથી જોડાયેલી છે. ૧૯૩૪–૩૫ માં ૨૭૮ સ્ટીમરો ૮,૬૩,૫૫૧ ટન વજનની સ્ટીમરો આવી હતી.

**વિઝાગાપટ્ટમ**

એ નવું બંદર છે. બંગાળ અને નાગપુર રેલ્વેને એ બંદર સોંપાયું છે. એનો વિકાસનો જશ પણ એમનો જ છે. વિઝાગાપટ્ટમની વસતિ ૫૭,૩૦૩ની છે. કલકત્તાથી ૫૪૫ માઇલ દક્ષિણે અને કોકોનાડાથી ૧૦૫ માઇલ ઉત્તરે છે. આ બંદરથી બે માઇલ દૂર આવેલા વોલ્ટર ખાતે બંગાળ નાગપુર રેલ્વે અને સધર્ન મરાઠા રેલ્વેનું જંકશન બન્યું છે. મધ્ય પ્રાંત સાથે એક નાની રેલ્વેથી આ બંદર જોડાયેલું છે. બંદરમાં સાત આઠ સ્ટીમરો જ રહી શકે એટલી સગવડ છે. વિજળીની ચાર ક્રેન માલ ઉતારવા ચડાવવા માટે છે. મુખ્ય નિકાશ મધ્ય પ્રાંતની મેંગેનિઝ ધાતુ છે. હરડે, સરસી અને ખાંડ વિલાયત ચડે છે. તેમ અહીંથી પુષ્કળ મજૂર (મદ્રાસી) પરદેશ જાય છે. રંગુન સાથે વેપારનો સંબંધ વધારે ગાઢો છે. ૨૧૯ સ્ટીમરો ૬,૫૫,૨૮૨ ટનની ૧૯૩૩–૩૪ માં અહીં આવી હતી. આ બંદરે સિંધિયા સ્ટીમ નેવિગેશનની નવી સ્ટીમરો બનાવવાનું નવું કારખાનું હાલ યુદ્ધને લીધે સરકારી શાસન નીચે છે.

**બિમલીપટ્ટમ**

આ બંદરથી વોલ્ટર ૨૨ માઇલ, વિઝાગાપટ્ટમ ૧૬ માઈલ દૂર છે. પરદેશી વેપાર હમણાં થોડો સુધર્યો છે. આમદાની માલ થોડો છે. પણ હરડે, તલ, સીંગદાણા અને નીગરનાં બીજ મોટા પ્રમાણમાં ચડે છે. હિંદી બંદરી વેપાર થોડો છે. બંદર નાનું છે. ૧૯૩૪–૩૫ માં માત્ર ૨૬ સ્ટીમરો ૬૬,૧૪૩ ટન વજનની આવી હતી. બંદરનો વિકાશ થતો નથી.

**ગોપાલપુર**

ગંજામ પ્રાંતનું આ બંદર છે. બંગાળ નાગપુર રેલ્વેના બહેરાપુર સ્ટેશનથી માત્ર ૧૦ માઈલ દૂર છે. મદ્રાસ, રંગુન અને લંકાનાં બંદરોથી ટ્રાન્સીપ થઇ આ બંદરે માલ આવે છે. મલાયા અને સીંગાપુરથી આયાત અને નિકાશ થાય છે. રંગુનથી દર અઠવાડીએ તામીલ, મદ્રાસી મજૂરો લઇ જવા નિયમિત સ્ટીમરો આવે જાય છે. ગોપાલપુરની ઉત્તરે ૨૫૦ માઇલ ઓરિસ્સાનો કિનારો આવેલો છે. ઓરિસ્સામાં બાલાશોર, ચાંદબાલી, કટક, ફોલ્સપોર્ટ અને પુરી પાંચ બંદરો છે.

**બાલાશોર**

બરા બંગાલ નદી ઉપર બાલાશોરનું બંદર આવેલું છે. યુરોપીઅનોએ અહીં સત્તરમી સદીમાં કોઠીઓ નાખી હતી. કલકત્તાના વિકાસ પછી આ બંદર અંધકારમાં અટવાઈ ગયું છે. નદી કાદવથી પુરાઇ ગઇ છે. આથી બંદર તદ્દન નકામું છે. પરદેશી સ્ટીમરો તો આવતી જ નથી. બંદરની નીશાની તરીકે નાના નાના મછવા ફરતા ફરતા દેખાય છે.

**ચાંદબાલી**

ઓરિસાનું આ બંદર વૈતરણી નદીને ડાબે કાંઠે આવેલું છે. કલકત્તા સાથે એને દેશી વહાણોમાં સારો વેપાર છે. પરદેશી વેપાર બીલકુલ નથી. મુખ્ય નિકાશ ચોખાની અને આયાત સુતર, કાપડ, કેરોસિન તેલ, મીઠું, અને ખાલી ગુણીઓની છે. કલકત્તા સાથે નિયમિત પ્રવાસીઓ માટે બે સ્ટીમર કંપનીઓની સ્ટીમરો દોડાદોડ કરે છે. ૧૯૩૪-૩૫ માં ચાંદબાલીનો કુલ વેપાર ૮૧,૪૩૦ પૌન્ડનો હતો. ૮૭ સ્ટીમરો કુલ ૧૩,૫૪૫ ટનની આ બંદરે આવી હતી.

**કટક અને ફોલ્સપોઇન્ટ**

ફોલ્સપોઇટનું બંદર ૧૯૨૪ માં બંધ કરવામાં આવ્યું છે. કટક, ઓરિસ્સાની રાજધાનીની વસતિ ૬૫,૦૦૦ ની છે. બંગાળ નાગપુર રેલ્વેનું એક જંકશન છે. નહેર વાટે ચાંદબાલી સાથે જોડાયેલું છે. કટક મહત્વનું બંદર નથી.

**પુરી**

હિંદુઓનું તીર્થરાજ છે, બંદર તરીકે નજીવું છે. ૧૯૩૪-૩૫ માં ફક્ત બે સ્ટીમરો જ ત્યાં આવી હતી. જગન્નાથપુરી બેંગાલ-નાગપુર રેલ્વે ઉપર આવેલું છે. મુખ્ય વેપાર લાખો યાત્રીઓ દર વર્ષે આ બંદરે પહોંચાડવાનો છે.

**કલકત્તા**

મુંબઈની સાથે હરીફાઇ કરતું આ હિંદનું મોટું બંદર બંગાળની રાજ્યધાનીનું શહેર છે; પરંતુ મુંબઈ વેપારમાં એનાથી આગળ નીકળી જાય છે. કલકત્તા ૧૯૧૧ સુધી હિંદની રાજ્યધાની હતું. એનું સ્થાન તે પછી દિલ્હીએ લીધું છે. કલકત્તાની વસતિ ૧૯૪૧ માં ૨૦ લાખ, અને હમણાં ૨૫ લાખની છે. આ બંદરથી જૂટ, ચા, કોલસાનો મોટો ભાગ તથા લોઢું, અને પોલાદની નિકાશ થાય છે. ઈસ્ટ ઇન્ડિયા રેલ્વે, બંગાલ-નાગપુર, અને ઈસ્ટર્ન બંગાલ રેલ્વે આ બંદરે અનેક જાતનો માલ ઠાલવે છે. ૧૯૩૩-૩૪ માં રેલ અને નદીથી કલકત્તામાં ૭૧,૩૬,૮૦૦ ટન માલ અંદર આવ્યો હતો અને ૧૨,૧૨,૫૦૦ ટન માલ બહાર ગયો હતો. કલકત્તાનો ૧૯૨૯ થી ૧૯૩૫ સુધીનો વેપાર નીચે મુજબ છે:

**૧૯૩૪—૩૫**

**આયાત**

| આમદાનીની મુખ્ય વસ્તુઓ | | પ્રમાણ (જથ્થો) | કિં. (પૌંડ) |
|---|---|---|---|
| કપાસી, સુતરાઉ | | | |
| કાપડ | (વાર) | ૪૯,૭૫,૩૪,૦૫૬ | ૬૦,૩૦,૬૬૨ |
| ધાતુઓ | (ટન) | ૧,૭૫,૭૦૨ | ૩૧,૪૯,૪૪૭ |
| તેલ | (ગેલન) | ૧૦,૯૬,૨૭,૩૬૨ | ૩૩,૯૬,૨૮૬ |
| યંત્રો અને મીલને | | | |
| લગતાં યંત્રો | | …… | ૩૩,૦૬,૫૬૨ |
| વસ્તુઓ, નાનાં યંત્રો | | …… | ૧૨,૮૫,૫૫૩ |
| રસાયન અને રાસાય- | | | |
| નિક પદાર્થો | (ક્વાર્ટર્સ) | ૧૩,૮૮,૧૮૬ | ૮,૯૮,૭૧૧ |
| લોઢાની વસ્તુઓ | | …… | ૭,૫૮,૧૧૧ |
| પેક કરેલી ખોરાકીની | | | |
| વસ્તુઓ | (ક્વાર્ટર્સ) | ૮,૬૮,૦૦૦ | ૬,૨૫,૮૬૨ |
| કાગળ અને પૂંઠાં | ,, | ૮,૬૮,૦૦૦ | ૬,૨૫,૮૬૨ |
| મોટર ગાડીઓ | સંખ્યા | ૪,૪૩૩ | ૫,૭૨,૮૪૦ |
| ઊનની વસ્તુઓ | | … | ૫,૫૫,૮૪૪ |
| દારૂ | ગેલન | ૧૨,૩૪,૦૬૪ | ૫,૦૪,૫૦૪ |
| ચોખા | ટન | ૫,૭૨,૨૮૦ | ૨૭,૦૫,૮૪૩ |

**નિકાશ**

| | | | |
|---|---|---|---|
| જ્યૂટની બનાવટો | ટન | ૭,૯૮,૮૬૩ | ૧,૮૦,૮૯,૭૨૦ |
| કાચું જ્યૂટ | ,, | ૭,૧૫,૭૭૮ | ૭૭,૦૬,૮૨૧ |
| ચા | ,, | ૯૮,૯૨૨ | ૯૦,૪૩,૩૮૬ |
| કપાસ | ,, | ૬,૧૨૨ | ૨,૨૫,૭૦૫ |
| ચોખા | ,, | ૧,૦૬,૮૬૧ | ૭,૮૯,૭૨૦ |
| દાળ | ,, | ૪૧,૯૫૬ | ૨,૯૩,૧૫૮ |
| ચામડાની વસ્તુઓ | ,, | ૨૫,૨૮૨ | ૧૫,૭૭,૧૫૦ |
| લાખ | ,, | ૧૯,૦૦૫ | ૨૪ ૫૦,૧૨૮ |
| ખાતર | ,, | ૩૦,૯૧૮ | ૧,૩૯,૦૮૦ |
| કોલસા | ,, | ૨૦,૮૦,૧૦૭ | ૧૩,૫૫,૯૭૧ |
| બીયાં | ,, | ૧,૧૧,૬૧૮ | ૯,૯૭,૬૮૮ |
| લોઢું | ,, | ૪,૧૭,૦૪૬ | ૬,૯૪,૯૮૧ |
| મેંગેનિઝ | ,, | ૨,૦૮,૪૬૩ | ૨,૬૭,૬૩૫ |
| અબરખ | ,, | ૪,૬૮૬ | ૪,૫૮,૦૩૭ |

| વર્ષ | આયાત | નિકાશ | કુલ (પૌન્ડમાં) |
|---|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૬,૩૧,૦૪,૩૩૮ | ૯,૫૯,૫૪,૫૬૦ | ૧૫,૯૦,૫૮,૮૯૮ |
| ૧૯૩૦-૩૧ | ૩,૮૬,૯૫,૭૩૩ | ૬,૧૪,૦૦,૨૫૭ | ૧૦,૦૦,૯૫,૯૯૦ |
| ૧૯૩૧-૩૨ | ૨,૫૯,૯૮,૫૧૪ | ૪,૪૧,૯૭,૩૨૪ | ૭,૦૧,૯૫,૭૩૯ |
| ૧૯૩૨-૩૩ | ૨,૬૩,૩૨,૮૯૭ | ૩,૯૪,૭૨,૦૭૫ | ૬,૫૮,૦૪,૯૭૨ |
| ૧૯૩૩-૩૪ | ૨,૪૪,૩૯,૪૭૦ | ૪,૪૧,૭૦,૬૨૫ | ૬,૮૬,૧૦,૦૯૫ |
| ૧૯૩૪-૩૫ | ૨,૬૮,૩૩,૮૨૬ | ૪,૩૧,૪૬,૪૪૩ | ૬,૯૯,૮૦,૨૬૯ |

છેલ્લાં ૬૦ વર્ષમાં સ્ટીમરોની આમદાની ૧૦ ગણી વધી ગઇ છે. ૧૯૩૪-૩૫ મ ૧,૧૧૮ સ્ટીમરો ૭૯ લાખ ટન વજનની આ બંદરે આવી હતી. તેમાં ફક્ત કોલસો ૨૭ લાખ ટન ચઢયો હતો.

આ બંદરનો વહિવટ પોર્ટ્સ કરે છે. હિંદી સભ્યોની લઘુમતિ છે. પોર્ટ્સની ૧૯૩૩–૩૪ માં ૨૧,૬૨,૨૨૨ પૌન્ડ ૧૯૩૪–૩૫ માં ૨૨,૯૬,૪૮૪ પૌંડની પેદાશ હતી. પોર્ટ્સના હાથમાં ૧૬ માઇલનો કિનારો છે. અને કીંગ જ્યોર્જ ડૉક, ખીદરપુર ડૉક, એ બે મોટી ગોદીઓ અને અનેક બીજા નાના મોટા ડક્કાઓ છે. પહેલા નંબરની બધી સગવડો કલકત્તા બંદરમાં છે કલકત્તાના બંદરનો રસ્તો સારો નથી. સાગરથી સાંકડો માર્ગ હુગલી નદીમાં કલકત્તા કિનારે આવે છે. એ માર્ગ ડ્રેજરોથી ચાલુ સાફ રખાવવો પડે છે. કલકત્તાનું બારૂં સરસ છે .એમાં માલ ઉતારવા ચઢાવવાની સગવડો પહેલા નંબરની છે. માલ ઉતારી સીધો રેલ્વેમાં ચઢાવી શકાય છે. તેવી જ રીતે રેલ્વેના ડબાઓમાંથી પરબારો સ્ટીમરોમાં માલ ચડાવી શકાય છે. માલ રાખવાનાં સેંકડો વિશાળ ગોદાઉનો છે. ગોદીઓ, ડક્કાઓ, તેલના ડક્કાઓ વગેરે છેલ્લામાં છેલ્લી ઢબનાં અનેક સાધનો પોર્ટ ટ્રસ્ટે રાખ્યા છે. માત્ર ૧૨૦ માઇલનો હુગલી નદીનો રસ્તો ઘણો અગવડભર્યો છે.

પૂર્વ બંગાળનું આ બંદર કર્ણફુલી નદીના મુખથી દશ માઇલ દૂર આવ્યું છે. સોળમી સદીથી આ બંદરનો ઉપયોગ પોર્ટુગીઝો કરતા આવ્યા છે. આસામ અને પૂર્વોત્તર બંગાળના માલનું એ નિકાસ દ્વાર. આસામ–બેંગાલ રેલ્વે બંધાતાં

**ચટ્ટગામ**

ખીલ્યું છે. ચટગામની વસતિ ૫૩,૧૫૬ ની છે. નિકાસ વેપારમાં ચા, તેલ, ખોરાકની વસ્તુઓ તેજાના, તમાકુ વગેરે છે. મોટી રકમ જ્યૂટ રેલ્વેથી આવી પરદેશો ખાતે ચડે છે. પણ મુખ્ય નિકાસ તો ચાની છે પરદેશોથી આયાત માલમાં ચાની પેટીઓ, કાપડ લોઢા અને પોલાદની વસ્તુઓ યંત્રો, દારૂ, ઔષધો, રસાયનો વગેરે છે. ચટગામમાં ચાર ડક્કાઓ છે. એમાં માલ ઉતારવા ચડાવવાની સગવડો પૂર્વ બંગાલ અને આસામ રેલ્વેએ રાખી છે. માલ માટે છાપરાં પણ પુષ્કળ બાંધ્યાં છે. સ્ટીમરો ભરતીના સમયે બારાની અંદર આવી શકે છે. આ બંદરમાં પોર્ટટ્રસ્ટ છે. આ બંદરના વેપારની કિંમત ૧૯૩૪-૩૫માં ૪૬,૯૨,૧૭૬ પૌંડની પરદેશીની અને ૩૨,૨૬,૭૮૨ પૌંડની આંતર બંદરી લેપારની હતી. પોર્ટટ્રસ્ટની પેદાશ દા લાખથી આઠ લાખ રૂપિયાની દર વરસે થાય છે. બંદરમાં સારા વધારાઓ થાય છે. બંદર વિકાસ પામતું જાય છે.

**બાઇબલ :** ખ્રિસ્તીઓનું ધર્મ પુસ્તક છે. એમાં ઈશુ ખ્રિસ્તનું આછું જીવનચરિત્ર અને વચનો છે. બાઈબલના બે ભાગો છે. જૂના કરાર અને નવા કરાર. જૂના કરારમાં અનેક દંતકથાઓ યાહુદિ કથાઓ પ્રાર્થનાઓ વગેરે છે. નવા કરારમાં ભગવાન ઈશુના વચનો તથા સહન કરેલાં દુઃખો અને છેવટે ક્રોસ ઉપર ચડવાની હકીકત આવે છે. આ ધર્મપુસ્તકમાં ગિરિપ્રવચનો સર્વ ધર્મોને અનુકૂલ આવે તેવાં છે. બાઇબલ જૂની ગ્રીક ભાષામાં છે. છેલ્લા સંશોધનથી જણાયું છે કે બાઇબલમાં લાંબા સમય સુધી સુધારા વધારા થયા છે. એને હમણાંની આવૃત્તિનું રૂપ લેતાં ૧,૦૦૦ વરસો લાગ્યાં છે. રૉમન કૅથોલિકો બાઇબલના અનુવાદો સ્વીકારતા નથી. લેટીન બાઇબલમાંથી જ પ્રાર્થના કરે છે. પ્રૉટેસ્ટંટો માતૃભાષાના અનુવાદને સ્વીકારે છે. નવા કરારનાં પહેલાં ચાર પ્રકરણો ઉચ્ચ વિચારોથી ભરપૂર છે.

**બાકુ :** રશિયાના તેલના કૂવાઓ મુખ્યત્વે આ પ્રદેશમાંથી નીકળે છે. આ પ્રદેશ તેલથી ભરપૂર છે. ઇ. સ. ૧૯૩૪ માં ૧,૯૦,૧૯,૯૫૬ ટન તેલ મળ્યું હતું. બધા કૂવાઓ ઉપર વિજળિક પંપો છે. જર્મનોએ બાકુ લેવા ૧૯૪૨ માં જબરદસ્ત પ્રયાસ કરેલ પણ તેમાં એમને નિષ્ફળતા મળી હતી. રશિઆમાં બાકુ સિવાય બીજાં નાનાં તેલક્ષેત્રો છે.

**બાજરો :** આ અનાજ હિંદના ઘણા ભાગોમાં થાય છે. એનો પાક મોટો છે. જુવાર અને બાજરો સાધારણ વર્ગમાં વિશેષ વપરાય છે. બાજરાના ગુણો બળકર, હૃદયને પ્રિયકર, કાંતિકારક, અગ્નિદીપક, ઉષ્ણપિત્તને કોપાવનારો અને પચવામાં જરા ભારે છે. બાજરો અને જુવાર ૧૯૪૧–૪૨ માં ૫,૦૦૦ ટન પરદેશો ખાતે કુલ કિંમત પાંચ લાખ રૂપિયાનાં ચડયાં હતાં. આમાં અરબસ્તાન ખાતે ૧,૨૦૦ ટન, એડન ખાતે ૮૦૦ ટન અને લંકા ખાતે ૨,૨૦૦ ટન ચડી હતી. પાકનો ૯૦ ટકા ભાગ હિંદની પ્રજા ખાઇ જાય છે.

**બાટલીઓ :** કાચનો આ ઉદ્યોગ આપણાં દેશમાં બહુ નાના પાયા ઉપર છે. એ જોસ પકડતો નથી. મોટા ભાગે બાટલીઓ જાપાનથી આવે છે. એનો ઉપયોગ હિંદમાં ઘરેઘર છે. આપણે ત્યાં થોડાં કાચનાં કારખાનાંઓ છે; પરંતુ સારી બાટલીઓ તૈયાર થતી નથી. હમણાં યુદ્ધના સમયમાં બાટલીઓની પણ અછત થઈ પડી છે. ઇ. ૧૯૪૦–૪૧ માં ૬,૬૪,૦૦૦ ગ્રોસ બાટલીઓ કિંમત રૂ. ૨૫ લાખની આયાત થઈ હતી. ૧૯૪૧–૪૨ માં ૩,૫૩,૦૦૦ ગ્રોસ બાટલીઓ ૧૪ લાખની કિંમતની આયાત થઇ હતી. હિંદમાં આ ઉદ્યોગનો વિકાસ કાચા પદાર્થો પુષ્કળ મળતા હોવાથી થઇ શકે તેમ છે.

**બાદશાહો (મોગલ) :** હિંદમાં મોગલ બાદશાહોએ ત્રણસો વરસો સુધી ચક્રવર્તિ રાજ્ય કર્યું હતું. તૈમૂરની છઠ્ઠી પેઢીએ બાબર ઈ. સ. ૧૪૮૩ માં જન્મ્યો હતો. ઈ. સ. ૧૫૧૯ માં એણે હિંદમાં સવારી કરી ત્યાં પગપેશારો કર્યો. ઈ. સ. ૧૫૨૬ માં પાણીપતના યુદ્ધમાં હિંદના સુલતાન ઇબ્રાહિમ લોદીનો એણે પરાજય કર્યો. ઉત્તર હિંદમાં બાબરે રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૫૩૦ માં બાબર મરણ પામ્યો. ઈ. સ. ૧૫૩૪ માં હુમાયુન ગાદીએ બેઠો. એને શેરખાં પઠાણે હરાવી ઇરાન નાશી જવાની ફરજ પાડી. ઇરાનમાં સુલ્તાનથી એશીઆ થયો, એટલે ઇરાનના શાહે એને મદદ આપી. હુમાયુએ ફરી હિંદમાં રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૧૫૪૨ના નવેમ્બરની તા. ૨૩ના અકબરશાહ મહાન મોગલનો જન્મ નાશભાગ કરતા હુમાયુને ત્યાં ઉમરકોટમાં થયો હતો. ઇ. સ. ૧૫૫૬ માં નાની વયમાં એનો રાજ્યાભિષેક થયો. અકબર લગભગ નિરક્ષર હતો; પરંતુ વિદ્વાનોના સંગથી એણે બહુ જ્ઞાનસંપાદન કર્યું હતું. અકબરે ગુજરાત, બંગાલ, સિંધ, કાશ્મિર અફઘાનિસ્તાન, બલુચિસ્તાન ખાનદેશ, અને દક્ષિણમાં થોડા દેશ જીતી લીધા, હિંદુઓ પ્રત્યે સમદષ્ટિ દેખાડી. રાજપુત કન્યાઓ સાથે વિવાહ કર્યા. મોગલ બાદશાહીનો એણે પાયો નાખ્યો. એણે વિદ્વાનોને આશ્રય આપ્યો. એણે દીનેઇલાહી નામે નવો ધર્મ સ્થાપ્યો હતો.

ઇ. સ. ૧૬૦૫ થી ઇ. સ. ૧૬૨૭ સુધી અકબરના પુત્ર જહાંગીરનો અમલ હતો. એ સ્વભાવે મોજીલો અને દારૂડીઓ હતો. એની બેગમ નૂરજહાંના હાથમાં રાજ્યનો કારભાર હતો. ઈ. સ. ૧૬૨૮ થી ૧૬૫૮ સુધી શોખીન શાહજહાન બાદશાહનું રાજ્ય રહ્યું. એણે તાજમહેલ, આગ્રાનો કિલ્લો અને દિલ્હીનો કિલ્લો અને મયુરાસન બાંધ્યાં. એણે બુંદેલખંડ, અહમદનગર

જીત્યાં, પણ કંદહારમાં ઇરાનીઓના હાથે એના સતત પરાજયો થયા. ઔરંગઝેબ પિતાને કેદ કરી ભાઇઓને મારીને ઇ. સ. ૧૬૫૮ માં તખ્તનશીન થયો. ૪૯ વરસ એણે રાજ્ય કર્યું. એ કટ્ટર સુન્ની અને અતિ બુદ્ધિમાન બાદશાહ હતો. ધર્માંધ પણ ઘણો હતો. એણે શીખો, રાજપુતો અને મરાઠાઓ સાથે વિગ્રહ કર્યો. મરાઠાઓએ એને ભારે હંફાવ્યો. એના સમયમાં મોગલાઇના મજબૂત પાયા નબળા થયા. એના વંશજો ધીમે ધીમે પૂતળા જેવા થઇ રહ્યા. છેવટે અંગ્રેજોએ હિંદનું સામ્રાજ્ય મેળવ્યું.

**બામ્બુ :** એને દેશી ભાષામાં વાંસ કહે છે. આ એક જાતના જાડા પોલા ઊંચા ઘાસ જેવા વૃક્ષની જાત છે. વાંસ જીવનનો અતિ ઉપયોગી પદાર્થ છે. એની ચટાઇ, ટોકરી, નાળીઓ, પંખા, ખુરશી અને અનેક વસ્તુઓ બને છે. કાગળ બનાવવાનો માવો પણ વાંસમાંથી નીકળે છે. વંશલોચન નામની ઔષધી પણ વાંસમાંથી નીકળે છે. ઇમારતી કામમાં અને બોટ ચલાવવાના વાંસળાએ બામ્બુના બને છે. લાકડી, લાઠી, દાંડાએ સૌ વાંસનાં બને છે. ચીનમાં એનો બહોળો ઉપયોગ કરે છે. વાંસના કુંપળનું અથાણું અને મોરબ્બો બને છે.

## બાર મહિનાનાં નામો :

### પારસી

| | | |
|---|---|---|
| ૧ ફરવરદીન | ૫ અમરદાદ | ૯ આદર |
| ૨ અરદીબેહસ્ત | ૬ શેહેરેવર | ૧૦ દે |
| ૩ ખોરદાદ | ૭ મેહેર | ૧૧ બહમન |
| ૪ તીર | ૮ આવાં | ૧૨ સફંદારમદ |

### મુસલમાની મહિનાનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ મોહરમ | ૫ જમાદીઉલઅવલ | ૯ રમજાન |
| ૨ સફર | ૬ જમાદીઉલઆખર | ૧૦ સવાલ |
| ૩ રબીઉલઅવલ | ૭ રજબ | ૧૧ જીલકાદ |
| ૪ રબીઉલઆખર | ૮ સાબાન | ૧૨ જીલહજ |

### બંગાળી મહિનાઓનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ વૈશાખ | ૫ ભાદ્ર | ૯ પોષ |
| ૨ જ્યેષ્ઠ | ૬ આશ્વિન | ૧૦ માહ |
| ૩ આષાઢ | ૭ કાર્તિક | ૧૧ ફાલ્ગુન |
| ૪ શ્રાવણ | ૮ અગ્રાહયન | ૧૨ ચૈત્ર |

### તેલગુ તથા કેનેડી મહિનાઓનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ ફાલ્ગુન | ૫ અષાઢ | ૯ કાર્તિક |
| ૨ ચૈત્રમ | ૬ શ્રાવણ | ૧૦ માર્ગશીર |
| ૩ વૈશાખ | ૭ ભાદ્રપદ | ૧૧ પુષ્યમ |
| ૪ જ્યેષ્ઠ | ૮ આશ્વિયુજ | ૧૨ માઘમ |

### તામિલ-મલાયલમ મહિનાઓનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ અવની-ચિંગમ્ | ૫ માર્ગલી-ધનુ | ૯ ચિત્રે-મેષમ્ |
| ૨ પુરતસી-કન્ની | ૬ પૈ-મકરમ્ | ૧૦ વૈકસી-વૃષભમ્ |
| ૩ અપ્પીસી-તુલમ્ | ૭ મસી-કુંભમ્ | ૧૧ અની-મિથુનમ્ |
| ૪ કાર્તિકય-વૃશ્ચિકમ્ | ૮ પંગુની-મીનમ્ | ૧૨ આદિ-કાર્તિકમ્ |

**બાર્લી :** વિલાયતી જવને બાર્લી કહે છે. એ હલકી જમીનમાં પેદા થાય છે. એનું પાણી પથ્ય તરીકે ઉત્તમ છે. હિંદમાં પણ એની પેદાસ થાય છે. ૧૯૪૧-૪૨ માં ૯૭૦ ટન બાર્લી કિંમત રૂ. ૧ લાખની પરદેશો ખાતે ચડી હતી. હિંદમાં ખોરાક તરીકે એ ઘણા જીલ્લાઓમાં વપરાય છે.

**બાલી :** આ ટાપુ જાવાની નજદિક છે. આગળ એ હિંદુ સંસ્કૃતિનું ધામ હતું. રામાયણ, મહાભારત, ગીતાનાં પુસ્તકો બાલી ભાષામાં મળે છે. હમણાં પ્રજા મુસ્લિમ થઇ ગઇ છે; પરંતુ હજી હિંદુ સંસ્કૃતિ ત્યાં જીવંત છે. બાલી અને લંબાક બેટનું ક્ષેત્રફળ ૪,૦૭૦ ચો. માઇલનું અને વસતિ ૧૮ લાખની છે. હિંદુ નાટકો અને નૃત્યો અસલ સ્વરૂપમાં ત્યાં જોવા મળે છે.

**બાળઉત્પત્તિ :** યુવાન, તંદુરસ્ત અને ઉદ્યોગી સ્ત્રીને સુવાવડ એ તદ્દન સહજ ક્રિયા છે. કાંઇપણ વિશેષ તકલીફ વગર થાય છે. બાળકનું માથું પ્રથમ બહાર આવે છે. શૂળની આંટીઓ આવે છે, તેમ બાળક બહાર નીકળતું જાય છે. સ્વાભાવિક આ ક્રિયામાં કાંઈ સહેજ તકલીફ આવે તો નર્સ અથવા સુયાણી હાથ ઉપર ટોપરાનું તેલ લગાડીને તે તકલીફ ઠીક કરે છે. નર્સ અનુભવી હોય તો બાળકનો જન્મ સરલ થાય છે. બાળક જન્મ થતાં જ રોવા માંડે છે. બાળકનો જન્મ થયા પછી એના શરીર ઉપર તેલ ચોળી એને નવરાવી એના શરીર ઉપરની અશુદ્ધિઓ દૂર કરાય છે. નાહવા પછી બાળકના શરીરે ગરમ ધાબળી વીંટાળીને નાના અલગ બીછાના ઉપર સુવાડી દે છે. એ સમયે બાળકને મધ અને ઘી ચટાડે છે, આથી દસ્ત સાફ આવી જાય છે. બાળક જન્મ્યા પછી માતાને આરામ આપી લાંબી નિદ્રા લેવા દે છે.

**બાળકનો ઉછેર:** બાળક નિદ્રા લઇને ઊઠે કે એને પેશાબ કરાવવો. જો પેશાબ ન છૂટે તો ગરમ પાણીમાં કપડું ભીંજાવી નીચોવી પેટ ઉપર મૂકવાથી પેશાબ છૂટશે. પાયખાનું ન આવે તો એરંડીઉં તેલ દૂધ સાથે ચટાડે એટલે ઉતરશે. બાળકના મોઢા ઉપર ઓઢાડી એની શ્વાસોશ્વાસની ક્રિયાને અગવડ ઉભી કરવી નહિ. એનાં ઝભલાં પણ ઢીલાં, સુંવાળા અને હુંફ આપનાર પહેરાવવાં. છાતી, પેટ અને પગનાં તળિઆને હુંફ મળવી જોઇએ. માતાને ખૂબ આરામ અને હલકો ખોરાક આપવો. માતાને શેક આપવો પણ સારો છે. તાજી સ્વચ્છ હવા મળે તેવી જગ્યાએ બિછાનું રાખવું. બાળકને ત્રીજે દિવસે માતાએ ધવરાવવાનું શરૂ કરવું. બાળકને પહેલે દિવસે ગોળનું પાણી આપે છે. માતાનાં સ્તનો બરાબર ધોઇને સાફ રાખવાં જોઇએ. બાળકને નિયમ મુજબ ધવરાવવું. પહેલા ૪૦ દિવસો બબ્બે કલાકોને અંતરે ધવરાવવું. દરરોજ સરસીઆ તેલની નરમ માલીસ કરી એને નવરાવવું. બાળકને પેટભરી સૂવા દેવું. મચ્છર, માખીઓ હેરાન ન કરે તે ધ્યાન રાખવું. બાળકની ગોદડીમાં માકણ ન હોય, તે પણ ધ્યાન રાખવું. બાળક આખા દિવસમાં ૨૦-૨૨ કલાક ઊંઘે એવી સગવડ રાખવી. બાળક મોટું થાય તોપણ ૧૫-૧૬ કલાક સૂવા દેવું જોઈએ. બાળકને માતાના દૂધ જેવો ઉત્તમ ખોરાક બીજો કોઇ નથી; પરંતુ માતાને દૂધ ઓછું હોય તો ગાયના દૂધમાં અર્ધું પાણી મિલાવી થોડું થોડું બબ્બે કલાકે પીવરાવવું. માતાએ થોડા માસ સુધી અતિ મહેનતનું કામ કરવું નહિ. સાદું ભોજન, દૂધ, શાક અને ફળો લેવાં. ચોખા, ઘઉં એવું ભોજન પણ પથ્ય છે. બિમાર માતાનું દૂધ બાળકોને પીવરાવવું નહિ. આઠ માસનું બાળક થાય, એટલે એને રોટલીનો ગર્ભ પાણીમાં પલાળીને આપી શકાય છે. ચોખાનું પાણી સાકર ભેળવીને સહેજ દૂધ સાથે મેળવીને પણ આપી શકાય છે. માતાને ફરી ગર્ભ રહે તો બાળકને ધવરાવવું બંધ કરવું. બાળકોને એક તેજસ્વી યુવાન બનાવવા માતાપિતાએ નીચેના કાયદા અમલમાં મૂકવા.

૧ બાળકોને મારો નહિ, હઠ પકડે તો શાંત કરવા પ્રયત્ન કરો, ઉપદેશ કરતાં યુક્તિ વધુ સફળ નિવડે છે, શરમાવવાથી તે જરૂર શરમાશે.

૨ ગાળ દેવી નહિ, આપણા કુટુંબની તોછડી રીતભાતોથી બાળકને બચાવવા માટે તમે આદરભરી રીતોનો અમલ કરો.

૩ તોફાન એ બાળકોની સરસ દવા છે; પરંતુ એમાંય શીરત-પાલન શીખવવું જોઇએ.

૪ જ્યાં સુધી બાળક પોતાની મેળે શારીરિક સંભાળ ન લઈ શકે, ત્યાં સુધી એને ચીવટાઇથી નિયમિત નવરાવવું જોઇએ.

૫ ચાની ટેવ ન પાડતાં દૂધ અને છાશની ટેવ પાડવી.

૬ બળજબરીએ, રુચિ ન હોવા છતાં ખાવા ન આપવું.

૭ બાળકોને મારવું નહિ, પ્રેમથી વશ કરવાં.

૮ બજારની ચીજોનું મન ન થાય માટે બને એટલી દરેક વસ્તુઓ ઘેર બનાવવી.

૯ કપડાં, પુસ્તકો અને પોતાની જરૂરિયાતો બાળકો ઠેકાણસર મૂકે એવી ટેવ પાડવી.

૧૦ જૂઠું બોલવું, ચોરી કરવી, ઈર્ષ્યા કરવી વગેરે અવગુણો-માંથી એમને સંભાળપૂર્વક બચાવી લેવાં.

દશ બાર વર્ષનાં બાળકો થાય ત્યાં સુધી ખાસ સંભાળ રાખીને નિયમોનું પાલન કરવું જોઇએ, બાળકો તમારાથી કંઇ પણ ન છૂપાવે એટલો તેમનો વિશ્વાસ કેળવવો જોઇએ, કદાચ કોઇક નઠારી સોબતની અસર કયારેક ભૂલ કરી બેસે, તો પણ છુપાવી ન શકે, એટલા ચોકખા દિલનાં બનાવવાં જોઇએ.

માબાપોએ પોતાના પરણિત જીવનની, અને સાંસારિક બાબતો ખાસ કરીને બાળકો સાંભળે તેમ ન જ કરવી, આપણે માનીએ છીએ કે બાળકો આમાં શું સમજે? એમાં ખોટું પણ શું? પરંતુ આ સમજ ખોટી છે, બાળકોમાં કુતૂહલવૃત્તિ ખૂબ હોય છે, અમુક વાત ન સમજતાં તે એને સમજવા પ્રયત્ન કરવાનાં જ. અને ૧૨–૧૩ વર્ષની ઉંમરે એ અણસમજના કોટા ફુટશે; ભૂલેચૂકે કોક નઠારી સોબત મારફતે એ પરણિતજીવન સાંસારિક બાબતોનો ભેદ મેળવે તો એના જીવનમાં નીતિનાશનાં બી રોપાઈ જાય છે. આપણી આવી સામાન્ય લાગતી વર્તણુક પણ બાળ માનસ ઉપર ફટકો આપે છે.

નાનાં બાળકોને સિનેમા બતાવતાં માબાપો હરખે છે કે અમારાં બાળકો સિનેમાનાં ગાયનો કેટલી સરસ રીતે ગાય છે. અર્થ સમજ્યા વગરનાં ગીતો પણ બાળમાનસને ગમી જાય છે. આપણી બાળપ્રજાને નિર્બળતા અને ટાયલાવેડામાંથી બચાવવા જેવાંતેવાં ચલચિત્રો બતાવતાં નહિ. અતિશય શોખ આંખને નુકશાનકારક છે.

ખરી રીતે તો માતાએ જ બાળક ગર્ભમાં રહ્યા પછી પોતાના જીવનને સાત્વિક રસ્તે વાળવું જોઇએ. ઉપર બાળક માટે આપેલી સુચના પોતાના માટે યોગ્ય રીતે ઉતારવી જોઇએ.

અને બાળકના જન્મ પછી પણ માતાએ એની રજે રજ ખબર રાખવી જોઇએ. યોગ્ય ઉંમરે એક એક નિયમમાં એને બાંધવો જોઇએ.

આપણા હિંદુસ્તાનમાં બાળમરણ વધારે પ્રમાણમાં છે. બાળકોને દાંત આવતાં જ એમના ઉપર રોગોનો હુમલો શરૂ થાય છે. બાળકને સાતમે માસે દુધિયા દાંત આવવા માંડે છે. જડબાં ફુલવા માંડે છે, મરડો, દસ્ત અને તાવનું જોર વધવા માંડે છે. કયારેક જીભ સુધી આવે તો ટંકણખાર મધમાં હલાવીને આપવું જોઈએ.

બાળકો શા માટે રૂએ છે, તે આપણાથી ઘણી વખત સમજાતું નથી. બને ત્યાં સુધી ખરૂં કારણ જાણવા પ્રયત્નો કરવા. પેટ દુ:ખતું હોય તો, (૧) સાધારણ શેક કરવો, (૨) મીઠું ખૂબ જીણું કરી, ગરમ કરી પેટ ઉપર, નાભીની આજુબાજુ ચોપડવું, (૩) એલચીના બે દાણા અને વરિયાળીના બે દાણા જીણા વાટીને માતાના દૂધમાં આપવા.

બાળકોને બનતાં સુધી કોઈ પણ દવા દૂધ (માતાનું જ) અને મધમાં જ આપવામાં આવે છે.

**ખાંસી**—બાળકો માટે આ રોગ ખૂબજ ખરાબ છે. ખાસ કરીને મોટી ખાંસીમાં બાળકોને સોસવું પડે છે. તેના ઉપાય નીચે મુજબ છે. (૧) વંશલોચનનો બારીક ભૂકો મધમાં ચટાડવો. (૨) ધાણા અને ખડી સાકર ચોખાના ધોવરામણમાં આપવું. (૩) સુરવાળી હરડે અને જેઠીમધ ગરમ કરીને પાણીમાં ઘસીને તેમાં લગાર સિંધવ અને મધમાં ચટાડવું.

જો બાળકોને સૂક્ષ્મ રેચ આપવો હોય તો નીચે મુજબ તૈયાર થાય છે. સુરવાળી હરડે ગરમ પાણીમાં ઘસીને પાવી. (૨) સોનામુખી (મીંઢીયાવળ)માં ગોળ નાંખીને શક્તિ પ્રમાણે આપવો.

આંચકીમાં માતાનો વાંક હોય છે. માતા જો ભોજનમાં વાયુકારક અને ઉષ્ણ પદાર્થો ખાય છે, તો તેનું દૂધ દૂષિત થાય છે. આ દૂધ બાળકના મગજતંતુ પર અસર કરે છે.

દાંત આવે છે ત્યારે બાળકોને આંકડી થઇ આવે છે, ત્યારે નીચે મુજબ ઉપાય કરવા. (૧) ધોળી ડુંગરી થોડીક ચીરી નાકમાં ધરી રાખી સુંઘાડવી. (૨) વછનાગ મરી, પીંપર, ટંકણખારને હિંગળોક સર્વે સરખા વજને લઇ બારીક વાટી એક વાલના આશરે ડુંગળીના રસમાં આપવું. (૩) લીંડી પીપર, પીપળાની વડવાઈ, કેસર, અફીણ વગેરેને આદુના રસમાં બારીક કરીને આપવું. (૪) સુરવારી હરડે ઠંડા પાણીમાં ઘસીને હૃદય ઉપર, જીભ નીચે અને લગારેક જીભને ચોપડવી.

**કરમ**—બાળકોને જ આ રોગ વધારે પ્રમાણમાં થાય છે. તેનાથી બાળક ઉંઘમાં પણ જબકી જાય છે. બાળક મોટું હોય તો કમળકાકડી ઘસીને એટલે ઝીણી:ભૂકી કરીને ખવરાવવી. મીઠાઇ ન ખવરાવવાથી કરમ નથી થતાં. મીઠાઇ દાંતને પણ નુકશાનકારક છે.

આ થઈ બાલચિકિત્સાની વાત. બાળક ૭ વર્ષનું થાય, એટલે એને ભણતર તરફ લઇ જવું. ભણતરમાં રસ આવતાં બાળકો ઘરમાં હેરાન નહિ કરે. બાળકોથી નવરા બેસાતું જ નથી, એમને કંઇક પ્રવૃત્તિઓ જોઇએ જ. છેવટે એ કંઇ ન મળતાં ભાંગફોડ અને કજીયા કરશે. બાલમંદિરોમાં છોકરાંઓ મોકલવાં. ત્યાં નાનાં બાળકોની સોબતથી એ માનસિક આનંદ મેળવશે અને શારીરિક ફાયદો પણ મેળવશે. આનંદી અને રમતિયાળ બાળક સર્વને વહાલું લાગે છે.

અતિશય લાડ પણ સારાં નહિ, એટલે એમ નહિ કે બાળકને આખો દિવસ તરછોડવું, પણ સમય પ્રમાણે એમની સાથે સારી વર્તણુક રાખવી. અતિશય લાડથી બાળક ચીડિયું અને

કજીયાળું બને છે. માબાપો પણ આવાં બાળકોથી કંટાળે છે અને પ્રેમનું ઠેકાણું ઘૃણા લે છે. ખાસ કરીને પિતાની નજરમાં નીચો ઉતરી જાય છે. માનસિક આનંદ ન મળવાથી બાળકને શારીરિક માંદગીઓ પણ ભોગવવી પડે છે.

આજકાલ ફેશનેબલ સ્ત્રીઓ પોતાનાં બાળકો માટે ધાવ રાખે છે, એ ઘણું જ અહીતકારક છે. હલકા કુળની ધાવ રાખવાથી બાળકમાં કુસંસ્કારો જાગે છે. બાળક માટે માતાના દૂધ જેવું કંઇ પણ હિતકારક નથી.

બાળકને બને ત્યાં સુધી ખુલી હવામાં રાખવાં જોઇએ. ઋતુઅનુસાર વસ્ત્રો પહેરાવવાં જોઈએ. શરીરને તલના તેલની માલીસ કરવાથી બાળકની ચામડી કોમળ બને છે. ઘણાં કુટુંબોમાં બાળકોને દૂધની મલાઇથી પણ નવડાવે છે, આથી રંગ ઉજળો બને.

ઉંઘ માટે ઘણાને ત્યાં અફીણ અને બાળાગોળી વપરાય છે. તે વાપરવી જોઈએ નહિ. એને સંપૂર્ણ રીતે ઉંઘવા દેવું જોઇએ. ત્યાં ઘોંઘાટ પણ કરવો નહિ. માકણ અને મચ્છરથી બાળકને રક્ષણ મળે તે માટે સુરક્ષિત જગામાં બાળકનું પારણું રાખવું.

ઉપરના સાદા નિયમો બાળકોના શારીરિક વિકાસ માટે ખૂબ જ ઉપયોગી છે. આપણાં બાળકો આજે માનસિક વિકાસ પણ પૂરો મેળવી શકતાં નથી. એનું કારણ રવીન્દ્રનાથ ઠાકુરના શબ્દોમાં કહીએ તો જો બાળકોને બાળકો તરીકે રહેવા દેવામાં આવે અને એમની જીજ્ઞાસાવૃત્તિને સંતોષવામાં આવે; તો બાળઉછેરનો પ્રશ્ન સાવ સહેલો બની જાય છે, મુશ્કેલી તો ત્યારે જ ઉભી થાય કે જ્યારે આપણે એને સરકસનાં પશુઓની પેઠે તાલીમ આપવાનો પ્રયત્ન કરીએ. આજે આપણાં બાળકોના માનસિક વિકાશ આડે આ વસ્તુ તાલીમ આપવાની ખોટી રીત આડી આવે છે.

**બાળકોને દૂધ આપવાનો કોઠો :** બાળકને કેટલું દૂધ અને તે કેટલી વાર આપવું, એનું પ્રમાણ આપણી માતાઓ જાણતી નથી. નીચે આપેલ કોઠામાંથી એ સમજણ મળશે.

| બાળકના ઉંમર | દિવસે દર કેટલા કલાકે | રાત્રે એકંદર કેટલી વાર? | ૨૪ કલાકમાં કેટલી ત્રાર ? | દર વખતે કેટલા ઔંસ ? |
|---|---|---|---|---|
| ૧ થી ૪ દિવસ | ૨ | ૨ | ૬ ષી ૧૦ | ૧ થી ૨ |
| ૫ થી ૭ ,, | ૨ | ૨ | ૧૦ | ૧ થી ૨ |
| ૨ જું અઠવાડિયું | ૨ા | ૨ | ૮ | ૨ થી ૨ા |
| ૩ જું ,, | ૨ા | ૨ | ૮ | ૨ થી ૩ા |
| ૪ થી ૮ મું ,, | ૨ા | ૧ | ૭ | ૨ા થી ૪ા |
| ૩ જો મહિનો | ૨ા | ૧ | ૭ | ૩ થી ૫ |
| ૪ થો ,, | ૩ | ૧ | ૬ | ૩ા થી ૬ા |
| ૫ મો ,, | ૩ | ૧ | ૬ | ૪ થી ૭ |
| ૬થી ૧૦મો મહિનો | ૩ | ૦ | ૫ | ૬ થી ૯ |

**બાળમરણપ્રમાણ :** હિંદમાં બાળમરણનું પ્રમાણ વધારે છે. આ વિષય સંબંધી સારી સ્વચ્છ ક્રિયાઓ આપણા દેશમાં થતી નથી. ગરીબાઇને લીધે સાધનોના અભાવે પણ બાળમરણપ્રમાણ આપણા દેશમાં વધારે રહે છે. એક હજાર જીવતાં જન્મેલાં બાળકો દીઠ એક વરસની ઉંમર પહેલાં મરી જનારાં બાળકોનું પ્રમાણ કેનેડામાં ૬૧, યુ. સ્ટેટ્સ ઓફ અમેરિકામાં ૪૮, જર્મનીમાં ૬૦, બ્રિટનમાં ૫૩, ઓસ્ટ્રેલીઆમાં ૩૮, જાપાનમાં ૧૧૪ અને હિંદમાં ૧૬૭ નું પ્રમાણ આવે છે.

**બાહમા ટાપુઓ :** બ્રિટિશ વેસ્ટ ઇન્ડિઝમાં આ ટાપુઓ આવ્યા છે. આમાં વીસ ટાપુઓમાં વસતિ છે. એનું ક્ષેત્રફળ ૪,૪૦૪ ચો. માઇલનું છે. કુલ વસતિ ૬૨,૬૭૯ માણસોની છે. એની પેદાશ ઈ. સ. ૧૯૩૩–૩૪ માં ૩,૩૮,૦૬૧ પૌન્ડની અને ખર્ચ ૩,૧,૦૩૮૩ પૌન્ડનું હતું. નિકાશ ૧,૮૦,૧૫૧ પૌન્ડની હતી. આયાત ૯,૨૯,૭૩૧ પૌન્ડની હતી. મુખ્ય આયાત દારૂની મોટી આયાત ૩,૫૧,૩૦૨ પોંડ જેટલી થઈ હતી. એ શોચનિય ગણાય. મુખ્ય નિકાસ તલ, વાદળી, લાકડું, ટમાટા, છીપો વગેરે હતી. આ બેટો એના ગવર્નરથી પ્રસિદ્ધિમાં આવ્યા છે. ઈંગ્લેન્ડના રાજા આઠમા એડવર્ડ મિસિસ વૉલ્સ સાથે વિવાહ કર્યા, એટલે એમને રાજ્યત્યાગ કરવો પડ્યો. આ ટાપુઓના એ ગવર્નર નિમાયા છે.

**બાહીઝમ :** ઇરાનના શીરાઝ શહેરમાં સૈયદ-અલીમામદનો જન્મ થયો હતો. એણે બાહાઇ ધર્મનો પ્રકાશ કર્યો. એને ઇરાનના રાજ્યધિકારીઓએ મરાવી નાંખ્યો. એને બાબને નામે ઓળખતા હતા. એના પુત્ર બાહઉલ્લાએ આ સંપ્રદાયનો વિકાસ કર્યો. એના સિદ્ધાન્તો—(૧)જગતના લોકોએ પરસ્પર હળીમળીને ધાર્મિક ધ્વજ નીચે એકઠાં થવું. (૨) યુદ્ધ એ મનુષ્ય જાતીનો મહા શત્રુ હોવાથી એનો તદ્દન અટકાવ કરવો. (૩) દરેકે કાંઇ ઉદ્યોગ અથવા ધંધો કરવો. (૪) ભીખ માંગવી નહિ. (૫) ધર્માધ્યક્ષો અને ધર્મગુરુઓ રાખવા નહિ. (૬) તપ અને શરીરને ફોકટનું કષ્ટ આપવું નહિ. વૈરાગ્ય લેવો નહિ. (૭) સર્વ બાળકોને ફરજિયાત શિક્ષણ આપવું. (૮) સ્ત્રી પુરુષની વચ્ચે સમાન દરજ્જો રાખવો. (૯) દારૂ, વેશ્યાગમન, જુગાર, જુઠું બોલવું ત્યજી દેવાં. (૧૦) પોતાની આવકનો ચોક્કસ ભાગ લોકહિતના કાર્યમાં વાપરવો.

**બાંધેલ પુસ્તકોની સાઇઝ :** બાંધેલ પુસ્તકોની સાઇઝ નીચે મુજબ ગણાય છે.

| સાઈઝ | ઈંચ |
|---|---|
| ડેમી ૧૬ પેજી | ૫ ૫/૮ × ૪ ૩/૮ |
| ડેમી ૧૮ પેજી | ૫ ૩/૪ × ૩ ૩/૪ |
| ફુલ્સ કેપ ઓકટેવો | ૬ ૩/૪ × ૪ ૧/૪ |
| ક્રાઉન ઓકટેવો | ૭ ૧/૨ × ૫ |
| લાર્જ ક્રાઉન ઓકટેવો | ૯ × ૪ ૧/૪ |
| ડેમી ઓકટેવો | ૮ ૩/૪ × ૫ ૫/૮ |
| રૉયલ ઓકટેવો | ૧૦ × ૬ ૧/૪ |
| ફુલ્સકેપ કવાર્ટો | ૮ ૧/૨ × ૬ ૩/૪ |
| ક્રાઉન કવાર્ટો | ૧૦ × ૭ ૧/૨ |
| રૉયલ કવાર્ટો | ૧૨ ૧/૨ × ૧૦ |
| ઇમ્પિરિયલ કવાર્ટો | ૧૫ × ૧૧ |
| ક્રાઉન ફોલીઓ | ૧૫ × ૧૦ |
| રૉયલ ફોલીઓ | ૨૦ × ૧૨ ૧/૨ |
| મ્યુઝિક | ૧૪ × ૧૦ ૧/૪ |

**બિકાનેર :** રાજપૂતાનાનું આ એક મુખ્ય રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૨૩,૩૧૭ ચો. માઈલનું છે. વસતિ ૧૨ લાખની અને રાજ્યધાની બિકાનેરની વસતી ૧,૨૭,૦૦૦ ની છે. લોકો મારવાડી બોલે છે. મહારાજા મારવાડના વંશજ રાઠોડ રાજા છે. રાજ્યમાં રેતીનાં રણો છે, પણ સતલજ નદીની નહેરોને વાળી ઘઉં ને કઠોળની પેદાશ ખૂબ વધારવામાં આવી છે. બાજરો, મઠ, જુવાર, કપાસ, શેરડી, ચણા વગેરેની પેદાશ છે. રાજ્ય પાસે બંદર નથી, પણ પોતાની રેલ્વે હોવાથી વેપારનાં સારાં સાધનો છે. મુખ્ય નિકાસનો પદાર્થ ઊન છે. બિકાનેરનું ઊન વખણાય છે. ઉદ્યોગોમાં ઊન સ્વચ્છ કરવાની મિલ, આટાની મિલ, બરફનું કારખાનું, જિન પ્રેસો, ખાંડની મિલ વગેરે છે, લીગનીટ જાતનો કોલસો ૪૧,૭૧૦ ટન નીકળ્યો હતો. ગૃહઉદ્યોગોના વિકાસ માટે રાજ્ય પ્રયાસ કરે છે. પેદાશ લગભગ ૧।। કરોડ રૂપિયાની છે.

**બિજાપુર :** ચાંદબીબીથી પ્રસિદ્ધ થયેલ દક્ષિણનું આ રાજ્ય છેવટે ઔરંગઝેબે જીતી લીધું હતું. હવે આ શહેર મુંબઈ ઈલાકામાં આવ્યું છે, બીજાપુર જીલ્લાનું ક્ષેત્રફળ ૫,૭૦૭ ચો. માઈલ અને વસતી ૯,૭૫,૯૮૭ ની છે. બીજાપુર શહેરની વસતી ૪૮,૬૬૮ ની છે, એ મોટી અનાજ અને કપાસની બજાર-ને રેલ્વેનું મોટું જંકશન છે.

**બિટ:** આ એક પ્રકારનું કંદ છે. લાલ, પીળા અને દેશી ત્રણ પ્રકારનું થાય છે. એનું શાક બને છે; પરંતુ એનો મુખ્ય ઉપયોગ ખાંડ બનાવવા માટે થાય છે. આ સીલેસીયન જાતના બીટમાંથી ફ્રાન્સ જર્મની ચેકોસ્લોવાકીઆ વગેરે દેશોમાં મોટી રકમ-ની ખાંડ તૈયાર થાય છે. જગતમાં અર્ધી ખાંડ બીટમાંથી અને અર્ધી શેરડીમાંથી નીકળે છે, ઓસ્ટ્રિયા હંગેરીમાં પણ એનો પાક ઘણો થાય છે. બીટના કંદમાંથી યંત્રોદ્વારા રસ કાઢીને એને ચૂનાના પાણીમાં મેળવી મેલ કાઢી નાંખી ખાંડ બનાવે છે. હિંદમાં અગાઉ આ ખાંડ ઘણી આવતી હતી. હમણાં હિંદમાં શેરડીની ખાંડ પુષ્કળ થાય છે, એટલે બીટની ખાંડ પોસાતી નથી. સરકારે ખાંડને દર હંડ્રેડવેટે ૨૯ જેટલું મોટું જકાતી રક્ષણ આપ્યું છે.

**બિનહિંદી કંપનીઓનું કામકાજ :**

| સાલ | નવું કામ | કુલ કામ |
|---|---|---|
| ૧૯૨૮ | ૯૫,૫૫૦ | ૫,૨૯,૨૮૪ |
| ૧૯૨૯ | ૧,૨૨,૨૧૪ | ૬,૪૦,૮૧૪ |
| ૧૯૩૦ | ૧,૧૭,૫૮૨ | ૬,૯૭,૬૪૮ |
| ૧૯૩૧ | ૯૫,૬૪૮ | ૭,૪૧,૬૩૮ |
| ૧૯૩૨ | ૭૭,૫૦૪ | ૭,૬૬,૯૭૬ |
| ૧૯૩૩ | ૮૮,૬૮૦ | ૭,૯૨,૨૧૫ |
| ૧૯૩૪ | ૧,૦૧,૪૦૧ | ૮,૩૨,૩૫૪ |
| ૧૯૩૫ | ૧,૦૬,૨૨૦ | ૮,૮૭,૭૫૭ |
| ૧૯૩૬ | ૧,૦૭,૪૬૫ | ૯,૩૦,૭૭૪ |
| ૧૯૩૭ | ૯૧,૫૫૩ | ૯,૨૬,૦૪૩ |
| ૧૯૩૮ | ૮૪,૧૯૫ | ૯,૪૩,૧૦૨ |

**બિલ ઓફ એક્ષ્ચેઇન્જ:** દેશી પરદેશી હૂંડીને Bill of Exchange કહે છે. આના પ્રેરણે ઠરાવેલી મુદતે નાણાં આપવાનો એ કરાર છે. આ મુદતી નાણાં ભરવાના દસ્તાવેજ ઉપર સરકારી કાયદા મુજબ સ્ટેમ્પ લગાડવો પડે છે. રકમ જેમ મોટી તેમ સ્ટેમ્પ પણ વધારે પ્રમાણમાં લાગે છે. આમાં દસ્તાવેજ કરી આપનાર વ્યક્તિની શાખ પ્રમાણે સામો પક્ષ નાણાંની રકમ અને મુદત તેની સાથે નક્કી કરે છે. પછી નાણાંની બિનશરતી આપવાની શરત કરેલો દસ્તાવેજ દેણદાર લેણદારને લખી આપે છે. આ નાણાં મુદતે અથવા માંગણી કરે એવી જે પણ શરત હોય તેવી શરતે તરત સમયસર આસામી અથવા તેણે મન્નુ કરી આપેલ સખ્સને નાણાં ચૂકાવી દે છે. પરદેશી હૂંડી દેખાડ થતાં જ આસામી તેના ઉપર સ્વીકારશું, એ પ્રમાણે લખી આપી મુદતસર નાણાં ચૂકવી આપે છે. નથી ચૂકવતો તો તે હૂંડી સામાન્ય થઈ પાછી જાય છે. આ હૂંડી ના સ્વીકારાય તેનો નોટ રીપબ્લીકનો અધિકાર ધરાવનાર વકીલ પાસે નોંધણી કરાવી સત્તાવાર પ્રમાણપત્ર મેળવાય છે. મુદત વધારવાની સગવડ બંને પાર્ટીઓની સમજૂતીથી થઈ શકે છે. બિલ ઓફ લેંડિંગ અને જોખમી વીમાની પોલીસી સાથે હૂંડી હોય તેને ડોક્યુમેંટરી બિલ ઓફ એક્ષ્ચેઇન્જ કહે છે.

**બિલ ઓફ લેંડિંગ :** સ્ટીમરમાં માલ ચડાવ્યા પછી સ્ટીમર કંપની સ્ટામ્પ ચોડીને સ્ટીમરમાં ચડેલા માલની પહોંચ લખી આપે છે. બિલ ઑફ એક્ષ્ચેઇન્જની પેઠે બિલ ઑફ લેંડિંગ પણ Negotiable Instrument Act મુજબનો દસ્તાવેજ બેન્ક સ્વીકારે છે; પરંતુ સામે દરિયાઈ વીમાની પોલીસી હોય તો જ બેન્કો એના ઉપર નાણાં આપે છે. માલને રસ્તામાં સારી સાચવણને અભાવે નુકશાન થાય તો સ્ટીમર કંપની જોખમદાર રહે છે, માલની સ્ટીમરો બંદરે પહોંચ્યેથી બિલ ઑફ લેંડિંગ બતાવી માલ ચડાવનારનો આડતીઓ એનો કબજો લે છે. માલના નુકશાન માટે સ્ટીમર કંપની સામે દાવો કરે છે. તે ઘરમેળે પતી જાય છે. માલ ચડાવતા કસ્ટમ ઑફિસમાંથી એની વિગતો આપી પરવાનગી મેળવવી પડે છે. તેના ઉપર જકાત હોય, તો તે કસ્ટમને ચૂકવવી પડે છે. કસ્ટમના લેખીત દસ્તાવેજ સિવાય કોઇ સ્ટીમર કંપની માલ સ્વીકારતી નથી.

**બિસ્કિટ:** મેંદો, સુજી આટામાંથી આ બિસ્કિટો બનાવે છે. હિંદમાં હવે બિસ્કિટનાં કારખાનાંઓ ઘણાં થયાં છે, છતાં પરદેશોથી નીચે પ્રમાણે આયાત થઇ હતી. મોટે ભાગે યુ. કિંગ્ડમથી આયાત થઈ હતી.

| | હંડ્રેવેટ | કિંમત |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૨૮,૦૦૦ | ૨૫ લાખ |
| ૧૯૪૦–૪૧ | ૧૮,૦૦૦ | ૧૭ લાખ |
| ૧૯૪૧–૪૨ | ૯,૦૦૦ | ૯ લાખ |

**બિસ્મથ :** એક જાતની ધાતુ છે. બીજી ધાતુઓ સાથે એનો મેળ તરત જ થઇ જાય છે. ૨ ભાગ બીસ્મથ, ૧ ભાગ સીસું અને ૧ ભાગ જસત મીલાવી એના ચમચા વગેરે બનાવે છે. હમણાં યુદ્ધ સમયે આ ધાતુનો ખપ વધ્યો છે. એમાં બીજી ધાતુઓ મિલાવી અનેક ચીજો બનાવે છે. એ ઉદર રોગમાં સરસ દવા છે. આ ઉપયોગી ધાતુ છે.

**બિહાર :** બિહાર પ્રાંતમાં બિહાર તથા છોટા-નાગપુરનો સમાવેશ થાય છે. ૧૯૨૨ માં બંગાળની પુનર્રચના થઈ ત્યાં સુધી આ પ્રાંતો બંગાળા અને સંબલપુરના ભાગરૂપ હતા. ૧૯૦૫ માં મધ્ય પ્રાંતની સત્તામાંથી સંબલપુરને બંગાળા નીચે મૂક્યું. ઓરિસ્સા પ્રાંત પણ તાબાનો પ્રાંત હતો. તેને હવે જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે. બિહારની ઉત્તરે નેપાળ, પશ્ચિમે સંયુક્ત પ્રાંતો, મધ્ય હિંદ તથા મધ્ય પ્રાંતો, દક્ષિણમાં ઓરિસ્સા તથા પૂર્વમાં બંગાળા છે.

આ પ્રાંતમાં વિવિધ પ્રકારનાં ફળો અને શાકભાજી થાય છે કાંઠા પર વરસાદ ખૂબ પડે છે, પણ બિહાર અને છોટાનાગપુરમાં ઘણો ઓછો પડે છે. બંગાળની માફક ચોખાનો પાક મોટા પ્રમાણમાં થાય છે. આ પ્રાંતની હવા ખૂબ ગરમ અને ખૂબ ઠંડી છે. ખેતીને લાયક જમીનના લગભગ અર્ધા ભાગમાં ચોખાનું વાવેતર કરવામાં આવે છે. સિગારેટનાં કારખાનાને અંગે તમાકુના વાવેતરને ઉત્તેજન મળ્યું છે. મોંઘીરનું સિગારેટનું કારખાનું જગતમાં સૌથી મોટું છે.

૧૯૪૧ ની વસતિગણત્રી પ્રમાણે બિહારની કુલ વસતિ ૩,૬૩,૭૦,૧૫૧ની છે. તેમાં ૧,૮૨,૨૪,૪૨૮ પુરુષો તથા ૧,૮૧,૧૫,૭૨૩ સ્ત્રીઓ છે.

આખા પ્રાંતનો વધારો ૧૨.૩ ટકા છે. ૧૯૨૧-૩૧નો વધારો ૧૧.૫ ટકા હતો. ૧૯૩૧-૪૧ દરમિયાન પ્રાંતોમાં વસતિમાં વધારો નીચે મુજબ થયો હતો.

પટણા ૧૭.૧, ગયા ૧૬.૨, શાહબાદ ૧૬.૮, સારણ ૧૫.૦, ચંપારણ્ય ૧૧.૭, મોંઘીર ૧૨.૧, મુઝફ્ફરપુર ૧૦.૩, દરભંગા ૯.૧, ભાગલપુર ૧૬.૮, પુર્ણિયા ૪.૭, સંતાલ પરગણા ૮.૯, હઝારી બાગ ૧૫.૪, રાંચી ૬.૯, માનભૂમ ૧૨.૨ અને સિંગભૂમ ૨૩.૧, ૧૨.૩ નો પ્રાંતિક વધારો છેલ્લાં ચાલીસ વર્ષો દરમિયાન વધારેમાં વધારે છે.

હિંદમાં થતા કોલસા તથા અબરખનો મોટો ભાગ આ પ્રાંતની ખીણોમાંથી મળી આવે છે. લોઢું પણ મળી આવે છે અને જમશેદપુરમાં લોઢાનું તથા પોલાદનું મોટું કારખાનું પણ છે. કોલસો ગિરિડિહમાંથી તથા બીજાં સ્થળોએથી તથા અબરખ હજારીબાગમાંથી મળે છે. છોટાનાગપુરમાંથી તાંબુ, મેંગેનિઝ તથા એલ્યુમિનિયમ મળી આવે છે. ૧૯૧૯ સુધી આ પ્રાંત લેફ. ગવર્નર તથા તેની કાઉન્સિલની સત્તા હેઠળ હતો, પણ ૧૯૨૧ થી ૧૯૩૫ સુધી ગવર્નર અને તેની ધારાસભા તેનો વહિવટ કરતાં હતાં. તેમાં ૨૬ ખંડિયાં રાજ્યો સમાવેશ થાય છે. ગંગા નદીના કાંઠે આવેલ પટણા મુખ્ય શહેર છે. મોંઘીર તથા ભાગલપુર બીજાં અગત્યનાં શહેરો છે. ગયા હિંદુઓ તથા બૌદ્ધો માટે અગત્યનું યાત્રાનું સ્થળ છે. બુદ્ધિસ્ટ વિશ્વવિદ્યાલયના અવશેષો ત્યાં છે. છોટાનાગપુરની વસતી બહુ જ ઓછી છે, તેનાં બે શહેરો જ કંઇક મહત્વનાં છે-રાંચી અને હજારીબાગ. રાંચી ઉનાળાનું રાજધાનીનું શહેર છે, બિહારમાં અનેક જાતના લોકો વસે છે, ભાષાઓ પણ ઘણી બોલાય છે, તેમાં પશ્ચિમ હિંદી મુખ્ય છે.

બિહારનાં શહેરોની વસતી નીચે મુજબ હતી. પટણા ૧,૭૫,૭૦૬, ગયા, ૧,૦૫,૨૨૩, ભાગલપુર ૯૩,૨૫૪ અને જમશેદપુર ૧,૪૮,૭૧૧. શહેરોની વસતીમાં નોંધપાત્ર બીના એ છે કે જમશેદપુરની વસતી ૧૯૩૧ કરતાં બમણી થઇ ગઇ છે.

આખાય પ્રાંતમાં ખૂબ ગીચ વસતીવાળો વિભાગ મુઝફ્ફરપુર છે. તેમાં દર ચોરસ માઇલે ૧,૦૬૯ ની વસતી છે. ખૂબ ઓછી વસતીવાળો ભાગ પાલામો છે. તેમાં દર ચોરસ માઇલે ૧૮૫ ની વસતી છે.

છોટાનાગપુરનો ઉચ્ચ પ્રદેશ જગતમાં સૌથી વધારે ખનીજ મળતાં હોય એવો પ્રદેશ છે. અબરખનો તો જગતમાં તેનો ઇજારો છે. આ ઉપરાંત મેંગેનિઝ, સોનું, ક્રોમાઇટ, રૂપું, નીકલ, તાંબુ અને સીસું પણ મોટા પ્રમાણમાં મળી આવે છે. જરીયા, ગિરિડિહ, બોકારો, રામગઢ, કરમપરા, ઉત્તરખીણ, ચોપ, ઇતકોનોરી, ઓરેન્ગા, દેતાર, ડાલ્ટનગંજ અને કુંદીતમાં કોલસા મળી આવે છે. છોટાનાગપુર પ્રદેશમાં કિંમતી જંગલો છે. આ જંગલોનો વિસ્તાર ૧૭,૫૬,૧૦૦ એકર અથવા ૨,૭૪૭ ચોરસ માઈલનો છે.

સુવર્ણરેખા નદીની રેતીમાંથી સોનું મળી આવે છે. પટણા તથા મોંઘીરમાંથી સુરોખાર મળે છે. બિહારમાં ૩,૭૦૦ ચો. માઇલમાં જંગલો છે. આ પ્રાંતમાં ત્રણ કરોડ એકરમાં વાવણી થાય છે. તેમાં ૧ કરોડ એકરમાં ચોખા, ૧૦,૯૬,૦૦૦ એકરમાં ઘઉં, ૧૨,૯૮,૦૦૦ એકરમાં જવ, ૧૪,૦૭,૦૦૦ એકરમાં મકાઇ, શેરડી ૫,૦૮,૦૦૦ એકરમાં, તલ ૧,૧૮,૦૦૦ એકરમાં, ચણા ૧,૪૪,૦૦૦ એકરમાં, અળસી ૫,૩૫,૦૦૦ એકરમાં, સરસીરાઈ ૪,૮૭,૦૦૦ એકરમાં, જ્યૂટ ૨,૮૨,૦૦૦ એકરમાં, તમાકુ ૧,૦૮,૦૦૦ એકરમાં, ફળો ૩,૬૩,૦૦૦ એકરમાં, રાગી ૫,૪૫,૦૦૦ એકરમાં વવાય છે. આ પ્રાંત ખૂબ રસાળ અને ફળદ્રુપ છે. આમાં કુલ પરા લાખ એકર કૂવા અને નહેરોનાં પાણીથી પીવરાવાય છે.

મેસર્સ તાતાનું લોઢાનું કારખાનું આ પ્રાંતમાં આવ્યું છે. ખાંડ પણ આ પ્રાંતમાં પુષ્કળ થાય છે. કોલસા પણ આ પ્રાંતમાં મોટા ભાગે નીકળે છે. ઝરીઆની કોલસાની ખાણો હિંદની પેદાશનો મોટો ભાગ પૂરો પાડે છે. શ્રી મહાવીર સ્વામિનો જન્મ પણ આ પ્રાંતમાં થયો હતો. ભગવાન બુદ્ધ ગયાના અશ્વત્થ વૃક્ષ નીચે બુદ્ધપણું પામ્યા હતા. મગધ વંશના અશોક, ચંદ્રગુપ્ત વગેરે મહાસમ્રાટોની રાજ્યધાની પાટલીપુત્ર એટલે પટણા હજી પણ બિહારની રાજ્યધાની છે. ગયા એ હિંદુઓની મોટી તિર્થભૂમિ છે. આ પ્રાંતમાં સીમેન્ટનું મોટું કારખાનું છે.

ગૃહઉદ્યોગોમાં કાપડ વણવાનો ઉદ્યોગ પ્રફુલ્લિત છે. દર વરસે ૩ કરોડ રતલ સુતર એને માટે આયાત કરાય છે. રેશમનો ઉદ્યોગ પણ છે. બીજા ગૃહઉદ્યોગો પણ ઠીક પ્રમાણમાં છે.

જમશેદપુરનું લોઢાનું કારખાનું દર વરસે પંદર લાખ ટન લોઢું અને બાર લાખ ટન પોલાદ પેદા કરે છે. કુલ ખાંડની ૩૧ મીલોમાં ૧૯૪૧-૪૨ માં કુલ ૧૧,૭૩,૦૦૦ ટન ખાંડ પેદા થઈ હતી. ૩,૭૪,૦૦૦ ટન ગોળ થયો હતો. બિહારમાં ત્રણ જ્યૂટની મીલોમાં ૧૮,૦૮૦ સ્પિન્ડલો હતી, ૨ કાપડની મીલો હતી. એક કાગળની મીલ હતી. ડાલમીઆ નગરમાં સીમેન્ટ, કાગળ, ખાંડ અને રસાયનો બનાવવાના ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા છે, બિહારમાં કાચ, ચીનીકામ, રસાયન, દિવાસળી, રંગ, સાબુના ઉદ્યોગો સ્થાપવાની સારી કાચા પદાર્થોની વ્યવસ્થા છે. કુલ ૩૯૪ કારખાનાં છે.

**રેલ્વેઓ**—ઇસ્ટ ઇન્ડીઆ બંગાળ નાગપુર, બી. સી. રી. આઈ. રેલ્વે. અને જી. એન્ડ ટી. રેલ્વેઓનું સારું સાધન છે.

**જિલ્લાઓ**—ભાગલપુર, ચંપારણ્ય (જ્યાં મહાત્માજીએ સત્યાગ્રહ કર્યો હતો.) દરભંગા, ગયા, હઝારીબાગ, માનભૂમ, મોંગીર, મુઝફરપુર, પટના, પલમાઉ, પુરનીઆ, રાંચી, સંથાલ, પરગના, સાહન, શાહબાદ, અને સીંગભૂમ એટલા છે.

**બીચ :** ચાનાં વૃક્ષો યુરોપમાં થાય છે. એનું લાકડું બહુ મજબૂત બને છે. એમાંથી તેલ, પોટાસ અને સિરકો નીકળે છે.

**ઍન્જિન :** એને એનીલાઈન (Aniline) પણ કહે છે. રંગના જાદુગર જર્મને એ કોલહારના તેલમાંથી આ પદાર્થ કાઢયો છે. એનો કોઇ રંગ હોતો નથી, પણ એને પવન લાગે તો રંગ નીકળે છે. એની ગંધ ભારે તિવ્ર હોય છે. આલ્કોહોલ અને ઇથરમાં એ જલદી મળી જાય છે. એ ભયંકર ઝેર છે. કોલહારમાંથી ઍન્જિન પેદા થાય છે. એને સુરોખારના તેજાબ સાથે મેળવવાથી નાઇટ્રો ઍન્જિન થાય છે. આ જ્યારે અસેટિક એસિડ, લોહું અને ચુના સાથે મેળવે છે, ત્યારે એસિટેટ ઑફ અનલીન બને છે. ઍન્જિન અને એમોનીઆ મેળવી ગરમ ગરમ બીબામાં નાખી એમાંથી અનીલીન તૈયાર કરે છે. આ અનીલીનમાં ક્લોરાઈડ ઑફ લાઇમ મેળવવાથી સુંદર રંગો ઉત્પન્ન થાય છે. રેશમ, ઊનનાં વસ્ત્રો ઉપર આ પાકો રંગ આપે છે. જર્મની આ રંગોનું મુખ્ય તૈયાર કરનાર છે. જો કે હવે થોડાં ગ્રેટ બ્રિટનમાં પણ તૈયાર થાય છે. આ રંગો ૧૯૪૦–૪૧ માં ૧,૧૫૫ હજાર રતલ કિંમત ૧૮ લાખ રૂપિયા, ૧૯૪૧–૪૨ માં ૧,૪૨૦ હજાર રતલ કિંમત ૨૭ લાખ રૂપિયાના આયાત થયા હતા. યુદ્ધ પહેલાં રંગો મુખ્યત્વે જર્મનીથી આયાત કરાતા હતા. હવે ગ્રેટ-બ્રિટન પૂરા પાડે છે.

**બેન્ઝોઈક એસિડ :** આ દવા સુમાત્રા અને સિયામના લુબાન નામે વૃક્ષોની રાળ છે. એનું લોબાન બને છે. જાનવરોના મૂત્રમાંથી પણ થાય છે.

**બેન્ઝોલ:** આ કોલસાના ડામરમાંથી નીકળે છે. આનાથી જર્મનો અગણીત રંગો તૈયાર કરે છે. જર્મનો રંગોના જાદુગરો છે. બેન્ઝોલ બહુ ઉપયોગી વસ્તુ છે. એ પાણીથી હલકી અને ભારે આકરી સુગંધ ધરાવે છે. ચરબી, રાળ, ગંધક, ફોસ્ફરસ આમાં તરત મળી જાય છે. રંગનાં રસાયનોમાં એનો ઉપયોગ ઘણો છે.

**બેબીલોન :** ઇરાક અથવા મેસોપોટેમીઆમાં આ પ્રાચીન રાજ્ય આવેલું હતું. ટાઇગ્રીસ અને યુફ્રેટીસ નદીઓની વચ્ચેનો દેશ આ ચાલ્ડીઅન સંસ્કૃતિનું અસલ સ્થાન હતું. એ ચાલ્ડીઅનોની પહેલાં એશીરીઅન લોકોનું રાજ્ય ઈશુ પહેલાં ૧૨૩૭ વરસથી તે ઇશુ પહેલાનાં ૭૧૭ વર્ષો સુધી ચાલ્યું હતું. બેબીલોનની પાસે આવેલું નીનેવા એ સામ્રાજ્યની રાજ્યધાની હતી. એમાં સેમીરેમીસ રાણી બહુ પરાક્રમી થઇ ગઈ છે. એમના પછી ચાલ્ડીઅનોનું સામ્રાજ્ય તરત આવ્યું. નેબેનેસાર (ઇ. સ. ૭૪૭) એનો મુખ્ય સમ્રાટ થઇ ગયો છે. એના પછી બાર સમ્રાટો થયા. ઈ. સ. પૂર્વે ૫૩૮ માં મીડીઆના સાયરસે આ દેશ જીતી આ સામ્રાજ્યનો અંત આણ્યો હતો. આ નીનેવા અને બેબીલોનનાં ખંડેરો પૂરાતત્વ વિદ્વાનોએ શોધી કાઢયાં છે. પ્રાચીન ઉચ્ચ સંસ્કૃતિનાં એ પ્રતિક છે. આ પ્રજા મોટા ક્ષત્રિય અને વાણિજ્ય કરનાર હતી.

**બેરીઅમ:** આ એક પ્રકારની ધાતુ છે. બારાઈટા (Baryta) માટીમાંથી એ મળે છે. ઑક્સિજન–પ્રાણવાયુ–બનાવવા માટે એનો ઉપયોગ થાય છે. આમાંથી ઘણા ક્ષારો પણ નીકળે છે. બેરીઅમ નાઈટ્રેટ, બેરીઅમ કારબોનેટ, બેરીઅમ સલ્ફેટ વગેરે જુદા જુદા ઉપયોગમાં આવે છે. પહેલો ક્ષાર આતસબાજીમાં નીલો રંગ આપે છે. બીજો ક્ષાર કાચ બનાવવાના કામમાં આવે છે. ત્રીજા ક્ષારમાંથી સફેદ રંગ સરસ બને છે. હિંદમાં આ ધાતુ મળે છે. મદ્રાસ ઇલાકા અને મધ્ય પ્રાંતમાંથી આ ધાતુ મેળવાય છે.

**બેલોડોના :** આ ઔષધી હિમાલયમાં ઘણી થાય છે. આયુર્વેદમાં એનો ઉપયોગ જણાતો નથી; પરંતુ અંગ્રેજી વૈદક પ્યાસ, કફ, હૃદયની મજબૂતી વગેરે ઉપર વાપરે છે. હોમ્યોપેથીમાં પણ એ મુખ્ય દવા છે. એનો રંગ કાળો હોય છે.

**બેલ્જીઅનકોંગો :** આ બેલ્જીઅમનું આફ્રિકન સંસ્થાન છે. એનું ક્ષેત્રફળ કુલ ૯,૧૮,૦૦૦ ચો. માઇલ એટલે બેલ્જીઅમથી ૯૦ ગણું વધારે છે. વસતી ૯૪,૬૭,૫૦૯ ની છે. બેલ્જીઅમની વસતીથી ૧૨ લાખની જ વસતી વધારે છે. આ દેશમાં તાડનું તેલ (પામ તેલ) ૯૫,૩૨૨ ટન, કપાસ ૧૫,૦૬૩ ટન, ચોખા ૪૯,૬૮૫ ટન, કોફી ૯,૮૨૯ ટન, કોકોઆ ૧,૧૦૯ ટન, ગુંદ ૧૪,૩૫૫ ટન, ખાંડ ૫,૭૩૫ ટન પેદા થાય છે. કોંગો નામની નદીમાં ૯૫ માઇલ સુધી બોટો જઇ શકે છે. દેશની વસતી ખૂબ પછાત છે.

**બેલ્જીઅમ :** ફ્રાન્સ અને જર્મનીની પાડોશમાં આ દેશ આવ્યો છે. પશ્ચિમ યુરોપનું આ નાનું રાજ્ય ઉદ્યોગોમાં ભારે વિકાસ પામ્યું છે. એ ઇ. સ. ૧૮૩૦ માં નેધરલેન્ડથી છૂટું થઇ સ્વતંત્ર રાજ્ય બન્યું. ૧૯૪૧ ના ઓગસ્ટમાં જર્મનોએ એના તટસ્થપણાનો ભંગ કરી એના ઉપર આક્રમણ કર્યું. બેલ્જીઅમ સૈન્યે બચાવ કરી જર્મનોને ઘણા દિવસો સુધી રોકી રાખ્યા હતા. છેવટે ૧૯૧૮ ના નવેંબરમાં જર્મનોનો અંતિમ પરાજય થતાં બેલ્જીઅમ મુક્ત થયું. બેલ્જીઅમમાં જર્મનોમાંથી ઉતરેલા ફ્લેમીસ લોકો અને લેટીનોના વંશજો વાલુન એમ બે જાતના લોકો સંપથી રહે છે.

બેલ્જીઅમ એ બંધારણીય વંશપરંપરા રાજાનું સામ્રાજ્ય છે. રાજા, સીનેટ અને પ્રતિનિધિ સભામાં રાજ્યસત્તા વહેંચાઇ છે. પ્રધાનમંડળ રાજાના અધ્યક્ષપણા નીચે શાસન કરે છે. બેલ્જીઅમનું ક્ષેત્રફળ માત્ર ૧૧,૭૭૫ ચો. માઇલનું છે. વસતિ ૧૯૩૩ માં ૮૨,૪૭,૬૬૦ ની છે. ખૂબ ગીચ વસતિ હોવાથી ચો. માઇલે ૭૦૦ જેટલા માણસો વસે છે. આમાંથી ૪,૭૭,૬૫૮ એટલે ૬ ટકા માત્ર ખેતીમાં જોડાયેલા છે. ૧૪,૬૬,૬૪૬ ઉદ્યોગોમાં, ૫,૬૬,૩૪૦ વેપારમાં, ૧,૭૩,૦૩૭ રાજ્યની નોકરીઓમાં જોડાયેલાં છે. રાજ્યની ઘણીખરી પ્રજા રોમન કૅથોલિક છે. રાજ્યમાં મુખ્ય ચાર વિશ્વવિદ્યાલયો, ૩૧ હુન્નર ઉદ્યોગની કૉલેજો છે. શિક્ષણ ફરજિયાત છે. લોકોનો ઘણોખરો ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. આ નાના રાજ્યમાં લાયબ્રેરીઓ છે. રાજ્યે પ્રજાના ગરીબ, અશક્ત, દીન, રોગીને પેન્શન અને વૃદ્ધોને ગુજારા માટે પેન્શનો આપવાની સગવડ રાખી છે. ભિખારીઓ ત્યાં નથી.

રાજ્યની આવક ઈ. સ. ૧૯૩૬ માં ૧૦,૪૨,૯૩,૯૮,૦૦૦ ફ્રાન્કની હતી. ખર્ચ ૧૦,૪૦,૨૩,૭૫,૦૦૦ નું, દેશનું કરજ ૩૩,૦૨,૩૦,૦૦,૦૦૦ અને પરદેશોનું કરજ ૨૨,૧૫,૭૦,૦૦,૦૦૦ ફ્રાન્કનું હતું. ૧૯૩૫ માં આમદાની માલની કિંમત ૧૭,૩૨,૫૦,-

૦૫,૭૦૦ ફ્રાન્ક અને નિકાશ ૧૬,૧૪,૬૨,૧૩,૦૦૦ ફ્રાન્કની હતી. મુખ્ય આયાત કાચા પદાર્થો ( લોઢાની ધાતુ ) વગેરેની મુખ્ય નિકાસ પાકા પદાર્થોની હતી.

આ રાજ્યમાં ઘઉં, ૪,૧૦,૦૦૦ ટન, જવ ૧,૦૦,૪૦૩ ટન, ઓટ્સ ૮,૩૦,૪૯૪ ટન, રાઇ ૫,૬૬,૬૯૪ ટન, બીટકંદ ૫૨,૭૧,૬૯૦ ટન પેદા થાય છે. કોલસો આ નાના દેશમાં ઘણો થાય છે. ૧૯૩૪માં ૨,૬૩,૬૫,૮૦૦ ટન ખોદી કાઢવામાં આવ્યો હતો, ૪૩ા લાખ ટન કોક તૈયાર થયો હતો. આ સિવાય એ જ વરસમાં પોલાદ ૨૯ લાખ ટન, લોઢું ૨૯ લાખ ટન, ઘડેલું પોલાદ ૨૨ લાખ ટન, તૈયાર થયું હતું. બેલ્જીઅમમાં લોઢાની વસ્તુઓનાં અનેક કારખાનાંઓ છે. ૩૮ ખાંડનાં કારખાનાં, ૧૩ સફેદ ખાંડનાં કારખાનાં, ૨૧ દારૂની ભઠ્ઠીઓનાં મોટાં કારખાનાં ૧,૪૫૭ દારૂની ભઠ્ઠીઓ, ૧૮ માર્જેરીન બનાવટી ઘીનાં કારખાનાં ૧૧ દિવાસળીની મીલો હતી. બેલ્જીઅમ પાસે કુલ ૩,૧૧,૦૦૯ ટનનાં ૧૩૯ વહાણો હતાં, કુલ ૨,૬૯,૭૧૨ ટનની ૧૧૯ સ્ટીમરો હતી, ૩,૨૦૧ ટનની રેલ્વે હતી. બેલ્જીઅમ ધનવાન દેશ ગણાય છે.

**બેસ્મર સ્ટીલ :** આ જાતનું પોલાદ ખાસ પદ્ધતિથી બને છે. ઇ. સ. ૧૮૫૬ માં બેસ્મર નામે શોધકે આ જાતની પોલાદ બનાનવાની રીત શોધી કાઢી છે. આ જાતના પોલાદ બનાવવાની ખાસ ભઠ્ઠીઓ દરેક મોટાં કારખાનાંમાં ચલાવે છે. જમશેદપુરના તાતા કંપનીના કારખાનામાં અને કલકત્તાના હીરાપુરના કારખાનામાં આવી ભઠ્ઠીઓ છે. આ પોલાદમાંથી રેલ્વેઓ પાટા, રોલર, બોઈલર, સ્ટીમરોને મઢવાનાં પતરાં બનાવે છે. આ પોલાદ તૈયાર કરવા માટે બંધ ભઠ્ઠીમાં લોઢાના મિશ્રણને ગાળે છે. એમાં પ્રમાણસર હવા મૂકીને અંદર ભેળવેલા કોલસા ( Carbon ) નો અંશ બાળી નાંખે છે, આમાં સ્પાઇગેલીસનનું મિશ્રણ કરી આ જાતનું પોલાદ બનાવે છે. કાટ ન લાગે તેવા પોલાદ બનાવવાની રીત પણ યુદ્ધ દરમીયાન હિંદમાં દાખલ કરવામાં આવી છે.

**બેહરીન :** ઇરાની અખાતમાં આ બેટો આવ્યા છે. બેહરીન અથવા ભારત એ સૌથી મોટો બેટ ૨૭ માઇલ લાંબો અને ૧૦ માઇલ પહોળો છે, એના વીસમા ભાગમાં ખેતી થાય છે. આ બેટો આરબ સુલતાનોના છે. એના ઉપર બ્રિટિશ હકુમતની વિશાળ છાયા છે. ઈરાન એના ઉપર દાવો કરે છે, પણ બ્રિટિશશક્તિ એને દાદ આપે તેમ નથી. ઇ. સ. ૧૭૮૨માં હમણાનાં આરબ સુલતાનોના હાથમાં આ રાજ્ય ઇરાન પાસેથી આવ્યું છે. આ બેટોની કુલ વસતિ ૧,૨૦,૦૦૦ ની છે. બેહરીનના અસલ વતનીઓ શીઆ સંપ્રદાયના છે. સુલતાન આરબ સુન્ની છે. બેહરીનની રાજ્યધાની પનામા છે. આરબો, ઈરાનીઓ અને હિંદીઓ વસે છે. હિંદીઓ ખજૂર, ખારેક અને મોતીના વેપારીઓ છે.

બેહરીનના ટાપુઓ ખૂબ કિંમતી ગણાય છે. જગતની મોતીની પેદાશ મુખ્યત્વે આ બેટના સાગરમાંથી થાય છે. આ કામ માટે ૫૦૦ બોટો અને ૧૫,૦૦૦ મરજીવા ત્યાં મોસમમાં કામ કરે છે. મોતીની પેદાશમાં અચોક્કસતા છે. દર વરસે વત્તાંઓછાં નીકળે છે. આ સિવાય અમેરિકાની સ્ટેન્ડર્ડ ઑઈલ કંપનીએ તેલના કૂવાઓનો મહાન ઉદ્યોગ બેહરીનમાં જમાવ્યો છે બીજા ગૃહઉદ્યોગોમાં બોટ બાંધવાનો ઉદ્યોગ, ચામડાંનો ઉદ્યોગ વગેરે છે. ઈ. સ. ૧૯૩૩-૩૪ માં કુલ આમદાની માલની કિંમત ૯૨,૭૫,૦૫૦ ની હતી. નિકાસ માલની કિંમત ૬૭,૫૪,૮૦૦ રૂપિયાની હતી. મુખ્ય આમદાની ચોખા, ઘઉં, આટો, કૉફી, ખાંડ, ચા, કાપડ, રેશમ વગેરે હતાં. મુખ્ય નિકાસ મોતી રૂા. ૬,૭૪,૮૨૦, ચોખા રૂા. ૯,૦૭,૯૮૦, ઘઉંનો આટો, કાપડ વગેરે નજદ અને હાસા માટે આ બેટો દ્વારા જાય છે. રાજ્યની પેદાશ જકાતમાંથી મળે છે.

**બેંક ઓફ ઇંગ્લૅંડ :** આ આખા જગતની સૌથી મોટી અને કેન્દ્રભૂત શરાફી સંસ્થા છે. બ્રિટનની નોટો એ સાચવી પસાર કરે છે. એ ખાનગી મધ્યસ્થ સંસ્થા છે, પણ સરકારી નિયમન નીચે છે. અંગ્રેજ સરકારનું સોનું પણ એ જ સંસ્થા સાચવે છે. ચલણનો વહીવટ પણ આજ સંસ્થા કરે છે. આ સંસ્થા ૧૬૯૪ માં સ્થપાઈ હતી. આ બેંક શેર હોલ્ડરોની બેંક છે. છતાં સરકારનું દરેક આર્થિક કામ અને આંટ એના દ્વારા નીભાવાય છે. એની મૂડી ૧,૪૫,૫૩,૦૦૦ પૌન્ડની છે. રીઝર્વ ફંડ ૩૬,૭૫,૦૦૦ પૌન્ડનું, ડીપોઝિટો ૧૫,૫૯,૮૧,૨૨૯ પૌંડની અને ડિવિડન્ડ ૧૨ ટકા છે. એની નવ શાખાઓ ઇંગ્લાંડમાં છે. આ આંકડા ઑગસ્ટ ૧૯૩૬ ના છે.

**બેકિંગ (શરાફી) :** હિંદમાં શરાફી સંસ્થાઓ ઘણી જૂની પરંતુ શેર હોલ્ડરો પાસેથી મૂડી મેળવીને બેંકો ઉભી કરવાનો ધંધો અંગ્રેજો આવવા પછી જ પ્રકાશમાં આવ્યો છે. હજી પણ જૂના શરાફો શરાફીનો ધંધો ઘણાંખરાં શહેરો અને ગામડાંઓમાં ચલાવે છે; પરંતુ આધુનિક બેંકોએ હવે નાણાંક્ષેત્રમાં વિશેષ લાગવગ પ્રસરાવી છે, બેંકોની શરાફીનો પાયો આંટ (Credit) ઉપર છે. બેંકો પાસે પોતાના શેરહોલ્ડરોએ આપેલી થાપણ કરતાં પ્રજાની થાપણો મોટી રકમની હોય છે. પ્રજા પાસેથી સસ્તે દરે નાણાં મેળવીને ગરજુ વ્યક્તિઓને વધારે વ્યાજે જામીનગીરી લઇ નાણાં આપવાં એ બેંકોના ધંધાનો મૂળ સિદ્ધાન્ત છે, એમાં રહેલો કસ તે એમનો નફો છે. બેંકો આવતાં હિંદમાં વ્યાજના ભાવો ઘટયા છે.

બેંકો નાણાં સંબંધી અનેક જાતનાં કામકાજો કરે છે. દેશપરદેશના ચલણની હૂંડિઓ ખરીદે છે. માલ ઉપર ૬૦-૭૦ ટકા નાણાં ધીરે છે. શેરો ઉપર નાણાં ધીરે છે. શેરો વેંચી આપે છે. જામીનગીરીઓ ખરીદી વેચી આપે છે. કિંમતી વસ્તુઓ અને દસ્તાવેજો સાચવી રાખે છે. ચેકો અને પરદેશની હૂંડીઓનાં નાણાં વસુલ કરી આપે છે, આપણે કયાંયે નાણાં મોકલવાં હોય, તો તાર અથવા પોસ્ટ મારફતે થોડું કમિશન લઈ નાણાં મૂકે છે. હૂંડીઓ ખરીદે છે. આવાં આર્થિક અનેક કામો બેન્કો કરી આપે છે. ખેડૂતોની બેંકો, હુંડીયામણની બેંકો, સરકારી બેંકો હિંદમાં જ ધંધો કરતી બેંકો એમ અનેક જાતની બેંકો અહીં છે. તેમાં જુદી જુદી જાતની બેંકોની સંસ્થાઓ નીચે મુજબ છે.

(૧) **ફેડરલ રીઝર્વ બેંક**—એના વિષે એ મથાળા નીચે 'ફ' માં જુઓ.

(૨) **ઇમ્પીરિયલ બેંક**—એ અર્ધસત્તાવાર સરકારી બેંક છે; પરંતુ એનું કામકાજ બેંકે નિમેલા ડિરેકટરો કરે છે. યુરોપિયન વહીવટ નીચે એ બેંક છે. એની શાખાઓ નાનાં મોટાં ૧૫૦-૨૦૦ શહેરોમાં છે. એની ભરાયેલી થાપણ ૧૯૪૨માં ૫૬૨ા લાખ, રિઝર્વ ફંડ પણ ૫૬૨ા લાખ, ડીપોઝિટો ૧૫,૯૪૪ લાખ પ્રજાને ધીરેલી રકમ ૩,૨૬૪ લાખની હતી. એની પાસે સરકારી જામીનગીરીઓમાં રોકેલી રકમ ૧૧,૫૮૬$\frac{1}{2}$ લાખની હતી. ૨,૦૯૬$\frac{1}{4}$ લાખની રોકડ હતી.

(૩) એક્ષ્ચેંજ અથવા હુંડિયામણનો બેંકો

(૪) જોઈન્ટ સ્ટોક બેંકો—એ હિંદમાં ઉભી થયેલી ભાગીદારોની બેંકો છે. હમણાં મહાયુદ્ધને લીધે હિંદમાં નાણાંનો ફુગાવો થયો છે. આથી નાણાંની છૂટને લીધે આવી ઘણી બેંકો સ્થપાતી જાય છે. લગભગ ૧૦૧ મોટી એટલે પાંચ લાખની મૂડી ઉપરાંત મૂડી ધરાવતી બેંકો અને ૭૦૦ જેટલી પાંચ લાખ કે તેથી નીચી રકમની મૂડી ધરાવતી બેંકો હિંદમાં છે. જૂની બેંકોમાં અલ્હાબાદ બેંક, સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડિયા, બેન્ક ઓફ ઇન્ડિયા, બેન્ક ઓફ બરોડા, પંજાબ, નેશનલ બેન્ક છે. નવી બેંકોમાં ભારત બેંક, એક્ષ્ચેંજ બેન્ક, દેના બેન્ક, ઈન્ટરનેશનલ બેંક અને બીજી પણ ચાર પાંચ છે. આ બેન્કો ઈન્ડિયન કંપનીઝ એકટ પ્રમાણે રજિસ્ટર થયેલી છે. હિંદમાંના વેપાર ઉદ્યોગોને અંગે જે કાંઈ પણ આર્થિક કામકાજ હોય, તે આ બેંકો કરે છે. હિંદના મુખ્ય મુખ્ય શહેરોમાં આ બેંકોની શાખાઓ છે. હજી નાનાં શહેરોમાં આ બેંકો પહોંચી નથી. હિંદનાં ૨,૫૦૦ શહેરોમાં શરાફી માટે વિશાળ ક્ષેત્ર છે. હમણાં નાણાં છુટને લીધે આ બેંકો પાસે અબજો રૂપિયાની ડીપોઝિટો લોકોએ મૂકી છે.

(૬) શાહુકારો—હિંદના આ જૂના શરાફો ગામડે ગામ વ્યાપક છે. એમના વ્યાજના દરો ઘણા ભારે છે. વ્યાજનાં વ્યાજ, કાયળી છોડામણી, એવાં એવાં એમનાં લાકડાં બહુ ભારે છે. એઓ ખેડૂતોને વંશપરંપરા ધીરતા આવે છે. મૂળ લેણું કયારેય વસુલ થતું નથી, પણ વ્યાજ મળે છે. દૂકાળોમાં અને કરવરાં વાસોમાં વ્યાજ પણ મળતું નથી. વ્યાજ આકરાં હોવાથી ખેડૂત ઘર, ખેતર, ઢોરો, સૌ સાહૂકારોને આપે છે, તો પણ એનો છૂટકારો થતો નથી.

**બેંકોક** : સિયામનો દેશ બ્રહ્મદેશની ઉત્તરે આવ્યો છે. એની આ રાજ્યધાનીનું શહેર છે. આ દેશને હવે થાઇલેન્ડ કહેવામાં આવે છે. આ બંદરની વસતી ૫,૫૦,૦૦૦ ની છે. વસતીનો સારો ભાગ નદીમાં હોડીઓમાં વસે છે. હમણાં જાપાનના તાબે છે. જાપાને બેંકોકથી રંગુન સુધી રેલ્વે બાંધી છે. આ શહેરમાં સરસ બુદ્ધમંદિરો છે.

**બેંગલોર**: માઇસોર રાજ્યનું આ શહેર સુંદર હવા અને સગવડોને લીધે હિંદના સારી સ્થિતિના લોકોનું નિવાસ સ્થાન બન્યું છે. સુંદર રસ્તા અને હવા એ શહેર ધરાવે છે. બેંગલોરમાં કાફીનાં કારખાનાં, કાપડની મિલો, ખાંડની મિલ, તેલની મિલ, નળીઆ પકાવવાની મિલ, ચામડા કેળવવાની મિલ, રેશમની મિલ, ઊનની મિલ વગેરે ઉદ્યોગો છે; પરંતુ

રીઝર્વ બેંકે નોંધેલી બેંકો (શેડયુલ્ડ બેંકો) ના આંકડા—(કરોડ રૂપીયામાં)

| વરસ | ચાલુ થાપણો | મુદતી થાપણો | થાપણના ધીરાણ તથા હુંડીઓમાં ટકા | થાપણના રીઝર્વ બેંક પાસે અનામત રાખવામાં આવ્યા છે |
|---|---|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૧૪૦ | ૧૦૬ | ૫૩ | ૧૦ |
| ૧૯૪૦–૪૧ | ૧૬૪ | ૧૦૫ | ૪૭ | ૧૬.૬ |
| ૧૯૪૧–૪૨ | ૨૦૨ | ૧૦૪ | ૧૦ | ૧૪.૮ |
| ઑકટો. ૧૯૪૨ | ૩૨૨ | ૧૦૨ | ૧૯ | ૧૮.૪ |
| નવેમ્બર ૧૯૪૨ | ૩૩૩ | ૧૦૫ | ૧૯ | ૧૭.૫ |
| ડીસેમ્બર ૧૯૪૨ | ૩૪૦ | ૧૧૦ | ૨૧ | ૧૫ |

બેંકો પાસે થાપણો ખૂબ વધી ગઇ છે. કયાં ધીરવી એ સવાલ છે. સર્વે વેપાર ધંધો હવે સરકારના કન્ટ્રોલમાં ગયો છે, એટલે નાણાંની ધીરધારમાં અચૂક ધડાકો થયો છે. ઘણી મૂડી અણરોકાયેલી પડી છે.

(૫) સહકારી બેંકો અને મંડળો—ખેડૂતો અને શ્રમજીવીઓ માટે ઓછા વ્યાજે નાણાં પૂરાં પાડવા આ બેંકો ઉપર સરકારી તપાસણી અને અંકુશ હોય છે. એના દસ્તાવેજો ઉપર સ્ટેમ્પોની જરૂર રહેતી નથી. આ બેંકોને કોર્ટની ફી આપવી પડતી નથી. આમ જનતામાં આ બેંકોનો વિકાસ કરવાનો સરકારી હેતુ છે. ઓછે વ્યાજે આપીને ખેડૂતોને નાણાં ધીરવા તથા એમના નાણાંને વ્યાજે રાખવાનો પ્રબંધ છે. સરકાર તરફથી રજિસ્ટ્રાર આ બેંકો ઉપર દેખરેખ રાખે છે. સહકારી બેંકો ઉપર જીલ્લાના મુખ્ય મથકો ખાતે મધ્યસ્થ (central) સહકારી બેંકોની દેખરેખ હોય છે. આ બેંકો ખેડૂતો માટે ભારે સરસ સંસ્થાઓ છે, પણ એમનો વિકાસ જોઇએ તેવો થયો નથી. પ્રગતિ રૂંધાઇ રહી છે.

મેસર્સ તાતાની આર્થિક મદદથી સ્થપાયેલી તાતા રીસર્ચ ઇન્સ્ટિટયુટ એ હિંદની મહાન સંશોધક શાળા બેંગલોરમાં છે. એક લશ્કરની ડેરી પણ ત્યાં છે. બેંગલોરની વસતિ પાંચ લાખ જેટલી છે. વિકાસ પામતું શહેર છે.

**બૉક્સવૂડ** : એ એક જાતનું લાકડું છે. ફ્રાન્સ અને ટર્કી એની જન્મભૂમિ છે. હિંદમાં એ જાતનાં વૃક્ષો નેપાળ તેમ જ સુલેમાન પહાડ ઉપર થાય છે. એને 'સંટ, લગુની, ચીકરી, પપરી' વગેરે નામે ઓળખે છે. આ લાકડું ચીકણું, સખત અને દાણાદાર છે. આથી આમાં વેલબુટ્ટા અને ચિત્ર વગેરે નકશીકામ સહેલાઇથી થાય છે.

**બૉયસ્કાઉટ્સ્**: ઇંગ્લંડમાં લોર્ડ બેડનપાવલે કિશોરોને શિસ્તપાલન શીખવવા નૈસર્ગિક સૃષ્ટિ અવલોકવા તેમને તાલીમ આપવા, નિરક્ષણ દૃષ્ટિ કેળવવા અને સારી તંદુરસ્તી મેળવવા, વગેરે સદ્દગુણો મેળવી શકાય માટે હીલચાલ શરૂ કરી. હિંદમાં મોટાં શહેરોમાં આ પ્રથા સારો વિકાસ પામી છે. એમાં રાજકીય કે સંસ્કારી દખલગીરી નથી. એના થોડાક મુખ્ય કાયદાઓ નીચે મુજબ છે.

(૧) સ્કાઉટે હમેશાં પ્રમાણિક રહેવું.
(૨) માતાપિતા, શિક્ષક, ઇશ્વર, સમ્રાટ, સાથીઓ અને દેશ તરફ વફાદાર રહેવું.
(૩) બીજાને સહકાર આપી ઉપયોગી રહેવું.
(૪) દેશ, જાત અને વર્ણના બાધ વગર દરેકે દરેક સ્કાઉટને મિત્ર અથવા તો ભાઇ ગણવો જોઇએ.
(૫) બધા તરફ સન્માની બનવું. વિવેક જાળવવો.
(૬) જીવદયા : પ્રાણીઓના મિત્ર બનવું.
(૭) આજ્ઞા પાલન : વડિલની આજ્ઞા શિરોમાન્ય કરવી.
(૮) મુશ્કેલી સમયે મોઢા ઉપર હંમેશાનુ સ્મિત રમતું રાખવું.
(૯) કરકસરિયા થવું.
(૧૦) નીતિનું પાલન : મન, વચન અને કર્મથી પવિત્ર રહેવું.

**બોરિયું** : બોરિયું એટલે બુતાન કે બટન. આ ઉદ્યોગ હિંદમાં જેવો જોઈએ તેવો ખીલ્યો નથી. આપણા દેશમાં હવે બટનનો ઉપયોગ વ્યાપક બન્યો છે. બંગાળમાં અને બીજે નાનાં નાનાં કારખાનાં છે; પરંતુ પરદેશોથી દર વરસે લાખો રૂપિયાની કિંમતનાં બટનો આયાત કરાય છે, બટનો છીપનાં હાડકાનાં, લાકડાનાં, શીંગડાનાં, ધાતુનાં, કાચનાં બને છે. ફ્રાન્સ, બ્રિટન અને જર્મનીથી વધારે પ્રમાણમાં આયાત થાય છે. બટન બનાવવાનાં કાચાં સાધનો હિંદમાં મોટા પ્રમાણમાં મળે છે, એનાં યંત્રો પણ બહુ સાદાં હોય હોય છે, છતાં આ દેશમાં એ ઉદ્યોગ શા માટે વિકાસ પામતો નથી, તે સમજાતું નથી. સસ્તી મજૂરી, સસ્તી કાચી ચીજો, સારો નફો અને મોટું બજાર એ સર્વે આ દેશમાં છે. નારીએળની કાચલીનાં બહુ સરસ બટનો બને છે.

**બોરેક્સ** (ટંકણખાર) : ટંકણખારમાં સોડા અને બોરેસિક એસિડ રહે છે. દેશીમાં એને 'બોરેટ ઑફ સોડિયમ' કહે છે. ટીબેટ એનું ઉત્પત્તિસ્થાન છે. લડાક અને કાશ્મિરના ગરમ પાણીના ઝરામાંથી પણ મળે છે. રંગમાં, છીટ છાપવામાં, સોનાને ગાળવામાં અને દવામાં ટંકણખાર વપરાય છે. ટંકણખારને ગાયના છાણમાં રાખી એને ધોઈ નાખવો અથવા એને ફુલાવવાથી પણ શુદ્ધ થઇ શકે છે. એ અગ્નિકારક, સોના રૂપાને શુદ્ધકારક, વિષદોષ વાયુ અને કફનો નાશ કરે છે. દમ અને ઉધરસ ઉપર આદુનો રસ અને ખડીસાકર સાથે વપરાય છે. એમાં ખડીયો અને પાટીયો એમ બે જાતો છે. ઔષધ માટે તો પાટીયો ટંકણખાર કામ લાગે છે. ટંકણખાર મીનાકારીમાં ખૂબ ઉપયોગી છે અને ચીની વાસણો ઉપર ચમકાટ લાવવા માટે વપરાય છે. એમાંથી નીકળતો બોરેસિક એસિડ કાચ બનાવવામાં અને જખમ ઉપર કામમાં આવે છે.

**બોર્નિયો** : પેસિફિકમાં મોટો બેટ છે. એના બે ભાગ છે : ડચ અને બ્રિટિશ પ્રદેશ. બન્ને ભાગ હાલ જાપાનિઝોના હાથમાં છે. બ્રિટિશ ઉ. બોર્નિયોનું ક્ષેત્રફળ ૩૧,૧૦૬ ચો. માઇલ અને વસતી ૨,૭૦,૨૨૩ ની છે. કિનારા ઉપર મુસ્લીમો રહે છે. જ્યારે અંદરના ભાગમાં જંગલીઓની વસતી છે. દેશ પછાત છે. ગીચ જંગલો છે. પેદાશ લાકડું, ચોખા, સાબુદાણા, નારીએળ, કૉફી, જાયફળ, તજ, મળી, રબર, કપૂર, નેતર, ગાજર અને તમાકુ છે. ધાતુઓ પણ આ ભુમિમાં ઘણી છે; પરંતુ વિકાસ માગે છે.

**બોલીવીઆ** : આ દેશ દ. અમેરિકામાં આવેલો છે. પ્રજાસત્તાક છે. ૧૮૮૦ માં સ્થપાયેલા એ પ્રજાતંત્રનો વહીવટ પ્રેસિડન્ટ અને પ્રધાનમંડળ કરે છે. એનું ક્ષેત્રફળ ૫,૧૪,૪૬૫ ચો. માઇલ છે. એની વસતી ૩૦,૭૭,૫૩૩ ની છે. એ રાજ્ય 'પેરૂ'ની નજદીક આવેલું છે. આમાં, આ રાજ્યમાં ૧૫,૮૬,૬૪૯ અમેરિકન ઇન્ડિયનો વસે છે. ૪,૨૬,૨૧૨ ગોરા છે, ૮,૯૮,૪૨૯ મીશ્ર જાતિના લોકો છે. આ દેશના શિક્ષિતોની ભાષા સ્પેનિશ છે. રાતા ઇન્ડિયનોની પોતાની જુદી જ ભાષા છે. મુખ્ય શહેર 'લાપાઝ'ની વસતી ૧,૫૦,૧૬૬ ની છે. ખ્રિસ્તી ધર્મનો રોમન કેથોલિક સંપ્રદાય અહીં પળાય છે. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૧૯૩૩ માં ૨,૦૩૩ પ્રાથમિક શાળાઓમાં ૧,૬૧,૩૮૦ વિદ્યાર્થી બાળકો ભણતાં હતાં. બે યુનિવર્સિટીઓ અને કેટલીક કૉલેજો છે. રાજ્યની પેદાશ મુખ્યત્વે જકાતની જ પેદાશ છે. ૧૯૩૪માં પેદાશ ૨,૨૯,૧૯,૮૮૬ બોલીવિયેનોઝ, (એક જાતનો ત્યાંનો સિક્કો છે.) ખર્ચ ૩,૫૩,૮૩,૯૦૫ બોલીવિયેનોઝની છે. રાજ્યની પોતાની બેંક છે.

બોલીવીયાનો પોણો ભાગ વિકાસ વગરનો જ રહ્યો છે. ૪૯,૪૦,૦૦૦ એકરમાં જ ખેતી થાય છે. અનાજ, બટાટા, કૉફી, રબર, અને કોકો ત્યાંની પેદાશ છે. રબર વધારે પ્રમાણમાં પેદા થાય છે. આ દેશની જમીનમાં રૂપું, તાંબું, શીશું, જસત, સુરમો, બિસ્મથ, વુલફ્રામ, સોનું, નીકળે છે, પણ વિકાસ માગે છે. જગતની કલાઈનો ચોથો ભાગ બોલીવીયામાંથી નીકળે છે. બોલીવીયામાંથી ૨૧,૪૦૦ ટન કલઇ, ૧૨૮ ટન ચાંદી, ૫,૪૪૮ ટન શીશું, ૨,૦૧૬ તાંબુ ટન, ૧૨,૯૬૮ ટન જસત, ૧,૪૬૯ ટન સુરમો, ૧૯૩૨ની સાલમાં નીકળ્યો હતો. સોનું પણ ૧૨,૨૮૧ રતલ નીકળ્યું હતું. થોડું પેટ્રોલ પણ થાય છે. બોલીવિયા પાસે કોઇ બંદર નથી. આમાઝોન નદીનાં બંદરો મારફતે માલની લેવડદેવડ થાય છે.

**બ્રસેલ્સ** : એ બેલ્જીઅમનું મોટું નગર અને બંદર છે. એની વસતિ ૮,૮૬,૦૦૦ ની છે.

**બ્રહ્મદેશ** : હિંદની આસામ સરહદ ઉપર બ્રહ્મદેશ આવેલું છે; પરંતુ ઊંચા ઊંચા પહાડો ઓળંગીને અને ભયંકર જંગલોમાંથી રસ્તો જતો હોવાથી જમીન માર્ગે ત્યાં મુસાફરો જતાં નથી. કલકત્તા અને મદ્રાસથી નિયમિત સ્ટીમરો મારફતે ત્યાં જવાય છે. બ્રહ્મદેશ હાલમાં જાપાનિઝોએ જીતી લીધો છે. એ પાછું મેળવવા માટે એના ઉપર અંગ્રેજોએ આસામ ઉપર આક્રમણ કર્યું છે. એ માટે મહાયુદ્ધો ચાલે છે. જાપાનિઝોનો સામનો મજબૂત છે. બ્રહ્મદેશનું ક્ષેત્રફળ ૨,૩૭,૦૦૦ ચો. માઇલનું છે અને વસતી ૧૯૩૧ માં ૧૪,૬૬,૬૧૨ ની હતી.

બ્રહ્મદેશની લંબાઇ વધારેમાં વધારે ૧,૨૦૦ માઈલ અને પહોળાઇ ૫૦૦ માઇલોની છે. ઇરાવતી, ચીદવીન અને સીતાંગ નદીની ખીણોમાંનો એક પ્રદેશ છે. બીજો સાલ્વીન નદીની ખીણનો પ્રદેશ છે. બ્રહ્મદેશના નીચેના ભાગમાં વરસાદ પુષ્કળ પડે છે. ઊંચેનો ભાગ ( અપર બરમા ) થોડા વરસાદવાળો છે. ઇરાવતી નદી ૧,૨૦૦ માઇલ લાંબી નદી છે.

**ઋતુ**—બ્રહ્મદેશ તંદુરસ્ત દેશ ગણાય છે, પણ હવે મેલેરીઆ વધે છે. જ્યાં વરસાદ ઘણો પડે છે, તે ભાગ બીમારીવાળો છે. બાકીનો પ્રદેશ સુકો હોવાથી તંદુરસ્ત છે. વરસાદ ૩૭

ઈંચથી ૧૦૦ ઈંચ સુધી જુદા જુદા ભાગોમાં પડે છે. આરાકાનમાં વરસાદ ઘણો વધારે છે. ઉનાળામાં ગરમી રહે છે. શિયાળામાં વધારે ઠંડી પડતી નથી. ચોમાસામાં પુષ્કળ વરસાદ પડે છે.

**પાકો**—બ્રહ્મદેશની જમીન ઘણી ફળદ્રુપ છે. ખેતી ઉપર ૬૬ ટકા પ્રજા નભે છે. મુખ્ય પાક ચોખાનો છે; પરંતુ બીજાં અનાજો પણ પુષ્કળ થાય છે. બ્રહ્મદેશમાં વાલ, મગ, શેરડી, કંદો, ફળો પુષ્કળ થાય છે. ફળોમાં દુરિયાન અને મંગુસ્તાન નામનાં બે સરસ ફળો નવાં થાય છે. બ્રહ્મદેશમાં ચોખાની વાવણી ૧,૨૫,૧૧,૦૦૦ એકરોમાં, મગફળી ૪,૨૦,૦૦૦ એકરોમાં, તલ ૧૨,૦૨,૦૦૦ એકરોમાં, તમાકુ ૮૭,૦૦૦ એકરોમાં, કપાસ ૨,૨૮,૦૦૦ એકરોમાં, જુવારી ૬,૫૮,૦૦ળ એકરોમાં, કઠોળ ૨,૦૦,૦૦૦ એકરમાં અને મકાઈ ૨,૨૧,૦૦૦ એકરમાં વવાય છે. કુલ બે કરોડ એકરોમાં અનેક જાતના પાકો થાય છે. બ્રહ્મદેશનું કુલ ક્ષેત્રફળ ૧૦ કરોડ એકરોનું છે.

**માછલીઓ**—બ્રહ્મદેશીઓ બુદ્ધ ધર્મીઓ છે, પણ માછલીઓનો આહાર કરે છે. માંસ પણ ખાય છે. દૂધ, ઘી તેઓ ખાતાં નથી. માછલી પકડવાનો ઉદ્યોગ વિશાળ પાયે ચાલે છે. હજારો માણસો એ ઉદ્યોગમાં રોકાયેલા છે

**જંગલો**—બ્રહ્મદેશનાં જંગલો બહુ કિંમતી છે. આ જંગલો માટે જ અંગ્રેજોએ બ્રહ્મદેશનું આક્રમણ કર્યું હતું. કુલ જંગલો ૨,૦૫,૫૭,૫૯૮ એકરોમાં છે. પાકો સાગ પુષ્કળ છે. કુલ ૨ કરોડ રૂપિયાનું લાકડું પરદેશો ખાતે દર વરસે ચડે છે. આ જંગલોમાંથી ઘણાંએક અંગ્રેજી કંપનીને પટે અપાયાં છે. બામ્બુ, કાથો, રબર વગેરે જંગલોની અનેક વસ્તુઓની નિકાસ થાય છે. જંગલોનું વ્યવસ્થાસર અને શાસ્ત્રિય રક્ષણ ચાલુ છે.

**ખનીજો**—બ્રહ્મદેશમાંથી નીચે પ્રમાણે ખનીજો પેદા થયાં હતાં. અંબર ૧૧,૪૪૨ હંડ્રવેટ, સોનું ૪૬,૬૦૬ ઔંસ, માણેક ૩,૦૨,૫૮૩ કેરેટ, ચાંદી ૫૯,૯૮,૯૫૬ ઔંસ, તાંબાની ધાતુ ૯,૭૨૯ ટન, લોઢું ૬,૫૦૦ ટન, શીશું ૭૧,૨૯૨ ટન, નીકલની ધાતુ ૩,૫૭૯ ટન, પોટ્રેલીઅમ ૨૫ કરોડ ગેલન, ટીન (કલઇ) ૨,૫૧,૧૫૮ ટન, ટંગસ્ટન ૧,૦૪,૮૨૦ ટન, વુલ્ફ્રામ ૩,૦૨,૫૧૬ ટન, ગેસોલાઇન ૭૦,૮૯,૨૦૬ ટન અને બીજાં ઘણાં ખનીજો થાય છે. બ્રહ્મદેશ હિંદને ચોખા, પોટ્રેલીઅમ, લાકડું પૂરું પાડે છે. આ દેશ અંગ્રેજોને માટે ખૂબ કિંમતી પ્રદેશ છે.

**ઉદ્યોગો**—મુખ્ય ઉદ્યોગો તેલ, ચોખા સાફ કરવાનો અને ઇમારતી લાકડાનો એમ ત્રણ છે. સર્વે ઉદ્યોગો મોટે ભાગે યુરોપિયનોના હાથમાં છે. બ્રહ્મીઓને મજૂરીમાત્ર મળે છે. કુલ ૪૬૮ મોટાં કારખાનાંમાં ૭૮,૭૩૬ મજૂરો કામ કરે છે. મજૂરો સૌ હિંદથી આવે છે. બ્રહ્મદેશીઓ શારીરિક મજૂરી કરતા નથી. એમની ખેતીનું કામ ઘણા મદ્રાસી મજૂરો કરે છે. મિલો માટે પણ દર વરસે લાખો મજૂરોની આયાત કરાય છે.

સાધારણ ઉદ્યોગોમાં લાખનાં કારખાનાં, તેલબિયાં પીસવાનાં કારખાનાં, દોરડાં બનાવવાનાં કારખાનાં, ઈંટોનાં કારખાનાં, જિનો પ્રેસો, રસાયનનાં કારખાનાંઓ, હાડકાં દળવાની ઘંટીઓ, કાચનાં નાનાં કારખાનાં છે. ખાંડનાં અને દિવાસળીનાં મોટાં કારખાનાં છે. બ્રહ્મદેશના વાસીઓ મજૂરી મહેનત, ઉદ્યોગો અને વેપારમાં પછાત છે. યુરોપિયનોના હાથોમાં મુખ્ય ઉદ્યોગો અને ચીનીઓ તથા હિંદીઓના હાથોમાં નાના ઉદ્યોગો છે. ગૃહઉદ્યોગોમાં કાપડ, રેશમ, વણાટ, લાકડાની કારીગરીની વસ્તુઓ, લેધર વર્કસ, ચીરૂટ, દેશી છત્રીઓનાં કારખાનાં વગેરે અનેક જાતનાં કારખાનાં છે. લોકો કલા કારીગરીમાં હોશિઆર છે. કુલ ૧૨૭ લાકડાં કાપવાની મિલો છે. નાનાં મોટાં મળી કુલ ૯૪૮ કારખાનાંઓ છે.

**લોકો**—બ્રહ્મદેશમાં બરમી લોકો વસે છે. બીજા શાન, કરેન, આરાકાનીઝ વગેરે જાતો પણ બ્રહ્મદેશનાં સગહદન ભાગોમાં વસે છે. બ્રહ્મીઓ મોજશોખ ભરેલી આયાસી જિંદગી ગુજારે છે. એઓનો દેશ ફળદ્રુપ છે. ઋતુઓને માનતા નથી ચીનાઓ, હિંદીઓ અને બીજા વર્ણો સાથે ત્યાંની સ્ત્રીઓ ઘરવાસ માંડે છે. સ્ત્રીઓ સ્વતંત્ર છે. ધંધો, દુકાનદારી વગેરે સ્ત્રીઓ કરે છે. બ્રહ્મી સ્ત્રીઓ સુઘડ, ચતુર, ભણેલી, સુંદર દેખાવની છે બ્રહ્મદેશના લોકો મૂળ મોંગોલીઅન જાતીના હોવાથી ચપટાં નાક અને પહોળા ગાલનાં હાડકાં ધરાવે છે. બ્રહ્મીઓ બુદ્ધધર્મી છે સેંકડો સુંદર બુદ્ધમંદિરોથી બ્રહ્મદેશ ભરેલ છે. બ્રહ્મીઓની ભાષા મિશ્ર છે. લિપિ સિલોનને મળતી છે. સાહિત્ય બહુ ખેડાયેલું નથી. લોકો ઉપર હિંદી અસર ખૂબ છે.

**ઇતિહાસ**—બ્રહ્મદેશમાં તેલંગ અને બીજા રાજ્ય-વંશો થયા છે. છેલ્લા બ્રહ્મદેશીય રાજા થીબો પાસેથી લોર્ડ ડેલ્હાઉઝીએ બ્રહ્મદેશ પડાવી લીધું હતું. હાલ જાપાનિઝોના હાથમાં છે. બ્રહ્મદેશ બ્રહ્મદેશીઓ માટે છે, એવો પવન હમણા ચાલે છે. એમને હિંદીઓ બહુ અકારાં થઇ પડયાં છે. યુરોપિયનો વિરૂદ્ધ બોલી શકતા નથી. બુદ્ધ ધર્મગુરુઓ (ફુંગીઓ)નું રાજ્યકારણમાં ઘણું જોર છે.

**વેપાર**—બ્રહ્મદેશમાં રંગુન, અકયાબ, મોલ્મીન, બસીન એ મોટાં બંદરો છે. વેપાર યુરોપિયન, હિંદીઓ અને ચીનાઓના હાથોમાં છે. ખનીજો લગભગ ૨૦ કરોડ રૂપિયાની કિંમતનાં દર વરસે નિકાસ થાય છે. હિંદ ખાતે દર વરસે બ્રહ્મદેશથી ૧૦ થી ૧૨ લાખ ટન ચોખા આયાત કરાય છે. નિકાસ વેપાર પરદેશી લગભગ ૨૦ કરોડનો અને આયાત ૧૦ કરોડની છે. હિંદ અને બીજા પાડોશી દેશો સાથે નિકાસ ૨૭ કરોડની અને આયાત ૧૦ કરોડની છે. આયાત વેપારમાં કાપડ, યંત્રો, ધાતુઓ પેક કરેલો વિલાયતી ખોરાક મુખ્ય છે. હિંદ સાથે મોટો વેપાર છે.

**મોટાં શહેરો**—રંગુનની વસતિ પાંચ લાખ જેટલી છે. નદી અને સમુદ્ર તેમ જ રેલ્વે મારફતે મોટો વેપાર આ બંદરમાં છે. સુંદર અને સારી બાંધણીનું આ શહેર છે. હિંદીઓ ચીનાઓ, અને યુરોપિયનોનાં કારખાનાંઓ પુષ્કળ છે. મોલ્મીનની વસતિ ૧ લાખની છે, એ બંદર સારું નથી, માંડલે જૂની રાજ્યધાની અને રેલ્વેનું મોટું જંકશન છે. બસીન, અકયાબ એ સારાં બંદરો છે.

**હિંદ સાથે વેપાર**—હિંદમાં બ્રહ્મદેશથી આયાત નીચે મુજબ છે. (૧૯૪૧-૪૨ ની.)

| વસ્તુ | રૂા. ૧૦૦૦ |
|---|---|
| મીણબત્તી | ૧,૩૦૩ |
| કાથો રંગનો | ૮૮૭ |
| ફળો | ૩૪૯ |
| અનાજ | ૧,૯૬૮ |
| કઠોર | ૬,૯૩૮ |
| ચોખા | ૧,૩૫,૪૩૯ |
| ચામડાં | ૬૭૧ |
| લાખ | ૭૫૬ |
| દિવાસળી | ૨,૧૭૦ |
| રબર | ૧,૬૪૨ |
| તેજાના | .૨૩૦ |
| સાગનું લાકડું | ૨૯,૩૪૯ |
| કુલ | ૨,૯૪,૭૪૯ હજાર રૂા |

નિકાસ વેપાર હિંદથી આવતી મુખ્ય વસ્તુઓ નીચે મુજબ છે. (૧૯૪૧–૪૨)

| વસ્તુ | હજાર રૂ. |
|---|---|
| બૂટ્સ | ૧,૨૩૯ |
| કોલસો | ૪,૮૧૦ |
| કોગી | ૨૦૨ |
| કાથો દોરડીનો | ૬૧૯ |
| દવાઓ | ૫૦૮ |
| માછલી સુકેલી | ૨,૦૨૧ |
| ફળો સુકાં | ૧,૯૫૭ |
| કઠોળ | ૪૧૮ |
| ઘઉં | ૩,૯૫૨ |
| લોહાની વસ્તુઓ | ૮૭૩ |
| શીંગદાણાનું તેલ | ૪,૯૩૪ |
| અળસીનું તેલ | ૨૨૨ |
| સરસીનું તેલ | ૨૦૦ |
| રંગો | ૧,૧૩૦ |
| કાગળો | ૨,૩૦૮ |
| શીંગદાણા | ૧,૨૫૨ |
| તલ | ૫૮૬ |
| સોપારી | ૯૮૮ |
| ખાંડ | ૨૧૪ |
| ચા | ૧,૭૪૨ |
| સુતર | ૧૬,૫૬૨ |
| કાપડ કોરું | ૩,૮૩૫ |
| ,, સફેદ | ૪,૯૨૮ |
| ,, રંગીન | ૧૫,૯૭૧ |
| બારદાન જ્યૂટનું | ૧૨,૦૭૧ |
| જ્યૂટનું કાપડ | ૧૩૪ |
| તમાકુ | ૧,૪૦૩ |
| સીગારેટ | ૧,૦૧૧ |
| બીજી જાતો | ૭૬૫ |
| કુલ | ૧,૧૭,૩૫૮ |

**બ્રહ્મપુત્રા :** આ નદી હિંદમાં સૌથી મોટી છે. એની લંબાઇ ૧,૮૦૦ માઇલની છે. ટીબેટના માનસરોવરમાંથી સિંધુની પેઠ નીકળે છે. હિમાલયની પૂંઠેથી વહી આસામમાંથી થઈ બંગાળામાં આવી ગંગાને મળે છે. બંગાળના ઉપસાગરમાં પડે છે. એમાં કોઇ મોટી નહેરો બાંધી નથી.

**બ્રાઝિલ :** આ દેશ દક્ષિણ અમેરિકામાં આવ્યો છે. ઇ. સ. ૧૫૦૦ ની તા. ૩ મેના દિવસે પોર્ટુગિઝ એડમિરલ પેડ્રો આલ્વેરેઝ કેબ્રેલે એને શોધી કાઢયો હતો. એ ઈ. સ. ૧૮૮૯ થી પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે. વીસ નાનાંનાનાં રાજ્યોનું એ સંયુક્ત રાજ્ય છે. સૌ રાજ્યોનાં જુદાંજુદાં બજેટો પણ છે. રક્ષણનું કામ મધ્યસ્થ સરકારનું છે. પ્રેસિડેન્ટને પ્રધાનોનું મંડળ શાસનમાં મદદ આપે છે. બ્રાઝિલ મોટો દેશ છે. એનું ક્ષેત્રફળ ૩૨,૭૫,૫૧૦ ચો. માઇલનું છે. એની વસતિ ૪,૩૩,૨૩,૬૬૦ ની છે. હિંદથી બરાબર બેવડા મોટા પ્રદેશની વસતિ હિંદના દશ ટકા માત્ર છે. વસતિ ૧૫,૬૫,૯૬૧ પરદેશીઓની બનેલી છે. ભાષા પોર્ટુગિઝ છે. ઇટાલીયનો વધારે પ્રમાણમાં વસે છે. રીઓ–ડ–જાનેરો મુખ્ય શહેર છે. એની વસતિ પંદર લાખની છે. સાઓપાલો શહેરની વસતિ ૧૦,૫૨,૫૪૧ ની છે. એસ. સાલ્વાડોરની વસતિ ૮૫,૨૦,૫૧ ની છે. મૂળ નિવાસી રાતા ઇન્ડિયનો ૧,૦૦,૦૦૦ વસે છે.

આ દેશની વસતિ રોમન કેથોલિક છે. છતાં ધર્મ સ્વતંત્રતા રાજ્યે સ્વીકારી છે. વસતિમાં શિક્ષણ ફરજિયાત નથી, પણ મુક્ત છે. કુલ ૩,૯૭૩ છોકરાઓની અને ૨,૧૬૭ છોકરીઓની સ્કૂલો છે. આ સિવાય ૨૯,૨૯૫ છોકરાં, છોકરીઓની મિશ્ર સ્કૂલો છે. કુલ ૨૨,૮૪,૮૩૨ બાળકો આ સ્કૂલમાં ભણે છે. ન્યાયની પદ્ધતિ આધુનિક અને વિસ્તૃત છે. ઈ. સ. ૧૯૩૫ માં ૨,૧૬,૯૫,૫૭,૦૦૦ મીલરે (ત્યાંના સિક્કાઓ) પેદાશ અને ૨,૦૯,૧૬,૮૪,૪૮૪ મીલરે ખર્ચ થયું હતું. આ રાજ્ય ઉપર ૧૦ કરોડ પૌન્ડ બ્રિટિશ, ૫૨ કરોડ ડોલર અમેરિકાનું કરજ હતું, તેનું વ્યાજ અપાય છે.

દરેક બ્રાઝીલીઅન ફરજિઆત ૨૧ વરસથી ૪૪ વરસ સુધી સૈનિક શિક્ષણ લે છે. નવ વરસ આ તાલીમ લેવી પડે છે. બ્રાઝિલ પાસે સાધારણ નાની મનવારોનો કાફલો પણ છે. થોડાં વિમાનો પણ છે.

બ્રાઝિલ ખેતીપ્રધાન દેશ છે. પણ ખેતીનો વિકાસ થયો ન હોવાથી પોતાની પ્રજા પૂરતું અનાજ પેદા કરી શકતું નથી. ઘઉં અને આટો એને મોટા પ્રમાણમાં પરદેશોથી આયાત કરવા પડે છે. જમીન પુષ્કળ ફળદ્રુપ અને સગવડવાળી છે; પરંતુ જનસંખ્યાની ખામી છે. જમીન પુષ્કળ છે. ૧॥। કરો એકરમાં ખેતી થાય છે. આમાં ૪,૧૩૩ હજારમાં તો કોફી વાવવામાં આવી છે. ૭૦ લાખ એકરમાં મકાઈ, ૧૩। લાખ એકરમાં ચોખા વવાય છે. આખા જગતમાં કોફીની પેદાસમાં બ્રાઝિલનો નંબર પહેલો છે. કોકોઆની પેદાસમાં બીજો છે. તમાકુ અને ખાંડની પેદાસમાં ત્રીજો નંબર છે. નિકાસ વેપારમાં કોફીની નિકાસે ૭૨.૭ ટકા જેટલો એટલે લગભગ ०॥। ભાગ રોકયો હતો. ૧૯૩૪ માં કોફીના કરોડ ગુણી થઇ, તેમાં ૧॥ કરોડ ગુણી પરદેશો ખાતે ચડાવવામાં આવી હતી. નારંગીઓની નિકાસ પણ જોસબંધ ચાલુ છે. ઇન્ડિઆ રબર ૬.૮૭૫ ટનની ચડત થઈ હતી. કુલ ૪। કરોડ શીંગડાવાળા ઢોરો બ્રાઝિલમાં હતાં. ૧ કરોડ ઘેટાં અને ૫૨ બકરાં હતાં, ૬૬ લાખ ઘોડા હતાં.

બ્રાઝિલની ખાણો અને વનો અગત્યનાં છે. ઇ. સ. ૧૯૩૩ માં ઇમારતી લાકડાની નિકાસ ૧,૦૧,૯૬૭ ટનની થઇ હતી. મેંગેનિઝ ધાતુની નિકાસ ૨૪,૮૯૩ ટનની હતી. ૩॥। લાખ ટન કોલસા કઢાયા હતા. પોલાદ અને લોઢું ૧ લાખ ટન નીકળ્યું હતું. ૧૯૩૪ માં ૬૧,૦૩,૯૦૪ ગ્રામ સોનું નીકળ્યું હતું. હીરાની ખાણો પણ છે. મોનાઝાઈટ ધાતુનો મુખ્ય ભાગ જગતને બ્રાઝિલમાંથી મળે છે. બ્રાઝિલમાં કુલ ૩૪૭ કાપડની મિલો હતી. એમાં ૨૬। લાખ સ્પિન્ડલ હતી. ૧૩ રેશમની મિલો હતી. ૩૫ ઊનનું કાપડ વણવાની મીલો હતી. ૧૬ જ્યૂટની મિલો, ૧૮ કાગળની મિલો, ૨,૦૦૦ નાનાં તમાકુનાં કારખાનાંઓ, ૨૧૬ નાનાં ખાંડનાં કારખાનાંઓ, આટાનાં કારખાનાંઓ પણ હતાં. ૭ લાખ અશ્વબલનાં, ૫૦૦ નાનાં વિજળીનાં કારખાનાંઓ પણ હતાં.

બ્રાઝિલની આમદાની માલની કિંમત પૌન્ડ ૨,૫૪,૬૭,૩૦૬ ની ૧૯૩૪ માં હતી. નિકાસ માલની કિંમત ૩,૫૪,૪૧,૩૭૩ પૌન્ડની હતી. મુખ્ય નિકાસ કોફી, રબર, તમાકુ, ખાંડ, ચા, કોકોઆ, ચામડું, કપાસ વગેરે હતી. આયાત મોટરો, કાપડ, રસાયનો, લોઢું, પોલાદ, કોલસો, યંત્રો, ઘઉં અને આટો હતાં. સ્ટીમરો કુલ ૨૬૬, ટન ૪,૩૮,૭૮૧ હતી.

**બ્રાન્ડી** (દારૂ) : એનો ઉપયોગ દવા તરીકે સરસ છે. શરીરમાં ચેતન લાવે છે. માલીસ પણ કરી શકાય છે. યુરોપ અમેરિકામાં એનો ઉપયોગ પીણા તરીકે વિશેષ પ્રમાણમાં કરે છે; પરંતુ એમાં કેફ છે, એટલે વિશેષ ઉપયોગથી માણસ ભાન ભૂલે છે. એની ટેવથી માણસ દારૂડીઓ બને છે. બ્રાન્ડી એ વનસ્પતિ (દ્રાક્ષ, બટાટા વગેરે) નો રસ છે. એ વનસ્પતિઓને સડાવી એનો રસ કાઢે છે. જેમ બ્રાન્ડી જૂની તેમ સારી ગણાય છે. સારી બ્રાન્ડીને સેમ્પેન અને કાગનાક કહે છે. એ પારદર્શક હોય છે. હિંદમાં બ્રાન્ડી પરદેશોથી (વિશેષ ગ્રેટબ્રિટનમાંથી) આવે છે. ૧૯૪૦–૪૧ માં ૬૧,૫૦૦ ગેલન નવ લાખ રૂપિયાનો અને ૧૯૪૧–૪૨ માં ૭૦,૦૦૦ ગેલન ૧૦ લાખ રૂપિયાની આવી હતી. કુલ દારૂ હિંદમાં પરદેશોથી રૂા. ૨૬૫ લાખનો આયાત થયો હતો. એ આપણને પશ્ચિમની સંસ્કૃતિની ભયંકર ભેટ છે.

**બ્રાસ** (પિત્તળ) : તાંબુ અને જસત મેળવીને આ મિશ્ર ધાતુ બનાવે છે. પિત્તળના વાસણોનો ઉપયોગ ખાટા અને કસાઇ જાય તેવા પદાર્થો માટે અંદર કલઇ લગાવીને થઇ શકે છે. સાધારણ રીતે ૬૪ ભાગ ત્રાંબુ અને ૩૬ ભાગ જસત એમાં મેળવે છે. પિત્તળ ઘણે ભાગે યુરોપથી આયાત થાય છે. પિત્તળના તારો પણ બની શકે છે. ઢાળા પણ ઢળાઈ શકે છે. મુસલમાનો પિત્તળને અપવિત્ર સમજી વાપરતા નથી. દર વરસે પરદેશોથી ૧૦ થી ૧૨ લાખના પતરાં આયાત કરાય છે.

**બ્રિટિશ આયાત નિકાસ:** હિંદની કુલ નિકાસ અને આયાતનું મુખ્ય ઘરાક યુ. કિંગડમ છે. ૩૦-૩૫ ટકા આયાત નિકાસ બ્રિટનની સાથે થાય છે. બીજાં પરદેશોના ઉપર હિંદી સરકારે ભારે જકાતો નાંખી છે; પરંતુ અંગ્રેજી માલને ખાસ લાભ આપીને ઓછી જકાતનો લાભ આપ્યો છે. દાખલા તરીકે પરદેશી કાપડ ઉપર હિંદી કસ્ટમ ખાતું પચાસ ટકા જકાત લે છે. જ્યારે બ્રિટિશ બનાવટના કાપડ ઉપર માત્ર ૧૧ થી ૧૭ ટકા હિંદી જકાત છે. બ્રિટને સામે ચાર લાખ ગાંસડી હિંદી કપાસ લેવા કબૂલ કર્યું છે.

હિંદમાં આયાત થએલી વસ્તુઓ નિચે મુજબ છે:

| | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ | ૧૯૪૧–૪૨ |
|---|---|---|---|
| **વસ્તુઓ** | **૧૦૦૦ રૂા.** | **૧૦૦૦ રૂા.** | **૧૦૦૦ રૂા.** |
| બનાવટી રેશમ | ૬૯ | ૨૧૪ | ૭૨૭ |
| શસ્ત્રો | ૪,૧૦૫ | ૩,૬૭૦ | ૩,૧૬૮ |
| બનાવટી રેશમનું કાપડ | ૧,૨૧૫ | ૧,૭૧૧ | ૨,૪૬૧ |
| કારખાના માટે | | | |
| ચામડાના પાટા | ૩,૪૬૮ | ૩,૮૪૫ | ૪,૧૩૦ |
| મિલો માટે બોબીન | ૨,૮૫૪ | ૨,૮૫૨ | ૪,૪૩૭ |
| અંગ્રેજી પુસ્તકો | ૪,૪૭૯ | ૩,૩૬૬ | ૩,૩૨૦ |
| બૂટો ચામડાનાં | ૨૨૪ | ૨૨૮ | ૨૭૩ |
| બાંધકામના પદાર્થો | ૧,૪૬૮ | ૯૮૮ | ૧,૨૯૦ |
| ગાડી ગાડાંઓ | ૪૫૩ | ૩,૪૦ | ૨,૧૦ |
| ચીની માટી | ૧૯,૦૮ | ૯,૧૭ | ૫,૮૫ |
| સુતર | ૩૧,૬૪ | ૧૯,૬૩ | ૮,૪૮ |
| કાપડ કોરું | ૧૯,૫૩ | ૪,૬૦ | ૧,૭૦ |
| કાપડ સફેદ | ૧,૮૮,૫૯ | ૯૬,૫૬ | ૬,૧૯૫ |
| કાપડ રંગીન | ૧,૫૩,૫૪ | ૯૨,૩૦ | ૯૦,૫૧ |
| બીજું કાપડ | ૫૭,૫૮ | ૬૭,૪૭ | ૭૭,૫૩ |
| કટલરી | ૧૨,૧૨ | ૧૦,૬૮ | ૯૧૦ |
| સાઈકલ | ૫૭,૦૨ | ૪૫,૬૪ | ૬૧,૨૧ |
| દવા | ૧,૦૪,૩૫ | ૧,૧૦,૧૦ | ૧૧,૨૯૯ |
| રંગો | ૪,૯૪૯ | ૭,૬૯૩ | ૧૬,૫૦૦ |
| ચીની વાસણો | ૧,૪૫૩ | ૧,૪૪૫ | ૨,૩૧૬ |
| શણ | ૧,૩૮૩ | ૧,૩૫૯ | ૧,૨૮૬ |
| ફરનીચર | ૫૩૦ | ૫૨૬ | ૩૩૩ |
| કાચ, કાચકામ | ૧,૦૨૦ | ૧,૬૭૧ | ૨,૬૬૪ |
| ભરતકામ | ૭૨૮ | ૭૬૦ | ૮૬૪ |
| લોઢાનું કામ | ૮,૫૮૩ | ૭,૯૭૧ | ૭,૧૦૯ |
| નાનાં નાનાં યાંત્રિક સાધનો | ૨૬,૪૦૭ | ૨૬,૮૬૭ | ૨૮,૩૩૭ |
| હાથી દાંત | ૧૫ | ૧૭ | ... |
| ઝવેરાત | ૩૦૬ | ૨૨૦ | ૧૭૩ |
| જ્યૂટની બનાવટો | ૩૭ | ૭૦ | ૮૦ |
| ચામડાંની બનાવટો | ૩,૪૯૦ | ?,૨૦૨ | ૪,૭૧૩ |
| દારૂની જાતો– | | | |
| એલે, બીયર, અને પોર્ટર | ૪,૮૨૭ | ૪,૮૯૧ | ૫,૩૭૪ |
| સ્પિરિટ | ૯,૮૪૭ | ૮,૧૭૧ | ૧૦,૮૭૪ |
| વાઇન | ૭૮૪ | ૮૦૯ | ૫૨૧ |
| યંત્રો અને મિલનાં સાધનો | ૮૯,૨૫૫ | ૭૦,૦૬૫ | ૭૯,૧૨૪ |
| યંત્રો | ૬,૦૪૫ | ૩,૮૭૦ | ... |
| ખનીજ વગરનું તેલ | ૧,૦૯૨ | ૯૫૦ | ૬૯૪ |
| પેકબંધ એંજિન– | | | |
| અને બોઇલર | ૪૨૯ | ૪૯૦ | ૫૭૨ |
| રંગ કરવાનાં સાધનો | ૬,૨૭૨ | ૬,૨૮૨ | ૭,૫૩૧ |
| કાગળ અને પૂંઠાં | ૭,૬૮૯ | ૬,૬૯૨ | ૮,૧૪૮ |
| ડામર | ૨૦૨ | ૧૩૧ | ૨૬૧ |
| પાલિસ | ૨,૨૬૬ | ૧,૯૨૪ | ૨,૪૪૮ |
| કીંમતી પથરા | ૫૫૪ | ૬૪૩ | ૧૮૩ |
| છાપકામની વસ્તુઓ | ૨,૨૪૦ | ૧,૨૯૧ | ૧,૪૪૩ |
| પેક કરેલ ખોરાકી વસ્તુઓ | ૧૩,૪૩૫ | ૧૦,૦૭૧ | ૪,૨૭૬ |
| રબરની વસ્તુઓ | ૪,૭૩૩ | ૭,૩૭૦ | ૭,૨૩૫ |
| સાબુ | ૧,૫૯૪ | ૮૯૬ | ૯૮૯ |
| લખવાની વસ્તુઓ | ૩,૨૮૭ | ૩,૨૧૩ | ૩,૨૧૦ |
| ઊનની વસ્તુઓ | ૪,૫૭૩ | ૪,૮૩૬ | ૬,૦૫૦ |
| આમદાની કુલ— | ૪,૧૬,૧૬૫ | ૩,૫૯,૩૯૨ | ૩,૬૬,૧૬૬ |

પરચુરણ વસ્તુઓની કેટલીક છોડી દીધી છે.

**નિકાસની વસ્તુઓ**—હિંદમાંથી નિકાસ થયેલી વસ્તુઓ મુખ્ય નીચે મુજબ હતી.

| | | | |
|---|---|---|---|
| વાળો જાડો કઠણ | ૩,૫૧૦ | ૧,૩૩૫ | ૧,૨૯૭ |
| કોફી | ૨,૪૦૯ | ૧૪૨ | ૧,૬૧૧ |
| કાથા (દોરડા) ની બનાવટો | ૬,૭૩૭ | ૩,૫૩૯ | ૨,૫૬૯ |
| કપાસ | ૫૨,૮૭૦ | ૩૨,૯૯૩ | ૬૪,૬૬૦ |
| કપાસનો કચરો | ૪,૭૭૩ | ૪,૩૭૮ | ૧૧૫ |
| સુતર | ૧,૬૫૨ | ૭,૧૨૦ | ૧,૮૭૨ |

| | | | |
|---|---|---|---|
| કાપડ | ૨,૩૬૨ | ૧૦,૧૭૩ | ૧૫,૦૮૭ |
| કાચા રંગનો | ૩૨ | ૩૯ | ૪૦ |
| હરડે | ૪,૩૬૪ | ૪,૨૫૭ | ૫,૨૮૬ |
| ચામડાં કાચા | ૧૦,૨૮૪ | ૬,૭૯૧ | ૧૪,૨૧૮ |
| ચામડાં કેળવેલા | ૬૬,૩૧૮ | ૪૯,૯૨૧ | ૪૬,૬૪૦ |
| જ્યૂટ કાચું | ૭૪,૩૬૧ | ૩૦,૯૧૪ | ૩૨,૪૮૪ |
| જ્યૂટ બારદાન | ૭૯,૮૮૫ | ૩૬,૪૬૦ | ૨૧,૭૬૭ |
| જ્યૂટનું કાપડ | ૪૦,૮૨૫ | ૩૪,૬૫૮ | ૩૦,૬૩૩ |
| લાખ | ૨,૪૦૬ | ૨,૫૧૮ | ૪,૫૭૧ |
| ખાતર | ૧,૦૪૦ | ૨,૪૪૩ | ૧,૨૮૪ |
| ખોળ | ૧૧,૫૮૯ | ૫,૦૭૩ | ૯૪૬ |
| મીણ | ૨,૬૭૦ | ૨,૪૬૮ | ૧,૨૩૫ |
| કઠોળ | ૪,૨૧૫ | ૪,૫૧૩ | ૭,૩૩૭ |
| રબર | ૨,૮૬૫ | ૫,૯૮૫ | ૪,૪૮૭ |
| એરંડીઆ | ૨,૧૨૪ | ૮,૬૯૦ | ૧,૯૨૪ |
| સીંગદાણા | ૧૫,૦૬૩ | ૨૪,૭૨૩ | ૩૮,૦૫૦ |
| અળસી | ૨૪,૨૪૬ | ૩૦,૭૧૫ | ૩૩,૦૦૫ |
| સરસી | ૨,૩૩૪ | ૩,૦૬૦ | ૪,૯૧૨ |
| ચા | ૨,૧૩,૩૨૬ | ૨,૫૧,૪૨૨ | ૩,૦૨,૧૨૪ |
| તમાકુ | ૬,૭૬૦ | ૮,૯૯૧ | ૧૩,૭૧૮ |
| ઊન કાચું | ૧૮,૦૮૦ | ૧૩,૪૯૭ | ૧૦,૬૯૦ |
| ઊનનું કાપડ | ૪,૪૫૯ | ૨,૪૩૯ | ૬૭ |
| કુલ નિકાસ | ૭,૨૪,૭૬૭ | ૬,૪૯,૨૯૧ | ૭,૬૮,૪૯૮ |

કેટલીક પરચુરણ વસ્તુઓની જુજ નિકાસ આમાં ગણાવી નથી.

**બ્રિટિશ પાર્લમેંટ:** આ પાર્લમેન્ટના બે વિભાગ છે. અમીર સભા, યુનાઇટેડ કિંગ્ડમના ઉમરાવો, શાહી ડ્યુકો, આર્કબિશપો, મારક્વિસો, અર્લો અને બાઇકાઉન્ટોની બનેલી છે. ચોવીશબિશપ તથા બહેનોને તથા આયર્લૅન્ડના ૨૮ ઉમરાવોને જિંદગી માટે તથા સ્કૉટલૅંડના ૧૬ ઉમરાવોને પાર્લમેંટ ચાલતી હોય ત્યાં સુધી ચૂંટી કાઢવામાં આવે છે. અમીર સભાના કુલ સભ્યોની સંખ્યા લગભગ ૭૪૦ ની છે.

આમ સભામાં ૬૧૫ સભ્યોને બેલેટથી ચૂંટી કાઢવામાં આવે છે. પાર્લમિન્ટ ચાલુ રહે ત્યાં સુધી કેટલાક પ્રાંતોમાંથી ૬૧૫ સભ્યોને બેલેટથી ચૂંટી કાઢવામાં આવે છે. ઇંગ્લેન્ડના ૪૯૨ સભ્યો, વેલ્સના ૩૬, સ્કૉટલૅંડના ૭૪, તથા ઉત્તર આયર્લૅન્ડના ૧૩ સભ્યો હોય છે. આમસભાના સભ્યને ઈ. સ. ૧૯૧૧ થી વાર્ષિક ૪૦૦ પૌંડ આપવામાં આવતા હતા. રકમ વધારીને ૧૯૩૭ માં વાર્ષિક ૬૦૦ પૌંડ કરવામાં આવી છે.

## બ્રિટિશ રાષ્ટ્રિય પ્રધાનમંડળ:

### યુદ્ધમંડળ—

| | |
|---|---|
| વડા પ્રધાન તથા રક્ષણખાતાના પ્રધાન | ધી રાઇટ ઑન. મિ. વિન્સ્ટન ચર્ચિલ |
| ડુમિનિયનના પ્રધાન તથા ડેપ્યુટી વડા પ્રધાન | ,, ,, ક્લિમંડ રિચર્ડ એટલી |
| લૉર્ડ પ્રેસિડેન્ટ ઑફ કાઉન્સિલ | ,, ,, સર જ્હોન એન્ડર્સન |
| કામદાર ખાતું તથા રાષ્ટ્રિય સેવા ખાતાના પ્રધાન | ,, ,, મિ. ઇ. બેવિન |
| વિદેશ મંત્રી | ,, ,, મિ. એન્થની ઈડન |
| ગૃહમંત્રી | ,, ,, હર્બર્ટ મોરિસન |
| ઉત્પાદન ખાતાના પ્રધાન | ,, ,, ઑલિવર લિટલટન |

### યુદ્ધમંડળમાં ન હોય તેવા પ્રધાનો—

| | |
|---|---|
| ચેન્સેલર આફ એકસચેકર | ધી રાઇડ ઑન. સર એચ. કિંગ્સલીવૂડ |
| લડાઈ ખાતાના પ્રધાન | ,, ,, સર જેમ્સ ગ્રીગ |
| હવાઇ ખાતાના પ્રધાન | ,, ,, સર આર્ચીબાલ્ડ સિંક્લર |
| ફર્સ્ટ લૉર્ડ ઑફ એડમિરલ્ટી | ,, ,, આલ્બર્ટ વિક્ટર એલેક્ઝાંડર |
| લૉર્ડ ચેન્સેલર | ,, ,, વાઇકાઉન્ટ સાઇમન |
| હવાઈ ઉત્પાદન ખાતાના પ્રધાન | ,, ,, સર સ્ટેફર્ડ ક્રીપ્સ |
| સંસ્થાનોના મંત્રી | ,, ,, કર્નલ ઓલિવર સ્ટેન્લી |
| હિંદ અને બર્માના પ્રધાન | ,, ,, એલ. એસ. એમરી |
| લૅંકેસ્ટરની ડચીના ચેન્સેલર | ,, ,, આલ્ફ્રેડ ડફ કૂપર |
| અનાજ ખાતાના પ્રધાન | ,, ,, લૉર્ડ વૂલ્ટન |
| સ્કૉટલૅંડ માટેના પ્રધાન | ,, ,, ટોમસ જોન્સ્ટન |
| બૉર્ડ ઑફ ટ્રેઇડના પ્રધાન | ,, ,, હ્યુ ડાલ્ટન |
| લૉર્ડ પ્રિવીસીલ | ,, ,, વાઇકાઉન્ટ ક્રેનબોર્ન |
| કેળવણી ખાતાના પ્રમુખ | ,, ,, આર. એ. બટલર |
| તંદુરસ્તી ખાતાના પ્રધાન | ,, ,, આલ્ફ્રેડ અર્નેસ્ટ બ્રાઉન |
| ખેતીવાડી ખાતાના પ્રધાન | ,, ,, રૉબર્ટ હડસન |
| અવરજવર ખાતાના પ્રધાન | ,, ,, લૉર્ડ લધર્સ |
| ખબર ખાતાના પ્રધાન | ,, ,, બ્રેન્ડન બ્રેકન |

| | | | |
|---|---|---|---|
| પેન્શન ખાતાના પ્રધાન | ,, | ,, | સર ડબલ્યુ જે. વોમર્સ્લી |
| આર્થિક યુદ્ધ ખાતાના પ્રધાન | ,, | ,, | અર્લ ઑફ સેલ્બોર્ન |
| એટર્ની જનરલ | ,, | ,, | સર ડી. સોમર્વેલ |
| મકાન તથા બાંધકામ ખાતાના પ્રધાન તથા ફર્સ્ટ કમિશ્નર ઑફ વર્કસ | ,, | ,, | લૉર્ડ પોર્ટલ |
| પુરવઠા ખાતાના પ્રધાન | ,, | ,, | સર એન્ડ્રયુ રી ડંકન |
| સોલિસિટર જનરલ | | | મેજર સર ડી. પી. મેક્સ્વેલ ફાઇફ |
| પેમાસ્ટર જનરલ | | | ધી રાઈટ ઑન સર વિલિયમ એ. જોવિટ |
| પોસ્ટ માસ્ટર જનરલ | ,, | ,, | મિ. ડબલ્યુ. એસ. મોરીસન |
| નૌકાખાતાના પ્રધાન સિવિલ બોર્ડ | ,, | ,, | કેપ્ટન આર. એ. પિલ્કિંગ્ટન |
| સ્કોટલેન્ડના સોલીસીટર | ,, | ,, | જનરલ સર ડી. ડી. કિંગમરે |

**બ્રેલીલિપિ :** આંધળાઓ માટે આંગળીના સ્પર્શથી વાંચવાની આ લિપિ મો. લુઇ બ્રેલીએ (૧૮૦૯–૧૮૫૨) શોધી કાઢી છે. આખા જગતમાં આંધળાઓને આ લિપિથી શિક્ષણ અપાય છે. અક્ષરો ઉપસાવીને હાથના સ્પર્શથી લાંબા અનુભવ પછી વાંચી શકાય છે. એ લિપિમાં ઘણું સાહિત્ય પ્રકટ થયું છે. ઉપસાવેલાં મીંડાંઓમાં વત્તાઓછા અને આડા અવળા ઉપયોગથી મૂળાક્ષરો બનાવવામાં આવ્યા છે. આંકડા અને ચિહ્નો પણ એ લિપિમાં છે. આંધળા વાંચકો એ જલદીથી વાંચી શકે છે.

**બ્રૉડકાસ્ટિંગ :** રેડીયો દ્વારા ખબરો, સંગીત, નાટકો, ભાષણો વગેરેના પ્રચાર માટે બ્રૉડકાસ્ટિંગનો વિશાળ ઉપયોગ થાય છે. હિંદમાં આ સરકારી નિયંત્રણ નીચે છે. મુખ્ય સ્ટેશનો દિલ્હી, કલકત્તા, મુંબઇ, રાવલપીન્ડી, મદ્રાસ, ત્રીચીનાપોલી, લખનૌ, લાહોર વગેરે છે. પરદેશો સાથે પણ હિંદના ઓલઇન્ડિઆ રેડીઓનો સંબંધ છે. હિંદમાં ૧॥ થી ૨ લાખ લાયસેન્સ ધરાવનારાં છે. યુદ્ધ પછી એનો ભારે વિકાસ થશે. હિંદમાં એ ઉદ્યોગ હજી આવ્યો નથી. બધા રેડીઓ પરદેશોથી આયાત કરાય છે.

**બ્રોન્ઝ (કાંસુ) :** પિત્તળ અને તાંબાની મેળવણીથી બને છે. એમાં રાખેલ પદાર્થ કદાપિ પણ કસાતો નથી.

**બ્રોમાઇન :** એક જાતનું ખનિજ છે. એ વગર ગરમ કરે પ્રવાહી બની શકે છે. એમાં એક પ્રકારની દુર્ગંધી નીકળે છે. એ વિષ છે. એમાં રૂપુ મેળવીને 'બ્રોમાઈડ ઓફ સિલ્વર' બનાવે છે. ફોટોગ્રાફીના કામમાં આવે છે. 'બ્રોમાઈડ ઓફ પોટાશીયમ' દવાના કામમાં લાગે છે.

**બ્લીચિંગ પાઉડર :** (ક્લૉરાઇડ ઑફ લાઇમ) આ પદાર્થ ચૂનામાં ક્લૉરાઇન મેળવવાથી મળે છે. ખૂબ ઉપયોગી છે. કાચ, કાગળ, કપડું વગેરે ધોઈ સફેદ કરવામાં એનો ઉપયોગ છે. યુદ્ધ સમયમાં એની આયાત ઘટી ગઇ છે. હિંદમાં એ હવે થોડું થોડું બને છે. હિંદી કાગળ, કપડાં અને કાચ એ ત્રણેના હિંદી કારખાનાં આ પરદેશી વસ્તુના વગર બંધ થઈ જાય. પરદેશોથી મોટા પ્રમાણમાં આ પાઉડર આયાત થાય છે.

**બ્લૅક લેડ :** અંગ્રેજીમાં એને ગ્રેફાઇટ નામની ધાતુ કહે છે, ખરેખર રીતે તો આ ધાતુ નથી, પણ કારબન છે. એનામાંથી પેન્શીલો બને છે. આ ઈલિક્ટ્રો ટાઇપ બનાવવામાં પણ કામ લાગે છે. આનું બીજું નામ "પ્લમ્બેગો" પણ કહે છે. આ ધાતુ જર્મનીના બેવેરીઆમાં ઘણી મળે છે, એટલે પેન્સિલ બનાવવાનો ઉદ્યોગ ત્યાં ઘણો વિકાસ પામ્યો છે. સિલોન, સાઇબીરીઆ અને ઇગ્લેંડમાં પણ મળે છે. ત્રાવણકોરમાં એની ખાણો છે, પણ વિકાસ મોટો છે. ગ્રેફાઇટને પીસીને તેલ મીલાવી ભઠ્ઠીમાં નાંખી લોઢા ઉપર ચડાવવાનું તેલ પણ બનાવે છે. પેન્સિલનો ઉદ્યોગ હિંદમાં બહુ વિકાસ થાય તેવો છે. કલકત્તામાં એની શરૂઆત થઇ છે.

**બ્લેકિંગ :** બૂટ પૉલીસ માટે કામ લાગે છે. મોટી રકમની પરદેશોથી આમદાની કરાય છે. હાડકાંનો કોલસો, ટર્પેન્ટાઇન તેલ, ખાંડ અને ગંધકનો તેજાબ મીલાવીને આ તૈયાર કરાય છે. હિંદમાં એ સહેલાઇથી બની શકે તેમ છે. એમાં સુરકો મીલાવીને એને પાતળું બનાવી શકાય છે. જીન વગેરે ચામડાંની ચીજો સાફ કરવા માટે ટર્પેન્ટાઇન, મીણ, કોલસાનાં હાડકાં, કોપાલ વારનીસ વગેરે મિશ્ર કરે છે. આ સર્વે પાકી વસ્તુઓ પરદેશોથી આવે છે.





**ભગવદ્ગીતા :** મહાભારતના ભીષ્મપર્વમાં આવેલું ૭૦૦ શ્લોકોનું શ્રીકૃષ્ણે અર્જુનને બોધેલું ગીતા નામે હિંદુઓનું સર્વમાન્ય પુસ્તક છે. તત્ત્વજ્ઞાન, ભક્તિ, નિષ્કામ કર્મનો એમાં સુંદર સમન્વય છે.

**ભરતપુરનું રાજ્ય :** આ દેશી રાજ્યનું ક્ષેત્રફળ આસરે ૧૯૭૨ ચો. માઈલ અને વસતિ ૫,૭૫,૬૨૫ની છે. આ રાજપુતાનાના જાટ રાજ્યની લંબાઇ ૭૬ માઈલ અને પહોળાઈ ૪૮ માઈલની છે. બી. બી. સી. આઇ રેલ્વેની મીટર ગેજ રેલ્વે એમાંથી જાય છે. આ દેશમાં કોઈ મોટો ઉદ્યોગ નથી. નાના નાના ગૃહઉદ્યોગો છે. પશુ ઉછેર માટે જાટો વખણાય છે. પ્રસિદ્ધ લાલ પથ્થરની આ ભાગમાં ઘણી ખાણો છે. મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. બાજરી, ચણા, જુવાર, ઘઉં, જવ, તલ, સરસી, જાંબુ, તમાકુની ખેતી થાય છે.

**ભાવનગર :** ગોહિલવંશના રાજપૂતોનું આ રાજ્ય કાઠિયાવાડમાં આવ્યું છે. એનું ક્ષેત્રફળ ૨,૯૬૦ ચો. માઈલનું અને વસતી ૫,૦૦,૨૭૪ની છે. એની પેદાસ એક કરોડ રૂપિયાની છે. રાજ્ય ધનવાન ગણાય છે. રાજ્યમાં ૧૩ શહેરો અને ૭૦૦ ગામડાંઓ છે. ભાવનગર શહેર રાજ્યધાની અને મુખ્ય બંદર છે. રાજ્યમાં ભાવનગર સ્ટેટ રેલ્વે રાજ્યની માલિકીની છે. બીજાં શહેરો મહુવા, શિહોર, બોટાદ, તળાજા વગેરે છે. ભાવનગર શહેરમાં ૩ કાપડની મિલો, પાંચ વણાટનાં કારખાનાં, ૧ રબરનું કારખાનું, ૧ રેશમનું, ૧ દિવાસળીનું, ૧ નળીઆં બનાવવાનું કારખાનું ૬૧ જિનો પ્રેસો વગેરે છે. રાજ્યનો વેપાર, ૧૯૩૮-૩૯ ૪,૭૦,૨૫,૦૭૫ રૂા., ૧૯૩૯-૪૦ ૩,૩૦,૯૭,૬૨૯ રૂા., ૧૯૪૦-૪૧ ૨,૮૦,૩૩,૦૪૫ રૂા. હતો.

**ભૂખ :** એંજિનને કામ કરવા માટે અને ગરમી ઉત્પન્ન કરવા કોલસાનો ખોરાક જોઇએ છીએ. તેમ મનુષ્યોને ખોરાક જોઇએ છીએ. બંનેને પાણી પણ તરસ મટાડવા જોઇએ છીએ. દરરોજ કામ કરવાથી શરીરમાં ઘસારો થાય છે. ખોરાક એ ઘસારો પુરો પાડે છે. ખોરાકના શુદ્ધ ભાગમાંથી લોહી બને છે. આ ખોરાક માટે મનુષ્યોને કુદરતી તલપ થાય છે. ભૂખ એ કુદરતી બક્ષીસ છે. ભૂખે રહેવાથી મનુષ્ય દુર્બળ, બેબાકળો અને હેરાન થાય છે. રોગી માણસોની ભૂખ મરી જાય છે. અજીર્ણ અથવા અપચાથી પણ ભૂખ મરે છે. ભારી વસ્તુઓ ખાવાથી પણ ભૂખ ઓછી થાય છે. નિયમિત આહાર વિહાર કરનારને ભૂખ નિયમિત લાગે છે. આથી એવા માણસનું આરોગ્ય સુધરે છે. કસરત, ખુલ્લી હવાનું સેવન, નિયમિત ભોજન અને આનંદમાં રહેવું, એ ચાર સારી ભૂખ લાગવા માટે સરસ ઉપાયો છે. શાસ્ત્રિય રીતે જે ઉપવાસ કરે છે. તેથી ઘણાં દર્દો ચાલ્યાં જાય છે. હમણાં બંગાળમાં પડેલા મોટા દુકાળથી લાખો માણસ ભૂખમરાથી મરી ગયાં હતાં. ભૂખથી મરતાં માણસોનો દેખાવ અત્યંત કરૂણાજનક છે. પુરતા ખોરાક વગરની પ્રજા નબળી અને માઈકાંગલી રહે છે.

**ભૂતાન :** હિમાલયની તળેટીમાં આ રાજ્ય આવ્યું છે. એ સ્વતંત્ર રાજ્ય છે. આ રાજ્ય સંબંધી કાંઈ હકીકત બહાર આવી નથી. લેવચા જાતના લોકો અહીં વસે છે. લોકો ટૂંકા જાડા અને સશક્ત છે. ભૂતીઆ લોકો વેપાર માટે સ્થાને સ્થાને છાવણીઓ નાંખે છે. આ દેશ બુદ્ધધર્મી છે. હિંદમાં મુખ્ય આયાત ભૂતાનનાં ટટ્ટુઓ, ખચ્ચરો, ધાબળીઓ, મીણ, માખણ વગેરે છે. હિંદથી કાપડ વિશેષ ભાગે નિકાશ થાય છે. અનાજ પણ નિકાસ થાય છે.

**ભેંસ :** દુધ માટે આ મજબૂત જાનવરને પાળવામાં આવે છે. હિંદના ઘણાંખરા ભાગોમાં ભેંસો થાય છે. આ ભેંસોને ગાયો કરતાં હલકો ખોરાક ચાલે છે. ગાયો કરતાં ભેંસો વધારે મજબૂત વધારે ખોરાક ખાનાર અને વધારે દુધ દેનાર હોય છે. ભેંસનું દુધ વધારે ઘાટુ અને મીઠું હોય છે. એના ગુણો મધુર, પૌષ્ટિક, સ્નિગ્ધ, બળકર અને ભારે છે. પચવામાં મુશ્કેલ છે. આળસ વધારે છે, મંદાગ્નિમાં એ અપથ્ય છે. ચાર જાતની ભેંસો ગણાય છે. (૧) દિલ્હી તરફની ભેંસ પંજાબમાં વ્યાપક છે. સંયુક્ત પ્રાંતથી તે સિંધ સુધી ફેલાયલી છે. એનાં શીંગડા મોટાં અને માથા પાછળ વળેલાં છે. આ દુધ દેનાર ભેંસ ગણાય છે. (૨) આ કદે બહુ મોટી ભેંસ છે. એનાં શીંગડાં પણ મોટાં હોય છે. દુધ પણ વધારે આપે છે, બેડોળ પણ ઠીક છે. ગીરની પ્રખ્યાત ભેંસો આ જાતની છે. (૩) ભૂરા રંગની ભેંસ—આ બહુ દુધ આપતી નથી. (૪) દક્ષિણી ભેંસનાં શીંગડાં સીધાં હોય છે. ભેંસોને પાણીના ખાબોચીઆંના કાદવમાં આળોટવું બહુ ગમે છે. ભેંસોને ખેતીમાં હળ ખેંચવા માટે અને ભારે માલનાં ગાડા ખેંચવા માટે ઉપયોગ થાય છે. એ પ્રાણિ તમોગુણી ગણાય છે.

**ભોપાળ :** મધ્ય હિંદના આ દેશી રાજ્યના રાજ્યકર્તા નવાબ છે. એનું ક્ષેત્રફળ ૬,૯૦૨ ચો. માઇલનું અને વસતિ ૬,૯૨,૪૪૮ની છે. પેદાસ ૭૫ લાખ રૂપિયા જેટલી ગણાય છે. એના નવાબની માતા અને નાની આ રાજ્યની રાજ્યકર્તાઓ હતી. અફઘાન પઠાણ જાતના મુસ્લિમો નવાબો છે. ગૃહઉદ્યોગો ઠીક છે. મોટાં કારખાનાં નથી. હમણા ભોપાળના નવાબ રાજાઓની ચેમ્બરના પ્રમુખ છે.

## ભૌગોલિક દેશોનાં બદલાયેલાં નામો :

| દેશ | રાષ્ટ્રિય નામ અથવા મૂળ નામ |
|---|---|
| જર્મની | ડાઇશલેન્ડ |
| બેલ્જીઅમ | લા બેલ્જીક |
| ઓસ્ટ્રીઆ | ઓસ્ટર રાઇખ |
| આયરિશ ફ્રી સ્ટેટ્ | આયર |
| ઇજિપ્ત | મીશર |
| જાપાન | નિપ્પોન |
| એબિસિનિયા | ઇથિયોપિયા |
| હોલેંડ | નેધર્લેન્ડ |
| સ્વિટઝરલેંન્ડ | હેલ્વેશિયા |
| પર્શિયા | ઇરાન |
| હુંગરી | મેગ્યારોઝાગ |
| ચીન | શુંગકુઓ |
| નોર્વે | નોર્જ |
| સ્પેન | ઇસ્પાતા |
| ગ્રીસ | હેલાસ |
| પોલાંડ | પોલાસ્કા |
| ફિન્લેન્ડ | સુઓમી |

## ભૌગોલિક શોધખોળો : નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| મોહન-જો-ડેરોની સંસ્કૃતિ | ૨૭૦૦ | ઇ. સ. પૂર્વે |
| ઈજિપ્તની સંસ્કૃતિ | ૧૯૦૦ | ,, ,, |
| ઇથોપિયાની સંસ્કૃતિ | ૯૭૧ | ,, ,, |
| એસીરિયનો અને બેબીલિયનોની સંસ્કૃતિ | ૨૨૦૪ | ,, ,, |
| પેલેસ્ટાઇનની યહુદી સંસ્કૃતિ | ૧૯૨૦ | ,, ,, |
| મીડિયા અને ઇરાનીઓની સંસ્કૃતિ | ૭૧૦ | ,, ,, |
| કાર્થેના ફીનીસિયનોની સંસ્કૃતિ | ૮૧૦ | ,, ,, |
| ગ્રીસની સંસ્કૃતિ | ૧૨૦૦ | ,, ,, |
| વેદની સંસ્કૃતિ | ૧૫૦૦ | ,, ,, |
| પંજાબના મહાન સીકંદરના વખતની સંસ્કૃતિ | ૩૨૭ | ,, ,, |
| ચીનમાં માર્કોપોલોની મુસાફરી | ૧૨૭૦ | ઈ. સ. પછી |
| ઇબનબતુટા, આરબ વેપારી પૂર્વ આફ્રિકામાં પહોંચ્યો | ૧૩૨૯ | ,, ,, |
| જ્હોન કેબૅટ, ઈટાલિયન નાવિક ઉ. અમેરિકામાં ગયો | ૧૪૯૭ | ,, ,, |
| બાર્થોલોમ્યુ ડીયાઝ (પોર્ટુગિઝ નાવિક) કેપ ઓફ ગૂડહોપની પ્રદક્ષિણા કરી | ૧૪૮૮ | ,, ,, |
| વાસ્કો-ડી ગામા હિંદ પહોંચ્યો | ૧૪૯૭ | ,, ,, |
| મેગેલાનની ટુકડીએ ગોળાર્ધની પ્રદક્ષિણા કરી | ૧૫૨૧-૨૨ | ,, ,, |
| કોલંબસે મધ્ય અમેરિકા જોયો | ૧૫૦૨ | ,, ,, |
| અંગ્રેજ નાવિક ફ્રોબીશર આર્ટિક ઉ. અમેરિકા પહોંચ્યો | ૧૫૭૬ | ,, ,, |
| બાલ્બોઆએ પેસિફિક મહાસાગર શોધ્યો | ૧૫૧૩ | ,, ,, |
| ડચ નાવિક હાર્ટોગ ઓસ્ટ્રેલિયાને કાંઠે પહોંચ્યો | ૧૬૧૬ | ,, ,, |
| મંગોપાર્ક પશ્ચિમ આફ્રિકામાં પહોંચ્યો | ૧૭૯૫ | ,, ,, |
| અંગ્રેજ નાવિક કુક દ. ધ્રુવવૃત્ત પહેલવહેલો ઓળંગ્યો | ૧૭૩૭ | ,, ,, |
| લિવિંગ્સ્ટન વિક્ટોરિયા ધોધ પહોંચ્યો | ૧૮૫૫ | ,, ,, |
| ઝાંબેસી નદીની શોધ થઈ | ૧૮૫૧-૭૭ | ,, ,, |
| સ્ટેન્લિએ કોંગોનો પ્રવાહ શોધી કાઢયો | ૧૮૭૬-૭૭ | ,, ,, |
| સ્વિડનના શોધક હેડીને મધ્ય એશિયા શોધી કાઢયો | ૧૮૯૦-૧૯૦૮ | ,, ,, |
| આમુંડસેને દક્ષિણ ધ્રુવ શોધી કાઢયો | ૧૯૧૧ | ,, ,, |
| પીયરીએ ઉ. ધ્રુવ શોધી કાઢયો | ૧૯૦૯ | ,, ,, |

## ભૌગોલિક સામ્રાજ્યોનો વિસ્તાર :

મહાયુદ્ધ પહેલાં નીચે મુજબ વિસ્તાર હતો. હોલેન્ડનાં સંસ્થાનો નેધરલેન્ડઝ કરતાં ૬૦ ગણાં મોટાં છે. આખા જગતનાં બ્રિટિશ સંસ્થાનો ગ્રેટબ્રિટન કરતાં ૧૪૦ ગણાં મોટાં છે. ફ્રાન્સનું સાંસ્થાનિક સામ્રાજ્ય ફ્રાન્સ કરતાં ક્ષેત્રફળમાં ૨૨ ગણું મોટું છે, જ્યારે બેલ્જીઅમ કોંગો, બેલ્જીઅમ કરતાં ૮૦ ગણું મોટું છે.

| | (માઈલ) વિસ્તાર |
|---|---|
| જાપાન + સંસ્થાનો | ૨,૬૫,૧૨૯ |
| બેલ્જીઅમ + સંસ્થાનો | ૯,૫૧,૭૫૫ |
| હોલેંડ + ,, | ૮,૦૦,૯૩૮ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા | ૩૭,૫૦,૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૮૧,૭૬,૦૦૦ |

| | |
|---|---|
| પોર્ટુગલ + સંસ્થાનો | ૯,૮૧,૦૦૫ |
| ઇટાલી + સંસ્થાનો | ૯,૩૫,૪૪૦ |
| ફ્રાંસ + સંસ્થાનો | ૪૩,૨૬,૦૦૦ |
| ચીનનું પ્રજાસત્તાક રાજ્ય | ૩૦,૦૦,૦૦૦ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૧,૪૦,૦૦,૦૦૦ |

જાપાને ૧૯૪૯ના ડીસેમ્બરથી વલંદા લોકોના સર્વે ટાપુઓ લઈલીધા છે. અંગ્રેજોના હોંગકોંગ, મલાયા બ્રહ્મદેશ તેમ જ બોર્નિયો લૂંટવી લીધા છે. અમેરિકાના ફીલીપાઇન્સ નામના ટાપુઓ લૂંટવી લીધા છે. અમેરિકાના ફીલીપાઇન્સ નામના ટાપુઓ એમની સત્તા નીચે છે. ટીમુર લઈ પોર્ટુગિઝોને હાથ ઘસતા રાખ્યા છે. તે પહેલાં જાપાને ચીનનો ૧૦ આનાથી પણ વધારે ભાગ જીતી લીધો છે. આથી જાપાનનું સામ્રાજ્ય ઘણું મોટું બન્યું છે.

તેમ જ જર્મનીએ યુરોપમાં મોટું નવું સામ્રાજ્ય સ્થાપ્યું છે. એણે યુરોપના ઘણા ખરા દેશો જીતી લીધા છે. અમેરિકનો, અંગ્રેજો રશીયનો જર્મનોની સામે યુદ્ધ કરી એને પીછેહઠ કરાવે છે. જર્મનોનો પરાજય હવે નજદીક હોય એમ લાગે છે. જર્મનીના પરાજય પછી આ મહાન શક્તિ જાપાન ઉપર પોતાનો પંજો નાખશે, એટલે જાપાન ઉપલા દેશો સાચવી શકે એવા સંયોગો હાલ દેખાતા નથી. ફ્રાન્સનું આફ્રિકાનું સામ્રાજ્ય ઇટાલી અને જર્મનીએ જીતી લીધાં હતાં; પરંતુ અંગ્રેજ અમેરિકને એ પાછાં ઓકાવ્યાં છે. ઇટાલીનું આફ્રિકન સામ્રાજ્ય બ્રિટિશ સત્તા નીચે છે. ઇટાલીમાં જર્મની સાથી રાજ્યો સાથે લડે છે. અર્ધું રશિયા જર્મનીએ જીતી લીધું હતું, પણ તે પાછું ખોવું પડયું છે.

**ભૌગોલિક હકીકતો :** નીચે મુજબ જાણવાજોગ છે.

(૧) ચંદ્ર પૃથ્વીનો ઉપગ્રહ છે. એનો વ્યાસ ૨,૧૨૩ માઇલનો છે. પૃથ્વીથી એ ૨,૩૯,૦૦૦ માઇલ દૂર છે. સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે. પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં એને ૨૭ દિવસ ૧૭ કલાક અને ૪૩ મિનિટ લાગે છે.

(૨) સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું અંતર ૮૨૯ લાખ માઇલનું છે. સૂર્યનો વ્યાસ ૮,૬૪,૧૦૦ માઇલનો છે. પૃથ્વી કરતાં સૂર્યનું કદ ૩,૦૫,૦૦૦ ગણું મોટું છે. એને ધરી ઉપર ફરતાં ૨૫ દિવસ ૭ કલાક ૬ મિનિટ લાગે છે.

(૩) પૃથ્વીનું કુલ ક્ષેત્રફળ ૧,૯૬,૯૫૦ હજાર ચોરસ માઇલોનું છે. તેમાંથી ૧૩,૯૪૪ હજાર માઇલ પાણીનો ભાગ અને ૫૭,૫૧૦ હજાર માઇલ જમીનનો ભાગ છે.

(૪) એશિયા એક કરોડ સીત્તેર લાખ ચોરસ માઈલનું ક્ષેત્રફળ ધરાવે છે. યુરોપનું ૩૭ાા લાખ ચોરસ માઇલોનું ક્ષેત્રફળ છે. આફ્રિકાનું ૧ કરોડ ૧૫ લાખ ચો. માઇલ, ઉત્તર અમેરિકા એંશી લાખ, દક્ષિણ અમેરિકા ૬૮ લાખ ચો. માઇલ એનેશિયાનિયા ચાલીસ લાખ ચો. માઇલ અને ધ્રુવ પ્રદેશો ૬૨ લાખ ચો. માઈલનું ક્ષેત્રફળ ધરાવે છે.

(૫) પૃથ્વીનો પરિઘ ૨૪,૯૦૦ માઇલનો છે. પૃથ્વીની મધ્ય રેખા વિષુવવૃત્ત પાસે ૭૯,૨૬,૬૭૭ માઈલ અને ધ્રુવો પાસે ૭૮,૯૯,૮૯૯ માઇલ છે.

(૬) ગુરુનો ગ્રહ સૌથી મોટો છે. બહુ દૂર પણ છે. આંકડા વાંચતા હેબતાઇ જઇએ.

(૭) મંગળનો ગ્રહ પૃથ્વીથી સૌથી નજદિક ગણાય છે.

(૮) આપણા ઉત્તર ગોળાર્ધમાં જૂન તા. ૨૨ લાંબામાં લાંબો દિવસ અને ૨૨ મી. ડિસેંબર ટૂંકામાં ટૂંકો દિવસ છે.

(૯) પૃથ્વીમાં વનસ્પતિ વગરનો ભાગ ૧ કરોડ ૯૦ લાખ ચો. માઇલોને ફળદ્રુપ જમીનનો ભાગ ૩ કરોડ ૩૦ લાખ ચો. માઇલોનો છે. રેતીનાં રણો ૫૦ લાખ ચો. માઇલનાં છે.

(૧૦) ઊંચામાં ઊંચો પર્વત હિમાલયનું એવરેસ્ટ શિખર ૨૯,૧૪૧ ફીટ છે.

(૧૧) ગુરુનો ગ્રહ મોટો, સ્વચ્છ, સફેદ છે. સૂર્યથી ૪૮,૩૦,૦૦,૦૦૦ માઈલ દૂર છે. એનો વ્યાસ ૮૭,૦૦૦ ચો. માઇલ એટલે પૃથ્વી કરતાં ૧૧ ગણો છે. સૂર્યની આસપાસ ફરી લેતાં એને ૧૨ વર્ષ લાગે છે.

(૧૨) પૃથ્વી અને બુધની વચ્ચે શુક્ર આવેલો છે, સૌથી તેજસ્વી તારો છે, વ્યાસ ૭,૬૦૦ માઇલ છે, જ્યારે બુધ નાનો ગ્રહ હોવાથી ૩,૦૦૦ માઇલનો છે. રાતા રંગના મંગળના ગ્રહનો વ્યાસ ૪,૨૦૦ માઇલ છે. જ્યારે શનિનો ગુરુ પાછળ બીજા નંબરનો એટલે ૭૨,૦૦૦ છે. યુરેનસ ગ્રહ આપણી પૃથ્વી કરતાં ૪ ગણો એટલે ૩૧,૦૦૦ માઈલનો વ્યાસ ધરાવે છે. જ્યારે નેપચ્યુન ૩૩,૦૦૦ અને પ્લુટોનો વ્યાસ ૪,૦૦૦ માઇલ છે.

(૧૩) એશિયા ખંડ પૂર્વથી પશ્ચિમ ૬,૦૦૦ અને ઉત્તરથી દક્ષિણ ૫,૩૦૦ માઇલ છે.

યુરોપ ખંડ પૂર્વથી પશ્ચિમ ૩,૩૦૦ માઇલ ઉત્તરથી દક્ષિણ ૨,૪૦૦ માઇલ છે.

આફ્રિકા ખંડ પૂર્વથી પશ્ચિમ ૫,૦૦૦ માઇલ અને ઉત્તરથી દક્ષિણ ૫,૦૦૦ માઇલ છે.

દ. અમેરિકા પૂર્વથી પશ્ચિમ ૩,૨૦૦ માઇલ અને ઉત્તરથી દક્ષિણ ૪,૬૦૦ માઇલ છે.

ઉ. અમેરિકા પૂર્વથી પશ્ચિમ ૪,૦૦૦ માઇલ અને ઉત્તરથી દક્ષિણ ૪,૯૦૦ માઈલ છે.

(૧૪) જમીનની સપાટી પર નદી, તળાવો અને ઝરણાંઓએ ૧૦,૦૦,૦૦૦ ચોરસ માઇલની જમીન રોકી છે. કુલ બેટોએ ૧૯,૧૦,૦૦૦ ચો. મા. જમીન રોકી છે.

(૧૫) પૃથ્વીથી સાગર સરેરાસ ૨,૮૦૦ ફીટ ઊંચો છે.

(૧૬) દરિયાની ઊંડામાં ઊંડી જગ્યા ફીલીપાઇન અને જાપાન વચ્ચે ૩૫,૪૦૦ ફીટ (પેસિફિક દરિયાની) છે. આટલાંટિક મહાસાગરની ઊંડી જગ્યા પુટોરિકો ૨૭,૯૭૧ ની છે. હિંદી મહાસાગરની ૨૨,૯૬૮ ફીટ છે. આર્ટિક સમુદ્ર ૧૩,૨૦૦ ફીટ વધારેમાં વધારે ઉંડો છે. પૂ. સમુદ્ર ૧૨,૨૭૬ ફીટ ઊંડો છે.





**મકરસંક્રાંતિ** : જ્યોતિષની ગણત્રી પ્રમાણે આ સંક્રાંતિ ૨૨ મી ડીસેમ્બરમાં આવવી જોઇએ; પરંતુ સમય પ્રમાણે હિંદુ જ્યોતિષ ગણત્રીમાં કેટલોક તફાવત પડે છે. તેથી એ સંક્રાંતિ ૧૩–૧૪ જાન્યુઆરીના દિવસે આવે છે, એ દિવસથી ઉત્તરાયણ બેઠાં ગણાય છે. હિંદુઓમાં એ બહુ જ પવિત્ર સમય ગણાય છે. દાન, તપ, જપ, ધર્મના એ ૭ માસ મુખ્ય છે.

**મકાઈ** : આ એક જાતનું અનાજ છે. ઉત્તર હિંદુસ્તાનમાં તે વધારે ઉત્પન્ન થાય છે. મકાઈના ડોડા શેકીને ખાવા એ પણ એક જીવનનો લ્હાવો છે. એ ધાન ખૂબ પૌષ્ટિક અને વાતુલ છે. મકાઇનાં કાઢેલાં કણસલાં બાળી તેની રાખ મધમાં વાલ દોઢ વાલ આપવાથી ઉલટી બંધ પડી જાય છે. આ પાક હિંદમાં બહુ મોટા પ્રમાણમાં થતો ન હોવાથી તે પરદેશ ચડતો નથી.

**મગ** : મગ હિંદમાં સર્વત્ર પાકે છે, એ દ્વિદળ ધાન્ય છે. મગમાં કાળો અને લીલો એવી બે જાત છે. એની દાળ પીળી થાય છે. મગની ખીચડી, દાળ, મગદળ વગેરે બને છે. મગ પચવે હલકા, શિતળ, સ્વાદુ અને સહેજ વાતકારક અને નેત્રોને હિતકારક છે. એને વૈદ્ય પથ્ય તરીકે આપે છે. અનાજોમાં એ ગુણકારક ગણાય છે. હિંદમાં એનો પાક મોટો થાય છે, પણ આ દેશમાં જ તે ખવાઈ જાય છે. પરદેશોમાં ભાગ્યે જ કોઇ વેળા ચડે છે.

**મગજ ( Brain )** : મગજ એ શરીરનો રાજા છે. શરીરની દરેક ઇંદ્રિયો, દરેક અવયવો એની આજ્ઞા પ્રમાણે ચાલે છે. હૃદય, શ્વાસોચ્છ્વાસ, ઉદર, કીડની અને બીજા બધા અવયવો એની આજ્ઞા અને શાસન મુજબ ચાલે છે. મગજ અતિ સૂક્ષ્મ કરોડો ક્ષીદ્રોનું બનેલું હોય છે. આ ક્ષીદ્રોનો શરીરના જાદા જુદા ભાગો સાથે સંબંધ હોય છે. દુઃખ, પીડા, શોક, સુખ, આનંદ એ બધા ભાવો મગજ અનુભવે છે અને તેની આજ્ઞાથી બીજા ભાગોમાં એ ઊર્મિઓ પ્રત્યક્ષ થાય છે. યાદદાસ્ત ચાલાકી, ઇચ્છા એ સર્વેનું મધ્ય સ્થળ મગજ છે. બહુ કામ કરવાથી મગજને થાક લાગે છે, એટલે ઊંઘ લેવાથી એ થાક ઉતરી જાય છે. સાર્વત્રિક નબળાઇ પણ મગજને લીધે થાય છે. એક માણસનું મગજ ૪૫ થી ૫૦ ઔંસ જેટલું હોય છે. તરતના જન્મેલા બાળકના મગજનું વજન ૧૨ થી ૧૫ ઔંસ હોય છે. વૃદ્ધાવસ્થામાં મગજનું વજન અને શક્તિ ઘટે છે. સાદું જીવન, નિયમિત આહારવિહાર, સાત્વિક ખોરાક, ખુલ્લી હવાનું સેવન અને આનંદીપણાથી મગજ સારૂં રહે છે. મન, બુદ્ધિ, વિચારશક્તિ એ સર્વ મગજમાં જ છે.

**મજીઠ** : આ વનસ્પતિમાંથી લાલ રંગ નીકળે છે. એક વખત એનો ઉપયોગ અત્યંત મોટા પ્રમાણમાં થતો હતો, પણ યુરોપથી બનાવટી રંગોની આમદાની થવાથી એની વપરાશ ઓછી થઇ છે. પર્વતોમાં એનાં વૃક્ષો થાય છે. એના મૂળને 'મજીઠ' કહે છે. મજીઠ તુરી, ઉષ્ણ, ગુરુ, વર્ણકારક, કડવી છે. ઔષધિમાં એ ઉપયોગી છે. પહેલાં એની નિકાસ થતી હતી હાલ બંધ છે.

**મજૂરપ્રવૃત્તિ** : યુરોપમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ વધી તેની સાથે મજૂરોની રાજ્યદ્વારી આકાંક્ષાઓ પણ વધી છે. યુરોપ અમેરિકામાં મજૂરમંડળો બહુ જ વગવાળાં છે. તેઓનું મોટું શસ્ત્ર હડતાલ છે. તેથી મૂડીદારો અને સરકારને એ લોકો મચક આપતા નથી. યુરોપમાં મજૂરોએ સંપને લીધે મોટા પ્રમાણમાં રાજ્યદ્વારી વિકાસ કર્યો છે અને ઘણાખરા યુરોપના પ્રજાસત્તાક દેશોમાં મજૂરોનાં પ્રધાનમંડળો પણ ઉભાં થયાં છે. યુનાઇટેડ કિંગ્ડમમાં પણ છેલ્લાં દશ બાર વર્ષમાં બે વખત મજૂર પ્રધાનમંડળ શાસન કરી ગયાં છે; પરંતુ મજૂરોનું ખરૂં જોર રશિયામાં છે. એ શ્રમજીવીઓનો દેશ ગણાય છે. ત્યાં એમનું આધિપત્ય છે. હિંદમાં મજૂરપ્રવૃત્તિ દિનપ્રતિદિન વિકાસ પામતી જાય છે. એનાં જુદાં જુદાં ટ્રેડ યુનિયનો દિવસે દિવસે સભ્યોની સંખ્યામાં વધારો કરે છે. જીનીવાનો પ્રજાસંઘ મજૂરપ્રવૃત્તિને ખૂબ વેગ આપે છે. હિંદમાં હજી સંપૂર્ણ સંગઠન થયું નથી, પણ ભવિષ્યમાં આ બધા રેલ્વે, કાપડ, જ્યુટ અને બીજા ઉદ્યોગોના મજૂરોનું એક તંત્ર નીચે સંગઠન થશે, તો મજૂરપ્રવૃત્તિ ખૂબ વેગવાન બનશે. મજૂરો હજી સુરક્ષિત નથી. વિદ્યાની વૃદ્ધિ સાથે એમની પ્રવૃત્તિઓનો પણ વિકાસ થશે. હિંદી સરકારે મજૂરોના લાભ માટે એક સભ્ય નીચે મજુરખાતું ખોલ્યું છે. મજુરપ્રવૃત્તિ એ ભવિષ્ય માટે આશાસ્પદ ખાતું છે. માલિકો અને મજૂરો એક બીજા સાથે સહકાર કરે, તો જ હિંદની બાળક ઔદ્યોગિક પ્રવૃત્તિ યૌવન પ્રાપ્ત કરી શકશે.

**મણિપુર** : આસામ અને બ્રહ્મદેશ ઉપર આ નાનું હિંદુ દેશી રાજ્ય આવેલું છે; પરંતુ જાપાનિઝોએ હિંદ ઉપર

૧૯૪૩ માં આક્રમણ કરી આ રાજ્યને અતિ પ્રસિદ્ધ બનાવ્યું છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૮,૬૩૮ ચો. માઇલ છે. વસતિ ૪,૪૫,૬૦૬ ની છે. એ નાનકડા રાજ્યમાં હિંદુઓ સાથે નાગા, મિશાઇ અને બીજી અર્ધ જંગલી જાતોની વસતિ છે. મણિપુર નર્તિકાઓના નૃત્ય માટે ખૂબ પ્રખ્યાત છે. મહાભારતમાં અર્જુન મણિપુરની રાજકન્યા ચિત્રાંગદા સાથે પરણ્યા હતા. આ દેશ ખેતીપ્રધાન છે. ચોખા, સરસી, શેરડી, કઠોળ, તમાકુ, ફળો અને શાકભાજી મુખ્ય થાય છે. દેશનો ઘણો ભાગ પર્વતમય છે; પરંતુ ઇમ્ફાલના ૫૦ માઇલ લાંબા મેદાનમાં ખેતી થઇ શકે છે. ૧૯૩૭–૩૮ માં ૩ાા લાખ મણ ચોખાની નિકાસ થઈ હતી. નાના નાના ગૃહઉદ્યોગોમાં ચામડાંની. વસ્તુઓ અને માટીની વસ્તુઓને સારું ઉત્તેજન રાજ્ય તરફથી મળે છે. શિક્ષણમાં આ લોકો પછાત છે. ખનિજો છે; પરંતુ વિકાસ થયો નથી. બટાટા તથા નારંગીની નિકાસ થાય છે.

**મદ્રાસ ઇલાકો** : હિંદના દક્ષિણ વિભાગમાં આ ઇલાકો પથરાયેલો છે. એનું ક્ષેત્રફળ ૧,૪૨,૦૦૦ ચો. માઇલનું છે. એની વસતિ ૪,૯૩,૪૩,૦૦૦ ની છે. એમાં તામીલ, તેલંગુ, મલયાલમ, કેનેરીઝ ભાષાઓ મુખ્યત્વે બોલાય છે.

**ઋતુઓ**—મદ્રાસની ઋતુ ગરમ છે. મલબાર વગેરે વિભાગમાં ચોમાસું ખૂબ જોસથી ફાટી નીકળે છે; પરંતુ બીજા સુકા વિભાગોમાં ચોમાસું સાધારણ હોય છે. આ ઇલાકામાં ઠંડી નહિ જેવી જ છે.

**પાકો**—મદ્રાસ ઈલાકામાં થતા પાકો મદ્રાસ ઈલાકા માટે પૂરતા નથી. જમીન સાધારણ રીતે ફળદ્રુપ છે; પરંતુ અનાજના પાક જોઇએ તેટલા પ્રમાણમાં મોટા નથી. લોકો ચોખા વધારે પ્રમાણમાં ખાય છે. ઘઉંનું પ્રમાણ ખોરાકમાં ઓછું હોય છે.

મદ્રાસ ઇલાકામાં નીચે પ્રમાણે એકરોમાં ૧૯૪૦–૪૧ માં વાવણીઓ થઇ હતી.

| | હજાર એકર | | હજાર એકર |
|---|---|---|---|
| ચોખા | ૧૦,૭૪૪ | તમાકુ | ૩૧૧ |
| સીંગદાણા | ૩,૯૨૨ | એરંડીયા | ૨૬૭ |
| કપાસ | ૨,૪૧૩ | શેરડી | ૧૬૨ |
| તલ | ૭૮૬ | બાજરી | ૨,૫૫૯ |
| જુવાર | ૪,૬૬૮ | ચણા | ૬૦ |
| મકાઈ | ૬૮ | | |

આ ઉપરાંત ૫,૯૮,૦૦૦ એકરોમાં નારિયેળીનાં ઝાડોનાં વનો હતાં. આઠ હજાર એકરમાં તેલના હતા. ૧૭,૫૨,૦૦૦ એકરમાં રાગીનું ધાન હતું. આ સિવાય મદ્રાસ ઇલાકામાં ચા, કૉફી, એલચી, કિવનાઇનનાં વૃક્ષો પર્વતો અને ખીણોમાં વવાયાં હતાં. રબર પણ વવાય છે. ગળી પણ ૫૫,૦૦૦ એકરમાં વવાઈ હતી. મદ્રાસ ઇલાકામાં નહેરો બાંધવામાં આવી છે. ૫૭,૦૦૦ એકરમાં કૉફી વાવવામાં આવી હતી.

**જંગલો**—મલબારમાં કિંમતી જંગલો છે. સરકાર તેમનું રક્ષણ કરે છે. જંગલોમાં પાકો સાગ, સુખડ અને એબોનિક નામનું કાળું લાકડું પુષ્કળ મળે છે.

**ભૂસ્તરો**—મદ્રાસ ઇલાકામાં મેંગેનિઝ, મીઠું, સુરોખાર પુષ્કળ મળે છે. હલકી જાતનો કોલસો પણ મળે છે. લોઢું પણ પુષ્કળ છે, પણ માઇસોર સિવાય લોઢાનું કોઇ મોટું કારખાનું નથી. બેલોર જીલ્લામાં અબરખ પણ મળે છે. બીજાં પરચુરણ ભૂસ્તરો પણ જમીનમાં ઘણાં છે, પણ તેનું સારું સંશોધન થયું નથી.

**ગૃહઉદ્યોગો**—આખા મદ્રાસમાં હાથકાપડ લૂમો ઉપર સારી રીતે વણાય છે. મદુરાનું કાપડ એ માટે પ્રખ્યાત છે. શેત્રંજીઓ અને સાડીઓ પણ પુષ્કળ વણાય છે. મલબારમાં લાકડકામ સારું બને છે. ચિરૂટ અને બીજા પરચુરણ ગૃહઉદ્યોગો પણ નાના પ્રમાણમાં છે.

**ઉદ્યોગો**—મદ્રાસ ઇલાકામાં ૬૩ કાપડની મિલો છે. મુખ્ય કાપડ પેદા કરનારું મથક કોઈમ્બતુર ગણાય છે, કે જ્યાં એક જ સ્થળમાં ૨૦ મિલો છે. કુલ મિલોમાં ૬,૯૦૦ લૂમો અને ૧૪,૫૨,૦૦૦ જેટલી સ્પિન્ડલો હતી. તેમાં ૫૨,૭૪૯ માણસો મજૂરીથી જીવન ગુજરાન મેળવતાં હતાં. આ મિલોમાં ૨૦ કરોડ વાર સુતર અને ૧૦૦ કરોડ વાર કપડું તૈયાર થયું હતું. આ ઉપરાંત ત્રણ જ્યૂટની મિલોમાં ૮૦૫ લૂમો અને ૧૮,૯૪૪ સ્પિન્ડલો છે. આઠ હોઝીયરી ( મોજા, ગંજીફાક ) ની મિલો, ૬ રેશમની મિલો, ૪૭૦ ચોખાની મિલો, ૬૪ ઈંટ અને નળીયાંની મિલો, ૧૦ લાકડાં વહેરવાની મિલો, ૧૧ હાડકાંની મિલો, ૨૨ દિવાસળીનાં કારખાનાં, ૧ કાગળની મિલ, ૬ ચામડાંની મિલ, ૪ બીસ્કિટનાં કારખાનાં, ૮ દોરડાં વણવાનાં કારખાનાં, ૨ લોઢાં અને પોલાદ માટે, ૧૧ તેલ પીલવાની મિલો, ૭ કેરોસિન ડબ્બાનાં કારખાનાં, ૧૬ ગાડીઓ બાંધવાનાં કારખાનાં, ૭૫ ચાનાં કારખાનાં, ૩૩૮ કપાસનાં જિનો અને પ્રેસો, ૧૧ ખાંડની મિલો, અને ૧ કિવનાઇનની મિલ હતી.

મદ્રાસમાં માછલીઓ મારવાનો ઉદ્યોગ દિનપ્રતિદિન વિકાસ પામતો જાય છે અને ભવિષ્યમાં એની ઉન્નતિ થશે એમ લાગે છે.

નહેરોથી ખેતીની પીત નહેરો અને કૂવાઓથી કુલ ૯૨,૨૧,૦૦૦ એકર જમીન પાણી મેળવતી હતી. તેમાં ૩૯,૨૮,૦૦૦ એકર સરકારી નહેરોથી, ૩૩,૯૫,૦૦૦ એકર તળાવો મારફતે, ૧૪,૪૮,૦૦૦ એકર જમીન કુવાઓનાં પાણીથી પોવાતી હતી. મદ્રાસમાં મેટુર અને પાઇકશના બે મોટા બંધો બાંધ્યા છે. તેમાં જલવિદ્યુત્ ઉત્પન્ન થાય છે અને ખેતીને પોષણ મળે છે. યુદ્ધ પછી તુંગભદ્રાનો મોટો બંધ હાથમાં લેવાશે. હિંદના વેપારના ૪૦ ટકા મદ્રાસ, ટ્યુતીકોરીન, કલીકટ, મેંગલોર, કોકનાળા, ટેલીચરી, નેગાપટ્ટમ, કોચીન, કડાલોર, ધનુષકોડી, વિજાગાપટ્ટમ વગેરે બંદરોથી ચાલે છે. આ બંદરો, શહેરો અને પ્રદેશો મદ્રાસ ઈલાકામાં જ આવેલા છે. ( આ બંદરોની વિગતો માટે જુઓ ' બંદરો. ')

**રસ્તા અને વાહનો**—સાઉથ ઈન્ડીઅન રેલ્વે અને એમ. એસ. રેલ્વે ચાર હજાર માઇલના પટમાં ફેલાયેલી છે. ૨૨,૦૦૦ માઈલના પાકા રસ્તા અને ૧૦,૦૦૦ માઈલના કાચા રસ્તા છે. ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા અને પન્નાર નદી ઉપર પૂલ બાંધવાની યોજનાઓ યુદ્ધવિરામ પછી અમલમાં મૂકાશે.

**વેપાર**—મદ્રાસ ઈલાકાનો ૧૯૩૯–૪૦ માં કુલ આમદાની વેપાર ૨,૭૫૧ લાખ અને નિકાસ વેપાર ૩,૮૯૧ લાખનો હતો. આમદાની માલમાં યંત્રો, અનાજ, આટો, દાળ, લોઢું, કાગળ, તમાકુ, કાચનો સામાન, રેશમ, કાપડ, દારૂ અને

ધાતુનું કામ વગેરે હતાં. નિકાશ વેપારમાં તમાકુની વસ્તુઓ ચામડું, ખોળ, તેલીબીઆં, ચા, કપાસ, સીંદરીની વસ્તુઓ, રબર, કોપરાં અને કોપરાનું તેલ વગેરે હતાં. ૧૯૩૯–૪૦ માં જમીન માર્ગના વેપારની આમદાની ૮૮૭ લાખની અને નિકાશ ૭૩૨ લાખની હતી.

**સ્થાપત્યો**—મદ્રાસ ઇલાકો પ્રાચીન બાંધકામો માટે ભવ્ય અને અતિ આકર્ષક સ્થાન ધરાવે છે. મદુરા મિનાક્ષીનું મંદિર એક સુંદર અને અતિ સૂક્ષ્મ કોતરકામથી ભરેલું વિશાળ સ્થાપત્ય છે. શ્રીરામેશ્વરનું મંદિર પણ વિશાળતા, ભવ્યતા અને સૌંદર્ય માટે પ્રસિદ્ધ છે. શ્રીરંગજીનું મંદિર, મહાબલીપુરમ, તંજાવર, કાંચી વગેરે મંદિરોનાં સ્થાપત્યો અતિ સરસ ગણાય. વિજયાનગરમ્ મહારાજાઓના અવશેષો પણ ભારે દર્શનીય છે. માઇસોરનું વિઠ્ઠલ મંદિર, ગોમતેશ્વરની મોટી મૂર્તિ પણ દર્શનીય છે.

**લોકો**—મદ્રાસમાં દોઢ કરોડ તામીલો, દોઢ કરોડ તેલંગીઓ, ૧ કરોડ મલબારીઓ અને બાકીના કાનડીઓ વસે છે. તામીલો કંઇક વધારે ઉચ્ચ સંસ્કૃતિ ધરાવે છે. મલબાર પ્રાંત ઘણો લીલો અને વનસ્પતિથી ભરેલો છે, પણ લોકો ગરીબ છે. લોકો થોડાં શ્યામ વર્ણનાં હોય છે. ચોખાની મુખ્ય ખોરાકી હોવાથી મદ્રાસ ઇલાકાના લોકો પંજાબ જેવા સબળ નથી. મુસ્લીમો આ પ્રદેશમાં પાછળથી આવ્યા, એટલે એમનું પ્રમાણ ઓછું છે. ઉત્તર હિંદની સંસ્કૃતિની બાત જુદી જ પડે છે. મદ્રાસના બ્રાહ્મણો બુદ્ધિમાન છે. ત્યાં બ્રાહ્મણ અને અબ્રાહ્મણો એમ રાજ્યદ્વારી બે વર્ગો પડી ગયા છે. મદ્રાસ ઇલાકાના લોકોમાં પડદો નથી. એ પ્રાંત ધનવાન નથી, પણ વિદ્યામાં આગળ પડતો છે.

**દેશી રાજ્યો**—ત્રાવણકોર, કોચીન અને પદુકોટાનાં ત્રણેય દેશી રાજ્યો છે. સ્ત્રી સ્વાતંત્ર્ય અને સ્ત્રી શિક્ષણની પ્રગતિ માટે મલબાર પ્રસિદ્ધ છે. માઇસોરનું રાજ્ય આખા હિંદનાં ૫૪૩ રાજ્યોમાં સુશાસન માટે પ્રસંશા પામ્યું છે. હૈદ્રાબાદ નિઝામનું રાજ્ય દેશી રાજ્યોના સમૂહમાં સૌથી મોટું અને સમૃદ્ધ છે. મદ્રાસનાં દેશી રાજ્યો પ્રગતિશીલ છે. પ્રજા પણ ભણેલી છે.

**મોટાં શહેરો**—મદ્રાસ રાજ્યધાનીનું શહેર છે. ૧૯૪૧ માં એની વસતી ૭,૭૭,૦૦૦ ની હતી. મુંબઇ, કલકત્તા પછી એ ત્રીજું શહેર અને બંદર છે. મદ્રાસમાં યુનિવર્સિટી, પોર્ટટ્રસ્ટ છે. રેલ્વેનું મોટું મથક છે. ત્રણ મોટી મિલો છે. વધારે હકીકત માટે બંદરોનાં મથાળાં નીચે જુઓ. બીજાં શહેરોની વસતિ નીચે મુજબ છે. વેલોર ૫૭,૨૬૫, કોઇમ્બતુર ૯૫,૧૯૬, કોકનાડા ૬૫,૯૫૨, ગજપુર ૬૫,૧૭૯, માંગલોર ૬૬,૭૫૬, બેઝવાડા ૫૬,૯૨૯, મદુરા ૨,૩૯,૧૯૭, કોચીન ૨૨,૯૧૮, કલીકટ ૯૯,૨૭૩, વેલોર ૫૬,૩૦૯, સેલમ ૧,૦૨,૧૭૯, તંજાવર ૬૯,૬૮૩, નેગાપટમ ૫૨,૯૦૮, તીનાવલી ૫૭,૦૭૩, ત્રીચીનોપોલી ૧,૫૬,૫૦૦, વીઝગાપટ્ટમ ૫૭,૩૦૩, ઇલોર ૫૭,૩૪૩.

મહાસભાના શાસન ત્યાગ પછી ગવર્નરનું રાજ્ય ચાલે છે.

**મધ**: જંગલની વનસ્પતિઓ અને ફૂલોમાંથી રસ ચૂસી, મધમાખીઓ પોતાના મધપુડામાં મધ એકઠું કરે છે. ખોરાક તેમ જ ઔષધમાં મુખ્યત્વે કામમાં આવે છે. હિંદમાં મધ મોટા પ્રમાણમાં ખોરાકી વસ્તુ તરીકે વપરાતું નથી. યુરોપમાં તો ખાસ મધપુડાને ઉછેરી મોટી પેદાશ કરવામાં આવે છે. અંગ્રેજીમાં મધ વિષે અનેક પુસ્તકો પ્રકાશિત થાય છે. હિંદમાં, હિમાલયમાં વધારે પ્રમાણમાં મધ મળે છે. મધપુડામાંથી મધ કાઢવા, નીચે બળતું કરી માખીઓને ઉડાવી મૂકી મધપુડાને ઉતારી તેમાંથી દાબીને મધ કાઢી લઇ વધારાનો ભાગ મીણ બનાવવામાં કામ લાગે છે.

**મધના ગુણો**–શીતળ, લઘુ, સ્વાદુ, નેત્રોને હિતાવહ, અગ્નિદીપક, વ્રણશોધક, નાળીને શુદ્ધ કરનાર વર્ણને અને બુદ્ધિને વધારનારૂં અને રુચિકારક છે. જેમ મધ જૂનું હોય તેમ વધારે સારૂં. ઘણાંખરાં ઔષધો સાથે અનુપાન તરીકે મધ વપરાય છે. ગરમ કરી ખાધેલું મધ વિષની ગરજ સારે છે. ઘી અને મધ સરખે ભાગે ખાવાં નહિ. મોઢામાંથી ચાંદી વગેરે દૂર કરવા મધ વાપરવું. એ દરેક રીતે ઉપકારક વસ્તુ છે.

**મધ્ય પ્રાંત**: હિંદની મધ્યમાં આવવાથી આ મધ્ય પ્રાંત કહેવાય છે. વરાડ જીલ્લાની સાથે એનું ક્ષેત્રફળ ૧,૩૦,૦૦૦ ચો. માઇલનું છે. એની વસ્તી ૧,૬૯,૨૨,૦૦૦ ની છે. આ પ્રાંતમાં ૨ાા કરોડ એકર જેટલી જમીનમાં દેશી રાજ્યો છે. પણ તેમાં કોઇ પહેલા નંબરનું રાજ્ય નથી. છત્તીસગઢનું રાજ્ય ઠીક છે.

**જમીન**—આ પ્રાંતમાં કુલ ૨,૪૫,૪૬,૦૦૦ એકર જમીનમાં વાવણી થઇ હતી. આ સિવાય ફેરબદલી માટે નવવાળી જમીન ૩૭,૩૦,૦૦૦ એકર, જંગલો ૧,૫૮,૩૯,૩૦૦ એકર અને વાવી શકાય છતાં નવવાળી જમીન ૪૮,૮૧,૦૦૦ એકર હતી. આ પ્રાંતની જમીન કાળી માટીઆળ અને કપાસને માટે યોગ્ય છે. ચોખા અને ખોરાકી માટે પણ આ પ્રાંત આત્મસંતોષી છે. વરસાદ પણ અવરેજે ૫૦ ઇંચ લગભગ આ પ્રાંતમાં થાય છે. આથી પાકો સારા અને બીજા પ્રાંતોને પણ અપાય તેવા થાય છે. આ પ્રાંતમાં જંગલો ઘણાં અને જૂનાં છે. પાકો સારા અને સાગનું ઇમારતી લાકડું પુષ્કળ મળે છે. લાખ અને હરડે પુષ્કળ મળે છે. રેશમ જંગલમાંથી મળે છે. ગરમી વરસાદ વધારે છે. શિયાળામાં ટાઢ પડે છે.

**પાકો**—આ પ્રાંતમાં કપાસનો પાક અગત્યનો છે. ઉમરા જાતનો કપાસ ઘણો પાકે છે. ૧૯૩૮–૩૯ માં ૩૭ લાખ એકરમા ૫,૪૯,૦૦૦ ટન કપાસ થયો હતો. બીહારનો પ્રદેશ નિઝામ પાસેથી મધ્ય પ્રાંતને મળ્યો છે. એમાં કપાસ મુખ્યત્વે થાય છે. લાંબા તારનો કપાસ બહુ થોડો થાય છે. ચોખા ૫૯ લાખ એકરમાં વાવવામાં આવ્યા હતા. ઘઉં ૩૩ લાખ એકરમાં, જુવાર ૪૫ાા લાખ એકરોમાં, ચણા ૧૧ાા લાખ એકરોમાં, બીજાં અનાજો અને કઠોળ ૫૪ા લાખ એકરોમાં, તેલીબીઆં ૧૯ા લાખ એકરોમાં વવાય છે. અળસી માટે તો આખા હિંદમાંથી મધ્ય પ્રાંત વાવણી માટે પ્રખ્યાત છે. એની વાવણી ૧૨,૧૮,૦૦૦ એકરમાં શીંગદાણા ૨,૮૦,૦૦૦ એકરમાં, તલ ૪,૭૭,૦૦૦ એકરમાં છે. આખા પ્રાંતમાં ૭૨ લાખ એકરોમાં પાકો થાય છે. આંબા અને નારંગી આ પ્રાંતના વખણાય છે. આખા હિંદમાં નિકાસ કરાય છે.

**ખનીજો**—મેંગેનિઝ ધાતુ માટે આ પ્રાંત પ્રસિદ્ધ છે. લોઢાની ધાતુથી આ પ્રાંત ભર્યો છે, પણ એને વિશેષ પ્રમાણમાં ખોદી કાઢવાની યોજના નથી, પણ ગૃહઉદ્યોગ તરીકે આ ધાતુ ખોદીને તેની નાની નાની વસ્તુઓ આ પ્રાંતમાં તૈયાર થાય છે. કોલસો આ પ્રાંતમાં ૧૭,૪૨,૮૩૧ ટન ૧૯૩૯ માં મળ્યો હતો. તાંબુ આ પ્રાંતમાં ઘણું છે, પણ એનો ઉદ્યોગ તરીકે હજી

વિકાસ થયો નથી, બૉક્ષાઇટ પણ પુષ્કળ છે. એમાંથી એલ્યુમિનિયમ બને છે. મેંગેનિઝની પેદાશ ૬,૪૬,૪૬૫ ટનની હતી.

**ઉદ્યોગો**—સીમેન્ટનું કારખાનું કટની ખાતે છે. નાગપુર ખાતે કાપડની મોટી મિલો છે. સીમેન્ટનાં કારખાનાં ચાર સ્થળે બંધાયાં છે. મધ્ય પ્રાંતમાં સાત કાપડની મિલો અને વરાડમાં ત્રણ દિવાસળીની મિલો છે. આ સિવાય બરફનાં કારખાનાં, લાકડાં કાપવાનાં, આટાની મિલો, ચોખાની મિલો વગેરે છે. કુલ ૮૬૦ કારખાનાંઓ આ પ્રાંતમાં છે. આમાં ૫૪૯ કપાસનાં જિન અને પ્રેસો છે. ૫૬ ચોખાની મિલો, ૪૬ તેલ પીલવાની મિલો, ૫ લાકડાં કાપવાની મિલો અને ત્રણ દિવાસળીનાં કારખાનાં છે.

**ગૃહઉદ્યોગો**—જબલપુરમાં સંગેમરમરની વસ્તુઓ બનાવે છે. કાપડ વણવાનો ગૃહઉદ્યોગ આખા પ્રાંતમાં વત્તીઓછો વ્યાપક છે. બીજા ગૃહઉદ્યોગોમાં બીડી બનાવવાનો ઉદ્યોગ વિશાળ પાયે સ્થપાયો છે. ધાતુઓનાં વાસણો બનાવવાનો ઉદ્યોગ પણ સારો ચાલે છે. રેશમ વણવાનો ઉદ્યોગ પણ ચાલે છે.

**વેપાર**—મધ્ય પ્રાંતમાં કોઈ બંદર નથી. સમુદ્ર એ પ્રાંતની સમીપ નથી. બંગાળ-નાગપુર અને જી. આઇ. પી. રેલ્વે મારફતે સારો વેપાર ચાલે છે. લાખ, હરડે, લાકડું (ઇમારતી) ચામડાં, ગુંદર, બીડીના પાંદડાં, મોવાના ફૂલો, આંબા, નારંગી, ફળો, આ સર્વે રેલ્વે મારફતે નિકાશ કરાય છે. કાપડ, મીઠું, કોલસો એ એની આમદાનીમાં આવે.

**લોકો**—મધ્ય પ્રાંતમાં ગોંડો અને ભીલો સારી સંખ્યામાં છે. આ પછાત કોમ શિકાર અને થોડી ખેતીથી ગુજરાન ચલાવે છે. મરાઠા, હિંદી અને ગુજરાતી ભાષાઓ મુખ્યત્વે વપરાય છે. સાધારણ રીતે પછાત અનાર્ય વસતિ વધારે હોવાથી કેળવણી બાબતમાં આગળ વધેલો નથી.

**મોટા ઉદ્યોગો**—એક મુંબઇના મોટા ઉદ્યોગપતિએ સ્થાપ્યા છે. નાગપુરમાં યુનિવર્સિટી અને હાઇકોર્ટ પણ છે. લોકો સાધારણ રીતે ગરીબીમાં સંતોષી જીવન ગુજારે છે. આ પ્રાંતનું શાસન મહાસભાનું પ્રધાનમંડળ કરતું હતું; પરંતુ હવે ગવર્નરનાં પગલાં ત્યાં પડયાં છે.

**નહેરો, કૂવાઓ, તળાવો**—સરકારી નહેરોથી ૧૫,૪૭,૦૦૦ એકર જમીન, કૂવાઓથી ૧,૬૫,૦૦૦ એકર અને તળાવો ૭૫,૦૦૦ એકર જમીનને પાણી મળે છે.

**ઇતિહાસ**—આ પ્રાંત ભોંસલે રાજાઓની સત્તા નીચે હતો. એમની પાસેથી અંગ્રેજ સરકારની સત્તા નીચે આવ્યો છે. વરાડ એ નીઝામ રાજ્ય પાસેથી પટ્ટે લીધેલ છે. ત્યાં નીઝામ સરકારનો વાવટો છે.

**મુખ્ય શહેરો: નાગપુર**—રાજધાનીનું શહેર છે. વસતી ૩,૦૩,૪૮૩ ની છે. બન્ને રેલ્વેના સંગમ ઉપરનું શહેર છે. ઉદ્યોગોનું મુખ્ય મથક છે. કપાસનો ઉદ્યોગ હમણાં વિકાસની કેડીએ ચડતો જાય છે.

**આકોલા**—૪૭,૬૩૨ ની વસતિ છે. કપાસનું મુખ્ય મથક છે. કાપડની મિલો પણ છે.

**અમરાવતી**—૬૧,૯૮૭ ની વસતિ છે. જી. આઇ. પી. રેલ્વેનું સ્ટેશન છે. વરાડ જિલ્લાનું મુખ્ય કપાસનું મથક છે.

**ગોંડીયા**—બીડીના ઉદ્યોગોનું મુખ્ય મથક છે. વસતિ થોડી ૧૧,૦૦૦ જેટલી જ છે.

**જબલપુર**—૧,૧૭,૪૬૮ વસતિ છે. અનાજનું મુખ્ય મથક છે.

**ખંડવા**—૩૭,૭૨૫ ની વસતિ છે.

**બહેરામપુર**—વોરાની મુખ્ય વસતિ છે. ૫૪,૦૭૨ ની વસતિ છે.

**રાયપુર**—વસતિ ૪૫,૯૭૨ ની છે.

**વર્ધા**—૧૯,૫૭૧ ની વસતિ છે. પૂજ્ય બાપુજીને પગલે પૂનિત થયેલું. બાપુજીથી જ પ્રખ્યાત થયું છે.

## મધ્યયુગની સાત અજાયબીઓ :

(૧) ઇગ્લેંડનો પથ્થરનો જાદુઈ મિનારો.

(૨) નાનકીંગનો ચીનાઈ માટીનો ટાવર.

(૩) રોમનું કોલોઝિયમ. શહેનશાહ વેસ્પેરિયને શરૂ કર્યું અને ઇ. સ. ૮૨ માં શહેનશાહ ડોમિશિયને પૂરું કર્યું.

(૪) ચીનની મહાન દિવાલ.

(૫) પીસાનો ઢળતો ટાવર.

(૬) રોમનાં મુડદાં દાટવાનાં ભોંયરાં, પૂર્વજ ખ્રિસ્તીઓની કબરો હતી.

(૭) કોન્સ્ટાન્ટિનોપલમાં સંત સોફિયાની મસ્જિદ.

## મધ્યવર્તી સંગ્રહસ્થાનો (હિંદનાં) : ઇ. સ.

૧૭૬૬ માં બંગાળની રોયલ એશિયાટિક સોસાયટીયે હિંદમાં પહેલ વહેલું સંગ્રહસ્થાન સ્થાપ્યું; પરંતુ આ સંસ્થાને પોતાનું સંગ્રહસ્થાન ૧૮૬૬ માં કલકત્તા સરકારને હસ્તે સોંપી દીધું. આમ 'ઇન્ડીઅન મ્યુઝિયમ' હસ્તીમાં આવ્યું. આ બેઇ એ વખત દરમિયાન ૧૮૫૧ માં મદ્રાસમાં સેન્ટ્રલ મ્યુઝિયમની સ્થાપના થઇ. ૧૮૫૬ માં આ જ સંગ્રહસ્થાન તરફથી અનુક્રમે ૭ શાખાઓ ખોલવામાં આવી હતી. કરાંચીમાં ૧૮૫૧ માં 'વિક્ટોરીઆ મ્યુઝિયમ' ખોલવામાં આવ્યું. ૧૮૫૭ સુધીમાં હિંદમાં ૧૧ સંગ્રહસ્થાનો હતાં. ૧૮૬૩ માં લખનૌ અને નાગપુરમાં, અને ૧૮૬૪ માં લાહોર ખાતે પ્રાંતિક સંગ્રહસ્થાનો સ્થપાયાં. તે પછીના દશકામાં બેંગલોર, ફૈઝાબાદ, દિલ્હી, કલકત્તા, મદુરા અને રાયપુરમાં (આર્થિક સંગ્રહસ્થાન) સંગ્રહસ્થાનની શરૂઆત થઈ. ત્રિચૂર, ઉદેપુર, ભોપાલ, જયપુર અને મદ્રાસમાં ૧૮૮૭ માં, રાજકોટનું વોટસન મ્યુઝિયમ ૧૮૮૮ માં, પૂનાનું લોર્ડ રે ઇન્ડસ્ટ્રિયલ મ્યુઝિયમ ૧૮૯૦ માં જન્મ પામ્યાં. ૧૮૯૪ માં વડોદરા અને બેઝવાડમાં, ૧૮૯૫ માં ત્રિચીનોપલ્લી અને ભાવનગરમાં સંગ્રહસ્થાનોની શરૂઆત કરાઇ. ૧૯૦૦ સુધીમાં તો ૨૬ સંગ્રહસ્થાનો હિંદમાં સ્થપાયાં.

નવી સદીની શરૂઆત થઇ સાથે સાથે આ નૂતનતા તરફ હિંદની જનતા આકર્ષાણી. ૧૯૦૩ માં બારીપદામાં, ૧૯૦૮ માં ચંબામાં, ૧૯૧૦ માં વિજાપુરમાં, ૧૯૦૯ માં ગ્વાલીયરમાં અને ૧૩ માં ઢાકા પણ સંગ્રહસ્થાનનું ઠેકાણું બન્યુ. આજ સમયમાં પુરાતત્ત્વ ખાતાની શોધખોળને પરિણામે સારનાથ આગ્રા, પેશાવર, દિલ્હી ફોર્ટ, માંડલે, હિંદી લાહોર ફોર્ટ વગેરે સંગ્રહસ્થાનો ૧૯૦૦ થી ૧૯૨૮ સુધીમાં સ્થપાયાં. વળી પગન, તક્ષિલા, સારનાથ, મોહન-જો-ડેરો, હરપ્પા અને નાલંદા ખાતે થયેલ ખોદકામથી

મળેલ અવશેષો પણ આ સંગ્રહસ્થાનમાં પોતાનું સ્થાન જમાવવા લાગ્યા. મૌર્ય સમયથી મોગલ સમય સુધીની ૧૨,૦૦૦ વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. જ્યારે તક્ષિલાના સંગ્રહસ્થાનમાં ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી ઇસ્વીસનના પાંચમા સૈકા સુધીના એક હજાર વર્ષો સુધીની પ્રાચીન વસ્તુનું સંગ્રહસ્થાન છે.

**હિંદનાં મુખ્ય સંગ્રહસ્થાનોની યાદી–**

૧ ઇન્ડિયન મ્યુઝિયમ કલકત્તા
૨ પટણા મ્યુઝિયમ પટણા
૩ આર્કિયોલોજિકલ મ્યુઝિયમ સારનાથ
૪ પ્રોવિન્સિયલ મ્યુઝિયમ લખનૌ
૫ ગવર્નમેંટ મ્યુઝિયમ મથુરા
૬ ફોર્ટ મ્યુઝિયમ દિલ્હી
૭ સેન્ટ્રલ મ્યુઝિયમ લાહોર
૮ આર્કિયોલોજિકલ મ્યુઝિયમ તક્ષીલા
૯ ગવર્નમેન્ટ મ્યુઝિયમ પેશાવર
૧૦ જયપુર મ્યુઝિયમ જયપુર
૧૧ ઉદેપુર મ્યુઝિયમ ઉદેપુર
૧૨ વડોદરા મ્યુઝિયમ વડોદરા
૧૩ અજમેર મ્યુઝિયમ અજમેર
૧૪ હૈદ્રાબાદ મ્યુઝિયમ હૈદ્રાબાદ
૧૫ બરેન્દ્ર રિચર્સ મ્યુઝિયમ રાજશાહી
૧૬ મોહન–જો–ડેરો મ્યુઝિયમ મોહન–જો–ડેરો
૧૭ ખીચીંગ મ્યુઝિયમ મયૂરભંગ
૧૮ ગોહટી મ્યુઝિયમ આસામ
૧૯ પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ મુંબઇ
૨૦ વિક્ટોરીયા મ્યુઝિયમ કરાંચી
૨૧ ત્રિવેન્દ્રમ મ્યુઝિયમ ત્રિવેન્દ્રમ
૨૨ હરાપ્પા મ્યુઝિયમ હરાપ્પા
૨૩ દાર્જીલીંગ મ્યુઝિયમ દાર્જીલીંગ
૨૪ સેન્ટ્રલ મ્યુઝિયમ નાગપુર
૨૫ ગવર્મેન્ટ મ્યુઝિયમ મદ્રાસ
૨૬ ઢાકા મ્યુઝિયમ ઢાકા
૨૭ આશુતોષ મ્યુઝિયમ કલકત્તા વિશ્વવિદ્યાલય
૨૮ બેંગલોર મ્યુઝિયમ બેંગલોર
૨૯ બંગીય સાહિત્ય પરિષદ કલકત્તા

આમ કુલે ૨૯ સંગ્રહસ્થાનો છે.

**મનીલા હેમ્પ :** આ શણની જાત છે. એક વૃક્ષનાં તંતુઓ છે. મનીલા (ફિલિપાઈન્સ) થી આ ઝાડો મંગાવી હિંદમાં રોપવામાં આવ્યાં છે. એના રેસાઓમાંથી મજબૂત રસા રસીઓ બને છે. જૂનાં દોરડાંમાંથી કાગળો બને છે.

**મનુષ્યની જાતિઓ :** મુખ્ય પાંચ જાતિઓ નીચે મુજબ છે.

| જાતિ | દેશ | વસતિની સંખ્યા |
|---|---|---|
| મોંગોલિયન | એશિયા | ૬૮,૦૦,૦૦,૦૦૦ |
| નિગ્રો | ઉ. અમેરિકા | ૧૦,૦૦,૦૦,૦૦૦ |
| કોકેશિયન | યુરોપ અને અમેરિકા | ૭૨,૫૦,૦૦,૦૦૦ |
| સેમેટિક | ઉ. અમેરિકા | ૧૦,૦૦,૦૦,૦૦૦ |
| મલાયી લોકો | એશિયાનિયા | ૧૦,૪૫,૦૦,૩૦૦ |
| રેડ ઇન્ડીઅન વગેરે | અમેરિકા | ૩૦૦,૦૦,૦૦૦ |

કોકેશીઅન અને ઈંડોમાં યુરોપના રહેવાશીઓ એટલે શ્વેત ચામડીવાળી પ્રજા આવે છે.

**મરકી :** ચેપી રોગ છે. પરદેશોથી આ રોગ પ્રથમ મુંબઇમાં આયાત થયો હતો અને પાછળથી હિંદભરમાં ફેલાયો. કરોડો માણસો એની અસરથી હિંદમાં જ મરણ પામ્યા છે. એનાં જીણાં જંતુઓ પ્રથમ ઉંદરો ઉપર બેસે છે. ઉંદર એ મરકીનો પ્રથમ તબ્બો છે અને પછી મનુષ્યોને ઝડપે છે. તેમાં સાથળ અથવા બગલમાં ગાંઠ તાવ સાથે નીકળે છે. બહુ જ થોડા પ્રમાણમાં આનાં દરદીઓ બચી શકે છે. એનો ચેપ અગ્નિની માફક ખૂબ વિસ્તાર પામ્યો છે. એના અટકાવ માટે મરકીનાં જ જંતુઓમાંથી બનાવેલ રસી મૂકાય છે. સ્વચ્છતા અને સાદા આહારવિહાર પણ મદદ કરે છે. ઉંદર જ્યાં મરતા હોય ત્યાં કદાપિ રાત્રે સૂવું નહિ. આ પ્રથમ અને મૂખ્ય ઉપચાર છે. હાલમાં હિંદ આ દર્દથી છૂટયું છે.

**મરચાં :** ખાસ કરીને હિંદમાં રસોઈને તીખી તમતમતી સ્વાદિષ્ટ બનાવવામાં વપરાય છે. લીલું મરચું લાલ મરચાં જેટલું ગરમ નથી. મરચાંમાં આ સિવાય બીજી ઘણી જાતો છે. લવીંગીઆં મરચાં અતિ તીખાં હોય છે, જ્યારે ગોંડલી મરચાં ઓછાં તીખાં હોય છે. ગોળ અને જાડી છાલવાળાં મોટા ગોમતકી મરચાં મોળાં હોય છે. હિંદના દક્ષિણ ભાગમાં મરચાંનો વધારે ઉપયોગ થાય છે લીલાં મરચાંનો ઉપયોગ ચટણી, અથાણાં અને રાઈતાં વગેરેમાં થાય છે. મરચાંનું સત્ત્વ પીત્તશામક છે. મીઠું, મરચાં અને રોટલો એ, હિંદી ગરીબનો મુખ્ય ખોરાક ગણાય છે. મરચાંનો થોડો ઉપયોગ પાચક છે; પરંતુ વધારે પડતા ઉપયોગથી દાહ, હરસ, આંખની ઝાંખપ અને લોહીઝાડા વગેરે થાય છે વાયુ અને કફનાશક છે. હિંદમાં મરચાં પુષ્કળ જગ્યાએ દેખાય છે. સુકાં મરચાંનો મોટો વેપાર ચાલે છે.

**મરાઠા સામ્રાજ્ય :** મોગલ સામ્રાજ્યની પડતી પછી હિંદમાં મરાઠાઓનું સામ્રાજ્ય સ્થપાયું હતું. મરાઠી સત્તાનો વિકાસ ઇ. સ. ૧૭૦૭થી ૧૭૯૫ વચ્ચે થયો હતો. ઈ. સ. ૧૭૯૫થી ઈ. સ. ૧૮૧૮ સુધીમાં આ સામ્રાજ્ય અંગ્રેજોના હાથે લોપ પામ્યું હતું. ચિતોડના રાણાના એક વંશજ શાહજી ભોંસલેના મહાન શિવાજી છત્રપતિ પુત્ર હતા. એમનો જન્મ ઈ. સ. ૧૬૨૭ માં થયો હતો. બીજાપુરના સુલતાન સામે શ્રી. શિવાજીએ યુદ્ધ કરીને એનો ઘણો દેશ જીતી લીધો. પાછળથી મોગલો સાથે યુદ્ધો થયાં. ઇ. સ. ૧૬૮૦ માં શ્રી. શિવાજીનું મૃત્યુ થયું, ત્યાં સુધીમાં એમણે મોટું રાજ્ય મેળવી લીધું. એના વારસો સંભાજી રાજારામ વગેરે પ્રરાક્રમી રાજાઓ થયા નહિ; પરંતુ મરાઠી સરદારોએ એક સંપીથી ત્રીસ વરસો સુધી બાદશાહ ઔરંગઝેબ સાથે યુદ્ધ ચાલુ રાખી પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. મરાઠી સત્તા પાછળથી પેશ્વાના હાથમાં ગઈ હતી. (જુઓ 'પેશ્વા') પાણીપતના ઈ. સ. ૧૭૬૧ના યુદ્ધમાં મરાઠી સત્તાનો અસ્ત શરૂ થયો. અંગ્રેજોએ બીજા બાજીરાવને પદભ્રષ્ટ કરીને આ સત્તા છીનવી લીધી. હવે મરાઠી સત્તાના પ્રતિક જેવાં સિંધીઆ, હોલ્કર અને ગાયકવાડ જેવાં દેશી રાજ્યો જીવતાં છે.

**મરી :** આ અતિ અગત્યનું ઔષધ તથા મસાલાની વસ્તુ છે. હિંદમાં મરીનો મોટો પાક મલબારમાં થાય છે.

મરીના વેલા બીજાં વૃક્ષો ઉપર ઊંચા ચડે છે. ઘણા સુશોભિત લાગે છે. મરીના વેલાને જીણાં ફૂલોના ગુચ્છાઓ આવે છે. એને સૂકવીને મરી બનાવે છે, મરીના વેલા ઉપર જે શીંગો આવે છે, તેને ગજ પીપર કહે છે. મરીના મૂળને "ચવક" કહે છે, મરીની વેલનું જીવન ૪૦-૫૦ વરસ જેટલું લાંબું હોય છે. મરી ઔષધોમાં ઘણી ગુણકારક વસ્તુ હોવાથી સામાન્ય રીતે ઘણાં ઔષધોમાં વપરાય છે. સુંઠ પીપર અને મરીને ત્રિકટુ કહે છે. ધોળાં મરી વધારે ગુણકારક છે. મરીના ગુણો તીખું, ઉષ્ણ, રુચિકર, રસાયન, અગ્નિદીપક છે. વાયુ, કફ, કૃમિ, શૂળ, ઉદરસ, તથા અર્શનો નાશ કરે છે. નેત્રરોગને પણ મટાડે છે. મરચાં કરતાં મરીનો ઉપયોગ પથ્ય છે.

**મર્ક્યુરી ( પારો )** : એને ક્વિક સિલ્વર પણ કહે છે. આ એક પ્રવાહી ધાતુ છે. હવા લાગવાથી ઊડી જાય છે. પારો હિંગળામાંથી વધારે પડતો નીકળે છે. સીનાબાર નામની ધાતુમાંથી પણ નીકળે છે. અમેરિકા અને યુરોપથી એની આયાત થાય છે. સ્વચ્છ પારો ચાંદીના જેવો શ્વેત અને પારદર્શક રહે છે. સોના, ચાંદીનો મેલ ધોવા પારાનો ઉપયોગ કરે છે. સાફ પાણીથી પારો ૧૪૦ ગણો વધારે ભારે છે. પારાથી ગરમી, શરદી જાણવામાં આવે છે. થરમોમીટર અને બૅરોમીટર યંત્રોમાં પારાનો મુખ્ય ઉપયોગ છે. આરીસામાં મોઢું દેખાય તે માટે કાચ ઉપર પારો લગાવી તેના ઉપર કલાઇ કરે છે. પારાના ક્ષારની અનેક રાસાયનિક બનાવટો થાય છે. મૂરિયો ઓફ મર્ક્યુરી, સલ્ફેટ ઑફ મર્ક્યુરી, સબક્લૉરેડ ઑફ મર્ક્યુરી, સબઑક્ષાઇડ ઑફ મર્ક્યુરી અને પરક્લૉરાઇડ ઑફ મર્ક્યુરી વગેરે બનાવટો થાય છે રસકપૂર, કૃષ્ણ ભામ વગેરે એનાં હિંદી નામો છે. પારો શુદ્ધ મળવો મુશ્કેલ છે. જસત અથવા શીશું મળેલું હોય છે. પારો એ વૈદ્યકમાં વપરાતું સરસ દ્રવ્ય ગણાય છે. બુદ્ધ સાધુઓએ એનો પહેલો ઉપયોગ કર્યો હતો. આયુર્વેદ પ્રમાણે રસ પર્પટી, હિંગુલેશ્વર, પીત્ત ભસ્મ, રસ ભસ્મ, રાજમૃગાંક રસ, રસેંદ્રગુટિકા, રસસિંદૂર વગેરે દવાઓ બને છે, કાચો પારો અનેક રોગો ઉત્પન્ન કરે છે.

**મલાયા (બ્રિટિશ)** : રબરને માટે પ્રખ્યાત આ દેશ બ્રહ્મદેશની દક્ષિણે આવ્યો છે. આમાં સ્ટેટ સૅટલમેન્ટ, ફેડરેટેડ મલાઇ સ્ટેટ્સ અને અનફેડરેટેડ મલાઈ સ્ટેટ્સ આવ્યાં છે. એમાં સ્ટેટ સેટલમેન્ટ એ મલાયાના નામથી ઓળખાય છે. આનું ક્ષેત્રફળ ૧,૫૩૧ ચો. માઇલનું છે. એનું મુખ્ય શહેર સીંગાપુર ૨૬ માઈલ લાંબો અને ૧૪ માઈલ પહોળો બેટ છે. બીજો પીનાંગ છે. (શહેરના વર્ણન માટે જુઓ 'સીંગાપુર' ) આખા ભાગની વસતિ ૧૧,૧૪,૦૧૫ની છે.

ચીનાઓની વસતિ સૌથી વધારે છે. અર્ધાં ચીનાઓ વેપારીઓ હોવાથી ધનવાન છે. શિક્ષણ માટે મલાઇ ભાષા અને અંગ્રેજી ભાષાની સ્કૂલો છે. ગુજરાતી વેપારીઓ પણ પુષ્કળ છે, પણ કુટુંબ સાથે બહુ થોડા જ વસે છે. મલાઇ લોકો સુસ્ત છે, એમને વેપારઉદ્યોગ ગમતાં નથી. પોલીસમેનો ઘણાખરા શીખો છે. ૧૯૩૩માં મલાયાની પેદાસ ૩૬,૮૪,૬૩૯ પૌન્ડની અને ખર્ચ પૌન્ડ ૩૫,૫૫,૫૬૭નું થયું હતું. આ દેશ ઉપર કુલ કરજ ૧,૮૦,૨૭,૭૨૦ પૌન્ડનું હતું.

**વેપાર**—આ પ્રાંત ખૂબ ફળદ્રુપ છે. ગરમ પણ છે. સીંગાપુર આખા હિંદી મહાસાગરની ચોકી કરે છે. હમણાં આખું મલાયા જાપાનિઝ સૈન્યોએ જીતી લીધું છે. આ દેશમાંના ઘણાખરા ઉદ્યોગો યુરોપિયનોના હાથમાં છે. વેપાર ચીનાઓ યુરોપિયનો અને હિંદીઓના અંકુશ નીચે છે રબરના બગીચાઓ, મોટા પ્રમાણમાં યુરોપિયન માલિકીના છે. તેમાં હિંદીઓને મજૂરો તરીકે દક્ષિણ હિંદમાંથી લાવે છે. હિંદી મજૂરોમાં ખૂબ અસંતોષ છે. મુખ્ય નિકાશોમાં રબર (૪,૧૫,૮૩૬ ટન) કિંમત ૧૪,૨૫૨ હજાર પૌન્ડ, કલઇ ૧૦,૩૫૦ હજાર પૌન્ડ, મોટરનું તેલ ૩,૭૮૭ ટન, કોપરાં ૧,૭૩૬ પૌન્ડ વગેરે હતાં. આ સિવાય નેતર, અનારસ, સાબુદાણા, મરી, માછલાં, સોપારી, વગેરે પેદાસ છે. આમદાની માલમાં ચોખા, રબરની બનાવટો મોટરનું તેલ, કાપડ, કેરોસિન વગેરે છે. વસતિ પચાત છે. હમણાં તો ૩ વરસો થયા જાપાનિઝો પાસે આ દેશનો ભોગવટો છે, પણ અમેરિકા-અંગ્રેજોની તૈયારીઓ જોતાં એ દેશ પાછો જીતી લેવાશે.

એની વસતિ જુદી જુદી જાત પ્રમાણે નીચેના કોઠામાં ગણાવી છે.

| પ્રદેશ | મલાઈ | યુરોપિયનો | યુરેસિયનો | ચીનાઓ | હિંદીઓ | બીજાઓ | ટોટલ |
|---|---|---|---|---|---|---|---|
| સીંગાપુર | ૬૮,૧૩૭ | ૮,૨૯૬ | ૭,૧૪૮ | ૩,૯૦,૯૪૮ | ૪૨,૨૨૩ | ૮,૪૭૪ | ૫,૨૫,૨૨૮ |
| પીનાંગ | ૪૦,૭૯૧ | ૧,૩૭૧ | ૨,૧૧૫ | ૧,૧૪,૪૮૯ | ૨૨,૨૩૨ | ૧,૮૪૩ | ૧,૮૩,૮૪૧ |
| વેલેસ્લી પ્રાંત | ૭૩,૨૪૦ | ૨૩૨ | ૨૮૨ | ૪૨,૧૮૯ | ૨૦,૭૨૬ | ૫૭૭ | ૧,૩૭,૨૪૬ |
| ડીન્ડીગ્સ | ૭,૮૮૫ | ૨૨ | ૧૬ | ૬,૨૦૦ | ૪,૦૦૪ | ૭૮ | ૧૮,૨૦૫ |
| મલાકા | ૧,૦૧,૦૪૭ | ૩૨૯ | ૨,૦૯૫ | ૬૧,૪૩૮ | ૧૯,૫૩૫ | ૬૪૭ | ૧,૮૫,૦૯૧ |
| લેબુઅન | ૫,૦૫૪ | ૨૩ | ૩૮ | ૨,૧૭૧ | ૧૪૨ | ૬૯ | ૭,૪૯૭ |
| ક્રિસ્ટમસ બેટ | ૮૩ | ૨૨ | — | ૫૭૯ | ૫૭ | — | ૭૪૧ |
| કોકો બેટ | ૧,૦૮૭ | ૨૩ | — | ૨૯ | ૩ | — | ૧,૧૪૨ |
| ટોટલ | ૨,૯૭,૩૨૪ | ૧૦,૩૨૦ | ૧૧,૬૯૪ | ૬,૧૮,૦૪૩ | ૧,૦૯,૯૨૨ | ૧૧,૬૮૮ | ૧૦,૫૮,૯૯૧ |

મલાયામાં મુખ્ય શહેર સીંગાપુર હિંદી મહાસાગરનું નાકું (દ્વાર) ગણાય છે. એ જેના હાથમાં હોય તેને હિંદી મહાસાગરની કૂંચી મળી છે, એમ સૈનિક દષ્ટિથી સમજાય છે. સીંગાપુરની વસતિ ૧૯૩૫માં ૫,૮૭,૩૨૧ હતી. સીંગાપુર અગાઉ મોટું શહેર હતું, પણ ઈ. સ. ૧૩૭૭માં જાપાનિઝોએ એને બાળી પાયમાલ કરી નાંખ્યું, ત્યારથી એ ઉજ્જડ જેવું પડયું હતું; પરંતુ ૧૮૧૯માં સર સ્ટામ્ફોર્ડ રેફલ્સે એની ઉપયોગીતા સમજીને એને ફરી વસાવ્યું. એ પછી અત્યંત મહાન બારૂં અને હિંદી મહાસાગરનું દ્વાર બન્યું છે. વેપારની દષ્ટિએ આ સમુદ્રમાં

એક અગત્યનું સ્થાન બન્યું છે. ૧૯૩૫માં એના બારામાં ૧૩,૫૯૫ સ્ટીમરો કુલ ત્રણ કરોડ ટનની આવી ગઇ હતી. સીંગાપુરમાં કોઇ જાતની જકાત નથી. એ શહેર આધુનીક અને સુંદર છે. સીંગાપુરના બચાવ માટે બ્રિટિશોએ વર્ષોથી તૈયારીઓ કરી હતી, પણ પાણીના બાંધકામોનો કબજો લઈને જાપાનિઝોએ એને શરણે લીધું છે.

**મસક ( કસ્તૂરી ) :** એક જાતના હિમાલયમાં રહેતા નાના મૃગની ડૂંટીમાંથી એ નીકળે છે. એ પ્રાણિજ પદાર્થ ભારે આકરી સુગંધ અને ગરમી ધરાવે છે. એના શરીરમાં ચેતન લાવવાની શક્તિ છે. બિલાડાના પેટમાંથી નીકળતા સુગંધી પદાર્થને જવાદી કસ્તૂરી કહે છે. કસ્તૂરી બહુ થોડી મળવાથી એ ઘણી મોંઘી છે. એમાં ભેળસેળ પણ ઘણી થાય છે. એનો રંગ કાળાશ અને લાલાશ મિશ્ર હોય છે. એને ખુલ્લી રાખવાથી એની તિવ્ર સુગંધ ઊડી જાય છે. એ બહુ જ ગરમ હોવાથી એને સુંઘવાથી નાકમાંથી લોહી પડે છે. એ રસાયણ છે. અંગ્રેજી સેન્ટોમાં કસ્તૂરી વપરાય છે. ઔષધોમાં એનો ઉપયોગ ઘણો છે.

**મસલિન :** ઢાકાના બારીક હાથે કાંતેલા અને વણેલા કાપડને મસલિન કહે છે. હવે યંત્રયુગ આવતાં આ જાતનું કાપડ તૈયાર થતું નથી; પરંતુ મોગલ જમાનામાં આ કાપડની ભારે કદર હતી. શહેનશાહ ઔરંગઝેબની કુમારી પુત્રી રોશનઆરાએ સાત પડવાળું મસલિનનું વસ્ત્ર પહેર્યા છતાં એની અંગમર્યાદા સંપૂર્ણ સચવાઇ નહોતી. યુરોપના ધનવાનો પણ આ કાપડ હિંદમાંથી ખરીદી જતા હતા. આખો તાકો વીંટીમાંથી પસાર થાય એવું બારીક અને મુલાયમ એ કાપડ હતું.

**મસૂર :** આ એક જાતના કઠોળની દાળ બને છે. એના છોડ દોઢ હાથ ઊંચા વધે છે. મસૂર આખા રંગે કાળા પણ દાળ રાતા રંગની બને છે. મસૂર ધાન્ય અતિ વાયુ કરનાર છે. એ ધાન્ય સસ્તું હોવાથી ગરીબ પ્રજા એનો ખૂબ ઉપયોગ કરે છે. ગુજરાતમાં મસૂરનો પાક સારો થાય છે. એમાં ધોળી અને રાતી એમ બે જાતો થાય છે. મસૂર એ મુખ્ય ધાન્ય નથી. એનો પાક મગ, તુવેર, ચણાથી બહુ જ અલ્પ થાય છે. મસૂરના ગુણો-મધુર, શીતળ, ગ્રાહક, વાયુ કરનાર, લઘુ, બલકર, રુચી અને વર્ણકર છે. મસૂરની સળીઓનો ધૂપ તાવનો નાશક છે.

હિંદુઓ મસૂરની દાળ ખાતા નથી, કારણકે તે અપવિત્ર ધાન્ય ગણાય છે. મુસ્લિમો એને ખૂબ ખાય છે.

**મસ્કત :** ઇરાની અખાતમાં મસ્કત અથવા ઓમાનનું આરબી રાજ્ય છે. આ બંદરે ગુજરાતીઓ સેંકડો વરસો થયા વેપાર માટે જાય છે. ત્યાં એમણે પેઢીઓ અને સંસ્થાન સ્થાપ્યું છે. મસ્કતમાં ગુજરાતીઓનાં ઘણાં વહાણો જાય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૮૨,૦૦૦ ચોરસ માઇલનું છે. વસતિ ૫,૫૦,૦૦૦ ની છે. આરબ સુલતાનો એના શાસકો છે. મુખ્ય પેદાશ ખજૂર, દાડમની છે. હિંદમાંથી કાપડ, અનાજ અને બીજી પાકી ચીજોનો નિકાસ થાય છે. મસ્કત મુખ્ય શહેરની વસતી ૨૨,૦૦૦ ની છે. મસ્કતની ઋતુ ગરમ અને આબોહવા રોગી ગણાય છે. એ સારું બંદર છે. હિંદીઓની વેપારી વસતિ સારી છે.

## મહાન આચાર્યો ( હિંદુ ધર્મના ) :

હિંદુ ધર્મના મહાન આચાર્યો નીચે મુજબ થઈ ગયા છે.

**૧ શંકરાચાર્ય**—દ. મલબાર એમનું જન્મસ્થાન. મગરના મુખમાંથી બચ્યા એથી માતાએ નાનપણમાં જ એને સન્યાસી બનાવ્યા, થવા દીધા. એમનો સમય ઘણું કરી આઠમી સદી મનાય છે; પરંતુ પ્રાચીન સાંપ્રદાયિક પદ્ધતિ એમને ૨,૦૦૦ વર્ષ થયાં માને છે. એમણે કેવલા દ્વૈતનું તત્વજ્ઞાન ચલાવ્યું, પ્રચાર કર્યો. આત્મા અને બ્રહ્મની એકતા અને જગતનું મિથ્યાપણું તે એમના મુખ્ય સિદ્ધાંતો હતા. એમણે પુષ્કળ સાહિત્ય લખ્યું છે.

**૨ શ્રી. રામાનુજાચાર્ય**—દક્ષિણના તામીલ બ્રાહ્મણ હતા. વિશિષ્ટાદ્વૈત વૈષ્ણવ સંપ્રદાય સ્થાપ્યો. બ્રહ્મ, જગત અને જીવ એ ત્રણે વિશિષ્ઠ રીતે એક છે. વિશિષ્ઠ રૂપે ઐક્ય સાધી રહ્યા છે. એમણે વિષ્ણુને ભજ્યા છે. એમણે પંચરાત્ર ભાગવત ધર્મને પદ્ધતિસર અને વ્યવસ્થિત ગોઠવી વૈષ્ણવ ધર્મને મજબૂત અને સચોટ બનાવ્યો. ઇ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭ માં થઈ ગયા. ૩૨ વર્ષની નાની ઉંમરે એમણે જગત છોડ્યું હતું.

**૩ નિમ્બાર્ક આચાર્ય**—કૃષ્ણ ભક્તિ સાથે રાધાનું નવીન અંગ ઉમેરી વૃંદાવન જઇ ભક્તિરસને જમાવ્યો. ઇ. સ. ૧૧૫૦ માં થઈ ગયા.

**૪ મધ્વાચાર્ય**—મધ્વાચાર્ય પણ દક્ષિણના હતા. એઓએ ઉડુપીબાલાજીમાં પોતાનું રહેઠાણ રાખ્યું હતું. એમણે દ્વૈત સંપ્રદાય સ્થાપ્યો. જીવ અને બ્રહ્મ બંને જુદા છે. એવા ઉપનિષદોના અર્થો પોતાના સંપ્રદાયને, સિદ્ધાંતને અનુકૂળ બનાવ્યા. એમણે રાધાકૃષ્ણની ભક્તિનો વિશેષ પ્રચાર કર્યો. ( ઇ. સ. ૧૧૯૯ થી ૧૨૭૮ ).

**૫ શ્રી. વલ્લભાચાર્ય**—દક્ષિણ એમનું જન્મસ્થાન. કાશીની ધરતી ઉપર બાળપણ વીતાવ્યું. એમણે શુધ્ધાદ્વૈત સંપ્રદાયનો પાયો નાંખ્યો. શ્રી. શંકરાચાર્યનો 'જગત મિથ્યા'નો સિદ્ધાંત એમણે તોડયો. એમના મત પ્રમાણે બ્રહ્મની લીલાનો આવિર્ભાવ થવાથી જગત, સૃષ્ટિ રચાય છે અને તિરોભાવથી વિલય થાય છે, એમ કહ્યું. એમણે બાલકૃષ્ણની ભક્તિ સ્વિકારી, વૈકુંઠને બદલે ગોલોક પરમધામ તરીકે ગ્રહણ કર્યું. એમણે બાલકૃષ્ણને સર્વસ્વ અર્પણ કરવાની પ્રેમલક્ષણાભક્તિ સ્વીકારી. શ્રી. વલ્લભાચાર્ય ઇ. સ. ૧૯૩૫ માં અવતર્યા હતા. રામાનુજ અને નિમ્બાર્ક વિષ્ણુપુરાણને મુખ્ય સ્થાન આપે છે. જ્યારે મધ્વાચાર્ય અને શ્રી. વલ્લભાચાર્ય શ્રી ભાગવતને અધિકતર માને છે.

**૬ શ્રી. રામાનંદ**—રામ ભક્તિનો પ્રચાર કર્યો. સંસ્કૃતને બદલે પાકૃતમાં ધર્મોપદેશ કરવાની રીત દાખલ કરી. ભક્તિનાં દ્વાર સ્ત્રી, શુદ્ર અને પતિતને માટે ખુલ્લાં જાહેર કર્યાં.

**૭ શ્રી. ચૈતન્ય**—જન્મસ્થાન બંગાળ. એમનું મૂળ નામ નિમાઇ હતું. પ્રખર વિદ્વાન હતા; પરંતુ તેઓ ભક્તોમાં શ્રેષ્ઠ હતા. તલસાટની તીવ્રતામાં, જીવન સમર્પણમાં, માધુર્ય ઘેલછામાં એ સર્વોત્તમ હતા. ઇ. સ. ૧૮૪૫ માં જન્મ થયેલ. એમનો સંપ્રદાય બંગાળમાં ચાલે છે. ઇ. સ. ૧૫૩૩ માં આ જગત છોડ્યું.

**૮ શ્રી. સહજાનંદજી**—કાન્યકુબ્જના બ્રાહ્મણ હતા. એમનો જન્મ ઇ. સ. ૧૮૩૭ માં અયોધ્યાના છપાઇ ગામમાં થયો હતો. શ્રી. રામાનુજના વિશિષ્ટાદ્વૈત તત્વજ્ઞાનના સિદ્ધાંતો સ્વીકાર્યા અને ભક્તિ સેવાની રીત વલ્લભ સંપ્રદાય પ્રમાણે લીધી. આ સંપ્રદાય ગુજરાત કાઠિયાવાડમાં પ્રસરેલો છે. શ્રી. કૃષ્ણની ભક્તિની ઉપાસના અને સેવાનો બોધ આપ્યો છે. એઓ ઇશ્વર રૂપે પૂજાય છે, એમણે પછાત કોમોની સુધારણામાં મોટો ફાળો આપ્યો છે.

## મહાન શોધો (આધુનિક):

**વી-૧ ઉડતા બોંબ**—જર્મનો દ. ઇંગ્લેંડમાં સામાન્ય અને લંડનમાં ખાસ ઉડતા બોંબોનો વરસાદ વરસાવી જાનમાલની ભયંકર નુકશાન કરે છે. આનો યોગ્ય પ્રતિકાર હજી સાથીઓ શોધી શકયા નથી. વિશ્વ-યુદ્ધમાં એ હયાતીમાં આવ્યું.

**વી-૨ (પાયલોટ વગરનું)**—આની શોધ પણ જર્મનોએ જ કરી છે; પરંતુ કેટલું નુકશાન થાય છે તે હજુ બહાર પડયું નથી. કહેવા પ્રમાણે એ એક જાતનું રૉકેટ છે.

**ડ્રાઈવર વગરની ટેંક**—જર્મનો જ આના શોધક છે. નુકશાનકારક આયુધ છે, તે સાબીત થયું છે.

**મોટાં બોંબર**—અમેરિકનોએ દશ હજાર માઈલ સુધી પ્રદક્ષિણા કરી શકે અને ૧૨,૦૦૦ રતલના બોંબો રહી શકે છે, એવા બખ્તરવાળા ઉડતા કિલ્લા બનાવ્યા છે. (પાયલોટ વાળા)

આ સિવાય યુદ્ધમાં અનેક નવીન નાનીમોટી યંત્રોની શોધો થઈ છે, જેનો ઉપયોગ તો યુદ્ધ પછી જ પ્રજાને ઉપકારક થશે. હાલ તો સંહારમાં વપરાય છે. આ સિવાય વગર તારે ફોટો ખેંચવાના ઉદ્યોગમાં સારી ખીલવણી થઈ છે.

**મહાન સર્વાધ્યક્ષો (આધુનિક):** આ વીસમી સદીમાં કેટલાક મહાન ડીકટેટરો એટલે સર્વાધ્યક્ષો થયા છે. એઓ ગરીબીમાંથી આગળ વધી પોતાના દેશના ડીકટેટરો થઇ મોટાં યુદ્ધો કરીને પ્રખ્યાત થયા છે. એમાંના હજી ઘણાં જીવતા છે. કેટલાક પદભ્રષ્ટ થવાની અણી ઉપર છે.

**૧ સુનયાન સેન**—ચીનનો એ મહાન પુરુષ આધુનિક ચીનનો સ્રષ્ટા હતો. એણે નાનકીંગમાં પોતાના નવા ચીનની રાજ્યધાની કરી હતી. ઇ. સ. ૧૯૧૨માં એ મરી ગયો. ચીનને મહાન બનાવવા એને ભારે તલસાટ હતો.

**૨ લેનીન**—રશિઅન બોલ્શેવીક પાર્ટીનો એણે ઉદ્ધાર કરી મજબૂત બનાવી. એણે ૧૯૧૮માં રશિઆની સરમુખત્યારી સ્વીકારી સુનયાન સેનની પેઠે એ ઉચ્ચ આદર્શવાન પુરુષ હતો. એણે રશિઆને ઉન્નતિના માર્ગે મૂકયું હતું.

**૩ ચાંગ-કાઈ-શેક**—સુનયાન સેનને ઠેકાણે સર્વાધ્યક્ષ તરીકે ચાંગ આવ્યો છે. જન્મ ૧૮૮૮ માં થયો હતો. જાપાન સામે આઠ વરસો થયા મહાયુદ્ધ ચલાવે છે. નવા ચીનનો એ પ્રાણ છે. પરાજયો એને હત ઉત્સાહ કરતા નથી. જાપાનિઝોએ ચીનનો દશ આના ભાગ જીતી લીધો છે. છતાં ચાંગ લડયે જ જાય છે. એની રાજયધાની ચુંગકિંગ છે. એમણે ઘણી લીલી સુકી જોઇ છે. વજ્ર છાતીનો ગણાય છે.

**૪ જનરલ ફ્રાન્કો**—જન્મ ૧૯૦૨ માં થયો હતો. સ્પેનના સામ્યવાદીઓનો ઇટાલી અને જર્મનીની મદદથી પરાજય કર્યો. ત્રણ વરસોના યુદ્ધ પછી ૧૯૩૯ માં એણે સરમુત્યારી મેળવી છે. જર્મન, ઇટાલીયનો પરાજયની પરંપરા પછી એણે ગ્રેટ-બ્રિટન સાથે સંધિ કરી.

**૫ કમલ આતા તુર્ક**—સાધારણ સ્થિતિનો આ બાળક પોતાની શક્તિથી તુર્કીના સૈન્યનો અધિકારી થયો. એણે અંગ્રેજ, ફ્રેન્ચો, ગ્રીકોની સાથે યુદ્ધો કરીને તુર્કીની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું. એણે સુલતાનની પદવી સ્વીકારી નહિ. તુર્કીને પ્રજાતંત્ર બનાવી પોતે પહેલો પ્રેસિડેન્ટ થયો. તે ૧૯૩૯ માં મરણ પામ્યો હતો. એ આધુનિક તુર્કીનો પિતા હતો.

**૬ સ્ટેલિન**—જોસેફ સ્ટેલિન ઈ. સ. ૧૮૭૯ માં જન્મો હતો. સામ્યવાદના વિચારો ધરાવવા માટે એ ૭ વાર કેદનો રહેવાશી બન્યો હતો. ત્રણ વખત તો સાઇબીરીયાથી નાશી આવ્યો હતો. લેનિને એનું નામ 'સ્ટેલિન' એટલે 'પોલાદી છાતી' એવું નામ પાડયું હતું. એણે પોતાના વિચારોથી વિરૂદ્ધ જનારા બધા મોટા સામ્યવાદીઓને ફાંસીને લાકડે મૃત્યુના મહેમાન બનાવ્યા હતા. બે વખત પંચવર્ષિય યોજનાઓ કરી એણે રશિયન પ્રજાને ઉદ્યોગ, ખેતી અને યંત્રશાસ્ત્રમાં વિશાળ બનાવી હતી.

૧૯૪૧ ની ૨૨ મી જૂને હિટલરે જર્મન સૈન્યનાં ધાડાં રશિયનો ઉપર છોડી મોટો ભાગ કબજે કર્યો; પરંતુ સ્ટેલીને અસીમ સાહસથી ત્રણ વર્ષની મુદતમાં જર્મનોનો સખત પરાજય કરી રશિયાની હદમાંથી ધકેલી મૂકયા છે. હજી પણ જર્મન રશિયા યુદ્ધ ચાલે છે.

**૭ મુસોલિની**—ઇટાલીનો સરમુખત્યાર અને ફેસીઝમનો જન્મદાતા ૧૮૮૩માં જન્મ્યો હતો. ૧૯૨૨ ના ઓકટોબરમાં એણે ઇટાલીનું રાજયતંત્ર હાથમાં લીધું. એણે ઇટાલીની શક્તિનો વિકાશ કર્યો. ૧૯૩૫ માં એબીસીનીયા એનું ભોગ બન્યું. ૧૯૪૪ના જૂન માસમાં મીત્ર રાજ્યો સામે, જર્મનીના સહકારમાં રહી યુદ્ધ જાહેર કર્યું. અંગ્રેજોએ ઇટાલિયનોને આફ્રિકામાંથી ભયંકર રીતે પરાજ્ય પમાડી ઇટાલી ઉપર ચડી આવ્યા. મુસોલીનીનું તે જ ઘડીથી પતન મંડાણું. રાજાએ કેદ કર્યો; પરંતુ હિટલરના છત્રી સૈન્યના ચમત્કારે એને કારાગૃહમાંથી મુક્તિ અપાવી.

**૮ હોર્થી એડમીરલ**—(જન્મ ૧૮૬૮) હંગેરિયાનો સરમુખત્યાર છે. જર્મનીનો મિત્ર હોવાથી એના સહકારમાં લડે છે. હંગેરીમાં પ્રજાસત્તાક રાજ્ય છે. એ હંગેરીના રીજન્ટનો અધિકાર ધરાવે છે.

**૯ ડૉ. શાલઝાર**—પોર્ટુગલનો આ સરમુખત્યાર ૧૮૮૮ માં ગરીબ મા-બાપને ત્યાં જન્મ્યો હતો. સદ્ભાવથી અને આમંત્રણથી એ સરમુખત્યારનું પદ મેળવનાર યુરોપમાં એ એક જ છે. એણે તટસ્થ નીતિ સ્વીકારી છે.

**૧૦ એડોલ્ફ હિટલર**—(એને માટે 'મહાન ક્રૂર વિજેતાઓમાં નંબર ૮' જુઓ.)

**મહાન ક્રૂર વિજેતાઓ:** જગતમાં કેટલાક અતિ શક્તિશાળી પણ ક્રૂર વિજેતાઓએ મોટા વિજયો મેળવી સામ્રાજ્યો સ્થાપવા કોશેષ કરી હતી. એઓ જ્યાં ગયા, ત્યાં તલવાર અને અગ્નિથી સત્યાનાશ ફેલાવી દીધો હતો.

**૧ સિકંદર**—ગ્રીસના મકદુનિયાનો એ રાજા હતો. ઇ. સ. પૂર્વે ૩૨૭-૩૨૨ માં એણે ગ્રીસ, એશિઆ માઇનોર, ઇજિપ્ત, ઇરાન, બેકત્રિઆ, અફઘાનીસ્તાન જીતી મોટું સામ્રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. પૂર્વે ૩૨૭ માં હિંદ ઉપર પણ એ ચડી આવ્યો હતો. એ સિંધ સુધી આવી પાછો વળ્યો હતો. ઇ. સ. પૂર્વે ૩૨૩ માં બાબિલોન મુકામે મરણ પામ્યો. એને પુત્ર નહોતો. સરદારોએ મોટું સામ્રાજ્ય વહેંચી લીધું.

**૨ જુલિયસ સીઝર**—રોમના મહાન સામ્રાજયનો એણે વિકાસ કર્યો. એનો જન્મ રોમમાં ઈ. સ. પૂર્વે ૧૦૦ માં થયો હતો. એણે ફ્રાન્સ, બ્રિટન અને જર્મની જીતી લીધાં હતાં. રોમનું મોટું સામ્રાજ્ય એણે સ્થાપ્યું. એનું ખૂન રોમમાં થયું હતું.

**૩ સુલતાન મહમદ ગીઝની**—( ઈ. સ. ૯૯૭–૧૦૩૦ અફઘાનીસ્તાનના ગીઝની શહેરનો એ સુલતાન હતો. એણે મધ્ય એશિઆનાં અનેક રાજ્યો જીતી લીધાં હતાં. એણે હિંદ ઉપર સત્તર વખત સવારી કરી. દરેક વખતે વિજયો મેળવ્યા હતા. મહમુદે સરસ્વતી નદી સુધીનો પ્રદેશ પોતાના રાજ્યમાં ભેળવી દીધો. કનોજના રાજાને ખંડીઓ બનાવ્યો અને હિંદુઓને જોરજુલમથી વટલાવ્યા. એના વંશજોએ ૧૨૦૬ સુધી રાજ્ય કર્યું હતું.

**૪ ચંગિઝખાં**—મોંગોલીઆના આ તાર્તારોના સરદારે પોતાનાં ધાડાં લઇ જ્યાં ત્યાં આગ અને તલવારથી શહેરો અને ગામડાંઓનો નાશ કરતો દેશો જીતી લેવા માંડયા. એણે રશિઆ, ચીન, ઇરાન વગેરે મોટા દેશો જીતી સામ્રાજ્ય સ્થાપ્યું. એના વંશજોએ ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું હતું.

**૫ તૈમુર**—( ઇ. સ. ૧૩૯૮ ) એ ચંગિઝખાંનો વંશજ ચુગતાઇ તુર્ક સમરકંદમાં ઇ. સ. ૧૩૩૬ માં જન્મ્યો હતો. એણે ઇરાન દેશ જીતી લીધો હતો. ઈ. સ. ૧૩૯૮ માં એણે હિંદ ઉપર ચડાઇ કરી. એણે ખૂબ ક્રૂરતા ચલાવી હતી. હિંદુઓ ઉપર એણે ઘણા જુલમ ગુજાર્યા હતા.

**૬ નાદિરશાહ**—એ સાધારણ સિપાઇગીરીમાંથી મોટો સમ્રાટ બન્યો હતો. એણે ઈરાન જીતી લીધું. અફઘાનીસ્તાન જીતી એ ઇ. સ. ૧૭૩૯ માં હિંદ ઉપર ચડી આવ્યો. એણે હિંદમાંથી કિંમતી લૂંટ મેળવી. એ અતિ ક્રૂર વિજેતા હતો. ઇ. સ. ૧૭૪૭ માં એનું ખૂન થયું હતું.

**૭ નેપોલિયન**—સાધારણ સિપાઈમાંથી એ મોટો સમ્રાટ થયો હતો. એ ફ્રાન્સના કોર્સીકા ટાપુમાં જન્મ્યો હતો. એ ધીમે ધીમે આગળ વધતાં ઇ. સ. ૧૭૯૯ માં ફ્રાન્સનો ફર્સ્ટ કૉન્સલ થયો. પછી શહેનશાહ થયો. ગ્રેટબ્રિટન અને રશિયા સિવાય એણે આખું યુરોપ જીતી લીધું હતું. એ મહાન બુદ્ધિમાન અને શક્તિશાળી વિજેતા હતો. એને અંગ્રેજો અને પ્રશિયનોએ વૉટરલૂના યુદ્ધમાં હરાવ્યો હતો. પછી એ સેન્ટહેલીના ખાતે કેદમાં રહ્યો હતો. રશિયાના આક્રમણે એની સેનાઓનો નાશ કર્યો, આથી એનું પતન થયું હતું.

**૮ હેર હિટલર**—આ એક સામાન્ય મોચીનો છોકરો હતો. એણે નાત્ઝી પાર્ટીનું સંગઠન કર્યું. એણે ઈ. સ. ૧૯૩૩માં પોતાની પાર્ટીની મદદથી જર્મનીની સરમુખત્યારી મેળવી લીધી. ઇ. સ. ૧૯૩૯ ના સપ્ટેમ્બરમાં એણે પોલાંડ જીતી લીધું. તે પહેલાં ઑસ્ટ્રીઆ અને ચેકોસ્લોવેકીઆ મેળવી લીધાં હતાં, પછી બેલ્જીઅમ, લક્ષમબર્ગ, ડેન્માર્ક, નોર્વે, હોલાન્ડ એણે જીતી લીધાં. રશિઆના ઉપર મોટા વિજયો મેળવી મોસ્કો સુધી પહોંચ્યો. બાલ્ટિક રાજ્યો સર્વે પોતાના ચક્રવર્તિપણા નીચે આણ્યાં. બાલ્કન રાજ્યો જીતી લીધાં. આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્રના કિનારે ઠેઠ ઇજિપ્ત સુધી પહોંચ્યો. બે વર્ષોની રશિયન લડાઇમાં એનું બળ મહાત થયું. હવે એનાં જર્મન સૈન્યો પાછાં હઠે છે. રશિયા, ઇટાલી અને ફ્રાન્સમાં મોટા પરાજયો મેળવ્યા છે. હવે એ છેલ્લા પરાજયની સરહદ ઉપર આવી પડયો છે.

**મહાન ધર્મો** : જગતમાં નીચે મુજબ મહાન ધર્મો છે.

**૧ ખ્રિસ્તી ધર્મ**—આ ધર્મ જેરૂસલામમાં રહેતા ઇસુ ખ્રિસ્તના સમયથી શરૂ થયો છે. એના ઉપર યાહુદી ધર્મની અસર છે. એ ધર્મનો મુખ્ય ધર્મગ્રંથ બાઇબલ છે. ખ્રિસ્તીઓ જીસસ ક્રાઇસ્ટને ઇશ્વરનો પુત્ર માને છે. ઇશ્વરની ભક્તિ અને સદાચરણ ઉપર બહુ ભાર મૂકે છે. આ ધર્મના સાધુઓ અને પાદરીઓ બીજી પ્રજાઓને ખ્રિસ્તી ધર્મમાં લાવવા માટે અતિશય પ્રયત્નો કરે છે. એના અનેક ફાંટાઓ થયા છે.

**(અ) રોમન કેથોલિક**—ખ્રિસ્તી ધર્મનો સૌથી મોટો સંપ્રદાય છે. એ સંપ્રદાયવાળા જીસસ ક્રાઇસ્ટની માતા મેરીની મૂર્તિ દેવળોમાં રાખે છે. લેટીનમાં પ્રાર્થના કરે છે. પોપને મહાન ધર્મગુરુ તરીકે માન આપે છે. પાપનો ધર્મગુરુ પાસે પ્રકાશ એટલે કહી પશ્ચાત્તાપ મેળવે છે. એમાં રોમન કેથોલિકોની સંખ્યા ૩૩,૧૫,૦૦,૦૦૦ ની છે. ચુસ્ત કેથોલિકોની સંખ્યા ૧૪,૪૦,૦૦,૦૦૦ ની છે. આખા જગતમાં એના પાદરીઓ ધર્મ-પરિવર્તન માટે ફરે છે. શિક્ષણ, દવાદારૂ સાથે ધર્મપરિવર્તન કરાવે છે.

**(આ) પ્રોટેસ્ટંટો**—માર્ટીન લ્યુથરે રોમન કેથોલિક સંપ્રદાય સામે બળવો કરી આ ખ્રિસ્તી સંપ્રદાય સ્થાપ્યો છે. પોપના ધર્મગુરુપદને આ સંપ્રદાય સ્વીકારતો નથી. પ્રાર્થના સ્વભાષામાં વાંચવી. ચર્ચ એટલે મંદિરમાં મૂર્તિઓ રાખવી નહિ. પાપસ્વીકાર ધર્મગુરુ પાસે કરવો નહિ. ધર્મને બીજા વ્યાવહારિક વિષયોથી અલગ રાખવો વગેરે માન્યતાઓ ધરાવે છે. એના અનુયાયીઓ આશરે ૨૦,૬૯,૦૦,૦૦૦ છે.

**(ઈ) કોપ્ટિક ખ્રિસ્તીઓ**—ખ્રિસ્તી ધર્મમાં વ્યવહાર અને આચાર ભેદે આ સંપ્રદાય થયો છે. એશિયામાં આ સંપ્રદાયના ૧ કરોડ અનુયાયીઓ છે.

**૨ કોન્ફ્યુશિયન્સ**—ચીનના આ તત્ત્વજ્ઞાનીએ નૈતિક ધર્મ ચલાવ્યો છે. રાજા, અધિકારીઓ, માતપિતાની આજ્ઞાઓ પાળવી. પોતાની શહેરી તરીકે ફરજો બજાવવી અને સત્ય વગેરે બોલવું એ આ નીતિની આજ્ઞાઓ છે. એ ધર્મ નથી. એમાં આચાર કે ક્રિયા નથી. શહેરી તરીકે સરસ શહેરીજીવન ગુજારવાની રહેણીકરણીનો ઉપદેશ છે. એના અનુયાયીઓ ૩૦ કરોડ આશરે અંકાય છે. ચીનમાં એ સંપ્રદાય ચાલે છે.

**૩ બુદ્ધ ધર્મ**—હિંદના ક્ષત્રિય રાજકુમાર ગૌતમ બુદ્ધે યુવાનીમાં રાજ્યપાટ અને કુટુંબને છોડી વૈરાગ્ય લઇ આ ધર્મનો ઉપદેશ કર્યો છે. એ ધર્મમાં ક્ષમા, શુદ્ધ સદાચાર, સત્ય, દયા, ધર્મ, અને પરોપકાર ઉપર ખૂબ ભાર મૂકેલ છે. જગત મિથ્યા છે, માટે ઉન્નત જીવન જીવીને મધ્યમ માર્ગ ગ્રહણ કરી આધ્યાત્મિકતા મેળવી નિર્વાણ દશાને પામવાનું એ ઉપદેશે છે. એના ધર્મ ઉપર હિંદુ ધર્મની અસર છે. એના અનુયાયીઓ ૧૫ કરોડ આશરે છે.

**૪ જૈન ધર્મ**—શ્રી. મહાવીરસ્વામીએ આ ધર્મનો પુનરુદ્ધાર કર્યો છે. એઓ ચોવીશમા તિર્થંકર હતા. એમાં તપ, અહિંસા એને મુખ્ય માન્યા છે. આ સિવાય તપોમય, કષ્ટમય જીવન ગાળી ઉન્નત ચારિત્ર્યથી કર્મક્ષય કરી સિદ્ધલોકની પ્રાપ્તિ કરવી એ આ ધર્મનો આશય છે. એના અનુયાયીઓ માત્ર બાર લાખ જ છે. હિંદમાં જ આ ધર્મ ફેલાયો છે.

**૫ જરથુસ્ત્ર સાહેબનો ધર્મ**—હિંદમાંના ૧।। લાખ પારસીઓ અને ઈરાનમાંના થોડા ઇરાની પારસીઓ આ પ્રાચીન ધર્મના હવે અનુયાયીઓ રહ્યા છે. શહેરી તરીકે પોતાની ફરજ નૈતિક સદાચરણ સાથે પાળવી એ આ ધર્મનો ઉપદેશ છે.

ઈશ્વરની પ્રાર્થના ઉપર પણ એમાં જોર આપવામાં આવ્યું છે. ક્રિયાકાંડનો આ ધર્મ છે. હિંદુ વૈદિક ધર્મ સાથે એની સામ્યતા કેટલેક અંશે છે.

**૬ મુસ્લિમ ધર્મ**—અરબસ્તાનના મક્કા શહેરમાં જન્મેલા પયગંબર મહમદ સાહેબને કુરાનની સુરાઓ દેવદૂત ગેબ્રીઅલે સંભળાવી હતી. આ ધર્મ ઉપર ખ્રિસ્તી ધર્મ અને યાહુદિ ધર્મની છાયા છે. ચૌદસો વરસો થયા આ ધર્મ જગતમાં અગ્નિની પેઠે ફેલાયો છે. એમાં ઇશ્વર એક જ છે, મહમદ સાહેબ એના પયગંબર છે. નિમાજ, રોજા અને ભક્તિથી ઈશ્વરને પ્રસન્ન કરવા આથી કિયામતને અંતે એને સ્વર્ગ મળે છે. બીજા પાપી જીવોનો કિયામતના સમયે ન્યાય થઈ એમને દોઝખ મળે છે. એના અનુયાયીઓની સંખ્યા ૨૦,૯૦,૨૦,૦૦૦ ની ગણાય છે. આ ધર્મ પરિવર્તન માટે તલવાર અને ઉપદેશથી પ્રયત્નો કરે છે. એ એની મૂળ ભાષા એરેબીક છે.

**૭ ભૂત, પ્રેત અને જડને માનનારા**—પછાત પ્રજા વહેમ અને જ્ઞાન વગરના ક્રિયાકાંડના ધર્મો માને છે. આની સંખ્યા ૧૩,૫૬,૫૦,૦૦૦ ની છે.

**૮ શિન્ટો પંથ**—જાપાનમાં વડીલો, રાજા અને શૂરવીરોને માનનારો આ સંપ્રદાય જાપાનમાં ચાલે છે. એના અનુયાયીઓની સંખ્યા રા કરોડની ગણાય છે. રાજાને ઇશ્વર માને છે.

**૯ યાહુદીઓ**—ઇશ્વરને માને છે. ક્રિયાકર્મ આ ધર્મમાં છે. એમનું ધાર્મિક પુસ્તક તાલમદ બહુ પ્રાચિન પુસ્તક છે. યાહુદીઓ મોઝીઝ, અબ્રાહમ વગેરે પ્રાચિન પયગંબરોને માને છે. આ ધર્મનો પણ વટલાવવાનો આસય નથી. એમના ધર્મગુરૂને રેબી અને મંદિરને સીનેગાગ કહે છે. ખ્રિસ્ત ધર્મનું એ પુરોગામી છે. એના અનુયાયીઓની સંખ્યા ૧,૬૧,૪૦,૦૦૦ની છે.

**૧૦ હિંદુ ધર્મ**—વેદોના પાયા ઉપર એનું ચણતર છે. એ અનાદિ મનાય છે. એમાં અનેક સંપ્રદાયો છે. દેવી દેવતાઓ અને ક્રિયાકાંડનો એ ધર્મ છે. એ ધર્મમાં અનેક દેવો પાછળ અનેક સંપ્રદાયો ચાલે છે. એનાં ધર્મ પુસ્તક વેદો છે. એના અનુયાયીઓ ૨૩ કરોડ જેટલા હિંદમાં છે. એ ધર્મમાં બીજા ધર્મવાળાઓને વટલાવતા નથી.

**૧૧ કોઈ પણ વર્ગમાં ન આવે તેવા**—આમની સંખ્યા ૫ કરોડની છે. નાસ્તિકો અને ધર્મને નહિ માનનારાઓ તથા ઉપલા ધર્મોના વર્ગીકરણમાં નહિ આવનારાઓ એમાં ગણાય છે.

**મહાન ભક્તો** : હિંદ એ ભક્તોની ભૂમિ છે. એમાં અનેક ભક્તો થઈ ગયા છે. જુદા જુદા સંપ્રદાયોની છાયા નીચે હોવા છતાં આ ભક્તોમાં સાંપ્રદાયિક સંકિર્ણ માનસ નહોતું. એઓ ભક્તોની સાથે નૈસર્ગિક કવિઓ પણ હતા. મુખ્ય ભક્તો નીચે પ્રમાણે છે. સૌ ભક્તો સંકટો, દુઃખો અને જુલમોની અંદર તપ્યાં હતાં.

**૧ ચૈતન્ય**—એમનું ચરિત્ર આગળ લખેલું છે. એની પ્રણવી ભક્તિ શુદ્ધમાં શુદ્ધ ગણાય છે. ચૈતન્ય ભક્તોમાં અટલ અદ્વિતીય પદ ધરાવે છે. ચૈતન્યને ભક્તિના ઉભરાથી સમાધિ આવી હતી.

**૨ શ્રી. જયદેવ**—શ્રી. ગીતગોવિંદના કર્તા શ્રી. જયદેવ બારમી સદીમાં થઈ ગયા છે. એમનું ગીતગોવીંદ શ્રીમદ્‌ભાગવતની પેઠે અનેક ભક્તિકાવ્યોને અનુગ્રહ આપનાર નીવડયું છે. રાધાકૃષ્ણની શૃંગાર ભક્તિને જયદેવે લલિત પદાવલીમાં ગાઈ છે.

**૩ શ્રી. મીરાંબાઇ**—મેવાડની રાજરાણી. શુદ્ધ ભક્તિમાં શ્રી. ચૈતન્યની ગાદી દબાવી બેસે છે. એણે રાજ્યરાણીનું પદ તજી સંન્યાસ લઇને રાધાકૃષ્ણનો શૃંગાર ગાયો. 'મેરે તો ગિરિધર ગોપાલ'ની ગાનારીનાં સરલ મીઠાં, પ્રેમધૂનથી ભરેલાં દર્દમય પદો દરેક ગુજરાતીની જીભે રમે છે. મેવાડના કુંભારાણાના પુત્ર ભોજરાજની વિધવા હતાં. પ્રણયઘેલછામાં મસ્ત રહેતાં મીરાંનાં પદો માટે તો જે કંઇ લખીએ તે થોડું છે.

**૪ આલવારો**—દ્રવીડમાં બાર આલવારો થયા. નારાયણની શુદ્ધ ભક્તિના પ્રબંધો રચ્યા છે. એ પ્રબંધો દક્ષિણના વૈષ્ણવોના વેદ કહેવાય છે. પાંચમા આલવાર સતગોપનાં કાવ્યો તામીલ ભાષામાં ઘણાં પ્રખ્યાત છે. નવમા સ્રી આલવાર 'આન્ડાલ' દક્ષિણની મીરાંબાઇ મનાય છે. છેલ્લાં આલવર 'તિરૂમગાઇ' આઠમી સદીના અંતમાં થયાં.

**૫ નરસૈયોઃ નરસિંહ મહેતા**—જૂનાગઢનો આ નાગર પંદરમા સૈકામાં રા' માંડલીકના વખતમાં થઈ ગયેલ નરસિંહ પણ પ્રણયી ભક્ત હતો. એણે શ્રી કૃષ્ણની બાળલીલા શૃંગાર સાથે ગાઈ છે. એની કલાકૃતિ સૂક્ષ્મ છે. 'વૈષ્ણવ જન તો તો તેને કહીએ' એ નરસૈયાના પદથી કોઈ અજાણ્યું નહિ હોય. ખાસ કરીને ગુજરાતી.

**૬ તુલસીદાસ**—રામાનંદના શિષ્ય, નરહરીદાસના શિષ્ય કાન્યકુબ્જના બ્રાહ્મણ હતા. (ઇ. સ. ૧૫૩૨ થી ૧૬૨૩) સ્રીના મેણાથી ભક્ત બની ગયા. એ સગુણ રામસીતાનો ભક્તિમાં તલસાટ આણી તેને શુદ્ધ ભક્તિનું રૂપ આપ્યું. એની ભક્તિ સૂક્ષ્મ અને ભાવભરી છે. તુલસીકૃત રામાયણ સરસ કલારસનો નમૂનો છે. મનોહર શૈલી, વૈવીધ્ય અપૂર્વતા સેવે છે. હિંદમાં એ સર્વશ્રેષ્ઠ ભક્ત કવિ ગણાય છે.

**૭ જ્ઞાનેશ્વર**—મહારાષ્ટ્રના આ મહાનજ્ઞાની સંતે જ્ઞાનેશ્વરી ગીતા લખી છે. એમણે મહારાષ્ટ્રના સંતોમાં પ્રધાનપદવી મેળવી છે. જ્ઞાન ને ભક્તિનું મિશ્રણ કરી તેમાંથી પ્રેમામૃત જન્માવવાની કળા આ સંતે સુલભ કરી હતી.

**૮ તુકારામ**—મહારાષ્ટ્રના આ ભક્તરાજ સંસારી છતાં પણ વૈરાગીના રીતરીવાજો પાળતા. એમના અભંગો ઘેર ઘેર અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં તો પૂર્ણ પ્રેમથી ગવાય છે. વૈરાગ્ય રંગે રંગાયેલી એમની ભક્તિ અનુપમ છે. એ વિઠોબાના ભક્ત હતા.

**૯ નામદેવ**—(ઇ. સ. ૧૨૭૦) એઓ પણ વિઠોબાના ભક્ત હતા. એમણે પ્રેમ અને નીતિ, તથા વૈરાગ્ય મેળવ્યો હતો અને દૈન્ય તલસાટ અને શુદ્ધ ભક્તિ પુષ્કળ પ્રમાણમાં તેમના ગીતોમાંથી મળે છે.

**૧૦ સુરદાસ**—શ્રી. વલ્લભાચાર્યના અનુયાયી હતા. હિંદીમાં એમનું સ્થાન ઉત્તમ છે. એમનો કાળ ૧૪૮૪ થી ૧૫૭૯ છે. સુરદાસ સરસ સાહિત્યકાર અને રસિક કવિ હતા. શબ્દમાધુર્ય અને રસ, એમનાં પદોમાંથી ઝરે છે.

**રામકૃષ્ણ પરમહંસ**—મહાન ભક્ત જ્ઞાની હતા, આધુનિક હતા, એમનું ઉચ્ચ ચૈતન્ય અને શુદ્ધ ભાવથી રચાયેલું સાહિત્ય પ્રજામાં ઘર કરી બેઠું છે.

હિંદમાં અનેક ભક્તરત્નો પડયાં છે. નાભાજી, રહીદાસ, એકનાથ, સંત સખુબાઈ, ભક્ત વિદુર જેવા ભક્તો બીજા ઘણા થઈ ગયા છે.

**મહાન ભૌગોલિક શોધકો** : જગતના જુદા જુદા વિભાગો શોધી કાઢીને પ્રકાશમાં લાવવાનું માન યુરોપિયનોને ફાળે છે. તે પહેલાં ભૌગોલિક શોધો થઈ છે; પરંતુ એ શોધકોએ એને પ્રકાશમાં આણી નથી. શરૂઆતમાં આ શોધકો નાનાં નાનાં વહાણો મારફત સાત સમુદ્રો પાર કરી શોધી કાઢતા હતા. સૌથી મોટી હાડમારીઓ ખમવા ઊંડી સહનશીલતાના ધન્યવાદ ઉ. ધ્રુવના શોધકોને જાય છે.

**માર્કોપોલો**—( ૧૨૫૬ થી ૧૩૨૬ ) એ વેનીશીયન વેપારી, ચીનમાં પ્રવાસ કરતો હતો. તે વખતે ત્યાં ચેંગીઝખાંના પુત્ર કુબલાખાંનું રાજ્ય હતું. ત્યાંથી એ ઈરાન ગયો. ઈરાનથી હિંદની ભૂમિ પણ એણે જોઇ. એનું પ્રવાસવર્ણન ખૂબ રસિક છે.

**પ્રીન્સ હેન્રી**—પોર્ટુગલનો રાજા હતો. ( ૧૩૯૪ થી ૧૪૬૦ ) એ રાજાએ શોધકોને ઉત્તેજન આપ્યું. આથી આ રાજા નાવિક ' હેન્રી ' તરીકે પ્રખ્યાત થયો છે. સૌથી પહેલાં પોર્ટુગિઝ નાવિકો ભૌગોલિક શોધો શરૂ કરી હતી. એના નાવિકોએ આફ્રિકાનો ' બ્લેંગે ભૂશિર ' સુધીનો કિનારો શોધી કાઢયો હતો.

**ડીયાઝ બાર્થોલોમ્યુ**—પોર્ટુગિઝ નાવિક; ૧૪૨૮માં ' કેપ ઓફ ગૂડ હોપ 'ની પહેલી પ્રદક્ષિણા એણે કરી હતી.

**કોલંબસ ક્રાઇસ્ટોફર**—સ્પેનના રાજાનો આશ્રય મળવાથી આ નાવિક હિંદ શોધવા નીકળ્યો, પણ ૧૬૯૨ ના ઓકટોબરે એણે અમેરિકા શોધી કાઢયો.

**કેપ્ટન જહોન**—ઇ. સ. ૧૪૯૭ માં ' કેપ બ્રેટન ' ટાપુ અને ' નોવાસ્કોશીયા ' એણે શોધ્યા ૧૪૯૮ માં ગ્રીનલેંડને શોધ્યું.

**કેપ્ટન હરનાન્ડો**—સ્પેનીશ નાવિકો ૧૫૩૬ માં કેલેફોર્નિયા ( અમેરિકા ) શોધી કાઢયો. ૧૫૧૮ માં મેકસીકો ઉપર વિજય મેળવ્યો.

**ફ્રાન્સિસ ડ્રેક**—૧૫૪૦ થી ૧૫૯૬–એણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી. માગેલનની સામુદ્રધુની પસાર કરનાર એ પહેલો નાવિક હતો.

**વાસ્કો-ડી-ગામા**—૧૪૯૭ માં એણે ' કેપ ઓફ ગૂડ હોપ 'ની પ્રદક્ષિણા કરી આફ્રિકા કાંઠે આવ્યો. ત્યાંથી એક હિંદી નાવિક માલમની સહાયથી હિંદી મહાસાગરનો હિંદનો માર્ગ બતાવ્યો. કાલીકટમાં પોતાનું થાણું જમાવ્યું.

**ચેમ્પલેન-સેમ્યુઅલ**—૧૫૬૭થી ૧૬૧૫. કેનેડામાં કવીબેકનાં ફ્રેંચ સંસ્થાનનો પહેલો સ્થાપક હતો.

**હેન્રી હેડશન**—ઉ. ધ્રુવનો ઉ. પૂર્વનો રસ્તો શોધી કાઢયો હતો. ગ્રીનલેંડ પહોંચી હડશનના અખાતમાં ૧૮૪૧ માં પ્રવેશ કર્યો.

**કેપ્ટન જેમ્સ કુક**—અંગ્રેજ નાવિક ૧૭૨૮–૧૭૮૯. સેન્ટ લોરેન્સ, ન્યુ ફાઉન્ડલેંડ અને લાબ્રોડોરના કિનારાની શોધ સાથે તેમની માપણી તૈયાર કરી ન્યુઝિલેંડની પ્રદક્ષિણા કરી ઓસ્ટ્રેલિયાના આખા કાંઠાની સરવે કરી.

**કેપ્ટન પીયરી**—અતિ મુશ્કેલીઓ સહન કર્યા પછી ૧૯૦૯ માં ઉ. ધ્રુવના પ્રદેશમાં પહોંચ્યો.

**કેપ્ટન સ્કોટ**—( ૧૮૬૮ થી ૧૯૧૨ ) ૧૯૧૨ ની જાન્યુવારી દ. ધ્રુવ પહોંચ્યો. વળતાં રસ્તામાં જ તેણે અને તેના સાથીઓએ જળસમાધી લીધી.

**સર રીચર્ડ બર્ટન**—(૧૮૨૧થી૧૮૯૦) પૂર્વ આફ્રિકાના ટાંગાનૈકા સરોવરને ખ્યાતીમાં આણ્યું હતું.

**સર સેમ્યુલ બેકર**—(૧૮૨૧થી ૧૮૯૩) આલ્બર્ટ ન્યાંઝા, પૂર્વ આફ્રીકાનું સરોવર શોધી કાઢયું.

**ડેવીડ લિવિંગ્ટન**—(૧૮૧૩ થી ૭૩) પૂર્વ આફ્રિકાનો વિક્ટોરીઆ ધોધ, ન્યાસા સરોવર શોધી કાઢયા ત્રીજી સફરમાં નાઇલનું મૂળ શોધતાં શોધતાં મરણ પામ્યો.

**સર હેન્રી સ્ટેન્લીન**—લિવિંગ્સ્ટનને શોધવા પૂર્વ આફ્રિકામાં ગયો. એણે ટગે કોંગો નદીનો આખો પ્રવાહ શોધી કાઢયો. તથા મોટાં મોટાં સરોવરો પણ શોધી કાઢયાં.

**સર જોન્સ પેક**—(૧૮૨૩–૧૮૬૪) આફ્રિકામાં મોમાલીલેન, વિકટોરીયાન્યાંઝા અને ટાંગાનૈકા સરોવર શોધ્યાં.

**ડા. સ્વેનેહરી**—ઇરાન અને મેસોપોટીયાના પ્રાચીન સ્થાપત્યોની શોધો કરી પામીર પર્વતમાળાનો શોધક પણ આજ હતો.

**મહાન યાંત્રિક શોધકો** : આ મોટી શોધખોળો કોણે કરી, કયારે કરી અને એના ઉપયોગની શરૂઆત કયારે થઇ તે નીચેના કોઠા ઉપરથી સમજાશે.

| શોધકનું નામ | તેમની શોધ | શરૂઆતની સાલ. |
|---|---|---|
| વરાળ યંત્ર વૉટ્ (ઇંગ્લેંડ) | વરાળ યંત્ર | ૧૫૬૫ |
| બી. પાસકલ (ફ્રાન્સ) | સરવાળાનું યંત્ર | ૧૬૪૨ |
| ટૉરીશીલી (ઇટાલી) | બેરોમીટર | ૧૬૪૩ |
| ફેરન્હિટ (ફ્રાન્સ) | પારાનું થરમોમીટર | ૧૭૨૧ |
| હારગ્રીવસ (ઇંગ્લેંડ) | રેંટીયાજેવું યંત્ર | ૧૭૩૬ |
| મોન્ટગોલ્ફિર (ફ્રાન્સ) | બલુન | ૧૭૮૩ |
| વિલિયમ મેડોક | ગેસની બત્તી | ૧૭૯૨ |
| સેનફેલ્ડર (બોહીમીયા) | શિલાલેખનકળા | ૧૭૮૮ |
| સીમેન્સ (ઇંગ્લેંડ) | વિજળિની ભઠ્ઠી | ૧૮૬૧ |
| વૉટરનમેન (અમેરિકન) | ફાઉન્ટન પેન | ૧૮૬૪ |
| નોબેલ (સ્વીડન) | ડાઇનેમાઇટ | ૧૮૬૭ |
| ટૉમ્સન (અમેરિકન) | ઇલેકિટ્રક વેલ્ડિંગ | ૧૮૬૯ |
| શોલેશ | ટાઇપરાઇટર | ૧૮૭૩ |
| બેલ (અમેરિકન) | ટેલિફોન | ૧૮૭૬ |
| એડિસન (અમેરિકન) | વાતો કરતું યંત્ર | ૧૮૭૭ |
| અનિલ બર્લિનર (યુ. સ્ટેટ્સ) | માઇક્રોફોન | ૧૮૭૭ |
| એડિસન (અમેરિકન) | ઇન્કેન્ડિસન્ટલેમ્પ | ૧૮૭૮ |
| બ્રશ | આર્કલાઇટ | ૧૮૭૯ |

| શોધકનું નામ | તેમની શોધ | શરૂઆતની સાલ. |
| --- | --- | --- |
| ઈસ્ટમેન (અમેરિકન) | ફોટો ફિલ્મ | ૧૮૮૩ |
| સ્વાન (ઇંગ્લેંડ) | રાયન | ૧૮૮૩ |
| ડેમ્લરબેન્ઝ | ઓટોમોબાઇલ ગેસોલિન | ૧૮૮૪ |
| શુલ્ઝ (યુ. સ્ટે. અ.) | ક્રોમથામડાને કાપવું | ૧૮૮૪ |
| પેટર્શન | રોકડવહી | ૧૮૮૫ |
| સ્ટિવન્સન (ઇંગ્લેંડ) | વરાળથી ચાલતું એન્જિન | ૧૮૮૫ |
| માર્ગેન્થેલર (અમેરિકન) | લિનો ટાઈપ | ૧૮૮૫ |
| વીલે (ફ્રાન્સ) | ધ્રુમવિહીન પાવડર | ૧૮૮૬ |
| ડનલોપ (આયર્લેન્ડ) | વાયુવાળાં રબરનાં પૈડાં | ૧૮૮૮ |
| એડિશન (અમેરિકન) | મોશનપિક્ચર-યંત્ર | ૧૮૯૩ |
| રિન્ટજેન (જર્મની) | ક્ષ-કિરણ યંત્ર | ૧૮૯૫ |
| ગુગ્લિએમો માર્કોની | બીનતારી સંદેશ | ૧૮૯૬ |
| ગટેન્બર્ગ (જર્મની) | ધાતુના ટાઈપ | ૧૪૫૦ |
| ચાઈનીઝ લોકો | છાપખાનું | ૫૯૩ |
| લેઇનેક (ફ્રાન્સ) | સ્ટેથોસ્કોપ | ૧૮૧૬ |
| સોરીયા (ફ્રાન્સ) | ફોસ્ફરસની દિવાસળી | ૧૮૩૧ |
| ફેરેડે (ઇંગ્લેંડ) | ડાઇનેમો | ૧૮૩૧ |
| થિમોનીયર (ફ્રાંસ) | સીવવાનો સંચો | ૧૮૩૦ |
| કોલ્ટ (અમેરિકન) | રિવોલ્વર | ૧૮૩૫ |
| મોર્સ ,, | વિજળીના તાર | ૧૮૩૫ |
| ડેગુરે અને નીઝે | ફોટોગ્રાફી | ૧૮૩૯ |
| મેકમિલન (સ્કોટ) | બાઇસીકલ | ૧૮૪૦ |
| ઓટિસ | એલિવેટર | ૧૮૫૨ |
| બન્સેન (જર્મની) | ગેસ બર્નર | ૧૮૫૫ |
| ફ્રુ લેન્સ | લોલકવાળી ઘડિયાળ | ૧૮૫૬ |
| પાર્કિન (ઇંગ્લેંડ) | એનિલાઈન યંત્રો | ૧૮૫૬ |
| બેસેમર (ઇંગ્લેંડ) | પોલાદ | ૧૮૫૮ |
| લુમિયર (ફ્રાન્સ) | ચલચિત્રોનું પ્રોજેક્ટર | ૧૮૯૫ |
| રાઇટ ભાઇઓ | એરોપ્લેન | ૧૯૦૩ |
| માદામ ક્યુરી (ફ્રાંસ) | રેડિયમ | ૧૯૦૩ |
| કાઉન્ટ ઝેપલિન | ઝેપેલિન | ૧૯૦૮ |
| જીલેટ | સેફટી રેઝર | ૧૯૦૪ |
| કર્ટિસ | હાઇડ્રોપ્લેન | ૧૯૧૧ |
| સ્વિન્ટન | લડાઈના ટેન્ક | ૧૯૧૪ |
| ડેવિ (ઇંગ્લેંડ) | ખાણનો દીવો | |
| ડિસેલ (જર્મની) | ડિસેલ મોટર | ૧૯૦૦ |
| ગેટલીંગ | મશીનગન | ૧૮૬૧ |
| લૂઈ | મશીનગન | ૧૯૧૨ |
| બ્રીઅર્લિ | કાટ વિનાનું પોલાદ | ૧૯૧૪ |
| સીઅર્વા | ઓટોજીરો | ૧૯૨૫ |
| બોઝ (હિંદ) | ક્રેસ્કોગ્રાફ | |

**મહાન યાંત્રિક શોધો :** ઇ. સ. ૧૭૮૦ માં ગાલ્વેનિક વિદ્યુતની શોધ થઇ. ૧૮૩૧ માં ફેરેડે ઇલેક્ટ્રો મેગ્નેટીક ઇન્ડકશનના સિદ્ધાન્તો સ્થિર કર્યા તે પછી ઇલેક્ટ્રો મેગ્નેટીકના મોજાંની શોધ થઇ. તે પછી માર્કોનીએ બિનતારી તારના સંદેશા શોધી કાઢયા. એડીસને ગ્રામોફોનની શોધ તે પહેલાં કરી હતી, તાર ટેલીફોનોની શોધ પણ થઈ હતી. ટેલી-વીઝનની શોધ ૧૯૨૫-૨૭ વચ્ચે થઇ. યુદ્ધમાં મોટી જર્મન સબમરીનો, મોટા બોમ્બર વિમાનો, વી-૧ નામનો વિમાની વગરનો ઉડતો બોમ્બ અને બીજી ઘણી યાંત્રિક વિનાશક શોધો થઇ છે. યુદ્ધ પછી આ શોધો જનકલ્યાણ માટે વપરાશે. આ સર્વે શોધો વોટે ૧૭૬૯ માં વરાળયંત્રની શોધ શરૂ કરી તેના ઉપર મદાર બાંધે છે.

**મહાન રસાયનિક શોધો :** રસાયન તત્ત્વોની શોધો નીચે મુજબ થઈ છે.

નીકલ ૧૭૫૧, ફોસ્ફરસ ૧૬૬૯, કોબાલ્ટ ૧૭૩૫, નાઇટ્રોજન ૧૭૭૨, હાઇડ્રોજન ૧૭૬૬, ઑક્સીજન ૧૭૭૪, મેંગેનીઝ ૧૭૭૪, ટંગસ્ટન ૧૭૮૩, યુરેનિયમ ૧૭૮૯, કલૉરિન ૧૭૭૪, ક્રોમીઅમ ૧૭૮૭, બેરિયમ, બોરન કેલ્શિયમ, સોડિયમ ૧૮૦૮, આયોડિન ૧૮૧૧, ઇરિડિયમ ૧૮૦૪, પોટાશિયમ ૧૮૦૭, લિથિયમ ૧૮૧૭, સિલિકન ૧૮૨૩, ઍલ્યુમિનિયમ ૧૮૨૭, બ્રોમાઈન ૧૮૨૬, મેગ્નેશિયમ ૧૮૩૦, થેલિયમ ૧૮૬૧, આર્ગોન ૧૮૯૪, નીઓન, પોલોનિયમ, રેડિયમ ૧૮૯૮ વગેરેની શોધો થઈ છે.

**મહાન વૈદ્યક શોધો :** જૂના સમયમાં એટલે અઢારમી સદી પહેલાં ગ્રીક આયુર્વેદિક, યુનાની પદ્ધતિઓ પ્રમાણે વૈદ્યકિય ચિકિત્સા થતી હતી; પરંતુ એલોપેથી પ્રમાણેની શોધ-ખોળો તો છેલ્લાં ૭૫ વરસો થયાં વધારે પ્રમાણમાં થઇ છે. રોગો સાથે જંતુઓનો સંબંધ આધુનિક શોધોમાં સમાય છે. એ જંતુઓમાંથી રસી બનાવી એ રોગમાં ઇન્જેકશન દ્વારા આપે છે. એ આ ચેપી રોગોથી સારો બચાવ કરે છે; પરંતુ સૌથી વધારે રોગનિવારણ યુરોપ, અમેરિકામાં સુખ, શાંતિ અને સ્વાસ્થ્યના કાયદા પાળવાથી થયું છે. યુરોપમાં ડૉક્ટરોએ ઘણા ચેપી રોગોને નાબૂદ કરી નાખવામાં ફતેહ મેળવી છે. પછાત પ્રદેશોમાં એ રોગો હજી જીતાયા નથી. રસીઓ, ઇજેકશનો મોટા પ્રમાણમાં વપરાય છે. છેલ્લી કેટલીક શોધો નીચે પ્રમાણે થઇ છે.

૧ જંતુવિહીન શસ્ત્રક્રિયા લૉર્ડ લિસ્ટર નામના અંગ્રેજે ઈ. સ. ૧૮૬૭ માં શોધી.

૨ વનસ્પતિમાં સૂક્ષ્મ જંતુઓની શોધ વૉન લીન્વન હોકે ઈ. સ. ૧૬૮૦ માં હોલાન્ડમાં કરી.

૩ વનસ્પતિમાં જીવન સર જગદીશ બોઝે યંત્રો દ્વારા શોધી કાઢયું.

૪ કોલેરાના સૂક્ષ્મ જંતુઓ કોશ નામના શોધકે ઈ. સ. ૧૮૮૪માં શોધ્યા.

૫ ગળાના રોગ અને તેની અસર નિવારણની શોધ ૧૮૮૩-૮૯ માં થઈ.

૬ હડકવાની રસી પાસ્ચ્યુરે ૧૮૮૫ માં શોધી.

૭ મેલેરીયાનાં જંતુઓ, પ્લેગનાં જંતુઓ, ઊંઘવાના રોગની ટવીટ માખીઓ, ધનુર્વાનાં જંતુઓ, ટાઇફોઈડનાં જંતુઓ, ક્ષયનાં જંતુઓ, શીતળાની રસી, રેડિયમ, પીળા તાવનાં જંતુઓ વગેરે અનેક શોધો ચેપી રોગો માટે થઇ છે.

૮ પેન્સીલ્યર નામની દવા જખમો નહિ પાકવા માટે થઇ છે.

૯ મરડા અને પાયખાના છૂટ માટે હમણાં યુદ્ધમાં એક દવા શોધાઇ છે.

**મહાન શાહ સોદાગરો(હિંદના):** કેટલાક જૂના હિંદી મહાન વેપારીઓ અને ઉદ્યોગપતિઓ નીચે મુજબ છે:

**૧ મંગળદાસ નથુભાઇ**—દીવ બંદરના શા. રૂપજી ધનજી સંવત ૧૭૪૮ માં મુંબઈ આવ્યા. એમણે મુંબઇમાં વેપાર શરૂ કર્યો. એમની પાંચમી પેઢીએ સર મંગળદાસ નથુભાઈ થયા. એમણે લાખો રૂપિયાની સખાવતો કરી છે. મુંબઇની ધારાસભાના એઓ પહેલા હિંદી સભ્ય હતા. એઓ જાહેર જીવનમાં ઉલટભર્યો ભાગ લેતા હતા. એમણે સ્ત્રી કેળવણીની અનેક સંસ્થાઓ ઉભી કરાવી હતી. બોમ્બે એસોશીએશન નામે રાજકિય સંસ્થા પણ સ્થાપી હતી. જન્મ સંવત ૧૮૮૮. સરકારે એમને સી. એસ. આઇ. નો ચાંદ આપ્યો હતો.

**૨ મોતીશાહ અમીચંદ**--જન્મ સંવત ૧૮૩૮. એમણે સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની ભાગીદારીમાં ચીન સાથે કરોડો રૂપિયાનો વેપાર ચલાવ્યો હતો. એમણે કેટલાંક વહાણો બાંધ્યા હતાં. શેત્રુંજયના પર્વત ઉપર એમણે ભવ્ય જૈન મંદિર બાંધ્યું છે. મુંબઈમાં પણ મંદિર બાંધ્યું હતું. દાની સખાવત કરતા હતા.

**૩ શેઠ ગોકુલદાસ તેજપાલ**—એમનો જન્મ સંવત ૧૮૭૮ માં થયો હતો. એમણે વેપારમાં મોટું ધન મેળવ્યું હતું. એમણે મોટાં દાનો કર્યાં હતાં. મુંબઇની ગોકુલદાસ તેજપાલ હોસ્પિટલ, હાઇસ્કૂલ, કન્યાશાળા, બોર્ડિંગસ્કૂલ, ઉદ્યોગશાળા અને ગરીબોને મદદ આપવાને માટે લાખો રૂપિયા ખર્ચ્યા હતા. કચ્છમાં પણ ઘણી શિક્ષણ સંસ્થાઓ, ધર્મશાળાઓ અને કન્યાશાળાઓ ઉભી કરી હતી.

**૪ નગરશેઠો** (અમદાવાદના)—મેવાડથી આવેલા નગરશેઠ શાંતિદાસ. આ ધનવાન કુટુંબના મૂળ પુરુષ હતા. એમણે બાદશાહ અકબરથી તે ઔરંગઝેબ સુધી મોગલ બાદશાહોની ચાર પેઢીઓ સુધી શાહી શરાફો તરીકે સુકીર્તિ મેળવી મોટાં ધાર્મિક કાર્યો કર્યાં હતાં. મોગલ દરબારમાં એમનાં કુટુંબીઓ અને વંશજોએ ભારે સન્માન અને લાગવગ મેળવ્યાં હતાં. શેઠો શાંતિદાસ, લક્ષ્મીચંદ, ખુશાલચંદ, વખતાશાહ, હેમાભાઈ, પ્રેમાભાઇ વગેરે સમર્થ નગરશેઠોએ મોટો વેપાર, લક્ષ્મી અને જાહોજલાલી મેળવ્યા હતાં. એમના વંશજો હજી પણ મિલમાલેકો છે.

**૫ શેઠ લધા દામજી**—જંગબારની શેઠ જેરામ શીવજીની પેઢીના મુનીમ હતા. એઓ જંગબારના સુલતાનોના આર્થિક સલાહકાર અને અમીર થયા. એમણે જંગબારના રાજ્યમાં હિંદીઓનું સમૃદ્ધ સંસ્થાન સ્થાપ્યું. અંગ્રેજ, ફ્રેન્ચ અને અમેરિકન કોન્સલો એમના અંગત મિત્રો હતા. એમણે જંગબારમાં ભારે નામના, પૈસો અને લાગવગ મેળવ્યાં હતાં. એમણે પોતાના શેઠને કરોડાધિપતિ બનાવ્યા હતા. (ઈ. સ. ૧૮૬૦)

**૬ શેઠ સુંદરજી શીવજી સોદાગર**—કચ્છનો આ બ્રહ્મક્ષત્રી ઘોડાનો વેપાર કરતો હતો. મોતીના વેપારમાં સફળતા મળવાથી એણે બહુ ધન મેળવ્યું હતું. ઘણે ઠેકાણે પોતાની શાખાઓ સ્થાપી હતી. સરકારી સૈનિક કોન્ટ્રાકટોનો ધંધો એણે કર્યો. એણે અઢળક ધન મેળવ્યું. કાઠિઆવાડમાં અંગ્રેજોએ પગ પેશારો કર્યો, એ સમયે સુંદરજી એમના સલાહકાર નિમાયા. એમણે વડોદરા, જૂનાગઢ, જામનગર, પોરબંદરનાં રાજ્યોને નાણાં ધીરી એ રાજ્યોમાં કેટલાકનો વહીવટ પોતે સંભાળવા લાગ્યા. એમની તરફથી જૂનાગઢ, પોરબંદર વગેરે રાજ્યોમાં દિવાનો નીમાયા હતા. બધા રાજાઓએ એમને ગામડાંઓ ભેટ આપ્યાં હતાં. એમણે અઢળક સંપત્તિ દાન પૂન્યમાં ખર્ચી હતી. (અઢારમી સદી)

**૭ શેઠ રૂસ્તમજી પટેલ**—પટેલ (પારસી) કુટુંબના આ વડીલે મુંબઇ જ્યારે મરકીને લીધે સત્તરમી સદીમાં ફસ્યું, ત્યારે ઔરંગઝેબના સૂબા યાકુબખાનની સામે મુંબઇનો ભારે બચાવ કર્યો હતો. યુરોપિયન અધિકારીઓ મરકીને લીધે મુંબઇથી સુરત ચાલ્યા ગયા હતા, ત્યારે રૂસ્તમજીએ પોતાના માછીમારોની મદદથી મોગલોના મોટા સૈન્ય સામે બચાવ કર્યો હતો. એઓએ વેપારમાં મોટું ધન મેળવ્યું હતું. પટેલ મહોલ્લો આખો એમનો હતો. (ઈ. સ. ૧૬૯૦)

**૮ લવજી નસરવાનજી વહાડીઆ**—સુરતના એક ગામડાના સુથાર પોતાની હોંશિઆરીથી મુંબઇની ગોદીમાં સરકારી વહાણોનો મુખ્ય બાંધનાર થઈ પડયો. એણે મનવારો બાંધી, વહાણો બાંધ્યાં અને અનેક વહાણોમાં સમારકામ કર્યું. એની પાંચ પેઢીઓએ વંશઉતારના સરકારી વહાણો બાંધવાના ધંધાનો ખૂબ વિકાસ કર્યો. સેંકડો મનવારો બાંધી. સેંકડો વહાણો બાંધ્યાં. એકસો વરસો સુધી આ ધંધો ચલાવી મોટી સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા મેળવી. (ઇ. સ. ૧૭૩૫ થી ૧૮૩૫)

**૯ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ**—ગરીબીમાંથી આ ગૃહસ્થ ચીનની મુસાફરીઓ કરી, મોટાં વેપારી સાહસો ખેડીને અઢળક ધન કમાયા હતા. એમનો જન્મ ઇ. સ. ૧૭૮૩ માં થયો હતો. સર જમશેદજી પહેલા બેરોનેટ થયા. એમણે લાખો રૂપિયા ધર્માદામાં આપ્યા હતા. એમણે કેળવણી, ઉદ્યોગ, ગરીબોના કલ્યાણ માટેની અનેક સંસ્થાઓ સ્થાપી હતી.

**૧૦ શેઠ જમશેદજી તાતા**—હિંદના ઉદ્યોગોના આ પિતા ગણાય. એમણે હિંદમાં લોઢા, પોલાદનો ઉદ્યોગ અને વિજળીનો ઉદ્યોગ એમણે સ્થાપ્યો હતો. બેંગલોરમાં ૩૫ લાખ રૂપિયા આપી એમણે વિજ્ઞાન સંશોધક સંસ્થા ઊભી કરી છે. મિલઉદ્યોગને પણ બહુ ટેકો આપ્યો હતો.

**મહાન સામ્રાજ્ય ઉધ્ધારકો :**

**૧ પીટર ધી ગ્રેટ**—રશિયાનો ૧૬૮૯થી ૧૭૨૫ સુધી સમ્રાટ હતો. એણે રશિયાનો ઉદ્ધાર કરવા માટે જાતે હોલાંડ જઈ સાધારણ મજૂર તરીકે રહી હુન્નરઉદ્યોગો શીખી આવી પોતાના દેશમાં વહાણવટું અને બીજા માફક ઉદ્યોગો દાખલ કર્યા. લાયબ્રેરીઓ ચિત્રશાળાઓ, મ્યુઝિયમો વગેરે કેળવણીને મદદ રૂપ થઇ પડે એવાં સંગ્રહસ્થાન ખોલ્યાં. છાપખાનાં સ્થાપી પુસ્તકો છપાવ્યાં. એણે વેપાર વધારી રશિયાનો આર્થિક સ્થિતિ સદ્ધર કરી. સેંટ પિટર્સબર્ગ (લેનિન) સ્થાપ્યું. યુદ્ધમાં પણ એનું કૌશલ્ય દેખા દેતું. એને જગત અને રશિયનો 'પીટર ધી ગ્રેટ'ના માનવંતા નામે ઓળખે છે.

**૨ જ્યોર્જ વોશિંગ્ટન**—અમેરિકા અંગ્રેજ તાબા નીચે હતું. અંગ્રેજ રાજદ્વારીઓ જેમ હંમેશાં બને છે, તેમ ગુલામ પ્રજા ઉપર નખાતા કરો નાખ્યા, આથી અમેરિકન પ્રજાએ ન સ્વિકારતાં ચૂપકી પકડી. માર્ચ ૧૭૭૬માં જ્યોર્જ વોશિંગ્ટને અમેરિકાને સ્વતંત્ર જાહેર કર્યું અને અંગ્રેજોની સામે યુદ્ધ જાહેર કર્યું. પહેલાં તો અમેરિકનોનો પરાજય થયો; પરંતુ ફ્રાન્સની મદદથી અને વોશિંગ્ટનના સેનાધિપતિપણા નીચે ઉપરા ઉપરી અંગ્રેજોનો પરાજય કરવા લાગ્યા. ઇ. સ. ૧૮૮૭માં અમેરિકાના

નાનાં નાનાં રાજ્યો ભેગાં મળી, સંપ કરી મધ્યસ્થ રાજ્યસત્તા બાંધી બંધારણ ઘડી કાઢયું. વૉશિંગ્ટન આજના મહાન અને ધનવાન અમેરિકાનું આ જહાજ અનેક તોફાનો સામે ટક્કર થયું.

**૩ નેપોલીયન**–(જુઓ 'મહાન ક્રૂર વિજેતાઓ')

**૪ કેવોર**–ઇટાલી મૂળ તો ઓસ્ટ્રીઆના તાબા હેઠળ હતું. ઇટલીમાં એ વખતે ત્રિમૂર્તિ રૂપે ત્રણ યુવાન પુરુષોની મહેનતે સ્વાતંત્ર્ય મેળવી 'મેઝીનીએ' ઇટાલીમાં સ્વતંત્રતા જગાવી. ગારીબાલ્ડીએ યુદ્ધો કરી ઇટાલીઓને વિકાસને પંથે મૂકયા. ઓસ્ટ્રીઅનોથી છોડાવ્યા. કેવોરે મુત્સદ્દીગીરી વાપરી ઇટાલીનું બંધારણ બાંધી એનું અર્થશાસ્ત્ર સુધાર્યું. ઇટાલીમાં એકતા આણી, આજની ઇટાલીયન પ્રજાને સ્વતંત્ર રાજ્ય તરીકે ઓળખાવ્યું.

**૫ પ્રીન્સ બીસ્માર્ક**–રશિયાના રાજ્યને 'ફ્રેડરીક દગ્રેટે' મહાન બનાવ્યું. બીસ્માર્ક જર્મનીના જુદા જુદા રાજ્યોને એકત્ર કરી જર્મની, સંયુક્ત જર્મનીને જન્મ આપ્યો. ઇ. સ. ૧૭૧૫ માં એ જન્મ્યો હતો. પ્રશિયાનો વડો પ્રધાન બન્યો. ૧૮૬૬ માં એણે ઓસ્ટ્રીઆનો પરાજય કર્યો. ૧૮૭૧ માં ફ્રેન્ચ પ્રજાને હરાવી. જર્મનીમાં બીજાં રાજ્યોને સાથે મેળવી જર્મનીને વિકાસની ટોચે મૂકવા માર્ગ કરી આપ્યો. જર્મનીને થોડા જ વખતમાં યુરોપનું આગેવાન બનાવ્યું. વિદ્યા, હુન્નર, ઉદ્યોગ, શિક્ષણનો વિકાસ હાથ ધર્યો. જર્મનીનાં સૈન્ય અને સાગર મનવારોમાં ફેરફાર આણી મજબૂત બનાવ્યો. ૧૮૯૦ માં કૈઝર વિલિયમ બીજા સાથે ન બનવાથી રાજીનામું આપ્યું.

**૬ મીકાડો મુત્સુ હીટો**–જાપાનનો રાજ્યકર્તા હતો. જાપાનિઝ પ્રજા પોતાના સમ્રાટને ઇશ્વર જેવા પવિત્ર મહાન ગણી પૂજા કરે છે. જાપાનિઝ લોકો પરદેશી હુન્નરો, વિદ્યા અને યંત્રશાસ્ત્રને ધીક્કારતા હતા. તેઓ પરદેશમાં જતા નહિ અને પરદેશીઓને આવવા દેતા નહિ. એકંદરે પછાત પ્રજા હતી. મુત્સુ હીટોએ પરદેશીઓની વિકસતી શક્તિઓ જોઈ પોતાની પ્રજાને પરદેશ જઇ હુન્નર ઉદ્યોગો શીખી આવવાની આજ્ઞા આપી. જાપાનમાં વડા અધિકારી શોગુનોનું શાસન સેંકડો વર્ષો થયાં ચાલતું હતું. મુત્સુ હીટોએ સર્વ સત્તા એમની પાસેથી પોતાના હસ્તક લીધી. જાપાનમાં અનેક વિરૂદ્ધતા છતાં પ્રગતિને માર્ગે મૂકવા કોશીષ કરી, સફળ પણ થયો. જાપાનિઝો એની ઉત્સાહિત દોરવણીથી મહાન પ્રજા બની. એમણે ઉદ્યોગ, રસાયણશાસ્ત્ર અને વિદ્યુતશક્તિને અપનાવી. જાપાનિઝોએ પ્રથમ ૧૮૯૪ માં ચીનને પકડી હરાવ્યું. ૧૯૦૪ માં રશિયાનો પરાજય કર્યો. આધુનિક જાપાનનો એ લડવૈયો બન્યો. જાપાનિઝોમાં રહેલી ગુપ્ત શક્તિને પ્રકાશીત કરી જાપાનને મહત્વાકાંક્ષી બનાવ્યું.

## મહાન સુધારક ધર્મસંસ્થાપકો : (હિંદના)

વૈદિક ધર્મની કેટલીક માન્યતાઓનો દેશ, કાળ અને વસ્તુ સમજી સમયાનુસાર સુધારા કરનાર અને નવા સંપ્રદાયો સ્થાપનારા મહાન ધર્મ સુધારકો–

**(૧) બુદ્ધ**—ગૌતમ બુદ્ધનું ચરિત્ર ઉપર આપ્યું છે. એમણે બ્રાહ્મણોનું શ્રેષ્ઠત્વ, યજ્ઞયાગાદિકની અનાવશ્યકતા, વર્ણાશ્રમ અને હલકી ઊંચી જાતોની ભાવના, વેદોનું અપૌરુષેયપણું વગેરે સનાતન હિંદુ ધર્મના સિદ્ધાન્તોને પોતાના ધર્મમાં તિલાંજલી આપી છે.

**(૨) શ્રી. મહાવીર સ્વામિ**—એમણે પણ વૈદિક ધર્મના યજ્ઞોની હિંસા, યજ્ઞયાગાદિક, વર્ણોના વડા, ઉચ્ચ નીચનો ભેદ અને ક્રિયાકાંડનો પોતાના ધર્મમાં નિષેધ કર્યો છે.

**(૩) શ્રી. રામાનંદ**—આ પ્રતાપી બળવાખોર સુધારક હતા, એણે પૂજાપાઠ, તિર્થ, વેદ પુરાણ એ સર્વને ગૌણપદ આપ્યું. ન્યાત અને મૂર્તિપૂજા સાથે બળવો પોકાર્યો. એણે સત્સંગને પ્રાધાન્ય આપ્યું. એના વણકર કબીર, ચમાર રૈદાશ, હજામસેન, ખાટકી સાધનો વગેરે હલકા વર્ણના મહાન સંત શિષ્યો હતા. એમના સંપ્રદાયનો કાળ ઇ. સ. ૧૩૦૦ થી ૧૪૦૦નો છે.

**(૪) શ્રી. કબીર**—વણકર કબીરજી પણ શ્રી. રામાનંદના શિષ્ય હતા, એમણે નિર્ગુણ રામની ભક્તિ ગાઇ. હિંદુ મુસ્લિમ ધર્મો વચ્ચે એકતા જોધી. ગુરુ, મૂર્તિ, તિર્થયાત્રા, જપ, તપ, હોમ, હવન, મંદિરો, ગુરુઓ, મહંતો, યજ્ઞયાગાદિક, ક્રિયાકર્મકાંડાદિકનો નિષેધ કર્યો. વ્રત, ઉપવાસનો પણ એના પંથમાં સમાવેશ નથી. વેદની અપૌરુષેયતા પણ એ સ્વિકારતા નથી. અકબર બાદશાહે કબીરજીના સંપ્રદાય ઉપરથી પોતાનો "દીને ઇલાહી" નામે પંથ કાઢવા ઇચ્છા રાખી હતી. કબીરજીનો પંથ ગરીબ લોકોમાં ખૂબ પ્રસર્યો છે. ગુજરાતમાં આ પંથ સત્તરમા સૈકામાં દાખલ થયો લાગે છે.

**(૫) દાદુદયાળ**—એમણે દાદુ પંથ ચલાવ્યો. એમનો જન્મ અમદાવાદમાં સંવત ૧૬૦૧માં ફાગણ સુદ ૮ને દિવસે થયો હતો. એમના પિતા જાતે નાગર અથવા મોચી હતા. એમના ઉપર કબીરની છાપ હતી. એણે પણ નિરાકારની ઉપાસના, વર્ણ, જાતિ, તપ, યજ્ઞ, તિથી, મૂર્તિપૂજા આદિનો એણે પણ નિષેધ કર્યો છે. ગુજરાતમાં આ પંથનો પ્રસાર છે.

**(૬) ગુરુનાનક**—(ઇ. સ. ૧૪૬૯થી ૧૫૫૫) શીખો જેવા વીરોના ધર્મને જન્મ આપનાર ગુરુ સાહેબ નાનકના ઉપર રામાનંદ, કબીર અને રઇદાસની અસર છે. રામાનંદની સુધારક ધર્મજ્યોતિએ આ શીખધર્મને પ્રકટાવ્યો છે. ગ્રંથ સાહેબમાં મીરાંબાઈ, રહીદાસ, કબીરસાહેબ, રામાનંદજીનાં પદો ઉધ્ધૃત કરેલાં છે. નાનક ગુરુસાહેબના સિદ્ધાન્તો મુજબ નિરાકાર રામનું ભજન, ઉપાસના, કર્મકાંડ, તિર્થયાત્રા, યજ્ઞયાગાદિક, મંત્રો, મૂર્તિપૂજા વગેરેનો ત્યાગ છે. આજે ચાલીસ લાખ શીખો એમના અનુયાયીઓ છે. સંગઠન, પરાક્રમ, શૌર્ય એ શીખધર્મનાં અંગો બન્યાં છે. એમનાં મંદિરો દરબાર સાહેબ કહેવાય છે. ત્યાં ગ્રંથ સાહેબની પૂજા અને વાંચન થાય છે. નાનકજી પછી બીજા નવ ગુરુઓ થયા છે. તેમાં છેલ્લા પાંચ તો મુસ્લિમો સાથે લડી મુઆ છે.

**(૭) દયાનંદ સરસ્વતિ**—કાઠિઆવાડના મૂળશંકર દયાનંદ સરસ્વતિ થયા, એમણે "આર્ય સમાજ" નો સંપ્રદાય કાઢયો છે. વેદો ઉપર આર્યસમાજનો પાયો છે. કોઇપણ ધર્મ માનનારને ધર્મ પરિવર્તન કરવા માટેની શુદ્ધિને આર્યસમાજ માને છે. યજ્ઞયાગાદિકને પણ આર્ય સમાજ માને છે. પુરાણો, મૂર્તિપૂજા, જાતિ, તિર્થયાત્રા, વ્રતોને આર્યસમાજ માનતો નથી. પંજાબમાં એની વ્યાપકતા વિશેષ છે. એના અનુયાયીઓ વીસેક લાખ ગણાય છે. ગુજરાતમાં પણ એ સ્થપાયો છે. કટ્ટર હિંદુધર્મ છે. સ્વામિ શ્રદ્ધાનંદજી અને લજપતરાય એ સંપ્રદાયના છે.

**(૮) બ્રહ્મો સમાજ**—શ્રી. રામમોહનરાયે આ સુધારક સંપ્રદાય કાઢયો છે, એના અનુયાયીઓની સંખ્યા બહુ વિશેષ નથી; પરંતુ તે સર્વે ભણેલાં, બુદ્ધિમાન અને ધનવાન છે. બ્રહ્મો સમાજ ઉપર ખ્રિસ્તી ધર્મની છાયા છે. વેદ, પુરાણ, મૂર્તિપૂજા, યજ્ઞાદિક, જાતિ, વર્ણાશ્રમ, જપ, તપ, ઉપવાસ, વેદ પુરાણની પૂજ્યતા આ સંપ્રદાય માનતો નથી. ગુજરાતમાં એ પ્રાર્થના સમાજને નામે ઓળખાય છે. શ્રી. કીશનચંદ્રસેને એમાંથી છૂટા થઇ સાધારણ બ્રહ્મ સમાજ સ્થાપ્યો હતો. શ્રી. બ્રહ્મસમાજની સ્થાપનામાં શ્રી. દેવેન્દ્રનાથ ઠાકુરે (કવિવર રવિન્દ્રનાથના પિતાજીએ) પ્રમુખ ભાગ લીધો હતો.

**મહાન સ્થાપકો :** હેન્રીડુનાંત (ફ્રેંચ) રેડ-ક્રોસના સ્થાપક, વુડરો વિલ્સન (અમેરિકન) પ્રજાસંઘના સ્થાપક, લૉર્ડ બેડન પૉવેલ (અંગ્રેજ) સ્કાઉટિંગના સ્થાપક, મહાત્મા ગાંધી (હિંદી) સત્યાગ્રહના શોધક, મી. હ્યુમ (અંગ્રેજ) હિંદી મહાસભાના સ્થાપક, હેનેમેન (જર્મન) હોમિયોપેથીનો સ્થાપક, લુઇબ્રેઇલ (ફ્રેંચ) આંધળાઓનાં વાંચનની પદ્ધતિના શોધક, રાઇટ ભાઇઓ વાયુ યંત્રના શોધકો, એડિશન ફ્રેનોગ્રાફના શોધક.

**મહાસભા (હિંદી) :** હિંદી મહાસભાની સ્થાપના ઇ. સ. ૧૮૮૫ માં મી. એ. ઓ. હ્યુમ એક નામના નિવૃત સિવિલ સરવંટે કરી હતી. મહાસભાનું ધ્યેય હિંદમાં એકતા સ્થાપવી, હિંદનો નૈતિક, સામાજીક અને રાજકીય વિકાસ કરવો, હિંદને સંસ્થાનનો દરજ્જો અપાવવો, હિંદમાં રાજકિય બંધારણીય માર્ગે હિંદના શાસનમાં હિંદીઓને હિસ્સો અપાવવો, વગેરેનું છે. મહાસભાની પહેલી બેઠક ૧૮૮૫ માં ડબલ્યુ. સી. બેનરજીના પ્રમુખપણા નીચે મળી હતી. ઈ. સ. ૧૯૦૭ માં સુરતની મહાસભામાં શ્રીયુત્ તીલક અને લાલા લજપતરાયે ખાલી ઠરાવો કરતાં આગળ વધવાની હિમાયત કરી. આથી મહાસભામાં ભંગાણ પડયું. ૧૯૧૬ માં લખનૌની મહાસભામાં રાજદ્વારીઓ વચ્ચે એકતા આવી. ૧૯૨૦ માં મહાત્મા ગાંધીજી મહાસભામાં જોડાયા. મહાસભાને સવિનય ભંગની ચળવળમાં લાવ્યા. એ અસહકારી હિલચાલ નિષ્ફળ નીવડી હતી. ૧૯૨૭ માં મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો. ૧૯૨૦ થી જૂના મોટા રાજદ્વારીઓ સુરેન્દ્રનાથ બંધોપાધ્યાય (બેનરજી) વાચ્છા, ચિંતામણી, સર સ્વામી આયર વગેરે મહાસભાથી છુટા પડી એમણે જુદો લીબરલ પક્ષ સ્થાપ્યો. ૧૯૨૮ માં ૧૯૨૯ ની આખર પહેલાં જો સંસ્થાની દરજ્જો મળે, તો તે સ્વીકારવાનું મહાસભાએ જાહેર કર્યું. ૧૯૩૦ માં મહાસભાની ઉપલી માગણી સરકારે ન સ્વીકારવાથી સવિનયભંગની ચળવળ શરૂ થઇ. ૧૯૩૧ માં ગાંધી-ઈરવીન સમજુતી થઈ. મહાત્માજી એકલા મહાસભાના પ્રતિનિધિ તરીકે લંડન ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગયા. ૧૯૩૨ માં મહાસભાને ગેરકાયદેસર સંસ્થા ઠરાવી. હિંદી સરકારે આ અસહકારની ચળવળ દાબી દીધી. ૧૯૩૪ માં મહાસભાએ સવિનયભંગની ચળવળ પાછી ખેંચી લીધી. ઈ. સ. ૧૯૩૫ ના ડીસેમ્બર માસમાં મહાસભાએ ૫૦ વર્ષ પૂરાં થવાનો સુવર્ણ મહોત્સવ ઉજવ્યો. ૧૯૩૭ માં મહાસભાએ પોતાના પ્રતિનિધિઓ ધારાસભામાં મૂકવા માંડયા અને મુંબઇ, મદ્રાસ, બેંગાલ, સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત, સરહદ પ્રાંત અને ઓરીસામાં પ્રધાનમંડળો સ્થાપ્યા. ફૈઝપુરમાં પહેલી ગ્રામ્ય મહાસભા મળી. ૧૯૩૮ માં યુદ્ધ શરૂ થયું. તેમાં પ્રધાનમંડળે ભાગ લેવાની ના પાડી. ૧૯૪૦ માં વાઇસરોયની વિસ્તૃત કારોબારી સભામાં સંપૂર્ણ સ્વાધીનતા નથી, એવા કારણથી મહાસભાએ વાઇસરોયની દરખાસ્ત સ્વીકારી નહિ. ફરી વ્યક્તિગત સવિનયભંગની શરૂઆત થઈ. ૧૯૪૨ માં સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સની સુધારાની દરખાસ્ત જેમાં યુદ્ધ પછી સંસ્થાનિક દરજ્જો આપવાની ઇચ્છા દેખાડવામાં આવી હતી; પરંતુ મહાસભાએ આ કબૂલ કરી નહિ અને 'હિંદ છોડી ચાલ્યા જાવ' એવો ઠરાવ ૮ મી ઑગસ્ટે પસાર કર્યો. સરકારે દમનનીતિ શરૂ કરી. મહાસભા કાર્યવાહકોને જેલની યાત્રાએ મોકલ્યા. ૧૯૪૪ ના સપ્ટેમ્બર સુધીમાં હજી ગાંધીજી સિવાય કોઇને છોડવામાં આવ્યા નથી. તબીયતને કારણે મહાત્માજીને મુક્તિ આપવામાં આવી છે.

**માઈસોર :** દક્ષિણમાં એ દેશી રાજ્ય આવેલું છે. આખા હિંદનાં દેશી રાજ્યોમાં ઉદ્યોગો, સંસ્કૃતિ અને રાજકિય સુધારામાં આગળ દેશ છે. ક્ષેત્રફળ વસતિ ૭૩,૨૯,૦૦૦ ની છે. મૂળ ભાષા કાનડી છે.

**ખેતી**—પ્રજાનો મૂળ ધંધો ખેતીનો છે. મુખ્ય અનાજની પેદાશ રાગી છે. લગભગ ૨૨ લાખ એકરની જમીનમાં આનું વાવેતર છે. ૭ાા લાખ એકરમાં ચણાનો પાક થાય છે. ચોખા પણ થાય છે. આ સિવાય જુવાર, એરંડીઆં, સીંગફળી, બાજરો, તલ, શેરડી, ચા વગેરેની પેદાશ છે. ખેતીની બીજી પેદાશોમાં કપાસ, શણ, મરચાં, સુંઠ, ધાણા, જીરૂં, કોફી, લસણ, રાઈ, તમાકુ આવી જાય છે. બેંગલોર વગેરે ઠેકાણે ફળો અને શાકભાજી સારા પ્રમાણમાં થાય છે. એલચી અને સોપારી પણ ઠીક પ્રમાણમાં થાય છે. જંગલોમાંથી માઇસોરને સુખડ, પાકો સાગ, પુન્નુ અને કાળું લાકડું, લાખ વગેરે મળે છે. હાથીઓ પુષ્કળ છે. રાજ્યની નીતિ જંગલોના નિકાશની છે.

**કાપડનો ઉદ્યોગ**—ગૃહઉદ્યોગ તરીકે અને મિલ-ઉદ્યોગ તરીકે ત્યાં કાપડનો વિકાસ ઠીક પ્રમાણમાં થયો છે. એક કરોડની થાપણવાળી નવ કાપડની મિલોમાં ૩,૪૯,૧૪૭ સ્પિન્ડલ છે અને એમાંથી લગભગ ૧ા થી દોઢ કરોડ રતલ સુતર બને છે. ૫૦ જેટલાં કાપડ વણવાનાં નાનાં નાનાં કારખાનાં છે. રેશમ પણ આ રાજ્યમાં થાય છે. કીડાના ઉછેરમાં દશ લાખ માણસોનું ગુજરાન ચાલે છે. વાર્ષિક પેદાશ ૧૦ લાખ રતલ જેટલી છે. નાની મોટી ૭૨ રેશમની મિલો છે. સરકારી મિલોમાં ઊંચું રેશમ વણાય છે.

**ઊન**—સાઠ લાખની મૂડીવાળી ૪ ઊનની મિલો છે. તેમાં ૮,૪૬૩ સ્પિન્ડલો છે. આ સિવાય શેતરંજીઓ, અને ગાલીચા બનાવવાનાં કારખાનાં પણ છે.

**લોઢાનો ઉદ્યોગ**—રાજ્ય તરફથી લોઢા અને પોલાદનું મોટું કારખાનું ભદ્રાવતી ખાતે ચાલે છે. તેમાંથી ૧૯,૬૬૦ ટન લોઢું અને ૯૫,૦૮૮ ટન પોલાદ તૈયાર થયું હતું.

રાજ્ય તરફથી સાબુનું કારખાનું પણ છે. ત્યાં ઉચ્ચ પ્રકારનાં સાબુ અને શૃંગારનાં સાધનો બનાવાય છે. સુખડની મિલોમાં સુખડનું તેલ નીકળે છે. કપ, પ્યાલા, રકાબીઓ માટે પણ મ્હૈસુર રાજ્યમાં પણ ચીની મિલ છે. રંગ, લાખ, અને વારનિશ પણ પોતાના જ પ્રદેશમાંથી મેળવી લેવાય છે.

ઇલેક્ટ્રિકના કારખાનામાં વિજળીને લગતી વસ્તુઓ બનાવવામાં આવે છે. બીજા એક કારખાનામાં ફક્ત ખેતીને લગતાં

સાધનો તૈયાર કરવામાં આવે છે. આ સિવાય સરકારી સહાયથી માઇસોર ખાંડ મિલ, માઈસોર તમાકુ મિલ, માઈસોર પેપર મિલ, માટીકામની મિલ, માઇસોર વિજળી બલ્બ બનાવવાની મિલ, રસાયણ અને ખાતર બનાવવાની મિલ, તેલબીઆં પીલવાની મિલ, ફાનીનું કારખાનું, કાચ અને મીનામલનું કારખાનું વગેરે કારખાનાં ચાલે છે.

**જલવિદ્યુતનું કારખાનું**—શિવ સમુદ્રના કાવેરી નદીના ધોધમાંથી જલવિદ્યુત્ ઉત્પન્ન કરવામાં આવે છે. ગેરસપ્પાના ધોધ ઉપર બીજું કારખાનું પણ તૈયાર થઇ ગયું છે. માઇસોરના ઉદ્યોગો અને શહેરોમાં જોઇતી વિજળી આ કારખાનાંઓ પૂરી પાડે છે.

**ખનીજો**—હિંદમાં માત્ર માઈસોરમાં જ સોનાની ખાણો ચાલુ છે, ચાર ખાણોમાંથી કુલ ૩,૧૪,૫૦૧ ઔંસ સોનું કિંમત ૨૪II લાખ પૌન્ડનું ઉપજે છે અને ૨૨,૭૪૧ ઔંસ રૂપું ૧૯૩૯-૪૦ માં નીકળ્યું હતું. બીજાં ખનીજોમાં ૩૬,૮૯૧ ટન ક્રોમાઈટ, ૩,૨૨૬ ટન કાઓલીન, ૪,૮૫૩ ટન મેંગેનિઝ, ૨૨૬ ટન તાંબુ, ૮૭ ટન અબરખ નીકળ્યું હતું.

**વેપાર**—માઈસોર પાસે એકે બંદર નથી. આથી રેલ્વે મારફતે વેપાર ચાલે છે. નીકાશ સોનું, અનાજ, સોપારી, પાન, રેશમ, ખાંડ, કાપડ અને બીજી વિલાયતી વસ્તુઓ છે

**શહેરો**—માઇસોર રાજધાનીનું શહેર છે. સુંદર છે. બાગબગીચા, ચામુંડાદેવીનું પર્વત ઉપરનું મંદિર. રાજ્ય મહેલો અને શિક્ષણ અને ઉદ્યોગ સંસ્થાઓ જોવા જેવી છે.

**બેંગલોર**—મોટું જોવાલાયક શહેર છે. અહીં તાતા રીસર્ચ ઈન્સ્ટિટયુટ, આખા હિંદની શિક્ષણની મોટી સંસ્થા છે.

**માખણુ** : હિંદમાં પુષ્કળ બને છે, કારણ કે આખા જગતના ત્રીજા ભાગનાં દૂધાળાં જાનવરો હિંદમાં છે; પરંતુ હિંદનાં પશુઓ નબળાં હોવાથી દૂધદહીં માખણ ઘણું જ ઓછું આપે છે. જર્મનીમાં આપણાં કરતા ચોથા ભાગનાં પશુઓ છે, છતાં દૂધ તો સમાન જ એટલે આપણા જેટલું જ આપે છે. માખણમાંથી ઘી થાય છે, પણ ઘી કરતાં માખણના ગુણો ઉત્તમ છે. માખણ બે દિવસ રહેવાથી ગંધાઇ ખાટું થાય છે, પણ ઠારામાં રહી શકે છે. મીઠું સાકર મેળવવાથી પણ માખણ જલદી ગંધાતું નથી. માખણ પરદેશથી પણ આયાત કરાય છે. દર વરસે ૭,૦૦૦ હંડ્રેડવેટ માખણ ૯ લાખ રૂપિયાનું હિંદમાં આયાત થાય છે. આ સિવાય દર વરસે ઑસ્ટ્રેલીઆથી જામેલ દૂધના ડબાઓ ૬૧,૦૦૦ રતલ આમદાની કરાય છે. માખણ બાલકૃષ્ણને બહુ વહાલું હતું, તેથી બાલકૃષ્ણ માખણચોર કહેવાય છે. માખણને નવનીત પણ કહે છે. માખણ શીતળ, ધાતુવર્ધક, કાંતિ વધારનાર, બળપ્રદ, રુચિકર, મધુર, સુખકારક, આંખનું તેજ વધારનાર, પુષ્ટિકારક અને વાત, પિત, કફ, ઉધરસ, અર્શ, ક્ષય, થાક, શૂળ અને રકતવિકારનો નાશ કરે છે.

**માડાગાસ્કર** : ફ્રેન્ચોનો આ બેટ હિંદી મહાસાગરમાં આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૨,૨૮,૦૦૦ ચો. માઈલનું અને વસતિ ૩૮,૫૩,૨૯૩ ની છે. એના વિષે વધારે હકિકત ફ્રાન્સના વર્ણનનાં સંસ્થાનોમાં "ફ્રેન્ચ માડાગાસ્કર" માં જુઓ.

**માલ્ટા** : ભૂમધ્ય સમુદ્રમાં આવેલો આ બેટ સીસીલીથી ૫૮ માઇલ દૂર છે. એની લંબાઇ ૧૭ માઈલ અને પહોળાઈ ૯ માઇલની છે. કુલ ક્ષેત્રફળ ૯૧½ ચો. માઈલનું છે. એની નજદિકમાં ગોઝોના બેટનું ક્ષેત્રફળ ૨૪½ ચો. માઈલનું છે. એની વસતિ ૨,૪૧,૬૨૧ ની છે. આ ઉપરાંત અહીં મોટું સૈન્ય રહે છે. આ બેટની પ્રજા જૂની છે. ધર્મે રોમન કેથોલિક ખ્રિસ્તી છે. ઇટાલિના આ ટાપુ ઉપર સંસ્કૃતિની લાગવગ છે. એની ભૌગોલિક સ્થિતિ અગત્યની છે. અંગ્રેજોના પૂર્વનાં સામ્રાજ્યના બચાવ માટે જે કેટલાંક કિલ્લેબંધીના અગત્યનાં ચાવી રૂપ સ્થાનો છે. તેમાં માલ્ટા પણ એક છે. એમાં મનવારોનો કાફલો, હવાઈ મોટું મથક, હવાઈ વિમાનોનો કાફલો અને સૈન્ય રહે છે. એને લઇ લેવા જર્મનોએ ચાલુ બે વરસો સુધી દરરોજ માલ્ટા ઉપર વિમાની આક્રમણો કર્યા હતાં, પણ માલ્ટા જીતી શકાયું નહોતું. એની વાર્ષિક પેદાશ ૧૯૩૫-૩૬ માં ૧૧II લાખ પૌન્ડ અને ખર્ચ ૧૧III લાખ પૌન્ડનું હતું. આમદાની માલની કિંમત ૩૭II લાખ પૌન્ડ અને નિકાશ માલની કિંમત ૫II લાખ પૌન્ડની માત્ર હતી. કોઈ જાતનો ઉદ્યોગ આ બેટમાં નથી.

**મિનરલ વોટર** : કુદરતી ઝરાઓમાં કોઇ કોઈ સ્થળે હલકું, જલદી પાચન કરાવી દે તેવું અને રસાયનોથી સંમિશ્રીત પાણી મળે છે. યુરોપમાં તેવા પાણીનો મહીમા ઘણો હોવાથી ત્યાં સુપ્રસિદ્ધ ઝરાઓના પાણી શીશાઓમાં પેક કરીને વેચાય છે. હિંદમાં પણ આયાત કરાય છે. સોડા વાટરમાં ચોકખા પાણીની સાથે સોડા એસિડ મેળવી ગેસથી એને શીશામાં ભરે છે. આપણા દેશમાં સોડા વાટર, લેમોનેડ, જીન્જર, વગેરેને મિનરલ વોટર કહે છે.

**મિલોનો નફો** : વિશ્વયુદ્ધના સમયમાં આપણા ઉદ્યોગોએ સારી કમાણી કરી છે. છેલ્લાં બે વરસો થયા મિલોની પેદાશ ઘણી વધી ગઈ છે. માત્ર કોલસાની ખાણોનો નફો મર્યાદિત રહ્યો છે. દામોદર નદીમાં મોટી રેલ આવવાથી ઝરીઆની ઘણી ખાણો પાણીમાં ધોવાઇ ગઇ છે. યુદ્ધ ક્ષેત્રોમાં કોલસો મોટી રકમે નિકાસ થાય છે. આથી કોલસાની સખત તાણ ઉદ્યોગોને માટે હિંદમાં અનુભવવી પડે છે. મુખ્ય ઉદ્યોગોની ૧૩૪ કંપનીઓના સમૂહનો નફો નીચે મુજબ છેલ્લાં ત્રણ વરસોનો હતો. સરખામણી માટે અહીં આપ્યો છે.

**૧૯૪૨**

| વસ્તુ | મિલોની સંખ્યા | ચોકખો નફો | ફંડોમાં લેવાયાં | સરકારી કરવેરા | ડિવિડંડ | બીજા વર્ષમાં ખેંચી જવાયાં |
|---|---|---|---|---|---|---|
| જ્યૂટ | ૩૭ | ૪,૩૦,૬૬,૧૩૪ | ૬૬,૦૬,૫૭૨ | ૨,૫૯,૪૫,૦૬૦ | ૯૬,૫૨,૨૨૪ | ૩૪,૫૭,૬૨૫ |
| કોલસા | ૩૬ | ૬૫,૯૮,૫૦૭ | ૨૩,૩૭,૬૩૭ | ૧૪,૭૮,૭૩૧ | ૧૪,૭૯,૨૮૩ | ૫,૧૭,૩૩૬ |
| ચા | ૧૫ | ૧૭,૩૪,૭૨૪ | ૩,૬૭,૬૦૪ | ૩,૬૪,૮૧૯ | ૯,૦૨,૫૦૮ | ૪,૪૯,૭૫૫ |
| ખાંડ | ૪ | ૨૦,૮૩,૨૩૩ | ૮,૫૭,૨૭૯ | ૩,૬૦,૪૨૫ | ૫,૭૮,૦૦૦ | ૪૦,૯૫૨ |
| ઇજનેરી | ૫ | ૮,૬૭,૦૧,૦૮૭ | ૨,૪૯,૪૫,૫૨૧ | ૩,૮૯,૦૨,૧૮૭ | ૨,૨૯,૩૧,૮૪૨ | ૧૬,૪૨,૪૮૯ |
| કાપડ | ૧૫ | ૨,૬૫,૭૫,૪૩૮ | ૭૫,૧૭,૨૩૭ | ૧,૧૩,૪૩,૪૯૦ | ૫૧,૧૧,૧૫૬ | ૨૫,૩૯,૯૬૧ |
| પરચુરણ | ૨૨ | ૪,૧૮,૩૬,૦૬૫ | ૧,૪૮,૯૨,૦૭૯ | ૧,૭૩,૩૯,૧૯૬ | ૧,૦૩,૮૬,૫૫૩ | ૧૮,૩૫,૬૬૩ |
| ટોટલ | ૧૩૪ | ૨૦,૮૫,૯૫,૧૮૮ | ૫,૭૨,૨૩,૯૨૯ | ૯,૫૭,૩૩,૯૧૧ | ૫,૧૩,૪૧,૫૬૬ | ૯૪,૪૬,૧૦૯ |

### ૧૯૪૩

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જ્યૂટ | ૩૭ | ૪,૦૧,૪૭,૫૪૪ | ૫૮,૪૫,૩૨૯ | ૨,૪૩,૪૯,૪૮૦ | ૯૭,૭૯,૪૧૧ | ૩૭,૩૩,૮૩૬ |
| કોલસા | ૩૬ | ૫૦,૧૯,૪૮૧ | ૧૯,૯૭,૭૮૯ | ૧૮,૭૮,૬૪૭ | ૧૪,૬૭,૮૮૯ | ૬,૭૩,૭૩૫ |
| ચા | ૧૫ | ૨૪,૮૨,૯૯૦ | ૭,૪૬,૪૬૯ | ૬,૩૧,૬૪૯ | ૧૩,૪૦,૧૩૩ | ૫,૮૬,૨૪૭ |
| ખાંડ | ૪ | ૧૩,૯૮,૭૦૦ | ૫,૦૯,૪૪૬ | ૪,૫૭,૬૨૧ | ૫,૨૫,૦૦૦ | ૫૧,૮૨૬ |
| ઇજનેરી | ૫ | ૬,૭૭,૮૫,૮૬૦ | ૧,૬૧,૬૮,૧૩૦ | ૨,૯૭,૨૫,૩૦૮ | ૨,૦૧,૫૧,૫૯૨ | ૧૩,૦૩,૪૯૧ |
| કાપડ | ૧૫ | ૬,૧૨,૪૭,૦૦૦ | ૧,૬૦,૬૮,૭૧૫ | ૩,૫૧,૪૪,૯૯૪ | ૮૧,૨૭,૨૯૦ | ૧૯,૪૧,૧૫૯ |
| પરચુરણ | ૨૨ | ૫,૬૭,૬૩,૯૨૩ | ૧,૮૩,૦૦,૮૩૬ | ૨,૫૮,૪૯,૪૨૫ | ૧,૨૦,૯૮,૦૬૭ | ૨૧,૬૩,૪૭૭ |
| ટોટલ | ૧૩૪ | ૨૩,૫૨,૪૫,૪૯૮ | ૫,૯૭,૩૬,૭૧૧ | ૧૧,૮૦,૩૩,૮૨૪ | ૫,૩૪,૮૯,૩૮૨ | ૯૧,૦૬,૩૦૧ |

### ૧૯૪૪

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જ્યૂટ | ૩૭ | ૨,૬૮,૩૬,૫૩૪ | ૪૯,૬૧,૫૨૭ | ૧,૮૭,૨૨,૭૩૬ | ૭૬,૯૨,૩૪૪ | ૨૭,૨૦,૫૮૩ |
| કોલસા | ૩૬ | ૬૦,૧૦,૭૬૫ | ૨૦,૪૭,૬૭૪ | ૨૪,૦૩,૫૯૯ | ૧૯,૭૩,૯૩૭ | ૧૦,૨૫,૨૦૯ |
| ચા | ૧૫ | ૨૦,૫૯,૬૭૪ | ૪,૩૧,૮૪૨ | ૫,૬૪,૬૦૨ | ૧૦,૯૪,૯૪૦ | ૪,૬૪,૪૩૯ |
| ખાંડ | ૪ | ૪૬,૩૭,૨૯૯ | ૬,૧૬,૩૦૭ | ૩૦,૦૪,૦૦૦ | ૯,૭૦,૦૦૦ | ૨,૩૮,૨૭૯ |
| ઇજનેરી | ૫ | ૭,૮૭,૦૪,૭૧૦ | ૧,૮૨,૦૫,૧૩૬ | ૪,૦૩,૦૦,૩૮૮ | ૨,૦૧,૨૪,૬૦૨ | ૯,૯૨,૧૨૨ |
| કાપડ | ૧૫ | ૧૧,૧૫,૧૮,૭૧૭ | ૨,૯૦,૦૦,૧૫૭ | ૭,૨૭,૭૯,૯૪૫ | ૧,૦૪,૬૫,૧૬૫ | ૧૪,૯૭,૦૮૦ |
| પરચુરણ | ૨૨ | ૪,૯૩,૭૨,૧૬૬ | ૧,૫૫,૯૦,૨૬૨ | ૩,૫૧,૧૧,૦૬૧ | ૧,૧૬,૨૦,૮૮૩ | ૨૦,૭૭,૯૪૧ |
| ટોટલ | ૧૩૪ | ૨૭,૯૧,૩૯,૯૨૫ | ૭,૦૮,૫૨,૪૭૪ | ૧૭,૨૮ ૮૬,૮૩૧ | ૫,૩૮,૪૧,૮૭૬ | ૬૯,૬૫,૨૩૯ |

હિંદના ઉદ્યોગો યુદ્ધસમયમાં ભારે નફો મેળવી શકયા છે; પરંતુ તેનો મોટો ભાગ તો સરકારના યુદ્ધખર્ચ માટે જાય છે. બાકીમાંથી રીઝર્વ ફંડો, મેનેજિંગ એજન્ટોનાં પુષ્ટ કમિશનો બાદ થઇ બાકી શેરહોલ્ડરો માટે ઘણું થોડું બચે છે. કાપડની પંદર મિલોએ ૧૧ કરોડનો નફો ૧૯૪૪ માં કર્યો હતો. પણ એમાંથી શેરહોલ્ડરોને ડિવિડન્ડના એક કરોડ રૂપિયા એટલે ૯ ટકા જ મળ્યા હતા.

જ્યૂટના ઉદ્યોગને ૧૯૪૨ ની આખર અને ૧૯૪૩ ની શરૂઆતના માસો બહુ જ નફાકારક હતા. કોલસાની તંગીથી હવે નફો ઘટયો છે. પોલાદના ઉદ્યોગ માટે ૧૯૪૨–૪૩ નું વર્ષ બહુ નફાકારક હતું. કાપડ માટે તો છેલ્લાં બે વર્ષો થયાં ધીકેલાં છે. તાતા આયર્ન અને સ્ટીલ કંપની લિમિટેડે પોતાનાં કારખાનાંના વિકાસ માટે યુદ્ધસમયે ૬.૪૭ કરોડ રૂપિયા ખર્ચ્યા છે.

**મીઠું : અતિ ઉપયોગી પદાર્થ, રસાયણ તેમજ** ખોરાકમાં સરખો ઉપયોગી છે. સમુદ્ર એનું જન્મસ્થાન હિંદ જેવા દેશમાં સ્વાદિષ્ટ રસોઇ માટે મીઠું અતિ ઉપયોગી વસ્તુ છે.

હિંદુસ્તાનમાં મીઠું સરકારી જગાતનો વિષય છે. દર મણે મીઠાની પેદાશ ઉપર રૂા. ૨–૪–૦ જગાત આપવી પડે છે. મહાત્મા ગાંધીજીએ ૧૯૩૧માં મીઠાને માટે સત્યાગ્રહ કર્યો હતો. મીઠાનાં કારખાનાં કરાંચી, ખારાઘોડા, અને બીજા ઠેકાણે પણ છે. ખાણ પંજાબમાં છે, ત્યાંથી સિંધવ નીકળે છે. મીઠામાંથી અનેક રસાયનિક પદાર્થોની ઉત્પત્તિ થાય છે. મુખ્યત્વે મીઠાનો $\frac{1}{4}$ ભાગ પરદેશોથી આયાત કરવામાં આવે છે. તેમાં મુખ્યત્વે એડનથી આયાત થાય છે. છતાં કયારેક ઇટાલી, આફ્રિકા અને ફ્રેન્ચ સોમાલીલેન્ડમાંથી આયાત થાય છે.

**મીઠાના ગુણ**—રુચિપ્રદ, અગ્નિદીપક, ઉષ્ણ, વાતનાશક, અને શૂળનાશક છે.

મીઠાના પ્રમાણના આંકડા નીચે મુજબ છે:

| સાલ | ૧લી એપ્રીલે મીઠાનો જથ્થો (હજારમણમાં) | બનાવેલ કુલ તથા એડનથી આવેલું (દર હજાર મણમાં) | બાકી રહેલ મીઠું (હજાર મણ) |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૨૧,૨૧૦ | ૭૧,૩૨૪ | ૨૪,૨૫૭ |
| ૧૯૩૬–૩૭ | ૨૪,૫૩૯ | ૬૮,૭૨૭ | ૧૯,૨૫૭ |
| ૧૯૩૭–૩૮ | ૧૮,૬૬૩ | ૬૮,૨૧૭ | ૧૮,૦૩૩ |
| ૧૯૩૮–૩૯ | ૧૮,૬૬૬ | ૬૮,૮૬૮ | ૨૩,૭૫૬ |
| ૧૯૩૯–૪૦ | ૨૧,૦૨૪ | ૭૨,૭૨૯ | ૨૪,૩૪૨ |

**મીતાહાર** : ખોરાક અને પ્રવાહીની બાબતમાં જે સામાન્ય રીતે મધ્યમસર ઉપયોગ કરી જાણે છે, તે મીતાહરી કહેવાય છે. મનુષ્યના આરોગ્યના રક્ષણ માટે મીતાહારપણું ફરજિયાત રીતે આવશ્યક છે. ખાઉધરાપણું ઉદરનાં અનેક રોગોમાં પરિણમે છે. નીયમિત અને સમયસર ખોરાકનો ઉપયોગ કરવો, પાચન થઇ શકે એટલું જ ખાવું તે પણ ચાવીને, ને વાયુપેદાકરનાર પદાર્થો અને ભારે પદાર્થો તળેલા પદાર્થોથી બને તેટલી સાવચેતીથી અને પ્રમાણસર ખાવાં જોઇએ. મીઠાઇ અને કઠોળનો ઉપયોગ પણ માફકસર કરવો જોઇએ. દારૂ વગેરે પીણાંનો અતિ ઉપયોગ અતિ નુકશાનકારક છે.

## મુખ્ય ભાષાઓ :

**હિંદુસ્તાની**—દ. હિંદ સિવાય લગભગ આખા હિંદમાં આ ભાષા ફેલાયેલી છે. ઊર્દૂ અને દેવનાગરીમાં લખાય છે. એના બોલનારાંની સંખ્યા ૭,૧૫,૪૭,૬૭૧ ની છે. એમાં પણ વ્રજભાષા, ખડીબોલી, અને ઊર્દૂ એવા ભેદો છે. પૂર્વ અને ઉત્તરમાં એમ મળીને આ ભાષાનો ઉપયોગ ૧૫ કરોડ માણસો ઉપયોગ કરે છે. એ હિંદની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાઇ છે.

**બંગાલી**—આખા બંગાલમાં આજ ભાષા મુખ્યત્વે વપરાય છે. એનું સાહિત્ય ક્ષેત્ર ખૂબ જ ખેડાયેલું છે. એના બોલનાર ૫,૩૪,૬૮,૪૦૯ જેટલા છે.

**તેલંગુ** અથવા **આંધ્ર**—મદ્રાસના આંધ્ર દેશમાં આ ભાષાના ૨૬૩૭૩૭૨૭ જેટલા છે.

**પંજાબી**—મધ્ય પંજાબની ભાષા છે. ૨ કરોડ જેટલાં બોલનારાં છે.

**બિહારી**—એ ભાષા બિહાર તથા આગ્રા અને છોટાનાગપુર તથા નેપાલના નીરાઇ વિભાગમાં મુખ્યત્વે વપરાય છે. સાહિત્ય મોટું છે. એ ભાષાના ત્રણ વિભાગો છે: મૈથીલી, તીરહનીયા અને માગધી. માગધી પ્રાચીન જૈન પૂસ્તકોમાં વપરાઈ છે.

**મરાઠી**—મહારાષ્ટ્રમાં અને મધ્યહિંદમાં આ ભાષાનો સારો પ્રચાર છે. એનું સાહિત્ય સારૂં ગણાય છે. કોંકણી (કોંકણમાં બોલાતી) એની ઉપભાષા છે. મરાઠીના બોલનારા ૨,૦૮,૮૦,૬૫૮ છે.

**તામીલ**—મદ્રાસના નાડ પ્રાંતમાં આ ભાષા બોલાય છે. આ પ્રાચીન ભાષા છે. એનું પ્રાચીન તેમ જ આધુનિક સાહિત્ય સારૂં વિકાસ પામ્યું છે. એ ભાષા વાપરનાર ૨,૦૪,૧૧,૬૫૨ છે.

**રાજસ્થાની**—રજપુતાનામાં આ ભાષા વપરાય છે. એનું સાહિત્ય નહિ જેવું છે. ૧,૬૮,૯૭,૮૯૬ જેટલા માણસો વાપરે છે.

**કાનડી**—માઇસોર અને નિઝામના રાજ્યમાં આ ભાષા સારી વિસ્તૃત છે; પરંતુ સાહિત્ય સાધારણ છે. એ ભાષા નો ઉપયોગ ૧,૧૨,૦૬,૩૮૦ માણસો કરે છે.

**ઉડીયા**—ઓરીસાની સામાન્ય ભાષા છે. એનું સાહિત્ય કંગાલ છે. ભાષામાં બંગાલીની છાંટ છે. એ વાપરનારાઓની સંખ્યા ૧,૧૧,૯૪,૨૬૫ જેટલી છે.

**ગુજરાતી**—બૃહદ્ ગુજરાતની મુખ્ય ભાષા છે. લગભગ ૧,૦૮,૪૯,૯૮૪ જેટલી બોલનારની સંખ્યા છે. એનું સાહિત્ય સારૂં વિકાસ પામ્યું છે અને હજી પણ પામતું જાય છે.

**મલાયલમ**—મલબાર પ્રાંતની ભાષા છે. એ ભાષા ૯૧,૩૭,૬૧૫ માણસો વાપરે છે. મધ્યમસરનો વિકાસ એ ભાષાનું સાહિત્ય છે.

**સિંધિ**—સિંધમાં એ ભાષા ૪૦ લાખ જેટલાં મનુષ્યો વાપરે છે. એની લિપિ એરેબિક છે. સાહિત્ય હવે વિકાસને પંથે ચડતું જાય છે.

**પહાડી**—હિમાલયના નીચેના પ્રદેશથી છેક નેપાલ સુધી આ ભાષા જ બોલાય છે. આમાં પેટા ભાગો ઘણા છે. હિંદની સારી અસર છે. એનું સાહિત્ય નબળું છે. બોલનારની સંખ્યા એકાદ કરોડ જેટલી હશે.

આ સિવાય કાશ્મીરી, ઓરાઉન, પુશ્તી, ગોંડી, આસામીઝ, અને ભીલી એ દરેક ભાષાઓ ૧૦ થી ૧૫ લાખ માણસો વચ્ચે ફેલાયેલી છે. આમાં કાકની જ પોતાની લિપિ છે.

હિંદમાં મુખ્ય અને પેટા ભાષા મળીને ૨૫૦ ભાષા વપરાય છે; પરંતુ, સ્વતંત્ર લિપિ અને સાહિત્યની દ્રષ્ટિએ તો ઉપર આપેલી ભાષાઓ મુખ્ય ગણાય.

## મુરબ્બા :

**૧ બીજોરાંનો મુરબ્બો**—સાકરનો પાક કરી તેમાં કેસર વગેરે મસાલો નાખી તેમાં બિજોરૂં ચીરી તેની ચીરીઓ નાંખવી; એટલે મુરબ્બો થાય. પિત્ત માટે આ મુરબ્બો ખૂબ ઉપયોગી છે. બિહી (મુગલી બે દાણાનાં ફળો) નો પણ આજ પ્રમાણે મુરબ્બો થાય છે. એ પણ પિત્ત માટે ખૂબ જ ઉપયોગનો છે.

**૨ આંબળાંનો મુરબ્બો**—એક શેર સારાં મોટાં આંબળાં લઇ તેને સોયથી ટોચી દાબી રાખવાં. તેની અંદરનું પાણી નીકળી જાય, એટલે તેને ફટકડીના પાણીમાં મધ્યમ રીતે બાફી નાંખી શેર ખાંડનો પાક કરી, તેમાં આંબળાં કંઇક સીજવવાં તથા પચન થયા પછી તેમાંથી આમળાં કાઢી લઈ બીજી ચારશેર ખાંડનો પાક કરી મેલ કાઢીને પાક સિદ્ધ થાય, એટલે તેમાં આમળાં નાંખવાં અને કેસર અર્ધો તોલો નાંખવું; એટલે મુરબ્બો થયો. આ મુરબ્બો પિત્તશામક અને પૌષ્ટિક છે.

**૩ મધુપકવ હરીતકી (હરડેનો મુરબ્બો)**—સારી પાકી હરડે વીસ તોલા લઇ તે ૧૨૮ તોલા ગોમુત્રમાં પચન કરવી. પછી કાંજી, દૂધ અને છાશ, એ પ્રત્યેક ૧૨૮ તોલા લઇ તેમાં જુદી જૂદી પચન કરવી. પછી અંદરના ઠીલા કાઢી નાંખવા. પછી સૂંઠ, મરી, પીપર, અજમો, ઇદ્રજવ, નાગરમોથ, વાળો, દાડમની છાલ, અમ્લવેતસ, ધાવડીનાં ફૂલ, જીરૂં, શાહજીરૂં, પીપર, જયમાંસી, મોચરસ, બીલાંનું મગજ, સંચળ, સિંધાલૂણ, પાષાણભેદ, જાંબુ અને કેરીની ગોટલીનું મગજ, અતિવિષ, કાળીપાટ, લવિંગ અને જાયફળ એ સર્વ મળી હરડેનું ચતુર્થાંશ લેવું; કોઠાનું મગજ, મંડૂરભસ્મ અને લોહભસ્મ એ દશાંશ લેવી તથા તમામ ચૂર્ણોથી અડધી સાકર લેવી. પછી એ સર્વે ચૂર્ણો અને સાકરને મેળવીને ઉપલી હરડેમાં ભરી સૂતરથી સારૂં વેષ્ટન કરવું. પછી એક વાસણમાં ઘાસ નાંખી તે ઉપર થોડાં પાણીનો છંટકાવ કરી તેમાં તે હરડે ઘાલી મંદાગ્નિ ઉપર એક પહોર સુધી સીજવવી. પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તે હરડે મધમાં રાખી મૂકવી. એના સેવનથી સંગ્રહણી, શ્વાસ, આમવાત, પાંડુ અને પ્રમેહનો નાશ થઈ જઠરાગ્નિ વધે છે, ધાતુવૃદ્ધિ થાય છે અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે.

**૪ મધુપક્વ હરીતકી (બીજી)**—ગાયના છાણનો રસ કાઢી તેમાં ૧૦૦ હરડે દોલાયંત્રથી સારી નરમ થતાં સુધી સીજવવી. પછી તે કાઢી તેને સોયથી ઝીણાં છિદ્રો પાડવાં. ત્યારપછી એક ઘીના રીઢા વાસણમાં ૪૦૦ તોલા મધ નાંખી, તેમાં હરડે નાંખી રાખવી અને ઉપરાઉપરી મધ નાખતાં રહેવું. જ્યાં સુધી તે મધનું પાણી ન થતાં જેમનું તેમ રહે ત્યાંસુધી વારંવાર તેમાં મધ નાખવું. એ પ્રયોગથી હરડેની તુરાશ જાય, ત્યારપછી તેમાં સૂંઠ, મરી, લીંડીપીંપર, લવિંગ અને વંશલોચન એ દરેક તોલા તોલાનું ચૂર્ણ નાખવું. આ મધુપક્વ હરીતકી બળકર અને વર્ણકારક છે. દરરોજ પ્રાતઃકાળે એક એક ખાવી; એટલે દુષ્ટવાત, સંગ્રહણી, આમાંશ, દુષ્ટરક્ત, જીર્ણજ્વર, વ્રણ, સળેખમ, વિસ્ફોટક, ફોડા, વાતશૂળ અને શૂળયુક્ત સંગ્રહણીનો નાશ થાય છે.

**૫ મધુપક્વ હરીતકી (ત્રીજી)**—દશમૂળ, લીંડીપીપર, ચિત્રો, કોહું, બહેડાં, જાયફળ, મરી, પીપળીમૂળ, રક્તરોહીડો, દંતીમૂળ, જીરું, દ્રાક્ષ, વાવડીંગ, ધાણા, લવિંગ, દેવદાર, અઘેડી, કાકડાશિંગી, સાટોડી, ગરમાળાની સીંગોની અંદરનું ગગજ, હળદર, દારૂહળદર, આંબળાં, વરધારો, ખુરાસાની અજમો, કાચકાનું મગજ અને ગોખરૂ એ પ્રત્યેક ચાર ચાર તોલા તથા ૨૫૬ તોલા હરડે લઈ ૨,૦૪૮ તોલા પાણીમાં સારી સીજવવી. હરડે જ્યારે નરમ થાય ત્યારે કાઢી લઇ તેમાંથી ઠીલા કાઢી નાખવા તથા કવાથને ગાળી પુનઃ હરડે નાંખી અગ્નિ પર પકાવવું. જ્યારે જાડો પાક થાય, ત્યારે ઉતારી ઠંડું થયેથી મધ મેળવવું અને ત્રણ દિવસ સુધી મધમાં રાખવી. પુનઃ બહાર કાઢી બીજા પાંચ દિવસ મધમાં રાખવી. પછી બહાર કાઢી વળી બીજા દશ દિવસ મધમાં રાખવી. પછી બહાર કાઢી કોરી કરી ઘીના વાસણમાં મધ નાખી ચૂર્ણ અને પૂર્વોક્ત ઓષધોનું ચૂર્ણ નાખવું. આ યોગ માણસોના હિત માટે ધન્વંતરી મહારાજે કહેલો છે. આ પાકના ભક્ષણથી સર્વે પ્રકારના રોગોનો નાશ થાય છે. શ્વાસ, ઉધરસ, ક્ષય, ઉલટી, મૂર્છા, ભ્રમ, મદ, તૃષા, યકૃત, અરુચી, અગ્નિમાંદ્ય, પથરી, અંડવૃદ્ધિ, બરોળ, મૂત્રકૃચ્છ્ર, વિષમજ્વર, પ્રમેહ, વાતરોગ, રક્તપિત્ત વિચર્ચિકા, મૂત્રાઘાત, પાંડુરોગ, કમળો, દારુણ, વાતરક્ત, બદ્ધગુદોદર, કફપિત્ત, કોઢ, અપસ્માર વગેરે રોગો દૂર થાય છે.

**૬ ગુલકંદ**—ઊંચી જાતનાં ગુલાબનાં ફૂલ લઈ તેની પાંખડીઓ ચૂંટી લેવી. ફૂલથી બમણી સાકર લઇ બરણીમાં પાંખડીઓના અને સાકરના ઉપરાઉપરી થર કરવા. પછી તેનું મોઢું બાંધી ૮ દિવસ ગરમીમાં રાખી મૂકવાથી ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ પિત્ત અને દાહ ઉપર પ્રશસ્ત છે.

**૭ કેરીનો મુરબ્બો**—કેરીઓની સારી બે રેષા લીલી લઇ તેને છોલી નાંખવી અને પછી દાબી રાખવી. પાણી નીકળી જાય એટલે કિંચિત બાફવી અને પછી આમળાંની પેઠે જ મુરબ્બો બનાવવો.

**૮ ચંદનના લાકડાનો મુરબ્બો**—ચંદનના બારિક કકડા કરીને તેને અષ્ટમાંશ બંગડીખાર અને પાણી નાખી ચાર પહોર સુધી બફાવાથી સારી રીતે બફાઇ મૃદુ થાય છે. પછી ખાંડની ચાસણી કરી તેમાં નાંખવી. આ પ્રમાણે શેરડી, બદામ, આદુ વગેરે ન બફાતાં પદાર્થો પણ આ ખાર વડે બફાઇ જાય છે; બાફતી વેળા પાણી બળી જવા દેવું નહિ અને વિશેષ નાખવાની જરૂર પડે તો ખાર મિશ્રિત કરી ગરમ પાણી રેડવું.

**૯ લીંબુનો મુરબ્બો**—કાગદી (ઝીણી છાલવાળાં) લીંબુ ૧૦૦, દૂધ ચાર શેર અને પાણી શેર એક ત્રણે એ પ્રમાણે લઈ પ્રથમ લીંબુ છોલી પાણી અને દૂધ એકત્ર કરી તેમાં બધાં લીંબુ બે દિવસ સુધી રાખી મૂકવાં, પછી જરા સૂકવી પુનઃ તેની છાલ નાંખવી. એટલું કરી પછી શેર લીંબુએ ત્રણશેર ખાંડ એ પ્રમાણે લઈ, ખાંડની સારી ચાસણી કરી, તેમાં લીંબુનાં છિદ્રો પાડીને નાખવાં. આ પાક ઠંડો થયા પછી સારી બરણીમાં ભરી ઉપર કપડાથી મોઢું બાંધી ત્રણ મહિના પર્યંત બંધ કરી રાખી, પછી લીંબુ ભક્ષણ કરવાં. આ મુરબ્બો પિત્ત ઉપર અત્યંત હિતકારક છે.

**મુરિયેટ ઓફ મર્ક્યુરી :** પારાની સાથે મીઠું મીલાવી બંધ વાસણમાં અગ્નિ ઉપર રાખે છે. આથી સફેદ રંગનું ચૂર્ણ તૈયાર થાય છે. એને સલ્ફેટ ઓફ મર્ક્યુરી, ફેલોમલ વગેરે કહે છે. પાણીમાં એ એકરૂપ થતું નથી. પારાના સંયોગથી જે દવાઓ થાય છે, તેમાં એનો ઉપયોગ છે.

**મુસ્લિમ ધર્મ :** હઝરત મહંમદ પયગંબરનો જન્મ મક્કા ખાતે ઇ. સ. ૫૦૭ માં થયો હતો. કોરેશ કુટુંબના એઓ આરબ હતા. કાકા અબુનાલીબ પાસે ઉછર્યા હતા. અરબસ્તાનમાં મૂર્તિપૂજા વિરૂદ્ધ એમણે ઉપદેશ આપ્યો. મક્કાના આરબોએ તેમને તેર વરસો સુધી સતાવ્યા. પયગંબર મક્કાથી મદીના ગયા. તેને મુસલમાનો "હિજરત" કહે છે. "હિજરી સન" તે વખતથી શરૂ થાય છે. હઝરત મહંમદ ઈ. સ. ૬૩૨ માં સ્વર્ગવાસી થયા. એમણે મુસ્લીમ ધર્મની સ્થાપના કરી છે. તેમાં ઇશ્વર એક જ છે. દેવદેવીઓ અને મૂર્તિપૂજાને એમાં વહેમ તરીકે માનવામાં આવે છે. દાન અને બંદગીથી સ્વર્ગ મળે છે. મુસલમાનો જ્ઞાતિભેદ માનતા નથી. મક્કાની હજ તે માને છે. એમના ધર્મનું બંધારણ પ્રજાકિય સમાનતા ઉપર છે. કુરાન એમનું પવિત્ર પુસ્તક મહંમદ સાહેબને દૈવીશક્તિથી પ્રાપ્ત થયું છે. પયગંબર સાહેબના મરણ પછી મુસલમાનોમાં (૧) સુન્ની અને (૨) શિયાના બે મોટા પંથો પડયા. મુસ્લિમ ધર્મે આરબોમાં એકતા અને શુદ્ધિ આણ્યાં. મહંમદ સાહેબ પછીના ખલીફાઓ યુફ્રેટિસ નદી ઉપર આગળ વધીને ઇરાનના વિજેતા બન્યા. એમણે ધર્મયુદ્ધ કરી સૌને મુસ્લિમો બનાવ્યા. ઉત્તર તરફ આરબો સીરીઆ તરફ આગળ વધ્યા. એશિઆ માઈનોરમાં પ્રસરતા એઓ ઈસ્તંબોલી પહોચ્યા. પશ્ચિમ તરફ સહરાના રણને ઓળંગી આરબોએ એટલાન્ટિક ઓળંગી સ્પેનમાં રાજ્ય સ્થાપ્યું. સિંધમાં પણ એમનું થાણું રહ્યું. યુરોપમાં એમની વિજયકૂચે વિયેનાનાં બારણાં ઠોકયાં. ચીનની મોટી દિવાલ પણ મુસ્લિમોએ ઓળંગી. એમની સંખ્યા બાવીસ કરોડની ગણાય છે. એમનાં સ્વતંત્ર રાજ્યોમાં ઈરાન, અરબસ્તાન, ઇજિપ્ત, ઈરાક, તુર્કી વગેરે છે.

**મુસ્લિમ મહાન સ્થાપત્યો :** મુસ્લિમોના રાજ્યઅમલ દરમિયાન હિંદના જુદાં જુદાં સ્થળોએ એમણે ઘણાં સુંદર કારીગરીવાળાં અને દાર્શનિય સ્થાપત્યો બાંધ્યાં છે. દેશ પરદેશથી અનેક મુસાફરો એ જોવાને આવે છે. હિંદના સ્થાપત્ય રક્ષણના કાયદા નીચે હિંદી સરકાર આ સ્થાપત્યોનું રક્ષણ અને મરામ્મત કરે છે.

**કુતુબમિનાર**—ઇ. સ. ૧૨૩૨માં સુલતાન અલ્તમશે એને પૃથ્વીરાજના "યમુનાવિહાર" ઉપર ફરી સુંદર રીતે

મિનારો બાંધ્યો છે. હિંદી મુસ્લીમ કળાનો આ શ્રેષ્ઠ નમુનો છે. કુતુબમિનાર ૨૮૦ ફીટ ઊંચો દિલ્હિથી ૧૧ માઇલ દૂર છે.

**આગ્રાનો કિલ્લો**—અકબરનો બાંધેલો આ કિલ્લો સરસ સંગેમરમરનાં મકાનો ધરાવે છે. શાહજહાને એમાં ખૂબ વિકાસ કર્યો હતો, દિવાને આમ, દિવાને ખાસ, આયના હોલ, હમામખાનાં, મોતી મસ્જિદ દાર્શનિય છે.

**ગોલગુંબજ**—બીજાપુર ઇબ્રાહિમનો રોજો મેતરની મસ્જીદ અને બીજાં સુંદર મકાનો છે, તેમાં ગોળગુંબજ સૌથી શ્રેષ્ઠ સ્થાપત્ય છે. અતિ વિશાળ એટલે ૧૮,૨૨૫ ચો. મા. નો વિસ્તાર રોકી રહ્યું છે. સળંગ એક જ મકાન છે.

**તાજમહાલ**—શાહજહાંને અનેક સુંદર કલાભવનો બાંધ્યાં હતાં; પરંતુ ૩ા કરોડના ખર્ચે અને ૨૦ વર્ષની મહેનતના પરિણામે પોતાની હૃદય સામ્રાજ્ઞી મુમતાઝ મહાલની યાદીમાં જે મહાન સ્થાપત્ય બાંધ્યું છે, તે જગતમાં બેનમુન છે. એમાં જે કળા, કારીગરી, હુન્નર અને રચના કરાઇ છે, તે ખરેખર ઘડીભર થંભીને જોઇ રહીએ તેવી જ છે.

**ફતેહપુર સીક્રી**—શિહોર આગ્રાથી ૩૬ માઈલ દૂર ફતેહપુર સીક્રીના ગામડામાં અકબર બાદશાહે આ નવું શહેર બંધાવેલ; પરંતુ વસવાટ નથી. એમાં 'શેખ સલમ ચીસ્તી' ની કબર 'બુલંદ દરવાજા' બીરબલનો મહેલ અને બીજા કલાકારીગરીના નમુનાઓ ખૂબ સુંદર છે

**સીંકદરા**—આગ્રાની બહાર અકબરની કબરને સીંકદરાની ઓળખ અપાય છે.

**શહેરશાહની કબર**—સસ્રમ ખાતે શેરશાહની આ કબર જોવાલાયક સ્થાપત્ય છે.

**જંહાગીરની કબર**—લાહોરમાં જોવાલાયક સ્થળોમાં આ એક મુખ્ય સ્થાન છે. હજારો પ્રેક્ષકોને મોગલોની જાહોજલાલીના વખતનું દર્શન કરાવે છે.

**હુમાયુની કબર**—દિલ્હીમાં હુમાયુનો રોજો કલાનો એક સરસ નમુનો છે.

**આનાસાગર પરના ઘાટો**—શાહજહાંએ ઘાટ ઉપર સંગેમરમરનાં આરામસ્થાનો બાંધ્યાં છે.

**મુસ્લિમ રાજ્યવંશો (હિંદના)** : હિંદમાં ઇ. સ. ૭૧૨માં સિંધમાં પહેલાં આરબોએ સંસ્થાન સ્થાપ્યું. ઈ. સ. ૯૯૭ થી ૧૦૩૦ સુધી મહમદ ગઝનીએ હિંદ ઉપર સત્તર સવારીઓ કરી હતી. ઘોરી વંશના શાહબુદ્દીન ઘોરીએ હિંદમાં સવારી કરીને પૃથ્વીરાજ ચૌહાણને હરાવ્યો. (ઈ. સ. ૧૧૭૫ થી ૧૨૦૬). ઈ. સ. ૧૨૦૬માં કુતુબુદ્દીને સ્થાપ્યો. ઇ. સ. ૧૨૯૦ માં જલાલુદ્દીન ખિલજીએ ખિલજીવંશ સ્થાપ્યો. ઇ. સ. ૧૩૨૦માં ગ્યાસુદ્દીન તઘલખે તઘલખવંશ સ્થાપ્યો. ઈ. સ. ૧૪૧૫માં ખીઝરખાંએ સૈયદવંશ સ્થાપ્યો. ઈ. સ. ૧૪૪૮માં બહલોલ લોદીએ લોદી વંશ સ્થાપ્યો. પછી મોગલાઇ આવી. ઇ. સ. ૧૫૨૬માં બાબરે હિંદમાં એની સ્થાપના કરી.

**મુસ્લિમ લીગ** : મુસ્લિમના ખાસ હક્કોને જાળવવા માટેનું આ રાજ્યદ્વારીમંડળ છે. ઇ. સ. ૧૯૦૬માં એની સ્થાપના થોડા બડેખાંઓએ કરી હતી. ઈ. સ. ૧૯૧૩માં હિંદ માટે સ્વરાજ લેવાની આ સંસ્થાએ માંગણી કરી. ૧૯૧૬–૧૭ માં મુસ્લીમ લીગે મહાસભાની સાથે મળીને લખનૌના કરારો કર્યા. તે ૧૯૧૯ ના કાયદામાં આમ જ કરવામાં આવ્યા હતા. ખિલાફત કમિટીના જન્મથી મુસ્લિમ લીગ અદૃશ્ય થવા આવી. ૧૯૨૪થી એમાં શ્રી. મહંમદઅલી જીન્હા જોડાયા છે. ત્યારથી એની પ્રગતિ થઇ એ મુસ્લિમો મુખ્યનું રાજક્રિય મંડળ બન્યું છે. હમણાં એના આશ્રય નીચે સિંધ, બંગાળ અને સરહદ-પ્રાંતનાં પ્રધાનમંડળો છે.

**મેગ્નેશીઅમ** : મેગ્નેશીઆ ધાતુની આ ભસ્મ છે. એના તારો બાળવાથી ખૂબ તેજ રોશની આપે છે. અંધારામાં એના તેજથી ફોટોગ્રાફ લેવાય છે. આ પદાર્થ આતશબાજી, ફોટોગ્રાફીમાં કામ લાગે છે. સમુદ્રનાં પાણીમાંથી એનું મીઠું "મેગ્નેશીઅમ ક્લોરાઈડ" મળે છે. એને સોડિયમ ધાતુ સાથે ફુંકવાથી મેગ્નેશિયમ અલગ થાય છે.

**મેનીઓક** : એને હિંદીમાં સિમલા આલુ કહે છે. અમેરિકાથી એના છોડ અને કંદ હિંદમાં લાવવામાં આવે છે. આ કંદનો આટો રોટલા બનાવવામાં કામ લાગે છે. એના કંદનાં આટાને બ્રાઝિલિયન આરારૂટ પણ કહે છે. ભૂંજેલા કંદને ટાપીઆકા કહે છે.

**મેનીફોલ્ડ રાઈટિંગ પેપર** : લખવાના કાગળ નીચે બ્લુરંગના કાગળો રાખી અનેક કોપીઓ કાઢે છે. આથી ફરી ફરી લખવાની માથાકૂટ કરવી પડતી નથી. ચરબીની સાથે કાજળ અથવા પેન્સિલની ધાતુ પ્લમ્બેગોની ઝીણી ભૂકી અથવા પ્રશિયન બ્લુ રંગ મિલાવીને યંત્રો દ્વારા કાગળની પાછળ પાતળો લેપ લગાડે છે. ૨૪ કલાક બાદ ચિકણા લાકડાથી પૉલિશ કરવામાં આવે છે. એને કાર્બન પેપર પણ કહે છે. એનાં કારખાનાં હિંદનાં શહેરોમાં છે. દરેક ઓફિસોમાં એનો વિસ્તૃત ઉપયોગ થાય છે.

**મેન્થોલ** : જાપાનના ફોર્મોસાના ટાપુમાં એક જાતના વૃક્ષના સત્વને પીપરમીંટ કહે છે. આ પીપરમીંટમાંથી એક જાતનું કપૂર નીકળે છે. આમાં મિણ વગેરે ચિકણા પદાર્થ મેળવીને દુઃખતા માથા ઉપર લગાવવાનો બામ (મલમ) બનાવે છે. લોકોમાં એનો ઉઠાવ ઘણો છે. પીપરમીંટ ઠંડીના બળથી જામી જાય છે. એ દવા ઉદર રોગ માટે પણ સારી છે.

**મોટરો** : સર્વે આગળ વધેલા દેશોમાં મોટરનો ઉદ્યોગ બહુ વિકાસ પામ્યો છે; પરંતુ હિંદમાં હિંદી સરકારે એ ઉદ્યોગના વિકાસને ઉત્તેજન આપ્યું નથી. મોટરનો ઉપયોગ શાંતિના સમયે વાહન વ્યવહારના મુખ્ય સાધન તરીકે થાય છે; પરંતુ હવે યુદ્ધના સમયે જર્મનીએ પોતાના સૈન્યને મોટા પ્રમાણમાં મોટર વાહનો પૂરાં પાડયાં છે. આથી બીજાં રાજ્યોએ પણ પોતાનાં સૈન્યોને મોટી સંખ્યામાં મોટરો અને મોટર સાઇકલો પૂરી પાડી છે. આથી દરેક આગળ પડતા દેશમાં મોટરોનો ઉદ્યોગ ભારે વિકાસ પામ્યો છે એ હવે જગતનો મુખ્ય ઉદ્યોગ બન્યો છે. હિંદમાં માઈસોરના રાજ્યમાં મોટર ઉદ્યોગ સ્થાપવાની સર વિશ્વેશ્વરૈયાએ ગોઠવણ કરી હતી; પરંતુ રાજ્યદ્વારી વિરૂદ્ધતાથી એનું કામ અટકી ગયું. હમણાં હિંદમા મોટરો ભેગી કરવાનું કામ કેટલાંક કારખાનાંઓ કરે છે. તેમ જ યુધ્ધ માટે મોટરો બાંધવાનું નાના પાયે સરકારની દેખરેખવાળાં કારખાનાંઓમાં શરૂ થયું છે, એમ સંભળાયું

છે. હિંદનો ઔદ્યોગિક વિકાસ મોટરોના વિકાસ ઉપર અવલંબે છે, કારણ કે મોટરોનાં વરાળયંત્રો થોડા ફેરફાર સાથે વિમાનોમાં પણ કામે લાગે છે. હિંદમાં એન્જિનો બને એટલે આ ઉદ્યોગનો ખૂબ વિકાસ થઇ શકશે. હિંદમાં મોટરબસો અને લોરીઓનો વ્યવહાર એટલો વધી ગયો છે, કે રેલ્વે સાથે એ ઉદ્યોગે હરીફાઈ કરવા માંડી છે. હિંદમાં રસ્તાઓ બનાવવાની ૪૨૫ કરોડ રૂપિયાના ખર્ચની નવી યોજના યુદ્ધ પછી આપવામાં આપવાની છે. આથી મોટરોના ઉદ્યોગનો વિકાસ નહિ, થાય તો પરદેશો ખાતેથી મોટા પ્રમાણમાં આયાત કરવી પડશે. મોટરોની આયાત હિંદમાં નીચેની સંખ્યા પ્રમાણે થઈ હતી.

૧૯૩૭–૩૮ ૧૫,૬૯૭ ૧૯૩૮–૩૯ ૧૧,૦૫૯ ૧૯૩૯–૪૦ ૯,૯૭૨

મોટરબસોની આયાત હિંદમાં નીચેની સંખ્યા મુજબ થઇ હતી.

૧૯૩૭–૩૮ ૧૫,૦૭૭ ૧૯૩૮–૩૯ ૭,૮૦૮ ૧૯૩૯–૪૦ ૧૪,૫૩૭

મોટરકાર એ હવે અગત્યનું વાહન અને વેપારી માલ લાવલઇજાવ કરનાર છે. એની ઉપયોગિતા ખૂબ વધી છે.

**મોટા ટાપુઓ** : જગતમાં કેટલાક મોટા બેટો છે. એમની ચારે તરફ સમુદ્રનું પાણી છે. એમની સંક્ષિપ્ત હકીકત નીચે મુજબ છે.

**૧ ગ્રીનલેન્ડ**—(ક્ષેત્રફળ ૮,૨૭,૩૦૦ ચો. માઇલ) બરફ, બરફનાં તોફાનો અને ક્રૂર ઠંડીવાળા ધ્રુવના પ્રદેશના આ ટાપુમાં ખેતી કે વસતિ નથી.

**૨ ન્યુગિની**—(ક્ષેત્રફળ ૩,૩૦,૦૦૦ ચો. માઈલ) પેસિફિક મહાસાગરનો આ મોટો ટાપુ છે. એ જાપાનિઝોએ જીતી લીધો છે. અમેરિકનોનાં મોટાં સૈન્યો એ ટાપુ ફરી જીતી લેવા ત્યાં યુદ્ધ ચલાવે છે. જંગલોથી ભરેલા આ પ્રદેશમાં ત્રણેક લાખ પછાત અનાર્યોની વસતિ છે.

**૩ બોર્નિઓ**—(ક્ષેત્રફળ ૩,૦૭,૦૦૦ ચો. માઈલ) આ પેસિફિકનો ટાપુ જાપાનિઝોએ જીતી લીધો છે, એમાં તેલ જમીનમાંથી નીકળે છે. સોનું પણ મળે છે.

**૪ માડાગાસ્કર**—એનું વર્ણન 'ફ્રેન્ચ માડાગારકરમાં' જુવો.

**૫ સુમાત્રા**—(ક્ષેત્રફળ ૧,૬૩,૫૬૪ ચો. માઈલ) એ હિંદી મહાસાગરનો બેટ જાપાનિઝોએ ૧૯૪૧માં જીત્યો છે.

**૬ ગ્રેટબ્રિટન**—(ક્ષે. ૮૮,૭૪૫ ચો. માઇલ) જુઓ "ગ્રેટ બ્રિટન"

બીજા મુખ્ય બેટો અને તેનું ક્ષેત્રફળ નીચે મુજબ છે.

સેલિબિસ (પાસિફિક ૭૨,૬૭૯)
કયુબા (આટલાંટિક ૪૪,૦૦૦)
ન્યુફાઉન્ડલેન્ડ (આટલાંટિક ૪૨,૭૫૦)
આઇસલેન્ડ (આટલાંટિક ૪૦૪૩૭)
ફોર્મોસા (પાસિફિક ૧૩,૫૦૦)
ન્યુઝીલાન્ડ (પાસિફિક દક્ષિણ ૫૮,૫૦૦ ઉત્તર ૪૪,૫૦૦)
જાવા (હિંદી ૪૪,૮૦૦)
લુઝોન (પાસિફિક ૪૧,૦૦૦)
સીલોન (હિંદી ૨૫,૪૦૦)

**મોટાં પુસ્તકાલયો** : જગતનાં મહારાજ્યો હસ્તલિખિત અને છાપેલાં પુસ્તકોનો મોટો સંગ્રહ કરે છે. આમાં સૌથી મોટો ફાળો રશિયાએ આપ્યો છે. એને ત્યાં સૌથી વધારે લાયબ્રેરીઓ છે. તેમ મોટાં પુસ્તકાલયો પણ છે. અમેરિકા યુ. સ્ટેટ્સ પણ બહુ જ પ્રગતિશીલ અને પુસ્તક વાંચનારી પ્રજા ધરાવે છે. જર્મનો પણ મોટા વાંચનારા છે. મુખ્ય લાયબ્રેરીઓની પુસ્તક સંખ્યા નીચે મુજબ છે.

| લાયબ્રેરી | ગ્રંથો |
|---|---|
| નેશનલ લાઇબ્રેરી (કીવ) | ૭૧,૯૭,૦૦૦ |
| લેનિન લાયબ્રેરી (મોસ્કો) | ૬૧,૦૦,૦૦૦ |
| નેo લેનિનગ્રાડ લાયબ્રેરી | ૬૪,૯૯,૦૦૦ |
| કોંગ્રેસ લાઈબ્રેરી વોશિંગ્ટન | ૪૯,૯૨,૦૦૦ |
| પેરિસની નેશનલ બિબ્લીઓથીક | ૪૫,૫૦,૦૦૦ |
| બ્રિટિશ મ્યુઝિઅમ | ૪૪,૫૦,૦૦૦ |

**મોટાં રણો** : જગતમાં મોટાં રણો છે. એમાં ખજૂરીનાં ઝાડો ને ખારૂં પાણી ક્યાંક ક્યાંક લાંબે અંતરે હોય છે. આ સિવાય ચારે તરફ રેતી વંટોળીઆ અને સૂર્યનો પ્રચંડ તાપ દિવસે રહે છે. રાત્રે ઠંડી સખત પડે છે. ખેતીવાડી નથી.

(૧) ગોબી (મધ્ય એશિયા ૩,૦૦,૦૦૦ ચો. મા.) (૨) સહરા (આફ્રિકા ૨૦,૦૦,૦૦૦) (૩) ગ્રેટ અમેરિકન (અમેરિકા૧૦,૫૦,૦૦૦) (૪) તેરિમ (એશિયા ૧,૫૦,૦૦૦)

**મોતી** : સાગરમાં ડૂબકી મારનારા જીવતી છીપો કાઢી લાવે છે. એમાંથી મોતીઓ મળે છે. હિંદ અને લંકા વચ્ચે અને મનારના અખાતમાં મોતીની સીપો મળે છે; પરંતુ હમણાં ત્યાં વધારે પ્રમાણમાં નીકળતી નથી. ઇરાની અખાતમાં મોતી મોટી રકમનાં પાકે છે. ત્યાંથી દર વરસે ૧૦–૧૫ લાખ રૂપિયાનાં મોતીની આમદાની થાય છે. મોતીનું મુખ્ય બજાર મુંબઈમાં છે. જાપાનિઝો સાચાં મોતી સામે હરીફાઇ કરે છે, એવાં બનાવટી (કલચર્ડ) મોતી બનાવી હિંદમાં મૂકે છે. મોતી સ્ત્રીઓનાં આભૂષણોમાં વપરાય છે. તેમ જ હલકાં ઝીણાં મોતીનો સુરમો (આંખો માટે) અને ભસ્મ (રસાયન) બનાવે છે. મોતીમાં સફેદ, કાળો અને ભુખરો એમ ત્રણ રંગો આવે છે.

**મોતીનાં કોષ્ટકો** : નીચે મુજબ તોલ અને હિસાબનાં કોષ્ટકો છે.

| | |
|---|---|
| ૪ ચોખાભાર | ૦ા રતી |
| ૪ પા રતીની | ૧ રતી |
| ૧ ચોખાભાર | ૧ આની |
| ૧૬ આનાની | ૧ રતી |
| ૨૪ રતીનો | ૧ ટાંક |

મોતીના હિસાબનું કોષ્ટક.

| | |
|---|---|
| ૧૬ વિશ્વાસી | ૧ બદામ |
| ૧૬ બદામ | ૧ દોકડો |
| ૧૦૦ દોકડા | ૧ ચવ (ટકો) |
| ૧૩ાા ટકા | ૧ રતી |
| ૨૪ રતી | ૧ ટાંક |

**મોરબી :** કાઠિયાવાડનું પહેલા નંબરનું રાજ્ય છે. એમાં જાડેજા રજપુતોનું રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૧,૦૭૨ ચો. માઈલનું છે. વસતિ ૧,૧૩,૦૨૪ ની છે. પેદાશ સાઠ લાખ રૂપિયા લગભગ છે. મુખ્ય બંદર નવલખી નવું બંદર છે. સીધી યુરોપથી સ્ટીમરો આવે છે. રેલ્વેથી આખા હિંદ સાથે એનો વ્યવહાર સંધાયેલો છે. વસતિ ઠીક ઠીક પ્રમાણમાં અક્ષરજ્ઞાન ધરાવે છે. પેદાશમાં ખેતીની મુખ્ય વસ્તુઓ બાજરો, જુવાર, કપાસ, ઘઉં છે, રાજ્યમાં આઠ જિનો છે. કાચનાં, માટી કામનાં, કાપડનાં અને તેલનાં કારખાનાંઓ રાજ્યે સ્થાપ્યાં છે. રંગ અને ધાતુનાં પણ કારખાનાં છે.

**મોરેસીઅસ :** બ્રિટિશ શાસન નીચેનો આ ટાપુ ૭૨૦ ચો. માઇલનું ક્ષેત્રફળ ધરાવે છે. એની વસતિ ૩,૯૩,૪૧૮ ની છે. હિંદી મજૂરોને અહીં શરૂઆતમાં શેરડીનાં ખેતરોમાં કામ કરવા બંધીની રીતે લાવ્યા હતા. હવે એઓ સ્વતંત્ર ખેતી કરે છે. મુખ્ય વસતિ પણ આ મજૂરોની છે. મુખ્ય શહેર પોર્ટલુઇસની વસતિ ૫૪,૪૫૯ ની છે. શેરડીની ખેતી અને મિલો અહીંનો મુખ્ય ધંધો છે. નારીએળ પણ પુષ્કળ થાય છે. ખાંડનો પાક લગભગ રાા લાખ ટન જેટલો દર વરસે થાય છે.

**મોરોક્કો :** ભૂમધ્ય સમુદ્રના આફ્રિકાના કિનારા ઉપર આ રાજ્ય આવેલું છે. સાતમી સદીમાં આ રાજ્યમાં ઇસ્લામનો પ્રવેશ થયો. અગીયારમી સદીથી આરબોના જુદા જુદા વંશોનું એમાં રાજ્ય થયું. હમણાં પણ યુરોપિયન ચક્રવર્તિ-પણા નીચે એ દેશમાં સુલતાનનું રાજ્ય છે. આ રાજ્ય ૧,૧૩,૩૫૦ ચો. માઇલોમાં વ્યાપક છે. તેમાં ફ્રેન્ચ ચક્રવર્તિપણા નીચે આશરે બે લાખ ચો. માઇલ, સ્પેનની હકુમત સ્વીકારતો ભાગ ૧૩,૧૫૫ ચો. માઇલ અને બ્રિટિશ લાગવગનો છતાં સર્વ સામાન્ય ભાગ ટેન્જીઅર વિભાગ ૨૨૫ ચો. માઇલનો છે. ફ્રેન્ચ સત્તા વધારે વ્યાપક છે. વસતિ બર્બરો અને આરબોની છે. કુલ વસતિમાં ૪૨,૩૦,૦૦૦ દેશીઓ, ૧,૨૦,૦૦૦ યાહુદીઓ અને ૧ાા લાખ યુરોપિયનો છે. સ્પેનના વિભાગની વસતિ ૭,૨૦,૨૭૩ ની છે.

રાજ્યની પેદાશ ૧૯૩૪ માં ૧ાા અબજ ફ્રાન્ક અને ખર્ચ પણ તેટલું જ હતું. ફ્રેન્ચ રાજ્યનું એના ઉપર કરજ છે. વેપાર-ઉદ્યોગ પણ મોટે ભાગે ફ્રેન્ચોના હાથમાં છે. પ્રજાનો મુખ્ય ધંધો ખેતીનો છે. રાા કરોડ એકરોમાં ખેતી થાય છે. મુખ્ય પાકો ઘઉં, જવ, વાલ, વટાણાં, અળશી, જીરું, ધાણા, દ્રાક્ષ, ઓલીવ અને ફળો પુષ્કળ થાય છે. બદામો ઘણી થાય છે. બુચ, ઓક, ચીડાર અને બીજી ઘણી જાતનાં વૃક્ષો ઊગે છે. ઓલીવ, ઝૈતુન, લીંબુ, સંતરાં, નારંગી પણ પુષ્કળ થાય છે. યુરોપિયનો પણ આ પ્રદેશમાં સમૂહખેતી કરે છે. ફોસ્ફેટ, શીશું, ટિન, લોઢું, પણ થોડા પ્રમાણમાં મળે છે. માછલીઓનો મોટો ઉદ્યોગ છે. યુરોપિયનોએ નાનામોટા ઉદ્યોગોનાં ૧,૦૦૦ કારખાનાંઓ સ્થાપ્યાં છે. તેમાં સાબુન, સીમેન્ટ, કાગળ, આટાની મિલો વગેરે છે. મુખ્ય વેપાર ફ્રાન્સ સાથે છે. મુખ્ય બંદર કાસાબ્લાન્કા છે. ત્યાં ૭૯૦ માઈલની રેલ્વે છે. ફ્રાન્સ શાહીવાદી મહારાજ્ય હોવાથી આ દેશનું વ્યવસ્થિત ચૂસણ કરે છે.

મોરોક્કો હમણાં વિશ્વયુદ્ધ ક્ષેત્રની ખૂબ નજદિક હતું, પણ એમાં યુદ્ધ થયું નહોતું. એનું શાસન યુદ્ધ દરમિયાન ફ્રેન્ચ પ્રજા-કિય કમિટી કરે છે.

**મોલાસીસ :** ખાંડ અથવા ગોળના કચરાનો એ શીરો છે. એના ત્રણ ઉપયોગો થાય છે. એનો દારૂ બને છે, એમાંથી સ્પિરીટ બને છે, એમાંથી ખાતર બને છે. હિંદમાં ખાંડની ૧૪૩ મિલો છે. તેમાં બાકીનો શીરો એટલે મોલાસીસ મોટા પ્રમાણમાં થાય છે; પરંતુ મિલોમાં એમાંથી સ્પિરિટ બનાવવાના ઉદ્યોગને જોડવામાં આવ્યો નથી. આથી આ એક કમાણીનું સાધન ઓછું રહે છે. મોલાસીસ ખાતરને વાસ્તે હિંદમાં બહારથી આમદાની પણ થાય છે. ૧૯૨૦ થી ૧૯૨૪ સુધી દર વરસે એવરેજ ૨૬૦ લાખની કિંમતનો મોલાસીસ આયાત થયો હતો; પરંતુ હિંદમાં ખાંડના ઉદ્યોગનો વિકાસ થતાં ૧૯૩૯–૪૦ માં રૂા. ૩ા લાખની કિંમતના ૧૯૪૦–૪૧ માં ૧ાા લાખ રૂપિયાની કિંમતનો અને ૧૯૪૦–૪૧ માં ૮૫ હજાર રૂપિયાની કિંમતનો મોલાસીસ આયાત થયો હતો.

**મોંગોલિયા :** એશિઆમાં મધ્યમાં વિશાળ જમીન રોકી આ દેશ બેઠો છે. એ હિંદ કરતાં સહેજ મોટો એટલે ૧૮,૭૫,૦૦૦ ચો, માઇલનું ક્ષેત્રફળ ધરાવે છે. એની પ્રજામાં ૭,૫૦,૦૦૦ મોંગોલો અને ૧,૦૦,૦૦૦ બીજાં એટલે ચીનાઓ અને રશિઅનો મુખ્યત્વે છે. જંગીઝખાન, તૈમુર લંગ અને મોગલોનું એ અસલ નિવાસ સ્થાન છે. મુખ્યત્વે વસતિ બુદ્ધ ધર્મી છે. મોટે ભાગે એ પ્રદેશ ઉજ્જડ છે. ગોબીનું રણ, ત્રણ લાખ ચો. માઇલો જેટલી અખેડ અને ઉજ્જડ જમીન રોકી રહ્યું છે. બુદ્ધ ધર્મનો લામા સંપ્રદાય અહીં મુખ્ય ચાલે છે. મોંગોલો અને કલમુકો પોતાના ઘેટાં, બકરાં અને ઊંટો સાથે ત્યાં ઘાસચારો મળે ત્યાં ફરે છે. ખેતી મુખ્યત્વે ચીનાઓના હાથમાં છે. ચીનાઓની એમાં સત્તા અને શાસન હતાં. હવે સોવિએટ રશિઆનું એક પ્રજાસત્તાક બાહ્ય મોંગોલીઆ થઈ ગયું છે. આંતર મોંગોલિઆ જાપાનની લાગવગ નીચે છે. મુખ્ય નિકાશ ઊન અને ડુક્કરોની છે. બહારના મોંગોલિઆમાં સોનાની ખાણો મળી છે. રશિઅનોએ બીજી ધાતુઓ પણ શોધી કાઢી છે. પ્રજાનું મુખ્ય ધન ઊંટ ઘોડાં, ડુક્કરો, ઘેટાં વગેરે છે.

**મ્યુનિસિપાલિટીઓ :** ઇ. સ. ૧૮૪૨ થી મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટી એટલે શહેરસુધારણાની સંસ્થાઓ થઈ છે. ૧૮૪૪ માં આ સંસ્થાનોમાં ચૂંટણીની પદ્ધતિ અખત્યાર થઇ. ૧૮૮૧–૮૨ માં લૉર્ડ રીપને પ્રજાપ્રતિનિધિ તત્ત્વનો વિકાસ આદર્યો. કલકત્તા, મુંબઇ જેવાં મોટાં શહેરમાં આ દરેકની પેદાશ ત્રણથી સાડાત્રણ કરોડની છે. એની મુખ્ય પેદાશ, પાણી, દિવાબત્તી, રસ્તા, શહેરસફાઇ અને શહેરમાં આવતી વસ્તુઓ ઉપરથી મેળવાય છે. હિંદમાં કુલ (બ્રિટિશ) ૭૫૭ મ્યુનિસિપા-લિટીઓ છે. આમાંથી ૬૮૭ મ્યુનિસિપાલિટીવાળાં શહેરોની વસતિ ૫૦,૦૦૦ થી થોડી છે. મ્યુનિસિપાલિટી એ પ્રજાતત્ત્વના શાસનનું સુંદર પ્રતિક છે.





**યુગાન્ડા :** યુગાન્ડા પૂર્વ આફ્રિકામાં આવ્યું છે અને બ્રિટિશના શાસનનો એ દેશ છે. ઈ. સ. ૧૮૯૦ માં એને બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું છે. થોડાક દેશી હબસી રાજાઓ ચક્રવર્તિ બ્રિટનના હાથ નીચે હિંદી રાજાઓ જેવી જ નજીવી સત્તા ભોગવે છે. યુગાન્ડાની વસતી ૩૬,૨૦,૧૯૩ની છે. તેમાં સીદીઓની સંખ્યા ૩૬,૦૪,૧૩૫ની હિંદીઓ ૧૪,૨૦૪ યુરોપીયનો ૧,૮૫૪ છે. સીદીઓમાં બગંડાની જાત ૮,૭૫,૦૦૦ ની બની છે. બાકી બીજી ઘણી જાતો છે. હબસીઓનું શિક્ષણ મુખ્યત્વે મશિનરીઓનું છે. યુગાન્ડામાં ૨૪ લાખ દેશીઓ બન્ટુ ભાષા બોલે છે. બાકીના ન્યુલોટીક અને સુદાના ભાષા બોલે છે. યુગાન્ડાનું ક્ષેત્રફળ ૯૪,૨૦૪ ચો. મા.નું છે. એમાં લેઈક એડવર્ડ, વિક્ટોરિયાન્યાંઝા લેક, આલ્બર્ટ લેક, ચોગો, અને લેક સાલીસ્બરી નામનાં મહાન સરોવરો આવેલાં છે, આફ્રિકાની મોટી નાઇલ નદી વિક્ટોરિયાન્યાંઝા સરોવરમાંથી નીકળે છે. કમ્પાલા યુગાન્ડાનું મુખ્ય શહેર છે.

આ દેશમાં તપાસની ખેતીનો વિકાસ થયો છે. લગભગ ૧૧ લાખ એકરમાં કપાસની ખેતી થાય છે. બીજા પાકોમાં, કોફી મરચાં, તેલનાં બીયાં, શેરડી, તમાકુ વગેરે થાય છે. યુગાન્ડામાં કિંમતી જંગલો છે. જમીનમાંથી ખનીજોમાં કલાઇની ધાતુ મળે છે. જાનવરોનાં ચામડાં મોટા પ્રમાણમાં પરદેશ પડે છે. હાથી દાંતની પણ નિકાસ થાય છે. ૧૯૩૩ની કુલ નિકાસ ૩૫ લાખ પૌંડની હતી. તેમાં ૨૭ લાખ પૌંડનો કપાસ ૨ લાખની કોફી, ૨॥ લાખના કપાસીયા તથા ૧। લાખની ખાંડ હતી. ૦॥ લાખ પૌંડની કલાઈ પણ હતી. આમદાની માલમાં કાપડ અને બીજી પાકી વસ્તુઓ હતી. હિંદ સાથે યુગાન્ડાનો વેપાર વધારે પ્રમાણમાં છે. ૧૯૩૩ માં સરકારી પેદાશ ૧૩॥ લાખ પૌંડની હતી અને ખર્ચ ૧૩ લાખનું હતું. યુગાન્ડામાં મોટાં સરોવરોમાં નાની સ્ટીમરો ચાલે છે. રૈલ્વે પણ કેનીયાની સાથે સંબંધ ધરાવે છે, પણ મુખ્યત્વે સરોવર મારફતે ચાલે છે.

**યુગોસ્લાવિયા :** એ એક બાલ્કન રાજ્ય ગણાય છે. તુર્કિના તાબામાંથી ઈ. સ. ૧૮૦૪ માં બળવો કરી રાજા કારા જ્યોર્જે ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ પહેલાં એને સર્વિયા કહેતા હતા. ૧૮૭૮માં એને તુર્કિની સત્તામાંથી છૂટું કરવામાં આવ્યું હતું. પહેલા વિશ્વયુદ્ધની ચીનગારી આ રાજ્યથી મૂકાઇ હતી. ૧૯૧૮ માં સર્વિયા મોન્ટેનીગ્રો એકત્ર થઇ સર્બો, ક્રોટો અને સ્લોવિનીઓનું સંયુક્ત રાજ્ય બન્યું હતું. ૧૯૨૯માં એનું નામ યુગોસ્લાવિયા રાખવામાં આવ્યું. એ રાજ્યમાં રાજા રાજ્ય કરે છે, પણ રાજ્યકર્તાની ઉથલપાથલ થાય છે.

યુગોસ્લાવિયાનું ક્ષેત્રફળ ૯૬,૫૫૮ ચો. મા. નું છે. એની વસતી ૧,૩૯,૩૪,૦૩૮ ની છે. તેમાં ૬૯ લાખ પુરુષો અને ૭૦॥ લાખ સ્ત્રીઓ છે. મુખ્ય શહેર બેલગ્રેડની વસતી ૨॥ લાખની છે. જર્મનોએ ૧૯૪૧માં આ રાજ્ય જીતી લીધું હતું, પણ ૧૯૪૪ની શરૂઆતથી રશિઆ એને સ્વતંત્રતા અપાવવા જર્મનો સામે યુદ્ધ લડે છે. હમણાં અર્ધો દેશ જર્મનીના અને અર્ધો રશિયાના તાબામાં છે. યુગોસ્લાવિયામાં સર્વે ધર્મો પ્રત્યે રાજ્ય સમદષ્ટિ રાખે છે; પરંતુ પ્રજાનો મોટો ભાગ ખ્રિસ્તી સંપ્રદાયો પાળે છે. માત્ર ૧૬ લાખ મુસ્લીમો છે. ૬૮,૪૦૫ યહુદીઓ છે. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૮,૬૧૯ પ્રાથમિક શાળાઓમાં ૧૩ લાખ વિદ્યાર્થીઓ ભણે છે. બીજી પણ ઘણીય શિક્ષણ સંસ્થાઓ છે. ત્રણ યુનિવર્સિટીઓ છે. રાજ્યની ૧૯૩૪ માં પેદાશ ૧ કરોડ દીનારની અને ખર્ચ પણ તેટલું જ હતું. યુગોસ્લોવીયાનું બહારનું કરજ ૩૨ અબજ દીનારનું છે. ૬ અબજનું આંતરિક કરજ છે. સૈન્યમાં દરેક ૧૮ થી ૫૦ ની વયના માણસની ફરજિયાત ભરતી થાય છે. એક લાખ માણસનું સૈન્ય ચાલુ રહે છે અને ૧૦,૮૧૦ માણસોનું વિમાની સૈન્ય છે. યુદ્ધ વેળા ૧૦ લાખ માણસોનું સૈન્ય એકઠું કરી શકાય છે. દરિયાઇ કાફલો થોડી નાની મનાવરોનો બન્યો છે.

આ દેશમાં મુખ્ય ધંધો ખેતીનો છે. મુખ્ય પેદાશ ઘઉં, જવ, રાઇ, ઓટ, મકાઇ, દ્રાક્ષ વગેરે છે. ઘઉંનો પાક ૨૫ લાખ ટન જેટલો છે. યુગોસ્લાવિયામાં ૧૨ લાખ ઘોડા, ૧૭,૦૦૦ ખચ્ચર, ૧। લાખ ગધેડાં, ૩૯ લાખ પશુઓ, ૮૬ લાખ ઘેટાંઓ, ૨૭ લાખ ડુક્કરો અને ૧૯ લાખ બકરાંઓ હતાં, એમાં લગભગ ૨ કરોડ એકરમાં જંગલો આવેલાં છે. તેમાંથી પુષ્કળ લાકડું મળે છે. શણ પણ પેદા થાય છે. યુગોસ્લાલિયામાં લોઢું, તાંબુ, સોનું, સીસું, ક્રોમ, સુરમો અને સિમેન્ટ વગેરે ખનીજો મળે છે. કોલસા ૫૦ લાખ ટન મળે છે. ઉદ્યોગોમાં કોઈ ખાસ જાણીતા ઉદ્યોગ નથી. ૫૦ આટાની મિલો છે. શેત્રંજીઓ પુષ્કળ બને છે. આમદાની માલની કિંમત ૩॥ અબજ અને નિકાસ માલની કિંમત ૫ અબજની હતી. નિકાસમાં ઘઉં, ઇંડાં, પશુઓ, મકાઇ, લાકડું અને સિમેન્ટ હતાં. આમદાની માલમાં ખોરાકની

વસ્તુઓ, રેશમ, યંત્રો, કાપડ અને ઊનનું કાપડ હતું. યુગોસ્લાવિયા પાસે ૩ાા લાખ ટનની ૧૭૪ સ્ટીમરો છે અને ૩૯૪ નાની મોટર બોટો છે. ૧૧,૧૯૧ નાનાં વહાણો છે. ૫,૭૯૨ માઇલની રેલ્વે છે. ૩,૯૯૬ પોસ્ટ ઑફિસો છે. યુગોસ્લાવિયામાં હાલ રશિયનો અને જર્મનો વચ્ચે મહાયુદ્ધ ચાલે છે.

**યુનાઇટેડ સ્ટેટ્સ્ : નાનાં નાનાં કુલ ૪૮ રાજ્યોનું** યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા સંયુક્ત રાજ્ય છે અને આ રાજ્ય એવું છે કે જેની સમૃદ્ધિની ઇર્ષ્યા કરવાનું સહેજે મન થાય. આ રાજ્યમાં કાચાં દ્રવ્યો વિપુલ પ્રમાણમાં છે ને એને પાકાં દ્રવ્યોમાં પલટાવનાર આધુનિક અને છેલ્લામાં છેલ્લી સામગ્રીથી સુસજ્જિત કારખાનાંઓ ધમધોકાર ચાલે છે. અનાજની પેદાશમાં આખા જગતમાં એનો પહેલો નંબર છે. કપાસની પેદાશમાં પણ એનો ઊંચો દરજ્જો છે. મોટરોની બાબતમાં પણ એ મોખરે છે. ખૂબ મોટા પ્રમાણમાં પેટ્રોલ પણ એને સુસાધ્ય છે.

આટલાંટિક મહાસાગર અને પાસિફિક મહાસાગર વચ્ચેનો આ વિશાળ દેશ છે અને તે યુનાઇટેડ સ્ટેટ્સ્ અમેરિકાને નામે ઓળખાય છે. એની ઉત્તરે બ્રિટનનું મહાન સંસ્થાન કેનેડા અને દક્ષિણે મૅક્સિકો છે. એના એટલાંટિક મહાસાગરના કિનારાની લંબાઈ ૫,૫૬૫ માઇલ અને પાસિફિક મહાસાગરના કિનારાની લંબાઈ ૨,૭૩૦ માઈલની છે. એનો વિસ્તાર ૩૦ લાખ ચોરસ માઇલનો છે અને અલાસ્કાનો વિસ્તાર ૬ લાખ ચો. માઇલ છે. એની મુખ્ય નદી મિસિસિપી ૪,૫૦૦ માઇલ લાંબી છે. કુલ નદીઓની મર્યાદા ૨૮ લાખ ચો. માઇલની છે. કુદરતે દરેક વસ્તુની ભેટ આ વિશાળ સામ્રાજ્યને છૂટે હાથે આપી છે.

અડતાલીસ રાજ્યોનું સૈન્ય, પોસ્ટ, વિમાન, બચાવ, સંધિ, યુદ્ધ, ઇન્કમટેક્ષ મધ્યસ્થ સરકારના હાથમાં છે, જ્યારે એ સિવાયની બીજી બાબતોમાં દરેક રાજ્ય સ્વતંત્ર છે. પોતાની પ્રજા ઉપર કરો નાંખી શકે છે. આ બધાં રાજ્યોનું બંધારણ પોતાની અનુકૂળતા પ્રમાણે ઘડાયેલું હોય છે. દરેક રાજ્યમાં બે સભાઓ હોય છે. દરેક રાજ્ય પોતાના ગવર્નરને ચૂંટી કાઢે છે, પોતાના કાયદાઓ પણ ઘડે છે; ખરી રીતે કહીએ તો ઘણી બાબતોમાં આ રાજ્યો સ્વતંત્ર છે, છતાં મધ્યસ્થ સરકારની સત્તાનો પણ એના ઉપર સારો કાબૂ છે. આર્થિક બજેટ પોતાને અનુકૂળ લાગે તે રીતે ઘડે છે. મોટી પેદાશ, મોટા કરો અને જીવનનું ઊંચું ધોરણ સર્વ માટે સામાન્ય છે.

યુનાઇટેડ સ્ટેટ્સની વસતી ૧૭૯૦માં ૪૦ લાખ, ૧૮૩૦માં ૧ા કરોડ, ૧૮૫૦માં સવા બે કરોડ, ૧૯૦૦માં ૭ા કરોડ, ૧૯૨૦માં ૧૦ાા કરોડ, ૧૯૩૦માં ૧૨ા કરોડ અને ૧૯૪૧માં ૧૩ કરોડની હતી, તેમાં ૧૧ા કરોડ યુરોપિયનો અને ૧ાા કરોડ સીદીઓ છે. ૧૯૩૦ની ગણતરી પ્રમાણે ૧૪ા લાખ મેક્સિકનો, ૩ા લાખ હિંદીઓ, ૦ાા લાખ ચીનાઓ અને ૧ાા લાખ જાપાનીઝો વસતા હતા, પણ હવે એશિયાટિકોને યુનાઈટેડ સ્ટેટ્સમાં જવાની બંધી છે અને જે છે, તેને પ્રજાજન તરીકેના હકકો મળતા નથી અને ગમે ત્યારે કાઢી મૂકાય છે. મતાધિકાર પણ એમને નથી. યુરોપિયનોમાં ઈટાલીઅનોને બંધી છે. અંગ્રેજોને પણ અમુક જ સંખ્યામાં આવવા દેવાની પરવાનગી મળે છે.

વસતીમાં ૬ા કરોડ સ્ત્રીઓ અને ૬ાા કરોડ પુરુષો છે. વસતીના ૫૬ા ટકા શહેરોમાં અને ૪૩ાા ટકા ગામડાંઓમાં વસે છે. કુલ ૧૩ કરોડની વસતીમાં ૪ કરોડ બ્રિટિશરો સિવાયના યુરોપિયનો છે, ૯ા કરોડ અંગ્રેજો, સ્કોટ અને આયરિશો છે. પ્રજાજનોમાંથી ૧ કરોડ ખેતીમાં, ૧ાા કરોડ ઉદ્યોગમાં, ૭૦ લાખ વેપારમાં રોકાયેલા છે. ૨ાા લાખથી વધારે વસતીવાળાં ૩૭ શહેરો છે, એક લાખથી અઢી લાખની વસતીવાળાં ૫૬ શહેરો છે, મુખ્ય શહેરોમાં ન્યુયોર્કની ૭૫ લાખ, ચિકાગો ૩૫ લાખ, ફિલાડેલ્ફિયા ૨૨ લાખ, ડિટ્રોઇટ ૧૬ લાખ, લૉસ એન્જિલિસ ૧૩ લાખ અને ક્લિવલેંડની ૧૦ લાખની વસતી છે.

ત્યાં શિક્ષણ મફત આપવામાં આવે છે અને ફરજિયાત છે. કોઈ પણ દેશનો વિદ્યાર્થી અહીં મફત શિક્ષણ લઈ શકે છે. જાપાનિઝોએ વિજ્ઞાનનું પ્રથમ જ્ઞાન અહીંથી જ મેળવ્યું. પ્રાથમિકથી માંડી ઉચ્ચ શિક્ષણ માટેનો પ્રબંધ અમેરિકામાં છે. શિક્ષણસંસ્થાઓ અને રમતગમતનાં વિશાળ મેદાનોની વ્યવસ્થા ખાસ કાયદાઓ દ્વારા નક્કી થયેલી છે. સહશિક્ષણ સામાન્ય છે.

દર વરસે અમેરિકામાં ૨ાા અબજ ડોલર (૧૦ અબજ રૂપિયા) ખાસ પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચાય છે. વિશ્વવિદ્યાલયો અને કૉલેજો ૧,૩૮૦ છે અને એનું વાર્ષિક ખર્ચ ૭૦ કરોડ ડોલરનું છે. દરેક જાતનું વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, કળા, સાહિત્ય વગેરેનું શિક્ષણ એટલું વ્યાપક છે, કે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા ૨ાા કરોડની છે. ૬૦ લાખ વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણ લે છે.

દેશમાં ૨,૩૭૦ દૈનિકો, ૧૩,૦૦૦ સાપ્તાહિકો ૪,૦૦૦ માસિકો વગેરે મળી કુલ ૨૨,૦૦૦ પ્રકાશનો દર વરસે બહાર પડે છે, મોટાં અને નામાંકિત દૈનિકો કે માસિકોની તો લાખો નકલો બહાર પડે છે, કોઇ કોઇ દૈનિકના ગ્રાહકોની સંખ્યા ૫૦ લાખ જેટલી હોય છે, આ ઉપરથી ત્યાંની પ્રજા સાહિત્યમાં કેટલો રસ લે છે, એ જોઇ શકાય છે.

અમેરિકા જેવી વ્યવસ્થિત, સમૃદ્ધ અને વિશાળ લાયબ્રેરીઓ પણ કોઈ પણ દેશમાં નથી.

ફળદ્રુપ જમીન, સારો વરસાદ અને યાંત્રિક સાધનો દ્વારા ઊંડી ખેડથી અમેરિકાની ખેતી ખૂબ વિકાસ પામી છે. જંગલો કાપીને એણે ખેતીવાડીને લાયક જમીનો તૈયાર કરી છે, એમનો વિશાળ દેશ ધન, ધાન્ય, ફળોફૂલો અને અનાજથી ભરપૂર છે. જગતમાં આ બધી વસ્તુઓ પેદા કરવામાં મોખરે છે, પશુઓની સંખ્યા પણ ત્યાં ખૂબ જ મોટી છે; પરંતુ પશુઓ કરતાં વિશેષ સહકારતો વિજળી અને વરાળયંત્રોનો છે, ખેતીનું મુખ્ય સાધન એ જ છે, એમ કહીએ તો જરાય ખોટું નથી. ખેતીવાડીના શિક્ષણ માટે ઉત્તમ વ્યવસ્થા પણ છે. કુલ ખેતી માટે બે અબજ એકર જેટલી જમીનનો ઉપયોગ થાય છે. આ બે અબજ એકર જમીનમાં ૭૦ લાખ મોટાં વિશાળ ખેતરો છે, જેમાં યાંત્રિક મદદથી ખેડૂતો ખેતી કરે છે, ટેલિફોન–રેડિઓ દરેક માટે સુલભ છે. પશુ–ઉછેર ઇંડાંની પેદાશ, મધપૂડા, મરઘાં–ઉછેર, ઘોડા–ઉછેર, એવા અનેક ઉદ્યોગો ત્યાં પુષ્કળ છે. દૂધની પેદાશ મોટી હોવાથી ડેરીઓ પણ ખૂબ છે. ખેડૂતોની વાર્ષિક આવક ૮ અબજ ડોલર જેટલી ગણાય છે. ૧૯૩૫માં અમેરિકામાં બેકારોની સંખ્યા ખૂબ મોટી હતી અને એ આંકડો ૬૭ લાખનો હતો, પણ ૧૯૩૬માં એ સંખ્યા ઘટીને ૬૫ાા લાખની થઈ. સરકાર તેમને ભથ્થું આપતી હતી. હવે યુદ્ધને લીધે બેકારોની સંખ્યા ઘટી છે, બેકારી વધી હતી, એટલે યુરોપમાંથી વસવાટ કરવા આવનારને ત્યારે બંધી ફરમાવવામાં આવી હતી.

એની વાર્ષિક આવક ૧૯૪૫ ના આંકડા મુજબ નીચે પ્રમાણે હતીઃ

| જાત | પેદાશ વજન | કિંમત ડૉલર | પેદાશમાં જગતમાં નંબર |
|---|---|---|---|
| મકાઇ | ૨૫૭ દશ લાખ ક્વાટર (૪૬૦ રતલ) | ૧૩,૫૧૯ લાખ | ૧ લો |
| ઘઉં | ૭૫ ,, ,, | ૫,૧૭૪ ,, | ૩ જો |
| ઓટ્સ | ૧૧૯ ,, ,, (૩૨૦ રતલ) | ૩,૧૭૫ ,, | ૩ જો |
| બાર્લી (જવ) | ૩૫ ,, ,, (૪૦૦ રતલ) | ૧,૦૬૧ ,, | ૩ જો |
| કપાસ | ૨૩ લાખ ટન | ૫,૯૦૧ ,, | ૧ લો |
| કપાસિયા | ૪૩॥ ,, ,, | ૧,૪૮૧ ,, | ૧ લો |
| તમાકુ | ૫॥। ,, ,, | ૧,૩૭૦ ,, | ૨ જો |
| બટાટા | ૯૭૭ ,, ,, | ૧,૩૧૧ ,, | ૫ મો |
| મીઠા બટાટા | | ૫૮૬ ,, | |
| પશુ માટે લીલું ઘાસ | | ૩,૦૪૫ ,, | |
| સુકું ઘાસ | | ૬,૫૩૮ ,, | |
| સફરજનનાં ફળો | | ૧,૧૮૬ ,, | |
| ફળો | | ૧,૮૮૨ ,, | ૨ જો |
| પશુ અને વાછરડાં | ૭ કરોડ (સંખ્યામાં) | ૯,૧૪૨ ,, | ૨ જો |
| ડુક્કરો | ૮ કરોડ ,, | ૮,૮૮૧ ,, | |
| ઘેટાં અને બચ્ચાં | ।કરોડ ,, | ૧,૨૨૨ ,, | ૫ મો |
| મરઘાં | ૪॥ કરોડ ,, | ૩,૨૧૬ ,, | ૧ લો |
| ઇંડાં | | ૫,૮૧૫ ,, | |
| બીર-દારૂ | ૧૮ અબજ ગેલન | | ૧ લો |
| માખણ | ૯॥ લાખ ટન | | ૧ લો |
| દૂધ | | ૧૭,૧૫૨ લાખ | ૧ લો |
| નારંગી | ૨૨ લાખ ટન | | ૧ લો |
| લીંબુ | ૩ ,, ,, | | ૨ જો |
| સોયાવાલ | ૧૧ ,, ,, | | ૩ જો |
| અળસી | ૪ ,, ,, | | ૪ થો |
| લાકડાનો માવો- (કાગળ માટે) | ૪૨॥ ,, ,, | | ૨ જો |
| ઊન | ૨ ,, ,, | | ૨ જો |
| ઘોડા | ૧। કરોડ | | ૨ જો |

ઉપરના આંકડાઓ પરથી જોઈ શકાય છે, કે અમેરિકા લગભગ બધી ઉપયોગી વસ્તુઓમાં સરસાઇ ભોગવે છે.

અમેરિકામાં સાધારણ રીતે ચાર લાખનું સૈન્ય રહેતું હતું; પરંતુ હાલ યુદ્ધનો સમય હોવાથી તેણે લગભગ ૭૦ લાખ યુવાનોનું આધુનિક શસ્ત્રસામગ્રીથી સુસજ્જ અને અદ્યતન લડાયક કેળવણીથી કસાયેલું, વિશાળ સૈન્ય તૈયાર કર્યું છે. આમાંથી આજે લગભગ ૩૦ લાખનું સૈન્ય તો લડાઇના મોરચાઓ પર પહોંચી ગયું છે. લડાઇની એક ડિવિઝનને સાઠ હજાર વસ્તુઓની જરૂર રહે છે. આ સર્વે અમેરિકા પૂરું પાડી શકે છે.

૧૯૪૦ માં અમેરિકા પાસે ચાર હજાર વિમાનો હતાં. આ યુદ્ધમાં બ્રિટન તરફ અમેરિકાની સહાનુભૂતિ હોવાથી પોતાનાં કારખાનાંમાં લગભગ ૧૦ થી ૧૨ હજાર વિમાનો તૈયાર કરીને વેચ્યાં હતાં. આ મહાયુદ્ધ જીતવા વિમાનોની ખાસ જરૂર રહેશે, એમ ૧૯૪૨ માં અમેરિકાને લાગવાથી તેણે વિમાનો બનાવવાનાં સેંકડો કારખાનાંઓ ઊભાં કર્યાં છે. આમાં સૈન્યવાહક વિમાનો, શિકારી વિમાનો, ઊડતા કિલ્લાઓ, રક્ષક વિમાનો, મનવારની ચોકી કરનાર વિમાનો અને દસ હજાર માઇલની લાંબી મુસાફરી કરતાં વિમાનો તથા હજારો ટન ગોળાઓનો વરસાદ વરસાવનારાં વિમાનો બનાવાય છે. દર વરસે એક લાખ વિમાનો તૈયાર કરી શકાય તેટલાં વિપુલ સાધનો અમેરિકા પાસે છે. જર્મની દર વરસે ૨૫ હજારથી વધારે વિમાનો તૈયાર કરી શકતું નથી. તાલીમ આપીને આઠ લાખ વિમાનીઓ પણ અમેરિકાએ તૈયાર કર્યા છે. એ વિમાનો ચલાવવા અમેરિકન સ્ટિમરો મારફત પેટ્રોલ પણ પૂરું પાડવામાં આવે છે. જગતમાં ઉત્પન્ન થતા પેટ્રોલનો દસ આની ભાગ એકલા અમેરિકામાંથી જ નીકળે છે.

ચાલુ મહાયુદ્ધમાં બ્રિટનને મોટામાં મોટી શસ્ત્રસામગ્રી અને સૈન્યોની મદદ કરનાર અમેરિકા છે. ચાલુ વિશ્વયુદ્ધમાં મુખ્ય શસ્ત્રરૂપે વપરાતી રણગાડીઓની પેદાશ બીજા કોઇ પણ દેશ કરતાં ચારથી પાંચ ગણી થાય છે. પાંચથી માંડીને પચાસ ટન વજનની, લોખંડના સુરક્ષિત બખ્તરવાળી અને બેથી પંદર માણસો બેસી શકે એવી આ રણગાડીઓ વગર આધુનિક યુદ્ધ જીતી શકાય જ નહિ. લોઢાના મજબૂત કિલ્લા જેવી આ ટેન્કો ઊંચીનીચી અને ખાડાટેકરાવાળી જમીન તેમ જ ટેકરીઓ ઉપર પણ કલાકના ૩૦ થી ૬૦ માઇલની ઝડપે સહેલાઇથી દોડી શકે છે. અમેરિકાએ દર વર્ષે આવી એક લાખ રણગાડીઓ તૈયાર કરી જૂદાં જૂદાં રણક્ષેત્રોમાં મોકલવા માંડી છે.

યુદ્ધ જીતવા માટે મોટી તોપોની પણ ખૂબ જરૂર રહે છે, જ્યારે પર્વતોની અથવા સીમેન્ટની વીસ ફીટ જાડી દિવાલોમાં શત્રુઓના મોરચા ઉભા કરવામાં આવે છે, ત્યારે તેમનો નાશ કરવા પંદર માઇલ દૂરથી બે હજાર રતલના ગોળાઓ ફેંકનારી તોપોના મોરચા ગોઠવવા પડે છે. વિશાળ અને વજનદાર લોરીઓ ઉપર આ મહાકાય તોપો ફોડવામાં આવે છે. એ સિવાય ચાર મિલિમિટરથી માંડીને પંદર મિલિમિટર સુધીની હજારો તોપો બે રતલથી માંડીને બસો રતલના ગોળાઓ સાથે રણક્ષેત્રમાં મોકલાય છે.

યુદ્ધમાં લડતાં અમેરિકન સૈન્યો માટે હોસ્પિટલો, દવાઓ, ડૉકટરો, નર્સો, રસોડાંઓ, ભોજનની સામગ્રીઓ, તાર અને પોસ્ટ ઓફિસો, તંબુઓ, વસ્ત્રો, રેડિયાઓ, એન્જિનીયરો, પૂલ બાંધવાની દરેક સામગ્રી, રસ્તાના બાંધકામની સામગ્રીઓ, મોચી, દરજી, લુહાર એવી કંઇક નાની મોટી સાઠ હજાર જાતની જરૂરિયાતો પણ અમેરિકાને પૂરી પાડવી પડે છે. હજારો માઇલ દૂર હોવા છતાં એ બધું ચોક્કસ અને નિયમસર અમેરિકા પાર પાડે છે.

અમેરિકા આ યુદ્ધ પાછળ દરરોજ એક અબજ રૂપિયા એટલે વાર્ષિક ૩૬૫ અબજ રૂપિયા જેવડું જંગાવર ખર્ચ કરે છે. અમેરિકા પોતાના બીજા સાથીઓને યુદ્ધ માટે મોટી મદદ કરે છે. એના બદલામાં આપવા માટે રોકડાં નાણાં સાથીરાજ્યો પાસે ન હોવાને લીધે એ ધિરાણ અને પટ્ટાની યોજના પ્રમાણે બધાં મિત્રરાજ્યોને શસ્ત્રસામગ્રી અને સૈનિકોની મોટી મદદ આપે છે.

જગતના સોનાનો ૭૫ ટકા ભાગ અને ચાંદીનો ૫૦ ટકા ભાગ અમેરિકા પાસે છે. વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર અને ઉદ્યોગમાં અમેરિકા પ્રથમ નંબરે છે. ત્યાંના એક માણસની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૨,૪૦૦ જેટલી છે. જ્યારે હિંદમાં એક

માણસની વાર્ષિક આવક ૬૦ થી ૬૫ રૂપિયા જેટલી છે. આ પરથી એની સુખસમૃદ્ધિનો ખ્યાલ આવી શકશે. ખનીજની પેદાશમાં અમેરિકાનો નંબર પહેલો છે. ૩૬ કરોડ ડોલરનું લોઢું, ૬II કરોડ ડોલરનું તાંબુ, ૧૨ કરોડ ડોલરનું સોનું અને ૩I કરોડ ડોલરનું રૂપું નીકળે છે. ધાતુઓ સિવાયની ખનીજ પેદાશ ૩ અબજ ડોલરની છે, જેમાં ૭૦ કરોડ ડોલરની કિંમતનો કોલસો, એક અબજ ડોલર પેટ્રોલિયમ, ૨૩ કરોડ ડોલરની કિંમતનો હલકો કોલસો, ૪૨II કરોડ ડોલરની કિંમતનો કુદરતી ગેસ, ૧૨ કરોડ ડોલરની કિંમતની સીમેન્ટ વગેરે નીકળે છે.

ખેતીવાડીમાં, ઉદ્યોગોમાં અને ભૂસ્તરમાં, આખા જગતમાં અમેરિકા પ્રથમ નંબરે આવે છે.

**યુનિયન ઑફ સાઉથ આફ્રિકા :** ઈ. સ. ૧૯૦૯ માં ખાસ કાયદો પસાર કરી કેપ ઓફ ગુડ હોપ, નાતાલ, ટ્રાન્સવાલ અને ઓરેન્જ રીવર કોલોનીનું સંયુક્ત બન્યું છે. આ દેશ સંસ્થાનિક સ્વરાજ ભોગવે છે. બ્રિટનના સામ્રાજ્યમાં હોવા છતાં લગભગ સ્વતંત્રતા ભોગવે છે. બ્રિટનનો ગવર્નર જનરલ આ દેશમાં રહે છે, પણ તે શાસનની વચ્ચે માથું મારી શકતો નથી. કુલ સત્તા ત્યાંની પાર્લામેન્ટના હાથમાં છે. આ દેશે આફ્રિકાનો દક્ષિણ ભાગ રોકી દીધો છે. એનું ક્ષેત્રફળ ૪,૭૨,૫૫૦ ચો. માઇલનું છે. વસતીમાં યુરોપિયનો ૧૯,૨૮,૧૭૧ અને હબસીઓ સાઠ સીતેર લાખ જેટલા હશે. હબસીઓની ગણત્રી કરાતી નથી. એમને પશુતુલ્ય ગણવામાં આવે છે. હિંદીઓ બે લાખને સુમારે હશે, તેમને પણ કોઇ હક્કો આપવામાં આવતા નથી. ખેતીમાં પુષ્કળ અનાજ થાય છે. ખનીજોમાં સોનું (જગતમાં સૌથી વધારે), હીરા, કોલસો, તાંબુ અને ટીન થાય છે. રાજ્ય ધનવાન અને યુરોપીઅનોની સત્તા નીચે છે. પ્રજાજનો તરીકે યુરોપિયનોને હક્કો મળ્યા છે. હિંદીઓને પણ પશુઓની તુલ્ય ગણે છે. હુન્નરઉદ્યોગનો વિકાસ હવે થાય છે. કપાસ, લોઢું ઓછું હોવાથી વિકાસ આગળ વધતો નથી. બોઅર લોકોની વસતી વધારે છે. ડચ પિતા અને દેશી માતામાંથી બોઅરો જન્મ્યા છે.

**યુરોપ :** પૃથ્વીના આ ખંડમાં યુરોપિયન એટલે શ્વેતાંગ પ્રજા વસે છે. સંસ્કૃતિ, વિદ્યા, વિજ્ઞાન, શક્તિ, રસાયન અને બીજા ઉદ્યોગ, હુન્નર, વાણિજ્યમાં યુરોપની પ્રજા જગતમાં વિશેષ પ્રગતિશીલ છે. એ કદમાં બહુ નાનો ખંડ છે. એનું ક્ષેત્રફળ ૩૭II લાખ ચો. માઇલનું છે. તેમાં ગોરા પ્રજા ૫૨ કરોડ વસે છે. આ ખંડની લંબાઈ વધારેમાં વધારે ૩,૦૦૦ માઇલની અને વધારે પહોળાઇ ૨,૦૦૦ માઇલોની છે. એની ઉત્તરમાં ઉત્તર મહાસાગર અને પશ્ચિમમાં આટલાંટિક મહાસાગર છે. દક્ષિણમાં ભૂમધ્ય સમુદ્ર, કાળો સમુદ્ર અને કાસ્પીઅન સમુદ્રો છે. પૂર્વમાં કારા નદી, ઉરલ પર્વતોનો ઉત્તર ભાગ છે. યુરોપનો ઘણોખરો ભાગ સમુદ્રની સપાટીથી ૬૦૦ ફીટ ઊંચો છે. યુરોપમાં મુખ્ય પર્વત આલ્પ્સ છે. એનું મુખ્ય શિખર માઉન્ટ બ્લાન્ક ૧૫,૭૭૫ ફીટ ઊંચું છે. બીજો પર્વત પીરેનીઝ બીસ્કેના અખાતથી ભૂમધ્ય સમુદ્ર સુધી પ્રસરેલો છે. ૩૦૦ માઈલમાં એની ગિરિમાલા વ્યાપક છે. વિસુવીઅસ નામે જ્વાળામુખી છે. મુખ્ય નદીઓમાં ડાન્યુબ, પો, રાઇન, રોન, વેસર, એલ્બા, વીસ્ટુલા, નીસ્ટર, વોલ્ગા વગેરે છે. મોટાં સરોવરો રશિઆમાં લેક લાડોગા છે. લેક ઓનેગા, પેપસ વગેરે પણ છે. યુરોપની ઋતુ સાધારણ રીતે શિતલ ગણાય છે. કયાંક (ખાસ કરીને રશિયામાં) બરફ પુષ્કળ પડે છે. વરસાદ સાધારણ રીતે અનુકૂલ પડે છે, પણ ઓછોવત્તો છે. આખા વરસમાં ઓછોવત્તો વરસાદ પડે છે. યુરોપમાં વાઘ, સિંહ, ચિત્તા, ગેંડા, ઉંટ, હાથી, ઝેરી નાગ જેવા સર્પો વગેરે થતાં નથી. અનાજમાં ચોખા ઓછા થાય છે. કેળાં, આંબા, નારીએળ, બામ્બુ વગેરે વૃક્ષો થતાં નથી. યુરોપ ધર્મે ખ્રિસ્તી ધર્મના જુદાજુદા સંપ્રદાયો પાળે છે. યુરોપના મુખ્ય ઔદ્યોગિક દેશોમાં કોલસો, લોઢું પુષ્કળ નીકળે છે, આથી આ દેશો ફ્રાન્સ, જર્મની, રશિઆ, બ્રિટન, બેલ્જીઅમ, હોલાન્ડ વગેરે જગતના મુખ્ય ઔદ્યોગિક દેશો બન્યા છે. યુરોપમાં નાનાં મોટાં ૨૯ રાજ્યો છે. યુરોપમાં પુષ્કળ નદીમાર્ગે અને રેલ્વેથી વ્યવહાર અને વાણિજ્ય ચાલે છે. યુરોપ ધનવાન છે. આખા યુરોપમાં તુર્કી અને આલ્બેનીઆ આ બે મુસ્લિમ રાજ્યો છે. આખું જગત લગભગ મોટાં યુરોપિયન રાજ્યોની છાયા અને શાસન નીચે છે. અમેરિકા અપવાદરૂપે છે.





**રબ્બર :** ઝાડનો આ રસ છે. એમાંથી ગાડી, મોટરનાં ટાયરો અને અનેક પદાર્થો બને છે. જગતમાં અતિ ઉપયોગી વસ્તુ રબ્બર છે. રબ્બરની મુખ્ય પેદાશ મલાયા ખાતે થાય છે. દર વખતે ૪ લાખ ટન રબ્બરની નિકાશ કરાય છે. બીજે નંબરે ડચ પૂર્વ ઇન્ડિઝના દેશમાંથી દર વરસે ૨,૬૫,૦૦૦ ટન રબ્બરનો નિકાશ થાય છે. આ બંને દેશો જાપાને જીતી લીધા છે. લંકામાં દર વરસે ૫૦,૦૦૦ ટન રબ્બર થાય છે. હિંદમાં યુરોપિયન માલિકીના રબ્બરના બગીચાઓ છે. ૧૯૪૧માં કુલ ૧,૨૩,૩૫૩ એકરોમાં રબ્બરનું વાવેતર થયું હતું. તેમાંથી ૩,૫૫,૩૦,૩૬૯ રતલ રબ્બરની પેદાશ થઈ હતી. હિંદમાંથી આ રબ્બર યુરોપ ખાતે (મુખ્યત્વે ગ્રેટબ્રિટન ખાતે) ચડે છે. દર વરસે ૨૦ લાખથી ૨૨ લાખ રતલ હિંદમાંથી નિકાસ કરાય છે. આ રબ્બરનાં ખેતરોમાં ૩૧,૨૪૭ મજૂરો કામ કરતા હતા. પરદેશોથી હિંદમાં દર વરસે મોટી રકમની રબ્બરની વસ્તુઓની આમદાની થાય છે. ૧૯૪૧-૪૨ માં ૧૫૫ લાખ રૂપિયાની કિંમતની રબ્બરની વસ્તુઓ આયાત કરાઈ હતી. ૧૯૪૦-૪૧ માં કાચા રબ્બરની રૂપિયા ૬૧.૮૯ હજારની અને ૧૯૪૧-૪૨ માં રૂપિયા ૭૨.૭૭ હજારની નિકાશ હિંદમાંથી થઈ હતી. હિંદમાં એક અંગ્રેજ કંપની ડનલૉપ ટાયર કંપનીએ રબ્બર ટાયરનું કારખાનું કાઢયું છે.

## રમત ગમત :

**લૉન ટેનિસ**—આંતરરાષ્ટ્રિય લૉન ટેનિસ ફેડરેશન સાથે જોડાયેલ હિંદ લૉન ટેનિસ એસોસીએશન હિંદમાં ટેનિસનું નિયંત્રણ કરે છે.

અખિલ હિંદ લૉન ટેનિસ ચૅમ્પિયન્સ તરીકે ઇ. સ. ૧૯૪૩ માં મી. ઘાસમહમદ અને સ્ત્રીઓમાં મિસ લીલા રાવ, સિંગલમાં આવ્યા હતા. ડબલમાં ૧૯૪૩માં મી. ઇન્દુલકર અને જે. આર. ફૌલ તથા સ્ત્રીઓમાં મીસ લીલા રાવ અને મિસ. એમ. દુબાશ આવ્યા હતાં. મિશ્ર ડબલમાં ૧૯૪૩માં મિસ વૂડબ્રિજ અને ઇફિતકાર આહમદ વિરૂદ્ધ મિસ દુબાશ અને ઘાસ મહમદ આવ્યાં હતાં.

### અખિલ હિંદ લૉન ટેનિસ રેકિંગ લીસ્ટ ૧૯૪૧-૪૨-

૧ ઘાસમહમદ, ૨ ઇફિતકાર, ૩ એસ. એલ. આર. સોહની ૪ ડી. કે. બોઝ ૫ યુધિષ્ઠિર સિંઘ.

**"અ" વર્ગ.** સી. ડબલ્યુ. બેન્કર, ખસુસેન, રસિકકુમાર સિંહજી (વાંકાનેરવાળા) સોહનલાલ જે. એમ. મહેતા.

૧ મીસ લીલા રાવ, ૨ મિસ દુબાશ, ૩ મિસ કે. હાજી અને મિસિસ સિ. આસ્સી.

**'અ' વર્ગ.** મિસિસ સી. કાર્ગિન (મિસ હાર્વે જ્હોન્સ્ટન) મિસ હડિ, મિસ દુબાશ, મિસિસ સી. વી. એન. શાસ્ત્રી અને મિસિસ સી. માસી.

'અ' વર્ગનાં બધાં રમનારાંઓની રમત સીઝન દરમિયાન લગભગ એક સરખી હોવાથી કમિટીએ તેમને ચડ-ઉતર નંબર આપેલ નથી.

ઈંગ્લિશ ક્રિકેટ ટીમ પહેલ વહેલી હિંદમાં ૧૮૮૮-૯૦માં આવી હતી, જેના કેપ્ટન સી. એફ. વર્નન હતા. બીજી ટીમ ૧૮૯૩માં લોર્ડ હૉકની આગેવાની નીચે આવી હતી. ૧૯૦૨-૩ માં 'ઑક્સફર્ડ યુનિવર્સિટી ઓથેન્ટિકસ' ટીમ હિંદમાં આવી હતી. બીજી ટીમોમાં આર્થર ગિલિગનની સરદારી નીચે 'એમ. સી. સી. ટીમ, ૧૯૨૬-૨૭માં, ૧૯૩૩-૩૪માં ડી. આર જાર્ડીનની ટીમ, ૧૯૩૭-૩૮માં લોર્ડ ટેનિસનની ટીમ, વગેરે હિંદમાં આવી હતી.

ઇંગ્લેંડમાં જનાર હિંદી ટીમોમાં પારસી ટીમ પ્રથમ હતી. આ ટીમ ૧૮૮૬ અને ૧૮૮૮માં ઇંગ્લેંડ ગઈ હતી. પતિયાળાના મહારાજા પહેલી હિંદી ટીમને ૧૯૧૧માં ઈંગ્લેંડ લઇ ગયા હતા, આ ટીમમાં કર્નલ મિસ્ત્રી, પી. બાલુ, સલામુદ્દીન, ડૉ. કાંગા જેવા ચુનંદા ખેલાડીઓ હતા.

પહેલી અખિલ હિંદ ટીમ ૧૯૩૨માં પોરબંદરના મહારાજાની આગેવાની નીચે ઈંગ્લેંડ ગઇ, બીજી અખિલ હિંદ ટીમે ૧૯૩૬માં વિજિયાનગરના રાજકુમારની સરદારી નીચે ઇંગ્લેંડની મુલાકાત લીધી.

ઇંગ્લેંડમાં અખિલ હિંદ ટેસ્ટ-મેચો રમાયેલી જેમાં ૧૯૩૨માં ઇંગ્લેંડ ૧૫૮ રને જીત્યું હતું. અને ૧૯૩૬માં પણ ઇંગ્લેંડની ૯ વિકેટથી જીત થઇ હતી.

હિંદમાં રમાયેલી ટેસ્ટ મેચોમાં, મુંબઇમાં ૧૯૩૩-૩૪ માં ઇંગ્લેંડ ૯ વિકેટે જીત્યું. કલકત્તામાં પરિણામ 'ડ્રો'માં આવેલું મદ્રાસમાં ઇંગ્લેંડ ૨૦૨ રને જીત્યું.

મુંબઈનાં પાંચ જીમખાનાંઓ દર વર્ષે મુંબઇ પંચાંગી ક્રિકેટ ટુર્નામેન્ટ રમાડે છે. આખા દેશના હિંદુ, મુસલમાન, યુરોપિયન, પારસી તથા બાકીનાઓમાંથી રમનારાઓની પસંદગી કરાય છે.

ચતુરંગી ક્રિકેટ (મુંબઇના) વિજેતાઓમાં ૧૯૩૪માં અને ૧૯૩૫માં મુસ્લીમો અને ૧૯૩૬માં હિંદુઓ આવ્યા હતા.

**વ્યાયામ—**

હિંદનું વ્યાયામ ૧૯૨૪માં સ્થાપવામાં આવ્યું હતું અને તે ઇન્ડીઅન ઓલિમ્પિક એસોસીએશનના નિયંત્રણ હેઠળ છે. આ સંસ્થા આંતરરાષ્ટ્રીય ઓલિમ્પિક કમિટી સાથે જોડાયેલી છે.

વ્યાયામના કેટલાક રેકર્ડ નીચે મુજબ છે.

### પુરુષો

| પ્રકાર | જગતનો રેકર્ડ | જગતનો ઓલિમ્પિક રેકર્ડ | હિંદનો રેકર્ડ |
|---|---|---|---|
| ૧૦૦ મિટર દોડવાની શરત વખત | જે. ઑવેન્સ ( યુ. સ્ટે. અ. ) ૧૦.૨ સેકંડ | જે. ઓવેન્સ ( યુ. સ્ટે. અ. ) ૧૦.૨ સેકંડ: | પી. ડી. કર્ણિક (સંયુક્ત પ્રાંતો) ૧૦.૪ સેકંડ |
| ૧,૫૦૦ મિટર દોડવાની શરત વખત | જી. હિગ્ગ ( સ્વિડન ) ૩ મિ. ૪૫.૮ સે. | જે. ઈ. લવલોક ( ન્યુઝિલેન્ડ ) | ચાંદસિંગ ( પતિયાળા ) ૪ મિ. ૫.૪ સેકંડ |
| ૧૦,૦૦૦ મિટર દોડવાની શરત વખત | ટી. મીકી. ( ફીન્લેન્ડ ) ૨૯ મિ. ૫૨.૬ સે. | ઇલ્મોરી સાલિમિનત ( ફિન્લેન્ડ ) | રોનકસિંગ ( પતિયાળા ) ૩૨ મિ. ૨.૬ સેકંડ |
| મેરેથોન શરત વખત | કેટી સોન ( જાપાન ) ૨ ક. ૨૯ મિ. ૧૯.૨ | કેટી સોન (જાપાન) બર્લિન ૧૯૩૬ ૨ ક. ૨૯ મિ. ૧૯.૨ સે. | છોટાસિંગ ( પતિયાળા ) ૨ ક. ૪૩ મિ. ૪૩.૮ સે. |
| ૪૦૦ મિટર હર્ડલ્સ વખત | ગ્લેન હાર્ડિન ( યુ. સ્ટે. અ. ) ૫૦.૬ સે. | ગ્લેન હાર્ડિન ( યુ. સ્ટે. અ. ) ૫૦.૬ સે. | એમ. એમ. આહમદ (સંયુક્ત પ્રાંતો) ૫૭.૧ સેકંડ |
| ૫,૦૦૦ મિટર ચાલવાની શરત વખત | ઇ. બ્રુનો ( નોર્વે ) ૨૧ મિ. ૨.૮ સે. | | એ. કે. દત્ત ( બંગાળા ) ૨૬ મિ. ૩૦.૫ સેકંડ |
| લોંગ જમ્પ અંતર | જે ઓવેન્સ ( યુ. સ્ટે. અ. ) ૨૭ ફીટ ૨ ૭૫ ઇંચ | જે. ઓવેન્સ ( યુ. સ્ટે. અ. ) ૨૬ ફીટ ૮.૨૫ | નિરંજનસિંગ ( પતિયાળા ) ૨૨ ફીટ ૧૦ ઇંચ |
| પોલ વૉલ્ટ ઊંચાઇ | સી વોર્મર ડામ (યુ. સ્ટે. અ.) ૧૫ ફીટ ૧.૨ ઇંચ | અર્લમેડોઝ ( યુ. સ્ટે. અ. ) ૧૪ ફીટ ૨.૯ ઈંચ | અબ્દુલસફી ૧૨ ફીટ ૦.૯ ઈંચ |
| શોટ પુટ અંતર | જે. ટોરેન્સ ( યુ. સ્ટે. અ. ) ૫૭ ફીટ ૧ ઇંચ | હેન્સાવિલ્ક ( જર્મની ) ૫૩ ફીટ ૧.૮ ઇંચ | ઝહુર આહમદ ( પંજાબ ) ૪૫ ફીટ ૨ ઇંચ |

### સ્ત્રીઓ

| પ્રકાર | જગતનો રેકર્ડ | જગતનો ઓલિમ્પિક રેકર્ડ | હિંદનો રેકર્ડ |
|---|---|---|---|
| ૧૦૦ મિટર દોડવાની શરત વખત | એસ. વાલેસિવિઝ ( પોલેંડ ) ૬.૩ સેકંડ | | એમ સ્મિથ ( બંગાળા ) ૬.૬ સે. |
| ૪x૧૦૦ મિટર રિલે વખત | જર્મન ઓલિમ્પિક ટીમ ૪૬.૪ સે. | જર્મન ઓલિમ્પિક ટીમ ૪૬.૪ સેકન્ડે | બંગાળ ઓલિમ્પિક ટીમ ૫૨.૮ સેકંડ |
| લોંગ જમ્પ અંતર | કે. હિટોમિ ( જાપાન ) | કે. હિટોમી ( જાપાન ) ૧૯ ફીટ ૭.૪ ઈંચ | ઇ. માઇકલ ( સંયુક્ત પ્રાંતો ) ૨૫ ફીટ ૬.૨૫ ઇંચ |
| શોટ પુટ અંતર | જી. મોર મઝર ( જર્મની ) ૪૭ ફીટ ૨.૨ ઇંચ | જી. મોર મઝર ( જર્મની ) ૪૭ ફીટ ૨.૨ ઈંચ | એમ. ગિલ્બર્ટ ( મુંબાઇ ) ૩૧ ફીટ ૩.૧ ફીટ |
| જેવલિન થ્રો અંતર | ક્રે. વોલ્કહોસેન ( જર્મની ) ૧૫૪ ફીટ ૬ ઇંચ | એન. ગીન્ડેલા (યુ. સ્ટે. અ.) ૧૫૩ ફીટ ૩.૮ ઇંચ | મિસિસ વી. ઇસ્ટન (પંજાબ) ૯૩ ફીટ ૭.૮ ઇંચ |
| ડિકન્સ થ્રો અંતર | જી. મોર મઝર ( જર્મની ) ૧૫૮ ફીટ ૫.૮ ઈંચ | જી. મોર મઝર ( જર્મની ) ૧૫૮ ફીટ ૫.૮ ઈંચ | એમ. ગિલ્બર્ટ ( મુંબઇ ) ૯૨ ફીટ ૧૦.૪ ઇંચ |
| હાઇ જમ્પ ઊંચાઈ | ડી. ઓડમ ( ઇંગ્લેંડ ) ૫ ફીટ ૫.૮ ઇંચ | જે. એક (ઉરર્ગ્વે) મેકડિક્રિકશન ( યુ. સ્ટે. અ. ) બર્લિન ૧૯૩૬, ૫ ફીટ ૫ ઇંચ | ઉનાલ્યોન્સ ( પંજાબ ) ૪ ફીટ ૧૧ ઇંચ |

**ઓલિમ્પિક રમતો—**આ રમતની શરૂઆત ઇ. સ. પૂર્વે ૭૭૬ માં ગ્રીસ દેશમાં કરવામાં આવી હતી. ગ્રીસમાં ઓલિમ્પિક નામનો પર્વત આવેલો છે અને એ પર્વત પર દેવો વાસ કરે છે. એવી લોકોની માન્યતા હોવાથી પર્વત પર ઘણો અવરજવર રહેતો હતો. સમય જતાં ત્યાં એક નગર વસ્યું અને તેનું નામ ઓલેમ્પિયા પડ્યું. એ નગરમાં 'ઝિયસ' દેવના ઉત્સવ તરીકે દર ચાર વર્ષે આ રમતો રમવાની શરૂઆત થઇ, એટલે તેનું નામ ઓલિમ્પિક પડ્યું.

વર્ષો જતાં તેમાં વિવિધ પ્રકારની રમતો ઉમેરવામાં આવી અને આમ ખૂબ ધામધુમથી 'ઝિયસ' દેવનો ઉત્સવ ઉજવાતો હતો.

ઇ. સ. ના ત્રીજા સૈકામાં ગોથ લોકોએ રોમન સામ્રાજ્ય પર હુમલો કર્યો, ત્યારથી આ ઉત્સવની પડતી થઇ. રાજા ડોસીઅસે ઇ. સ. ૩૯૩ માં શાહી હુકમ કાઢીને આ રમત બંધ કરી દીધી.

આ રમતને સજીવન કરવાનો વિચાર એક ફ્રેંચ ઉમરાવ બેરન પિયરી દ કુબર્તિનને આવ્યો. દર ચાર વર્ષે રમવાની યોજના કાયમ રાખી પણ ખેલાડીઓ તથા રમતોના પ્રદેશને વધારે વિસ્તીર્ણ કર્યો.

એટલે આ માટે આંતર રાષ્ટ્રિય ઓલિમ્પિક કમિટીની સ્થાપના કરવામાં આવી છે. અત્યારે તેમાં ૪૮ દેશોનું પ્રતિનિધિત્વ છે.

### બીજી રમતો

પોલો : આર્જેન્ટિના
બાસ્કેટ બૉલ : યુ. સ્ટે. અ.
હૉકી : હિંદ
એસોસીએશન ફૂટ બોલ : ઇટાલી
હેન્ડબૉલ : જર્મની
મોડર્ન પેન્ટેથ્લોન : લેફટન્ટ જી.
હેન્ડિક : જર્મની

### 'ઓલિમ્પિક હૉકી'ના વિજેતાઓ

| | |
|---|---|
| ૧૯૦૮ ગ્રેટબ્રિટન | ૧૯૩૨ હિંદ |
| ૧૯૨૮ હિંદ | ૧૯૩૬ અખિલ હિંદ હૉકી ટીમે જર્મનીને ૮-૧ થી હરાવી જીત મેળવી. |
| ૧૯૨૯ ગ્રેટબ્રિટન | |

### 'આધુનિક ઓલિમ્પિક રમતો ક્યાં ક્યાં રમાઈ?'

| | |
|---|---|
| ૧૮૯૬ એથેન્સ | ૧૯૨૪ પારિસ |
| ૧૯૦૦ પેરિસ | ૧૯૨૮ આમ્સ્ટર્ડામ |
| ૧૯૦૪ સેંટ લૂઇ | ૧૯૩૨ લોસ એન્જિલિસ |
| ૧૯૦૮ એથેન્સ | ૧૯૩૬ બર્લિન |
| ૧૯૧૨ સ્ટોકહૉમ | ૧૯૪૦ હેલ્સિંગ ફોર્સ (લડાઇને લઇને મુલતવી રહી) |
| ૧૯૨૦ એન્ટવર્પ | |

ઇ. સ. ૧૯૪૪ માં આ રમતો લંડનમાં રમાવાનું નક્કી થયું હતું.

### કેટલાક તરવાના રેકર્ડ

| | | |
|---|---|---|
| ૧૦૦ મિટર ફ્રી સ્ટાઇલ | એફ. ઓસિક [ હંગેરી ] | ૫૭.૬ સેકંડ |
| ૧૦૦ મિટર બેક સ્ટ્રોક | એ. કીફર [ યુ. સ્ટે. એ. ] | ૧ મિ. ૫.૯ સેકન્ડ [ઓલિમ્પિક રેકર્ડ] |
| ૮૦૦ મિટર રિલે | જાપાન | ૮ મિ. ૫૧.૫ સેકંડ [ જગતનો રેકર્ડ ] |
| ૨૦૦ મિટર બ્રેસ્ટ સ્ટ્રોક | ટી. હમ્પેરો [ જાપાન ] | ૨ મિ. ૪૨.૫ સેકંડ [ઓલિમ્પિક રેકર્ડ] |

### સાઈકલની શરત

| | | |
|---|---|---|
| ૪,૦૦૦ મિટર | પર્સુટ [ફ્રાન્સ] | |
| ૧,૦૦૦ મિટર ટાઇમ-ટ્રાયલ | એ. જી. વાન વિલેટ [ હોલેંડ ] | ૧ મિ. ૧૨ સે. [ ઓલિમ્પિક રેકર્ડ ] |
| ૨,૦૦૦ મિટર | ટેન્ડેમ [જર્મની] | |
| ૧૦૦ કિલો મિટર રસ્તાની શરત | આર. ચેપેન્ટિયર | ૨ ક. ૩૩ મિ. ૫ સે. [ફ્રાન્સની ટીમ] |

### જાણવા જેવા કેટલાક રેકર્ડ

#### 'પેરેશૂટમાંથી જમ્પ'

પ્રખ્યાત વિમાની કિનોસ પૅરેશૂટની દોરી ખેંચ્યા પહેલાં ૨૦,૦૦૦ ફૂટથી નીચે પડયો. ત્યારપછી તે ૨,૦૦૦ ફીટથી ધીમે ધીમે પૃથ્વી પર આવતો ગયો.

#### 'સ્ત્રીઓના ઉડ્ડયનના રેકર્ડ'

**આટલાંટિકનું ઉડ્ડયન**–૧૯૩૨ની ૨૦-૨૧ મી મેએ યુનાઇટેડ સ્ટેટ્સની મિસિસ એમેલિયા ઇયર હાર્ટ પુટનામે હાર્બરગ્રેઇસથી આયર્લેન્ડ, આટલાંટિક આરપાર એકલા ઊડીને સ્ત્રીઓમાં અગ્રપદ મેળવ્યું. તેણે ૨૦૨૬.૫ માઇલનું અંતર ૧૩ ક. ૩૦ મિ. માં કાપ્યું હતું.

**વધારે સમય ઊંચે રહેવું**—મિસ ઇ. ટ્રાઉટ અને મેએ કેલિફોર્નિયામાં હવામાં ૧૨૩ કલાક રહીને જગતમાં સ્ત્રીઓ માટેનો રેકર્ડ નોંધાવ્યો છે.

**ઊંચાઈ**—મિલે હિલ્સ્ઝે (ફ્રાંસ) ૪૬,૯૪૮.૭૨૫ ફીટ ઊંચે જઇને ૧૯૩૬ માં જગતમાં નવો રેકર્ડ નોંધાવ્યો છે.

**ઝડપ**—જે કોચરેને (યુ. સ્ટે. અ.) ૧૯૩૭ ના સપ્ટેમ્બરની ૨૧ મીએ દર કલાકે ૨૯૨.૨૭૧ માઇલની ઝડપ મેળવી હતી.

**અટક્યા વિનાનું ઉડ્ડયન**–૧૯૩૮ ના મેની ૧૫-૧૬ મીએ ઓવનથી ઇરાક સુધી અટક્યા વિના ૨,૪૪૭.૭૨૮ માઇલ ઊડીને ફ્રાન્સની મિસિસ દુપીરોને આ રેકર્ડ નોંધાવ્યો છે.

**'સ્ટ્રેટોસ્ફિયરનું અવતરણ'**

૧. સોવિયેટ સ્ટ્રેટોસ્ફિયર બલૂન 'ઓસોવિયેખિમ' સિરિયસ [જાન્યુ. ૩૦, ૧૯૩૪] ૧૨.૮ માઇલનો રેકર્ડ નોંધાવ્યો છે.

૨. સોવિયેટ બલૂન યુ. એસ. આર. [ સપ્ટે. ૧૯૩૩ ] ૧૧½ માઈલનો રેકર્ડ નોંધાવ્યો છે.

**'જગતનું ઝડપી પરિક્રમણ'**

**૧૫૧૯-૨૨**—માગેલનનાં વહાણો સ્પેનમાંથી જગતનું પરિક્રમણ કરવા નીકળેલાં તે ૧,૦૮૩ દિવસે-૧૫૧૯ ના સપ્ટેંબરની ૨૦ મીથી ૧૫૨૨ ના સપ્ટેમ્બરની ૮ મીએ પાછાં આવ્યાં હતાં.

**૧૯૨૯**—જર્મન ડિરિજીબલ બલૂન ગ્રાફ ઝેપલિને ફ્રેડ્રિકશેફન (જર્મની) ૧૯૨૯ ના ઑગસ્ટની ૧૦ મીએ છોડયું અને લગભગ ૨૧,૭૦૦ માઇલનું અંતર કાપ્યું.

**૧૯૩૧**—વીલી પોસ્ટ અને હેરોલ્ડ ગેટ્ટીએ એરોપ્લેનમાં જગતનું પરિક્રમણ કર્યું હતું. (૧૫,૭૫૪ માઇલ) તેને ૮ દિવસ ૫૧ કલાક લાગ્યા હતા. ૨૩ જૂનના બપોરના ૪-૫૬ થી ૧ જુલાઇના રાતના ૮-૪૫.

**૧૯૩૩**—વીલી પોસ્ટ અને હેરોલ્ડ ગેટ્ટીએ એરોપ્લેનમાં જગતનું પરિક્રમણ કર્યું હતું. ૧૫ જુલાઇના દિવસે સવારે ૫ ક. ૧૦ મિ. થી ૨૨ જુલાઇ રાતના ૧૧ ક. ૫૯½ મિ. તેણે આશરે ૧૫,૫૯૬ માઇલની મુસાફરી કરી હતી.

**૧૯૩૮**—અમેરિકાના સુવિખ્યાત કરોડપતિ હાવર્ડ હ્યુજીસે ચાર મદદનીશો સાથે ન્યુયોર્કથી પૃથ્વીનું પરિક્રમણ કર્યું. તેણે ૩ દિવસ ૧૯ ક. અને ૮ મિ. ૧૦ સેકંડ જેટલા સમયમાં લગભગ ૧૪,૮૨૪ માઈલની મુસાફરી કરી હતી.

* * *

ચેસ ચેમ્પિયન્સ તરીકે ૧૯૨૧-૧૯૨૭ માં જે. આર. કેપાબ્લેન્કા (કયુબા), ૧૯૨૭-૧૯૩૪ માં એલેક્ઝાન્ડર એલેખિન (રશિયન), ૧૯૩૪-૩૫ મા એલેક્ઝાન્ડર એલેખિન (રશિયન), ૧૯૩૫-૩૬ મા ડૉ. યુવે (ડચ) અને ૧૯૩૭ માં ફરી એલેક્ઝાન્ડર એલેખિન (રશિયન) આવ્યો હતો.

ઇન્ડિયન ઑલિમ્પિક એસોસીએશનના ૧૯૪૨-૪૩ના પ્રમુખ તરીકે પતિયાળાના મહારાજાધિરાજ, ચેરમેન તરીકે ઑન. નલિની-રંજન સરકાર, માનદમંત્રી તરીકે પ્રિન્સિપાલ મોઇનુલ હક્ક વગેરે નિમાયા હતા.

## રશિયા :

જગતના પાંચમા ભાગની જમીન રોકી રશિયામાં ૧૭૨ જાતની પ્રજાઓ વસી છે.

આ દેશની ધરતીએ નવી નવી સત્તાઓનો અનુભવ કર્યો છે. સ્કાઇથિયન લોકોએ રશિયામાં સત્તા સ્થાપી. ઈસુના ત્રીજા સૈકામાં સોમેટિયન લોકોના હાથમાં રમી. સો વર્ષના ગાળા પછી ગોથેએ અને સરદાર એટીલાની સરદારી નીચે હુણોએ પણ રશિયાની ધરતીને ખૂંદી નાખી. એ પછી સ્લેવો, બલ્ગેરીઆ અને મોંગોલોનિયનો પણ આ ધરતીને ખોળે મહાલ્યા હતા. પશ્ચિમના તુર્કોએ પણ થોડા સમય માટે રશિયન ધરતીનું અન્ન ખાધું છે. એ પછી તો બીજી કેટલીએ સત્તાઓ આવી ને ગઇ, સંસ્કૃતિમાં થોડો થોડો ફેરફાર કરતી ગઈ, છતાં પણ યુદ્ધ, ખેતી, અને પશુપાલન સિવાય ચોથી કોઇપણ વસ્તુ ત્યાં આવી શકી નો'તી.

૧૬૯૮ માં ત્યાંના સમ્રાટ 'પીટર ધી ગ્રેટે' રશિયાની પ્રગતિને પગલે દોર્યું. યુરોપની સંસ્કૃતિ જોઇ 'રશિયા પણ આવું બને'ની મહત્ત્વાકાંક્ષા સેવવી શરૂ કરી. સમ્રાટ હોવા છતાં પણ મજૂરને વેશે સ્વિડનમાં વહાણ બનાવવાની કારીગરી શીખ્યો હતો. પીટરે રાજ્યમાં નવા ધંધા ખોલ્યા, અલબત્ત આ બધામાં રાજ્યની જ મિલ્કત વપરાતી હતી.

પીટર પછી પણ આ ધરતીને નશિબે શાન્તિ નો'તી. લોહીની તૃષ્ણા છીપી નો'તી. સત્તાઓ આવતી ગઇ ને પ્રજા વધારે ને વધારે એ ઘમસાણો વચ્ચે ભિંસાતી ગઈ.

એલેક્ઝાન્ડર પહેલાથી ઝારશાહીનાં મંડાણ થયાં. ત્રીજા ઝારનું ખૂન નિહિલ્ટ મંડળ દ્વારા થયું. ત્રીજા ઝારે આ ગુલામીનો નાશ કરવા ઈચ્છતી ટોળી ઉપર ખૂબ ક્રૂરતા વાપરી હતી, છતાં એનો નાશ ન કરી શકયો. સૌથી છેલ્લો ઝાર નિકાલસ એકંદરે સારો છતાં પણ નબળો રાજ્યકર્તા હતો.

ઇ. સ. ૧૮૯૮ માં બોલ્શેવિક મંડળીની શરુઆત થઇ. આને દબાવવા ઝારે ખૂબ પ્રયત્ન કર્યો હતો, છતાં સફળતા મળી નહિ. ૧૯૦૫ માં ઝારની સામે અરજ કરવા આવેલ ટોળા ઉપર ગોળીઓ વરસી. પ્રજાકિય પ્રવૃત્તિનું નામનિશાન ટાળવા જૂલ્મ ગુજાર્યો અને આજ અરસામાં જગતનું મહાયુદ્ધ મંડાયું.

રશિયા પાસે સાધન સામગ્રી હતી જ નહિ. આ કારણે મોટું સૈન્ય હોવા છતાં પણ જર્મન માર્શલ હિન્ડનબર્ગે તેમને પરાજય આપ્યો.

રશિયન પાર્લામેન્ટે ઝારને નમતું આપવા સૂચવ્યું. ઝારે ધૂતકારી કાઢયું. પરિણામે પ્રજાવાદીઓએ ઝારના કુટુંબને કારાગારમાં ધકેલ્યાં અને યુદ્ધ ચાલુ રાખવા જાહેરાત કરી; પરંતુ સૈનિકો કબૂલ થયા નહિ.

રશિયામાં અરાજકતા પ્રસરી. બીજી બાજુ જર્મનો પીટર્સબર્ગનું દ્વાર ઠોકતા હતા. રશિયાના સામ્યવાદીઓ યુદ્ધ બંધ કરવામાં માનતા હતા. આથી છૂપા વેશમાં લેનિનને જર્મનોએ રશિયામાં પહોંચાડયો. મારફાડ કે યુદ્ધ વગર રશિયન સરકાર એના તંત્ર નીચે આવી. જર્મની સાથે નામોશીભરી સંધિ સ્વિકારી ને મિત્રરાજ્યોનો રોષ વહોરી લીધો. મિત્રરાજ્યોનાં સૈન્યોએ રશિયાને ઘેર્યું; પરંતુ લેનિનના મિત્ર લીઓ ટ્રોટ્સ્કીએ કુશળતાથી રશિયન ધરતી ઉપરથી તેમને નસાડયા. બહારના અને અંદરના યુધ્ધે રશિયાનું હીર ચૂસી લીધું હતું.

૧૯૧૮ માં એક સામ્યવાદીએ ઝારના કુટુંબને ઠાર કર્યું. ઝારશાહી, મૂડીવાદ, જમીનદારી, શાહીવાદ, અંધશ્રદ્ધા, ધર્મ અને ધર્મગુરુઓને ઢોંગી બનાવી રશિયાનો ભાર હલકો કર્યો. જો કે જૂના થયેલ સંસ્કારોને મૂળથી જ ઊખેડી નાખવા માટે એમને ક્રૂર બનવું પડયું હતું. હૃદયને લોઢા જેવું રાખવું પડયું અને સફળતા મેળવવી પડી.

ગરીબ માબાપના બુદ્ધિશાળી પુત્ર લેનિને ઝારશાહીના અસહ્ય જૂલમો સહ્યા હતા. ૧૯૧૮ માં રશિયન સત્તા હાથમાં આવી અને દૂરદર્શી, ડહાપણ અને હિંસાથી સામ્યવાદને રસ્તે રશિયાને દોર્યું. ૧૯૨૪ માં લેનિનના મરણ પછી ત્યાંની કુલ સત્તા કઠણ કાળજાના અને પોલાદી મનાતા સ્ટેલિનના હાથમાં આવી.

અને રશિયામાં અસાધારણ પલ્ટો આવી ગયો. સ્ટેલિનની પંચવર્ષિય યોજનાની શરૂઆત થઈ. એણે મૂડીવાદનું નામનિશાન ન રાખ્યું. દેશની જમીનમાંથી બને એટલો કસ મેળવવાની

શરૂઆત કરી. બાળશિક્ષણ માટે ફરજિયાત કાયદા થયા. સ્ટેલિને બાળકો અને બીજે નંબરે શ્રમજીવીઓને રશિયાની દોલત ગણી. શ્રમજીવીઓ માટે સરસમાં સરસ જીવન ગૂજારવાની સગવડો થઈ અને "મહેનત કરો અને ખાવ"નું સૂત્ર વહેતું મૂક્યું. અત્યારે રશિયામાં ૧૩ કરોડ એકર જેટલી જમીનમાં વાવેતર થાય છે અને વાવણી માટેનો જગતમાં બીજો નંબર રશિયા લઇ લે છે. રશિયાનો પાક (ઇ. સ. ૧૯૩૩ માં) નીચે પ્રમાણે થયો હતોઃ

| પાક | હેક્ટર હજારની સંખ્યામાં | ટન |
|---|---|---|
| રાઈ | ૨૬,૨૦૦ | ૨૪,૧૯,૦૦૦ |
| ઘઉં | ૩૪,૬૦૦ | ૨૭,૭૫,૦૦૦ |
| જવ | ૭,૨૫૬ | ૭,૮૫,૦૦૦ |
| ઓટ્સ્ | ૧૬,૬૩૨ | ૧૫,૪૧,૦૦૦ |
| જુવાર | ૮,૮૫૦ | ૪,૮૨,૦૦૦ |
| બટાટા | ૬,૧૧૧ | ૫૦,૮૦,૦૦૦ |
| બક જાતના ઘઉં | ૨,૦૩૮ | ૧,૧૨,૦૦૦ |
| મકાઇ | ૩,૯૫૦ | ૪,૮૦,૦૦૦ |
| શણ, હેમ્પ શણ | ૩,૧૫૨ | ૧,૩૨,૦૦૦ |
| સૂરજમુખી | ૧,૩૨૧ | ૯,૦૦,૦૦૦ |
| કપાસ | ૨,૦૫૧ | ૧,૩૨,૦૦૦ |
| તમાકુ | ૯૮ | |

આ સિવાય પશુપાલનમાં આગળ વધ્યું. ૩ાા કરોડ ઘોડા, ૧ાા કરોડ ડુક્કર, ૫ાા કરોડ ઘેટાં અને ૪ાા કરોડ જેટલાં બીજાં જાનવરો પણ છે.

શહેરો અને ગામડાઓમાં ફેરફાર થયા. લશ્કરી સગવડની નીતિએ નવું બાંધકામ શરુ થયું. અલબત્ત આજના આ પરિણામ માટે ત્યાંની પ્રજાએ ઓછું નથી વેઠ્યું. બાળકો સિવાય બીજાં પ્રજાજનોને તો દૂધ મળવું મુશ્કેલ બન્યું હતું. અંગત જરૂરિયાતોને નજીવી બનાવી રાજ્યે રશિયાની સ્થિતિ સુધારવા નાણું એકઠું કર્યું છે.

| પ્રદેશ | વિસ્તાર માઇલમાં | વસતિ |
|---|---|---|
| આર. એસ. એફ. એસ. આર. (મુ. શહેર મોસ્કો) | ૭૬,૯૪,૭૧૫ | ૧,૧૩,૪૫,૦૦,૦૦૦ |
| યુક્રેન (મુ. શહેર કીવ) | ૧,૩૪,૩૦૩ | ૩૩,૦૧,૪૦૦ |
| સફેદ રશિયા (મુ. શહેર મિનસ્ક) | ૪૮,૭૫૧ | ૧૪,૩૦,૭૦૦ |
| ટ્રાન્સ કોકેશિયા (મુ. શહેર તીફ્લીશ) | ૭૧,૨૩૫ | ૭૧,૫૬,૦૦૦ |
| ઉઝબેક (મુ. શહેર ટાશ્કેન્ટ) | ૭૪,૨૮૬ | ૫૦,૪૪,૩૦૦ |
| તુર્કોમાન (મુ. શહેર આશ્ખાબાદ) | ૧,૮૯,૬૦૩ | ૧૨,૬૮,૬૦૦ |
| તાજીક (મુ. શહેર સ્ટેલિનગ્રાડ) | ૫૬,૬૦૮ | ૧૩,૩૨,૭૦૦ |

આતો ૧૯૩૩ની વસતી ગણત્રીના આંકડા છે; પરંતુ તે પછી રશિયાની વસતી ૧૭ાા કરોડ જેટલી થઇ છે.

પ્રજાનાં બાળકો માટે ત્યાં અસંખ્ય સ્કૂલો છે. સેંકડોની સંખ્યામાં કોલેજો છે અનેક ૨૦ જેટલી વિશ્વવિદ્યાલયો છે. શિક્ષણનું ધોરણ સામ્યવાદી છે.

ત્યાંની કોર્ટોમાં પ્રજાકિય તત્ત્વ મુખ્યભાગે આવી જાય છે. પોલીસ કડક તેમ જ જાશુસી વિભાગ સબળ બનતો ગયો છે. ચોરી અને સામ્યવાદી મંડળની વિરૂદ્ધતા આ બે ગુના અતિ ભયંકર લેખાય છે. બાકીના ગુના માટે સજા હળવી છે. કેદીઓ તરફ માનવતા બતાવવામાં આવે છે. છૂટથી અમુક વિસ્તારમાં હરીફરી શકે છે, તેમજ મજૂરી પણ આપવામાં આવે છે.

રશિયા ઉપરનું બીજુ દેવું, (બીજાં રાજ્યોનું) હતું. તે સામ્યવાદીઓએ ભરવાનો ઈન્કાર કર્યો છે, ને 'યેન ન પ્રકારેણ' બીજાં સામ્રાજ્યોમાં સામ્યવાદ ફેલાવવાનું શરૂ કર્યું. આથી સામ્રાજ્યવાદીઓ, બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સ તેનાં દુશ્મન બની બેઠાં.

ચારે બાજુ ઉભરાતા દુશ્મનથી ઘરનું રક્ષણ કરવા માટે રશિયાએ પોતાના યુવાનોને હવાઇ, સામુદ્રિક અને જમીનમાગના યુદ્ધમાં પ્રવીણ બનાવ્યા. જાપાન અને રશિયાની પરસ્પર કડવાશ છતાં પણ બંને રાષ્ટ્રોએ ૧૯૪૦ માં અનાક્રમણના કરારો કરી લીધા છે.

૧૯૩૯ સુધીમાં તો રશિયા યૌવનવંતું બન્યું. દરેકે દરેક ક્ષેત્રમાં હરીફાઈમાં રહેવા લાગ્યું. એણે યાંત્રિક દળો વધાર્યાં. એક કરોડ સૈનિકોને પૂરો પડે એટલો યુનિફોર્મ પણ તૈયાર થયો.

બીજી બાજુ જર્મની અને ઇટાલી ચળવળી ઊઠયાં. જર્મનીના હિટલરે જગતની શેતરંજ ઉપર પાસા નાખવાની શરૂઆત કરી. રશિયા સાથે કાચા પાકા માલની વ્યવસ્થા કરી મિત્ર બનાવ્યું.

અને ૧૯૩૯ માં જર્મની યુદ્ધમાં ઉતરી પડયું. છેક રશિયાની ધરતી આવી પહોંચી, ત્યાંસુધી મિત્રતા અખંડ રહી. મિત્ર રાજ્યોને નામોશીભરી હારો અને ખોટ મળ્યાં, મળતાં ગયાં.

૧૯૩૮ માં સ્ટેલિને જગતને ચમકાવ્યું. જુના, એનાથી પણ જુના સામ્યવાદી ૨૧ સાથીદારોને કારાગરમાં પૂર્યા. રાજ્ય વિરૂદ્ધ કાવતરાનો આરોપ મૂકી ફાંસી આપવામાં આવી. રાયકોફ અને બુખેરીન જેવા જગવિખ્યાત સામ્યવાદીઓ પણ આમાં હતા. ટ્રોટ્સ્કીનું પણ મેકસિકોમાં ખૂન થયું. સ્ટેલિન હવે નચિંત હતો.

યુદ્ધ દિવસોદિવસ જલદ બન્યું. જર્મન વિજેતાઓનો પંજો છેક રશિયાની સરહદ સુધી લંબાયો અને ૧૯૪૧ માં તો જગતને થંભાવી નાખતું રશિયા જર્મનીનું, પરસ્પરનું યુદ્ધ આવી ઉભું. હિટલરનાં વિજેતાદળો રશિયન ધરતી પર ઉમટી પડયાં. રશિયા જર્મની જેવા બળવાન વિજેતા સામે તૈયાર નો'તું. છતાં પણ લડતું ગયું. જે જે પ્રદેશ મૂકવા પડયા, ત્યાં ત્યાં ધીકતી ધરા કરતા ગયા. આ દરમિયાન સ્વાર્થની ખાતર અમેરિકા અને બ્રિટને રશિયાને મદદ આપવા માંડી છે.

આ મદદ અને સ્ટેલિનની બુદ્ધિ કુશળતા, જ્યારે જર્મનો સ્ટેલિનગ્રાડના દરવાજા ખખડાવતા હતા, ત્યારે અસરકારક નીવડી. લાલ સેનાએ જર્મનોને પીછેહઠ કરવાની ફરજ પાડી. આજ આ સાહસિક પ્રજાએ પોતાના દેશને ખૂણેખૂણેથી જર્મનોને શોધી કાઢી મૂકયા છે. વિશ્વવિજેતા બનવાનું હિટલરનું સોનેરી સ્વપ્ન વિલિન કરી મૂકયું છે અને વિશ્વયુદ્ધના વિજયનું માન ખાટી જાય છે. હજુ પણ જર્મની સાથે યુદ્ધ ચાલુ છે.

**રસાયનોના ઉદ્યોગો :** મહાયુદ્ધને લીધે હિંદના કેટલાક ઉદ્યોગોનો વિકાસ થયો છે. તેમાં રસાયનોનો ઉદ્યોગ પણ સાધારણ વિકાસ પામ્યો છે. હિંદના ઉદ્યોગોના વિકાસ માટે રાસાયનિક વસ્તુઓની મોટી આવશ્યકતા રહેશે. હમણાં સુધી આ વસ્તુઓ મોટા પ્રમાણમાં પરદેશોથી આયાત થતી હતી; પરંતુ હિંદમાં એ માટેની સર્વે કાચી વસ્તુઓ પ્રાપ્ત થાતી હોવાથી રાસાયનિક વસ્તુઓનું ઉત્પાદન જેટલા પ્રમાણમાં જોઈએ, તેટલા પ્રમાણમાં કરી શકાય તેમ છે. વિશ્વયુદ્ધ ચાલે છે તે દરમિયાન રાસાયનિક વસ્તુઓની પરદેશોથી થતી આમદાની બંધ થઈ ગઇ છે. આથી એ વસ્તુઓના ભાવો ખૂબ વધી ગયા છે. યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો માટે પણ રાસાયનિક પદાર્થોનો મોટો ખપ પડે છે.

આપણે ત્યાં જે મુખ્ય ઉદ્યોગો સ્થપાયા છે, તેમને માટે સોડાના મિશ્રિત પદાર્થોની ઘણી જરૂર પડે છે. કાગળ, કાપડ, લાકડું, ચામડું, કાચ, સાબુ, એનેમલનાં વાસણો, પોલાદ, યુદ્ધનો સ્ફોટક દારૂગોળો, ધાતુઓ, ધોળાઇ, દવાઓ વગેરે દરેક વસ્તુ રસાયનોની મદદ વગર બની શકતી નથી. રસાયનો એનું મુખ્ય અંગ છે. પરદેશોથી હિંદમાં સોડાની વસ્તુઓ ૧૯૨૩–૨૪માં ૧૧ લાખ હંડ્રવેટની હતી. ૧૯૩૮–૩૯ માં ૨૧ લાખ હંડ્રવેટની થઇ હતી. દશ વરસોમાં એની આમદાની હજી પણ બેવડાશે. આમાં સોડાએસની આમદાની ૧૪ લાખ હંડ્રવેટ, કૉસ્ટીક સોડાની ૪॥ લાખ હંડ્રવેટ, સોડિયમ બાઈ-કાર્બોનેટ, સોડિયમ સલ્ફાઇટ, ગ્લૉબર્સ સૉલ્ટ સોડિયમ બોરેટ, સોડિયમ સિલિકેટ વગેરેની પણ આમદાની થાય છે.

હિંદના ૭ હજાર માઇલના કિનારા ઉપર અઢળક મીઠું પડયું છે. આ મીઠામાંથી અનેક રસાયનો બને છે. હિંદમાં મીઠાનો ઉપયોગ વ્યક્તિ દીઠ માત્ર ૧૩ રતલનો વાર્ષિક એવરેજ આવે છે. યુરોપના દેશોમાં દર મનુષ્યે એવરેજ ૩૦ રતલ મીઠું આવે છે. પરદેશોમાં મીઠાનો ઉપયોગ ઔદ્યોગિક પદાર્થો જેવા કે સોડા એસ, માછલીઓ આંથવામાં, કાપડ, કાગળ, સાબુન કાચ, ધાતુના ઉદ્યોગો વગેરે માટે થાય છે, હિંદ મીઠા માટે પણ પરદેશો ઉપર આધાર રાખતું હતું; પરંતુ હવે એડન સિવાય બીજા પરદેશોથી હિંદમાં મીઠું આયાત કરાતું નથી.

હિંદમાં પણ મીઠામાંથી રસાયનિક પ્રતિક્રિયામાંથી સોડા-એસ અને બીજી બનાવટો બનાવવા માટે કેટલાંક કારખાનાંઓ છે, તેમાં ઓખાબંદર (કાઠિઆવાડ) ઉપર મેસર્સ તાતાનું અને પંજાબમાં ઇમ્પિરીઅલ કેમિકલ વર્ક્સ (યુરોપિયન) એ બે મુખ્ય છે. ધ્રાંગધ્રા આલ્કલી વર્ક્સ અને બીજાં થોડાં કારખાનાંઓ પણ સ્થપાયાં છે; પરંતુ હજી એવાં અનેક કારખાનાઓની દરકાર છે. યુદ્ધ પછી એવાં કારખાનાંઓનો વિકાસ થશે.

હિંદના ઔદ્યોગિકરણ માટે સલ્ફ્યુરિક એસિડની પણ મોટી જરૂર છે. એના માટે ૪૭,૦૦૦ ટન ગંધક દર વરસે આયાત કરવો પડે છે. હિંદની જમીનમાં બલુચિસ્તાનમાં અને બીજે ગંધક નીકળ્યો છે. યુદ્ધ પછી એ પરતંત્રતા બંધ પડવી જોઈએ. હમણાં પણ સલ્ફ્યુરિક એસિડ બનાવવાનાં નાનાં નાનાં વીસ કારખાનાંઓ હિંદમાં છે. આ ઉદ્યોગ માટે હિંદમાં વિશાળ ભવિષ્ય છે.

હિંદમાં બીજી મુખ્ય જરૂરિયાત એમોનિયા સલ્ફેટની છે. એની પરદેશોથી આમદાથી કૂદકે અને ભૂસકે વધતી જાય છે. ૧૯૩૮–૩૯માં એની આયાત ૨૫,૩૪,૦૦૦ હંડ્રવેટની થઈ હતી. હિંદનાં લોઢાનાં કારખાનાંઓમાં એની પેદાશ છે. દક્ષિણમાં બનાવટી એમોનીઆ પણ બને છે. સૂપરફૉસ્ફેટિક ખાતર અને પોટાસની બનાવટો પણ હિંદમાં બની શકે છે. હિંદમાં એને માટે વિશાળ ક્ષેત્ર છે. કેલ્સીઅમ કારબાઇડમાંથી સાઇનેમાઇડ (Cynamide) પણ બની શકે છે.

પાણી સાફ કરનાર રસાયન ક્લોરિન અને વસ્ત્રો ધોનાર બ્લીચિંગ પાઉડર પરદેશોથી આયાત કરાય છે. ક્લોરિનમાંથી બ્લીચિંગ પાઉડર બને છે. આ બંનેની બનાવટમાં સસ્તી વિદ્યુતશક્તિનો હિંદમાં હવે વિકાસ થતો જાય છે. આનો વિકાસ ચાલુ છે.

સોડિયમ બાઇક્રોમાઇટ અને પોટેશીઅમ બાઇક્રોમાઇટ હિંદમાં બનાવવા પાંચ કંપનીઓ છે. હજી પણ થોડો અવકાશ છે. છાપવાની શાહી, અસ્વચ્છતા દૂર કરનારા પદાર્થો (Disinfectants) પણ સાધારણ પ્રમાણમાં હિંદમાં બને છે. રંગો અને પેઈન્ટ્સ (Paints) નાં કારખાનાંઓ સ્થપાયાં છે, પણ હજી બાળદશામાં છે. રંગો પરદેશોથી મોટા પ્રમાણમાં આયાત થાય છે. ૧૯૩૯–૪૦ માં ૨૮૭ લાખ, ૧૯૪૦–૪૧માં ૪૩૫ લાખ અને ૧૯૪૧–૪૨માં ૫૦૪ લાખ રૂપિયાના રંગો આયાત થયા હતા.

આપણા ઉદ્યોગોને માટે ગ્લીસરીન, સોડા કાર્બ, સલ્ફ્યુરિક એસિડ વગેરે રસાયનિક પદાર્થો જરૂરના છે. ખાતરોની પણ આપણી ખેતી માટે એટલી જ મોટી જરૂર છે. હિંદમાં ગયા મહા વિશ્વયુદ્ધના વખતે મ્યુનિસન બૉર્ડે અગીઆર જાતના એસિડો તૈયાર કર્યા હતા. સલ્ફ્યુરિક એસિડ, નાઇટ્રિક એસિડ, આલ્કોહોલ, ફટકડીનાં મિશ્રણો, બ્લીચિંગ પાઉડર, ટંકણખારની બનાવટો, કેલ્સીઅમનાં મિશ્રણો, કોલટાર, મેગ્નેશીઅમ, પોટેસીઅમ, સોડિયમ અને ઝીંકની બનાવટો હિંદમાં તૈયાર થતી હતી; પરંતુ પાછળથી હરીફાઇમાં એની હિંદી બનાવટો ટકી શકી નહિ.

સલ્ફ્યુરિક એસિડ હિંદમાં મોટી રકમનો બની શકશે. ૧૯૩૯ માં ૧૮,૦૦૦ ટન અહીં બન્યો હતો. દર વર્ષે ૨,૦૦૦–૩,૦૦૦ ટન પરદેશોથી આયાત થાય છે. ખાતરો, ડીસઇન્ફેક્ટંટો, તેલ, વારનીસના ઉદ્યોગો અને સેન્ટો વગેરે રાસાયનિક પદાર્થોમાંથી બને છે. આપણે ત્યાં યુદ્ધ પછી એ ઉદ્યોગોનો વિકાસ થશે. સાથે રાસાયનિક ઉદ્યોગોનો પણ વિકાસ થવાની જરૂર છે. પરંતુ યુદ્ધ પછીના નવા ઉદ્યોગોને રક્ષણ મળવાની જરૂર છે. નહિ તો પરદેશી હરીફાઈ એને કચરી નાખશે. આપણે ત્યાં વિજ્ઞાનના, વિદ્યુત, યંત્રશાસ્ત્ર અને રસાયન શાસ્ત્રના વિકાસની આવશ્યકતા છે.

**રસ્તાઓ :** હિંદમાં પાકી સડકો, કાચી સડકો અને કેડીઓ એમ ત્રણ પ્રકારના જમીનમાર્ગો છે. રેલ્વેની પાકી સડકો માત્ર રેલ્વેના વ્યવહાર પૂરતી જ રખાય છે. ગામડાંઓમાં માલ પહોંચાડવા, ત્યાંથી માલ લાવવા હિંદમાં સડકોની ઘણી જરૂર છે. મોગલ સમયમાં પણ સડકો હતી; પરંતુ અંગ્રેજી અમલ દરમિયાન એની ખીલવણી થઈ છે. સડકો જાહેર બાંધકામ ખાતું અને સાંસ્થાનિક લોકલ બૉર્ડો તથા મ્યુનિસિપાલિટીઓના હાથ નીચે હોય છે. હિંદમાં ત્રણ મુખ્ય પાકી સડકો આખા હિંદમાં પાંચ હજાર માઇલો સુધી વ્યાપક છે. મોટરો અને

લોગીઓનો ઉપયોગ વધ્યાથી સડકોની કિંમત સમજાઇ છે. હિંદી સરકારે સડકોના વિકાસ માટે "રોડ ડેવેલપમેન્ટ કમિટી" નીમી છે. પેટ્રોલ ઉપર કરવેરો નાખી એનો ખર્ચ નિભાવાય છે. દર ગેલને ૧ આના કર લેવાય છે. યુદ્ધ પછી રસ્તા ખિલવણી માટેની ૪૫૦ કરોડ રૂપિયાની મોટી યોજના તૈયાર થઈ, તે ઉપર વિચાર થઇ રહ્યો છે. હિંદનાં સાત લાખ ગામડાંઓમાંથી સારો ભાગ રસ્તાઓ વગરનો છે. હિંદમાં કુલ રસ્તા ૧૯૩૯માં ૨,૮૫,૩૧૩ માઈલના હતા, તેનો ચાલુ નિભાવ મોટે ખર્ચ કરવો પડે છે.

હિંદમાં સડકો નીચે મુજબ હતી.

| વરસ | પાકી સડકો | કાચી સડકો |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૭૭,૧૧૦ | ૧,૯૮,૮૫૦ |
| ૧૯૩૫–૩૬ | ૮૨,૨૭૬ | ૨,૨૪,૩૮૫ |
| ૧૯૩૬–૩૭ | ૮૨,૨૯૯ | ૨,૩૧,૮૮૨ |

**એ સડકો ઉપર વાર્ષિક ખર્ચ—**

| | લાખ રૂ. | | લાખ રૂ. |
|---|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૬૦૧.૩ | ૧૯૩૭–૩૮ | ૬૪૧.૦૫ |
| ૧૯૩૮–૩૯ | ૮૬૨,૦૨ | | |

બ્રિટિશ હિંદમાં હાલ ૩ લાખ માઇલ જેટલી સડકો છે. ૧,૦૦૦ માણસોની વસતીવાળાં બધાં ગામડાંઓમાં સડકો બંધાવાની જરૂર છે. સડકોના રક્ષણ માટે રબ્બર ટાયરનો ઉપયોગ વધવાની જરૂર છે. આથી હિંદમાં રબ્બર ટાયરના ઉદ્યોગનો પણ વિકાસ થશે. કાચી સડકો ચોમાસામાં બગડી જાય છે. તેમને પણ પાકી બનાવવાની જરૂર છે.

**રાઇ :** એ કરીઆણાના ઝીણા દાણા દરરોજની રસોઈમાં વપરાય છે. હિંદમાં એનો પાક લગભગ ૯ લાખ ટન જેટલો થાય છે; પરંતુ પરદેશો ખાતે તો બહુ થોડી રાઇનો નિકાસ થાય છે. ૩,૦૦૦ થી ૫,૦૦૦ ટન માત્ર પરદેશો ખાતે ચડે છે. બાકી હિંદમાં વપરાઈ જાય છે. એના ગુણો કડવી, ઉષ્ણ, પિત્તકર, દાહકારક, તીખી અને અગ્નિદીપક છે. વાયુ, ગુલ્મ, કફ, શૂળ, વ્રણ, કૃમિ અને કોઢની નાશક છે. જ્યાં પણ દુઃખાવો હોય ત્યાં રાઇનું પ્લાસ્ટર લગાડે છે.

**રાજકોટ :** કાઠિઆવાડના આ નાના રાજ્યમાં જાડેજા રાજપુતનું રાજ્ય છે. મહાત્મા ગાંધીજીના પિતા એ રાજ્યના દિવાન હતા. એનું ક્ષેત્રફળ ૨૮૨.૪ ચોરસ માઇલનું અને વસતી ૧,૦૩,૧૦૦ માણસોની છે. એની પેદાશ આશરે દશેક લાખ રૂપિઆ જેટલી વાર્ષિક છે. રાજકોટ શહેર મોરબી રેલ્વે, જામનગર રેલ્વે અને જુનાગઢ રેલ્વેનું મુખ્ય જંકશન છે. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ પણ રાજકોટ ખાતે રહે છે. મુખ્ય પેદાશ ખેતીની છે. રાજકોટમાં એક કાપડ વણવાની મીલ છે. ૪૦ સાબુનનાં કારખાનાં, ૨ બરફનાં કારખાનાં, ૧૩ ધાતુનાં કારખાનાં છે, ૭ લાકડાં કાપવાનાં કારખાનાં છે. રાજકુમારોના અભ્યાસ માટે રાજકુમાર કોલેજ છે.

**રાજપુતાના :** હિંદના મધ્યભાગમાં ૧,૩૦,૦૦૦ ચો. માઈલોનું ક્ષેત્રફળ ધરાવતા આ પ્રદેશમાં અનેક દેશી રાજ્યો આવ્યાં છે, આમાં ૨૦ દેશી રાજ્યો છે. સિંધ, પંજાબ, સંયુક્ત પ્રાંતો અને મધ્ય પ્રાંતની વચ્ચે એ પ્રદેશ આવ્યો છે. ૧૭ રજપુત રાજ્યો અને ૧ ટોંકનું નવાબનું રાજ્ય છે. ૨ જાટનાં રાજ્યો (ભરતપુર અને ધોલપુર) એમાં છે. અજમેર મેરવાડાના નાના વિભાગમાં ના. સમ્રાટના એજન્ટ (એજન્ટ ટુધી ગવર્નર જનરલ) રહે છે. આખા પ્રદેશમાં અરવલ્લીનો પહાડ રાક્ષસની પેઠે લાંબો થઈ પડયો છે. રાજપુતાનાનો કેટલોક ભાગ રણનો પ્રદેશ છે. સાધારણ રીતે આ પ્રાંતમાં ગરમી ઘણી અને વરસાદ ઓછો રહે છે. ખેતી માટે આ પ્રાંત મોટો ગણાય. આ પ્રાંતમાં ૧,૫૭૬ માઇલની રેલ્વે છે. તેમાં ઘણી ખરી રાજ્યોની આંગત માલિકીની છે. આખા પ્રદેશમાં રાજસ્થાની બોલી બોલાય છે. ઉદેપુર, જોધપુર, બિકાનેર, ભરતપુર, જેસલમેર, જયપુર કીસનગઢ, બુંદી, કોટા, ટોંક, શાહપુરા, પરતાપગઢ, ડુંગરપુર, શીરોહી, કરૌલી, ધોળપુર, વગેરે દેશી રાજ્યો એમાં છે.

**રાજ્યક્રાંતિઓ :** જગતમાં કેટલીક જાણવા જોગ રાજ્યક્રાંતિઓ થઈ છે.

**અંગ્રેજ રાજ્યક્રાંતિ**—બ્રિટનના લોકોએ રાજા જેમ્સ બીજાની સામે બળવો કર્યો. ઇ. સ. ૧૬૮૮.

**અમેરિકન**—બ્રિટિશ સત્તાનો પરાજય કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું (૧૭૫૮–૮૧)

**ચીનની રાજ્યક્રાંતિ**—મંચુ વંશના બાદશાહને પદભ્રષ્ટ કરી સુનયાતસેને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું (ઇ. સ. ૧૯૧૧).

**જર્મન રાજ્યક્રાંતિ**—કૈસરને પદભ્રષ્ટ કરીને ૧૯૧૮માં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. ૧૯૩૩માં નાઝીવાદની સત્તા થઈ. ૧૯૪૪માં ભવિષ્યના પેટમાં કાંઇ થવાની ગોઠવણો ચાલે છે.

**ગ્રીક રાજ્યક્રાંતિ**—૧૯૨૧ થી ૧૯૪૪ માં ત્રણેક વખત રાજ્યક્રાંતિઓ થઇ છે.

**તુર્કી રાજ્યક્રાંતિ**—૧૯૦૪ માં ૧૯૨૨ માં રાજ્યક્રાંતિઓ થઈ છે. હવે તુર્કી પ્રજાસત્તાક રાજ્ય છે.

**રશિયનક્રાંતિ**—૧૯૧૮ માં ઝારના રાજ્યનો અંત આવ્યો. સામ્યવાદીઓનું શાસન ચાલુ છે. ૨૫ વરસના આ સામ્યવાદી શાસને રશિયાની પ્રજાને ભારે બળવાન અને ઔદ્યોગિક તેમ જ યાંત્રિક ખેતીવાળી બનાવી છે.

**સ્પેનની ક્રાંતિ**—૧૯૩૬–૩૭ માં રાજા આલ્ફેન્સોને પદભ્રષ્ટ કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું. ૧૯૩૭–૩૮ માં સ્પેનમાં જનરલ ફ્રાન્કોની ફેશીસ્ટ સત્તા આવી.

**હુંગેરીની રાજ્યક્રાંતિ**—૧૯૨૨ માં થઈ. ત્યાં સામ્યવાદ સ્થપાયો. પરંતુ હવે અમીરોની આગેવાની નીચે પ્રજાસત્તાક રાજ્ય છે.

આ રીતે બાલ્ટિક રાજ્યોમાં પણ રશિઆની સત્તા ગઇ હતી. તે સ્થળે પ્રજાસત્તાક રાજ્યો આવ્યાં હતાં. જર્મનીએ ૧૯૪૧ માં એમને જીતી લીધાં હતાં. પાછાં રશિઆએ જીતી લીધાં છે. બાલ્કન રાજ્યોમાં પણ પુષ્કળ રાજ્યક્રાંતિ થઈ હતી. દક્ષિણ અમેરિકાના રાજ્યોમાં પણ વારંવાર રાજ્યક્રાંતિઓ ચાલુ થાય છે.

**રાષ્ટ્રસંઘ (લીગ ઑફ નેશન્સ) :** ગયા વિશ્વયુદ્ધ પછી પ્રેસિડેન્ટ વિલ્સન (યુ. સ્ટેટ્સ)ની રાહબરી નીચે જીનીવા ખાતે રાષ્ટ્રસંઘની સ્થાપના થઈ છે. ૧૯૨૦ ની જાનેવારીમાં રાષ્ટ્રો વચ્ચે સુલેહ શાંતિ જાળવવા અને વાટાઘાટથી પરસ્પર

વિખવાદ મટાડવા એની સ્થાપના થઇ છે. રાષ્ટ્રસંઘ અમેરિકાના ઉત્તેજનથી અસ્તિત્વમાં આવ્યો; પરંતુ અમેરિકા એનું સભ્ય બન્યું નહિ. જાપાન, જર્મની, ઇટાલી પણ એનાં સભ્યો બન્યાં હતાં; પરંતુ એમણે અસંતોષથી એના સભ્યપદને મૂકી દીધું હતું. પાછળથી રશિઆ પણ સભ્ય તરીકે જોડાયું હતું.

રાષ્ટ્રસંઘની મોટી એસેમ્બલી દર વરસે સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયામાં મળે છે. દરેક મેમ્બર રાજ્ય પોતાના પ્રતિનિધિ મૂકે છે. રાષ્ટ્રસંઘની વ્યવસ્થાપક કમિટીને કાઉન્સિલ કહે છે. તે વર્ષમાં ચાર વખત મળે છે. એ કાઉન્સિલના પાંચ સભ્યો [ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, ઇટાલી, જાપાન અને જર્મની] કાયમના છે. બીજાં નવ રાજ્યો કામચલાઉ દર વરસે નિમાય છે. હેગ ખાતે એક આંતરરાષ્ટ્રિય ન્યાયાલય સ્થાપવામાં આવ્યું છે. એમાં ૧૧ જડ્જો અને ૪ ડેપ્યુટિ જડ્જો આંતરરાષ્ટ્રિય તકરારોની કાયદેસર છણાવટ કરે છે. રાષ્ટ્રસંઘનું સૌથી સુંદર કામ આંતરરાષ્ટ્રિય મજૂર–ઑફિસ છે, એમાં જગતના મજૂરોના સવાલો છણાય છે. રાષ્ટ્રસંઘની ભાષા અંગ્રેજી તથા ફ્રેન્ચ છે.

રાષ્ટ્રસંઘે રાજ્યો વચ્ચે સુલેહ કરાવવા માટે સરસ પ્રયત્નો કર્યાં છે. યુદ્ધો પણ અટકાવ્યાં છે. આંતરરાષ્ટ્રિય વાંધાઓ, ગુન્હાઓ અને તકરારોના સમાધાન માટે સરસ પ્રયત્નો થયા છે. રોગચાળો, વેશ્યાવૃત્તિ, દુકાળો, વગેરે માટે એમણે વ્યાપક તપાસો ચલાવી ઘણી ઉપયોગી સેવા કરી છે.

સંઘના સભ્યોની સંખ્યા શરૂઆતમાં ૪૨ જેટલી હતી. પાછળથી ઉત્સાહ વધતાં ૬૦ સભ્યો બન્યા. પાછળથી ઉત્સાહ ઘટતાં ૪૬ની સંખ્યા રહી. જર્મની અને જાપાને ૧૯૩૫માં રાષ્ટ્રસંઘને છોડયો. ઇટાલીએ ૧૯૩૯ માં મૂકયું. ફિન્લેન્ડના ઉપર આક્રમણ કરવા માટે સોવિએટ રશિઆને સભ્ય પદમાંથી કાઢી નાખવામાં આવ્યું. જીનીવા [સ્વીટ્ઝરલેન્ડ] ની ચારે તરફ જર્મનીની આણ હોવાથી રાષ્ટ્રસંઘની મુખ્ય ઑફિસ પ્રિસ્ટન અમેરિકા ખાતે લઈ ગયા છે.

રાષ્ટ્રસંઘ જાપાનના ૧૯૩૧ ના મંચુરીઆના આક્રમણને અને ૧૯૩૪ માં જેહોલ પ્રાંતના આક્રમણને અટકાવી શકયો નહિ. ૧૯૩૭ ના એબિસીનીઆને હાઊ કરવાના ઇટાલીના પ્રયત્નને અટકાવી શકયો નહિ. સ્પેનના ફ્રાન્કોને મદદ આપતા જર્મની ઇટાલીને અટકાવી શકયો નહિ. રાષ્ટ્રસંઘ પાસે સૈન્ય નહોતું. રાષ્ટ્રસંઘના બે મુખ્ય કર્તા હતા. આ અંગ્રેજો અને ફ્રેન્ચોના કુસંપને લીધે પણ રાષ્ટ્રસંઘની અવનતિ થઇ. મોટું વિશ્વયુદ્ધ શરૂ થયું. તેથી રાષ્ટ્રસંઘની સ્થિતિ મૃતઃપ્રાય જેવી થઈ ગઇ છે. યુદ્ધના અંતે સુલેહ સમાધાન માટે રાષ્ટ્રસંઘની દરકાર પડશે. તે સિવાયના વિશ્વમાં યુધ્ધો અટકાવવા અને રાજ્યો વચ્ચેના વાંધાઓ નિવારવા રાષ્ટ્રસંઘની જરૂર પડશે. આથી રાષ્ટ્રસંઘના પુનરુદ્ધારની ઘણી જરૂર છે. ગયા રાષ્ટ્રસંઘમાં અંગ્રેજો અને ફ્રેન્ચોએ મજબૂત પક્ષો બાંધી ભારે ખેંચાખેંચી કરી હતી. રાષ્ટ્રસંઘ એ હવે અનિવાર્ય બની ગયો છે. સૈન્યના પીઠબળવાળો નવું રાષ્ટ્રસંઘ કદાચ ભવિષ્યમાં સ્થપાશે. હિંદ પણ બ્રિટનની મોરલી ઉપર નાચતું રાષ્ટ્રસંઘનું સભ્ય છે. ગયા મહાયુદ્ધમાં જર્મની પાસેથી જીતેલા દેશો રાષ્ટ્રસંઘે નીચે મુજબ વિજયી રાજ્યોને વહિવટ માટે (on mandate) સોંપ્યા હતા. એ રાજ્યો એનાં માલિક થઇ બેઠાં છે.

(૧) ફ્રાન્સને: (અ) લેબીલોન, (બ) સિરીઆ, (ક) ટાંગાનેકાનો ભાગ અને (ડ) કેમેરુન્સ અપાયાં હતાં. પહેલા અને બીજા માટે આરબો સ્વતંત્રતા ઇચ્છે છે.

(૨) બ્રિટનને: (અ) પેલેસ્ટાઇન, (બ) ટ્રાન્સજોર્ડેનીઆ, (ક) ટોગોલેન્ડ, (ડ) કેમેરૂન્સ, (ઈ) ટાંગાનેકા (ફ) નાઉરુ સોંપાયાં હતાં.

(૩) બેલ્જીયમને: આફ્રિકામાં આવેલું રવાન્ડા–ઉરુન્ડિ સોંપાયાં હતાં.

(૪) દક્ષિણ આફ્રિકાને: સાઉથ વેસ્ટ આફ્રિકા મળ્યું હતું.

(૫) ન્યુઝીલાન્ડને: સામોઆ આપ્યું હતું.

(૬) જાપાનને: મેરિઆના કેરોલિન, યાટ અને માર્શલ ટાપુઓ મળ્યાં હતા. હમણાં એમાનાં કેટલાંક અમેરિકનોએ જીતી લીધાં છે.

**રાષ્ટ્રિય આવક અને મૂડી :** આ આંકડા બીજા વિશ્વયુદ્ધ પહેલાના છે. વિશ્વયુદ્ધમાં તો આ દોલતનો સારો ભાગ ભસ્મ થઇ જશે. જગતમાં અમેરિકા સૌથી ધનવાન છે. બીજે નંબરે અંગ્રેજો છે.

| દેશ | વસતી | માથાદીઠ વાર્ષિક આવક રૂા. | માથાદીઠ દોલત રૂા. |
|---|---|---|---|
| ૧ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા | ૧,૨૨૭ લાખ | ૨,૦૫૩ | ૯,૩૫૬ |
| ૨ કેનેડા | ૧૩૦ ,, | ૧,૨૬૮ | ૮,૦૨૩ |
| ૩ યુ. કિંગ્ડમ | ૪૬૧ ,, | ૧,૦૯૨ | ૬,૩૭૧ |
| ૪ જાપાન | ૬૫૩ ,, | ૨૭૧ | ૨,૩૦૮ |
| ૫ બ્રિટિશ હિંદ | ૨,૭૧૭ ,, | ૮૨ | ૪૪૧ |

**રાષ્ટ્રોએ બદલાવેલાં નામો :** રાષ્ટ્રોમાં હમણાં પ્રજાકિય સંકુચિત ભાવના વધતી જાય છે. પોતાની ભાષાના શબ્દો શોધી ઘણાં રાજ્યોએ નામો બદલાવ્યાં છે.

| | |
|---|---|
| પર્શિયા—ઈરાન. | સેન્ટપીટર્સબર્ગ—લેનીનગ્રેડ |
| ક્રિશ્ચિઆના (નોર્વેની રાજ્યધાની)—ઓસ્લો | ફિન્લેન્ડ—સુઓમી |
| | ફોર્મોસા—તેવાન |
| મંચુરિયા—મંચુકુઓ | મેસોપોટેમિયા—ઇરાક |
| આયરલેન્ડ—આયર | રશિયા—યુ. એસ. એસ. આર |
| કોરીઆ—ચોઝન | |
| કોન્સ્ટાન્ટિનોપલ—ઇસ્તંબુલ | સિયામ—થાઇલેન્ડ |
| ત્રિપોલી—લિબીઆ | સિંગાપુર—શૅાનન |
| પેકીન—પીપીંગ | હેલ્સિંગફોર્સ—હેલ્સિન્કી |

**રાષ્ટ્રોના વડાઓના પગારો :** જગતમાં હિંદ સૌથી ગરીબ દેશ છતાં અંગ્રેજ મુલકી અને સૈનિક અધિકારીઓના પગારો જગતમાં કોઇ પણ ધનવાન દેશ કરતાં વધારે મોટા છે. રાષ્ટ્રના વડાઓના પગારોનું ધોરણ નીચે મુજબ છે.

| | વાર્ષિક | રીમાર્ક |
|---|---|---|
| યુ. સ્ટેટ્સના પ્રમુખ | ૭૫,૦૦૦ ડૉલર | પ્રવાસખર્ચ માટે બીજા ૨૫,૦૦૦ ડૉલર મળે છે. |
| જાપાનના મુખ્ય પ્રધાન | ૮,૦૦૦ યેન | |
| ઇંગ્લેંડના વડા પ્રધાન | ૧૦,૦૦૦ પૌંડ | |
| ઇંગ્લેંડના વડા ચેન્સેલર | ૧૦,૦૦૦ ,, | |
| જર્મનીના રાષ્ટ્રપતિ | ૩૭,૮૦૦ રિશમાર્ક | ૧,૨૦,૦૦૦ રિશમાર્ક એલાઉન્સ અપાય છે. |
| હિંદના વાઈસરૉય | ૨,૫૦,૮૦૦ | પ્રવાસ અને જનરલ ખર્ચ પ્રજા ઉપર છે. |

**રાષ્ટ્રોના સૈનિક ખર્ચની સરખામણી—યુદ્ધ** પહેલાં સૈન્યોના રાષ્ટ્રોના ખર્ચ પોતાની આવકના પ્રમાણમાં કેટલાક ટકા હતા; પરંતુ યુદ્ધને લીધે એમાં દશ .પંદર ગણો વધારો થયો છે. બ્રિટન દરરોજ ૨૦ કરોડ રૂપિયા, યુ. સ્ટેટ્સ દરરોજ ૧ અબજ રૂપિયા, જર્મની દરરોજ ૨૦ કરોડ રૂપિયા, રશિયા ૪૦ કરોડ રૂપિયા, જાપાન સાત કરોડ રૂપિયા, હિંદ દરરોજ ૭ાા કરોડ રૂપિયા આ મહાન યુદ્ધ પાછળ ખર્ચે છે. યુદ્ધ પહેલાંનો ખર્ચ ૧૯૩૮–૩૯ માં નીચે પ્રમાણે હતો:

| | | |
|---|---|---|
| બ્રિટન | કુલ મહેસુલના | ૧૪ ટકા |
| ઈટાલી | ,, | ૧૦ ટકા |
| જાપાન | ,, | ૧૦ાા ટકા |
| ફ્રાન્સ | ,, | ૧૦ ટકા |
| જર્મની | ,, | ૧૫ ટકા |
| હિંદુસ્તાન | ,, | ૪૨ ટકા |

**રાષ્ટ્રોનાં લડાયક સૈન્યો :** રાષ્ટ્રો સાધારણ રીતે સૈન્યો નિભાવે છે. યુદ્ધ પહેલાં બ્રિટિશ સામ્રાજ્યનું સૈન્ય પાંચેક લાખ જેટલું હતું. જર્મનીનું પણ ચારેક લાખ. જેટલું અને ફ્રાન્સનું ૭ લાખ જેટલું હતું. હમણાં યુદ્ધને લીધે આ સૈન્યો બહુ જ વધી ગયાં છે. આખી પ્રજાના કુલ યુવાનો અને આધેડોને યુદ્ધના કામમાં ફરજિયાત રોકયા છે. હમણાં યુદ્ધ માટે રોકાયલાં સૈન્યોનું માત્ર સંયોગો ઉપરથી અનુમાન મૂકાયું છે. ચોક્કસ સંખ્યા પ્રસિદ્ધ થઈ શકે તેમ નથી. હવાઈ દરિયાઈ સૈન્યો પણ સાથે જ ગણાયાં છે

| દેશ | ૧૯૪૧ ના નવેંબર સુધી | ૧૯૪૪ના સપ્ટેંબરે અનુમાને |
|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૪૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦,૦૦ |
| જર્મની | ૯૦,૦૦,૦૦૦ | ૭૦,૦૦,૦૦૦ |
| ઈટાલી | ૪૫ ૬૩,૦૩૩ | ૫,૦૦,૦૦૦ |
| જાપાન | ૩૨,૬૯,૦૦૦ | ૯૦,૦૦,૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૧,૭૧,૫૦,૦૦૦ | ૧,૫૦,૦૦,૦૦૦ |
| યુ. સ્ટેટ્સ(અમેરિકા) | ૧૯,૨૬,૧૮૨ | ૧,૦૦,૦૦,૦૦૦ |

**રાષ્ટ્રોનું ચલણી નાણું :** જુદા જુદા દેશોમાં જુદાં જુદાં ચલણો છે. ઘણાખરા દેશોમાં નોટોનું ચલણ મોટા પ્રમાણમાં રાજ્યની આંટ ઉપર પ્રસરેલું હોય છે. ઘણાંખરાં રાષ્ટ્રોએ સોનાનું ચલણ માત્ર નામનુંજ રાખ્યું છે. ચાંદી અને નીકલ તેમ જ તાંબુ વધારે પ્રમાણમાં ચલણમાં વપરાય છે. દરેક રાજ્ય ચલણમાંથી ઠીક ઠીક નફો મેળવી રહ્યું છે. આ ચલણોમાં વિશ્વયુદ્ધને લીધે પરસ્પર હુંડિયામણનો સંબંધ ઓછો બન્યો છે, એટલે પરસ્પરના ભાવો અને કિંમત અચોક્કસ થયાં છે. તેમ યુદ્ધને લીધે કાગળીયાં–નોટોનું ચલણ સૌ રાજ્યોમાં ઘણું વધી ગયું છે.

| દેશ | સિક્કો |
|---|---|
| એબિસિનીઆ | તાલારી |
| આલ્બેનિયા | ફ્રાન્ક |
| આર્જેન્ટાઇન | પેસો |
| ઑસ્ટ્રેલિયા | પૌંડ, શિલિંગ |
| બેલ્જીઅમ | બેલ્ગા |
| બૉલેવિયા | બૉલીવિયેનો |
| બ્રાઝિલ | મિલરીસ |
| બલ્ગેરિયા | લેવો |
| કેનેડા | ડૉલર |
| ચીલી | પેસો |
| ચીન | ડૉલર |
| કોલંબિયા | પેસો |
| ઝેકોસ્લોવેકીઆ | ક્રોન |
| ડેન્માર્ક | ક્રોન |
| ઇક્વાડોર | સુક્ર |
| ઇજિપ્ત | પૌંડ |
| ઇસ્ટોનિયા | ક્રુન |
| ફીન્લેન્ડ | માર્ક |
| ફ્રાન્સ | ફ્રાન્ક |
| ઇન્ડોચીન | પિયાસ્ટર |
| જર્મની | રિશમાર્ક |
| ગ્રીસ | ડ્રાકમા |
| ગ્વાટેમાળા | કવેટઝલ |
| હાઇટી | ગુર્ડ |
| હાન્ડુરાસ | લેમ્પુરા |
| હંગેરી | પેંગો |
| હિંદ | રૂપિયો |
| પેરૂગ્વે | પેસો |
| ઇરાન | રિઆલ |
| પેરૂ | સોલ: |
| પોલેંડ | ઝલોટી |
| પોર્ટુગલ | એસ્કયુડો |
| રૂમાનિયા | લી |
| સાલ્વાડોર | કોલોન |
| સિયામ | બેટ |
| સ્પેન | પેસેટા |
| સ્વીડન | ક્રોન |
| સ્વીટ્ઝર્લેન્ડ | ફ્રાન્ક |
| તુર્કસ્તાન | લીઆ |
| યુ. સ્ટેટ્સ | ડૉલર |
| ઇરાક | દિનાર |
| ઇટાલી | લીરા |
| જાપાન | યેન |
| જાવા | ગિલ્ડર |
| લેટેવિયા | લાટ |
| લિથુનિયા | લિટાસ |
| મેક્ષિકો | પેસો |
| હોલેન્ડ | લિટાસ |
| નિકારાગુઆ | કોડોબા |
| નોર્વે | ક્રોન |
| પનામા | બાલ્બાઓ |
| ફિલિપાઇન્સ | પેસો |
| રશિયા | રૂબલ |
| વેનેઝુએલા | બોલિવર |
| યુગોસ્લાવીઆ | દિનાર |
| સૌદી એરેબીઆ | ડૉલર |
| જંગબાર | રિઆલ |

**રાષ્ટ્રોમાં રાજયપક્ષો :** જુદાં જુદાં રાજયોમાં રાજ્યકારી પક્ષો વિકાસ સાધીને રાજ્યસત્તા હાથમાં લેવા શક્તિમાન થાય છે. સૌ પ્રજામતી રાજ્યોમાં આવા બળવાન પક્ષો હોય છે. કેટલાંક રાજ્યોમાં રાજ્યકારી પરિવર્તનો અને હત્યાઓ માટે છુપા પક્ષો પણ હોય છે. હિંદમાં કોમી ધોરણે કેટલાક પક્ષો બંધાયા છે.

**હિંદના પક્ષો**—કોંગ્રેસ એટલે મહાસભા, મુસ્લિમ લીગ, હિંદુ મહાસભા, ઉદ્દામવાદી લિબરલોનો પક્ષ, મજૂર પક્ષો, સામ્ય અને સમાજવાદિઓના પક્ષો મુખ્ય છે.

**વફદપક્ષ**—ઈજિપ્તનો દેશાભિમાની પક્ષ ઝગલુલ-પાશાએ સ્થાપ્યો હતો.

**નાઝી**—હેર હિટલરે સ્થાપેલો જર્મનીનો સમાજ-વાદી પક્ષ હાલ સત્તામાં છે.

**ઝિયોનિસ્ટ**—પેલેસ્ટાઇનમાં યાહુદિઓના સામ્રાજ્ય-વાદીઓનો પક્ષ.

**કૂઓ મીન્ટોગ**—ચ્યાંગ કાઈ શેકના નેતૃત્વ નીચેનો આ પક્ષ ડૉ. સુન યાત સેને ચીનમાં સ્થાપ્યો હતો. હજી સત્તા એના હાથમાં છે. જાપાન સામે પણ એ લડે છે.

**ચીનનો સામ્યવાદી પક્ષ**—કૂઓ મીન્ટોગની સામે આ સામ્યવાદી પક્ષે ચીનમાં પોતાનો જુદો પ્રદેશ સ્થાપ્યો છે. જાપાન સામે એ પણ લડે છે.

**ફેલેન્જિસ્ટ પક્ષ**—સ્પેનના સામ્યવાદી પક્ષનાં સૈન્યોનો પરાજય કરીને જનરલ ફ્રાન્કોનો આ પક્ષ સત્તામાં આવ્યો છે.

**ફેસિસ્ટ**—ઈટાલીમાં સીનોર મુસોલિનીએ સ્થાપેલા આ મતના શાસનનો હવે અંત આવ્યો છે. ઇટાલી સાથી રાજ્યોએ જીતી લીધું છે.

**કોમિન્ટર્ન**—જગતના સામ્યવાદીઓનો આ પક્ષ હવે મો. સ્ટેલિને વિખેરી નાંખ્યો છે.

**ફિયાનાફેઇલ**—આયર્લેન્ડના વડા ડ. વેલેરાનો ઉદ્દામવાદી પક્ષ અંગ્રેજો સામે ભારે દ્વેષ ધરાવે છે.

**કોન્ઝર્વેટિવપક્ષ**—બ્રિટિશરોનો મુખ્ય દેશભક્ત શાહીવાદી પક્ષ છે. પછાત પ્રજાઓને ચૂસી બ્રિટનને ધનવાન બનાવવાની એની નીતિ છે. સત્તાવાદી પક્ષ છે. એ પક્ષને ૧૮–૧૯ સદીમાં ટોરી પક્ષ કહેતા હતા.

**લિબરલપક્ષ**—બ્રિટનનો ઉદારમતવાદી શાહીવાદી પક્ષ હમણાં નબળો છે. .એને ૧૮–૧૯ સદીમાં વ્હીગપક્ષ કહેતા હતા.

**મજૂરપક્ષ**—કોન્ઝર્વેટિવો પછી આ પક્ષ બ્રિટનમાં બળવાન છે. ટ્રેડ યુનિયનો, સમાજવાદી સભ્યોનો એ પક્ષ છે. એ શાહીવાદ તરફ ઢળે છે.

**રીપબ્લિકનપક્ષ**—અમેરિકાના બે મોટા રાજ્ય-કારી પક્ષોમાંનો આ એક છે. આ બંને પક્ષોમાંથી અમેરિકાનો પ્રેસિડેન્ટ ચૂંટાય છે.

**ડેમોક્રેટિકપક્ષ**—યુ. સ્ટેટ્સ ઓફ અમેરિકાનો બીજો મોટો રાજકિયપક્ષ. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ આ પક્ષના છે. એઓ અમેરિકા, યુરોપમાં પણ માથું મારે એવી ઇચ્છા ધરાવે છે.

**રૂપું :** આ કિંમતી ધાતુ બીજી ધાતુઓ સાથે મળેલી ખાણોમાંથી મળે છે. ચાંદી અથવા રૂપું ઘરેણાં અને સિક્કાઓના કામમાં મુખ્યત્વે વપરાય છે. સીસામાં મિશ્ર ધાતુ તરીકે એ પ્રાપ્ત થાય છે. ચાંદીની પેદાશ નીચે મુજબ થઈ હતી: દશ લાખ ઔંસમાં આંકડા છે.

| દેશો | પેદાશ |
|---|---|
| કેનેડા | ૧૮.૨ |
| પેરૂ | ૧૯.૦ |
| જર્મની | ૬.૩ |
| જાપાન | ૬.૭ |
| એશિયાના બાકીના દેશો | ૨.૮ |
| યુ. સ્ટેટ્સ | ૬૨.૮ |
| ઉ. અમેરિકાના દેશો (બીજા) | ૫.૨ |
| રશિયા | ૫.૦ |
| બ્રહ્મદેશ | ૬.૭ |
| મેક્સિકો | ૭૫.૫ |
| બોલેવીઆ | ૧૦.૫ |
| યુરોપના બાકીના દેશો | ૬.૮ |
| આફ્રિકા | ૨.૮ |

જગતની રૂપાની પેદાશ કુલ ૧૯૨૯માં ૨૬૧.૫, ૧૯૩૩માં ૧૬૯.૭, ૧૯૩૪માં ૧૮૬.૪, ૧૯૩૫માં ૨૧૪,૪ અને ૧૯૩૬માં ૨૫૦.૮ દશ લાખ ઔંસની થઈ હતી.

અમેરિકાએ અઢાર અબજ ડોલરની કિંમતનુ સોનું પોતાના ખજાનામાં સંગ્રહ કર્યું છે. જગતના સોનાના જથ્થાનો મોટો ભાગ એટલે ૭૦ ટકા ભાગ અમેરિકા પાસે છે. તેમ જ ચાંદી પણ યુ. સ્ટેટ્સે ૧૯૩૫ના પીટમેન એકટ મુજબ ખરીદવા માંડી હતી. અમેરિકન સરકારે પાછળથી ભાવ વધાર્યો હતો. આથી ચાંદીનો મોટો જથ્થો અમેરિકન સરકારે ભેગો કર્યો છે. યુદ્ધને લીધે હિંદમાં ચાંદીની આયાત થતી નથી. એટલે ,ભાવો વધી ૧૦૦ તોલાના રૂ. ૧૪૦ થયા હતા, હમણાં (૧૯૪૪ના ઓક્ટોબરમાં) ચાંદીના ભાવ રૂ. ૧૨૨ છે. ચાંદીના ભાવોમાં વારંવાર મોટા ફેરફારો થવાથી સોનાની પેઠે એમાં સ્થિરતા નથી. આથી ચલણનું ધોરણ સોના ઉપર બાંધી શકાય તેમ રૂપા ઉપર બંધાતું નથી. હિંદી સરકારને રૂપાના રૂપિયાના સીક્કાઓ માટે મોટી રકમનું રૂપું રાખવું પડે છે.

**રૂમાનિયા :** યુરોપમાં આ બાલ્કન્સ રાજ્યોમાં ગણાય છે. યુરોપના દક્ષિણમાં એ પ્રદેશ આવેલો છે. ડાન્યુબ નદીના ઉત્તરના ભાગમાં એ આવેલ છે. રૂમાનિયાનું ક્ષેત્રફળ ૧,૨૨,૨૮૨ ચો. માઇલનું છે. પણ બેસારેબીઆ પ્રાંત રશિઆ અને ત્રાન્સીલ્વાનીઆ પ્રાંત હંગેરીએ લઈ લીધાથી એમાં ૩૧,૦૦૦ ચો. માઇલ ઘટયા છે. આ મહાયુદ્ધમાં રૂમાનિઆ જર્મનીનું સહકારી હતું. હવે રશિઆ સાથે જોડાઈ જર્મની અને હંગેરી સામે લડે છે. એનો રાજા કેરોલ છે. પાર્લામેન્ટની રાહબરી નીચે શાસન ચાલે છે. રૂમાનિયાની વસતી ૧,૮૭,૯૧,૬૪૫ની છે; પરંતુ ઉપલા બે પ્રાંતોની ૬૦ લાખની વસતી બાદ કરવાની છે. મુખ્ય શહેર બુકારેસ્તની વસતી ૬।। લાખની છે, રૂમાનિઆની વસ્તીનો મોટો ભાગ ખ્રિસ્ત ઓર્થોડોક્ષ સંપ્રદાયને માને છે.

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે, પ્રજાનો સારો ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. ૨૧ લાખ વિદ્યાર્થિઓ પ્રાથમિક શિક્ષણનો લાભ લેતા હતા. ચાર વિશ્વવિદ્યાલયો રૂમાનિયામાં છે. રૂમાનિઆમાં સૈનિક શિક્ષણ ફરજિયાત છે. આથી એ વીશેક લાખ માણસનું સૈન્ય ભેગું કરી શકે છે; પરંતુ આધુનિક યુદ્ધનાં સાધનો વિમાનો રણગાડીઓનાં કારખાનાં એની પાસે થોડાં છે.

**રેડીઓ:** ગુગ્લિલ્મો માર્કોનીએ બિનતારી સંદેશા મોકલવાનાં યંત્રો શોધ્યાં. તે ઉપરથી રેડીઓની શોધ થઈ છે. હવે તો આ રેડીઓ એ એક જરૂર થઈ પડી છે. વેપારી બજારના ભાવો, યુદ્ધના ખબરો, સંગીત, નાટકો, પ્રવચનો રેડિઓ દ્વારા સાંભળવા મળે છે. દેશ પરદેશોના સમાચારો પણ સંભળાય છે. આખા જગતનો સંબંધ પરસ્પર રેડીઓ દ્વારા બંધાયો છે. રેડીઓમાં દર વખતે બહુ જ સુધારા થાય છે, આથી હવે અમેરિકાના સંદેશા પણ રેડીઓમાં સાંભળી શકાય છે. વેપાર, ઉદ્યોગ, સૈનિક કાર્યો, મોજ, આનંદ આ સર્વેને માટે રેડીઓ ખૂબ ઉપયોગી પણ આપણા દેશમાં એ બનતા નથી. હિંદમાં તો એ રેડીઓ ભલે સંસ્કૃતિવર્ધક હશે, પણ સાથે ગરીબ હિંદની ગરીબાઈ પણ વધારે છે. દર વરસે લાખો રૂપિયા હિંદ રેડીઓ પાછળ ખર્ચે છે. હિંદમાં એ ઉદ્યોગ હજી શરૂ થાય તેવાં ચિહ્નો નથી. હિંદી સરકારે મુંબઇ, દિલ્હી, કલકત્તા, પેશાવર, રાવળપીંડી, લખનૌ, લાહોર, મદ્રાસ, ત્રીચીનાપલ્લી, કાનપુર વગેરે ઠેકાણે રેડીઓ-સ્ટેશનો રાખ્યાં છે. અહીંથી ખબરો, સંગીત, નાટકોના અને બજાર ભાવોના વિજળિક પ્રવાહો આખા હિંદમાં ફેલાય છે. હમણાં હિંદમાં બે લાખ જેટલાં રેડીઓ વાપનારાં હશે. એમને દર વરસે ૧૨ રૂપિયા લાયસન્સ ફી સરકારને આપવી પડે છે. સરકાર દર વરસે એની પાછળ કર ભરનારાઓની સારી રકમ ખર્ચે છે. ભવિષ્યમાં રેડીઓનો મોટો વિકાસ થવાવાળો છે. રેડીઓનું યંત્ર વાપરનાર પાસેથી સ્વચ્છતા અને સંભાળની આશા રાખે છે. હિંદમાં રેડીઓનું મુખ્ય મથક દિલ્હી છે હિંદમાં રેડીઓ બનતા હોય તો કેવું સારૂં ?

**રેલ્વે:** હિંદમાં રેલ્વે ઈ. સ. ૧૮૫૩ માં મુંબઇથી કલ્યાણ વચ્ચે ૩૩ માઇલમાં શરૂઆતમાં બંધાઇ હતી. ઇ. સ. ૧૮૫૯ સુધીમાં વિલાયતની આઠ કંપનીઓએ પાંચ હજાર માઇલની રેલ્વે હિંદમાં બાંધી હતી. આ કંપનીઓનો કારભાર ચોકખો નહોતો. હિંદી સરકારે પાંચ ટકા વ્યાજની જામીનગીરી આપી હતી. આ કંપનીઓના અસ્વચ્છ વહિવટ નીચે ઇ. સ. ૧૮૭૯ માં ૬,૧૨૮ માઇલોની રેલ્વે ખુલ્લી મૂકાઇ હતી. હિંદી સરકારે પણ ૨,૧૭૫ માઇલોની રેલ્વે બાંધી હતી. રજવાડાંઓને પણ બાંધવાનો હક્ક બક્ષાયો હતો, તેમ પાછળથી જીલ્લા બૉર્ડોને પણ નાની રેલ્વેઓ બાંધવાનો હક્ક અપાયો. ૧૯૩૯ સુધીમાં રેલ્વેઓનો વિકાસ થઇ કુલ ૪૩,૧૧૮ માઇલની રેલ્વે હિંદમાં બાંધવામાં આવી છે. આમાં ૩૧,૭૮૩ માઇલની સરકારી વહિવટ નીચે હતી. યુદ્ધના કારણે કેટલીક રેલ્વેના પાટા બીજા દેશો ખાતે મૂકવા પડ્યા છે. હમણાં ૪૧,૯૫૨ માઇલની રેલ્વે હિંદમાં છે.

ઈ. સ. ૧૯૦૦ પહેલાં રેલ્વેઓમાંથી હિંદી સરકારને નફો મળતો નહોતો, પણ ઘણી વખત ખોટ દેવી પડતી હતી. રેલ્વે ત્રણ ધોરણે બંધાઈ હતી: (૧) વેપારી રેલ્વે-દેશના હુન્નર ઉદ્યોગના વિકાસ માટે અને ગ્રેટબ્રિટનમાં પેદા થતા પાકા માલની ખપત હિંદની અંદર વધારવાના ઉદ્દેશથી બંધાઈ હતી. આ રેલ્વેમાંથી નફો મળવાનો ઉદ્દેશ પણ સાથે હતો. (૨) રક્ષણાત્મક રેલ્વે-હિંદના જે ભાગોમાં દુકાળને ખોરાકીની અછત હોય તે ભાગોમાં અનાજ પહોંચાડવાના ખ્યાલથી બાંધવામાં આવી. (૩) યુદ્ધ વિષયક રેલ્વે-હિંદના સરહદ પ્રાંતના પ્રદેશો ઉપર જલદી સૈન્ય પહોંચાડવાના ધ્યેયથી બંધાયેલી રેલ્વે. આ રેલ્વે નફો આપતી નથી.

૧૯૦૪-૦૮ માં રેલ્વેઓ દર વરસે ૨ા થી ૩ કરોડનો નફો સરકારને આપતી હતી. ૧૯૦૮-૦૯ માં દુકાળ અને આર્થિક તકલીફોને લીધે બે કરોડ રૂપિયાની નુકશાની થઇ હતી. પછી કોઇ વરસે ઓછોવત્તો નફો રહેતો હતો. ૧૯૧૯-૨૦ માં રેલ્વેનો નફો ૧ કરોડ પોંડનો થયો. બીજે વરસે ૩૮ લાખ પોંડનો નફો થયો હતો, ૧૯૨૪-૨૫ થી રીઝર્વ ફંડ ખોલવામાં આવ્યું હતું. તેમ વધારાની રકમ સરકારી ખજાનામાં જતી હતી. ૧૯૩૧-૩૨ સુધી દર વરસે ૩૬ લાખ પોંડથી તે ૯૫ લાખ પોંડ સુધી નફો રીઝર્વ ફંડમાંથી નાણાં ઉપાડી રેલ્વેનો ખર્ચ પૂરો કરવામાં આવ્યો. ૧૯૩૮ થી રેલ્વે મોટો નફો આપવા માંડી. હમણાં યુદ્ધને લીધે રેલ્વે મોટો નફો આપે છે; પરંતુ સૈન્યખાતાના ખાતે ઉધારીને મોટો નફો મળે છે. તે પાછું સૈન્ય લઈ લે છે.

૧૯૦૫ થી રેલ્વે બૉર્ડની રચના થઇ. ૧૯૦૮ માં રેલ્વે બૉર્ડના પ્રમુખને વિશાળ સત્તા આપવામાં આવી. રેલ્વે બૉર્ડમાં હિંદીઓને માટે અવકાશ નહોતો. હવે એકાદને નીમે છે. હજી ઘણીખરી રેલ્વેઓના એજન્ટો યુરોપિયનો જ હોય છે. રેલ્વે બૉર્ડ સરકારી રેલ્વેનો કુલ વહિવટ કરે છે. કંપનીના વહિવટની રેલ્વે ઉપર દેખરેખ રાખે છે. રેલ્વેઓનું બંધારણ આર્થિકનીતિ, નૂર, મોટા અધિકારીઓની નિમણૂંકો, ખર્ચ, પેદાશ, વહિવટ, ખરીદી, નવી રેલ્વેની નીતિ આ સર્વે રેલ્વે બૉર્ડની દેખરેખ નીચે ચાલે છે. હમણાં વાઈસરોયની કાઉન્સિલનો એક ઉચ્ચાધિકારી યુરોપિયન સભ્ય એ રેલ્વે બૉર્ડનો પ્રમુખ છે. ચીફ કમિશ્નરના હાથમાં પણ સ્વતંત્ર સત્તા છે. રેલ્વે બૉર્ડના ૫ ડિરેક્ટરો, ૫ ડેપ્યુટી ડિરેક્ટરો, સેક્રેટરી અને એસિસ્ટન્ટ સેક્રેટરી છે. રેલ્વે બૉર્ડનો ચીફ કન્ટ્રોલર સર્વે રેલ્વેના હિસાબી ખાતાનો વડો છે. ઑડીટ પણ એનું જ ખાતું કરે છે. રેલ્વે બજેટને જનરલ બજેટથી જુદું પાડવામાં આવ્યું છે. કુલ નફામાંથી મૂડી ઉપર એક ટકાની રકમ હિંદી સરકારને આપવાની છે, ૩ કરોડ ઉપર નફો થાય તેના ⅓ ભાગ રીઝર્વમાં લઇ જવાય છે.

કેટલીક રેલ્વેઓએ પોતાની લાઇનોનું વિજળીકરણ સ્વીકાર્યું છે. મુંબઈથી થાણા સુધીની રેલ્વેને માટે તાતા કંપની જલવિદ્યુત્શક્તિ પૂરી પાડે છે. બ્રૉડગેજ એટલે પાા ફીટ પહોળી રેલ્વે ૨૧,૧૯૬.૧૨ માઇલની. મીટર એટલે ૩ ફીટ ૩ાા ઈંચ. મધ્યમગેજ ૧૭,૭૬૩.૭૮ માઇલની છે. નેરૉગેજ-એટલે ૨ થી ૨ાા ફીટ પહોળાઈ-ની રેલ્વે ૪,૧૫૮.૪૮ માઇલની છે, પણ આ વિશ્વયુદ્ધમા એમાં ફેરફાર થયો છે. હવે બ્રૉડગેજ પસંદ કરાય છે.

રેલ્વે રેટ કમિટી રેલ્વેના માલના નૂર સંબંધી ફરિયાદો સાંભળીને નિર્ણય આપે છે. રેલ્વેને દર વરસે ૬૭ લાખ ટન કોલસાની જરૂર પડે છે. તેમાંથી ૩૦ લાખ ટન કોલસો પોતાની માલિકીની ખાણોમાંથી મેળવે છે. બાકીના ૩૭ લાખ ટન કોલસા ખાનગી

ખાણો પાસેથી દર વરસે ખરીદાય છે. હિંદની રેલ્વેઓ ઉપર ૧૯૩૫-૩૬ માં કુલ ૭,૧૨,૩૧૪ પગારદાર નોકરો હતા. એજન્ટો, ચીફ એન્જિનિયરો, ચીફ મેનેજરો, ચીફ કન્ટ્રોલરો એવા મોટા અધિકારો બનતાં સુધી યુરોપિયનોને આપવામાં આવે છે. મુસલમાનો માટે ૨૫ ટકા અને એંગ્લો ઇન્ડિયનો માટે આઠ ટકા જગ્યાઓ રીઝર્વ રખાઇ છે. હિંદી રેલ્વેઓએ પોતપોતાના પ્રદેશોમાં સલાહકાર કમિટીઓ નીમી છે. વર્ષમાં એકાદ બે વખત એ મળે છે.

હિંદી રેલ્વે ઉપર હવે રેલ્વે ઓથોરિટીનો કાબૂ છે. હિંદી ધારાસભાનો કાબૂ નથી. છેવટની કુલ સત્તા લંડનમાં બેઠેલા હિંદી વઝીરના હાથમાં છે. હિંદી રેલ્વે મોટું વેપારી ખાતું છે. એની દર વર્ષની પેદાશ એક અબજ રૂપિયા જેટલી મોટી થાય છે. હિંદી રેલ્વેઓએ મોટરબસની હરીફાઈમાંથી બચવા પોતાની મોટર બસો ઘણે ઠેકાણે રાખી છે. હિંદની રેલ્વેમાં ૧૯૪૧ માં કુલ ૭,૩૦,૪૩૬ પગારદાર માણસો હતા. તેમના પગારના ૩૪.૩૬ કરોડ રૂપિયા ચૂકવાયા હતા. ૧૯૪૧-૪૨ પહેલાં નવ માસ દરમિયાન સૈન્યને માટે બે હજાર ખાસ ટ્રેનો દોડાવાઈ હતી. એમાં પણ જાપાન સામેના યુદ્ધથી વધારો થયો છે. હવે ખાનગી મુસાફરી ઓછી કરવા માટે ખૂબ પેરવી ચાલે છે. ૧૯૪૦-૪૧માં રેલ્વેઓ ૫,૭૬૦ લાખ ઉતારુઓ અને ૯૩૦ લાખ ટન માલ ઉપાડી ગઇ હતી. રેલ્વેનાં કારખાનાંઓમાં હમણાં યુદ્ધની સામગ્રીઓ બનાવે છે. તેમાં સાઠેક હજાર માણસો કામ કરે છે. હિંદમાં રેલ્વે એન્જિનો બનાવવાની ગોઠવણો થાય છે.

હિંદની મુખ્ય રેલ્વેઓ નીચે મુજબ છે:

**૧ આસામ-બંગાળ રેલ્વે**—આ રેલ્વે ચટગામ અને આસામ વચ્ચે છે. એના માઇલ ૧,૩૦૬.૪૧ છે. એનું ખર્ચ ૨૪ કરોડ રૂપિયા અને પેદાશ ૨૬ા લાખ રૂપિયા છે.

**૨ બંગાળ અને નોર્થ વેસ્ટર્ન રેલ્વે**—આ રેલ્વેનો મૂળ કોન્ટ્રેક્ટ ૧૮૮૨ માં થયો. ૧૮૯૦ માં આ રેલ્વેએ તિરહૂત રેલ્વે લઈ લીધી. ૧૯૪૩ માં હિંદી સરકારે આ રેલ્વે લઇ લીધી છે. આ રેલ્વે ૨,૧૧૦.૨૭ માઇલમાં પથરાયેલી છે. ગંગા નદીની ઉત્તરે આવેલ બિહારના પ્રદેશમાં અને બનારસ અને નેપાળની સરહદ વચ્ચે આવેલ સંયુક્ત પ્રાંતોના પૂર્વ ભાગમાં તથા પશ્ચિમ ભાગોમાં છેક સીતાપુર અને કતરનૈનઘાટ સુધી જાય છે. ત્યાં તે રોહિલખંડ કુમાઉન રેલ્વેને મળે છે.

**૩ બંગાળ-નાગપુર રેલ્વે**—આ રેલ્વે હાવરાથી શરૂ થઈ મદ્રાસ ઇલાકાના ઉત્તરમાં આવેલ વિઝાગાપટ્ટમ સુધી જાય છે. દેશના અંદરના ભાગમાં, મધ્ય પ્રાંતોના પૂર્વ વિભાગથી પશ્ચિમમાં કટની તથા નાગપુર સુધી જાય છે. ત્યાં તે જી. આઇ. પી. રેલ્વેને મળે છે. તેના માઇલેજ ૩,૩૯૩.૨૮ છે. તેમાં ૭૮ કરોડ રૂપિયાની મૂડી ખર્ચાઇ છે. તેની પેદાશ ૨ાા કરોડ રૂપિયા છે. આ રીતે આ રેલ્વે કલકત્તા અને મુંબઇ વચ્ચે ટૂંકામાં ટૂંકી સાંકળ બને છે. એની શરૂઆત ૧૮૮૭ માં થઈ છે. તે હિંદની ઉપયોગી ખનીજ લાઇન છે.

**૪ બોમ્બે-બરોડા** (બી. બી એન્ડ સી. આઈ)—આ રેલ્વે મુંબઇ ને ગુજરાત, રજપૂતાના અને દિલ્હી સાથે જોડનારી મુખ્ય લાઈન છે. આગલી કું. ૧૮૫૫ માં રજિસ્ટર થઇ હતી. ૧૯૦૫ માં હિંદી વજીરે તેની મિલકત ખરીદી લીધી અને ૧૯૪૧ સુધી તેની વ્યવસ્થા નવી કંપનીએ કરી. ૧૯૪૨ માં ૧,૧૬,૮૫,૫૮૧ પૌંડની કિંમતે સરકારે ખરીદી લીધી. માઇલેજ ૩,૬૬૧.૩૦ કુલ મૂડી ૭૩ાા કરોડની છે. પેદાશ પાંચ કરોડ રૂપિયાની છે.

**૫ ઇસ્ટર્ન બંગાળ રેલ્વે**—આ રેલ્વે કલકત્તાથી દાર્જિલીંગ સુધી છે. તેના માઈલેજ ૨,૦૦૯.૫૫ છે અને તેમાં ૫૧ાા કરોડની મૂડી રોકાયેલી છે. તેની પેદાશ ૭૯ લાખ છે અને તેનો વહીવટ સરકાર કરે છે.

**૬ ઇસ્ટ ઇન્ડિયા રેલ્વે**—મૂળ કંપની ૧૮૪૯ માં રજિસ્ટર કરવામાં આવી હતી. ૧૮૭૯ માં રાજ્યે તે ખરીદી લીધી, પણ ૧૯૨૪ સુધી કંપનીએ તેનો વહીવટ ચલાવ્યો. આ રેલ્વે જગતના અતિ ફળદ્રુપ ખેતીપ્રદેશમાં થઇને જાય છે, એટલું જ નહિ પણ તે અતિ ગીચ વસતિવાળા પ્રદેશમાં થઇને જાય છે. ઉપરાંત સંયુક્ત અને બિહાર પ્રાંતનાં ઔદ્યોગિક શહેરો પાસેથી પસાર થાય છે. આ રેલ્વેની મુખ્ય લાઇન ગંગાના જમણા કાંઠા પર હાવરાથી મોગલસરાઈ પશ્ચિમે જાય છે, તથા ગંગાના બન્ને કાંઠા પર મોગલસરાઈથી દિલ્હી તથા સહરાનપુર જાય છે. દક્ષિણ-પશ્ચિમ બાજુએ તે નૈની, કાનપુર અને આગ્રા ખાતે જી. આઇ. પી. રેલ્વે સાથે જોડાય છે. તેની પેદાશ ૬ાા કરોડ રૂપિયા છે. માઇલેજ ૪,૩૯૧.૨૩ છે અને ખર્ચ ૧ાા અબજનું કરાયું છે. ઉત્તર હિંદને તે પશ્ચિમ કાંઠા સાથે જોડે છે.

**૭ જી. આઈ. પી. રેલ્વે**—જી. આઈ. પી. તથા ઇન્ડિયન મિડલેન્ડ એમ બે કંપનીઓ મૂળ હતી. તે બન્ને જોડાઇ ગઇ અને ઈ. સ. ૧૯૦૦ માં રાજ્યે તે ખરીદી લીધી. ૧૯૨૫ સુધી કંપની તેનો વહીવટ ચલાવતી હતી. ત્યાર પછી રાજ્યે આ કામ ઉપાડી લીધું. તેની મુખ્ય લાઇનો મુંબઈથી ઉત્તર અને પૂર્વમાં જાય છે. એક મધ્ય પ્રાંતો તથા મધ્ય હિંદમાં થઇને આગ્રા અને દિલ્હી જાય છે. બીજી જુહી (કાનપુર), નૈની (અલ્લાહાબાદ) અને નાગપુર સુધી જાય છે, જ્યાંથી એમ. એસ. એમ. રેલ્વે મદ્રાસ સુધી જાય છે. તેના માઈલેજ ૨,૭૨૭.૧૬ છે, મૂડી ખર્ચ સવા અબજનું થયું છે અને તેની પેદાશ ૩ાા કરોડ જેટલી છે.

**૮ મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વે**—જૂની મદ્રાસ કંપની ૧૮૫૨ માં રજિસ્ટર થઈ હતી. પણ રાજ્યે તે ખરીદીને સધર્ન મરાઠા રેલ્વે સાથે જોડી દીધી. અત્યારની સંયુક્ત લાઇન ૧૯૦૮ માં અસ્તિત્વમાં આવી, ત્યારથી અત્યાર સુધી તેની માલિકી રાજ્યની છે, પણ વ્યવસ્થા તો ખાનગી કંપની જ કરે છે. તેની પેદાશ ૨ા કરોડની છે. મૂડી ૫૩ા કરોડ જેટલી ખર્ચાઇ છે. આ લાઈન મદ્રાસ ઇલાકાના મધ્ય તથા ઉત્તર વિભાગમાં તથા મુંબઇ ઇલાકાના દક્ષિણ પ્રાંતોમાં જાય છે.

**૯ નોર્થ વેસ્ટર્ન રેલ્વે**—એ સરકારના વહીવટ નીચે છે. આ લાઈન એ હિંદની મોટામાં મોટી રેલ્વે લાઈન છે. તે સંપૂર્ણપણે રાજ્યની માલિકીની અને વ્યવસ્થા હેઠળ છે. તે પંજાબ, સરહદ પ્રાંત, સિંધ અને બલુચિસ્તાન ફરી વળે છે. આ પ્રદેશ ખૂબ મોટો છે અને સીંચાઇની વસાહતોના વિકાસના પરિણામે તેમાં અદ્ભુત પ્રગતિ થઈ છે. તેના માઇલેજ ૬,૯૪૪.૯૦ છે. તેમાં ૧૧૨ કરોડ જેટલી મૂડી ખર્ચાઈ છે અને પેદાશ ૨૪ાા કરોડ છે.

**૧૦ સાઉથ ઇન્ડિયન રેલ્વે**—૧૮૯૧ માં સરકારે આ લાઈન ખરીદી લીધી. તે પહેલાં તેમાં અનેક જુદી જુદી કંપનીઓ હતી. મેંગલોર અને મદ્રાસથી કોમોરિન ભૂશિર (ત્રાવણકોર તથા કોચીનનાં દેશી રાજ્યો સુદ્ધાં) સુધીના દ્વિપકલ્પના

દક્ષિણ ભાગમાં તે ફરી વળે છે. તેના માઈલેજ ૨૫૩.૧૧૮ છે. તેમાં ૪૩ા કરોડ જેટલી મૂડી ખર્ચાઇ છે અને તેની પેદાશ ૧૮૪ લાખની છે.

**૧૧ નિઝામ સ્ટેટ રેલ્વે**—આ રેલ્વેની વ્યવસ્થા શરૂઆતમાં જુદી રીતે કરવામાં આવતી હતી; પરંતુ ૧૮૩૩ માં રજિસ્ટર થયેલ કંપનીએ રાજ્યની બાંહેધરી હેઠળ તેની વ્યવસ્થા લીધી હતી; પરંતુ ૧૯૩૦ માં આ રેલ્વે નામદાર નિઝામ સરકારના હાથમાં આવી.

**૧૨ મ્હેસુર સ્ટેટ રેલ્વે**—મ્હેસુર સરકારની માલિકીની આ રેલ્વે છે. ઇ. સ. ૧૮૮૧-૮૨ બેંગલોરથી મ્હેસુર સુધીની લાઇન બાંધવામાં આવી હતી. ત્યારબાદ થયેલ વિસ્તારથી રાજ્યના ઘણાખરા પ્રદેશોમાં રેલ્વે ફરી વળી છે.

**૧૩ જોધપુર રેલ્વે**—રાજ્યની માલિકીની પ્રથમ વર્ગની ત્રણ રેલ્વે માંહેની આ એક રેલ્વે છે. આ રેલ્વે ૧૮૮૨માં ખુલ્લી મૂકવામાં આવી. રજપુતાનાના અવરજવરની આ મુખ્ય લાઇન છે.

**૧૪ લોકલબોર્ડ અને ખાનગી કંપનીઓ** દ્વારા અનેક નાની રેલ્વેઓ બાંધવામાં આવી છે. તે સિવાય પોર્ટ ટ્રસ્ટોની પણ નાની રેલ્વેઓ બાંધવામાં આવી છે. આ બધી રેલ્વેઓ પર રેલ્વે બોર્ડ દેખરેખ રાખે છે.

**૧૫ સરહદની અને મિલિટરી ઉત્તેજનથી** બાંધેલી રેલ્વેઓમાં હિંદી સરકારને દર વરસે બે કરોડ રૂપિયાની ખોટ જાય છે.

## રેલ્વેની કેટલીક જાણવા જેવી હકીકતો:

હિંદની રેલ્વેમાં ૧૯૩૯-૪૦ માં ૮,૫૨,૫૯,૩૪,૦૦૦ અને ૧૯૪૦ માં ૮,૫૩,૭૮,૦૦,૦૦૦ રૂપિયાની મૂડી રોકાઈ હતી. એનું ચાલુ ખર્ચ ૧૯૩૯-૪૦ માં ૭૨,૨૦,૧૮,૦૦૦ રૂપિયા થયું હતું અને એની કુલ કમાણી ૧૯૩૯-૪૦ માં ૧,૧૧,૫૦,૨૮,૦૦૦ રૂપિયા થઈ હતી. આમાં ૧૯૩૯-૪૦ માં ચોકખી કમાણી તો રૂપિયા ૩૯,૩૦,૧૦,૦૦૦ ની હતી. આમાંથી જનરલ ફંડમાં ૪,૩૩,૦૦,૦૦૦ નો ફાળો અપાયો હતો.

૧૯૩૯ ના ઓકટોમ્બરની ૧૬ તારીખે મોગલસરાઈમાં રેલ્વે અકસ્માત થયો. જેમાં ૩ માર્યા ગયા અને ૪૦ ઘાયલ થયા. ૧૯૩૯ ના જાન્યુઆરીની ૧૨ મી તારીખે હજારીબાગ નજીક રેલ્વે એકસ્માત થયો જેમાં કુલ ૪૯ માણસો ઘાયલ થયાં હતાં. ૧૯૩૯ ના એપ્રિલ માસમાં મજદિયામાં અકસ્માત થયો. જેમાં ૩૪ માણસો મરાયાં. ૧૯૩૯ ના જૂનની ૨૮ મી તારીખે દિલ્હી, દહેરાદુન મિકસ્ડ પેસેન્જર વચ્ચે અકસ્માત થયો, જેમાં ૨૨ માણસો ઘાયલ થયાં અને ૧૯૪૦ માં ઢાકા મેઈલ પાટા પરથી ઉતરી ગયો. ૧૯૪૨ ના મેની ૧૬ મીએ લાહોર મેઇલ પાટા પરથી ઉતરી ગયો, જેમાં કુલ ૨૪ મરાયા અને ૩૦ ઘાયલ થયા. ૧૯૪૩ ના જૂનની ૫ મી તારીખે કલકત્તા મેઇલ માલગાડીના ડબ્બા સાથે અથડાયો, જેમાં ૮૦ માણસોના જાન ગયા અને ૧૪૦ માણસો ઘાયલ થયા. આમ એકંદર ૧૯૩૯-૪૦ માં રેલ્વે અકસ્માતમાં ૩,૫૩૭ માર્યા ગયા, અને ૧૯,૨૮૨ ઘાયલ થયા, અને ૧૯૪૦-૪૧ માં ૩૭૫૨ માર્યા ગયા, અને ૧૯,૮૩૩ ઘાયલ થયા.

૧૯૩૮-૩૯ માં કુલ રેલ્વેનાં કુલ ઉતારૂઓની સંખ્યા ૫૨,૦૧,૨૩,૦૦૦ હતી. જેમાં ત્રીજા વર્ગના ઉતારૂઓની સંખ્યા ૫૧,૪૮,૨૫,૦૦૦ ની હતી. ૧૯૩૯-૪૦ માં કુલ ઉતારૂઓની સંખ્યા ૫૨,૯૧,૭૫,૦૦૦ ની હતી. જેમાં ત્રીજા વર્ગના પેસેન્જરોની સંખ્યા ૫૧,૩૫,૨૩,૦૦૦ ની હતી. આમ ૧૯૪૦-૪૧ માં એક ઉતારૂએ સરેરાશ ૩૪૬ માઇલની મુસાફરી કરી હતી અને એક ટન માલ ૨,૭૨૬ માઇલ લઈ જવામાં આવ્યો હતો.

હિંદમાં પ્રથમ રેલ્વે લાઇન કલકત્તાથી મીરઝાપુર અને મુંબઇથી કલ્યાણ સુધીની હતી. ૧૮૮૪ માં રેલ્વે બાંધવાની પ્રથમ દરખાસ્ત કરવામાં આવી હતી. વિજળીની પહેલી ટ્રેન વિકટોરીઆ ટર્મિનસ અને કુર્લા વચ્ચે ૧૯૨૫ ના ફેબ્રુઆરીમાં ખુલ્લી મૂકવામાં આવી હતી. હિંદમાં જાહેરના ઉપયોગ માટે પહેલો 'એર-કન્ડીશન્ડ' ડબો મુંબઈ અને દિલ્હી વચ્ચે ૧૯૩૭ માં ટ્રેનમાં જોડવામાં આવ્યો હતો.

હિંદની રેલ્વેનો લાંબામાં લાંબો પૂલ 'સોન' નદીનો પૂલ છે. જે ૧૦,૦૫૨ ફીટ રેલ્વેનો લાંબામાં લાંબો રન ફ્રન્ટિયર મેઇલ (એન. ડબલ્યુ. આર.) છે. લાંબામાં લાંબુ રેલ્વે પ્લેટફોર્મ ૨,૪૧૫ ફીટ છે. સૌથી સુંદર સ્ટેશન વિકટોરિયા ટર્મિનસ મુંબઇ છે. વીજળીની ટ્રેનનો લાંબામાં લાંબો રન મુંબઇથી પુના વચ્ચેનો છે.

હિંદની અજાયબ જેવી રેલ્વે દાર્જિલીંગ હિમાલય રેલ્વે છે. તેનો ગાળો માત્ર ૨ ફીટનો છે. તથા વળાંક એવા જોખમી છે કે માત્ર પૃષ્ટાકર્ષણ (Adhosion)થી જ ૭,૧૦૦ ફીટ ચડવાનું હોય છે.

## હિંદની રેલ્વેના રસ્તાઓ:

**૧ મુંબઈ-પેશાવર**—(૧,૪૪૯ માઇલ) જી. આઇ. પી. રસ્તે મુંબઇ કલ્યાણ, નાસિક, મનમાડ, ભુસાવલ, ખંડવા, ઈટારસી, ભોપાલ, બીના, ઝાંસી, ગ્વાલિયર, આગ્રા કેન્ટોન્મેન્ટ, મથુરા, નવી દિલ્હી, દિલ્હી, મીરત, સહરાનપુર, અંબાલા, રાજપુરા, લુધિયાન, જલંધર, અમૃતસર, લાહોર, જેલમ, રાવલપિંડી, કેમ્પબેલપુર અને લખનૌ.

**૨ મદ્રાસ દિલ્હી**—(૧,૩૬૧) મદ્રાસ, કાઝીપેટ, બેઝવાડા, વર્ધા, ઈટારસી, નાગપુર, બીના, ઝાંસી, ગ્વાલિયર, આગ્રા કેન્ટોન્મેન્ટ, મથુરા, દિલ્હી.

**૩ કલકત્તા-મુંબઈ**—(૧,૩૪૯ માઈલ) કલકત્તા, બર્દવાન, આસનસોલ, ધનબાદ, હજારીબાગ, ગયા, મોગલસરાઇ, મિરઝાપુર, ચેઓકી, કટની, જબલપુર, ઇતારસી, ખંડવા, ભુસાવલ, મનમાડ, નાસિક, કલ્યાણ, મુંબઇ (વિકટોરિયા, ટર્મીનલ)

**૪ મુંબઈ-કરાંચી**—(૧,૩૦૬ માઇલ) મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ, આબુરોડ, હૈદ્રાબાદ, સિંધ, કોટરી, કરાંચી અથવા સિંધ-હૈદ્રાબાદ થઇને રોહરી, સક્કર, જેકોબાબાદ, સિબી, કવેટા.

**૫ કલકત્તા-પેશાવર**—(૧,૪૯૩ માઇલ) કલકત્તા, બર્દવાન, આસનસોલ, પટણા, દિનાપોર, આરાહ, બકસર, મોગલસરાઇ, બનારસ કેન્ટોન્મેન્ટ, રાયબરેલી, લખનૌ, શાહજહાનપુર, બરેલી, મોરાદાબાદ, લશ્કર, સહરાનપુર, અંબાલા, લુધિયાના, જલંધર, અમૃતસર, લાહોર.

**૬ કલકત્તા-પેશાવર**—(દિલ્હી થઇને, ૧,૪૮૭ માઇલ) હાવરા, બર્દવાન, ધનબાદ, હઝારીબાગ, ગયા, જંકશન, મોગલસરાઇ, મિરઝાપુર, અલ્હાબાદ, કાનપુર, ઇટાવા, હાથરસ, અલિગઢ, ગાઝીયાબાદ, દિલ્હી, અંબાલા કેન્ટોન્મેન્ટ, લુધિયાના, જલંધર કેન્ટોન્મેન્ટ, અમૃતસર, લાહોર, લાલામુસા, રાવલપિંડી, નોશેરા, પેશાવર કેન્ટોન્મેન્ટ.

**૭ કલકત્તા-ઓખાબંદર**—(૧,૫૯૮ માઇલ) હાવરા મોગલસરાઇ, અલ્લાહબાદ, કાનપુર, આગ્રાફોર્ટ, ભરતપુર, જયપુર, અજમેર, મારવાડ, આબુરોડ, અમદાવાદ, વઢવાણ, વાંકાનેર, રાજકોટ, જામનગર, દ્વારકા, ઓખાબંદર.

**૮ મુંબઇ-પેશાવર**—બી. બી. સી. આઈ. રસ્તે (૧,૪૩૯ માઇલ) મુંબઈ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, આબુરોડ, અજમેર, જયપુર, બાંદીકુઇ, અલ્વર, રેવારી, દિલ્હી.

**૯ કલકત્તા-મદ્રાસ**—(૧,૦૩૨ માઇલ) હાવરા, કટક, વિઝિયાનગરમ, વોલ્ટર, રાજમહન્દ્રી, બેઝવાડા, મદ્રાસ (સેન્ટ્રલ)

**૧૦ કલકત્તા-મુંબઇ**—(૧,૨૨૩ માઇલ) નાગપુર રસ્તે, હાવરા; બિલાસપુર, રાયપુર, દ્રગ, ગોંડલા, નાગપુર, વર્ધા આકોલા, શેગાંવ, ભુસાવલ, મનમાડ, નાસિક, કલ્યાણ, મુંબઈ, (વિકટોરિયાટર્મિનલ)

**૧૧ મુંબઈ-મદ્રાસ**—બેંગલોર થઈને (૯૬૭ માઇલ) મુંબઈ, કલ્યાણ, પૂના, બેલગાવ, ધારવાડ, હુબલી, બેંગલોર, બોરીંગપેટ, જલારપેર, આર્કોનમ, મદ્રાસ (સેન્ટ્રલ)

**૧૨ મુંબઇ-લખનૌ**—(૮૮૫ માઇલ) મુંબઇ, કલ્યાણ નાસિક, મનમાડ, ભુસાવલ, ખંડવા, ઈટારસી, ભોપાલ, બીના, ઝાંસી, કાનપુર, લખનૌ.

**૧૩ સિમલા-કરાંચી**—(૯૪૬ માઇલ) સિમલા, કાલકા, અંબાલા કેન્ટોન્મેન્ટ, રાજપુર, પતિયાળા, ભરીંડા, સામસાતા, રોહરી, હૈદ્રાબાદ, કોટરી, કરાચી.

**૧૪ દિલ્હી-કરાંચી**—(૯૦૭ માઈલ) દિલ્હી, ભરીંડા સામસાતા, રોહરી, કરાંચી,

**૧૫ લાહોર-કરાંચી**—(૭૫૫ માઈલ) લાહોર, રાઇવીંડ, મોન્ટગોમરી, ખનેવાલા, મુલતાન, લોધરાન, સામસાતા, ખાનપુર, રોહરી, ખેરપુર, નવાબશાહ, હૈદ્રાબાદ, કોટરી કરાંચી.

**૧૬ નાગપુર-સીમલા**—(૯૦૨ માઈલ) નાગપુર, ઇટારસી, ઝાંસી, આગ્રા, દિલ્હી, અંબાલા, કેન્ટોન્મેન્ટ, કાલકા, સિમલા.

**૧૭ કલકત્તા-દાર્જીલિંગ**—(૩૮૮ માઇલ) કલકત્તા, બરાકપુર, પાર્વતીપુર, જલપૈગુરી, કુરેસોંગ, દાર્જીલીંગ.

**રેવા** : મધ્ય હિંદ એજન્સીમાં રેવાનું દેશી રાજ્ય આવ્યું છે. એનું ક્ષેત્રફળ ૧૩,૦૦૦ ચો. માઇલનું અને વસતી ૧૮,૨૦,૩૦૬ ની છે. રાજ્યની પેદાશ લગભગ એક કરોડ રૂપિયા જેટલી છે. રાજ્યમાંથી જી. આઇ. પી. રેલ્વે અને બંગાલ-નાગપુર રેલ્વે પસાર થાય છે. દક્ષિણ તરફ જવાને રાજમાર્ગ પણ રેવા શહેર પાસેથી જાય છે. રાજ્યમાં ૧,૦૨૦ માઇલના રસ્તાઓ છે. રેવા શહેરમાં રેલ્વે નથી. ખેતી જૂની ઢબની થાય છે. ચોખા, કપાસ, મકાઇ, શેરડી, ઘઉં, સરસી, ચણાની પેદાશ રાજ્યની વસતિ પુરતી થાય છે. રાજ્યમાં મોટાં જંગલો છે. તેમાં ખૂબ ઈમારતી લાકડાં મળે છે. વાંસ પણ પુષ્કળ થાય છે. હરડે પણ દર વરસે બે લાખ મણ મળે છે. જંગલમાં કાથો પણ થાય છે. મધ, ગુંદર, અને મીણ પણ થાય છે. ૫૦,૦૦૦ મણ લાખ પણ જંગલમાંથી મળે છે. રાજ્યમાં ત્રણ કોલસાની ખાણો છે. રાજ્ય શિક્ષણ, ઉદ્યોગો અને હુન્નરમાં પછાત છે. જો કે રાજ્યમાં ખનીજો પુષ્કળ છે, પણ સંશોધનનો અભાવ છે. સીમેન્ટની સરસ મીલ બની શકે તેવા સાધનો છે.

**રેશનિંગ** : વિશ્વયુદ્ધ ચાલે છે. હિંદમાં પેદા થતું અનાજ સૈન્યો માટે ઓછુવત્તું લેવાય છે. હિંદમાં ૧૯૪૩ના વરસમાં અનાજની ઘણી તંગી જણાઈ હતી. તંગીને લીધે વેપારીઓએ કાળાં બજારો (બ્લેક માર્કેટસ) ઉભી કરી ભાવો વધારી દીધા. રેલ્વેઓ પણ સૈન્યનું વધારે પ્રમાણમાં કામ કરતી હોવાથી સૌ પ્રાંતોમાં યોગ્ય સમયે માલ પહોંચી શકયો નહિ. પરિણામે બંગાળમાં દારૂણ દુકાળ પડયો. ૩૬ લાખ માણસો ત્યાં મરી ગયાં. કરોડ માણસો દુકાળના અંગે રોગચાળામાં સપડાયાં. આથી સરકારને એક લાખની વસતિવાળાં શહેરોમાં રેશનિંગ એટલે ખોરાકી અને બીજી અછતની ચીજો પુરી પાડવા માટેની પદ્ધતિ ઉભી કરવી પડી. સરકારે વધારે ખોરાક પેદા કરતા પ્રાંતો પંજાબ, સિંધ, મધ્યપ્રાંતો અને સંયુક્ત પ્રાંતો પાસેથી વધારાનું અનાજ ખરીદ કરી લઈને ઓછા ખોરાક પેદા કરતાં પ્રાંતો બંગાળ, મુંબઇ, મદ્રાસ વગેરેને એ પુરૂં પાડવાની ગોઠવણ કરી છે. આથી એવી વસ્તુઓ ઘઉં, કઠોસ, ચોખા, કાપડ, ગાસલેટ કોલસો વગેરેની સખત ભાવબંધી સરકારે કરી પોતાની યોજના મુજબની દુકાનોમાંથી માપબંધી એટલે દર કુટુંબને દર અઠવાડિયે આટલા પ્રમાણમાં વસ્તુઓ અભાવે પુરી પાડવી જોઇએ એવી રેશનિંગની પદ્ધતિ દાખલ કરી છે. પરદેશોથી ઘઉં પણ સરકાર મંગાવે છે. રેશનિંગ એટલે ભાવબંધી અને માપબંધીથી જરૂરની વસ્તુઓના ભાવોનું નિયમન થયું છે. યુરોપ અમેરિકામાં પણ રેશનિંગ દાખલ કરાયું છે.

**રેશમ** : હિંદનો રેશમનો ઉદ્યોગ ઘણો પ્રાચીન છે. ૧૮૭૫ પહેલાં આપણા દેશમાંથી રેશમની સારી નિકાસ થાતી હતી; પરંતુ પછી ઉત્તેજન વગર એ ઉદ્યોગ માઠી સ્થિતિમાં આવ્યો. રેશમની પેદાશ હિંદમાં નીચે મુજબ છે. (૧૯૩૭-૩૮) શેતુરનું વાવેતર ૪૩,૫૬૦ એકરોમાં થાય છે. રેશમના કીડા ઉછેરનારાઓની સંખ્યા ૫૮,૨૦,૯૮ ની છે. રેશમી માલ વણવાના યંત્રો ૨૮૪૦ છે. એ મીલોમાં કુલ ૬૧,૪૮૫ મજુરો કામ કરે છે. આ ઉદ્યોગને લીધે નીચે મુજબ રેશમ હિંદના પ્રાંતોમાં થાય છે. મ્હૈસુર ૮૦,૦૦,૦૦ રતલ બંગાલ ૪૦,૦૦,૦૦ મદ્રાસ ૧,૧૫,૦૦૦ રતલ.

જગતમાં રેશમની પેદાશ નીચે મુજબ હતી. (૧૯૩૭) જાપાન ૬૪,૦૦,૦૦,૦૦, ઇંટાલી ૬૬,૦૦,૦૦૦, કોરીઆ, ૨૮,૦૦,૦૦૦, રશિઆ ૩૭,૦૦,૦૦૦ ગ્રીસ ૭૦,૦૦,૦૦ તુર્કી ૪,૦૦,૦૦૦ બલ્ગેરીઆ ૭,૦૦,૦૦૦ આપણે આ ઉદ્યોગમાં પછાત છીએ.

બનાવટી રેશમ ઘાસ, અને જૂનાં ચીથરાંમાંથી બને છે. રદ્દી કાગળોમાંથી પણ બને છે. જાપાન અને ઈટાલીએ આ ઉદ્યોગમાં ઘણી પ્રગતિ કરી છે. હિંદમાં એ ઉદ્યોગનો વિકાસ નથી. એ બનાવટી રેશમનું કપડું ખૂબ ચમકદાર અને મુલાયમ હોય છે, પણ ટકાઉ નથી. દર વરસે આપણે મોટી રકમનું બનાવટી રેશમ પરદેશોથી આયાત કરીએ છીએ.

૧૯૩૪-૩૫ માં ૩૫૯ લાખ રૂપિયા
૧૯૩૬-૩૭ માં ૩૮૫ લાખ રૂપિયા
૧૯૩૭-૩૮ (૧૦ માસ) ૪૪૧ લાખ
૧૯૩૫-૩૬ માં ૩૧૫ લાખ રૂપિયા
૧૯૪૦-૪૧ માં ૫૪૪ લાખ.
૧૯૪૧-૪૨ માં ૩૪૯ લાખ.

હિંદમાં બનાવટી રેશમનાં કારખાનાં સ્થાપાઇ શકે તેમ છે. કાચા પદાર્થો જેવા કે ઘાસ જૂના રદ્દી કાગળો, લાકડા અથવા વાંસનો માવો પુષ્કળ મળે તેમ છે. ટુંકાં તારના કપાસમાંથી પણ બની શકે છે. એના માટે રસાયનો કોસ્ટીક એસિડ, સોડા કાર્બન ડી સલ્ફાઇડ, સલ્ફરીક એસિડ, એમોનીયમ સલ્ફેટ ઝિંક સલ્ફેટ, બ્લીચિંગ લીકવીડ અને સાબુન અહીં મળી શકે છે.



**લખનૌ** : એ એક સંયુક્ત પ્રાંતનું મુખ્ય શહેર છે. લખનૌ આઉધનું મુખ્ય શહેર તથા નવાબની રાજ્યધાની હતી. લખનૌ પ્રાંતનું ક્ષેત્રફળ ૯૬૭ ચો. માઇલનું અને વસતિ ૯,૪૯,૭૨૮ માણસોની છે. ભાષા હિંદુસ્તાની બોલાય છે. વરસાદ દર વરસે ૩૬ ઈંચની સરેરાશ પડે છે. લખનૌ શહેરની વસતિ ૩,૮૭,૧૭૭ ની છે. નવાબના સમયનાં સ્થાપત્યો સુંદર અને દર્શનિય છે. ઇસ્ટ ઇન્ડિયા રૈલ્વે ઉપર આવેલું વેપારનું મુખ્ય સ્થાન છે. લખનૌમાં હાથઉદ્યોગનું કાપડ, રંગીન વસ્ત્રો, ધાતુ કામ, હાથીદાંતની કોતરણી અને માટીકામ સારૂં થાય છે. રૈલ્વે વર્કશૉપ, વિજળીક કારખાનું, બરફનું કારખાનું અને એક કાગળની મિલ છે. અનાજના વેપારનું મથક છે.

**લવિંગ** અથવા લવંગ : (Cloves) એ તેજાનાની વસ્તુ મુખ્યત્વે જંગબાર અને પેમ્બા ટાપુમાં થાય છે. હિંદમાં એનો પાક નજીવો છે. લવિંગના મોટાં સુંદર વૃક્ષો થાય છે. જંગબારમાં લવિંગનો વેપાર હિંદી વેપારીઓના હાથમાં છે. જંગબારથી હિંદમા મોટી રકમનું લવિંગ આયાત કરાય છે. ૧૯૪૦–૪૧ માં જંગબાર અને પેમ્બાથી ૪૯,૦૦૦ હંડ્રવેટ કિંમત રૂપિયા ૨૫ લાખના અને ૧૯૪૧–૪૨ માં ૮૬,૦૦૦ હંડ્રવેટ કુલ કિંમત ૪૯ લાખ રૂપિયાની હિંદમાં આયાત કરાયાં હતાં. લવિંગના ગુણોઃ રૂચિકર, તીખું, ચક્ષુષ્ય, ઉષ્ણ, પાચક, અગ્નિદીપક છે. વાયુ, પિત્ત, કફ, આમ, ઉધરસ, શૂળનો નાશ કરે છે. શરદી ઉપર લવિંગનો કાઢો અપાય છે. અપચા, આફરા ઉપર અને બીજા ઘણાં રોગોમાં વપરાય છે.

**લસણ** : આ વનસ્પતિ હિંદમાં પુષ્કળ થાય છે. એના કંદને સૂકવીને ચાળી અને રસોઈમાં વાપરે છે. ઔષધોમાં પણ ઘણું વપરાય છે. લસણની કળીઓ સ્વાદને વધારે છે. એમાં વાયુનાશની શક્તિ છે. પણ સ્વભાવે ગરમ છે. લસણના ગુણોઃ ગુરૂ, ઉષ્ણ, વીર્યપ્રદ, તીખું, રસાયણ, પાચક, મધુર, હાડકાંને સાંધનાર, કંઠ સુધારનાર, બળકર, વર્ણકર, બુદ્ધિ વધારનાર, ચક્ષુષ્ય અને અગ્નિદીપક છે. અરૂચિ, કફ, વાયુ, કૃમિ, હૃદયરોગ, સોજો, હેડકી, દમ, શ્વાસ, ગુલ્મ, શૂળ, અપચો, અરૂચિ, ઉધરસનો નાશ કરે છે. અનેક રોગો ઉપર એ અપાય છે. વેપારની વસ્તુ છે.

**લંડન**: ગ્રેટબ્રિટનની આ રાજ્યધાનીનું શહેર જગતનું સૌથી મોટું શહેર છે. એનું ક્ષેત્રફળ ૭૪,૮૫૦ ચો. માઇલનું છે. અને વસતિ ૯૦ લાખની ગણાય છે. જગતમાં વેપાર અને શરાફી માટે એ રાણી રૂપે કહેવાય છે. લંડનમાં વેસ્ટ મિનિસ્ટર એબી, પાર્લામેન્ટ હાઉસ, બકીંગહામ પેલેસ, બ્રિટિશ મ્યુઝિયમ, ચિત્રગેલેરીઓ, પ્રાણીબાગ અને સેન્ટપોલનું મંદિર દર્શનિય છે. આખા શહેરમાં ટ્રામ્વે, બસો અને જમીન નીચેની રૈલ્વે ચાલે છે. લંડન એ ખુબ ધનવાન શહેર છે. ૧૯૪૧ના ઑગસ્ટથી અક્ટોબર સુધી ત્રણ માસમાં લંડન ઉપર બોમ્બર વિમાનો મૂકી જર્મનોએ એ શહેરની ભારે ખાનાખરાબી કરી હતી. ૧૯૪૪ માં પણ ઉડતા બોમ્બો મૂકી જર્મનોએ લાખો ઘરોને જમીનદોસ્ત કર્યાં છે. લંડનમાં ટેમ્સ નદી વહે છે. આખા બ્રિટિશ સામ્રાજ્યનું એ કેન્દ્રસ્થાન છે. એ જાહોજલાલીની ટોચે પહોંચ્યું છે.

**લાયબ્રેરીઓ** : જગતમાં દરેક પ્રજા પોતાના જ્ઞાનનો વિકાસ કરવા પુસ્તકાલયો ખોલે છે. અમેરિકામાં તો દરેક ગામમાં લાયબ્રેરી હોવી જ જોઇએ. રશિયામાં પણ સોવિયેટ સરકારે પુષ્કળ લાયબ્રેરીઓ (હજારો) ખોલી ત્યાંની પ્રજામાં ભારે વાંચનભૂખ જગાડી છે. પરંતુ હિંદમાં લાયબ્રેરીઓનો વિકાસ ઘણો થોડો છે. પશ્ચિમના દેશોમાં સારાં પુસ્તકોની સેંકડો આવૃત્તિઓ થાય છે, હિંદ આ વિષયમાં ઘણું પછાત છે. કારણ કે હિંદમાં અક્ષરજ્ઞાન ઓછું છે. પશ્ચિમના દેશોની પ્રજા ૯૫–૯૭ ટકા અક્ષરજ્ઞાન ધરાવે છે, ત્યારે બ્રિટિશહિંદની પ્રજા માત્ર ૧૧ ટકા જ અક્ષરજ્ઞાન ધરાવે છે. બ્રિટનમાં ત્યાંની પ્રજાના ૧૮.૮ ટકા ભાગ શિક્ષણ લેવા શાળાઓમાં જાય છે. જાપાનની પ્રજાનો ૧૯ ટકા ભાગ, યુ. સ્ટેટ્સના ૨૩.૭ ભાગ, કેનેડાનો ૨૪.૪ ટકા ભાગ નિશાળોમાં જાય છે. ત્યારે બ્રિટિશ હિંદમાં માત્ર ૪.૬૭ ટકા જેટલો નાનો ભાગ જ સ્કૂલોમાં જાય છે. ૨૧ જણામાંથી એક જણ સ્કૂલનો લાભ બ્રિટિશ હિંદમાં લે છે. બ્રિટિશ હિંદ પોતાના દરેક વિદ્યાર્થી પાછળ સરેરાશ રૂ. ૨૨.૩ ખર્ચે છે. જ્યારે જાપાન દરેક વિદ્યાર્થી દીઠ રૂ. ૫૮, ગ્રેટબ્રિટન રૂ. ૧૭૨, કેનેડા રૂ. ૧૯૯ અને યુનાઇટેડ સ્ટેટ્સ પોતાના દરેક બાળક પાછળ રૂ. ૨૭૫ ખર્ચે છે. આથી હિંદમાં વાંચનભૂખ બહુ ઓછી છે. લાયબ્રેરીઓનો વિકાસ થતો નથી.

**લાકડું** : હિંદી જંગલોમાં પુષ્કળ લાકડું થાય છે. લાકડું ઈમારતીકામમાં અને બાળવાના કામમાં મુખ્યત્વે આવે છે. હિંદી સરકારના જંગલ ખાતાના હાથમાં ૧૦,૬૦૦૦ ચો. માઇલોના રિઝર્વ જંગલો છે. તેમાંથી ૧૯૩૧–૩૨ માં પોંડ ૨૫,૯૮,૭૯૭ એટલે સવા ત્રણ કરોડ રૂપિયાની ચોકખી

પેદાસ હિંદી સરકારને થઇ હતી. હિંદનાં જંગલોમાંથી સરકારને ૩૦ા કરોડ ક્યુબિક ફીટ લાકડું મળ્યું હતું. બ્રહ્મદેશને હિંદથી જુદો પાડવામાં આવ્યો છે. તેમ ત્રણ વરસો થયા એ દેશ જાપાનીઝોએ જીતી લીધો છે, એટલે એની પેદાશના ૮ા કરોડ ક્યુબિક ફીટ લાકડું બાદ જતાં હિંદની પેદાશનું બાકી ૨૨ કરોડ ક્યુબિક ફીટ લાકડું રહે છે. જંગલોની ઉપર વિશાળ નાણાં ખર્ચી સર્વત્ર પદ્ધતિસર વાવેતર કરી પાકા સાગ, મેહોગની અને સીસમ જેવા ઉપયોગી લાકડાના વૃક્ષો ઉગાડવામાં આવે તો આ લાકડાની પેદાશ સહેજે બેવડાવી શકાય તેમ છે. મુખ્યત્વે દેવદાર, શાગ, સીસમ, લાલ લાકડું, એંગનું લાકડું, મટી, પદાક, પ્યાંકડો અને મેહોગની જાતના લાકડા આપણાં જંગલોમાંથી મળે છે. ૧૯૩૧–૩૨ માં આપણાં જંગલો અને લાકડાની રિથતિ નીચે મુજબ હતી.

| | |
|---|---|
| બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ ચો. માઇલ | ૧૧,૦૧,૯૦૨ |
| રિઝર્વ જંગલ ચો. માઇલ | ૧,૦૫,૯૬૦ |
| રક્ષિત જંગલ ચો. માઇલ | ૬,૬૮૨ |
| અક્ષરક્ષિત ચો. માઈલ | ૧,૩૩૧૮૯ |
| ટોટલ ચો. માઇલ | ૨,૪૫૮૩૧ |
| લાકડું ઇમારતી અને બળતણની પેદાશ ક્યુ. ફી. | ૩૦,૫૯,૧૧,૫૩૮ |
| પરચુરણ લાકડાંનો પેદાશ ,, | ૧,૧૩,૨૭૩,૯૭ |

બ્રિટિશ હિંદની કુલ જમીનના ૨૨ ટકા જમીનમાં લાકડાંના જંગલો છે.

પાકા સાગ લાકડાની મુખ્યત્વે નિકાસ બ્રહ્મદેશમાંથી થતી હતી. પરંતુ ૧૯૨૩ થી મદ્રાસથી રોઝવુડ, આંદામાનથી પડાક જાતનું લાકડું (આંદામાનના ટાપુ જાપાનના કબજામાં છે.) લંડનની બજારમાં પસંદ થયાં હતાં. હિંદમાં બ્રહ્મદેશથી પુષ્કળ પાકો સાગ આયાત કરાતો હતો એની વાર્ષિક કિંમત ૭ા લાખ પૌંડ એટલે ૧ કરોડ રૂપિયા જેટલી આશારે હતી. બ્રહ્મદેશના જંગલો મોટેભાગે બોમ્બે બરમા ટ્રેડીંગ કંપની નામે એક અંગ્રેજી કંપનીની માલેકીના હતા. બ્રહ્મદેશનો વિજય આ કંપનીના વાંધાને મહત્વ આપી લોર્ડ ડેલહાઉસીએ કર્યો હતો.

બ્રિટિશ હિંદમાંથી નીચે મુજબ લાકડું પરદેશો ખાતે ચડ્યું હતું.

| વર્ષ | જથ્થો કયુબિક ટન | કિંમત પાઉન્ડમાં |
|---|---|---|
| ૧૯૧૩–૧૪ | ૫૮૬૭૨ | ૫૭૧૬૩૬ |
| ૧૯૧૮–૧૯ | ૩૩૩૧૩ | ૪૨૩૩૯૦ |
| ૧૯૩૪–૩૫ | ૪૪૭૩૬ | ૭૦૯૯૯૩ |
| ૧૯૩૫–૩૬ | ૫૯૩૦૬ | ૮૪૬૪૭૫ |

બ્રહ્મદેશને હિંદમાંથી છુટું કર્યા પછી લાકડાથી હિંદમાંની નિકાશ ઘણી ઘટી ગઈ છે ને માત્ર ૨ થી ૩ હજાર ટન પાકું લાકડું કિંમત ત્રણથી ચાર લાખ રૂપિયા જેટલું પરદેશ ચડ્યું હતું. બીજું લાકડું ૧૯૩૯–૪૦ માં ૧૧ા લાખનું અને ૧૯૪૦–૪૧માં ૭ા લાખ રૂપિયાની કિંમતનું નિકાશ થયું હતું.

બ્રિટિશ હિંદમાં ૧૯૩૯–૪૦ માં કુલ ૨,૬૯,૭૩,૦૦૦ નું અને ૧૯૪૦–૪૧માં રૂપિયા ૨,૮૯,૩૩,૦૦૦નું અને ૧૯૪૧–૪૨ માં કુલ ૨,૮૭,૫૨,૦૦૦ નું લાકડું પરદેશોમાંથી આયાત કરવામાં આવ્યું હતું. આમાં મુખ્યત્વે બ્રહ્મદેશથી આયાત કરાયું હતું. યુદ્ધના વરસોમાં લાકડાંની હિંદમાં આયાત બંધ જેવી છે. આથી એની કિંમત ઘણી વધી ગઈ છે. હિંદનાં જંગલો હિંદના સર્વે પ્રાંતોને પૂરું પાડે એટલું લાકડું આપી શકતાં નથી. આથી દર વરસે પરદેશોથી આયાત કરવી પડે છે.

**લાખ** : કેટલીક જાતના વૃક્ષોમાં ઝીણા જંતુઓ થાય છે. તે એક જાતનો રસ એ વૃક્ષની છાલ ઉપર પેદા કરે છે એને લાખ કહે છે. એ હિંદનો અતિ જુનો ઉદ્યોગ છે. અને હિંદની મોનોપોલી જેવો છે. લાખ મધ્યપ્રાંત, બંગાળ, ઓરીસ્સા અને સંયુક્ત પ્રાંતના જંગલોમાં થાય છે. ૧૯૩૪માં હિંદમાં ૧૦,૨૭,૫૦૦ મણ લાખ પેદા થઈ હતી. હિંદમાં એનો ઉપયોગ રમકડાં, ચુડીઓ વિગેરે માટે થાય છે. પરદેશોમાં એ ફ્રોનોગ્રાફની ચુડીઓ બનાવવામાં કામ લાગે છે. આથી પરદેશોમાં લાખની માંગ ઘણી સારી છે. અમેરિકા ફ્રોનોગ્રાફની ચુડીઓ માટે ઘણી લાખ ખરીદે છે. લાખની નિકાસ ૧૯૪૧–૪૨માં ૭૬,૪૦૦ હંડ્રવેટની થઇ હતી. તેની કિમત રૂપિયા ૪૯૨ લાખ જેટલી મળી હતી. અમેરિકાએ એમાંથી ૩,૪૦,૦૦૦ હંડ્રવેટ લાખ ખરીદી હતી.. ૧૯૪૦–૪૧ ના વરસમાં લાખની નિકાસ ૫,૯૪,૫૦૦ હંડ્રવેટ કિંમત રૂપિયા ૨૨૫ લાખની થઇ હતી. લાખની ૧૯૪૧–૪૨ની નિકાસમાં ૪,૫૬,૦૦૦ હંડ્રવેટ ચોકખી લાખની અને ૨,૭૧,૨૦૦ ટન લાખની લાકડાની નિકાસ થઇ હતી. લાખમાંથી, કાશ્મીર અને સિંધમાં લાકડા ઉપર ચડાવી સરસ દેખાવવામાં લેકરવર્કસના પદાર્થો બનાવે છે. ભાવ મણના રૂ. ૩૦ સાધારણ રીતે હોય છે. પણ હમણાં યુદ્ધને લીધે રૂ. ૬૦–૭૦ જેટલા થઈ ગયા છે. વાર્નીશ માટે પણ એનો મોટો ઉપયોગ છે. લાખ ઉપર સંશોધન માટે હિંદી સરકારે મણે ચાર આના જકાત નાંખી છે.

**લાહોર** : પંજાબની રાજ્યધાનીનું શહેર છે. પંજાબના લાહોર જીલ્લાનું ક્ષેત્રફળ ૩,૬૪૮ ચો. માઇલનું છે. એની વસતિ ૧૩,૭૮,૫૭૦ ની છે. ભાષા પંજાબી અને ઉર્દૂ છે. વરસાદ એવરેજ ૨૩ ઇંચ પડે છે. લાહોર શહેરની વસતિ ૪,૨૯,૭૪૭ ની છે. રાવી નદી ઉપર એ શહેર છે. જહાંગીરનો રોઝો, કિલ્લો મ્યુઝિઅમ અને પશુશાળા જોવા જેવાં છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું એ મુખ્ય જંકશન છે. વેપારનું એ મોટું મથક છે. નાનાં નાનાં ઉદ્યોગોનાં કારખાનાંઓ ઘણાં છે.

**લીપ ઈઅર**: દર ચોથે વર્ષે જે ઇસુના વરસને ચારે ભાગવાથી શૂન્ય આવે તે વરસને લીપ ઇઅર કહે છે. તેમાં ફેબ્રુઆરી માસમાં ૨૮ ને બદલે ૨૯ દિવસ રાખે છે. જ્યોતિષની ગણત્રી મેળવવા એટલે વરસને મેળવવા આ પ્રમાણે ગણાયું છે.

**લીબીઆ** : આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્રને કાંઠે આ દેશ આવ્યો છે. એનું અગાઉ નામ ત્રીપોલી હતું. સોળમી સદીમાં આ દેશ તુર્કીએ લીધો હતો. ૧૯૧૧ માં ઇટાલીએ આ દેશ તુર્કી પાસેથી જીતી લીધો. ૧૯૪૩ માં આ દેશ ગ્રેટબ્રિટને ઇટાલી સામે લડીને જીતી લીધો છે. લીબીઆના રણમાં મોટાં યુધ્ધો આધુનિક શસ્ત્રોથી થયાં હતાં. ઈટાલીને જર્મન સૈન્યોની મદદ હતી. લીબીઆના ચાર જીલ્લા ત્રીપોલી, મીસુરારા, બેન્ગાઝી અને ડર્નામાં મોટાં યુધ્ધો અને ધરી રાજ્યો [ઇટાલી, જર્મની] વચ્ચે થયા હતા. લીબીઆ મોટો દેશ છે. પણ ઘણો ખરો ભાગ રેતીના રણથી છવાયેલો છે. એનું ક્ષેત્રફળ ૪,૨૦,૫૦૦ ચો. માઇલનું છે. એની વસતિમાં ૫૦૦૩૫૬ મુસ્લિમો [મોટે ભાગે લીબીઅન અને આરબો] અને ૩૬૦૦૦ ઇટાલીઅનો છે. મુખ્ય

શહેર ત્રોપોલીની વસતિ ૬૧૦૦૦ ની છે. ખેતી પેદાશ ૧૯૩૪–૩૫ માં ૭ કરોડ હતી. ખર્ચ ૨૧ કરોડ જેટલું હતું. ઇટાલી ખુટતી રકમ દર વરસે આપતું હતું.

આવડા મોટા દેશમાં માત્ર ૧૭૨૩૨ ચો. માઈલનો ભૂમધ્ય કાંઠાનો પ્રદેશ જ ખેતીને લાયક છે. આ દેશમાં ૫૦ હજાર ટન ખજુર, ૨૦૦૦૦ ટન જવ, ૪૦૦૦ ટન ઘઉં થાય છે. ભૂમધ્યને કાંઠે ઓલીવ, બદામ, દ્રાક્ષ, નારંગી અને શેતુર, અંજીરના પુષ્કળ ઝાડો છે. માછીમારનો ધંધો વ્યાપક છે. વેપાર ઈટાલી સાથે મુખ્યત્ત્વે છે. ૨૭૩ માઈલની રેલ્વે, ૨૮૨૦ માઇલના રસ્તા છે. ૧૯૪૩ ના યુદ્ધમાં રણમાં પણ રણગાડીઓ માટે સીમેન્ટના હજારો માઇલના પાકા રસ્તા બાંધ્યા છે. ભૂમધ્ય સમુદ્ર ઉપર હોવાથી સ્ટીમરોનો વ્યવહાર પણ સારો છે.

**લીલી દ્રાક્ષ :** પરમાત્માએ આ ઉત્તમ મેવો લોકો માટે બનાવ્યો છે. દ્રાક્ષમાં ઘણી જાતો છે. પરંતુ સૌ સ્વાસ્થ્ય માટે ઉપયોગી છે. લીલી દ્રાક્ષથી પેટ સાફ થાય છે, ગરમીના દિવસમાં એ આરોગ્યને સારૂં રાખે છે. કાચી દ્રાક્ષ ખાટી હોવાથી ખરાબ છે. દ્રાક્ષમાં કાળી, કીસમસ, અંગુર, ગુલાબી એવી ઘણી જાતો થાય છે. દ્રાક્ષમાંથી દારૂ ફ્રાન્સમાં મોટા પ્રમાણમાં નીકળે છે. એ ઉંચી જાતનો ગણાય છે.

**લીવરપુલ :** ગ્રેટ બ્રિટનનું મોટું બંદર છે. સાત માઈલ લાંબા ડક્કા પર બાંધેલ છે. એનું ક્ષેત્રફળ ૨૪,૭૯૫ ચો. માઇલોનું અને વસતિ ૮૫૯૨૦૦ ની છે. લેંકેશાયર માટે કપાસ અહીં મોટા પ્રમાણમાં આયાત થાય છે. બ્રિટનનો સમુદ્રમાર્ગેનો મોટો વેપાર આ બંદરેથી ચાલે છે.

**લીસ્બન :** પોર્ટુગલનું મુખ્ય શહેર છે. વસતિ ૯ લાખની અને ક્ષેત્રફળ ૧,૦૬૨ ચો માઇલનું છે. પોર્ટુગીઝ સંસ્થાનો સાથે વેપાર સમુદ્ર માર્ગે થાય છે. લીસ્બનનું મોટું બંદર છે.

**લીંબુ :** ખાટાં ફળોમાં આ સૌથી ઉપયોગી અને સ્વાસ્થ્ય આપનાર ફળ છે. આખા જગતમાં એનો ફેલાવો અને પેદાસ થાય છે. હિંદમાં પણ દરેક પ્રાંતમાં લીંબુ થાય છે. લીંબુ ખોરાકમાં સ્વાદ આણે છે. ઔષધોમાં પણ એના ઉપયોગ છે. એનું સરસ શરબત બને છે. વાયુ, અરુચિ, દાંતના રોગ અને ઉદર રોગોને માટે વપરાય છે. લીંબુની છાલમાંથી કિંમતી તેલ નીકળે છે. એનાથી ચામડીનાં દર્દો પણ મટે છે.

**લેનીનગ્રાડ :** રશિઆની જૂની રાજયધાની સેન્ટ પીટસબર્ગ અથવા પીટરોગ્રેડનું નામ બદલાવીને સોવિએટ રશિયાએ આ નામ રાખ્યું છે. એ નીવા નદી ઉપર છે. શિયાળામાં બરફથી બંધાઈ જાય છે. એની વસતી ૩૦ લાખની છે. હમણાં વિશ્વયુદ્ધમાં જર્મનોએ એને ઘેરો ઘાલ્યો હતો, પણ જર્મનોને ઘેરો ઉઠાવી પાછા હઠવું પડયું છે. એની વસતી ૨૭,૭૬,૦૦૦ ની છે. એમાં એક વિશ્વવિદ્યાલય છે. બરફને લીધે શહેરમાં શિયાળામાં ખૂબ ઠંડી રહે છે.

**લેંડ મોર્ટગેજ બેંકો :** હિંદના ખેડૂતો ઉપર કુલ ૯ અબજ રૂપિયા જેટલું કરજ છે. બેન્કિંગ ઇન્કવાયરી કમિટીએ નીચે મુજબ કરજ ગણાવ્યું હતું:

| પ્રાંત | કરોડ રૂપિયા |
|---|---|
| આસામ | ૨૨ |
| બંગાળ | ૧૦૦ |
| મુંબઇ | ૮૧ |
| મધ્યપ્રાંત | ૩૬ |
| બર્મા | ૫૦–૬૦ |
| બિહાર ઓરિસ્સા | ૧૫૫ |
| કૂર્ગ | ૩૫–૫૫ |
| મદ્રાસ | ૧૩૦ |
| પંજાબ | ૧૩૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨૪ |

શાહુકારો ખેડૂતો પાસેથી ૯ ટકાથી ૩૨ ટકા વ્યાજ લે છે, આથી ખેડૂતોને સસ્તે દરે નાણાં પૂરાં પાડવા ખેતીવાડી શાહી કમિશને સહકારી ધોરણે લેન્ડ મોર્ટગેજ બેન્ક સ્થાપવા ભલામણો કરી હતી. ખેડૂતોનું શાહુકારોનું લેણું ભરપાઇ કરીને સહકારી ધોરણે ખેડૂતને ધીરનારી બેન્કો સ્થાપવાની હતી. રીઝર્વ-બેન્કને આ કામ સોંપાશે એવું કહેવાતું હતું; પરંતુ હજી સાધારણ થોડી શરૂઆત સિવાય વધારે યોગ્ય કામની પ્રગતિનો અભાવ જોવામાં આવે છે.

**લૉઇડ બેરેજ :** સિંધુ નદીના પાણીને સક્કર પાસે અટકાવવાને મોટો બંધ પચીસ કરોડ રૂપિયાને ખર્ચે નહેરો સાથે બાંધવામાં આવ્યો છે. આ બંધની લંબાઇ ૧ માઇલની છે. તેમાં ૬૦ ફીટ પહોળી એવી ૬૬ કમાનો છે. આ બંધમાં ૧,૪૦૦ મણ વજનનું એક એક બારણું વિજળીથી ઊંચે નીચે થાય છે. બારણાની ઊંચાઇ ૧૮ ફીટ છે જ્યારે નહેરોને માટે પાણીની જરૂર હોય ત્યારે દરવાજા બંધ કરે છે. દરવાજા ખોલે એટલે પાણી પાછું અસલ પ્રવાહમાં વહે છે. આમાં સાત મુખ્ય નહેરો છે. જમણા કાંઠા ઉપર નોર્થવેસ્ટ, રાઇસ અને દાદુ એ ત્રણ નહેરો અને ડાબી બાજુએ પૂર્વ નાળો, ખૈરપુર ફીડ રાઈસ્ટ, રોહરી અને ખૈરપુર ફીડર વેસ્ટ નેરો છે. કુલ નાની મોટી ૪,૪૦૦ માઇલની નહેરો છે. તેમાંથી ૧૮ લાખ એકર જમીનને પાણીનું પીત મળે છે. કરોડો મણ અનાજ આ જમીનમાં પાકે છે.

**લોકલ બૉર્ડો :** જીલ્લાઓમાં સ્થાનિક સ્વરાજ્ય આપવા માટે લોકલ બોર્ડોની સ્થાપના કરવામાં આવી છે. દેશના જુદાજુદા ભાગોમાં આવી પાંચ સંસ્થાઓ એક જ જાતનું કામ કરે છે. દરેક જીલ્લામાં જીલ્લા લોકલ બૉર્ડ હોય છે. તેની નીચે યુનિઅન બૉર્ડો હોય છે. રસ્તાઓ, દવાખાનાંઓ, બત્તીઓ વગેરેનો આ બૉર્ડો પ્રબંધ કરે છે. બધી સંસ્થાઓમાં લોકનિયુક્ત સભ્યો, પ્રમુખ અને ઉપપ્રમુખ હોય છે. વહીવટના અધિકારી સરકારી હોય છે. જિલ્લાબોર્ડો નીચલી બોર્ડોના કામકાજ ઉપર દેખરેખ રાખે છે. પોતાની પેદાશનો અમુક ભાગ એ યુનિયન બૉર્ડોને આપે છે. વેરો, પ્રદર્શનો, મેળાઓ, જમીન કે મકાનના વેચાણ ઉપર વેરો, મકાનભાડું, રેલ્વે કે નહેરનું ઉત્પન્ન એ એમની આવકનાં સાધનો હોય છે. કેળવણી આરોગ્યતા એના કામની મર્યાદામાં આવી જાય છે. આખા હિંદમાં ૨૨૧ જીલ્લા બૉર્ડો, ૫૫૬ તાલુકા બોર્ડો અને ૮૦૦ યુનિયન બૉર્ડો છે; પરંતુ હવે એમાંનાં ઘણાં રદ થતાં જાય છે. ગ્રામ પંચાયતો જીલ્લાબૉર્ડની નીચે કામ કરે છે.

**લ્હાસા :** ટીબેટનું મુખ્ય શહેર છે. એમાં ટીબેટનો ધર્મગુરુ રાજ્યકર્તા દલાઇ લામા રહે છે.





**વસતિગણત્રી :** દર દશ વરસે વસતિની ગણત્રી થાય છે. છેલ્લી ગણત્રી ૧૯૪૧ માં થઈ હતી. હિંદની વસતિ વધતી જાય છે. અકબરના જમાનામાં દશ કરોડની વસતિ હોવાનું અનુમાન થાય છે. હિંદની વસતિ ગણત્રીનું કામ ઈ. સ. ૧૮૪૯ થી શરૂ કરવામાં આવ્યું છે; પરંતુ વ્યવસ્થિત રીતે ઇ. સ. ૧૮૭૨ માં આ કામ ચાલુ થયું છે. વસતિનો વધારો નીચે મુજબ છે.

| ઇ. સ. | કુલ વસતિ | વધારો ટકા |
|---|---|---|
| ૧૮૭૨ | ૨૦,૬૧,૬૨,૩૬૦ | |
| ૧૮૮૧ | ૨૫,૩૮,૯૬,૩૩૦ | ૨૩.૨ |
| ૧૮૯૧ | ૨૮,૭૩,૧૪,૧૭૧ | ૧૩.૨ |
| ૧૯૦૧ | ૨૯,૪૩,૬૧,૦૫૬ | ૨.૫ |
| ૧૯૧૧ | ૩૧,૫૧,૫૬,૩૯૬ | ૭.૧ |
| ૧૯૨૧ | ૩૧,૮૯,૪૨,૪૮૦ | ૧.૨ |
| ૧૯૩૧ | ૩૫,૨૮,૩૭,૭૭૮ | ૧૦.૬ |
| ૧૯૪૧ | ૩૮,૮૦,૦૦,૦૦૦ | ૧૫.૨ |

હિંદમાં બાળમરણનું મોટું પ્રમાણ છે. પ્લેગ, કોલેરા, ઈન્ફલ્યુએન્ઝા, ક્ષય, મેલેરિઆ, ચુમ્પો, ધરતીકંપ, દુકાળો, પાણીની રેલો અને બીજી ઈશ્વરી આફતોથી હિંદમાં મરણપ્રમાણ વધારે છે, છતાં વસતિ વધે છે. હમણાં (૧૯૪૪ માં) હિંદની વસતિ ૪૦ કરોડ જેટલી છે. ભવિષ્યમાં જો ૬૦ કરોડની વસતિ ૩૦ વરસોમાં હમણાના પ્રમાણમાં થશે, તો હિંદ માટે પૂરતી ખોરાકી પેદા કરવાનો પ્રશ્ન બહુ જ સમસ્યા ભરેલો થઈ પડશે. હિંદને આવડી મોટી વસતિના ઉદારનિર્વાહનો પ્રશ્ન બહુ મુશ્કેલી ભરેલો લાગશે. હિંદીઓને પરદેશોમાં ક્યાંયે જવાના દ્વાર ખુલ્લાં નથી. આથી ભાવિ પ્રકાશમય નથી. છેલ્લી ગણત્રીમાં બ્રહ્મદેશને સામેલ રાખવામાં આવ્યું નથી. ૧૯૪૧ માં દર ચોરસ માઇલે ૨૪૬ જેટલી ગીચતા થઈ છે. તે ખેતી ઉપર નભનારી પ્રજાને માટે બહુ વધારે પડતી ગણાય. ગીચતા પણ સરખી નથી. બલુચિસ્તાનના પાર્વતીય ભાગોનાં દર ચો. માઇલે માત્ર ૬.૫ મનુષ્યની અલ્પ સંખ્યા વસે છે. જ્યારે કોચીન રાજ્યનાં ગામડાઓમાં દર ચો. માઇલ ૪,૦૦૦ માણસ જેટલી ગીચતા છે. કોચીન, પૂર્વ બંગાળ, સંયુક્ત પ્રાંતોનો વાયવ્ય ખૂણો વગેરે છે. ગીચ વસતિવાળા દેશો જાપાન, જર્મની, બ્રિટન પોતાના માટે વિજયો મેળવી સંસ્થાનો સ્થાપે છે. ચીનનો પ્રશ્ન પણ હિંદના જેવો જ કપરો બન્યો છે.

હિંદની વસતિગણત્રીનું ખર્ચ ઓછામાં ઓછું આવે છે. ઈ. સ. ૧૮૯૧ માં ૨૫ લાખ રૂપિયા, ૧૯૨૧ માં ૪૦ લાખ રૂપિયા, ૧૯૩૧ માં ૪૫ લાખ રૂપિયા, ૧૯૪૧ માં પચાસ લાખ રૂપિયા ખર્ચ આવ્યું હતું. એને માટે ૧૫ લાખ જેટલી ગણત્રી કરનારાઓની મોટી ફોજ રોકવામાં આવી હતી. એમણે તે માટે ૩૭૦ ટન કાગળ વાપર્યો હતો. છેલ્લાં દશ વરસોમાં હિંદની વસતિમાં પાંચ કરોડનો વધારો થયો છે. છેલ્લાં પચાસ વર્ષોમાં હિંદની વસતિમાં દશ કરોડનો વધારો થયો હતો. હિંદમાં ટૂંકું આયુષ્ય, મોટું મરણપ્રમાણ અને ભયંકર દુકાળો તથા ચેપી રોગો રૂપી કાળ મોઢું ખોલી હઉ કરતો હોવા છતાં વસાત વધે છે. યૂરોપના મુખ્ય દેશો વસતિ વધારવા માટે ભારે પ્રયત્નો અને આર્થિક મદદ આપે છે. હિંદમાં વસતિ ઘટાડવા પ્રયત્નો કરવાની વાતો ચાલે છે. સામર્થ્યવાન અને નબળા દેશો વચ્ચે આ ફરક છે. હિંદમાં જમીન વધારે પ્રમાણમાં ખેતી માટે વાપરવી જોઈશે. તેમ જ ખેતી સુધારીને સારાં બીજો અને યોગ્ય ખાતરોથી ખેતીના પાકો વધારવાની ખૂબ જરૂર છે. હમણાં વિશ્વયુદ્ધને લીધે ખેતી વધારી ખોરાકીની અછત નિવારવા સરકાર ખૂબ ચળવળ કરે છે; પરંતુ તેનું સારું પરિણામ આવ્યું નથી. ખેતી સુધારણા માટે અબજો રૂપિયાનો ખર્ચો ભવિષ્યમાં સરકારને કરવો પડશે.

હિંદમાં વસતિના આંકડાઓમાં કેટલાક રસપ્રદ આંકડા નીચે મુજબ છે.

હિંદમાં પુરુષોમાં ૪૭.૯ ટકા અપરિણીત, ૪૬.૯ ટકા પરિણીત અને ૫.૪ ટકા વિધુર સ્ત્રીઓમાં છે. ૩૪.૬ ટકાઅપરિણીત, ૪૯.૯ ટકા પરિણીત અને ૧૫.૫ ટકા વિધવા છે. દર સો પુરુષે સ્ત્રીઓની સંખ્યા ૯૩ ની છે. આગલા વસતિગણત્રીમાં ૯૫ હતી. કોમવાર હિંદમાં નીચે મુજબ લોકો હતા.

| જાત | સંખ્યા |
|---|---|
| હિંદુઓ | ૨૦,૬૧,૧૭,૩૨૬ |
| હરિજનો | ૪,૮૮,૧૩,૧૮૦ |
| અનાર્યો | ૨,૫૪,૪૧,૪૮૯ |
| મુસલમાનો | ૯,૨૦,૫૮,૦૯૬ |
| હિંદી ખ્રિસ્તીઓ | ૬૦,૪૦,૬૬૫ |
| એંગ્લો-ઇન્ડિયનો | ૧,૪૦,૪૨૨ |
| બીજા ખ્રિસ્તીઓ | ૧,૩૫,૪૬૨ |
| શીખો | ૫૬,૯૧,૪૪૭ |
| જૈન | ૧૪,૪૯,૨૮૬ |
| પારસીઓ | ૧,૧૪,૮૯૦ |
| બુદ્ધધર્મીઓ | ૨,૩૧,૦૦૩ |
| યાહુદીઓ | ૨૨,૪૮૦ |
| પરચુરણ | ૪,૦૯,૮૭૭ |
| કુલ | ૩૮,૬૬,૬૬,૬૨૩ |
| વર્ગીકરણ વગરના | ૨૩,૩૧,૩૩૨ |
| કુલ વસતિ | ૩૮,૮૯,૯૭,૯૫૫ |

હિંદમાં શિક્ષિતો એટલે અક્ષરજ્ઞાન ધરાવનારાઓની સંખ્યા ૧૯૨૧ માં ૨,૨૬,૨૩,૬૫૧ ની એટલે ૭ ટકા હતી. ૧૯૩૧ માં ૨,૮૧,૩૧,૫૧૫ એટલે ૮ ટકા શિક્ષિતો હતા. ૧૯૪૧ માં ૯ ટકા સુધી પહોંચ્યા છીએ. બ્રિટિશ હિંદમાં કુલ ૯૪૦ પુરુષો અને ૯૩૩ સ્ત્રીઓનું દર હજારે પ્રમાણ આવ્યું છે.

હિંદમાં ૨૨૫ ભાષાઓ બોલાય છે. તેમાં કેટલાકોમાં તો નજીવો ફરક જ છે. બંગાળ દેશમાં ત્યાંની પ્રજાનો ૯૨ ટકા ભાગ બંગાલી ભાષા બોલે છે. હિંદમાં આ એક જ પ્રાંત છે કે જેમાં એક ભાષા આટલા મોટા પ્રમાણમાં બોલાય છે. હિંદમાં પ્રાંતો ભાષા બોલનારાઓની દૃષ્ટિએ સ્થાપવામાં આવ્યા નથી. આથી પ્રાંતોની રચના અનિયમિત થઈ છે. ભાષાઓના ૧૯૪૧ માં નીચે મુજબની સંખ્યામાં બોલનારા નોંધાયા હતા.

| ભાષા | બોલનારાઓ | ક્યાં બોલાય છે ? |
|---|---|---|
| પશ્ચિમ હિંદી | ૭,૧૫,૪૭,૬૭૧ | સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો અને હિંદમાં બધા પ્રાંતમાં ( દક્ષિણ સિવાય ) |
| પૂર્વની હિંદી | ૭૮,૬૭,૧૦૩ | ઊર્દૂ અને હિંદી મિશ્રિત ભાષા. |
| પંજાબી | ૮૫,૬૬,૦૫૧ | પંજાબમાં હિંદી અને પંજાબી બંને બોલાય છે. |
| ખેરવારી | ૪૦,૩૧,૯૭૦ | |
| બંગાળી | ૫,૩૪,૬૮,૪૬૯ | બંગાળમાં બોલાય છે. ૯૨ ટકા બંગાળીઓ આ ભાષા બોલે છે. |
| તેલુગુ | ૨,૬૩,૭૩,૭૨૭ | મદ્રાસ ઇલાકાનાં ઉત્તર ભાગમાં આંધ્ર દેશની ભાષા. |
| તામિલ | ૨,૦૪,૧૧,૬૫૨ | મદ્રાસ ઇલાકાના દક્ષિણમાં તામીલનાયડુ પ્રાંતોની ભાષા. |
| કાનડી | ૧,૧૨,૦૬,૩૮૦ | માઇસોર અને કાનડાની ભાષા. |
| મલયાલમ | ૯૧,૩૭,૬૧૫ | મલબારની કોચીન કલીકટ ત્રાવણકોરની ભાષા. |
| ઉડિયા | ૧,૧૧,૯૪,૨૬૫ | ઓરિસ્સા પ્રાંતની આ ભાષા છે. |
| ગુજરાતી | ૧,૦૮,૪૯,૯૮૪ | બૃહદ્ ગુજરાતની આ ભાષા છે. |
| બરમિઝ | ૮૮,૫૩,૫૩૮ | બ્રહ્મદેશના બરમા લોકોની આ ભાષા છે. |
| સિંધી | ૪૦,૦૬,૧૪૭ | સિંધ પ્રાંતની આ ભાષા છે. |
| પશ્ચિમની પહાડી | ૨૩,૨૫,૯૧૬ | પહાડોની આ ભાષા હિંદીની દૂરની સગી છે. |
| ભિલી | ૨૧,૮૯,૫૩૧ | મધ્યપ્રાંતના ભિલોની આ ભાષા છે. |
| બિહારી | ૨,૭૯,૨૬,૫૫૯ | બિહાર પ્રાંતની આ ભાષા છે. |
| મરાઠી | ૨,૦૮,૯૦,૬૫૮ | મહારાષ્ટ્રની એ ભાષા છે. |
| પંજાબી | ૧,૫૮,૩૯,૨૫૪ | પંજાબની આ ભાષાની લિપિ ગુરુમુખી છે. |
| રાજસ્થાની | ૧,૩૮,૯૭,૮૯૬ | રાજપુતાનાની અઠેકઠેની આ ભાષા છે. લિપિ હિંદી છે. |
| આસામિઝ | ૧૯,૯૯,૬૫૭ | આસામના નીચા ભાગની આ ભાષા છે, લિપિ નથી. |
| ગોંડી | ૧૮,૬૪,૮૭૮ | ગોંડ (અનાર્યો)ની આ મધ્યપ્રાંતની ભાષા છે. |
| પુસ્તી | ૧૬,૩૪,૪૯૦ | સરહદી લોકોની આ ભાષા અફઘાનને મળતી છે. |
| કાશ્મીરી | ૧૪,૩૮,૦૨૧ | કાશ્મીરની આ ભાષા છે. |
| કુરૂખ અથવા ઓરાઉન | ૧૦,૩૭,૧૪૨ | |
| અંગ્રેજી | ૩,૧૯,૩૪૯ | અંગ્રેજી અને એંગ્લો ઇન્ડિયનો બોલે છે. |

**મુખ્ય શહેરોની વસતિ**—કલકત્તા ૨૧ લાખ, મુંબઇ ૧૫ લાખ, મદ્રાસ ૭,૭૭,૪૮૧, હૈદ્રાબાદ(દક્ષિણ) ૭,૩૯,૧૫૯, લાહોર ૬,૭૧,૬૫૯, અમદાવાદ ૫,૯૧,૨૬૭, દિલ્હી ૫,૨૧,૮૪૯, કાનપુર ૪,૮૭,૩૨૪, અમૃતસર ૩,૯૧,૦૧૦, લખનૌ ૩,૮૭,૧૭૭, હાવરા ૩,૭૯,૨૯૨, કરાંચી ૩,૫૯,૪૯૨, નાગપુર ૩,૦૧,૯૫૦, આગ્રા ૨,૮૪,૧૪૯, બનારસ ૨,૬૩,૧૦૦, અલ્હાબાદ ૨,૬૦,૬૩૦, પૂના ૨,૫૮,૧૯૭, બેંગલોર ૨,૪૮,૩૩૪, મદુરા ૨,૩૯,૧૪૪, ઢાકા ૨,૧૩,૨૧૮, સોલાપુર ૨,૧૨,૬૨૦, શ્રીનગર ૨,૦૭,૭૮૭, ઈંદોર ૨,૦૩,૬૯૫ ની વસતિ છે.

બ્રિટિશ હિંદમાં ૧૯૩૯ માં દર હજારે મરણપ્રમાણ ૨૨.૨ તથા જન્મપ્રમાણ ૩૩.૬ નું હતું. ૧૯૩૯ માં કુલ ૯૩,૪૬,૧૪૫ જન્મ અને ૬૧,૬૫,૨૩૪ જન્મો થયાં હતાં. એ જ વરસમાં બાળ-મરણપ્રમાણ ૧,૦૦૦ પાછળ ૧૬૭ જેટલું હતું. હિંદમાં જાહેર આરોગ્ય ઉપર ખર્ચ ૧૯૩૮માં ૩,૮૯,૪૮,૬૧૭ રૂપિયા અને પેદાશ રૂપિયા ૩,૮૭,૪૦,૩૮૧ ની થઈ હતી. ૧૯૩૯ માં શહેર વિસ્તારમાં દર હજારે મરણપ્રમાણ ૨૫.૩ અને ગામડામાં ૨૧.૮ નું હતું. દર ૧૦૦ સ્ત્રીઓની એવરેજ પાછળ પુરુષોનું જન્મપ્રમાંણ ૧૯૩૯ માં ૧૦૯ હતું. હિંદમાં કુલ ૫,૬૫૦ હોસ્પીટલો અને ડિસ્પેન્સરીઓ હતી. તેમાં ૮ કરોડ લગભગ દર્દીઓની સારવાર થઈ હતી. હિંદમાં આશરે ૪૦,૦૦૦ ડૉકટરો છે. વકીલો ૬૦,૦૦૦ લગભગ છે.

**વહાણવટું**: હિંદ એ પંદર લાખ ચો. માઇલના વિસ્તારનો મોટો દેશ છે. એનો દરિઆ કાંઠો ૨,૫૦૦ માઇલ લાંબો છે, એના કિનારા ઉપર અનેક નાનાં મોટાં બંદરો છે. હિંદનો પરદેશી વેપાર ૪૩૦ કરોડ રૂપિયા જેટલો મોટો છે. સ્ટીમરો વહાણો બનાવાઓ, ફતેહમારીઓ પુષ્કળ પ્રમાણમાં આ

બંદરો ઉપર આવે છે. પરંતુ મહાયુદ્ધને લીધે હિંદના વહાણવટા ઉપર સરકારી અંકુશ છે; ઘણુંખરું વહાણવટું યુદ્ધનાં કામો માટે ઉપયોગમાં લેવાય છે. હિંદમાં નીચે મુજબ સ્ટીમરો બંદરોમાં આવી હતી.

| વર્ષ | ભરેલી સ્ટીમરો આવી<br>૧૦૦૦ ટનમાં | માલ લઇ સ્ટીમરો ગઇ<br>ટનેજ ૧૦૦૦ ટનમાં |
|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૯,૨૩૨ | ૮,૭૦૨ |
| ૧૯૩૬–૩૭ | ૮,૯૧૫ | ૯,૧૦૭ |
| ૧૯૩૭–૩૮ | ૯,૦૪૦ | ૯,૫૦૧ |
| ૧૯૩૮–૩૯ | ૯,૪૩૧ | ૯,૬૫૭ |
| ૧૯૩૯–૪૦ | ૯,૨૩૨ | ૯,૦૫૯ |

મોટાં બંદરો કલકત્તા, મુંબઇ, કરાંચી, મદ્રાસ. આ ગામનાં બંદરોનો વહિવટ ત્યાંની પોર્ટટ્રસ્ટો સ્વતંત્ર રીતે કરે છે. આ પોર્ટટ્રસ્ટોએ પોતાના બંદરોમાં માલ ઉતારવાને વિશાળ ગોદીઓ અને ફુરજાઓ બાંધ્યા છે. સ્ટીમરો, વહાણો અને માલ ઉપર એઓ અમુક ચાર્જ લે છે. આ પોર્ટટ્રસ્ટોએ માલ રાખવા માટે મોટાં ગોડાઉનો પણ બાંધ્યાં છે. આ પોર્ટટ્રસ્ટો અંગ્રેજી લાગવગ નીચે વધારે પ્રમાણમાં છે. હિંદમાં નીચે મુજબ મુખ્ય સ્ટીમર કંપનીઓ છે.

**એશિયાટિક સ્ટીમ નેવીગેશન કંપની**—યુરોપિયન કંપની છે. લંડનમાં રજિષ્ટર થયેલી છે. હિંદના કાંઠાનો વેપાર અને હાજીઓને હજ કરવા લઈ જવાનો મોટો ધંધો કરે છે. મેનેજિંગ એજન્ટ ટર્નર મોરીસન કંપની.

**બેંગાલ આસામ સ્ટીમશીપ કું.**–કલકત્તાથી પૂર્વ બંગાળ અને આસામ સુધી એની સ્ટીમરો ચાલે છે. બંગાળમાં જ્યૂટ અંદરના ભાગોમાંથી રેલ્વે મારફતે આ કંપની લાવે છે. મેનેજિંગ એજન્ટસ એન્ડ્રયુયુલ કંપની છે.

**બેંગાળ રિવર સર્વિસ કંપની**—એ પણ વિશેષ કરી પૂર્વ બંગાળ અને આસામથી જ્યૂટ અને બીજો માલ લાવે છે.

**બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની**—આની સ્ટીમરો મુંબઇથી મારમાગોઆ (૪૨૧ માઇલ) અને મુંબઇથી કરાંચી (૫૪૬ માઇલ) વચ્ચેનાં બંદરોમાં માલ અને પ્રવાસીઓ ઉપાડે છે. એજન્ટસ્ સિંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની.

**કલકત્તા સ્ટીમ નેવીગેશન કંપની**—આ કંપની પ્રવાસીઓ અને માલ માટે બંગાળની નદીઓમાં અને અખાતમાં પોતાની નાની સ્ટીમરો અને માલ ઉપાડવાના તરાપા ધરાવે છે. યુરોપિયન કંપની છે. મેનેજિંગ એજન્ટસ્ હોરપીલર કંપની.

**ઇસ્ટ બંગાળ રિવર સર્વિસ કંપની, ઇસ્ટર્ન સ્ટીમ નેવીગેશન કંપની, ઇન્ડિયન જનરલ નેવીગેશન અને રેલ્વે કંપની**—આ ત્રણે કંપનીઓ બંગાળના વેપારમાં સ્ટીમરો રોકે છે. પહેલી બે હિંદી અને ત્રીજી યુરોપિયન કંપની છે.

**બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કંપની**—હિંદમાં સૌથી મોટી વહાણવટાની કંપની છે. એની સ્ટીમરો કાંઠાનું અને પરદેશોના વેપારી માલના વિશાળ કામ કરે છે. આ કંપની યુરોપિયનોની અને જૂની છે. મોટી લાગવગ ધરાવે છે. ઘણી હિંદી કંપનીઓને એણે અયોગ્ય હરીફાઇથી મૃતપ્રાપ્ત કરાવી છે, એની લગભગ ૧૦૦ સ્ટીમરો છે. એના મેનેજિંગ એજન્ટસ્ મેસર્સ મેકીનોન મેકેન્જિની કું. કલકત્તા મુંબઇ, કરાંચીમાં છે. હિંદના દરિયાઇ વેપારનો મુખ્ય હિસ્સો આ કંપનીને મળે છે. પોષ્ટના મેઈલના કન્ટ્રાકટો એ જ કંપનીને મળે છે.

**સિંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની**—હિંદી વ્યવસ્થા નીચેની સ્ટીમરોની કંપનીઓમાં આ સૌથી મોટી કંપની છે. એની પચીસ સ્ટીમરો છે. હિંદના કાંઠાનો આંતર બંદરી વેપાર આ કંપની ચલાવે છે. એને પરદેશોમાં પણ સ્ટીમરો ચલાવવાના કોડ છે, પણ સરકારી ઉત્તેજન વગર એ સંભવિત નથી. આ કંપનીની હેડ ઑફિસ મુંબઇમાં છે. એની બીજી કેટલીક પેટા સ્ટીમર કંપનીઓ છે. હમણાં યુદ્ધમાં એની ઘણી સ્ટીમરો સરકારી અંકુશ નીચે છે. આ કંપનીએ નવી સ્ટીમરો બાંધવાનું ખાતું વિઝાગાપટ્ટમના બંદરે ખોલ્યું છે, પણ યુદ્ધને લીધે એ સરકારી વહિવટ નીચે છે. હિંદનાં સર્વે બંદરોમાં એની સ્ટીમરો જાય છે. બ્રિટિશ ઈંડીઆ સ્ટીમ નેવીગેશન કંપની સાથે દરિઆઈ વેપારમાં એણે કરાર કરી હિસ્સાઓ નક્કી કર્યાં છે.

આ સિવાય ઇન્ડિયન કો–ઓપરેટિવ નેવીગેશન કંપની, મર્ચંન્ટ સ્ટીમ નેવીગેશન કંપની, નેશનલ સ્ટીમ નેવીગેશન કંપનાં અને બીજી નાની નાની કેટલીક સ્ટીમર કંપનીઓ છે. તેઓ નાની થોડી સ્ટીમરો ધરાવે છે.

**પરદેશી કંપનીઓ**—હિંદમાં પરદેશી કંપનીઓની પુષ્કળ સ્ટીમરો છે. જાપાન, જર્મની અને ઇટાલીની સ્ટીમરો શત્રુઓ હોવાને લીધે હિંદમાં આવતી નથી; પરંતુ હવે અમેરિકન અને અંગ્રેજી કંપનીઓ વિશેષ પ્રમાણમાં અહીંના બંદરોની મુલાકાત લે છે. આ સર્વે કંપનીઓ વિશ્વયુદ્ધને લીધે સરકારી અંકુશો નીચે છે. એટલે સરકારની જરૂરિયાતો પ્રમાણે માલ લાવલઈજાવ કરે છે. તેમાં પણ મુખ્યત્વે યુદ્ધને લગતી વસ્તુઓ સૈન્યો માટે લાવવામાં રોકાયેલી છે. ફ્રેન્ચ સ્ટીમરો પણ આગળ ઘણી આવતી હતી. હમણાં ફ્રાન્સ પરાભવ પામેલું હોવાથી એનું વહાણવટું વિખરાઇ ગયું છે.

**પી. એન્ડ ઓ. સ્ટીમ નેવીગેશન કંપની**–હિંદનાં બંદરોથી અંગ્રેજી બંદરો સુધી માલ, પ્રવાસીઓ અને મેલ લઇ જવા માટે આ સૌથી મોટી કંપની છે. એણે મોટી બાદશાહી પ્રવાસી સ્ટીમરો બાંધી છે. મુંબઈથી મેઇલ પણ આ કંપનીનો જ વિલાયત જાય છે. એ માટે એને હિંદના પોષ્ટ ખાતા તરફથી મોટો ઉચકો મળે છે. બ્રિટિશ ઇંડિયા કંપનીની એ જોરદાર કંપની એક જ સંચાલન નીચે છે. એના એજન્ટસ્ મેસર્સ મેકીનાન મેકેન્ઝીની કંપની છે. વિલાયત સાથે અઠવાડિક નિયમિત સ્ટીમરો દોડે છે.

**અમેરિકન કૅાન્ફરન્સ લાઇન્સ**—આ લાઇનની સ્ટીમરો નિયમિત કલકત્તાથી બોસ્ટન, ન્યુયોર્ક, ફિલાડેલ્ફીઆ સુધી દોડે છે. હિંદના એજન્ટો ત્રણ અંગ્રેજ કંપનીઓ છે. ત્રણેય કલકત્તામાં હેડ ઑફિસો ધરાવે છે.

હિંદ સાથે નીચેની કંપનીઓ વેપારી સંબંધ ધરાવી સ્ટીમરો મૂકે છે.

કનાર્ડ લાઇન, કલેન લાઇન, એલ્ડર ડેમ્પસર લાઇન, એલરમેન સિટી લાઇન, એલરમેન સીટી અને હૉલ લાઇન, હેરીસન લાઇન, ઈન્ડિયા–નેટાલ લાઇન, બેન્ક લાઈન, ઇસ્થમીઅન સ્ટીમશીપ લાઇન, મોગલ લાઇન, ઓરિએન્ટ લાઇન, રિવર પ્લેટ, યુનાઇટેડ સ્ટેટ્સ ઈન્ડિયા લાઈન, હાઉસ્ટન લાઇન વગેરે ઘણી પરદેશી સ્ટીમ કંપનીની સ્ટીમરો હિંદમાં માલ લાવ જાવ કરે છે.

મહાયુદ્ધ પછી અમેરિકાના હાથમાં મોટા પ્રમાણમાં સ્ટીમરો રહેશે. એની શક્તિ, આર્થિક બળ અને યુદ્ધના વિજયમાં આપેલ મોટો હિસ્સો જોતાં અમેરિકા જગતના વેપારમાં મોટા ફાળા માટે પૂરા પ્રયાસો કરશે. બ્રિટિશ પણ આ દિશામાં પૂરું જાગૃત છે.

**વાયુ :** હવામાં મુખ્યત્વે ઑક્સિજન, નાઇટ્રોજન, પાણીનો ભેજ, કાર્બન ડાયૉક્સાઇડ અને આર્ગન વાયુ રહેલા છે. એ સિવાય હાઇડ્રોજન અનેહેલિયમ ઉપલા વાતાવરણમાં છે. આર્ગન જેવા સક્રિય વાયુ પણ સૂક્ષ્મ પ્રમાણમાં હોય છે. દા. ત. નિયોન, ક્રિપ્ટોન, ઝિનોન વગેરે ઑક્સિજન અને નાઈટ્રોજનનાં કદનું પ્રમાણ આશરે ૨૧.૭૫ નું છે અને વજનનું પ્રમાણ ૨૫,૭૩ છે.

હવામાં રહેલા જુદાજુદા મુખ્ય વાયુનું પ્રમાણ નીચે મુજબ છે.

| | સેંકડે ટકા |
|---|---|
| નાઇટ્રોજન | ૭૬.૯૫ |
| ઑક્સિજન | ૨૦.૬૬ |
| ભેજ | ૧.૪૦ |
| આર્ગન | ૦.૯૪ |
| કાર્બન ડાયૉક્સાઇડ | ૦.૦૩૪ |

હવામાંના ઑક્સિજન સાથે ઘણી ખરી વસ્તુઓનો સંયોગ થાય છે. કેટલાક સંયોગો ઘણી ગરમી ઉત્પન્ન કરે છે, જ્યારે કેટલાક ધીમા પણ હોય છે. કોલસો બળે છે, ત્યારે તેનું ઑક્સિજન સાથે સંયોજન થાય છે. આથી પુષ્કળ ઉષ્ણતા બહાર પડે છે, આ પ્રકારના ઓક્સિજન સાથેના સંયોગને જ્વલન (burning) કહેવામાં આવે છે.

જ્વલન માટે હવાની આવશ્યક્તા છે. ફૉસ્ફરસને હવામાં ખુલ્લો રાખવાથી તેનું મંદ જ્વલન થાય છે. લોખંડ જો હવામાં ખુલ્લું રાખીએ તો તે કટાય છે, એટલે કે તેનો ઑક્સિજન સાથે સંયોગ થાય છે. આ કાર્ય બહુ જ ધીમું હોવા છતાં પણ તે મંદ જ્વલનનો એક પ્રકાર છે. મેગ્નેસિયમ કે તાંબાને ગરમ કરીએ તો તેનું જ્વલન થાય છે અને તેથી તેના ઓક્સાઇડ બને છે. લોખંડનો કાટ એટલે જ્વલનથી થયેલો લોખંડનો ઓક્સાઇડ.

શ્વાસોચ્છ્વાસ એ પણ એક જાતનું જ્વલન છે. એમાંથી કાર્બન ડાયોક્સાઈડ ઉત્પન્ન થાય છે.

શ્વાસોચ્છ્વાસ, વનસ્પતિ વગેરેના જ્વલનથી અને વનસ્પતિજન્ય વસ્તુના સડવાથી હવામાં કાર્બન ડાયોક્સાઈડ વાયુ પેદા થયા કરે છે, આમ છતાં વનસ્પતિ પાંદડાં વડે શ્વાસ લે તેમાં કાર્બન ડાયોકસાઇડ વાયુને શોષે છે અને ઑક્સિજનને હવામાં બહાર પાડે છે.

લેડ ઑક્સાઈડ, મરકયુરિક ઑક્સાઈડ અથવા પોટાસિયમ ક્લોરેટને ખૂબ તપાવીએ તો તેમાંથી ઓક્સિજન પેદા થાય છે. ઓક્સિજન વાયુ વડે જ જ્વલન પેદા થાય છે. વસ્તુ બળે કે ધાતુ કટાય તેમાં ઓક્સિજન વપરાય છે.

નાઇટ્રોજન અથાત્ તત્ત્વરૂપ શિથિલ વાયુ છે. હવામાં વિજળી વડે નાઇટ્રોજનના ક્ષાર પેદા થાય છે. નાઈટ્રોજન વાયુ રંગ વિનાનો, સ્વાદ વિનાનો, અદૃશ્ય અને પારદર્શક વાયુ છે.

મીઠામાં ક્લોરીન વાયુનું તત્ત્વ રહેલું છે. મૅન્ગેનિઝ ડાયોકસાઇડ અને હાઈડ્રોક્લોરિક ઍસિડનું ભેળ કરી તપાસવાથી ક્લોરિન વાયુ બને છે.

ક્લોરિન વાયુ તિવ્ર ગંધવાળો, પીળાશ પડતા રંગવાળો અને પાણીમાં ઓગળે તેવો વાયુ છે એમાં મીણબત્તિ ધૂમાડા સાથે બળે છે. હાઇડ્રોજન વાયુ પણ એમાં બળે છે. એમાં ફુલ કે મેલું કપડું નાખવાથી એનો રંગ જતો રહે છે. એ વાયુનો મુખ્ય ઉપયોગ બ્લીચિંગ પાઉડર (વિરંજન ક્ષાર) બનાવવામાં થાય છે. મોટા જથ્થામાં પાણીને શુદ્ધ કરવા માટે આ વાયુને પસાર કરવામાં આવે છે.

કળી ચુનામાં ક્લોરિન વાયુ પસાર કરવાથી બ્લીચિંગ પાઉડર તૈયાર થાય છે. ખાસ કરીને કપડાં ધોવામાં એનો ઉપયોગ થાય છે. પાણીમાં ઓગળતાં એમાંથી ક્લોરિન છૂટો પડે છે. આથી જ નાના જથ્થાના પાણીને એ પાઉડર વડે જંતુવિમુક્ત બનાવવામાં આવે છે.

**વાયુચક્ર ખાતું :** હિંદની ઉત્તરે વિશાળ જમીન અને દક્ષિણે મોટો દરિયો આવેલો છે. એની અસર હિંદના હવામાન પર પડે છે. હિંદનું હવામાન હિંદની ભૌગોલિક સ્થિતિ અને ઋતુઓના ફેરફાર સાથે સબંધ ધરાવે છે. એક ઋતુમાં હિંદના કેટલાક ભાગોમાં સખ્ત વરસાદ હોય ત્યારે બીજા ભાગોમાં સુક્કી હવા ચાલે છે.

૧૮૭૫ માં હિંદનું હવામાન ખાતું સ્થપાયું. આ ખાતાને અનેક ફરજો સોંપવામાં આવી છે. વરસાદની આગાહી, હવામાનના રિપોર્ટ, આંચકાની નોંધ અને તોફાનની ચેતવણી વગેરે ખબરો તે આપે છે. એની મુખ્ય ઓફિસ પૂનામાં છે.

પોતાની ફરજના પાલનાર્થે આ ખાતાની ઓફિસો પૂના (હેડ ઓફિસ), આગ્રા, કલકત્તા, કરાંચી, નવી દિલ્હી, કવેટા, કાર્ડેનાલ અને પેશાવર ખાતે રાખવામાં આવી છે.

નીચેનાં હવા ખાવાનાં સ્થળોમાં હવામાનની નોંધ રખાય છે.

શિલોંગ, આબુ, મહાબળેશ્વર, સીમલા, મુક્તેસર, ઉતાકામંદ, ડેલહાઉસી, કોડેકનાલ, કુનુર, મરી, વાના, ચેરાત, દાર્જિલીંગ, કલિમ્પોંગ, મસુરી, ચેરાપૂંજી, અજીયાલ, પંચમઢી, મર્કારા, પરચીનાર, ડ્રોસ, આબુ, ખટમંડુ.

નીચેનાં સ્થળોનાં હવામાનની પણ નોંધ રખાય છે.

બેલગામ, બિજાપુર, મિરજ, સોલાપુર, પૂના, અહમદનગર, માલેગામ, જલગામ, હોનાવર, માર્માગોવા, ચિતલડ્રુગ, ખમ્મમઠ, હનમકોંડા, હૈદ્રાબાદ (બેગમપેટ), હૈદ્રાબાદ, રાયચૂર, ગુલ્મર્ગ, નિઝામાબાદ, ઔરંગાબાદ, ગદગ, રાજસમંદ, બ્રિજનગરકોટા, બડીન, કરાંચી (મનોડા), કરાંચી (ડ્રિગરોડ), હૈદ્રાબાદ, છોરનોશાહો, રક્કર, ખુલના, બારીસાલ, ફરીદપુર, માઈમેન્સિંગ, નારાયણગંજ, બ્રહ્મનબારીઆ, કોમિલા, નોઆખાલી, ચિતાગોંગ, કોકસબજાર, સિલ્ચર, શ્રીમંગળ, શિવસાગર, પોર્ટબ્લેર, ડિબ્રુગઢ, તેજપુર, ગૌહટી, ધુબ્રિ, આસન્સોલ, કૃષ્ણનગર, બર્દ્વાન, મિદનાપોર, સેન્ડહેડ્સ, સગરટાપુ, કલકત્તા, ડમડમ, સતખીરા, જેસોર, બરેલી, અલિગઢ, મૈનપુરી, આગ્રા, ઝાંસી, બહરેક,

લખનૌ, કાનપુર, ફત્તેહપુર, અલ્હાબાદ (બામરોલી), જેકોબાબાદ, જીવાની, પંજગુર, પરની, ઓર્માંરા, લાસબેલા, નોકંડી, દલ્બંદિન, પલવ, ચમન, ક્વેટા, હોસંગાબાદ, ખંડવા, અમરાવતી, આકોલા, ઉમેરિયા, સુતના, નોગોંગ, ગ્વાલિયર, ગયુમા, ભોપાળ, ઇન્દોર, નીમચ, વડોદરા, દાહોદ, અમદાવાદ, ભાવનગર, સૂરત, વેરાવળ, રાજકોટ, જામનગર, દ્વારકા, ભૂજ, ડીસા, રત્નાગિરિ, અલીબાગ, મુંબઇ, જગદલપુર, ચંદા, કાંકેર, રાયપુર, પેન્દ્રા, નાગપુર, સીઓની, જબલપુર, સગર, મછલીપટ્ટમ, નેલોર, કડાપ્પા, મદ્રાસ, રૈતીચિંતલા, કુર્નૂલ, બેલરી, વેલોર, કડલોર, સાલેમ, કોઇમ્બતુર, કોકનાડા, વિઝાગાપટ્ટમ, ડાલ્ટનગંજ, હજારીબાગ, રાંચી, ચેબસા, જમશેદપુર, જલપૈગુરી, માલ્ડા, દિનાજપુર, બહેરામપુર, બોગ્રા, બનારસ, ગોરખપુર, સબૂર, ગોંડા, નયાડંકા, પટણા, ગયા, દરભંગા, મોતીહારી, ધનબાદ, પૂર્ણિયા, લોરલઇ, સિબિ, સેન્ડેમન, ફોર્ટ અબ્બાસ, દેરાઈસ્માઈલખાન, મિરાનશાહ, બનુ, પેશાવર, ગિલ્ગિટ, લેહ, સ્કર્ડુ, દ્રાસ, ગુલ્મર્ગ, શ્રીનગર, ખાનપુર, ભાવલપુર, મુલ્તાન, મોન્ટગોમરી, લીઆહ, લાયલપુર, ખુશાબ, ત્રિચિનોપોલી, નેગાપટ્ટમ, પંબન, મદુરા, ત્રિવેન્દ્રમ, કાલીકટ, કોચીન, મ્હૈસુર, મેંગલોર, હસન બેંગલોર.

**વારનિશો:** ટર્પેન્ટાઇન, (કોપલ) ગુંદ, રાલ વગેરે પદાર્થોના મિશ્રણ પ્રવાહીથી વારનિશો બને છે. તેમાં તેલની વારનિશ (Oil varnishes) ટર્પેન્ટાઇનની વારનીસ, સ્પિરિટ વારનિશ ને આમ પાણીની વારનિશો ચાર જાતની વારનીસો થાય છે. વારનિશ લાકડા, ધાતુ વગેરે પદાર્થોને ચળકતા બનાવે છે. સ્વચ્છ પણ બનાવે છે. વારનિશ તરત સુકાઇ જાય છે. ચીજોને સડતી બચાવે છે. તેલની વારનિશમાં સખ્ત રાલ કોપાળ, રંગ વગેરે પડે છે. ટરપીટનની વારનિશમાં નરમ રાલ, મસ્તગી, ડામર, રાજન વગેરે પડે છે. સ્પિરીટ વારનીશમાં લાખ, સંદરવા વગેરે મેળવાય છે. પાણીના વારનિશમાં સોડા, રંગ, સોહાગા વગેરે મેળવે છે. હિંદમાં આ ઉદ્યોગ બાળદશામાં છે. એનાં બે ત્રણ કારખાનાંઓ છે; પરંતુ મોટી રકમ વારનિશો ફ્રાન્સ અને બ્રિટનથી આમદાની કરાય છે. વારનિશ માટે જે કાચા પદાર્થોની મુખ્ય જરૂર છે તે સ્પિરિટ, ટર્પેન્ટાઇન અને ઉકાળેલું અળશીનું તેલ એ પદાર્થો હિંદમાં પુષ્કળ થાય છે. થોડાં વારનિશો નીચે મુજબ આપ્યાં છે.

**૧ કોપલ વારનિશ**—૮ રતલ સરસ સ્વચ્છ કોપલ લઇને તેને કુટીને ૨ રતલ ગરમ તેલ મેળવો. પછી એને ખૂબ ગરમ કરો. બહુ ઉકાળીને એને ગાળી એમાં ૩ ગેલન ટરપીટન મેળવો જો કે ટરપીટન ઉડતું જશે. પણ વારનિશ ખુબ સ્વચ્છ બનશે.

૨ એક ક્વાર્ટ સ્પિરીટ વાઇન, ૧ ઔંસ કોપાલની ગુંદ, અને ૦ાા ઔંસ સરસ લાખ, એક બોટલમાં મીલાવીને ફરી એને ચૂલે ચડાવી વારંવાર વચ્ચે હલાવવું.

**૩ કેબીનેટ વારનિશ** (Cabinet varnish)—૭ રતલ કોપલને સાફ કરી ભૂકો બનાવી એમાં ૦ાા ગેલન સ્વચ્છ તેલ મીલાવી એમાં જ્યારે ૩-૪ મિનિટ પછી તાર બંધાવા લાગે ત્યારે નીચે ઉતારી એમાં ૩ ગેલન ટરપીટન તેલ મેળવી ખૂબ હલાવવું અને ગાળીને રાખવું.

**૪ ગાડી રંગવાનો વારનિશ**—૮ રતલ સરસ કોપલ, ૨ ગેલન સાફ તેલ, ૦ાા રતલ સફેદો, ૩ ગેલન ટરપીટન ખૂબ ઉકાળીને ગાળી લેવું. પછી બોટલમાં ભરીને ખુબ હલાવવું, પછી ૮ રતલ અનીમેગમ (Gum anime?) ૨ રતલ તેલ, ૪ રતલ સફેદ કચીરા અને ૩ ગેલન ટરપેનટાઇન તેલ ઉકાળીને જુદું રાખવું, પછી બંને વારનિશોને ગરમ કરી મેળવી નાંખવું.

**૫ કૅાચ બ્લેક વારનિશ** Coach black varnish—૧૬ ઔંસ (Gum ambor ૦ાા પોઇન્ટ ગરમ તેલમાં મીલાવી ગાળી કાડવું. એમાં ૩ ઔંસ અસ્ફાલ્ટમ (Asphaltum) અને ૩ ઔંસ રાળ મીલાવી ગરમ કરવું. ઠંડુ કરીને ૧૦ છટાંક ટરપેટાન તેલ મિશ્રણ કરવું.

**૬ સોનેરી વારનિશ**—૧૬ ભાગ સરસ લાખ, ૩ ભાગ સંદ્રક, ૩ ભાગ મસ્તગી, ૧ ભાગ કટ્રેકસ ૨ ભાગ ગંબોજને કૂટીને ૧૪૪ ભાગ આલકોહોલ સાથે મીલાવી દેવો.

વારનિશો ચામડાં માટે, લાકડાંની જુદી જુદી જાતો માટે, સ્ટીલ માટે જુદી જુદી અનેક જાતોનાં થાય છે.

**વિગ્રહોની નુકશાની :** યુરોપના પહેલા વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) ની પૂર્વે કેટલાક મોટાં વિગ્રહો ઇતિહાસને પાને નોંધાવ્યા છે. તેમાં નીચે મુજબ નુકશાની હતી.

| દેશ | | મનુષ્યની હાની | આર્થિક ખર્ચ (ડૉલર) |
|---|---|---|---|
| નૅપોલીયન સાથેનું યુદ્ધ | ૧૭૯૦-૧૮૧૫ | ૨૧,૦૦,૦૦૦ | ૩૦,૭૦,૦૦,૦૦,૦૦૦ |
| ક્રિમિયાનું યુદ્ધ | ૧૮૫૪-૧૮૫૮ | ૭,૮૫,૦૦૦ | ૧,૭૦,૦૦,૦૦,૦૦૦ |
| અમેરિકાની માંહોમાંહેની લડાઇ | ૧૮૬૧-૧૮૬૫ | ૬,૫૬,૦૦૦ | ૭,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ફ્રાન્સ-પ્રશિઆનું યુદ્ધ | ૧૮૭૦-૧૮૭૧ | ૨,૮૦,૦૦૦ | ૩,૨૧,૦૦,૦૦,૦૦૦ |
| બોઅર-બ્રિટિશ યુદ્ધ | ૧૯૦૪-૧૯૦૫ | ૧,૬૦,૦૦૦ | ૨,૨૫,૦૦,૦૦,૦૦૦ |
| રૂસો જાપાનિઝ યુદ્ધ | ૧૯૦૪ — ૦૫ | ૧,૬૦,૦૦૦ | ૨,૧૦,૦૦,૦૦,૦૦૦ |
| વિશ્વયુદ્ધ પહેલું | ૧૯૧૪ — ૧૮ | ૯૮,૧૮,૦૦૦ | ૧,૮૬,૨૩,૩૬,૩૭,૦૯૩ |

**વિટામ (પ્રજીવિકો) :** આપણાં શરીરમાં કેટલીક વસ્તુઓની ઉણપી વિટામિનોની અછતથી રહે છે આ વિટામિનો સંબંધી હમણાં ઘણું જ્ઞાન ફેલાયું છે. હજી આ વિષયમાં વધારે શોધખોળો થાય છે. નીચે મુજબ વિટામિનો શોધાયાં છે. ખોરાકીના પદાર્થોમાં જુદાં જુદાં વિટામિનો રહે છે.

**વિટામિન A**—એની ઉણપથી રતાંધળાપણું, લોહીનું ઉડી જવું, ખાંસી, ન્યુમોનીઆ, ઝાડા, ગડગુમડ, મરડો, પથરી વગેરે થાય છે. આ વિટામીન દૂધ, માખણ, કોબીજના પાનાં પીળાં ગાજર, ટામેટાં, કેળા, પોપયા, કેરી, નારંગીની છાલ, ફુટેલા ચણા, પીળી મકાઈઓ વધારે મળે છે. આ પ્રજીવિકનો હવા અને પ્રકાશથી નાશ થાય છે.

**વિટામિન B**—એની ઉણપથી, સોજા, અરૂચી, પાંડુરોગ, બાળકની માતાને ઓછું દૂધ આવવું, સંધિવા અને જ્ઞાનતંતુના રોગો થાય છે. આ પ્રજીવિકો આખા દાણા, કોબીજ, બટાટા, ગાજર. વટાણા, લીલાં ફળ, ગાયના દૂધમાં રહે છે. સોડાથી એનો વાશ થાય છે, શેકવાથી એનો નાશ થતો નથી.

**વિટામીન C**—હાડકાં અને દાંત નરમ થયાં હોય, અવાળુમાંથી લોહી નીકળતું હોય તો આ પ્રજીવિકની ખામી દેખાય છે. આ વિટામિન લીંબુના રસ, નારંગી, ટમેટાં, પોપૈયાં, કોબીજ, મગ, વટાણાં, મસુરના ફોટા અને ઉકળ્યા વગરનાં દૂધમાં રહે છે.

**વિટામિન D**—રીકેટ ઝીણાં પગ અને મોટું પેટ, દાંતની ખામી, લોહી પડવાની આદત આની ખામીને લીધે રહે છે. બાળકોની વૃદ્ધિ અને સગર્ભાવસ્થામાં પણ એની જરૂર પડે છે. આ વિટામિન D કોડલીવર ઓઇલ, માખણ, પાંદડાંવાળા શાક, ટમેટાં, પીળાં ગાજર, ઘઉંના અંકૂરોમાં રહે છે.

**વિટામિન E**—વાંઝીયાપણું, કસુવાવડ. આની ખામીને લીધે થાય છે. આ પ્રજીવિકો લીલાં પાંદડાં, ઘઉંના અંકુર, ગાજર, કોબી, કાકડી, લીલા વટાણા, મૂળા, કેળાં, દૂધ અને માંખણમાં રહે છે.

વિટામિન એફની પણ શોધ થઈ છે.

**વિદ્યુત્ :** વિદ્યુત્‌ના નીચે મુજબ પ્રકાર છે.

**ઘર્ષણ વિદ્યુત**—કાચના સળિયાને રેશમ પર ઘસવાથી તેના ઉપર ધન વિદ્યુત્ ઉત્પન્ન થાય છે અળતુસીના સળિયાને ઊન ઉપર ઘસવાથી તેના ઉપર ઋણ વિદ્યુત્ ઉત્પન્ન થાય છે. એ બન્ને નાના કાગળના ટુકડાને અથવા હલકા નાના પદાર્થને આકર્ષે છે.

સજાતિય વિદ્યુત્‌ભાર એકમેકને આકર્ષે છે અને વિજાતિય વિદ્યુત્ ભાર એકમેકને અકર્ષે છે.

વિદ્યુત્‌ના ભારનું અસ્તિત્વ જાણવા વિદ્યુત્‌દર્શક ઉપયોગમાં આવે છે. ગરની ગોળીને રેશમથી લટકાળવાથી ગરની ગોળીનો વિદ્યુત્‌દર્શક તૈયાર થાય છે. એક કાચના સળિયાને છેડે બે સોનાના વરખ લગાડી તેને બરણીમાં મૂકવાથી સોનાના વરખનો વિદ્યુત્‌દર્શન તૈયાર થાય છે વિદ્યુત્‌ભારવાહી વસ્તુને નજીક લાવવામાં આવે તો તે વસ્તુ ગરની ગોળીને આકર્ષે છે, અને વિદ્યુત્ દર્શકના સોનાના વરખના પાનને છૂટાં પાડે છે.

જે વસ્તુમાંથી વિદ્યુત્ પસાર થઇ જાય તેને વિદ્યુત્‌વાહક (Conductor) અને જેમાંથી વિદ્યુત્‌ભાર પસાર થતો નથી તેને વિદ્યુત્‌રોધક (non-Conductor) કહેવામાં આવે છે.

અણીવાળી વસ્તુ ઉપર વિદ્યુત્‌ભાર સૌથી વિશેષ પ્રમાણમાં રહી શકે છે, અને તેથી તે જગાથી હવામાં એ ભાર વિભારિત (discharge) થાય છે. વીજળીવાહક સળિયામાંથી (lighthing conductor) પણ એ રીતે વિદ્યુત્ ભારનો વિભાર થાય છે. અને તેથી વાદળની વિજળીને શિથિલ બનાવે છે. અને એ રીતે ઘરને રક્ષણ મળે છે.

**પ્રવાહવિદ્યુત**—ગંધકના મંદ તેજાબના દ્રાવણમાં એક જસતની અને બીજી તાંબાની તકતી મૂકી તેને બહારથી એક તાર વડે જોડો તો તેમાંથી વિદ્યુત્ પ્રવાહ પસાર થાય છે. સ્થિત વિદ્યુત્ ગતિમાં આવે તેને વિદ્યુત્ પ્રવાહ કહેવામાં આવે છે તાંબાની ધાતુ ઉપર રસાયણિક ક્રિયા વડે ધનભાર પેદા થાય છે અને જસતના છેદા ઉપર ઋણતાર પેદા થાય છે. આથી પ્રવાહ ભારે વિદ્યુત્ દબાણવાળા, છેડો (ધન છેડા)થી ઋણ છેડા તરફ જાય છે. રસાયણિક ક્રિયાથી બન્ને તકતી પર નવો તાર ચાલુ પેદા થાય છે. ડેનિયલ કોષ, લેન્કલાશે કોષ, બુન્સેન કોષ, નિર્જલ કોષ અને સંગ્રાહક કોષ વડે આ પ્રમાણે પ્રવાહ મેળવી શકાય છે.

વિદ્યુત્ પ્રવાહ જે તારમાંથી પસાર થાય છે તે તારની ફરતે ચુંબકબળ પેદા થાય છે અને તેથી તારની નજીક એક લોહચુંબક સોયને લઇ જઈએ તો તેનું કોણ, વર્તન થાય છે. જમણા હાથ વડે તારને પકડીએ અને જો અંગુઠો પ્રવાહની દિશા બતાવે તો આંકળાં ચુંબકબળની દિશા દર્શાવે છે.

વિદ્યુત્‌ની અસરો નીચે મુજબ છે. (૧) ચુંબક અસર, પ્રવાહની સાથે હંમેશાં ચુંબકબળ ઉત્પન્ન થાય છે. (૨) વાહકમાં પ્રવાહ પસાર થવાથી તેમાં ઉષ્ણતા પેદા થાય છે. (૩) જીવંત વસ્તુ અથવા પ્રાણીના અંગમાંથી પ્રવાહ પસાર કરવાથી આંચકો લાગે છે. અને આથી ઘણીવાર મૃત્યુ પણ નીપજે છે (૪) દ્રાવણમાંથી પ્રવાહ પસાર કરવામાં આવે તો તેમાંના સંયોજનનું વિદ્યુત્ પૃથક્કરણ થાય છે.

કાર્બન સળિયોને જોડીને પ્રવાહ પસાર કરવામાં આવે તો તે બેની વચ્ચે પ્રકાશિત વિદ્યુત્ જ્યોત પેદા થાય છે. વિદ્યુત્ દિવામાંથી હવા કાઢી લઇ ઘણા ટેમ્પરેચરે ન પીગળે તેવી ધાતુઓ ઝટ ગરમ થાય છે, તેવો તાર રાખવામાં આવે છે. એમાંથી પ્રવાહ પસાર થવાથી તે તેજમય પ્રકાશ આપે છે. વિદ્યુત્ ચુલા અને અસ્ત્રી વગેરેના કાર્યનો આધાર પ્રવાહ વડે ઉત્પન્ન થતી ઉષ્ણતા ઉપર રહે છે.

**વિદ્યુત્ ચુંબકત્વ :** વિદ્યુત્ પ્રવાહ ચાલુ થાય તે વાહકની ફરતે ચુંબક બળ પેદા થાય છે. આથી ઉલટું જો વાહકની નજીક એકાએક ચુંબકબળ પેદા કરવામાં આવે અથવા વાહકને ચુંબક બળના ક્ષેત્રમાં ઝડપથી ખસેડવામાં આવે તો તેમાં વિદ્યુત્‌પ્રવાહ પેદા થાય છે, આને ઉપપાદિત પ્રવાહ (induced current) કહેવામાં આવે છે

એક બંધ ગુંછળાંમાં ચુંબકબળનો એકાએક ફેરફાર કરવામાં આવે તો તેથી ઉપપાદિત વિદ્યુત્‌પ્રવાહ પેદા થાય છે. અને એ પ્રવાહ જ્યાં સુધી ચુંબકબળનો ફેરફાર ચાલુ રહે ત્યાં સુધીજ પસાર થાય છે. ગુંછળાંમાં પેદા થતું ઉપપાદિત વિદ્યુત્ ચાલક

બળ તો (Induced Electromotive force) આધાર ચુંબક બળના ફેરફારની ઝડપ ઉપર આધાર રાખે છે. જેમ ઝડપથી લોહચુંબકને એ ગુંછળાંમાં લાવીએ અથવા દૂર કરીએ તેમ વધુ વિદ્યુત્ચાલક બળ ઉત્પન્ન થાય છે. ઉપપાદિત વિદ્યુત્ હંમેશાં ગુંછળામાં થતા ચુંબકબળના ફેરફારનો વિરોધ કરે છે. ચુંબક બળનો ફેરફાર લોહચુંબક વડે, નજીકના ગુંછળામાં પ્રવાહ પસાર કરી અથવા વાહક ગુંછળાને ચુંબકક્ષેત્ર (ટ્રાન્સફોર્મર) માં ગોળ ફેરવીને કરીએ તો પણ ઉપપાદિત પ્રવાહ પેદા થાય છે.

મોટરનું કાર્ય પ્રવાહને લીધે ઉત્પન્ન થતાં ચુંબકબળના ઉપર આધાર રાખે છે. લોહચુંબકના ધ્રુવની વચ્ચે રાખેલાં આર્મેચર ઉપરના તારના ગુંછળામાં પ્રવાહ પસાર થવાથી તે અપાકર્ષ થાય છે અને ગોળ ફરવા લાગે છે અર્ધું ચક્ર હોવાથી તેમાં પ્રવાહની દિશા બદલાય છે.

વિદ્યુત્ ઘંટડી અને ટેલિફોનમાં ક્ષણિક ચુંબકત્વના ગુણનો ઉપયોગ કરવામાં આવે છે.

ડાયનેમોમાં ઉપપાદિત પ્રવાહ પેદા થાય છે. આર્મેચર ઉપરનાં ગુંછળાંને લોહચુંબકના બે ધ્રુવ જેમ ઝડપથી વધારે ફેરવીએ તેમ વધુ વિદ્યુત્ચાલક બળ પેદા કરે છે. ટ્રાન્સફોર્મરમાં પણ ઉપપાદિત વિદ્યુત્નો સિદ્ધાંત ઉપયોગમાં લેવાય છે. ડાયનેમાની અને મોટરની રચનામાં કંઇ ખાસ ફરક નથી. ડાયનેમામાં આર્મેચર યાંત્રિકબળ વડે ફેરવવાથી વિદ્યુત્ ઉત્પન્ન થાય છે, જ્યારે મોટરમાં એથી ઉલટું વિદ્યુત્પ્રવાહ મોકલી આર્મેચરને ગોળ ફેરવી યાંત્રિકશકિત મેળવી શકાય છે.

ટેલીફોનમાં ઉપપાદિત વિદ્યુત્ તેમજ દબાણને લીધે કોલસાના કણોમાં પ્રતિરોધનો ફેરફાર થાય તેનો ઉપયોગ થાય છે માઇક્રોફોનમાં અવાજના આંદોલનો પડતાં તેમાંથી પસાર થતા વિદ્યુત્ પ્રવાહમાં વધઘટ થાય છે. અને તેવીજ વધઘટ સામીબાજુએ થવાથી લાઉડસ્પીકર વડે અવાજ સાંભળી શકાય છે.

**વિમાન** : સને ૧૬૧૭ માં આજના જંગી વિમાનોનું માર્ગદર્શક મૂળતત્ત્વ શોધાયું. વેરેન્ઝીઓ નામના માણસે વેનિસમાં સેંટ માર્કના દેવળના મિનારા ઉપરથી છત્રી મારફતે નીચે ઉતરી પવનમાં પણ માણસોનો ભાર ઉપાડવાની શક્તિ છે. આ ઉપરથી બિશપ વિલ્કન્સ ઓફ એમેસ્ટરે કલ્પના કરી હતી કે ભવિષ્યમાં એન્જિન બળથી વિમાનો આકાશમાં ઉડશે. આજે આ કલ્પનાને આપણે નરી દૃષ્ટિથી સાચી થતી જોઇએ છીએ.

આપણા શાસ્ત્રોમાં પણ વિમાનોનો ઉલ્લેખ છે. પણ એન્જિન એટલે યંત્રબળે ચાલતા નહિ પણ મંત્રબળે ઈચ્છાનુસાર ઊડતા વિમાનોનો.

૧૭૮૭ માં મોન્ટગોલ્ફીયર નામના માણસે હલકા વજનની કાગળની કોથળીમાં ગરમ હવા ભરી બલુનને જન્મ આપાવ્યો. ૭૫ વર્ષનો કાળ તે પછી વહી ગયો અને બલુનમાં સુધારાવધારા થતા ગયા. એટલે સુધી કે ૧૭૨૦ માં, તે પછી નાનાં રેશમના ગોળામાં ગેસ ભરી હોડીમાં બેસી બલૂન ચલાવે. પણ આ બલૂનનો મુખ્ય આધાર પવન ઉપર રહેતો. પવન ઘસડે ત્યાં ભાઈસાહેબ ઘસડાયે જાય.

૧૮૫૨ ની સાલ આવી. ને સાથે સાથે એન્જિનબળે ચાલતું ત્રણ અશ્વબળનું, સિગાર આકારનું પહેલું વિમાન બન્યું. એ વિમાન પણ આશાજનક તો નોંતુંજ. બીજી બાજુ બલૂનની સારી પ્રગતિ કરી. 'વાઈ' નામના અમેરિકને ૯૦૦ માઇલની મુસાફરી કરી એની પ્રગતિ કેટલી વધી છે તેનો ખ્યાલ આપ્યો.

૧૯૦૯ માં ફ્રાન્સના કાઉન્ડ-ડી-લા-વોક્ષે પારીસથી રશિયા ૧૧૯૩ માઈલનું અંતર બલૂનથી કાપ્યું. આવા બલુનોમાં સામી દિશાએ જવા એન્જીનની જરૂરીઆત પડતી.

અને જર્મનીમાં કાઉન્ટ ઝેપલીનને હાથે વિમાન હસ્તીમાં આવ્યું. આ જર્મન શોધકને વિમાન માટેનો સઘળો યશ, એટલે કે વધારેમાં વધારે યશ મળે છે. ૯૦ ફૂટની લંબાઇના વિમાનો એણે બાંધ્યા. સિગાર આકારના એલ્યુમિનિયમના લાંબા ખોખા ઉપર રેશમનું કે રબરનું ગેસપ્રુફ ઢાંકી દેવાતું. આ ઝેપલીનોમાં હવાના એટલે કે હલકા ગેસના ૨૦ ખાનાં રહેતાં. બંને તરફ મોટીમોટી કેબીનો રહેતી. પેટ્રોલથી ચાલતી ચાર મોટરો એની ગતિને નિયમિત રાખતી. આ ઝેપલીનો બહુ મોંઘા ને મોટા હતા, જો કે થોડા કલાકમાં આખા જગતની પ્રદક્ષિણા કરી આવતાં હતાં; પરંતુ એમાંનો ગેસ એક દિવસ સળગી ઉઠતાં બધા ઝેપલીનો સળગી ગયા. આ પછી નવા ઝેપલીનો બંધાયાજ નહિ.

અંગ્રેજો પણ ઝેપલીનની દિશામાં આગળ વધ્યા હતા. પણ ઝેપલીન એટલું સફળ ન નીવડયું.

એક પછી એક વર્ષ ચાલતું જતું હતું. માનવશક્તિ પ્રગતિને પંથે ચડતી હતી. સને ૧૬૧૭ પછી એક લુહારે પાંખોની મદદથી થોડુંક ઉડ્ડયન કરી બતાવ્યું હતું. ૧૮૪૨ માં હેન્શન નામના માણસે આ ઉપરથી પાંખોવાળુ નાનકડું વિમાન તૈયાર કર્યું પણ એ નિષ્ફળ નીવડયું. એ પછી કંઇ નવાનવા અખતરાઓ થતા ગયા. આખરે ૧૯૦૭ માં રાઇટ ભાઇઓએ એરોપ્લેનમાં મોટરથી ચાલતી પાંખો જડી અમેરિકાના ઉત્તર કેરોલિના તરફ ઉડી બતાવ્યું. આ વિમાન વિજ્ઞાનનો પહેલો સફળ નમૂનો હતો. અને તે પણ આજથી ૪૪ વર્ષ પહેલાંનું આ વીમાન સફળ હતું પણ સંપૂર્ણ તો નહિજ.

અને પછી તો ઝડપથી વિમાનોમાં સુધારા થવા લાગ્યા. એની મદદમાં વિદ્યુતશક્તિ પણ જોડાણી ને હવે વિમાન તો શોખની વસ્તુ થઈ પડી. ટુંક સમયમાં લાંબી મુસાફરી કરવી કોને ન ગમે? આમે જર્મની, ઇંગ્લેન્ડ, અમેરિકા, ફ્રાન્સ વગેરે દેશોમાં વિમાનના કારખાના થઈ ગયા. ટપાલ માટે, મોજશોખ ખાતર, માલ ઉપાડવા માટે જુદીજુદી સગવડવાળા વિમાનો તૈયાર થયા. વિમાનોની ઝડપ પણ દરેક સાધન કરતાં અજોડ થઇ પડી.

જગતને કલ્યાણકારી થવા માટેનું આ સાધન જગતને વિનાશના પંથે ઉપર લઇ ગયું. આજે ખેલાતા યુદ્ધમાં વિમાને કેવો અને કેટલો જબ્બર ભયાનક ફાળો આપ્યો છે તેની કથનીઓ આપણાં રૂવાટાં ઊભાં કરી દે છે.

જર્મની ૧૯૧૪-૧૮ ની લડાઇ હારી બેસી નોંતુ રહ્યું એણે છૂપી તૈયારીઓ શરૂ કરી. અને તૈયારી તરીકે વિમાની બળ જમાવ્યું. ૧૯૩૯ ની સાલ આવી પહોંચી. ને જર્મનીએ યુદ્ધ ઘોષણા કરી. આજ વિમાનોની મદદથી એણે આખા યુરોપને ધ્રુજાવી દીધો. યાંત્રિકશક્તિ કેટલી મહાન છે તે બતાવ્યું. છેક રશિયાની સરહદ ઉપર એના નાઝી વિમાની ધાડાં ઉડી આવ્યાં. અમેરિકા વિમાની ઉત્પાદનમાં પ્રથમ નંબરે

આવ્યું છે. આ ભયાનક વિશ્વયુદ્ધમાં વિમાનની ભયંકરતા, અને ઉપયોગિતા દરેક સાયન્સમાં અજોડ છે.

હવે આપણે વિમાનોની આધુનિક જાતો જોઇએ.

**બૉમ્બર વિમાન**—આ વિમાનનું મુખ્ય કાર્ય ગોળા ફેંકવાનું છે. બૉમ્બરનો અર્થ બૉમ્બ ફેંકનાર વિમાન થાય છે. થાય છે. રાત્રીના સમયે ૨૦–૨૫ ના જથ્થામાં આવી જાતનાં બૉમ્બરો નીકળી પડે છે અને દુશ્મનનાં શહેરો પર વિનાશક બૉંબો ફેંકી શહેરને ખેદાનમેદાન કરી નાંખે છે. જર્મની અને ઇગ્લેંડ વચ્ચે ૫૦૦–૬૦૦ માઇલનું અંતર છે. જવા આવવાના લગભગ ૧૨૦૦ માઇલ થયા. આ બારસો માઇલ એક રાતમાં જ કાપી, પોતાનું કાર્ય જેમ બને તેમ ઝડપથી પતાવી, સહીસલામત રીતે એને પાછા પોતાને સ્થળે આવી જવાનું હોય છે.

આ વિમાન જ્યારે શત્રુના પ્રદેશ પર બૉંબ વર્ષા કરવા નીકળે છે, ત્યારે એ વિમાનને ચલાવનાર પાયલૉટને શત્રુ પ્રદેશના નકશાઓ અને એ પ્રદેશ વિષે ભૌગોલિક જ્ઞાન આપવામાં આવે છે. આ વિમાન વિવિધ પ્રકારનાં અનેક યંત્રોથી સુસજ્જ હોય છે. એનાં બન્ને પડખાંમાં, એની પૂંછડી પાછળ અને એની આંખો પાસે મહાભયંકર તોપો ગોઠવેલી હોય છે. મશિનગનો પણ આમાં ગોઠવેલી હોય છે. શત્રુ જોઇ ન શકે તે માટે આ વિમાનમાં બત્તી રાખવામાં આવતી નથી. વિમાન ચોપાસથી બંધ હોય છે. ગમે તેવો વરસાદ વરસતો હોય, બરફ પડતો હોય કે ઠંડી હોય પણ આ વિમાન તો પોતાની ધારેલી દિશા તરફ ધસતું જતું હોય છે. ગરમ કપડાં અંદર બેઠેલાઓનું ઠંડીથી રક્ષણ કરે છે. ગમે તેવા પ્રગાઢ અંધકાર વચ્ચે પણ આ વિમાન ૩,૦૦૦ થી ૪,૦૦૦ ફૂટ ઉંચે આકાશમાં ઉડતું જ હોય છે.

પ્રગાઢ અંધકાર વચ્ચે પણ આ વિમાન, સ્વયંચાલક યંત્ર, તોફાન હોય તો તે માપવાનું યંત્ર, ઊંચાઈ માપક યંત્ર, હવામાપક યંત્ર, પવનની ગતિમાપક યંત્ર, એન્જિનની ગરમીમાપક યંત્ર, વગેરે યંત્રોની :મદદથી ધારેલે સ્થળે આવી પહોંચે છે. બ્લેક આઉટને લીધે ૩,૦૦૦ કે ૪,૦૦૦ ફૂટની ઊંચાઇએથી શહેરને ઓળખવું મુશ્કેલ થઈ પડે છે; પરંતુ અનુભવી પાયલેટ બીજાં ચિન્હોથી એ શહેરને બરાબર ઓળખી લે છે. યુદ્ધ સામગ્રી બનાવતાં કારખાનાંઓ, કિંમતી ઈમારતો અને બીજાં શત્રુઓનાં ખૂબ મહત્વનાં સ્થળો એ શોધી કાઢે છે. નીચે ઉતરીને બૅમ્બવર્ષા કરવાનું જોખમદાર હોય છે,એટલે આઠ દસકે પંદરહજાર ફૂટની ઊંચાઇએથી નક્કી કર્યા મુજબ બૉમ્બમારો કરાય છે. બધાં વિમાનો જો એક સામટાં આવીને આક્રમણો કરે તો વિમાનવિરોધી તોપો સામટામાંથી કોઇનો શિકાર કરી નાંખે. એટલે ત્રણ ત્રણની ટોળીમાં આ વિમાનો બૉમ્બવર્ષા કરે છે. બૉમ્બવર્ષા શરૂ થતાં જ નીચે શત્રુ–શહેરમાં પ્રલય–સાગરનાં મહાભયંકર મોજાં ઉછળે છે. ભવ્ય ઇમારતો, કારખાનાંઓ, ખૂબ મહત્વનાં સ્થળો અને સુંદર સ્થાપત્યો ખેદાન મેદાન થઈ જાય છે.

આ બૉમ્બર જો મોટું હોય તો નાના નાના ૨,૦૦૦ બૉમ્બો ઉપાડી શકે છે. આ બૉમ્બો ૫૦ રતલથી ૩,૯૪૦ રતલ વજનના હોય છે. મોટા અને ભારે બૉમ્બો મોટા લશ્કરી મથક પર ફેંકવામાં આવે છે. ૧૦૦ પાઉંડનો બૉમ્બ ૨૭ ઇંચ ઊંચો, ૫૫૦ પાઉંડનો ૪૫ ઇંચ ઊંચો, ૧,૫૪૦ રતલનો ૧૦૫ ઇંચ ઊંચો અને મોટામાં મોટો ૩,૯૬૦ રતલનો ૧૩૫ ઈંચ ઊંચો હોય છે આ સિવાય પેટ્રોલ ભરેલા ૨ રતલથી ૫૦ રતલ સુધીના બૉમ્બો પણ હોય છે. પેટ્રોલથી ભરેલા બૉમ્બો આગ લગાડવાનું કાર્ય કરે છે. બૉમ્બર વિમાનમાં એ માટે ખાસ ખાનાંઓ હોય છે. અને યંત્રની મદદ વડે ઊંચકાઇને તે નીચે પડે છે. એનો પ્રત્યાઘાત વિમાનને ન લાગે, તે માટે બૉમ્બ ફેંકીને તેને તરતજ ઊંચે ચઢી જવું પડે છે. નીચે પડતાં બૉમ્બની ઝડપ કલાકના ૭૦૦ માઇલની હોય છે. જેમ ગોળો નીચે આવતો જાય તેમ તેની ઝડપ વધતી જાય છે. કોઈ કોઈ વેળા પવનના અંતરાયને લીધે લક્ષ પણ ચૂકી જવાય છે. એક તરફ બૉમ્બરો બૉમ્બવર્ષા શરૂ કરે છે, જ્યારે બીજી તરફ વિમાનવિરોધી:તોપો એનો વિનાશ કરવા સેંકડો ગોળાઓ વિમાન તરફ છોડે છે. એટલું જ નહિ પણ શત્રુ વિમાનો પણ આ બૉમ્બરોનો વિનાશ કરવા એનો સામનો કરે છે અને બૉમ્બરો માટે જીવસટોસટનો સમય :આવી પડે છે. આડીઅવળી ગતિ કરીને એ છટકવાની કોશિષ કરે છે. બૉમ્બરો સાથે બીજાં વળાવિયાં વિમાનો પણ રાખવામાં આવે છે. જેઓ શિકારી વિમાનોનો સામનો કરે છે. આ તકનો લાભ લઇ બૉમ્બર વિમાન કોઇ વાદળની ઓથે છુપાઇ જાય છે. કોઇ વેળા કોઇ બૉમ્બર આ શિકારી વિમાનનો ભોગ પણ થઇ પડે છે. ખૂબ ઊંચે ઉડવાનું હોય ત્યારે ઑક્સિજન–પ્રાણવાયુ લેવાની બૉમ્બરને જરૂર પડે છે.

બૉમ્બરોનો સામનો કરતાં શિકારી વિમાનો ભારે ખતરનાક હોય છે. એ વિમાનમાં બે એન્જિનો રહે છે અને તે ૧૧,૦૦૦ ફૂટ ઊંચે ઊડી શકે છે. કલાકના ૩૦૦ થી ૩૫૦ માઇલની એની ગતિ હોય છે. એની પાંખો ૫૦થી ૫૫ ફૂટ લાંબી હોય છે. આ પાંખમાં ગોળાઓ રાખવાનાં ખાનાંઓ હોય છે. આ જાતનાં વિમાનો ૮–૧૦ કલાકથી વધારે ઊડવા જેટલું પેટ્રોલ રાખી શકતાં નથી. અતિ ઝડપને લીધે પેટ્રોલ ખૂબ બળે છે. આ વિમાનમાં ચાર તોપો ગોઠવેલી હોય છે. મશિનગનો પણ હોય છે. તેને ચલાવનાર ત્રણ વિમાનીઓ પણ તેમાં હોય છે. આ વિમાન ખૂબ જ તીક્ષ્ણ નજરે ચારે તરફ ફરતું રહે છે ને બૉમ્બર વિમાન આક્રમણ કરવા આવે ત્યારે એના પર તૂટી પડે છે. ખૂબ ઝડપને લીધે બૉમ્બર વિમાનોના પીછા એ બરાબર પકડી શકે છે ને નજદીક પહોંચી જઇ તોપો અને મશીનગનોનો મારો ચલાવે છે.

**Me 109 R.**—આ જાતનાં વિમાનની ઝડપ ૪૬૯ માઇલનો હોય છે. આ વિમાન જર્મનીનાં ખાસ વિમાનો છે. એમાં ગોઠવેલી તોપો દર મિનિટે ૫૦ ગોળા છોડી શકે છે. એના ગોળાની ગતી એક સેકંડની ૨,૪૦૦ ફૂટની છે. આવાં હજારો શિકારી વિમાનો દર માસે જર્મનીમાં તૈયાર થાય છે.

**Me 100**—આ પણ જર્મન વિમાન છે. એની ઝડપ કલાકના ૩૬૫ માઇલની અને વધારેમાં વધારે ઊંચે ઊડવાની શક્તિ ૧૬,૫૦૦ ફૂટની છે. એમાં બે તોપો આંખને ઠેકાણે હોય છે. ચાર મશીનગનો પણ પડખે ગોઠવેલી હોય છે. આ તોપમાંથી છૂટેલો પોણા ઇંચનો ગોળો ૬૦૦ વાર દૂર જઇ શકે શકે છે. આ વિમાન ૪૦૦ ગેલન પેટ્રોલ સંગ્રહી શકે છે. એની તેલની ટાંકીને આગ લાગતી નથી. એ એક સાથે ૧,૭૦૦ માઇલની મુસાફરી કરી શકે છે.

જર્મનીએ વિમાન બાબત ભારે આશ્ચર્યકારક પ્રગતિ કરી છે. એનાં ગુલાંટ ખાતાં વિમાનો અજોડ છે. જેમ એ વિમાનો

તૂટતાં જાય છે, તેમ નવાં નવાં બનતાં જ જાય છે. આ વિમાનમાં ૧,૧૦૦ રતલનો એક અને ૧૧૦ રતલ વજનના ચાર એમ પાંચ બૉમ્બો રહે છે. નાના બૉમ્બો તો સંખ્યાબંધ સમાઇ શકે છે. આ વિમાનો ૧૦૦ ફૂટ ઉપરથી આડી ગતિમાં ૭૦૦ માઈલની ઝડપે ઉતરી ૩,૦૦૦ ફૂટ ઉપરથી ગોળા ફેંકે છે. પછી તરત જ પાછાં ત્વરિત ગતિએ ઊંચે ચડી જાય છે. આ વિમાનની ગતિ કલાકના ૩૦૦ માઇલની છે. એ ૧૦,૦૦૦ રતલ વજન સાથે ૨,૫૦૦ માઇલનું ઉડ્ડયન કરી શકે છે. આ વિમાનમાં હજી સુધારો વધારો તો ચાલુ છે. સાથે એની ભયંકરતા પણ વધતી જ રહી છે.

અમેરિકાએ પણ હવે આ જાતનાં વિમાનો બનાવવા માંડયાં છે ને તે પણ ખૂબ જ ભયંકર હોઇ ભારે સંહારક શક્તિ ધરાવે છે.

આ વિમાનો માટે શરીરે સશક્ત, સુશિક્ષિત, ચોખ્ખી નજરવાળા, મહેનતુ અને બુદ્ધિમાન યુવકો પસંદ કરવામાં આવે છે. વિમાન ચાલવાની અને એને લગતી બીજી તાલીમ સાથે ભૌગોલિક જ્ઞાન-ખાસ કરીને દુશ્મન દેશોને ભૌગોલિક જ્ઞાન-પણ વિમાની માટે ખૂબ આવશ્યક હોય છે. અને એ પણ ખૂબ ઝીણી ઝીણી વિગતો સાથે ૭ માસ પછી બૉમ્બ ફેંકતાં અને તોપો ચલાવતાં શીખવાડે છે. આ પછી એને યાંત્રિક જ્ઞાન અપાય છે. અકસ્માત વખતે પૅરેશૂટ-વિમાની છત્રી-દ્વારા કેમ ભૂસ્કો મારવો એ પણ ચીવટપૂર્વક શીખી લેવું પડે છે. આવી રીતે સંપૂર્ણ તાલીમ લીધા પછી જ એને વિમાનનો સ્વતંત્ર નિયામક બનાવવામાં આવે છે. સમયસૂચક, દીર્ઘદૃષ્ટિવાળો ને ધૈર્યવાન માણસ વિમાની તરીકે ફત્તેહમંદ થાય છે.

બ્રિટનમાં આ માટે ખાસ શાળાઓ ચલાવાય છે ને અત્યાર સુધીમાં લાખો વિમાનીઓ ત્યાં તૈયાર થયા છે. બીજા દેશોમાં પણ સેંકડો શાળાઓ વિમાની શિક્ષણ માટે ચાલે છે. એની પાછળ અબજો રૂપિયાનો ખર્ચ થાય છે.

હાલના મહાયુદ્ધમાં અનેક જાતના નવા સુધારા વિમાનોમાં થયા છે. અમેરિકાએ કિલ્લેબંધીવાળાં મહાન લડાયક વિમાનો બાંધ્યા છે તે બખ્તરવાળાં છે. તેમાં આઠ તોપો અને કેટલીક મશિનગનો રહે છે. એક ટન જેટલાં એમાં રાખી શકાય છે. મોટામાં મોટો બૉમ્બ ૧૨,૦૦૦ રતલનો આ બૉમ્બર વિમાન વિમાનો ફેંકી શકે છે. જ્યાં પડે છે. ત્યાં હજારો વારમાં આ ગોળો ફાટીને બધું ખેદાનમેદાન કરી દે છે. આ કીલ્લેબંધીવાળાં બૉમ્બર વિમાનો પચ્ચીશસો માઈલ સુધી પ્રવાસ કરીને પાછાં ફરી શકે છે. જાપાનનાં મથકો અને કિલ્લેબંધી ઉપર અમેરિકનો આવાં વિમાનો બૉમ્બગોળા નાંખવા માટે વાપરે છે. શિકારી વિમાનોની ગતિ કેટલાંકની ૪૦૦ માઈલની દર કલાકે હતી. હવે ૭૦૦ માઈલ સુધી થઈ છે. આ બૉમ્બર વિમાનોમાં વીસ પચ્ચીસ માણસો રહે છે. હજી એમાં સુધારા ચાલુ છે. આ સિવાય અમેરિકાએ સૈન્યો લઇ જવા માટે ભારદારી મોટાં વિમાનો બાંધ્યાં છે. તે દરેકમાં એંશીથી નેવું સૈનિકો, નાની તોપો, રણગાડીઓ વગેરે મૂકી શકાય છે. ચીનમાં જવાના ખુશ્કી અને દરિયાઈ બન્ને માર્ગો જાપાને ઘેરી લીધા હોવાથી હવે ચીનને શસ્ત્રસામગ્રીઓ આ માર્ગે મોકલે છે. આ સિવાય બીજા પણ કેટલાક સુધારા વિમાનોમાં થયા છે. અંગ્રેજોએ ગમે તેવી ઋતુમાં બૉમ્બગોળો નિશ્ચિત સ્થાને પડે તેવી જાતનું યંત્ર શોધી કાઢયું છે. જર્મનોએ શોધેલા ઉડતાં બૉમ્બો V 2 અને V 3 સંબંધી વિગત આ પછીના 'વિવિધ આધુનિક શસ્ત્રો'ના મથાળા નીચે આપ્યાં છે.

વિમાનના ઉદ્યોગનું ભવિષ્ય ખરેખર ખૂબ ઉજળું છે. એમાં અતિશયોક્તિ નથી. વિમાનો એ ભવિષ્યનું અત્યુત્તમ વાહન બનશે. વિમાનોનાં યંત્ર કામમાં એટલો બધો સુધારો થયો છે કે હવે ખૂબ લાંબે ૫,૦૦૦ માઈલ દૂર કલાકના ૪૦૦ થી ૫૦૦ માઇલની ગતિએ સહેજે જઈ શકે છે. તેમાં બીજાં વાહનો કરતાં જોખમની માત્રા પણ વધારે નથી. લંડનથી ન્યુયોર્ક સ્ટીમર, માર્ગે પહોંચતાં સહેજે પાંચ ૭ દિવસ થાય છે, પણ વિમાન મારફતે ત્રણ કલાકમાં પહોંચી શકાશે. લંડનથી કરાંચી સ્ટીમર દ્વારા ૮ દિવસ લાગે છે. તેને બદલે આઠ કલાકમાં પહોંચી શકાય છે. વિમાનોમાં એટલા બધા સુધારા થયા છે કે દરેક જાતના હવામાનમાં એ ભય વિના ઊડી શકે છે. અનુભવીઓ આ વિમાનો છેવટે દર કલાકે ૧,૦૦૦ માઇલની મુસાફરી કરી શકશે એવી શકયતા બતાવે છે. વિમાનો દ્વારા વાણિજ્યનો વિકાસ થવાની સંપૂર્ણ સંભાવના છે. ભવિષ્યમાં બધા દરિયાપારના દેશોની પોસ્ટ અને મેલ પણ ફક્ત વિમાનો મારફતે લઇ જશે. તેમ વ્યાપારની વસ્તુઓ પણ વિમાનો દ્વારા જ મંગાવાશે. પ્રવાસીઓ માટે વિમાનોનો ઉપયોગ હાલ થાય છે, તે કરતાં યુદ્ધ પછીનાં વર્ષોમાં પાંચ સાત ગણો વધી જશે. લડાઇ માટે બાંધેલા લાખો વિમાનો પ્રવાસીઓ અને વેપાર માટે વાપરી શકાશે. જગતના દૂર દૂરના દેશો બહુ નજદીકમાં-હાથવેંત જેટલા જ-સમિપમાં આવી જશે. માત્ર દૂર દૂરના દેશોમાં નહિ પણ આંતરદેશિય અને આંતરપ્રાંતિય પ્રવાસ અને વેપાર માટે પણ વિમાનોનો ઉપયોગ મોટા પ્રમાણમાં થશે. અત્યારથી જ અંગ્રેજો અને અમેરિકનો એ ચિંતામાં પડયા છે. એને માટે વિશાળ યોજનાઓ તૈયાર કરાય છે. એ વિમાની વ્યવહાર માટે વિશાળ શકયતાઓને બન્ને સરકારો સત્કારશે. બ્રિટને સર હેન્રી ગોસને ભવિષ્યની વિમાન વિકાસની યોજનાની પ્રગતિ માટે નિમ્યા છે. વિમાનોની શકયતા ભવિષ્ય માટે અતિશય વિશાળ છે.

**વિશ્વયુદ્ધ (પહેલું-૧૯૧૪-૧૮)** : પોતાના બળથી ફાટફાટ થતાં યુરોપિયન રાજ્યો વચ્ચે અકસ્માત પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. ઓસ્ટ્રીઆના પાટવીકુમાર અને તેની પત્નિનું ખૂન સોવિયટના સર્જેવા નામના ગામમાં થયું. તા. ૨૮ જુલાઇ ૧૯૧૪માં ઑસ્ટ્રીઆ હંગેરીએ સર્વીઆ સામે યુદ્ધ જાહેર કર્યું. તા. ૩૧ જુલાઈમાં રશિઆએ સર્વિયાની મદદે જઈ ઓસ્ટ્રીઆ હંગેરી સામે યુદ્ધની જાહેરાત કરી. ઓસ્ટ્રીઆ હંગેરીના મિત્ર જર્મનીએ તા. ૧ લી ઑગસ્ટમાં રશિઆ સામે યુદ્ધમાં હોવાના ખબર કર્યા. રશિઆના મિત્ર ફ્રાન્સે તા. ૨ ઑગસ્ટના જર્મની સામે ભેટ બાંધી. અંગ્રેજોએ પણ ફ્રાન્સના સહકારમાં યુદ્ધયજ્ઞમાં તા. ૪ ઓગસ્ટ ૧૯૧૪ ના પોતાને હોતા બનાવ્યા. જર્મનીએ બેલ્જીયમની સંધિ તોડી એના ઉપર આક્રમણ કર્યું. જર્મનોએ બેલ્જીયમ જીતી ફ્રાન્સમાં ધસારો કર્યો. તા. ૧ નવેમ્બર ૧૯૧૪ થી તુર્કી જર્મનીના સહકારમાં યુદ્ધમાં જોડાયું. ફ્રાન્સમાં જર્મનો પેરિસ સુધી પહોંચી શકયા નહિ. અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યોએ એમને અટકાવી દીધા. તુર્કીના ડાર્ડેનલ્સના કિલ્લાઓ અંગ્રેજો જીતી શકયા નહિ. મે ૧૯૧૫ માં ઇટાલી મિત્રરાજ્યોના સહકારમાં યુદ્ધમાં ઉતર્યું. ૧૯૧૫ માં જર્મનીનાં આફ્રિકન સંસ્થાનો અંગ્રેજોએ જીતી લીધાં. ઓકટોબરમાં બલ્ગેરિયા જર્મનોની સાથે મળી ગયું. ૧૯૧૬ માં જર્મનોએ પોર્ટુગલ સામે યુદ્ધ જાહેર કર્યું. ઑગસ્ટ ૧૯૧૬ માં રૂમાનિયાએ જર્મની સામે યુદ્ધ પડકાર્યું.

માર્ચ ૧૯૧૭ માં પરાભવ પામેલાં રશિયન સૈન્યો પીછેહઠ કરતાં હતાં. તા. ૧૫ માર્ચે રશિયાના ઝારે ગાદીત્યાગ કર્યો. તા. ૨૦ ઑગસ્ટ ૧૯૧૭ માં વર્ડુન ખાતે ફ્રેન્ચોને વિજય મળ્યો. ૬ એપ્રિલ ૧૯૧૭ ના યુ. સ્ટેટસ ઑફ અમેરિકાએ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. તા. ૧૫ સપ્ટેંબર ૧૯૧૭ માં ઑસ્ટ્રીઆ શરણે આવ્યું. તા. ૪ ઓક્ટોબર ૧૯૧૭ માં બલ્ગેરિઆના રાજાએ ગાદીત્યાગ કર્યો. તા. ૨૦ ઓક્ટોબરમાં તુર્કીએ યુદ્ધ-વિરામ લીધો. તા. ૯ નવેંબરમાં કૈઝર વિલિયમે ગાદીત્યાગ કર્યો. તા. ૧૧ નવેંબરમાં જમનોએ શરણાગતિ લીધી.

તા. ૧૦ સપ્ટેંબર ૧૯૧૯ ના ઑસ્ટ્રીઆ સાથે અને તા. ૨૮ જૂન ૧૯૧૯ ના જર્મની સાથે વર્સેલ્સની સંધિ થઇ. આ વિશ્વયુદ્ધ ૪ વરસ ૩ માસ અને ૭ દિવસ ચાલ્યું. ૧૮ જાન્યુઆરી ૧૯૧૯ માં પેરિસ ખાતે સુલેહ પરિષદ એકત્ર થઈ. આ મહાયુદ્ધમાં ૨૭ પ્રજાઓએ ભાગ લીધો હતો. આ વિશ્વયુદ્ધમાં ૯૯,૯૮,૦૦૦ સૈનિકો મરાયા હતા. કુલ ખર્ચ ૧,૮૬,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલર થયું હતું. રશિયા, જર્મની, ઑસ્ટ્રીઆ, તુર્કી અને બીજાં ઘણાં રાજ્યોમાં રાજ્ય પરિવર્તનો થયાં. ચાર વરસોમાં થયેલી આર્થિક નુકશાની.

| | ડૉલર (આશરે ૩॥ રૂપિયાનો) |
|---|---|
| ૧૯૧૪–૧૫ | ૧૮,૫૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૫–૧૬ | ૩૩,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૬–૧૭ | ૩૯,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૮–૧૯ | ૯૦,૦૦,૦૦,૦૦,૦૦૦ |

આ યુદ્ધમાં નીચે પ્રમાણે સૈનિકોની હાની હતી.

| | |
|---|---|
| મરણ પામેલા | ૯૯,૯૮,૦૦૦ |
| ગંભીર જખમી | ૬૨,૯૫,૦૦૦ |
| સાધારણ જખમી | ૧,૪૦,૦૨,૦૦૦ |
| ખોવાયેલા અને કેદ થયેલા | ૫૯,૮૩,૦૦૦ |
| કુલ | ૩,૬૨,૭૮ ૦૦૦ |

આ ગતવિશ્વયુદ્ધમાં જુદાં જુદાં રાજ્યોનાં સૈન્યો અને નુકશાનીનો અડસટ્ટો—

| રાજ્ય | યુદ્ધ માટે કુલ સૈન્ય | સૈનિકોની કુલ નુકશાની (માર્યા ગયા ઘવાયા, ખોવાયા) | ટકા |
|---|---|---|---|
| રશિયા | ૧,૨૦,૦૦,૦૦૦ | ૯૧,૫૦,૦૦૦ | ૭૬.૩ |
| ફ્રાન્સ | ૮૪,૧૦,૦૦૦ | ૬૧,૬૦,૮૦૦ | ૭૩.૩ |
| બ્રિટિશ સરમ્રાજ્ય | ૮૯,૦૪,૪૬૭ | ૩૧,૯૦,૨૩૫ | ૩૫ ૮ |
| ઇટાલી | ૫૬,૧૫,૦૦૦ | ૨૧,૯૭,૦૦૦ | ૩૯.૧ |
| યુ. સ્ટેટ્સ અમેરિકા | ૪૩,૫૫,૦૦૦ | ૩,૫૦,૩૦૦ | ૮.૦ |
| જાપાન | ૮,૦૦,૦૦૦ | ૧,૨૧૦ | .૨ |
| રૂમાનિયા | ૭,૫૦,૦૦૦ | ૫,૩૫,૭૦૬ | ૭૧.૪ |
| સર્વિયા | ૭,૦૭,૩૪૩ | ૩,૩૧,૧૦૬ | ૪૬.૮ |
| બેલ્જિયમ | ૨,૬૭,૩૦૦ | ૯૩,૦૬૧ | ૩૪.૯ |
| ગ્રીસ | ૨,૩૦,૦૦૦ | ૨૭,૦૦૦ | ૧૧.૭ |
| પોર્ટુગલ | ૧,૦૦,૦૦૦ | ૩૨,૨૯૧ | ૩૩.૩ |
| મોંટીનિગ્રો | ૫૦,૦૦૦ | ૨૦,૦૦૦ | ૪૦.૦ |
| જર્મની | ૧,૧૦,૦૦,૦૦૦ | ૭૧,૪૨,૫૫૮ | ૬૪.૯ |
| ઑસ્ટ્રીઆ–હંગેરી | ૭૮,૦૦,૦૦૦ | ૭૦,૨૦,૦૦૦ | ૯૦.૯ |
| તુર્કી | ૨૮,૫૦,૦૦૦ | ૮,૭૫,૦૦૦ | ૩૪.૨ |
| બલ્ગેરિયા | ૧૨,૦૦,૦૦૦ | ૨,૬૬,૯૧૯ | ૨૨.૨ |
| કુલ | ૬,૫૦,૩૮,૮૧૦ | ૩૭,૪૯,૧૮૬ | ૫૭.૬ |

આ સિવાય ફ્રાન્સ, બેલ્જીઅમ, તુર્કી, રશિયા, ઑસ્ટ્રીઆ, રૂમાનિયાના પ્રદેશોમાં યુદ્ધો ચાલ્યાં, તેથી મોટી નુકશાની પ્રજાના જાનમાલની અને સ્થાવર જંગમ મિલ્કતોની થઈ હતી.

ગ્રેટબ્રિટને જુદાં જુદાં રાજ્યોને યુદ્ધમાં આર્થિક મદદો નીચે મુજબ આપી હતી; પરંતુ તેમાંથી કાંઈપણ એટલે રાતી પાઇ પણ પાછી મળી નથી. ફ્રાન્સ ૪૩॥ કરોડ ડૉલર. ઇટાલી ૪૧॥ કરોડ ડૉલર, રશિઆ ૫૧॥। કરોડ ડૉલર સંસ્થાનોને ૧૭। કરોડ ડૉલર અને બીજા રાજ્યોને ૬॥ કરોડ ડૉલર.

બ્રિટને અમેરિકા પાસેથી ૯૦,૦૦,૦૦,૦૦૦ પૌંડ ઉધાર લીધા હતા. વ્યાજ સાથે પુરા એક અબજ પૌંડની એ રકમ થઇ હતી. દર વરસે ત્રણ કરોડ પૌંડના હપ્તા ગ્રેટબ્રિટને ભરવા લખત કર્યા. ત્રણેક હપ્તા ભરાયા પછી ગ્રેટબ્રિટને વધારે ભરવાની અશક્તિ જાહેર કરી.

ફ્રાન્સે ગ્રેટબ્રિટન અને અમેરિકા પાસેથી એક અબજ ડૉલર ઉધાર લીધા હતા. તેમાંથી ૩૦,૯૪,૪૦,૦૦૦ ડૉલર બીજા નાનાં રાજ્યોને ઉધાર આપ્યા; પરંતુ ફ્રાન્સ કે નાનાં રાજ્યોએ એક દમડી પણ પાછી આપી નહિ. બ્રિટન પાસે બે કરોડ ટનની સ્ટીમરો યુદ્ધની શરૂઆતમાં હતી. યુદ્ધ દરમિયાન ઘણી નવી બાંધી હતી. છતાં યુદ્ધ પછી ૧૬૯ લાખ ટનની સ્ટીમરો બાકી રહી હતી. બ્રિટનનું કરજ ૦॥। અબજ પૌંડનું હતું. યુદ્ધની આખરે ૬॥। અબજનું થયું. ૬ અબજ પૌંડ કરજમાં વધ્યા હતા. ફ્રાન્સનું ૧૩૨ કરોડ પૌંડનું હતું, તે ૫॥ અબજ પૌંડનું થયું. અમેરિકાનું કરજ ૨૬ કરોડનું હતું. યુદ્ધ આખરે ૫॥। અબજ પૌંડનું થયું. ઇટાલીનું ૫૮ કરોડમાંથી ૨॥ અબજનું થયું હતું.

પોલાન્ડ, ઝેકોસ્લોવેકીઆ, હંગેરી, યુગોસ્લોવીઆનાં નવાં રાજ્યો યુરોપના નકશા ઉપર આવ્યાં હતાં. ઑસ્ટ્રીઆનું સામ્રાજ્ય બહુ નાનું બની ગયું હતું.

જર્મની પાસેથી એનાં બધાં સંસ્થાનો, એલ્સેસ લૉરેનનો પ્રાંત અને બીજાં નાના જીલ્લાઓ આંચકી લેવાયાં, એનાં સૈન્યોને વિખેરી નાખ્યાં. વિમાનો, સ્ટીમરો, મનવારો બચ્યાં હતાં, તે ઝુંટવી લેવાયાં. એનો કોલસાની ખાણોવાળો પ્રદેશ પણ લઇ લીધો. એનાં વેપાર ઉદ્યોગનાં કારખાનાં બંધ કર્યાં. જર્મની ઉપર ૭ અબજ પૌન્ડનો દંડ લાદવામાં આવ્યો. જર્મની એ ભરી શકયું નહિ. જર્મની સાથેની સંધિમાં બીજા વિશ્વયુદ્ધનાં બીજ હતાં.

## વિશ્વયુદ્ધ (પહેલા) પછીનાં યુદ્ધો :

યુરોપ અને બીજાં સ્થળોએ નાનાં મોટાં યુદ્ધો ૧૯૧૮ પછી થયાં તે નીચે મુજબ છે.

૧૯૧૮–૧૯ માં ગેલેશિયાનો કબજો મેળવવા માટે યુક્રેઇનો અને પોલાન્ડ વચ્ચે યુદ્ધ થયું તેમાં પોલાન્ડને ગેલેશિયા મળ્યું હતું.

૧૯૧૯ માં વ્હાઈટ રશિયનોનો લાલ રશિયન સેનાઓએ પરાજય કર્યો. મિત્રરાજ્યોનાં વ્હાઈટ રશિયનોની પ્રત્યે સહાનુભૂતિ અને સહકાર નિષ્ફળ થયાં, લાલ સૈન્યો ફાવ્યાં.

૧૯૧૯ થી ૧૯૨૧ માં આયર્લેન્ડના પ્રજાતંત્રવાદીઓના બળવાનો બ્રિટિશ બ્લેક અને ટેનની ટુકડીઓએ પરાજય કર્યો.

૧૯૧૯–૨૨ માં સ્પેને મોરોક્કોના સુલતાન સાથે યુદ્ધ ચલાવ્યું.

૧૯૧૯–૧૯૨૨ સુધી ઈબ્ન સૈદે અરબસ્તાનમાં મક્કાના શરીફ હુસન સાથે યુદ્ધ કર્યું અને પરાજય પામ્યા.

૧૯૨૦ માં સોવિએટ સૈન્યો અને પોલાન્ડ વચ્ચેના યુદ્ધમાં પોલાન્ડને વિજય મળ્યો.

૧૯૨૦–૨૬ માં ચીનમાં જુદાં જુદાં ભાગની સૈન્યોના સરદારોએ પરસ્પર યુદ્ધો કર્યાં.

૧૯૨૧–૨૨ માં ગ્રીકોએ તુર્કી ઉપર આક્રમણ કરી છેવટે પરાજય મેળવ્યો.

૧૯૨૫ માં સિરિઆમાં ફ્રાન્સ સામે ડ્રુસ લોકોએ બળવો કર્યો પણ નિષ્ફળ ગયો.

૧૯૨૫–૩૫ દક્ષિણ અમેરિકાના પેરૂગ્વે અને બોલેવિયા વચ્ચે ચાલુ છમકલાં થયાં.

૧૯૨૬–૨૮ માં ચીનમાં આંતરવિગ્રહો અને ક્રાંતિ માટે યુદ્ધો થયાં.

૧૯૩૧–૩૨ માં ચીનના મંચુરિયાને જાપાને જીતી લઇ ત્યાં ચીનના પદભ્રષ્ટ મંચુ પાદશાહને નામનો ગાદીએ બેસાડી એ દેશનું નામ મંચુકૂઓ રાખ્યું.

૧૯૩૨ માં ચીનની બહાદુર ટુકડીઓએ શાંગહાઇનું મરણપર્યંત રક્ષણ કર્યું, પણ પરાજય થયો.

૧૯૩૪ માં જાપાને ચીનના ૪ પ્રાંતો લઇ લીધા.

૧૯૩૫–૩૬ માં ઇટાલીએ પ્રજાસંઘની વિરૂદ્ધતા છતાં એબિસિનીઆ જીતી લીધું.

૧૯૩૬–૩૭ સ્પેનની સામ્યવાદી સરકાર અને જનરલ ફ્રાન્કો વચ્ચેનો વિગ્રહ ઇટાલી અને જર્મનીની મદદથી જનરલ ફ્રાન્કો જીત્યો.

૧૯૩૭ ચીનનું યુદ્ધ આઠ વરસો થયા જાપાન સામે હજી પૂરું થયું નથી. જાપાને ચીનનો મોટો ભાગ, બંદરો વગેરે જીતી લીધાં છે. ચીનની આસપાસ સખ્ત ઘેરો છે.

**વિશ્વયુદ્ધ બીજું** ( ૧૯૩૯ થી હજી ચાલુ છે ): પહેલા વિશ્વયુદ્ધ કરતાં પણ ઘણો મોટો વિસ્તાર, સમય અને પ્રજાઓમાં ફેલાયેલા આ મહાયુદ્ધની શરૂઆત જર્મનીના હેર હિટલરની મહત્ત્વાકાંક્ષાથી થઇ છે. વર્સેલ્સની સંધિમાં જર્મનીને મોટો અન્યાય મળ્યો હતો. હેર હિટલરે પોતાના નાઝી પક્ષના બળથી ૧૯૩૩ ના ફેબ્રુઆરીમાં જર્મનીના શાસનને સ્વાધિનમાં લીધું. બીજાં બધાં મહારાજ્યો પરસ્પરની ઇર્ષ્યામાં પડયાં હતાં. શાંતિને નામે એઓ સૈન્યો ઘટાડતાં હતાં. હેર હિટલરે પોતાનાં સૈન્યોને તાલીમ આપી તૈયાર કર્યાં. એમને પુષ્કળ વિમાનો, રણગાડીઓ, મોટરો, મોટર સાઇકલો આપી યંત્રબદ્ધ સુશિક્ષિત સૈન્યો તૈયાર કર્યાં. પોતાની સૈનિક તૈયારીઓ પૂરી થઇ, એટલે માર્ચ ૧૯૩૯ ના એણે બોહેમિયા અને મોરેવિયા જર્મની સાથે મેળવી દીધાં. ઝેકોસ્લોવેકીઆ અને મેમલનો કબજો પણ લઇ લીધો. ઇટાલીએ આલ્બેનીઆ લઈ લીધું. અંગ્રેજોએ આંખમીંચ કરી, ફ્રાન્સ સાથે સહકાર કર્યો. તે પહેલાં જર્મનીએ ઑસ્ટ્રીઆ લઇ લઈ લીધું હતું. ૨૪ મી ઑગસ્ટ ૧૯૩૯ માં હેર હિટલરે પોલિશ કોરીડરનો કબજો લઇ લીધો. તા. ૧ સપ્ટેમ્બરમાં પોલાન્ડ અને જર્મની વચ્ચે યુદ્ધ જાહેર થયું તા. ૩ સપ્ટેમ્બરે ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સે જર્મની સામે પોલાન્ડ ઉપર આક્રમણ કરવા માટે યુદ્ધ જાહેર કર્યું. જર્મનીએ પંદર દિવસોમાં તો પોલાન્ડનાં સૈન્યોને પાછાં હઠાવીને વૉર્સોને ઘેરો ઘાલ્યો. જર્મનોએ રશિયાને મનાવીને એની સાથે દશ વર્ષિય સંધી કરીને અર્ધો પોલાન્ડ રશિયાને આપવાના કરારો કર્યા. પોલાન્ડ જીતાઇ બે મહારાજ્યો વચ્ચે વહેંચાઈ ગયું.

જર્મની ફ્રાન્સની મેજીનો કિલ્લેબંધીની સામે ઓક્ટોબર ૧૯૩૯ થી માર્ચ ૧૯૪૦ સુધી પડયું રહ્યું. એ ભેદાય તેમ એને લાગ્યું નહિ. જર્મનીએ તટસ્થતા તોડી. તા. ૯ એપ્રિલમાં લક્ષમબર્ગ અને ડેન્માર્કનાં રાજ્યો લઇ લીધાં. નોર્વેના રાજ્યના સમુદ્રમાં અંગ્રેજોએ નોર્વે ઉપર આક્રમણ કરી એને થોડા દિવસોમાં જીતી લીધું. અંગ્રેજોના મનવારોના કાફલાએ જર્મની તાબેના સમુદ્રો ઉપર ઘેરો ઘાલ્યો. આથી જર્મનીનો જગત સાથેનો સાગરવ્યવહાર જોખમાઇ ગયો.

જર્મન સૈન્યોએ તરત જ હોલેન્ડ ઉપર આક્રમણ કર્યું. છત્રી સૈન્યો ઉતારીને હોલેન્ડના બચાવમાં ગાબડું પાડયું. જર્મન વિમાનોએ રોટરડામનું શહેર અર્ધું બોમ્બ ગોળાથી બાળી નાંખ્યું. નેધરલેન્ડ જર્મનીને શરણે ગયું. પોતાનાં સમુદ્રદ્વાર ખોલીને દેશને પાણીમય કરી મૂકવાનો સમય પણ નેધરલેન્ડસને મળ્યો નહિ. હોલેન્ડ જીત્યા પછી હેર હિટલરનાં યંત્રારૂઢ રાક્ષસી સૈન્યોએ બેલ્જિયમ ઉપર ધસારો કર્યો. માસ્ટ્રિક્ટ ખાતે બેલ્જિયમની કિલ્લેબંધી એણે તોડી નાંખી. ત્વરાથી આગળ વધતાં જર્મન સૈન્યો લીઍજ, એન્ટવર્પ વગેરે જીતતા આગળ વધ્યા. ફસાયેલાં ફ્રેન્ચ સૈન્યો અને અંગ્રેજી સૈન્યો બેલ્જિયમનાં સૈન્યોની મદદે આવ્યાં, પણ જર્મનોની વિમાની સરસાઇએ મહાત કર્યાં. છ દિવસમાં જ ત્રણેય મિત્રસૈન્યોપૂર્વ બેલ્જિયમમાંથી પીછેહઠ કરી પશ્ચિમ બેલ્જિયમમાં ઉભા. તા. ૧૭ મે ૧૯૪૦ ના તો જર્મનો બ્રસેલ્સમાં દાખલ થયા, પણ ત્યાં ઠરીઠામ થઈ શકયા નહિ. જર્મન ધાડાંઓ ફ્રાન્સમાં દાખલ થયાં. કેલે, બુલોં જીતી લીધા. તા. ૨૮ મેના બેલ્જિયમ શરણે આવ્યું. તા. ૧૩ જૂનને માર્ન નદી ઓળંગી પેરિસને ઘેરો ઘાલ્યો. તા. ૧૪ જૂને પેરિસ શરણે આવ્યું. તા. ૨૨ જૂને ફ્રાન્સ જર્મનીને શરણે ગયું. અંગ્રેજી સૈન્ય ડનકર્કના બંદરેથી ત્રણ લુગડે નાશી ગયું. જર્મની સાથે મળી ઇટાલીએ પણ મિત્ર–રાજ્યો સામે યુદ્ધ જાહેર કર્યું.

બ્રિટન એકલું અટુલું થઇ ગયું. એની પાસે રણસામગ્રી કે તાલિમબદ્ધ સૈન્ય નહોતું. છતાં એમણે ધીરજ રાખી યુદ્ધની તૈયારીઓ માંડી. ફ્રાન્સ અને ઈંગ્લેંડ વચ્ચેની ૨૪ માઇલની ખાડીનું રક્ષણ અજીત બ્રિટિશ કાફલો કરતો હતો. જર્મનોએ ઇંગ્લંડની નાડ જોવા ભયંકર વિમાની બોમ્બમારો બ્રિટનના શહેરો ઉપર ત્રણ માસ સુધી (ઑગસ્ટથી અકટોબર ૧૯૪૦) ચલાવ્યો. અંગ્રેજોએ ધીરજથી ભારે નુકશાની સહન કર્યું. જર્મનીના હાથમાં પોલાન્ડ, ઑસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, ડેન્માર્ક, હોલાન્ડ, નોર્વે, લક્ષમબર્ગ, ફ્રાન્સ, બેલ્જિયમ આવી ગયાં. યુરોપના મધ્ય ભાગમાં એ ચક્રવતિ થયું હતું. હંગેરી એને મળી ગયું. રૂમાનિયાએ મિત્રતા બાંધી. બલ્ગેરિયાએ પણ દોસ્તી કરી.

બાલ્કન્સના ગ્રીસમાં કાદવ ખૂંચેલા ઇટાલીને બહાર કાઢવા જર્મન સૈન્યોએ યુગોસ્લોવીઆને જીતીને ગ્રીસને જીતી લીધું. ક્રીટમાંથી અંગ્રેજી સૈન્યોને નસાડી એ ટાપુ પણ લઈ લીધો. આફ્રિકામાં પણ બ્રિટિશ સૈન્યોને ઠેઠ એલેક્ઝાન્ડ્રીઆ સુધી પીછેહઠ કરાવી સર્વત્ર એનો વિજય હતો; પરંતુ હેર હિટલરને અવળી બુદ્ધિ સૂઝી. તા. ૨૨ જૂન ૧૯૪૧ના દિવસથી એણે રશિયા ઉપર આક્રમણ શરૂ કર્યું. ત્યાં પણ જર્મન આક્રમણ અતિશય વેગવાળું હતું. જર્મન વિમાનોએ રશિયન સૈન્યમાં તરખાટ

 વિશ્વયુદ્ધ બીજું

બોલાવ્યો. મોસ્કો અને લેનીનગ્રાડને જર્મનોએ ઘેરો ઘાલ્યો. જર્મનોએ હવે રશિઅનોના શિયાળુ સામનામાં કેટલીક પીછેહઠ કરી. ઉનાળામાં ઠેઠ કોકેસસ સુધી પહોંચી ગયા. સ્ટેલિનગ્રાડને ઘેરો નાખ્યો. ફિન્લેન્ડે પણ જર્મનીને સહકાર આપ્યો. યુરોપિયન રશિયાનો મોટો ભાગ જર્મનીના હાથમાં આવી ગયો. ૧૯૪૨ ના શિયાળામાં પણ રશિઅનોએ શિયાળુ આક્રમણ કરી જર્મનોને પાછા હઠાવ્યા હતા; પરંતુ ઉનાળામાં ફરી જર્મનોએ રશિઅનોને પીછેહઠ કરાવી હતી. જર્મનોએ સ્ટેલિન ગ્રેડને ૧૯૪૨ ના ઑગસ્ટમાં ઘેરો નાંખ્યો. નવેમ્બરમાં શિયાળો બેસતાં રશિયનોએ જર્મનોને પીછેહઠ શરૂ કરાવી. સ્ટેલિનગ્રેડમાં રશિયનોએ, જર્મનોનો ભયંકર પરાજય કરી ૨॥ લાખ જર્મન સૈનિકોને કેદ પકડયા. અહીંથી જર્મનોની પીછેહઠ શરૂ થઈ. ૧૯૪૩ ની શરૂઆતથી ૧૯૪૪ ના ઓકટોબર માસ સુધી એ પીછેહઠ ચાલુ રહી છે. જર્મનોએ માર ખાતાં ખાતાં યુરોપિય રશિઆ છોડી દીધું છે. યુક્રેઇન, વ્હાઇટ રશિઆ, કોકેસસ, ડૉનેટ અને ડોન નદીની ખીણો ક્રીમીઆ આ સર્વે છોડી ગયા છે. ફિન્લેન્ડ રશિયાને શરણે આવ્યું છે. રૂમાનિયાએ પણ રશિયા સાથે સંધિ કરી છે. બલ્ગેરીયાએ પણ તરણું મોઢામાં લીધું છે. ઈસ્ટોનીઆ રશિયનોએ જીતી લઇને લેટેવી-આના રીગા ઉપર ઘેરો ઘાલ્યો છે. લીથુનીઆ પણ મોટે ભાગે લાલ સૈન્યોએ લઈ લીધું છે. લાલ સૈન્યોએ પોલાન્ડનો અર્ધો ભાગ જીતી લીધો છે. વોર્સો માટે મોટો જંગ ચાલે છે. ઝેકોસ્લોવેકીઆ, હંગેરીયને પૂર્વ પ્રશિયાનો સરહદો લાલ સૈન્યો-એ ભેદી ધસારો કર્યો છે. જર્મનોએ સર્વત્ર સખ્ત સામનો હવે કરવા માંડયો છે. સૈન્યો અને શસ્ત્રસામગ્રીની એમની નુકશાની અપરંપાર છે, પણ ૧,૫૦૦ માઇલ પીછેહઠ કરી આવનાર જર્મન સૈન્યોમાં અવ્યસ્થા, અંધાધુધી કે શિસ્તભંગ નથી યુદ્ધ ચાલુ છે.

વિશ્વયુદ્ધમાં ૧૯૪૧ના ડિસેમ્બર માસથી જાપાને અમેરિકાને પર્લબંદરમાં સખ્ત ફટકો મારી યુદ્ધમાં ઉતાર્યું છે. અમેરિકાએ જર્મની સામે પણ યુદ્ધ જાહેર કર્યું, અમેરિકન સેનાઓ અંગ્રેજી સૈન્યોના સહકારમાં આફ્રિકામાં ઉતરી આવી. જર્મન માર્શલ રોમેલને એમણે હરાવી પાછો ધકેલ્યો. પંદરસો માઈલની પીછેહઠ કરી જર્મન સૈન્યો ભૂમધ્ય સમુદ્રના ફ્રેન્ચ ટયુનિશી-આમાં પહોંચ્યાં. અહીં એમને પરાજય મળવાથી શરણે આવવું પડયું. સાથીઓની સેનાઓ સીસીલી બેટમાં ઉતરી એક માસના યુદ્ધ પછી એ બેટ સર કર્યો. ત્યાંથી સાથી સૈન્યો ઇટાલીમાં ઉતારવામાં આવ્યાં. ઇટાલીમાં મુસોલિનીનું પતન થયું. એને જર્મ-નોએ બચાવી લીધો. ધીમે ધીમે ઈટાલીમાં સાથી સૈન્યો છેલ્લાં ૨ વરસ થયા આગળ વધે છે. એઓએ નેપલ્સ, રોમ, ફ્લોરેન્સનાં શહેરો લીધાં. અર્ધું ઇટાલી હજી જર્મનોના હાથમાં છે ભયંકર યુદ્ધો હમણાં ચાલુ છે. ઈટાલીયનો સાથીઓના સહકારમાં લડે છે. ફેસીસ્ટ ઈટાલીઅન જર્મનોના સહકારમાં લડે છે. અંગ્રેજી, અમેરિકન, કેનેડીઅન, ઈટાલિઅન, હિંદી પોલિસ ફોજો, ફ્રેન્ચ લશ્કર અને સાઉથ આફ્રિકનોનું સૈન્ય ઇટાલીમાં જર્મનો ઉપર આક્રમણ કરે છે.

તા. ૬ જૂન ૧૯૪૪ના રોજ સાથી સૈન્યો ફ્રાન્સમાં નોર્મન્ડીના કિનારે ઉતર્યાં હતાં. એમણે જર્મન સૈન્યોની મોટી આટલાન્ટિક લાઇન તોડીને આગેકુચ કરી પાછળથી જર્મન સામનો સખ્ત બન્યો, પણ એને તોડી પાડી સાથી સૈન્યોએ ફ્રાન્સનો લગભગ ચૌદ આના ભાગ કબજે કરી લીધો છે. બેલ્જીઅમમાં પણ સાથી સૈન્યોએ ઉતરી ૭૫ ટકા બેલ્જીઅમ જીતી લીધું છે. હોલાન્ડમાં યુદ્ધો ચાલે છે. જર્મનીની સરહદમાં અમેરિકન સૈન્યોએ પ્રવેશ કરીને સિગફ્રીડની કિલ્લેબંધીમાં ભંગાણ પાડયું છે. ૪૦૦ માઈલ લાંબા મોરચા ઉપર ભયંકર યુદ્ધો ચાલી રહ્યાં છે. ચાર માસમાં આ યુદ્ધ ક્ષેત્રમાં જર્મનીએ દશથી બાર લાખ સૈનિકોને ગુમાવ્યા છે, યુદ્ધ જર્મનીની સરહદમાં પેઠું છે. જર્મનોએ ખૂબ ખૂબ માર ખાધો છે, છતાં હજી વ્યવસ્થિત પ્રકારે લડે છે. યુદ્ધ હજી છ આઠ માસ લંબાય એવી વકી મિ. ચર્ચિલ બતાવે છે. જર્મનો મજબૂત સામનો કરે છે. સાથીઓનાં આ રણક્ષેત્રમાં ૨૫ થી ૩૦ લાખનાં સૈન્યો છે.

**વિશ્વયુદ્ધ**—(૧૯૪૨થી ૧૯૪૪ જાપાન સામે) ૧૯૩૭થી જાપાન ચીન સાથે યુદ્ધ લડે છે. ૧૯૪૧ના ડીસેંબરમાં એણે એચિંતા પૂર્વ બંદર ઉપર વિમાની આક્રમણ કરીને અમેરિકન સાગર મનવારોના કાફલાને અને વિમાનને સખ્ત નુકશાન આપી સાથીઓએ એની સામે યુદ્ધ જાહેર કર્યું. જાપાને પણ યુદ્ધની અગાઉથી મોટી તૈયારીઓ કરી રાખી હતી. એણે જર્મનીથી પણ વધારે ઉતાવળથી વિજયો મેળવવા માંડયા. અંગ્રેજો પાસેથી હોંગકોંગ જીતી લીધું પછી મલાયા અને સીંગાપુર જીત્યાં, અમેરિકનો પાસેથી ફિલિપાઇનના બેટો જીતી લીધા. હોલાન્ડ પાસેથી ડચ ઇસ્ટ ઇન્ડિઝ, સુમાત્રા, બોર્નીઓ જીતી લીધાં. અંગ્રેજો પાસેથી બ્રહ્મદેશ જીતી લીધું. સેલોબસ, વેક આયલેન્ડ, માર્શલ આયલેન્ડ, એડમિરીલોટી આયલેન્ડ, ન્યુગીનીના બેટો એ સર્વે એણે સહેલાઈથી લઇ લીધા. ચીનનો તો મોટો ભાગ એણે અગાઉથી જીતી લીધો હતો. જાપાને ઑસ્ટ્રેલીઆ પર મીટ માંડી. બીજી તરફ હિંદુસ્થાન ઉપર પણ એણે આક્રમણની તૈયા-રીઓ કરી. જાપાનનાં હાથોમા વિશાળ સામ્રાજ્ય આવી ગયું છે. એણે જમીન, સાગર અને આકાશ એમ ત્રણે યુદ્ધોમાં સરસાઇ મેળવી હતી; પરંતુ અમેરિકાએ મોટા પ્રમાણમાં યુદ્ધની વસ્તુઓ અને સૈનિકો ત્રણ વરસોમાં તૈયાર કર્યાં છે. એણે એક કરોડ જેટલા અમેરિકન યુવકોને સૈનિક તાલીમ આપી છે. દર માસે આઠ હજાર રણગાડીઓ અને આઠ હજાર વિમાનો તે બાંધે છે. દરરોજ પાંચ નવી સ્ટીમરો અમેરિકનો તૈયાર કરે છે. મનવારો, દારૂગોળો, મોટી તોપો, વિમાનો લઇ જનારી મોટી મનવારો પણ મોટી સંખ્યામાં એક સાથે તૈયાર કરાવે છે. જાપાનના સામે દક્ષિણ, પશ્ચિમ પેસિફિકના અમેરિકાએ આક્રમણ શરૂ કરેલ છે. ઘણા ટાપુઓ અમેરિકાએ જીતી લીધેલ છે; પરંતુ ચાર હજાર ટાપુઓ જાપાનના કબજામાં છે. એટલે અમેરિકનો વચ્ચેવચ્ચેથી ટાપુઓ જીતી ફાચરો મારતા જાય છે. ન્યુગીની, મરીઆના, ગીલ્બર્ટ, માર્શલ, ટાપુઓ, એડમિરાલ્ટી ટાપુઓ, મરીઆના ટાપુઓ, પલાવ ટાપુઓ અને ફિલિપાઈન ટાપુઓ સુધી થોડા થોડા ટાપુઓ જીતી એમણે ફાચરો મારી છે. જાપાનિઝોનો હવે ઓસ્ટ્રેલીઆ ઉપરનો ભય ચાલ્યો ગયો છે. જાપાનિઝો હજી ખૂબ બળવાન છે. ઝનુની લડવૈયાઓ છે. એમની પાસે જમીન, અગર અને આકાશી યુદ્ધની મોટી સાધન સામગ્રીઓ અને લાખો તાલિમ પામેલા સૈનિકો છે.

જાપાનિઝોનાં સૈન્યો આસામમાં ઉતરી આવ્યાં હતાં. અંગ્રેજી સૈન્યોએ બાર મહિનાઓ યુદ્ધ કરી, એમને આસામથી બ્રહ્મ-દેશમાં હાંકી કાઢયા છે; પરંતુ જાપાનિઝો ફરી આક્રમણ કરે એવી શકયતા હજી છે. બ્રહ્મદેશમાં અમેરિકન જનરલ સ્ટીલવેલની

આગેવાની નીચે ચીના સૈન્યોએ વીસ હજાર ચોરસ માઈલનો બ્રહ્મદેશનો પ્રદેશ જાપાનિઝો પાસેથી જીતી લીધો છે, પણ હવે જાપાનિઝો બહુ સખત સામનો કરે છે. જર્મનીનો પરાજય થયા પછી જ સાથી રાજ્યોની સર્વે શક્તિઓ જાપાન ઉપર ત્રાટકશે, તે દરમ્યાન જાપાન હમણાં બચાવનાં યુદ્ધો લડે છે. જાપાનનો પરાજય ઓછામાં ઓછાં બે વરસો લેશે, એમ અનુભવીઓ માને છે. સરસ વ્યૂહરચના, શૂરા સૈનિકો, મરણના ભય વગરના સૈનિકો અને વિશાળ શસ્ત્રસામગ્રીઓ ધરાવતા જાપાનનો પરાજય મુશ્કેલ થઇ પડયો છે. ચીનમાં જાપાનને ખૂબ સફળતા મળી છે. ચીનાઓની હાલત ચિંતાજનક અને ગંભીર બની છે. ચીનનો મોટો ભાગ જાપાને જીતી લીધો છે. ચીનને ચારે તરફથી સખત ઘેરો નાંખ્યો છે. માત્ર હવાઇ માર્ગે ચીનને સાથી રાજ્યો શસ્ત્ર-સામગ્રીઓ મોકલી શકે છે. જાપાન ચીનને જીતી લેવા ભગીરથ પ્રયાસો કરે છે. એમાં એને સફળતા મળતી જાય છે.

**વિવિધ આધુનિક શસ્ત્રો :** યુદ્ધસમયમાં શરૂઆતમાં યાંત્રિક શસ્ત્રોમા ખૂબ વિકાસ કરી જર્મનોએ યુદ્ધ શરૂ કર્યું. એમણે વિમાન અને રણગાડીઓ બનાવી યુરોપના લગભગ મોટા ભાગને જીતી લીધું, પણ સાથી રાજ્યોએ થોડા મહિનાઓમા એ શસ્ત્રો જેવાં નવાં બીજાં શસ્ત્રો પોતા માટે બનાવ્યાં અને જર્મની કરતાં એની પાસે સાધનો વધારે હોવાથી તેઓ વિશેષ પ્રમાણમાં શસ્ત્રો બનાવવા માંડયાં છે. અમેરિકાએ તો વિશાળ પ્રમાણમાં એ શસ્ત્રો એટલે વિમાનો, સબમરિનો, મનવારો અને તોપો બાંધવા માંડી છે, પણ જર્મનો હમણાં જ બહુ મોટાં વિમાની વિનાનાં સ્વયં ચાલતાં વિમાનો બાંધી આ શોધોમાં કમાલ કરે છે. આગલા વિશ્વ-યુદ્ધમાં ઝેરી ગેસ વપરાયો હતો; પરંતુ પ્રજાસંઘમાં સૌએ ભવિષ્યમાં ઝેરી ગેસ નહિ વાપરવાનો ઠરાવ સ્વીકારવાથી આ યુદ્ધમાં એનો વપરાશ બંધ રહ્યો છે, તેથી માનવજાતી એક ભયંકર આફતમાંથી બચી ગઈ છે. જર્મનોએ પોતાનાં કાતિલ હથિયારો ને સબમરિનો વિકાસ મોટે પાયે કર્યો છે. એ સબમરિન હવે ચારથી પાંચ હજાર માઇલ દૂર સાગરમાં પ્રવાસ કરી શકે છે. જર્મનોએ અમેરિકન કાંઠા સુધી આ સબમરિનો મોકલી હતી અને અમેરિકાના વહાણવટાને નુકશાન કર્યું હતું. આ સબમરિન-માંથી ટોરપીડો મૂકવા માટે પણ નવાં સારાં યંત્રો જર્મનીએ બનાવ્યાં છે. જાપાને એક જ માણસ ચલાવી શકે, એવી નાની સબમરિનનો આ વિશ્વયુદ્ધમાં ઉપયોગ કર્યો છે; પરંતુ સાથી રાજ્યોએ આ સબમરિનનો વિનાશ કરવા માટે જે જાતજાતનાં નવાં શસ્ત્રો શોધ્યાં છે. તેથી સબમરિનનો ભય બહુ મોળો કરી શકાયો છે. રક્ષિકાઓમાંથી સબમરિનો પ્રત્યે ફેંકાતા બોમ્બોનો ઉપયોગ વિશેષ થયો છે. સબમરિનનો શિકાર કરવા શિકારી રક્ષક વિમાની પણ સબમરિનને દાંભવાને શક્તિમાન થયા છે. વિમાનોમાંથી થયેલી શોધખોળો 'વિમાન' શિર્ષકથી ઉપર આપેલ છે. રણગાડીઓ (ટેંકો)માં પણ વિશાળ સુધારા થયા છે. અમેરિકનોની છેલ્લી ઢબની રાક્ષસી રણગાડીઓ જ્યાં જાય છે, ત્યાં વિનાશ પાથરે છે. જર્મનોની બખ્તરવાળી મધ્યમ કદની રણગાડીઓ પણ યુદ્ધમાં હાહાકાર બોલાવી દે છે. હાંકનાર સ્વયંચલિત નવી જર્મન રણગાડીઓની ફ્રાન્સમાં કેનેડિયનો અને અમેરિકનો વચ્ચે મોટો વિનાશ પાથરવાની વાત આવી હતી; પરંતુ જર્મનોની સૌથી મોટી શોધ 'ઉડતા બૉમ્બો' છે. એમાં કોઇ મનુષ્ય કે હાંકનાર રહેતું નથી. રેડીઓથી એ સંચાલિત થાય છે. એ બૉમ્બ કલાકના ૩૫૦થી ૪૦૦ માઈલની ઝડપે સૂચિત દિશામાં દોડે છે. એ જ્યાં પાડવાનો હોય ત્યાં એની બત્તીનો પ્રકાશ વધે છે અને એકદમ અવાજ કરી એ પડે છે. એક માઈલના વિસ્તારમાં અનેક ઘરોને ખંડેર બનાવી મૂકે છે. જર્મનોએ ૫,૫૦૦ જેટલા આવા ઉડતા બૉમ્બો લંડન અને દક્ષિણ ઇંગ્લેંડ ઉપર મૂકયા હતા, તેમાં અર્ધાથી વધારે અંગ્રેજી વિમાનો, બલૂનો અને વિમાન વિરોધી તોપોએ તોડી પાડયા હતા. બાકીનાઓએ ઇંગ્લેંડમાં દરોક લાખ જેટલાં ઘરોને નુકશાન કરી હજારો કિંમતી જાનોની ખુવારી કરી છે. આની સામે અંગ્રેજોના વિનાશ માટે નવા પ્રતિબંધો સર્જ્યા છે. ફ્રાન્સ અને હોલાન્ડના કિનારા ઉપર આવા ઉડતા બૉમ્બો મૂકવા જર્મનોએ સેંકડો મથકો ગોઠવ્યાં હતાં, પણ સાથી રાજ્યોએ તે જીતી લીધાં છે. એટલે જર્મનો મારફતે ઉડતા બૉમ્બોનો ચાલુ મારો કરે છે, તેથી લંડન અને દક્ષિણ ઇગ્લેંડમાં જાનમાલનું મોટું નુકશાન ચાલુ થયા કરે છે. જર્મનોએ નામો એક મોટો સાત ટનનો ઉડતો બૉમ્બ બનાવ્યો છે, તે બે માઇલના વિસ્તારમાં વિનાશ પાથરે છે. હજી પણ જર્મનો પાસે કોઇ છુપાં હથીયાર વિકાસ પામતાં હોય એવાં અનુમાનો થાય છે: ચાલુ યુદ્ધમાં આ સર્વે શોધો સંપૂર્ણ રીતે પ્રકાશમાં આવતી તથા. પરંતુ બધાં વિનાશક યંત્રોમાં ચમત્કારિક સુધારાઓ થયા છે. હજારો અનુભવી રસાયણ શાસ્ત્રી-ઓ અને યંત્રશાસ્ત્રીઓ આ કામ પાછળ રાતદિવસ લાગ્યા પડયા છે. વૈદ્યકિય શોધોમાં D. D. D. નામે મેલેરીયાની દવા શ્રેષ્ઠ માલૂમ પડી છે, પણ પેનિશીઅન નામની દવા જખમો રૂઝા-વવા માટે ઘણી ફતેહમંદ પુરવાર થઇ છે. યુદ્ધ એ મોટું અનિષ્ટ છે; પરંતુ રસાયન, વિદ્યુત્, યંત્રશાસ્ત્ર અને બીજી શોધોમાં પચીસ વર્ષમાં જેટલી પ્રગતિ ન થઈ શકે, તેટલી આ પાંચ વર્ષોમાં થશે.

## વિવિધ સુંદર દર્શનીય સ્થળો :—

**અજંટા**—આ નિઝામ રાજ્યનું એક ગામડું છે. જી. આઇ. પી. જલગાંવ સ્ટેશનથી મોટર દ્વારા ત્યાં જઈ શકાય છે. સ્ટેશનથી તે ૩૮ માઇલ દૂર છે. ગુફાઓ માટે તે પ્રખ્યાત છે. આવી આવી ૩૨ ગુફાઓ ત્યાં છે. આ ગુફાઓ હિંદની સ્થાપત્ય કલાના ઉત્તમ નમુના સમી છે. ઇ. સ. પૂર્વે ૨૩૧ની સાલની આ ગુફાઓ હોવાનું મનાય છે. દિવાલ ચિત્રો ખૂબ આકર્ષક છે. બુદ્ધ સાધુઓએ આ ગુફાઓ બનાવી છે. એમાંનાં ચિત્રો રંગીન અને ભાવપૂર્ણ છે. પ્રાચીન સમયના પહેરવેશ, સ્ત્રીઓના શૃંગારો, રાજ્ય દરબારો, વિહારો, વાહનો અને દૂતોનો સરસ પરિચય મળે છે. નિઝામ સરકાર આ ગુફાઓની ઘણી સંભાળ લે છે.

**દિલ્હી**—હિંદની રાજધાનીનું શહેર છે. ત્યાં શાહજ-હાંનો મહેલ તથા કિલ્લો, મોતીમસ્જીદ, જુમ્મામસ્જીદ, કુતુબ-મિનાર, ફિરોઝાબાદ, ઇન્દ્રપ્રસ્થ, તઘલખાબાદ વગેરેના અવશેષો છે. બધી અગત્યની રેલ્વે લાઈનોનું મુખ્ય મથક છે. દિલ્હી એ પ્રાચીન હસ્તીનાપુર પાંડવોની રાજ્યધાની હતી. હમણાં હિંદની સરકારની રાજધાની છે. વીસ કરોડ રૂપિયાને ખર્ચે ન્યુ દિલ્હી શહેર બાંધ્યું છે. વાઈસરોયનો મહેલ, ધારાસભાનાં મકાનો, બિરલા મંદિર જોવા જેવાં છે. મોટું વેપારી મથક છે.

**આગ્રા**—આ શહેર તાજમહાલ તથા આગ્રાના કિલ્લા માટે પ્રસિદ્ધ છે. તાજમહાલ એ મોગલ શિલ્પકલાનો ભવ્ય અવ-શેષ છે. હજારો અને લાખો પ્રવાસીઓ એને નિહાળવા દર વર્ષે આવે છે. આ સિવાય મોગલ શહેનશાહોની કીર્તિરૂપ, દિવાને-

ખાસ, મોતીમસ્જિદ, દિવાને, આમ વગેરે આવેલાં છે. સિકંદરામાં અકબરની કબર પણ આવેલી છે. દયાળબાગમાં રાધાવલ્લભસંપ્રદાયનું સ્થાન છે. ત્યાં બાવન જાતના ઉદ્યોગોની વસ્તુઓ બનાવે છે. મોટી પશુશાળા અને ડેરી છે.

**ઇલોરા**—નિઝામસ્ટેટ રેલ્વેના ઔરંગાબાદ સ્ટેશનથી આ સ્થળે પહોંચી શકાય છે. ઇલોરાનાં ગુફામંદિરો કદાચ હિંદમાં સૌથી મોટાં તથા વિધવિધ પ્રકારનાં છે. ગુફાના ત્રણ વર્ગો છેઃ હિંદુ બૌદ્ધ તથા જૈન. કૈલાસમંદિર ખાસ રસદાયક છે. આખા ખડકને મંદિર રૂપે કોતરી કાઢયો છે. મોટા પર્વતનું મંદિર બનાવ્યું છે.

**બનારસ**—હિંદુઓનું આ મહાન તીર્થધામ છે. ત્યાં અસંખ્ય મંદિરો છે. ઘાટનો દેખાવ ભવ્ય છે. પાસે જ કાશી વિદ્યાપીઠ આવેલી છે. શ્રી. કાશી વિશ્વેશ્વરનું સુવર્ણપત્રોથી જડેલું જગવિખ્યાત મંદિર છે. કાશીથી પાંચ માઈલ દૂર સારનાથમાં બુદ્ધિસ્ટોએ બાંધેલું મુલગંધક વિહાર દર્શનીય છે. કાશીમાં ગંગાજી વહે છે. કાશી .સંસ્કૃતવિદ્યાનું પરમધામ છે.

**મદુરા**—મીનાક્ષીના મંદિર માટે આ સ્થળ ખૂબ પંકાયેલું છે. આ મંદિર ૮૪૭×૭૨૯ ફૂટનું છે. સહસ્ર થાંભલાવાળા ઓરડામાં પથ્થરનું શ્રેષ્ઠ કોતરકામ જોવામાં આવે છે. દશ બાર ફીટ ઊંચા કોતરણીથી ભરપૂર એક જ પત્થરના થાંભલાઓ અસંખ્ય છે. મંદિરમાં શ્રેષ્ઠ કળા અને કારીગરીનું કામ છે. મદુરામાં હાથવણાટનું કામ સરસ થાય છે.

**આબુ**—મુંબઇ અને દિલ્હી વચ્ચે આવેલા પર્વતપરનું આ સ્થાન છે. ઊંચાઇ લગભગ ૩,૮૦૦ ફીટ છે. પાસે જ જૈનોનાં અદ્‌ભુત કારીગરીવાળા દેલવાડાનાં દેરાં આવેલાં છે. વિમળશાહ, વસ્તુપાળ, તેજપાળના સંગેમરમરનાં શ્રેષ્ઠ કારીગરીનાં મંદિરો છે. આબુમાં રાજા રજવાડાના હવા ખાવાના મહેલો છે.

**જયપુર**—આ એક આદર્શ હિંદુ શહેર છે. અહીંથી પાંચ માઇલ દૂર અંબરનું શહેર આ[illegible]ું છે. ત્યાં રજપૂતકળાના શ્રેષ્ઠ નમૂનાઓ છે. ૧૭૧૮ માં બંધાયેલ માનસિંગની પ્રસિદ્ધ વેધશાળા પણ ત્યાં છે. જયપુરમાં પહોળા સીધા ચાર મોટા રસ્તાઓ ચોપાટની પેઠે બાંધ્યા છે. એની આસપાસ પ્રજા વસે છે. જયપુરમાં ધાતુકામ, જવાહિરોનું કામ સારૂં થાય છે. ઘરો સૌ એકસરખાં છે.

**ઔરંગાબાદ**—નિઝામ રાજ્યમાં આવેલ પ્રસિદ્ધ પ્રાંત અને શહેર છે. ત્યાં જગવિખ્યાત ઇલોરા અને અજંટાની ગુફાઓ આવેલી છે. ઔરંગઝેબની કબરવાળું રાઉઝા શહેર, દૌલતાબાદનો ઐતિહાસિક કિલ્લો તથા ઔરંગઝેબની બેગમની સુંદર કબર બીબીકા મક્બરા આવેલ છે. ઔરંગાબાદ શહેરથી આ બધાં સ્થળોએ જઇ શકાય છે. નિઝામ રાજ્યની રેલ્વે પર તે સ્ટેશન છે અને જી. આઇ. પી. ના મનમાડથી ૭૧ માઇલ દૂર છે. ઔરંગઝેબની બેગમની કબર આગ્રાના તાજમહાલની ઢબે બાંધેલી છે, પણ તાજમહાલ જેવું સૌંદર્ય નથી.

**અમૃતસર**—શીખોના સુવર્ણમંદિર માટે આ શહેર જગવિખ્યાત છે. સોનેરી રૂપેરી ભરતકામ, શેતરંજી તથા પશ્મીના માટે પ્રખ્યાત છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેની મુખ્ય લાઇન પર આ શહેર આવેલું છે. શહેરમાં બે ત્રણ કાપડની મીલો છે. આ શહેર હિંદનું એક મુખ્ય બજાર છે. ઊનનું કાપડ હાથવણાટથી પુષ્કળ થાય છે. નવું બાંધેલું દેવી મંદિર સરસ છે. જલીઆનવાળા બાગ પણ તીર્થ બન્યું છે.

**ચિતોડગઢ**—વિજય સ્થંભ માટે પ્રખ્યાત છે. સિસોદિયા રજપૂતોનું આ પ્રાચીન રાજધાનીનું શહેર છે. તેઓ સૂર્યવંશી છે અને અત્યારે રાજ્ય કરે છે. મોગલો પર ઘણા વિજયોની યાદમાં રાણાએ વિજયસ્તંભ બંધાવ્યો હતો. ચિતોડ હમણાં ઉજ્જડ પડયું છે; પરંતુ એક વખત રાજપૂતાનાના શૌર્ય, કીર્તિ અને પરાક્રમનું મહાન સ્થળ હતું. મીરાંબાઇનો મહેલ હવે સારી હાલતમાં નથી. ચારે તરફ સૂના રાજમહેલો જૂનાં રાજારાણાઓના પરાક્રમની ગાથા રૂપે ઉભા છે.

**મોહન-જો-ડેરો**—ઇ. સ. પૂર્વે ૩૩૦૦–૨૭૦૦ નું પ્રાગૈતિહાસિક હિંદી શહેર છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેની કોટડી દાદુ લારખાના શાખાના ડોકરી સ્ટેશનથી સાડાઆઠ માઇલ દૂર આવેલ છે.

એક પર એક બાંધેલ ઘરોની હારના અવશેષો મોટા વિસ્તારમાં લગભગ ૨૪૦ એકરમાં આવી રહેલા છે. એક વખત મોહન-જો-ડેરો અદ્‌ભુત રીતે પ્રમાણસર બંધાયેલ ભવ્ય શહેર હતું. તેની શેરીઓ વિશાળ તથા સગવડભરી, ઘરો સારી રીતે બંધાયેલાં તથા પાણીનો સારો જથ્થો તથા ગટરની આધુનિક પ્રથા તેમાં હતી. હજુ તો આખા શહેરનો માત્ર પાંચમો ભાગ મળી આવ્યો છે. આ અવશેષોમાં જુદા જુદા આકારનાં હજારો માટીનાં ઠામ મળી આવેલાં છે. અક્ષરો પણ કોતરેલા મળ્યા છે, પણ તે હજી વાંચી શકાયા નથી. હજારો શીલો અને મુદ્રાઓ મળી છે. તે ઉપર અનેક આકારો છે. વિદ્વાનો અનુમાન કરે છે કે વૈદિક સંસ્કૃતિ પહેલાંનું આ સ્થાન હતું, પણ ચોક્કસ પાકાં અનુમાનો બંધાય તેવો ઇતિહાસ મળ્યો નથી.

**પુષ્કર**—તળાવ માટે તથા ત્યાં ઓકટોબર-નવેમ્બરમાં ભરાતા મેળા માટે પ્રખ્યાત છે. આ તળાવને હિંદમાં ખૂબ પવિત્ર ગણવામાં આવે છે. તેની નજીકમાં આવેલ બ્રહ્માના મંદિરમાં ઇશ્વરનો અવતાર થયાની માન્યતા છે. પુષ્કર અજમેરથી ત્રીસેક માઈલ દૂર છે. આ તળાવના કાંઠે અનેક દેવોએ તપશ્ચર્યા કરી હતી. રામાનુજ મંદિર નવું સરસ બંધાયું છે.

**લખનૌ**—હિંદમાં આ શહેર વિસ્તારમાં ચોથા નંબરે છે. અ[ૌ]ધનું આ મુખ્ય શહેર છે. ચોથા નવાબ અસફ-ઉદ્-દૌલાના વખતથી તેની ભવ્યતાની શરૂઆત થઈ છે. રેસીડેન્સી, મચ્છીભવન, ઇમામબારા, હુસેનબારા, હુસેનાબાદ, દિલખુશ, કેસરબાગ વગેરે તેનાં મુખ્ય સ્થળો છે. સંયુક્ત પ્રાંતની આ રાજ્યધાની છે એમાં એક યુનિવર્સિટી છે. લખનૌ વેપારનું પણ મોટું મથક છે. ઈસ્ટ ઇન્ડિયા રેલ્વે ઉપર એ આવ્યું છે. લખનૌનો છેલ્લો નવાબ મોજશોખ માટે બહુ પ્રખ્યાત હતો.

**તક્ષિલા**—લાહોરથી ૨૦૦ માઈલ દૂર આવેલ છે. સ્ટેશનથી અર્ધા માઈલ દૂર સંગ્રહસ્થાન આવેલું છે. પુરાતત્ત્વના અવશેષો ૨૫ ચોરસ માઈલ વિસ્તારમાં આવેલા છે. તેમાં ત્રણ જુદાં જુદાં શહેરો આવેલાં છે. આ શહેરમાં બેક્ટ્રિયનગ્રીક, સિથિયનો, પાર્થિયનો તથા કુશાનોએ બંધાવેલ અવશેષો મળી આવે છે. આ શહેરો ઉપરાંત ત્યાં બૌદ્ધ સ્તૂપો અને મઠો છે. તક્ષિલામાં બુદ્ધ સમયમાં મોટું વિશ્વવિદ્યાલય હતું. કુશાન બુદ્ધિસ્ટ સમ્રાટોની એ રાજ્યધાની હતી. ઇતિહાસપ્રેમી માટે આ સ્થળ ભારે દર્શનીય છે.

**સાંચી**—આ સ્થળ બૌદ્ધ સ્તૂપો માટે ખૂબ પ્રખ્યાત છે અને ભોપાળ રાજ્યમાં આવેલ છે. એમાં જે પથ્થરોની મોટી વાડ છે, તેમાં બુદ્ધ જન્મના અનેક પ્રસંગો કોતરેલા છે. વચ્ચે ભવ્ય સ્તૂપ છે. તેમાં બુદ્ધના અવશેષો છે. સાંચીની દિવાલની વાડ દર્શનીય છે.

**હંપી ( વિજયનગર )**—આ પ્રાચીન શહેરના અવશેષો દશ માઇલના વિસ્તારમાં તુંગભદ્રાના દક્ષિણ કિનારા પર, મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેની ગુંટાકુલ હુબલી શાખાના હોસપેટ રેલ્વે સ્ટેશન નજીક આવેલાં છે. દક્ષિણ હિંદનાં સૌથી સુંદર અને ભવ્ય વિસ્મૃતિના ઘરમાં પડેલા હિંદુ સામ્રાજ્યની સમૃદ્ધિ અને પતનની સાક્ષી રૂપ છે. વિજયનગરના રાજાઓનાં ભવ્ય હિંદુ સામ્રાજ્યનું હંપી ઉદ્‌ભવસ્થાન તથા રાજ્યધાનીનું સ્થાન હતું. તેનાં મંદિરો, મઠો તથા પ્રાસાદોની અનેક વિદેશી મુસાફરોએ પ્રશંસા કરી છે. વિજયનગરનું કેશવ મંદિર નાદર કારીગરીનો નમુનો છે. એક મોટા પથ્થરમાંથી આખો રથ કોતરીને ત્યાં રાખેલ છે.

**કાશ્મીર**—એની ઉંચાઇ ૫,૦૦૦ થી ૬,૦૦૦ ફૂટની છે. રાવલપિંડી તથા જમ્મુના રસ્તે થઇને શ્રીનગર જઇ શકાય છે. રાવલપીંડીથી શ્રીનગર જતાં એક દિવસ લાગે છે. શ્રીનગર ૫,૨૧૪ ફૂટ, ગુલમર્ગ ૮,૭૦૦ ફુટ, ફુલગમ ૭,૦૦૦ ફુટ, અમરનાથ, ૧૨,૭૨૯ ફુટ જેટલી ઊંચાઇએ આવેલાં છે. તેનાં જોવાલાયક સ્થળોમાં, ફુલગમ શ્રીનગરથી ૬૦ માઇલ, ડાલ સરોવર, વુલર સરોવર, શ્રીનગરથી ૯૭ માઇલ દૂર આવેલું અમરનાથ વગેરે પ્રખ્યાત યાત્રાસ્થળો છે. કાશ્મીરનાં હવાપાણી ભારે સ્ફુર્તિદાયક શિતળ છે. ફળફુલો પુષ્કળ થાય છે. શ્રીનગર શહેર જેલમ નદી ઉપર છે. કાશ્મીરમાં રેશમનો ઉદ્યોગ ખીલેલો છે.

**હરપ્પા**—પંજાબના મોંટગોમરી પ્રાંતમાં રાવી નદીને કીનારે આ સ્થળ આવેલ છે. તેનાં પ્રાગૈતિહાસિક દશ્યો ઈ. સ. પૂર્વે ૩૫૦૦ નાં છે. નોર્થ વેસ્ટર્ન રેલ્વેની લાહોર, કરાંચી લાઇનના મોંટગોમરી સ્ટેશનથી ૧૫ માઇલ દૂર છે. આ અવશેષો ત્રણ માઇલના ઘેરાવામાં છે. અત્યાર સુધીમાં ખોદકામ કરતાં નીચે મુજબ મકાનો મળી આવ્યાં છે. (૧) મોટો કોઠાર (૨) મજૂરોનાં રહેવાનાં મકાનો, (૩) અઢાર ગોળાકાર પ્લેટફૉર્મો (૪) એક મોટું ઘર, શેરીની મોટી ગટર, સ્નાનગૃહ તથા કેટલાક પ્રાચીન કૂવાઓ, એક પ્રાગૈતિહાસિક કબ્રસ્તાન છે. આ સ્થળેથી ખોદી કાઢેલ પુરાતન અવશેષોનું સંગ્રહાલય પણ છે. મોહન-જો-ડેરો અને હરપ્પાની સંસ્કૃતિ વચ્ચે ઘણું સામ્ય છે. આ સંસ્કૃતિ હિંદ બહાર મેસોપોટેમીયા સુધી પ્રસરી હતી.

**ફત્તેહપુર સિક્રી**—આગ્રાથી આ સ્થળ ૨૪ માઇલ દૂર આવેલું છે. અકબરે ૧૫૬૯ માં એની સ્થાપના કરી. અકબરના મૃત્યુ પછી, સ્થાપનાનાં પચાસ વર્ષોની અંદર જ પાણીની તંગીને અંગે શહેર ઉજ્જડ થઇ ગયું. તેનાં જોવાલાયક સ્થળોમાં શેખસલીમ ચીસ્તીની કબર, અકબરની પત્નીઓ મરિયમ તથા જોધબાઇના મહેલો, પાંચ માળનું મકાન પંચમહાલ, હીરા મિનાર વગેરે મોગલ સ્થાપત્ય કલાના શ્રેષ્ઠ નમુનાઓ વગેરે છે. રાજા બીરબલનું મકાન પણ દેખાવડું છે.

**કોનાર્ક**—આ સ્થળ પૂરીથી લગભગ ૨૧ માઇલ દૂર છે. ત્યાં સૂર્યદેવનું શ્યામમંદિર આવેલું છે. તેરમા સૈકાનો અવશેષ મોટા સંગેમરમરમાંથી કોતરી કાઢેલ હોઇ કલાના પ્રતિક તરીકે નવાઇ પમાડે છે. ઓરીસામાં ભુવનેશ્વરનું મંદિર, પુરીનું મંદિર દર્શનીય છે.

**પુના**—પેશ્વાની રાજ્યધાની તરીકે પ્રખ્યાત છે. ચોમાસાનું મુંબઇ સરકારનું મુખ્ય સ્થળ છે. આ સ્થળે મહાદજી સિંધીઆની સમાધિ શનીવટી વાડો એ જોવા જેવાં છે.

**સારનાથ**—બનારસથી થોડે દૂર આ સ્થળ આવેલું છે. આ સ્થળે ગૌતમબુદ્ધે નિર્વાણનો પ્રથમ ઉપદેશ સંભળાવ્યો હતો. પાછળથી તે બૌદ્ધ ધર્મિઓનું કેન્દ્ર બનતું જાય છે.

**હરદ્વાર**—જ્યાંથી ગંગાનો ઉદ્‌ભવ થાય છે, ત્યાં આ સ્થળ આવેલું છે. ઘાટની ઉપલી દીવાલમાં આવેલ પથ્થર પર વિષ્ણુનાં પગલાંની 'નિશાની' 'હરિ કી પરી' પૂજાનું સ્થાન છે.

**બુદ્ધ-ગયા**—આ સ્થળ બિહારમાં ગયા નજીક આવેલું છે. ત્યાં બુદ્ધને જ્ઞાન થયું એમ મનાય છે. પૂર્વજોને પિંડ આપવા માટે હિંદુઓ તેને યોગ્ય સ્થાન ગણે છે.

**સંગેમરમર ખડક**—આ ખડક જબલપુરની નજીક નર્મદા નદી પાસે આવેલ છે.

**સિરગુયાનાં ચિત્રો**—મધ્યપ્રાંતમાં આવેલ સિરગુયાની ગુફાની દિવાલો પર બૌધધર્મનાં ચિત્રો છે. તે ઈ. સ. પૂર્વે ૧૦૦માં કાઢવામાં આવ્યાં હોય એમ જણાય છે.

**ભુવનેશ્વરનું મંદિર**—આ મંદિર પુરી નજીક આવેલું છે. આમાં રાજરાણી અને લિંગરાજનાં મંદિરો ખુબ પ્રસિદ્ધ છે. રાજરાણીનું મંદિર ૧૧ મા સૈકામાં બંધાયેલ છે. લિંગરાજમંદિર, ઉત્તર હિંદના હિંદુ સ્થાપત્યનો અતિશ્રેષ્ઠ નમુનો છે.

**બર્હટ**—મધ્યહિંદ, બર્હટસ્તૂપ (ઇ.સ.ના બીજા સૈકાની) આસપાસ પત્થરના કઠેરાપરનું કોતરકામ બુદ્ધના જીવનના તથા તેના પૂર્વભવના બનાવો આબેહુબ બતાવે છે.

**કાર્લાની બુદ્ધની ગુફાઓ**—આ સ્થળે ખડકમાંથી કોતરી કાઢેલ દેવળ આવેલું છે. તે મોટામાં મોટું તથા સુરેખ છે.

**ખજુરહો મંદિરો**—આ મંદિરો બુંદેલખંડમાં આવેલ છે, અહીં શીવ, વિષ્ણુ અથવા જીનને અર્પણ કરેલ ત્રીશ મંદિરોનો સમૂહ છે આ મંદિરો ઇ. સ. ૯૫૦ થી ૧૦૫૦ માં બંધાયાં હોય એમ લાગે છે.

**એલીફન્ટાની ગુફાઓ**—આ શૈવમંદિરો મુંબઈના એલીફન્ટા ટાપુઓમાં આવેલ છે. શિવની પ્રખ્યાત ત્રિમૂર્તિ તેમાં છે.

**મહાબલિપુરમ**—આ સપ્તમંદિરો મદ્રાસના દક્ષિણ કિનારા પર આવેલાં છે. આ મંદિરો ખડકમાંથી કોતરી કાઢવામાં આવ્યાં છે. તેમાં 'ગંગાવતરણ'નું પ્રખ્યાત મંદિર આવેલું છે. ૯૦ ફીટ લાંબા અને ૪૩ ફીટ ઊંચા અડઢીઆ પત્થરના ખડકમાંથી આ મૂર્તિ સાતમા સૈકામાં કોતરવામાં આવી છે. બીજી 'અનંતશય' વિષ્ણુની મૂર્તિ પણ એટલી જ પ્રખ્યાત છે. 'અર્જુનનું તપ' પણ ખૂબ પ્રખ્યાત છે.

**શ્રીરંગમ મંદિર**—આ મંદિર ત્રિચિનાપલ્લીમાં આવેલ છે. તે વૈષ્ણવમંદિર છે. હજારસ્તંભવાળો ઓરડો તેમાં આવેલો છે.

**ગોલગુંબજ**—બીજાપુરનો ગોલગુંબજ જગતમાં મોટો છે. તેનું ક્ષેત્રફળ ૧,૮૨૨૫ ચોરસ ફીટ છે.

**શેરશાહની કબર**—સાસારામ ખાતે આવેલ છે. મુસ્લિમ સ્થાપત્યનો આ શ્રેષ્ઠ નમુનો છે.

**કુતુબમિનાર**—આ મિનારો ૨૮૦ ફુટ ઊંચો છે. દિલ્હીમાં આવેલો આ મિનાર હિંદી કલાનો શ્રેષ્ઠ નમુનો છે. ૧૨૩૨માં અલ્તમશે આ બાંધ્યો છે. આ મિનારો દુનિયાંમાં મોટામાં મોટો છે.

**આગ્રાનો કિલ્લો**—તેમાં મોતી મસ્જીદ, જાહેર તથા ખાનગી સભાના હોલના, રાજાનાં હમામખાનાંના, આરસીહૅાલના તથા બીજા અવશેષો છે.

## વિવિધ હવા ખાવાનાં સ્થળોઃ—

**નૈનીતાલ**—આ સ્થળ કુમાઉન ટેકરીમાં આવેલ છે. યુક્ત પ્રાંતની સરકાર ઉનાળામાં ત્યાં જાય છે. ઉનાળામાં હવા ખાવાનું જાણીતું સ્થાન છે. આ સ્થળ દરિયાની સપાટી કરતાં ૬,૪૦૦ ફીટ ઊંચું છે. રોહિલખંડ અને કુમાઉન રેલ્વેના કઠગોદામ સ્ટેશનેથી ૨૨ માઇલ દૂર છે. એની થોડી નજીક ભીમતળાવ નામનું તળાવ છે.

**માઉન્ટ આબુ**—અમદાવાદથી લગભગ ૧૧૫ માઈલ અને બી. બી. સી. આઈ. રેલ્વેના આબુરોડ સ્ટેશનેથી ૧૭ માઇલ દૂર છે. ટેકરીનો પરિઘ લગભગ ૫૦ માઇલમાં છે. હવાપાણી ખૂબ તંદુરસ્ત તથા શીતળ છે. સરેરાશ હવામાન ૬૦° છે. આબુરોડથી માઉન્ટ આબુ સુધી મોટર વ્યવહાર છે. દરિયાની સપાટીથી આ સ્થળ ૩,૮૦૦ ફીટ ઊંચું છે.

**સીમલા**—હિંદી સરકારનું અને પંજાબ સરકારનું ઊનાળાનું હવાખાવાનું આ સ્થળ છે. દરિયાઈ સપાટીથી તે ૭,૦૫૭ ફીટ ઊંચુ છે. સીમલા-કાલકા રેલ્વે મારફત ત્યાં જઇ શકાય છે. સરેરાશ વાર્ષિક વરસાદ ત્યાં ૮૦ ઇચ જેટલો થાય છે. હવામાન ૫૫.૨° (ફેરનહિટ) છે. ત્યાં વાઇસરોયનો મહેલ અને મહાલ જેવા જેવાં સ્થળો છે. મહાત્માજી એને ૫૦૦ મજલા ઊંચું સરકારી મથક ગણાવે છે.

**શ્રીનગર (કાશ્મીર)**—આ શહેર કાશ્મીરની રાજધાનીનું શહેર છે. દરિયાની સપાટીથી તે ૫,૨૫૦ ફીટ જેટલું ઊચુ છે. વાર્ષિક સરેરાશ દિવસનું હવામાન ૫૫.૧° (ફેરનહિટ) છે. કાશ્મીર જવાનો શ્રેષ્ઠ સમય એપ્રિલથી નવેમ્બર સુધીનો છે. નજીકનું રેલ્વે સ્ટેશન રાવલપિંડી ૧૯૬ માઇલ દૂર છે. જેલમ નદી પર તે આવેલું છે અને રાવલપિંડી, જમ્મુ અને હવેલિયન રેલ્વે સ્ટેશનો મારફતે મોટર રસ્તે ત્યાં જઇ શકાય છે. ત્યાં શાલો, ગાલીચા, રેશમ ભરતકામ અને લાકડાના કામ માટે પ્રસિદ્ધ છે.

**મહાબળેશ્વર**—મુંબઈ ઇલાકાનું પર્વત પરનું આ મુખ્ય સ્થાન છે. મુંબઈ સરકારનું ઉનાળાનું મથક છે. દરિયાઇ સપાટીથી ૪,૫૦૦ ફુટ તે ઊંચુ છે. તેની નજીકનું સ્ટેશન પુના તેનાથી ૭૫ માઇલ દૂર છે. મુંબઇના ઘણા શેઠ શાહુકાર અને રાજાઓના ત્યાં બંગલા છે.

**મરી**—આ સ્થળ દરિયાની સપાટી કરતાં ૭૭૦ ફુટ ઊંચુ છે. રાવલપિંડીથી શ્રીનગરના મોટર રસ્તે ૩૯ માઇલ પર આવેલું છે. તેની નજીકનું સ્ટેશન રાવલપિંડી છે. મરીમાં દારૂનું કારખાનું છે. અંગ્રેજી સૈન્ય અને સૈનિકોની સ્ત્રીઓ વસે છે. આસપાસ દેવદાર ને પાઇનના જંગલો છે.

**ઉટાકામંડ**—મદ્રાસ સરકારનું આ હવા ખાવાનું સ્થળ છે. દરિયાઇ સપાટીથી તે ૭,૪૯૦ ફુટ ઊંચુ છે. તેનું સરેરાશ વાર્ષિક દિવસનું હવામાન ૫૭.૫° ફેરનહિટ છે. અહીંના ટોડા લોકોના રિવાજો નિરીક્ષણીય છે. રાજા મહારાજાઓના ત્યાં મહેલો છે.

**રાંચી**—દરિયાની સપાટીથી આ સ્થળ ૨,૧૦૦ ફૂટ ઊંચુ છે. વાર્ષિક સરેરાશ દિવસનું હવામાન ૭૪.૯ ફેરનહિટ છે. બિહાર સરકારનું હવાખાવાનું સ્થાન છે. ત્યાં ફળો ખૂબ સારાં થાય છે. કેટલાક શાહુકારોના ત્યાં બંગલા છે.

**શિલોંગ**—આસામ સરકારનું ઉનાળાનું મથક છે. દરિયાઈ સપાટીથી તે ૪,૯૮૭ ફીટ ઊંચું છે. ભર ઉનાળામાં સરેરાશ હવામાન ભાગ્યેજ ૮૦° (ફેરનહિટ) પહોંચે છે. શિલોંગથી ૩૦ માઇલ દૂર ચેરાપુંજીમાં આખી દુનિયામાં સૌથી વધારે વરસાદ પડે છે. તેનો સરેરાશ વાર્ષિક વરસાદ ૪૨૬ ઇંચ પડે છે. (૧૮૬૧ માં ચેરાપુંજીમાં ૯૦૫ ઇચ વરસાદ પડયો હતો). નજીકનું રેલ્વે સ્ટેશન પાંડુ ૬૮ માઇલ દૂર છે. ત્યાં નાગા જાતના લોકો તેની આસપાસ વસે છે. ત્યાંની નારંગી નાની પણ મીઠી હોય છે.

**આલ્મોડા**—આ સ્થળ દરિયાઇ સપાટીથી ૫,૫૦૦ ફુટ ઊંચે છે. તેનો સરેરાશ વાર્ષિક વરસાદ ૪૫.૫૫° ઇંચ છે. બરફનાં સુંદર દૃશ્યો ત્યાં ખાસ જોવા લાયક છે. આલ્મોડાથી પિંડારી હીમક્ષેત્ર ૬ કકડે જઈ શકાય છે. નજીકનું રેલ્વે સ્ટેશન કઠગોદામ છે. ત્યાં સ્વામી વિવેકાનંદે સ્થાપેલું રામકૃષ્ણ મઠનું મથક છે.

**ગુલમર્ગ**—શ્રીનગરથી આ સ્થળ ૨૮ માઇલ દૂર છે. ઉનાળા માટે આદર્શ સ્થાન અને શિયાળામાં ત્યાં બરફ પર લપસવાની સરસ સગવડ છે. યુરોપિયનો વિશેષ રહે છે. રમાતી રમતોનું કેન્દ્ર છે.

**મસુરી**—દહેરાદુનથી આ સ્થળ ૧૪ માઇલ દૂર પર્વત પર આવેલ હવાખાવાનું સ્થળ છે. દહેરાદુનથી રાજપુર સુધી મોટર, ટાંગા કે ટમટમ દ્વારા જઈ શકાય છે. રાજપુરથી મસુરી સુધી ઘોડાપર દાંડી કે ઝંપાનથી જઇ શકાય છે. દરિયાની સપાટીથી તે ૬,૬૦૦ ફીટ ઉંચું છે નજીકનું રેલ્વે સ્ટેશન દહેરાદુન છે. મસુરીથી જમ્નોત્રી અને ગંગોત્રીના માર્ગો આવે છે. મસુરીમાં હિંદી ધનવાનો વિશેષ ભાગે હવા ખાવા આવે છે.

**બેંગલોર**—દક્ષિણ હિંદમાં આ મોટામાં મોટું છાવણીનું મથક છે. દરિયાની સપાટીથી એની હવા સારી હોવાથી ઘણા પેન્શનરો રહે છે. મોટા બગીચા અને ચોકખા રસ્તાઓ છે. તે ૪,૦૦૦ ફીટ ઉંચું છે. ત્યાં ટાટા રીસર્ચ ઈન્સ્ટીટ્યુટમાં વિજ્ઞાનની શોધખોળો થાય છે.

**ડેલ્હાઉસી**—દરિયાની સપાટી કરતાં ૭,૬૮૭ ફીટ ઊંચું છે. પઠણ કોટના રેલ્વેસ્ટેશનથી ૫૧ માઇલ દૂર છે. ત્યાં મોટર રસ્તે જઈ શકાય છે, ત્યાં મોટાભાગે અંગ્રેજ સૈનિકો રહે છે. હિંદીઓ ત્યાં હવાખાવા મોટાભાગે જતા નથી.

**કુનૂર**—તેની નજીકનું સ્ટેશન પણ કુનૂર છે. તે દરિયાની સપાટી કરતા ૬,૭૪૦ ફીટ ઊંચું છે. ત્યાં ક્ષયરોગીઓ માટે સેનેટેરિયમ છે અને ખેરાકી અને સ્વાસ્થ્યનું સહકારી ખાતું છે.

**કોડેકનાલ**—દક્ષિણ હિંદનું આ હવા ખાવાનું સ્થળ છે. તે દરિયાની સપાટીથી ૭,૦૦૦ ફીટ ઊંચું છે. તેની નજીકનું સ્ટેશન કોડેકનાલ છે. તે મદ્રાસ ઈલાકામાં આવેલ છે.

**લેન્સડાઉન**—મસુરી અને નેનિતાલ વચ્ચેના અર્ધા રસ્તે ગઢવાલમાં આવેલું છે. ત્યાં હિમાચ્છાદિત સુંદર દૃશ્યો દેખાય છે. બદ્રીનાથ તેની નજીકમાં છે. ઇ. આઈ. રેલ્વેના નજીબાબાદ જંકશન થઈને કોટદ્વારા પહોંચાય છે. ત્યાં ૨૬ માઈલ માટે મોટરો સારી સંખ્યામાં મળી રહે છે. ત્યાં હિંદીઓ મોટા પ્રમાણમાં જતા નથી.

**કાલિમ્પોંગ**—દાર્જિલીંક નજીકનું પર્વત પરનું આ સ્થાન છે. નજીકનું રેલ્વે સ્ટેશન સિલિગુરી છે. ૪,૦૦૦ ફીટ ઊંચું છે. અહીં ભૂતિયા લોકો રહે છે. તિબેટના દલાઈ લામા તિબેટમાંથી નાસી અહીં રહેતા હતા.

**ક્વેટા**—આ બલુચિસ્તાનનું મુખ્ય શહેર છે. દરિયાઈ સપાટીથી ૫,૫૦૦ ફીટ ઊંચું છે. નજીકનું રેલ્વે સ્ટેશન ક્વેટા છે. ત્યાં ઉનાળામાં ગરમી અને શિયાળામાં સખત ઠંડી પડે છે. અહીં જાતજાતનો મેવો ખૂબ થાય છે છાવણી પણ છે. પાંચેક વર્ષ પહેલાં ત્યાં મોટો ધરતીકંપ થયો હતો.

**પંચમારી**—આ શહેર મધ્યપ્રાંતમાં હોશિંગાબાદમાં આવેલ છે. જી. આઇ. પી. રેલ્વેના પીપરીઆ સ્ટેશનથી તે ૩૨ માઇલ દૂર છે. દરિયાની સપાટીથી ૪,૫૦૦ ફુટ ઊંચું છે.

**કસૌલી**—આ સ્થળ સીમલા પ્રાંતમાં આવેલું છે. ત્યાં છાવણી રહે છે. મોટર રસ્તે કાલકાથી ૩૨ માઇલ દૂર છે. પાસ્ટ્યુર સંસ્થા માટે પ્રસિદ્ધ છે. હડકવાના રોગીને માટે ત્યાં રસી મૂકવાની સગવડ છે.

**વીમો :** વીમા ઉતારવાની હિંદમાં ઘણી જૂની સંસ્થા છે. ગુજરાતના વેપારીઓ પોતાનાં દરિયાઈ વહાણો મારફતે મંગાવેલા માલનો વીમો ઉતારવતા હતા; પરંતુ યુરોપમાં એ વીમાની પદ્ધતિને બહુ જ સુંદર રીતે વિસ્તૃત કરી છે. હવે દરિયાઇ વીમો, આગનો વીમો, કુદરતી આફતનો વીમો, જિંદગીનો વીમો અને ફરનીચર, મોટરો અને ગાડીઓના પણ વીમા ઉતરી શકે છે. યુરોપનાં મહારાજ્યોમાં તો સરકાર દરેક પ્રજાજનના બેકારીના વીમા પાછળ કરોડો રૂપિયા ખર્ચે છે. પશ્ચિમમાં બહુ વિસ્તૃત વીમાની પદ્ધતિ વ્યાપી રહી છે. હિંદનું વીમાક્ષેત્ર પ્રથમ યુરોપની વીમા કંપનીએ શરૂ કર્યું હતું. હવે પશ્ચિમના ધોરણે હિંદમાં હિંદી થાપણ, હિંદી વ્યવસ્થા, હિંદી લાભો અને હિંદી ભાગીદારો વાળી કંપનીઓ સ્થપાઈ છે. હજી પણ પરદેશી કંપનીઓને ઓછુંવત્તું વીમાનું કામ અંગ્રેજી લાગવગથી મળે છે; પરંતુ વિશેષ ભાગે હિંદી વીમા કંપનીઓના હાથમાં જ વીમાનું કામ છે.

હિંદની ૩૮ કરોડની પ્રજા જોતાં આપણે ત્યાં વીમાનું કામ બહુ જ મર્યાદિત છે. મહાયુદ્ધની અસરથી હિંદમાં નાણાં સસ્તાં છે, એટલે હમણાં છેલ્લાં ત્રણ વર્ષમાં નવી નવી કેટલીય કંપનીઓ સ્થપાઇ છે. છતાં હજી ક્ષેત્ર વિશાળ છે. પરદેશનો દરિયાઇ વેપાર વિશેષ ભાગે પરદેશી કંપનીઓના હાથમાં હોવાથી અને પરદેશી બેંક આપણી હિંદી વીમા કંપનીઓની પોલિસી સ્વીકારવામાં આનાકાની કરતી હોવાથી દરિયાઇ વીમાના ક્ષેત્રમાં આપણી પ્રવૃત્તિ સંકુચિત છે, છતાં પણ ભવિષ્ય માટે આશાસ્પદ સ્થિતિ છે.

૧૯૩૮ વીમાના કાયદા મુજબ સ્થપાયેલી ૧૯૪૩ ના એપ્રિલની શરૂઆત સુધી હિંદમાં ૩૦૨ વીમા કંપનીઓ સરકારી દફતરે રજિસ્ટર થઈ છે. તેમાં ૨૦૯ હિંદની અને ૯૩ વિદેશી કંપનીઓ છે. ઉપરની ૨૦૯ કંપનીમાંથી ૭૭ મુંબઇ ઈલાકામાં, ૪૯ બંગાળામાં, ૩૨ મદ્રાસમાં, ૧૮ પંજાબમાં, ૧૩ દિલ્હીમાં ૮ સંયુક્ત પ્રાંતોમાં, ૪ મધ્ય પ્રાંતોમાં, ૩ સિંધમાં, ૧ આસામ અને ૧ અજમેર-મેવાડમાં ઓફિસો ધરાવે છે. આમાંની મોટી કંપનીઓની હિંદનાં મોટાં શહેરોમાં શાખા છે.

પરદેશી ૯૩ વીમા કંપનીમાં, ૬૦ બ્રિટનની, ૨૧ બ્રિટિશ સંસ્થાનોની, ૬ અમેરિકાની, ૩ યુરોપના બીજા દેશોની અને ૧ જાવાની છે. જર્મન, જાપાન કંપનિઓ યુદ્ધને લીધે આપણા દેશમાં રહી નથી. હિંદી કંપનીઓની પરદેશ ખાતે શાખાઓ નથી. કેટલીકના એજન્ટો છે. હિંદી કંપનીઓમાંથી ૧૬૦ કંપનીઓ માત્ર જીંદગીના વીમાનું કામ કરે છે. ૨૪ કંપનીઓ જિંદગીના વીમા સાથે પરચુરણ કામ કરે છે. ૨૫ કંપનીઓ બધું કામ કરે છે. પરદેશી ૯૩ કંપનીઓમાંથી માત્ર ૫ કંપનીઓ જિંદગીના વીમાનું કામ કરે છે. ૭૫ જિંદગી સિવાયના વીમાનું કામ કરે છે. ૧૧ મિશ્ર કામ કરે છે.

સૌથી પહેલા હિંદમાં લગભગ ૧૦૦ વર્ષો પૂર્વે સંયુક્ત પ્રાંતો ને મદ્રાસમાં બે વીમા કંપનીઓ સ્થપાઇ હતી. એમાંથી જિંદગીના વીમાનું ક્ષેત્ર ખીલ્યું. મદ્રાસમાં ૧૮૨૯ માં 'મદ્રાસ ઈક્વીટેબલ' કંપની સ્થપાઇ, પણ તે ૧૯૧૪ માં ફડચામાં ગઇ. ૧૮૭૧ માં 'બોમ્બે મ્યુચ્યુઅલ' સ્થપાઇ. ૧૮૭૪ માં 'ઓરીએન્ટલ કંપની' સ્થપાઈ. હિંદી કંપનીઓમાં એ સૌથી મોટી છે. એનું ફંડ લગભગ ૨૩ કરોડ રૂપિયાનું છે.

વીમો એટલે બે પક્ષ વચ્ચે, એટલે કંપની અને વીમો ઉતારવનારની વચ્ચે કરારનામું. તેમાં માલ ડૂબે, શત્રુના કારણે નાશ પામે, હુલ્લડ, વીમાની જોખમદારી વગેરે કારણોથી નુકશાન થાય અથવા જિંદગીને પણ નુકશાન થાય, તો વીમાના પ્રિમીયમના પૈસા લેનાર પોલિસીમાં કરેલી શરતો મુજબ નુકશાની ભરી આપવા બંધાયેલી છે. વીમાના કરારને પોલિસી કહે છે. કેટલાક જિંદગીના વીમામાં બનાવ કરતાં મુદતને મહત્વ અપાયું છે. દા. ત. ૨૦ કે ૨૫ વર્ષની મુદત પછી તમારી હયાતી હોય તો તમને નહિ તો તમારા વારસને મૂળ રકમ મળશે.

વીમો ઉતારવનાર દર વર્ષે અથવા ઠરાવેલી મુદતે હપ્તા પ્રમાણે ઉતારેલા જોખમને બદલે રકમ આપે છે, આને પ્રિમિયમ કહે છે. હજારો વીમો ઉતારવનારાઓમાં થોડા કમનશીબ બનાવ બને છે. બાકીનાનું પ્રિમિયમ વીમા કંપનીને પચી જાય છે. વ્યાજ પણ એને મળે છે. પ્રિમિયમોની રકમ સાહસવૃત્તિનું ઇનામ છે. બહુ અનુભવથી વીમા કંપનીઓમાં પારંગતોએ આ વીમા પદ્ધતિને ખૂબ શાસ્ત્રિય બનાવી છે. વીમા કંપનીઓ નુકશાન પૂરતું વળતર ભરપાઈ કરે છે. કિંમત કરતાં અતિ ઘણી વધારે રકમનો વીમો ઉતારવી કે બીજી કોઈ ખોટી રીતે લાભ ઉઠાવનારને વીમા કંપથી લાભ આપતી નથી.

આધુનિક વીમા—જગતમાં ત્રણ પ્રકારની વીમા પોલિસીઓના કરારો થાય છે. (૧) જિંદગીના વીમા (૨) આગ અને અકસ્માતના વીમા (૩) દરિયાઇ વીમો. જેને વીમો ઉતરાવવો હોય તેને વીમા કંપની તરફથી એક ફોર્મ આપવામાં આવે છે. એમાં સાચી વિગતો ભરવાની હોય છે. એ ફોર્મ ભર્યા પછી એ વ્યક્તિની દાક્તરી તપાસ થાય છે. માણસ પોતાનો, પોતાની પત્ની, બાળક અગર તેનું જેમાં હીત હોય તેવો કોઇપણ શખસનો

ઉતરાવી શકે છે. વેપારી ભાગીદાર પોતાના બંધુ ભાગીદારનો
નર્તાક્ષી પોતાના પગનો પણ વીમો ઉતરાવી શકે છે.
ંયમ ભર્યા પછી અકસ્માત બને અને જો તે સાચો હોય
ીમા કંપની પૂરી રકમ ભરી આપે છે.

કાઇ વેળા એવું પણ બને છે કે જ્યારે માણસ વીમો
ાવી પોલીસી લે છે પણ થોડાં પ્રિમિયમો ભર્યાં પછી વધુ
ંયમો ભરવા અશક્ત બને છે, ત્યારે તે પોતાની પોલિસી
ીને પાછી સોંપે છે (સરન્ડર કરે છે). વીમા કંપની તે
સના આગલા પ્રિમિયમોની ભરાયેલી રકમ પર વિચાર
. તે માણસને પાછી વાળવા માટે અમુક રકમ નક્કી કરે
આ રકમને 'સરન્ડર વેલ્યુ' કહેવામાં આવે છે.

૧૯૪૦ ના વર્ષ દરમિયાન જિંદગીના વીમાનું નવું કામ
,૦૦૦ પોલિસીઓ હતી. વીમો ઉતરાવેલ રકમ રૂા.
.૧,૦૦,૦૦૦ ની હતી. વાર્ષિક પ્રિમિયમની રકમ રૂા.
:,૦૦,૦૦૦ હતી.

હિંદમાં ઉતરાવેલ કુલ વીમાનું કામકાજ ૧૯૪૦ની આખરે
રહેલ ૧૫,૫૩,૦૦૦ પોલિસીઓ હતી. વીમો ઉતરાવેલ
રૂા. ૨,૮૫,૬૩.૦૦,૦૦૦ ની તથા પ્રિમિયમની રકમ રૂા.
:૯,૦૦,૦૦૦ ની હતી. આ પૈકી વીમો ઉતરાવનાર હિંદીઓની
ીસીની સંખ્યા ૧૩,૭૨,૦૦૦ ની હતી. વીમાની રકમ રૂા.
,૫૧,૦૦,૦૦૦ તથા પ્રિમીયમની આવક રૂા. ૧,૬૭,૦૦,૦૦૦
હતી. જિંદગીના વીમા ઉતારનારી હિંદી કંપનીઓમાં
૩૫,૨૩,૦૦,૦૦૦ ની રકમોનો નવો વીમો ઉતરાવવામાં
યો હતો. આગલે વર્ષે આ સંખ્યા રૂા. ૪૫,૯૬,૦૦,૦૦૦
હતી.

જિંદગીના વીમાનું ફંડ રૂા. ૬,૦૦,૦૦,૦૦૦ વધ્યું હતું અને
આખરે રૂા. ૬૨,૪૧,૦૦,૦૦૦ નું થયું હતું.

જિંદગી સિવાયના વીમાના કામકાજમાંથી ૧૯૪૦ માં હિંદની
ીઓને મળેલ ચોખ્ખા પ્રિમીયમની રકમ રૂા. ૩,૬૧,૦૦,૦૦૦
હતી. ૧૯૩૯ માં આ રકમ રૂા. ૩,૩૭,૦૦૦,૦૦ ની હતી. આ
માંથી હિંદી કંપનીઓના ભાગે રૂા. ૧,૧૮,૦૦,૦૦૦ આવતા
. આગલે વર્ષે હિંદી કંપનીઓના ભાગે રૂા. ૧,૦૨,૦૦,૦૦૦
રકમ હતી.

કેટલીક હિંદી કંપનીઓ જીંદગી સિવાયના વીમાનું મોટા
ણમાં હિંદ બહાર પણ કામકાજ કરે છે. આ કંપનીઓને
બહારથી મળેલ ચોખ્ખા પ્રિમિયમની રકમ રૂ. ૯૩,૦૦,૦૦૦
હતી. ૧૯૩૯માં આ રકમ રૂ. ૮૫,૦૦,૦૦૦ ની હતી.

બિનહિંદી કંપનીઓની હિંદમાં કુલ મિલ્કત ૨૬.૧૯ કરોડ
હતી. તે પૈકી યુનાઇટેડ કિંગ્ડમમાં સ્થપાયેલ કંપનીઓની
કત ૧૪.૯૬ કરોડ, ડુમીનીયન્સ અને સંસ્થાનોમાં સ્થપાયેલ
ીઓની મિલ્કત ૧૦.૮૫ કરોડ, અમેરિકન કંપનીઓની
ત ૦,૨૨ કરોડ, ખંડોમાં સ્થપાયેલ કંપનીઓની મીલ્કત
૪ કરોડ તથા જાવાની એક કંપનીની મીલ્કત ૦.૦૨ કરો-
હતી. ૨૬.૧૯ કરોડની આ કુલ રકમમાંથી માત્ર અહીં
કત જીંદગીના વીમાનું કામકાજ કરતી હોય અથવા બીજા
ના કામ સાથે જીંદગીના વીમાનું કામ કરતી હોય, તેવી
ીઓની હીંદમાં મીલ્કત ૨૩.૨૭ કરોડની છે, જીંદગી સીવા-
વીમાના કામકાજ માટે મળેલ પ્રીમીયમની ચોખ્ખી આવક
૦માં ૩૬૧ લાખની હતી. જે પૈકી હીંદી કંપનીઓનો ભાગ
૧૧૮ લાખ અને બીન હીંદી કંપનીઓનો ભાગ ૨૪૩ લાખનો
હતો. આ કુલ રકમમાં ૧૪૫ લાખ આગના વીમાના, ૧૩૧
લાખ દરીયાના વીમાના તથા ૮૫ લાખ પરચુરણ વીમાના કામ-
કાજનો સમાવેશ થાય છે. હીંદી કંપનીઓને આગના વીમામાંથી
૫૪ લાખ રૂ., દરીયાઈ વીમામાંથી ૨૯ લાખ રૂ. તથા પરચુરણ
વીમાના કામકાજમાંથી ૩૫ લાખ રૂા. મળ્યા હતા. બીનહીંદી
કંપનીઓને આગના વીમામાંથી ૯૨ લાખ, રૂ. દરીયાઈ વીમા-
માંથી ૧૦૧ લાખ રૂ. તથા પરચુરણ વીમાના કામકાજમાંથી ૫૦
લાખ રૂા. મળ્યા હતા. હીંદી અને બીનહીંદી કંપનીઓના
હીંદના કામકાજના મોટા ભાગનો હીંદ બહાર વીમો ઉતરાવ્યાનું
કહેવામાં આવે છે. આગ અને દરીયાઇ વીમાનું મોટું કામકાજ
કરનારી હીંદી કંપનીઓ હીંદમાં પણ કામકાજ કરે છે. આ
કંપનીઓની હીંદ બહારના કામકાજના પ્રીમીયમની ચોખ્ખી
આવક ૧૯૪૦ માં ૯૩ લાખ રૂા. ની થઇ હતી.

હીંદી વીમા કંપનીઓને ૧૯૩૬માં વ્યાજનો દર ૪.૬૯ ટકા
પડયો હતો. ૧૯૩૭માં ૪.૭૬ ટકા, ૧૯૩૮માં ૫.૧૫ ટકા,
૧૯૩૯માં ૪.૬૮ ટકા અને ૧૯૪૦માં ૪.૩૭ ટકા હતો. આ
ઓફિસોનું ખર્ચપ્રમાણ ૧૯૩૬માં ૩૨.૫ ટકા, ૧૯૩૭માં ૩૨.૨
ટકા, ૧૯૩૮માં ૩૧.૭ ટકા, ૧૯૩૯માં ૩૩.૨ ટકા અને ૧૯૪૦માં
૨૮.૯ ટકા જેટલું હતું.

હીંદમાં વીમા કંપનીઓની સંખ્યા નીચે પ્રમાણે હતી:

| સાલ | કુલ કંપનીઓ | હિંદી કંપનીઓ | બિનહિંદી કંપનીઓ |
|---|---|---|---|
| ૧૯૩૬ | ૩૭૯ | ૨૩૨ | ૧૪૭ |
| ૧૯૩૭ | ૩૬૮ | ૨૧૯ | ૧૪૯ |
| ૧૯૩૮ | ૩૬૦ | ૨૧૭ | ૧૪૭ |
| ૧૯૩૯ | ૨૯૫ | ૧૯૭ | ૯૮ |
| ૧૯૪૦ | ૨૯૨ | ૧૯૮ | ૯૪ |

જીંદગીના વીમા ઉતારનારી હીંદી કંપનીઓનું કામકાજ
નીચે મુજબ થયું હતું.

| સાલ | નવુ કામકાજ વીમો ઉતારેલી રકમ (કરોડમાં) | વીમો ઉતારેલી કુલ રકમ (કરોડમાં) |
|---|---|---|
| ૧૯૩૬ | ૩૭.૮૦ | ૧૭૪.૬૭ |
| ૧૯૩૭ | ૪૧.૭૪ | ૧૯૬.૭૪ |
| ૧૯૩૮ | ૪૬.૬૮ | ૨૧૮.૮૬ |
| ૧૯૩૯ | ૪૫.૯૬ | ૨૩૧.૪૨ |

હિંદી વીમા કંપનીઓનું કામકાજ નીચે મુજબ થયું હતું:

| સાલ | નવું કામ ૧,૦૦૦ રૂા.માં | કુલ કામ ૧,૦૦૦ રૂા.માં |
|---|---|---|
| ૧૯૨૮ | ૧,૫૪,૦૬૦ | ૭,૧૧,૧૦૦ |
| ૧૯૨૯ | ૧,૭૨,૮૯૬ | ૮,૨૩,૧૬૪ |
| ૧૯૩૦ | ૧,૬૫,૦૬૬ | ૮,૮૬,૬૩૬ |
| ૧૯૩૧ | ૧,૭૭,૫૫૯ | ૯,૮૦,૨૩૫ |
| ૧૯૩૨ | ૧,૯૬,૬૩૯ | ૧૦,૬૦,૧૮૮ |
| ૧૯૩૩ | ૨,૪૮,૩૧૭ | ૧૧,૮૭,૬૮૨ |
| ૧૯૩૪ | ૨,૮૯,૧૭૭ | ૧૩,૬૬,૫૩૦ |
| ૧૯૩૫ | ૩,૨૮,૧૪૧ | ૧૫,૧૬,૨૪૬ |
| ૧૯૩૬ | ૩,૭૮,૦૨૧ | ૧૭,૪૬,૬૮૪ |
| ૧૯૩૭ | ૪,૧૭,૩૮૬ | ૧૯,૬૭,૩૬૨ |
| ૧૯૩૮ | ૪,૬૬,૮૧૨ | ૨૧,૮૮,૫૯૪ |
| ૧૯૩૯ | ૪,૫૯,૬૦૦ | ૨૩,૨૪,૨૦૦ |

**બીનહિંદી કંપનીઓનું કામકાજ નીચે આપેલા આંકડાઓ પ્રમાણે થયું હતું:**

| સાલ | નવું કામ ૧,૦૦૦ રૂ.માં | કુલ કામ ૧,૦૦૦ રૂ.માં |
|---|---|---|
| ૧૯૨૮ | ૯૫,૫૫૦ | ૫,૨૯,૨૮૪ |
| ૧૯૨૯ | ૧,૨૨,૨૧૪ | ૬,૪૦,૮૧૪ |
| ૧૯૩૦ | ૧,૧૭,૫૮૨ | ૬,૯૭,૬૪૮ |
| ૧૯૩૧ | ૯૫,૯૪૮ | ૭,૪૧,૯૩૮ |
| ૧૯૩૨ | ૭૭,૫૦૪ | ૭,૬૬,૯૭૬ |
| ૧૯૩૩ | ૮૮,૯૮૦ | ૭,૯૨,૨૧૫ |
| ૧૯૩૪ | ૧,૦૧,૪૦૧ | ૮,૩૨,૩૫૪ |
| ૧૯૩૫ | ૧,૦૬,૨૨૦ | ૮,૮૭,૭૫૭ |
| ૧૯૩૬ | ૧,૦૭,૪૬૫ | ૯,૩૦,૭૭૪ |
| ૧૯૩૭ | ૯૬,૫૫૩ | ૯,૨૬,૦૪૩ |
| ૧૯૩૮ | ૮૪,૧૯૫ | ૯,૪૩,૧૦૨ |

**કુલ કામકાજ નીચે મુજબ હતું:**

| | પોલિસીની સંખ્યા | વીમાની નવી રકમો કરોડ રૂ.માં | પ્રિમિયમની આવક લાખ રૂ.માં |
|---|---|---|---|
| ૧૯૩૬ | ૯,૮૯,૦૦૦ | ૧૬૮ | ૭૮૭ |
| ૧૯૩૭ | ૧૦,૯૯,૦૦૦ | ૧૮૪ | ૯૦૦ |
| ૧૯૩૮ | ૧૨,૪૦,૦૦૦ | ૨૦૪ | ૧૦૪૫ |
| ૧૯૩૯ | ૧૩,૩૧,૦૭૦ | ૨૧૫ | ૧૧૧૩ |

**બીનહિંદી કંપનીઓનું કામકાજ નીચે મુજબ થયું હતું:**

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૬ | ૨,૭૨,૦૦૦ | ૯૩ | ૫૧૨ |
| ૧૯૩૭ | ૨,૭૨,૦૦૦ | ૯૩ | ૫૨૦ |
| ૧૯૩૮ | ૨,૭૬,૦૦૦ | ૯૪ | ૪૯૨ |
| ૧૯૩૯ | ૧,૬૬,૦૯૦ | ૫૬૬ | ૩૧૩ |

## વીમા કંપનીઓ માટેનો નવો કાયદો.

જિંદગીના વીમાની કંપનીઓ કુલ ડિરેકટરોના ઓછામાં ઓછા ચોથા ભાગની ચૂંટણી કરવાનો હક્ક પૉલિસી ધરાવનારાઓને રહેશે.

હવેથી પૉલિસી ધરાવનાર પોતાની મરજી પડે તેને 'બેનિફિસ્યરી' તરીકે નીમી શકશે અને પૉલીસી ધરાવનારનું પહેલાં મૃત્યુ થાય, તો બીજી કંઈ પણ સાબિતી વીના તેને નાણાં મળી શકશે.

પ્રિમિયમ ન ભરાય તો તે ન ભરાયાના ત્રણ મહિનાની અંદર બીજા કયા રસ્તા ખૂલ્લા છે, તેની કંપનીએ તેને ખબર આપવી પડશે.

આવી રીતે પ્રિમિયમ ન ભરાયું હોય ને પૉલિસી ત્રણ વર્ષની હશે, તો તે કુદરતી રીતે જ 'પેઇડઅપ પૉલિસી' ગણાશે અને 'જપ્ત ન થવાની યોજના હેઠળ' તે ચાલુ રહેશે.

## વેપાર અને અર્થશાસ્ત્રનું અવલોકન :

વિશ્વયુદ્ધ પહેલાં યુરોપનાં મહારાજ્યોમાં વેપાર અને વાણીજ્યના વિકાસ માટે ભારે હરીફાઇ હતી. પરદેશોથી કાચી વસ્તુઓ પોતાની સ્ટીમરોમાં મંગાવીને એ વસ્તુઓને પોતાના કારખાનાંઓમાં પાકી વસ્તુઓમાં ફેરવી પોતાની જ સ્ટીમરોમાં પરદેશો ખાતે ચડાવવી અને નવી નવી બજારો શોધવી. એ સૌ યુરોપિયન મહારાજ્યોનો આદર્શ હતો. જેમ પોતાનાં કારખાનાંઓમાં વધારે વસ્તુઓ બને અને તેની વિશાળ પાયે નિકાસ થાય, તેમ સૌ મહારાજ્યોએ પોતાની આર્થિક, ચલણ, જકાતી નીતિ રાખી હતી, પોતાના દેશમાં કાચા પદાર્થો થતા ન હોય તે બીજા દેશોમાંથી મંગાવીને બદલામાં પોતાના કારખાનાંઓમાં બનેલા પાકા પદાર્થોને કાચા પદાર્થો પેદા કરનાર દેશને આપવા એ પાશ્ચિમાત્ય પ્રજાઓનું મુખ્ય ધ્યેય હતું. જેમ પોતાના દેશમાંથી નિકાસ વધે તેમ એ દેશના ઉદ્યોગોને ઉત્તેજન મળે. લાખો મજૂરો, ઇજનેરો, વેપારીઓ, બેન્કો, બંદરનાં પોર્ટટ્રસ્ટો, રેલ્વેઓ, વીમા કંપનીઓ, ઉદ્યોગપતિઓને વિશાળ લાભો મળે, દેશના આખા શરીરની નાડીઓમાં આર્થિક લોહી ખૂબ પ્રસરે એવી આ નીતિ છે. યુદ્ધને લીધે આ નીતિ અટકી ગઈ છે. બ્રિટન, ઇટાલી, નેધરલેન્ડ, પોર્ટુગલ, બેલ્જીઅમ, ફ્રાન્સ, જાપાન વગેરે જુદા જુદા દેશો એશિયા, આફ્રિકા, ઓસ્ટ્રેલીઆમાં સામ્રાજ્ય વધારી પછાત દેશોને સ્વાધીન રાખે છે, તેનું કારણ એ દેશોના વિષે વેપાર વધારીને એ દેશોમાંથી કાચી વસ્તુઓનો વિકાસ કરે છે. એ કાચી વસ્તુઓ પોતે ખરીદે છે. એમાંથી પોતાનાં કારખાનાંઓમાં પાકી વસ્તુઓ બનાવીને એ જ પછાત દેશોને ભારે લાભ મેળવી વેચે છે. પોતાને કાચી વસ્તુઓ એ દેશમાંથી તરત મળે અને પોતાનાં કારખાનાંઓની બનાવેલી પાકી વસ્તુઓ એ દેશમાં જલદી પહોંચે, તે માટે એ પછાત દેશોમાં રેલ્વે, સડકો વગેરે સગવડો તૈયાર કરે છે. યુરોપનાં રાજ્યો જગતમાં વેપારના વિકાસ માટે જ સંસ્થાનો સ્થાપે છે, યુરોપ ધનનું પૂજારી છે. કોઇ રીતે શાહીવાદથી પછાત પ્રજાઓનો વીજય કરીને એમને ચૂસીને પૈસાદાર થવું, એ યુરોપીઅન પ્રજાની રાજ્યનીતી અને અર્થનીતિ છે. આને જ માટે આ શાહીવાદી યુરોપીઅન પ્રજાઓ પછાત એશીઆ અને આફ્રીકાની પ્રજાઓને રાજકીય, આર્થિક અને સામાજીક રીતે પરાધીનતામાં રાખે છે.

યુરોપીઅન રાજ્યો ખ્રિસ્તી ધર્મ પાળે છે; પરંતુ તે ધર્મના સિદ્ધાન્તને કોરે મૂકીને તેઓ રાગદ્વેષ, મહત્વાકાંક્ષા, ઝપાઝપીઓ, સખ્ત હરીફાઇ, યુધ્ધો વગેરે કરે છે. સંસ્થાનો મેળવી વેપારનો વિકાસ કરવાનો ઉદ્દેશ પાર પાડવા માટે આ મહારાજ્યો પરસ્પર ચલણની હરીફાઇ છે. એ હરીફાઇને અંગે મહારાજ્યો પરસ્પર સખ્ત હરીફાઈ કરે છે. પોતાના સીક્કાની કિંમત ઘટાડીને પોતાના નીકાસ વેપારને મોટું ઉત્તેજન આપે છે. આમ ચલણનું યુદ્ધ યુરોપમાં યુદ્ધ પહેલાં બહુ જોરથી ચાલી રહ્યું હતું. આ સિવાય પરસ્પરના માલો ઉપર મોટી જકાતો નાંખીને પોતાના માલને રક્ષણ આપવાની નીતિ પણ ચાલુ હતી. પોતાને અનુકૂલ દેશ જે એમની પાસેથી પાકો માલ ખરીદવા તૈયાર હોય, તો તે દેશનો કાચો માલ ખરીદી લેવાની અરસપરસ સંધીઓ થતી હતી. પસંદગીના દેશ સિવાયના દેશોના માલ ઉપર મોટી જકાતો નંખાતી હતી. આ ચલણ અને જકાતી યુદ્ધ યુરોપમાં પાંચ સાત વર્ષો થયા વિશાળ પાયે ચાલુ હતા. એમાં વેપાર અવ્યવસ્થીત અને પ્રતીકૂલ થતો હતો. સૌ યુરોપના દેશોમાં સાંકડો સ્વદેશ પ્રેમ જાગી ઊઠયો હતો. પોતાને એક આનાનો ફાયદો થતો હોય તો પાડોશીને એક રૂપીઆનું નુકશાન કરવા તૈયાર થાય છે.

આ વિશ્વયુદ્ધ આવી અસહીષ્ણુતા અને પરસ્પરના ઝેરવેરથી પેદા થયું છે. જર્મની પાસેથી સંસ્થાનો ઝૂંટવાઈ ગયાં, એટલે જર્મનીની વિજ્ઞાન, વિદ્યુત અને યંત્રશાસ્ત્રમાં આગળ વધેલી પ્રજાની મહત્વાકાંક્ષા સંતોષાઇ નહિ. જર્મનીએ આથી પોતાની ફાટફાટ કરતી શક્તિને યુદ્ધના માર્ગે વહેતી મૂકી છે. યુદ્ધની

અસર નીચે જગતનો મોટો ભાગ આવી ગયો છે. જગતની સવા બે અબજની વસતીમાંથી સીધી કે આડકતરી રીતે બે અબજની પ્રજાઓ આ મહાયુદ્ધમાં સંડોવાઇ ગઇ છે. પ્રજાઓએ બીજાં સર્વે ઉત્પાદન કાર્યો મૂકીને વિનાશ અને સંહારનું કામ ઉપાડયું છે. પ્રજાઓનાં સર્વે સાધનો એટલે મનુષ્ય શકતી, રેલ્વે, મોટરો, સ્ટીમરો, વહાણો, લૉરીઓ, વિમાનો, રસ્તાઓ, પૂલો, મોટર બસોનો ઉપયોગ મોટે ભાગે વિશ્વયુદ્ધ માટે જ થાય છે. સર્વે કારખાનાંઓ, ખાણો, ઉદ્યોગમંદિરો, લેબરેટેરીઓ, તાર, ટેલીફોન, વિજ્ઞાન, રસાયન, યંત્રશાસ્ત્ર, એન્જીનીયરો, કારીગરો એ સર્વેનો ઉપયોગ પણ માનવસંહાર માટે થવા માંડયો છે. નદીઓ સમુદ્રો અને નહેરોનો ઉપયોગ પણ યુદ્ધવિકાસ માટે થાય છે. બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રી-પુરુષો સર્વે મોટાભાગે યુદ્ધના કામ માટે જ રોકાયાં છે. વેપાર વાણિજ્ય બેન્કો બંધ થઇ તેના બદલે આ વિશ્વયુદ્ધના વેપારની પ્રવૃત્તિનો વિકાસ થયો છે. યુદ્ધ મુખ્ય લક્ષ્ય બન્યું છે. બીજુ બધું ગૌણ બન્યું છે.

મહાયુદ્ધના પડછાયા જગત ઉપર ઉતર્યા, તે પહેલાં દશ વરસ અગાઉ આ મહારાજ્યોની પરસ્પરના ઝેરવેરથી આર્થિક, જકાતી, ચલણની અને વ્યાપારી સંધિઓની નીતિથી જગતના વેપાર અને ઉત્પાદનમાં અવ્યવસ્થા આવી ગઇ હતી. આ અવ્યવસ્થાના સીધા પરિણામે ઈ. સ. ૧૯૨૯ની આખરમાં જગતમાં મોટી મંદી પેદા થઇ હતી. આ મંદી પ્રજાઓ વચ્ચે એકદમ ઓચીંતી આવી પડી. જગતની કાચી અને પાકી વસ્તુઓના ભાવો એકદમ ઘટીને ½ ઉપર આવી ગયા. જગતના વેપારની કિંમત પણ અતીશય ઘટી ગઇ. કારખાનાંઓ બંધ પડયાં. ખેડૂતોને ભારે નુકશાન ગયું એકલા યુ. સ્ટેટ્સમાં જ ૨૦ હજાર બેન્કો નબળી પડી. બ્રાઝીલે પોતાની લાખો ગુણી કોફી સાગરમાં ફેંકી દીધી. ડેન્માર્કે ડુક્કરોનાં લાખો બચ્ચાંઓનો નાશ કર્યો. અમેરિકામાં કપાસની ગાંસડીઓ બાળી નંખાઈ. આ જગતની મંદીએ પ્રજા તેમ જ રાજ્યોમાં મોટું અર્થસંકટ આણ્યું. હિંદમાં પણ એની ભયાનક અસર પ્રજાજીવન ઉપર થઈ હતી. આ મંદી સાત આઠ વરસો સુધી આવી. ૧૯૩૭માં એની અસર ઓછી થઇ. એ પછી બે વરસે એનાથી પણ વધારે આફતકારક વિશ્વયુદ્ધ આવ્યું છે.

## જુદા જુદા દેશોની વેપારી અને આર્થિક સમાલોચના નીચે મુજબ છે.

**ગ્રેટબ્રિટન**—ગયા ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં ગ્રેટબ્રીટનનું કરજ વધીને ૬॥ અબજ પૌન્ડનું ચાલુ હતું. આ મહાયુદ્ધમાં એ વધીને ૧૯ અબજ પૌઉન્ડનું થયું છે. ગ્રેટબ્રીટનની પ્રજા ઉદ્યોગવાદી છે. ખેતી ઉપર પ્રજાના માત્ર ૧૯ ટકા રોકયા છે. બાકી ઉદ્યોગોમાં રોકાયેલાં છે, એ દેશ ઉદ્યોગપ્રધાન છે. ૧૯૩૧માં ગ્રેટબ્રીટને સોનાનું ચલણ મૂકી દીધું હતું, ત્યારથી કાગળીઆના ચલણનો એ દેશમાં વીકાસ થયો છે. ઉદ્યોગોથી એ દેશ ખૂબ ધનાઢય થયો છે, ગ્રેટબ્રીટન પોતાની પ્રજાની જરૂરીયાતના માત્ર ૪૦ ટકા ખોરાકી પેદા કરતું હતું. સાઠ ટકા ખોરાકી પરદેશોથી મંગાવવો પડતી હતી. ૧૯૧૪–૧૮ ના યુદ્ધમાં શરાફોની રાણી તરીકે એનું બિરુદ ખેંચાઇ ગયું હતું. પ. છળથી એણે મોટે ભાગે મેળવી લીધું હતું સાગરની રાણી તરીકે એનું વર્ચસ્વ ચાલુ રહ્યું હતું. યુ. સ્ટેટ્સ ઓફ અમેરીકા, એની પાસે ૧ અબજ પોઉન્ડ ગયા વિશ્વયુદ્ધના લેણા પેટે માગતું હતું. તેમાંથી મોટી રકમ બ્રિટને યુ. સ્ટેટ્સને આપવાની ના પાડી હતી. ગ્રેટબ્રિટનનો વેપાર આખા જગતમાં વ્યાપક છે. જર્મનોની મોટી હરીફાઈ છતાં યેનકેન પ્રકારથી ગ્રેટબ્રિટન પોતાના દરિયાપારના વેપારને સાચવી શકયું હતું.

વિશ્વયુદ્ધ સમયે ગ્રેટબ્રિટને પોતાનાં સર્વે સાધનો યુદ્ધ પાછળ રોકયાં છે. છતાં એણે થોડા થોડા પદાર્થોની પેદાશ ચાલુ રાખી છે; પરંતુ જર્મન સબમરીનોએ અંગ્રેજી વેપારી સ્ટીમરોને મોટી સંખ્યામાં ડૂબાડી દીધી હતી. બ્રિટનની પેદાશ અને ખર્ચ નીચે મુજબ હતાં.

| ખર્ચ | ખર્ચ ૧૦ લાખ પૌંડ | પેદાશ ૧૦ લાખ પૌંડ |
|---|---|---|
| ૧૯૩૮–૩૯ | ૭૭૫ | ૯૨૭ |
| ૧૯૩૯–૪૦ | ૩,૮૮૪ | ૧,૪૦૯ |
| ૧૯૪૦–૪૧ | ૪,૭૭૬ | ૨,૦૭૪ |
| ૧૯૪૧–૪૨ | ૫,૨૮૬ | ૨,૬૨૭ |

આમાં પેદાશ અને ખર્ચ વચ્ચે મોટો ગાળો છે. બ્રિટિશ ખજાનચી કરોનો મોટો વધારો કરી અર્ધાથી કાંઇક ઓછી રકમ કરવેરામાંથી પૂરી કરે છે. બાકીની અર્ધીરકમ ઉધારાય છે. ૧૯૪૩–૪૪માં પણ ખર્ચ લગભગ ૬૦૦ કરોડ પૌઉન્ડનો અને પેદાશ ૨૫૦ કરોડ પૌઉન્ડની આશરે થવાની હતી, આથી બ્રિટન યુદ્ધખર્ચ માટે ખૂટતી બાકીની રકમ કરજે લે છે. બ્રિટનનું કરજ વધીને ૧૫ અબજ પૌંડ જેટલું થયું છે. હજી પણ યુદ્ધ પુરું થતાં સુધી એમાં ઘણો મોટો વધારો થશે. એના વ્યાજની દર વરસે અતિશય મોટી રકમ એટલે બ્રિટનની યુદ્ધ પહેલાંની વાર્ષિક પેદાશ લગભગ જેટલી થશે. આ ભાર બ્રિટનને હંમેશ માટે ઉપાડવો રહ્યો.

ગ્રેટબ્રિટન ખૂબ ધનવાન દેશ હતો, પણ યુદ્ધમાં એની સ્થિતિ આર્થિક રીતે નબળી બની ગઇ છે. બ્રિટન પાસે ૫૦૦ કરોડ પૌઉન્ડની અમેરિકન સિકયુરિટીઓ (જામીનગીરીઓ) હતી. આ સર્વે યુદ્ધમાં ખર્ચાઈ ગઇ છે. બ્રિટનની ચીનમાં ૬૦ કરોડ પૌઉન્ડની મિલકતો હતી, તે જાપાનના કબજામાં આવી છે. બ્રિટનની મોટી મિલકતો ખાણો, બેન્કો ઉદ્યોગો મલાયા, હોંગકોંગ, બ્રહ્મદેશ અને આજે જાપાને જીતેલા બીજા દેશનાં હતી, તે પણ જાપાનને કબજે જઈ પડી છે. યુરોપમાં મોટા પ્રમાણમાં બ્રિટનની મિલકતો જર્મનોના હાથોમાં પડી છે. આ સિવાય હિંદ ઉપર બ્રિટન ૪૫૦ કરોડ રૂપિયા માંગતું હતું; પરંતુ યુદ્ધને લીધે હવે હિંદના બ્રિટન ઉપર ૧,૦૦૦ કરોડ રૂપિયા લેણા નીકળે છે. સંસ્થાનોનાં પણ લેણાં છે,

બ્રિટન આર્થિક સંકટમાં હતું. આ યુદ્ધ આગળ ધપાવવા માટે બ્રિટનને નાણાંની મદદની જરૂર હતી. અમેરિકામાં જે નાણું અને જામીનગીરીઓ હતી. તે વપરાઇ ગઈ હતી. સોનું પણ મોટા ભાગે અપાઇ ગયું હતું. અમેરિકા દારૂ, ગોળા અને વિમાનો માટે રોકડા પૈસા લેતું હતું. ૫૦ રક્ષિકાઓ (Destroyers) અમેરિકાએ બ્રિટનને આપી, તેના બદલામાં અંગ્રેજોએ કેટલાક ટાપુઓ અમેરિકાને પટ્ટા ઉપરે આપ્યા છે. અમેરિકાનું નાક ખેંચી જાપાને એને ૧૯૪૧ના ડીસેમ્બરમાં યુદ્ધમાં ઉતાર્યું. અમેરિકાએ પોતાના સાથીઓને યુદ્ધમાં સહકારીઓ તરીકે આર્થિક મદદ આપી. આ મદદ ઉધાર અને પટ્ટાના ધોરણે અપાય છે.

 વેપાર અને અર્થશાસ્ત્રનું અવલોકન

યુદ્ધ પછી માલ અથવા રોકડા આપવા જમીન કોઇપણ માગે દેવાદાર લેણદારને નાણાં પાછાં આપે એવી શરત છે. આગાઉના મહાયુદ્ધના અમેરિકાના ૧ અબજ પોઉન્ડ બ્રિટને પાછા આપ્યા નથી. આ વિશ્વયુદ્ધના કેમ અને કેવી કેવી રીતે નાણાં પાછાં આપશે, તે જોવાનું છે. માર્ચ ૧૯૪૩ સુધી અમેરિકાએ ગ્રેટબ્રિટનની સરકાર અને એના સામ્રાજ્યના વિભાગોને કુલ ૧,૧૮,૭૫,૦૦,૦૦૦ પૌંડની યુદ્ધની વસ્તુઓ પૂરી પાડી હતી, તે પછી પણ બીજા એક અબજ પોંડની કિંમતની વસ્તુઓ પુરી પાડવાનો અડસટ્ટો છે. આ આર્થિક મદદ યોગ્ય સમયે બ્રિટનને મળી છે. એનાથી જ યુદ્ધમાં વિજય દેખાય છે. યુદ્ધ પુરૂં થવા સુધી આવી આર્થિક મદદ અમેરિકાને આપવી જ પડશે. ચીન અને રશિઆને પણ અમેરિકા ધીરાણ અને પટ્ટા ઉપર મદદ આપે છે.

બ્રિટનની હજારો સ્ટીમરો જર્મનોનાં વિમાનો અને સબમરિનોએ ડૂબાડી છે. આથી બ્રિટનના હાથમાં અર્ધી પણ સ્ટીમરો રહેશે નહિ, એટલે ભવિષ્યના વેપાર માટે પૂરતી સ્ટીમરો એની પાસે રહેશે નહિ. નવી બાંધતાં સમય લાગશે. તે પહેલાં યુ. સ્ટેટ્સ્ પાસે પુષ્કળ સ્ટીમરો હોવાથી અને એક વરસમાં ૧,૮૦૦ સ્ટીમરો બાંધતું હોવાથી જગતનો વેપાર યુ. સ્ટેટ્સને ઘેર જાય, તેવી વકી અને ભય અંગ્રેજ વેપારીઓને રહે એ સ્વાભાવિક છે, વિમાનો પણ અમેરિકા પાસે તૈયાર અને ઉત્પાદન બંને મોટા પ્રમાણમાં રહેશે. બ્રિટન પાસે ઘણી ઓછી સંખ્યામાં રહેશે. એ વિમાનો ભવિષ્યના વેપારમાં બહુ આગળ પડતો ભાગ લેશે. એટલે અંગ્રેજોને અમેરિકન હરીફાઈની એમાં પણ બીક રહેશે. અત્યારથી જ ભવિષ્યનાં વેપારી વિમાનો માટેની પરિષદ અમેરિકામાં મળશે. બ્રિટને પણ આગમચેતી વાપરી વિમાની વેપારી વિકાસ માટે લૉડ સ્વીન્ટન જેવા તે બાબતના જાણનારને નીમી દીધા છે.

ગ્રેટબ્રિટનને આ વિશ્વયુદ્ધમાં ઘણી નુકશાની ભોગવવી પડી છે. એનાં પુષ્કળ ઘરો (લગભગ ૧૦–૧૫ લાખ) તારાજ થયાં છે. જર્મન વિમાનોએ ૧૯૪૦ ના ઑગસ્ટથી ઓકટોબરમાં ઇગ્લેંડમાં મોટી સ્થાવર જંગમ ખાનાખરાબી કરી હતી. તે હજી પૂરી રીતે સુધરી નથી, તેવામાં ૧૯૪૪ માં ઉડતાં બોમ્બોએ ૧૦–૧૨ લાખ ઘરો, ગોદાઉનો, પૂલો, ગોદીઓ, કારખાનાંઓનો નાશ કર્યો છે. આ સિવાય લગભગ ૦॥ લાખથી ૧ લાખ માણસોને ઇજા થઈ છે, અથવા નાશ પામ્યાં છે. આ નુકશાની ઘણી મોટી છે. યુદ્ધ પછી વિજેતા બ્રિટનને પરાજીત રાજ્યો પાસેથી કાંઇ બદલો મળવાની વકી નથી, કારણ કે ધરી રાજ્યોએ પણ પોતાનું સર્વસ્વ આ મહાયજ્ઞમાં હોમી દીધું છે. ઉલ્ટું વિજયી સાથી રાજ્યોને પરાજીત ધરી રાજ્યોને યુદ્ધ પાછળ નીભાવવાં પડશે, કારણ કે યુદ્ધ પછી આ જર્મની, ઈટાલીની સ્થિતિ દયાજનક હશે. સખ્ત માપબંધી અને ભાવબંધીથી બ્રિટનમાં ફુગાવો થોડો થયો છે.

યુદ્ધ પછી પુનરુદ્ધાર કરતાં ભારે ગંભીર આર્થિક અને રાજકીય પ્રશ્નો મોઢું ફાડેલા રાક્ષસોની પેઠે વિજેતાઓની સામે ઉભા રહેશે. બ્રિટને ઓછામાં ઓછા પાંચ લાખ યુવકો આ યુદ્ધમાં ગુમાવ્યાં હશે. એમની ખોટ કોઈ રીતે પૂરી પડે તેમ તેમ નથી. આ સિવાય અમેરિકાનું મોટું લેણું, એક કરોડ જેટલા યુદ્ધમાં જોડાયેલા સૈનિકોને બદલો, મરણ પામેલાં અને ઘાયલ થયેલાંઓને પેન્શનોની પણ મોટી થમકાવનારી જવાબદારી બ્રિટનને ઉપાડવાની છે.

બ્રિટને લૉર્ડ બીવરબ્રુકની યોજના ઉપરથી એક નવી યોજના તૈયાર કરી છે. નાનાં મોટાં ધનવાન, ગરીબ સૌને માટે એક વીમાની યોજના છે. તેમાં બેકારી, બીમારી, અશક્તિ અને અપંગપણાને માટે સરકાર થોડી મદદ આપશે. આ વીમાની યોજનાનો વાર્ષિક ખર્ચ કરોડો પોંડોનો આવશે. રશિયાની મહત્ત્વાકાંક્ષાનો પ્રશ્ન રશિયાના વપારમાં વાંચવો.

**અમેરિકાનો વેપાર**—આ દેશ ખૂબ ધનવાન છે. જગતનું બાર આના સોનું અને દશ આના રૂપું એની પાસે સ્ટોકમાં છે. એની પાસે કોલસા, લોઢું, પોલાદ, વિદ્યુત્, તેલ, અનાજ, કપાસ અને બીજી જોઇતી વસ્તુઓના ઢગલા પડયા છે. એની પાસે લાખો કારખાનાં છેલ્લામાં છેલ્લાં યંત્રોથી સુસજ્જિત છે. આખા જગતમાં એના જેવો ધનવાન બીજો કોઇ દેશ નથી. એની તેર કરોડની પ્રજા સુશિક્ષિત અને સંસ્કૃતિવાળી છે. જ્ઞાન, વિજ્ઞાન, વિદ્યુત્, રસાયણો, ભૂસ્તર, ખગોળ, ભૂગોળ અને વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનમાં ખૂબ પ્રગતિવાન છે. આવા ધનવાન અમેરિકાને પણ ૧૯૩૦–૩૭ ની મંદી ભારે તકલીફ આપનાર થઇ હતી. એને પણ સોનાનું ધોરણ ફરજિયાત છોડવું પડયું હતું. મંદીના કારણે એના ખેડૂતો પાયમાલ થઈ ગયા હતા. જાપાને એને નાકની અણી ખેંચી યુદ્ધમાં ઉતાર્યું છે. જર્મની સામેનું યુદ્ધ કદાચ શિયાળા પહેલાં જ ખતમ થશે, પણ જાપાન સામેનું યુદ્ધ ખૂબ સમય (કદાચ બે વરસો) લેશે. અમેરિકાનું યુદ્ધનું અર્થશાસ્ત્ર પણ આ મોટા બોજા નીચે બેવડું બની ગયું છે. અમેરિકા યુદ્ધ પાછળ દરરોજ ૧ અબજ રૂપિયા ખર્ચે છે. એણે એક કરોડ સૈનિકોને તાલીમ આપી તૈયાર કર્યા છે. હમણાં લગભગ ૪૦ પ્રજાઓ સાથી રાજ્યોના સહકારમાં લડે છે. આ સૌને આર્થિક, સૈનિક અને આધુનિક શસ્ત્રોની મદદ અમેરિકા ચાલુ આપે છે. અમેરિકાએ ૧૯૪૩ના માર્ચ તા. ૧ સુધી ધીરાણ અને ઉધાર પટ્ટા નીચે નીચે પ્રમાણે મદદો આપી છે.

| | | |
|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | પૌંડ | ૧,૧૦,૭૫,૦૦,૦૦૦ |
| રશિયા | ,, | ૪૫,૬૫,૦૦,૦૦૦ |
| મધ્ય પૂર્વ અને આફ્રિકા | ,, | ૩૯,૩૨,૫૦,૦૦૦ |
| ઑસ્ટ્રેલીયા, ચીન, ન્યુઝી· લેન્ડ અને હિંદ | ,, | ૩૩,૬૦,૦૦,૦૦૦ |
| બીજાં રાજ્યો | ,, | ૧૧,૪૭,૦૫,૦૦૦ |
| | કુલ પૌંડ | ૨,૪૦,૭૯,૫૫,૦૦૦ |

આમ અમેરિકાએ ૧,૦૦૦ કરોડ ડોલરો જેટલી મદદ ધીરાણ અને ઉધાર નીચે આપી છે. તે પછીની મુદતમાં પણ અમેરિકાએ બીજા ૫૦૦ કરોડ ડોલર જેટલી મદદ આપી હશે. હવે ઘણાં રાજ્યો જર્મનીની ઝુંસરીમાંથી છૂટયાં છે, તેમને પણ અમેરિકન આર્થિક સહકાર લેવો પડશે. અમેરિકાની વાર્ષિક પેદાશ કરતાં ત્રણગણો વધારે યુદ્ધ ખર્ચો છે. અમેરિકા પોતાની પ્રજા પાસે મોટી રકમનું નાણું ઉધરાવે છે. આગલા વિશ્વયુદ્ધમાં અમેરિકાના બે અબજ ડૉલર ખોટા થયા હતા. અમેરિકાનું આંતરિક કરજ સંખ્યાતીત થતું જાય છે, છતાં ગયા યુદ્ધમાં એના નાણાં પાછા નહિ આપનારને જ સંયોગ વશ થઈ એને ધીરધાર કરવી પડે છે.

અમેરિકા ડૉલરને ઈશ્વર તુલ્ય માને છે. એ યુદ્ધના કપરા સંયોગોમાં ફસાઈ પડયું છે; પરંતુ અમેરિકાને નબળા

 વેપાર અને અર્થશાસ્ત્રનું અવલોકન

બનેલા જગાતના વેપારની ખૂબ આશા છે. યુધ્ધને અંતે એની પાસે પાકી વસ્તુઓ બનાવનારાં લાખો કારખાનાં, લાખો વિમાનો, હજારો સ્ટીમરો, લાખો મોટરકારો રહેશે. જગતમાં સાધનસંપન્ન દેશ યુદ્ધ પછી માત્ર અમેરિકા જ રહેશે. અત્યારથી જ પોતાના દેશની પાકી વસ્તુઓના નિકાસની મોટી યોજનાઓ કરવા યુ. સ્ટેટ્સ્ તૈયારીઓ કરે છે. યુ. સ્ટેટ્સ્ આવડા મોટા પ્રમાણમાં સૈનિક, શસ્ત્રો અને અસ્ત્રો તથા સ્ટીમરો, મનવારો તૈયાર કરે છે. તે સાથે એનાં સાધનો એટલાં વિશાળ છે, કે એ વેપારી ચીજો પણ મોટા પ્રમાણમાં તૈયાર કરવા માંડયું છે. એની જનસંખ્યા અને કારખાનાંઓ એટલા મોટા પ્રમાણમાં છે કે આટલા મોટા પ્રમાણમાં સૈનિક અને વાણિજ્યની વસ્તુઓ બનાવી શકે છે.

હમણાં દરેક વસ્તુઓ (પાકી કારખાનાંમાં બનેલી) ની કિંમત પાંચથી દશ ગણી છે. ડૉલરના પૂજારીઓ એનો પૂરો લાભ લેવા માગે છે, એ વિશ્વયુધ્ધ પુરું થયા પછી પણ ચાર પાંચ વરસો સુધી વસ્તુઓની મોંઘવારીની સંપૂર્ણ અસર રહેશે. અમેરિકા એનો પૂરો લાભ ઉઠાવશે. બ્રિટિશ આર્થિક લોભોની સાથે અમેરિકન લાભોની અથડામણ જરૂર થશે, એવો ઘણાંને ભય રહે છે. બંને વચ્ચે ઘણી કઠીન સમસ્યાઓ બન્નેની સમજબુદ્ધિને ઉકેલવાની રહેશે. રશિયાની મહત્ત્વાકાંક્ષા પણ મોટા પ્રમાણમાં મોઢું ફાડશે. તેને પણ સંતોષવી રહી. જગત આખાનો વેપાર અમેરિકા, અંગ્રેજો અને રશિયા એ ત્રણે વિજેતાઓ પોતામાં વહેંચી લેવા કાંઈ સજૂમતી ઉપર આવે તો બનવાજોગ છે.

અમેરિકાના લાભો કેમ જાળવવા તે એ જાણે છે. એને પણ શત્રુઓ પાસેથી દંડ તરીકે રાતી પાઈ મળવાની નથી, પણ ભાંગી પડેલા દેશોને પુનરુદ્ધાર કરવાની જરૂર પડશે. એમાં અમેરિકન ડૉલરની ભૂખ સંતોષાશે. હમણાં ડમ્બર્ટન કોલ ખાતે ભવિષ્યના પ્રજાસંઘ સ્થાપવાની રૂપરેખા અનુભવીઓ મારફતે તૈયાર થાય છે. તે પ્રમાણે આઠ મોટાં રાજ્યોની કાઉન્સિલ સમજાવટ, લાગવગ અને દબાણથી જગતની સુલેહ સાચવવા પ્રયત્નો કરશે. તેમ ન બને તો છેવટે આ કામ માટે ખાસ રાખેલા સૈન્યબળનો પણ ઉપયોગ કરી યુદ્ધની આગને બુઝાવશે. રશિયા, બ્રિટન, અમેરિકા, ચીન અને પાછળથી ફ્રાન્સ એના મુખ્ય સભ્યો રહેશે. હમણાનાં શત્રુઓ જર્મની, જાપાન સાથે કેવી રીતે વર્તવું તે સર્વે ભવિષ્ય ચોક્કસ કરશે.

**રશિયાનો વેપાર**—રશિયામાં સામ્યવાદીઓનું શાસન છે. શ્રમજીવીઓ રૂપી હાડકાંઓથી એનાં શરીરનું બંધારણ બન્યું છે. સામ્યવાદી સોવિયેટ રશિયા અને મૂડીવાદી તથા શાહીવાદી અમેરિકા અને બ્રિટન વચ્ચે ભૂતકાળમાં પૂરો અણબનાવ હતો. સોવિયેટ રશિયાની રાજ્યનીતિના ભૂતકાળમાં અંગ્રેજી મોટા પ્રધાન મિ. ચર્ચીલ જેવા થોડા જ વિરોધી હશે; પરંતુ સમય બદલાયો છે. મહાયુદ્ધમાં જર્મની સામેના સામાન્ય શત્રુત્વે રશિયા અને અંગ્રેજ અમેરિકાને એક પક્ષમાં આણ્યાં છે. જર્મની સામેના મહાયુદ્ધમાં રશિયાએ જે શક્તિ, વીર્ય, સંગઠન, મોટી દીર્ઘદૃષ્ટિ, ખરૂં ચેતન, ધીરજ, હિંમત બતાવ્યાં છે, તે જગતના ઇતિહાસમાં અજોડ છે. રશિયાએ આ મહાયુદ્ધમાં ખરેખર ઉચ્ચ પ્રકારનાં શૌર્ય અને યુદ્ધવ્યવસ્થાશક્તિ દેખાડયાં છે. એણે આખરે શસ્ત્રાસ્ત્રનાં નવાં કારખાનાંઓ યુદ્ધસમયમાં જ તૈયાર કર્યાં છે. રશિયાએ દોઢ કરોડ જેટલા યુવકોને આધુનિક તાલીમ આપી યાંત્રિક શસ્ત્રાસ્ત્રો ચલાવવામાં એમને તૈયાર કર્યા છે. યુદ્ધ પછી આ યંત્રશાસ્ત્રમાં નિષ્ણાત યુવકો સરસ કારીગરો ભવિષ્યમાં બનશે. રશિયાએ પોતાની વિશાળ જમીનમાંથી જાતજાતનાં ખનીજદ્રવ્યો શોધી કાઢયાં છે. અમેરિકા પછી એનો બીજો નંબર કાચા દ્રવ્યોની પેદાશમાં છે. એ કાચાં દ્રવ્યોને પાકાં બનાવવા રશિયા પાસે લાખો કારખાનાંઓ છે. આ કારખાનાંઓમાં રશિયા હમણાં જર્મની સામે યુદ્ધ લડવા શસ્ત્રાસ્ત્રો બનાવે છે. યુદ્ધ પછી એમાંથી કાચી વસ્તુઓની પાકી વસ્તુઓ બનાવવાની રશિયા સગવડ જરૂર કરશે. રશિયા એક મહાન મહારાજ્ય તરીકે આ યુદ્ધમાંથી પ્રકાશમાં આવ્યું છે. એ પોતાની લાગવગ અને વેપારનો ભારે વિકાસ કરવા માટે છે. સોવિયેટ રશિયાના બે ઉદ્દેશો છે. વાણિજ્યનો આખા જગતમાં વિકાશ કરવો અને અને તે દ્વારા સામ્યવાદનો પ્રચાર કરવો. સામ્યવાદનો પ્રચાર એ રશિયાનો મુખ્ય આદર્શ છે. તેવા વાણિજ્ય દ્વારા સિદ્ધ થતો હોય તો પણ ભલે અથવા તેમ ન બનેલા યુદ્ધ દ્વારા આ આદર્શને સિદ્ધ કરવાનો રશિયાના સામ્યવાદનો સિદ્ધાંત છે.

રશિયાની પાસે મોટું કામ ભવિષ્યમાં દૃષ્ટિ પાસે ખડું દેખાય છે. જર્મન સેનાઓએ હજારો રશિયન ગામડાંઓ અને શહેરોની, લાખો ખેતરોની, કારખાનાંઓની, ખાણોની, રસ્તાઓની જે પાયમાલી કરી છે, તેની પુનઃરચના કરવી. આ કામ કર્યા પછી રશિયા પોતાંના ઉદ્યોગોનો યુદ્ધસમયમાં જે અતિશય વિકાસ થયો છે, તેને લાભ જગતને આપશે. રશિયાની પાડોશનાં ચાર રાજ્યો (ફીન્લેન્ડ, ઈસ્ટોનીયા, લેટેવીઆ અને લીથુનીઆ) બાલ્કનનાં રાજ્યો, રૂમાનિયા, બલ્ગેરીઆ, યુગોસ્લાવીઆ અને યુરોપનાં બીજાં રાજ્યો હંગેરી, ઝેકોસ્લોવેકીઆ, પોલાન્ડ આ સર્વમાં રશિયાની રાજ્યદ્વારી લાગવગ મુખ્યત્વે રહેવી જોઇએ. એવી મજબૂત માગણી યુદ્ધ પછી સુલેહ પરિષદમાં રશિયા મૂકશે. આ ચાલતા મહાયુદ્ધમાં રશિયાની શક્તિ એટલી વ્યાપક અને બળવાન પૂરવાર થઇ છે, કે રશિયાને અટકાવી રાખવાની શક્તિ કે દઢતા કોઇ મહારાજ્ય બતાવી શકે તે માટે શંકા છે. બળવાનને છંછેડવાની કોઇ ઉમેદવારી કરે નહિ. જર્મનીના નાત્ઝીવાદનો નાશ સર્વે સાથી રાજ્યો કરવા માગે છે અને વિજેતાઓ જરૂર એને સમૂળગો વિનાશ કરવા સર્વે પગલાંઓ લેશે. જર્મનીને તે પછી સામ્યવાદમાં રૂપાંતર થવું, એ જર્મની માટે કદાચ બીજું પગલું સંભવિત છે. અંગ્રેજો—અમેરિકનો સામ્યવાદના પ્રચાર વિરૂદ્ધ સખ્ત ઝુંબેશ ઉપાડશે, પણ બળવાન રશિયા કદી પણ આ બંનેનો અનુયાયી બનેલ નથી, બનશે પણ નહિ.

**જર્મનીની વેપારનીતિ**—આ વિશ્વયુદ્ધમાં જર્મનીની મહત્ત્વાકાંક્ષા યુરોપમાં ચક્રવર્તી બની વ્યાપાર દ્વારા નાઝીવાદનો વિકાશ કરી અક્ષુખ સંપત્તિ મેળવવાનો હતો; પરંતુ તેમાં તો એને નિષ્ફળતા મળી છે. એનો પરાજય ૧૯૪૫ની સાલમાં ચોક્કસ દેખાય છે. પરાજીત જર્મની એકદમ પાયમાલ થઇ ગયાની પાકી સંભાવના છે, છતાં આ સત્ત્વવાન પ્રજા એટલી સશક્ત અને પ્રાણવાન છે, કે એ વધારે વખત કચરાયેલી રહેશે નહિ. પાંચ પચીશ વર્ષો સુધી એની ક્રિયાશક્તિ સાથી રાજ્યો કુંઠિત રાખી શકશે; પરંતુ આખરે એનાં સ્વપ્નાં ફળે, તેવે માર્ગે એ પ્રજા દોરાશે. જર્મનો યંત્રશાસ્ત્રમાં બહુ જ નિપૂણ છે. એઓ સરસ પાકી ચીજો બનાવી શકે છે. ગયા વિશ્વયુદ્ધમાં પાંચ

વર્ષો સુધી એમના હાથમાંથી પરદેશનો વેપાર લઇ લેવામાં આવ્યો હતો. છતાં એ પ્રજા દશ. બાર વરસમાં આગળ કરતાં ઘણી મોટી શક્તિ ધરાવતી પ્રકાશમાં આવી. એણે પોતાનાં વાણિજ્ય, વહાણવટા અને ઉદ્યોગોનો પુનરુદ્ધાર કર્યો. આ વખતે પણ એની જ પુનરાવૃત્તિ થશે. એનું ચલણ અત્યંત ખરાબ થઇ એક પૌન્ડના દશ લાખ માર્કથી પણ ઉપરના ભાવે પહોંચ્યું હતું, છતાં જર્મની પાયમાલ થયું નહિ.

**ફ્રાન્સનો વેપાર**—ચાર વર્ષથી જર્મન ધૂંસરીમાંથી ફ્રાન્સ હવે છૂટવાની અણી ઉપર છે. ફ્રાન્સની પ્રજા પણ પ્રાણવાન છે. હમણાં એણે વેપારઉદ્યોગ અને વહાણવટું ખોયાં છે. એનું અર્થશાસ્ત્ર પાંગળું બની ગયું છે, છતાં એ દેશની પ્રજા પાંચ સાત વર્ષમાં ફરી ચેતનવંતી થઇ, ઉદ્યોગ વેપાર અને અર્થશાસ્ત્રનો મોટો વિકાસ કરી શકશે, કારણ કે પ્રજા સુશિક્ષિત અને વિજ્ઞાનવાદી છે. સુલેહ સમયે એનાં સંસ્થાનો પણ એને પાછાં મળી જશે. એનું અર્થશાસ્ત્ર ખોરવાઇ ગયું છે, તે ઠેકાણે આવતાં થોડો સમય (થોડાં વરસો) જરૂર લેશે.

**બેલજીઅમ, હોલેન્ડનો વેપાર**—આ પણ મોટા ઉદ્યોગવાદી દેશો છે. જર્મનીના કબજામાં ચાર વરસ સુધી આ ઔદ્યોગિક દેશો રહ્યા. આ બંને દેશો ભારે શાહીવાદી છે. એમના યુરોપના કદ કરતાં ઘણા પ્રમાણમાં મોટાં એમનાં સંસ્થાનો છે. હમણાં એમના ઉદ્યોગો ખોરવાઇ ગયાં છે; પરંતુ યુદ્ધ પછી આ પ્રજાઓને વેપાર અને ઉદ્યોગો ફરીને ઉચ્ચ સ્થિતિ જરૂર પામશે. આવાં નાનાં બળવાન રાજ્યોનું અસ્તિત્વ ટકાવી યુરોપમાં સમતુલા રાખવાની નીતિ અંગ્રેજોની છે, એટલે એમને અને એમના વેપારઉદ્યોગને અંગ્રેજો જરૂર ટેકો આપશે. એમની ખોરવાઇ ગયેલી અર્થનીતિનો ફરી ઉદ્ધાર થતાં સમય લાગશે.

**હિંદના વેપારઉદ્યોગ**—હિંદનો વેપારઉદ્યોગ ચાલુ યુદ્ધની ગાઢ છાયામાં આવી ગયો છે. વેપારીઓનો વેપાર અને ઉદ્યોગપતિઓના ઉદ્યોગો યુદ્ધનું કાર્ય આગળ ધપાવવા માટે હિંદી સરકારે પોતાના સ્વાધીનમાં લીધા છે. હિંદી વેપારની સ્થિતિ ૧૯૪૨-૪૩ અને ૧૯૪૩-૪૪માં સારી રહી હતી, કારણ કે ભાવો ચડતાં હિંદી વેપારીઓને મોટો લાભ થયો છે. આ લાભ કુલ દશેક લાખની સંખ્યાની મર્યાદામાં આવતાં મોટા ઉદ્યોગપતિઓ, નાના ઉદ્યોગોના માલિકો, મોટા વેપારીઓ, નાના વેપારીઓ, દુકાનદારોને થયો છે, પણ આમપ્રજાને એવડો મોટો લાભ મળ્યો નથી, કારણ કે એમની પાસે લાભ મેળવવા જેવી કાંઇ વસ્તુ નહોતી; પરંતુ અતિશય મોંઘવારીને લીધે હિંદી જનતાનું જીવનધોરણ બહુ મોંઘુ થયું છે. સાધારણ કુટુંબ પોતાના જીવનનું ધોરણ ચાળીસથી પચાસ રૂપીયામાં સગવડથી નભાવી શકતું હતું; પરંતુ હવે ૮૦ રૂપીઆમાં પણ સંકડામણ ભોગવવી પડે છે. ગરીબવર્ગ આ મોંઘવારીથી ત્રાસી ગયું છે. હિંદમાં યુદ્ધનો નફો વેપારી અને ઉદ્યોગપતિઓ ખાઈ ગયો છે. જ્યારે સાધારણ જનતાને આ લાભ મળ્યો નથી. વસ્તુઓના ભાવ ઘણા વધી ગયા છે. ત્યારે પગાર અને મજૂરીની રોજી માત્ર ૫૦ થી ૬૦ ટકા વધ્યા છે. મોંઘવારીનું ભથ્થું પણ ૨૫ થી ૪૦ ટકાની મર્યાદામાં આવી ગયું છે.

હિંદનો વેપાર સ્ટીમરોના અભાવે મર્યાદિત ને પ્રમાણમાં બહુ ઘટી ગયો છે અને આયાતની તથા નિકાસ વેપારની રકમો નાની થતી જાય છે. ૧૯૪૪ ના મધ્ય અને આખરી મહિનામાં વેપારીઓ પાસેથી સરકારી ભાવબંધી અને નાકાબંધીને લીધે વેપારતંત્ર ભાંગી ગયું છે. તેમાં જે મોટા નફા હતા, તે અદૃશ્ય થઈ ભાવબંધીને લીધે નુકશાનીનું રૂપ આવતું જાય છે. રેલ્વેના વેગનોની અછત હોવાથી હિંદનો આંતર વેપાર પણ ઘટી ગયો છે.

હિંદમાં નોટોના ચલણના પાંચ ગણા ફુગાવાને લીધે નાણાંની છૂટ ખૂબ થઈ પડી છે. બેંકો પાસે પુષ્કળ નાણું લોકોએ જમા કરાવ્યું છે. સરકારને યુદ્ધ માટે નાણાંની પુષ્કળ જરૂરિયાત છે, પણ નાણાંની ખૂબ છૂટ હોવાથી અને ક્યાંય પણ રોકવાની બીજી વસ્તુઓ ન હોવાથી સરકારને સસ્તે વ્યાજે પુષ્કળ નાણું મળે છે. સરકારની ત્રણ ટકાની લોનો ખપી જાય છે. પરસ્પરનું બેંકોનું વ્યાજ ½ ટકા છે અને સરકારના ટ્રેઝરી બિલો પણ અડધાથી પોણા ટકાના વ્યાજે ખપી જાય છે. બેંકો પાસે પુષ્કળ પૈસા ધીરવા માટે પડયા છે, પણ લેનારા બહુ થોડા છે, એટલે બેંકો સરકારી જામીનગીરી વધારે પ્રમાણમાં ખરીદે છે. નાણું સસ્તું છે, એટલે વસ્તુ ભાવો વધે છે. સ્થાવર મિલ્કતોના ભાવો પણ આસમાને ચડવા લાગ્યા છે.

સોનાના ભાવ રૂ. ૮૦ (તોલા ઉપર) સુધી પહોંચ્યા હતા; પરંતુ રીઝર્વ બેંકે સોનું વેચ્યાથી અને કાંઇક વિજયની આશા બંધાવાથી સોનાના ભાવ ઘટી રૂ. ૬૨ થી ૬૭ વચમાં ફર્યા કરે છે. ચાંદીના ભાવ ૧૪૦ ના મથાળે પહોંચ્યા હતા. તે ૧૨૦ થી ૨૨ હેરાફેરી થયા કરે છે, તેના લેણા રૂપિયા ૧,૦૦૦ કરોડ બ્રિટિશ સરકાર પાછા આપવા માગતી નથી. તે ક્યારે ને કેવી રીતે આપશે એ બાબત પણ મૌન ધરાવે છે. હિંદને ધીરાણ અને પટ્ટાની રૂએ ૧૯૪૩ ના જાન્યુઆરી સુધી ૩૦ કરોડ ડૉલરનો માલ અમેરિકાએ પૂરો પાડયો હતો. આમાં દારૂગોળો ને શસ્ત્રસામગ્રી, હથિયારો, રેલ્વેનાં સાધન સિવાયના અનેક પદાર્થો હતા. જ્યારે હિંદ જ્યૂટનું કાપડ, અબરખ અને બીજા પદાર્થો અમેરિકાને પૂરાં પાડે છે.

હિંદમાં યુદ્ધને લીધે ચાલુ ઉદ્યોગોનો સરસ વિકાસ થયો છે; પરંતુ નવા ઉદ્યોગો સ્થાપવા માટે યંત્રો યુરોપથી આવતાં નથી. હિંદમાં હજુ યંત્રો બનાવવાનો ઉદ્યોગ સ્થપાયો નથી. હિંદમાં એન્જિનો બનાવવાનો ઉદ્યોગ જ્યાં સુધી દાખલ ન થાય, ત્યાં સુધી હિંદને હમેશાં ઔદ્યોગિક વિષયમાં પરાધીન રહેવું પડશે. યુદ્ધને કારણે હિંદમાં સ્ટીમરો, વિમાનો અને મોટરોના ભાગો સંયુક્ત કરવાના ઉદ્યોગને સારો ટેકો મળ્યો છે; પરંતુ મૂળભૂત ઉદ્યોગો જેવા કે એન્જિનો જ્યાં સુધી હિંદમાં ન બને, ત્યાં સુધી ઔદ્યોગિક વિકાસ શકય નથી. યુદ્ધ પછી મોંઘા ભાવનાં યંત્રો હિંદ માટે ઇગ્લેંડથી ખરીદાશે. તેમાં હિંદને મોટું આર્થિક નુકશાન થવાનું. હિંદને ઉદ્યોગોના ભાવિ વિકાસ માટે ભારે આશાઓ છે. ઉદ્યોગપતિઓએ એને માટે યોજના પણ કરી છે, પણ સ્વરાજ વગર અમલ કોણ કરશે?

ગૃહઉદ્યોગોનો વિકાસ યુદ્ધને અંગે મોટા પ્રમાણમાં થયો છે. તેમાં પણ હાથકાપડ વણવાનો અને બીજા ઘણા ઉદ્યોગોનો સારો વિકાસ થયો છે; પરંતુ યુદ્ધ પછીની પરદેશીઓનાં સંચબળે ઉત્પન્ન થયેલા માલની હરીફાઈ સામે આપણા ગૃહઉદ્યોગો ટકી શકશે કે કેમ એ વિચાર આશાજનક નથી. હમણાં ઘણા નાના નાના યંત્રઉદ્યોગો અમલમાં આવ્યા છે; પરંતુ મુખ્યત્વે લશ્કરી

જરૂરીયાતના છે. તેમાં રણગાડીઓ, લોરીઓ, નાની સ્ટીમરો, વહાણો, દારૂગોળો, મશીનગનો અને તોપો આવી જાય. વિમાનોની પણ નાને પાયે શરૂઆત થઇ છે, પરંતુ વિશ્વયુદ્ધ પછી આ બધા ઉદ્યોગો પણ યુદ્ધની સાથે જ અસ્ત થશે. અંગ્રેજો આપણને ઔદ્યોગિક બાબતમાં આગળ વધવા દેશે નહિ. દેવા માંગતાં જ નથી. અંગ્રેજો પોતાના દેશની પાકી વસ્તુઓ હિંદમાં કેમ ખપે તે માટે વધારે આતુર છે.

હિંદમાં મોટરનાં અનેક કારખાનાંઓ સ્થાપવા માટે કંપનીઓ ઉભી થઈ છે, પરંતુ એ બધી યુદ્ધ પછી અસ્તિત્વમાં આવે એવી આશા છે. હાલ તો નાણાં સરકારી લોનોમાં રોકશે. હિંદમાં એક એલ્યુમિનિયમનું કારખાનું, રબરનું ટાયર બનાવવાનું કારખાનું આમ બે કારખાનાં સ્થપાયાં છે. રેશમના વિકાશ માટે પ્રયત્નો થતા જાય છે. છતાં એ સર્વ હજી ઘુંટણીયાભર છે. હિંદના ઉદ્યોગો યુદ્ધ પછી પણ યુવાનીમાં આવે એવી આશા ઓછી છે. નવા ઉદ્યોગો સ્થાપવાની ઇચ્છાનો અમલ કરી શકાય એવા સંજોગો નથી.

આખા વર્ષમાં પૌન્ડ અને રૂપિયા ૧ શિ. ૬ પેન્શના ભાવે હુંડિયામણ ચાલુ રહ્યું હતું. નાણાંની સારી છૂટ હતી, પરંતુ હુંડીયામણનો ભાવ વધારવા બ્રિટિશ સરકાર દબાણ કરશે એવી ઉડતી વાતો કાને અથડાય છે. હિંદમાં હાલ તો સર્વે યુદ્ધની કોઇને કોઈ કાર્યમાં રોકાયેલ છે. જે આર્થિક છૂટ વેપારીઓ અને ઉદ્યોગપતિઓને દેખાય છે તે યુદ્ધ પછી નથી રહેવાની. હિંદને ખોરાકીની અછતનો પ્રશ્ન પણ ચાર પાંચ વર્ષ સુધી અકળાવશે. કારણ કે હિંદ પોતાની પ્રજા માટે પૂરતો ખોરાક પેદા કરી શકતું નથી. દરમ્યાનમાં સરકારી સૈનિકોનો ખર્ચો કુદકે ને ભુસ્કે વધતો જાય છે. જાપાન સામે જ્યારે યુદ્ધ શરૂ થાય, મોટે પાયે શરૂ થાય ત્યારે હિંદ દરરોજ એક કરોડ રૂપિઆ એટલે વાર્ષિક ૩૬૫ કરોડ રૂપિઆ ખર્ચશે, પણ હિંદની પેદાશ હમણાં છે તેથી બહુ વધે એવી આશા ઓછી છે. એટલે હિંદી સરકારના અર્થશાસ્ત્ર માટે પણ ભવિષ્ય કઠીનાઈથી ભરેલ છે. હિંદી સરકાર પોતાના ૧૦૦૦ કરોડ રૂપિઆનાં લેણાં પેટે બ્રિટિશો પાસે ૪૦૦ કરોડ રૂપિઆની કિંમતના વિદ્યુતના યંત્રો મંગાવે છે એવી અફવા છે.

## વેપાર સાથે સંબંધ ધરાવતાં ખાતાંઓ

**વેપાર ખાતું**—(કમર્શિયલ ઈન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટ) ૧૯૦૫ માં આ ખાતું કલકત્તા ખાતે ખોલવામાં આવ્યું છે. તેમાં આંકડા ખાતાનો પણ સમાવેશ થાય છે. તે ખાતાનું જુદું અસ્તિત્વ ૧૯૨૨ માં બંધ પડયું. આ ખાતાનું મુખ્ય કાર્ય નિકાસને દષ્ટિ રાખીને હિંદના વેપાર સંબંધી ખબરો એકઠી કરીને તેનો પ્રચાર કરવાનું છે. આ ખાતું વેપાર સંબંધી પૂછપરછના જવાબો આપે છે. વેપારીઓની ઓળખાણ કરાવે છે, તથા બીજા દેશોમાં વેપાર સંબંધી ખબરો આપે છે. વેપાર સંબંધી જુદાં જુદાં પ્રકાશનો બહાર પડે છે. આ ખાતાની હેઠળ 'આંકડા સંશોધન શાખા' પણ ઉઘાડવામાં આવી છે. ખાતું, લંડન, હમ્બર્ગ તથા મિલાનના ટ્રેડ કમિશ્નરની મારફત યુરોપના વેપારી કેન્દ્રના વેપારની ખીલવણીની ખબર આપે છે. આ ખાતાની દેખરેખ નીચે વેપારી પુસ્તકાલય તેમજ વાંચનાલય પણ ચલાવાય છે.



**ખાણુ ખાતું**:—૧૯૦૨ માં આ ખાતું સ્થપાયું. તે હિંદની ખાણોના કાયદાના અમલ માટે મુખ્યત્વે જોખમદાર છે. આ ખાતાનું મુખ્ય સ્થળ ધનબાદ છે. દેશની ખાણો સંબંધી કેળવણી સાથે આ ખાતું નિકટનો સંબંધ ધરાવે છે.

**જકાત ખાતું**:—હિંદી સરકારના મહેસુલખાતા સાથે જોડાયેલ 'સેન્ટ્રલ બોર્ડ ઑફ રેવન્યુ'ની સત્તા નીચે આ ખાતું ચાલે છે. જકાતખાતાની મુખ્ય આયાત જકાતને અંગે છે.

**ભૂગર્ભ વિદ્યા ખાતું**—આ ખાતાની પ્રવૃત્તિમાં, હિંદનો ભૂગર્ભનો નકશો તૈયાર કરવાનો તથા હિંદના ખનીજો સંબંધી માહિતી એકત્ર કરીને તેનો પ્રચાર કરવાનો, સમાવેશ થાય છે. આ ખાતાના વડા હિંદી સરકારની ખનીજ સંબંધી પ્રવૃત્તિ પર અંકુશ ધરાવે છે. હિંદી સંગ્રહસ્થાનના ભૂગર્ભ વિભાગને વ્યવસ્થિત રાખવાની અને તેની વ્યવસ્થા કરવાની જોખમદારી આ ખાતા પર છે ખાતું અનેક પુસ્તકો પ્રગટ કરે છે. ભૂગર્ભનો સંગ્રહ હિંદી સંગ્રહસ્થાનના ભૂગર્ભ વિભાગમા રાખવામાં આવે છે. આ ખાતું સરસ પુસ્તકાલય પણ ચલાવે છે.

**પેટન્ટ ઑફીસ**:—'કંટ્રોલર ઑફ પેટન્ટસ અને ડીઝાઈન્સ' નામથી ઓળખાતા એક અધિકારીની સરમુખત્યારી નીચે આ ખાતું ચાલે છે. એની ઑફીસ કલકત્તામાં છે. 'પેટન્ટ' અને 'ડીઝાઇન' રજીસ્ટર કરવા સંબંધી બધો પત્રવ્યવહાર તેની સાથે કરવાનો હોય છે

**હિંદી સ્ટૉર ખાતું**:—'સ્ટોર્સ પરચેઝ કમિટિ'ની ભલામણને અંગે આ ખાતું ૧૯૨૨ ના જાન્યુઆરીમાં ખોલવામાં આવ્યું. માલ ખરીદવાના નિયમો પ્રમાણે અનાજની ચીજો, દવાનો સામાન, વિનાશક દારૂગોળો, સ્ટેશનરી અને બીજી કેટલીક વસ્તુઓ સિવાય, મધ્યસ્થ સરકાર માટે તથા નાના સ્થાનિક વહિવટ માટે હિંદ તથા પરદેશમાં, બધી વસ્તુઓ ખરીદવાનું તથા ખાતાએ ખરીદ કરેલી અથવા તો બીજાં ખાતાંઓએ સીધી મંગાવેલી વસ્તુઓને તપાસવાનું આ ખાતાનું મુખ્ય કામ છે

## વેપારના કેટલાક આંકડાઓ :

હિંદને કયા કયા દેશ સાથે વેપાર છે ? તે નીચે આપેલા કોઠા પરથી સમજાશે.

| દેશ | સાલ | આયાતના ટકા | નિકાસના ટકા |
|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૧૯૩૮-૩૯ | ૩૦.૫ | ૩૪.૩ |
| ,, | ૧૯૩૯-૪૦ | ૨૫.૨ | ૩૫.૫ |
| ,, | ૧૯૪૦-૪૧ | ૨૨.૯ | ૩૨.૯ |
| જર્મની | ૧૯૩૮-૩૯ | ૮.૫ | ૫.૦ |
| ,, | ૧૯૩૯-૪૦ | ૪.૦ | ૧.૭ |
| જાપાન | ૧૯૩૮-૩૯ | ૧૦.૧ | ૬.૬ |
| ,, | ૧૯૩૯-૪૯ | ૧૧.૭ | ૬ ૬ |
| ,, | ૧૯૪૦-૪૧ | ૧૩.૭ | ૪.૬ |
| યુ. સ્ટે. (અમેરિકા) | ૧૯૩૮-૩૯ | ૬.૪ | ૬.૪ |
| ,, | ૧૯૩૯-૪૦ | ૯.૦ | ૧૨.૭ |
| ,, | ૧૯૪૦-૪૧ | ૧૭.૦ | ૧૬.૧ |
| ફ્રાન્સ | ૧૯૩૮-૩૯ | ૦.૯ | ૩.૬ |
| ,, | ૧૯૩૯-૪૦ | ૦.૯ | ૩.૭ |
| ,, | ૧૯૪૦-૪૧ | ૦.૪ | ૨.૩ |
| નેધર્લેન્ડઝ | ૧૯૩૮-૩૯ | ૦.૯ | ૨.૨ |
| ,, | ૧૯૩૯-૪૦ | ૦.૯ | ૧.૨ |
| ,, | ૧૯૪૦-૪૧ | ૦.૩ | ૦.૨ |

**હિંદના વેપારના ૧૯૩૭-૩૮ થી ૧૯૩૯-૪૦ સુધીના વેપારના આંકડાઓ નીચે પ્રમાણે છે.**

| વેપાર | ૧૯૩૭-૩૮ (રૂપિયા હજારમાં) | ૧૯૩૮-૩૯ (રૂપિયા હજારમાં) | ૧૯૩૯-૪૦ (રૂપિયા હજારમાં) |
|---|---|---|---|
| હિંદના કાંઠાનો વેપાર | ૮,૭૦,૨૮૬ | ૮,૦૨,૪૫૮ | ૭,૩૮,૯૯૧ |
| યુનાઇટેડ કિંગ્ડમથી થયેલ આયાત | ૫,૧૯,૬૦૦ | ૪,૬૭,૩૦૦ | ૪,૧૬,૨૦૦ |
| યુનાઇટેડ કિંગ્ડમથી થયેલ નિકાસ | ૬,૪૪,૩૦૦ | ૫,૪૯,૩૦૦ | ૭,૪૮,૭૦૦ |
| જાપાનમાંથી થયેલ આયાત | ૨,૨૧,૯૦૦ | ૧,૫૦,૦૦૦ | ૧,૯૨,૯૦૦ |
| ,, ,, નિકાશ | ૧,૮૫,૧૦૦ | ૧,૫૦,૦૦૦ | ૧,૪૬,૬૦૦ |
| પરદેશો સાથેનો દરિયાઈ વેપાર : આયાત | ૧,૮૯,૨૦૦ | ૧૫,૧૭,૯૦૦ | ૧૬,૪૭,૫૦૦ |
| આયાત થયેલ માલમાં હીરા, મોતી અને ઝવેરાતની કીંમતી વસ્તુઓની કીંમત | ૧,૮૯,૫૦૦ | ૧,૩૬,૪૦૦ | ૩,૫૦,૧૦૦ |
| પરદેશો સાથેનો દરિયાઇ વેપાર : નિકાસ અને પુનઃ નિકાસ | ૧૭,૩૭,૦૯૦ | ૧૬,૯૨,૧૦૦ | ૧૭,૫૦૦ |
| નિકાસ થયેલ માલમાં હીરા, મોતી અને ઝવેરાતની વસ્તુઓની કિંમત | ૪૫,૯૦૦ | ૧૭,૫૦૦ | ૨૫,૪૦૦ |
| હિંદમાં થયેલી પીણાંની આયાત | ૨૩,૦૩૪ | ૨૨,૧૦૦ | ૨૧,૯૧૫ |
| હિંદમાં થયેલી તમાકુની આયાત | ૮,૫૪૮ | ૧૦,૪૫૫ | ૧૧,૬૯૯ |

## વેપારનાં તથા કારખાનાનાં મુખ્ય સ્થાનો :

**મુંબઇ**—રૂના વેચાણુ માટેનું મુખ્ય કેન્દ્ર હોવાથી હિંદમાં ઔદ્યોગિક સ્થળોમાં એનું સ્થાન નિરાળું છે. મુંબઇનો વેપાર મોટા પ્રમાણમાં હિંદીઓના જ હાથમાં છે. તેલીબીયાં માટે મુંબઇની બજાર ખૂબ અગત્યની ગણાય છે. ત્યાં તેલીબીયાં પીલવાનો તથા તેને શુદ્ધ બનાવવાનો મોટો ઉદ્યોગ ચાલે છે. ત્યાંની રૂ અને કાપડની મિલોની વ્યવસ્થા પણ હિંદીઓના જ હાથમાં છે.

**કલકત્તા**—શણુના ઉદ્યોગનું આ મુખ્ય શહેર છે. આથી એ હિંદના વેપારનું ખૂબ અગત્યનું મથક છેઃ બંગાળાની લગભગ બધી મિલો હુગલીના કિનારા પર આવેલી છે. આ સિવાય કલકત્તામાં ચોખાની મિલો, આટાની મિલો, દવાનાં કારખાન', તેલની મિલો, બીડનાં તથા ચામડાનાં કારખાનાંઓ તથા દિવાસળીનાં કારખાનાંઓ છે ચાની નિકાસનું મુખ્ય કેન્દ્ર પણ કલકત્તા જ છે. સાબુ, અત્તરો. એનેમલના સામાન, કાચનં વસ્તુઓ, ગેલ્વેનાઇઝ સામાન, સેલ્યુલોઇડ તથા શીંગડામાંથી બનતી વસ્તુઓ, પૂંઠાંની પેટીઓ, મોટી ટોપીઓ તથા વૉટરપ્રુફ કપડાં વગેરે ઘણી વસ્તુઓનાં ઉદ્યોગોનું ઉદ્ભવ સ્થાન છે. કોલસાનું સ્થાન પણ ત્યાંના વેપારમાં ખુબ મહત્વનું છે. કમાવ્યા વિનાના ચામડાંની મોટી નિકાસ પણ આજ શહેર કરે છે. ગયા વિશ્વયુદ્ધના અસર કલકત્તાને લાગવાથી તેના વેપારને ખુબ નુકશાન થયું હતું, પણ ૧૯૨૧-૨૨ થી ૧૯૨૮-૨૯ સુધી તેણે એકધારી પ્રગતિ કરી. એ પછી આર્થિક તંગીને લઇને ત્યાંનો વેપાર ઓછો થઈ ગયો છે. હિંદના બીજા કોઈ પણ બંદર કરતાં કલકત્તાનો વેપાર વધારે છે. કારણ કે ગંગા નદીનું તે મુખ્ય બંદર છે.

**કરાંચી**—કરાંચી એ હિંદનું ત્રીજા નંબરનું બંદર છે. સિંધ, પંજાબ એ બન્ને ફળદ્રુપ પ્રાંતોનો દરિયાઈ વેપાર કરાંચી મારફત થાય છે. ઘઉંના વેપાર માટે આ સ્થળ ખુબ પ્રખ્યાત છે. ત્યાંનો વેપાર મુખ્યત્વે યુરોપિયનોના હાથોમાં છે, છતાં પારસીઓ પણ સારો કાબુ ધરાવે છે. પંજાબ અને સિંધના ઘઉંની વહેંચણીનું કરાંચી અગત્યનું સ્થળ છે. કરાંચીની મુખ્ય આયાત લોઢું, પોલાદ અને ગરમ કાપડ છે. કોલસો અને કોક પણ સારા પ્રમાણમાં આયાત થાય છે. ૧૯૨૯ માં હવાઇ ટપાલની શરૂઆત થતાં કરાંચી હિંદનું અગત્યનું હવાઈ મથક બન્યું છે. ચાલતા મહાયુદ્ધને પરિણામે કરાંચીના વેપારને ખુબ સહેવું પડયું છે. અને યુદ્ધની ગંભીર અસર કરાંચીના વેપાર પર થઈ છે પરંતુ મહાયુદ્ધ પછી કરાંચીનો વેપાર ખુબ વિકાસ પામશે.

**રંગુન**—આ મહાયુદ્ધ પહેલાં આ શહેર હિંદી વેપારીઓ માટેનું ખુબ મહત્વનું કેન્દ્ર હતું. ત્યાંનો મુખ્ય ઉદ્યોગ ચોખાની મિલોનો છે. સાગ, તેલ, કાચું સીસું અને મીણની ત્યાંથી ખુબ મોટી નિકાસ થતી હતી. પરદેશોથી સુતરાઉ માલ, ધાતુઓ, દારૂ, ચામડાંનો સામાન, વીગેરેની ત્યાં મોટી આયાત થતી હતી. આ શહેર લાખનાં રમકડાં અને દેવ મંદિરો (પેગોડા) માટે ખુબ પ્રસિદ્ધ છે. ત્યાં હિંદી માલિકીની અને ચીનાઓની માલિકીની કેટલીય મિલો છે અત્યારે તે જાપાનીઝ કબજા નીચે છે. જાપાન એ શત્રુ હોવાથી તે શહેર સાથેનો હિંદનો વેપાર હાલ પડી ભાગ્યો છે. મહાયુદ્ધને લીધે તેને ખુબ નુકશાન થયું છે. એનાં કેટલાય સુંદર દેવમંદિરો (પેગોડા) મોટી સુંદર ઇમારતો વગેરે ખેદાનમેદાન બની ગયાં છે.

**મદ્રાસ**—મદ્રાસનું સ્થાન ઔદ્યોગિક દૃષ્ટિએ ખાસ મહત્વનું નથી. પરંતુ ત્યાં હિંદની અદ્યતન રૂની બે મિલો આવેલી છે. મગફળી, કમાવેલાં ચામડાં, તમાકુ વગેરેની નિકાસ મોટા પ્રમાણમાં આ શહેર કરે છે. ચોખા, અનાજ, કોલસો, તેલ, કાગળ અને સ્ટેશનરીની ત્યાં મોટા પ્રમાણમાં આયાત થાય છે. મદ્રાસમાં કૃત્રિમ બંદર બંધાયા પછી ત્યાંનો વેપાર ખુબ વધ્યો છે.

**દિલ્હી**—અત્યારે હિંદી સામ્રાજ્યનું આ મુખ્ય મથક છે. નવ રેલ્વે લાઇનોનું તે જંકશન છે. ત્યાં કાંતણ તથા વણાટની મિલો ઉપરાંત કેટલીક આટાની મિલો પણ ત્યાં આવેલી છે. ઝવેરાત, હાથીદાંતનું કોતરકામ તથા સોનેરી રૂપેરી ભરત જેવા કળામય ઉદ્યોગો માટે તે ખુબ પ્રખ્યાત છે.

**કાનપુર**—દેશના અંદરના ભાગના વેપાર માટે કાનપુર ખૂબ અગત્યનું સ્થળ છે. વળી તે અગત્યનું રેલ્વે જંકશન પણ છે. મુંબઇથી ૮૭૦ માઇલ અને કલકત્તાથી ૬૩૦ માઇલ દૂર હોઇને

આ બન્ને બંદરોએ માંચેસ્ટરથી આવતા કાપડ, લોખંડી સામાન તથા યંત્રોની વહેંચણી માટે સગવડતા ભર્યું સ્થાન ભોગવે છે. કાનપુરના કારખાનામાં ચામડાનો માલ, ગરમ અને સુતરાઉ માલ તથા તંબુઓ, મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. તે હિંદના આંતરભાગમાં આવેલ કારખાનાનું મુખ્ય કેન્દ્ર છે.

**અમદાવાદ**—મુંબઈ ઈલાકાનું અતિ ઉપયોગી ઔદ્યોગિક કેન્દ્ર છે. ત્યાં સુતરાઉ કાપડની ૬૯ મિલો છે. હિંદમાં સુતરાઉ કાપડ બનાવવાનું બીજું સૌથી મોટું કેન્દ્ર છે.

**અમૃતસર**—પંજાબનું તે મુખ્ય વેપારી શહેર છે. ત્યાં ચામડાનું કામકાજ મોટા પ્રમાણમાં થાય છે. શેતરંજી અને શાળના ઉદ્યોગો માટે તે પ્રખ્યાત છે.

**આસનસોલ**—તે અગત્યનું રેલ્વે જંકશન છે. હિંદના કોલસાના ઉદ્યોગ માટેના મુખ્ય કેન્દ્ર પૈકીનું એક છે.

**આગ્રા**—શેતરંજીની બનાવટ, ભરતકામ તથા પથ્થરના કામ માટે પ્રખ્યાત છે.

**બેંગ્લોર**—મુખ્યત્વે શેતરંજીઓ, સુતરાઉ અને ગરમ માલ તથા ચામડાની બનાવટ માટે આ સ્થળ પ્રખ્યાત છે.

**લાહોર**—પ્રાંતની ખેતીવાડીના ઉત્પન્નના વેપારનું મુખ્ય કેન્દ્ર છે.

**નાગપુર**—નાગપુરમાં રૂના જીન, વણાટની મિલો, કારખાનાઓ તથા મેંગેનીઝની ખાણો છે. સંતરા માટે આ શહેર પ્રખ્યાત છે.

**બનારસ**—કલકત્તાથી ૪૦૦ માઇલ પર વાયવ્ય ખુણામાં આવેલું આ શહેર છે. હિંદુઓનું મુખ્ય યાત્રાધામ છે. રેશમી વણાટકામ, લાખની બંગડીઓ, હાથીદાંતની વસ્તુઓ તથા પિત્તળના સામાન માટે પ્રખ્યાત છે.

**સિયાલકોટ**—ઐતિહાસિક શહેર છે. રમતગમતનાં સાધનો અહિં સારાં બને છે.

**મીરઝાપુર**—પિત્તળના અને શેતરંજીના ઉદ્યોગ માટે આ શહેર પ્રખ્યાત છે.

**મદુરા**—રૂ વણવાનું તથા રેશમનું આ મુખ્ય કેન્દ્ર છે.

**લશ્કર**—પથ્થરની ખાણો તથા પથ્થરના કોતરકામનું અગત્યનું કેન્દ્ર છે. બીડીઓ માટે પણ પ્રખ્યાત છે.

**જમશેદપુર**—આ શહેર બિહાર અને બંગાળાના લોઢા તથા કોલસાનું મોટું ઉદ્યોગ કેન્દ્ર છે. જમશેદપુર આખું પોલાદનું જ બનેલું શહેર છે. અને દક્ષિણ બિહારના જંગલોમાં આવેલું છે.

**મ્હૈસુર**—દક્ષિણ હિંદનું આ ઉદ્યાન શહેર છે. સુખડનું તેલ, હાથીદાંત અને સુખડના કોતરકામ તથા અગરબત્તી માટે ખુબ પ્રખ્યાત છે.

**અલિગઢ**—સંયુક્ત પ્રાંતોમાં આવેલ શહેર, પિત્તળનાં વાસણો માટે પ્રસિદ્ધ છે. માખણ ત્યાં સારૂં બને છે. મુસ્લીમ વિદ્યાપીઠનું મુખ્ય કેન્દ્ર છે.

**લુધિયાણા**—પંજાબમાં આ શહેર આવેલું છે. ગંજી-ફરાક, મોજાં વગેરે માટે પ્રસિદ્ધ છે.

**મોરાદાબાદ**—પિત્તળનાં વાસણો માટે પ્રખ્યાત છે.

**શ્રીનગર**—ભરતકામ તથા લાકડાના કોતરકામ માટે પ્રખ્યાત છે હિંદનું મોટામાં મોટું રેશમનું કારખાનું ત્યાં છે.

**ઢાકા**—હાથવણાટ, શંખલાની બંગડીઓ, તથા સોના રૂપાના નકશીદાર કામ માટે પ્રખ્યાત છે.

**જયપુર**—રજપુતાનાનું આ મુખ્ય વેપારી કેન્દ્ર છે. પિત્તળનો સામાન તથા કળામય માટીનું કામ અહો સારૂ બને છે.

**જબલપુર**—મધ્યપ્રાંતનું આ પ્રસિદ્ધ ઔદ્યોગિક કેન્દ્ર છે. સિમેન્ટ, માટીનાં વાસણો તથા ચુના માટે પ્રખ્યાત છે. ત્યાં બંદુકનું મોટું કારખાનું છે.

ઉપર મુજબ વેપારનાં મુખ્ય કેન્દ્રો છે. એમાં વેપારની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે.

(૧) પરદેશ સાથેનો હિંદનો વેપાર મુખ્યત્વે દરિયાઈ રસ્તે છે.

(૨) ચા, રૂ, શણ, ચામડા અને ચોખા આ પાંચ વસ્તુઓ જ દેશના વેપારના અર્ધાથી વધારે ભાગમાં ઉગી રહે છે.

(૩) આયાત અને નિકાસમાં રૂનો હિસ્સો મોટો છે.

(૪) આયાતના ૭૫ ટકા માલ પાકો જ હોય છે.

(૫) અર્ધી આયાત ગ્રેટબ્રિટનમાંથી જ થાય છે,

(૬) હિંદની નિકાસ આયાત કરતાં વધારે છે.

## વેપારી સંસ્થાઓ :

હિંદમાં વેપારના ઉત્તેજન માટે જુદી જુદી વેપારી સંસ્થાઓ મોટાં શહેરોમાં સ્થપાઇ છે. ઉદ્યોગપતિઓ, શાહસોદાગરો અને વેપારીઓના પ્રતિનિધિઓ પોતપોતાનાં હિતો વધારવા માટે પરસ્પર એકત્ર થઈ જે વેપારી સંસ્થાઓ સ્થાપે છે. તેને વેપારી ચેમ્બરો કહે છે. હિંદમાં એ વેપારી ચેમ્બરો સાથે પ્રાંતિય અને મધ્યસ્થ સરકારનો સહકાર રહે છે. આ ચેમ્બરોનું કામ વેપાર ને ઉદ્યોગોના વિકાસનું છે. તેઓ સરકારને વહાણવટા, રસ્તાઓ, તાર ટેલિફોન, આર્થિકનીતિ, સરાફી, ચલણ, જકાતનીતિ, અને માર્ગો સંબંધી વારંવાર સુચનાઓ કરે છે. આ વેપારી સંસ્થાઓમાંથી જુની સંસ્થાઓને ધારાસભા, મ્યુનિસિપાલીટી, પોર્ટટ્રસ્ટ અને બીજા જાહેરખાતાંઓમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક સરકારે આપ્યો છે.

**એસોસીએટેડ ચેમ્બર ઓફ કોમર્સ**—યુરોપિયન લાગવગ નીચે ચાલતી ચેમ્બર ઓફ કોમર્સ હિંદમાં યુરોપિયન વેપારી લાભોના વિકાસ માટે સ્થાપવામાં આવી હતી. આ ચેમ્બરોએ એકત્ર મળી પોતાને સર્વે ચેમ્બરોનું સંયુક્ત મંડળ 'એસોસીએટેડ ચેમ્બર ઓફ કોમર્સ' સ્થાપ્યું છે. એમાં પંદર યુરોપિયન ચેમ્બરો સભ્ય બની છે. ૧૯૦૫માં એની પ્રથમ પરિષદ કલકત્તામાં મળી હતી. પરંતુ આ ચેમ્બર ૧૯૦૨માં ઇન્ડીયન કંપની એકટના ૨૬મા કાયદા મુજબ રજીસ્ટર કરવામાં આવી છે. ત્યારથી દર વર્ષે એની પરિષદ હિંદના મોટા શહેરોમાં મળતી હતી. પણ ૧૯૩૦થી કલકત્તા ખાતે જ એની બેઠકો મળે છે. ત્યાં પ્રેસીડેન્ટ, વાઇસ પ્રેસીડેન્ટ, સેક્રેટરી અને વ્યવસ્થાપક કમિટી નીમાય છે. આ વાર્ષિક બેઠકોમાં વાયસરોય, બંગાળના ગવર્નર અને મધ્ય અને પ્રાંતિય સરકાર ના મોટા અધિકારીઓ પણ હાજરી આપે છે. એના ઠરાવોના સમાધાનમાં ત્યાં અધિકારીઓ ભાષણો આપે છે. વાયસરોય પણ ત્યાં પ્રવચન કરે છે. મધ્યસ્થ ધારાસભામાં એનો એક સભ્ય ચુંટાય છે. આ સંસ્થા આખા બ્રિટિશ સામ્રાજ્યના સંયુક્ત યુરોપિયન વેપારી મંડળોની સભ્ય છે.

**ફીડરેશન ઓફ ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સ એન્ડ ઈન્ડસ્ટ્રી**—હિંદી વેપાર અને ઉદ્યોગની સંસ્થાઓએ પોતાના સંયુક્ત લાભ જાળવવા માટે ૧૯૨૯માં ઉપલી સંસ્થાની સ્થાપના કરી હતી. હિંદી વેપાર, ઉદ્યોગ અને અર્થશાસ્ત્રની સંભાળ અને વિકાસ માટે આ સંસ્થા પ્રયત્ન કરે છે. સરકારને પણ એ વારંવાર હિંદી વેપારને થતા અન્યાયો પ્રત્યે કાગળો લખી ધ્યાન ખેંચે છે. એની પણ વાર્ષિક સભા, વર્ષે એક વખત મળે છે. એની સભામાં પણ આમંત્રણથી હિંદી અને પ્રાંતિય મોટા અધિકારીઓ ખુલાસાઓ આપવા આવતા હતા. પરંતુ ૧૯૩૧ના અસહકાર પછી એ રિવાજ પડતો મુકાયો છે. આ સંયુક્ત વેપારી સંસ્થાની પર હિંદી સંસ્થાઓ સભ્યો છે. એ પણ ખુબ ઉપયોગી કાર્ય કરે છે. એને પણ જુદી જુદી સરકારી સંસ્થાઓમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક મળ્યો છે.

**ઓલ ઈંડિયા ઓરગેનાઇઝેશન ઓફ ઇન્ડસ્ટ્રીયલ એમ્પ્લોયર્સ**—હિંદના ઉદ્યોગનો વિકાસ કરવા ઉદ્યોગપતિઓની આ સંસ્થા કાનપુર ખાતે સ્થપાયેલી છે. એની સ્થાપના ૧૯૩૨ની ૧૨મી ડીસેમ્બરે થઇ છે પ્રજાસંઘની મજુર પરિષદમાં અને દેશપરદેશની સંયુક્ત ચેમ્બર ઓફ કોમર્સમાં એ પ્રતિનિધિઓ મોકલે છે.

**ઇન્ડિયન નેશનલ કમિટિ ઓફ ઇન્ટરનેશનલ ચેમ્બર ઑફ કોમર્સ, કાનપુર**—એ દેશ પરદેશની ચેમ્બર ઑફ કોમર્સમાં પ્રતિનિધિઓ મોકલે છે. અને હિંદના લાભો સંભાળે છે. એ ૧૯૨૯માં સ્થપાઈ છે. એના ૩૬ સભ્યો અને ૮૭ સંયુકત સભ્યો છે. ફીડરેશન ઑફ ઇન્ડીયન ચેમ્બર સાથે એનો સંબંધ છે.

**ઈન્ડિયન કોલીયરી ઓનર્સ એસોસીએશન, કલકત્તા**—૧૯૩૦માં કોલસાની ખાણોના માલિકોએ ઝરીયામાં એની સ્થાપના કરી છે.

**ઇન્ડિયન જયુટ મિલ્સ એસોસીએશન કલકત્તા**
હિંદની જ્યુટ મિલોનું આ મંડળ ૧૮૮૪માં સ્થપાયું હતું. ૧૯૦૨માં એનું હમણાં ચાલતું નામ કાયદા કાનુન ઘડી રાખવામાં આવ્યું. ૧૯૩૧માં એ રજીસ્ટર થઇ. જ્યુટના વેપારનો વિકાસ કરવો, ભાવ બાંધવા, અને પેદાશની મર્યાદા બાંધવી વગેરે એનાં કામો છે. એમાં યુરોપિયનોની લાગવગ વધારે છે, બધી જ્યૂટ મિલો એની સભ્ય છે.

**ઈસ્ટ ઇન્ડિયા કોટન એસોસીએશન લી., મુંબઇ**—એ ૧૯૨૧ માં સ્થપાઈ હતી. કપાસના વેપારના વિકાસ માટે એની પ્રવૃત્તિઓ ચાલુ છે. તેમજ કપાસની ખેતીની જાતોમાં સુધારો કરવા પણ એ પ્રયાસ કરે છે. કપાસની શોધખોળ માટે એ શોધખોળ સંસ્થા ધરાવે છે.

**ઇન્ડિયન ટી એસોસીએશન, કલકત્તા**—૧૮૮૧માં આની સ્થાપના થઇ હતી. એ યુરોપિયન સભ્યો વધારે પ્રમાણમાં ધરાવતી હોવાથી યુરોપિયન લાગવગ નીચે છે. ચાની ખેતી અને ધંધાના વિકાસ માટેની આ સંસ્થા છે. ચાની વૈજ્ઞાનિક શોધખોળ માટે એણે એક ખાતું ખોલ્યું છે. ચા ઉપર નાનો વેરો સરકાર એને આપે છે તે ચાના ખેતી અને ઉદ્યોગના વિકાસ માટે વપરાય છે.

**ઇન્ડિયન સેન્ટ્રલ કોટન કમિટી**—હિંદની કપાસની ખેતીના વિકાસ માટે આ સંસ્થા સરકારે અધિકારીઓ અને બીનઅધિકારીઓની બનાવી છે. એની હેડ ઑફિસ મુંબઈમાં છે. એ ૧૯૨૧ માં સ્થપાઇ છે. કપાસ ઉપર નાનો વેરો વસુલ કરી એને આપે છે.

**ઇન્ડિયન માઈનીંગ એસોસીએશન**—એ ૧૮૯૨માં પ્રથમ યુરોપિયન ખાણોના લાભો માટે એકત્ર થઇ હતી. કલકત્તામાં એની હેડ ઓફીસ છે. એણે ધારાસભામાં પ્રતિનિધિત્વ મેળવ્યું છે. યુરોપિયન કોલસાની ખાણો એની મુખ્ય મેમ્બરો છે.

**ઇન્ડિયન માઈનીંગ ફેડરેશન**—હિંદી કોલસાની ખાણોના માલિકોનું આ સંયુક્ત મંડળ ૧૯૧૩ ના માર્ચમાં સ્થપાયું હતું. એનું મુખ્ય મથક કલકત્તા છે. કોલસાની ખાણોના વિકાસ માટે એના પ્રયત્નો છે.

**માઈનીંગ અને જીઓલોજીકલ ઈન્સ્ટીટયુટ ઑફ ઇન્ડિયા**—ખાણો અને ભૂસ્તરો સંબંધી જ્ઞાનનો વિકાસ કરવા આ સંસ્થા ૧૯૦૬ માં સ્થપાઈ છે. એ કેટલાક ઉપયોગી પ્રકાશનો બહાર પાડે છે ઇન્ડિયન સ્કૂલ ઓફ માઈન્સ (ધનબાદ) ઉપર તે દેખરેખ રાખે છે. એના ૨૩૫ સભ્યો છે. કલકત્તામાં એની હેડ ઓફીસ છે.

**ઇન્ડિયન એન્જિનિયરીંગ એસોસીએશન**—એ કલકત્તામાં ઇન્જિનિયરીંગ ઉદ્યોગોનું સંયુક્ત મંડળ છે ઇન્જિનિયરીંગના વિકાસ માટે એ પ્રયત્નો કરે છે.

**ઇન્ડિયન ઈન્સ્ટીટયુટ ઑફ આર્ટીટેકસ**—એ મુંબઇમાં સ્થપાઇ છે. સ્થાપત્યોનો વિકાસ કેમ સાધવો ? એ વિષે એ પ્રયાસો કરે છે.

**ઇન્ડિયન રોડઝ એન્ડ ટ્રાન્સપોર્ટ ડેવલોપમેન્ટ એસોસીએશન**—૧૯૨૭ માં મુંબઇમાં એની હેડ ઓફિસ સ્થપાઈ હતી. એ રસ્તાઓના વિકાસ માટે અને વાહનોના વિકાસ માટે કામ કરે છે. યુરોપિયન સભ્યો વધારે છે.

**ઇન્ડિયન સુગર મિલ્સ એસોસીએશન, કલાઈવ સ્ટ્રીટ, કલકત્તા**—હિંદની ખાંડની મિલોમાં એ સંયુક્ત સંસ્થા છે.

**મિલ ઓનર્સ એસોસીએશન**—મુંબઈની કપાસની મિલોનું આ સંયુક્ત મંડળ છે.

**મોટર મેન્યુફેકચરર્સ અને ઇમ્પોર્ટર્સ એસોસીએશન**—મુંબઇમાં એ સ્થપાયું છે.

**નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન**—મુંબઈમાં શેર બજાર આ એસોસીએશન ચલાવે છે.

**રૉયલ એક્ષચેન્જ કલકત્તા**—યુરોપિયનોનું આ જુનું મંડળ શેરોને લગતું કાર્ય કરે છે. આ સિવાય બીજાં વેપારી મંડળો નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ બોમ્બે | ચેમ્બર્સ | ઑફ કોમર્સ, | બેલાર્ડ એસ્ટેટ, | મુંબઈ |
| ૨ મારવાડી | ,, | ,, | ,, | ,, |
| ૩ મહારાષ્ટ્ર | ,, | ,, | ,, | ,, |
| ૪ મેમણ | ,, | ,, | ,, | ,, |

૫ મદ્રાસ ,, ,, ,, મદ્રાસ
૬ સધર્ન ઇન્ડિયા ,, ,, ,,
૭ આંધ્ર ,, ,, ,, ,,
૮ મર્ચન્ટસ ચેમ્બર ઓફ યુનાઇટેડ પ્રોવીન્સ, કાનપુર
૯ યુનાઇટેડ પ્રોવીન્સ ચેમ્બર ઓફ કોમર્સ ,,
૧૦ અપર ઇન્ડિયા ચેમ્બર ઓફ કોમર્સ ,,
૧૧ બેંગાલ ચેમ્બર ઓફ કોમર્સ, ૨, કલાઇવ સ્ટ્રીટ કલકત્તા
૧૨ બેંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ, ૨, રૉયલ એક્ષચેન્જ પેલેસ, કલકત્તા
૧૩ મારવાડી ચેમ્બર ઓફ કોમર્સ કલકત્તા
૧૪ મુસ્લીમ ,, ,, ,, ,,
૧૫ ચિત્તાગોંગ ,, ,, ,, ચિત્તાગોંગ
૧૬ તિપેરા ,, ,, ,, કોમિલા
૧૭ કોકોનાડા ,, ,, ,, કોકોનાડા
૧૮ ગોદાવરી ,, ,, ,, ગોદાવરી, કોકોનાડા
૧૯ કલિકટ ,, ,, ,, કલિકટ
૨૦ ત્રાવણકોર ,, ,, ,, એલેપ્પી, ત્રાવણકોર
૨૧ તેલીચરી ,, ,, ,, મલબાર કોસ્ટ, તેલીચરી
૨૨ બિહાર ,, ,, ,, પટણા
૨૩ બિહાર ,, ,, ,, આકોલા
૨૪ કોચીન ,, ,, ,, કોચીન
૨૫ જામનગર ,, ,, ,, જામનગર
૨૬ ગ્વાલીયર ,, ,, ,, ગ્વાલીયર
૨૭ કર્ણાટક ,, ,, ,, કર્ણાટક
૨૮ માઇસોર ,, ,, ,, બેંગલોર સીટી
૨૯ મદુરા-રામનદ ,, ,, ,, મદુરા
૩૦ તુતીકોરીન ,, ,, ,, તુતીકોરીન
૩૧ બાયર્સ એન્ડ શીપર્સ ચેમ્બર બેલાસિસ સ્ટ્રીટ, કરાંચી
૩૨ કરાંચી ચેમ્બર ઑફ કોમર્સ વુડ સ્ટ્રીટ, કરાંચી
૩૩ પંજાબ ચેમ્બર ઑફ કોમર્સ નવી દિલ્હી
૩૪ નોર્ધન ઇંડિયા ચેમ્બર ઑફ કોમર્સ, લાહોર

બીજી નાની વેપારી સંસ્થાઓ નીચે પ્રમાણે છે.

**કલકત્તા**

અખિલ બંગાળ લૉરી ઓનર્સ એસોસીએશન
એસોસીએશન ઓફ એન્જિનિયર્સ
એસોશીએશન ઓફ પેઇન્ટ, કલર એન્ડ વાર્નિશ
બંગાળ ગ્લાસ મેન્યુફેકચરર્સ
બંગાળ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશન
બંગાળ મહાજન સભા
કલકત્તા બુકસેલર્સ એસોસીએશન
કલકત્તા ઇન્સ્યોરન્સ એસોશીએશન
કલકત્તા ફ્રેઇટ બ્રોકર્સ એસોસીએશન
કલકત્તા હાઇડસ એન્ડ સ્કીન્સ શીપર્સ એસોસીએશન
કલકત્તા આયર્ન મરચન્ટસ એસોસીએશન
કલકત્તા મેરિન ઇન્સ્યોરન્સ એસોસીએશન
કલકત્તા રીવર્સ ટ્રાન્સપોર્ટ એસોસીએશન
કલકત્તા વાઇન એસોસીએશન
કોસીપોર જ્યૂટ સેલર્સ એસોસીએશન
ઇસ્ટ ઇન્ડિયા જ્યૂટ એસોસીએશન
ફીશ મારકેટ એસોસીએશન
ધી ટ્રેડર્સ એસોશીએશન
ટી ટ્રેડર્સ યુનીયન
ગની ટ્રેડર્સ એસોસીએશન
ઇન્ડીયન સીમેન્ટ ડીસ્ટ્રીબ્યુટર્સ એસોસીએશન
ઇન્ડીયન સાઇકલ ટ્રેડર્સ એસોસીએશન
ઇન્ડીયન મોશન પીકચર્સ પ્રોડયુસર્સ એસોસીએશન
ઇન્ડીયન પેપર મારકેટ એસોસીએશન
ઇન્ડીયન પ્રોડયુઝ એસોસીએશન
જ્યૂટ બેલર્સ એસોસીએશન
ઓઇલ મીલ્સ એસોસીએશન
સુગર કેન્ડી મેન્યુફેકચરર્સ એન્ડ ડીલર્સ એસોસીએશન
તેલી કોટા બ્રોકર્સ એસોસીએશન
વાઇન, સ્પીરીટ અને બીર એસોસીએશન

**મુંબઈ—**

અખિલહિંદ રેડિયો મરચન્ટ એસોસીએશન
એસોસીએશન ઓફ ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઝ
બોમ્બે એકસીડેન્ટ ઇન્સ્યોરન્સ એસોસીએશન
,, બુલીઅન એકસચેન્જ
,, કેમીસ્ટસ એન્ડ ડ્રગીસ્ટસ એસોસીએશન
,, કમીશન એજન્ટસ એસોસીએશન
,, કોટન મરચન્ટ એસોસીએશન
,, કંટ્રી ફ્રેન્સી અને ગ્રે પીસગુડસ મરચન્ટસ એસોસીએશન
,, ડાયમંડ મરચન્ટસ એસોસીએશન
,, ફાયર ઇન્સ્યોરન્સ એસોસીએશન
,, ગ્લાસ બેંગલ્સ મરચન્ટસ એસોસીએશન
,, કરીયાણા મરચન્ટસ એસોસીએશન
,, મલબાર કરીયાણા મરચન્ટસ એસોસીએશન
,, ન્યુઝપેપર્સ મરચન્ટસ એસોસીએશન
,, ઓઇલ મરચન્ટસ એસોસીએશન
,, પ્રોવીઝન ,, એસોસીએશન
,, પ્રેસ ઓનર્સ મરચન્ટસ એસોસીએશન
,, પ્રેસીડેન્સી ટ્રેડર્સ એસોસીએશન
,, રાઇસ મરચન્ટસ એસોસીએશન
,, શેરહોલ્ડર્સ એસોસીએશન
,, શરાફ એસોસીએશન
,, સ્ટીલ ટ્રેડર્સ એસોસીએશન
,, ટાઇપ ફાઉન્ડરી ઓનર્સ એસોસીએયન
,, અન્ડર રાઇટર્સ એસોસીએશન
ચેમ્બર ઑફ ઇન્કમટેકસ કોન્સલ્ટેન્ટસ એસોસીએશન
ડેક્કન મરચન્ટસ એસોસીએશન
ઘી મરચન્ટસ એસોસીએશન
ગ્રેઇન એન્ડ સીડ બ્રોકર્સ એસોસીએશન
હિંદુસ્તાની નેટીવ મરચન્ટસ એસોસીએશન
ઇન્ડિયન ઇન્સ્યુરન્સ એસોસીએશન
ઇન્ડિયન નેશનલ સ્ટીમશીપ ઑનર્સ એસોસીએશન
ઇન્ડિયન સોસાયટી ઓફ એકાઉન્ટન્ટસ એન્ડ ઓડીટર્સ એસો.
આયર્ન મરચન્ટસ એસોસીએશન
મેમણ ,, ,,
મુડી બજાર કરીયાણા મરચન્ટસ એસોસીએશન
મુકાદમ એસોસીએશન
પર્લ મરચન્ટસ એન્ડ જ્વેલર્સ એસોસીએશન
રીટેલ એન્ડ ડીસ્પેન્સીંગ કેમીકલ એસોસીએશન

સીલ્ક એન્ડ સીલ્ક મીલ્સ એસોસીએશન
સીલ્ક મરચન્ટસ એસોસીએશન
ટેક્ષટાઈલ એસોસીએશન
સ્વદેશી મારકેટ કમીટી

**કરાંચી**

ગની મરચન્ટસ એસોસીએશન
ઇન્ડીયન મરચન્ટસ એસોસીએશન
કરાંચી કલોથ મરચન્ટસ એસોસીએશન
કરાંચી કોટન એસોસીએશન
કરાંચી હલવાઈ એન્ડ હોટેલ એસોસીએશન
સીન્ધ બેન્કર્સ એસોસીએશન

**મદ્રાસ**

એમ્પ્લોયર્સ ફેડરેશન ઑફ સાઉથ ઇન્ડીયા એસોસીએશન
ગ્રાઉન્ડનટ મરચન્ટસ એસોસીએશન
મદ્રાસ ઈન્ડસ્ટ્રીઝ એસોસીએશન
મદ્રાસ ટ્રેડર્સ એસોસીએશન
પીસગુડઝ મરચન્ટસ એસોસીએશન
રાઈસ એન્ડ ગ્રેઇન મરચન્ટસ એસોસીએશન
સાઉથ ઇન્ડીયા સ્કીન એન્ડ હાઇડ મરચન્ટસ એસોસીએશન

**અમદાવાદ**

અમદાવાદ કોટન એકસચેન્જ એસોસીએશન
અમદાવાદ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન
કોટન બ્રોકર્સ એસોસીએશન
ગુજરાત શેર એન્ડ સ્ટોક એકસચેન્જ એસોસીએશન
મરકતી કલોથ મારકેટ એસોસીએશન
મીલ એન્ડ જીન સ્ટોર્સ ,,
પાચકુવા કલોથ મરચન્ટસ ,,
યાર્ન મરચન્ટસ એસોસીએશન

**પરચુરણ બીજી સંસ્થાઓ**

અખિલહિંદ સ્પીનર્સ ,,
અખિલહિંદ ગ્રામ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશન
બેંગલોર ટ્રેડર્સ એસોસીએશન
બીહાર ઓરિસ્સા મીકા એસોસીએશન
સેન્ટ્રલ પ્રોવીન્સીઝ એન્ડ બેરર માઇનીંગ એસોસીએશન
કલોથ કમીશન એજન્ટસ એસોસીએશન
કોચીન નેટીવ મરચન્ટસ એસોસીએશન
ડેકેન્જર ટ્રેડર્સ એસોસીએશન
દિલ્હી હિંદુસ્તાની મરકન્ટાઇલ એસોસીએશન
દિલ્હી મીલ ઓનર્સ એસોસીએશન
ડાયર્સ, પ્રીન્ટર્સ, બ્લીચર્સ એન્ડ ફીનીશર્સ એસોસીએશન
એમ્પ્લોયર્સ એસોસીએશન ઑફ નોર્ધન ઇંડિયા
ફરીદપુર ડીસ્ટ્રીકટ મરચન્ટસ એસોસીએશન
કુટ ગ્રોઅર્સ કોપરેટીવ સોસાયટી લી.
ગ્વાલીયર ટ્રેડર્સ એસોસીએશન
ઇન્ડિયન કોલોની ઓનર્સ એસોસીએશન
ઇન્ડિયન ઈન્સ્યોરન્સ એજન્ટસ ,,
ઇન્ડિયન ઓવરસીઝ સેન્ટ્રલ ,,
ઇન્ડિયન ટોબેકો એસોસીએશન
ઇન્દોર મીલ ઓનર્સ ,,
જામનગર સુગર મરચન્ટસ ,,
જામનગર :પીસ ગુડસ ,,
જાંબુસર કલોથ મરચન્ટસ એસોસીએશન
ખાનદેશ બેરર એન્ડ બરહાનપુર મીલ ઓનર્સ એસોસીએશન
કરીયાના કમીટી દિલ્હી
મલબાર બોટ ઓનર્સ એસોસીએશન
મરચન્ટસ એસોસીએશન જયસિંહપુર
મુર્શિદાબાદ સીલ્ક એસોસીએશન
માઈસોર ઇન્જીનીયર્સ એસોસીએશન
માઇસોર સીલ્ક એસોસીએશન
પેશાવર કોપરેટીવ સેલ સોસાયટી
પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશન દિલ્હી
પંજાબ ટ્રેડર્સ એસોસીએશન સીમલા
સોલાપુર કાપડ વ્યાપાર સંઘ સોલાપુર
સોલાપુર મરચન્ટસ ચેમ્બર સોલાપુર
સાઉથ ઇંડીયા સીને એકઝીબીશનર્સ એસોસીએશન
સર્ધન ઇન્ડિયા મીલ ઓનર્સ એસોસીએશન
સર્ધન ઇન્ડિયા ટેક્ષટાઇલ એસોસીએશન
ટાન્જોર એન્ડ સાઉથ એરેકટા રાઇસ મીલ એસોસીએશન
ત્રાવણકોર મીલ ઓનર્સ એસોસીએશન
ટ્રેડ એસોસીએશન
ઉજ્જૈન અગરવાલ મહાસભા



**શરદી:** (સળેખમ) શરદી એ સામાન્ય રોગ છે. પરંતુ ઘણી વખતે એ ગંભીર રોગોને જન્મ આપનાર મૂળ રોગ છે. શરીરમાં કોઈ વખતે કંઈ ખરાબી થઇ હોય તો શરૂઆતમાં શરદી થઇ પછી બીજા રોગો ખાંસી, અવાજબંધપડવો, ગળાની અંદર સુઝી જવું, ન્યુમોનિયા, ઇન્ફ્લ્યુએન્ઝા, મરતકશુળ એ બધાં થાય છે. શરદીથી શરીરમાં ઠંડી લાગે છે, અરૂચી રહે છે. નાડ ઉતાવળી ચાલે છે. થોડો તાવ પણ સાથે રહે છે. મજબુતબાંધાના માણસોને બે ત્રણ દિવસ શરદી રહી વગર દવાએ મટી જાય છે. પણ નબળાની એ વેરણ છે. ડૅાકટરો માને છે કે એક જાતનાં જંતુઓ એનું કારણ છે પરંતુ શરદીના બાહ્ય મુખ્ય કારણોમાં પરસેવો થયા પછી તેના પર પવન લાગવો, પગને વારંવાર ભીંજાવવા, પૂરાં કપડાંના અભાવથી, શરીર ઠંડુ થઇ પછી ગરમ થયું હોય ત્યારે ભીનાં કપડાં પહેર્યા હોય તો, હવામાં પરિવર્તન વગેરે ઘણાં કારણો છે એમાં નાકમાંથી પાણી વહે છે. આંખો બળે છે, સહેજસાજ કફ પણ થાય છે. શરદી હટાવવાનો મુખ્ય ઈલાજ કુદરતના ધોરણે ઉપવાસનો છે. અથવા બહુ સાદુ અથવા હળવા ભોજનથી પણ શરદી મટી જાય છે. ગરમ પાણીમાં થોડી રાઇ નાંખી સુતી વખતે થોડીવાર પગ બોળી રાખવાથી શરદી મટી જાય છે. તે ઊપર ગરમ કાંજી પીવાથી પણ ફાયદો થાય છે. ગરમ પાણીમાં મીઠું નાંખી એના કોગળા કરવાથી પણ આરામ થાય છે. શરદી હોય ત્યારે આરામ લેવો સારો છે. સવારના વહેલા ફરવા જનારને શરદી જલ્દી થતી નથી. તેમ દરરોજ ઠંડા પાણીથી સ્નાન કરનારને શરદી વિશેષ ભાગે થતી નથી. વ્યાયામ કરનાર પણ શરદીથી બચી જાય છે. ખુલ્લી હવામાં રહેવાની જેને ટેવ હોય તેને પણ શરદી કનડતી નથી. દવાઓ કરતાં આ ઉપાયો વધારે અનુકુળ થશે.

## શરબતો :

**દાડમનું શરબત**—તાજા અને મીઠા દાડમના દાણા શેર ૨, પરિસ્રુત જળ શેર ૪, અને શુદ્ધ કરેલ ખાંડ શેર ૨.

દાડમના સ્વચ્છ કરેલા દાણા બશેર પાણીમાં ખુબજ ધીમા તાપે પકવવા, પછી દાણાને મસળીને તેનો રસ પાણીમાં મેળવી દેવો પછી થોડુંક પાણી બળી જાય ત્યારે તેને ગાળી એક વાસણમાં લઈ લેવું. બીજી તરફ બાકીના બશેર પાણીમાં શુદ્ધ ખાંડની ચાસણી કરવી. ચાસણી થયા પછી તેમાં દાડમવાળું પાણી મેળવવું પછી ફરી તેને ગરમ કરવું. છેવટે તેને ઉતારી લઈ ઠંડું કરી શીશાઓમાં ભરી લેવું. આ દાડમનું શરબત મગજની તાઝગી અર્પે છે અને વિર્ય તેમજ લોહીમાં નવું બળ પૂરે છે.

**ગુલાબનું શરબત**—સુગંધિત ગુલાબનાં ફુલ ૨શેર

પ્રથમ શુદ્ધ પાણીમાં ગુલાબના ફુલો હળવા તાપે પકવવા. જ્યારે ફુલો સાવ ગળી જાય ત્યારે તેને ગાળી લેવું. (ઠરવા દઈને) પછી તૈયાર થયેલ એ પ્રવાહીમાં શુદ્ધ ખાંડ મેળવીને ચાસણી કરી લેવી. ચાસણીના તાર લેવાય એટલે ઉતારી ઠરવા દઇ ફરી ગાળી લઈ તેમાં ગંધકના અને તેજાબનાં દશ ટીપાં મેળવવા એટલે ગુલાબનું સરસ શરબત તૈયાર થશે. આ શરબત ઉનાળામાં મસ્તક વેદના પિત્તપ્રકોપ વગેરેને શાંત કરી મનને ઉલ્લાસમય બનાવે છે.

**લિંબુનું શરબત**—લિંબુ નંગ ૫૦, શુદ્ધ ખાંડ શેર ૬, પરિશ્રત જળ ૩ શેર. આ લિંબુનું શરબત નીચે આપેલ સંતરાના શરબત મુજબ જ બનાવવું.

**સંતરાનું શરબત**—સારાં, મોટાં મીઠાં નાગપુરી સંતરાં નંગ ૧૨, ખાટાં લીંબુ નંગ ૨, ખાટી મીઠી નારંગી નંગ ૮, શુદ્ધ ખાંડ શેર ૮ તથા પરિશ્રત જળ શેર ૪.

પ્રથમ સંતરાની, નારંગીની અને ખાટાં લિંબુની છાલ ઉતારી રસ કાઢી લઈ તે માટીના કે કાચના વાસણમાં લઈ લેવો. પછી ખાંડની ચાસણી કરી લેવી, તૈયાર કરેલ ચાસણીમાં ફળનો રસ નાંખીને ધીમે તાપે ગરમ કરી લેવું એટલે સંતરાનું શરબત તૈયાર થશે. આ શરબત પાચનક્રિયાને ખુબ ઉપયોગી મદદ કરે છે.

**દ્રાક્ષનું શરબત**—દ્રાક્ષનો રસ શેર ૨, પરિસ્રુત જળ ૨ શેર, શુદ્ધ ખાંડ ૨ શેર.

પહેલાં પાણી સાથે ખાંડની ચાસણી કરી લેવી. પછી દ્રાક્ષના રસને ગાળીને તેની સાથે મેળવી દેવો. અને ધીમી આંચ પર તેનો પાક તૈયાર કરવો. જ્યારે શરબતમાં કંઇક પણ ગાઢપણું આવી જાય ત્યારે ઉતારી, ગાળી લઇને ઠરવા દેવું. આ શરબત લોહીવર્ધક તેમજ બળવર્ધક થાય છે.

**કેવડાનું શરબત**—કેવડાનાં ફૂલ ૨ શેર, શુદ્ધ ખાંડ ૬ શેર, પરિસ્રુત જળ ૧૨ શેર.

કેવડાનાં બશેર ફૂલોને પાણીમાં એક રાત સુધી રાખી સવારે તેનો ઉકાળો કરવો. ૬ શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં ખાંડ નાંખીને ચાસણી કરી લેવી. ચાસણી થયા પછી તેને

ઠારીને શીશીઓમાં ભરી લેવું. કેવડાનું શરબત સુગંધીદાર બને છે. તે હંમેશાં હૃદયને પ્રફુલ્લ કરે છે.

**શરીરનાં અંગોની સંભાળ :** શરીરની સંભાળ રાખવી એ પ્રત્યેક સ્ત્રી-પુરુષોની પ્રથમ ફરજ છે. શરીર એ આપણા આત્માનું મંદિર છે. એ મંદિરને અસ્વચ્છ રાખીએ તો આપણો આત્મા દુભાય અને કોપ કરે. પરિણામે આપણે ભયંકર રોગોના ભોગ બની જઇએ. એટલે આપણા શરીરને આપણે જેમ વધારે સુંદર, સ્વચ્છ અને સબળ બનાવીએ તેટલો જ આપણને વધારે ફાયદો છે. शरीरमाद्यं खलु धर्मसाधनम् શરીર એ જ ધર્મ આચરવાનું મુખ્ય સાધન છે. સંસાર રૂપી સાગર તરવા માટે એ હોડી જેટલી સશક્ત, જેટલી સુંદર હોય તેટલી આપણને વધારે સુગમતા પડશે. શરીરને સંભાળવા અને રક્ષણ કરવાને માટે પ્રાચિન ઋષિ મુનિઓએ આરોગ્યના નિયમો બાંધ્યા છે. હમણાના ડૉકટરોએ પણ આ શરીર રૂપી સાધનને સાચવવા માટે અનેક નિયમોના મોટાં મોટાં હજારો પુસ્તકો લખ્યાં છે. કોઈ માણસની આર્થિક સ્થિતિ સુંદર હોય છતાં તેની શરીર સંપત્તિ નબળી હોય તો એ ઉત્તમ આર્થિક સ્થિતિ શા કામની ? એક માણસ પોતે તંદુરસ્ત હોય, ભલે તે ધનવાન ન હોય છતાં તે આનંદમાં રહી શકે છે, અને તે જ ખરો સુખી માણસ છે. જે કુદરતના નૈસર્ગિક નિયમો મુજબ વર્તે છે તેને રોગોના ઉપદ્રવોથી પીડાવું પડતું નથી. કેટલાય માણસો પ્રકૃતિને અનુકૂળ જીવન ગાળીને વૃદ્ધાવસ્થામાં પણ સારું અને સ્વાસ્થ્ય-યુક્ત જીવન જીવી શકે છે. આ વિશ્વમાં સ્ત્રી, પુત્રો, સંપત્તિ આ સર્વે કરતાં સ્વાસ્થ્ય અને તંદુરસ્તીની કિંમત કેટલાય ગણી વધારે છે. તંદુરસ્ત માણસની સર્વે ઇન્દ્રિયો સચેત અને જાગૃત હોય છે. એને ડૉકટરનાં બીલો ચૂકવવાની જરૂર પડતી નથી. શરીરમાં તંદુરસ્તીને લઇને સ્ફૂર્તિ, શક્તિ, કામ કરવાની વૃત્તિ રહે છે. માટે શરીર સાચવવાના નિયમોને અનુકૂળ રહીને પોતાની દિનચર્યા રાખવી જોઇએ. અને આરોગ્ય સાચવવા આપણે આપણા પ્રત્યેક અંગોની પૂરતી સંભાળ કાળજીપૂર્વક રાખવી જોઇએ.

**દંતશુદ્ધિ**—દાંત એ આપણા શરીર-નગરના મૂખ દ્વારના દરવાનો છે. આ દરવાનો આપણે જેટલા સ્વચ્છ અને મજબૂત રાખીએ તેટલા આપણે સરસ આરોગ્યશાળી બની શકીએ. એને મજબૂત કરવા માટે આપણા પૂર્વજોએ બાવળનું દાતણ પસંદ કર્યું છે. બાવળનું દાતણ એ માટે પસંદ કરાયું છે કે બાવળમાં ગુંદ બને છે અને એનો અંશ એ દાતણમાં આવે છે. આને લીધે આપણા દાંતો મજબૂત બને છે. વળી એમાં દાંતો સ્વચ્છ બનાવવાનો પણ ગુણ છે. આમ દાતણ એ ખરેખર દાંત સ્વચ્છ અને મજબૂત બનાવવા માટે ઉત્તમ સાધન છે.

કેટલાકો દાતણને બદલે બ્રશ વાપરે છે. પરંતુ બ્રશમાં એક મોટી તકલીફ છે. પરમૅગેનેટ ઑફ પોટાશથી બરાબર સાફ કરવામાં ન આવે તો એમાં જંતુ થવાનો મોટો ભય રહે છે. દાતણ દરરોજ બદલવાનું હોવાથી એમાં જંતુઓ પડવાનો ભય નથી. દાતણ બાર આંગળથી સોળ આંગળ લાંબુ જોઇએ. તે તદ્દન સીધું અને ગાંઠા વિનાનું હોવું જોઇએ. દાંત સ્વચ્છ રાખવાંનો ઉપદેશ કંઇ યુરોપિયન વિદ્વાને શરૂ કરેલ નથી. આપણામાં તો તે દૈનિક પ્રાતઃકાળની સાર્વત્રિક ક્રિયા છે. આજે દાંત પડાવવાનો ચેપ મળમાં ફેલાયો છે, તે યોગ્ય નથી. વગર જરૂરે દાંત પાડવામાં મોટું નુકશાન રહેલું છે. દાંત સાફ કરવા માટે દંતમંજનોની જરૂર પડે તો એના નમૂના નીચે આપ્યા છે. એ પ્રમાણે વસ્તુઓ વડે ઘેર જ બનાવી લેવું.

(૧) ફુલાવેલી ફટકડી તો. ૫૦, બોરસલીની છાલનું ચૂર્ણ તો. ૩૦, પાપડીઓ કાથો તો. ૮૦, સિંધાલુણ તો. ૧૦, કપુર તો. ૩, બારીક ખાંડીને ચાળી શીશીઓ ભરવી તે દાંત સાફ કરી દાંતના રોગો મટાડે છે.

(૨) શુદ્ધ ચાક ૬૦ ભાગ, સાબુનો પાવડર ૨૦ ભાગ, પીપરમેન્ટના ફુલ ૧ ભાગ, સેકેરીન ૧ ભાગ, બધાને મેળવીને ઘુંટી શીશીઓ ભરી લેવી. ગુલાબી રંગ આપવો હોય તો જરા લાલ કારમાઇન મેળવવો. સુગંધી કરવી હોય તો રોઝ જીરેનિયમ મેળવવું. આ પાઉડર ગળચટો હોઇ દાંતને સાફ રાખે છે.

(૩) શુદ્ધ ચાક તો. ૧૫, સાબુનનો બારીક પાઉડર તો. ૫, પીપરમેન્ટના ફુલ તો. ૨, અને સારું મધ પ્રમાણસર. તેમાં પ્રથમ પીપરમેન્ટનાં ફુલોને મધમાં મેળવી દઈ પછી ચાક અને સાબુ મેળવી દેવો. એટલે દંતમંજન ઢીલું થશે. આમાં કોઈ પણ સુગંધ મેળવી શકાય.

(૪) વજ્રદંતી, અકલકરો, કનેરના મૂળની છાલ, ગુલનાર, નાગરમોથ, ફુલાવેલ ફટકડી, ગુલાબનાં ફુલો અને જટામાંસી આ બધી વસ્તુઓ સરખા ભાગે લઇ ખાંડી ચાળી, શીશીઓ ભરી દેવી. આથી દાંતો મજબૂત થાય છે. અને હાલતા હોય તો બંધ થાય છે.

(૫) બાવળના કોલસા, ચાઈના માટી બન્ને ૨૦-૨૦ ભાગ, સ્વચ્છ કરેલી ખડી માટી અથવા ચાક ૬૦ ભાગ, લીમડાના સૂકા પાન ૧૦ ભાગ, કપુર ૩ ભાગ, પિપરમેન્ટ ૨ ભાગ, રોઝમરી ઑઇલ ૧ ભાગ, પીગમેન્ટગ્રીન કલર જરૂર પડતો રંગ સિવાય બધી વસ્તુઓ અલગ અલગ બારીક પીસેલી લઈ મેળવીને પ્રમાણસર રંગ મેળવી દેવો. આ પાઉડર જંતુનાશક છે. દાંતને સ્વચ્છ રાખે છે.

(૬) ફુલાવેલી ફટકડી તો. ૫૦, બોરસલીની છાલનું ચુર્ણ તો. ૩૦, પાપડીઓ કાથો તોલા ૮૦. સિંધાલુણ તો. ૧૦, કપુર તો. ૩ બારીક ખાંડીને ચાળી શીશીઓ ભરવી તે દાંત સાફ કરી દાંતના રોગો મટાડે છે.

(૭) બોરસલીની છાલ તો. ૩૧. ચાક તો. ૩૨, સારો કાથો તોલા ૨૦, અકણી સોપારી તોલા ૧૦, લવીંગ તો. ૮, જાયફળ છાલ તો. ૮, પાષણભેદ તો. ૫ સોનાગેરૂ તો. ૫, વાવડીંગ તો. ૪, તજ તો. ૪, જીરૂં, તો. ૪, મજીઠ તો. ૪, થાયાફળ તો, ૪, ફુલાવેલી ફટકડી તો. ૪; પીપળાની લાખ તોલા ૨, સૂંઠ તો. ૨, મરી તો. ૨, પાપળ તો. ૨, કડ તો. ૧, કુલીજન તો. ૧. સમુદ્ર ફીણ તો. ૫, સાજીખાર તો. ૨, કપુર તો. ૨॥, ગુલાબનું અત્તર તો. ૦॥.

પ્રથમની ૨૪ ચીજોને સ્વચ્છ કરી ખાંડી લઈ ચાળી, તેમાં ગુલાબના અત્તરને મેળવી બાટલીઓ ભરી લેવી. આ દંતમંજન ગુણકારી છે. શ્રીમંતોને માટે ખાસ ઉપયોગી છે. કોઇપણ વિદેશી ટૂથ પેસ્ટ કરતાં વધારે ઉત્તમ છે.

આ સિવાય જેમને પાશ્ચાત્ય ઢબનાં પેસ્ટો જોઇએ તેમને માટે નીચે મુજબ દંતમંજનો છે.

### પ્રવાહી દંતમંજન

આલમ સલ્ફ ગ્રેન ૧૦
સોડા સલ્ફ ગ્રેન ૧૦
ડીસ્ટીલ્ડ ઔંસ ૨॥

### દંત—મંજન

મેગ્નેશીઆ કાર્બ ઔંસ ૧॥
મેન્થોલ ગ્રેન ૧૦
રેકટીફાઇડ સ્પીરીટ ૩૦ મીનીમમ
લાલ રંગ ૩૦ મીનીમમ
ઑઇલ રોઝ જીરેનીઅમ ૮ મીનીમમ
ઑઇલ ઑફ બરગે મોટ ૭ મીનીમમ

### દાંતે ઘસવાની મસી

પીપળાનાં મૂળ તો. ૬, વાંસકપુર તો. ૪,
ઇલાયચી તો. ૬ સોનાગેરૂ તો. ૬
રૂમિ મસ્તકી તો. ૧૨ માયાં તો. ૮
તમામ ચીજો ખાંડીને વસ્ત્રગાળ કરો.

### ટૂથ પાવડર

મેગ્નેશીઆ કાર્બ ઔંસ ૧॥ ઑઇલ ઓફ જીરેનીયમ ૮ મીની.
મેન્થોલ ગ્રેન ૧૦, ઑઇલ ઓફ બારગે મોટ ૭ મીની.
રેકટીફાઇડ સ્પીરીટ મીની. ૩૦, લાલ રંગ ૩૦ મીની.

પ્રથમ મેગ્નેશીઆ કાર્બને હાથવતી મસળીને ભૂકો કરવો. પછી રંગમાં તેટલું પાણી નાખવું. એ પછી બંને હાથની હથેલી રંગવાળી કરી મેગ્નેશીઆમાં મેળવી દેવો એટલે ખુલ્લો ફુલગુલાબી રંગ થશે. બાદ સ્પીરીટની અંદર મેન્થૉલ મેળવીને તેમાં સૌ મિશ્ર કરી નાંખવું. છેવટે ખુશબોદાર તેલ નાખી મસળીને કપડ છાણ કરવો.

### 'ટૂથ ડ્રોપ્સ'

કપુરનું તેલ ઔંસ ૮, ટીન્ચર ઑફ કેઇન ઔંસ ૮,
સલ્ફયુરીક ઇથર ઔંસ ૮ લવીંગનું તેલ ઔંસ ૧

બધાને મોટી બાટલીમાં ભરીને ખૂબ હલાવી તે મેળવણીને ૨૪ કલાક રહેવા દેવી. દુઃખતા દાંત ઉપર કપાસનું પુમડું પલાળી મૂકવું. પીડા શાંત થશે.

### 'દંત મંજન'

પ્રેસીપીટેડ ચૉક રતલ ૭.
મેગ્નેશીઆ કાર્બોનેટ (લીન્ઝ) રતલ ૦॥
કવીનાઇન સલ્ફેટ ડ્રામ ૦॥
સેકરીન ઔંસ ૦॥,
ક્રીમ ઑફ ટારટર ઔંસ ૪
સોપ (સાબુ) પાઉડર ઔંસ ૬
કેમ્ફોરેટેડ ચૉક ઔંસ ૧૫
કલવ ઑઇલ „ ૧
ઑટો અંબર ડ્રામ ૨
એડીબલ રોઝ ડ્રામ ૬

નં. ૧ થી નં. ૭ સુધીની વસ્તુઓ બરાબર મેળવી દેવી. ત્યાર પછીની ત્રણ વસ્તુઓ નાંખતાં જઇ ખુબ ચોળીને મેળવી લેવી.

### દંત મંજન નં. ૨

પ્રેસીપીટેડ ચોક રતલ ૭ ટંકણખાર રતલ ૧
સફેદ ગુલાબની સુગંધી જરૂર જેટલી લેવી.

ચોક તથા ટંકણખારનો ઝીણો પાઉડર કરી બારીક ચાળી પછી સુગંધી મિશ્રણ મેળવી દો. દાંતના રોગો નાશ પામશે.

### દાંતની પીડાનાશક દવા

| | |
|---|---|
| કપુર ઔંસ ૮, | લોડૅનમ ઔંસ ૮ |
| સલ્ફયુરીક ઇથર ઔંસ ૮, | લવંગનું તેલ „ ૧ |
| એમોનીઆ „ ૮, | ટીન્કચર ઓફ કેન ઔંસ ૧ |

બધાંને મેળવી બાટલી ભરો. આ વસ્તુઓના પ્રયોગોને ઘરગથ્થુ બનાવી સારા પેકીંગ કરીને બજારમાં વેચી શકાય છે. આથી બેકારીના નાશ માટે એનો ઉપયોગ કરી શકાય તેમ છે બજારમાં સ્વચ્છ, સારા દેખાવની રૂપાળી રીતે પેક કરેલી ચીજો તરત ખપે છે.

જીભ પણ દરરોજ દાતણની ચીરીથી અથવા જીભીથી સાફ કરવી જોઇએ. કોગળા પણ ખુબ કરવા જોઇએ. ઘણાં ય ઉતાવળમાં પુરા કોગળા કરતાં નથી. તેથી તેના દાત જલદી બગડી જાય છે. તે સિવાય કોગળા કરતી વખતે હાથ ધોઇને આંગળીથી દાંતના પેઢા ઉપર ધીમેથી માલીસ એક બે મિનિટ કરવી જોઇએ આથી દાંતનાં પેઢાં મજબુત થાય છે શેરડી જેવી સખ્ત ચીજો દાંતની કસરત માટે દાંતથી ચાવવી જોઇએ. દાંતોને પણ કામ અને કસરત જોઇએ છે. જે પોતાના દાંતની સંભાળ લે છે. તેના દાંતો બિલકૂલ બગડતા નથી.

**નેત્રોની સંભાળ**—જેમ દાંતોની સંભાળ દરરોજ યુવક યુવતીઓએ લેવી જોઈએ તેમ નેત્રોની સંભાળ પણ લેવાની જરૂર છે. આજ કાલ ચશ્માં પહેરવાનું પ્રમાણ આપણામાં કુદકેને ભૂસકે આગળ વધતું જાય છે. આમાં કેટલાંક ચશ્માં ધારણ કરનાર વિના કારણે જ માત્ર ફેશન ખાતરજ પહેરે છે. આ શોખ ખાસ કરીને આપણા યુવક યુવતીઓમાં ફેલાયો છે. અને વધારે પ્રમાણમાં ફેલાતો જાય છે. કેટલાંક માને છે કે ચશ્માં ધારણ કરવાથી મુખકમળની કાંતિમાં વધારો થાય છે. પરંતુ આ વાત તદ્દન ખોટી છે. મુખની સાચી કાંતિ તો આરોગ્યથી અને શરીર સ્વાસ્થ્યથી જ વધે છે. આપણી ઇન્દ્રિયોમાં નેત્ર એ એક અમૂલ્ય રત્નસમાન છે. આંખ વિનાનો અંધ કહેવાય. જગત તેને માટે અંધકારમય અને લગભગ નકામું થઈ જાય. એ ચક્ષુરહિત પરવશ બની રહે. કયાંય એનાથો જોવું, જવું, લખવું, વાંચવું એ બની શકતાં નથી. માટે સૌએ આંખોની સંભાળ સારી રીતે અને કાળજીપૂર્વક રાખવી જોઇએ. સામાન્ય રીતે હરડે, બહેડાં અને આમળાં એ ત્રણેય સરખે ભાગે લઈ રાત્રે પાણીની માટલીમાં ભીંજવી અંદર ૦॥ શેર પાણી રાખવું. સવારના પહોરમાં ઊઠીને આ ત્રિફળાનું પાણી આંખે છાંટવું દરરોજ ત્રિફળાનું પાણી છાંટનારની આંખે ગરમી ચડતી નથી. ત્રિફળાનું પાણી છાંટવામાં અગવડ નડતી હોય તો સાદું પાણી પાંચ મિનિટ સુધી આંખે છાંટવું. આંખ લોહીને તેમાં ખાખરાનો અર્ક આંજવો. આથી આંખ સ્વચ્છ રહે છે.

આંખોની સંભાળ માટે કેટલીક સૂચનાઓ ધ્યાનમાં રાખવા જેવી છે. જેવી કે, મરચાં, ખજુર, લસણ, વિશેષ પ્રમાણમાં ખાવાથી આંખ લાલ થઇ જાય છે. ત્યારે આંખમાં ગુલાબજળ આંજવું. આંખમાં કસ્તર કચરો પડે તો દુર કરવો. જો આંખને ફટકો લાગે તો તેને આરામ આપી શેક કરવો. કસ્તર પડેલી આંખને કદિ હાથથી ચોળવી નહિ એમ કરવાથી આંખ વધારે લાલ થશે પરંતુ જે આંખમાં કસ્તર પડયું હોય તેથી જુદી આંખ ચોળવાથી બીજી આંખમાં પાણી નીકળી કસ્તર નીકળી જશે. જેની આંખ ઊડી હોય તેના પાટાને અથવા રૂમાલને આંખે લગાડવાથી આપણી આંખમાં ચેપ લાગે છે. આંખો ઉપર બત્તીનું તેજ પડે તેવી રીતે કદી વાંચવું નહિ. પરંતુ ચોપડીના પાના ઉપર બત્તીનું તેજ પડે તેમ વાંચવું. આંખો રાત્રીના સમયે બહુ વાંચવાથી થાકી જાય છે. ઝાંખી બત્તીના તેજ પાસે પણ આંખોને ખેંચી વાંચવું નહિ ચાલતા વાહને વાંચવું એ પણ આંખો માટે નુકશાનકર્તા છે.

આંખો માટે કેટલીક કસરતો પણ છે. (૧) ડાબી તરફ આંખનો ડોળો ફેરવી થોડો વખત જોવું. પછી જમણી તરફ જોવું એ પછી માથું નીચે કર્યા વિનાં આંખ નીચે અને ઉપર કરવી. આમ દશ બાર વખત કરી આંખોને ડાબી તરફ ઊંચે ગોળ ફેરવવી પછી જમણી તરફ એવી જ રીતે કરવું પછી જરા થાક લાગે ત્યારે બંધ કરવું. આંખો ખુબ જોસથી બંધ કરવી પછી જલ્દી ખોલી દેવી એમ ૧૦ વખત આંખમીંચ કરવી.

આ સિવાય કોઇપણ સ્થુલ વસ્તુ ઉપર પાંચ મિનિટ આંખ ઠેરવવી. બીજે દિવસે વધારે સૂક્ષ્મ વસ્તુ ઉપર પાંચ મિનિટ આંખ ઠેરવવી. એમ દરરોજ ઝીણી ઝીણી વસ્તુ લેતાં છેવટે ઝીણા બિંદુ ઉપર નજર ઠેરવવી, એ સાથે સમય પણ વધારતા જવું. છેવટે ૦ા કલાક એક દ્રષ્ટિથી જોવું આને આપણા યોગશાસ્ત્રમાં આંખોનું ત્રાટક કરવાની ક્રિયા કહે છે. ઉપરાંત લીલી વસ્તુ ઉપર લાંબો સમય એટલે આંખોને થાક ન લાગે ત્યાં સુધી આંખ ઠેરવવી તેથી પણ આંખો સુધરે છે. આ સિવાય બીજી પણ ઉપયોગી રીતો અજમાવવી.

આંખોની સ્વસ્થતા જાળવવા નીચે મુજબ નેત્રાંજનો બનાવવાં પરંતુ આમાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે કે એમાંની ચીજો બરાબર જોઇ તપાસીને અને ઊંચી જાતની લેવી. બેકારી દુર કરવા માટે પણ આનો ઉપયોગ થઇ શકાય છે.

### નેત્રામૃત

ઝીન્ક ઓકસાઇડ તોલા ૧૨ બોરીક એસીડ તો. ૨, બરાસ તોલા ૧,

બધાને બારીક ઘુંટીને શીશી ભરવી. આથી ખીલ, રતાશ અને ખોટી ગરમી દૂર થાય છે.

### નેત્રરક્ષક સુરમો

| | |
|---|---|
| બહેડાંના મીંજ | તો. ૪ |
| મનશીલ | તો. ૨ |
| શુદ્ધ કરેલો સુરમો | તો. ૧૦ |
| ફુલાવેલી ફટકડી | તો. ૨ |
| શંખ ભસ્મ | તો. ૩ |
| સુરોખાર | તો. ૧ |

આ સર્વ વસ્તુને બારિક ઘુંટી કપડાં વડે ચાળી લેવું, પછી આઠ તોલા મોરથુથુ લઈ ચાર શેર પાણીમાં ઓગાળવું. ઉપલા મિશ્રણને આ સાથે ધીમે ધીમે ઘુંટવું. મોરથુથુનું પાણી ખલાસ થાય એટલે ચાર શેર ગુલાબજળમાં સુરમો ઘુંટવો. આ ક્રિયા કરતાં ૨૦-૨૨ દિવસો લાગે છે. આ સુરમાથી આંખોનું તેજ વધે છે.

ઉપર મુજબ ઉપાયો લેવાથી આંખોની સંભાળ બરાબર રાખી શકાશે.

**નાકની સંભાળ**—આંખ અને દાંતની માફક નાકની સંભાળ રાખવી પણ ખૂબ જરૂરની છે. નાક એ આપણા બંને ફેફસાનાં દ્વારપાળનું કામ કરે છે. નાક એ શરીર યંત્રની શોભા તેમજ ઉપયોગ માટે મહત્વનું કામ બજાવે છે. હવા આપણને ગમે તેટલી ચોકખી લાગતી હોય પરંતુ ખરી રીતે એ ચોકખી હોતી નથી; તેમાં કેટલોય કચરો રહેલો હોય છે. નાકની અંદર ઝીણી ઝીણી રૂંવાટી હોય છે. તેમાં આ કચરો ચોંટી જાય છે અને આમ સ્વચ્છ થઇને હવા ફેફસામાં જાય છે. મગજ અને નાકને જોડનારી પોલી નળી વાટે આ કચરો બહાર નીકળી જાય છે.

કપાળમાં ચોટ લાગવી, વાયુ, અતિ ભાષણ, અતિ નિદ્રા, અતિ જાગરણ જલક્રીડા, ખરાબ પાણી પીવું વિગેરેની નાક ઉપર અસર થાય છે. આ સિવાય ઋતુના ફેરફારને લઇને, માથું દુઃખવાથી, જાગરણ કરવાથી, દિવસે ઉંઘવાથી, ટાઢ લાગવાથી, ઝાકળથી, નાકમાં સળેખમ થાય છે. નાકમાંથી લોહી પડે તો ઠંડા પાણીમાં કપડું ભીંજાવી તાળવા ઉપર મૂકવું. હોમિઓપેથીમાં ઇપીકાક નામની દવા ખૂબ ઉપયોગી છે. દાડમના ફુલોનો રસ અથવા આંબાની ગોટલીનો, ડુંગળીનો રસ નાકમાં નાંખવાથી લોહી નીકળતું બંધ થાય છે. નાકમાં કયારેક કફ જામીને જાડાં છોડાં ચોટે તો આંગળી વડે તે ન કાઢતાં તેલ લગાડવાથી પોતાની મેળે તે નીકળી જાય છે.

**નાકની સંભાળ**—નાકની સંભાળ રાખવી પણ ખૂબ ઉપયોગી છે. એનું યંત્ર કામ પણ બહુ જ બારીક હોય છે. કાનમાં કચરો ભરાય છે તે કદી પણ સળી અથવા આંગળી વડે કાઢવો નહિ. કાનની સંભાળ બરાબર ન લેવાય તો બહેરાપણ આવે છે. કાનમાંથી કચરો કાઢવો હોય તો સરસીયું તેલ ગરમ કરી તેનાં થોડાં ટીપાં કાનોમાં નાંખવાથી કાન સાફ થઇ જશે. કાનમાં રોજ તેલ નાખવું સારૂં છે. કાનના દુખાવા ઉપર, આકડાનાં પાકેલાં પાંદડાં ઉપર ઘી ચોપડી, દેવતા પર સેકી તેનો રસ કાનમાં નાખવો. અથવા સમુદ્રફીણની વસ્ત્રગાળ ભૂકી કાનમાં નાંખીને ઉપર લીંબુના રસનું ટીપું નાંખવું. વગેરે ઉપાયોથી ન મટે તો ડૉકટરને બતાવવું.

**ગળાની સંભાળ**—સૌએ પોતાના ગળાની સંભાળ રાખવી જોઇએ. બહુ જ જોસથી બોલવાથી, ઊંચે સાદે વિશેષ ગાવાથી, ખારા, ખાટા, તીખા પદાર્થોના હદ ઉપરાંત સેવનથી, બહુ ઉતાવળે ખાવાથી, ગળાના રોગો થાય છે. ગળાનો કાકડો સુજી આવે છે. ઘણી વખત ગરમ પદાર્થો ખાવાથી ગળું બળે છે. એ સમયે મીઠાના કોગળા ઉપયોગી છે. અથવા ગળામાં ગ્લીસરાઇન પણ લગાડે છે. બે ત્રણ દિવસમાં ન મટે તો ડૉકટરને બતાવવું. ગળામાં ઉધરસ થઈ હોય તો દૂધમાં આદુની બે કરચ, થોડું કેસર, બે ચપટી હળદર નાંખી રાત્રે પી જવું.

**પગની સંભાળ**—શરીરનું દરેક અંગ સંભાળ માગે છે. આપણે પગની સંભાળ રાખવાની પણ ખૂબ જરૂર છે. શિયાળામાં પગ ફાટે છે. આથી ખૂબ દુઃખાવો થાય છે. શિયાળામાં પગના રક્ષણ માટે મોજાં પહેરવાં જોઇએ. વધારે સમય પાણીમાં ઉઘાડે પગે ફરવાથી શરદી થાય છે. અને કયારેક એમાંથી સંધિવા જેવો રોગ પણ થાય છે. દરરોજ ઓછામાં ઓછી બે માઈલ કે તેથી વધારે ચાલીને પગોને કસરત આપવી જોઇએ. પગ ફાટે તો એના ઉપર દરરોજ ગ્લીસરાઈન, કોકમનું તેલ અથવા ઘી લગાડવાં જોઈએ. ઘણી વખત ઉઘાડે પગે ચાલવાથી કાંટા અથવા કાચ વાગી જાય છે. આમ થાય તો કાંટા અથવા કાચને બરાબર કાઢી નાંખીને ઉપર અથાણું કરેલ લીંબુ રાખી, પાટો બાંધી દેવાથી એને રૂઝાતાં વાર લાગતી નથી.

**નખની સંભાળ**—હાથ પગનાં આંગળાનાં રક્ષણ માટે પરમાત્માએ નખ આપ્યા છે. આ નખ બહુ વધી જવાથી પોતાનાં અંગોને જખમ કરે છે. અથવા પોતાના આત્મીયને લાગે છે. નખના જખમો વૈદકિય દૃષ્ટિએ ઝેરી છે. વધેલ નખ નિયમિત રીતે કોઈ અણીવાળા શસ્ત્રથી અથવા નખ કાપવાના યંત્રથી કાપી નાંખવા. નખ મોઢામાં નાંખીને કરડવાથી તેમાં ભરાયેલો મેલ પેટમાં જવાનો ખુબ ભય છે. આ સિવાય દાંતથી કરડેલા નખ આડા અવળા રહે છે. નખો વધવાથી તેમાં મેલ ભરાય છે. આથી નખ નિયમસર કાપી નાંખવા જોઇએ, તેમ વારંવાર હાથ ધોઇને નખ પણ ધોવા જોઇએ.

**ચામડીની સંભાળ**—શરીરને નિરોગી રાખવા માટે સારી સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી અને પુષ્ટિકારક ખોરાક તેમજ આહાર વિહારની નિયમિતતા, કસરત વગેરેની જરૂર છે, તેટલીજ જરૂર ચામડી ચોકખી રાખવાની છે. શરીરના રક્ષણ માટે ચામડી બની છે. એમાંથી નીકળતો પરસેવો બહાર નીકળી સૂકાઈ જાય છે. તેના ઉપર મેલ જામે છે. આ મેલથી ચામડીનાં બારીક છીદ્રો પૂરાઈ જાય છે. આ છીદ્રો ખુલ્લાં ન હોય તો શરીરની અંદરનો કચરો બીજાં અવયવો દ્વારા બહાર નીકળે છે. પરંતુ તે અવયવો ફેફસાં, મૂત્રાશય વગેરેને વધારે કામ કરવું પડે છે. તેથી તેમને થાક લાગે છે ને રોગો પેદા થાય છે. તે સિવાય ચામડી ઉપર મેલના યોગે અનેક ચામડીનાં દરદો થાય છે. માટે આપણે દરરોજ નહાવું જોઇએ. ઉચ્ચ વર્ગનો માણસ સ્નાન કર્યા વિના રહેતો જ નથી. હિંદમાં ગરમીને લીધે ચામડી વધારે પરસેવો પેદા કરે છે એટલે અહીં દરરોજ નહાવું જોઇએ. ચામડી ઉપર શિયાળામાં તેલ માલિસ કરી તેને કોમળ રાખવી જોઇએ. ચામડી સાફ ન રાખવાથી ખસ, દાદર, ખરજવું વગેરે રોગો થાય છે.

**શરીરની રચના:** આપણું શરીર એ એક કારખાનું છે અથવા એક એન્જીન છે. એમાં જગન્નિયંતાએ અત્યંત સૂક્ષ્મયંત્રો ગોઠવ્યાં છે. એમાં કોઇ પણ અંગ નિરૂપયોગી નથી. ઝીણામાં ઝીણા બારિક અંશનો પણ ઉપયોગ છે. એન્જીનને જો ચલાવવામાં ન આવે તો તે બગડી જાય છે, તેવીજ રીતે આપણું શરીર–એન્જીન પણ યોગ્ય કસરતના અભાવે રોગિષ્ટ થાય છે. એન્જીનને બહુ જ ચલાવવાથી તેમાં ઘસારો લાગે છે તેમ આપણા શરીરને પણ બહુ ચલાવવાથી થાક લાગે છે. એન્જીનને બાળવા માટે કોલસા જોઇએ છીએ તેમ આપણા શરીરને પણ ખોરાકરૂપી કોલસા વિના ચાલતું નથી. એન્જીનને તપાસવા માટે અને એની ખામીના ઇલાજ માટે જેમ એન્જીનિયર હોય છે. તેમ આપણા શરીરને આરોગ્યવાન બનાવવા ડૉકટરની જરૂર છે.

હાડપિંજર ઉપર માંસ, મજ્જા, સ્નાયુઓ, નાડીઓ ગોઠવીને ઉપર ચામડી મઢેલી છે. હાડપિંજરમાં સર્વે હાડકાં યોગ્ય રીતે ગોઠવેલાં છે. જ્યાં કઠણ જોઇએ ત્યાં કઠણ અને નરમ જોઈએ ત્યાં નરમ હાડકાં યોગ્ય રીતે પ્રભુએ ગોઠવ્યાં છે. હાડપિંજરના મુખ્ય ત્રણ ભાગ છે. (૧) માથું (૨) ધડ (૩) હાથપગ. આ હાડકાંને લીધે શરીર ટટ્ટાર રહે છે. જેવા આકારનાં હાડકાં ગોઠવી શકાય તેવાંજ એમને બનાવ્યાં છે. હાડકાં એક બીજાની સાથે ગોઠવી તેના ઉપર મજબૂત માંસના બંધો બાંધ્યાં છે. માથાના હાડકાના પાંચ વિભાગો છે, તે મજબૂત છે. એ હાડકાંઓમાં મગજ રહ્યું છે. માથાની નીચે ગળું નાનાં મજબુત હાડકાઓનું બનેલું છે. એની સાથે જોડીને શરીરના પીઠની કરોડ બનાવી છે. આથી શરીર બરાબર ટટ્ટાર રહી શકે છે. કરોડમાંના હાડકાંઓની વચ્ચેથી માંસની દોરી પસાર થાય છે. તેને કરોડરજ્જુ કહે છે. કરોડની પીઠનાં હાડકાંઓ સાથે શરીરની આગળની છાતીની પાંસળીઓનાં હાડકાં જોડાયેલાં છે. એ છાતીની પાંસળીઓ કમાન જેવી છે. ડાબી છાતીમાં બાર પાંસળી અને જમણી છાતીમાં ૧૨ પાંસળીઓ છે. પાંસળીઓના છેડા એક તરફ જોડાયેલા છે. માત્ર બે પાંસળીઓ જ છુટી છે.

**પાંસળીઓની બખોલ**—પાંસળીઓની વચ્ચે બખોલ છે. આ બખોલની અંદર ફેફસાં અને હૃદય આવ્યાં છે. છાતીની નીચે પેટના ખાડામાં ખાધેલું પચાવવાનું કાર્ય કરનારા અવયવો છે. એની નીચે થાપાનાં હાડકાં છે. તેની બાજુમાં ઊંડા પ્યાલા જેવા ખાડા છે. તેમાં મજાગરાની પેઠે જાંગનાં હાડકાંના ઉપલા છેડા ગોઠવાયેલા છે. એની નીચે હાડકાંના નીચલા છેડા આગળ નળાનાં હાડકાં છે. ત્યાં આગળ ઘુંટણનું ઢાંકણું છે. નળાની નીચે ઘુંટીના હાડકાં આવેલાં છે. છેવટે પગનાં તળીયાં અને આંગળાનાં હાડકાં આવેલાં છે. પાંસળીની ઉપર ખભાનાં હાડકાં છે. આ ખભાના હાડકાંના ગોળ ખાડામાં હાથનાં હાડકાં મજાગરાંની પેઠે આવેલાં છે આ હાડકાંની નીચે હાથની નીચેનાં હાડકાં જોડાયેલાં છે. એ બન્ને વચ્ચે કોણી છે. સૌથી નીચે હથેળી અને આંગળીઓનાં હાડકાં છે. માથાના પાંચે હાડકાં એક બીજાની સાથે સખત સંધાએલાં છે. પાંસળીઓનાં હાડકાં પાછળ કરોડ સાથે અને આગળ છાતીનાં હાડકાં સાથે સંધાએલાં છે. આ હાડકાં કયાંક કઠણ અને કયાંક નરમ એમ જયાં જેવાં જોઇએ તેવાં મૂકયાં છે. એની રચના અને ગોઠવણી ભારે, સુંદર અને સમજવા જેવી શ્રેષ્ઠ છે.

**મગજ**—ખોપરીમાં પાંચ હાડકાં ખૂબ સાંધેલાં છે. તેની અંદર શરીરનો રાજા મગજ મૂકાયો છે. મગજ એ માવા જેવો પોચો પદાર્થ છે. તેનો રંગ સફેદ અને રાખોડી છે. આખા શરીરના અવયવો એની આજ્ઞા મુજબ વર્તે છે. મગજમાંથી જ્ઞાનતંતુઓ આખા શરીરમાં ફેલાયલાં છે. આમ આપણું મગજ એ હેડ–તાર ઑફીસ જેવું છે. બીજાં અવયવો એ એની પેટા–ઑફીસો જેવાં છે. એને જ્ઞાનતંતુ રૂપી તાર દ્વારા મગજ સંદેશાઓ પહોંચાડે છે. શરીરના કોઇ પણ ભાગને ઈજા થાય તો જ્ઞાનતંતુઓ દ્વારા એ સંદેશો મગજને મળે છે. એનો તાત્કાલિક ઉપાય લેવા મગજ જ્ઞાનતંતુઓ દ્વારા કર્મેન્દ્રિયોને આજ્ઞા આપે

છે. શરીરની નાની-મોટી દરેક ક્રિયા મગજની આજ્ઞાથી થાય છે. જ્ઞાન, યાદદાસ્ત, વિચાર, નિશ્ચય, પ્રવૃત્તિ, ચિંતન, પૂર્વજ્ઞાન, અનુભવો, સુખ, દુઃખના અનુભવો, વૃત્તિઓ, લાગણીઓ, જિજ્ઞાસાઓ એ સર્વે મગજમાં જ થાય છે. મજબૂત ખોપરીમાં એ રક્ષાયેલું છે.

**હૃદય**—પાંસળીઓથી બનેલી પેટીમાં ફેફસાં અને હૃદય બંને રહે છે. દરેક માણસને જમણું અને ડાબું એમ બે ફેફસાં છે. એ ફેફસાંની વચ્ચોવચ હૃદય આવેલું છે. હૃદય વ્યક્તિની મૂઠી જેવડું મોટું હોય છે. ઉપલો ભાગ પહોળો અને નીચલો ભાગ સાંકડો છે. હૃદયની કોથળીના બે ભાગો વચ્ચે પડદા હોય છે. જમણા હૃદયના ભાગમાં મેલું અને અશુદ્ધ લોહી શરીરમાંથી ફરી ફરીને આવે છે, ફેફસાં મારફતે લીધેલી બહારની શુદ્ધ હવા આ લોહીને પાછું શુદ્ધ કરે છે. એટલે ડાબા હૃદયમાંથી આ શુદ્ધ થયેલું લોહી પાછું શરીરમાં ફેલાય છે. બંને હૃદયો વચ્ચે કાણાં (પડદાવાળાં) હોય છે. જ્યારે જરૂર પડે છે ત્યારે જ એ પડદા સ્વયંમેવ ઊંચકાઇને લોહી અદલબદલ થાય છે. લોહીના વહેવા માટે આખા શરીરમાં નાની મોટી નળીઓ હોય છે. શરીરની સ્ફૂર્તિ, હીલચાલ, હલનચલન અને જીવન આ લોહીના ફરવાથી થાય છે. હૃદય અને નાડીઓના ધબકારા આ લોહીની ગતિથી થાય છે.

**લોહી**—અસંખ્ય કણોનું બનેલું છે. કેટલાંક કણો લાલ અને સફેદ છે. સફેદ કણો નકામી ચીજને ખાઇ જાય છે. લાલ કણો શરીરને પ્રાણવાયુ પૂરો પાડે છે. શરીરના દરેક ભાગમાં નાની શીરાઓ દ્વારા આ લોહી ફરે છે. લોહીમાં શરીરના ઘસારાને પૂરો પાડવાનો ગુણ છે. શરીરનું વધવું પણ લોહીથી જ થાય છે. શરીરમાંથી અશુદ્ધતા પણ લોહી દ્વારા જ દૂર થાય છે. અશુદ્ધ લોહી શરીરમાંથી ફરીને જમણી બાજુના હૃદયમાં ભરાય છે. હૃદયના ઉપલા ખાનામાંથી આ લોહી નીચેના ખાનામાં જાય છે, ત્યાંથી એ નળ વાટે ફેફસાંમાં જાય છે. ફેફસાં પણ બે છે. નાક વાટે બહારની શુદ્ધ હવા આવી આ અશુદ્ધ લોહીને વાયુપેટામાં શુદ્ધ કરી નળી વાટે એને ડાબા હૃદયમાં મૂકે છે. ત્યાંથી આ લોહી આખા શરીરમાં નળી મારફતે ફરી ફેલાય છે. ખોરાકમાંથી નવું લોહી બને છે.

**હોજરી અથવા જઠર**—પાંસળાંની નીચેની બખોલમાં હોજરી હોય છે. એનો આકાર પાણીની મસક જેવો હોય છે. આપણે ખોરાક ખાઇએ છીએ તે મોઢામાં દાંતની ઘંટીમાં પીસાઈ મોંઢાના થુંકથી પાતળો બને છે. એ ખોરાક નળી મારફતે હોજરીમાં જાય છે. આ ખોરાકમાં જઠરમાં રહેલો જઠર રસ મળે છે. હોજરી પહોળી અને સાંકડી પોતાની મેળે થયા કરે છે. ખોરાક આમાં વલોવાય છે. જઠરમાંથી ખોરાક પચી રહ્યા પછી પડદો ઉંચકાઇ તે આંતરડામાં પ્રવેશે છે. એ પચી ગયેલા ખોરાકમાં ઘી, તેલ જેવા પચ્યા વિનાના પદાર્થો આંતરડામાં જાય છે. અહીં લીવરમાં (કલેજા) થી નીકળેલો પિત્તરસ ઝરીને ખોરાકની સાથે મળે છે. ચરબીવાળી ચીજો આ રસ પચાવી દે છે છોતરાં, ડાંખળાં અને નક્કર ચીજો ખોરાક સાથે ગઇ હોય તે પચતી નથી. આંતરડાંના બે ભાગ છે. નાનું અને મોટું આંતરડું. આંતરડાંની અંદર કરચલીઓ હોય છે. ચીજો પચીને આ કરચલીમાંથી લોહીના સહકોરી સ્વરૂપે શરીરમાં મળે છે. પચ્યાં વગરના નકામા પદાર્થો મળ રૂપે બહાર નીકળે છે. પાણી પીએ છીએ તે પરસેવા વાટે અથવા મૂત્રનળી વાટે નીકળી જાય છે. શરીરમાં જોઇએ તેજ ચીજો સંઘરાઈ બાકી નકામી બહાર ચાલી જાય છે.

**ઇન્દ્રિયો**—આપણી આસપાસ બધી ચીજો કેવી છે એ જાણવા માટે આપણને પાંચ ઇન્દ્રિયો આપી છે. સૂંઘવા માટે નાક, ચાખવા માટે જીભ, ઠંડું, ગરમ પારખવા માટે ચામડી, સાંભળવા માટે કાન અને જોવા માટે આંખો આપી છે. એ પાંચે ઇન્દ્રિયો જ્ઞાનતંતુઓ રૂપી તારોથી મગજ સાથે સારો સંબંધ ધરાવે છે. સારા, ખરાબ, સુગંધ, સ્વાદ, સ્પર્શ; જોવાપણું અને શ્રવણ એ બધા સંદેશા જુદા જુદા જ્ઞાનતંતુઓ મગજની મુખ્ય ઑફીસમાં પહોંચાડે છે. બધી આજ્ઞાઓ પણ ત્યાંથી જ છૂટે છે. મગજના સામ્રાજ્યમાં આખા શરીરની દરેક ક્રિયા અને જ્ઞાન આવી જાય છે. સુખ, દુઃખ, ભય, ભ્રાન્તિ, માન, અપમાન એ સર્વે મગજના આધિપત્ય નીચે છે.

## શરીરને નુકશાન કરનાર દુર્ગુણો :

શરીરને હલકા અને ખરાબ ખોરાકથી જેટલું નુકશાન થાય છે, તે કરતાં દુર્ગુણોથી વધારે નુકશાન થાય છે. આવાં દુર્ગુણોમાં નીચે મુજબ મુખ્ય છે.

**ક્રોધ**—માણસ ઉશ્કેરાઈ જાય છે ત્યારે એનું લોહી ગરમ થાય છે. ઘણી વખત માથા ઉપર લોહી ક્રોધથી ચઢી જાય છે. મોઢું વિકૃત થઈ જાય છે. ઘણું નુકશાન ક્રોધને લીધે થાય છે. જો શરીરને આરોગ્યમાં રાખવું હોય તો આનંદમાં રહેવું જોઇએ. ક્રોધ કરી ઉશ્કેરાઈ જવાથી ઉદર રોગો પણ થવાનો સંભવ છે.

**ચિંતા**—આ દુર્ગુણ શરીરના માટે ઘણો ખરાબ છે. ચિંતાથી માણસનું શરીર સુકાય છે. કોઈ કવિ કહે છે કે, ચિંતા ચિત્તા સમાન છે. ચિતાઓ પણ ઘણી ખરી ફોગટની હોય છે. ચિંતા, સાહસ અને શક્તિ બંનેનો નાશ કરે છે.

**ઈર્ષા**—ઈર્ષા એટલે પારકાનું સારૂં જોઇને ચિત્તમાં જે ઉદ્વેગ થાય તેને અસૂયા કહે છે. પારકી ઉન્નતિ જોઈ મનમાં રાજી થવું જોઇએ તેને બદલે મનમાં જ્યારે આગ ઉઠે ત્યારે પોતાના શરીરમાં રોગ અને મનમાં કલેશ થાય છે.

**નિંદા**—પારકાની નિંદા કરવાથી કે અવગુણોનો પ્રકાશ કરવાથી પણ આપણા શરીરમાં વિકારો પેદા થાય છે. સજ્જન પુરુષો સદ્‌ગુણો તરફ જ નજર રાખે છે તેમનું સ્વાસ્થ્ય સુંદર રહે છે.

**ભય**—મનુષ્ય ભયથી શારીરિક રોગો મેળવે છે. ડરકુપણ એ મોટામાં મોટી દુઃખ દેનાર વસ્તુ છે. ભયથી માણસ પ્રજીને શારીરિક નુકશાન કરે છે. અભયપણાના ગુણને જે કેળવે છે તેજ સૌથી બળવાન ગણાય છે. ખોટા ડરથી માણસ સૂકાઈ જાય છે, રોગો થાય છે.

**વ્યસનો**—અફીણ, ચા, કૉફી, ગાંજો, દારૂ, ભાંગ વગેરે માદક પદાર્થોના વ્યસનીઓને અનેક રોગો ઉત્પન્ન થાય છે. પરસ્ત્રી અને વેશ્યાગમન કરનારા વ્યભીચારીઓ પણ શારીરિક રોગોથી ફસાય છે.

**લોભ**—લોભી માણસ ખોટા લોભ કરી ખાવા, પીવા, ઓઢવા અને શારિરીક સગવડોનાં પદાર્થો માટે સંકુચિત દૃષ્ટિ રાખે છે. તે શરીરના રોગોનો ભોગ થઇ પડે છે.

**આળસ**—એ પણ શારિરીક રોગો ઉત્પન્ન કરવાનો મોટો દુર્ગુણ છે. જે પોતાનું કર્તવ્ય નથી પાળતો તે શરીરે અને મને રોગી રહે છે.

## શારીરિક અકસ્માતો :

**ઉપરથી પડી જવું**—ઉપરથી પડી જઇએ ને કોઇ અવયવ કરમોડાય તો તે ભાગ ઉપર પાટો બાંધી તેને આરામ આપવો. થોડો શેક કરવો અને તેના પર મીઠું અને હળદર પાણીમાં ગરમ કરીને લગાડવું. લોહી બાઝી જાય તો તરત તે ભાગ ઉપર બરફ લગાડવો. કોઇ ભાગ મરડાઇ જાય તો હાડવૈદ પાસે ઉપચાર કરાવવો.

**નાક કે કાનમાં કોઇ ફોતરૂં કે ચીજ જાય તો**—ઝીણા ચીપીયા વડે તે કાઢી લેવી. નાક કે કાન ચોળવાં નહિ, કેમકે ઊલટું તેથી અંદર ગયેલી ચીજ વધારે ઊંડી જાય છે. કાનમાં જીવડું પેસી ગયું હોય નો તેલ ગરમ કરીને તેનાં ટીપાં નાંખવાં.

**ગળામાં કોઈ ચીજ અટકી જાય તો**—મોં ઉઘડાવી ચીપિયા વડે તે બહાર ખેંચી કાઢવી. અથવા ઊલટી કરાવવી. આથી તે બહાર નીકળી આવશે. તેમ ન બને તો પાઉં કે રોટલી પલાળી તેનો મોટો કોળીઓ એક ઝપાટે ગળી જવો. આથી અટકેલી ચીજ તેની સાથે પેટમાં ઉતરી જશે.

**આગ થાય, દાઝાય કે કપડાં સળગી ઉઠે ત્યારે**—તે વખતે ચિત્તને બહુ શાંત ને સ્વસ્થ રાખવું. પ્રથમ આવો અકસ્માત થાય તો તરત જમીનમાં આળોટી જવું. પછી કોઈ ગોદડું, જાડું કપડું લઇને શરીરની આસપાસ વીંટાળી દેવું. દાઝેલા ભાગ ઉપર ચુનાનું નીતર્યું પાણી તથા મીઠું તેલ લઇ મિલાવી જાડું મલમ જેવું થાય ત્યારે તે લગાવવું. અથવા વેસેલાઇન જેવી કોઇ વસ્તુ લગાવવી.

**ડૂબવું**—ડૂબેલા માણસને બહાર કાઢી તેનાં નાક, કાન અને મોંમાંથી કાદવ કચરો કાઢી નાંખીને તેની જીભ જરાક બહાર ખેંચવી, ને મોં પહોળું કરવું. પછી તેને ઉંધો નાંખી તેની પીઠ ઉપર ભાર મૂકવો ને દાબવો, જેથી તેના પેટમાંથી પાણી બહાર નીકળી જાય. તેનાં કપડાં ઢીલાં કરી નાંખી તેના શરીર પર ગરમ પાણીના શીશા ફેરવવા. અને હાથ પગ ખૂબ જોરથી હલાવવા ને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ આપવા.

**લૂ લાગવી**—ખૂબ તાપ પડે ત્યારે બહાર ફરનાર માણસને કોઈ વાર લૂ લાગે છે, તેને ચક્કર આવે છે, તાવ ચડે છે અને એ બેભાન બની જાય છે. ત્યારે દર્દીને બેસાડી માથા ઉપર ઠંડું પાણી રેડવું. સખત તાપ હોય ત્યારે ખુલ્લે માથે ફરવું નહિ. અને સખ્ત કામ પણ કરવું નહિ.

**ઉંદર, કૂતરૂં કે કોઈ જાનવર કરડે ત્યારે**—એ ભાગ ગરમ પાણીથી ધોવો, જેથી તેમાંથી થોડું લોહી તેના ઝેર સાથે બહાર નીકળી જાય. હડકાયું જાનવર કરડયું હોય તો તેની સી મૂકાવવી .

**વીંછી કરડે તે વખતે**—પોટાશ પરમેંગનેટ તથ
તથા ટારટેરિક એસીડની ભૂકી ડંખ ઉપર ઘસવી અથવા ટીપાં પાણી રેડવું, જેથી ડંખ ટળી જશે. ડંખ ઉપર તરત મીઠું ઘસવાથી પણ આરામ થાય છે. જેને કરડે તેણે નાગરવેલન પાનમાં ચપટી મીઠું નાંખી ચાવી જવું. કેટલીક વખત ઘી ખાવાથ પણ આરામ થઇ જાય છે.

**સાપ કરડે તો**—ડંખ પાસેના ઉપલા ભાગમાં ઠેકાણે એક દોરી ખૂબ જોરથી બાંધવી. ડંખ ઉપર પોટા પરમેંગનેટ ઘસવો, અથવા ડંખવાળી જગ્યા ખોતરીને તેમ ભરવો. અંગૂઠા કે આંગળી ઉપર સાપ કરડે તો તરત જ ભાગને કાપી નાંખવો.

**ભમરી કે માંખી કરડે તો**—ચોખ્ખા પાણીમ ચોખ્ખી માટી મેળવીને તે ચોપડવી. જો નવસાર મળે તો ભીને કરી ચોપડવો. કાંટો દેખાતો હોય તો તે કાઢી નાંખવો. મધ માખીના ડંખ ઉપર ડુંગળી કાપીને ઘસવી જેથી પીડા થા નહિ અને સોજો પણ થશે નહિ. મરી, સૂંઠ અને સંચળ પાનના રસમાં વાટીને લેપ કરવો, જેથી ભમરીનો ડંખ તરત મટે છે

**ચપ્પુ, છરી કે એવી કોઈ વસ્તુ વાગે ને લોહી નીકળે ત્યારે**—આવું કાંઇ થાય ત્યારે જે ઠેકાણે ઘ થયો હોય તેને બરાબર સાફ કરીને ટીંકચર આયોડીન કે મરક્યુરો ક્રોમ જેવું કંઈ લગાડવું. જેથી પાકવાનો ભય ન રહે. બાળેલું રૂ લગાડવાથી પણ ફાયદો થાય છે. ઘા ઊંડો હોય તો પ લોહી વહેતું અટકાવવા પ્રયત્ન કરવો.

**નસકોરી ફૂટે તો**—નસકોરી ફૂટે ત્યારે માથું ઢળ રહે તેમ સુવાડવું કે બેસાડવું. કપાળ ઉપર તથા નાક ઉપ ઠંડું પાણી રેડવું, જેથી લોહી વહેતું બંધ થશે.

**આંખમાં કંઈ કસ્તર પડે તો**—આંખને ચોળવ નહિ. પણ એ આંખથી ઉલટી આંખ ચોળવી. જેથી બ આંખમાંથી પાણી ઝરશે ને કસ્તર બહાર આવી જશે બીજું કાંતો એક પવાલામાં પાણી ભરી તેમાં આંખ રાખ ઉઘાડવાસ કરવાથી પણ કસ્તર નીકળી જશે. આંખ દુઃખવ આવે ત્યારે દિવસમાં ત્રણ ચાર વાર ગરમ સ્વચ્છ પાણીમ બોરીક નાંખી રૂના પોલથી આંખ ધોવી. ને તેનાં ટીપાં પાડવ જેથી આંખ સાફ થઇ જઈ આરામ થાય છે.

**ઝેર**—જો તેજાબ પીધેલ હોય તો ચુનાનું પાણ પાવું ને ચાક ખવરાવવો. કૉસ્ટીક સોડા કે પોટાશ જેવી વસ લેવાઇ ગએલ હોય તો લીંબુનો રસ અને મીઠું આપી થોડુ તેલ પાવું. આવા દરદીને ઊલટી ન કરાવવી, કારણ, નહિ તે તે ચીજો પાછી નીકળે ત્યારે પાછું ગળાને તથા મોંઢાને બાળે છે. સોમલ, અફીણ, ધંતૂરો વગેરે પી ગયેલ માણસને ખુબ ઊલટી કરાવવી. ચમચી દળેલ રાઇ ને ચમચી મીઠું પાશેર પાણીમ નાંખી પાવું ને ગળામાં કંઈ પીછાં જેવું ફેરવી ઊલટી કરાવવી આ વખતે ડૉક્ટરની તાત્કાલિક મદદ લેવી.

## શારીરિક દિનચર્યાઃ—

**સૂર્યોદય પહેલાં ઉઠવું**—પ્રાતઃકાળમાં વહેલ ઉઠવાથી શરીરમાં સ્ફુર્તિ શક્તિબળ, આરોગ્ય વધે છે. આપણ મહાન ભક્ત નરસિંહ મહેતા પણ લખી ગયા છે કે,—" રા રહે જ્યારે પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઇ ન રહેવું.'

સૂર્યોદય પહેલા બે કલાક ઊઠી સજ્જન પુરૂષે એક ચિત્તથી પરમાત્માની પ્રાર્થના કરવી, અથવા એક બે સારાં પ્રભાતીઆં મીઠી હલકે ગાવાં. રાત્રે વહેલા સૂઈ સવારના પ્રાતઃકાળથી બે કલાક અગાઉ જાગી ઈશ્વરસ્તુતિ કરવી, પછી નિયમિત રીતે આઠ અંજલિ ત્રાંબાના ઢાંકેલા લોટામાં રાખેલું પાણી પીવું. પાંચ મિનિટ પછી થોડા દીર્ઘશ્વાસ લેવા, અથવા પાંચ પ્રાણાયામ કરવા, તે પછી ખુલ્લામાં જઇને ૦ા કલાક પોતાના શરીરને અત્યંત થાક ન લાગે તે માટે સાદી વ્યાયામની કસરતો કોઈ અનુભવી પાસેથી શીખી લેવી. સામાન્ય વ્યાયામમાં થોડાં આસનો, ઉઠબેસ, થોડી દંડ બેઠક અને થોડી દોડ. આવો સામાન્ય વ્યાયામ આપણા શરીરને નિરોગી બનાવે છે. આપણા કવિ દલપતરામ કહી ગયા છે કેઃ—

રાત્રે વહેલા જે સૂઈ, વહેલા ઊઠે વીર,
બળ, બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

વ્યાયામ આપણા શરીરને સુડોળ, સુંદર, નિરોગી, પુષ્ટ અને દિર્ઘાયુ બનાવે છે. નિયમિત વ્યાયામ આપણા મનને પ્રસન્ન અને પ્રફુલ્લ બનાવે છે. અંગે અંગ છુટાં થઈ પોતાનું કામ નિયમિત કરી શકે છે. આરોગ્ય ટકી રહે છે. રૂચિપૂર્વક બળના પ્રમાણમાં અને પ્રસન્ન ચિત્તથી વ્યાયામ કરવો. વ્યાયામ માટે સરસ સમય પ્રાતઃકાળનો છે. પરંતુ સાંજે ઠંડા પહોરમાં પણ વ્યાયામ કરી શકાય છે. વ્યાયામ કર્યા પછી થોડો આરામ લેવો જોઈએ. જમ્યા પછી એક કલાક સુધી વ્યાયામ કરવો ન જોઇએ. થાકેલા કે રોગિષ્ઠ અવસ્થામાં વ્યાયામ કદિ કરવો નહિ. હદ ઉપરાંત વ્યાયામ પણ નુકશાનકર્તા છે.

**હાજતે જવું**—આપણે જે ખોરાક ખાઈએ છીએ તેનું લોહી બની શરીરને ટકાવી રાખે છે. ખોરાકનો બાકીનો ભાગ પરસેવો, લીંટ અને દસ્ત વાટે શરીર ફેંકી દે છે. જો શરીરનાં આંતરડાં ચોકખા હોય, પેટમાં ખોરાક બરાબર પચતો હોય તો દસ્ત સવારે બરાબર સાફ આવી જાય છે. દરદોનું મૂળ દસ્ત સાફ ન આવવું એ છે. આ દર્દને બંધકોષ કહે છે. આ દર્દ મોજશોખ, આળસુ સુસ્ત અને બેઠાડુ જીંદગી ધરાવનારને હમેશાં થાય છે. આથી સુસ્તી, બેચેની, ઉદ્વેગ, અશક્તિ, નિરાશા, ચીડીઆપણું, મગજનું ભારી થવું વગેરે ચિન્હો દેખાય છે. પેટમાં દુઃખે છે અને બીજા રોગો થાય છે. બંધકોશ ન થાય તે માટે નીચેના નિંયમો પાળવા જોઇએ.

સાદું જીવન ગાળવું, મિષ્ટાન બહુ થોડું ખાવું, પેટમાં બહુ ઠાંસી ઠાંસીને ખાવું નહિ, જીવવા માટે ખાવું, પણ ખાવા માટે જીવવું નહિ. ફળફુલ વિશેષ પ્રમાણમાં ખાવાં. ઘી કે એવાં પદાર્થો વધારે પ્રમાણમાં ખાવા નહિ. મરીમસાલાથી ભરપુર તીખી તમતમતી વાનીઓ ખાવી નહિ. સાત્વિક ખોરાક લેવો.

**સ્નાન**—પાયખાને જઇ આવ્યા પછી સાબુ અથવા માટીથી હાથ ચોળીને ધોઇ લેવા. પછી લૂછી નાંખવા. સૂર્યોદય પહેલાં સ્નાન કરવું એ ઉત્તમ છે. સ્નાન કરવાથી શરીરનો મેલ નીકળી જાય છે. શરીરમાં તાજગી આવે છે. સ્નાનની બેહદ ઉપકારિતા સર્વે ધર્મો અને ચિકિત્સા શાસ્ત્ર એકી અવાજે પ્રશંસા કરે છે. દરરોજ ઠંડા પાણીથી સ્નાન કરવું ઉત્તમ છે. માત્ર કોઈ કારણને અંગે ગરમ પાણીથી સ્નાન કર્યા વિના ચાલે તેમ ન હોય તો જ ગરમ પાણીથી સ્નાન કરવું. ઠંડા પાણીનું સ્નાન શરીરમાં ચેતન અને સ્ફુર્તિ લાવે છે. બેચાર પાણીના લોટા આમતેમ રેડવા એ સ્નાન ન કહેવાય. બરાબર શરીરને ચોળીને નહાવું એનું જ નામ સ્નાન. અઠવાડિયામાં બે વખત સાબુ લગાવીને બરાબર ચોળીને નાવું. સ્નાન પછી ટુવાલ વતી શરીરને બરાબર લૂછીને સૂકું બનાવી દેવું જોઇએ. ગામને પાદર નદી, તળાવ કે સાગર હોય તો એનો લાભ જરૂર લેવો. નળમાં નહાવા કરતાં નદી, તળાવ કે દરિયામાં નહાવું એ ઈષ્ટ છે.

સ્નાન સમયે બધાં નીચેનાં અંગોને પણ ઘસવાં જોઇએ. સ્નાન માટે ૧૫–૨૦ મિનિટનો સમય તો હોવો જ જોઇએ. શરીરમાંથી પરસેવો નીકળી તેના ઉપર સૂક્ષ્મ ધૂળ ચોંટી મેલ થાય છે, તે ધોવા માટે સ્નાનની ખાસ આવશ્યકતા છે. સ્નાન કરવામાં નીચેના નિયમો પાળવા જોઇએ.

(૧) ખોરાક લીધા પછી બે ત્રણ કલાક સુધી કદિ સ્નાન કરવું નહિ.

(૨) સ્નાન બંધ બારણે કરવું. જેથી નીલા શરીરને હવા લાગી શરદી ન થાય.

(૩) વૃદ્ધ પુરૂષે બહુ જ ગરમ અથવા અતિ ઠંડા પાણીએ સ્નાન ન કરવું.

(૪) ખુબ થાકી ગયા હોઇએ તો થોડીવાર આરામ લીધા પછી સ્નાન કરવું.

(૫) સ્નાન કર્યા પહેલાં માથું પાણીથી સાફ કરવું.

(૬) સ્નાન કર્યા પછી સ્વચ્છ ટુવાલ વતી શરીરને તદ્દન લોહી સૂકું બનાવવું.

(૭) કેટલાકોની ટેવ શરીર પર બેચાર લોટા નાખીને સ્નાન કરી લેવાની હોય છે, કેટલાકને પાણીમાં બબ્બે ત્રણ ત્રણ કલાક પડયા રહેવાની ટેવ હોય છે. આ બન્ને રીતો નુકશાનકારક છે. આવી ટેવ ન રાખવી.

**દંત શુદ્ધિ**—સ્નાન પહેલાં દંતશુદ્ધિ કરવાની હોય છે. દંતશુદ્ધિ કરતી વેળા એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે દંતશુદ્ધિમાં ઉતાવળ કદિ ન કરવી. બરાબર ૦ા કલાક કે ઓછામાં ઓછી ૨૦ મિનિટ બાવળના સારા દાતણ વડે નિરાતે દંતશુદ્ધિ કરવી. દંતશુદ્ધિ કરતી વેળા પ્રથમ દાંતોને બરાબર ઘસવા અને પછી તેના પેઢાં બરાબર ઘસીને છેવટે જીભી ઉતારવી. એટલે કે દાતણની ચીરો કરીને એ વડે જીભ પરની છારી ઉતારવી. આમ ન કરીએ તો જીભ પર છારી વળતી જાય છે અને મોમાં અનેક પ્રકારની ભયંકર દુર્ગંધ ફેલાવે છે. દાતણ કર્યા પછી બરાબર ઘસીને કોગળા કરવાં અને સાથે આંખોમાં પણ પાણી છાંટવું કે જેથી આંખોમાંના ચીપડા કે મેલ નીકળી જાય.

સ્નાન કર્યા પછી સ્વચ્છ વસ્ત્રો પહેરવાં. બને તો સાદાં જ વસ્ત્રો પહેરવાં. આ પછી કાંસકી કે દાંતિયા વતી વાળ બરાબર ઓળવા. કેટલાક સ્નાન કરીને પાણીથી ભરેલા વાળમાં તેલ નાખે છે. આ રીત સારી નથી. આમ કરવાથી કેટલીકવાર વાળોમાં જુ કે લીખ કે એવાં જંતુઓ પડે છે. પરિણામે આપણું માથું જંતુઓનું ઘર બની જાય છે. ભીના વાળને બરાબર સૂકા બનાવીને પછી જ તેમાં તેલ નાખવું. પરદેશી સુગંધી તેલો કરતાં શુદ્ધ કોપરેલ કે મીઠું તેલ વધારે સારૂં. છતાંય સુગંધી તેલો વિના ન ચાલે તો શુદ્ધ તેલ વિભાગમાં બતાવ્યા મુજબ ઘેર તેલ તૈયાર કરી લેવાં. તેલ વાળમાં નાખવામાં પણ એ ખાસ ધ્યાન રાખવાનું છે કે તેલ હથેલી ભરીને ગમે તેમ કદિ ન નાખવું. થોડું થોડું તેલ હથેળીમાં લઇ વાળમાં નાખવું અને પછી વાળોને બરાબર મસળવા. આમ કરવાથી તેલની અસર મગજમાં થાય છે અને આપણા મગજને આથી

પુષ્ટિ મળે છે. આમ બરાબર તેલ નાંખ્યા પછી તેને બરાબર હોળી લેવું. હોળવાની રીતો જુદી જુદી અનેક પ્રકારની છે. એ સર્વ અત્રે સ્થળ સંકોચને લઇને હું આપી શકવા અસમર્થ છું. એ માટે તો એક સ્વતંત્ર પુસ્તક જ લખી શકાય. આજકાલ પટિયાં પાડીને ખુલ્લે માથે ફરવાની ફેશન ખુબ જ વધતી જાય છે; પરંતુ ઉનાળામાં જ્યારે ખૂબ ગરમી પડતી હોય ત્યારે ખુલ્લે માથે ફરવું નુકશાનકારક છે. એમ કરવાથી આપણા મગજને ખૂબ જ ભયંકર અસર થાય છે. માટે આવી અતિ ગરમીના સમયમાં ખુલ્લે માથે કદી ફરવું નહિ. ઉનાળામાં ટોપી પહેરીને જ ફરવું.

નખ દર ત્રણ કે ચાર દિવસે કાપી નાંખવા જોઇએ. કારણ કે નખ વધે તો એમાં મેલ ભરાય છે. ખોરાક સાથે આપણા પેટમાં જાય છે અને આથી આપણાં આરોગ્યને હાની પહોંચાડે છે. માટે નખ બરાબર નિયમસર કાપી નાંખવા.

## શારીરિક રોગોનાં ઘરગથ્થુ ઔષધોઃ

**નવસાર**—ઉધરસમાં ગળફો ન છૂટતો હોય તો, કાળજામાં દુઃખાવો હોય તો ૩ થી ૧૦ ગ્રેન આપવું. માથાનો દુઃખાવો, બેશુદ્ધિ, હિસ્ટીરિયા વગેરેમાં નવસાર ને ચુનો ભેગાં કરીને જરા તપાવીને સુંઘાડવાં.

**વિલાયતી મીઠું (મેગસલ્ફ)**—જુલાબ, શીળસ, શરીરમાં ખંજવાળ કે ચળ આવતી હોય ત્યારે લોહી સુધારવા જુલાબ તરીકે દીવસમાં એક વખત એક ચમચા જેટલું પાણીના એક ગ્લાસમાં નાંખીને લેવું.

**સોડા બાયકાર્બ**—અપચો, અજીર્ણ, વાયુ, અરુચી, ખાટા ઓડકાર વગેરેમાં ૫ થી ૧૫ ગ્રેન થોડા પાણીમાં બે ત્રણ વાર દિવસમાં લેવું.

**ટંકણખાર**—નાનાં બચ્ચાંઓનાં મોઢામાં ચાંદાં પડે તો ગ્લીસરીન જોડે મેળવીને લગાવવું.

**એરંડિયું (દિવેલ)**—જુલાબ માટે બીજી વસ્તુઓ કરતાં એરંડિયાનો જુલાબ સારો છે. તે દૂધની સાથે લેવાથી કે તેમાં તજના અર્કનાં બે ત્રણ ટીપાં નાખીને લેવાથી તેનો ખરાબ સ્વાદ નથી આવતો. માથામાં ઘસવાથી મગજની ગરમી નીકળી જઈ ઠંડક થાય છે, ને આંખોનું તેજ વધારે છે.

**ટિંક્ચર આયોડીન**—કોઇ પણ જાતનાં ઘા કે ઉઝરડા ઉપર લગાવવાથી ઝટ જલદી વળી જાય છે, ને પાકતું નથી. સામાન્ય સોજો હોય તો તે ઉપર પણ લગાવવું.

**કિવનાઈન**—સાધારણ સુસ્તીમાં કે ટાઢિયા (મેલેરિયા) તાવમાં લેવી. ગ્રેન ૪ થી ૧૦ દિવસમાં ત્રણ વાર લેવી. ઉપર દૂધનું અનુપાન રાખવું.

**પોટાશ પરમેંગેનેટ**—એ જંતુનાશક છે. કંઈ જીવડું કરડ્યું હોય તો ડંખ ઉપર ઘસીને લગાડવાથી ડંખ નીકળી જાય છે અને સોજો પણ ઉતરી જાય છે. ગડગુમડ કે ઘર સાફ કરવા માટે તે પાણીમાં નાખી તેના વડે ધોવાં. તેના પાણીના કોગળા કરવાથી પણ સારો ફાયદો થાય છે. તે પાણીમાં બહુ જ થોડા પ્રમાણમાં નાંખવું.

**બોરીક એસીડ પાઉડર**—ઘા કે ગડગુમડ પર, ગરમ પાણીમાં આ પાવડર નાંખીને તે વડે ધોઈને ઉપર છાંટવું. રૂઝ લાવવા માટે તે જંતુનાશક છે. આંખો દુઃખતી હોય ત્યારે બોરીક ગરમ પાણીમાં તે થોડો પલાળીને તે પાણી વડે આંખો ધોવાથી દુઃખાવો મટે છે.

**ગ્લીસરીન**—મોઢામાં છાલાં પડે તો ટંકણખાર સાથે મેળવીને લગાડવું. બચ્ચાંને દસ્ત કરાવવા તેની પીચકારી દેવા વાપરવું.

**ગંધક**—ખસનો મલમ બનાવવા તેમ જ જંતુનાશ કરવા માટે ઘરમાં બાળવો.

**ફિનાઇલ**—એક બાલદી જેટલા સહેજ ગરમપાણીમાં એક વાટકી જેટલું નાખી તે પાણી વડે ઓરડા તથા મોરી જાજરૂ ધોવાથી માખ મચ્છરનો ઉપદ્રવ રહેતો નથી. તે જંતુનાશક છે.

**કાર્બોલિક સાબુ**—ગડગુમડ ધોવા માટે કે ચેપી રોગવાળા દરદીની સારવાર કર્યા પછી તેના વડે હાથપગ ધોવા.

**પોટાશ બ્રોમાઇડ**—ઉંઘ લાવવા કે મગજની નબળાઇમાં અધોળ પાણીમાં ૫ થી ૧૫ ગ્રેન નાખીને દિવસમાં ત્રણ વાર આપવું.

**ટર્પેન્ટાઈન**—સાંધા દુઃખે કે વા ઉપર તેની માલીસ કરવી.

**પીપરમેન્ટ**—પેટમાં દુઃખે, અજીર્ણ કે વાયુ થાય ત્યારે થોડા પાણીમાં કે ખાવાના સોડા જોડે થોડું નાખી દિવસમાં બે ત્રણવાર લેવું.

**નિલગિરિ તેલ (યુકેલિપ્ટસ)**—શરદી સળેખમમાં રૂમાલમાં નાખી સૂંઘવું મોટી ઉધરસમાં પતાસા ઉપર બે ટીપાં નાંખી લેવું.

**દ્રાક્ષાસવ**—અરૂચી, ઉધરસ, શરદી, અનિદ્રા તેમ જ નબળાઈવાળાં દર્દોમાં જમ્યા પછી એક ચમચા પાણી સાથે લેવો.

**અમૃતધારા**—અજમાનાં ફુલ, કપુર, અને અજમોદના ફુલ દરેક એક એક તોલો લઇને શીશીમાં નાખવાથી એ માથાના દુઃખાવા તથા પેટપીડા ઉપર કામ લાગે છે.

**અશ્વચોળી ગુટિકા**—તાવની શરૂઆતમાં, નબળાઇમાં કે બચ્ચાંને પેટ સાફ આવવા ઉધરસ વગેરે અનેક રોગોમાં ઉપયોગી છે.

**મંજીષ્ઠાદિ ક્વાથ**—ખસ, ખરજવું, ગુમડાં, રકતપિત્ત વગેરે દરેક પ્રકારના ચામડીના ને ગરમીના રોગો ઉપર તે અકસીર છે ને લોહી સુધારક છે.

**સંજીવની ગુટિકા**—વાવડીંગ, સૂંઠ, લીંડીપીપર, હરડે, ચિત્રક, ઘોડાવજ, બહેડાં ગળો, ભીલામાં અને વછનાગ એ દશે ચીજો સમાન ભાગે લઇ ગોમૂત્રમાં ખરલ કરી ચણોઠીના વજન જેટલી ગોળીઓ બનાવવી ને આદુના રસમાં આપવી. અજીર્ણમાં એક ગોળી, કૉલેરામાં બે ગોળી, સર્પદંશ ઉપર ત્રણ અને સન્નિપાતમાં ચાર ગોળી આપવી તેથી મનુષ્ય સજીવન થાય છે; એટલે એ સંજીવની કહેવાય છે.

**ઉપદંશશામક લેપ**—શુદ્ધ ગંધક, એલચી, મરી, લવીંગ અને શુદ્ધ પારો, નાગરવેલના પાનમાં થોડું જેટલું સેવન કરવું. એનાથી દરેક જાતના ઉપદંશનો નાશ થાય છે.

**પાચક ચૂર્ણ**—એલચીદાણા, હરડે, બહેડાં, આમળાં સૂંઠ, મરી, લીંડીપીપર, પીપરીમૂળ, ચિત્રક, શકેલી હીંગ, વરિયાળી, જીરું, લવંગ, અજમો, સંચળ, સિંધવ, વાવડીંગ, બીડ લોણ, જંગડીખાર અને વરાગડું મીઠું એ બધી વસ્તુઓ સમભાગે લઈ તેનું ચુર્ણ કરવું, તેમાં પછી થોડો લિંબુનો રસ મેળવવો. આ ચુર્ણથી ભૂખ લાગે છે, રુચિ થાય છે, તેમ જ અજીર્ણ તથા પેટ ચઢયું હોય તો મટે છે.

**હિંગાષ્ટક ચૂર્ણ**—સૂંઠ, મરી, લીંડીપીપર, સિંધવ અજમો, જીરું, શાહજીરું અને સંચળ એ સમભાગ લઇ તેનો આઠમો હિસ્સો હીંગ લઈ એ બધાનું ચુર્ણ કરવું. અરુચિ, આફરો, અપચો. શૂળ વગેરે પેટનારોગોમાં ફાયદાકારક છે તેમ જ પાણી સાથે કે છાશમાં અથવા ભોજન સમયે ભાત અને ઘી સાથે લિંબુ સહેજ નીચોવીને લેવું.

**વિરેચન (રેચક) ચૂર્ણ**—સોનામુખી, બાળહરડે અને લીંડીપીપર અથવા વરિયાળી એકેક ભાગ તથા સિંધવ અથવા સંચળ અર્ધો ભાગ લઇને સર્વનું ચુર્ણ કરવું. ત્રણ માસા જેટલું રાતના ગરમ પાણી સાથે લેવું. આનાથી પેટ સાફ આવે છે.

**શીતોપલાદિ ચૂર્ણ**—સાકર ૧૬ ભાગ, વંશલોચન ૮ ભાગ, લીંડીપીપર ૪ ભાગ, એલચીદાણા ૨ ભાગ અને તજ ૧ ભાગ લઈ ચુર્ણ કરવું. ૩ થી ૬ માસા મધની સાથે દિવસમાં ત્રણવાર લેવું. આનાથી ઊધરસ, સળેખમ, બચ્ચાંની વરાધમાં હાથેપગે બળતરા, જીર્ણજ્વર, તેમ જ પિત્તવિકાર કે ગરમીના વિકારથી થતા રોગો એ સર્વે રોગોમાં ઉપયોગી છે.

### માથાનો બામ બનાવવાની રીત—

ધોળું વેસેલીન ૪૦ તોલા
કઠણ પેરેફીન ૨૦ તોલા
પીપરમીન્ટનાં ફુલ ૫ તોલા
કપૂર ૫ તોલા
મેથીલીઆલીસીલસ ૫ તોલા
અજમાનાં ફુલ ૨ા તોલા
ઑઇલ કેજ્યુપુટી ૨ા તોલા
તજનું તેલ ૨ા તોલા
યુકેલિપ્ટસ ૨ા તોલા
ઑઇલ લેમનગ્રાસ ૨ા તોલા

પેરેફીનના નાના કટકા કરીને વેસીલીનમાં નાખી દેવા ને ધીમે તાપે એ ઓગાળવું. બાકીનો બધી દવાઓને એક પહોળા મોઢાની શીશીમાં નાખીને ઘડીક તડકે રાખવું એટલે બધું ભળી જશે.

વેસેલીનના તૈયાર થએલ પ્રવાહીમાં એ મિશ્રણ કપડેથી ગાળીને મેળવી દેવું. ત્યારપછી જરા હલાવીને તરત શીશીઓ ભરવી.

**સુદર્શન ચૂર્ણ**—તાવમાં, મંદાગ્નિમાં, અરુચીમાં જઠરની નબળાઈમાં ને તાવ પછી અશક્તિમાં ને થી એક તોલો પાણી સાથે દિવસમાં બે વાર લેવું અથવા ફાંટ કરી લેવું. (ચાર તોલા ઉકળતા પાણીમાં ૧ તોલો ચૂર્ણ નાખીને નીચે ઉતારી પા કલાક ઢાંકી રાખવું, પછી ગાળીને સહેજ ગરમ હોય ત્યારે પી જવું) ગળોનું સત્વ, લીંડીપીપર. બહેડાં, સુરવાસ હરડે, ધોળું ચંદન, કડું, કડવા લીમડાની છાલ, સૂંઠ અને દેવદાર એ એકેક ભાગ અને કરિઆતું સાહાચાર ભાગ લઈ સર્વેનું ચુર્ણ કરવું. આ લઘુસુદર્શન ચૂર્ણ કહેવાય છે ને સર્વ પ્રકારના તાવમાં ઉપયોગી છે.

આ ઉપરાંત બીજાં કેટલાંય ઔષધો છે જે દરેકે પોતાના ઘરમાં રાખવાં જોઇએ. કોઇ કોઈ વેળા એ ઔષધો બહુ જ ઉપયોગી નીવડે છે. આમાં કેટલાંક ઔષધો તો સામાન્ય રીતે બધાંને ઉપયોગી થઈ પડે તેવાં છે. કેટલાકની એવી ટેવ હોય છે કે જ્યારે કોઇ પણ અકસ્માત કે રોગ પેદા થાય ત્યારે દોડાદોડી કરી મૂકે છે. ડૉકટરને બોલાવવા માટે દોડે છે. કોઈવળી વૈદ્યોને બોલાવે છે. આવી ટેવ કદી પણ ન રાખવી. આવાં કાર્યોમાં હંમેશાં ધીરજ અને કાળજીથી કામ લેવું. કેટલીક વખતે ડૉકટરો કે વૈદ્યોને લીધે જ નહિ જેવું દર્દ વધીને ભયંકર બની જાય છે. આવી વેળાએ ઉપરનાં ઔષધો જો ઘરમાં તૈયાર હોય કેટલાં કામ લાગે? કેટલાંકની ટેવ 'આગ લાગે ત્યારે કૂવો ખોદવો' જેવી હોય છે. આ ટેવ પણ સારી નથી. આવાં ઔષધો તો આગળથી જ તૈયાર કરીને ઘરમાં રાખવાં જોઇએ કે જેથી કોઇ પ્રસંગે એ સરસ રીતે કામમાં આવે. પોતાને નહિ તો આડોશીપાડોશીને પણ ઉપયોગમાં આવે.

## શારીરિક સામાન્ય રોગો:—

**ઉધરસ**—જો સાધારણ સળેખમથી ઉધરસ થએલ હોય તો તેવા ઉપચાર કરવા. બીજું શ્વાસમાં ધુમાડી જવાથી કે ખરાબ ખાટા ખારા ભોજનથી, અથવા મળમૂત્ર, વાયુ વગેરેના અવરોધથી પણ ઉધરસ થઇ આવે છે. અળસીની ગરમ ચા પીવાથી ને છાતી ઉપર શેક કરવાથી તે મટે છે. તેમાં અરડુસીનો રસ મધમાં આપવો. લીંડીપીપર, પીપરીમૂળ, સૂંઠ અને બહેડાંનું ચૂર્ણ મધમાં આપવું. તેમ જ સીતોપલાદિ ચુર્ણ પણ સારું ઉપયોગી છે.

ફેફસાંના કોઇ રોગથી થઇ આવેલી ઉધરસ હોય તો સારા ચિકિત્સકની સલાહ લેવી કે તાત્કાલિક ઉપચાર કરવા. તે પ્રત્યે બેદરકાર ન રહેવું, કારણ કે નહિ તો તેમાંથી ક્ષય, દમ વગેરે ભયંકર રોગો થાય છે.

**ગળાના કાકડા**—શરદી લાગવાથી ગળાના કાકડા આવી જાય છે. એથી સાદ ભારે થઈ જાય છે. થોડો તાપ પણ લાગે છે. તે વખતે ગરમ કપડાં પહેરવાં અને ગરમ પાણીના મીઠાના કોગળા કરવા. તાપ હોય તો સુદર્શન ચુર્ણનો ઉપયોગ કરવો.

**માથાનો દુઃખાવો**—આ રોગ ઘણા પ્રકારનો થાય છે. આંતરડાં કે કાળજાંની અનિયમિત સ્થિતિને લીધે પણ ઘણું ખરું માથું દુઃખે છે, તેમ જ અપચાથી પણ દુઃખે છે. ઘણીવાર અશુદ્ધ હવામાં રહેવાથી પણ માથું દુઃખી આવે છે. નબળી તબિયતવાળાને પણ ઘણીવાર વધારે પડતી મહેનતથી કે થાકથી અથવા ખોટી ઉશ્કેરણીથી પણ માથું દુઃખે છે.

જે કારણે માથું દુઃખે છે તે કારણની બરાબર તપાસ કરી એ પ્રમાણે ઉપચાર કરવા. કબજિયાત કે અપચાથી દુઃખતું હોય તો કોઈ પાચક ચૂર્ણ કે રેચક પદાર્થ લેવાથી મટે છે. નબળી તબિયતવાળાનું માથું દુઃખતું હોય તો તેણે પૂરતો આરામ લેવો.

મગજને શક્તિદાયક પદાર્થો, દૂધ વગેરે લેવાથી મટે છે. થાક કે ઉશ્કેરણી લાગે તેવા કામમાં ભાગ ન લેવો. શરદીથી માથું દુઃખતું હોય તો તે શેકથી, ગરમ કપડાં પહેરવાથી ને થોડું ક્વિનાઇન લેવાથી આરામ જણાય છે. અશુદ્ધ હવામાં રહેવાથી માથું દુઃખે તો શુદ્ધ હવામાં ફરવાથી ફાયદો થાય છે. કોઈવાર સતત વાચનથી કે વિચાર કરવાથી તેમ જ વધારે પડતો વ્યાયામ કરવાથી પણ માથું દુઃખે છે.

**મેલેરિયા**—આ તાવ ફેલાવનાર મચ્છર છે. બંધિયાર પાણીમાં આ મચ્છરો થાય છે ને તે પાણીમાં આ મચ્છરો ઈંડાં મૂકે છે. માટે દર અઠવાડિયે તેવા પાણી ઉપર ગ્યાસલેટ છાંટવું, જેથી પાણીમાંનાં જંતુઓનો નાશ થાય છે. પાણી વહેતું અટકીને એક ઠેકાણે ભરાઇ જાય ને ભેગું થાય તે ઠેકાણે મચ્છરનો ઉપદ્રવ વિશેષ થાય છે. માટે તેમ ન થાય તેવો ઉપાય યોજવો. ઘરમાં હમેશાં ધૂપ કરવો અને બરાબર સાફસૂફી કરવી. સૂતી વખતે મચ્છરદાનીનો ઉપયોગ કરવો અથવા ખુલ્લામાં સૂતા હોઇએ તો શરીર ઉપર હાથેપગે યુકેલિપ્ટસ કે ગ્યાસલેટ ચોપડીને સૂવું જેથી મચ્છર કરડે નહિ આટલી સાવચેતી રાખીએ તો તાવ આવવાનો સંભવ રહેતો નથી.

ટાઢિયા તાવના મચ્છરો તે રોગથી પીડાતા માણસના શરીર પર બેસી તેમાંથી લોહીની સાથે રોગના જંતુઓ ચૂસે છે. પછી તે સારા માણસને ડંખે છે. ત્યારે તેમના શરીરમાં તે રોગનાં જંતુઓ દાખલ થાય છે. તેમનું જોર શરીરમાં વધે એટલે દરદીને ટાઢ સખત વાય છે ને તાવ પણ ચઢે છે. તાવ ઘણીવાર ૧૦૫-૧૦૬ ડીગ્રી સુધી ચડે છે. ચારપાંચ કલાક પછી પરસેવો થાય ત્યારે તાવ ધીરે ધીરે ઉતરે છે. પરસેવો થાય તે બરાબર લોહી નાખવો. આ તાવ આવવાથી શરીર સુસ્ત રહે છે અને નબળાઈ રહે છે. ઘણા દિવસ તાવ આવે તો તેથી બરોળ વધે છે. ટાઢીઓ તાવ ઘણોખરો એકાન્તરે આવે છે. આ તાવ ઉપર ક્વિનાઇન જેવી બીજી કોઈપણ દવા અકસીર નથી. તાવ ઉતરી ગયા પછી પણ આરામ લેવો. દરરોજ આઠ દસ ગ્રેન ક્વિનાઈન એક અઠવાડિયા સુધી લેવું. પછી પ્રમાણ થોડું ઘટાડવું. ક્વિનાઇન ઉપર દૂધનું અનુપાન કરવું. વળી કડું, કરીયાતું, કડવી જીરી, ગળો, પિત્તપાપડો, ઇદ્રજવ, સોનામુખીનાં પાંદડાં, પીપળીના ગંઠોડા અને સંચળ એ બધાં સરખે ભાગે લઈ ખાંડવાં અને તે ચમચી ભરીને રોજ ફાકવાથી કે પાણીમાં ઉકાળી પીવાથી સારો ફાયદો થાય છે. સુદર્શન ચૂર્ણ પણ સારું ઉપયોગી છે.

**પ્લેગ**—એનાં જંતુઓ (ચાંચડ) પ્રથમ ઉંદરને ચોંટે છે ને ઉંદરોને લીધે તે રોગ ફેલાય છે. માટે ઘરમાં કોઇપણ ઠેકાણે ઉંદર ન રહે તેવો ઉપાય કરવો. ઉંદરને આ ચાંચડ કરડે એટલે તેમના લોહીની સાથે પ્લેગનાં જંતુઓ ફેલાય છે ને ઉંદરો મરવા લાગે છે ત્યારે આ ચાંચડો માણસને કરડે છે, ને આ રોગ માણસોને લાગુ પડે છે. પ્રથમ માણસને સખત તાવ આવે છે ને પછી બગલ, કોણી, જાંઘના સાંધા કે ગળા આગળ ગંઠા થાય છે. એટલે તે ગાંઠિયો તાવ પણ કહેવાય છે. આ રોગ માટે નીચે મુજબ સૂચનાઓનો અમલ કરવો. (૧) ઘર પાસે ગંદકી મુદ્દલ થવા દેવી નહિ. (૨) ઘરમાંથી ઉંદર નિર્મૂળ કરવા. (૩) ઘરમાં ઉંદર મરે કે તરત તેના ઉપર ઘાસલેટ નાખી બાળી મૂકવો. (૪) ઘરમાં ખૂબ ગંધક બાળવો. (૫) બની શકે તો ઘર છોડીને બીજે રહેવા જવું. (૬) પ્લેગની રસી મુકાવવી. (૭) ઘરમાં હંમેશાં કોઇપણ રીતે તડકો આવે તેમ કરવું. સારા વૈદ કે ડૉક્ટરની સારવાર લેવી.

**કાનનો દુઃખાવો**—તે બહુ પીડા કરનાર હોય છે, ઘણુંખરું એ શરદીથી થાય છે, કોઈ વખત કાન ખંજોળવાથી પણ દુઃખાવો થાય છે. કાનની અંદરના ભાગમાં સોજો આવે છે. તેલ ગરમ કરીને તેનાં દિવસમાં ત્રણ ચાર વાર ટીપાં નાંખવાથી સારો ફાયદો થાય છે. તેલ નાંખ્યા પછી થોડીવારે કાન લૂછીને કાનમાં ઠંડી ન લાગે તે સારૂ કાનમાં રૂ ભરાવી રાખવું. કાનમાં આવતા સણકા ઉપર સાધારણ ગરમ પાણીમાં બોરીક એસીડ નાખી તેનાથી કાનને ધોઈ સાફ કરી શુદ્ધ કરેલા સમુદ્રફીણની ભૂકી નાખી લિંબુના રસનાં પાંચ સાત ટીપાં પાડવાં. આમ દિવસમાં બે વાર ચાર પાંચ દિવસ કરવાથી કાન દુઃખતો મટે છે. (સમુદ્ર ફીણને લિંબુના રસમાં ખરલ કરી સૂકાયા બાદ ભરી લેવું તેનું નામ શુધ્ધ સમુદ્રફીણ.)

**ખસ**—બારીક જીવાતથી ખસ થાય છે. પ્રથમ તે આંગળાંના મૂળ આગળની પાતળી ચામડીમાં પેસીને ઈંડાં મૂકે છે તે પછી ફેલાતાં જાય છે, તે જંતુ કરડે એટલે ખૂબ ચળ આવે છે. શરીરની સ્વચ્છતા બરાબર રાખવી. જંતુનાશક વસ્તુઓથી (જેવાં કે કારબોનિક સાબુ) હાથ પગ-જ્યાં તે થાય તે ભાગ-બરાબર સાફ કરવા ગંધકનો મલમ ચોપડવાથી તે મટે છે.

**દરાજ**—દરાજ થાય ત્યારે પ્રથમ શરીર ઉપર નાની ફોલ્લીઓ થાય છે, પછી ખુબ ચળ આવે છે. પછી તે જગ્યાએ ગોળકુંડાળું થાય છે, આ રોગ બહુ જ ચેપી છે. દરદીનાં કપડાં તથા બીજી ચીજોનો ઉપયોગ બીજાનાથી થાય તો તેને પણ આ રોગ થઈ આવે છે, માટે સાવચેતી રાખવી. તેના માટે ઉપર કહેલ જંતુનાશક સાબુ તથા ગંધકના મલમનો ઉપયોગ કરવો. આ રોગ માટે સેલીસેલીક એસિડ પણ બહુ સારી દવા છે.

**ખરજવું**—આ રોગ થાય ત્યારે પહેલાં ચામડી સૂઝીને રાતી થાય છે ને ખુબ ખંજવાળ આવે છે પછી તેમાંથી રસી નીકળે છે. કેટલીક વખત પોપડી બંધાઇ જાય છે ને રસી ઝરતી બંધ થાય ત્યારે તે સૂકુ ખરજવું કહેવાય છે. કારબોલિક એસિડના પાણીથી ધોવો અને ઉપર પારાનો મલમ લગાવવો, જ્યાં ખરજવું થયું હોય ત્યાં હવા ન લાગે તેમ પાટો બાંધવો.

**વાળો**—પ્રથમ શરીરે ખજવાળ આવે છે. સહેજ તાવ પણ આવે છે અને પગની ઘૂંટી નજીક ફોલ્લો જણાય છે, તે ફુટે ત્યારે લાલ ચાંદુ નીકળે છે, તેની મધ્યમાં ધોળો નાનો દોરો દેખાય છે, જે લગભગ અઢી ફુટ લાંબો થાય છે. ત્યાંથી ધોળો રસ ઝરે છે, આના ઉપર પાણી રેડી તેને સુક્ષ્મદર્શક યંત્રથી તપાસીએ તો તેમાં અસંખ્ય ઝીણા ગોળ પોરા દેખાશે, તેઓ પાણીમાં રહી શકે છે, જેને તે થયો હોય તે કુવા, તળાવ કે નદીમાં નહાય છે ત્યારે તે પાણીમાં પેલા પોરા મળી જાય છે ને આ પોરાવાળું પાણી પીવાથી વાળા નીકળે છે માટે પીવાના પાણી બાબત ધ્યાન રાખવું. પાણી બરાબર ગાળીને પીવું અને જેને આ રોગ થયો હોય તેણે આવાં જાહેર પાણી ભરવાનાં સ્થાનોમાં નહાવું નહિ.

**અળાઈ**—અળાઇ ઉનાળામાં થાય છે. આ કોઈ ભયંકર રોગ નથી, ગોપીચંદન લગાડવાથી તે મટી જાય છે.

**કોલેરા**—આ રોગને વિષૂચિકા પણ કહે છે. એનું મૂળ કારણ અજીર્ણ હોય છે. દર્દીને ચોખાના ધોવરામણ જેવા

પાતળા ઝાડા ને પાતળી ઉલટી થાય છે. તેનાથી પેટમાં ખૂબ પીડા સાથે શૂળ આવે છે. શરીર ઠંડું લાગે છે, પેશાબ થતો નથી, આંખો નિસ્તેજ થાય છે, નિદ્રા નથી આવતી અને મૂર્છા પણ આવી જાય છે. આ બધાં તેનાં લક્ષણો છે. આ રોગનું મૂળ કારણ અસ્વચ્છતાથી ઉત્પન્ન થાય છે. આ રોગનાં જંતુ ગંદા પાણીવાળા, કુવા, તળાવ કે નદીના પાણીમાં થાય છે. ઉનાળામાં પાણી જ્યારે ઓછાં હોય ત્યારે એનો ઉપદ્રવ થાય છે. દર્દીના ઝાડા–ઉલટી ગમે ત્યાં ન ફેંકતાં ખાડો ખોદી તેમાં દાટવાં કે બાળી નાંખવાં. કારણ કે નહિ તો તેના ઉપર માખીઓ બેસે છે અને તે રોગને ફેલાવે છે. દર્દીનાં કપડાં પણ જંતુનાશક દવાવાળા પાણીમાં ધોવાં. સારવાર કરનારે પણ ખૂબ સાવચેતી રાખવી. તેમણે પોતાના હાથ પગ હંમેશાં ગરમ પાણીથી ને જંતુનાશક સાબુ ( કારબોલિક ) કે બીજી દવાવાળા પાણીથી ધોવાં. તાત્કાલિક સારા વૈદ કે ડૉકટરની સારવાર કરવી. તેમ જ નીચે મુજબના ઉપચારો પણ કરવા. (૧) કપૂરનો અર્ક થોડો આપવો. લીંબુના રસમાં કેસર આપવું. (૩) લસણ, જીરૂં, સિંધવ, સંચળ, સૂંઠ, મરી, લીંડી પીપર અને હીંગનું ચુર્ણ લીમડાના રસમાં કાઢવી આપવું. (૪) લવંગાદિ ચુર્ણનો ઉપયોગ કરવો. (૫) આકડાના મૂળની છાલ અને કાળાં મરી સમભાગે લઇ બારીક વાટી આદુના રસમાં મેળવી, તેની નાની ગોળી બનાવવી અને ડુંગળીના રસમાં આપવી. (૬) કોલેરાનું ઇંજેકશન આપવું.

**શિક્ષણ** : હિંદના શિક્ષણનો પ્રશ્ન આજકાલ ખૂબ મહત્વનો થઇ પડયો છે અને એ માટે ચોપાસ ચર્ચાઓ પણ ખૂબ મોટા પ્રમાણમાં ચાલે છે. કારણ હિંદનું શિક્ષણ પ્રમાણ બીજા દેશોના પ્રમાણમાં બહુ જ થોડું છે. એક વખત એવો હતો કે ભારત એ સારી દુનિયામાં સુસંસ્કૃત અને ધનવાન દેશ ગણાતો આજે એ જ ભારતની એવી કફોડી દશા છે. એનાં કારણો ખુબ છે અને એ બધાં વર્ણવવા બેસીએ તો એ માટે એ મોટો ગ્રંથ જ લખવો પડે; પરંતુ આપણે તો એ વિષે ટુંકમાં જ પતાવિશું.

હિંદનું શિક્ષણ પ્રમાણ આટલું ન્હાનું છે. એમાં મુખ્ય કારણ આપણી ગુલામી છે. એ પરદેશી સત્તાને આપણી કંઇ પડી નથી. કયાં ઇગ્લેંડ, અમેરિકા અને જર્મનીની વિશાળ અને સગવડ-વાળી શિક્ષણ સંસ્થાઓ અને કયાં આ હિંદની ન્હાની દુબળી અને માંડ માંડ ટકી રહેતી શિક્ષણ સંસ્થાઓ ! આટલો ફરક શા માટે ? કારણ કે ઇગ્લેંડ, અમેરિકા, જર્મની વગેરે દેશો આઝાદ છે. ત્યારે આપણો દેશ પરાધીન છે.

આ માટે સર પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ, જે. આર. ડી. તાતા, જી. ડી. બીરલા વગેરેએ શિક્ષણ સંબંધક એક યોજના બહાર પાડી છે. બીજી અનેક યોજનાઓ ઘડાય છે. ચર્ચાઓ પણ ખુબ થાય છે; પરંતુ એ બધી યોજનાઓ જ્યારે અમલમાં મૂકાય અને એમાં સંપૂર્ણ સફળતા મેળવે ત્યારે જ એ યોજના સફળ થઇ કહેવાય. આ યોજનામાં શિક્ષણ સંબંધી બહુ જ સરસ ચર્ચા કરવામાં આવી છે. તે વિષે આપણે થોડું લખીશું. ૧૦ વરસથી વધારે ઉંમરની દરેક વ્યક્તિ લખી વાંચી શકતી હોવી જોઇએ અને ખાનગી તેમ જ સામાજિક જીવનમાં સમજપૂર્વક રસ લઇ શકતી હોવી જોઇએ. બીજા આગળ વધેલા દેશોનું પ્રમાણ ૮૦ ટકા જેટલું છે. જ્યારે આપણા દેશમાં પાંચ વરસ કરતાં વધારે ઉંમરની વ્યક્તિઓમાં અક્ષરજ્ઞાનના માત્ર ૧૪.૬ ટકા જ છે. જ્યાં સુધી હિંદી પ્રજાનું શિક્ષણ પ્રમાણ વધશે નહિ ત્યાં સુધી હિંદની ગરીબાઇ ઓછી થશે નહિ.

**પ્રાથમિક શિક્ષણ**—પ્રાથમિક શિક્ષણ આપવા માટે હિંદના દરેક નાના કે મોટા ગામમાં એક કે બે ઓછામાં ઓછાં પાંચ ધોરણ સુધી શિક્ષણ આપતી શાળાઓ તો હોવી જ જોઇએ અને આ શાળાઓ માટે દરેક ગામમાં ૨૦×૩૦ ફૂટના માપના ઓરડાઓ બનાવવામાં આવે, તો તેનું ખર્ચ લગભગ ૬૬ કરોડ જેટલું આવે. જ્યારે શહેરી વિસ્તારમાં ૩૦ વિદ્યાર્થીઓ માટે ૨૦×૩૦ ફૂટના માપનો એક ઓરડો જોઇએ અને એ બાંધવામાં ગામ કરતાં શહેરમાં ખર્ચ ડબલ થશે અને આ ખર્ચ ૨૦ કરોડ જેટલું થાય.

પ્રાથમિક શાળાઓમાંના વાર્ષિક ખર્ચમાં મુખ્યત્વે શિક્ષકોના પગારનું જ ખર્ચ હોય છે. આ પગારનું ધોરણ અત્યારે ખૂબ જ નીચું છે. જેથી એ ધોરણ વધારવાની ખાસ જરૂર રહેશે. કેટલાક શિક્ષણશાસ્ત્રીઓનો અભિપ્રાય છે કે શિક્ષણ દીઠ વિદ્યાર્થીની સંખ્યામાં વધારો કરવામાં આવે તો ખર્ચમાં ૫૦ ટકા જેટલો ઘટાડો થઇ જાય. રાષ્ટ્રસંઘ તરફથી સ્થપાયેલ શિક્ષણ નિષ્ણાત મંડળે ચીનની શિક્ષણ વ્યવસ્થાની પુનઃરચના માટે તૈયાર કરેલા હેવાલમાં જણાવ્યું છે કે, "ચીનમાં સમગ્ર રીતે જોતાં દર શિક્ષકે ૨૦.૩ વિદ્યાર્થીઓ હોય છે. જ્યારે બીજા આગળ પડતા દેશોમાં શિક્ષક દીઠ વિદ્યાર્થીઓની સંખ્યા આથી બે ત્રણ ગણી હોય છે, એટલે દર શિક્ષક દીઠ ૫૦ થી ૬૦ વિદ્યાર્થીઓનું ધોરણ રાખવું જોઇએ અને છતાંય જો ચાલે છે તેમ ચાલશે તો ગ્રામ-વિસ્તારોમાં સરેરાશ એક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ પંદર રૂપિયા અને શહેરી વિસ્તારોમાં પચ્ચીસ રૂપિયા જ આવે છે. આ રીતે હીસાબ કરતાં વાર્ષિક ખર્ચ ૮૨ કરોડ જેટલું થાય છે, આમાં મકાનો વગેરે કાયમ રાખવાં તેમાં સુધારાવધારા કરવા, ફેરફાર કરવા વગેરેનું ૬ કરોડનું ખર્ચ ઉમેરવાનું રહે છે.

હિંદમાં પ્રાથમિક શિક્ષણ માટેની વ્યવસ્થા કરવી એ ખાસ મહત્વની વસ્તુ છે, આ માટે મિ. સાર્જન્ટની યોજના મુજબ ફક્ત બ્રિટિશ હિંદમાં જ ૧૮,૦૦,૦૦૦ શિક્ષકોની જરૂર રહેશે.

**માધ્યમિક શિક્ષણ**—માધ્યમિક શિક્ષણને બે ભાગમાં વહેંચી નાંખવાની જરૂર છે. એક મીડ્લસ્કૂલ અને બીજું હાઇસ્કૂલનું શિક્ષણ મિડ્લસ્કૂલના શિક્ષણની જરૂર પ્રાથમિક શિક્ષણ જેટલી જ અગત્યની છે. જ્યાં સુધી વિદ્યાર્થીઓ મિડ્લ-સ્કૂલનું શિક્ષણ ન લે ત્યાં સુધી વિદ્યાર્થીઓ દેશની સામાજિક પરિસ્થિતિ સમજી શકે નહિ. આમ પ્રાથમિક શિક્ષણ લઇને પારંગત થયેલા વિદ્યાર્થીઓને ઉચ્ચ કક્ષાના નાગરિક બનાવવા તેમને મિડ્લસ્કૂલનું શિક્ષણ આપવું ખાસ જરૂરી છે. હાઇસ્કૂલો મુખ્યત્વે મોટાં ગામો અને શહેરોમાં સ્થાપવી જોઇએ. એ હાઇ-સ્કૂલનાં મકાનો માટે પણ જોગવાઈ કરવી પડશે. દર પાંચ બાળકે એક બાળક હાઇસ્કૂલનું શિક્ષણ લઇ શકે તો હિંદમાં હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૧ કરોડ જેટલી થાય અને એમનું ખર્ચ નીચે મુજબ થાય એમ લાગે છે.

દર વરસે દર વિદ્યાર્થીએ સરેરાશ ખર્ચ રૂા. ૨૨

ગ્રામ વિસ્તારોમાં મિડલસ્કૂલ શિક્ષણ
આપવાનો કુલ ખર્ચ રૂા. ૪૯ કરોડ

ગ્રામ વિસ્તારોમાંની માધ્યમિક સ્કૂલોમાં
ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૨ કરોડ, ૨૦ લાખ

ગ્રામ વિસ્તારોમાંની મિડલ
મકાનો અને સાધનો રૂા. ૩૪ કરોડ

| | |
|---|---|
| શહેરોમાં મિડ્લસ્કૂલ માટે સ્કૂલો–મકાનો અને સાધનો | રૂ. ૧૧ કરોડ |
| શહેરોમાં મિડ્લસ્કૂલોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા | ૩૩ લાખ |
| વિદ્યાર્થી દીઠ વર્ષનો સરેરાશ ખર્ચ | રૂ. ૩૧ |
| શહેરોમાં મિડ્લસ્કૂલના વર્ગોનું શિક્ષણ આપવાનો કુલ ખર્ચ | રૂ. ૧૦ કરોડ |
| હાઈસ્કૂલો મકાનો અને સાધનો | રૂ. ૩૩ કરોડ |
| હાઇસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા | ૧ કરોડ |
| વિદ્યાર્થી દીઠ વાર્ષિક સરેરાશ ખર્ચ | રૂ. ૬૪ |
| હાઈસ્કૂલોના વર્ગોનું શિક્ષણ આપવાનું કુલ ખર્ચ | રૂ. ૬૪ કરોડ |

મુખ્ય ખર્ચના ૭ાા ટકા લેખે મિડ્લસ્કૂલો અને હાઈસ્કૂલોનાં મકાનોને ચાલુ હાલતમાં રાખવાનો ખર્ચ રૂ. ૬ કરોડ જેટલો આવશે.

**પ્રૌઢ શિક્ષણ**—પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ જેટલું જ ઉપયોગી પ્રૌઢ શિક્ષણ પણ છે. પ્રૌઢ શિક્ષણ માટે એવી વ્યવસ્થા કરવી જોઇએ કે જેથી દરેક પ્રૌઢ એનો લાભ લઈ શકે અને આ માટેનો ખર્ચ મિ. સાર્જન્ટના ધારવા પ્રમાણે દર પ્રૌઢ દીઠ વાર્ષિક રૂ. ૨ આવે એ રીતે કુલ ખર્ચ રૂ. ૩૩ કરોડ થાય. પ્રૌઢ શિક્ષણનો હેતુ ૧૧ વર્ષની ઉંમર વટાવી ગયેલા પણ ૫૦ વર્ષની મર્યાદા પસાર ન કરી ગયેલાં બધાં અક્ષરજ્ઞાન-વિહોણાં માણસોને શિક્ષણજ્ઞાન આપવાનો હોવો જોઇએ. સામાન્ય અનુભવ ઉપરથી એવું માલૂમ પડ્યું છે કે જો પ્રૌઢ વ્યક્તિઓને યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો તેઓ બહુ જ ટુંકા સમયમાં અક્ષરજ્ઞાન મેળવી લે છે.

આમ ૨૦ કરોડ માણસોને શિક્ષણ આપવું પડશે. આ વસતિગણત્રીના આધારે જ નક્કી કરવામાં આવી છે; પરંતુ એ સંખ્યા કદાચ ઘણી નાની થઇ જશે. કારણ કે ૧૧ થી ૫૦ વર્ષના કેટલાંય પોતાની ઉંમર વટાવી ગયાં હશે. આમ પ્રૌઢ વ્યક્તિઓની સંખ્યા ૧૬ કરોડ ૫૦ લાખ જેટલી થાય એમ લાગે છે.

અતિ પ્રૌઢ વ્યક્તિ દીઠ ૪ રૂ. લેખે રૂ. ૬૬ કરોડનું ખર્ચ થાય; પરંતુ આટલું ખર્ચ શરૂઆતનાં જ કેટલાંક વર્ષો સુધી થશે. પછી તો પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને અંગે ઢ શિક્ષણ લેવાની ભાગ્યેજ જરૂર પડશે. પ્રૌઢ શિક્ષણના ફરજિયાત વર્ગો રાત્રે અને વહેલી સવારના સમયે જ રાખવા પડશે. આ શિક્ષણ પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ શિક્ષણ માટેનાં મકાનો તથા નિરક્ષર પ્રૌઢો જ્યાં કામ કરતા હોય ત્યાં ચલાવવાની જરૂર રહેશે. આમ ૬૬ કરોડ અને ઉપરના ૩૨ કરોડ મળી કુલ ૯૯ કરોડનું ખર્ચ થશે.

**યુનિવર્સિટી શિક્ષણ અને ટેકનિકલ શિક્ષણ**—આ શિક્ષણ માટે 'ટેકનિકલ સંસ્થાઓ' એ વિભાગમાં વિગતો આપેલ છે. તે જોઈ જવી. ધંધાદારી શિક્ષણ માટે, યુનિવર્સિટીના શિક્ષણ માટે અને સંશોધન માટે પણ ખાસ વ્યવસ્થા કરવી જોઈએ. બ્રિટનમાં આ શિક્ષણ પાછળ રાષ્ટ્રિય આવકનો ૧,૦૦૦ મો ભાગ, રશિયામાં ૧૦૦ મો ભાગ અને અમેરિકામાં ૧૬૬ મો ભાગ ખર્ચવામાં આવે છે. હિંદમાં રાષ્ટ્રિય આવકનો ૨૦૦ મો ભાગ ખર્ચવામાં આવે તો જ યોગ્ય વ્યવસ્થા થઈ શકે.

આમ આ યોજનામાં દર્શાવ્યા મુજબ બધા પ્રકારના શિક્ષણ માટે નીચે મુજબ ખર્ચ થશે.

**રૂ. કરોડમાં**

| | શરૂઆતનો ખર્ચ. | વાર્ષિક ખર્ચ. |
|---|---|---|
| પ્રાથમિક શિક્ષણ... ... ... | ૮૬ | ૮૮ |
| પ્રૌઢ શિક્ષણ ... ... ... | ૯૯ | — |
| માધ્યમિક શિક્ષણ ... ... | ૮૨ | ૧૨૯ |
| યુનિવર્સિટી શિક્ષણ, વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધન ... ... | — | સરેરાશ ૨૦ |
| કુલ | ૨૬૭ | ૨૩૭ |

૧૮૧૬ માં પશ્ચિમની ધાર્મિક કેળવણીના પ્રચાર માટે, હિંદુ કૉલેજ સ્થાપવા માટે, ડેવિડ હેરે રાજા રામમોહનરાયને સહાય કરી. ૧૮૨૭ માં મુંબાઇમાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનની સ્થાપના થઇ. ૧૮૩૫ માં કલકત્તામાં મેડિકલ કૉલેજ સ્થપાઇ. ૧૮૧૮ માં વૉર્ડ, કેરી અને માર્શમેનના અધ્યક્ષપણા નીચે સીરામપોરમાં પ્રથમ મિશનરી કૉલેજની સ્થાપના થઇ.

**વિશ્વવિદ્યાલયોની સ્થાપના**:–૧૮૪૫ માં બંગાળના કેળવણી મંડળે હિંદમાં વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવાની દરખાસ્ત પહેલી જ દાખલ કરી; પરંતુ તે વખતના ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ડિરેક્ટર–બોર્ડે એનો અસ્વીકાર કર્યો, કારણ કે આ યોજના એમને અણગમતી લાગી. ૧૮૫૪ માં સર ચાર્લ્સ વૂડના ખરીતાને લઇને ફરી આ પ્રશ્ન આગળ આવ્યો. આ દસ્તાવેજમાં જણાવ્યું છે કે, "કેળવણી એ ખુબ અગત્યની વસ્તુ છે. હિંદીઓને ઉપયોગી જ્ઞાન અપાય તો ઇગ્લેંડ સાથેના સંબંધમાં હિંદને જે નૈતિક અને આર્થિક લાભ થાય તે અમારાથી બની શકે તેટલા હિંદીઓને આપવાની દેશ પ્રત્યેની પવિત્ર ફરજ છે." આથી હિંદમાં વિશ્વવિદ્યાલયની કેળવણીનો પાયો નખાયો.

ઈ. સ. ૧૮૫૭ માં મદ્રાસ, મુંબઇ અને કલકત્તા યુનિવર્સિટીની સ્થાપના થઇ. આ સાથે દેશમાં ઉચ્ચ કેળવણીની સ્થાપના થઇ. શરૂઆતમાં કલકત્તા યુનિવર્સિટીમાં ઉત્તર ભાગનો સમાવેશ પણ થતો હતો; પરંતુ પાછળથી એની વ્યવસ્થાનું કાર્ય મુશ્કેલ થવાથી ૧૮૮૨ માં પંજાબ અને ૧૮૮૭ માં અલ્હાબાદ યુનિવર્સિટીની સ્થાપના થઈ. કલકત્તા યુનિવર્સિટીએ ૧૯૩૫ માં એક અગત્યનો ફેરફાર કર્યો છે કે મેટ્રિકના સર્ટિફિકેટની પરીક્ષા તથા શિક્ષણમાં માતૃભાષાને સ્થાન આપ્યું અને હવે તો માતૃભાષા જ શિક્ષણની ભાષા બની છે. છેલ્લાં પોણોસો વર્ષ થયા જે રીતે ચાલતી હતી, તેમાં કલકત્તાએ મહત્વનો અને અગત્યનો ફેરફાર કર્યો.

૧૯૩૬માં કલકત્તા યુનિવર્સિટીમાં લડાયક તાલીમ આપવાનો અભ્યાસક્રમ પણ દાખલ થયો અને ઊંચા અને નીચલા શિક્ષણમાં લડાયક તાલીમ આપવાના અભ્યાસક્રમનો પણ સમાવેશ થવો જોઈએ તેવી ભલામણ કરવામાં આવી છે. દરેક અભ્યાસક્રમ લગભગ બે વર્ષના હોવો જોઇએ.

માધ્યમિક શાળાઓમાં શિક્ષણ આપવા હિંદી ભાષાઓને દાખલ કરવામાં આવી. એ હિંદ માટે ખુબ મહત્ત્વની બીના છે. ૧૯૪૦થી શાળાઓમાં સામાન્ય વ્યવહાર માટે અંગ્રેજીને બદલે દેશી ભાષાઓને મૂકવાનો ઠરાવ યુનિવર્સિટીએ કર્યો છે અને અંગ્રેજીમાં એમાં બીજી ભાષા તરીકે દાખલ કરી છે.

૧૯૦૨માં લોર્ડ કર્ઝને યુનિવર્સિટી કમિશનની નિમણૂક કરી આ કમિશનની ભલામણ મુખ્યત્વે યુનિવર્સિટીના બંધારણમાં સુધારણાની દિશામાં હતી. ૧૯૦૪ની ૧લી સપ્ટેમ્બરે શિક્ષણ માટે સાધનો પૂરાં પાડવાની ફરજ યુનિવર્સિટી માથે નાખવામાં આવી પ્રોફેસરો અને લેક્ચરરો નીમવાની સત્તા, ફંડ રાખવાં તથા તે માટેની બધી વ્યવસ્થા કરવાની સત્તા, યુનિવર્સિટી લાયબ્રેરી તથા મ્યુઝિયમને સજ્જ કરી ટકાવી રાખવાની સત્તા યુનિવર્સિટીને મળી. કેટલીક ઉચ્ચ કેળવણી યુનિવર્સિટીની વ્યવસ્થા નીચે અપાવા માંડી; પરંતુ શિક્ષણનો મોટો ભાગ તો સાથે જોડાયેલી કૉલેજોમાં જ અપાતો હતો.

૧૯૧૬ પહેલાં સઘળી યુનિવર્સિટીઓની સ્થાપના અધિકારી મંડળ જ કરી શકતું; પરંતુ ૧૯૧૬ અને ૧૯૨૦માં નવો ફેરફાર થયો. હિંદુ અને મુસ્લિમ એમ બે કોમોના યત્નોને અંગે બન્ને કોમોની વિશિષ્ટ જરૂરિઆતોને પહોંચી વળવા તે વર્ષોમાં બે નવી યુનિવર્સિટીઓની સ્થાપના કરાઇ. ધારાસભાના કાયદા પ્રમાણે તેની સ્થાપના કરાઈ હતી ૧૯૧૬માં બનારસ હિંદુ યુનિવર્સિટી અને ૧૯૨૦માં મુસ્લિમ યુનિવર્સિટીની સ્થાપના થઇ. પૌર્વાત્ય કેળવણી અને ધાર્મિક શિક્ષણને માટે ડીગ્રીઓ આપવી, તે આ સંસ્થાઓની ખાસ વિશેષતા છે.

બિહાર ઓરિસાના નવા પ્રાંતો થતાં ૧૯૧૭માં પટણ યુનિવર્સિટી નામની નવી યુનિવર્સિટી સ્થપાઈ ૧૯૧૬માં માઇસોરમાં માઇસોર યુનિવર્સિટી સ્થપાઇ. દક્ષિણ હિંદમાં હૈદ્રાબાદ (નિઝામ) રાજ્યમાં ઓસ્માનિયા યુનિવર્સિટી સ્થપાઈ. આ યુનિવર્સિટીમાં બધા વિષયો ઉર્દૂ દ્વારા જ શીખવાય છે.

૧૯૧૭ થી ૧૯૧૯માં સર માઈકલ સેડલરના પ્રમુખપદ નીચે એક કમિશન બેઠું. તેણે મુખ્ય ભલામણ એ કરી કે યુનિવર્સિટીને વધારાનાં કાર્યોમાંથી મુક્ત કરવી કે જેથી યુનિવર્સિટી પોતાની સાચી કેળવણી અને ઉચ્ચ શિક્ષણ માટે પ્રગતિ કરવા શક્તિમાન થાય. કમિશને બીજી પણ સૂચનાઓ આપી અને એમની સૂચનાઓ અનુસાર હિંદમાં બીજી નવી યુનિવર્સિટીઓ સ્થપાઇ. ૧૯૨૦ માં બર્મામાં રંગુન યુનિવર્સિટી, ૧૯૨૦ના ડિસેમ્બરમાં લખનૌ યુનિવર્સિટી, ૧૯૨૦ ના જુલાઇની ૧૮ મી તારીખે ઢાકા યુનિવર્સિટી અને ૧૯૨૨ માં દિલ્હી યુનિવર્સિટીની સ્થાપના થઇ. ૧૯૨૩ માં નાગપુર યુનિવર્સિટી સ્થપાઇ. ૧૯૨૭માં આગ્રા યુનિવર્સિટીને રજપૂતાના અને મધ્ય હિંદની જરૂરિયાતો પર ધ્યાન આપવાનું સોંપવામાં આવ્યું. યુક્ત પ્રાંતની યુનિવર્સિટીઓની ખાસ વિશિષ્ટતા એ છે કે અલીગઢ અને બનારસ યુનિવર્સિટી બાદ કરતાં ઈન્ટર મીજિયેટ સુધીની કેળવણી તેમની સત્તામાંથી છીનવી લેવાઈ છે અને હાઈસ્કૂલ અને ઇન્ટર મીજિયેટ કેળવણીની જુદી બોર્ડની સ્થાપના કરવામાં આવી છે, ઢાકા યુનિવર્સિટીમાં પણ ઇન્ટર મિજિયેટ બૉર્ડ છે.

૧૯૨૬ માં મદ્રાસ ઇલાકાની યુનિવર્સિટીમાં મહત્ત્વનો ફેરફાર થયો. આજ વર્ષમાં વૉલટરમાં આંધ્ર યુનિવર્સિટીની સ્થાપના થઈ બીજી ચિદંબરમ યુનિવર્સિટી પણ સ્થાપવામાં આવી. રામ સર અનમલૈ ચેટ્ટીની ૨૦ લાખ જેવડી રકમની ગંજાવર મદદથી અનમલૈ યુનિવર્સિટી સ્થપાઇ.

હિંદમાં નીચેના પ્રકારની યુનિવર્સિટીઓ છે. (૧) યુનિવર્સિટીએ નીમેલ શિક્ષકોની દેખરેખ નીચે વધારે અથવા થોડું શિક્ષણ અપાતું હોય તે શિક્ષણ યુનિવર્સિટી કહેવાય છે. (૨) જે યુનિવર્સિટી બહારની કૉલેજોને પોતાની સાથે જોડી દઇ તેના અભ્યાસક્રમમાં સૂચનાઓ કે ભલામણો આપે તે સંબંધ રાખનાર યુનિવર્સિટી. (૩) એક સ્થાનમાં આવેલી યુનિવર્સિટી કે જેમાં એ યુનિવર્સિટીના નિમેલા શિક્ષકો મારફત જ બધું શિક્ષણ અપાતું હોય તે એકાણુક (Unitary) યુનિવર્સિટી કહેવાય છે.

કલકત્તા યુનિવર્સિટી એ અત્યારે હિંદ અને સામ્રાજ્યમાં મોટામાં મોટી જોડાણ કરતી યુનિવર્સિટી છે.

૧૯૨૩ માં કેટલાક આર્થિક કારણને લઇને 'સેંટ્રલ બૉર્ડ, એડવાઇઝરી બૉર્ડ અને એજ્યુકેશન' કાઢી નખાઇ હતી, પણ ૧૯૩૫ માં એ સજીવન થઇ. આમાં દરેક પ્રાંતના કેળવણી ખાતાના વડાઓ, કેળવણી ખાતાના પ્રમુખો, ઈન્ટર યુનિવર્સિટી બૉર્ડના પ્રતિનિધિઓ, ધારાસભા તથા રાજસભાના પ્રતિનિધિઓ તથા હિંદી સરકારના નિમેલા પ્રતિનિધિઓનો સમાવેશ થાય છે. આ સંસ્થાનું મુખ્ય કાર્ય હિંદભરમાં કેળવણી વિષયક ખબરો આપવાનું અને વિચારોની સ્પષ્ટતા કરવાનું છે. 'બ્યુરૉ એજ્યુકેશન' નામે સંસ્થા પણ જુદા જુદા પ્રાંતોના કેળવણી વિષયક પ્રશ્નોને લગતું સાહિત્ય એકઠું કરી તેનો ફેલાવો કરવા માટે હિંદી સરકારના કેળવણી ખાતાના કમીશ્નર નીચે સ્થપાયું છે.

૧૯૨૪ માં સીમલા ખાતે મળેલા 'ઈન્ડીઅન યુનિવર્સિટીઝ કમિશને' એકમતે ઠરાવ પસાર કર્યો હતો કે આંતર-યુનિવર્સિટી સંસ્થા નીચેનાં કાર્યો માટે સ્થપવામાં આવે.

(૧) પ્રોફેસરોની ફેરબદલી માટે (૨) યુનિવર્સિટીના કાર્યની સમાનતા માટે (૩) ખબરઅંતર માટે (૪) બીજી યુનિવર્સિટીઓમાં તેના ડિપ્લોમા, ડિગ્રી અને પરીક્ષાઓને માન્ય કરાવવા માટે (૫) હિંદી યુનિવર્સિટીઓમાંથી ડીગ્રી મેળવનારને નોકરી શોધી આપવા માટે.

હવે આપણે હિંદી શિક્ષણના કેટલાક આંકડાઓ જોઇશું. આંકડાઓ નીચે મુજબ છે.

**વસતિના પ્રમાણમાં કુલ વિદ્યાર્થીઓના ટકા-**

| | |
|---|---|
| ૧૯૩૩-૩૪ | ૪.૮૫ |
| ૧૯૩૪-૩૫ | ૪.૯૭ |
| ૧૯૩૫-૩૬ | ૫.૦૯ |
| ૧૯૩૬-૩૭ | ૫.૨૦ |
| ૧૯૩૭-૩૮ | ૫.૩૮ |
| ૧૯૩૮-૩૯ | ૫.૬૪ |
| ૧૯૩૯-૪૦ | ૫.૯૫ |

બીજા આંકડાઓ નીચે મુજબ છે.

| | ૧૯૩૭–૩૮ | ૧૯૩૮–૩૯ | ૧૯૩૯–૪૦ |
|---|---|---|---|
| માન્ય થયેલ સંસ્થાઓમાંના કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યા | ૧,૧૫,૬૧૨ | ૧,૨૩,૫૫૯ | ૧,૪૦,૦૮૮ |
| વિદ્યાર્થિનીઓની સંખ્યા | ૭,૫૨૭ | ૮,૯૭૦ | ૪,૮૧૬ |
| બ્રિટિશ હિંદમાં ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટો | ૧૧,૮,૨૮૮ | ૧,૨૧,૦૭૬ | ૧,૩૮,૦૯૩ |
| કેળવણી વિષયક અખિલ હિંદનું ખર્ચ રૂ. | ૨૬,૯૮,૬૪,૪૮૪ | ૨૭,૮૧,૯૯,૪૫૨ | ૨૯,૦૮,૭૬,૩૨૧ |
| દર વિદ્યાર્થી દીઠ સરેરાશ ખર્ચ રૂ. | ૨૦–૧૪–૨ | ૨૦–૦–૦ | ૧૯–૧૨–૬ |
| અખિલ હિંદના વિદ્યાર્થીઓની સંખ્યા | ૧,૦૮,૧૯,૫૯૨ | ૧,૧૩,૪૪,૮૮૧ | ૧,૩૨,૮૯,૪૪૬ |
| અખિલ હિંદની વિદ્યાર્થિનીઓની સંખ્યા | ૩૦,૧૨,૧૧૫ | ૩૧,૬૩,૫૮૬ | ૨૦,૦૬,૯૫૩ |
| વિદ્યાર્થીઓની કુલ સંખ્યા | ૧,૩૮,૩૧,૭૦૭ | ૧,૪૫,૦૮,૪૬૭ | ૧,૫૨,૯૬,૩૯૯ |

## વિશ્વવિદ્યાલયોના આંકડાઓ

(૧૯૩૯–૪૦)

| | | અંગભૂત કૉલેજોમાં કે વિશ્વવિદ્યાલયના ખાતામાં | સાથે જોડાયેલ કૉલેજોમાં | ગ્રેજ્યુએટોની સંખ્યા |
|---|---|---|---|---|
| કલકત્તા વિશ્વવિદ્યાલય | (૧૮૫૭) | ૨,૦૫૭ | ૩૮,૨૯૧ | ૩,૬૬૨ |
| મુંબઇ ,, | (૧૮૫૭) | ૨૨૬ | ૨૩,૦૩૦ | ૨,૧૦૪ |
| મદ્રાસ ,, | (૧૮૫૭) | ૬,૪૮૬ | ૧૧,૧૩૨ | ૧,૭૨૨ |
| પંજાબ ,, | (૧૮૮૨) | ૧,૯૦૬ | ૨૩,૮૯૫ | ૨,૨૭૯ |
| અલ્હાબાદ ,, | (૧૮૮૭) | ૨,૩૬૨ | ... | ૪૬૨ |
| હિંદુ ,, | (૧૯૧૬) | ૩,૬૦૪ | ૭૫ | ૨૭૧ |
| મ્હેસુર ,, | (૧૯૧૬) | ૪,૨૩૯ | ... | ૪૦૭ |
| પટણા ,, | (૧૯૧૭) | ... | ૧,૧૪૨ | ૫૨૦ |
| ઓસ્માનિયા ,, | (૧૯૧૮) | ૧,૬૨૬ | ૭૦૦ | ૧૦૮ |
| મુસ્લિમ ,, | (૧૯૨૦) | ૧,૭૧૭ | ... | ૧૮૪ |
| લખનૌ ,, | (૧૯૨૦) | ૨,૫૬૨ | ... | ૩૯૧ |
| ઢાકા ,, | (૧૯૨૧) | ૧,૫૦૭ | ... | ૨૪૫ |
| દિલ્હી ,, | (૧૯૨૨) | ૨,૮૩૭ | ... | ૩૩૩ |
| નાગપુર ,, | (૧૯૨૩) | ૩૬૫ | ૩,૫૭૩ | ૩૪૪ |
| આંધ્ર ,, | (૧૯૨૬) | ૨૭૧ | ૪,૧૯૮ | ૧૯૨ |
| આગ્રા ,, | (૧૯૨૭) | ... | ૪,૩૨૭ | ૧,૦૬૭ |
| અન્નમલૈ ,, | (૧૯૨૯) | ૯૫૯ | ... | ૯૭ |
| ત્રાવણકોર ,, | (૧૯૩૭) | ૧,૭૧૮ | ૧,૨૬૯ | ૧૪૬ |

## વિશ્વવિદ્યાલયનાં પુસ્તકોની સંખ્યા

| | પુસ્તકોની સંખ્યા | | પુસ્તકોની સંખ્યા |
|---|---|---|---|
| અલીગઢ યુનિ. | ૪૭,૦૦૦ | દિલ્હી ,, | ૨૪,૩૩૮ |
| અલ્હાબાદ ,, | ૯૮,૬૮૦ | લખનૌ ,, | ૬૦,૩૩૫ |
| મુંબઈ ,, | ૫૯,૫૦૭ | મદ્રાસ ,, | ૧,૦૯,૫૫૦ |
| બનારસ ,, | ૧,૦૦,૦૦૦ કરતાં વધારે | નાગપુર ,, | ૩૩,૮૦૩ |
| કલકત્તા ,, | ૨,૦૬,૦૦૦ ,, ,, | પંજાબ ,, | ૯૭,૨૨૮ |
| ઢાકા ,, | ૭૯,૫૧૪ | પટણા ,, | ૨૪,૦૦૦ |

**શીખો :** શીખો એ પંજાબ અને સિંધમાં મોટા ભાગે માલુમ પડે છે. ગુરુ નાનકે ૧૬ મી સદીમાં સ્થાપેલો સંપ્રદાય છે. કબીરજીના સિદ્ધાંતો એ મતમાં ગ્રહણ કરવામાં આવ્યા છે. શિખો ગુરુ વચનના સંગ્રહ ગ્રંથસાહેબને પૂજે છે. મૂર્તિપૂજા કરતા નથી. એમનું મંદિર અમૃતસરમાં 'દરબાર સાહેબ' આરસપહાણનું બાંધેલું સુંદર સ્થાપત્ય છે. શીખો લડાયક રીતે સંપીલી કોમ છે. એઓમાં કોઇ પણ ધર્મનો માણસ દીક્ષા લઇ શકે છે. પંજાબમાં રણજીતસિંહે શીખોનું મહારાજ્ય સ્થાપ્યું હતું, પણ અંગ્રેજોએ તે ખાલસા કર્યું. હજી પંજાબમાં શીખોનાં દેશી રાજ્યો, જીંદ, પતિયાલા, નાભા વગેરે છે. હિંદી સૈન્યોમાં શીખોની પુષ્કળ ભરતી થાય છે. શીખોમાં એક પક્ષ અકાલી નામે ઓળખાય છે. તેઓ સુધારક છે. શીખો ઉપર કેશ રાખે છે, હાથમાં લોઢાનું કડું પહેરે છે અને કીરપાણ એટલે નાની તલવાર રાખે છે. તેમનાં મંદિરોમાં કલાપ્રસાદ એટલે શીરો વહેંચાય છે. શીખો ઝનુની લડવૈયા છે. કદે પણ મજબૂત છે.

**શુદ્ધ ખોરાક :** આપણા શરીર માટે ખોરાકની ખાસ જરૂર છે. એના વિના કોઇ પ્રાણી જીવી શકે જ નહિ. એન્જિન ચલાવવા જેમ કોલસા જોઇએ તેમ આપણા શરીરને ટકાવી રાખવા ખોરાક રૂપી કોલસાની ખાસ જરૂર છે અને આ ખોરાક શુદ્ધ હોય તો આપણું શરીરસ્વાસ્થ્ય બગડતું નથી.

શુદ્ધ ખોરાકમાં, થુલાવાળા ઘઉંની રોટલી, બાજરીની રોટલી, બાજરીના રોટલા, એકવડી દાળના ચોખાનો ભાત, દાળ, સારા અને અંકુરવાળા કઠોળ, દહિં, માખણ, જુદી જુદી શાકભાજી, કાકડી, ગાજર, કચુંબર તેમ જ લીંબુ આ ખોરાકમાંથી આપણા શરીરને ઉપયોગી પોષક તત્ત્વો મળી રહે છે. આથી આપણી પાચનશક્તિ સતેજ બને છે. આપણાં કેટલાંક ગૃહોમાં દાળ કે શાક જલ્દી ચડી જાય તે માટે એમાં ખારો કે પાપડખાર નાખે છે. શાક કે દાળને સ્વાદિષ્ટ બનાવવા તેમાં મરી, મરચાં, આદુ, ધાણાજીરૂ વગેરે મસાલા મોટા પ્રમાણમાં નાખે છે. એટલે શાક કે દાળ તીખાં તમતમતાં, સ્વાદિષ્ટ અને ચટાકેદાર જરૂર બને છે; પરંતુ આ રીતે બહુ નુકશાનકર્તા છે. એવા મસાલાનો ઉપયોગ બહુ જ અલ્પ પ્રમાણમાં કરવો. ઋતુ ઋતુમાં ખોરાક જુદી જુદી જાતના હોવા જોઇએ. શિયાળામાં ઘી, તેલ, ગોળ વગેરે અંદરથી ગરમી ઉત્પન્ન કરનાર ચીજો લેવી. ઉનાળામાં શીતલતા ઊત્પન્ન કરવા લીંબુ, નારંગી, લીલાં શાકભાજી વગેરેનો ઉપયોગ કરવો. ચોમાસામાં જેમ બને તેમ હલકો ખોરાક લેવો.

જે ખોરાક લઇએ તે દાંતો વડે બરાબર ચાવ્યા પછી જ ગળે ઉતારવો. આમ કરવાથી આપણા દાંત મજબુત થાય છે અને ખોરાક જલ્દી પચી જાય છે. આ ઉપરાંત વધારે ચાવવાથી ખોરાક સ્વાદિષ્ટ બને છે.

રાત્રિનું વાસી, ગંધાતું, ઉપર સફેદ છોગ વળી ગઇ હોય તેવું, એઠું, સડેલું કે અપવિત્ર ભોજન ખાવું ન જોઇએ. ખોરાક બગડવાનાં કેટલાંક નીચે મુજબ કારણો હોય છે.

(૧) ખોરાક બનાવતી વખતે પૂરતી સંભાળ ન રાખવાથી ખોરાક બગડી જાય છે.

(૨) ખોરાકને બરાબર નહિ ઢાંકવાથી તેમાં માખી, વંદા, કરોળીઆ જેવાં રોગ ઉત્પન્ન કરનાર જંતુઓ પડી જાય છે.

(૩) ખોરાકમાં વપરાતા પદાર્થો હલકા પ્રકારના અથવા કચરાવાળા હોય છે.

(૪) વાસણોમાં પૂરી કલઇ ન હોવાથી તેનું ઝેર ચડે છે.

આવાં આવાં કેટલાંક કારણોને લઇને ખોરાક બગડી જાય છે. જે ખાવાથી જાત જાતના રોગો પેદા થાય છે. માટે ખોરાક શુદ્ધ બનાવીને જ ખાવો અને એ બગડે નહિ, તેની પુરતી કાળજી રાખવી.

**શુદ્ધ ગૃહો :** આપણા આત્માનું ગૃહ શરીર છે. એ શરીરને સ્વચ્છ રાખવા આપણે પ્રયત્નો કરીએ છીએ. વન પશુઓ પણ પોતાને રહેવા માટે ગુફાઓ બનાવે છે, પણ આપણે મનુષ્યો બુદ્ધિશાળી હોવાથી બહુ જ કુશળતાપૂર્વક અને ખુબ સગવડતાવાળાં વિશાળ ગૃહો બાંધીએ છીએ. રાજાઓ પોતાને માટે મહેલો બનાવે છે, શાહુકારો બંગલા બંધાવે છે, સામાન્ય લોકો મહોલ્લાઓમાં રહે છે, જ્યારે નિર્ધનો ઝૂંપડીઓ બાંધે છે. જંગલી મનુષ્યો ગુફામાં રહે છે. આમ સર્વને ટાઢ, તડકા અને વરસાદથી રક્ષણ મેળવવા ઘરની જરૂર પડે છે; પરંતુ એ ગૃહોનું મહત્ત્વ આજે ફક્ત રક્ષણ મેળવવા પૂરતું જ નથી રહ્યું. એની સાથે એની સ્વચ્છતા, એની વિશાળતા એની અંદરની સગવડો વગેરે વસ્તુઓ પણ એની સાથે જ વિચારવાની હોય છે.

આપણાં શહેરોનાં ગૃહો મોટે ભાગે ખુબ નાનાં નાનાં હોય છે, એનું કારણ થોડા વિસ્તારમાં વધારે મનુષ્યો રહી શકે તે જ હોય છે. આ માટે મોટા મોટા મહોલ્લાઓમાં કેટલાંય નાનાં નાનાં ઘરો આવેલાં હોય છે અને આમાં અસંખ્ય લોકો વસે છે. એટલે એ મહોલ્લાઓ રાત્રિદિવસ રણમેદાનની જેમ ગાજતાં હોય છે અને આથી કોઈ પણ એમાં રહેનારને જરાય શાન્તિ મળતી નથી. ઘર એ માનસિક અને શારીરિક બોજો ઉતારવાનું સ્થળ હોવું જોઇએ; પરંતુ આવા મહોલ્લાઓમાં માનસિક શાન્તિ મળતી નથી. પરિણામે શારીરિક બોજો પણ ઉતરી શકતો નથી. મનુષ્યો માટે શાન્તિ પણ આવશ્યક છે; પરંતુ આ મહોલ્લાએ તો કબુતરખાના-ચબુતરા જેવા જ હોય છે. વળી એમાં હવા અને ઉજાસ પણ બધાં ઘરોને યોગ્ય પ્રમાણમાં મળી શકતાં ન હોવાથી ત્યાં રોગનું પ્રમાણ મોટું હોય છે. કેટલેક સ્થળે ગટરની પણ વ્યવસ્થા સારી ન હોવાને કારણે એ સ્થળ ખુબ ગંદુ બને છે અને ભયંકર બદબો મારે છે. આવાં સ્થળોએ રહેવું હિતાવહ નથી. શરીર સ્વાસ્થને આથી ખુબ નુકશાન થાય છે.

આપણાં ગામડાંઓમાં ઘરો ખુબ વિશાળ હોય છે ખરાં; પરંતુ તે શાસ્ત્રીય રીતે બંધાયેલાં હોતાં નથી અને ત્યાં મ્યુનિસિપાલિટી ન હોવાથી શરીરોમાં ખુબ કચરો અને ગંદકી એકઠાં થાય છે. પરિણામે રોગચાળો પેદા થાય છે. આ અટકાવવા ગ્રામ્ય લોકોએ એની વ્યવસ્થા કરવી ઘટે. દરેક શેરીઓમાં નક્કી કર્યા મુજબ યુવકો કે બાળકોની નાની નાની ટુકડીઓ બનાવીને દરરોજ શેરીઓ સાફ કરવામાં આવે, તો ઘરો સ્વચ્છ રહી શકે. શહેરોમાં પણ આવા પ્રયોગો વારા ફરતી અજમાવવા જેવા છે.

**શુદ્ધ તેલો :** આપણા વાળ માટે તેલની ખાસ જરૂર રહે છે. આજકાલ આપણે ત્યાં પરદેશોથી અનેક પ્રકારનાં સુગંધી તેલોની આયાત થાય છે; પરંતુ એ તેલો ફક્ત દેખાવનાં અને સુગંધી જ હોય છે. એમાં ભાગ્યે જ સારા ગુણો હોય છે. આપણા સંસ્કારી અને ઉચ્ચ વર્ગમાં આ તેલો આજે મોટા પ્રમાણમાં વપરાય છે; પરંતુ આ તેલો આપણે માટે ખુબ નુકશાનકર્તા છે. આવાં તેલો મોટા પ્રમાણમાં વાપરવાથી ઘણાઓના વાળ ધોળા બની ગયા હોય એમ મેં મારી નજરેથી જોયું છે.

એના કરતાં તો શુદ્ધ કોપરેલ તેલ પણ વધારે ઉત્તમ ગણાય. તેલનો ઉપયોગ વાળની કુમાશ વધે, વાળ ટકાઉ અને ઘાટા બને એ માટે થવો જોઇએ; પરંતુ આજકાલ આપણા કમભાગ્યે તેલો શોખને ખાતર જ અને પટિયાં બરાબર પડી શકે તે માટે જ નખાય છે. આમ આપણા દર વર્ષે લાખ્ખો રૂપિયા આ તેલ પાછળ પરદેશમાં તણાઈ જાય છે. આ તેલો સુગંધીદાર, ચીકાશ વિનાનાં અને પારદર્શક હોય છે. દેખાવમાં ભારે આકર્ષક હોય છે. એનું પેકિંગ તો ખુબ જ દેખાવડું હોય છે. પેકિંગની સ્વચ્છતા પણ સુંદર હોય છે, પણ એમાં ગુણને નામે મોટું મીંડું જ હોય છે. આપણા આયુર્વેદના દેશી વસાણામાંથી બનાવેલાં તેલો ગુણોમાં સેંકડો દરજ્જે શ્રેષ્ટ છે. પરદેશી તેલોમાં ચીકાશ કાઢવાને માટે સફેદ તેલ (White oil) નાખવામાં આવે છે. આ તેલ ગ્યાસલેટમાંથી બને છે, એટલે સ્વભાવિક રીતે જ ગરમ છે. આ તેલ મગજને શાન્તિકર્તા નહિ હોવાથી એ નુકશાનકર્તા છે. અધૂરામાં પૂરું આપણા નફાખોર વેપારીઓ વળી એ તેલમાં અહિંના કેટલાંક તેલોનું મિશ્રણ કરીને નવા જ પ્રકારનાં તેલો બનાવીને વેચે છે. આ તેલોને 'સ્વદેશી' તરીકે ઓળખાવાય છે; પરંતુ આ તેલો આપણને વધારે નુકશાન કરે છે. આપણે આપણા ઘરમાં જ શુદ્ધ હિંદી વસાણાનાં શુદ્ધ અને સુગંધીદાર તેલો બનાવી લેવાં જોઇએ.

તેલો સુગંધી બનાવવા માટે એને શુદ્ધ કરવાની ખાસ જરૂર રહે છે. તેલમાં એક જાતની કુદરતી ગંધ છે. એ કાઢયા વિના એમાં બીજી સુગંધીઓ સહેલાઈથી દાખલ થઇ શકે તેમ નથી. મુખ્યત્વે આપણે ત્યાં ત્રણ જાતનાં તેલો વાળ માટે વપરાય છે. એરંડિયું, તલનું અને કોપરેલ આ તેલોમાં જેટલું તેલ હોય તેટલું પાણી મેળવીને એને ચુલા પર ચડાવવું. એમાં ધીરે ધીરે મુલતાની માટીનું ચુર્ણ નાંખતા જવું. આથી તેલનો સર્વે મેલ માટી સાથે તળીયે બેસી જશે. ધીમા તાપથી આ ક્રિયા કરવી ૨૦ શેર તેલ શુદ્ધ કરતાં ૧૦–૧૨ કલાક લાગે છે. પછી આ તેલ ગાળી લેવું. ગંધકનો તેજાબ, કૉસ્ટિક સોડા, હાઇડ્રોજન પેરોક્સાઇડ, બાઈક્રોમેટ ઑફ પોટાશ આવા અનેક પદાર્થો તેલને શુદ્ધ બનાવવા નાખવા.

નીચે મુજબ રીતોથી તેલ બનાવી લેવાં.

### શુદ્ધ બ્રાહ્મીતેલ—

| | |
|---|---|
| સુખડ તો. ૨ા | સસગંધ તો. ૧ |
| બદામ તો. ૨ા | શતાવરી તો. ૫ |
| વાળો તો. ૨ા | દેવદાર તો. ૧ |
| લવિંગ તો. ૧ | ગરમાળો તો. ૧ |
| જાવંત્રી તો. ૧ | તજ તો. ૧. |
| કુષ્ટ તો. ૧ | કપૂરકાચલી તો. ૨ા |
| પાનડી તો. ૧ | ગુલાબનાં ફુલ તો. ૨ા |
| નખળા તો. ૧ | એલચી તો. ૧ |
| નસોતર તો. ૧ | ધોળું સીસમ તો. ૧ |
| ઘઉંલા તો. ૧ | છાર છડીલો તો. ૧ |

આ વીશ ચીજો બારીક ખાંડીને પાણીમાં ચટણી માફક વાટી લોચો તૈયાર કરીને રાખવો.

તલનું તેલ શે. ૧૦ લઈ એ જુદું રાખવું. બ્રાહ્મી શે. ૧ લઈ તેને અધકચરી રીતે ખાંડવી. પછી ૧૬ શેર પાણીમાં એનો ધીમા તાપે ક્વાથ કરવો બશેર રહે, ત્યારે ગાળીને એક ઠામમાં રાખવું.

તલનું ૧૦ શેર તેલ જે જુદું રાખ્યું છે, તેમાં બ્રાહ્મીનો ક્વાથ અને મસાલાનો લોચો મેળવો તેમાં ત્રિફળા શે. ૧ નો ક્વાથ પણ ઉમેરવો. પછી ધીમા તાપે એને ઉકાળવું. પાણી બળી જાય ત્યારે તેલની કઢાઈ ઉતારી ઠારી પછી ગળી નાખવું. પછી બરણીમાં ભરીને તો. ૧ા કપૂર, તો. ૧ કેશર, તો. ૧ શિલાજીત બારીકવાટીને મેળવવાં. આઠ દિવસ સુધી એને એક જગ્યામાં રાખી ઠારી લેવાં.

આ તેલથી મગજની નબળાઈ, ખોટી ગરમી, વાળની લુખાઈ, માથા તથા આંખનો દુખાવો અભ્યાસનો થાક વગેરે નાશ પામે છે. હવે આપણે બીજો પ્રયોગ જોઇએ.

### મસાલાનું સુગંધી તેલ—

તલનું શુદ્ધ કરેલ તેલ શેર ૧૦, પાણી શેર ૧૦ એ બન્ને ભેગાં કરીને તેમાં નીચેની ઓષધીઓનું ચૂર્ણ જાડું ખાંડી પોટલીમાં બાંધી તૈયાર રાખો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જટામાંસી | તો. | ૧૦ | અગર | તો. | ૨ |
| સુગંધી વાળો | તો. | ૫ | નાની એલચી | તો. | ૫ |
| પાનડી | તો. | ૧૦ | લાલ ચંદન | તો. | ૨ |
| ખસ | તો. | ૧૦ | તજ | તો. | ૨ |
| કપૂર કાચલી | તો. | ૧૦ | રતન જોત | તો. | ૧ |

લવીંગ તો. ૨

ઉપરોક્ત ચીજોની જાડા ચૂર્ણની પોટલી બાંધી તેલ અને પાણીના મિશ્રણમાં રાખવી. ધીમા તાપે એનો ઉકાળો કરવો. જયારે સઘળું પાણી બળી જાય ત્યારે તેલ ગાળી લઈ તેમાં કપૂર તોલો ૧ નાંખવું, આઠ દિવસ સુધી એને ઢાંકીને ખૂણે રાખી પછી વાપરવું. તેમાં પાંચ તોલા જુરેનીયમ મેળવી દેવું. આ તેલ સ્ત્રીઓ માટે વધારે ઉત્તમ છે.

**શુદ્ધ દૂધ:** પીવાના પદાર્થોમાં પાણી પછી દૂધ એ કુદરતી ખોરાક છે અને આપણા ખોરાકોમાં સહુથી વધારે પોષક તત્ત્વો અર્પે છે. એ આપણા શરીરને તંદુરસ્ત અને સશક્ત બનાવે છે. શરીરના વિકાસમાં એનો હિસ્સો ખુબ મોટો છે. સામાન્ય રીતે આપણે ગાય, ભેંસ અને બકરીનું દૂધ વાપરીએ છીએ. કેટલેક સ્થળે ઘેટાનું દૂધ પણ વપરાય છે. આમાં સર્વોત્તમ દૂધ ગાયનું છે. રણોવાળા દેશોમાં ઉંટડીનું દૂધ વપરાય છે.

દૂધ જલદી ગટગટાવીને પીવું સારું નથી. ધીમે ધીમે નાના ચમચાવડે અને નાના ઘૂંટડાથી પીવું. ગાયનું દૂધ શેડકઢું પીવું વધારે ઉત્તમ છે. દૂધમાં સાકર નાખ્યા વિના પીવું એ વધારે ઉત્તમ છે. દૂધને વિશેષ ઉકાળવાથી એમાં રહેલાં જીવન તત્ત્વો ઘટી જાય છે.

દૂધની અનેક પ્રકારની મીઠાઇઓ બનાવવામાં આવે છે. દૂધ-પાક, બાસુંદી, માવો, ગુલાબજાંબુ, બરફી, પેંડા વગેરે બને છે. દૂધની અંદર રહેલા માંસલ દ્રવ્યથી શરીરનું પોષણ થાય છે. હાડકાં, દાંત અને લોહીની વૃદ્ધિ કરનાર ક્ષારો દૂધમાં છે. રોગ-પ્રતિબંધક અને આરોગ્યવર્ધક બધી જાતનાં જીવનસત્ત્વો દૂધમાં છે.

ભેંસના દૂધમાં ચરબી વધારે હોય છે, એટલે તે જલદી પચતું નથી. બાળકોને આ દૂધ પીવડાવવું નહિ. બકરીનું દૂધ બાળકો માટે ઉત્તમ પ્રકારનું ગણાય. ગાયના દૂધમાં જીવનસત્ત્વો વધારે છે. ગામડામાં દૂધ ચોકખું મળી શકે છે; પરંતુ ત્યાં પશુ-ઉછેર શાસ્ત્રીય રીતે ન હોવાથી એના દૂધ પર પણ એની અસર પડે છે. પરિણામે એના દૂધમાંનાં જીવનતત્ત્વો ઓછાં થઇ જાય છે, એટલું

જ નહિ; પરંતુ એમાંથી કોઇ કોઇ વેળા રોગો ઉત્પન્ન થવાનો ભય પણ રહે છે. શહેરમાં તો દૂધ ભાગ્યે જ ચોકખું મળે છે અને તે પણ ખૂબ મોંઘું હોય છે, એટલે સામાન્ય સ્થિતિનાંઓ એનો ઉપયોગ કરી શકતાં નથી; પરંતુ દૂધ એ ખૂબ ઉપયોગી ખોરાક હોવાથી જેમ બને તેમ એનો ઉપયોગ મોટા પ્રમાણમાં કરવો જોઇએ.

**શુદ્ધ વસ્ત્રો:** આપણા દેશાં પ્રાચીન સમયમાં ગૃહ ઉદ્યોગથી બહુ જ ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો બનતાં હતાં અને પરદેશોમાં એની નિકાશ થતી; પરંતુ બ્રિટિશ સરકારના આગમન પછી આપણો એ ઉદ્યોગ નાશ પામ્યો. આજે તો પરદેશની યાંત્રિક મિલોમાં થયેલું પુષ્કળ કાપડ આપણા દેશમાં આવે છે. આપણા દેશમાં પણ હવે તો મિલો બહુ સારું કાપડ બનાવે છે; પરંતુ યાંત્રિક મિલો સ્થપાવવાથી આપણો ગૃહઉદ્યોગ નાશ પામ્યો છે.

વસ્ત્રો એ આપણે માટે ખોરાક, પાણી, હવા જેટલાં જ ઉપયોગી છે. એનાથી આપણા શરીરને રક્ષણ મળે છે. શિયાળામાં ખાસ કરીને ગરમ અને ઉનાળામાં ઝીણાં કપડાં ખાસ કરીને વપરાય છે. ધીમે ધીમે વિકાસ થતાં આજે તો ફેશન માટે પણ જુદા જુદા પ્રકારનાં વસ્ત્રોનો ઉપયોગ થાય છે. આમ વસ્ત્રોનો ઉપયોગ આજે ફક્ત શરીરના રક્ષણ પુરતો જ નહિ; પરંતુ ફેશન માટે પણ એનો ઉપયોગ થાય છે.

જુદા જુદા પ્રદેશોના લોકોની વસ્ત્રો પહેરવાની રીત જુદી જુદી હોય છે. આપણી સ્ત્રીઓ અને પુરુષોનો પોષાક વૈદ્યકિય દ્રષ્ટિએ સારો છે. વિદેશી પોષાક ખુબ ખર્ચાળ છે. આજકાલ ફેશનને ખાતર આપણા લોકોમાં વિદેશી કાપડ પહેરવાનો મોટો ચેપી રોગ ચાલે છે. આથી આપણે કાગડો મોરનાં પીછાં ખોસીને જેવો દેખાય એવા વિદેશીઓની નજરે દેખાઇએ છીએ. આપણા પૂર્વજોએ આપણા દેશની ભૌગોલિક સ્થિતિ પ્રમાણે જ આપણે વસ્ત્રો બનાવ્યાં છે. એટલે એ શાસ્ત્રીય રીતે બનેલાં અને આપણાં લાયકનાં હોવાથી શ્રેષ્ઠ છે.

આપણે ધ્યાન એટલું જ રાખવાનું છે કે આપણે જે વસ્ત્રો પહેરીએ તે સ્વચ્છ હોવાં જોઇએ. મેલાં અને ગંદાં ન હોવાં જોઇએ. ડાઘાડુઘીવાળાં, મેલાં અને ગંધાતાં વસ્ત્રો પહેરવાથી આપણા શરીરને એનો ચેપ લાગે છે. આથી આપણું શરીર અસ્વચ્છ બને છે. પરિણામે આપણે ખરજવાં, દરાજ, દાદર વગેરેના ભોગ થઈ પડીએ છીએ. વળી એવાં વસ્ત્રો પહેરાને કોઈ બીજાની પડખે બેસીએ તો એને એની અસર થાય છે અને એની તંદુરસ્તીને જોખમમાં મૂકાય છે, એટલે વસ્ત્રો જેમ બને તેમ શુદ્ધ હોય તો એ આપણે માટે ઉત્તમ છે. આ માટે આપણે આપણાં વસ્ત્રો નિયમિત બને તો દરરોજ નહિ, તો બબ્બે દિવસે બની શકે તો પોતાના જ હાથોવડે ધોઇ નાખવાં જોઇએ. કેટલાક પોતાનાં વસ્ત્રો ધોબીઓને આપે છે; પરંતુ ધોબીઓ કપડાં ધોતાં મહેનત ન પડે તે માટે એવાં પાઉડરો અને સોડા વાપરે છે કે આપણાં કપડાં જલ્દી ફાટી જાય છે. આમ ઘેર ધોવાથી વસ્ત્રો વધારે ટકાઉ બને છે. ધોવાની સારી રીત એ છે કે એક ગરમ પાણી વાળી વાટકીમાં વોશીંગ સોડાનો ખાર નાખ્યા પછી ગરમ પાણીથી ભરેલ બાલદીમાં એ સોડા નાખવો. એમાં ત્રણેક કલાક કપડાં ભીંજાવી રાખ્યા પછી સાબુનો ઝીણો ભૂકકો કરવો. ઠંડા પાણીમાં ભૂકકો નાખી દશ મિનિટ હલાવવો, એટલે ખુબ ફીણ થશે. ડોલમાંનાં કપડાં સ્હેજ નીતારીને ડોલમાં મૂકવાં. એ વાસણ ચુલે ચડાવવું. પાણી ઉકળે કે ઉતારી લેવું. પછી સાબુ નીકળી ન જાય ત્યાં સુધી એ ચોકખા પાણીમાં ધોવું. કપડાં ઝીંકવાથી કે ધોકાથી ધબોહવાથી તે ફાટી જાય છે. તડકામાં સૂકવવાથી કપડું વધારે ઉજળું થાય છે. ગરમ કાપડ માટે સોડા કે સાબુ ન વાપરતાં–અરીઠાનાં પાણીમાં ધોવાં, ગરમ કપડાંને નીચોવ્યા વિના સૂકવી દેવાં. સૂકાયેલાં કપડાંની બરાબર ઘડી કરી એને ગોઠવી મૂકવાં. કપડાંમાં દવાઓનો ઉપયોગ ખાસ જરૂર વિના ન કરવો એ જ શ્રેષ્ઠ છે.

કપડાં પર કેટલાક ડાઘાઓ પડે છે. જે કાઢવા મુશ્કેલ બને છે. જો તેલ કે એવી કોઈ ચીકણી વસ્તુનો ડાઘ પડ્યો હોય તો તે ઉપર ઉકળતું પાણી નાખી સોડાનો ભૂકો ઘસવો અથવા સ્પિરિટ ઘસવાથી ચીકાશના ડાઘા દૂર થાય છે. શાહીના ડાઘા પડે તો તેના પર સારી રીતે દૂધ ઘસવાથી તે જતા રહે છે. ડાઘ પડયાને થોડો સમય થયો હોય તો મીઠું અને લીંબુ ઘસવું. લોઢાના કાટનો ડાઘ પણ લીંબુ અને મીઠાથી જતો રહે છે.

## શુદ્ધ હવાપાણી :

**હવા**—આપણે જીવવા માટે શુદ્ધ હવાની ખાસ જરૂર છે. આપણે નાકનાં નસકોરાં અને મોઢા વાટે શ્વાસ લઈને હવા ને શરીરની અંદર પૂરીએ છીએ. શરીરમાંથી ઝેરી હવા કાઢી તાજી શુદ્ધ હવા લેવી એ ક્રિયા રાત્રિદિવસ ચાલે છે. હવા નાઇટ્રોજન (ઝેરી વાયુ) અને ઑક્સિજન (પ્રાણવાયુ) ની બનેલી છે. હવામાં રહેલ પ્રાણવાયુ અશુદ્ધ લોહીને શુદ્ધ ઠરે છે. નાક વાટે શ્વાસ લેવાથી વધારે ફાયદો થાય છે.

ગંદા અને બદબોઈ મારતા પદાર્થો પડયા હોય, એવા સ્થળે બારીક સુક્ષ્મ જંતુઓ થાય છે. આવાં સ્થળોએ જવાથી એ જંતુઓ હવાવાટે આપણા શરીરમાં જાય છે. પરિણામે આપણે ભયંકર રોગોના ભોગ બની જઈએ છીએ. આ ઉપરાંત રાત્રે કેટલાકો ઝાડો નીચે મિત્રો સાથે બેસી ટોળટપ્પાં મારે છે; પરંતુ રાત્રે ઝાડો કાર્બોનિક હવા બહાર કાઢે છે, એટલે રાત્રે ઝાડો નીચે બેસવું કે સુવું સારું નથી. શિયાળામાં ઘણા લોકો બારી બારણાં બંધ કરીને સૂએ છે; પરંતુ આ રીત નુકશાન કર્તા અને ભયજનક છે, એટલે ગમે તેવી ઠંડી હોય તો પણ એકાદ બારીબારણું ખુલ્લું મૂકવું કે જેથી સ્વચ્છ હવાની અવરજવર થઈ શકે.

**પાણી**—સ્વચ્છ હવા જેટલી જ આપણે સ્વચ્છ પાણીની પણ જરૂર છે. પાણી પણ ગળણીથી ગાળ્યા સિવાય કદિ પીવું નહિ. પાણીનાં વાસણ દરરોજ બરાબર માંજીને સ્વચ્છ કરવાં જોઇએ તાંબા–પિત્તળનાં વાસણો કરતાં માટીનાં વાસણમાં પાણી વધારે સ્વચ્છ અને નિર્મળ રહે છે; પરંતુ માટીના વાસણને બરાબર સાફ ન કરાય તો તેમાં લીલ બાઝે છે. આથી આપણને ખુબ નુકશાન થાય છે. તેવી જ રીતે જે કૂવાનું પાણી બગડી ગયું હોય, તે કૂવાનું પાણી વાપરવું નહિ કેટલાંય ગામડામાં એક જ તળાવ હોય છે. જેમાં કપડાં ધોવાનું જાનવરોને નવડાવવાનું તથા પીવડાવવાનું, માણસોને નાવા ધોવાનું વગેરે બધું સાથે હોય છે. પીવા માટેનું પાણી પણ એમાંથી જ ભરાય છે. આ રીત લોકો માટે ખરેખર ખુબ નુકશાનકર્તા છે. એનાથી પાણી અસ્વચ્છ બને છે. ઉપરાંત એમાં જાતજાતનાં જંતુઓ પેદા થાય છે, જે પાણીવાટે શરીરમાં જઇ જાતજાતના રોગો પેદા કરે છે. પરિણામે જાતજાતના રોગો ગામમાં ફાટી નીકળે છે અને અસંખ્ય લોકો એનો ભોગ થઈ પડે છે. પાણીમાં કચરો હોય તો તેમાં નિર્મળી નાખવાથી તે ચોખ્ખું થાય છે. નળાનું પાણી પણ ગળ્યા વિના પીવું સારૂં નથી. જ્યારે ગામમાં રોગચાળો ચાલતો હોય, ત્યારે પાણી ગરમ કરી, પછી ઠંડુ કરીને પીવું. પાણી એ પ્રાણીઓ માટે ખુબ ઉપયોગી હોવાથી એની શુદ્ધતા માટે ખાસ સંભાળ રાખવી.



**સરહદ પ્રાંત:** ઉત્તરમાં ચિત્રાલથી દક્ષિણમાં વઝીરિસ્તાન સુધીની સરહદની એજન્સીઓને પંજાબ સરહદના પ્રાંતો સાથે મેળવીને એક સત્તા નીચે મૂકી, ૧૯૦૧ માં આ પ્રાંત બનાવવામાં આવ્યો. આ પ્રાંતના ચાર વિભાગ છે. (૧) કુરમ ખીણ (૨) પેશાવર સરહદ (૩) ચિત્રલ (૪) દરાજત સરહદ.

આ દેશમાં ઠેક ઠેકાણે મોટા પર્વતો પથરાયેલ છે. સિંધુ નદીની શાખાઓ પૂર્વથી પશ્ચિમમાં વહે છે. મુખ્ય નદીઓ ચાર છે. જે સઘળી સિંધુ નદીની શાખાઓ છે. કાબુલ, કુરમી, તોચિ અને ગોમલ પર્વતોમાં હિંદુકુશ, સેઈફેડ કોહ અને સુલેમાન પર્વત છે.

સરહદની એજન્સીઓ બાદ કરતાં આ પ્રાંતની વસતી ૩૦,૩૮,૦૬૭ ની છે. ૧૯૩૧ માં તે આંકડો ૨૪,૨૫,૦૭૬ નો હતો. છેલ્લા દશકા કરતાં આ વધારો ૨૫ ટકાનો અથવા તો ૬,૧૨,૯૯૧ નો છે.

ત્યાંની એજન્સીઓની વસતી ૨૩,૭૭,૫૯૬ ની છે. ત્યાં ગીચતા દર ચોરસ માઇલે ૯૫ ની છે.

પ્રાંતના સ્થિર થયેલા ભાગોમાં મુસલમાનોની સંખ્યા ૨૭,૮૮,૭૯૭ ની છે અને હિંદુઓની સંખ્યા ૧,૮૦,૩૨૧, શીખોની સંખ્યા ૫૭,૯૩૯ ની છે તથા બીજી કોમોનાં મનુષ્યોની સંખ્યા ૧૧,૦૧૦ ની છે.

આ પ્રદેશનાં હવાપાણી જુદાં જુદાં છે. ડેરાઇસ્માઇલખાન જેટલી ગરમી આખા હિંદુસ્તાનમાં ક્યાંય પડતી નથી. ઉનાળામાં આ સ્થાને ૧૧૩ થી ૧૧૮ ડીગ્રી સુધી ગરમી પડે છે; પણ શિયાળામાં પેશાવરમાં હવામાન ૩૨ ડીગ્રી નીચે અને ડેરાઇસ્માઇલખાનમાં ૩૦ ડિગ્રી નીચે થઈ જાય છે. આખો પ્રાંત ચોમાસાના માર્ગની બહાર છે. વરસાદ બહુ થોડો છે અને ટેકરીઓ સિવાય ખેતીવાડી નહિ જેવી થાય છે. મુખ્ય પાક ઘઉં તથા જવ છે. ત્યારબાદ મકાઈ, બાજરો અને જુવાર આપે છે. ફળો મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે.

સરહદમાં દર એકસો પુરુષોએ ૪૩.૯ સ્ત્રીઓ છે. પુરુષોની સંખ્યા ૧૬,૫૧,૨૧૪ તથા સ્ત્રીઓના સંખ્યા ૧૩,૮૬,૮૫૩ની છે.

અહીંની વસતીનો મોટો ભાગ પઠાણોનો છે. તેઓ પુસ્તો ભાષા બોલે છે. વસતીના ૯૦ ટકાથી પણ વધારે મુસલમાનો છે. ત્યાંનો મોટો ભાગ ખેતી કરે છે. અફઘાનીસ્તાન તથા મધ્ય હિંદ સાથે સરહદના રસ્તાને જોડતો હોઇ આ પ્રાંત વેપારી દ્રષ્ટિએ અગત્યનું સ્થાન ભોગવે છે. આ પ્રાંત ચીફ કમિશ્નરની દેખરેખ નીચે હતો; પરંતુ ૧૯૩૨ માં ગવર્નર અને તેની ધારાસભા નીચે તેને મૂકવામાં આવ્યો.

ત્યાં કોઇ પણ જાતનાં કારખાનાંઓ નથી. વસતીનો મોટો ભાગ ખેતી પર જ નભે છે.

**સહકારી પ્રવૃત્તિ:** ખેડૂતોને સસ્તા વ્યાજે નાણાં મળે, એ નાણાં ખેતીના વિકાસ માટે વપરાય અને ખેડૂતોમાં કરકસરનો ગુણ આવે અને પરસ્પર સહકાર અને ટેકાના બળથી ખેડૂતો આર્થિક ઉન્નતિ મેળવે તે માટે યુરોપમાં સહકારી સંસ્થાઓની સ્થાપના થઇ હતી. ડેન્માર્ક, હોલેન્ડ અને બીજા બાલ્ટિક પ્રદેશોમાં આ સહકારપ્રવૃત્તિ ખુબ ફાલી ફુલીને પ્રસિદ્ધ થઈ છે. હિંદમાં હિંદી સરકારે ઇ. સ. ૧૯૦૪ થી ઐચ્છિક-સહકારની પ્રવૃત્તિ હાથ ધરી. ૧૯૧૨ માં સહકારી સંસ્થાઓ પર દેખરેખ રાખવા મધ્યવર્તી સંસ્થાઓની શરૂઆત થઇ. તેમ જ ધીરાણ સિવાય બીજી પ્રવૃત્તિઓ કરવાની એને છુટ અપાઇ. ૧૯૧૫ માં મેકલેધન કમિટીએ દરેક પ્રાંતમાં પ્રાંતિક સમિતો નીમવાની ભલામણ કરી. ઇ. સ. ૧૮૧૯ થી દ્વિમુખી શાસન પદ્ધતિની સ્થાપના થઈ અને પ્રાંતિક સરકારના હાથમાં સહકારનું કાર્ય મૂકવામાં આવ્યું. પ્રથમ ઉત્સાહના લીધે સહકારીપ્રવૃત્તિએ તિવ્ર વેગ લીધો. તેમાં પૂરતી કાળજી અને દેખરેખના અભાવે ખુબ નબળું તત્ત્વ ભેગું થયું. આથી નબળા તત્ત્વનું એકીકરણ કરવાનું યોગ્ય લાગ્યું. હિંદમાં ૧૯૪૧ માં ૧,૧૧,૦૦૦ સહકારી સંસ્થાઓ હતી. તેમાં ૧૧ પ્રાંતિક સહકારી બેન્કો અને ૧,૨૦૦ તાલુકા મધ્ય સહકારી બેન્કો છે. દેશભરમાં આશરે ૫૦ લાખ જેટલા સભ્યો છે. કુલ ભંડોળ ૧ અબજ રૂપિયાનું છે. તેમા સભ્યોની મૂડી માત્ર ૧૫ કરોડની થાપણ તથા લોનની છે. આ સહકારીપ્રવૃત્તિની પ્રગતિ ખુબ મોળી છે. હિંદી ખેડૂતોના આઠમા ભાગને પણ એ સ્પર્શી શકી નથી. તેમ જ આજે ૪૦ વર્ષ થયા એનાં મૂળ ઊંડાં ગયાં નથી. એનું કારણ ખેડૂતોમાં કેળવણીનો અભાવ છે. યુરોપમાં ખેડૂતો ખેતીની વસ્તુઓ મેળવવામાં, વેચવામાં, દૂધ અને જાનવરો લેવા વેચવામાં, ઘરો બાંધવામાં, ફરનીચર વસાવવામાં અને બેકારી નિવારણમાં આ સહકારીતત્ત્વનો વિશાળ પાયે ઉપયોગ કરે છે. હિંદમાં એટલા વિશાળ ધોરણે કામ થતું નથી; પરંતુ માત્ર

શરાફી રીતે ઓછા વ્યાજે ધીરધાર કરવાની હિંદમાં એ પ્રવૃત્તિ રહી છે. એ પ્રવૃત્તિને આગળ ધપાવવી એ રાજ્ય અને પ્રજાની ફરજ છે.

સરકાર આ સહકારીપ્રવૃત્તિ પર કોઇ જાતનો કર લેતી નથી. તેમ એના દસ્તાવેજો રજિસ્ટર કરાવતી વેળા સ્ટૅમ્પની જરૂર પણ પડતી નથી. સરકારે ઇમ્પીરિયલ બૅંક પાસેથી મધ્યવર્તિ બેંકો તથા પ્રાંતિક સરકારી બૅન્કને નાણાં લોનમાં મળે એવી પણ છુટ આપી છે. છતાં ખરેખર જ્ઞાનના અભાવે આ સરકારી બૅંકો પ્રગતિ કરી શકી નથી. સરકારે એમના કામકાજ પર દેખરેખ રાખવા દર પ્રાંતમાં રજિસ્ટ્રારો નિમ્યા છે સરકાર આ સહકારી સંસ્થાઓની આર્થિક સદ્ધરતા માટે જવાબદાર નથી. છતાં તકલીફના સમયમા ઘણા દાખલાઓમાં સરકારે મદદ કરી છે. ખેડૂતો લોનો લે છે તે સમયસર ભરતા નથી અને નાણું પાછું ફરતું ન હોવાથી ઘણું નાણું લાંબી મુદત સુધી રોકાઈ જાય છે. અભણ અને અજ્ઞાની ખેડૂતો એનો લાભ લેતા નથી. સહકારી સંસ્થાઓને વધારે વિશાળ બનાવી, એને બધી જાતનું કામકાજ આપવું જોઇએ. આખો ગ્રામોદ્ધારનો સવાલ એ સહકારી સંસ્થા દ્વારા સરળ થવો જોઇએ. આ સહકારી સંસ્થામાં ઘણીને ફડચામાં જવું પડયું છે, તે નીચેના કોઠાથી સમજાશે.

**સંગીત :** કલાઓમાં સંગીતનું સ્થાન અનોખું છે. આપણું સંગીત બીજા દેશોના સંગીત કરતાં વિશિષ્ટ પ્રકારનું અને ઉચ્ચ કોટિનું છે. સાહિત્ય, સંગીત અને કલા એ લોકોના સંસ્કારનું પ્રતિબિંબ કહેવાય છે. હિંદમાં પણ શૈલવાસી, વનવાસી, ગ્રામવાસી અને નગરવાસો પ્રજામાં તે તે પ્રજાના સંસ્કારોની અસર તેમના સાહિત્ય, સંગીત અને કલામાં મૂર્ત સ્વરૂપે જણાય છે. નગરજનોના જલસાઓ, ગ્રામજનોના ઉત્સવો અને ભીલકોળી વગેરેના ભજનો જોવાથી આ વસ્તુ સમજાશે. વિદેશી સંગીતકારોમાં બિથોવન, મૉઝાર્ટ, વાગ્નર, કેરોપાં જેવા મહાન સંગીતકારોની સંગીતપ્રસાદીએ એમનો અમૂલ્ય વારસો છે, તેમ આપણે ત્યાં આપણા પૂર્વાચાર્યોનો, રાગપ્રણેતા ઋષિઓનો નારદ, ભરત, દત્તિલ, કોહલ આદિ પ્રાચીન સંગીત કોવીદોનો, તથા સ રંગદેવ અહોબલ, પ્રાશ્વદેવ શ્રી. ત્યાગદેવ, તાનસેન બૈજ બાબરા વગેરે મહાન સંગીતાચાર્યોનો ગૌરવભર્યો ઉલ્લેખ છે.

સંગીતનો ક્રમવાર વ્યવસ્થિત ઇતિહાસ મળતો નથી. છતાં આપણને મળેલો એમનો વારસો, આપણા ભાવ અને રસ આપણાં રાગ અને રાગિણી એ બધું આપણે માટે ગૌરવજનક તો છે જ. આપણા સંગીત વિષે આપણા વેદોમાં ઉલ્લેખ છે. પ્રાચીન કાળમાં યજ્ઞ વેળાએ વૈદિક ઋચાઓનું ગાન થતું. ગીત-

| પ્રાંત | સને ૧૯૩૪માં મંડળોની સંખ્યા | શરૂઆતથી ફડચામાં ગયેલાં મંડળોની સંખ્યા | કુલ મંડળોમાંથી ફડચામાં ગયેલાં મંડળોના ટકા | કુલ મંડળોમાંથી નિષ્ફળ ઠરેલાં મંડળોના ટકા |
|---|---|---|---|---|
| બંગાળા | ૧૯,૮૯૦ | ૧,૬૧૧ | ૯ | ૨૨.૩ |
| બિહાર–ઓરીસ્સા | ૮,૭૮૯ | ૨,૪૦૪ | ૨૧ | ૨૧.૧ |
| મદ્રાસ | ૧૩,૨૧૧ | ૭૫૨ | ૨૨ | ૧૩.૩ |
| મુંબઇ | ૫,૬૭૫ | ૧,૭૩૭ | ૨૩ | ૧૧. |
| સંયુક્ત પ્રાંત | ૫,૯૭૦ | ૩,૬૯૦ | ૩૮ | ૭૨ |
| મધ્ય પ્રાંત | ૩,૮૪૭ | ૩,૬૩૩ | ૪૯ | ૩૧ |

| પ્રાંત | સભ્યોને અપાયેલી કુલ લોન | | જેની મુદત પાકી ગઇ છે તેવી લોન | | | | સને ૧૯૩૬ માં અપાયેલી લોન | સને ૧૯૩૨ માં અપાયેલી લોન | વસુલ કરાયેલી લોન | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૩૨ સુધીમાં | ૧૯૩૬ સુધીમાં | ૧૯૩૨માં પાકતી | કુલ લોનના ટકા | ૧૯૩૬માં પાકતી | કુલ લોનના ટકા | | | ૧૯૩૨માં | કુલ લોનના ટકા | ૧૯૩૬ માં | કુલ લોનના ટકા |
| પંજાબ | ૬૯૧ | — | — | — | ૨૮ | ૪.૨ | ૮૦ | ૯૬ | ૯૯ | ૧૪.૩ | ૯૭.૦ | ૧૪.૬ |
| મુંબઇ | ૩૬૩ | ૨૪૭ | ૧૬૯ | ૪૬.૫ | ૧૪૦ | ૫૬.૬ | ૬૨ | ૬૯ | ૬૧ | ૧૬.૮ | ૭૧ ૦ | ૨૮.૭ |
| આસામ | ૨૫ | ૨૧ | ૧૮ | ૭૨.૦ | ૨૦ | ૯૫.૨ | ૨ | ૬ | ૨ | ૮.૦ | ૧.૫ | ૭.૧ |
| મધ્ય પ્રાંત | ૧૩૪ | ૧૦૧ | ૯૦ | ૬૭.૨ | ૮૬ | ૮૫.૧ | ૨૬ | ૧૬ | ૧૬ | ૧૧.૯ | ૮.૦ | ૭.૯ |
| બિહાર–ઓરીસ્સા | ૧૭૫ | — | ૧૦૩ | ૫૮.૯ | — | ૮૨.૭ | ૬ | ૪ | ૧૩ | ૭.૪ | ૧૦.૦ | ૬.૪ |
| મદ્રાસ | — | ૩૪૪ | ૨૫૪ | ૪૫.૯ | ૨૦૫ | ૫૯.૬ | ૧૫૪ | ૧૦૦ | ૧૭૩ | ૩૧.૩ | ૧૦૦.૦ | ૨૯.૫ |
| મધ્ય પ્રાંત | — | ૭૪ | ૫૪ | ૬૫.૮ | ૩૮ | ૫૧.૩ | ૨૨ | ૩૧ | ૧૮ | ૨૨.૦ | ૨૮.૦ | ૩૭.૯ |
| બંગાળા | ૪૩૩ | ૪૨૫ | ૨૯૬ | ૬૮.૪ | — | ૮૦.૦ | ૫૦ | ૩૩ | ૪૭ | ૧૦.૯ | ૩૬.૦ | ૮.૫ |

રૂપ મંત્રો સામ કહેવાતા. સામગાન કરનાર ઋત્વિજો સામગ કહેવાતા, તેમ ગાયત્રી ઉષ્ણિગ, ત્રિષ્ટુભ, અનુષ્ટુભ વગેરે છંદોનું ગાન કરનારા છંદોગ કહેવાતા. મુખ્ય ગાનાર ઉદ્‌ગાતા કહેવાતો સામગાયન વખતે વીણા અને વેણુંનું વાદન પણ અન્નહિત હોય એમ જણાય છે. આ સંબંધમાં વધારે હકીકતો સામસંહિતા, છાંદોગ્ય, ઉપનિષદ, તાંડય, બ્રાહ્મણ, નારદી, શિક્ષા વગેરે ગ્રંથોમાં મળે છે. આ સિવાય વૈદિક ઋચાઓના કયા કયા સ્વરો લેવા તેના પણ નિયમો જણાય છે.

આપણા સંગીતને સાત સ્વરોમાં વહેંચવામાં આવ્યું છે આજની છેલ્લામાં છેલ્લી શોધથી માલુમ પડયું છે કે કોઇ પણ રાગની આરંભાવસ્થા પાંચ સ્વરથીજ થાય છે. આ રીતે વેદકાળમાં પણ આરંભમાં પાંચ પછી છ અને પછી વિકાસ પામતા સાત સ્વર રૂઢ થયા હોય તો નવાઇ નહિ. ક્રુષ્ટ, પ્રથમ, દ્વિતિય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર અને અતિસ્વાર્થ—એ સાત સ્વરો એ જમાનામાં ઉપયોગમાં લેવાતા.

વેદકાળનાં વાજીંત્રોમાં તાલ્લુકવીણા, કાંડવીણા, અલાબુવીણા, કપિશિર્ષવિણા, બાણ વગેરે અઘાટી વાદ્યો તેમ જ દુંદુંભી, દ્રવય, કેદુમત, વિધગોત્રી વગેરે ચામડે મઢયાં વાદ્યોનો ઉલ્લેખ મળે છે. આ સિવાય ગોધા, તૃણવ, નાળી, નારિકા, ભારધુનિ વગેરે ફુંકથી વગાડી શકાય તેવાં વાદ્યોની નામાવલી મળે છે.

ભારત મુનિએ રચેલા 'ભારત નાટય શાસ્ત્ર' ગ્રંથમાં સંગીત વિષે સારી જેવી માહિતી સાંપડી શકે છે. રત્નાકર, પારિયત, દર્પણ, મકરન્દ, ચતુરદડી, પ્રકાશિકા વગેરે બારમી સદીના ગ્રંથો પર 'ભરત' ની જ અસર પડેલી છે. ભરતનો કાળ ઈ. સ. પૂર્વે ૫૦૦–૬૦૦ હોય એમ લાગે છે.

સામગાન, છંદગાન, જાતિજ્ઞાન, વગેરે પદ્ધતિમાં પણ ક્રમ-વિકાસને સ્થાન છે જ. ભાષા, સંસ્કાર, ધર્મ અને આચાર વગેરેમાં કાળ ક્રમને અંગે ફેરફાર થતાં તેની અસર સંગીત પર પણ થઇ હોય તો નવાઈ જેવું નથી અને ક્રમશ આજે જે રાગગાન ગવાય છે તેનો વિકાસ થયો હશે.

રાગગાન માટે ઋતુઓ, સમય એટલે કે રાત્રિ, દિવસ, બપોર વગેરે પણ નક્કી થયા છે. તેમ જ પુરુષ, સ્ત્રી અને નપુંસક રાગને પણ જુદા પાડવામાં આવ્યા.

આપણું સંગીત નૈસર્ગિક સ્વર સંગીત ઉપર રચાયેલું છે. અંતરની મુંગી ઊર્મિઓનો ભાવ નૈસર્ગિક રીતે સંગીતમાં ઉતરી આવે છે, બીજાના હૃદય ઉપર આપણી લાગણીના પડઘા પાડે છે. વિણા, દિલરૂબા કે સિતાર સાથે નીચેના તર્કના તાર પણ ઝણઝણી ઊઠે, એ રીતે આપણા નૈસર્ગિક સ્વરો, નૈસર્ગિક નાદ સાથે સંવાદ પણ પડઘો પાડી ઊઠે છે.

પાશ્ચિમાત્યોનો Harmony પણ સ્વર સંવાદના પાયા ઉપર રચેલી છે, તેમ આપણું સંગીત અને આપણું સ્વરદર્શન પણ સહજભાવ, ષડ્જ મધ્યમભાવ ને ષડ્જ ગાંધાર ભાવ આ મુખ્ય ત્રીપુટી ઉપર રચાયેલું છે. આના આધારે ૨૨ નાદ જેને આપણે શ્રુતિ તરીકે ઓળખીએ છીએ તે શ્રુતિ હિન્દી સંગીતનું આધ ધન છે.

નાદશાસ્ત્ર સૂક્ષ્મ તેમ જ મુશ્કેલ છે. આજ બે હજાર વર્ષ નાદશાસ્ત્રને સમજવા અને સમજાવવા દરેક સંગીતકાર કાયદા રચતો આવ્યો છે. હાલ પણ આ વિષયનો અભ્યાસ કેટલાક પંડિતો કરે છે અને કરી રહ્યા છે. આ નાદોના ગ્રંથોએ મોગલ સમય પછીના વખતમાં અંધકાર પીછેડો ઓઢી લીધો અને ફરીસરીથી આ ૨૨ શ્રુતિ સમજવાના પ્રયત્નો કરવા પડયા. આ પ્રયત્નો હજુ બહુ થોડા અંશ વગરના સફળ થયા છે. આપણે જે સ્વરથાનથી જગતને તાજુબ કરી શકીએ છીએ, તે જ સ્વરથાન આપણાથી ન છંડાય.

હવે હાલનો ઇતિહાસ તપાસીએ. વરસો વીતતાં ગયાં. અનેક નવી શોધખોળ થઇ અને ટોકીઝો આવ્યા. આપણે તે શાસ્ત્રીય સંગીત છોડી ફીલ્મી સંગીત વધુ ગમ્યું. શાસ્ત્રીય સંગીત સમજવું સહેલું નથી; પરંતુ ફીલ્મી તર્જો વધુ સહેલી છે. ગુજરાતી ગરબાનું સ્થાન, પંજાબી ગાયનો અને બંગાળી સ્વરવાહન લઇ જાય છે. શાસ્ત્રીય સંગીતની તર્જોએ વધારે અસર કરી. આજે આલાપ ગવાતો જોઇ યુવાનો મોઢું ફેરવે છે, પણ ફીલ્મી ગીત સાંભળવા દોડયા આવે છે. આજના સિનેમાગૃહોના ડાયરેકટરોને અનુભવ પૂછતાં માલૂમ પડશે કે સંગીત સારૂં હોય તો જ ચિત્ર આગળ વધી શકે.

છતાં શાસ્ત્રીય સંગીત નાશ પામ્યું નથી. નાશ પામવાનું નથી. આપણું સ્વરવાહન સુંદર છે. કરુણાભર્યું છે. ઉલ્લાસના ઉછાળા મારતું છે. એમાં જેમ ઊંડા ઉતરીએ તેમ વધારે રસ છે. વધારે આનંદ છે. ઓમકારનાથ જેવા સંગીતશાસ્ત્રી માટે આપણું હિંદ ગૌરવ લઈ રહ્યું છે.

૫૦૦ જેટલાં વાજિંત્રો ફક્ત ભરતખંડમાં જ પ્રચલિત થયાં છે. આ આપણી સંગીતપ્રિયતા બતાવે છે. આજની આધુનિક કેળવણી ફરી મૂળ સંગીતને સમજાવવાની કંઈક કોશીષ કરતી લાગે છે.

શાસ્ત્રીય સંગીત, એના આલાપ, એના તાન આ બધું સમજવા અખુટ ધીરજ, ખંત અને સંગીત પ્રેમ જોઇએ છીએ. કંઈક નૈસર્ગિક શક્તિ પણ જોઈએ. જેમ જેમ ઊંડા ઉતરીએ તેમ તેમ વધુ જાણવા મળવાનું. એનો અગાધ દરિયો ડહોળવો મુશ્કેલ છે.

સ્વરદર્શન, સ્વરસપ્તકને વાજિંત્રમાં, અનેકવિધ વાજિંત્રમાં પૂરવામાં આવ્યા છે. પ્રખ્યાત ગવૈયા તાનસેનજી, કહેવાય છે કે ગાતા ત્યારે એ આલાપ વિલાપે પશુ પંખી પણ થંભી જતાં. તાનસેનજી દીપક રાગ પણ ગાઈ શકતા એમ કહેવાય છે.

આપણું સંગીતશાસ્ત્ર જૂનું છે. ઘણું જ જૂનું કહી શકાય અને જૂના વખતથી મોગલ સમય સુધી વિકસતું આવેલ. મોગલ યુદ્ધ પછી એ અંધકારમાં અટવાયું. ફરી એનાં પ્રકાશિત કિરણો, હિંદને ખરેખર પ્રકાશિત થતાં જાય છે.

**સંશોધન અભ્યાસક્રમ:** પ્રાચીન તેમ જ અર્વાચીન વિદ્યાઓ તેમ જ જ્ઞાનવિજ્ઞાન, વિદ્યુત અને રસાયણમાં તેમ જ તત્ત્વજ્ઞાનમાં શોધખોળ કરવા માટે કેટલીક સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. તેમાં કેટલીક સરકારી અને કેટલીક બીન સરકારી છે. એમાં વિજ્ઞાનનું જ્ઞાન તાતા ઈન્ડીઅન ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ બેંગલોરમાં વિશેષ મળે છે.

**૧. ભંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઈન્સ્ટીટયુટ, પુના**—આ સંસ્થામાં મહાભારતની નવી આવૃત્તિનું સંશોધન થાય છે અને બીજા પણ સંસ્કૃત ગ્રંથોનું સંશોધન થાય ત્યાં થશે. અહીં સંસ્કૃત પાલી તથા પ્રાચીન

હિંદી સંસ્કૃત વગેરેના એમ. એ. ના વિદ્યાર્થીઓ માટે ભાષણોની ગોઠવણ કરવામાં આવી છે.

**૨. બોઝ રીસર્ચ ઈન્સ્ટીટયુટ**—આ સંસ્થા સર જગદીશચંદ્ર બોઝની છે. એમાં સર્વે વનસ્પતિઓમાં ચેતન રહ્યું છે, એ સાબીત કરવા યંત્રો બનાવવામાં આવે છે તથા રસાયણ જ્ઞાન આપવામાં આવે છે.

**૩. ઈમ્પીરીયલ એગ્રીકલ્ચરલ ઇન્સ્ટીટયુટ, નવી દીલ્હી**—આમાં ખેતીવાડી વિષે નવી નવી શોધો કરવામાં આવે છે. એ પહેલાં પુના ખાતે હતી. હવે દિલ્હી આવી છે. આ સંસ્થા ખેતીવાડી વિષયક બાબતોમાં ખબર પૂરી પાડવાનું ઉપયોગી કાર્ય કરે છે.

**૪. ઇન્ડીઅન ઈન્સ્ટીટયુટ ઓફ સાયન્સ, બેંગલોર**—આમાં જમશેદજી તાતાએ ૧૫ લાખ રૂપિયા આપી સ્થાપના કરી છે. એમાં વિજ્ઞાનને લગતી શોધખોળ થાય છે. તે જંતુઓ અને રેશાઓ સંબંધી કાર્ય કરે છે.

**૫. ઇન્ડીયન ઈન્સ્ટીટયુટ ઓફ ફીલોસોફી, અમલનેર**:—આમાં તત્વજ્ઞાનને લગતી શોધખોળો થાય છે. બહુ પ્રખ્યાત સંસ્થા નથી. એની શરૂઆત ૧૯૧૧ માં થઇ છે. આ માત્ર સંશોધનની જ સંસ્થા છે.

**૬. કુનૂરની ઈન્સ્ટીટયુટ ઓફ ડાએટ**—એમાં ખોરાક સંબંધી અખતરા થાય છે.

આ સિવાય હિંદની કેટલીક સંસ્થાઓમાં સંશોધનો થાય છે, તે નીચે મુજબ છે:—

૧. રોયલ એશિયાટીક સોસાયટી બંગાળા, ૧૭૮૪ માં સર વિલિયમ જોન્સે તેની સ્થાપના કરી.

૨. ઇંડીઅન મ્યુઝિયમ કલકત્તા, સ્થાપના ૧૮૬૬ પશુ સંગ્રહસ્થાનના સંશોધન ખાતાનું મુખ્ય કેન્દ્ર.

૩. નેશનલ એકેડેમી ઑફ સાયન્સીઝ, અલ્હાબાદ, સ્થાપના, ૧૯૩૧.

૪. નેશનલ ઈન્સ્ટીટયુટ ઑફ સાયન્સીઝ કલકત્તા, વિવિધ વૈજ્ઞાનિક ખાતાના કાર્યના એકીકરણ માટે ૧૯૩૫ ના જાન્યુઆરીમાં સ્થાપવામાં આવ્યું છે.

૫. મદ્રાસ લીટરરી સોસાયટી ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની રૉયલ સોસાયટીની સહાયક સ્થાપના ૧૮૩૩.

૬. હાફકિન ઇન્સ્ટીટયુટ મુંબઇ, સંશોધનનું કેન્દ્ર સ્થાપના ૧૮૯૯.

૭. ઇંડિઅન એકેડેમી ઓફ સાયન્સીઝ બેંગલોર. મૌલિક, વૈજ્ઞાનિક લેખોના વાચન માટે તથા ચર્ચા માટે ૧૯૩૩ માં સ્થાપવામાં આવી.

૮. ઇંડિઅન એસોસીએશન ફોર કલ્ટીવેશન ઑફ સાયન્સ, કલકત્તા ૧૮૭૬ માં ડૉ. મહેન્દ્ર સરકારે સ્થાપના કરી.

૯. એગ્રી-હોર્ટિકલ્ચરલ સોસાયટી ઓફ ઇન્ડિઆ, કલકત્તા, સ્થાપના ૧૮૨૦.

૧૦. બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી, મુંબઇ. સ્થાપના ૧૮૮૩.

## સંસ્થાઓ (ઉચ્ચ શિક્ષણ માટેની):

હિંદની લશ્કરી શાળા તથા હિંદની જાહેર શાળા, દહેરાદુન,
ખાણોના અભ્યાસની શાળા, ધનબાદ.
આધુનિક ઔદ્યોગિક સંસ્થા (રાધાસ્વામી પંથના ગુરુએ સ્થાપેલી), દયાલબાગ, (આગ્રા).
શસ્ત્રની શાળા, કાબુલ.
વાયુવિદ્યાની સંસ્થા, ખડકી.
હડકાયા કુતરાની રસીના પેસ્ચ્યુર ઇન્સ્ટીટયુટ. કસૌલી.
ટોમસન સિવિલ એન્જિનિયરીંગ કૉલેજ, રૂડકી.
ટાગોરનું વિશ્વવિદ્યાલય 'વિશ્વભારતી', શાંતિનિકેતન.
થિયોસોફિકલ સોસાયટી, અડ્યાર (મદ્રાસ).

**સાગ**: મલબાર, ગુજરાત અને બ્રહ્મદેશમાં આ ઝાડ ખૂબ મોટા પ્રમાણમાં થાય છે. એની ઊંચાઈ પચાસેક હાથ જેટલી હોય છે. પાકા સાગનું લાકડું સીસમના લાકડાની બરાબરી કરી શકે તવું હોય છે. સાગનું લાકડું સર્વે પ્રકારનાં લાકડાં કરતાં વધારે ટકાઉ છે. ઈમારત અને બીજાં સુતારકામમાં બીજા કોઈ પણ લાકડા કરતાં આ લાકડું વધારે વપરાય છે. વહાણો અને ટ્રેનના ડબા બનાવવા માટે આ લાકડું ખૂબ મોટા પ્રમાણમાં વપરાય છે. આ જાતનું લાકડું બબ્બે હજાર વરસ પહેલાં બંધાયેલ ઇમારતોમાં વપરાયેલ છે અને હજી પણ તેમાં જરાય સડો પડયો નથી. ૧૯૦૮-૦૯માં લગભગ ૪૦.૧૯ લાખ રૂપિયાની કિંમતનાં લાકડાં પરદેશ ચડયાં હતાં.

**સાજ**: આ પણ એક જાતનું લાકડું છે આનાં ઝાડ પર સરકારી દેખરેખ રહે છે. એની છાલમાંથી એક પ્રકારનું સુગંધીત દ્રવ્ય નીકળે છે. આ ઝાડ છોટાનાગપુર, રેવા, વગેરે વિભાગમાં થાય છે. એની છાલમાંથી એક પ્રકારનો લાલ રંગ પણ નીકળે છે. એનાં બીજ ગરીબ લોકો ખાય છે. આ જાતનું લાકડું પણ અનેક પ્રકારના ઉપયોગમાં આવે છે.

**સાટીન**: આ જાતનું રેશમી કાપડ ખૂબ સુંદર હોય છે. સાટીનની અનેક જાતો હોય છે. ઉત્તમ સાટીન Lyons શહેરમાં બનાવાય છે, પણ મોટા ભાગે સાટીન ઇગ્લેંડમાં જ તૈયાર થાય છે. અત્યારે યુદ્ધનો સમય હોવાથી આ કાપડ બહુ જ મોંઘું મળે છે.

**સાબુ**: આપણા જીવનની જરૂરિયાતોમાં સાબુ પણ મહત્વનો ભાગ ભજવે છે. સાબુ એ આપણે માટે ખૂબ અગત્યની વસ્તુ છે. સાબુ વસ્ત્રો ધોવામાં, હાથપગ ધોવામાં અને સ્નાન કરવામાં ખાસ કરીને વપરાય છે. પરદેશથી સુંદર રંગબેરંગી બોકસમાં ખુશબોદાર સુગંધી સાબુ આપણા દેશમાં આવે છે અને આપણાં શ્રીમંત કુટુંબો એનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે. દર વર્ષે પરદેશથી લાખ્ખો રૂપિયાનો સાબુ આપણા દેશમાં આયાત થાય છે. આ સાબુ જાત જાતના કેટલાય રોગો મટાડી શકે છે. આપણા દેશમાં પણ હવે તો સાબુનો ઉદ્યોગ સારો ખીલ્યો છે; પરંતુ તે હજી બાળવયમાં કહી શકાય. એનું ક્ષેત્ર હજી ખૂબ વિશાળ બનાવી શકાય. સાબુ ઘેર બનાવવો હોય તો નીચે મુજબ રીતેથી બનાવી લેવો.

**કોપરેલ તેલનો સાદો સાબુ**—કોપરેલ ૨૦ શેર એક કઢાઇમાં નાંખી ચૂલા પર ચઢાવવી, મંદાગ્નિપર પાતળુ-

કરી તેમાં બાયહાઇડ્રોમેટરના ૨૦ અંશ જેટલું તીવ્ર સોડાનું પ્રવાહી ૨॥ મણ મેળવી અગ્નિ વધારના જવું અને ક્ષારનો ભાગ તેલ સાથે મળી સફેદ અને કઠણ ખેળ જેવું થાય ત્યારે બાયહાયડ્રોમેટરના ૩૫ અંશ જેટલું તીવ્ર સોડાનું પ્રવાહી ૦॥। મણ તેમાં મેળવી હલાવીને સાબુ પકડવો. અને ઉભરો આવે ત્યારે બાયહાયડ્રોમટરના ૨૫ અંશ જેટલું સોડાનું પ્રવાહી ૨૭ શેર મેળવવું અને હલાવવું પછી અર્ધો કલાક ઠારવું અને એક દિવસ ઠારી બીજે દિવસે આ સાબુને મંદાગ્નિ પર પાતળો કરી સંચામાં નાખી ઠારવો. કઠણ થયે સાબુ સારો થશે.

**કોપરેલ તેલ અને ડોળીયાનો મિશ્ર સાબુ**—કોપરેલ ૬૦ શેર અને ડોળીયુ ૪૦ શેર મિશ્ર કરી ઉપરની રીતે સાબુ બનાવવો.

**રોઝ (ગુલાબનો) સાબુ**—૨॥ મણ સફેદ સાબુમાં ૨૫ તોલા હીંગળોકનું ચૂર્ણ મેળવવું પછી ૩૭॥ તોલા ગુલાબનાં તેલ, બરગેમાટ તેલ ૨॥ તોલા, ૬॥ તોલા નિરોળીનું તેલ, ૧૨॥ તોલા તજનું તેલ, ૧૨॥ તોલા લવીંગનું તેલ :સર્વે મિશ્ર કરી સંચામાં ઠારવાથી સુગંધીદાર ગુલાબી સાબુ બને છે.

**નારંગી સાબુ**—૫૦ શેર સાબુને ગરમ કરી પીગળાવી તેમાં ૨ શેર ચોખાનો લોટ ઉમેરતા જવું પછી નારંગી રંગ નાખી. થોડી વાર ઉકાળી પછી ઠંડુ પાડી તેમાં નારંગીનું તેલ ૨૦ તોલા, ૧॥ તોલો તજનું તેલ અને ૫ તોલા પાઈમ તેલ નાખીને સંચામાં ઠારવો.

**રેશમી વસ્ત્રો ધોવાનો સાબુ**—૬૦ ભાગ તેલમાં ૫॥ ભાગ કારટીક સોડામાં ૩૪ ભાગ પાણી મેળવી ઉમેરવો પછી તેનો સાબુ બનાવાય છે તે વડે રેશમી વસ્ત્રો ધોવાથી ડાઘ જાય છે.

**સાબુનો અર્ક**—૭૫ તોલા સફેદ સાબુમાં ૪ માસા પોટાસ કાર્બોનેટ, ૪૫ તોલા આલ્કોહોલ, ૧૫ તોલા લવંન્ડર વૉટર મેળવીને સાબુનો અર્ક બનાવી શકાય છે.

**લીમડાનો ન્હાવાનો સાબુ**—કોસ્ટીક સોડાના દ્રાવથી ૩૮ ડીગ્રી Bcનો ૧૬ શેર, (૨) તેલ ટોપરાનું ૨૮ શેર, (૩) તેલ લીંબોળીનું ૪ શેર (૪) રંગ યુરેનાઇન B ૧ તોલો, (૫) રંગ વિકટોરીઆ બ્લ્યુ ૧॥ તોલો (૬) કપૂરનો અર્ક ૧ ઔંસ.

કોસ્ટીક દ્રવ ઓછામાં ઓછું ૨૪ કલાક અગાઉ પાણીમાં તૈયાર કરી નાખવું જોઇએ. પડેલાં ટોપરાંનું તેલ જામેલું હોય તો એ ગાળીને સાબુ બવાવવાના વાસણમાં કપડા વડે ગાળી લેવું. ત્યારબાદ યુરેનાઇન B અલાયદા વાસણમાં પાણી નાંખી ગરમ કરી, ટોપરાંના તેલની અંદર કપડાંથી ગાળી નાંખવું ને તેલ તથા રંગને ઘુંટીને મિશ્ર કરવું. ત્યારબાદ કોસ્ટીક દ્રવ એક કપથી ઝીણી ધારે તેલમાં નાંખવું અને એક માણસે લાકડાનાં ચાટવા વડે ગોળ ગોળ ફેરવી મિશ્રણને ભેળવવું. એવી રીતે ધીરે ધીરે કોસ્ટીકનું દ્રવ નાંખવું અને ઝડપથી મિશ્ર કરવું. કોસ્ટીક દ્રવ ખલાસ થયા બાદ લીંબોળીનું તેલ કપડાથી ગાળીને તેમાં થોડું થોડું નાંખી ખૂબ મિશ્ર કરવું. ત્યારબાદ વિકટોરીઆ બ્લ્યુ રંગ થોડા પાણીમાં ઓગાળી કપડાંથી ગાળી થોડો થોડો મિશ્રણમાં નાંખી ભેળવવો.

સર્વ વસ્તુઓનું બરાબર મિશ્રણ થાય અને મધ જેવું ઘટ્ટ થાય, ત્યારે કપૂરનો અર્ક ટીપું ટીપું કરીને નાખવો અને ખૂબ મિશ્ર કરી ઢાળવાના વાસણમાં ઢાળવું. તેને ૧૨ થી ૨૪ કલાક રહેવા દઇ, સાબુ કાઢી તેના જોઇતા પ્રમાણમાં અને જોઇએ તેવા આકારના કટકાઓ કાપી ગોટીઓ બનાવી લેવી.

**વોશિંગ પાઉડરની ગોટીઓ**—કાર્બોનેટ ઓફ સોડા અને સોડા એશને સોડા સમાન ભાગે લઇ એકઠી કરીને અળશીના ઉકાળાના પાણીમાં મેળવીને ઘઉંની રોટલીના લોટ જેવો કઠણ ગારો કરવો. પછી તેને ગોટીઓ બનાવવાના ફર્માઓ ભરીને જોઇતા આકારની ગોટીઓ બનાવી લેવી. જો ફર્માઓ ન હોય તો સાફ પાટલા કે પાટીઆ ઉપર પાથરીને ચોરસ કટકાઓ જોઈએ તેવા જાડા પાતળા તેયાર કરી લેવા તે સુકાઈ જાય ત્યારે ઉખેડી લેવા.

આ પાવડરની ગોટીઓથી મેલાં કપડાંઓ ધોવાથી બહુ જલદી મેલ છૂટી જશે ને એકદમ સાફ થઇ જશે.

ઉપરની રીતે આપણા ઘરોમાં પોતાના હાથે સાબુ બનાવી લેવાય તો આપણને એથી ખૂબ મોટો ફાયદો થાય. પ્રથમ એ કે આપણને સાબુ બજાર કરતાં ખૂબ સસ્તો પડે. બીજું બજારના સાબુમાં જે ભેળસેળવાળો સાબુ હોય છે અને એથી આપણને થતું નુકશાન ન થાય.

રસાયણિક રીતે આ વસ્તુનો અભ્યાસ કરી લેવાની શાસ્ત્રીય ઢબે કામ શીખવતી સંસ્થાઓની ખાસ જરૂર છે. આ ઉદ્યોગ દેશ માટે ખૂબ ઉપયોગનો છે. બેકારીના સમયમાં ખૂબ ઉપયોગી પણ નીવડશે.

**સાબુદાણા:** આ ઝાડ ત્રીસ ચાલીસ હાથ જેટલું ઊંચુ થાય છે. એ જ્યારે જૂનું થાય છે, ત્યારે એને કાપી નખાય છે અને એનો વચલો ભાગ કાઢી લેવાય છે, પછી તેને ખાંડીને તેનો લોટ બનાવે છે અને ત્યારબાદ એ લોટમાં પાણીનો છંટકાર નાખે છે અને પછી ચારણીમાં નાખી ચળાય છે. તેથી તેની નાની નાની બારીક ગોળીઓ બને છે અને એને સાબુદાણા કહેવાય છે. આ સાબુદાણા બીમાર અને કમજોર માણસોને કાંજી બનાવીને અપાય છે.

**સારસા પરિલા:** આ દવા આપણા દેશમાં ખૂબ પ્રખ્યાત છે. આ દવા બગડેલા લોહીને સુધારવામાં અકસીર કામ કરે છે અને એક ઉપયોગી દવા છે.

**સાલબ મીસરી:** આ ઝાડ ખાસ કરીને અફગાનિસ્તાન, બલુચિસ્તાન, બુખારા વગેરેમાં થાય છે. આ સિવાય નિલગિરિમાં પણ થાય છે. આજ જાતના આંબા આપણે ત્યાં અફગાનીસ્તાન વગેરે પ્રદેશોથી આયાત થાય છે.

**સાલવોલેટાઇલ:** આ એક સુંઘવાની દવા છે. એમોનિયા અને હલકા કોલસાના મિશ્રણથી આ દવા તૈયાર થાય છે. એમાં જાવંત્રીનું તેલ અને લીંબુનું પાણી પણ મિલાવવામાં આવે છે.

**સાહિત્ય ગુજરાતી :** આપણી ભાષા ગુજરાતી છે. દરેક ભાષાઓને પોતાનું સાહિત્ય હોય છે. આપણી ભાષાનું સાહિત્ય પણ દિનપ્રતિદિન વિકાસ પામતું જાય છે. 'સાહિત્ય

એ જીવનની આરસી છે. એવું કોઇ ભાઇએ લખ્યું છે, એ ખરેખર સત્ય બીના છે. જે સાહિત્યમાં જીવનના ધબકાર નથી એ સાહિત્ય નથી. જે સાહિત્યમાં લોકોના જીવનનું પ્રતિબિંબ હોય તે જ સાચું સાહિત્ય.

પાંચસો કે છસો વરસ પહેલાં મેવાડ, મારવાડ, માળવા, ગુજરાત વગેરે પ્રદેશોમાં એક જ ભાષા બોલાતી હતી. ભાષાઓમાં ફેરફાર થયા જ કરે છે. અમુક લોકો બીજા પ્રદેશોમાં વસવાટ કરે તો તેમની ભાષા પર તે પ્રદેશની ભાષાની અસર પડે છે. પરિણામે તેમાં ફેરફાર થાય છે. આપણી ભાષા પર મોટી અસર છે. આપણી ભાષા સંસ્કૃતમાંથી જ બની છે, એમ કહીયે તો જરાય અતિશયોક્તિ નથી. આજથી જૂના વખતમાં આપણે ત્યાં સંસ્કૃત ભાષા બોલાતી, ત્યારે સંસ્કૃત સિવાયની ભાષાઓ પ્રાકૃત ગણાતી અને એ પ્રાકૃતોમાંની અપભ્રંશ, મેવાડ, મારવાડ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર એ બધા પ્રદેશોમાં વપરાતી. આપણી જૂની 'ગુજરાતી' ભાષાનો જન્મ ચૌદમા, પંદરમા સૈકામાં થયો એમ કહી શકાય. સોળમા-સત્તરમા સૈકામાં આપણી ભાષાને 'ગુજરાતી' એવું નામ અપાયું.

**નરસિંહ-મીરાંયુગ**—આ યુગમાં મોટા પ્રમાણમાં ભક્તિ-સાહિત્ય જ રચાયું છે.

## 'નરસિંહ મહેતા'

આ કવિ આપણા જૂનામાં જૂના અને આદ્ય કવિ કહેવાય છે. આ ભક્ત કવિ ગુજરાત સિવાય બીજા પ્રદેશોમાં પણ ખૂબ પ્રખ્યાત છે, એનો જન્મ ૧૪૭૦ માં થયો હતો. એની જીવન-કથા દંતકથાઓના રૂપમાં સચવાઇ રહી છે. એનાં ભજનો અને પ્રભાતિયાં લોકોના કંઠે વંશપરંપરા સચવાતાં આવ્યાં છે. આ કવિનાં ભજનો અને પ્રભાતિયામાં ઉચ્ચ સંસ્કારનું પ્રતિબિંબ છે. એનાં કેટલાંય પ્રભાતિયાં ગુજરાતના ઘરેઘર ગવાય છે. 'જળકમળ છાંડી જાને બાળા,' 'અખિલ બ્રહ્માંડમાં', 'જાગને જાદવા' વગેરે પ્રભાતિયાં ગુજરાતના ગામેગામ અને ઘરેઘર આજે પણ લલકારાતાં આપણે સંભાળીએ છીએ. 'સુદામા ચરિત્ર', 'સહસ્રપદી રાસ', 'ચાતુરી' વગેરે ઘણું ઘણું એણે લખ્યું છે. એમનું બનાવેલું ભજન 'વૈષ્ણવ જન તો તેને રે કહીયે' આજે ગુજરાતના જ નહિ પણ હિંદના બીજા પ્રદેશના ગાયકો પણ હોંશે હોંશે ગાય છે. આ ભજન વિશ્વવંદ્ય પૂજ્ય મહાત્માજીનું પ્રિય ભજન છે, આજે પાંચસો વર્ષ થયા છતાં એમનું સાહિત્ય-પુષ્પ જરાય કરમાયા વિના પોતાની પરિમલ ચોપાસ પ્રસરાવે છે. નરસિંહ મહેતાનો સમય ૧૪૭૦ થી ૧૫૩૬ સુધીનો ગણાય છે.

## 'ભાલણ'

સિદ્ધપુરનો રહેવાસી અને નરસિંહ મહેતાની સાથે ઉભો રહી શકે તેવો આ કવિ હતો. તેનો સમય ૧૪૯૦ થી ૧૫૭૦ સુધીનો ગણાય છે. તેણે સંસ્કૃતમાં લખાયેલ 'કાદંબરી'નું ભાષાંતર કર્યું. આ સિવાય 'સપ્તશતી,' 'નળાખ્યાન,' 'દશમસ્કંધ' વગેરે તેની સુંદર કૃતિઓ છે.

## 'મીરાંબાઇ'

નરસિંહ મહેતાની પેઠે મીરાંબાઇ પણ ભક્ત કવિ હતાં. તે ગુજરાત જ નહિ પણ અન્ય પ્રદેશોમાં પણ ખૂબ પ્રખ્યાત છે. એનાં કીર્તનો ઉચ્ચ કોટિનાં છે. એમાંથી પવિત્ર ભક્તિ-રસ ઝરે છે. પરિણામે એ આજ પણ ઘરેઘર હોંશે હોંશે ગવાય છે. એનાં ભજનો આજે આખા હિંદમાં ખૂબ પ્રખ્યાત છે. એમનો સમય ૧૫૫૫-૬૦ થી ૧૬૨૦-૨૫ સુધીનો ગણાય છે.

આ સિવાય બીજા લેખકોમાં 'કૃષ્ણલીલામૃત' લખનાર કેશવ, 'કહાનડદે પ્રબંધ' લખનાર પદ્મનાભ, 'મયણરેહારાસ' રચનાર હરસેવક, 'રણમલ્લછંદ' લખનાર શ્રીધર વગેરે લેખકોએ પણ નરસિંહ-મીરાં યુગમાં પોતાનો ફાળો આપ્યો છે. આ સિવાય આ યુગમાં આખ્યાનકાર નાકર, કવિ ભાલણના પુત્રો ઉધ્ધવ અને વિષ્ણુદાસ, 'રસમંજરી' નામની વાર્તા લખનાર વછરાજ, 'વલ્લભાખ્યાન' રચનાર શ્રી. ગોપાલદાસ વગેરે લેખકો પણ થઇ ગયા છે. આ બધા લેખકોની કૃતિઓમાં આજે ખૂબ ફેરફાર થઈ ગયા છે.

**પ્રેમાનંદ યુગ**—આ યુગમાં આપણા સાહિત્યનો સારો વિકાસ થયો.

## 'અખો'

આ યુગમાં અખાનો ફાળો અમૂલ્ય છે. એના છપ્પા બોધ આપનાર છે. જો એની ભાષા સરળ હોત તો એ ગુજરાતના મહાકવિઓની પંક્તિમાં અજોડ સ્થાન મેળવી શકત. એનો સમય ૧૬૭૧થી ૧૭૩૦ સુધીનો ગણાય છે. એણે 'પચીકરણ' 'અખે-ગીતા' 'ગુરુશિષ્ય સંવાદ' 'અનુભવબિંદુ' વગેરે કૃતિઓ રચી છે.

## 'પ્રેમાનંદ'

પ્રેમાનંદ ગુજરાતના કવિઓમાં સર્વશ્રેષ્ઠ મનાય છે. એઓ આખ્યાન કરનાર માણભટ્ટ હતા. રાત્રે મોટા ચોકમાં માનવ-મેદની વચ્ચે એક માણ-ત્રાંબાની મોટી ગાગર પર આંગળીમાં પહેરેલી વીંટી વતી તાલ આપી સુંદર સંસ્કૃત કથાઓનાં ગુજરાતીમાં ભાષાંતર કરી, મધુરાનાદે તેઓ કથા સંભળાવી લોકોનાં મનરંજન કરતા. એમનાં કાવ્યોની શૈલી રસઝરતી છે. આ કવિની 'દશમસ્કંધ' 'મામેરું' 'નળાખ્યાન' 'સુદામાચરિત્ર' 'હૂંડી' 'શ્રાદ્ધ' 'હરિશ્ચન્દ્રાખ્યાન' 'ચંદ્રહાસઆખ્યાન' 'ઓખા-હરણ' 'અભિમન્યુ', 'સુધન્વા' વગેરે અનેક કૃતિઓ વગેરે ઘણાય છે. આ કવિના નામે બે ત્રણ નાટકો પણ બહાર પડયાં છે. આ નાટકો માટે ખુબ શંકા સેવાય છે, આમ છતાં એ કવિની કૃતિઓમાં જે રસદર્શન છે. એ બીજી કૃતિઓમાં તો નથી જ. ગુજરાતી સાહિત્યના ઇતિહાસ એનું નામ સુવર્ણાક્ષિરે લખાયેલું છે. એનો જન્મ ૧૬૯૨માં અને અવસાન ૧૭૯૦માં થયું હતું.

## 'શામળ'

શામળનો સમય ૧૭૪૦-૪૫થી ૧૮૨૫-૩૦ સુધીનો છે. શામળ વાર્તાકાર હતો. એ પોતાની વાર્તાઓને ઉખાણાં, પ્રશ્નોત્તરી, આડકથા વગેરેની મદદથી રસિક બનાવી લોકોને સંભળાવતો, એની વાર્તાઓ ખુબ હોંશભેર લોકો સાંભળતા. એનાં સ્ત્રીપાત્રો ખૂબ બળવાન, બુદ્ધિવાન, કાર્યકુશળ અને કઠણ હૈયાનાં છે. એની કૃતિઓમાં 'ઉદ્યમકર્મસંવાદ' 'રાવણ મંદોદરી સંવાદ' 'અંગદવિષ્ટિ' વગેરે પ્રખ્યાત છે.

આ સિવાય આ યુગમાં ભગવદ્‌ગીતાનું ગુજરાતીમાં ભાષાંતર કરનાર નરહરિ, રત્નો ભાવસાર, ગરબા રચનાર ભક્તકવિ વલ્લભ મેવાડો વગેરે હતા.

**દયારામ યુગ**—આ યુગમાં પ્રિતમદાસ, દયારામ, ધીરો અને ભોજો વગેરે લેખકો મુખ્ય છે.

### 'પ્રિતમદાસ'

આ લેખકનો સમય ૧૭૭૫-૮૦થી ૧૮૫૪ સુધીનો છે. એનાં ભજનોનો સંગ્રહ 'પ્રિતમની વાણી'ના નામથી બહાર પડયો છે. એ ભાટ હતા, એમનાં ભજન બોધથી ભરપુર છે.

### 'દયારામ'

દયારામ ચાણોદના રહેવાશી હતા. એની ગરબીઓ એ ગુજરાતનું અમૂલ્ય ધન છે અને આજે પણ ઉત્તમ કૃતિઓમાં ગણના પામે છે. એની કૃતિઓમાં માધુર્ય અને સંસ્કારભરી સરળતા છે. આ કવિને પ્રવાસ કરવાનો શોખ હતો. પરિણામે તેઓ પંજાબી, મરાઠી, તેલુગુ અને ઊર્દૂ પણ જાણતા હતા. હિંદી અને સંસ્કૃતમાં તેઓ પારંગત હતા. તેમનો જન્મ ૧૮૩૩માં અને અવસાન સંવત ૧૯૦૯ માં થયેલ છે.

### 'ધીરો'

એ ભાટ હતો. એનો સમય ૧૮૦૯ થી ૧૮૮૧ સુધીનો છે. તેનાં લખાણો પુષ્કળ છે. આ લેખક પોતાની 'કાફી' માટે વખણાય છે.

### 'ભોજો'

આ કવિના 'ચાબખા' લોકોમાં સારો પ્રચાર પામ્યા છે. એ ઉત્તમ પ્રકારનાં કટાક્ષકાવ્યો છે. એમાં દુરાચારીઓને સુધારવા સંસારમાં મોહિત બનેલાઓને સદ્દબોધ આપવાનો સારો પ્રયાસ થયો છે.

આ સિવાય આ યુગમાં ગુજરાતી 'રામાયણ' લખનાર ગિરિધર, ચંડીપાઠના ગરબા રચનાર રણછોડજી દિવાન, રઘુનાથદાસ, સ્વામિનારાયણ સંપ્રદાયના બ્રહ્માનંદ, દેવાનંદ અને નિષ્કુળાનંદ, ભૂખણ, સવો ભગત, નરભેરામ વગેરે લેખક થયા છે.

**ગુજરાતી સાહિત્ય પર અંગ્રેજી શિક્ષણની અસર**—૧૮૧૮ થી ગુજરાતમાં અંગ્રેજી અમલ શરૂ થયો. પરિણામે અંગ્રેજી શિક્ષણ અને ભાષા ગુજરાતમાં દાખલ થયાં. પરિણામે એની અસર આપણા ઉપર પુષ્કળ થઇ. એ વેળા અંગ્રજીનું સીધું જ્ઞાન તો બહુ થોડું હતું; પરંતુ અંગ્રેજોનો આડકતરો પરિચય થવા લાગ્યો હતો. અંગ્રેજોની રીતભાત પ્રત્યે તે વેળા એટલું માન હતું કે તેમના જીવનનું, તેમની રીતભાતનું અને તેમના સંસ્કારોનું અનુકરણ કરવું, એ સુધારો ગણાતો અને એવા સુધારા દાખલ કરનાર સુધારક ગણાવા લાગ્યા અને એની અસર લેખકો અને કવિઓ પર પણ થઇ. એવી અસર ઝીલનારમાંના નર્મદાશંકર, કરસનદાસ મૂળજી, મહીપતરામ, દુર્ગારામ, મંછારામ વગેરે છે. આ સુધારકો ભાષણો દ્વારા, નિબંધો અને લખાણો દ્વારા, કવિતા, માસિક અને ચોપાનીયાં દ્વારા લોકોને બોધ આપતા હતા અને ઊંઘતા દેશને જગાડવા પ્રયાસો કરતા હતા. એ સુધારકો બે પ્રકારના હતા. નર્મદાશંકર, કરસનદાસ વગેરે તડ અને ફડ કરનાર અને દલપતરામ, નવલરામ વગેરે શાંતિથી સુધારવા પ્રયત્ન કરનાર હતા. આજ વખતમાં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને મુંબઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ.

### 'નર્મદાશંકર'

નર્મદાશંકર ગદ્યલેખક તરીકે પહેલા જ હતા. તેમણે ગુજરાતને એક નવો જ પંથ બતાવ્યો અને ગુજરાતીઓ માટે નવું ક્ષેત્ર ઉઘાડયું. તેમણે ગુજરાતી કોશ તૈયાર કર્યો. એમનાં કાવ્યો ઉત્સાહ, નવચેતન અને જુસ્સાથી ભરપૂર છે. એ વેળા એનાં કાવ્યો લોકોને અનુકૂળ વાંચન પૂરું પાડતાં. જો કે આજે એમની કવિ તરીકે ગણના ઓછી થાય છે; પરંતુ એ ભૂલવું ન જોઇએ કે આજના વિકસિત સાહિત્યના વૃક્ષનાં બી રોપનાર એ જ હતા. ગુજરાતમાં નવજીવનની અમૃતધાર રેલાવનાર એ જ હતા. એક ભાવનાશાળી ગુજરાતી તરીકે એમનું સ્થાન વર્ષોનાં વર્ષો અભેદ્ય રહેશે. તેમનાં કાવ્યોમાં 'શૂરવીરનાં લક્ષણ', 'વીરરસ કવિતા,' 'હિંદુઓની પડતી,' 'સુરતની હકીકત,' વગેરે પ્રખ્યાત છે. ગદ્યલખાણમાં 'ગુજરાતીઓની સ્થિતિ,' 'ધર્મવિચાર' 'નર્મકથાકોષ' વગેરે છે. તેમણે ગુર્જર માતને ચરણે અર્પણ કરેલ અર્પણસેવાઓ ગુજરાત કદિ ભૂલી શકાશે નહિ. ગુજરાતી સાહિત્ય એમનું સદાનું ઋણી છે.

### 'કરસનદાસ'

વિલાયતમાં જવાની પહેલ કરનાર હતા. જ્ઞાતિજનોનો વિરોધ છતાં તેઓ વિલાયત જઈ આવ્યા હતા. એઓ નર્મદની પેઠે સારા સુધારક હતા. એમણે જાહેર કરેલી કેટલીક વલ્લભી સંપ્રદાયની બદીઓની વિગતો સાંભળી વૈષ્ણવના મહારાજે એમના પર બદનક્ષીનો દાવો માંડયો અને એમની હકીકત એમના 'લાયબલકેસ'માં છે. એમના સારા નિબંધો અને માહિતીવાળાં લખાણો લખ્યાં છે.

### 'મહીપતરામ'

આપણા એક સુધારક હતા. એમની કૃતિઓમાં 'સધરાજેસંગ', 'વનરાજ ચાવડો', 'સાસુ વહુની લડાઇ' વગેરે તે વેળા ખુબ પ્રખ્યાત હતાં.

### 'દલપતરામ'

આ લેખક અંગ્રેજી ભણ્યા નહોતા, પણ ફારબસ સાહેબના સહવાસથી તેઓને અંગ્રેજી સંસ્કારોની સારી માહિતી મળી હતી. શરૂઆતનાં વર્ષોની અંગ્રેજોની પ્રજા પ્રત્યેની લાગણી જોઇને એમણે આ રાજ્યનાં ખૂબ વખાણો કર્યાં છે. એમની કવિતાઓ સાદી, સરળ અને બુદ્ધિવર્ધક છે.

### 'નવલરામ'

આ કવિએ થોડીક કવિતાઓ લખી છે. તેઓ મહાન બુદ્ધિશાળી, અભ્યાસી, અને વધારે ગંભીર વિચારક હતા; પરંતુ એઓ શાંત અને મુંગું કાર્ય કરનારા હોઈ ગુજરાત એની કદર કરી શકયું નથી. એમની 'બાળલગ્ન બત્રીસી' પ્રખ્યાત છે. એમનું ગદ્ય નર્મદાશંકરના ગદ્ય કરતાં ઉત્તમ પ્રકારનું, સંસ્કારી અને જોરદાર હતું.

આ સિવાય દુર્ગારામ મહેતાજી, હરગોવનદાસ કાંટાવાળા, રણછોડભાઈ ઉદયરામ, વ્રજલાલ કાલિદાસ, ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ વગેરે છે. નંદશંકર તુળજારામે 'કરણઘેલો' નામે સરસ નવલકથા લખી છે.

### 'ગોવર્ધનરામ'

ગુજરાતના એ મહાન વિચારક અને સુધારક હતા. જનસુધારણાર્થે એમણે અનેક પ્રયત્નો કર્યા છે. 'સરસ્વતીચંદ્ર' જેવો એક મહામૂલો અને ઉત્તમ કોટિનો ગ્રંથ એમણે ગુર્જર માતાને ચરણે ધર્યો. એમાં અંગ્રેજી શિક્ષણ અને શ્રીમંત કુટુંબોની રસકથા છે. એનાં પાત્રો સંસ્કારી કુટુંબોમાં ખુબ પ્રખ્યાત છે. એ કથાની વસ્તુ ગૂંથણીમાં લોકોને ઉપયોગી માહિતી રજુ કરવામાં આવી છે. એની શૈલી આકર્ષક હોઇ લોકો એ હોંસે

હોંસે વાંચે છે. આજે તો એની કેટલીય આવૃત્તિઓ બહાર પડી છે. આ સિવાય એમણે 'લીલાવતીની જીવનકથા', 'દયારામનો અક્ષરદેહ' 'સ્નેહમુદ્રા' 'સાક્ષર જીવન' વગેરે છે.

આ સિવાય 'નારીપ્રતિષ્ઠા' અને 'બાળવિલાસ' લખનાર મણિલાલ નભુભાઇ, 'પ્રેમજીવન','કુસુમમાળા', વગેરે લખનાર નરસિંહરાવ ભોળાનાથ, 'મુદ્રારાક્ષસ', 'હૃદયવીણા', 'કુસુમમાળા', 'નુપૂરઝંકાર' 'સ્મરણ સંહિતા,' 'ગીત ગોવિંદ', 'વિક્રમોર્વશી' ના તથા 'ઉર્વશી' અને 'ભાસનાં' કેટલાંક નાટકો તથા ભાષાંતર કરનાર કેશવલાલ ધ્રુવ, 'ભદ્રંભદ્ર', જેવી ઉચ્ચ કોટિની કટાક્ષ કથા લખનાર અને 'હાસ્યમંદિર' 'રાઇનો પર્વત' વગેરે પુસ્તકો લખનાર રમણભાઇ મહીપતરામ, આનંદશંકર નર્મદાશંકર મહેતા, ઉત્તમરામ ત્રિવેદી, શ્રીમાન્ નૃસિંહાચાર્ય, નારાયણ હેમચંદ્ર વગેરે હતા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પણ ફારસી અને બંગાળીના સારા પંડિત છે. હમણાં જ એમની ૭૫ મી જયંતી ઉજવાઇ.

## ગુજરાતી સાહિત્યમાં નવી કવિતા—

ગોવર્ધનરામ, મણિલાલ, રમણભાઇ વગેરેએ કાવ્યો લખ્યાં છે. છતાં એ કાવ્યો નવા યુગનાં તો ન જ કહી શકાય. નવી કવિતાનાં મંડાણ તો નરસિંહરાવે જ કર્યાં. એમની અસર નવા યુગ પર સારી પડી છે. મણિશંકર રત્નજી ભટ્ટ, બળવંતરાય ઠાકોર, હરિલાલ હર્ષદરાય ધ્રુવ, જેવાને પણ નરસિંહરાવ તરફથી પ્રેરણા મળી હતી.

ગુજરાતીમાં નવી કવિતાઓ રજૂ કરનાર અને એને સમૃદ્ધ બનાવી ગુજરાતી સાહિત્યનો વિકાસ કરનારાઓ નીચે મુજબ છે.

**મણિશંકર રત્નજી ભટ્ટ**—એમણે ૪૦ થી ૫૦ કાવ્યો રચ્યાં છે. 'વસંત વિજય,' 'ચક્રવાક મિથુન' વગેરે ઉત્તમ પ્રકારનાં કાવ્યો છે.

**બળવંતરાય ક. ઠાકોર**—જન્મ ૧૮૬૯ એમણે 'આરોહણ' 'ખેતી' અને કેટલાય સુંદર સોનેટો લખ્યાં છે. એમના કાવ્યો સંસ્કારી કુટુંબોમાં પ્રખ્યાત થઈ પડયાં છે.

**કલાપી**—'કેકારવ' એ એમનો ઉત્તમ ગ્રંથ. 'ચંદ્ર' નામના માસિકમાં એઓ પોતાની કવિતાઓ આપતા 'કેકારવ'-માંના 'કન્યા અને ક્રૌંચ,' 'વીણાનો મૃગ,' 'મહાત્મા મૂળદાસ,' 'આપની યાદી,' 'તુલસી' વગેરે સુંદર કાવ્યો ખરેખર ઉત્તમ છે. એમાંના 'મહાત્મા મૂળદાસ' ઉપરથી તો પ્રકાશ ફીલ્મ કંપનીએ 'સંસાર લીલા' નામની ગુજરાતી ફીલ્મ પણ ઉતારી હતી. જે ગુજરાતમાં સારી રીતે વખણાઇ હતી. એમનાં કાવ્યો આકર્ષક અને નવી ઢબે લખાયેલાં હોઇ સંસ્કારી જનતામાં ખુબ વંચાય છે.

**ન્હાનાલાલ**—જન્મ ઈ. સ. ૧૮૭૭. ગુજરાતી કવિતાના સ્વરૂપને મનોહર બનાવનાર મહાકવિ ન્હાનાલાલનું સ્થાન નવા કવિઓમાં પ્રથમ નંબરે એમની લેખનશૈલી વિપુલ અને આકર્ષક છે. પ્રેમ અને લગ્નના ઉચ્ચ આદર્શ એમણે કાવ્યો દ્વારા રજુ કર્યા છે. જો કે એમણે છંદમાં ખુબ સ્વતંત્રતા લીધી છે; પરંતુ એમની ભાષાની ભભકમાં એ દોષ દેખાતો નથી. 'ડોલન શૈલી' નામની નવી શૈલી એમણે અપનાવી છે અને એમાં એમણે જે સફળતા અને કીર્તિ મેળવી છે, તે અજોડ છે. એમનું અનુકરણ કરવા કેટલાકોએ પ્રયાસો કર્યા હતા; પરંતુ તેઓ નિષ્ફળ ગયા. એમણે 'વસન્તોત્સવ','જયા જયન્ત', 'ઇન્દુકુમાર', 'મહાભારત', 'નૂરજહાં', 'અકબરશાહ', 'સારથી' અને કેટલાંક કાવ્યો વગેરે ઉચ્ચ કોટિના ગ્રંથો લખ્યા છે. શ્રી. ન્હાનાલાલનું શબ્દ લાલિત્ય, રસમાધુર્ય અને તાલમાધુર્ય અજબ છે. કલ્પનાના અવનવિન રંગો વડે રંગાયેલી એમની કવિતાઓ ખરેખર અજોડ છે.

**ખબરદાર**—જન્મ ઈ. સં. ૧૮૮૨. ન્હાનાલાલના સમકાલિન કવિ લેખકોમાં આ લેખકે ખુબ પ્રખ્યાતી મેળવી છે. 'રાસ ચંદ્રિકા,' 'વિલાસિકા,' 'કાવ્ય રસિકા,' 'ભારતનો ટંકાર,' 'સંદેશિકા,' 'દર્શનિકા,' વગેરે ઉત્તમ ગ્રંથો છે. 'ગુણવંતી ગુજરાત' જેવાં કેટલાંક સુંદર ગીતો મોટા મોટા ઉત્સવોમાં પણ ગવાય છે.

**બોટાદકર**—જન્મ ઇ. સ. ૧૮૭૭. નવી કવિતામાં એમનો ફાળો અમૂલ્ય છે. એમણે દાંપત્ય પ્રેમ અને હિંદુ સંસારનાં ગૃહોમાં આદર્શરૂપ મનાયેલી સંપ અને સુખભરી સ્થિતિનો સરસ ચિતાર આપ્યો છે.

**લલિત-જન્મશંકર મહાશંકર બુચ**—'જન્મ-ભૂમિનું જયમંગળ,' 'માતૃ જયોતની જવલંત જવાલા,' 'નારી તું નારાયણી,' 'સમત જોડાં જાત ભોગથી,' જેવાં ઉચ્ચ કોટિનાં ગીતો એમણે ગુજરાતને આપ્યાં છે.

આ સિવાય રામમોહનરાય જસવંતરાય દેસાઈ, કેશવ હ. શેઠ, ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, હરિહર ભટ્ટ વગેરે છે.

**નવલકથા**—ગુજરાતના નવલકથા સાહિત્યમાં દિન-પ્રતિદિન વિકાસ થઈ રહ્યો છે. ગુજરાતમાં પ્રથમ નવલકથા લખનાર નંદશંકર જ કહી શકાય. એમણે 'કરણઘેલો' નામે નવલકથા લખી હતી.

આ પછી ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર' જેવી ઉત્તમ નવલકથા ગુજરાતને મળી. એમની અસર ઝીલનાર ભોગીન્દ્રરાવ દિવેટિયાએ ગુજરાતને 'ઉષા કાન્ત,' 'મૃદુલા,' 'જયોત્સ્ના' વગેરે નવલકથાઓ આપી ગુજરાતને 'સરસ્વતીચંદ્ર' પછી ઉત્તમ નવલકથા વીશ વર્ષ પછી એટલે કે ૧૯૧૯માં 'ગુજરાતનો નાથ' મળી. પરિણામે એના લેખક શ્રી. કનૈયાલાલ મુનશી જનતાના પ્રિય લેખક થઇ પડયા. આ પછી એમણે 'પાટણની પ્રભુતા,' 'વેરની વસુલાત,' 'પૃથ્વીવલ્લભ,' 'સ્વપ્ન દ્રષ્ટા,' વગેરે ઉત્તમ નવલકથાઓ ગુજરાતને આપી.

એમની 'વેરની વસૂલાત' ફીલ્મરૂપે બહાર આવી; પરંતુ તે જનતાની નજરે નિષ્ફળ નિવડી; પરંતુ 'પૃથ્વિવલ્લભ' એક સફળ ફીલ્મ તરીકે સારા હિંદમાં પ્રખ્યાત થઈ. એમનાં પાત્રોમાં મુંજ, મૃણાલ, મિનળ, મુંજાલ, વગેરેનું પાત્રાલેખન બહુ જ ઉત્તમ રીતે થયું છે.

શ્રી. મુનશીની સાથે સાથે જ રમણલાલ વસંતલાલ દેસાઇનું નામ 'નવલકથા લેખક' તરીકે લોક જીભે રમી રહ્યું. એમના 'જયન્ત', 'કોકિલા', 'શિરિષ', 'હૃદયનાથ', બહાર પડી આ પછી 'દિવ્યચક્ષુ'એ જનતામાં ખુબ પ્રખ્યાતી મેળવી આ પછી એમની 'ભારેલો અગ્નિ', 'પૂર્ણિમા', 'ભાગ્યચક્ર', 'શોભના', 'ઠગ' જેવી સરસ અને 'ગ્રામલક્ષ્મી' જેવી ઉત્તમ કોટિની નવલકથાઓ પ્રગટ થઇ, જેણે એમને વધારે પ્રખ્યાતી અપાવી.

આ પછી લોકગીતો અને લોક-વાર્તાઓનો જનતાને રસા-સ્વાદ કરાવનાર શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ગુજરાતને 'સમરાંગણ'

'રા'ગંગાજળિયો', 'જયગુજરાત', 'વેવિશાળ', 'તુલસીક્યારો', 'પ્રભુ પધાર્યા', જેવી સુંદર નવલકથાઓ આપી.

ગુણવંતરાય આચાર્યે કેટલીક નવલકથાઓ જેવી કે 'ત્રિલોચન', 'ભૂતકાળના પડછાયા', સોરઠી સંધ્યા વગેરે સારી નવલકથાઓ રજુ કરી. આ પછી 'દરિદ્રનારાયણ', 'ઇન્કિલાબ', 'જેશ દિવાન', જેવી સુંદર નવલકથાઓ બહાર પડી.

આ સિવાય ગુજરાતી સાહિત્યમાં નવલકથાઓ સંખ્યાબંધ લખાઈ છે; પરંતુ ઉત્તમકોટિની નવલકથાઓ ઉપર મુજબ છે.

**નવલિકા**—નવલિકા એટલે નવલકથાનું ટૂંકુંરૂપ નહિ, પણ વાર્તાનો એક નવિન પ્રકાર છે. આ વાર્તાઓ લોકોને ઉપયોગી એ માટે નીવડે છે કે તે ટૂંકી હોય છે. એટલે જલ્દી વાંચી શકાય છે અને એટલા ટૂંકા સમયમાં એ નવલિકા ઘણું ઘણું કહી શકે છે.

ધૂમકેતુએ નવલિકામાં સુંદર પ્રસંગો ગૂંથી જનતા સમક્ષ રજુ કરી, જો કે એમના પહેલાં બીજી નવલિકાઓ પણ બહાર પડી હતી; પરંતુ ધૂમકેતુની નવલિકાઓને સરસ સફળતા મળી એમના નવલિકા સંગ્રહમાં 'પલકારા', 'તણખાનાં ચાર મંડળો' 'પ્રતિમા', 'અંગારા', 'તેજછાયા' વગેરે જનતામાં સારી સફળતા મેળવી શકયા છે.

આ સિવાય ગુણવંતરાય આચાર્યે કેટલીક રસભરી નવલિકાઓ જનતા સમક્ષ મૂકી શ્રી. લીલાવતી મુનશીએ પણ કેટલીક ઉત્તમ નવલિકાઓ આપી.

રણજીતરામ અને રામમોહનરાયે પણ ગુજરાતને સારી નવલિકાઓ આપી છે. ગુલાબદાસ બ્રોકરે, ડૉ. પ્રાણજીવન મહેતાએ, રમણલાલ નિલકંઠે પણ ગુજરાતને નવલિકાઓ આપી, જેની કદર ગુજરાતે કરી નહિ.

આ પછી ધનસુખલાલે અનોખી રસશૈલીમાં કેટલીક નવલિકાઓ રજુ કરી. આ સિવાય શ્રી. 'જાગીરદારે' નવલિકાઓ પણ બહાર પાડી અને જ્યોતીન્દ્ર દવેએ પણ કેટલિક હાસ્યરસિક નવલિકાઓ આપી ગુજરાતના નવલિકા સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું.

**નાટ્ય સાહિત્ય**—ગુજરાતનું નાટ્ય સાહિત્ય વિકાસ પામ્યું નથી. સાહિત્યની દ્રષ્ટિએ રમણભાઈ નિલકંઠનુ 'રાઈનો પર્વત', નવલરામનુ 'ભટ્ટનું ભોપાળુ', રમણલાલનું 'શંકિત હૃદય', ન્હાનાલાલનાં કેટલાંક નાટકો, ચન્દ્રવદન મહેતાનું 'આગગાડી' વગેરે કેટલાંક નાટકો શ્રેષ્ઠ છે. જ્યારે ધંધાદારી નાટક કંપનીઓમાં ભજવાતાં નાટકોમાં કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી, મણીલાલ પાગલ, ત્રાપજકર વગેરેનાં નાટકો શ્રેષ્ઠ છે. ગુજરાતનું નાટ્ય સાહિત્ય સમૃદ્ધ બનાવવાની ખાસ જરૂર છે.

**હાલની સ્થિતિ**—સિત્તેરથી વધારે ઉમરવાળા લેખકોમાં માત્ર ગાંધીજી જ પોતાની પ્રવૃત્તિની ઉચ્ચ કોટિ જાળવી રહ્યા છે. કૃષ્ણલાલ ઝવેરીએ હાલ કોઈ નવું પ્રકાશન આપ્યું નથી. ન્હાનાલાલ, રામમોહનરાય, લલિત, ખબરદાર, વગેરેમાંથી ખબરદાર અને ન્હાનાલાલ સિવાયના બીજાઓની પ્રવૃત્તિમાં મંદતા આવી ગઈ છે. મેઘાણી, ગુણવંતરાય, જિનવિજયજી, રામનારાયણ પાઠક વગેરે હજી થોડી થોડી સાહિત્યપ્રવૃત્તિ ચલાવી રહ્યા છે. મુનશી, ધૂમકેતુ અને રમણલાલ પોતાનાં પ્રકાશનો બહાર પાડે છે; પરંતુ એમાં એમને પ્રથમ જેટલી સફળતા પ્રાપ્ત થતી નથી. કેશવ શેઠ, પૂંજાલાલ, હરિહર ભટ્ટ, જયમન પાઠકજી, લીલાવતી મુનશી, ત્રીભુવન ગો. વ્યાસ વગેરેએ હાલ કાંઇ નવાં પ્રકાશનો આપ્યાં નથી.

આમ છતાં નવલોહિયા જુવાનવર્ગ પાસેથી સારા અને ઉત્તમ કોટિના સાહિત્યની આશા રાખી શકાય. કરસનદાસ માણેક આલેખેલ અને બીજાં કેટલાક કટાક્ષકાવ્યો આપ્યા છે. સુન્દરમ્ 'સ્નેહરશ્મિ' 'ઉમાશંકર જોશી', 'બેટાઇ' મનસુખલાલ ઝવેરી વગેરે એ ગુર્જર માતને ચરણે ઉત્તમ સાહિત્યફાળો ધર્યો છે. 'સુન્દરમ્'ની 'કોયા ભગતની કડવી વાણી' 'કાવ્યમંગલા' 'વસુધા', 'કર્ણ', 'વિશ્વશાંતિ' વગેરે પ્રખ્યાત છે. ત્રિભુવન વ્યાસે નહિ નમશે, કે 'રતનબા', મેઘાણીના 'છેલ્લો કટોરો' કે 'છેલ્લી પ્રાર્થના' કે 'કોઇનો લાડકવાયો' ઉમાશંકરનાં 'ગંગોત્રી' અને 'નિશીથ' વગેરે નૂતન સાહિત્ય-ફાલ છે.

સુંદરજી બેટાઈના 'ઇન્દ્રધનૂ' અને 'જ્યોતિરેખા', મનસુખલાલ ઝવેરીના 'આરાધના' અને 'ફુલડોલ', વગેરે પણ ઉત્તમ ગ્રંથો કહેવાય.

આ ઉપરાંત કેટલાક યુવાન લેખકો પોતપોતાની સેવા ગુર્જર માતને અર્પણ કરી રહ્યા છે. જેમાં સ્નેહરશ્મિ, કાણકિયા, રમણ વકીલ, ઇન્દુલાલ ગાંધી, ભાનુશંકર વ્યાસ, કોલક, પારાશર્ય, પ્રહ્લાદ પારેખ, પ્રહ્લાદ પાઠક, રમણિક અરાલવાળા, પતિલ, મુરલી ઠાકોર, નંદકુમાર પાઠક, રતુભાઈ દેશાઈ વગેરે સારા કાવ્ય લેખકો છે, જેમાંના ઇન્દુલાલ ગાંધીનાં 'ઇંધણાં', 'અંધકાર વચ્ચે' વગેરે સારી કૃતિઓ છે અને આ લેખક ભવિષ્ય માટે પણ સારી કૃતિઓ આપશે એમ જણાય છે.

નવલિકા અને નવલકથામાં પન્નાલાલ પટેલ માટે સારી આશા સેવાય છે. આ લેખકનું 'મળેલા જીવ' એ એક ઉત્તમ નવલકથા છે. આ સિવાય હમણાં હમણાં 'આમ્રપાલી' અને 'બુદ્ધિધન બિરબલ' જેવી સુંદર વાર્તાઓ રસશૈલીમાં લખનાર શ્રી. રામચંદ્ર ઠાકુર પણ સારાં પ્રકાશનો આપશે એમ લાગે છે. કરાંચીના વાર્તાલેખક શ્રી. 'આનંદેશ' માટે પણ સારી આશા રાખી શકાય.

આપણા સાહિત્યમાં નવલકથા, નવલિકા અને કાવ્યો સિવાય બીજી પ્રવૃત્તિ બહુ જ નાના પ્રમાણમાં થાય છે. ભાષાશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ઈતિહાસ, ભૂગોળ, જીવનચરિત્ર, પ્રવાસ વગેરે અનેક ક્ષેત્રો હજી બહુ જ થોડા પ્રમાણમાં ખેડાયાં છે. આ ક્ષેત્રો ખેડવાની ખાસ જરૂર છે. એ માટે હાલ નવા લેખકો પાસેથી આશા રાખી શકીએ એમ લાગતું નથી. કારણ કે નવા લેખકો તો નવલિકા, નવલકથા કે કાવ્ય તરફ જ આકર્ષાય છે. બીજા વિષયો એમને કંટાળા ભરેલા લાગે છે. શ્રી. રામનારાયણ પાઠક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, વિજયરાય વૈદ્ય, નવલરામ જગન્નાથ, વિશ્વનાથ મગનલાલ, રામચંદ્ર શુકલ, રમણલાલ દેસાઇ વગેરેના સમાલોચન અને સાહિત્ય ચર્ચા સંબંધી કેટલાંક સારાં પ્રકાશનો બહાર પડયાં છે; પરંતુ આ ક્ષેત્ર હજી પૂરું ખેડાયું નથી. આ સિવાય આપણું નાટય સાહિત્ય બહુ જ નબળું છે. બંગાલ અને બીજા પ્રાંતોના નાટય સાહિત્યના મુકાબલે આપણું નાટયસાહિત્ય બહુ જ નિર્બળ કહી શકાય. આ સિવાય કેટલાકનું કહેવું છે કે ઉચ્ચ પ્રકારનાં નાટકો નાટયગૃહોમાં જનતા સમક્ષ ભજવવા જોઈએ એ બરાબર છે. ગુજરાતી રંગભૂમિને જો પ્રગતિના પંથે ચડાવવી હોય તો એવા પ્રયાસો થવા જોઇએ અને એ મતે ઉત્તમમાર્ગ તો એ છે કે ગુજરાતી લેખકોએ નાટયગૃહમાં ભજવી

શકાય અને લોકોપયોગી નીવડે એવાં નાટકો રચવાં જોઈએ. આ સિવાય સાહિત્ય-સેવકોમાં છે ભેદભાવ છે. તેનો નાશ થવો જોઈએ. શબ્દોની સાઠમારી કર્યા વિના બધા તરફ સમદષ્ટિ રાખી આપણા સાહિત્યસેવકો સાહિત્યસેવા કરે તો ઉગ્રમ પ્રકારનો સાહિત્યફાલ ગુર્જર માતને ચરણે ધરી શકે. એક બીજાની પરસ્પર અદેખાઈ કે ઈર્ષ્યા કરી નકામો સમય વેડફી ન નાખતાં એટલો સમય સાહિત્યકૃતિઓને ઉત્તમ અને ઉચ્ચકોટિની બનાવવા આપણા લેખકો પ્રયાસ કરે તો આપણું સાહિત્ય ખુબ વિકાસ સાધી શકે.

**સાહિત્ય બંગાળી** : બંગાળી ભાષાનું સાહિત્ય અત્યારે હિંદની બીજી કોઈ પણ ભાષાઓ કરતાં વધારે વિકસિત અને ઉચ્ચ કોટિનું છે.

**પ્રાચીન સાહિત્ય**—હિંદની લગભગ બધી ભાષાઓનાં પ્રાચીન સાહિત્યમાં ધાર્મિક સાહિત્યનું પ્રમાણ વધારે છે. બંગાળી ભાષા સમૃદ્ધ બનાવવામાં બ્રહ્મો સમાજનો ફાળો ખુબ મોટો છે. એના સંસ્થાપકો એના નેતાઓ લગભગ બધા સારા લેખકો અને વક્તાઓ હતા. બંગાળી સાહિત્યમાં એમનો ફાળો અમૂલ્ય છે. બંગાળમાં દશમા સૈકાથી અઢારમા સૈકા સુધીમાં લગભગ બધું ધાર્મિક સાહિત્ય જ રચાયું છે. કોઈએ બૌદ્ધ ધર્મનાં ગીતો ગાયાં છે, તો કોઇ વાર બ્રાહ્મણોનાં પુરાણો ગવાયાં છે. કોઈ વેળા વિશ્વજનની જગદંબાની પૂજા અને તેની ભક્તિ વિષે સાહિત્ય રચાયું છે. આમ લગભગ એક હજાર વર્ષ સુધીમાં વિકસેલા સાહિત્યનો અમૂલ્ય વારસો બંગાળને મળ્યો છે.

**આધુનિક સાહિત્ય**—ઓગણીસમી સદીમાં બંગાળના સાહિત્ય પર અંગ્રેજી અસર પડી. કેટલાક પાદરીઓ અને અંગ્રેજ અમલદારોના પ્રયત્નથી બંગાળી ગદ્યનો પ્રચાર શરૂ થયો. પાદરીઓના ઉત્તેજનથી બંગાળી પંડિતોએ ગદ્યમાં પુસ્તકો રચવા માંડયાં અને આમ તર્કાલંકાર અને રાજા રામમોહનરાયે શરૂ કરેલા ગદ્યને ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, દેવેન્દ્રનાથ ઠાકુર, અક્ષયકુમાર દત્ત વગેરેને હાથે ટીપાતું, ઘસાતું, મંજાતું જ્યારે બંકીમચંદ્રના હાથમાં આવ્યું, ત્યારે તેમણે તેને નવો જ રંગ ચઢાવ્યો. તેનું સ્વરૂપ મોહક બનાવ્યું. તેની કાબેલિયત ખૂબ વધારી એટલું જ નહિ, પણ બંગાળીઓને બંગાળી ભાષાની પ્રચંડ શક્તિનો પરચો બતાવ્યો.

ધીમે ધીમે બંગાળી સાહિત્ય પર અંગ્રેજી સાહિત્યની અસર વધારે દૃઢ થવા લાગી. કેટલાંક અંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતર પણ થયાં. માઇકેલ મધુસૂદન દત્ત નામના એક લેખકે મેલ્ટનના 'પેરેડાઇઝ લોસ્ટ'ના આદર્શાનુસાર 'મેઘનાદવધ' નામે મહાકાવ્ય લખ્યું. એ કાવ્યની શૈલી, ભાવ, છંદ, ભાષા અને તેનો હેતુ પણ યુરોપીય જ છે. આ સિવાય હેમચંદ્રે અને નવીનચંદ્રે પણ 'વૃત સંહાર,' 'પલાશીર યુદ્ધ,' 'અમિનાભ,' 'રૈવતક' વગેરે મહાકાવ્યો લખ્યાં. રવીન્દ્રનાથ, અક્ષયકુમાર અને દ્વિજેન્દ્રનાથે પણ જે જે કાવ્યો લખ્યાં તે પર નવા સંસ્કારોની છાપ તો છે જ.

બ્રહ્મોસમાજની પ્રવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલો સાહિત્ય-ફાલ ખરેખર ઉત્તમ પ્રકારનો છે. આ બ્રહ્મોસમાજની પ્રવૃત્તિએ બંગાળના શિક્ષિત સમાજમાં હિંદુત્વની એક નવી જ ભાવના જાગૃત કરી. પરિણામે બંકીમચંદ્રના 'કમલા કાન્ત,' 'કૃષ્ણ ચરિત્ર,' 'ધર્મતત્વ' અને તેમની છેલ્લી ત્રણ નવલકથાઓ પર એની જ અસર માલુમ પડે છે. દ્વિજેન્દ્રરાયના 'રાણા પ્રતાપ,' 'દુર્ગાદાસ' અને 'મેવાડ પતન'માં એ જ ભાવો ગૂંજે છે. રવિન્દ્રનાથના 'ગોરા' અને 'બ્રાહ્મણ' પર પણ એની અસર પડયા વિના રહી નથી.

આ નવીન સાહિત્યનું જ એક ત્રીજું લક્ષણ જો ગણાવીએ તો તે એ કહી શકાય કે એ નવીન જાગૃતિએ લેખકોને વિજ્ઞાન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, પ્રવાસ, નવલકથા, વાર્તા, નાટક, નિબંધ, સમાલોચના વગેરે જુદા જુદા વિષયો પર લખવાની પ્રેરણા આપી આપણે એક એક વિષય જોઇએ.

**નવલકથા**—છેક ઓગણીસમી સદીના મધ્ય સમયમાં પ્યારીચાંદ મિત્રે 'આલાલેર ઘરેર દુલાલ'થી શરૂઆત કરી એમ કહેવાય. એ જ અરસામાં પંડિત ઇશ્વરચંદ્રે ભવભૂતિના 'ઉત્તરરામ ચરિત્ર' ઉપરથી 'સીતાર વનવાસ' અને કાલિદાસના 'શાકુંતલ'ને આધારે 'શકુંતલા' લખ્યાં; પરંતુ બંગાળી સાહિત્યમાં સાચી નવલકથાઓની શરૂઆત તો બંકીમચંદ્રે જ કરી.

બંકીમચંદ્રે બંગાળને સુંદર, સ્વચ્છ અને ભાવપૂર્ણ નવલકથાઓ આપી; જે શિક્ષિત સમાજમાં સારી પ્રખ્યાતી મેળવી શકી. એમની નવલકથાઓનું વાતાવરણ પણ એટલું ભાવપૂર્વક હોય છે કે વાંચકો એનાથી મુગ્ધ બની જાય છે. બંકીમચંદ્રે પોતાની નવલકથાઓમાં સામાજિક રીતરીવાજો સાથે પોતાનો વિરોધ, કોઈ પણ પ્રકારની શંકા કે એવાં બીજાં તત્વો આવવા દીધાં નથી. આ સિવાય કોઈ પણ પ્રકારનો નવો ધ્વની પણ પોતાની વાર્તાઓમાં આણ્યો નથી. એમની નવલકથાઓમાં પાત્રો વચ્ચે બોલાતા સંવાદો પણ ખાસ ઉત્તમ પ્રકારના ન કહેવાય. છતાં ય એમણે લોકજીવનની વાતો પોતાની વાર્તાઓમાં ગૂંથી લીધી છે. જેને વાંચકો હોંશે હોંશે વાંચી શકે છે. એમની નવલકથાઓનાં કેટલીય ભાષાઓમાં ભાષાંતરો પણ થયાં છે. એને આમ એમણે લોકોમાં નવલકથા-વાચનનો શોખ જગાવ્યો અને બીજા લેખકોને તેવી નવલકથાઓ લખવાને ઉતેજન આપ્યું.

બંકીમચંદ્રની પ્રેરણાથી શ્રી. રમેશચંદ્ર દત્તે પણ કેટલીક નવલકથાઓનું સર્જન કર્યું. એમની શૈલી બંકીમચંદ્રને મળતી જ આવે છે, એમની કેટલીક નવલકથાઓ ઉત્તમ પ્રકારની છે.

બંગાળી નવલકથા-સાહિત્ય બહોળા વેગ સાથે વિકાસ પામ્યું. ઉત્તમ નવલકથા લેખકોની નવલકથાઓની સંખ્યા નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| અનુપમા દેવી | ૧૯ | ચારૂચંદ્ર બંદોપાધ્યાય | ૨૨ |
| જલધરસેન | ૨૨ | નરેશચંદ્ર સેનગુપ્ત | ૩૧ |
| પ્રભાવતી | | નિરુપમા દેવી | ૮ |
| સરસ્વતી | ૩૯ | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ૧૨ |
| શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૩૦ | શૈલનીનંદ મુખોપાધ્યાય | ૧૨ |
| શૈલબાલા ઘોષજાયા | ૧૮ | સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય | ૩૦ |

આમ બંકીમચંદ્રે રોપેલ બીમાંથી વિશાળ વૃક્ષ ઉત્પન્ન થયું અને વિકાસ પામ્યું.

નવલકથાના ક્ષેત્રમાં મહાકવિ રવીન્દ્રનાથે 'રાજર્ષિ' લખીને પ્રવેશ કર્યો. આ પછી 'બૌ ઠાકુરાણીર હાટ'માં એમની નવલકથા-લેખનની કુશળતા દેખાઇ આવે છે; પરંતુ એ નવલકથા ખાસ પ્રખ્યાત થઇ શકી નથી. આ સિવાય એમણે 'નૌકા ડૂબી' અને 'ગોરા', 'ચોખેરબાલિ', વગેરે સરસ નવલકથાઓ આપી.

આ પછી બંગાલના નવલકથા-સમ્રાટ શરદ્ચંદ્ર પ્રકાશમાં આવ્યા. એમણે 'બડીદીદી', 'મંદિર', 'કાશીનાથ', 'અનુપમાર પ્રેમ', વગેરે વાર્તાઓ રજુ કરી આ પછી તેઓ બ્રહ્મદેશ ગયા અને ૧૯૧૪માં ફરી તેઓ બંગાળ પાછા આવ્યા અને તેમણે 'ચરિત્રહીન', 'રામેર સુમતિ', 'પથનિર્દેશ', 'બિંદુર છેલે,' 'વિરાજ બૌ', 'પંડિત મશાઈ', 'દત્તા', 'ચંદ્રનાથ', 'પલ્લી સમાજ', 'સ્વામી', 'નવવીધાન', 'અરક્ષણીય', 'વૈકુંઠેર વીલ', 'શ્રીકાંત', 'નિષ્કૃત', 'ગૃહદાહ', 'બામુનેર મેયે' 'દેનાપાએના' 'હરિ લક્ષ્મી' 'શેષપ્રશ્ન' વગેરે કૃતિઓ આપી જેમાંની કેટલીકની તો કેટલીય આવૃત્તિઓ બહાર પડી છે.

આ પછી બીજા કેટલાક લેખકોનો ઉલ્લેખ કરવો ઘટે એમાંના લેખકોમાં 'પથેરપાંચાલિ' 'દૃષ્ટિ પ્રદિપ' લખનાર વિભૂતિ ભૂષણ બંધોપાધાય, 'મા' લખનાર શ્રી. અનુપમાદેવી, 'અન્નપૂર્ણાદેવી લખનાર શ્રી. નિરુપમાદેવી, 'નવીન સન્યાસી' 'સેનાર ચોંચા' વગેરે લખનાર પ્રભાત કુમાર મુખોપાધ્યાય વગેરે સારા લેખકો હતા.

**ટૂંકી વાર્તા**—ટૂંકી વાર્તાની શરૂઆત પણ બંકીમચંદ્રે કરી. શરદ્ચંદ્રે અને રવીન્દ્રનાથે પણ ટૂંકી વાર્તાઓના સંગ્રહ બહાર પાડયા છે. પ્રભાતકુમાર મુખોપાધ્યાએ પણ સરસ ટૂંકી વાર્તાઓ બંગાળને આપી જલધર સેને પણ કેટલીક સરસ વાર્તાઓ આપી. રવીન્દ્રનાથની વાર્તાઓમાં કાબુલી, એકરાત્રિ, માસી, ક્ષુધિતપાષાણ, છુટી વગેરે વાર્તાઓ ખુબ પ્રખ્યાત થઇ છે. એવી જ રીતે શરદ્ચંદ્રની 'સ્વામી', 'મહેશ', 'ધુળમાં રતન' 'બીલનો વારસ', વગેરે વાર્તાઓ સફળતા મેળવી શકી છે. હજી પણ બંગાલી ટૂંકી વાર્તા સાહિત્ય વિકાસ પામતું જાય છે.

**નાટક**—આપણા ગુજરાતી નાટય સાહિત્ય જેમ બંગાળી નાટય સાહિય નબળું નથી. ત્યાંનું નાટય સાહિત્ય સારી રીતે વિકાસ પામેલું છે. કુશળ નટ અને લેખક શ્રી. ગિરિશચંદ્રે 'રાવણવધ,' 'સીતા વનવાસ,' 'પાંડારેર અજ્ઞાત વાસ,' વગેરે ધાર્મિક અને 'ચૈતન્યલીલા,' 'રૂપ સનાતન,' 'બુદ્ધદેવ,' 'બિલ્વમંગળ,' 'પૂર્ણચંદ્ર,' 'વિવાદ' વગેરે ભક્તિ અને સંન્યાસ પ્રધાન નાટકો લખ્યાં. આ સિવાય 'શિવાજી,' 'સિરાજઉદ્દૌલા,' 'અશોક,' 'શંકરાચાર્ય' વગેરે ઐતિહાસિક અને દેશપ્રેમથી ભરપૂર નાટકો લખ્યાં.

અમૃતલાલ બસુએ 'વિવાહ વિભ્રાટ,' 'રાજા બહાદુર' 'તાજ્જબ વ્યાપાર,' 'બાબુ' અને 'ગ્રામ વિભ્રાટ' વગેરે સરસ નાટકો રજુ કર્યાં.

આ સિવાય ક્ષીરોદપ્રસાદ વિદ્યાવિનોદે 'પદ્મીની,' 'આલમગીર,' 'ચાંદબીબી,' 'ભીષ્મ' જેવાં ઐતિહાસીક નાટકો લખ્યાં.

દ્વિજેન્દ્રલાલ રાયે 'કલ્કી અવતાર,' 'પાષાણી,' 'વિરહ,' 'આષાઢ,' 'ત્ર્યહસ્પર્શ', 'પ્રાયશ્ચિત,' 'સીતા,' 'તારાબાઇ,' 'પ્રતાપસિંહ,' 'દુર્ગાદાસ,' 'અમાર દેશ,' 'મેવાડ પતન,' 'નુરજહાં,' 'શાહજહાં,' 'પરપારે,' 'ચંદ્રગુપ્ત' વગેરે ઉત્તમ નાટકો આપ્યાં.

બીજા લેખકોમાં અપરેશચંદ્ર મજમુદાર, મનમથ, યોગેશચંદ્ર ચૌધરી અને મનમોહનરાય મુખ્ય છે.

આ સિવાય ત્યાં કેટલીક નવલકથાઓ પણ નાટક રૂપે પ્રેક્ષકો સામે નાટયગૃહોમાં રજૂ થઇ ચૂકી છે. જેમાંની શરદ્ચંદ્રની 'પલ્લીસમાજ,' 'પાડોશી,' 'વિરાજ વહુ,' 'ચંદ્રનાથ' વગેરે સરસ રીતે રજૂ થઇ ચૂકી છે.

રવીન્દ્રનાથનાં 'વિસર્જન,' 'ચિરકુમાર સભા,' 'નટીર પૂજા,' 'રાજા', 'ડૉકટર' વગેરે પણ સારી રીતે ભજવાયાં છે.

**કાવ્ય**—બંગાળનું કાવ્યસાહિત્ય પણ સારૂં વિકસ્યું છે. યોગીન્દ્રનાથ બસુએ 'શિવાજી' અને 'પૃથ્વીરાજ' એ મહાકાવ્યો લખ્યાં. આ પછી બધા લખકોએ મોટે ભાગે નાનાં કાવ્યો જ લખ્યાં છે. ઓગણીસમી સદીમાં માઇકેલ મધુસૂદને 'અમિત્રાક્ષર છંદ' નામનો નવો છંદ યોજ્યો. એમની આ છુટ સામે પ્રથમ તો સારો વિરોધ થયો અને રવીન્દ્રનાથે પણ યુવાનીમાં એનો વિરોધ કર્યો; પરંતુ પાછળથી એમણે પણ 'ચિત્રાંગદા,' 'માલિની' વગેરે નાટકો એ જ છંદમાં લખ્યાં.

રવીન્દ્રનાથના કાવ્યો અનોખી જાતનાં છે. એમણે લખેલાં કાવ્યો ખુબ ઉચ્ચ કોટિનાં અને ભાવવાળા હોવાથી સારી રીતે સફળ થયાં છે. એમનાં કાવ્યો તો અસંખ્ય છે; પરંતુ હું અહીં થોડાંક નામો આપીશ. એમનાં કાવ્યોમાંના 'સિંધુ તરંગ,' 'ઉર્વશી,' 'સ્વર્ગ હઈ તે વિદાય,' 'વિજયિની,' 'વસુંધરા,' 'જેતે નાહિ દીલ,' 'માનસ સુંદરી,' 'સમુદ્રેર પ્રતિ,' 'વર્ષ શેષ,' 'નવવર્ષા,' 'શાહજાહાન,' 'બલાકા,' 'છબિ,' 'શંખ,' 'હારિયે જાવા' વગેરે ઉત્તમ છે

શાહજહાન વિષેની એમની વિખ્યાત કવિતામાંથી એક નાની કડી ઉતારૂં છું.

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્
તાઇ તવ જીવનેર રથ,
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર વારંવાર તાઇ,
ચિહ્ન તવ પડે આછે, તુમિ હેથાનાઈ,

વર્ષાની શરૂઆતમાં વર્ષા માટે ઉત્સુક બનેલી ધરણીને સંબોધતાં કવિના મોંમાંથી કેવી કંડિકાઓ સરી પડે છે તે જોઇએ.

ધરણી દૂરે ચેયે
કેન આજ આછિસ જેગે
જેન કાર ઉત્તરીરેર
પર શેર હરષ લેગે

આ સિવાય દ્વિજેન્દ્ર રાયે પણ સારાં કાવ્યો બંગાળને આપ્યાં છે. એમાંનાં કેટલાંક ઉત્તમ પ્રકારનાં છે. અગ્નિ તણખા જરતા હોય એવી ભાષામાં લખાયેલાં 'ધૂમકેતુ', 'વિદ્રોહી' અને 'પ્રલયોલ્લાસ' જેવાં કાવ્યોના કર્તા નજરૂલ ઇસ્લામે પણ કેટલાંય કાવ્યો બંગાળીમાં રજૂ કર્યાં છે.

અત્યેનાન્દ્રનાથ દત્તે પણ બાર કાવ્ય ગ્રંથો બહાર પાડયા છે. અક્ષયકુમાર બડાલની 'એષા', 'પ્રદીપ્ત' અને 'શંખ' પણ સારી કૃતિઓ કહી શકાય, આ સિવાય માનકુમારી, નરેન્દ્ર દેવ, યતીન્દ્ર મોહન અને બીજા કવિઓએ પણ બંગાળી કાવ્ય સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે.

**વિનોદિ સાહિત્યઃ**—વિનોદી સાહિત્ય પણ બંગાળમાં પણ સારૂં વિકાસ પામ્યું છે. શ્રી. રવીન્દ્રનાથના મોટા ભાઇ શ્રી. દ્વિજેન્દ્રનાથે કેટલાંક હાસ્યકાવ્યો રચ્યાં છે. જેમાંના એકની થોડી પંક્તિઓ અહીં રજૂ કરીશ.

(વિલાયત યાત્રા)

વિલાતે પાલાતે છટકદ્ કરે નવ્ય ગૌડે;
અરણ્ય જે જન્મે ગૃહગ વિહગ–પ્રાણ દોડે,
સ્વદેશે ફેંકે સે, ગુરુજન–વશે કિરણુ હોયના,
વિના હેટ્ટા કોટ્ટા ધ્રુતિ–પરિહરણે માનરયના.

આ પછી રવીન્દ્રનાથનાં 'વૈકુંઠેર ખાતા', 'ગોદાય ગલદ', 'ચિરકુમાર સભા', 'હાસ્ય કૌતુક' વગેરે લખાણો હાસ્યરસવાળાં છે. આ સિવાય દ્વિજેન્દ્રરાય, ગોવિંદ ચંદ્રહાસ, સુરસિક કવિ દેવેન્દ્રનાથ, પ્રભાતકુમાર, પરશુરામ, કેદારનાથ બંદ્યોપાધ્યાય વગેરે લેખકોએ સારૂં હાસ્યસાહિત્ય આપ્યું છે.

**જીવનચરિત્રો**—બંગાળીનું આ અંગ સબળ છે. નગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું 'રાજા રામમોહનરાય,' ચંડીચરણ બંદ્યોપાધ્યાયનું 'વિદ્યાસાગર જીવન્ત,' અજીત કુમારનું 'મહર્ષી દેવેન્દ્રનાથ ઠાકુર,' દેવકુમારનું 'દ્વિજેન્દ્રલાલ,' રાચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયનું 'બંકીમચરિત્ર' વગેરે ઉત્તમ રીતે લખાયેલાં જીવન–ચરિત્રો છે. આપણું આ અંગ નબળું છે.

આપણા સાહિત્યમાં જીવનચરિત્રોની જેમ ઇતિહાસના ગ્રંથો પણ ઓછા છે. બંગાળમાં કેટલાય ઐતિહાસિક ગ્રંથો પણ સારા પ્રમાણમાં છે. અક્ષરકુમાર મૈત્રેયના 'સિરાજુદ્દૌલા,' 'મિર કાસમ,' 'ફિરંગી વણીક,' દ્વિજેન્દ્રનાથનાં 'મોગલ યુગે સ્ત્રી શિક્ષા,' 'મોગ વિદુષી' સખાલદાસનાં 'બંગાળનો ઇતિહાસ' વગેરે સારાં ઐતિહાસિક માહિતી આપતાં પુસ્તકો છે.

જલંધર સેનાનાં 'પથિક,' 'હિમાલય,' 'દક્ષિણા પથ,' વિનય કુમારનાં 'સ્વિટઝરલાંડ' રવીન્દ્રનાથના 'યાત્રી' અને 'જાપાને પારસ્યે' અમરનાથનાં 'નવ્ય જાપાન સુપ્ત જાપાન' કેદારનાથનું 'ચીન' અક્ષયકુમારનું 'વિલાત ભ્રમણ' વગેરે સારી પ્રવાસમાહિતી આપતા ગ્રંથો છે.

આ સિવાય બંગાળનું નિબંધસાહિત્ય, આકારગ્રંથો અને કોષો, બાળસાહિત્ય અને સામયિક સાહિત્ય વગેરે અંગો પણ સારી રીતે વિકસેલાં છે. બંગાળનાં માસિકો આપણાં માસિકો કરતાં પ્રવાસવર્ણનો વધારે પ્રમાણમાં આપે છે. હજુ પણ બંગાળી સાહિત્યમાં દિનપ્રતિદિન વિકાસ થતો જ રહે છે અને સારાં સારાં મહત્વનાં ઉપયોગી અને રસભરપૂર વાંચન આપતાં પ્રકાશનો બહાર પડતાં જ રહે છે.

**સાહિત્ય મરાઠી** : હિંદી, બંગાળી અને ગુજરાતી સાહિત્યની જેમ મરાઠી સાહિત્ય પણ હાલ સારો વિકાસ પામ્યું છે.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધનાં વર્ષો મરાઠી સાહિત્યના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાશે. તે વેળાના પાંચ મરાઠી સાક્ષરોએ મરાઠી સાહિત્યની સારી સેવા બજાવી છે. એ પાંચ સાક્ષરોમાં સૌથી પ્રથમ સ્થાન ન્યાયમૂર્તિ માધવરાવ રાનડેનું છે. એઓ કુશાગ્ર બુદ્ધિશાળી, ઊંડા અભ્યાસી અને ઉદ્યોગી સ્વભાવવાળા હતા. બીજા શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સારા નિબંધકાર અને પ્રખર ટીકાકાર હતા. ત્રીજા શ્રી. લોકમાન્ય ટીલક જેમને વિષે વધારે લખવાની જરૂર જ રહેતી નથી. તેઓ દેશભક્તની સાથે સાથે સંસ્કૃત સાહિત્યના ઊંડા અભ્યાસી, જ્યોતિષશાસ્ત્ર, ગણીત અને ઇતિહાસ એ બધા વિષયોમાં નિપૂણ હતા. ચોથા શ્રી. ગણેશ આગરકર ઉત્તમ વૃતપત્ર વિવેચક અને ઓજસ્વી ભાષાપ્રભુ તરીકે પ્રસિદ્ધ છે. પાંચમા શ્રી. અણ્ણાસાહેબ કિર્લોસ્કર 'મરાઠી નાટયસાહિત્યના જનક' કહી શકાય શ્રી. અણ્ણા સાહેબ સારા નટ પણ હતા. એમનાં 'સૌભદ્ર' અને શકુંતલા' હજી પણ કોઇ વેળા ભજવાય છે.

હવે આપણે વર્તમાન મરાઠી સાહિત્યનાં અંગો જોઇએ.

**લઘુકથા**—મરાઠી સાહિત્યમાં લઘુકથાની શરૂઆત કરનાર શ્રી. કૃષ્ણશાસ્ત્રી ચિપળૂણકર છે. એમણે 'અરેબિયન નાઇટ્'સનું ભાષાંતર કર્યું. આ પછી હરિભાઉ આપટેએ કેટલીક વાર્તાઓ આપી. એમનો એક વાર્તા સંગ્રહ 'સ્ફૂટ ગોષ્ટિ' નામે બહાર પડયો. એમના પછી શ્રી. ન. ચિ. કેળકર, શ્રી. કૃ. કોલ્હટકર. પ્રો. શિવરામ પરાંજપે અને પ્રો. વામન મલ્હાર જોશીનો ઉલ્લેખ કરવો જોઇએ. શ્રી કેળકરની माझी गाडी कशी चुकली (મારી ગાડી કેમ ચૂકી) सामाजिक चालीरितींचा फरक (સામાજિક રીતરિવાજોમાં ફરક), કોલ્હટકરની 'गाणारे यंत्र' (ગાનારૂં યંત્ર), પ્રો. પરાંજપેની 'आम्रवृक्ष,' 'कारखाना' વગેરે સારી વાર્તાઓ છે. પ્રો. જોશીનો 'नवपुष्पकरंडक' નામે કથાસંગ્રહ પણ સારો છે.

લઘુકથાના પ્રચાર કરનાર તરીકે શ્રી. કાશીનાથ કે જેઓ 'મનોરંજન' નામે માસિક ચલાવતા હતા, તેમણે સારી સેવા બજાવી છે. 'નવમતવાદ' નામના માસિકે પણ નવા પ્રકારની આ ટૂંકી વાર્તાઓનો પ્રચાર સારી રીતે કર્યો છે.

'જીવન કલા' નામનો એક ઉત્તમ પ્રકારનો લઘુકથાસંગ્રહ શ્રી ખાંડેકરે બહાર પાડેલ છે. આ સિવાય પ્રો. ફડકે અને શ્રી. વરેરકરે પણ સારો જેવો વાર્તાઓનો જથ્થો આપ્યો છે.

કમળાબાઇ ટિળક, સૌ. ક્ષમાબાઇ રાવ, શ્રી. વિભાવરી શિરૂરકર વગેરે નવા વિચારની બહેનોએ મરાઠી સાહિત્યને સારી લઘુકથાઓ અર્પણ કરી મરાઠી ભાષાની સેવા કરી છે.

**નવલકથાઓ**—બાબા પદ્મજીને ફાળે સૌથી પ્રથમ નવલકથા લખવાનું માન જાય છે. એમણે 'યમુના પર્યટન' નામની નવલકથા લખી એ પછી એમના પગલે પગલે બીજા લેખકોએ એવી નવલકથાઓ લખવી શરૂ કરી. હરિભાઉએ 'मी' અને 'पण लक्षांत कोण घेतो ?' (પણ લક્ષમાં કોણ લે છે?) એ સરસ નવલકથાઓ આપી આ સિવાય 'उष:काल' અને 'गड आला पण सिंह गेला' એ સુંદર ઐતિહાસિક નવલકથાઓ પણ એમણે આપી.

આ જ અરસામાં નાથમાધવ નવલકથાલેખક તરીકે પ્રસિદ્ધ થયા. તેમણે કુલ ૨૩ નવલકથાઓ લખી છે. જેમાંની 'सांवळ्या तांडेल' અને બીજી 'रायक्लब' અથવા 'सोनेरी टोळी' એ પ્રખ્યાત છે.

નારાયણ હરિ આપ્ટેએ પણ 'सुखाचा मूलमंत्र' અને બીજી કેટલીક નવલકથાઓ આપી.

આ પછી પ્રો. વામનરાવ જોશીની 'रागिनी'એ મરાઠી સાહિત્યમાં નવી ભાત પાડી. એ પછી 'नलिनी'; 'आश्रम-हरिणी' વગેરે સરળ કૃતિઓ રજૂ કરી. પ્રો. ફડકેએ પણ 'अटकेपार' જેવી ઉત્તમ નવલકથા આપી. શ્રી. ખાંડેકરની 'हृदयाची हाक' 'उल्का' વગેરે સરસ નવલકથાઓ રજૂ કરી

વરેરકરે લખેલી ૭ નવલકથાઓમાંથી 'विधवा कुमारी', 'कुल दैवत' વગેરે ઉત્તમ પ્રકારની કહેવાય. આ પછી ખાંડેકરના લખાણ સાથે કેટલુંક સામ્ય ધરાવતા શ્રી. માડખોલકરની 'मुकात्मा' પણ સરસ નવલકથા છે.

સ્ત્રી લેખિકાઓમાં સૌ. કમળાબાઈની 'बंधमुक्ता', સૌ શાંતાબાઈ નાશિકકરની 'लमाच्या बाजारांत', સૌ. ઈંદીરાબાઈની 'गोदावरी,' કુ. કુમુદિની પ્રભાવળકરની 'निमाल्यातील कळी' અને વિભાવરી શિરૂરકરની 'हिंदोळया वर' પ્રખ્યાત છે.

આ સિવાય भाक्ते रामायण લખનાર તુળજાપૂરકર 'दिलावर' લખનાર શ્રી. કાસમભાઈ અને બીજા લેખકોએ પણ સારી નવલકથાઓ આપી છે.

**નાટક**—અર્વાચીન મરાઠી નાટ્યસાહિત્યની શરૂઆત શ્રી. આણ્ણાસાહેબે 'शंकर दिग्विजय', 'शाकुंतल', 'सौभद्र' વગેરે ઉત્તમ કોટિનાં નાટકો આપ્યાં. આ બધામાં સૌભદ્ર સર્વોત્તમ છે.

આ પછી शारदा જેવું એક અત્યુત્તમ નાટક મહારાષ્ટ્રને મળ્યું. તે લખનાર શ્રી. દેવલ પોતાને અણ્ણાસાહેબના શિષ્ય માનતા હતા.

શ્રી. કોલ્હટકરે 'वीरतनय' 'मुकनायक', 'प्रेमशोधन' જેવાં ઉત્તમ નાટકો લખ્યાં.

એ પછી શ્રી. ખાડીલકરનાં નાટકો એક પછી એક રંગભૂમિ પર રજૂ થયાં, જેમાંનાં 'सवाइ माधवरावाचा मृत्यु,' 'कीचकवध,' 'स्वयंवर,' 'विया हरण' વગેરે ઉત્તમ હતાં.

ગડરીકનાં 'पुण्य प्रभाव' અને एकच प्याला પણ નાટકો ઉત્તમ હતાં.

એ વેળા શ્રી. વરેરકરે स्वयंसेवक 'सदा यंदीवान' વગેરે નાટકો રજૂ કર્યાં. શ્રી. અત્રેનાં 'भ्रमाचा भोपाला' 'घराबाहेर' પણ ઉત્તમ નાટકો કહી શકાય.

આ સિવાય બીજાં પણ ઉત્તમ નાટકો મરાઠીમાં છે;

**કાવ્ય**—'સંત જ્ઞાનેશ્વર'ના વખતે મહારાષ્ટ્રનું કાવ્ય સાહિત્ય ખૂબ સમૃદ્ધ થયું; પરંતુ આધુનિક કાવ્ય-સાહિત્યના પિતા તો કેશવ સુત જ કહેવાય. એમણે નવા જ પ્રકારનાં કાવ્યો 'तुतारी,' 'दोनबाजी,' 'उदगार,' વગેરે આપ્યાં. જેમાં કેટલાંક ઉત્તમ પ્રકારનાં હોવાથી હાલ પણ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે.

બીજા કવિઓમાં શ્રી. શ્રીપાદ, શ્રી. ગડકરી, શ્રી. નારાયણ વામન, તિલક વગેરે કવિઓએ પણ ઉત્તમ કાવ્યો લખ્યાં. આમાં શ્રી. ગડકરીનાં 'पांच देवींचा पाळणा,' 'घुघुरवाळा' 'मुरली' શ્રી. ટિળકનાં 'खिस्तायन' 'वनवासी फूल,' 'सुशीला' વગેરે ઉત્તમ કાવ્યો કહી શકાય. શ્રી. શ્રીપાદ મજુમદારનાં 'श्री सुभद्रा,' 'शिव छत्रपति' વગેરે ઉત્તમ પ્રકારનાં કાવ્યો કહી શકાય.

શ્રી. ગડકરીના સમકાલીન કવિ શ્રી. વિનાયકનાં લગભગ દરેક કાવ્યોમાંથી સ્વદેશભક્તિ રસ જ ઝરે છે. એમનાં કાવ્યોમાંનાં 'अरुण' 'महाराष्ट्रलक्ष्मी,' 'हतभागिनी,' 'संध्यारजनी' 'वीर मराठा' વગેરે ઉત્તમ પ્રકારનાં કહી શકાય.

આ પછી શ્રી. ચંદ્રશેખરનાં 'उघडे गुपित' અને 'काय हो चमत्कार' શ્રી. રેંદાળકરનાં 'मोहिनी' અને 'बाष्पबिन्दु', શ્રી. ગોવિંદ દરેકરનાં કેટલાંક કાવ્યો. શ્રી. અનંતતનયનાં 'माधव' અને 'तिलकविजय' પણ ઉત્તમ કોટિનાં કાવ્યો ગણાવી શકાય. નાટયકાર શ્રી. અત્રેએ પણ 'झेंडूचीं फूलें' જેવું વિડંબન કાવ્ય લખ્યું છે.

આ પછી બૅરિસ્ટર શ્રી. સાવરકરનો ઉલ્લેખ કરવો ખાસ જરૂરી છે. એમનાં કાવ્યો મહારાષ્ટ્રમાં આજપર્યંત એટલાં જ લોકપ્રિય છે. 'रानफुलें' એ એમનો ઉત્તમ કાવ્યસંગ્રહ આ સિવાય એમણે 'गोमांतिक' નામનું એક ખંડકાવ્ય પણ બહાર પડેલું.

બીજા પણ કેટલાક કવિઓએ મરાઠી કાવ્યસાહિત્યને સબળ બનાવ્યું છે.

**વિનોદ સાહિત્ય**—વિનોદ સાહિત્યમાં શ્રી. કૃષ્ણ કોલ્હટકરનું 'साहित्यबत्तिशी' શ્રી. અત્રેનાં 'ब्रॅन्डीची बाटली' અને 'जगप्रसिद्ध उपाय' શ્રી. ગડકરીનું 'सकाळचा अभ्यास' શ્રી. ચિંતામણીરાવનું 'मुलाखत' વગેરે વિનોદી સાહિત્ય પૂરું પાડતા સારા ગ્રંથો છે.

**બાલસાહિત્ય**—બાલસાહિત્ય પણ મરાઠીમાં સારૂં વિકસ્યું છે. 'बालबोध शाळा पत्रक'. आनंद અને બીજાં બાલ માસિકોએ બાલસાહિત્ય સારા જેવા પ્રમાણમાં આપ્યું છે.

આ સિવાય ઔદ્યોગિક સાહિત્યમાં 'पाव्यां चे खेल' 'हसतां खेलतां बुद्धि विकास' વગેરે સારાં અને ઉત્તમ પુસ્તકો કહી શકાય.

ચરિત્ર સાહિત્યમાં 'अब्राहम लिंकन,' 'झांशीची महाराणी लक्ष्मीबाई,' 'शिवाजी,' 'ज्ञानेश्वर,' 'तुकाराम' વગેરે સારા ગ્રંથો કહી શકાય. આ સિવાય બીજા કેટલાય અનુવાદોએ પણ ચરિત્ર સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે.

આ પછી ઇતિહાસ અને ઇતિહાસસંશોધનસાહિત્ય પણ મરાઠીમાં સારી રીતે વિકસેલું છે. મરાઠી લેખકોએ ભાષાશાસ્ત્રને પણ સારી રીતે વિકસાવેલું છે. તત્વજ્ઞાન અને ધાર્મિક સાહિત્ય વૈજ્ઞાનિક સાહિત્ય, સંગીતકલા સાહિત્ય વગેરે સાહિત્યનાં અંગો પણ સારી પેઠે સબળ કહી શકાય.

મરાઠી છાપાંઓમાં 'दर्पण,' 'आयुर्वेद,' 'सीनेमासृष्टि,' 'ज्ञानप्रकाश,' लोकमान्य,' 'सुबोधपत्रिका,' 'केशरी,' 'नवशक्ति,' 'प्रवासी,' 'हंस,' 'वसुंधरा,' 'माला' વગેરે છાપાંઓએ મરાઠી ભાષાની સારી સેવા બજાવી છે.

મરાઠી સાહિત્યમાં 'ઇતિહાસસાહિત્ય' બહુ જ સમૃદ્ધ છે. આ તરફ આપણા ગુજરાતી લેખકોએ ધ્યાન આપવું ખાસ જરૂરી છે. આપણા ગુજરાતી સાહિત્યમાં ઈતિહાસસાહિત્ય ખુબ નબળું રહી જવા પામ્યું છે. મરાઠી સાહિત્યનાં બીજાં અંગો પણ સારી રીતે સબળ છે. જો કે કેટલાંક અંગો નબળાં

છે, છતાંય કેટલાંક બીજાં અંગો સબળ હોવાથી વાંધાજેવું નથી. મરાઠી સાહિત્ય દિનપ્રતિદિન વિકાસ પામતું જાય છે.

**સાહિત્ય હિંદી : પ્રાચીન હિંદી સાહિત્ય** બહુ સમૃદ્ધ ન કહી શકાય. જ્યારથી 'રાષ્ટ્ર ભાષા' તરીકે તેની વરણી થઈ, ત્યારથી તેનું મહત્ત્વ ખુબ વધી ગયું છે. હિંદી ભાષાનું અત્યારનું સાહિત્ય સારી રીતે વિકાસ પામ્યું છે. આપણે એક પછી એક અંગ તપાસીશું. પ્રાચીન હિંદી સાહિત્યમાં તુલસીદાસ, મીરાં, દાદુર, કવિચંદ વગેરેએ સારી સેવા બજાવી છે.

**નવલકથા**—હિંદી ભાષાનું નવલકથા સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં સમૃદ્ધ છે. ભાષાંતરનું પ્રમાણ મોટું છે. બાબુ દેવકીનંદન ખત્રીએ હિંદી નવલ સાહિત્ય સમૃદ્ધ બનાવવામાં સારો ફાળો આપ્યો છે. એમના પછી કવિશ્રી ઉપાધ્યાયજીએ લખેલી ત્રણ નવલો 'બેનીરાકા બાંકા,' 'અધખિલા ફુલ' અને 'હિંદીકા ઠાઠ' સારી છે. આ ઉપરાંત બાબુ બ્રજરત્નદાસે અને રાધાકાન્તે કેટલીક સારી નવલો આપી.

આ પ્રમાણે નવલ-સાહિત્ય વિકાસ પામતું હતું ત્યારે શ્રી. પ્રેમચંદ્રજી (ધનપતરાય) એમાં દાખલ થયા. તેમના આવવાથી હિંદી નવલ સાહિત્યમાં નવા જ રંગો આવ્યા. જયશંકરપ્રસાદે અને પ્રેમચંદ્રજીએ એમાં સરસ સેવા અર્પી.

વૃંદાવનલાલ શર્માએ કેટલીક ઐતિહાસિક વાર્તાઓ આપી. જયશંકરપ્રસાદે 'કંકાલ' નામની સરસ નવલ આપી. આ પછી નિરાલાજીએ 'અલકા' અને 'અપ્સરા' જેવી સુંદર કૃતિઓ આપી. બેચેનશર્માએ 'દિલ્લીકા દલાલ' અને 'બુધુઆકી બેટી' જેવી સારી કૃતિઓ રજુ કરી.

શ્રી. સુદર્શનની કેટલીક વાર્તાઓ બહાર પડી. આ સિવાય પં. વિશ્વમ્ભરનાથ શર્મા, શ્રી. ચતુરસેન શાસ્ત્રી, બાલકૃષ્ણ શર્મા, નવીન, ગોવિન્દવલ્લભસેન, રાયકૃષ્ણદાસ, શિવપૂજન વગેરેએ સારી વાર્તાઓ પ્રચાર કરી. આ સિવાય પદ્મલાલજી, ચંડીપ્રસાદ, હૃદયેશ અને ચંદ્રધર શર્મા વગેરેએ પણ સારો ફાળો આપ્યો.

આજકાલ હાસ્યરસ ભરપુર વાર્તાઓ પણ હિંદી ભાષામાં સારી લખાય છે. એવા લેખકોમાં મુખ્ય જી. પી. શ્રીવાસ્તવ, શીવનાથ શર્મા, શ્રી. જૈનેન્દ્ર, શ્રી. અજ્ઞેય વગેરે છે.

**કવિતા**—શ્રી. મૈથિલી શરણગુપ્તે કરેલ હિંદી કાવ્ય-સાહિત્યની સેવા અજોડ છે. આ સિવાય શ્રી. અનૂપ શર્મા, શ્રી. રામનરેશ ત્રિપાઠી, કું. સુભદ્રા ચૌહાણ, સિયારામશરણ, ગુપ્ત, જયશંકરપ્રસાદ, સૂર્યકાન્ત ત્રિપાઠી, શ્રી. સુમિત્રાનંદન પંત, શ્રી. મહાદેવી વર્મા, પ્રો. રામકુમાર વર્મા વગેરેએ સરસ કાવ્યો રચ્યાં છે.

જગન્નાથપ્રસાદ રત્નાકરનું 'ગંગાવતરણ' સરસ મહાકાવ્ય છે. સ્વ. પં. સત્યનારાયણજી, શ્રી. વિયોગીએ પણ સારો ફાળો આપ્યો છે.

વર્તમાન હિંદી કવિતામાં મુખ્યત્વે સ્વદેશ પ્રેમ, માનવગૌરવ, વિશ્વદર્શન, કવિહૃદય અને કવિહૃદયની ઊર્મિના ભાવો જ હોય છે. ધીમે ધીમે હિંદી કાવ્યસાહિત્ય સારા પ્રમાણમાં વિકાસ પામતું જાય છે.

**નિબંધ**—નિબંધ એ પણ સાહિત્યનો એક સ્વતંત્ર પ્રકાર છે. હિંદી નિબંધસાહિત્ય સારા પ્રમાણમાં તો નહિ; પરંતુ ઠીક ઠીક પ્રમાણમાં વિકાસ થયેલું છે. હિંદીમાં ઉચ્ચ કોટિના નિબંધ લેખકોમાં પૂર્ણસિંહ, રામચંદ્ર, શ્યામસુંદરદાસ, ગુલાબરાય, પદ્મલાલ, પુંજાલાલ બક્ષી, માધવપ્રસાદ મિશ્ર, કૃષ્ણલાલ શર્મા, ગૌરીશંકર હીરાચંદ ઓઝા, વગેરે છે હિંદી નિબંધોમાં હજી જાતજાતનું વૈવિધ્ય આવ્યું નથી; પરંતુ સમાજ અને સાહિત્ય, પ્રકૃતિસૌંદર્ય, સાહિત્ય અને જીવન, પ્રતિભા, સૌન્દર્યવાસના, સાહિત્યિક ચંદ્રમા, કવિતા કયા હૈ, વિશ્વસાહિત્ય, ઉપન્યાસ, મજદૂરી વગેરે વિષયો પર નિબંધ લખાયા છે.

કેટલાક નિબંધો ઉત્તમ પ્રકારના છે. જો કે હજી હિંદી નિબંધ સાહિત્ય સારી રીતે વિકાસવાની ખાસ જરૂર છે.

**નાટક**—હિંદી નાટય સાહિત્ય હજી ઉચ્ચ કોટિનું બની શક્યું નથી. તેને વિકસિત કરવાના પ્રયત્નો થયા છે અને હજી પણ થાય છે.

સાહિત્યિક દૃષ્ટિએ જોઈએ તો બાબુ ભારતેન્દુ પ્રથમ હિંદી નાટયકાર કહી શકાય. તેમણે લગભગ નવ જેટલાં મૌલિક નાટકો લખ્યાં. વળી તેઓ એક ઉત્તમ કોટિના અભિનેતા પણ હતા. એટલે એમનાં લખેલા નાટકોએ સારી સફળતા મેળવી. તેમણે એ નાટકો ભજવવા માટે એક મંડળી પણ સ્થાપી હતી અને એ મંડળી મારફત નાટકો પણ ભજવ્યાં હતાં. ભારતેન્દુ યુગના લાલા શ્રી. નિવાસદાસનું 'રણધીર પ્રેમ' 'મોહિની' અને બાબુ રાધાકૃષ્ણદાસનું મહારાણા પ્રતાપ નાટક સફળતાપૂર્વક રંગભૂમિ પર આવી ગયેલ છે,

પં. રાધેશ્યામે વીર અભિમન્યુ, ભક્ત પ્રહ્લાદ અને ઈશ્વર નાટકો લખ્યાં છે. આગાહશ્રે પણ કેટલાંક ઉત્તમ હિંદી નાટકો લખ્યાં છે.

હવે આપણે નૂતન યુગનાં કેટલાંક નાટકો જોઈએ. છેલ્લાં પચ્ચીસ-ત્રીસ વર્ષોમાં હિંદી નાટય સાહિત્યને સમૃદ્ધ કરવા પં. જયશંકરપ્રસાદ, પં. બદરીનારાયણ ભટ્ટ, શ્રી. લક્ષ્મીનારાયણ મિશ્ર, શ્રી. ગોવિંદવલ્લભ, પં. માખણલાલ ચતુર્વેદી અને બેચન શર્મા ઉગ્રે સારા પ્રયત્નો કર્યા છે. પંતની 'વરમાળા' તથા પં. માખણલાલનું 'કૃષ્ણાર્જુનયુદ્ધ' અભિનયયોગ્ય કૃતિઓ છે. લક્ષ્મીનારાયણ મિશ્રે સારાં સામાજિક નાટકો આપ્યાં છે.

પ્રસાદજીનાં નાટકો હિંદી સાહિત્યની ઉત્તમ કૃતિઓ છે. તેમનું ઐતિહાસિક અને વૈજ્ઞાનિક દૃષ્ટિવાળું જ્ઞાન એમાં નજરે પડે છે. તેમણે જનમેજય નાગયજ્ઞ, અજાતશત્રુ, ચંદ્રગુપ્ત મૌર્ય અને સ્કંદગુપ્ત નાટકો લખ્યાં છે. એ ઉપરાંત મિશ્ર બંધુઓનું ભારત, પ્રેમચંદ્રનું 'વરદાન' સુદર્શનજીનું 'અંજના' અને શ્રી. સુમીત્રાનંદન પંતનું જ્યોત્સના વગેરે નાટકો છે.

**પ્રવાસ**—હિંદી ભાષાનું આ અંગ સબળ છે. લગભગ બધાં માસિકોમાં એકાદ પ્રવાસવર્ણન તો હોય છે જ. પ્રવાસ-વર્ણનો લગભગ સચિત્ર જ હોય છે. આવાં પ્રવાસવર્ણનો ગ્રંથાકારે પણ સાહિત્યને શોભાવી રહ્યાં છે. શિવપ્રસાદ ગુપ્તનાં 'પૃથ્વી પ્રદક્ષિણા,' 'ભૂ પ્રદક્ષિણા,' 'યુરોપમાં છ માસ,' 'તિબ્બતમાં સવા વર્ષ,' 'સ્વામી સત્યદેવજીની કૈલાસ યાત્રા' અને ગોપાલ નેવટિયાનું 'કાશ્મીર' વગેરે પુસ્તકો સારું સાહિત્ય પૂરું પાડે છે.

**સામયિકો**—સાહિત્યમાં સમયિકોનું સ્થાન પણ સ્વતંત્ર છે. સામયિકો પણ જનતાની વાણી છે. દેશપરદેશનાં વર્તમાનપત્રો, નવાજૂની વગેરે ઉપયોગી બીના આપણે સામયિકો દ્વારા જ મેળવી શકીએ છીએ. 'પ્રભા,' 'મર્યાદા,' 'શારદા,'

'સ્વાર્થ' અને 'ત્યાગભૂમિ' જેવી પત્રિકાઓએ હિંદી સાહિત્યની અનુપમ સેવા બજાવી છે. કલકત્તાના 'વિશ્વમિત્ર' અને 'ભારતજીવન,' પંજાબના 'હિંદીમિલાપ' અને 'ભારતી' બિહારની 'ગંગા,' 'સરસ્વતી,' 'ચાંદ,' 'ક્ષુધા,' 'માધુરી,' 'હિંદી શિક્ષણ પત્રિકા' વગેરેની સેવા પણ જેવી તેવી નથી. 'કલ્યાણ,' ભૂગોળ,' 'વીણા' વગેરે પત્રિકાઓએ પણ હિંદી સાહિત્યની સારી સેવા બજાવી છે. આ સિવાય બાલ સામયિકોમાં 'બાલસખા,' 'બાળક,' 'ખિલૌના,' 'વાનર,' 'શિશુ' કુમાર વગેરેએ હિંદી બાલકોને સારૂં વાંચન આપ્યું છે.

આપણાં સામયિકો સમૃદ્ધ નથી, એનું કારણ આપણી ગુલામી છે. આપણી સરકાર પરદેશી છે. આપણાં સામયિકોથી એના વિરૂદ્ધ એક શબ્દ પણ લખી શકાતો નથી. છતાંય કેટલાંક સામયિકો પ્રજાની :સારી રીતે સેવા બજાવી રહ્યાં છે અને સારા પ્રમાણમાં વાંચન–સામગ્રી આપી રહ્યાં છે.

આ સિવાય સાહિત્યનાં બીજાં અંગો જેવાં કે ભાષાવિજ્ઞાન ભૂગોળ, ઇતિહાસ, અનુવાદકાર્ય વગેરે અંગો પણ ધીમે ધીમે વિકાસ પામતાં જાય છે. અનુવાદકાર્યને કેટલાક વખોડે છે. બીજી ભાષાઓમાંથી સારા અને ઉત્તમ ગ્રંથોનું ભાષાંતર કરવું એ ખરેખર ઉપયોગી છે. કેટલીક વેળા અનુવાદો નામે કેટલાક નબળા ગ્રંથો રજૂ થયા છે. મોટા ભભકા સાથે એ ગ્રંથો બહાર પડે છે અને પ્રજાના હાથમાં આવતાં કેટલીકવાર વાંચકોને નિરાશ પણ થવું પડે છે. હિંદી સાહિત્યમાં ગુજરાતી, બંગાળી અંગ્રેજી અને મરાઠીમાંથી સારી સંખ્યામાં ગ્રંથોનું ભાષાંતર થાય છે, જેમાં કેટલાક ગ્રંથો ખાસ ઉપયોગી પણ હોય છે. હિંદીમાં ભાષાવિજ્ઞાન સંબંધી છ કે આઠ જ ગ્રંથો છે તેની સંખ્યા વધે તો ખૂબ ઉપયોગી નીવડે. ઇતિહાસના પણ હિંદીમાં બહુ જ થોડા ગ્રંથો લખાયા છે. આ માટે બીજા વધારે ગ્રંથો લખાયા છે અને કેટલાંક ઉગતા લેખકો એ માટે સારી આશા આપે છે. આ પછી હિંદી સાહિત્યમાં અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અને રાજનીતિશાસ્ત્ર વિષે પણ વધારે સાહિત્ય લખાય તેવી ખાસ જરૂર છે.

હિંદી સાહિત્યના વિકાસાર્થે હિંદી સાહિત્ય સંમેલન સ્થાપવામાં આવ્યું છે. તેનું મકાન પ્રયાગમાં છે. સંમેલન તરફથી હિંદી વિશ્વવિદ્યાલયની સ્થાપના થઈ છે. સમસ્ત હિંદમાં લગભગ ૩૦૦ પરીક્ષા કેન્દ્રો છે. સેંકડો વિદ્યાર્થીઓ એનો લાભ લે છે. હિંદી સાહિત્ય સંમેલન જ્યારે મળે છે, ત્યારે તેના પ્રમુખ તરીકેની વરણી કોઇ પણ જાતનાં પ્રાંતિય કે બીજા ભેદભાવ વિના થાય છે. પૂજ્ય ગાંધીજીના આશીર્વાદથી આ સંમેલન એક મહાન ભારતવ્યાપી પ્રવૃતિઓનું કેન્દ્ર બન્યું છે.

હિંદી સાહિત્યના વિકાસમાં ગુરુકુલ કાંગરીનું નામ અવશ્ય છે. ગુરુકુલના અધ્યાપકો અને સ્નાતકો હિંદીપ્રેમી છે. હિંદી વિશ્વવિદ્યાલયે (બનારસ) પણ સાહિત્યસર્જનમાં કંઈક ફાળો આપ્યો છે.

હિંદી સાહિત્યનો વિકાસ કરવાની અત્યારે ખાસ જરૂર છે. હિંદી એ આપણી રાષ્ટ્રિય ભાષા છે. આપણા લેખકની એ પવિત્ર ફરજ છે કે એઓ હિંદીમાં પણ લખવાનું શરૂ કરે. હિંદી નાટય સાહિત્ય પણ હજી અણવિકસેલું છે. એનો વિકાસ હાલ લગભગ બંધ જેવો જ છે. હિંદી નાટયસાહિત્યના અભાવે હિંદી રંગભૂમિનો વિકાસ પણ અટકી પડયો છે. આ માટે નવા નવા લેખકો બહાર આવતા જાય છે; પરંતુ હિંદી નાટયસાહિત્ય તરફ દૃષ્ટિ ફેંકવાની ખાસ જરૂર છે. નવલિકા, નોવેલ અને કાવ્યસાહિત્ય સાથે આ અંગ પણ સબળ બનાવવું જોઈએ. આજે આપણી હિંદી ફિલ્મોની વાર્તાઓ જોઇએ તો એમાં કોઈ પ્રકારનું ખાસ તત્ત્વ મળશે નહિ. આ માટે એવી નવલકથાઓ રચવાની કે વાર્તાઓ રચવાની પણ ખાસ જરૂર છે કે જે ફિલ્મો રૂપે પણ સરસ સફળતા પ્રાપ્ત કરી શકે અને ફિલ્મને પણ સાહિત્યનું એક અંગ બનાવી શકાય. બંગાળમાં આ બાબત પ્રત્યે સારૂં ધ્યાન અપાય છે. બંગાળમાં ન્યુ થીએટર્સ આ કામ સારી રીતે બજાવે છે. એ કંપનીએ શરદ્ચંદ્ર, બંકીમચંદ્ર અને બીજા લેખકોનાં સર્જનો ફિલ્મ રૂપે રજૂ કર્યાં છે. આપણા ગુજરાતમાં પણ આ અંગ વિકસાવવાની ખાસ જરૂર છે. આપણા રમણલાલ દેસાઇની પૂર્ણિમા અને કોકિલા, કનૈયાલાલની 'વેરની વસૂલાત' અને 'પૃથ્વીવલ્લભ' પન્નાલાલ પટેલના મળેલા જીવ, મેઘાણીનું 'જયમનનું રસજીવન' કલાપીના એક કાવ્ય 'મૂળદાસ' પરથી 'સંસાર લીલા' વગેરે ફિલ્મો ઉતરી છે; પરંતુ એમાં સફળતા પ્રાપ્ત કરનાર ફિલ્મો પૃથ્વીવલ્લભ, સંસાર લીલા, અને પૂર્ણિમા જ છે. ફિલ્મો એ પણ સાહિત્યનું એક અંગ છે. એ અંગ વિકસાવવાની પણ ખાસ જરૂર છે. આપણા લેખકો ફિલ્મ કથાનકો લખી એ કાર્ય બજાવે તો ખરેખર એ આપણે માટે ખૂબ ઉપયોગી થઇ પડે. હિંદીમાં પણ એવા પ્રયાસો થવાની જરૂર છે.

**સિગારેટ :** સિગારેટ એ વિદેશી વસ્તુ છે. એનો ઉપયોગ હાલ જગતમાં ખૂબ મોટા પ્રમાણમાં થાય છે. આપણા લોકો પણ પરદેશીઓનું અનુકરણ કરી સીગારેટ પીતાં શીખ્યાં છે. આ શોખમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જ જાય છે. જાત જાતની ને ભાત ભાતની અનેક જાતો સિગારેટમાં હોય છે. ફીલીપાઇન્સ ટાપુઓમાંથી પહેલાં ખૂબ મોટા પ્રમાણમાં ચિરૂટની આયાત થતી હતી. હાલ એ ટાપુઓ જાપાનના હાથમાં છે. કયુબા (Cuba)થી પણ ઉત્તમ પ્રકારની સીગારેટો આયાત થતી હતી. સીગારેટ પીવી એ પણ આજકાલ ફેશન મનાય છે અને એ પણ ફિલ્મી એકટરોની અદાથી પીવી એ તો ખરેખર ઉત્તમ મનાય છે. એનાથી આપણા શરીરને જે નુકશાન થાય છે, તે ખરેખર આપણા આરોગ્ય માટે ભયંકર છે. આ આપણા શરીરમાં મીઠું ઝેર રેડે છે. એની અસર આપણને તરત જ થતી નથી. એની અસર તો ધીમી ગતિએ થાય છે. સીગારેટ પીવી એ ખરેખર આરોગ્યની દ્રષ્ટિએ નુકશાનકારક જ છે. એ એક જાતનું ભયંકર વ્યસન છે. એક વખત સીગારેટ પીવાનું શરૂ કર્યા પછી એ આદત જલ્દી મૂકી શકાતી નથી.

**સિયામ :** બ્રહ્મદેશ અને ઇન્ડોચાઇનાની નીચે આવેલા આ દેશનું નામ સિયામ બદલીને થાઇલેન્ડ રાખવામાં આવ્યું છે. આ સર્વે પ્રદેશમાં યુરોપિયન લાગવગ અને શાસન ફેલાયાં છે. અંગ્રેજ, ફ્રેન્ચ અને ડચોની સત્તા ચારે તરફ પ્રસરી ગઈ છે. માત્ર એક સિયામ યાને થાઇલેન્ડ સ્વતંત્ર રહ્યું છે. એનો સમ્રાટ જુના સમયથી એનું શાસન કરે છે. હવે પાર્લામેન્ટનું બળ અને ગૌરવ વધ્યાં છે. સમ્રાટ પ્રજાધિપોક ઇ. સ. ૧૯૩૫ માં રાજા તરીકે નિવૃત્ત થયા, હવે આનંદ રાજા છે. પણ એની બાલ્યાવસ્થાને લીધે રિજેન્સીના હાથમાં કુલ સત્તા છે. સિયામ હમણાં જાપાનિઝોની લાગવગ અને સહકારમાં સાથીઓની સાથે યુદ્ધ કરે છે.

સિયામ યાને થાઇલેન્ડનું ક્ષેત્રફળ ૫,૧૩,૪૪૩ ચો. કીલોમીટર એટલે ૧,૯૮,૧૮૩ ચો. માઈલનું છે. ૧૯૩૪ માં સિયામની

વસતિ ૧,૨૬,૯૯,૦૦૦ ની હતી. આમાં ૪ા લાખ ચીનાઓ ૪ લાખ હિંદીઓ અને મલાઇઓ સિવાય બાકી બધા સિયામિઝો છે.

આ રાજ્યનો ધર્મ બુદ્ધ છે. રાજ્યમાં પાંચ લાખ મુસલમાનો સિવાય બધી પ્રજા બુદ્ધ ધર્મ પાળે છે. આ રાજ્યમાં ૧૭,૧૭૫ બુદ્ધ મંદિરો અને ૧,૨૭,૨૮૭ બુદ્ધ ધર્મના સાધુઓ હતા. મંદિરોમાં ધાર્મિક સ્કૂલો હોય છે. આથી પ્રજાનો મોટો ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. રાજ્યમાં ચુલાલકર્ણ વિશ્વવિદ્યાલય રાજ્યધાની બાંકોકમાં સ્થાપવામાં આવ્યું છે. શિક્ષણ ખાતા ઉપર આશરે ૩૫ લાખ રૂપિયા જેટલો રાજ્ય ખર્ચ કરે છે.

રાજ્યની પેદાશ ૧૯૩૪-૩૫ માં ૧૭,૬૯,૭૩૫ પૌન્ડની હતી. મુખ્ય પેદાશ જમીન મહેસુલ, માથાવેરો, અફીણ, કસ્ટમ, રેલ્વે વગેરેની છે. ખર્ચ સૈન્ય, વિદ્યા, રેલ્વેખાતાનું છે. રાજ્યનું કરજ ૬૧,૩૪,૨૩૨ પૌન્ડનું ૧૯૩૪-૩૫ માં હતું.

સિયામની પ્રજાનો ૯૦ ટકા ભાગ ખેતીનો ધંધો કરે છે. માત્ર ૨ા ટકા જ ઉદ્યોગો ઉપર છે. રાજ્યમાં ચોખાનો મોટો પાક થાય છે. વરસાદ ઘણો થવાથી ચોખા ખુબ પાકે છે. ૧૯૩૪-૩૫ માં કુલ ચોખાનો પાક ૫૧,૮૪,૦૦૦ ટનનો થયો હતો. બીજી પેદાશોમાં રબર ૨,૦૬,૩૩૫ પીકલ, તમાકુ, નાળીએળ, મરી, કપાસ, વગેરે થાય છે.

રાજ્યમાં કુલ ૧૦,૧૩૨ હાથીઓ, ૩,૩૧,૩૮૮ ઘોડાઓ, ૫૪,૬૧,૯૫૭ ગાય બળદો અને ૫૧,૫૪,૧૩૪ ભેંસો હતી.

સિયામનો ઉપલો ભાગ પાકા સાગનાં જંગલોથી ભરેલો છે. લાકડાંનો ઉદ્યોગ માત્ર બ્રિટિશરોના હાથમાં જ છે. રાજ્ય પાસે કિંમતી જંગલો છે, પણ અંગ્રેજોના હાથમાં કિંમતી હક્કો જંગલોનાં છે. રાજ્યમાં ખુબ મોટા પ્રમાણમાં ખનિજો છે, પણ વ્યવસ્થાપૂર્વક એની સર્વે અને શોધખોળ થયાં નથી.

સિયામના લોકો બુદ્ધધર્મી પણ માંસાહાર કરનારા છે. લોકો સંતોષી છે. ઉદ્યોગોમાં પછાત છે. જ્ઞાનવિજ્ઞાન, યંત્રશાસ્ત્રનું શિક્ષણ લીધું નથી. પશ્ચિમની સંસ્કૃતિમાં પછાત છે, વેપારમાં પણ પછાત છે, વેપાર પરદેશીઓના હાથમાં છે. લોકો આયાસી અને સ્ફુર્તિવાળા નથી, સાદા સંતોષી છે. પરદેશી વેપારમાં આયાત કુલ ૮૪,૫૧,૨૦૧ પૌન્ડની અને નિકાશ ૧,૩૦,૯૮,૦૯૨ પૌન્ડની ૧૯૩૩-૩૪ માં હતી.

રાજ્ય પાસે વહાણવટું નથી. રેલ્વે ૧,૮૫૭ માઇલની છે, રસ્તાઓ ૧,૪૨૩ માઇલના પાકા છે. ૭૧૧ પોસ્ટ ઑફિસો છે. વાયરલેસ સર્વિસ યુરોપનાં મોટાં રાજ્યો સાથે છે. રાજ્યનો સિક્કો અને નોટો પોતાની ચાલે છે. બેંકો મોટા ભાગે અંગ્રેજી છે.

**સિંધ :** સિંધ પ્રથમ મુંબઈ ઇલાકા સાથે જોડાયેલું હતું. ૧૯૩૬ ના એપ્રિલની પહેલી તારીખે સિંધને જુદો પ્રાંત બનાવવામાં આવ્યો.

પ્રાચીનકાળમાં સિંધ સંસ્કૃતિનું કેન્દ્ર હશે, એમ જણાય છે. મોહન-જો-ડેરો નામના ઐતિહાસિક નગરના કેટલાક અવશેષો તેમાંથી મળી આવ્યા છે. સિકંદરે સિંધને જીત્યો. મુસ્લિમો પણ પ્રથમ સિંધમાં જ પ્રવેશ્યા અને હિંદના અકબર બાદશાહ અકબરનો જન્મ પણ સિંધના ઉમરકોટ ગામમાં થયો હતો. આમ ઇતિહાસની દ્રષ્ટિએ પણ સિંધનું સ્થાન મહત્ત્વનું છે.

સિંધનાં હવાપાણી આકરાં છે. ઉનાળામાં સખત ગરમી પડે છે, તથા શિયાળામાં સખત ઠંડી પડે છે. ભીનાશના અભાવને આ આભારી છે. દિવસના ભાગમાં રેતી ગરમ થાય છે ને રાત્રે એટલી જ ઝડપથી ગરમીને છુટી કરે છે. સિંધમાં વરસાદનું પ્રમાણ ૪ ઇંચનું જ છે. ચોમાસામાં વરસાદ નહિ જેવો પડે છે. સિંધનાં મુખ્ય શહેરો સક્કર, શિકારપુર, હૈદ્રાબાદ અને કરાંચી છે. પંજાબના ઘઉં તથા બીયાંનો વેપાર એટલો બધો વધી ગયો છે કે છેલ્લાં કેટલાંક વર્ષો થયા કરાંચીની અગત્યતા વેપારી દ્રષ્ટિએ ખુબ વધી પડી છે.

આ પ્રાંતનું ક્ષેત્રફળ ૪૬,૩૭૮ ચોરસ માઇલનું છે. અત્યારે સિંધની વસતી ૪૫,૦૦,૦૦૦ થી પણ વધારે છે. કરાંચીની વસતી અત્યારે ૪-૫ લાખ જેટલી થઇ ગઇ છે.

મોટામાં મોટો જીલ્લો હૈદ્રાબાદ છે. તેની વસતી ૭,૫૮,૦૦૦ ની છે. ત્યાર પછી કરાંચી આવે છે. ઉપલા સિંધની સરહદ બાદ કરતાં દાદુ નાનો જીલ્લો છે. તેની વસતી ૩,૮૯,૦૦૦ની છે.

જીલ્લાઓમાં સૌથી મોટો થરપારકર છે. સિંધમાં ૭૩ ટકા મુસ્લિમો છે. મુખ્ય ભાષા સિંધી છે.

સિંધુ નદી એ મોટી વિશાળ અને બારેમાસ વહેતી નદી હોવાથી સિંધનો કેટલોક ભાગ ફળદ્રુપ છે. તાજેતરમાં સક્કર બેરેજ બાંધી સરકારે એમાંથી નહેરો બાંધી છે અને આમ સિંધુ નદી ૭૫,૦૦,૦૦૦ એકર જમીનને પાણી પૂરું પાડે છે. ૧૯૨૩માં શરૂ થયેલ અને ૧૯૩૨માં પૂરો થયેલ લોઇડ બેરેજ ખુબ પ્રખ્યાત છે. તે લગભગ એક માઇલ લાંબો છે.

સિંધનું મુખ્ય શહેર કરાંચી આધુનિક સુંદર શહેર છે. એની વસતી ૧૯૪૪માં ૫ લાખ જેટલી થઇ છે. કરાંચીમાં વિલાયતથી હવાઇ વિમાનો સિધાં પેસેન્જરો અને પોસ્ટ લઇને ઉતરે છે. આથી કરાંચી મુખ્ય હિંદનું મુખ્ય હવાઈ મથક છે. કરાંચીનું બંદર મોટું અને વિશાળ સાધનોવાળું છે. મ્યુનિસિપાલિટીની પેદાશ રૂ. ૫૦ લાખ જેટલી છે.

સિંધ એ સુકો પ્રદેશ છે, પણ સિંધુ નદીની નહેરોને લઇને મોટા પ્રમાણમાં કપાસ ઘઉં ચોખા, બાજરી, જુવાર, અળશી વગેરે થાય છે. આથી પશ્ચિમ હિંદને સિંધ ખોરાકની વસ્તુઓ પૂરા પાડે છે. સિંધમાં બીજા મોટા બંધો પણ બંધાવાના છે. આથી સિંધ અનાજ તથા કપાસ ઉત્પન કરનાર મોટું ક્ષેત્ર બનશે.

સિંધમાં મુસ્લીમ લીગની લાગવગનું પ્રધાન મંડળ છે. સિંધમાં જમીનદારોની લાગવગ મોટી છે.

સિંધની વાર્ષિક પેદાશ ૩ાા કરોડની હતી. તે હાલ યુદ્ધનાં વર્ષોમાં વધીને ૯ કરોડ જેટલી થઈ છે. સિંધે સક્કર બેરેજનું કરજ હિંદી સરકારને ભરી દીધું છે. આથી સિંધની સરકાર સમૃદ્ધ બની છે. સિંધના ખેડુતોની સ્થિતિ સારી નથી. જમીનદારોનું ખુબ મોટું જોર છે અને ધારાસભામાં પણ જમીનદાર પક્ષ બળવાન છે.

સિંધમાં કોઇ જાણવાજોગ ઉદ્યોગો નથી. માત્ર સુતરની એક મિલ અને ચાર આટાની મિલો છે. તે ઉપરાંત મીઠાંના મોટા ચાર પાંચ અગરો કરાંચીમાં છે, તેથી બંગાળને કરાંચી મોટી રકમનું મીઠું પૂરું પાડે છે. સીમેન્ટનું એક મોટું કારખાનું કરાંચીમાં થયું છે. સિંધની જમીનમાં કોલસો અને લોઢું બન્ને છે, પણ વેપારી ધોરણે નફો થાય એવા મોટા પ્રમાણમાં જરુરતે મળતાં નથી. આથી સિંધ હાલનો ખેતીવાડીનો મોટો પ્રદેશ બન્યો છે.

સિંધમાં ગુજરાતીઓ કોઇ પણ પ્રાંત કરતાં વધારે પ્રમાણમાં વસે છે. કુલ દોઢથી બે લાખ ગુજરાતીઓ સિંધમાં આવી વસ્યા છે. વેપાર ઉદ્યોગ અને ધંધાદારીઓમાં તેઓએ ઠીક પ્રમાણમાં હિસ્સો મેળવ્યો છે. માત્ર કરાંચીમાં જ ૧ લાખ ગુજરાતીઓ છે. સિંધના થરપારકરનો ઉમરકોટનો જીલ્લો મુખ્યત્વે માત્ર ગુજરાતી વસતી ધરાવે છે. કચ્છ કાઠિયાવાડમાં અછતનાં વર્ષ આવે તો જાનવરો અને મનુષ્યો નભવા માટે સિંધમાં આવે છે, ત્યારે સિંધમાં ગુજરાતીઓની વસતી ખૂબ વધી જાય છે.

સિંધમાં સિંધી ભાષા ચાલે છે. એ ભાષાની માતા સંસ્કૃત છે, એનું બંધારણ સંસ્કૃત વ્યાકરણ ઉપર રચાયું છે; પરંતુ અંગ્રેજો આવ્યા પછી એમણે સિંધી ભાષા અરબી લિપિમાં લખવાની રીત શરૂ કરી, આથી સિંધી ભાષા અરબી લિપિમાં લખાય છે. હવે એમાં મુસ્લિમ રાજ્યસત્તાને લીધે પુષ્કળ સિંધી શબ્દો ઉમેરવામાં આવે છે. સિંધી ભાષાનું સાહિત્ય જૂનું બહુ થોડા પ્રમાણમાં છે; પરંતુ હવે ઠીક ઠીક પ્રમાણમાં વિકાસ પામે છે, છતાં હજી તે બાળવયમાં જ ગણાય. મૂળ ગ્રંથો બહુ થોડા મળી આવે છે. અનુવાદોનું પ્રમાણ મોટું છે.

સિંધમાં બીજા શહેરોમાં હૈદ્રાબાદ, રોહરી, જેકોબાબાદ, સક્કર, શિકારપુર વગેરે છે. હૈદ્રાબાદ મીરોની જૂની રાજધાની છે. સિંધના વેપારીઓ આખા જગતમાં સર્વત્ર રેશમ અને હુન્નર કારીગરીની વસ્તુઓ વહેંચવાની દુકાનો ધરાવે છે. સિંધમાં તરતમાં યુનિવર્સિટી સ્થપાવાની વકી છે.

**સિંધાલૂણ:** સિંધાલૂણ ખાણમાંથી મળી આવે છે. એનો વર્ણ બહુ જ શુભ્ર હોય છે. એ સર્વ ક્ષારોમાં સર્વ શ્રેષ્ટ છે. જ્યાં મીઠું ખાઇ શકાય તેમ ન હોય, ત્યાં સિંધાલૂણ થોડું ખાવા આપવું. સિંધાલૂણ અનેક પ્રકારની દવાઓમાં કામ આવે છે. કોઇને અંડવૃદ્ધિ થઇ હોય તો ગાયના ઘીમાં સિંધવનું ચૂર્ણ સાત દિવસ આપવું. ઉલટી ઉપર ઘીમાં સિંધવ ખરેલ કરી આપવો. ઉરૂસ્તંભ ઉપર, ગૌમૂત્રમાં સિંધવ નાખી ઉકાળી તેની બાફ આપવી. મૂળ વ્યાધિ ઉપર સિંધવ અને દેવડાંગરી (કુકડવેલ)નાં બીઆં કાંજીમાં વાટી મસાને લેપ કરવો. એટલે મોડ (મસા) ગરી પડે છે. કર્ણમૂખ ઉપર ઘેટીના મૂત્રમાં સિંધવ ઘસી કાનમાં નાંખવું, કર્ણશૂળ ઉપર બકરીના મૂત્રમાં સિંધવ નાખી કોકરવણું કરી કાનમાં નાખવું. શીતપિત્ત ઉપર સિંધવ ઘીમાં અથવા તેલમાં ઘસી ચોપડવું અને કેટલીકવાર ગરમ પાણી વડે સ્નાન કરવું.

**સીને ઉદ્યોગ** : આપણા દેશના ઉદ્યોગોમાં આ ઉદ્યોગનો નંબર આઠમો છે. આજકાલ સીને ઉદ્યોગનું મહત્ત્વ ખૂબ વધી ગયું છે. આપણી ફિલ્મોએ આજસુધી મનોરંજન જ મોટા પ્રમાણમાં આપ્યું છે; પરંતુ એ ફિલ્મો તો કેટલુંય સરસ કામ બજાવી શકે. જે કાર્ય વર્ષો સુધી ભાષણ કરી તખ્તાઓ ગજાવતા નેતાઓ ન કરી, શકે તે કાર્ય ફિલ્મો બહુ જ ટૂંક વખતમાં કરો શકે.

પ્રથમ આપણે ત્યાં અમેરિકાથી પરદેશી મૂંગી ફિલ્મો આવતી અને એને સારી સફળતા મળતી. આ પછી કેટલાક ઉત્સાહીઓએ હિંદમાં મૂંગી ફિલ્મો બતાવવી શરૂ કરી. હિંદમાં પ્રથમ હિંદી ફિલ્મ 'હરિશ્ચંદ્ર' દાદા ફલ્કેએ બનાવી. જે ૩,૭૦૦ ફીટ લાંબી હતી અને મુંબઇના કોરોનેશન સિનેમામાં બતાવાઇ હતી અને પછી તો અનેક ફિલ્મ કંપનીઓ નીકળી પડી.

આ પછી તો હિંદમાં મુંબઈની ઇમ્પીરિયલ કું. એ પ્રથમ હિંદી બોલપટ 'આલમઆરા' તૈયાર કર્યું. ૧૯૩૧ ની ૧૪મી માર્ચે તે બતાવવામાં આવ્યું. આ પછી ધીમે ધીમે અનેક કંપનીઓએ બોલપટો બનાવવા માંડયાં; પરંતુ એ વેળાનાં બોલપટો કંટાળાજનક હોવા છતાં એમાં નવીનતા હોવાથી સારી પેઠે પ્રખ્યાત થતાં હતાં. એ વેળા ઉચ્ચ કુટુંબનાં લોકો ફિલ્મો જોતાં અચકાતાં એનું કારણ એની બદીઓ હતી. ઉચ્ચ કુટુંબની સ્રીઓના અભાવે કેટલીક બજારૂ સ્રીઓને એમાં લાવવામાં આવી. આમ તે વેળા સામાન્ય જનતા માટે જ ફિલ્મો તૈયાર થતી, વળી તે વખતે ફિલ્મ કંપનીઓમાં અંદર અંદર ઈર્ષા અને કુસંપ ખૂબ હતાં. કોણ ફિલ્મ જલ્દી બનાવી શકે છે, એવી શરતો જામતી અને કેટલીક કંપનીઓ તો પંદર કે વીસ દિવસમાં ફિલ્મ તૈયાર કરીને રજૂ કરી દેતા, એટલે એ ફિલ્મોમાં અભિનય, સંગીત કે બીજાં અંગો નબળાં રહી જાય એ સ્વાભાવિક છે.

ધીમે ધીમે ફિલ્મોમાં સુધારો થતો ગયો. અભિનય, સંગીત અને બીજાં અંગો નબળાં હોય એવી ફિલ્મો નિષ્ફળ જવા માંડી, એટલે એ બાબત ફિલ્મ-નિયોજકો ધ્યાન આપવા લાગ્યા. ધીમે ધીમે કેટલીક ઉત્તમ ફીલ્મો પણ બનવી શરૂ થઈ. ન્યુ થીએટર્સની ફિલ્મો લોકોમાં વખણાવા લાગી. એનું કારણ એનો સચોટ અભિનય, ભાવવાહી વાર્તા અને સુમધુર સંગીત એ બીજાં સબળ અંગો હતાં. ન્યુ થીએટર્સે 'મુક્તિ,' 'દેવદાસ,' 'જિંદગી,' 'ડોકટર,' 'વિદ્યાપતિ' વગેરે સુંદર ફિલ્મો આપી. આ જ વખતે પ્રભાત ફિલ્મ કંપનીનાં ચિત્રો લોકોમાં ખૂબ પ્રખ્યાત થયાં. આ ફીલ્મોમાં ,ગોપાલકૃષ્ણ' 'સંત તુકારામ,' 'સંત જ્ઞાનેશ્વર,' 'દુનિયા ન માને,' 'આદમી,' વગેરે ફિલ્મો ઉત્તમ કોટિની હતી. આ વેળા બીજી પણ કેટલીક ઉત્તમ ફિલ્મો રજૂ થઇ જેમાંની 'સંત તુલસીદાસ,' 'નરસી ભગત,' 'પૂર્ણિમા,' 'પૂકાર,' 'સિકંદર,' 'ખજાનચી' વગેરે સરસ ફિલ્મો હતી હિંદનું પ્રથમ રંગીન ચીત્ર 'સૈરંધ્રી' બનાવાયું હતું; પરંતુ તેના રંગો જર્મનીમાં પૂરાયા હતા. ઇમ્પીરિયલનું 'કીસાન કન્યા' જ પ્રથમ રંગીન ચિત્ર હતું, જે હિંદમાં બનાવાયું. ૧૯૩૯ માં હિંદી ફિલ્મ ઉદ્યોગનો રજત મહોત્સવ મુંબઈમાં કોંગ્રેસ અને પ્રદર્શન ભરીને ઉજવવામાં આવ્યો. ૧૯૪૦માં હિંદમાં બનેલી પ્રથમ અંગ્રેજી ફિલ્મ 'રાજનર્તકી' રજૂ થઇ અને અમેરિકામાં રજૂ કરાતાં ત્યાં પણ એ ફિલ્મ સફળ થઈ. આ ફિલ્મોમાં ઉત્તમ ફિલ્મો વિવેચક પત્રકારોના અભિપ્રાય મુજબ ૧૯૩૭માં 'વિદ્યાપતિ' ૧૯૩૮ માં 'અધિકાર,' ૧૯૩૯ માં 'જીવનનૈયા,' ૧૯૪૦ માં 'ઔરત' અને ૧૯૪૧ માં 'પ્રતિશ્રુતિ' (ન્યુ થીએટર્સ) ઉત્તમ ફિલ્મો છે.

### અગ્રગણ્ય હિંદી સ્ટુડિયો—

#### મુંબઈ

બોમ્બે ટોકીઝ, પ્રકાશ પીકચર્સ, મિનર્વા મુવીટોન, રણજીત મુવીટોન, અત્રે પીકચર્સ, ફિલ્મીસ્તાન, મહેબુબ સ્ટુડીયો, કારદાર સ્ટુડીયો.

#### લાહોર

પંચોલી આર્ટ પિકચર, પ્રધાન પિકચર, શોરી પિકચર્સ.

#### પુના

પ્રભાત ફિલ્મ કું., સરસ્વતી સીનેટોન.

#### મદ્રાસ

ભારત મુવીટોન, જય ફિલ્મ્સ.

#### કલકત્તા

ભારત લક્ષ્મી પિકચર્સ, ઇન્દ્ર મુવીટોન, ન્યુ થીએટર્સ, ઈસ્ટ ઇન્ડીઆ ફિલ્મ.

### ચલચિત્રોનાં ૧૯૩૯ નાં શ્રેષ્ઠ નટ-નટીઓ—

કલકત્તામાં 'ઓરિયેન્ટ' પત્રે કરેલી મતગણત્રી પ્રમાણે નીચે મુજબ મતો મળ્યા છે. આ ગણત્રીમાં ૬૦,૬૭૦ વ્યક્તિઓએ ભાગ લીધો હતો.

| | |
|---|---|
| લીલા દેસાઇ | ૬,૮૫૯ |
| દેવિકારાણી | ૬,૫૮૯ |
| કાનનબાલા | ૬,૩૩૨ |
| સવિતાદેવી | ૪,૪૭૭ |
| શાન્તાઆપ્ટે | ૪,૩૦૧ |
| નસીમ | ૩,૪૩૫ |
| સાધનાબોઝ | ૩,૩૧૪ |
| સાયગલ | ૩,૦૦૨ |
| પહાડીસન્યાલ | ૨,૧૦૫ |
| મોતીલાલ | ૧,૩૧૮ |
| પંકજમલિક | ૧,૦૪૬ |
| અશોકકુમાર | ૭૮૫ |
| સુરેન્દ્ર | ૭૦૫ |
| સોરાબમોદી | ૬૫૮ |

લીલા દેસાઇ નૃત્યમાં, દેવિકારાણી અભિનયમાં, કાનનબાલા સંગીતમાં અને નસીમ સૌન્દર્ય માટે શ્રેષ્ઠ ઠર્યાં છે. સાયગલ સંગીત માટે પુરુષ-અભિનેતાઓમાં શ્રેષ્ઠ ઠર્યા છે. સવિતાદેવી, શાન્તા આપ્ટે, પંકજમલ્લિક વગેરે બીજા નંબરે આવે છે. આ મતગણત્રી માટે લગભગ ૮૩ નામો રજૂ થયાં હતાં.

### હિંદનાં સિનેમાગૃહોની સંખ્યા નીચે મુજબ હતી—

| | |
|---|---|
| ૧૯૨૧ | ૧૨૧ |
| ૧૯૨૩ | ૧૪૮ |
| ૧૯૨૫ | ૨૨૯ |
| ૧૯૨૭ | ૨૨૬ |
| ૧૯૨૯ | ૩૩૯ |
| ૧૯૩૧ | ૪૧૯ |
| ૧૯૩૩ | ૫૮૧ |
| ૧૯૩૫ | ૬૬૦ |
| ૧૯૩૭ | ૯૧૦ |
| ૧૯૩૯ | ૧,૨૬૫ |
| ૧૯૪૧ | ૧,૫૩૫ |

### હિંદમાં રજૂ થયેલી ફિલ્મોના સંખ્યા નીચે મુજબ છે.

| | હિંદી | પરદેશી |
|---|---|---|
| ૧૯૩૫ | ૩૩૮ | ૧,૮૧૩ |
| ૧૯૩૬ | ૩૩૬ | ૧,૮૨૪ |
| ૧૯૩૭ | ૨૪૪ | ૧,૫૭૬ |
| ૧૯૩૮ | ૭૮ | ૧,૧૦૩ |
| ૧૯૩૯ | ૧૪૬ | ૮૯૬ |
| ૧૯૪૦ | ૧૬૨ | ૮૦૫ |

હાલમાં બહાર પડેલાં ચિત્રોમાં પ્રકાશનું :'ભરત મિલાપ' અને 'રામરાજ્ય,' રણજીતનું 'તાનસેન,' પંચોલીનું 'ખાનદાન,' પ્રધાનનું 'દાસી,' પ્રભાતનું 'રામશાસ્ત્રી,' રાજકમલનું 'શકુંતલા,' મહેબુબનું 'નઝમા,' વગેરે શ્રેષ્ઠ કહી શકાય. પ્રથમ ફીલ્મોની લંબાઈનું કોઈ ખાસ ધોરણ નહોતું, હવે સરકારે ફીલ્મોની લંબાઇ ૧૧,૦૦૦ ફીટની નિયત કરી છે અને ટ્રેલરની ૪૦૦ ફીટ લંબાઇ નક્કી થઇ છે.

### હિંદી સીનેમા વિષે નીચેની વિગતો ખાસ જાણવા જેવી છે—

| | |
|---|---|
| હિંદી અથવા પરદેશી ફીલ્મો જોનારા પ્રેક્ષકોની વાર્ષિક સંખ્યા | ૧૪,૩૩,૯૭,૦૦૦ |
| હિંદનાં કાયમી થીએટરોની સંખ્યા | ૧,૧૩૬ |
| ફરતાં તથા પ્રાસંગિક સીનેમાની સંખ્યા | ૪૦૦ |
| દર 'શો' વખતે બેસવાની સગવડ | ૬,૩૨,૫૦૦ |
| પરદેશી ફીલ્મના આશ્રયદાતા | ૨,૧૫,૬૬,૧૦૦ |
| આ સીનેમાની વાર્ષિક કુલ આવક | રૂા. ૩,૬૨,૮૮,૦૦૦ |
| હિંદી ફીલ્મોમાંથી | ,, ૨,૯૨,૦૦,૦૦૦ |
| પરદેશી ફીલ્મોમાંથી | ,, ૭૦,૦૦,૦૦૦ |
| પરદેશી ફીલ્મ 'ડીસ્ટ્રીબ્યુટરોનો હીસ્સો' | ,, ૪૨,૦૦,૦૦૦ |

વધારાના નફાનો કર બાદ કરતાં

ફીલ્મઉદ્યોગ પર વાર્ષિક કર ,, ૧,૨૯,૦૦,૦૦૦ થી વધારે

અત્યારે ફીલ્મઉદ્યોગની પ્રગતિ રૂંધાઇ ગઇ છે. એનું કારણ હિંદમાં કાચી ફીલ્મોની તંગી છે. હિંદમાં કાચી ફીલ્મો બનતી ન હોવાથી તે પરદેશથી લાવવી પડે છે. અત્યારે યુદ્ધનો સમય હોવાથી તે લાવી શકાય તેમ નથી. બીજી વાત ફીલ્મ ઉત્પાદકો વચ્ચેનાં વેરઝેર છે. ત્રીજું કારણ જરાય મહેનત લીધા વિના કે બુદ્ધિ ચલાવ્યા વિના જેમ ફાવે તેમ ફીલ્મો બનાવી રજૂ કરી દેતા આપણા ડીરેકટરો છે.

આજકાલ બાળકો અને ફીલ્મો વિષે ખુબ ચર્ચા ચાલી રહી છે. બાળકો માટે જુદી ફીલ્મો બનાવવી જોઇએ કારણ કે આજકાલ રજુ થતી ફીલ્મો બાળકોના કુમળા મન પર ખૂબ ભયંકર અસર કરે છે અને બાળકો એ આપણા ભવિષ્યના નાગરિકો છે, માટે એમને નિર્દોષ મનોરંજન બોધ અને શિક્ષણ આપતાં સ્વચ્છ ચિત્રો તૈયાર કરવા ખાસ જરૂર છે. સારા, કુશળ અને બાળમાનસનો અભ્યાસ કર્યો હોય એવાઓને આ કામ સોંપાવું જોઇએ. બીજા દેશોમાં બાળકો માટે ખૂબ સરસ ફીલ્મો તૈયાર કરાય છે. આપણા દેશમાં પણ બાળકો માટેની સુંદર ફીલ્મો તૈયાર કરવાની ખાસ આવશ્યકતા છે. આ માટે આપણું બાલસાહિત્ય એમાં ખૂબ ઉપયોગી થઇ પડશે. કેટલીય પરિકથાઓ ફીલ્મોરૂપે ઉતારી શકાશે. કેટલીય સાહસકથાઓ અને કાયદાઓ ફીલ્મોરૂપે બાળકો સમક્ષ મૂકી શકાય.

અત્યારે લોકપ્રિય નટોમાં અશોકકુમાર, પૃથ્વીરાજ, સાયગલ, પહાડી સન્યાલ, જગદીશ, પી. બરૂઆ, મોતીલાલ, સુરેન્દ્ર, ઉલ્લાસ, પ્રેમઅદીબ, શાહુ મોડક, ચાર્લી, ઇશ્વરલાલ, ઉમાકાન્ત, વગેરે છે, જ્યારે નટીઓમાં કાનનબાળા, દુર્ગાખોટે, લીલાદેસાઇ, શાંતા આપ્ટે, વનમાલા, લીલા ચીટનીસ, ખુરશીદ, રેણુકા, નીના, રમોલા, વાસંતી, દેવીકારાણી, મુમતાઝશાંતિ, સાધના બોઝ, નસીમ, નરગીઝ, મનોરમા વગેરે છે.

વિદેશી ફીલ્મ ઉદ્યોગની કેટલીક વિગતો નીચે મુજબ છે.

### અગ્રગણ્ય વિદેશી ઉત્પાદકો

| | |
|---|---|
| યુનિવર્સલ | (યુ. સ્ટે. અ.) |
| પેરેમાઉન્ટ | ( ,, ) |

| | |
|---|---|
| વોર્નર બ્રધર્સ | (યુ. સ્ટે. અ.) |
| મેટ્રો ગોલ્ડવિન મેયર | ( ,, ) |
| ટવેન્ટીએથ સેન્ચ્યુરી ફોક્સ | ( ,, ) |
| કોલંબીઆ | ( ,, ) |
| યુનાઈટેડ આર્ટિસ્ટસ | ( ,, ) |

**પરદેશી ફિલ્મસ્ટારોના પગારો—(દર અઠવાડિયે)**

| | પૌંડ | | પૌંડ |
|---|---|---|---|
| ગ્રેટા ગાર્બો | ૧,૮૦૦ | વોલેસ બેરિ | ૧,૦૦૦ |
| વિલ રોજર્સ | ૧,૫૦૦ | વિલિયમ પોવેલ | ૯૦૦ |
| મોરિસ શેવેલિયર | ૧,૫૦૦ | જોન ક્રૂફર્ડ | ૮૦૦ |
| કોન્સ્ટન્સ બેનેટ | ૧,૪૦૦ | જેનેટ ગેનર | ૭૫૦ |
| રીચર્ડ બાર્થેલ્મેસ | ૧,૨૦૦ | એડવર્ડ જી. રોબિન્સન | ૬૦૦ |
| નોર્મા શેરર | ૧,૨૦૦ | જેમ્સ કેગ્નિ | ૫૬૦ |
| એન હાર્ડિંગ | ૧,૨૦૦ | ગેરિ કૂપર | ૨૬૦ |
| | | વોરન વિલીઅમ | ૨૫૦ |

૧૯૪૦ માં દુનિયાભરમાં દર અઠવાડિયે ૨૩,૦૦,૦૦,૦૦૦ લોકો ચલચિત્રગૃહમાં હાજરી આપતાં હતાં. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ્માં સરેરાશ પ્રવેશ ફી ૨૪ સેન્ટ છે, આખા જગતમાં ૧૯૩૯માં ૬૯,૧૫૩ સીનેમા થીએટરો હતાં, તે પૈકી અમેરિકામાં ૧૬,૬૪૫, યુરોપમાં ૩૫,૬૯૪, દૂર પૂર્વમાં ૬૫,૬૮, લેટિન અમેરિકામાં ૫,૪૦૩ કેનેડામાં ૧,૨૪૬ તથા નજીકના પૂર્વમાં ૯૬૮ હતાં. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ્માં દર ૧૨ રહેવાશીઓ દીઠ ચલચિત્રગૃહની એક બેઠક છે.દર ૮,૦૦૦ રહેવાશીએ એક થીએટર છે.

આપણો ફીલ્મ ઉદ્યોગ હજી વિદેશી ફિલ્મ ઉદ્યોગ જેટલો વિકાસ પામી શકયો નથી, ફીલ્મ ઉદ્યોગના વિકાસ માટે શાસ્ત્રીય રીતે યોજનાઓ ઘડીને તે મુજબ શાસ્ત્રીય રીતે પ્રયત્નો કરાય તો આપણો આ ઉદ્યોગ ખુબ ફાલીફુલી શકે.

**સીમેન્ટ :** સીમેન્ટનો ઉદ્યોગ હિંદમાં થોડાં જ વર્ષો થયા ખીલ્યો છે. ૧૮૩૭માં જયારે સર્વ સીમેન્ટ કંપનીઓ એક તંત્ર નીચે એસોસિએટેડ સીમેન્ટ કંપનીમાં એકત્ર થઇ ત્યારથી એ ઉદ્યોગ હિંદમાં ખરેખર સારી સ્થિતિમાં આવ્યો છે. હમણાં લગભગ ૧૨ કરોડ રૂપિયાની મૂડી એ ઉદ્યોગમાં રોકાઇ છે. આ ઉદ્યોગના વિકાસ સાથે હિંદમાં સીમેન્ટનો ખપ પણ વધતો જ જાય છે. હમણાં લગભગ ૨૦ લાખ ટન સીમેન્ટ હિંદમાં ખપે છે. હવે તો સ્થાપત્યો, રેલ્વે અને સરકારી બાંધકામોમાં પણ પુષ્કળ સીમેન્ટ વપરાય છે. આખા એશિયામાં (કદાચ જાપાન સિવાય) હિંદ સીમેન્ટ બનાવવા માટે મોટામાં મોટો દેશ છે. સીમેન્ટ બનાવવા માટે હિંદનો નંબર જગતમાં નવમો છે.

ચાકનો પથ્થર, કોલસો વગેરે જ્યાં પુષ્કળ હોય ત્યાં સીમેન્ટ બની શકે છે. આ સરસમાં સરસ ચુનો છે જામે ત્યારે પોલાદ કરતાં પણ કઠણ બને છે. ઇ. સ. ૧૯૨૫થી ૧૯૩૦ની વચ્ચે સીમેન્ટનાં ઘણાં કારખાનાંઓ ઉભાં કરવામાં આવ્યાં હતાં. ઉદ્યોગપતિઓમાં કારખાનાંઓ ઉભાં કરવાની હરીફાઇ થઈ પડી હતી. હિંદમાં ભૌગોલિક સ્થિતિ જોયા તપાસ્યા સિવાય કેટલાંય કારખાનાં ઉભાં થયાં હતાં. હરીફાઈ અને પરસ્પર તાણાતાણીથી આ ઉદ્યોગ ભયમાં આવી પડયો. છેવટે બધી કંપનીઓ એક તંત્ર નીચે થઈને સીમેન્ટ માર્કેટિંગ કંપની અસ્તિત્વમાં આવી. આમાં ફાયદો જણાવાથી કોન્ટ્રાક્ટ એસોસીએશન સ્થપાયું. આ પછી આ ઉદ્યોગની પ્રગતિ ચાલુ રહી છે.

એક તંત્ર નીચે કાર્ય કરવાથી પેદાશમાં વધારો, માલમાં સુધારો, ખર્ચમાં ઘટાડો, નૂરમાં ફાયદો અને ખોટી હરીફાઇના અભાવને લઈને માલ સસ્તો વેચવાનું બની શકયું. આથી પરદેશોથી માલની આયાત ઘટતી ગઇ. ૧૯૩૦–૩૧માં સીમેન્ટનો ખપ ૬ા લાખ હતો, જે ૧૯૩૫–૩૬માં ૯ા લાખ ટન થયો. મુંબઈમાં ભાવ દર ટને રૂા. ૫૨ાા ચાલતો હતો. તે ઘટાડીને રૂા. ૪૦ થયો. ૧૯૩૦–૩૧માં પરદેશથી ૭૫,૮૦૦ ટન સીમેન્ટની આમદાની થઇ હતી, ૧૯૩૫–૩૬માં ૪૪,૯૦૦ ટન અને ૧૯૩૮–૩૯માં ૨૧,૨૧૪ ટન જેટલી આયાત થઇ હતી. ૧૯૩૯–૪૦માં માત્ર ૧૧,૦૦૦ ટન અને ૧૯૪૦–૪૧માં ૫,૦૦૦ ટન સીમેન્ટ આયાત થઇ હતી.

ડાલ્મીઆનાં કારખાનાં, એસોસિએટેડ સીમેન્ટ કંપનીનાં કારખાનાં અને આસામનાં કારખાનાંનો માલ હવે એક તંત્ર નીચે વેચવાની શરૂઆત થઈ ચુકી છે. સંપથી આ કારખાનાંઓની પેદાશ અને નફો હવે ખુબ વધ્યાં છે. કારખાનાંઓની કુલ પેદાશ ૨૦ લાખ ટન ઉપર થાય છે. તેમાંનો મોટો ભાગ સરકારી યુદ્ધનાં બાંધકામો માટે જ વપરાઈ જાય છે. યુદ્ધ પછી આ ઉદ્યોગને પૂરી રીતે વિકસાવી શકાશે.

સ્વર્ગસ્થ એફ. ઈ. દીનશાના પ્રયત્નથી એ ઉદ્યોગનું યોગ્ય સંગઠન પણ થતું જાય છે. રસ્તાઓ, ઘરો, પૂલો, અગાસીઓ, વગેરે અનેક જરૂરીયાતોમાં સીમેન્ટનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે. હાલ યુદ્ધનો સમય હોવાથી સૈન્યો માટે રહેવાનાં સ્થાનો અને બીજાં ગૃહો બાંધવા માટે સરકારને સીમેન્ટનો મોટો જથ્થો જોઇએ છે. એટલે પ્રજા માટે સીમેન્ટ બહુ જ થોડા પ્રમાણમાં વધે છે. એટલે પ્રજામાં એની ખુબ અછત છે. દર વર્ષે લાખો ટન સીમેન્ટ સરકારી બાંધકામમાં જોઇએ છે. હિંદમાં સીમેન્ટ માટેનાં દ્રવ્યોની તથા કાચાં કામોની ખુબ વિપુલતા છે. હિંદમાં બનાવેલ સીમેન્ટ હિંદની ૯૦ ટકા ઉપરાંત જરૂરિયાતો પૂરી પાડે છે. હજુ નવાં નવાં કારખાનાં શરૂ થતાં જ જાય છે. હિંદીઓમાં એક મોટું દુષણ છે અને તે સખત અને અણછાજતી હરીફાઈ. નવા નવા ઉદ્યોગોમાં ઝંપલાવતા નથી, પણ જુના ઉદ્યોગોમાં જ ભારે ફરીફાઈ થાય છે. પરિણામે ખુબ મોટું નુકશાન થાય છે અને એ ઉદ્યોગનો વિકાસ કરી શકાતો નથી. જો કે સીમેન્ટનો ઉદ્યોગ હમણાં સારો ખીલ્યો છે; પરંતુ એને હજી વધારે વિકસાવવાની ખાસ જરૂર છે.

**સુએઝની નહેર :** આ નહેર લગભગ સો માઇલ લાંબી છે. ૧૮૬૯ માં આ નહેર બાંધવામાં આવી હતી. આ નહેર ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને :જોડે છે. તેને ઉત્તર છેડે ભૂમધ્ય સમુદ્રને કિનારે 'પોર્ટ' સૈયદ બંદર આવેલું છે, દક્ષિણ છેડે સુએઝના અખાત ઉપર સુએઝ બંદર છે. ડ. લેસેપ્સ નામના એક ફ્રેન્ચ ઇજનેરે તે બાંધી હતી.

આ નહેરમાંથી ૧૯૩૨ માં ૨,૪૯,૦૪૧ પેસેન્જરો પસાર થયાં હતાં. ૧૯૩૪ માં ૫,૬૬૨ સ્ટીમરો લગભગ ૩૧,૭૫૦ ટનની તેમાંથી પસાર થઇ હતી અને જેની પેદાશ સુએઝ નહેર સમિતિને ૮૫,૬૫,૪૧,૦૦૦ ફ્રાંકની થઇ હતી. સુએઝ–નહેર સમિતિ પ્રથમ

પેરિસમાં રહેતી હતી, પણ પાછળથી યુદ્ધને અંગે તેને લંડનમાં આવવું પડયું. પ્રથમ અંગ્રેજોએ એ નહેરની પેદાશમાં જરાય હીસ્સો રાખ્યો નહોતો; પરંતુ ઇજિપ્તના ઇસ્માઇલ પાશાએ સુએઝ કંપનીનાં કેટલાંક શહેરો વેચવા કાઢયાં, એટલે બ્રિટને તે ખરીદી લીધાં અને ત્યારથી એની પેદાશમાં બ્રિટનને અર્ધો હીસ્સો મળે છે. આ નહેરમાંથી પસાર થનાર સ્ટીમરોમાં મોટા ભાગે સ્ટીમરો બ્રિટનની જ હોય છે.

**સુખડ :** આ ઝાડ ખાસ કરીને મલબારમાં વધારે થાય છે. ચંદનને બારીક અને કાળાં રંગનાં ફુલ આવે છે. આ ઝાડ જૂનું થાય એટલે તે કાપી તેના ટુકડા કરી જમીનમાં દાટી રખાય છે. કેટલાક દિવસપછી તેને બહાર કાઢવામાં આવે છે. ચંદનના કકડા ખૂબ ઉપયોગી છે. એના પંખા, કરંડીઆ, પેટીઓ વગેરે અનેક વસ્તુઓ બનાવાય છે. એનું તેલ પણ બનાવાય છે. એને ચંદની અત્તર કહેવાય છે. ચંદન ત્રણ જાતનાં હોય છે. ધોળું, રાતું, અને પીળું. રાતા ચંદનનું લાકડું પૌષ્ટિક મનાય છે. સોજામાં ઠંડક લાવવાને તેમ જ માથું દુઃખતું હોય તો ધોળું ચંદન ચોપડવું સારૂં છે. પિત્તનો ઝાડો થતો હોય તો ધોળા ચંદનનું લાકડું ઘસીને પાવું અને ઝાડામાં લોહી આવતું હોય તો રાતું ચંદન ઘસી તેમાં મેળવવું અને પિત્ત તથા રૂધિર બંને જતાં હોય તો બંને ચંદન ઘસીને ચોપડવાં. લોહીની ઉલટી આદી રોગોમાં રાતા ચંદનને દૂધમાં ઘસીને આપવું ગુણકારક છે.

**સુરોખાર :** અંગ્રેજીમાં એને 'નાઇટ્રેસોલ્ટ' કહે છે. જે માટીમાં લૂણો (એક પ્રકારના ખાર) ઘણો હોય છે, એવી માટીમાંથી સુરોખાર તૈયાર થાય છે. દારૂના કામમાં સુરોખારનો મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે. સુરોખારને શુદ્ધ કરવો હોય તો તેને પાણીમાં ગાળી નાંખીવો અને થોડી વાર એમ જ રાખવો. થોડી વારે એના ગાંગડા તૈયાર થાય, ત્યારે એને કાઢી લેવો. સંયુક્ત પ્રાંતમાં કાનપુર, અલ્હાબાદ, ગાઝીપુર અને બનાસરમાં સુરોખાર બનાવાય છે. બિહારના ગયા, સારન, તિરહુર અને ચમ્પારનમાં પણ આ ખાર બનાવાય છે. દવા તરીકે સુરોખાર ખૂબ ઉપયોગી છે. અજીર્ણ કે મંદાગ્નિ માટે, શુદ્ધ સુરોખાર ૧૬ તોલા અને ફટકડી ૪ તોલા એ બન્ને મેળવી તેનું ચૂર્ણ બનાવવું. પછી લોઢાની કઢાઈમાં તેને ધીમા તાપે ગરમ કરવું. જ્યારે ચૂર્ણ એકરસ બની જાય ત્યારે કઢાઈ ઉતારી કડછીથી એ દવાને કઢાઈમાં ફેલાવી દેવી. થોડા વખતમાં તે દવા સૂકાઈ જાય એટલે તેની પપૂંટી ઉખેડી લેવી; પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે દવાવાળી કઢાઈમાં પાણીનું ટીપુંય પડવું ન જોઇએ. કારણ કે પાણી અડતાં જ મોટો અવાજ થઈ કઢાઈ ફાટી જશે. આ ઔષધી ભોજન પછી દિવસમાં બે વખત ૩ થી ૬ રતી સુધી પાણી સાથે આપવી, જેથી અજીર્ણ મટી જાય છે. શરીર-માંની ગરમી ઉપર, સુરોખાર છાશમાં આપવો સારો છે. વાળા ઉપર, ત્રણ માસા સુરોખાર છાશમાં નાંખી ત્રણ દિવસ પાવો. બહુ નબળા શરીરવાળાને સુરોખાર આપવો નહિ, કારણ કે- સુરોખારના સેવનથી જ્ઞાનતંતુઓ નિર્બળ થાય છે. તાવમાં પસીનો લાવવા માટે કેટલાક ડૉકટરો સુરોખારનો ઉપયોગ કરે છે. સુરોખારને તપાવી તેની પતરી કરી જવખાર તરીકે બજારમાં વેચાય છે, પણ ખરી રીતે તે જવખાર હોતો નથી. આમ સુરો-ખાર એ એક ઉત્તમ પ્રકારની દવા પણ છે.

**સૂર્યમાળા :** સૂર્ય સ્થીર છે. સૂર્યની આસપાસ અગણિત નાના મોટા ગ્રહો દિવસરાત ફર્યા જ કરે છે. આપણે જેના પર રહીએ છીએ, એ પૃથ્વી પણ એક ગ્રહ છે. બીજા મોટા તારા આપણે જાઇએ છીએ, તે પણ ગ્રહો જ છે. આપણે જો મંગળ ગ્રહ પર વસતા હોઈએ તો આપણને પૃથ્વી એક તારા જેવી દેખાય બધાય ગ્રહો સૂર્યની આસપાસ જ ફરે છે, પણ દરેકની ગતિ સરખી નથી. આપણી પૃથ્વી સૂર્યની આસપાસ એક વર્ષમાં ફરી રહે છે. આપણી પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું અંતર ૯,૩૦,૦૦,૦૦૦ માઇલ જેટલું છે. બુધ અને શુક્ર ગ્રહો પૃથ્વી કરતાં સૂર્યની વધારે નજીક છે અને બ્રુહસ્પતિ, શનિ, યુરેનસ, નેપ્ચ્યુન અને મંગળ સૂર્યથી પૃથ્વી કરતાં વધારે દુર છે. ચંદ્ર એ પૃથ્વીનો ઉપગ્રહ છે. બ્રુહસ્પતિને ચાર, શનીને આઠ અને નેપ્ચ્યુનને એક ઉપગ્રહ છે. ચંદ્ર પૃથ્વીથી બે લાખ ચાળીશ હજાર માઇલ દૂર છે. સૂર્યના કદની સરખામણીમાં પૃથ્વીનું કદ બહુ જ નાનું કહી શકાય.

આપણે દરરોજ સૂર્યને પૂર્વમાં ઉગતો અને પશ્ચિમમાં આથમતો જોઈએ છીએ; પરંતુ ખરી રીતે જોતાં સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો નથી, પણ પૃથ્વી પોતાની ધરી પર ફરે છે અને તે ૨૪ કલાકમાં એક ફેરો પૂરો કરે છે. વળી પૃથ્વી તેની ધરી પર ફરે છે, એટલે દિવસ અને રાત થાય છે અને સૂર્ય તરફ પૃથ્વીનો જે ભાગ હોય ત્યાં દિવસ અને જે ભાગ તરફ સૂર્ય ન હોય ત્યાં રાત્રી કહેવાય છે.

આપણે જે તારાઓ જોઇએ છીએ, તે આપણી પૃથ્વી કરતાં પણ મોટા હોય છે; જેમાંના કેટલાક તો સૂર્ય કરતાં પણ મોટા હોય છે; પરંતુ એ આપણાથી એટલા દૂર છે કે આપણે તેને નાના કદના જોઈએ છીએ. આ તારાઓ સૂર્યમાળામાં નથી.

**સૂર્યમુખી :** સૂર્યમુખીના છોડ ગમે તે ઠેકાણે ઉગાડી શકાય છે. તેને વાવ્યા પછી તે ચાર મહિનામાં તૈયાર થાય છે. એનાં ફૂલો પીળા રંગનાં હોય છે. તેના મધ્ય ભાગમાં કિંજલ્ક કોષ હોય છે. તેની વચ્ચે બીજ હોય છે. ઉત્તમ વર્ગ-નાં ઝાડને ૪૦ સુધી ફૂલ આવે છે. અકેક ફૂલમાં ઓછામાં ઓછાં ૫૦ અને વધારેમાં વધારે ૮૦૦ બીજ હોય છે.

આરોગ્યની દ્દષ્ટિએ પણ આ છોડ ઉપયોગી છે. તેનું મુખ સૂર્ય જેમ જેમ ફરે છે તેમ તેમ ફરતું રહે છે, એ માટે તેને આદિત્યભકત પણ કહેવાય છે. પાણીવાળી, ભેજવાળી, બંધી-આર, વગેરે જમીન રોગના ઘર રૂપ હોય છે. આવાં સ્થળોએ રોગો અટકાવવા આ છોડ ઉગાડવામાં આવે તો તેથી રોગો ફેલાય નહિ.

તેનાં બીયાંનું તેલ અત્યંત ઉપયોગી છે. એ તેલમાં કોઇ પણ પ્રકારની દુર્ગંધ કે તીવ્ર વાસ હોતી નથી. આ તેલ ચિત્રકામ માટે બનાવવામાં આવતા રંગોમાં પણ ખાસ ઉપયોગી નીવડે છે. આ છોડ આરોગ્ય સાચવવા માટે ખાસ ઉપયોગી હોવાથી દરેકે બની શકે તો તેના ૬ કે ૭ છોડો પોતાના ઘર સમીપ વાવવા જોઈએ.

એનાં ફૂલોને 'સૂર્યકમળ' પણ કહેવાય છે. આ છોડ દવાના કામમાં પણ વપરાય છે. ભૂતજ્વર ઉપર સૂર્યમુખીનાં મૂળ કાનમાં બાંધવાં. પ્રસુતિ જલદી થવા માટે સૂર્ય ફૂલનાં મૂળ ચોટલે બાંધવાં. છોકરાંના પેટના ભાર ઉપર સૂર્યફૂલનો રસ દશ ટીપાં સુધી

શક્તિ અનુસાર દૂધમાં આપો. પેડુ ફુલેલું હોય તો આંગળી જેવડી બારીક છિદ્રની નળી લઇ તે નળીમાં સૂર્યફુલનું વસ્ત્રગાળ ચુર્ણ ભરવું અને તે નળીનું એક મોં મળદ્વારમાં ઘાલી બીજા મુખે જોરથી ફુંકવું. એટલે ઔષધ રોગ ઉપર પહોંચે છે અને રોગ નીકળી જાય છે. વીંછીના વિષ ઉપર સૂર્યફુલનાં પાંદડાંનું નસ્ય આપવું અને લેપ કરવો. જુલાબ માટે સૂર્યફુલના તેલનું ડુંટી ઉપર ટપકું પાડવું અને જુલાબ બંધ થવા એ તેલ વાંસાનાં હાડકાં ઉપર ચોપડવું.

આ સિવાય બીજી દવાઓમાં પણ સૂર્યમુખી વપરાય છે.

**સૂંઠ:** સૂંઠ એ એક અમુલ્ય ઔષધ છે. લીલી સૂંઠને આદુ કહે છે. સુકાયા પછી તેને સૂંઠ કહેવાય છે. એના છોડ એક હાથ જેટલા ઊંચા હોય છે. સૂંઠનું તેલ પણ નીકળે છે. મદ્રાસ, જમૈકા અને બંગાળા વગેરે સ્થળોએથી પુષ્કળ સૂંઠ અહીં આવે છે. આદુ સૂંઠ કરતાં સૌમ્ય છે. એ જાત જાતનાં દરદો પર દવા તરીકે અકસીર નીવડે છે. એનો રસ કાઢી તેમાં પાણી નાંખવું. પછી સાકર નાખી પાક કરવો. એમાં કેસર એલચી, જાયફળ, જાવંત્રી અને લવીંગ નાંખી તે ભરી રાખવો. આ પાકને આદાપાક કહે છે. આ પાક અરુચી, શ્વાસ અને બીજા કેટલાંય દરદો મટાડે છે. કોઇને મૂર્છા અથવા વાયુનો ઝાટકો આવે તો સૂંઠ ઘસીને અંજન કરવું. પક્ષાઘાત હોય તો ગાયનું ઘી ૨૮ તોલા લઇ તેમાં સૂંઠનું ચુર્ણ ૨૮ તોલા નાંખવું. પછી છોલેલી લસણની કળીઓ ૨૮ તોલા તેમાં નાંખી જઠરાગ્નિ બળ વગેરે જોઈ યોગ્ય લાગે તેટલું આપવું. એથી પક્ષાઘાત નાશ પામે છે. દંતશૂળ હોય તો સૂંઠની ભૂકી ૧ ભાગ અને ફટકડી ૨ ભાગ એકઠી કરી દિવસમાં ૨-૩ વખત દાંતે ઘસવી એટલે જલદી શૂળ બંધ થઇ જાય છે. વીર્યવૃદ્ધિ માટે ૧ તોલો સૂંઠની બારીક ભૂકી કરી, એક વાસણ દેવતા પર મૂકી, તેમાં બે તોલા સુધી ઘી નાંખવું. તે ઘી સારૂં તપ્યા પછી તેમાં આ સૂંઠની ભૂકી નાખી લાલ થાય ત્યાં સુધી તળવી અને ૧ તોલો ગોળ, ૫ તોલા પાણીમાં મેળવી તે પાણી તેમાં નાંખવું. પાણી બળી જઇ શીરા જેવું થાય ત્યાં સુધી અથવા ઘટ્ટ થાય ત્યાં સુધી હલાવતા રહેવું અને દરરોજ પ્રાતઃકાળે એક વખત ૧૪ દિવસ આપવું. આ સિવાય સૂંઠ બીજા કેટલાય ઉપયોગમાં આવે છે.

**સોનું:** સર્વ ધાતુઓમાં આ ધાતુ કિંમતી છે. પહેલાં હિંદ, યુરોપ અને અમેરિકામાં ઓછાવત્તા પ્રમાણમાં ખાણોમાંથી આ ધાતુ મળી આવતી હતી; પરંતુ હમણાં કેલીફોર્નિયા અને ઓસ્ટ્રેલીઆમાં સોનાની મોટી ખાણો મળી છે. કોઈપણ ધાતુનાં પતરાં કરતાં સોનાના પતરાં ઝીણામાં ઝીણાં બની શકે છે. જૂના વખતથી જ આપણા દેશમાં એનો મોટા પ્રમાણમાં ઘરેણા તરીકે ઉપયોગ થતો આવ્યો છે. મોટા મોટા રાજા બાદશાહો અને ધનવાનો પ્રથમ સોનાનાં વાસણો અને બીજી વસ્તુઓ વાપરતા હતા.

હિંદમાં મ્હેસુર અને હૈદ્રાબાદ (નિઝામ)ની ખાણોમાંથી સોનું મળી આવે છે; પરંતુ સોનું સૌથી વધારે પ્રમાણમાં દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલની ખાણોમાંથી મળી આવે છે. હિંદમાં સોનાની પેદાશ બ્રિટિશ કંપનીઓ જ કરે છે. નીચે પ્રમાણે પેદાશ થઇ હતી.

| વર્ષ | પેદાશ (ઔંસમાં રા તો.) | કિંમત (પૌંડમાં) |
|---|---|---|
| ૧૯૩૧ | ૩,૩૦,૪૮૮.૮ | ૧૫,૪૦,૮૮૫ |
| ૧૯૩૨ | ૩,૨૯,૬૮૧.૧ | ૧૯,૦૬,૧૨૩ |
| ૧૯૩૩ | ૩,૩૬,૧૦૮.૩ | ૨૦,૭૮,૨૦૧ |
| ૧૯૩૪ | ૩,૨૩,૧૪૨.૦ | ૨૨,૦૦,૮૩૨ |
| ૧૯૩૫ | ૩,૨૭,૬૫૨.૫ | ૨૨,૮૫,૮૪૮ |
| ૧૯૩૬ | ૩,૩૩,૩૮૫.૮ | ૨૩,૦૦,૯૩૩ |
| ૧૯૩૭ | ૩,૩૧,૭૪૮.૨ | ૧૨,૯૧,૭૩૭ |

સોનાનો ઉપયોગ આપણા દેશમાં અત્યારે મોટા પ્રમાણમાં ઘરેણાં માટે જ થાય છે. એ સિવાય સોનાનાં વાસણો પણ ધનવાનો અને રાજકુટુંબો વાપરે છે. સોનાની ભસ્મ બનાવાય છે. જે દવાઓમાં કામ આવે છે. અત્યારે જગતના સોનાના ૭૫ ટકા જેટલું સોનું અમેરિકામાં જ છે.

**સોપારી:** સોપારીનો ઉપયોગ આપણે ત્યાં મોટા ભાગે મુખવાસ તરીકે જ થાય છે. સોપારીનાં ઝાડ ત્રીસ-ચાલીસ હાથ જેટલાં ઊંચા હોય છે. સહ્યાદ્રિ પર્વતના સર્વ દેશોમાં એના ઝાડ થાય છે; પરંતુ માંગલોર, કોચીન, તાલચેરી, હુબળી, ગોમાંતક, વસઇ અને શ્રીવર્ધન એ ઠેકાણે ખુબ મોટા પ્રમાણમાં સોપારી થાય છે. શ્રીવર્ધનની સોપારી રંગે ધોળી હોય છે. તે ખાવામાં ખુબ સ્વાદિષ્ટ હોય છે. સોપારીનાં ઝાડ ચીકણાં હોય છે. સોપારી છોલી બાફવાથી રાતી સોપારી બને છે બાફયા વિના છોલી સૂકવેલી હોય તે સોપારી સફેદ બને છે, અને કુમળી સોપારી બાફવાથી ચીકણી સોપારી થાય છે. સોપારી એકલી અથવા પાનમાં નાખી ખવાય છે. સોપારી તોડવાથી જે રસ નીકળે છે તે ચીકણો હોય છે. તે રસ લાકડાંઓને અને વહાણોને ચોપડાય છે. સોપારી બાફયા પછી જે પાણી રહે છે, તેને ઉકાળીને ગડો બનાવાય છે તેને સોપારીનાં ફુલ કહેવાય છે. સુકી સોપારી, ચીકણી સોપારી, તેલંગણ આંધ્રની સોપારી, બલગુરી સોપારી, ચંદાપુરી સોપારી, નેલવતી સોપારી વગેરે સોપારીની જાતો છે.

**સ્ત્રીઓ:** નારી એ આપણા સંસાર અને ભાગ્યની અર્ધાંગના છે. એના સહકારથી જ આપણો જીવનપથ દિવ્ય બને છે. આ માટે સ્ત્રી એ હંમેશાં પૂજ્ય છે, જે આર્યભાવના સીતાજી, દ્રૌપદી, સત્યભામા, મૈત્રેયી, અનસૂયા, અરુંધતી, સાવિત્રી અને બીજી અનેક પ્રાચીન આર્ય સ્ત્રીઓએ વિકસિત કરી હતી, તે ઉન્નત ભાવના આજે નષ્ટ થતી જાય છે. એ જાણીને કયા હિંદવાસીને અફસોસ નહિ થાય?

વિદેશી અનુકરણને લીધે આપણી સ્ત્રીઓમાં આજે ફેશનનો પ્રચાર ખૂબ વધી પડયો છે. પફ પાઉડર, ક્રીમ વગેરેનો ઉપયોગ સ્ત્રીઓમાં વધતો જ જાય છે. સ્ત્રી સ્વાતંત્ર્યના નામે સ્ત્રીઓ આજે સ્વચ્છંદતાના પંથે પડી રહી છે. દિનપ્રતિદિન નવી નવી ફેશનો નીકળતી જ જાય છે. પરિણામે આપણાં જીવન પણ ખર્ચાળ થતાં જાય છે. ફિલ્મની નટીઓનાં અનુકરણ પણ આજે ખૂબ મોટા પ્રમાણમાં થાય છે. જેનાથી આપણને જ નુકશાન થાય છે.

સ્ત્રીઓને હિંદશાસ્ત્રોમાં એટલું ઉચ્ચ સ્થાન મળ્યું છે કે આપણે 'રામસીતા' બોલવાને બદલે 'સીતારામ' બોલીયે છીએ. 'કૃષ્ણરાધા'ને બદલે 'રાધાકૃષ્ણ' કહીએ છીએ, સીતા ન હોત તો

રામને કોણ જાણત ? દ્રૌપદી ન હોત તો પાંડવોને કોઈ ઓળખત પણ નહિ.

આર્ય-સ્ત્રી એટલે ત્યાગની મૂર્તિ એ મુંગી મુંગી સેવાઓ કરે છે. પતિસેવા, બાળસંભાળ અને ગૃહસંભાળ એ એનો મુખ્ય ધર્મ છે. સ્રી એ સેવાની સાક્ષાત દેવી છે, સ્ત્રી પતિની દાસી નથી, તેની અર્ધાંગના છે. મિત્ર છે અને આથી એ સહધર્મિણી પણ છે. સ્રીઓ ઉપર જુલમગાર કાયદા લાદી પુરુષે જે દોષો વહોર્યા છે, તેના પ્રાયશ્ચિત રૂપે પુરુષ વર્ગે સ્રીને મદદ કરવી જોઈએ. યુવાન વર્ગ જયારે સ્રીઓની મદદે ધાશે, ત્યારે સ્રીઓમાં જાગૃતિ આવશે.

આપણી સ્રીઓ આપણી સહધર્મિણી અર્ધાંગના અને મિત્ર બની, આપણા સુખ દુઃખમાં આપણી પ્રવૃત્તિમાં આપણા જીવનમાં ભાગ લેશે ત્યારે જ આપણો ઉદ્ધાર થશે.

ઘરેણાં પહેરવાં એ એક જાતની કેદ છે. હાથ પગ, નાક, અને વાળમાં પુરાણાં ઘરેણાંથી લદાયેલી સ્રી તે તે ભાગો સાફ રાખી શકતી નથી, ઉપરાંત જયારે આપણાં બીજાં ભાંડુઓને મુઠી ધાન વિના રખડવું પડતું હોય, ત્યારે આવાં ઘરેણાં પહેરવાં એ લાંછનરૂપ છે.

ધર્મ સાચવવો એ બ્રાહ્મણો કે પુરોહિતના હાથમાં નથી, એ સ્રીઓના હાથમાં જ છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. કોઇ શહેર ગમે તેટલું સુંદર હોય અને ગમે તેટલી ત્યાં આબાદી દેખાતી હોય પણ ત્યાં જો ગૃહ સારાં ન હોય તો એ શહેર સારૂં નથી એમ હું બેધડક કહી શકું. સ્રીઓ એ ગૃહની દેવતા છે. એનો ધર્મ ન પાળે, તો ધર્મનું સત્યાનાશ વળી જાય જયાં સુધી હિંદમાં સ્રીઓ એક રતિભાર પણ દબાયેલી રહેશે, અથવા ઓછા હકકો ભોગવશે, ત્યાં સુધી હિંદનો ઉદ્ધાર થવાનો નથી.

સ્રીઓનો ઉદ્ધાર સ્રીઓ જ કરી શકશે. આપણી શિક્ષિત સ્રીઓએ આ કાર્ય ઉપાડી લેવું જોઇએ. સભાઓ ભરીને એમાં ભાષણો કરી તખ્તાઓ ગજાવ્યે કંઇ વળવાનું નથી. એ માટે તો મોટા ભોગો આપવા પડશે. સ્રી મંડળો ભલે સ્થપાય; પરંતુ એનું કાર્ય ફકત મીટિંગો ભરીને ભાષણો કરવાનું ન હોવું જોઇએ. જયાં જયાં ગરીબ સ્રીઓ હોય, ત્યાં ત્યાં તેઓએ પહોંચી જવું જોઇએ, એમને શિક્ષણ જ નહિ; પરંતુ સાથે સાથે હુન્નર-કળા, બાળઉછેર, ગૃહની સંભાળ વગેરે વિષયો બાબત ઉપયોગી જ્ઞાન આપવું જોઇએ. આજે સ્રી ઉદ્ધાર વિશેના મોટા ખોટા લેખો વર્તમાન પત્રોમાં આવે છે; પરંતુ એ લેખો કેટલી સ્રી વાંચી શકે છે, એનો વિચાર કદિ કર્યો છે ?

સ્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ; પરંતુ જે સ્રીઓ પોતાના સામાન્ય હકક સમજતી નથી અને સમજતી હોય તો એ મેળવવા શકિતમાન ન હોય, એ માતાધિકારને લઇને શું કરશે ? સ્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્તાનની ધારાસભાઓમાં જાય, પણ સ્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણે કે અજાણે થતા અત્યાચારોમાંથી બચી દેશને વીર્યવાન બનાવવાની છે.

આપણે તો હિંદની પરિસ્થિતિ અને આપણા રાષ્ટ્રિય સ્વભાવને અનુકૂલ ઉપાયો શોધવાના રહ્યા. બહેનોનું કર્તવ્ય આપણું વાતાવરણ શુદ્ધ રાખવાનું, આપણા નિશ્ચયોમાં દઢતા અને નિશ્ચલતા લાવવાનું આપણી સંસ્કૃતિ અને સભ્યતાના સર્વોત્તમ તત્વને પોષવાનું અને તેમાંના દુષણો દૂર કરવાનું છે.

સ્રીઓ જયારે જાગૃત થશે અને પોતાનું કર્તવ્ય સમજશે, ત્યારે હિંદ દુઃખી કે દરિદ્રી નહિ હોય ત્યારે હિંદ એ સુવર્ણ ભૂમિ હશે.

સ્રી બાળકનું પોષણ કરનાર છે, તેની વિધાત્રી છે, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે. તે બાળશિક્ષિકા છે અને એટલે જ એ પ્રજાની પણ માતા છે.

સ્રી પુરુષની સમાનતા એ આ માટે એક ઉત્તમ માર્ગ છે; પરંતુ સ્રી પુરુષની સમાનતાના નિયમો ખાસ જાણી લેવા જોઈએ. પોતાનું કર્તવ્ય શું છે, એનું સ્રી અને પુરુષ બન્નેને સંપૂર્ણ ભાન હોવું જોઈએ. પુરૂષે સ્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હક્કો છિનવી લેવાનું અથવા તે ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ, પણ એ સ્વાભાવિક હક્કો નિભાવવા માટે વિદ્યાની આવશ્યકતા છે. જ વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે, એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે, એટલે પુરુષને તેમ જ સ્રીને કેળવણી તો જોઈએ જ.

સ્રી સુધારા માટે કેળવણી એ ખાસ મહત્વની વસ્તુ છે. કેળવણીનું પ્રમાણ આપણી બહેનોમાં ખૂબ ઓછું છે. આપણી થોડી શિક્ષિત બ્હેનો પોતાની બીજી અભણ અને નિરક્ષર બ્હેનોને શિક્ષણ આપવાનું કાર્ય ઉપાડી લે તો એ કાર્ય ખુબ સરળ થઈ પડે. કોઇના આંગણામાં કે કોઇના ઘેર કોઇની નિંદા અથવા ટોળટપ્પાં ન મારતાં આવાં ઉપયોગી અને મહત્વનાં કાર્યો બ્હેનો ઉપાડી લે તો બ્હેનોને આથી ખૂબ મોટો લાભ થઈ શકે. શાળાઓ કરતાં પણ આ રીત આપણી બ્હેનોને વધારે ઉપયોગી નીવડશે.

આજકાલ જે રસ્તે શિક્ષિત બ્હેનો જઇ રહી છે, તે ખરેખર અફસોસજનક તો છે જ. પુરુષની છડેચોક નિંદા કરવી. પુરુષોની નિંદા કરવી, એમને ઉતારી પાડવા, વગેરે વિષયો પર પોતાની સખીઓમાં અંદર અંદર ચર્ચા કરવી એ સારી વાત નથી. એથી એમના ગૃહજીવનમાં પૂળો મૂકાય છે. સ્રીઓ અને પુરુષોએ પોતપોતાના ધર્મો અને કર્તવ્યો સમજી લેવાં જોઈએ અને એ પ્રમાણે જ વર્તવું જોઇએ. સ્રી અને પુરુષ વચ્ચે ભેદભાવ કે પક્ષપાત હોવો ન જોઇએ. એક બીજાના સહકાર વિનાં આપણું જીવન કદી પણ સુખી નિવડી શકે નહિ.

ઘુંઘટની પ્રથાને હવે આપણે તિલાંજલી આપવી જોઇએ. વીસમી સદીમાં પણ આપણે એ જુની પ્રથા કાઢી ન શકીએ તો આપણે માટે એ શરમજનક ગણાય. પુરુષની કુદષ્ટિથી સ્રીઓનું રક્ષણ કરવા માટે પડદો એ ઈલાજ નથી, પણ પુરુષની પવિત્રતા એ જ સાચો ઈલાજ છે. ઘુંઘટની પ્રથાનાં અનેક અનિષ્ટો છે. જે આપણે માટે નુકશાનકારક છે.

આપણા પુરુષો હવે ધીમે ધીમે સુધારો અપનાવતા જાય છે એ હર્ષની બીના છે; પરંતુ સ્રીઓને હરવા ફરવાની છુટ આપવી સીનેમા, નાટક અને સભાઓમાં જવાની છુટ આપવી એનું નામ સુધારો ન કહેવાય; પરંતુ સ્રીઓના ઉદ્ધારાર્થે સૂચનાઓ આપવી, તેમાં પોતાનાથી બનતી મદદ કરવી એ જ ઉપયોગી બીના કહેવાય આજે વીસમી સદીમાં પણ આપણા ઘણાય પુરુષો એવા છે કે જે માને છે કે સ્રી એ ચરણોની દાસી છે. તો હું એમને કહું છું કે સ્રી અને પુરૂષ એ જીવનરથનાં બન્ને

પેઠાં છે. એમાં એક કાચું હશે તો ગૃહસંસારનું ગાડું અટકી પડશે અને ગૃહસંસાર એ સ્વર્ગસમો આહ્‌લાદક નહિ રહે; પરંતુ સ્મશાન જેવો સુમસામ બની જશે. એવા ભાઈઓને મારી ચેતવણી છે કે જલ્દી તેઓ ચેતે, નહિ તો એ એમને જ નુકશાન-કર્તા છે. સ્ત્રી અને પુરુષની સમાનતા એ વસ્તુ પુરુષોએ અને સ્ત્રીઓએ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

**સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર:** ૧૯૨૬ માં પ્રથમ અખિલહિંદ સ્ત્રી પરિષદ ભરાઇ, આ પરિષદ મિસિસ માર્ગરેટ ઇ. કઝન્સની સૂચનાથી ભરવામાં આવી હતી. આ પરિષદનો હેતુ સ્ત્રીઓ અને બાળકોના હિત માટે કામ કરવાનો હતો.

સ્ત્રી કેળવણીની પ્રગતિમાં આ પરિષદે મોટામાં મોટો ફાળો આપ્યો છે. તેના પ્રચાર કરવા ઉપરાંત સ્થાનિક સભ્યોએ તથા પરિષદની સમિતિએ કન્યાઓ માટે નવી શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, તથા દલિત વર્ગોનાં બાળકો માટે શાળાઓ ખોલા-વવામાં સારા પ્રયત્નો કર્યાં છે.

ગૃહઉદ્યોગ, ભરત શીવણ, રાંધણકળા, લલિતકળા, પત્રકારિત્વ સમાજ–વિજ્ઞાન, વૈદક વગેરે વિષયોનો સ્ત્રી કેળવણીમાં સમાસ કરવામાં આવ્યો છે અને એવો પ્રચાર પણ કરવામાં આવ્યો છે.

સામાજીક બાબતોમાં પણ આ પરિષદે સારૂં કાર્ય કર્યું છે અને એમાં બાળ લગ્ન, બહુપત્નીત્વ વગેરે ખોટા રિવાજોને સખ્ત રીતે સેવા પરિષદે વખોડી કાઢયા છે. એ માટે પરિષદની મદદથી કાયદાઓ પણ ઘડાયા છે.

સંતતિનિયમનને લોકપ્રીય બનાવવાનું, કારખાનાં તથા ખાણોમાં કામ કરતી સ્ત્રીઓ તથા બાળકોની સ્થિતિ સુધારવાનું કાર્ય પરિષદના આગેવાનોનું ખાસ ધ્યાન માગી લે છે.

આ પરિષદને હજી વધારે વિસ્તૃત બનાવવાની ખાસ જરૂર છે. આપણી સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ખૂબ નાનું છે. એના નિવારણાર્થે ઠેર ઠેર શાળાઓ ખોલવાની ખાસ જરૂર છે. એ માટે પરિષદે સૌથી પ્રથમ ધ્યાન આપવું જોઈએ.

બીજું ગરીબ સ્ત્રીઓ માટેના ઉદ્યોગોનું પ્રમાણ પણ આપણા દેશમાં નહિ જેવું છે એ માટે જાત જાતના ઉદ્યોગો જેવા કે સાબુનો ઉદ્યોગ, ચિત્રકામ, શિવણ ગુંથણ અને એવા બીજા ઉદ્યોગો શીખવવા માટે ઠેર ઠેર હુન્નર શાળાઓ ઉભી કરવી ખાસ જરૂરી છે. આપણા દેશમાં સ્ત્રીઓ માટેના ધંધા-રોજગાર પણ નથી અને સ્ત્રીઓ પણ વ્યાપાર કરી શકે એમ કહેવાય છે ત્યારે આપણે ખડખડ હસી પડીએ છીએ; પરંતુ બ્રહ્મદેશ, જાપાન, ચીન અને બીજા યુરોપ અને અમેરિકા જેવા સુધરેલા અને આગળ વધેલા દેશોની મહિલાઓ જાત જાતના ધંધાઓ કરે છે. આપણા દેશની ગરીબી ટાળવાનો એ પણ એક સારો ઉપાય છે.

અત્યારે કેટલીક મજૂર વર્ગની સ્ત્રીઓ મિલોમાં અને બીજાં સ્થળોએ મજુરી કરવા જાય છે. આવી સ્ત્રીઓ પોતાનાં બાળકો માટે પૂરતી સંભાળ લઇ શકતી નથી. એટલે તેમને માટે મિલની નજીકમાં જ શાળાઓ, બાલાશ્રમો અને એવી બીજી સંસ્થાઓ સ્થાપવી ખાસ જરૂરી છે. જો કે એ બાબતમાં આપણા દેશમાં હવે પ્રવૃત્તિ થઈ રહી છે; પરંતુ એની ગતી ગોકળગાય જેવી છે.

સ્ત્રીઓ માટે બીજું પણ સંસ્થાઓની ખાસ જરૂર છે આરોગ્ય સાચવવા માટે વ્યાયામની જરૂર છે. પુરુષો માટે વ્યાયામશાળાઓ હોય છે; પરંતુ હવે સ્ત્રીઓ માટે પણ વ્યાયામશાળાઓ સ્થાપવાની ખાસ જરૂર છે. આ સિવાય જાહેર સ્ત્રી સ્નાનાગારો પણ સ્થપાય તો નળમાં નહાવાથી શહેરી સ્ત્રીઓને જે તકલીફ નડે છે, તે નડે નહિ ઉપરાંત સ્નાનાગારોમાં તરવાની કસરત પણ સ્ત્રીઓ શીખી શકે. આવી આવી બીજી અનેક પ્રવૃતિઓ કરવાની ખાસ જરૂર છે.

સ્ત્રીઓને થોડું થોડું વૈદ્યકિય જ્ઞાન મળી શકે તેવે અભ્યાસક્રમણ સ્ત્રી કેળવણીમાં દાખલ કરવાની આવશ્યકતા છે, કે જેથી જરા જેટલું દરદ થતાં આપણી સ્ત્રીઓ શીશીઓ લઇને દવાખાને દોડે છે તે તકલીફ ખરી જાય અને એનાં પાછળ બરબાદ થતા ધનનો બચાવ થાય.

**સ્પેન :** ભૂતકાળમાં બહુ નામાંકિત થયેલ આ મહારાજ્ય હમણાં અવનતિ પામીને મહારાજ્ય પદથી ભ્રષ્ટ થયું છે. કોલંબસે આ મહારાજ્ય માટે અમેરિકા શોધી કાઢયું હતું. તેમાંથી એને પુષ્કળ સમૃદ્ધિ મળી હતી; પરંતુ ધર્મઝનુનને લીધે ત્યાંની વસતી પર એણે જુલમ કર્યા હતા ઇંગ્લેંડની રાણી ઈલિઝાબેથે સ્પેનને દરીયાઇ લડાઇમાં ઈ. સ. ૧૫૮૦ માં હરાવી દીધો. ત્યારથી સ્પેનની પડતી થઇ. બધા સંસ્થાનો એના હાથમાંથી છુટી ગયાં. છેવટે ફીલીપાઇનના ટાપુઓ પણ અમેરિકાએ સ્પેનના હાથમાંથી આ સદીની શરૂઆતમાં લઇ લીધા. સ્પેનના છેલ્લા રાજાએ બાર તેર વર્ષે પહેલાં ગાદી ત્યાગ કર્યો. ત્યાર પછી ત્યાં સામ્યવાદી સરકારની સ્થાપના થઇ હતી.

ઈ. સ. ૧૯૩૬ માં જનરલ ફ્રાંકોએ બળવો ઉઠાવી, જર્મની અને ઈટાલીના સહકારથી સ્પેનમાં રાજ્યક્રાન્તિ કરી, હમણાં જનરલ ફ્રાંકો ત્યાં સર્વાધ્યક્ષ છે. ચાલતા વિશ્વયુદ્ધમાં એણે જર્મનીને આડકતરી રીતે સહકાર આપ્યો હતો, પણ સાથી રાજ્યોના દબાણથી એ તટસ્થ રહ્યો છે.

સ્પેન અને પોર્ટુગલ બન્ને પાડોશી રાજ્યો છે. સ્પેનનું ક્ષેત્રફળ ૧,૯૦,૦૫૦ ચો. મા. નું છે. બે પાસેના બેટો સાથે એનું ક્ષેત્રફળ ૧,૯૬,૬૦૭ ચો. મા. છે. એની વસતી ૧૯૩૧ માં ૨,૪૨,૪૨,૦૦૮ ની છે. એના મુખ્ય શહેર માડ્રિડની વસતિ ૧૦,૧૪,૭૦૪ છે. બાસીલાનાની વસતિ ૧૦,૬૮,૫૦૦ ની છે. વેલન્સી-યાની ૩,૪૩,૩૨૪ અને સેવીલની ૨,૩૫,૭૬૩ ની છે. કુલ ૪૫ શહેરો ૩૫,૦૦૦ ની ઉપરની વસતિનાં છે. દક્ષિણ અમેરિકાના આર્જેન્ટિના, ક્યુબા, બ્રાઝિલ, ઉરૂગ્વે અને મેકસીકોમાં સ્પેનીશ પ્રજાના વંશજો મુખ્યત્વે હોવાથી ત્યાં સ્પેનનાં માણસો દર વર્ષે જાય છે.

સ્પેન રોમન કેથોલિક ખ્રિસ્તિ સંપ્રદાયનું છે. એ સંપ્રદાયના ધર્મગુરુઓની મિલ્કતો મોટા પ્રમાણમાં હતી, પણ સામ્યવાદી સરકારે તે આંચકી લીધી હતી.

આ રાજ્યમાં કુલ ૪૭.૨૨ ટકા લોકો અક્ષરજ્ઞાન ધરાવે છે અને ૪૫.૪૬ ટકા તદ્દન અભણ છે. બાકીના ટકા નાના બાળકોના છે, પણ હવે બાલશિક્ષણ ફરજિયાત અને મફત થયું છે. શિક્ષણ સંસ્થાઓ ધર્મગુરુઓના હાથમાં હતી, તેમાંથી ઘણી ખરી મુક્ત થઈ છે. સ્પેનમાં ૧૦ વિશ્વવિદ્યાલયો છે.

સ્પેનમાં વૃદ્ધો, અશકતો, બાળકો અને મહારોગીઓને સરકાર મદદ આપે છે, પણ તે યુરોપના બીજા દેશોના પ્રમાણમાં ઓછી છે. કારણ કે સ્પેન ધનવાન દેશ તરીકે ગણાતું નથી.

સ્પેનની પેદાશ ૧૯૩૫ માં ૪ા અબજ પેસેતાસની હતી. ખર્ચ ૪ાા અબજનું હતું. કરજ ૨૦ાા અબજ પેસેતાસનું હતું. તે પછી સ્પેનમાં આંતરિક યુદ્ધ જનરલ ફ્રાંકોએ ચલાવ્યું, એટલે સ્પેન ઉપર જર્મની અને ઇટાલીનું મોટું કરજ થયું હતું. આર્થિક રીતે સ્પેન આ આંતરિક યુદ્ધને લીધે બહુ નબળું બની ગયું હતું. ધીમે ધીમે ઠેકાણે આવતું જાય છે.

સ્પેનમાં સૈનિક ભરતી ફરજિયાત છે. આંતરિક યુદ્ધમાં સ્પેનમાં ૧૨ થી ૧૫ લાખ જેટલા સૈનિકો ભેગા થયા હતા, પણ હવે ૨ લાખથી વધારે નથી. યુદ્ધ પહેલાં ખર્ચ ૪૭ાા કરોડ પેસેતાસનું હતું, પણ આંતરિક યુદ્ધને લીધે તે ખુબ વધી ગયું હતું. આ વિશ્વયુદ્ધમાં સ્પેનના લાખો યુવકો જર્મનીને મદદ માટે સ્વયંસેવક દળ તરીકે ગયા હતા. સ્પેનમાં આ વિશ્વયુદ્ધ પછી નવો આંતર વિપ્લવ થાય એ બનવાજોગ છે. સ્પેન પાસે સાધારણ વિમાની કાફલો અને દરિયાઈ કાફલાની પણ મનવારો છે.

સ્પેન એ મુખ્યત્વે ખેતવાડીનો પ્રદેશ છે. સ્પેનમાં કુલ ૧૨ કરોડ એકર જમીન ખેતી થાય છે. કુલ ૮૭,૦૭ ટકા જમીન ખેડાય છે. ૧૨.૧૩ ટકા પડતર છે. મુખ્ય પાક ઘઉં, જવ, ઓટ અને રાઈનો છે. ૩ાા લાખ એકરમાં દ્રાક્ષની ખેતી થાય છે, તેમાં ૫૬ કરોડ ગેલન દારૂ પેદા થાય છે. આ સિવાય નારંગી, લીંબુ પુષ્કળ પ્રમાણમાં પરદેશો ખાતે ચઢે છે. બીટનાં કંદમાંથી ૪ કરોડ હંડ્રવેટ ખાંડ પેદા થઈ હતી. બીજો પણ મેવો સ્પેનમાં ખુબ થાય છે, સ્પેનમાં શણ, રેશમ, મધ, મીણ પણ પેદા થાય છે. સ્પેનમાં ૫,૬૨,૮૭૭ ઘોડા ૧૧,૭૪,૫૦૮ ખચ્ચર, ૧૦,૦૨,૫૭૮ ગધેડાં, ૩૬,૫૩,૬૬૩ ગાયો, ૨ કરોડ ઘેટાં ૪૬ લાખ બકરાં અને ૫૧ લાખ ડુક્કરો છે.

સ્પેનમાં ખનીજ પુષ્કળ છે. પારો, ગંધક, જસત, તાંબું, કલાઈ, લોઢું, કોલસો વગેરે મળી શકે છે. લોઢાની પેદાશ ૩,૪૦,૦૦૦ ટન અને પોલાદની પેદાશ ૪,૫૫,૦૦૦ ટનની હતી. સીમેંટ ૧૧ાા લાખ ટન થઇ હતી. સ્પેનમાં કાપડ વણવાની ઘણી મીલો છે. તેમાં કુલ ૬૦,૦૮૩ લૂમો કામ કરે છે. સ્પેનમાં ૧૬૫ કાગળનાં કારખાનાં છે. ૨૯ કાચનાં કારખાનાં છે. સ્પેનમાં માછલીઓનો ઉદ્યોગ સારો ચાલે છે.

સ્પેનના લોકો અગાઉ બહુ સાહસિક હતા, પણ હમણાં એની પ્રવૃતીઓ આંતરિક યુદ્ધને લીધે મંદ થઈ ગઇ છે. વિજ્ઞાન યંત્રશાસ્ત્ર, રસાયણમાં તેઓ બહુ આગળ વધેલા નથી, ઉદ્યોગો પણ મધ્યમ સ્થિતિના છે, ખેતી સારી જમીન અને વરસાદને લીધે વિકાસ પામે તેવી છે. સ્પેનનો વેપાર સાધારણ છે.

સ્પેન પાસે ૧૯૩૪ માં કુલ ૭૮૨ સ્ટીમરો ૧૧,૬૪,૪૮૯ ટનની હતી અને સઢથી ચાલતાં ૫૮ વહાણો હતાં. સ્પેનમાં ૫૭,૬૨૭ માઇલના પાકા રસ્તા હતા. કુલ ૮,૪૫૮ માઇલની રેલ્વેઓ હતી. ૧,૪૪૨ માઈલો લાંબી ટ્રામવે હતી. રેલ્વેઓ સરકારી દેખરેખ નીચેની ખાનગી કંપનીઓની છે. કુલ ૯૮૭૫ પોસ્ટ ઓફિસ અને ૨૮૯૨ તાર ઓફીસો હતી. વિમાનોના વ્યહવાર માટે પણ વિમાની સર્વિસ સ્થપાઇ છે. સ્પેનમાં દેશો તથા પરદેશી ઘણી બેન્કો છે. સેવિંગ બેંકો પણ સ્થપાઈ છે.

**સ્વીટ્ઝરલેન્ડ : ચારે તરફ મહત્વાકાંક્ષી મહા-** રાજ્યોથી ઘેરાયેલું સ્વીટઝરલેન્ડનું રાજ્ય પોતાની સ્વતંત્રતા અને સંસ્કૃતિ સેંકડો વર્ષો થયા જાળવી શક્યું છે. સ્વીસ લોકો પહાડી છે. પરંતુ સંતોષી, ડાહ્યા, પરાક્રમી અને કળાવિદ છે. અનેક પાડોશીઓના ઉત્પાતોમાં પોતાના સ્વત્વનું રક્ષણ કરી શકયા છે. સ્વીટઝરલેન્ડનું રાજ્ય પ્રજાસત્તાક છે. આ રાજ્ય સર્વે બીજા મહા-રાજ્યો સાથે મીઠો સંબંધ સાચવી શકયું છે. આ રાજ્યનું કુલ ક્ષેત્રફળ ૧૫,૯૪૦ ચો. માઈલનું છે. વસતી ૧૯૩૧ માં ૪૦,૬૬,૪૦૦ ની હતી. દર ચો. માઇલે ૨૫૫ જેટલી હતી. આ રાજ્યમાં ૨૯,૨૪,૩૧૪ માણસો જર્મન ભાષા, ૮,૩૧,૧૦૦ ફ્રેન્ચ ભાષા, ૨,૪૧,૯૮૬ ઈટાલીઅન ભાષા બોલે છે. ઝયુરિચ શહેરની વસતી ૨,૪૯,૯૨૦ જીનીવા ૧,૪૨,૮૧૨, બેલ ૧,૪૮,૦૬૧ અને બર્ન ૧,૧૧,૭૮૩ ની હતી. જીનીવા ખાતે બ્રિટનના પ્રજાસંઘનું મુખ્ય મથક છે.

સ્વીટઝર્લેન્ડમાં ધાર્મિક સ્વતંત્રતા સંપૂર્ણ છે. પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ ૨૨,૩૦,૩૩૬, રોમનકેથોલિક ખ્રિસ્તીઓ ૧૬,૬૬,૩૧૭, યહુદીઓ ૧૧,૯૭૩ હતા. આખા રાજ્યમાં બાળશિક્ષણ ફરજિયાત અને મફત છે. પ્રજાનો ઘણો ખરો ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે. કુલ બાળ શાળાઓ ૪,૩૬૩, તેના શિક્ષકોની સંખ્યા ૧૬,૩૩૩ અને ૪,૭૨,૫૭૩ વિદ્યાર્થિઓ હતા. આ રાજ્યમાં સાત વિશ્વ-વિદ્યાલયો હતાં. ન્યાયની પદ્ધતિ સાદી અને સરળ છે. રાજ્યમાં માત્ર ૪,૦૭૯ કેદીઓ જ હતા. રાજ્યના ઘણાખરા જીલ્લાઓમાં પ્રજાને સ્વરાજ બક્ષાયેલું છે. મોતની સજા ઘણા જીલ્લાઓમાં બંધ છે. પ્રજાના કલ્યાણ માટે રાજ્ય ખાતાં નીભાવે છે, બેકારોને પાળે છે. ગરીબ, અશકતો, વૃદ્ધો અને બીમારોને રાજ્ય પાળે છે.

રાજ્યની ૧૯૩૫ માં કુલ આવક ૪૩,૬૩,૦૦,૦૦૦ ફ્રાન્કની અને ખર્ચ ૪૭,૭૯,૦૦,૦૦૦ ફ્રાન્કનું હતું.

સ્વીટઝર્લેન્ડ નિયમિત સૈન્ય રાખતું નથી. પરંતુ પ્રજાના યુવાનોને સૈનિક તાલીમ આપવી હોય. ત્યારે બધા યુવકોને બોલાવી શકે છે. સૈન્ય માટે આધુનિક શસ્ત્રાસ્ત્રો પણ તૈયાર થાય છે. યુરોપમાં જે વિશ્વયુદ્ધની મોટી આગ ૧૯૧૪-૧૮ માં લાગી હતી તથા ૧૯૩૯ થી જે મહાન જગત વિગ્રહ ચાલુ છે. તેમાંથી સ્વીટઝર્લેન્ડ મુક્ત રહ્યું છે. સેંકડો વરસો થયાં આ રાજ્ય કોઇની સાથે યુદ્ધમાં ઉતર્યું નથી. એ સત્તાનું શોખીન નથી. કોઇના હક્ક ઉપર તરાપ મારવા ઇચ્છતું નથી. એણે સંસ્થાનો મેળવવાનો લોભ રાખ્યો નથી. રાજ્ય અને પ્રજા આત્મસંતોષી અને સુખી છે.

પ્રજાના ૨૧ ટકા ભાગ ખેતીમાં રોકાયેલો છે. આખો દેશ પર્વતમય છે; પરંતુ વરસાદ સારો હોવાથી માત્ર ૨૨.૪ ટકા જમીન ખેતી વગરની રહી છે. બાકીની જમીનમાંથી ૨૩ ટકા જમીન જંગલો ધરાવે છે. પર્વતોમાં ખેતી માટે અનાજ બહુ થોડું પેદા થાય છે. આથી લોકો પશુપાલન ઉપર વધારે લક્ષ આપે છે. સ્વીસ પશુઓ પુષ્કળ દૂધ આપે છે. દૂધને ડબામાં પેક કરી મોટી સંખ્યામાં પરદેશો ખાતે ચઢાવે છે. સિંધવ (મીઠું) પુષ્કળ જમીનમાંથી નીકળે છે. સ્વીટઝરલેન્ડમાં ઘડી-યાળો સારા થાય છે. સ્વીસમેઈડ નાનાં ઘડીયાળો જગતમાં સુપ્રસિદ્ધ છે. દર વરસે ૧ા કરોડ ઘડીઆળો નાનાં મોટાં પરદેશ ખાતે ચડે છે. ઘડીઆળો બનાવવાનું કામ ૪ લાખ માણસો કરે છે. સ્વીટ-ઝરલેન્ડ સ્ત્રીઓ સરસ ભરતકામ કરે છે. એ દેશ મોટી રકમનું ભરતકામ પરદેશો ખાતે ચડાવે છે. દારૂ પણ પુષ્કળ પરદેશ ચડે છે. રાજ્યમાં ૩,૨૧૮ માઈલની રેલ્વે છે. ૧૦,૨૦૦ માઈલના રસ્તા છે. તાર, ટપાલ, ટેલીફોનની વ્યવસ્થા સંપૂર્ણ અને સુંદર છે. રાજ્ય અને પ્રજા સુધરેલા સંસ્કૃતિ ધરાવે છે.

**સ્વીડન :** બંને મહાયુધ્ધોથી સ્વીટ્ઝરલેન્ડ અલગ રહ્યું છે, તેમ સ્વીડન પણ કોઇ યુદ્ધથી લિપ્ત થયું નથી. આ રાજ્ય સર્વ રાજ્યો મીઠો સબંધ રાખે છે. કોઈ એનું શત્રુ નથી. પ્રજા સુશિક્ષિત, સંતોષી, સશક્ત અને પરાક્રમી છે. છતાં પણ આ રાજ્યે છેલ્લી બે ત્રણ સદીઓ થયા કોઈ પ્રજા સાથે યુદ્ધ કર્યું નથી. મહત્ત્વાકાંક્ષા પણ આ રાજ્યને કે પ્રજાને બીલકુલ નથી. મહેનત મજુરીથી પ્રજા સુખી અને આત્મસંતોષી છે. એને કોઇ સંસ્થાન નથી. સંસ્થાનની મેળવવાની ઈચ્છા પણ નથી. પારકી પ્રજા ઉપર આ પ્રજા રાજ્ય કરવા માંગતી નથી. યુરોપમાં સૌથી સુખી સંતોષી પ્રજાઓમાં સ્વીડો મુખ્ય ગણાય છે. ચારે તરફ યુદ્ધની આગ સળગ્યા છતાં એ એનાથી મુક્ત છે.

સ્વીડનમાં બંધારણીય રાજ્ય છે. રાજા ગુસ્તાવ ૫માં ૮૬ વરસની ઉમરનો છે. વર્તમાન પત્રોને અને પ્રજાને વાણીસ્વાતંત્ર્ય બક્ષવામાં આવ્યું છે. કુલ સત્તા પાર્લામેન્ટના હાથમાં છે.

સ્વીડનનું ક્ષેત્રફળ ૧,૭૧,૩૪૬ ચો. માઇલનું છે. ૧૯૩૩ ના ડીસેમ્બરની ગણત્રી મુજબ કુલ ૬૨,૧૧,૫૬૬ મનુષ્યોની વસતી છે. પરદેશીઓ આ દેશમાં નજીવી સંખ્યામાં છે. બાકી સ્વીડન વાસીઓનો જ આ દેશ છે. દેશની ઋતુ ખુબ ઠંડી છે. પુષ્કળ બરફ પડે છે. મુખ્ય શહેર સ્ટોકહોમની વસતી ૫,૨૧,૬૭૮ની છે. દેશનો ધર્મ પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી છે. રાજ્યમાં બે વિશ્વવિદ્યાલયો છે. કેળવણી મફત અને ફરજિયાત છે. પ્રાથમિક શાળાઓની સંખ્યા ૨૮,૪૫૧ અને વિદ્યાર્થીઓની સંખ્યા ૬,૬૨,૬૯૮ની છે. ન્યાય સરકારની હકુમતથી તદ્દન સ્વતંત્ર છે.

સ્વીડનની ૧૯૩૪–૩૫માં કુલ સરકારી પેદાશ ૬,૦૯,૨૨,૭૩૦ પૌંડની અને ખર્ચ ૬,૧૯,૨૨,૭૦૦ પૌંડનું હતું. મુખ્ય પેદાશ આમદાની વેરો, વારસા વેરો, જકાત, આબકારી વગેરેની હતી. શિક્ષણ, ન્યાય, ખેતી, રક્ષણ વગેરે ખાતાંઓમાં ખર્ચ થતો હતો.

સ્વીડને પોતાની પ્રજાને સૈનિક તાલીમ આપવાની સગવડો કરી છે. સ્વીડને સૈન્યોની નિયમિત ભરતી બંધ કરી હતી. સૈન્યો ન રાખવાનો સ્વીડનની પાર્લામેંટે કાયદો પસાર કર્યો હતો; પરંતુ યુરોપમાં ચારે તરફ રાગદ્વેષની આગ લાગવાથી સ્વીડને પણ હવે સૈન્ય રાખવાનું શરૂ કર્યું છે. એણે ફરજિયાત સૈનિક તાલીમનો વિકાસ કરી મોટું સૈન્ય રાખવા માંડયું છે. એનું સૈન્ય ૫,૭૫,૦૦૦ જેટલું યુદ્ધ સમયે થઇ શકે છે. સ્વીડને પોતાનું હવાઇ વિમાની સૈન્ય પણ ઠીક વધાર્યું છે. સ્વીડન પાસે નાનો લડાયક મનવારોનો કાફલો છે.

સ્વીડનની પ્રજા સુખી સંતોષી મહેનતુ, નિર્લોભી અને આત્મ સંતોષી છે. એઓનો મુખ્ય ધંધો ખેતી હતો; પરંતુ હવે ૫૦ ટકા ખેતી ઉપર અને ૫૦ ટકા ઉદ્યોગમાં રોકાયેલી છે. સ્વીડનમાં પુષ્કળ બરફ પડે છે, પણ ઉદ્યોગી ખેડૂતો સરસ ખેતી કરે છે, કુલ ખેતરોની સંખ્યા ૪,૨૮,૬૭૪ની છે. સ્વીડનમાં ૧૯૩૫માં ૭,૭૧,૨૭૬ ટન ઘઉં, ૯,૨૩,૧૨૯ ટન રાઇ નામનું અનાજ ૨,૧૬,૭૫૮ ટન જવ ૧૩ લાખ ટન ઓટ્સ પેદા થયા હતા. એની કુલ પેદાશની કિંમત ૧૦૪ કરોડ ક્રોનરની હતી. સ્વીડનમાં ૫,૫૦,૦૦૦ ઘોડા ૩૦ લાખ ઢોરો ૫ાા લાખ ઘેટાં અને ૧૬ લાખ ડુક્કરો હતાં.

સ્વીડન યુરોપમાં સૌથી મોટો લોઢાની પેદાશ કરનારો દેશ છે. કિમતી લોઢાની ખાણો આ દેશમાં છે. મુખ્યત્વે જર્મનીને દર વરસે લાખો ટન લોઢાની ધાતુ સ્વીડન પૂરી પાડતું હતું. સ્વીડન તટસ્થ હોવાથી સાથી રાજ્યોના દબાણથી જર્મનીમાં લોઢું મોકલવાનું બંધ કરેલ છે. ૧૯૩૩માં ૩૧,૫૦,૦૦૦ ટન લોઢું નિકાશ થયું હતું, ૧૨,૧૯૭ ટન રૂપું, ૩,૦૮૦ ટન સીસું ૬૭,૬૭,૦૦૦ કીલોમેટ્સ ત્રાંબુ ૨,૦૬,૦૦૦ કીલોમેટ્સ કલઈ પેદા થઈ હતી.

સ્વીડન લોઢા અને પોલાદના ઘણા કારખાનાંઓ સ્થાપ્યાં છે. લોઢા અને પોલાદની અનેક વસ્તુઓ સ્વીડનમાં બને છે. ચીની કામનાં પણ કેટલાક કારખાનાંઓ છે. અનેક જાતની પાકી વસ્તુઓ સ્વીડનનાં કારખાનાંઓમાં બને છે. સ્વીડનમાં લાકડાંનો ઉદ્યોગ પણ ખુબ વિકાસ પામ્યો છે. લાકડાંના મોટાં અને કિંમતી જંગલો સ્વીડન પાસે છે. કુલ ૧,૦૧૨ લાકડાં વહેરવાની મીલો ત્યાં છે દિવાસળી બનાવવાનો મોટો ઉદ્યોગ ત્યાં ચાલે છે. દિવાસળીના ઉદ્યોગનો રાજા કુગર સ્વીડનનો હતો. આ સિવાય લાકડામાંથી કાગળનો માવો અને કાગળો બનાવવાનો ઉદ્યોગ પણ સ્વીડનમાં ભારે સારી સ્થિતિ ભોગવે છે. સ્વીડનનાં કુલ ૧૪,૧૭૫ કારખાનાંઓ હતાં, સ્વીડનમા માછીમારનો ઉદ્યોગ પણ મોટા પ્રમાણમાં ચાલે છે. વેપાર વાણિજ્ય પણ ધીકતાં છે. સ્વીડન પાસે ૯૧૬ સઢનાં વહાણો ૧,૪૫૫ સ્ટીમરો મળી કુલ ૨,૩૭૩ જહાજો હતાં. સ્વીડનમાં કુલ ૪૯,૪૪૦ માઈલના રસ્તા ૧૬,૮૧૨ માઇલની રેલ્વે હતી, સ્વીડનમાં સહકારી તત્ત્વ પ્રગતિશીલ દશામા છે. ઘણી બેંકો છે.





**હરડે :** હરડે એ એક ઉપયોગી દવા છે. આપણા ગુજરાતમાં અને કોંકણમાં હરડેનાં ઝાડ પુષ્કળ થાય છે. એનું લાકડું ઈમારતી કામના ઉપયોગમાં આવે છે. હરડે રંગના કામમાં પણ આવે છે. જે હરડે કુમળી લઈને સુકાવાય છે તેને બાળહરડે કહે છે. જે હરડે કુહાડીથી પણ ન ભાંગે તેવી લાંબી અણીદાર જાડી પાણીમાં ડુબનાર અને બે કે તેથી વધારે તોલા વજનની હોય તેને 'સુરવારી' હરડે કહે છે, એ હરડે ઉત્તમ ગુણકારી છે.

આપણા વૈદક શાસ્ત્રમાં હરડેની સાત જાતો ગણાવી છે. ચેતકી, જીવંતી, અમૃતા, પૂતના, વિજયા, રોહિણી અને અભયા.

હરડે દવામાં ખુબ મોટા પ્રમાણમાં વપરાય છે. હરડે ચાવીને ખાઇએ તો તે અગ્નિ પ્રદિપ્ત કરે છે. ચુર્ણ કરીને ખાવાથી રેચ થાય છે. ભોજન સાથે હરડે ખાવાથી બળ, બુદ્ધી અને ઈંદ્રિયોને તેજ આપે છે. જમ્યા પછી હરડે ખાવાથી વાત, પિત્ત અને કફથી થયેલી પીડા દૂર થાય છે. આ સિવાય બીજી દવાઓમાં પણ એ કામ આવે છે.

આજકાલ કેટલાક સ્વાર્થી વેપારીઓ બનાવટી હરડે વેચે છે. એ હરડેની પરીક્ષા એવી છે કે, હરડેના ઉપર પાણીથી પલાળેલું ખાદીનું કપડું વિંટાળી તે નરમ થતાં સુધી રાખી મૂકવી. નરમ થાય એટલે તેના સરખી ચાર ચીરો કરવા, પછી એ ચીરો જેમ હતી તેમ ગોઠવી સૂકા કપડાથી વિંટાળી રાખી મૂકવી. જો તે બનાવટી હશે, તો તે કકડા ચોંટી જશે; પરંતુ તે સાચી હશે તો ચોંટશે નહિ.

**હવાઈ ટપાલ :** હવાઈ વ્યવહારને લીધે હવાઈ ટપાલ વ્યવહાર પણ હિંદમાં શરૂ થયો છે. ખૂબ ઉપયોગી અને મહત્વનો છે. એના રસ્તાઓ નીચે પ્રમાણે છે.

**૧ તાતા સન્સ લિમિટેડ**–મદ્રાસથી બેલારી, મુંબઈ અમદાવાદ થઈને કરાંચી, દિલ્હીથી મુંબઈ અઠવાડિયામાં બે વખત.

**૨ ઈન્ડિયન નેશનલ એરવેઝ**–કલકત્તા, કરાંચી, લાહોર, દિલ્હી વચ્ચે.

**૩ ઈન્ડિયન ટ્રાન્સ કોન્ટિનેન્ટલ એરવેઝ**–રંગુનથી અકયાબ કલકત્તા, અલ્હાબાદ, કાનપુર, દિલ્હી તથા જોધપુર થઈને કરાંચી. હાલ રંગુન જાપાનના હાથમાં હોવાથી ત્યાં ટપાલ જતી નથી.

**૪ એર સર્વિસ ઑફ ઈન્ડિયા લિ.**–મુંબઈથી પુના થઈને કોલ્હાપુર. અત્યારે આ માર્ગ લગભગ બંધ જેવો છે.

હિંદના વિમાન વ્યવહારને વિકાસ માટે જે ઉડ્ડયન કલબો હિંદમાં સ્થપાઇ છે. તે નીચે પ્રમાણે છે:

૧ જોધપુર ફ્લાઈંગ કલબ, જોધપુર.

૨ મદ્રાસ ફ્લાઇંગ કલબ લિમિટેડ.

૩ ધિ બેંગાલ ફ્લાઇંગ કલબ એરોડ્રમ, દમદમ, (બંગાળ).

૪ દિલ્હી ફ્લાઇંગ કલબ લી. ન્યુ દિલ્હી.

૫ નોર્ધન ઇન્ડિયા ફ્લાઇંગ કલબ લાહોર.

૬ ધી બિહાર ફ્લાઇંગ કલબ લિ. પટણા.

૭ હૈદ્રાબાદ સ્ટેટ એરો કલબ બેગમપેટ હૈદ્રાબાદ (નિઝામ)

૮ ધી બોમ્બે ફ્લાઇંગ કલબ લિ. જુહુ, મુંબઇ.

૯ ધી કરાંચી ઍરો કલબ લિમિટેડ. ડ્રિગરોડ, કરાંચી એરપોર્ટ.

૧૦ યુનાઇટેડ પ્રોવિન્સિઝ ફ્લાઇંગ કલબ લિ. કાનપુર અને લખનૌ.

૧૧ જયપુર ફ્લાઇંગ કલબ લિ. સાંગનેર.

આ સઘળી કલબોને સરકાર મદદ કરે છે. કલબોનું ધ્યેય વિમાન વ્યવહારના વિકાસનું જ છે.

**જગતના હવાઈ રસ્તાઓ નીચે મુજબ છે—**

**૧ મોસ્કોથી લંડન**—મોસ્કો, રીગા, કોનાસ, કાન્નિગ, બર્લિન, આમ્સ્ટર્ડામ, લંડન, અથવા મોસ્કો, રીગા, સ્ટોકહોમ, આમ્સ્ટર્ડામ, લંડન.

**૨ મોસ્કોથી આથેન્સ**—મોસ્કો, કીવ, લ્વોવ, બુખારેસ્ટ, સોફીઆ, સાલોનિકા, આથેન્સ.

**૩ માર્સેલ્સથી સ્ટોકહોમ**—માર્સેલ્સ, પેરિસ, આમ્સ્ટર્ડામ, હેમ્બર્ગ, કોપનહેગન, સ્ટોકહોમ,

**૪ માર્સેલ્સથી વોર્સો**—માર્સેલ્સ, જીનિવા, બર્ન, પ્રેગ, વોર્સો.

**૫ ફ્રેન્ક ફોર્ટથી લોસ એન્જીલીસ:**—ફ્રેન્કફોર્ટ ન્યુયોર્ક, પીટર્સબર્ગ, ઇંડીયાનાપોલિ, સેંટ લુઇ, કન્સાસ સીટી, એમેરીલો, આલ્બુકર્ક, વિન્સ્લો, લોસ એન્જીલીસ.

**૬ લંડનથી વોર્સો**—લંડન, આમ્સ્ટર્ડામ, બર્લિન, વોર્સો.

**૭ સ્ટોકહોમથી** .**આથેન્સ**—સ્ટોકહોમ, બર્લિન, પ્રેગ, બ્યુડાપેસ્ટ, બેલ્ગ્રેડ, સોફીયા, સાલોનિકા, આથેન્સ.

**૮ લંડનથી સાન્શિયાગો**—લંડન, પારિસ, બાર્સીલોના, એલીકાન્ટે, તજીર, રાબત, ડાકર, નેતલ, રેસાઈફ, રીઓ દ. જાનેરો, મોન્ટીવિડિયો. બ્યુએનોસએર્સ, સાન્શિયાગો,

**૯ સ્ટોકહોમથી રોમ**-સ્ટોકહોમ, બર્લિન, વિયેના, વેનિસ, રોમ.

**૧૦ કેન્ટનથી પીનાંગ**—કેન્ટન, હાંગી, બાંકોક, એલરસ્ટાર, પીનાંગ.

**૧૧ ફ્રેંક ફોર્ટથી પોર્ટલેંડ**—ફ્રેંકફોર્ટ, ન્યુયોર્ક, ચિકાગો, દ. મોઇન્સ, ઓમાહા, ચીને, સોલ્ટલેઇક સીટી, પેન્ટલ્ટન, પોર્ટલેન્ડ, અથવા ન્યુયોર્કથી ચિકાગો, મિનિયાપોલી બિલિંગ્સ, બટે, સ્પોકેન, સીએટલ.

**૧૨ ડાર્વિનથી પર્થ**— ડાર્વિન, ડેલ્વિરેટર્સ ન્યુકેસલ, વિન્ટન, રોમા, બ્રિસ્બેન, સિડની, મેલ્બોર્ન, એડલેઇડ, કાલ્ગુર્લી.

**૧૩ માર્સેલ્સથી કેપટાઉન**—માર્સેલ્સ, રોમ, બેંગામી, કેરો, ખાર્ટુમ, બુટીઆલા, મોશી, બ્રોકનહિલ, બુલ્વાયો, પીટર્સબર્ગ, પ્રિટોરિઆ, કીંબર્લી, કેપટાઉન, અથવા માર્સેલ્સ, અલ્જીઅર્સ, એલ, ગોલાનિયામેવ, ઝીંડર, બંબા, બેસોકો, સ્ટેન્લીવિલે, કિંડુ, બુકામા, બ્રોકનહિલ, બેસોકો, બુલ્વાયો, પીટર્સબર્ગ, પ્રિટોરિઆ, જોહન્સબર્ગ, કિંબર્લી, વિકટોરિયા, કેપટાઉન.

આ રસ્તાઓમાંથી યુદ્ધ ચાલતું હોવાથી કેટલાય માર્ગો હાલ બંધ છે.

**હવાઇ વ્યવહાર :** હિંદનું મુખ્ય હવાઇ મથક કરાંચી છે. કરાંચીથી ત્રણ રસ્તાઓ છે. એક લાહોર જાય છે. બીજો જોધપુર થઈને દિલ્હી જાય છે અને ત્રીજો જોધપુર ગ્વાલિયર અને અલ્હાબાદ થઇને કલકત્તા જાય છે.

હિંદમાં પ્રથમ હવાઇ વ્યવહાર કરાંચી અને મુંબઇ વચ્ચે સરકારે શરૂ કર્યો હતો. ત્યારબાદ તેમાં વિકાસ થયો. અત્યારે આ પ્રશ્ન સિવિલ એવિએશનના ડિરેકટરના હાથ નીચે છે.

હમણાં હમણાં હવાઇ વ્યવહારમાં ખૂબ વિકાસ થયો છે. પરદેશી કંપનીઓ એર ફ્રાન્સ. કે. એલ. એમ. (ડચ) તથા ઇમ્પીરિયલ એરવેજના વિમાનો ઓસ્ટ્રેલીઆ કે બીજા પ્રદેશોમાં જતાં હિંદમાંથી પસાર થાય છે. ત્રિવેન્દ્રમ થઇને મુંબઈ તથા મદ્રાસને કોલંબો સાથે હવાઇ સબંધ છે. મુંબઇ દિલ્લી સાથે પણ સંકળાયેલું છે. હિંદમાં કુલ હવાઈ રસ્તાના માઇલ ૬,૫૦૦ છે. હિંદમાં હવાઇ ઉડ્ડયનની પ્રગતિ માટે કેટલીક ઉડ્ડયન કલબો પણ છે, તેને સરકાર સહકાર આપે છે. હિંદના અંદરના હવાઇ રસ્તા માટે અગ્રગણ્ય કંપની તાતા કંપની છે. હિંદમાં ૧૫૧ સ્ટેશનો વિમાનોને ઉતરવાનાં છે. ૨૩ એરોડ્રોમો છે અને બ્રિટિશ હિંદમાં ઉતરવાનાં સ્ટેશનો ઉડ્ડયન કરનારાઓ માટે ખૂલ્લા છે.

હિંદના કરાંચી અને લંડન વચ્ચેનું હવાઇ અંતર ૪,૮૮૦ માઇલનું છે. જ્યારે દિલ્હી અને લંડન વચ્ચે ૫,૫૬૬ માઇલ કલકતા લંડન વચ્ચે ૬,૩૮૬ માઇલ અને રંગુન લંડન વચ્ચે ૭,૦૪૧ માઇલનું અંતર છે.

**હવાઇ હુમલાથી નુકશાન:** આ મહાયુદ્ધમાં હવાઈ હુમલાઓ એ એક અનોખું શસ્ત્ર છે. એકબીજાં રાજ્યો પોતાના શત્રુ પ્રદેશોમાં હવાઈ હુમલાઓ કરે છે. જેનાથી થતા નુકશાનના આંકડાઓ ખૂબ મોટા હોય છે. હવાઇ યુદ્ધ એ આધુનિક યુદ્ધનું મુખ્ય અંગ હોવાથી અમેરિકા પોતાના હવાઇ હુમલાઓને સબળ બનાવવા દર વર્ષે ૧ લાખ વિમાનો બાંધે છે. જર્મની પ્રથમ ૧૨,૦૦૦ જેટલાં વિમાનો બાંધતું હતું, હવે આશરે ૨૪,૦૦૦ વિમાનો દર વર્ષે તૈયાર કરે છે. બીજાં રાજ્યો પણ મોટી સંખ્યામાં વિમાનો તૈયાર કરે છે. હવાઇ હુમલાથી ખૂબ મોટાં નુકશાનો થાય છે. બ્રિટન-અમેરિકાએ કરેલા હવાઇ હુમલાને લીધે જર્મનનાં શહેરો. કારખાનાંઓ અને બીજા ઉદ્યોગોને ખુબ મોટું નુકશાન થયું છે, જ્યારે જર્મનીએ કરેલા હવાઇ હુમલાને અંગે બ્રીટનને મોટું નુકશાન સહેવું પડયું છે. થોડા જ માસ પહેલાં જર્મનીએ ઉડતા બોમ્બો વડે બ્રીટનને મોટું નુકશાન કર્યું.

**હળદર :** હળદરના છોડ કહ્યગીના છોડ જેવા હોય છે. એના ગાંઠીઆનો રંગ પીળો હોય છે. એ રસોઇમાં શાક વગેરેમાં અને બીજા અસંખ્ય પ્રયોગોમાં વપરાય છે. પડવાથી અથવા બીજી રીતે વાગેલા શરીરના ભાગ પર હળદર ચોપડવામાં આવે છે. હળદરનું ચંદન કરવાના રવા કરે છે અને તેમાંથી કંકુ પણ બનાવાય છે. હળદરની કેટલીય જાતો હોય છે. જેમાં કપૂરી હળદર, રાનહળદર, આંબાહળદર, વગેરે મુખ્ય જાતો છે.

**હાથીદાંત :** હાથીદાંત અનેક વસ્તુઓ બનાવવામાં ઉપયોગી નીવડે છે. હિંદમાં, સેંટ્રલ આફ્રિકામાં અને ઝાંઝીબારમાં હાથીદાંત બહાર જતા નથી. આફ્રિકાના હાથીદાંત ખૂબ ચીકણા હોય છે. હાથીદાંતની બંગડીઓ ચપ્પુના હાથા અને બીજી અનેક કળામય વસ્તુઓ બનાવાય છે. હાથીદાંતના બીજા કેટલાય ઉદ્યોગો ચાલે છે. આફ્રિકાના હાથીદાંત દેશપરદેશોમાં મોટા પ્રમાણમાં ચડે છે અને યુરોપના દેશો અને અમેરિકામાં એની ફેશનેબલ વસ્તુઓ બનીને આવે છે અને તે મોટી કીંમતે વેચાય છે હવે કેટલેક ઠેકાણે બનાવટી હાથીદાંત પણ બનાવાય છે અને એની પણ વસ્તુઓ બનાવાય છે. બનાવટી હાથીદાંતનો ઉદ્યોગ હિંદમાં બહુ વિકસ્યો નથી. હજી તે વિકસાવવાની જરૂર છે; પરંતુ એ કાર્ય લડાઈ પછી થઈ શકશે એમ લાગે છે.

**હિંદના ખેડૂતોનું કરજ:** જુદા જુદા પ્રાંતના ખેડૂતોના કરજના આંકડાઓ નીચે મુજબ છે.

| પ્રાંત | ખેડૂતોનું કુલ કરજ (રૂપિયા) |
|---|---|
| આસામ | ૨૨ કરોડ |
| બંગાળ | ૧૦૦ કરોડ |

| પ્રાંત | (રૂપિયા) | પ્રાંત | (રૂપિયા) |
|---|---|---|---|
| મુંબઈ | ૮૧ કરોડ | મદ્રાસ | ૧૩૦ કરોડ |
| મધ્ય પ્રાંત | ૩૬ કરોડ | કૂર્ગ | ૩૫,૫૫ કરોડ |
| મધ્યપ્રાંત | ૧૮ કરોડ | પંજાબ | ૧૩૫ કરોડ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૫૫ કરોડ | સંયુક્ત પ્રાંતો | ૧૨૪ કરોડ |

## હિંદનાં વર્તમાનપત્રો અને પુસ્તકો :

હિંદનાં પ્રસિદ્ધ વર્તમાનપત્રો નીચે મુજબ છે:—

**કલકત્તા**
અમૃતબજાર પત્રિકા
આનંદબજાર પત્રિકા
સ્ટેટ્સમેન
ફોરવર્ડ
હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ
કેપીટલ (સાપ્તાહિક)
ઇન્ડસ્ટ્રી (માસિક)
મોડર્નરિવ્યુ (માસિક)

**કાનપુર**
પ્રતાપ

**અમદાવાદ**
સંદેશ
ગુજરાત સમાચાર
પ્રભાત
નવસૌરાષ્ટ્ર (સાપ્તાહિક)
પ્રજાબંધુ (સાપ્તાહિક)
ગુજરાતી પંચ (સાપ્તાહિક)
આરામ ( „ )
પ્રસ્થાન (માસિક)
ઉર્મિ અને નવરચના ( „ )
રેખા (માસિક)
શ્રીબોધ ( „ )
શ્રીજીવન ( „ )
કુમાર ( „ )
વિજળીની દુનિયા

**મુંબઈ**
બોમ્બે ક્રોનિકલ
ટાઇમ્સ ઑફ ઈંડિયા
ફ્રીપ્રેસ જર્નલ
મુંબઇ સમાચાર
જન્મભૂમિ
વંદેમાતરમ્
સાંજ વર્તમાન
જામેજમશેદ
નૂતન ગુજરાત
ગુજરાતી (સાપ્તાહિક)
પ્રવાસી ( „ )
ભારત જ્યોતિ ( „ )

**કરાંચી**
તેજ
હિંદુ
હિંદુસ્તાન ટાઇમ્સ
ઇંડિયન લિસનર (પાક્ષિક)
ઈંડિયન ટ્રેડ જર્નલ સાપ્તાહિક

**દિલ્હી**
સિંધહિંદુ
હિંદુ
સિંધ ઓબઝર્વ
ડેઇલીગેઝેટ
સિંધ સમાચાર
મહાગુજરાત (સાપ્તાહિક)

**લાહોર**
સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ
પ્રતાપ
ટ્રિબ્યુન
મિલાપ

**મદ્રાસ**
હિંદુ
ઇંડિયન રિવ્યુ (માસિક)
મદ્રાસ મેઇલ

**લખનૌ**
પાયોનિયર

**નાગપુર**
હિતવાદ

**પટણા**
હિંદુસ્તાન રિવ્યુ (માસિક)
સર્ચ લાઇટ

**વડોદરા**
નવચેતન (માસિક)
શારદા (માસિક)

**૧૯૩૯-૪૦ હિંદુસ્તાનમાં પ્રગટ થયેલ પુસ્તકો અને વર્તમાનપત્રો નીચે મુજબ હતાં.**

| પ્રાંત | વર્તમાનપત્રો | સામયિકો | છાપખાનાં | અંગ્રેજી અથવા યુરોપની ભાષાઓમાં પ્રગટ થયેલ પુસ્તકો | હિંદની ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકો |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૬૧૭ | ૯૮૫ | ૨,૭૩૪ | ૫૫૧ | ૨,૫૦૭ |
| મુંબઈ | ૫૬૩ | ... | ૧,૨૦૮ | ૬૨૪ | ૩,૨૭૦ |
| સિંધ | ૧૩૯ | ૬૦ | ૩૦૭ | ૯૫ | ૩૪૦ |
| બંગાળા | ૧૫૪ | ૭૬૨ | ૧,૭૩૮ | ૧,૩૮૩ | ૩,૦૭૪ |
| સંયુક્તપ્રાંત | ૩૪૧ | ૫૦૪ | ૧,૦૮૫ | ૨૯૭ | ૨,૬૨૭ |
| આસામ | ૩૦ | ૪૮ | ૧૯૮ | ૨ | ૨૮ |
| દિલ્હી | ૬૧ | ૮૨ | ૧૭૭ | ૨૪ | ૨૪૨ |
| મધ્ય પ્રાંત અને વરાડ | ૮૯ | ૩૮ | ૩૨૧ | ૩૮ | ૨૫૨ |
| બિહાર | ૪૩ | ૯૪ | ૨૪૯ | ૩૩ | ૧૭૪ |
| સરહદ પ્રાંત | ૪૨ | ૩ | ૪૮ | ૧૩ | ૩ |
| ઓરિસ્સા | ૩૧ | ૬૫ | ૭૮ | ૨૧ | ૫૧૯ |
| અજમેર મેવાડા | ૧૨ | ૧૬ | ૪૨ | ૧૦ | ૧૪૧ |
| કૂર્ગ | ૨ | ૧ | ૨ | ૧ | ૭ |

**હિંદનાં સ્થળો અને બંદરો વચ્ચેનું અંતર** : હિંદનાં મુખ્ય બંદરો અને સ્થળો વચ્ચેનું અંતર નીચે મુજબ છે.

| મુખ્ય સ્થળનું નામ | મુંબઈ | કલકત્તા | કરાંચી | મદ્રાસ |
|---|---|---|---|---|
| આબુ રોડ ( માઉન્ટ આબુ ) | ૪૨૧ | ૧,૮૨૭ | ૫૬૭ | ૧,૨૧૯ |
| ચિતોડગઢ | ૬૦૦ | ૧,૨૫૫ | ૬૬૬ | ૧,૫૨૫ |
| વડોદરા | ૨૪૪ | ૧,૩૩૦ | ૭૪૫ | ૧,૦૪૨ |
| કલકત્તા | ૧૨૩ | ... | ૧,૫૭૪ | ૧,૦૩૨ |
| બેઝવાડા | ૭૧૪ | ૭૬૪ | ૧,૬૯૪ | ૧,૨૬૮ |
| અમદાવાદ | ૩૦૬ | ૧,૪૪૨ | ૬૮૨ | ૧,૧૦૪ |
| અંબાલા કેન્ટોન્મેન્ટ | ૯૮૪ | ૯૮૯ | ૮૪૮ | ૧,૬૯૨ |
| હરદ્વાર | ૧,૦૭૦ | ૯૨૨ | ૯૪૮ | ૧,૭૩૦ |
| ગ્વાલિયર | ૭૬૩ | ૮૦૯ | ૮૬૧ | ૧,૩૭૫ |
| બિકાનેર | ૭૬૦ | ૮૨૩ | ૬૧૧ | ૧,૬૫૮ |
| ભરતપુર | ૭૫૨ | ૮૨૩ | ૧,૦૧૮ | ૧,૫૪૮ |
| ફિરોઝપુર કેન્ટોન્મેન્ટ | ૧,૧૦૦ | ૧,૧૪૧ | ૭૨૯ | ૧,૮૦૭ |
| બેંગ્લોર | ૬૯૪ | ૧,૨૦૮ | ૧,૬૭૮ | ૨૨૨ |
| દિલ્હી | ૯૦૦ | ૯૦૨ | ૯૦૭ | ૧,૫૬૯ |
| દાર્જિલીંગ | ૧,૬૦૮ | ૩૬૯ | ૧,૯૪૩ | ૧,૪૦૧ |
| દહેરાદૂન | ૧,૧૬૦ | ૯૫૪ | ૯૯૬ | ૧,૭૭૮ |
| બરેલી | ૯૦૦ | ૭૬૨ | ૧,૦૭૪ | ૧,૬૪૮ |
| અલ્વર | ૭૮૮ | ૧,૦૦૧ | ૭૨૯ | ૧,૫૮૬ |
| અલ્હાબાદ | ૮૪૫ | ૫૧૩ | ૧,૦૬૨ | ૧,૪૫૭ |
| અજમેર | ૬૧૧ | ૧,૧૩૮ | ૫૫૧ | ૧,૪૦૯ |
| અમૃતસર | ૧,૧૩૯ | ૧,૧૪૩ | ૭૮૮ | ૧,૮૪૭ |
| વૉલ્ટેર | ૯૩૧ | ૫૪૭ | ૧,૯૧૧ | ૪૮૫ |
| ઉદયપુર | ૫૯૨ | ૧,૩૨૪ | ૭૩૫ | ૧,૫૯૪ |
| સિમલા | ૧,૦૮૪ | ૧,૦૮૯ | ૯૪૮ | ૧,૭૭૮ |
| ત્રિચિનોપલી | ૧,૦૦૮ | ૧,૨૮૪ | ૧,૯૮૬ | ૨૫૨ |
| રામેશ્વરમ્ | ૧,૨૦૦ | ૧,૪૮૦ | ૨,૧૯૦ | ૪૪૮ |
| ઉટાકામંડ | ૯૫૪ | ૧,૩૪૬ | ૧,૯૪૩ | ૩૫૭ |
| મ્હૈસુર | ૭૪૫ | ૧,૨૯૪ | ૧,૭૧૫ | ૩૦૮ |
| મનમાડ | ૧૬૨ | ૧,૦૬૨ | ૧,૧૧૦ | ૭૭૪ |
| સિકંદરાબાદ | ૪૯૭ | ૯૮૨ | ૧,૪૭૭ | ૪૮૬ |
| સિયાલકોટ | ૧,૨૪૭ | ૧,૨૮૮ | ૮૪૪ | ૯૫૫ |
| સાંચી | ૫૪૯ | ૮૯૯ | ૯૮૯ | ૧,૧૬૧ |
| રાવલપીંડી | ૧,૩૩૮ | ૧,૩૫૫ | ૮૯૭ | ૨,૦૪૬ |
| રતલામ | ૪૦૪ | ૧,૧૫૬ | ૯૦૪ | ૧,૨૦૨ |
| ક્વેટા | ૧,૩૦૩ | ૧,૭૫૪ | ૫૩૯ | ૨,૦૮૯ |
| પુના | ૧૧૯ | ૧,૨૫૬ | ૧,૦૯૯ | ૬૭૫ |
| પંચમઢી | ૫૦૫ | ૮૪૨ | ૧,૦૬૦ | ૧,૧૧૮ |
| નાગપુર | ૫૨૦ | ૭૦૩ | ૧,૨૦૪ | ૧,૧૩૩ |
| નોશેરા | ૧,૪૧૯ | ૧,૪૬૦ | ૧,૦૧૪ | ૨,૧૨૭ |
| મથુરા | ૮૬૮ | ૮૨૦ | ૭૭૨ | ૧,૪૮૦ |
| મીરત કૉન્ટોન્મેન્ટ | ૯૦૬ | ૯૨૧ | ૯૫૨ | ૧,૬૧૪ |
| મહુ | ૪૨૭ | ૧,૦૬૯ | ૮૭૦ | ૧,૨૮૯ |
| મદ્રાસ | ૭૯૪ | ૧,૦૩૨ | ૧,૭૭૪ | ... |

| મુખ્ય સ્થળનું નામ | મુંબઈ | કલકત્તા | કરાંચી | મદ્રાસ |
|---|---|---|---|---|
| મસૂરી ( ડહેરાડૂન ) | ૧,૦૭૨ | ૬૫૪ | ૬૬૬ | ૧,૭૭૮ |
| કોટા | ૫૭૩ | ૧,૦૦૩ | ૧,૧૯૮ | ૧,૧૧૮ |
| કરાંચી | ૬૯૦ | ૧,૫૭૪ | ... | ૧,૭૭૪ |
| કઠગોદામ | ૧,૦૦૦ | ૮૨૮ | ૬૬૭ | ૧,૬૭૫ |
| જોધપુર | ૫૯૦ | ૧,૨૮૮ | ૪૪૦ | ૧,૩૮૬. |
| વાડી | ૭૭૬ | ૧,૧૦૨ | ૧,૩૫૬ | ૪૧૮ |
| કાલકા | ૧,૦૨૫ | ૧,૦૨૯ | ૮૮૮ | ૧,૭૩૨ |
| જબલપુર | ૬૧૬ | ૭૩૩ | ૧,૧૭૧ | ૧,૨૨૮ |
| ઝાંસી | ૭૦૨ | ૭૪૨ | ૯૨૨ | ૧,૩૧૪ |
| જલગામ | ૨૬૧ | ૬૬૨ | ૧,૬૦૧ | ૮૭૪ |
| હૈદ્રાબાદ ( સિંધ ) | ૮૮૦ | ૧,૬૯૯ | ૧૧૧ | ૨,૩૬૬ |
| જયપુર | ૭૦૦ | ૧,૦૯૪ | ૬૩૫ | ૧,૪૯૩ |
| ઈતારસી | ૪૬૪ | ૮૮૬ | ૧,૦૧૮ | ૧,૦૭૬ |

## હિંદની પરદેશ ખાતેના વસાહતો:

| સાલ | કરાંચી તથા મુંબઈથી પરદેશ ગયેલા વસાહતીઓ | મદ્રાસ બંદરથી પરદેશ ગયેલા વસાહતીઓ | હિંદમાં પાછા ફરેલા વસાહતીઓ |
|---|---|---|---|
| ૧૯૩૪-૩૫ | ૧,૨૯૪ | ૧,૧૦,૬૮૭ | ૫૮,૬૧૭ |
| ૧૯૩૫-૩૬ | ૯૭૬ | ૧૩,૬૩૫ | ૫૫,૯૫૨ |
| ૧૯૩૬-૩૭ | ૧,૨૧૯ | ૧૨,૫૨૧ | ૫૮,૦૫૮ |
| ૧૯૩૭-૩૮ | ૧,૭૦૭ | ૪૮,૫૩૭ | ૫૫,૩૧૪ |
| ૧૯૩૮-૩૯ | ૨,૯૯૩ | ૧૧,૨૫૮ | ૭૮,૮૨૬ |

**હિંદની પોલિસ :** દરેક દેશમાં સુલેહ જાળવવા માટે પોલિસની જરૂર પડે છે. આપણા દેશની પોલિસ વિષે આપણે થોડી બાબતો તપાસીશું. દરેક પ્રાંતમાં એક (Inspector General) ઇન્સ્પેકટર જનરલ-ઉપરી પોલિસ અમલદાર હોય છે. નાયબ Deputy તેની નીચે હોય છે. તે આઠ દસ જીલ્લા સંભાળે છે. દરેક જીલ્લામાં એક એક સુપરિન્ટેન્ડેન્ટ જીલ્લા ઉપરી અમલદાર હોય છે; તેની નીચે Assistant મદદનીશ અથવા નાયબ અધિકારીઓ હોય છે. મદદનીશો અને તેની ઉપરના અમલદારો ઘણાખરા અંગ્રેજો હોય છે; પરંતુ હવે કેટલાક હિંદીઓને પણ એ સ્થાન અપાય છે. દરેક જીલ્લાને નાના નાના વિભાગોમાં વહેંચી દેવાય છે. દરેક ભાગલા ઉપર અમલદાર સબ ઇન્સ્પેકટર (Sub-Inspector) હોય છે. એની નીચે Head Constable હેડ કોન્સ્ટેબલ અને કોન્સ્ટેબલો હોય છે. તેની નીચે Police station પોલિસ ચોકીઓ અથવા થાણાં હોય છે. ગુનેગારોની શોધ કરવા Criminal Investigation Department અથવા છૂપી પોલિસનું ખાતું હોય છે.

હિંદની પોલિસની સંખ્યા ૧૯૩૭ માં ૧,૮૮,૨૨૩ ની હતી અને એનું ખર્ચ ૧૦,૭૫,૦૧,૬૫૬ રૂા. થયું હતું. ૧૯૩૮ માં ૧,૮૮,૬૩૧ પોલિસો અને ખર્ચ રૂ. ૧૦,૮૫,૪૮,૧૪૦ નું હતું. હિંદમાં પોલિસની પરીક્ષા સપ્ટેમ્બરમાં લેવાય છે.

હાલ યુદ્ધની પરિસ્થિતિ હોવાથી પોલિસની સંખ્યા વધી પડી છે. એના આંકડાઓ બરાબર અને સાચા મળી શકતા નથી.

**હિંદની મ્યુનિસિપાલિટીઓ :** શહેરનું સ્થાનિક સ્વરાજ્ય ચલાવવા માટે આ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. ઈલાકાની રાજધાનીઓની સંસ્થા કોર્પોરેશનો કહેવાય છે. જ્યારે બીજાં શહેરોની સંસ્થાઓ મ્યુનિસિપાલિટીઓ કહેવાય છે. આ સંસ્થાઓનું મુખ્ય કાર્ય, લોકોને દિવાબત્તી આપવી, જાહેર ગંદકી ઉપર નિયમન રાખવું, જૂનાં મકાનોને સુધારવાની તજવીજ કરવી, શહેરની સુધારણા કરવી, મુડદાંને બાળવા દાટવાની સગવડ કરી આપવી, પીવાનું પાણી પૂરું પાડવું, રસ્તા ઉપર પાણી છંટાવવું, આરોગ્યનાશક વેપાર અટકાવવો, રસ્તાઓ સ્વચ્છ રાખવા, ગટર, કતલખાનાં, સ્નાનગૃહો, કૂવાઓ, તળાવો વગેરે ઉપર નજર રાખવી, શીતળાની રસી મૂકાવવા સગવડ કરી આપવી, દવાખાનાં નિભાવવાં, પ્રાથમિક કેળવણી માટે ઉપાયો લેવા. પ્લેગ જેવા ચેપી રોગો બહારથી શહેરમાં ન ફેલાય તે માટે ઉપાયો લેવા, તે સુધરાઇઓનાં આવશ્યક કર્તવ્યો છે.

નવા રસ્તાઓ બનાવવા, બગીચાઓ તૈયાર કરવા, પુસ્તકાલયો નિભાવવાં, સંગ્રહસ્થાનો (Museums) રાખવાં, વસતીપત્રક લેવું, પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણ આપવું, ચિત્રપટો (Cinemas) બતાવવાં, એ સુધરાઇઓનાં ઐચ્છિક કર્તવ્યો છે.

આ મ્યુનિસિપાલિટીઓનાં આવકનાં સાધનો નીચે પ્રમાણે છે. (૧) જમીન કે મિલકતના વેચાણનું ઉત્પન્ન. (૨) અંતિમ વેરો (Terminal tax) દાણ, જગાત, ઘરવેરો, જમીન વેરો, ગાડાં, મોટરો, ગાડીઓ, સાઇકલો, પાલખીઓ વગેરે ઉપરના કરો, શાક મારકીટના બકાલીઓ ઉપર વેરો, પાણી, દીવાબત્તી, વગેરે ઉપરના કરો. (૩) નોંધણી (Registration)નું ઉત્પન્ન. (૪) વ્યાજે લીધેલી રકમ. (૫) પ્રાંતિક સરકારો જે કાંઈ મદદ આપે તે.

મ્યુનિસિપાલિટીઓનું ખર્ચ ઉપર બતાવેલાં તેનાં કર્તવ્યો પ્રમાણે થાય છે.

મ્યુનિસિપાલિટીઓનું ખર્ચ અને આવક નીચેના કોઠા પરથી સમજાશે.

| સાલ | મ્યુ. ની સંખ્યા | આવક રૂપિયા | ખર્ચ રૂપિયા | માથા દીઠ કર રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૭૫૩ | ૩૩,૦૧,૭૦,૬૫૨ | ૩૮,૯૫,૨૭,૫૯૦ | ૫—૧૩—૪ |
| ૧૯૩૬–૩૭ | ૭૫૩ | ૩૮,૬૧,૩૫,૧૧૯ | ૩૭,૫૯,૧૮,૭૮૩ | ૫—૧૩—૪ |
| ૧૯૩૭–૩૮ | ૭૫૮ | ૩૮,૮૬,૦૦,૮૩૭ | ૩૮,૬૮,૮૬,૨૩૦ | ૫—૧૫—૧૧ |
| ૧૯૩૮–૩૯ | ૭૫૬ | ૪૦,૫૭,૩૫,૧૧૫ | ૪૦,૩૧,૯૩,૨૯૩ | ૬—૨—૦ |
| ૧૯૩૯–૪૦ | ૭૫૬ | ૪૪,૩૧,૪૨,૧૬૮ | ૪૩,૨૮,૪૬,૨૭૪ | ૬—૩—૬ |

૧૯૪૨ ના ઑગસ્ટની નવમી તારીખે હિંદના કોંગ્રેસના નેતાઓની ધરપકડને લીધે કેટલીક મ્યુનિસિપાલિટીઓએ વીરોધ ઉઠાવ્યો અને એના કેટલાક સભ્યોએ એ વખતની લડતમાં પોતાનો સૂર પૂરાવ્યો. એટલે કેટલીક મ્યુનિસિપાલિટીઓને તે વેળા ગેરકાયદે ઠરાવવામાં આવી.

આપણા દેશની મ્યુનિસિપાલિટીઓમાં હજી ખૂબ અંધેર ચાલે છે. તેઓના સભ્યોમાં અંદર અંદર વેરઝેર હોઇને એની અસર એમનાં કાર્યોમાં પણ દેખાય છે. વળી કેટલેક ઠેકાણે મ્યુનીસિપાલિટીના સભ્યો કોમીવાદી હોય છે. જેનાથી કેટલીક પ્રજાઓને તે માટે ખૂબ સહન કરવું પડે છે. મ્યુનિસિપાલિટીઓનાં કાર્યોનો વિકાસ જેટલો થવો જોઇએ તેટલો થયો નથી. આ બાબતમાં અત્યારે કંઈ કરી શકાય તેવી પરિસ્થિતિ નથી. એ બધું યુદ્ધ બાદ બની શકે. ત્યાં સુધી તો મ્યુનિસિપાલિટીઓનાં સભ્યો કોમીવાદ અને વેરઝેર ભૂલી જઈ એકબીજાના સહકારથી કામ કરે તો જ પ્રજાને સંતોષ થાય. બાકી અત્યારની પરિસ્થિતિ જોતાં મ્યુનિસિપાલિટીએ જે કર્તવ્યો બજાવવાં જોઇએ તે બજાવતી હોય તેમ લાગતું નથી.

## હિંદની યુદ્ધસમયની કેટલીક નોકરીઓ :

અત્યારે યુદ્ધનો સમય હોવાથી સરકાર તરફથી નવાં નવાં અનેક ખાતાંઓ ખોલવામાં આવ્યાં છે અને એ માટે એ ખાતાંઓમાં કામ કરવા માટે યુવાનોને નોકરી પર રાખે છે. તેવી નવી નોકરીઓ નીચે મુજબ છે.

**આર્મી પોસ્ટલ યુનિટ્સ્**—આ માટે ઉમર ૧૮ થી ૨૫ ની હોવી જોઈએ. એ માટેની અરજીઓ ટેકનિકલ રીક્રુટીંગ ઓફીસ, અંબાલા છાવણી, કલકત્તા, લખનૌ નારાયણગંજ કે પટણા કરી શકાય છે. ઉમેદવાર મેટ્રિક્યુલેટ હોવો જોઇએ.

**રેડિયો મેકેનિક્સ્**—ઉમર ૧૮ અને ૩૦ વર્ષની વચ્ચે મેટ્રિક થયેલ અને ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ અથવા કૉલેજનું રેડિયો એન્જીનિયરીંગનું સર્ટીફીકેટ જોઇએ. એની અરજી બધી ટેકનિકલ રીક્રુટીંગ ઓફીસોએ થઇ શકે છે.

**મોટર એન્જિનિયર્સ**—આમાં ત્રણ વર્ગો છે. પેટ્રોલ એન્જિન અથવા ડિસલ એન્જિનનો અનુભવ હોય તેઓ જ દરિયાઇ મોટર ક્રેફ્ટના ઇન્જિનિયરો તરીકે અરજી કરી શકે છે. અરજી કોઇ પણ ટેક્નિકલ રીક્રુટિંગ ઓફીસોએ થઇ શકે છે.

**વીમેન્સ ઑક્ઝિલિયરી કોર (હિંદ)**—સ્ટાફ ઓફીસર્સ, સેક્રેટરીઝ, સ્ટેનોગ્રાફર્સ, ટાઇપિસ્ટસ અને ટ્રેઇન્ડ ક્લાર્ક, ડ્રાઇવર્સ, ટેલર્સ, કાર્ડ ફાઇન્ડર્સ, સાઇફર્સ, ડીસ્પેન્સર્સ, લેબોરેટરી આસીસ્ટન્ટસ અને બીજી જગ્યાઓ માટે ૧૭ અને ૫૦ વર્ષ વચ્ચેની ઉમરની સ્ત્રી સ્વયંસેવિકાઓ.

**ઇન્ડિયન એરફોર્સ**—આ નોકરી જમીનપરની છે, ઉમેદવાર ૧૮ થી ૩૮ની ઉમરનો અને તંદુરસ્ત હોવો જોઇએ. આમાં કુલ પાંચ ગ્રુપ હોય છે.

**ગ્રાઉન્ડ ઓફિસરોનો ગ્રેડ**—હિંદી અગર એંગ્લો ઇંડિયન અને ૨૧થી ૫૦ વર્ષની ઉમરનો હોવો જોઈએ. આ માટે અંગ્રેજી સારૂં હોવું જોઈએ.

**એડ્મિનિસ્ટ્રેટીવ અને સ્પેશિયલ ડ્યુટીઝ ઑફિસર્સ**—આ નોકરીના છ વિભાગો છે. (૧) એડમિનિસ્ટ્રેટીવ એડજ્યુટન્ટસ વગેરે. આ નોકરી માટે ધંધાદારી અનુભવવાળા સીનિયર માણસોને પસંદગી અપાય છે. (૨) ઇન્ટેલિજન્સ. આ નોકરી માટે હવાઇ વ્યાપારનું અને ઉડ્ડયનનું જ્ઞાન હોવું ખાસ જરૂરી છે. (૩) લિંક ટ્રેઇનર ઇન્સ્ટ્રક્ટર યુનિવર્સિટીની ઇન્ટર મીજીએટની પરિક્ષા પસાર કરી હોવી જોઇએ. (૪) કોડ્ઝ અને સાઇફર્સ આ માટે વિશ્વાસુ, આધેડ ઉમરના માણસોને પસંદ કરાય છે. ઉમેદવારનું અંગ્રેજી અને આંકડાનું જ્ઞાન સારૂં હોવું જોઇએ. (૫) ફોટોગ્રાફિક—આ નોકરી માટે યુનિવર્સિટીના ઇન્ટર મીજીએટ ધોરણ સુધીની સારી પદ્ધતિસરની કેળવણી લીધી હોવી જોઈએ. (૬) મેરિન ક્રેફ્ટ. આ માટે સાહસિક યુવાનો અને પોતાની બુદ્ધિથી કામ કરી શકે તેવા તથા મિકેનિકલ વલણવાળા યુનિવર્સિટીની ઇન્ટરની પરિક્ષા પસાર કરી હોય તેવાઓને આ નોકરી માટે લાયક ગણવામાં આવે છે.

**મોટર ટ્રાન્સ્પોર્ટ**—હિંદી હવાઈ લશ્કરના જમીન પરના વ્યવહારની વ્યવસ્થા કરવી તથા તે ચાલુ રાખવો. મોટરકાર અને ટેંક ચલાવવા માટે સામાન્ય જ્ઞાનવાળો કોઈપણ યુવાન આ માટે પસંદ કરાય છે.

**આઇ. એમ. એસ.**—મેડિકલ, સર્જરી, કાન આંખ તથા ગળાનાં દર્દો વિશે અને બીજાં દર્દો વગેરેમાં તેના જાણનારા હોય તેવાઓને આ હિંદી મેડિકલ સર્વિસ માટે ચૂંટવામાં આવે છે.

**સિવિલ મેડિકલ પ્રેક્ટિશનર્સ**–હિંદમાં સ્થાનિક મિલિટરી હૉસ્પીટલમાં નોકરી માટે, ગ્રેજ્યુએટોને અને લાઇસન્શિયેટને પસંદ કરવામાં આવે છે. ગ્રેજ્યુએટોની ઉપર ૪૫ થી વધારે અને લાઇસન્શિયેટની ઉપર ૪૦ થી વધારે હોવી જોઈએ.

**આર. આઈ. એનના એન્જીનિયરો**—આ માટે ૧૮ થી ૩૦ વર્ષના મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલ યુવકો પસંદ કરવામાં આવે છે.

**પુરૂષ નર્સ**–આ માટે ૨૧ થી ૫૦ વર્ષ સુધીની અને મેટ્રીક્યુલેટને આ નોકરી માટે લાયક ગણાય છે.

**હિંદી ડૉકટરી ખાતું**-આ નોકરી માટે ઉમેદવારની ઉમર ૪૦ વર્ષની નીચે હોવી જોઇએ. અભ્યાસ એલ. સી પી. એસ., એલ. એસ. એમ. એફ. અથવા એલ. એમ. થી અથવા માન્ય થયેલ મેડિકલ સ્કૂલની તેવી પરીક્ષા પસાર કરી હોવી જોઇએ.

**મિકેનિકલ એન્જિનિયર્સ**-આર. આઈ. એન. માં અનુભવી મિકેનિકલ એન્જિનિયરો માટે ૧૮ થી ૩૦ વર્ષની વયના અને મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો હોય તેને જ આ નોકરીમાં રાખવામાં આવે છે.

**આર. આઇ. એન**-આ નોકરી માટે ૧૭½ થી ૨૨ વર્ષની ઉમરના અને અંગ્રેજી ૭ ધોરણનો અભ્યાસ કરેલાઓની જ પસંદગી થાય છે.

**આઇ. એમ. એસ**—આ માટે ઉમેદવારની ઉમર ૪૫ વર્ષની નીચેની હોવી જોઈએ. આ માટે ગ્રેટબ્રિટન અને ઉત્તર આયર્લેંન્ડમાં રજિસ્ટર થયેલ ડીગ્રી અથવા હિંદની મેડિકલ કાઉન્સીલે માન્ય કરેલ હિંદી મેડિકલ ડીગ્રી ધરાવવી જોઈએ.

**હિંદનું સૈન્ય:** હિંદનું પરદેશી આક્રમણથી રક્ષણ કરવા માટે મોટું સૈન્ય રાખવામાં આવ્યું છે. પ્રથમ બ્રિટન હિંદમાં અઢી લાખનું સૈન્ય રાખતું હતું. જેમાં ૧।। લાખનું હિંદી અને ૭૫ હજારનું અંગ્રેજ યુવાનોનું સૈન્ય આ સૈન્યના શાહીવાદી લાભો નીચે પ્રમાણે છે.

૧ આ સૈન્ય આખા સામ્રાજ્યના રક્ષણ માટે કામ લાગે છે. ઘડીના છઠ્ઠા ભાગમાં કોઇ પણ મુલકમાં આ સૈન્ય ફેરવી ફેરવી શકાય છે. બધી રીતે તૈયાર ને તાલીમ પામેલું આ સૈન્ય ભૂતકાળમાં બ્રિટનને ખુબ ઉપયોગી નિવડયું છે. રાજ્યલોભ, સામ્રાજ્યનું રક્ષણ, દમનનીતિ અને પછાત પ્રજાઓના પરાજય માટે ભૂતકાળમાં આ સૈન્યનો ઉપયોગ થયો છે.

૨ આ સૈન્ય માટે બ્રિટનને એક દોઢિયું પણ ખર્ચવું પડતું નથી. ગરીબ હિંદની પેદાશનો અર્ધો ભાગ આ સૈન્ય પાછળ ખર્ચવામાં આવે છે. એક હિંદી સિપાહી સાદો, આજ્ઞાંકિત અને મહેનતુ હોય છે. એ જીવ પર આવી લડી શકે છે. સખત હાડમારીઓ અને દુઃખો તે સહન કરે છે. એ બહુ ખર્ચાળ નહિ હોવાથી તેને કોઇ પણ દેશમાં મૂકી શકાય છે. એનો પગાર અત્યંત ટૂંકો અને ખાવામાં દાળ, રોટી બસ થઈ પડે છે. એને દારૂ કે બીર, મોટરકાર કે મોજમઝાહની જરૂર પડતી નથી. એક અંગ્રેજી સિપાહી કરતાં તે ચોથા ભાગના ખર્ચમાં પણ નભે છે. એ ગોરાંગ પ્રભુનું સન્માન કરે છે અને તેથી જ તેનાં મોંફાટ વખાણ થાય છે. સામ્રાજ્યના રક્ષણાર્થે એઓને બેહાલ ધકેલી દેતાં અંગ્રેજ સલ્તનત જરા ય ખચકાતી નથી.

૩. આ હિંદ સૈનિક માટે અંગ્રેજ સરકારે કેટલાંક સૂત્રો નક્કી કર્યાં છે. અને ધીમે ધીમે સૈનિકોના લોહીમાં ભેળવી દીધાં છે.

(અ.) હિંદી સૈનિક માત્ર સૈનિક જ રહે. ન છૂટકે એને સામાન્ય હિંદી સૈનિક-અધિકારીનો હોદ્દો આપવો પડે તો ભલે બાકી ઉચ્ચાધિકાર આપવા નહિ. હિંદી સૈનિક આજ્ઞા ઉઠાવવા માટે છે, આજ્ઞા કરવા માટે નહિ એ સત્ય એમના હૈયામાં છે.

(આ.) આખી સૈન્યરચના એવી સુયોજિત કરવી કે અંગ્રેજોની સરસાઇ, બ્રિટિશ સૈન્ય-નીતિ અને બ્રિટિશ અધિકારો કાયમના બની રહે. એટલા માટે બ્રિટિશ સૈન્ય અને હિંદી સૈન્ય એવા અલગ અલગ વિભાગો રાખવા.

(ઈ.) બ્રિટિશ સૈનિકોને મોટા પગાર અને મોટાં ભથ્થાં આપવાં.

(ઉ.) હિંદી સૈન્યના અધિકારપદે અંગ્રેજો નીમવા. અંગ્રેજોનું નિયંત્રણ કદી પણ શિથિલ બનવા ન દેવું.

(એ) હિંદી સૈન્યો માટે સામાન્ય શસ્ત્રો હિંદમાં બનાવવાની સગવડ કરવી; પરંતુ વિલાયતનાં કારખાનાંઓને ખટાવવા, તેમ જ હિંદીઓને યંત્રવિદ્યામાં આગળ વધવા ન દેવા. રણગાડીઓ, નાની મોટી તોપો, મશીનગનો અને મોટા ગોળાઓ, વિલાયતમાંથી જ મંગાવવા, એટલે હિંદ અસ્ત્રશસ્ત્રની બાબતમાં બ્રિટિશ કૂવાનો અવાડો જ રહે.

(ઐ) તોપખાનાં, એન્જિનિયરિંગ, જાસુસખાતું, સૈનિક-તારખાતું, યંત્રખાતું વગેરેમાં હિંદીઓને બહુ માહિતગાર ન કરવા.

જેટલો બની શકે તેટલો ભંડાર ( Store) વિલાયતના લોકોને કામ આપવા માટે ત્યાંથી મંગાવવો. એ માટે કાગળ, પેન્સિલ જેવી સાધારણ સ્ટેશનરી પણ ત્યાંથી જ મંગાવવી.

એ સિવાય નિવૃત અંગ્રેજ અમલદારોને સારાં પેન્શનો નિયમિત મળે તેવી વ્યવસ્થા કરવી અને આ માટે લગભગ ૨૦ થી ૨૪ કરોડ રૂપિયા હિંદમાંથી વિલાયત જાય છે.

## હિંદી સૈન્યોના વિભાગો નીચે મુજબ કરવામાં આવ્યા છે—

(૧) Regular-કાયમી સૈન્ય જેમાં હિંદી અને બ્રિટિશરોની જુદી જુદી ટુકડીઓ છે.

(૨) The Indian Territorial force-રાષ્ટ્રિય સૈન્ય.

(3) Auxiliary force-સહાયક સૈન્ય.

(૪) Indian army reserve-ખાસ સૈન્ય અથવા અનામત સૈન્ય.

(૫) The Indian state force-રજવાડી સૈન્ય.

**સૈન્યના વર્ગો—**

(૧) Cavalry—હયદળ (૨) Gunners—તોપખાનું (૩) Tanks—રણગાડી (૪) Suppers and pioneers—ખોદકામ કરનાર લશ્કર (૫) Engineers—ઇજનેરો (૬) પાયદળ (૭) ડૉકટરો, નર્સો, હૉસ્પિટલો (૮) તાર, પોસ્ટ, સ્ટોર, ભંડાર, વાહનખાતું તેમજ દીવાબત્તી ખાતું.

આખા હિંદી સૈન્યને ત્રણ ભાગ માં વહેંચી નાખ્યું છે. (૧) Field army—રણક્ષેત્રનું સૈ (૨) Covering army—ચાલુ યુદ્ધ અંગેનું સૈન્ય (૩) Internal security troops સુલેહશાંતિ જાળવતું સૈન્ય.

હિંદમાં બ્રિટિશ સૈન્ય ૬૦ થી ૬૫ હજારનું રખાય છે. એની ભરતી ઇંગ્લેંડમાં થાય છે. આ સૈન્ય હિંદમાં રહે છે અને બીજા હિંદી સૈનિકોને તાલીમ આપે છે.

એમાં ઘોડેસ્વારો, બંદુકોવાળી પાયદળ ટુકડીઓ, બેન્ડ, વહીવટખાતાં, ઇજનેરો, સિગ્નલરો, દવાખાના ભંડાર, ભોજનખાતાં ને ધર્મગુરુઓ રહે છે. એઓને સારા પગાર, સારાં ભથ્થાં

અને સ્ટીમર ભાડાં હિંદની તીજોરીમાંથી અપાય છે. આ બ્રિટિશ સૈન્ય ખરી રીતે જોતાં બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે જ રખાય છે.

**હિંદી પાયદળો—**

આ વિભાગ ૮ થી ૧૧ નાયકોની સરદારી નીચે રહે છે. પ્લેટુન ચાર વિભાગો હવાલદાર સુબેદાર કે જમાદાર નીચે, કંપની ૪ વિભાગો બ્રિટિશ લેફ્ટેનન્ટ કે અધિકારી નીચે, હેડ ક્વાટર્સ આર્મી ઉપરના તમામ વિભાગો, સિગ્નલરો, સેપરો અને બેન્ડ સાથે ગણાય છે. ત્રણ કે ચાર ટુકડીની સંયુક્ત બેટેલિયન કહેવાય છે. બખ્તરીઆ લશ્કરની હિંદી સૈન્યમાં શરૂઆત છે. હિંદી સૈન્યને યંત્રમય કરવા ૬૦ કરોડ જેટલી કે તેથી પણ વધારે રકમ એ માટે બ્રિટનને ખર્ચવી પડી છે. અત્યારે તો આ માટેનો ખર્ચો ખૂબ વધી ગયો છે.

**તબીબી ખાતાં—**

સૈનિકોની સારવાર માટે ખાસ ડોકટરો અને બીજી વિભાગ સગવડ રખાય છે. એને રોયલઆર્મી મેડીકલ કોર્પ્સ કહે છે. આ સિવાય Indian medical service નામના મુલકી ડોકટરી ખાતામાંથી પુષ્કળ ડોકટરો સૈન્ય માટે લેવાય છે.

સૈન્યમાં સેંકડો જુદાં જુદાં ખાતાંઓ હોય છે. એમની ખાસ ન્યાય કોર્ટ બેસે છે ને એમની જેલ પણ જુદી જ હોય છે.

કમાન્ડર-ઇન-ચીફ સૈન્યનો વડો અધિકારી કહેવાય છે. એ વાઇસરોયની કેબીનેટનો સભ્ય હોય છે. એનો માસિક પગાર ૧૦ હજાર જેટલો હોય છે. લશ્કરી વિષયમાં એ વાઇસરોયનો સલાહકાર બને છે. એની નીમણુંક વિલાયતથી થાય છે. એના હાથમાં કુલ સત્તા હોવા છતાં સૈન્યના મોટા અધિકારીઓની નિમણુંકની બાબતમાં એને બ્રિટિશ સેનાપતિની સલાહ લેવી પડે છે. ઉત્તર દિશાનાં સૈનિક થાણાં પેશાવર, રાવલપીંડી, કોહાટ, અને લાહોરમાં છે. પશ્ચિમમાં વઝિરીસ્તાન, બલુચિસ્તાન અને સિંધ છે. પૂર્વમાં સંયુક્ત પ્રાંતો, દિલ્હી, બંગાળ, અલ્હાબાદ અને આસામ આવે છે અને દક્ષિણમાં મધ્ય પ્રાંત, પુના, મુંબઈ અને મદ્રાસ આવે છે.

સૈન્યનો વહિવટ સામાન્ય શાસન General staff કરે છે. Adjutant General સૈન્યનો આંતરિક [illegible] કરે છે. Quarter Master General સૈન્યની ખાધાખોરાકી માટે જવાબદાર રહે છે. Director General of Ordinance તોપખાનું સંભાળે છે. Engineer-in-chief અને Director of medical [illegible]rvice પોતપોતાનાં ખાતાં સંભાળે છે. આ સિવાયનાં સંખ્યાબંધ ખાતાંઓના ઉપરીઓ સેનાપતિને જવાબદાર રહે છે.

**Indian Army reserve**—પેન્શનરોને આ ખાતામાં યુદ્ધ વખતે કે અણીના વખતે બોલાવી ફરી નોકરીમાં દાખલ કરે છે. એમાં ૧,૮૫૦ અધિકારીઓ અને ૪૦ હજાર સૈનિકો છે, અત્યારે આ સંખ્યામાં વધારો થયો છે.

**Indian auxiliary force**—સહાયક સૈન્ય હિંદમાં જે યુરોપિયનો ખાનગી અથવા મુલકી નોકરીઓમાં છે, એમને આ ખાતામાં ફરજિયાત નોકરી દેવી પડે છે. આજના યુદ્ધમાં એ યુરોપિયનોને ફરજિયાત દાખલ કરવામાં આવ્યા છે. પણ એમાં ખુબી એ છે કે હિંદી સરકાર સર્ટિફિકેટ આપીને મુલકીખાતા માટે અગત્ય ધરાવનાર અંગ્રેજ અમલદારને જૂની નોકરીમાં રોકી રાખે છે.

**Indian territorial force**—આ વિભાગમાં હિંદી વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓને તાલીમ આપવાની ટુકડીઓ ઉભી થઇ શકે છે. કેટલીક યુનિવર્સિટીએ નાના પાયા પર એવો બંદોબસ્ત પણ કર્યો છે. એમને દેશાવરો ખાતે નોકરી પર લઈ જાય છે; પરંતુ યુનિવર્સિટી કોર્પ્સ માટે એ ફરજિયાત નથી.

**Indian state force**—હિંદી રાજસ્થાની લશ્કર લગભગ ૩૫થી ૪૦ રજવાડાં સરકારી દેખરેખ અને હુકમ મુજબ પોતાનાં સૈન્યો નભાવે છે. હિંદી સૈન્ય એમને જૂની જાતનાં હથિયારો પૂરાં પાડે છે, આ સૈન્યનો ખર્ચ દેશી રાજ્યો ને જ આપવો પડે છે. આ સૈન્યના કેટલાક ભાગને હાલ બીજા દેશોમાં યુદ્ધ માટે પણ મોકલવામાં આવ્યો છે.

હિંદી સૈનિકોનો મોટો ભાગ ગામડાંઓમાંથી જ આવે છે અને એઓને ઇતિહાસ કે ભૂગોળની વધારે માહિતી હોતી નથી. જગતના બીજા પ્રદેશો વિષે તે બહુ જ ઓછું જાણે છે. વળી તેમાંનો મોટો ભાગ અભણ અને અજ્ઞાન હોઈ બ્રિટિશ રાજ્યને વફાદાર પણ રહે છે.

ઈ. સ. ૧૬૧૨થી હિંદમાં સાગર સૈન્ય (નેવી) પણ નીભાવાય છે. મુંબઇમાં લવજી વસડીઆ અને તેની પાંચ પેઢી હિંદી અને બ્રિટિશ સરકાર માટે મનવારો બાંધતી. પાછળથી આ ખાતું બંધ થયું. ઈ. સ. ૧૯૩૪માં એનો પુનરુદ્ધાર થયો, એમાં પાંચ નાની મનવારો હતી. ઇન્ડસ, હિંદુસ્તાન, કોર્નવાલીસ, કલાઇવ અને લોરેન્સ. એમાંની બે તો જાપાન સાથેના સાગરયુદ્ધમાં અવસાન પામી છે. જાપાને બ્રહ્મદેશ અને નિકોબાર લઈ કોલંબો સુધી મનવારોની તડામાર બોલાવી હતી. કોલંબો પાસેના યુદ્ધમાં જાપાનિઝ મનવારોએ કેટલીક બ્રિટિશ મનવારોને ખ્રિસ્તશરણ પહોંચાડી હતી. જાપાનિઝ સબમરીનોએ બંગાળના ઉપસાગરથી માંડીને માડાગાસ્કર સુધીના હિંદી મહાસાગર સુધી ઘૂમીને ધમરોળ મચાવી, એટલે હિંદી સાગર સૈન્યને બળવાન બનાવવાની જરૂર પડી અને એ માટે મોટા પ્રમાણમાં હિંદી સરકારે પ્રયાસો કર્યા અને એ સૈન્ય સબળ બનાવવા માટે અનેક યોજનાઓ ઘડી; પરંતુ આ સૈન્ય પણ અંગ્રેજોના મુખત્યારપણા નીચે જ રહે છે અને બ્રિટિશ સત્તાધીશોના હુકમ મુજબ જ વર્તે છે. આ સૈન્યમાં પણ મોટા અધિકારીઓની ચુંટણી અંગ્રેજોમાંથી જ થાય છે.

હિંદી સૈન્યો આજે દુનિયાના અનેક મોરચાઓ પર લડે છે. એની બહાદુરીનાં ચોપાસ વખાણ થાય છે. એઓને અપાતો પગાર અને બીજાં ભથ્થાંઓ ખુબ ઓછાં હોય છે. એ સૈન્યોના અધિકારીઓ અંગ્રેજો હોય છે. એઓની ઇચ્છા વિના હિંદી સૈનિક એક પગલું પણ આગળ ભરી શકતો નથી. ત્યાં એમને અંગ્રેજ સત્તાધીશોના હુકમ પ્રમાણે જ વર્તવું પડે છે. ગમે તેવાં સંકટો અને મુશ્કેલીઓ વેઠવા છતાં એ સૈનિક ચું કે ચાં કરી શકતો નથી. આ હિંદી સૈન્યો સાથી રાજ્યોને ખુબ ઉપયોગી નિવડયાં છે. એમનાં દેશપરદેશોમાં સાથી રાજ્યો મોંફાટ વખાણ કરે છે, એનું કારણ એ જ છે કે તે સૈન્યો ઓછા ખર્ચે નભી શકે છે. એમની કદર કરતા હોય એમ એમને માનચાંદ એનાયત કરવામાં આવે છે; પરંતુ એ દુનિયાને દેખાડવા માટે જ. હિંદી સૈન્યો તો જ્યાં સુધી સ્વતંત્ર ન હોય, ત્યાં સુધી ભાડુતી જ કહેવાય.

**હિંદમાં કેરોસીનઃ** હિંદમાં નીચે પ્રમાણે કેરોસીન હતું:—

| વર્ષ | હિંદનું ઉત્પન્ન (ગેલન) | બર્મામાંથી થયેલ આયાત (ગેલન) | બીજા દેશોમાંથી થયેલી આયાત (ગેલન) |
|---|---|---|---|
| ૧૯૩૭-૩૮ | ૨,૬૭,૮૦,૪૮૬ | ૧૩,૨૮,૮૭,૮૦૮ | ૬,૯૭,૭૫,૯૩૮ |
| ૧૯૩૮-૩૯ | ૩,૮૩,૮૦,૫૮૯ | ૧૧,૩૯,૯૬,૦૧૯ | ૬,૭૯,૭૬,૮૧૧ |
| ૧૯૩૯-૪૦ | ૨,૮૧,૭૬,૪૭૬ | ૧૧,૨૧,૧૫,૦૮૬ | ૮,૧૨,૫૮,૦૩૩ |

**હિંદ વિશ્વયુદ્ધમાં** : ચાલુ મહાયુદ્ધની અસર જગતના બધા દેશો ઉપર થઇ છે. હિંદ પણ એમાંથી બચી શક્યું નથી. હિંદ એ પરાધીન દેશ છે. એટલે એ સલ્તનતની ઇચ્છા વિરુદ્ધ વર્તી શકવાને તે અશક્ય છે. હિંદનું રક્ષણ કેમ કરવું? એનાં સાધનો કેવી રીતે મેળવવાં? એનું ઉત્પાદન કઈ રીતે વધારવું? પર રાષ્ટ્રોનો સહકાર લેવો કે નહિ? કઇ રીતે લેવો? આ બધું અંગ્રેજ સરકાર કરી રહી છે.

હિંદમાં સરકારે ૧૨ થી ૧૫ લાખનું સૈન્ય હિંદના રક્ષણ માટે તૈયાર કર્યું. હમણાં એમાં સારો વધારો થયો છે. આ સૈનિક ભરતીમાં ભણેલાઓને તો મોટા ભાગે અછુત જેવા જ રખાય છે. જ્યારે વિલાયતમાં તો સુશિક્ષિત અને ધનવાનોમાંથી જ સૈન્ય માટે પસંદ કરવામાં આવે છે. વિલાયતના સંસ્કારી વર્ગમાંથી એટલે કે સામ્રાજ્યના હિતમાં જ જેઓનું હિત હોય એવા અધિકારીઓ આવે. જ્યારે અહીં અબુધ, અજડ અને અસંસ્કારી જાતોમાંથી સૈનિકો ચુંટાય. આથી ભરતી થયેલા સૈનિકોનો લગભગ મોટો ભાગ આજન્મ સૈનિક જ રહે, એના દિલમાં ધારી વફાદારી ઠસાવી શકાય. એને ધાર્યા મુજબ હાંકી શકાય અને ભણેલા ન હોવાથી એ કદિ મહત્વાકાંક્ષી બન્યા સિવાય બન ન થઈ શકે.

હિંદની ૪૦ કરોડની પ્રજામાંથી માત્ર સાડા છ કરોડમાંથી જ સૈનિકોની ભરતી થાય છે. બંગાળ અને ગુજરાત એમાંથી બાદ. શાંતિના સમયમાં મદ્રાસ અને મહારાષ્ટ્ર પણ બાદ. એ રીતે ગણીયે તો માત્ર ચાર કરોડની પ્રજા જ સૈનિકો માટે લાયક ગણી કાઢી છે. સૈનિકો માટે ૧૮ થી ૪૦ વર્ષની વયના સશક્ત પુરુષો લાયક ગણાય છે. સિપાહીઓ જ્યારે સૈન્યમાંથી નિવૃત્ત થતા, ત્યારે તેમને ખેતીની થોડી જમીન અપાતી. શરૂઆતમાં પગાર રૂા. ૩૦ થી ૩૫ અને બીજું ખર્ચ મળે છે. પંજાબના મરહુમ વડા પ્રધાન સર સિકંદર હયાતખાનના પ્રયત્નોથી પંજાબમાં જંગી ભરતી થઇ શકી છે, એટલે કે પંજાબમાં થયેલી સૈનિકોની ભરતી બીજા કોઇપણ પ્રાંત કરતાં વધારે છે. ગુજરાતમાં પુષ્કળ લડાયક કોમો છે; પરંતુ તેઓને તેમાંથી લગભગ અસ્પૃશ્ય જ રાખવામાં આવ્યા છે.

આમ આ સૈન્યમાં ૪૦ ટકા પંજાબના અને ૨૦ ટકા સંયુક્ત પ્રાંતના છે. આ વખતના યુદ્ધમાં પણ વધુ ભરતી એ જ પ્રાંતોમાંથી થઈ છે. બંગાળમાંથી માત્ર ૭,૦૦૦ સૈનિકો જ મળ્યા છે. મુંબઈ ઈલાકામાં મહારાષ્ટ્રનો ફાળો સારો કહી શકાય.

સૈન્ય ભરતીમાં કેટલીક મુંઝવણો પણ છે. દા. ત. હિંદુસ્તાની બ્રાહ્મણો સારા લડવૈયા હોવા છતાં બાર ભૈયા ને તેર ચોકાની મુશ્કેલીથી એમની ભરતી ભારે પડે છે. કરોડો અનાર્યોમાંથી ભરતી કરાતી જ નથી. હિંદમાં રહીને મુસ્લીમોમાં પણ જ્ઞાતિઓની અને રીતરિવાજોની અસર ઉભી થઇ છે. છતાં સૈન્યમાં સહુને એકસરખો પોષાક પહેરવો પડે છે. પરણેલા હિંદી સૈનિકો માટે કશી સગવડ નથી. યુરોપિયન પરણેલાઓ અને મોટા હિંદી અધિકારીઓને એ સગવડ અપાય છે. સૈનિક જીવન યુદ્ધ સિવાય બહુ મહેનતુ નહોતાં અને તેને પરિણીત જીવનની સગવડ ન મળતાં એમાં પેસતા સડા નિર્વિવાદ હોય છે.

આ સૈનિકો જુદા જુદા પ્રાંતમાંથી આવતા હોવાથી ભાષા બધાથી જુદી જુદી હોય છે. એટલે સરકારે એમને જ્ઞાન આપવા એક વર્ણસંકર ભાષા શોધી કાઢી છે અને તે રોમન લિપિ અને ઉર્દૂ ભાષા. સૈન્યમાંના લગભગ ૪૦ ટકાને આ દ્વારા થોડું શિક્ષણ અપાય છે.

યુદ્ધની શરૂઆતમાં હિંદના મુખ્ય નેતાઓએ બ્રિટિશ સરકારને મદદ આપવા ચોકખી ના પાડી, કારણ કે ગયા મહાયુદ્ધમાં બ્રિટને આપેલા વચનનો પાછળથી કરેલો ભંગ હિંદ ભૂલી શક્યું નહોતું. આમ નેતાઓની મના છતાં અંગ્રેજ સરકારે સૈન્ય ભરતી ચાલુ કરી અને જુલ્મજોરાવરીએ હિંદને વિશ્વયુદ્ધમાં ધકેલ્યું. પરિણામે દેશનો ભાગ નારાજ થયો. અંગ્રેજ સરકારે હિંદી પ્રજાને આશ્વાસન આપવા માંડયું. હિંદને શું જોઇએ છે એ અંગ્રેજ સરકાર સારી પેઠે જાણે છે. આમ એણે હિંદને યુદ્ધ પછી સ્વતંત્રતા આપવાનું જાહેર કર્યું; પરંતુ ગયા મહાયુદ્ધ વખતે બ્રિટને કરેલા વચનભંગનો ઘા હજી રૂઝાયો નહોતો, પરિણામે નેતાઓએ 'અત્યારે જ હિંદને આઝાદ કરો, એ પછી હિંદ સંપૂર્ણ સહકાર આપવા તૈયાર છે.' એવું ચોખ્ખું સંભળાવ્યું; પરંતુ અંગ્રેજ સરકાર તો સ્વતંત્રતા સૂર્યનું તળાવનું પ્રતિબિંબ જ બતાવતી હતી. એને સ્વતંત્રતા આપવી કેમ પાલવે? પરિણામે નેતાઓને ગીરફતાર કરવામાં આવ્યા કે જેથી તેઓ યુદ્ધમાં પરાણે લેવાતા સહકારમાં અંતરાયરૂપ ન થઈ પડે. નેતાઓની પકડાપકડીને પરિણામે હિંદી પ્રજામાં અસંતોષ ફેલાયો એટલું જ નહિ; પરંતુ હિંદી પ્રજાએ અંગ્રેજ સરકાર સાથે અસહકાર શરૂ કર્યો. પરિણામે અંગ્રેજી કબુતરખાનું ફફડી ઉઠયું. એમણે એ દબાવવા હિંદી મિલિટરીને બોલાવી. એમને સંતોષવા લાખોનું પાણી કર્યું. એમનાં મોઢાં ધનથી ભર્યાં. એ મિલિટરી વડે હિંદી પ્રજા પર દાબ બેસાડવા માંડયો. લાઠીચાર્જ, જેલ અને છેવટે ગોળીબાર એમ નિઃશસ્ત્ર પ્રજા પર ગુંડાગીરી ચલાવવા માંડી. પરિણામે બીચારી નિઃશસ્ત્ર પ્રજા શું કરી શકે? ધીમે ધીમે એ આંદોલનો સમી ગયાં અને અંગ્રેજોએ શાંત થયેલી પ્રજા પર નવા નવા વટહુકમો કરવા માંડયા. સૈન્યભરતી પણ સારી રીતે કરવા માંડી અને બીજી પણ યુદ્ધની તૈયારીઓ કરવા માંડી.

હિંદ એ પૂર્વના યુદ્ધ માટે મુખ્ય મથક બની શકશે એવું લાગવાથી હિંદી સરકારે હિંદમાં જોરશોરથી સૈન્યભરતી કરવા માંડી અને એને કેળવણી આપવા માંડી. હિંદમાં કેટલાય

કારખાનાંઓ શસ્ત્રાસ્ત્રો બનાવવા ખોલ્યાં; પરંતુ મુખ્ય શસ્ત્રાસ્ત્રો, વિમાનો, બોમ્બરો, સ્ટીમરો વગેરે માટે તો હિંદને બ્રિટન કે અમેરિકા પર જ આધાર રાખવો પડયો. આમ આ રીતે પણ હિંદને પરાવલંબી બનવું પડયું.

હિંદી પ્રજાએ વર્ષો થયા યુદ્ધો જોયાં નહોતાં, વળી બૌદ્ધ અને જૈન ધર્મની અસર હિંદી પ્રજા પર પડી હોવાથી અને બીજા ધર્મોએ પણ હિંદને અહિંસાનો બોધ આપ્યો હોવાથી હિંદી પ્રજા લડાઈ તરફ ઘૃણાથી જ જોતી આવી છે. વળી પ્રજાના રક્ષણનો ઈજારો રજપુત અને એવી બીજી કોમોએ લેવાથી હિંદી પ્રજા કાયમની પાંગળી રહી. એમાં ભળ્યા આપણા સંતો, એટલે હિંદી પ્રજા અહિંસામય જ બની ગઇ. અધૂરામાં પૂરં અંગ્રેજ સત્તાએ હિંદી પ્રજાને નિઃશસ્ત્ર બનાવી. આમ આવી રાજનીતિને પરિણામે હિંદી પ્રજા શસ્ત્રોનો ઉપયોગ કેમ કરવો અને લડાઇ વિષેની માહિતીથી વંચિત રહી. આવી નીતિને પરિણામે આજે અંગ્રેજ સલ્તનતને પણ ખૂબ સહેવું પડયું છે. હાથે કર્યાં હવે અંગ્રેજ સરકારને હૈયે વાગ્યાં છે. પરિણામે હિંદના રક્ષણ માટે અમેરિકન સૈન્યોને બોલાવવાં પડયાં છે. અમેરિકન સૈન્યો પોતાની સાથે શસ્ત્રસામગ્રી પણ લાવ્યાં અને એ સૈન્યોને પુષ્કળ સગવડ પણ હિંદી સરકારને આપવી પડી. અત્યારે આ સૈન્યો માટે કરોડો રૂપીઆ હિંદી સરકારને ખર્ચવા પડે છે અને આ જંગી ખર્ચ હિંદી પ્રજા પર જાત-જાતના કરવેરાઓ નાંખીને વસુલ કરવામાં આવે છે. પરિણામે એ ભાર બાપડી હિંદી પ્રજાને સહન કરવો પડે છે. અમેરિકન સૈન્યો આવ્યાં, ત્યારે પ્રથમ તો હિંદમાં સારી રીતે ઉહાપોહ થયેલો; પરંતુ અમેરિકનોએ હિંદમાં જાહેર કર્યું કે તેઓ હિંદના રક્ષણ સિવાય બીજા કોઈ પણ કારણસર અહીં આવ્યા નથી; પરંતુ આવો પરોપકાર અમેરિકનો કરે એ આશ્ચર્ય જેવું તો છે જ. આવો પરોપકાર દુનિયામાં આજ સુધી કોઈ પ્રજાએ કર્યો હોય એવું જણાયું નથી.

અમેરિકાનો આટલો બધો આધાર શા માટે લેવો પડયો? કારણ કે હિંદી પ્રજા નિઃશસ્ત્ર છે. એને લડાયક જ્ઞાન નથી-અને એ પ્રજાને યુદ્ધ વિષયક જ્ઞાન અંગ્રેજ સરકારે કદી આપ્યું નથી, કારણ કે હિંદી પ્રજા શસ્ત્રો વાપરતાં શીખે તો તેમને હિંદી ભૂમિમાં રહેવું ભારે પડી જાય અને ગાંસડાં પોટલાં બાંધીને પોતાના દેશ ભેગું થવું પડે. આ ભયને લઇને હિંદી પ્રજાને નિઃશસ્ત્ર અને પરાવલંબી જ બનાવવામાં આવી છે અને એનાં કપરાં પરિણામો આજે અંગ્રેજોને સહેવાં પડે છે. જ્યાં તલવાર કે બંદુક પકડતાં જ ન આવડે તે વાપરે શી રીતે? આમ હિંદ સાધન સંપન્ન હોય અને શસ્ત્રાસ્ત્રોના ભંડાર હિંદમાં ભરપૂર હોય છતાં હિંદી પ્રજા તેનો ઉપયોગ કરી શકે તેવી સ્થિતિ પર નથી.

હિંદમાં શસ્ત્રાસ્ત્રો બનાવવા સરકારે કેટલાંક કારખાનાંઓ બાંધ્યાં છે. એમાં નાની નાની વસ્તુઓ તૈયાર કરવામાં આવે છે; પરંતુ હિંદ ધારે તો આખી દુનિયાને શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડી શકે. હિંદની ભૂમિમાં અઢળક લોખંડ છે. કાચી વસ્તુઓના મહામૂલા ભંડાર હિંદની જમીનમાં ભર્યાં છે. સારા કારીગરો અને મૂડીથી પણ હિંદ વંચિત નથી; પરંતુ આ બધું કરવા હિંદ અશક્ત છે, કારણ કે તે પરાધિન છે. હિંદી સરકારના હુકમ વિના તેનાથી એક ડગલું પણ આગળ ભરાતું નથી. આ કારખાનાં ચલાવવા માટે તેલ વિદ્યુતની અગાધ શક્તિ હિમાલયમાંથી નીકળતા ધોધ, નદી અને ઝરણાં ધરાવે છે, છતાં અત્યારે માત્ર ૬ ટકા જ જલવિદ્યુત શક્તિ હિંદમાં તૈયાર થાય છે, ૯૪ ટકાનાં સાધનો અણખેડાયેલાં પડયાં છે. અરે! હિંદમાં તો આખા મહાયુદ્ધને પહોંચી વળે તેટલાં સાધનો ઉત્પન્ન થઇ શકે. જો એને એની ઇચ્છિત વસ્તુ—આઝાદી—મળે તો. આઝાદી મળ્યા વિના હિંદ પ્રગતિના પંથે પગલાં માંડી શકે એ શકય નથી.

સાગર કાફલાનો વિચાર કરીએ તો જર્મન યુ-બોટો અને સબમરિનોએ ઠેઠ અમેરિકાના કાંઠા સુધીના વિસ્તારમાં સેંકડો સ્ટીમરો ડુબાડીને હાહાકાર મચાવી દીધો હતો. મિત્રરાજ્યો ૯૦ થી ૧૦૦ સ્ટીમરો દર માસે બાંધતું હોવા છતાં ડુબાડવાનું પ્રમાણ વધારે ને વધારે થવા લાગ્યું. આથી યુદ્ધ સરંજામને હેરવવા ફેરવવાનું મુશ્કેલ અને અતિ ખર્ચાળ બનતાં હિંદની સાગર-કાફલાની નીતિમાં થોડી શિથિલતા આવી. હિંદમાં દર વરસે ૫૦ હજાર કારીગરો તૈયાર કરવાનું નક્કી થયું અને ૨૦૦-૩૦૦ કારીગરોને વિલાયતમાં તાલીમ અપાઈ. આમ હિંદી સરકારે જ્યારે આગ લાગી ત્યારે કૂવો ખોદવો શરૂ કર્યો.

ધીમે ધીમે અમેરિકાએ અપૂર્વ હિંમત અને કુશળતાથી જર્મનીની યુ-બોટો અને સબમરિનોનો નાશ કરવા માંડયો અને એમાં કેટલાક અંશે સફળતા પણ મળી; પરંતુ સેંકડો સ્ટીમરો ડુબવાને લીધે સાથી રાજ્યોને ખૂબ સહેવું પડયું. સાગર-કાફલો મજબૂત બનાવવા માટે હિંદમાં જે પ્રયાસો થયા છે, તે નજીવા અને યુદ્ધ પૂરતા જ કહી શકાય.

અત્યારે તો હિંદમાં ન છૂટકે બ્રિટનને વિમાનો પણ બનાવવાં પડે છે. સ્ટીમરો પણ જુજ સંખ્યામાં બંધાય છે; પરંતુ આ પ્રમાણ બહુ જ ન્હાનું કહી શકાય. આવડા વિશાળ દેશને માટે એ પ્રયત્નો નજીવા જ ગણી શકાય.

સંપૂર્ણ સ્વરાજ મળે તો હિંદ ખૂબ વિકાસ સાધી શકે, પરંતુ હિંદને પરાધિનતાના પિંજરમાંથી બહાર લાવવામાં ન આવે—જ્યાં સુધી હિંદને મુક્ત કરવામાં ન આવે—જ્યાં સુધી હિંદમાંથી ગુલામીનું કારમું કલંક નાબૂદ ન થાય, ત્યાં સુધી હિંદ અંગ્રેજને સાચો સહકાર ન જ આપી શકે. ખભેખભા મિલાવીને હિંદી સૈનિકો સાથી રાજ્યોના સૈનિકો સાથે ત્યારે જ લડી શકે, કે જ્યારે હિંદને સંપૂર્ણ સ્વરાજ્ય મળે. જ્યારે અંગ્રેજ સરકાર હિંદને નોકર ન માનતાં સાચો મિત્ર બનાવે.

**હૈદ્રાબાદ (નિઝામ)** : આ દેશી રાજ્ય હિંદનાં બધાં દેશી રાજ્યોમાં મોટું છે. દક્ષિણ હિંદમાં આ દેશી રાજ્ય ૮૨,૬૯૮ ચો. મા.નો વિસ્તાર ધરાવે છે. એની વસતી ૧,૫૩,૩૮,૫૩૪ની છે. તેમાં ૧,૨૦,૯૯,૩૫૮ હિંદુઓ અને ૨૦,૯૭,૪૭૫ મુસલમાનો છે. એના ઉત્તર ભાગમાં ઘઉં, કપાસ અને દક્ષિણ ભાગમાં ચોખા પાકે છે. એના પર્વતોની હારમાળાઓમાં જંગલો આવેલાં છે પણ તેમાં ઊંચી જાતનું લાકડું તૈયાર થતું નથી. રાજ્યની પેદાશ ૯ કરોડ રૂપિયા જેટલી છે. આ રાજ્યમાં નીઝામશાહી રૂપિયાનું ચલણ છે. નોટોનું ચલણ સૌ દેશી રાજ્યોમાંથી માત્ર નિઝામમાં જ પોતાનું છે.

**ખેતી**—આ રાજ્યમાં ખેતીમાં ચોખા, ઘઉં, ચણા, કઠોળો, જુવાર, બાજરી, રાગી, મકાઈ, અળશી, તલ, સિંગદાણા, એરંડીઆ, શેરડી, શણ, તમાકુ, ફળો, શાકો અને ઘાસ થાય છે. કાળી ભૂમિમાં કપાસનું મોટું વાવેતર થાય છે, તેમાં મોટે ભાગે

ટૂંકા તારનો કપાસ ઉત્પન્ન થાય છે, કપાસ ૧૯૩૯-૪૦માં ૩૦,૯૯,૦૦૦ એકરમાં વવાયો હતો. ૬,૩૫,૦૦૦માં ચોખા, ૧૨,૫૦,૦૦૦ એકરમાં ઘઉં, ૩,૮૭,૦૦૦ એકરમાં એરંડિયા, ૧૬,૭૫,૦૦૦ એકરમાં સિંગદાણા, ૪,૬૩,૦૦૦માં અળશી અને કઠોળ વાવવામાં આવે છે. ૩૫,૦૦૦ ચો. મા. માં ખેતીનો વિકાસ છે. ફળો પણ જાતજાતનાં ઉગે છે. બીજી પણ અનેક પ્રકારની ખેતી ત્યાં થાય છે. હજી ખેતી યોગ્ય જમીન ઘણો વિકાસ માગે છે.

**ખનીજો**—આ રાજ્યમાં ખનીજોમાં ગોવલકોંડામાં આગળ હીરાની મોટી ખાણો હતી હાલ બંધ છે. ૧૯૩૯માં ૧૧,૧૪,૫૬૮ ટન કોલસા સિંગારની ખાણમાંથી નીકળ્યા હતા. લોઢું પણ પુષ્કળ છે બીજાં ખનીજો પણ પુષ્કળ છે, પણ વિકાસ માગે છે.

**ઉદ્યોગો**—ગૃહઉદ્યોગોથી કાપડ પુષ્કળ બનાવવામાં આવે છે. પૈઠણ અને ઔરંગાબાદમાં કીનખાબ બને છે, વારંગલ અને મલમલ માટે રેશમના કીડા ઉછેરાય છે. રાજ્યના ઉત્તેજનથી, રસાયન, કાર્બન પેપર, દવાઓનાં નાનાં કારખાનાં સ્થપાયાં છે હૈદ્રાબાદમાં સરકારી આશ્રય નીચે કાપડની મિલ છે. કેટલાક જીન-પ્રેસો પણ છે. ૬ કાપડની મિલો છે. એક રંગ બનાવવાનું કારખાનું છે. સાબુ, ચારકોલ અને નળીયાં બનાવવાનાં કારખાનાં પણ છે.

આ રાજ્ય પાસે કોઈ પણ બંદર નથી, પણ પોતાની રેલ્વે છે. પરદેશો સાથેનો વેપાર નથી, પણ હિંદના બીજા પ્રદેશો સાથે મુખ્ય વેપારમાં દર વર્ષે ૪॥ લાખ ગાંસડીની નિકાસ થાય છે. લોકો કાનડીને તેલુગુ ભાષા અને થોડા પ્રમાણમાં મહારાષ્ટ્રિય બોલે છે.

હૈદ્રાબાદમાં ઓસમાનિયા વિશ્વવિદ્યાલય રાજ્ય તરફથી સ્થપાયું છે. તેમાં ઉર્દૂદ્વારા શિક્ષણ અપાય છે. રાજ્યમાં ઘણાખરા અધિકારો મુસલમાનોને અપાયા છે.

**હોલ્કર રાજ્ય** : આ રાજ્ય મધ્યહિંદ એજન્સીમાં આવેલું છે. એનું ક્ષેત્રફળ ૯,૯૦૨ ચો. મા. નું અને વસતી ૧૩,૨૫,૦૮૯ ની છે, હિંદી અને હિંદુસ્તાની ભાષા ત્યાં વપરાય છે. રાજ્ય મરાઠા હોલ્કરનું છે. આ રાજ્યમાં માળવાનો પ્રદેશ આવેલો છે, તેમાં અફીણ અને કપાસની પેદાશ થાય છે. ખેતીમાં અનાજ અને તેલિબીયાં મુખ્યત્વે પાકે છે. ખનીજો મોટા પ્રમાણમાં વિકાસ માગી રહ્યાં છે. આ રાજ્યમાં ૨૮ શહેરો અને ૩,૬૫૯ ગામડાંઓ છે. ખેતી એ મુખ્ય છે. રાજ્યમાં ૭ કાપડની મિલોમાં ૨૧,૦૦૦ મજૂરો કામ કરે છે, તેમાં ૬,૨૯૬ ચરખા છે. બીજા જિનો અને પ્રેસો મોટા પ્રમાણમાં છે. દર વર્ષે ૨॥ કરોડ રૂપિયાનું કાપડ તૈયાર થાય છે. આ રાજ્યમાં ૧૯૬ આટાનાં કારખાનાં છે. ખાંડનું એક નાનું કારખાનું છે. એક કારખાનામાં ગૂંથેલા મોજાં અને ગંજીફરાક બને છે. ખાંડ અને કાગળનું પણ એક એક કારખાનું છે. મુખ્ય શહેર ઇન્દોરની વસતિ ૧,૪૬,૨૮૩ માણસોની છે. મુંબઈથી તે ૩૭૪ માઇલ દૂર છે. શિક્ષણમાં આ રાજ્ય પછાત ગણાય.

# પરિશિષ્ટ

# ૧૯૩૯ થી ૧૯૪૪ સુધીનું હિંદનાં સાધનો અને અર્થશાસ્ત્રનું અવલોકન

**(સંપાદકિય નોંધઃ—આ કૃતિમાંની લેખનસામગ્રી પાછલા દાયકાઓનાં વર્ષોના અભ્યાસ અને તારણોનો પરિપાક હોઈ તેમાં અવારનવાર અદ્યતનતા અનેક કારણોને લીધે લાવી શકાઈ ન હોય, તેથી પૂરક ભાગ એ ક્ષતિને દૂર કરી અભ્યાસીઓને અનુકૂળ સાર પૂરો પાડશે.)**

### હિંદ યુદ્ધમાં

હિંદનું યુદ્ધ સમયનું અર્થશાસ્ત્ર બહુ ગુંચવાયેલું, મુશ્કેલ અને દુઃખમય બન્યું છે. જાપાન સાથેના યુદ્ધને માટે અંગ્રેજોએ હિંદને મુખ્ય મધ્યસ્થળ બનાવ્યું છે. હિંદની બ્રિટિશ આશ્રિત સરકારે પ્રજાની સંમતિ વગર આ યુદ્ધમાં ઝંપલાવ્યું છે. હિંદનાં સર્વે સાધનો ધરી રાજ્યો, જાપાન અને જર્મનીની સામે મૂકાયાં છે. હિંદમાં વીશ લાખથી વધારે સૈનિકોને લશ્કરી તાલીમ અપાઇ છે. હિંદી સૈનિકોને ઇજિપ્ત, લીબીઆ, એબીસીનીઆ, સોમાલીલેન્ડ, ત્રીપોલી, સીસીલી, ઇટાલી, ગ્રીસ, ફ્રાન્સ, આસામ, બ્રહ્મદેશ, ઈરાન, અને બીજાં યુદ્ધ ક્ષેત્રોમાં લડવા મોકલવામાં આવ્યા છે. આ વીસ લાખ સૈનિકોને માટે ભોજન-સામગ્રી પૂરી પાડનારાં વાહનો ચલાવનારા, તાર ટેલીફોનવાળા, મજૂરો, ડૉકટરો, નર્સો, કારખાનાંવાળાઓના ચાલકો, એંજિનિયરો, તોપચીઓ, ખલાસીઓ અને એવાં એવાં કુલ આશરે બે કરોડ હિંદી પ્રજાજનો રોકાયાં હોવાની કલ્પના છે. હિંદમાં હમણાં મુખ્ય ધંધો યુદ્ધનો જ છે. એની સર્વે શક્તિઓનો ઝરો યુદ્ધ તરફ વળી રહ્યો છે. જાપાન સામેનું યુદ્ધ હજી બે ત્રણ વરસ ચાલે તેમ છે. જર્મનીના વિજય પછી જાપાન સામે સાથી સૈન્યોની સર્વે શક્તિઓનો ઉપયોગ થશે. હિંદમાં યુદ્ધની ભયંકરતા હજી સંપૂર્ણ રૂપે આવવાની વકી છે.

### હિંદનાં સાધનોનો યુદ્ધમાં વપરાશ

યુદ્ધ માટે હિંદનાં ઘણાંખરાં કારખાનાંઓ સાધનો બનાવે છે. હિંદનાં લોઢા અને પોલાદનાં કારખાનાંઓ યુદ્ધનો સામાન મુખ્યત્વે બનાવે છે. હિંદની રેલ્વેઓ મુખ્યત્વે યુદ્ધના વાહન તરીકે કાર્ય કરે છે. હિંદની સ્ટીમરો અને વહાણવટું પણ યુદ્ધ કાર્યમાં રોકાયેલું છે. હિંદની કોલસાની ખાણો પણ યુદ્ધ કાર્યમાં પોતાનો ફાળો આપે છે. કાપડની મિલો જોઇતું કાપડ સૈનિકો માટે પૂરું પાડે છે. હિંદનાં મોટર અને મોટરલૉરીઓ પણ યુદ્ધના કામમાં ફાળો આપે છે. તાર, ટપાલ, ટેલીફોન પણ સૈનિક કાર્યમાં રોકાયેલાં રહે છે. હૉસ્પીટલોએ ડૉકટરો, દવાઓ અને ચિકિત્સાનાં સાધનો યુદ્ધ માટે મૂક્યાં છે. એંજિનિયરો, કલાર્કો, મજૂરો, યંત્રશાસ્ત્રીઓ, વિદ્યુતના જાણનારા એવા એવા અનેક ધંધાદારીઓ યુદ્ધના કામ માટે રોકાયા છે. હિંદનાં ખેતરોની પેદાશ પણ યુદ્ધ કામમાં પોતાનો ભાગ આપે છે. હિંદમાં પેદા થતાં રસકસો પણ યુદ્ધના સૈનિકોના ખોરાક માટે પહોંચે છે. હિંદની દરેકે દરેક પેદાશનો મોટા પ્રમાણમાં યુદ્ધ કાર્ય માટે ઉપયોગ થયો છે.

### યુદ્ધથી હિંદને નુકશાન

યુદ્ધથી હિંદની પ્રજાને ભયંકર હાડમારીઓ, દુઃખો, સંકટો અને નુકશાન સહન કરવું પડ્યું છે. આસામ સિવાય હિંદથી યુદ્ધ ખરેખર રીતે દૂર રહ્યું છે; પરંતુ યુદ્ધની અવ્યવસ્થાને લીધે હિંદમાં દુકાળ, મોંઘવારી, ભૂખમરો, મરણો અને રોગચાળો પેદા થયાં છે. બંગાળ અને દક્ષિણ હિંદના બધા દુકાળો આ યુદ્ધની ખોરાકીની અવ્યવસ્થાને લીધે થયા છે. દુકાળથી લાખો મનુષ્યો ભૂખમરાથી મરી ગયાં છે. કરોડો માણસો યુધ્ધના અંગે ઉત્પન્ન થયેલાં આડકતરાં કારણોથી રોગોથી મરણ પામ્યા છે, કે શક્તિહીન થયા છે. કરોડો હિંદીઓનાં શરીરો રોગો અને ભૂખમરાથી નિર્માલ્ય અને શક્તિહીન બન્યાં છે. મહાયુધ્ધમાં સર્વે પ્રજાઓની મનુષ્યશક્તિને જેટલી નુકશાની યુધ્ધક્ષેત્રોમાં થઇ છે, તેના પ્રમાણમાં હિંદને ઓછી મનુષ્યશક્તિની નુકશાની રોગો અને ભૂખમરો થયાં છે.

## યુદ્ધમાં વેપાર

હિંદનાં સર્વે સાધનો યુદ્ધમાં રોકાયેલાં છે. આવા સમયમાં હિંદનો વેપાર સર્વે યુદ્ધ કાર્યમાં રોકાયો છે. માલની આયાત અને નિકાસ અને પરદેશનો વેપાર સર્વે જખમાયો છે. વેપાર માટેનાં મુખ્ય સાધનો, સ્ટીમરો, રેલ્વે, મોટરલોરીઓ અને જૂની જાતનાં વાહનો મુખ્યત્વે યુદ્ધ માટે જ વપરાય છે. પ્રજાની જરૂરિયાતો અને નિભાવ માટે વેપાર આવશ્યક છે; પરંતુ યુદ્ધકાર્યનું ક્ષેત્ર એટલું બધું પ્રસરેલું છે કે વેપાર અત્યંત ગૌણ ભાવને પ્રાપ્ત થયો છે. પ્રજાનાં જીવન ટકાવવા માટે વસ્તુઓની આમદાની નિકાશ કરાય છે. પોતાના દેશમાં પેદા થતી વધારાની વસ્તુઓ બીજા દેશોની જરૂરિયાતો પ્રમાણે પૂરી પાડવી અને પોતાના દેશની પ્રજાને અગત્યની વસ્તુઓ જે દેશો પાસે વધારો હોય તે દેશો પાસેથી મંગાવી, આયાત કરવી એનું નામ વેપાર છે. યુદ્ધ આ કુદરતી વ્યવહારના માર્ગમાં આડું આવે છે. યુદ્ધના લાખો સૈનિકો અને એમના લાખો સહાયકોને માટે પ્રથમ ખોરાકી, પોશાકી અને જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડવી પડે છે. બાકીની વધેલ વસ્તુઓ પ્રજાને જિંદગીના નિભાવ માટે અપાય છે.

## ધીખતી ધરા

યુદ્ધના સૈનિકોને માટે તાત્કાલિક જોઇતી દરેક વસ્તુ મેળવી લેવાય છે. ઓચિંતી જરૂર પડે તે માટે આ વસ્તુઓનો મોટો સંગ્રહ રખાય છે. પીછેહઠ કરવી પડે ત્યારે સેનાધ્યક્ષ મોટા વસ્તુસંગ્રહના ભંડારને દારૂગોળાથી સળગાવી દે છે. આ સિવાય જર્મનોએ કુલ સવાત્રણ કરોડ ટનની સ્ટીમરો ડુબાડી, તેમાં અનાજ, પોશાક અને બીજી વસ્તુઓનો કરોડો ટનનો નાશ કર્યો છે કે જે સમુદ્રના તળીએ પહોંચી ગયો છે. વિજેતા સૈનિકો પણ ભયંકર તોપમારાથી શહેરો સાથે સંગ્રહાયેલી પુષ્કળ વસ્તુઓનો નાશ કરે છે. આકાશગામી વિમાનો પણ ગગનચુંબી આગો લગાડી બોમ્બગોળાથી સત્યાનાશ વાળે છે. આ સિવાય રશિયાના સરમુખત્યાર મો. સ્ટેલીને "ધીકતી ધરા"-ની જે નવી આજ્ઞા બહાર પાડી હતી, તેને અનુસરી શત્રુઓના દબાણથી પીછેહઠ કરતી સેના પોતાના દેશનાં ગામડાઓ અને શહેરોમાં અગ્નિનું તાંડવ નૃત્ય કરતી જાય છે. શત્રુના હાથોમાં ઉપયોગી વસ્તુઓ ન પડે તે માટે દરેક ઉપયોગી વસ્તુ ખાનગી કે પ્રજાકિયનો નાશ થાય છે.

## યુદ્ધ અને હિંદનું અર્થશાસ્ત્ર

હિંદનો દાખલો લ્યો. હિંદની ભૂમિ એકાદ પ્રાંતના અપવાદ સિવાય યુદ્ધના સાક્ષાત દર્શન કે અનુભવ મેળવી લેવા ભાગ્યવાન કે કમનસીબ બની નથી. છતાં હિંદનું અર્થશાસ્ત્ર કેવું કાકડા રૂપે મુંઝાઇને વિકૃત બન્યું છે! યુદ્ધના અંગે જિંદગી માટેની વસ્તુઓના પ્રમાણમાં ત્રણથી દશ ગણા વધી ગયા છે. રૂપિયાની કિંમત વસ્તુઓના પ્રમાણમાં માત્ર છ આના રહી છે. નાણાનો છ ગણો ફુગાવો થઇ મોંઘવારીની ઇમારત ચણાઇ છે. કરોનો બોજો ત્રણ ચાર ગણો વધ્યો છે. નાણાંના કાગળીઆંની ભારે છત થઇ પડી છે. સૈનિક ખર્ચ ૫૫ કરોડથી વધીને ૩ અબજના મથાળે પહોંચ્યું છે. સરકારી બજેટોમાં પચાસ ટકા ઉપર ખાદ લાગે છે. આથી દર વરસે અબજ ઉપર રૂપિયા સરકાર ઉધાર લે છે. હિંદી સરકારનો યુદ્ધનો ખર્ચો દરરોજનો રૂ. ૨॥ કરોડનો છે. આથી ૧૯૪૪ ના વર્ષમાં ૮૨॥ કરોડ રૂપિયાનો વધારે ખર્ચો યુદ્ધ ઉપર થયો છે. વેપાર વાણિજ્ય બંધ જેવાં છે. આથી પ્રજાને વધારાનાં નાણાં સરકારી લોનો સિવાય બીજે રોકવાનું સ્થાન નથી. પ્રજાના થોડા ધનવાનો એટલે આશરે વીશેક લાખ માણસો વધારે ધનવાન બન્યાં છે. જ્યારે બાકીનાં ૩૯॥ કરોડ પ્રજાજનો મોંઘારતના વમળમાં ગોથાં ખાય છે.

## યુદ્ધકાળનો વેપાર

યુદ્ધ સમયનો વેપાર સ્ટીમરો, રેલ્વે તથા વાહનોની તંગીને લીધે બંધ જેવો છે. હિંદનો આંતરપ્રાંતિય વેપાર પણ ભાવબંધી, માપબંધી, અને અંકુશોથી સુકાઈ જવા આવનાર તળાવના જળ જેવો બન્યો છે. પરદેશોથી આવતી પાકી વસ્તુઓ લોઢા, પોલાદ, ચામડાં, કાચની બનેલી ચીજો, દવા, દારૂ, કાગળો, સ્ટેશનરી, પુસ્તકો, મુદ્રણકળાની વસ્તુઓ વગેરે ચીજો આવતી બહુ જ ઘટી ગઇ છે. એ સર્વે વસ્તુઓનાં ઘણાંખરાં કારખાનાંઓ હવે યુદ્ધનાં માટેની ઉપયોગી વસ્તુઓ બનાવે છે. ઉપરાંત વસ્તુઓ મળે તો પણ તે લાવવા માટે સ્ટીમરોની

તંગી છે. જર્મન સબમરિનો, વિમાનો અને યુદ્ધની જરૂરિઆતોએ સમુદ્રનો વેપાર એકદમ ઘટાડી દીધો છે. હિંદમાં બનતી વસ્તુઓ પણ સરકાર સૈનિક કામ માટે લઇ લે છે. આ સિવાય રેલ્વે પણ યુદ્ધના કામમાં ઘણે ભાગે રોકાયલી છે, આથી આપણો આંતરપ્રાંતિય વેપાર પણ પુખ્ત નદીના ઉનાળાના પ્રવાહ જેવો બની રહ્યો છે. વેપારના નિયમન માટે સરકારી અંકુશો અને આજ્ઞાપત્રો એટલા મોટા પ્રમાણમાં નીકળ્યાં છે કે વેપાર ગુંગળાઇ ગયો છે. કાળાં બજારોની વિપૂલતાએ વેપારને ગળે ટૂંપો દીધો છે.

## કંટ્રોલ રેશનિંગ

હિંદમાં ૧૭૫ કરોડ રૂપિયાની નોટો ચાલુ યુદ્ધ પહેલાં ચલણમાં હતી. હમણાં ૧,૦૦૦ કરોડની નોટો ફેલાવામાં છે. આથી રૂપિયાની ખૂબ છત થઇ પડી છે. ધનવાન માણસો પાસે નાણાંની છૂટ વધારે થવાથી તે વધારે મોજશોખની વસ્તુઓ પાછળ વાપરે છે. ચલણમાં અસાધારણ ફુગાવો થવાથી વસ્તુઓની કિંમત વધી છે. રૂપિયાની કિંમત ઘટી છે અને ખોરાકી-પોશાકીની વસ્તુઓની કૃત્રિમ અછત ઉભી થઇને એની કિંમત વધી છે. ખોરાકી-પોષાકીનાં કાળાં બજારો અસ્તિત્વમાં આવવાથી બજારમાં માલનો પ્રવાહ આવતો કૃત્રિમ રીતે અટકી ગયો. પરિણામે ખોટી અછત ઉભી થઈ, ભાવોમાં અસાધારણ ઉછાળો આવ્યો. આથી સરકારને વચ્ચે પડવું પડયું. એમણે પ્રાંતબંધી, ભાવબંધી દાખલ કર્યાં; પરંતુ પ્રાંતિક સરકારોના લોભને લીધે અને હિંદી સરકારના ખાતાઓની અનાવડતને લીધે વસ્તુનું કોકડું ઉલ્ટું વધારે ગુંચવાયું, ખોરાકીની વસ્તુઓની સગવડ ભરેલી વહેંચણી થઇ નહિ. ક્યાંક વસ્તુઓની મોટા પ્રમાણમાં અછત થઇ પડી. ક્યાંક અનાજ સડીને મોટા પ્રમાણમાં નાશ પામ્યું હતું.

## મોંઘવારી-ફુગાવાનું પરિણામ

હિંદમાં બ્રિટિશ સરકારના હિસાબે સૈન્યો માટે જે માલ ખરીદ થાય છે, તેનાં નાણાં બ્રિટિશ સરકાર હિંદી સરકારને પૌન્ડનાં કાગળીઆંમાં લંડનમાં આપે છે. આ નાણાં હિંદમાં લાવવા માટે સગવડ ન હોવાથી લંડનમાં જ જમે પડયાં રહે છે. આથી દેશમાં નાણાંનો ફુગાવો વધી મોંઘારત લગભગ સાડા ત્રણ ગણી થઇ છે. છેલ્લાં ત્રણ અઠવાડિઆં થયા ( ડિસેમ્બર ૧૯૪૪ થી ) ફુગાવો વધતો જ જાય છે. આવતા ૧૯૪૫માં પણ આ જ સ્થિતિ ચાલુ છે. હિંદની પ્રજાના આર્થિક વહેપારી હિતો અને પ્રજાની જિંદગીની જરૂરિયાતો ઉપર આ ફુગાવાની નીતિ ખરાબ અસર કરે છે. ૧૯૪૪ માં હિંદી સરકારે કુલ ૧૭૪ કરોડ નોટનું ચલણ વધાર્યું છે. બ્રિટિશ સરકાર પર હિંદનું એટલું કરજ વધ્યું છે. બ્રિટિશ સરકાર આર્થિક સંકડામણ અને તકલીફમાં છે. અમેરિકા મોટી લોન બ્રિટિશ સરકારને આપવાની ફરજ પાડશે. આથી હિંદનું વધતું જતું કરજ બ્રિટિશ સરકાર હમણાં કે નજદિકના ભવિષ્યમાં આપી શકે તેમ નથી. તેમ ક્યારે અને કેવી રીતે આપશે તે માટે પણ ચૂપકીદી સેવવામાં આવે છે.

## પરદેશોના ફુગાવા સાથે સરખામણી

હિંદમાં નોટોના ચલણનો ફુગાવો ૧।।। અબજમાંથી વધી ૧૦ અબજ ઉપર પહોંચ્યો છે. ૭ ગણો વધારે ફુગાવો થયો છે. જ્યારે બ્રિટનમાં સરકારની જાગૃતિથી માત્ર અઢી ગણો કાગળીઆંના ચલણનો ફુગાવો વધ્યો છે. સાધારણ રીતે ઈંગ્લેંડમાં ૫,૨૯૫ લાખ પૌન્ડની નોટો ચલણમાં ફરતી હતી. ૧૯૪૪ના ડિસેમ્બરની આખરમાં ૧૨,૫૫૭ પૌન્ડની ચલણની નોટો એટલે અઢી ગણો ફુગાવો થયો છે. અમેરિકાના યુ. સ્ટેટ્સમાં પણ સરકારી જાગૃતિને લીધે માત્ર બેથી અઢી ગણો ફુગાવો થયો છે. આ બન્ને દેશો તો યુદ્ધના મુખ્ય કેન્દ્ર રૂપે છે. બન્ને દેશોમાં સરકારે કડક અંકુશો, ભાવબંધી અને માપબંધી લાવીને પચીશથી ચાલીશ ટકા જ વસ્તુઓના ભાવમાં વધારો કરવા આપ્યો છે. હિંદમાં તો ફુગાવાના ૬૦૦ ટકાના વધારાથી, વસ્તુઓના ભાવોમાં ત્રણથી સાડાત્રણ ગણો વધારો થયો છે. ઑસ્ટ્રેલીઆ પણ જાપાન સાથેના યુદ્ધમાં મુખ્ય મથક છે. છતાં ઑસ્ટ્રેલીઆના ચલણમાં માત્ર ૨૮૫ ટકાનો ફુગાવો અને માલના ભાવોમાં ૨૨ થી ૪૦ ટકા જ વધારો થયો છે.

## હિંદી સરકારની લાચારી

હિંદી સરકારનું આર્થિક તંત્ર બ્રિટનની પૂંછડીએ બાંધ્યું છે. હિંદી રૂપિયો હિંદી સ્રીની પેઠે બ્રિટનને

ારણી પરાધિન દશામાં છે. બ્રિટનના હાથમાં હિંદના અર્થશાસ્ત્રની લગામ છે. બ્રિટન જેટલી દોરી ખેંચે છે, તેટલાં પગલાં હિંદનું અર્થશાસ્ત્ર ભરે છે. હિંદનું અર્થશાસ્ત્ર કેટલું પરાધિન થયું છે, તે હિંદના હમણાં જ નિવૃત થયેલા નાણા સચિવ સર જેરેમી રેઇસમેને હિંદી મધ્યસ્થ ધારાસભામાં આવકજાવકનું છેલ્લું અંદાજપત્ર રજૂ કરતાં ભાષણ આપી જણાવ્યું હતું. આ રહ્યા એના શબ્દો:—

"હિંદના અર્થતંત્ર ઉપર જરાયે વધુ બોજો નાખવામાં આખું અર્થતંત્ર તૂટી પડવામાં જોખમ છે. માટે વહેલામાં વહેલી તકે હિંદી પ્રજા ઉપર આર્થિક કરબોજો ઘટાડવામાં આવશે."

સર જેરેમી રેઈસમેનના આ આશીર્વાદ ખોટા અને નિષ્ફળ જણાયા છે. કારણ કે ૧૯૪૪ ના ક્રિસ્ટમસને ટાંકણે યુરોપિયન એસોસિએટેડ ચેમ્બર ઓફ કોમર્સની બેઠકમાં ભાષણ કરતાં હિંદના હાલના વાઇસરોય લોર્ડ વેવેલે જણાવ્યું હતું કે:—

"હિંદને હજી વધુ આર્થિક બોજો ઉપાડવો પડશે. ૧૯૪૫ નું વર્ષ હિંદ માટે અતિશય આર્થિક બોજાવાળું હશે."

યુધ્ધ ૧૯૪૫ માં અતિશય જોસ પકડશે. જાપાન સામેનું યુધ્ધ અમેરિકાના મહાન અનુભવીઓની ગણત્રી પ્રમાણે જર્મની સાથે મહાયુધ્ધ પૂરું થયા પછી પણ અઢાર માસ ચાલવા વકી છે. જર્મની સાથેનું યુધ્ધ પણ ૧૯૪૫ ની આખરમાં પુરું થવાનો સંભવ દેખાય છે એટલે યુદ્ધ ૧૯૪૭ માં ખેંચાય એવી આગાહીઓ અનુભવીઓ કરે છે. આથી હિંદના આર્થિક તંત્રને ભારેમાં ભારે નુકશાન ભોગવવું પડશે, કારણ કે હિંદ બ્રિટનને પરાધીન દેશ છે. ભવિષ્ય કાળું દેખાય છે.

## હિંદના આર્થિક તંત્ર ઉપર અસર

હિંદી સરકારનો વહિવટી ખર્ચ આખા જગતમાં સૌથી વધારે અને મોંઘો છે, તેમ " મર્કટ અને વળી મદિરા પીએ " એ પ્રમાણે યુદ્ધનું વધતું જતું ખર્ચ આવ્યું છે. હિંદી સરકારે હિંદી પ્રજાની કાંધ ઉપર એ બેવડી વળી જાય, તેટલા કરવેરા નાંખ્યા છે. લોર્ડ વેવલ, હિંદના વાઈસરોય આ કરવેરાના પોલાદી બોજામાં હજી પણ વધારો કરીને એને ભયંકર પ્રમાણમાં બનાવવાનો ઇશારો કરે છે. હિંદી સરકારે મોટા કરવેરાથી ૧૯૪૪ માં મોટી રકમનાં નાણાં ભેગાં કર્યાં હતાં. તે સિવાય આ વર્ષમાં લોનો મારફત અને અગાઉથી આવકવેરાને પેટે લેવાતા નાણાંથી કુલ ૨૨૪ કરોડ રૂપિયા મેળવ્યા છે. ૧૯૪૫નો લશ્કરી ખર્ચ ૧૯૪૪ કરતાં ઘણો વધારે પ્રમાણમાં હિંદને ભોગવવો પડશે. હિંદી વેપારીઓનો ૧૯૪૫ માં નફો અને ભાવબંધી અને વેપાર સરકારના હાથમાં જવાથી ધારો એટલે આવકવેરાની આમદાની ઓછી થવા વકી છે કરબોજો જો અત્યંત વધારે પ્રમાણમાં નાખવામાં આવે તો તેની પેદાશ પણ ઓછી થતી જાય છે. હિંદી સરકારને અને પ્રજા માટે ૧૯૪૫ નું આર્થિકતંત્ર વધારે મુંઝવણ અને કોયડા રૂપ બનશે.

## બ્રિટન અને અમેરિકાની બાજી

ડમ્બર્ટન ઓક અને બીજી પરિષદોમાં બ્રિટન અને અમેરિકા વચ્ચે ભવિષ્યના જગતના વેપાર અને ઉદ્યોગો ઉપર કાબૂ મેળવવાની નીતિ સંબંધી મતભેદ છે. બંને પોતાનાં ધ્યેયો ભિન્ન ભિન્ન આદર્શથી રજૂ કરે છે. જર્મની અને જાપાનના પરાજય માટેનો પ્રથમ નિશ્ચય હોવાથી યુદ્ધની સમાપ્તિ સુધી બંને મહારાજ્યોને એક બીજાની હુંફમાં ખભેખભો મેળવીને ઉભવાનું છે, પણ યુધ્ધ પછી જગતમાંના દેશોનો આર્થિક વિજય અને બજારો મેળવવા બંને મહારાજ્યોના આદર્શો વચ્ચે સમાનતા નહિ સચવાય. જર્મનોના ડીસેંબર ૧૯૪૪ ની આખરે આક્રમણ શરૂ થતાં પહેલાં અમેરિકા અને ઈંગ્લેન્ડમાં સૈનિક જરૂરિયાતો ઘટાડીને વેપાર માટે વધારે માલ તૈયાર કરવાની પ્રવૃતિ હતી, પણ જર્મનોના મહાઆક્રમણના કારણે એ પ્રવૃત્તિ મંદ કરીને સૈનિક ઉત્પાદનને વધારવામાં આવ્યું છે, પણ યુધ્ધ પૂરું થતાં જ, અમેરિકા વેપારી ઉત્પાદનમાં ચાલીશ ટકા વધારો કરવા ધારે છે. બ્રિટન પણ પોતાના આર્થિક હિત માટે કોઇ રીતે એટલું જ વેપારી ઉત્પાદન વધારીને પેદાશ વધારવા પ્રયત્નો કરશે. હિંદના નશીબમાં એશિયાના યુધ્ધના ખર્ચનો બોજો લદાશે. ૧૯૪૫નું હિંદનું આર્થિકતંત્ર વધારે પ્રમાણમાં

અસહ્ય બને એવા સંયોગો દેખાય છે. પરમાત્મા આ ગરીબ દેશને મદદ કરે એવી પ્રાર્થના એ દયાળુના ચરણે છે.

## હિંદની હમણાંની મુશ્કેલીઓ

હિંદી પ્રજા ખૂબ મુશ્કેલીઓનો સામનો કરી રહી છે. થોડા લાખ વેપારી અને ઉદ્યોગપતિઓને કદાચ ઘી કેળાં હશે; પરંતુ કરોડોની વસતિ અત્યંત દુઃખી છે. એમની ખોરાકી માટેની વસ્તુઓ ભારે મોંઘી બની છે. એમને પોશાકીની વસ્તુઓ, ગ્યાસલેટ, કોલસા, બળતણ, ખાંડ, ગોળ અને ઘી, તેલ અત્યંત મોંઘાં બન્યાં છે. છતાં પૂરતા પ્રમાણમાં મળતાં નથી. કાળાં બજારોએ તો હિંદમાં ભારે તકલીફો અને દુઃખદ સ્થિતિ ઉભી કરી છે. પ્રાંતિય સરકારોએ લોભથી ભારે નફાખોરી કરી પ્રજાને મોટો અન્યાય કર્યો છે. હિંદી સરકારની ફુગાવાની નીતિથી મોંઘારત રૂપી રાહુએ હિંદી પ્રજાને ગ્રહણ લગાડયું છે. કરવેરાની હદ નથી. દુકાળ અને રોગચાળો આ સર્વના પરિણામ રૂપે હિંદની ૩૯ કરોડની પ્રજાને સતાવી રહ્યો છે. યુરોપના કેટલાક રાજ્યોની પ્રજાઓ એમના દેશોના આક્રમણોથી ભારે તકલીફો ભોગવી રહી છે. તેના પ્રમાણમાં હિંદી પ્રજા વધારે પ્રમાણમાં દુઃખો સહન કરે છે. ભવિષ્યના વાતાવરણમાં આશાનાં સોનેરી કિરણો કયાં પણ દેખાતાં નથી. "પરાધીન સ્વપ્ને સુખ નાહિ" એ તુલસીદાસજીનું કથન યોગ્ય જ છે.

## હિંદનો પરદેશી વેપાર

હિંદના પરદેશના વેપાર સંબંધી સંપૂર્ણ ચિત્ર રજૂ કરવામાં એક મોટી તકલીફ ઉભી થઇ છે. હિંદના અર્થશાસ્ત્ર સાથે હિંદી વેપાર અતલગનો સંબંધ ધરાવે છે, પણ વેપારના આંકડાઓ અધુરા ચિત્રને રજૂ કરે છે. હિંદી સરકારના સોદાઓના આંકડા ખાનગી રાખવામાં આવ્યા છે. એમનો સમાવેશ આવક નિકાસના આંકડાઓમાં કરવામાં આવ્યો નથી. હિંદી સરકાર હમણાં મોટામાં મોટો વેપારી છે. માલની આવક અને નિકાસ બંને મોટે પાયે હિંદી સરકાર પોતાનાં સૈન્યો અને બ્રિટિશ સરકારના હિસાબે કરે છે. આથી હિંદી વેપારને મોઢાની બાજુ તદ્દન અદશ્ય થઇ માત્ર પીઠ જ દેખાડાય છે. યુદ્ધને પાંચ વરસો થયાં. યુદ્ધ કયારે પૂરું થશે તે તો શ્રી પરમાત્મા જાણે, પણ હિંદના પરદેશના વેપારને તો આ યુદ્ધ પોતાની દાસી બનાવી રહ્યું છે. હિંદમાં પવન કઇ દિશામાં વાય છે, તે હવે જણાઇ ગયું છે. હિંદનું આર્થિક કોકડું ગૂંચવાયું છે. ૧૯૪૭માં યુદ્ધ કદાચ પૂરું થાય, તો પણ આ આર્થિક મુંઝવણ ઘટશે નહિ. યુદ્ધ પછી પણ ચાલુ રહેશે. કદાચ યુદ્ધ પૂરું થયા પછી પણ વેપાર અને આર્થિક અંકુશો થોડાં વર્ષો સુધી ચાલુ રહેવાની દરેક વકી છે.

### કેટલાક આંકડા

ખાનગી વેપારના આંકડાઓ નીચે મુજબ છે. કરોડ રૂપિયામાં આ રકમો અપાયેલી છે.

| | ૧૯૩૯-૪૦ | ૧૯૪૦-૪૧ | ૧૯૪૧-૪૨ | ૧૯૪૨-૪૩ | ૧૯૪૩-૪૪ |
|---|---|---|---|---|---|
| | કરોડ રૂ. | કરોડ રૂ. | કરોડ રૂ. | કરોડ રૂ. | કરોડ રૂ. |
| નિકાસ વેપાર | ૨૦૩.૯ | ૧૮૬.૯ | ૨૩૭.૨ | ૧૮૭.૬ | ૧૯૦.૨ |
| આમદાની વેપાર | ૧૬૫.૩ | ૧૫૭.૮ | ૧૭૩.૩ | ૧૧૦.૫ | ૧૧૮.૮ |

### પાંચ માસના આંકડાઓની સરખામણી

પાંચ માસ તા. ૧ એપ્રિલથી તા. ૩૧ ઑગસ્ટ સુધીના પાંચ માસના આંકડાઓ નીચે મુજબ હતા. ઑગસ્ટ ૧૯૪૪ ના આંકડા પણ આપ્યા છે.

| | આમદાની રૂ. | નિકાસ પરદેશી વસ્તુઓ | નિકાસ હિંદી વસ્તુઓ | કુલ નિકાસ |
|---|---|---|---|---|
| ઑગસ્ટ ૧૯૪૪ | ૧૭,૧૮,૪૩,૯૫૦ | ૪૬,૫૯,૦૭૨ | ૧૮,૨૧,૪૭,૦૦૩ | ૧૮,૬૮,૦૬,૦૭૫ |
| પાંચ માસ ૧૯૪૪ ના એપ્રિલથી ઑગસ્ટ | ૮૦,૫૩,૬૭,૮૬૭ | ૨,૩૪,૬૭,૯૮૬ | ૯૦,૬૯,૨૧,૮૪૬ | ૯૩,૦૩,૮૯,૮૪૨ |
| પાંચ માસ ૧૯૪૩ ના એ જ મુદતના આંકડા | ૪૩,૨૯,૪૪,૯૧૮ | ૨,૮૧,૯૯,૧૨૦ | ૭૯,૪૫,૨૮,૩૧૦ | ૮૨,૨૭,૨૭,૪૩૦ |
| પાંચ માસ ૧૯૪૨ ના એ જ મુદતના આંકડા | ૪૬,૩૦,૧૬,૬૮૫ | ૪,૪૮,૫૧,૯૯૬ | ૭૬,૯૬,૧૪,૨૪૫ | ૭૮,૪૪,૬૬,૨૪૧ |

પરદેશોમાંથી આવેલ પરંતુ હિંદમાંથી નિકાસ થએલા માલની નિકાસના આંકડા નીચે મુજબ છે.

| | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| ખાંડ | ૭૦,૬૭,૮૦૯ | ૧,૦૬,૩૦,૩૬૩ | ૧,૨૯,૧૦૮ |
| ચામડાં | ૬,૧૮,૮૫,૩૩૨ | ૧,૧૦,૭૩,૨૮૮ | ૫,૫૭,૭૪,૮૪૯ |
| સુતરાઉ કાપડ | ૧,૮૧,૦૩,૩૭૩ | ૭૦,૬૬,૩૬૧ | ૮,૬૧,૪૩૫ |
| ફળો-શાકો | ૨,૦૯,૩૨,૦૮૯ | ૯૮,૩૯,૫૫૯ | ૧,૩૫,૧૦,૪૯૩ |
| ચા | ૩૯,૫૭,૦૧,૩૪૦ | ૩૧,૬૩,૯૬,૮૪૪ | ૩૭,૩૫,૭૬,૪૨૧ |
| કોફી અને બીજી પેટા વસ્તુઓ | ૪૦,૪૧,૦૧૫ | ૫૨,૩૮,૦૪૩ | ૬૯,૯૪,૯૮૫ |
| તમાકુ | ૧,૮૫,૦૩,૧૧૭ | ૧,૩૭,૮૫,૪૬૪ | ૫૮,૩૩,૯૪૫ |
| કોલસા | ૧,૪૬,૧૦,૯૮૮ | ૩૫,૫૩,૭૯૪ | ૨૧,૦૮,૦૨૫ |
| અબરખ | ૩,૦૫,૪૦,૯૭૮ | ૨,૭૧,૧૬,૨૭૦ | ૨,૮૦,૪૦,૩૨૩ |
| લાખ અને ગુંદર | ૪,૯૧,૭૩,૯૩૬ | ૨,૮૯,૫૩,૬૩૬ | ૨,૨૯,૫૪,૬૮૮ |
| ચામડાં કાચાં | ૮૪,૩૩,૬૭૪ | ૪૫,૪૩,૯૪૫ | ૪૨,૨૨,૪૨૫ |
| કાચાં ચામડાં ઘેટાં બકરાંનાં | ૩,૮૮,૭૭,૯૭૩ | ૨,૮૭,૭૧,૩૯૨ | ૩,૬૬,૨૪,૯૨૩ |
| મૅંગેનિઝ ધાતુ | ૨,૪૬,૩૧,૯૮૩ | ૧,૯૦,૬૨,૨૧૪ | ૧,૮૪,૭૭,૯૫૮ |
| શીંગાનું તેલ | ૯૩,૩૪,૬૮૦ | ૪૧,૭૯,૩૯૭ | ૩,૬૨,૧૪૩ |
| ખોળ | ૩૭,૪૪,૩૯૮ | ૬૧,૪૯,૦૪૨ | ૧૪,૯૨,૩૭૯ |
| રબર | ૭૨,૭૭,૩૮૨ | ૬,૨૫,૭૫૪ | ૧૯,૭૨,૨૦૬ |
| એરંડીઆ | ૨૭,૦૮,૭૨૪ | ૫૯,૬૨,૬૬૮ | ૫૩,૧૨,૫૯૭ |
| શીંગા | ૪,૮૮,૪૩,૩૬૩ | ૫,૧૨,૫૩,૨૯૯ | ૮,૨૧,૮૦,૬૫૬ |
| અળસી | ૩,૯૯,૯૮,૪૮૫ | ૩,૧૦,૦૮,૨૯૨ | ૧,૧૦,૯૮,૩૬૦ |
| સરસી | ૪૫,૬૧,૭૮૧ | ૬૬,૨૩,૫૯૧ | ૫૭,૧૪,૧૦૮ |
| તલ | ૧૪,૨૫,૭૬૯ | ૨૪,૬૭,૭૨૭ | ૨૧,૨૫,૦૮૪ |

હિંદના માલોની નીચે મુજબ નિકાશ થઇ હતીઃ—

| | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| કપાસ | ૧૫,૯૪,૦૨,૦૪૪ | ૩,૬૪,૧૯,૮૨૯ | ૬,૩૬,૩૫,૦૮૩ |
| શણુ | ૯૬,૫૨,૫૩૨ | ૫૨,૩૬,૫૪૬ | ૬૭,૨૪,૯૮૨ |
| જ્યૂટ | ૧૦,૪૧,૭૨,૮૮૯ | ૯,૦૧,૫૬,૯૮ | ૮,૩૨,૧૨,૩૫૫ |
| ઊન | ૨,૬૦,૩૩,૫૫૪ | ૧,૨૦,૧૨,૯૪૩ | ૧,૭૧,૮૧,૬૫૩ |
| હરડે | ૨૩,૩૦,૦૨૫ | ૨૧,૫૦,૩૬૩ | ૧૦,૬૬,૮૪૮ |
| રેશમ | ૯,૪૪,૭૩૫ | ૧૪,૧૦,૮૨૪ | ૬,૭૨,૩૧૬ |
| સુરોખાર | ૨૩,૧૦,૯૫૧ | ૧૪,૦૫,૬૯૮ | ૧૨,૧૯,૨૫૩ |
| હાડકાં | ૧૮,૧૮,૩૬૬ | ૨૦,૯૭,૭૮૮ | ૮,૮૪,૭૬૧ |
| ચામડાં કમાવેલાં | ૩,૮૮,૮૨,૨૭૫ | ૨,૬૩,૮૪,૩૪૮ | ૨,૦૨,૨૮,૮૧૯ |
| ઘેટાં બકરાંનાં કમાવેલાં | ૧,૭૩,૭૨,૬૪૦ | ૧,૮૨,૭૨,૬૨૩ | ૨,૦૪,૪૭,૦૦૩ |
| ધાતુઓ | ૨,૬૯,૧૯,૧૭૩ | ૧,૨૪,૬૦,૦૯૩ | ૯૭,૮૩,૩૦૫ |

| | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| સુતર | ૭,૩૦,૩૬,૮૯૭ | ૩,૮૨,૧૫,૬૧૨ | ૩,૧૪,૮૭,૩૭૦ |
| કાપડ | ૨૬,૪૭,૫૫,૦૦૬ | ૩૮,૮૩,૮૩,૩૯૬ | ૩૬,૪૯,૨૦,૧૭૮ |
| જ્યૂટના કોથળા | ૧૮,૧૨,૧૮,૫૯૩ | ૧૭,૧૫,૧૫,૨૯૮ | ૧૯,૭૮,૩૯,૭૨૫ |
| જ્યૂટનું કાપડ | ૩૪,૧૧,૦૦,૮૪૩ | ૧૮,૪૫,૧૫,૬૪૬ | ૨૮,૯૫,૮૨,૪૩૫ |
| ઊનના ધાબળા | ૭૦,૬૧,૩૧૯ | ૩૦,૩૫,૨૧૨ | ૫૪,૪૬,૧૮૧ |
| કાથો નારીએળનો | ૭૫,૦૭,૮૬૦ | ૮૬,૨૮,૩૯૦ | ૯૭,૦૯,૩૬૧ |
| મીણ | ૧૪,૦૩,૭૯૯ | ૨૧,૩૧,૦૭૫ | ૧,૨૨,૪૬,૬૬૨ |
| સાબુન | ૩૫,૪૧,૪૯૩ | ૨૫,૬૫,૧૭૫ | ૧૬,૭૬,૦૪૫ |
| જાનવરો | ૮,૧૮,૧૦૭ | ૧૫,૪૮,૯૪૭ | ૨૩,૯૧,૪૮૬ |
| પોસ્ટ મારફતે | ૪,૨૫,૧૩,૦૨૭ | ૨,૩૮,૫૮,૮૭૬ | ૨,૧૨,૫૦,૭૩૪ |

હમણાં જ આંકડાઓ પ્રસિદ્ધ થયા છે, તે મુજબ સપ્ટેમ્બર ૧૯૪૪ સુધીની ૭ માસની સરખામણીમાં હિંદે પરદેશોથી કુલ ૯૪ કરોડ રૂપિયાની કિંમતનો માલ મંગાવ્યો. ૧૯૪૩ માં માત્ર ૫૨ કરોડનો મંગાવ્યો હતો. નિકાશ ૧૯૪૩ માં ૯૩ કરોડ અને ૧૯૪૪ માં ૧૦૯ કરોડ રૂપિયાની થઈ હતી. સામ્રાજ્યના દેશોમાંથી ૧૯૪૩ કરતાં ચાલુ વરસમાં ૧૨ કરોડ રૂપિયાનો વધારે માલ આવ્યો હતો. નિકાશ વેપારમાં પણ ૧૨ કરોડ રૂપિયાનો વધારો દેખાયો છે.

### આયાતના આંકડા :

ત્રણ વરસોમાં નીચેની મુખ્ય વસ્તુઓની આયાત સાગરમાર્ગે થઈ હતી.

| વસ્તુ | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| ખારેક ખજૂર | ૫૮,૭૬,૧૩૨ | ૩૬,૮૪,૭૫૬ | ૫૯,૯૭,૯૪૨ |
| દારૂ એલ બીઅર | ૮૮,૬૦,૧૧૭ | ૨૬,૦૧,૧૦૮ | ૧૧,૯૬,૯૧૧ |
| દારૂ સ્પિરિટ | ૧,૧૧,૯૬,૬૧૬ | ૮૪,૦૪,૮૭૭ | ૯૯,૭૧,૬૫૩ |
| દારૂ વાઇન | ૧૭,૯૭,૧૮૩ | ૮,૭૨,૪૦૪ | ૧૩,૨૯,૩૫૮ |
| બિસ્કિટ | ૯,૦૩,૮૧૬ | ૮૬,૭૩૮ | ૨,૧૪૧ |
| ડબ્બામાં સાચવેલા ખોરાકો | ૫૦,૮૩,૮૮૩ | ૧૫,૯૨,૨૯૪ | ૮,૪૫,૪૯૧ |
| પેટન્ટ ખોરાકો | ૯૪,૯૧,૪૩૯ | ૧૭,૦૨,૦૩૯ | ૧૧,૫૮,૦૫૬ |
| દૂધના ડબ્બા | ૩૧,૧૨,૫૦૯ | ૧૬,૦૩,૭૭૧ | ૯,૯૪,૨૨૬ |
| સોપારી | ૧,૩૯,૭૮,૫૧૦ | ૫૩,૯૮,૭૧૯ | ૬૩,૫૨,૦૯૯ |
| લવીંગ | ૪૯,૧૩,૩૭૬ | ૮૪,૦૭,૨૪૨ | ૨૧,૨૧,૨૩૫ |
| ખાંડ | ૧,૦૬,૬૯,૨૩૪ | ૧,૮૬,૭૫૯ | ૧૨,૯૨૩ |
| ચા | ૧૧,૯૮,૪૩૪ | ૫૧,૭૪,૩૫૪ | ૨,૧૭,૨૩૬ |
| બીજી ખોરાકીની વસ્તુઓ | ૯૮,૦૨,૨૦૯ | ૮૮,૭૨,૨૧૫ | ૧,૪૦,૨૨,૧૪૨ |
| તમાકુ કાચી | ૧,૯૨,૭૦,૨૦૮ | ૯૭,૬૬,૨૯૯ | ૧,૫૭,૫૮,૯૮૬ |
| સીગારેટો | ૪૭,૫૪,૦૯૯ | ૩૦,૨૫,૧૦૮ | ૧,૬૯,૦૩૩ |
| કોલસો | ૨,૬૬,૦૫૪ | ૧,૦૭,૫૮૯ | ૨૮,૮૦૦ |
| ઝવાહિરો | ૨૧,૬૬,૫૭૪ | ૫૫,૭૨,૭૦૧ | ૧,૪૩,૮૨,૧૮૫ |
| કપાસ | ૧૫,૩૪,૩૫,૨૯૯ | ૧૫,૪૨,૪૭,૭૦૨ | ૧૭,૫૨,૭૬,૩૪૮ |

| વસ્તુ | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| રેશમ | ૮૦,૮૭,૪૮૫ | ૧,૭૩,૫૯૯ | ૨૫,૪૨૭ |
| ઊન | ૨,૭૭,૧૮,૧૯૪ | ૨,૯૫,૫૦,૧૯૧ | ૪,૦૨,૨૪,૮૫૪ |
| લાકડું | ૨,૩૩,૯૬,૬૧૫ | ૯,૩૧,૭૧૬ | ૧,૨૬,૨૨૧ |
| રસાયનો | ૫,૫૩,૪૧,૨૮૦ | ૪,૬૭,૨૮,૭૦૫ | ૪,૯૫,૭૭,૬૭૬ |
| દવાઓ | ૨,૭૮,૬૪,૩૭૦ | ૧,૪૬,૯૫,૦૪૭ | ૨,૦૯,૯૦,૧૭૧ |
| લોઢું પોલાદ વસ્તુઓ | ૨,૧૮,૨૩,૮૬૭ | ૧,૦૦,૫૭,૯૯૮ | ૯૩,૬૬,૬૦૬ |
| યંત્રો (વિજળીનાં) | ૨,૪૦,૦૮,૮૦૨ | ૧,૬૧,૦૨,૭૪૬ | ૧,૫૪,૨૧,૮૧૦ |
| એલઝેરીન રંગો | ૨૬,૯૫,૯૪૯ | ૧૪,૨૨,૫૨૧ | ૨૬,૧૫,૩૮૮ |
| કોલસાના રંગો | ૪,૭૭,૧૨,૭૨૪ | ૩,૮૩,૫૮,૩૭૬ | ૬,૮૮,૫૯,૬૫૫ |
| સફેદા સાથેના રંગો | ૯૧,૫૧,૪૧૩ | ૬૪,૨૩,૭૭૯ | ૪૬,૦૧,૦૯૯ |
| કાચ અને વસ્તુઓ | ૬૫,૫૦,૦૧૮ | ૨૫,૬૩,૭૦૦ | ૧૫,૪૪,૮૦૬ |
| ચીની વસ્તુઓ | ૩૫,૧૨,૧૯૦ | ૧૦,૭૩,૪૬૧ | ૬,૩૮,૬૦૦ |
| યંત્રો (વિજળી સિવાયનાં) | ૧,૦૧,૪૮,૧૮૫ | ૫૯,૮૭,૭૩૦ | ૬૪,૭૦,૫૯૮ |
| યંત્રો વિજળીનાં | ૨,૩૬,૨૩,૬૪૪ | ૨,૦૩,૬૩,૨૯૧ | ૨,૨૭,૭૫,૯૨૦ |
| યંત્રોનાં હથિયારો | ૬૦,૩૦,૦૦૭ | ૪૭,૪૬,૭૦૮ | ૨૮,૪૮,૫૪૯ |
| યંત્રો કાપડ મીલોનાં | ૧,૮૦,૮૩,૫૧૮ | ૧,૮૩,૦૦,૨૪૭ | ૨,૪૦,૪૭,૫૯૮ |
| યંત્રો જ્યૂટ મીલોના | ૫૬,૯૧,૦૭૯ | ૩૪,૩૬,૪૯૨ | ૨૪,૬૭,૩૧૯ |
| યંત્રો બીજાં | ૪૬,૪૭,૭૧૧ | ૫૯,૫૭,૦૧૮ | ૫૪,૫૦,૫૭૧ |
| પોલાદના ગંઠાઓ | ૨૨,૮૮,૫૯૪ | ૭,૮૫,૫૫૫ | ૩,૧૩,૨૧૧ |
| લોઢાના ભારવટીઆ | ૨,૨૧,૫૨૬ | ૧,૩૩,૧૧૮ | ૩,૧૫૯ |
| પાઇપો (લોઢાના) | ૭,૩૧,૯૮૧ | ૫,૭૫,૫૧૬ | ૫,૭૫,૦૪૪ |
| લોઢાનાં પતરાં | ૧,૦૩,૬૩,૯૬૯ | ૬૪,૦૧,૦૫૩ | ૩,૭૪,૦૩૯ |
| તાંબું | ૧,૨૫,૧૭,૧૩૩ | ૧,૦૪,૪૧,૭૩૯ | ૧,૨૯,૨૬,૪૮૪ |
| ટીન | ૧,૫૦,૩૩,૫૯૧ | ૭૬,૬૮૨ | ૪૩,૭૭૬ |
| કાગળો | ૩,૦૪,૩૭,૩૩૪ | ૧,૬૫,૦૮,૩૬૪ | ૧,૬૩,૦૭,૩૯૦ |
| ઝિન્ક (જશત) | ૯૧,૩૧,૨૩૨ | ૬૨,૦૦,૭૨૦ | ૭,૮૭,૩૦૬ |
| સ્ટેશનરી | ૫૧,૩૨,૮૩૭ | ૩૩,૪૦,૦૯૩ | ૧૭,૯૭,૩૨૦ |
| મોટરો | ૭૦,૫૪,૯૩૦ | ૧૧,૪૨,૬૭૮ | ૧,૦૪,૧૦૨ |
| ગાડીઓ ડબ્બાઓ (રેલ્વેના) | ૧૭,૯૫,૭૩૫ | ૧૧,૮૪,૨૬૮ | ૯,૪૧,૨૩૪ |
| ગાડીઓના નીચેના ભાગો | ૫,૩૩,૮૭,૭૬૫ | ૨,૦૪,૦૨,૪૧૭ | ૧,૨૫,૫૧૫ |
| સુતર | ૧,૨૪,૬૮,૪૭૭ | ૧૬,૩૧,૬૨૪ | ૧૧,૮૪,૩૬૨ |
| કાપડ કોરું | ૧,૦૫,૦૯,૩૮૦ | ૧,૨૭,૦૪૪ | ૪,૬૭૪ |
| કાપડ સફેદ | ૧,૧૨,૩૫,૦૮૪ | ૩૧,૫૯,૭૦૫ | ૭,૨૯,૯૯૬ |
| કાપડ રંગીન | ૨,૨૭,૮૫,૦૯૮ | ૪૫,૬૩,૯૭૦ | ૧૬,૮૨,૯૬૧ |
| હોઝીઅરી (ગંજીફાક વગેરે) | ૧૫,૮૭,૩૯૫ | ૮૪,૫૯૬ | ૧૯,૨૫૩ |
| ભરતકામ | ૨૮,૭૨,૯૪૪ | ૫,૯૫,૯૨૪ | ૩,૧૧,૨૮૨ |
| રેશમનું સુતર | ૧૬,૬૪,૪૨૫ | ૫૬,૮૨૮ | ... |

| વસ્તુ | ૧૯૪૧—૪૨ | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ |
|---|---|---|---|
| રેશમનું કાપડ | ૩૩,૩૪,૪૩૦ | ૧૩,૫૪૦ | ૨૯,૪૨૦ |
| ઊન | ૬૧,૯૭,૧૦૩ | ૨૮,૫૩,૪૮૮ | ૮,૧૬,૩૫૯ |
| શાળો અને વોાઇઓ | ૫૯,૮૮૩ | ૧૭૬ | ... |
| બનાવટી રેશમનું સુતર | ૧,૫૫,૨૧,૪૬૯ | ૩,૨૩,૧૮૬ | ૫,૧૭,૩૬૮ |
| બનાવટી રેશમ કાપડ | ૧,૬૮,૦૩,૬૦૮ | ૧૫,૩૫,૫૪૩ | ૧,૬૭,૪૮૮ |
| લાકડાનાં ખોખીનો | ૬૪,૬૬,૬૫૨ | ૫૬,૫૩,૫૯૮ | ૬૬,૩૪,૯૪૦ |
| સીમેન્ટ | ૫,૯૦,૮૮૯ | ૪,૮૫,૯૯૭ | ૪૫,૮૯૦ |
| સાબુન | ૨૦,૮૭,૮૯૯ | ૫,૯૪,૫૧૯ | ૧,૭૨,૬૦૮ |
| ચાની પેટીઓ | ૧,૨૨,૨૪,૬૧૯ | ૭૯,૧૯,૦૬૩ | ૮૨,૫૮,૯૫૬ |
| રમકડાં | ૧૫,૨૨,૪૨૦ | ૪,૫૨,૮૯૫ | ૧,૬૬,૩૭૧ |
| છત્રીઓ | ૭,૬૦,૧૮૦ | ૮૫,૩૮૫ | ૫,૪૪૯ |
| ઘોડાં | ૨,૨૫,૪૨૬ | ૩,૬૪,૯૭૯ | ૩૮,૨૫૦ |
| પોષ્ટની વસ્તુઓ | ૧,૬૦,૭૬,૧૦૯ | ૧,૨૭,૬૫,૧૫૭ | ૧,૬૩,૨૮,૪૬૨ |

## જુદા જુદા દેશોમાંથી થયેલી આયાત

જુદા જુદા દેશોમાંથી હિંદમાં થયેલી આયાતની વસ્તુઓની કિંમત નીચે મુજબ હતી.

| દેશો | ૧૯૪૨-૪૩ રૂ. | ૧૯૪૩-૪૪ રૂ. | ૧૯૪૪ ના પાંચ માસ-એપ્રિલથી ઑગસ્ટ, રૂ. |
|---|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ | ૨૯,૫૫,૯૨,૭૭૦ | ૨૯,૮૦,૩૭,૪૮૨ | ૧૫,૨૯,૧૦,૨૪૦ |
| એડન | ૫૯,૧૦,૦૬૫ | ૬૭,૪૫,૯૧૫ | ૪૬,૪૦,૦૬૭ |
| બેહરીનનો બેટ | ૪,૦૨,૨૨,૩૦૩ | ૩,૭૦,૧૯,૧૭૦ | ૧,૧૧,૬૮,૪૭૭ |
| સીલોન | ૪,૩૭,૧૪,૩૯૪ | ૩,૫૦,૬૮,૩૬૦ | ૧,૧૬,૫૩,૬૭૪ |
| બરમા | ૧,૪૪,૧૪,૭૩૪ | ૨,૫૨,૩૯૦ | ૧૦,૨૪,૩૩૯ |
| સીંગાપુર સ્ટેટ સેટલમેંટ | ૨૫,૪૨,૦૫૩ | ૨૦,૨૨૬ | ... |
| બોર્નીઓ | ૪,૨૨,૫૦૬ | ૭૯૦ | ૪૦ |
| હોંગકોંગ | ૧૪,૨૦,૨૯૩ | ૧,૫૬,૯૫૭ | ... |
| દક્ષિણ આફ્રિકા | ૨,૨૪,૪૬,૩૯૩ | ૨,૫૮,૫૪,૧૪૧ | ૧,૪૬,૬૪,૬૪૪ |
| ટાંગાનૈકા | ૧,૪૨,૫૧,૦૯૩ | ૨,૦૦,૮૩,૮૭૫ | ૬૦,૧૭,૭૭૮ |
| સુદાન | ૩,૦૫,૧૩,૭૪૨ | ૨,૮૧,૮૭,૬૬૭ | ૯૭,૭૫,૬૮૫ |
| મોરેસીઅસ | ૪૭,૪૮૦ | ૬૧,૦૮૧ | ૨૮,૧૪૨ |
| જંગબાર | ૯૨,૩૬,૮૮૧ | ૨૦,૬૫,૮૭૧ | ૩૦,૪૦,૦૭૨ |
| કેનીઆ સંસ્થાન | ૩,૮૬,૬૯,૦૬૫ | ૩,૧૪,૩૪,૧૨૯ | ૪,૮૭,૨૫,૯૪૫ |
| કેનેડા | ૫,૫૨,૮૪,૩૩૭ | ૨,૫૧,૯૩,૩૩૧ | ૧,૧૩,૦૪,૯૭૩ |
| ઓસ્ટ્રેલીઆ | ૩,૨૨,૧૯,૬૬૪ | ૪,૯૨,૧૬,૩૩૨ | ૩,૬૪,૯૪,૧૮૩ |
| ન્યુઝીલાન્ડ | ૩૮,૮૨,૫૩૩ | ૨૭,૫૨,૮૨૨ | ૫૮,૧૦૦ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૧૭,૨૯,૫૯૮ | ૭૯,૬૨,૩૯૪ | ૬૭,૨૬,૩૮૦ |

 જુદા જુદા દેશો પ્રત્યે નિકાસ

| દેશો | ૧૯૪૨—૪૩ રૂ. | ૧૯૪૩—૪૪ રૂ. | ૧૯૪૪ ના પાંચ માસ-એપ્રિલથી ઑગસ્ટ, રૂ. |
|---|---|---|---|
| સ્વીડન | ૧૪,૭૮,૭૨૨ | ૧૮,૦૩૭ | ૩,૮૬૧ |
| સ્વીટ્ઝર્લૅન્ડ | ૧,૦૫,૨૧,૧૨૧ | ૧,૪૫,૬૬,૨૧૩ | ૬૧,૩૬,૦૧૯ |
| અફઘાનિસ્તાન | ૩૨,૯૧,૮૫૩ | ૪૭,૧૫,૦૯૫ | ૬,૧૭,૬૩૦ |
| ઈરાક | ૨૨,૯૦,૭૩૫ | ૧,૫૬,૦૩,૨૧૨ | ૩૩,૫૦,૦૩૬ |
| ઇરાન | ૧૭,૭૪,૮૩,૯૩૪ | ૨૭,૫૫,૭૦,૧૭૬ | ૨૩,૫૪,૭૧,૦૯૨ |
| જાવા | ૧૨,૬૯,૪૧૯ | ૧૫,૦૩૭ | ... |
| બોર્નિઓ | ૨૪,૧૯૯ | ... | ... |
| થાઇલેન્ડ | ૧૬,૮૩૯ | ... | ... |
| ચીન | ૧,૫૬,૬૯૯ | ૭,૩૦,૯૭૧ | ૧૮,૯૩૯ |
| જાપાન | ૩,૫૩,૬૪૮ | ૨,૩૧૭ | ... |
| ઇજિપ્ત | ૮,૧૧,૭૯,૩૫૭ | ૧૧,૧૮,૬૬,૭૫૬ | ૯,૦૫,૨૮,૫૯૨ |
| પોર્ટુગિઝ પૂર્વ આફ્રિકા | ૧,૦૮,૩૦,૩૯૮ | ૪૫,૯૩,૯૬૭ | ૧૩,૬૫,૬૧૭ |
| યુ. સ્ટેટ્સ અમેરિકા | ૧૯,૧૧,૯૪,૦૯૭ | ૧૮,૩૯,૫૨,૧૮૩ | ૧૩,૮૭,૪૨,૧૮૨ |
| પરદેશના બીજા દેશો | ૧,૧૩,૧૬,૦૯૨ | ૬૭,૮૮,૩૫૦ | ૧,૦૯,૦૦,૬૫૩ |
| ટોટલ | ૪૯,૧૯,૦૭,૧૧૩ | ૬૧,૮૪,૨૨,૩૧૪ | ૪૮,૭૧,૩૪,૧૧૯ |

## જુદા જુદા દેશો પ્રત્યે નિકાશ.

જુદા જુદા દેશો તરફ સાગરમાર્ગે હિંદથી થયેલી નિકાશની કિંમત રૂપિયામાં.

| દેશો | ૧૯૪૨-૪૩ | ૧૯૪૩-૪૪ | ૧૯૪૪ ના પાંચ માસ એપ્રિલથી ઑગસ્ટ |
|---|---|---|---|
| યુ. કિંગડમ, ગ્રેટ-બ્રિટન | ૫૭,૩૧,૭૭,૨૬૩ | ૬૦,૧૯,૧૧,૮૫૨ | ૨૪,૨૬,૪૬,૮૮૮ |
| પેલેસ્ટાઇન | ૧,૯૭,૨૯,૫૦૩ | ૧,૨૪,૫૦,૭૦૧ | ૬૪,૪૧,૯૬૨ |
| એડન | ૪,૧૩,૨૦,૫૭૭ | ૩,૪૬,૨૯,૫૪૫ | ૧,૬૯,૬૮,૦૬૯ |
| બેહરીનનો ટાપુ | ૬૬,૦૩,૫૯૨ | ૬૪,૪૪,૩૫૮ | ૩૫,૫૬,૩૮૦ |
| સીલોન | ૧૪,૪૩,૨૭,૫૦૬ | ૧૪,૩૫,૭૬,૦૬૯ | ૮,૨૦,૪૩,૬૩૨ |
| બ્રહ્મદેશ | ૩૩,૫૬૫ | ... | ... |
| સ્ટેટ સેટલમેંટ સીંગાપુર | ... | ... | ... |
| હોંગકોંગ | ૧૪૬ | ... | ... |
| ગોલ્ડકોસ્ટ | ૬૯,૩૬,૨૦૪ | ૭૭,૫૭,૦૬૯ | ૨૫,૨૮,૭૨૯ |
| નાઇગેરીઆ | ૨,૪૧,૩૧,૯૧૪ | ૨,૭૯,૮૦,૬૯૩ | ૧,૨૩,૫૬,૧૦૬ |
| દક્ષિણ આફ્રિકા | ૧૦,૫૧,૨૦,૫૩૫ | ૯,૯૦,૪૨,૩૪૫ | ૬,૦૪,૬૧,૩૩૫ |
| રોડેશીઆ | ૫૯,૨૫,૭૯૭ | ૭૨,૪૭,૬૯૯ | ૪૭,૦૦,૪૭૮ |
| ટાંગાનેકા | ૨,૧૧,૩૩,૬૯૦ | ૧,૯૬,૬૨,૧૧૭ | ૧,૩૧,૨૫,૧૬૩ |
| સુદાન | ૨,૦૦,૫૬,૨૫૪ | ૩,૩૭,૫૫,૦૯૪ | ૧,૮૧,૯૯,૭૫૦ |

| દેશો | ૧૯૪૨—૪૩ | ૧૯૪૩—૪૪ | ૧૯૪૪ ના પાંચ માસ એપ્રિલથી ઑગસ્ટ |
|---|---|---|---|
| મોરેસીઅસ | ૧,૧૮,૩૬,૨૯૫ | ૮૮,૭૯,૧૭૩ | ૬૧,૪૮,૨૯૧ |
| જંગબાર અને પેમ્બા | ૩૧,૬૧,૫૦૮ | ૨૨,૧૮,૯૨૨ | ૧૩,૭૭,૭૯૮ |
| કેનીઆ સંસ્થાન | ૩,૫૧,૯૯,૦૫૮ | ૪,૬૩,૪૪,૦૩૫ | ૧,૮૪,૦૫,૫૧૨ |
| કેનેડા | ૩,૭૭,૯૩,૪૩૭ | ૪,૯૨,૬૯,૪૬૩ | ૨,૨૦,૮૮,૪૭૩ |
| બ્રિટિશ વેસ્ટઇન્ડિઝ | ૭૪,૮૦,૯૮૦ | ૩૫,૨૭,૬૦૫ | ૨૬,૬૦,૩૨૪ |
| ઑસ્ટ્રેલીઆ | ૧૬,૦૭,૬૮,૭૦૫ | ૧૩,૩૧,૨૩,૭૧૧ | ૫,૪૯,૨૧,૬૦૫ |
| ન્યુઝીલાન્ડ | ૧,૬૯,૭૭,૦૦૦ | ૧,૮૯,૪૯,૫૫૯ | ૧,૨૭,૨૧,૪૫૪ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૧,૬૪,૨૦,૦૪૮ | ૨,૮૩,૦૨,૨૭૦ | ૧,૦૮,૫૩,૮૫૪ |
| બ્રિટિશ સામ્રાજ્ય ટોટલ | ૧,૨૫.૮૧,૩૩,૫૭૭ | ૧,૨૮,૫૦,૭૨,૨૮૦ | ૫૯,૨૨,૦૫,૮૦૩ |
| **બ્રિટિશ સામ્રાજ્ય સિવાયના દેશો પ્રત્યે નિકાશ** | | | |
| રશિયા | ૮૬,૧૮,૩૭૬ | ૧,૬૬,૪૨૮ | ૧૪,૯૩૯ |
| સ્વીડન | ૧૪,૭૨,૨૦૯ | ૨૨,૧૨,૮૭૦ | ૩,૮૮,૧૪૦ |
| સ્પેન | ... | ૫૫,૦૦૦ | ૬૩૬ |
| સ્વીટ્ઝરલેન્ડ | ૨,૧૪,૪૬૯ | ૨૨,૯૩૧ | ૨,૭૪,૪૦૨ |
| તુર્કિ (એસિયાટિક) | ૩૦,૦૦,૨૮૫ | ૪૯,૫૯,૨૭૩ | ૯,૩૭,૮૩૮ |
| તુર્કી (યુરોપ) | ૧,૨૭,૪૬,૬૪૬ | ૨,૮૧,૫૪,૫૫૧ | ૫૧,૭૦,૮૨૧ |
| સીરીઆ | ૨,૧૯,૯૨,૪૨૦ | ૪૬,૪૬,૧૬૩ | ૨૨,૫૫,૨૩૮ |
| અરબસ્તાન | ૪,૨૨,૧૭.૦૧૭ | ૨,૪૭,૨૩,૬૨૮ | ૯૦,૦૪,૯૩૦ |
| ઈરાક | ૭,૯૫,૦૦,૩૬૯ | ૩,૮૮,૨૪,૩૬૨ | ૯૫,૫૦,૧૨૨ |
| ઇરાન | ૪,૨૬,૫૭,૨૮૯ | ૧,૭૧,૮૨,૨૨૧ | ૧,૪૫,૧૭,૫૬૬ |
| સુમાત્રા | ૧૭૫ | ... | ... |
| ચીન | ૩,૩૬,૮૫૭ | ... | ૮૧,૮૯૩ |
| જાપાન | ... | ... | ... |
| ઇજિપ્ત | ૩,૬૮,૪૮,૫૩૭ | ૨,૯૭,૮૮,૦૪૯ | ૨,૦૦,૮૦,૧૯૫ |
| બેલ્જીઅન કોંગો | ૧,૩૫,૨૧,૪૭૧ | ૧,૦૫,૭૩,૮૫૧ | ૨૩,૮૪,૮૬૮ |
| પોર્ટુગિઝ પૂર્વ આફ્રિકા | ૪૯,૯૪,૦૩૮ | ૨૭,૪૭,૯૬૧ | ૯,૬૩,૦૩૩ |
| ઇટાલીયન પૂર્વ આફ્રિકા | ૯૪,૨૫,૧૩૦ | ૭૩,૫૫,૨૧૬ | ૭,૧૦,૬૮૯ |
| યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા | ૨૭,૮૦,૧૮,૧૪૨ | ૪૦,૨૮,૫૨,૦૩૬ | ૧૮,૧૧,૫૩,૪૬૮ |
| વેસ્ટ ઇન્ડિઝ | ૧,૪૬,૯૧,૯૮૧ | ૨,૩૭,૧૧,૨૯૬ | ૧,૦૭,૬૮,૮૬૬ |
| દક્ષિણ અમેરિકા | ૪,૨૦,૧૭,૬૧૮ | ૬,૩૪,૭૦,૯૮૬ | ૪,૦૮,૫૧,૮૦૯ |
| હવાઇ | ૩,૧૩,૮૬૫ | ... | ૧૧,૯૮,૬૫૪ |
| બીજા દેશો | ૫૬,૧૬,૪૦૭ | ૪,૧૧,૭૭,૯૫૧ | ૧,૪૪,૦૮,૧૩૬ |
| પરદેશો-બ્રિટિશ સામ્રાજ્ય સિવાયના ટોટલ ... | ૬૧,૮૨,૦૩,૪૦૧ | ૭૦,૬૯,૬૪,૬૨૪ | ૩૧,૪૭,૧૬,૦૪૩ |
| નિકાસનો કુલ ટોટલ | ૧,૮૭,૬૩,૩૬,૯૭૮ | ૧,૯૯,૨૦,૩૬,૯૦૪ | ૯૦,૬૯,૨૧,૮૪૬ |

**માસિક આમદાની માલનો કોઠો–દર માસે કેટલી કિંમતનો માલ પરદેશથી આયાત થયો તેનો કોઠો.**

| માસ | ૧૯૪૨–૪૩<br>રૂ. | ૧૯૪૩–૪૪<br>રૂ. | ૧૯૪૪<br>રૂ. |
|---|---|---|---|
| એપ્રિલ | ૮,૭૫,૩૯,૩૨૯ | ૯,૩૬,૯૨,૨૨૮ | ૧૦,૬૩,૦૮,૩૪૯ |
| મે | ૮,૫૦,૬૩,૭૭૧ | ૮,૦૪,૯૯,૭૧૬ | ૧૭,૦૮,૧૦,૬૬૧ |
| જૂન | ૮,૬૩,૦૮,૨૫૧ | ૮,૬૭,૭૨,૬૭૧ | ૧૪,૩૫,૮૭,૭૨૯ |
| જુલાઇ | ૯.૬૭,૮૭,૩૭૧ | ૭,૬૧,૮૮,૩૧૦ | ૧૯,૨૮,૧૪,૧૬૯ |
| ઑગસ્ટ | ૧૦,૭૩,૧૭,૯૬૩ | ૯,૫૭,૯૧,૯૯૩ | ૧૭,૧૮,૪૩,૯૫૯ |
| સપ્ટેમ્બર | ૧૦,૪૮,૦૩,૫૩૨ | ૮,૯૨,૭૦,૦૨૩ | |
| ઓકટોમ્બર | ૯,૮૫,૪૪,૩૨૦ | ૮,૩૨,૯૦,૬૧૧ | |
| નવેમ્બર | ૮,૦૦,૬૯,૨૯૨ | ૯,૭૨,૧૬,૮૬૪ | |
| ડીસેમ્બર | ૮,૧૨,૬૮,૯૪૭ | ૧૨,૭૪,૪૦,૮૭૬ | |
| જાન્યુઆરી | ૯,૪૪,૩૧,૩૮૨ | ૧૧,૮૪,૫૭,૮૯૩ | |
| ફેબ્રુઆરી | ૯,૦૩,૩૬,૦૨૦ | ૧૧,૭૨,૧૨,૩૧૪ | |
| માર્ચ | ૯,૧૮,૮૬,૨૪૨ | ૧૨,૩૭,૪૭,૭૩૪ | |
| ટોટલ | ૧,૧૦,૪૪,૫૬,૪૨૦ | ૧,૧૮,૯૫,૮૧,૨૩૩ | |

## પુનર્નિકાસના આંકડા.

**હિંદમાંથી પરદેશી બનાવટની આયાત થયેલી વસ્તુઓની ફરી નિકાસનો માસિક કોઠો.**

| માસ | ૧૯૪૨–૪૩<br>રૂ. | ૧૯૪૩–૪૪<br>રૂ. | ૧૯૪૪<br>રૂ. |
|---|---|---|---|
| એપ્રિલ | ૧,૧૫,૭૮,૩૭૧ | ૫૦,૮૪,૭૧૩ | ૭૬,૪૯,૬૪૧ |
| મે | ૧,૦૯,૩૪,૦૨૪ | ૩૬,૩૧,૧૫૬ | ૨૭,૩૮,૯૮૪ |
| જૂન | ૬૩,૩૬,૩૨૩ | ૨૭,૭૦,૯૫૪ | ૨૮,૫૬,૩૪૯ |
| જુલાઇ | ૬૦,૮૦,૨૯૦ | ૧,૧૬,૮૬,૮૬૮ | ૫૫,૬૩,૯૫૦ |
| ઑગસ્ટ | ૯૯,૨૨,૯૮૮ | ૫૦,૨૫,૪૨૯ | ૪૬,૫૯,૦૭૨ |
| સપ્ટેમ્બર | ૨૯,૭૫,૫૦૬ | ૪૮,૯૬,૨૮૨ | |
| ઓકટોબર | ૩૪,૧૩,૫૭૨ | ૨,૬૪,૫૭,૦૮૬ | |
| નવેમ્બર | ૨૧,૯૦,૩૭૯ | ૩,૨૦,૫૪,૭૧૩ | |
| ડીસેમ્બર | ૪૫,૯૫,૫૬૬ | ૪,૩૪,૬૩,૯૭૪ | |
| જાન્યુઆરી | ૩૮,૮૪,૬૨૦ | ૫૨,૮૨,૧૪૪ | |
| ફેબ્રુઆરી | ૨૪,૩૦,૪૩૫ | ૫૬,૧૨,૦૦૮ | |
| માર્ચ | ૬૩,૫૨,૬૯૫ | ૫૪,૧૬,૭૬૨ | |
| ટોટલ | ૭,૦૬,૬૪,૭૬૯ | ૧૦,૯૫,૮૨,૦૮૯ | |

## હિંદી બનાવટના માલનો નિકાસ નીચે મુજબ છે.

હિંદી બનાવટના માલનો પરદેશ ખાતે થયેલી નિકાશનો કોઠો.

| માસ | ૧૯૪૨-૪૩ રૂ. | ૧૯૪૩-૪૪ રૂ. | ૧૯૪૪ રૂ. |
|---|---|---|---|
| એપ્રિલ | ૧૭,૭૫,૬૦,૪૦૬ | ૧૫,૬૨,૯૩,૧૫૩ | ૧૬,૨૧,૭૬,૬૯૪ |
| મે | ૧૩,૧૪,૪૯,૬૪૮ | ૧૬,૩૮,૬૬,૯૫૨ | ૧૫,૯૭,૩૫,૭૫૫ |
| જૂન | ૧૩,૧૧,૧૪,૦૮૮ | ૧૮,૦૦,૫૬,૬૬૯ | ૧૮,૯૩,૬૫,૭૩૨ |
| જુલાઇ | ૧૫,૦૭,૪૦,૨૨૫ | ૧૨,૬૬,૧૭,૪૩૪ | ૨૧,૩૪,૯૬,૬૬૨ |
| ઑગસ્ટ | ૧૪,૮૭,૪૯,૮૭૮ | ૧૬,૭૬,૯૪,૧૦૨ | ૧૮,૩૧,૪૭,૦૦૩ |
| સપ્ટેમ્બર | ૧૮,૨૪,૨૨,૪૨૮ | ૧૩,૯૮,૨૫,૫૨૩ | |
| ઓક્ટોબર | ૧૪,૦૧,૯૯,૯૮૯ | ૧૮,૩૫,૯૯,૨૯૬ | |
| નવેમ્બર | ૨૦,૦૮,૭૦,૦૭૭ | ૧૯,૯૭,૭૮,૬૦૫ | |
| ડીસેમ્બર | ૧૮,૬૨,૨૭,૬૦૫ | ૧૧,૮૫,૩૩,૬૪૦ | |
| જાન્યુઆરી | ૧૨,૩૬,૫૩,૪૮૯ | ૧૬,૫૩,૦૧,૪૦૧ | |
| ફેબ્રુઆરી | ૧૩,૭૪,૧૦,૫૧૧ | ૨૩,૧૦,૨૮,૯૩૯ | |
| માર્ચ | ૧૬,૫૯,૩૮,૦૭૭ | ૧૬,૦૪,૧૦,૬૩૮ | |
| ટોટલ | ૧,૮૭,૬૩,૩૬,૫૧૬ | ૧૯૯,૨૯,૩૬,૩૫૨ | |

### ગુમાવેલાં બજારો

યુદ્ધના સમયમાં આપણે કેટલીક અગત્યની બજારો ખોઈ છે. ઉપર આપેલાં લિસ્ટ જોવાથી માલૂમ પડશે કે આપણે-હિંદની પ્રજા-કાચી વસ્તુઓની સારી પેદાશ કરીએ છીએ. તેમાં મુખ્યત્વે કપાસ, જ્યૂટ, મેંગેનિઝ, અબરખ, અળસી, સરસી, હાડકાં, ચામડાં, તેલીબીયાં વગેરેની આપણે નિકાશ કરીએ છીએ. આ સર્વે વસ્તુઓ આપણે પાકી વસ્તુઓ બનાવીને આપણી પ્રજા માટે વાપરી શકીએ તેમ છીએ, પણ ઉદ્યોગોના અભાવથી આપણે આ કાચા માલોને પરદેશોને વેચી બદલામાં એ જ કાચા માલોના પરદેશોનાં કારખાનાંમાં બનાવેલા પાકા માલો ખરીદ કરીએ છીએ. જાપાન યુદ્ધ પહેલાં આપણા કપાસનું મોટું ગ્રાહક હતું, પણ બદલામાં એ આપણને યુરાપથી સસ્તું કાપડ પણ આપતું હતું. હમણાં યુદ્ધને લીધે એ આપણું કપાસ લેતું નથી અને કાપડ પણ આપતું નથી. આપણું બીજું મોટું ગ્રાહક જર્મની હતું, તે પણ આપણી પાસેથી મોટી રકમનો કાચો માલ ખરીદતું હતું. પાકો માલ વેચતું હતું. એ પણ ઇટાલી સાથે યુદ્ધને લીધે આપણું ગ્રાહક રહ્યું નથી.

### હિંદ એટલે પાકા માલનું મોટું બજાર

હિંદ એ જગતમાં બહુ મધ્યસ્થ એટલે ચાવીરૂપ સ્થાને ભૌગોલિક રીતે આવ્યું છે. બ્રિટનના સામ્રાજ્યના મુકુટના મણિરૂપ હિંદ મધ્યસ્થ સ્થળે આવી બ્રિટનના પૂર્વના સામ્રાજ્યના માર્ગોનું કેન્દ્રસ્થાન છે. આ સિવાય હિંદમાં જેમ કાચા માલો પુષ્કળ થાય છે, તેમ પરદેશોનાં કારખાનાંઓના માલ માટે પણ હિંદ મોટું બજાર છે. હિંદમાં (૧૯૪૪ માં) ૪૧ કરોડ મનુષ્યોની વસતિ હોવાની કલ્પના છે. આ ૪૧ કરોડની પ્રજા ઘણી જ ગરીબ છે; પરંતુ એમની ગીચ વસતીને ખાવા માટે પૂરતી ખોરાકી નથી. પહેરવા માટે પૂરતાં કપડાં પણ હિંદ પેદા કરતું નથી. જિંદગીની અનેક વસ્તુઓ હિંદના ઉદ્યોગો પૂરી પાડી શકતા નથી. રંગો, યંત્રો, કાગળ, કાપડ, સુગંધી પદાર્થો, દવાઓ, સ્ટેશનરી, વિજળિક યંત્રો, રસાયનો એવી એવી ઘણી વસ્તુઓ

પરદેશોથી આયાત થાય છે. એ સર્વે માટે કાચી વસ્તુઓ અહીં પુષ્કળ બને છે, પણ એમનાં કારખાનાંઓના અભાવથી આપણે પરદેશીઓને કાચી વસ્તુઓ વેચી એમનામાંથી બનાવેલી પાકી વસ્તુઓ ખરીદ કરીએ છીએ. હિંદની ૪૧ કરોડની વસતિ દર વરસે સરેરાશ પાંચ રૂપિયાની માણસ દીઠ પાકી વસ્તુઓ ખરીદ કરે છે. આમ આપણે એ અબજ રૂપીઆની પાકી વસ્તુઓ પરદેશીઓ પાસેથી દર વરસે ખરીદ કરીએ છીએ. આથી હિંદ પાકી વસ્તુઓ માટે અગત્યનું હોવાથી ઔદ્યોગિક બ્રિટનને એ છોડવું ગમતું નથી.

## હિંદના જૂના ગ્રાહકો

આપણે આપણી જૂની બજાર ખોઇ છે. બ્રહ્મદેશ, મલાયા, ડચ ઇસ્ટ ઇન્ડિઝ, ફિલિપાઇન્સ અને બીજા એવા આપણા સારા ગ્રાહકો હતા. એ સર્વે યુદ્ધના કાર્યને લીધે ગયા છે. આપણે બ્રહ્મદેશ ખાતે ૧૨ કરોડ રૂપીઆનો માલ મોકલી, ત્યાંથી લાકડું, ચોખા અને તેલ વધારે કિંમતનાં મંગાવતા હતા. જાપાન આપણી પાસેથી પાંચ કરોડ રૂપિયાનો વાર્ષિક કાચો માલ મંગાવતું હતું અને સ્ટેટ સેટલમેન્ટ આપણી પાસેથી ચાર કરોડ રૂપયાનો માલ ખરીદતું હતું. યુનાઇટેડ સ્ટેટ્સ્ સાઉ અમેરિકાએ આપણી પાસેથી ૧૯૪૧-૪૨ માં ૪૬ કરોડ રૂપિયાનો માલ ખરીદ્યો હતો; પરંતુ ૧૯૪૨-૪૩ માં માત્ર ૨૮ કરોડ રૂપિયાનો માલ લીધો. યુનાઇટેડ કિંગડમ (બ્રિટને) ૧૯૪૧-૪૨ માં ૭૭ કરોડ અને તે પછીના વરસમાં ઘટીને ૫૭ કરોડનો માલ માત્ર લીધો હતો. આમદાની માલમાં જાપાન પાસેથી ૧૨ કરોડ, બ્રહ્મદેશ પાસેથી ૨૭ કરોડ રૂપિયાનો માલ ૧૯૪૨-૪૩ માં કોઠા ઓછો લીધો છે.

## નવાં બજારો

બ્રિટિશ સામ્રાજ્યે આપણી પાસેથી ૧૯૩૮-૩૯ માં ૮૫ કરોડ રૂપિયાનો માલ ખરીદ્યો હતો. ૧૯૪૩-૪૪ માં ૧૨૯ કરોડનો માલ લીધો હતો. આપણા મોટા ગ્રાહકોમાં ગ્રેટબ્રિટન, સીલોન અને બીજા એવા છે. આપણા પરદેશો (બ્રિટિશ સામ્રાજ્ય સિવાય)ના ગ્રાહકોમાં યુ. સ્ટેટ્સ્ ઓફ અમેરિકા સૌથી વધારે માલ લે છે. ઇરાની અખાત પણ વધારે પ્રમાણમાં માલ ઉપાડે છે. પૂર્વના ઘણા દેશો આપણા માલ માટે ભૂખ્યા છે, પણ એમને આપણાં કારખાનાંઓનો માલ જોઇએ છે. હવે આપણાં કારખાનાંઓનો પાકો માલ આપણા હિંદ માટે પૂરો પડી શકતો નથી. દાખલા તરીકે આપણું કાપડ ગમે તેટલા ભાવ વધ્યા છતાં પૂર્વના દેશો મોટા પ્રમાણમાં માગે છે, પણ આપણાં કરોડો મનુષ્યોને આપણું કાપડ પૂરું પડતું નથી. તે સિવાય સૈનિકો અને કેટલાક બ્રિટિશ સામ્રાજ્યના પ્રદેશોની જરૂરિયાતો પૂરી પાડવી પડે છે. આથી આપણે ત્યાં પાકા માલોની અછત રહે છે. સીમેન્ટ, ખાંડ, લોઢાનો સામાન એ સર્વે વસ્તુઓ પણ પૂર્વના દેશો માગી રહ્યા છે; પરંતુ આપણી પાસે પણ એ વસ્તુઓની છત નથી, વહાણવટું પણ નથી.

## એક સરખામણી

આપણા આમદાની અને નિકાસ માલ (૧૯૩૮-૩૯) ના પ્રમાણમાં પરદેશો સાથે અને બ્રિટિશ સામ્રાજ્ય સાથે કેટલો વધ્યો ઘટ્યો છે, તે નીચેના કોઠા પ્રમાણે છે.

| પ્રદેશ | ૧૯૩૮-૩૯ | | ૧૯૩૯-૪૦ | | ૧૯૪૧-૪૨ | | ૧૯૪૩-૪૪ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | કરોડ રૂ. | | કરોડ રૂ. | | કરોડ રૂ. | | કરોડ રૂ. | |
| | નિકાશ | આમદાની | નિકાશ | આમદાની | નિકાશ | આમદાની | નિકાશ | આમદાની |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૮૫ | ૮૯ | ૧૧૪ | ૯૩ | ૧૪૯ | ૧૯૬ | ૧૨૯ | ૫૭ |
| પરદેશી | ૭૭ | ૬૪ | ૯૦ | ૭૩ | ૮૮ | ૬૮ | ૭૧ | ૬૧ |

૧૯૪૩-૪૪ માં યુદ્ધને લીધે સ્ટીમરો મળતી નથી. આથી વેપાર સંકુચિત થતો જાય છે, પણ હિંદ સાથે વેપાર કરવા પરદેશીઓ આતુર છે. હિંદ અને પરદેશોમાં પાકી ચીજો (કારખાનાંમાં બનાવેલી)ની ભારે અછત છે. પાકા માલની તેમાં પણ દવાઓ, લોઢાનો સામાન, કાચનો સામાન ચામડાનો સામાન, યંત્રો, સંચાકામ, કાગળો, કાપડ, રસાયનો, ઔષધો, ખાદ્ય ખોરાકીની જણસો, રસકસની વસ્તુઓની હિંદમાં અને પરદેશોમાં અછત છે. કાળાં બજારોએ આ અછત ખૂબ વધારીને એના ભાવોને ત્રણથી દશ ગણા કરી દીધા છે. સ્ટીમરોનો ઉપયોગ યુદ્ધના કામ માટે થતો હોવાથી અછત ચાલુ રહે છે.

## જુદા જુદા દેશો સાથેનો વેપાર

હિંદનો વેપાર કેટલાક મુખ્ય ગ્રાહકો ( બ્રિટિશ સામ્રાજ્ય વગેરે ) સાથે નીચે મુજબ હતો:—

| દેશો | ૧૯૩૮-૩૯ કરોડ રૂ. | | ૧૯૪૦-૪૧ કરોડ રૂ. | | ૧૯૪૧-૪૨ કરોડ રૂ. | | ૧૯૪૩-૪૪ કરોડ રૂ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| | નિકાશ | આમ. | નિકાશ | આમ. | નિકાશ | આમ. | નિકાશ | આમ. |
| યુ. કિંગ્ડમ (ગ્રેટબ્રિટન) | ૫૬ | ૪૬ | ૬૫ | ૩૬ | ૭૭ | ૩૭ | ૬૦ | ૩૦ |
| સીલોન | ૧ | ૫ | ૨ | ૭ | ૩ | ૧૦ | ૧૪ | ૩.૫ |
| ઑસ્ટ્રેલીઆ | ૨.૪ | ૩ | ૨.૫ | ૭ | ૫ | ૧૨ | ૧૩ | ૫ |
| કેનેડા | ૧ | ૨ | ૩ | ૩ | ૭ | ૬.૫ | ૫ | ૨.૫ |
| દક્ષિણ આફ્રિકા | ૦.૪ | ૧.૫ | ૦.૩ | ૩ | ૧.૨ | ૫.૯ | ૧૦ | ૨.૫ |
| બીજાં સામ્રાજ્યના દેશો | ૧૨.૯ | ૩.૧ | ૧૬.૯ | ૧૪.૬ | ૨૩.૨ | ૨૫.૯ | ૦ | ૦ |
| હિંદના સર્વે વેપારના ટકા | ૫૬.૧ | ૫૨.૪ | ૫૭.૩ | ૬૨.૪ | ૬૧ | ૬૨.૭ | ૦ | ૦ |

હિંદનો વેપાર સામ્રાજ્યના દેશો સાથે વધ્યો છે. આમાં પણ પરદેશોનો લગભગ મોટે ભાગે હિંદથી નિકાસ વેપાર બ્રિટિશ કોમર્સિયલ કૉર્પોરેશનના હાથોમાં છે. આ બ્રિટિશ સરકારની મોટી વેપારી કંપની હિંદમાંથી માલ લઇ જવાની મોનોપોલી ધરાવે છે. એ હિંદમાંથી સરકારી કન્ટ્રોલ-ભાવે માલ ખરીદ કરી અતિ મોંઘા ભાવે પૂર્વના દેશોમાં વેચી મોટા નફો મેળવે છે. યુદ્ધ પછી પણ કેટલોક સમય આ કંપની રહેવાવાળી છે. હિંદી વેપારી મંડળોએ આ કંપનીની પ્રવૃત્તિઓ સામે વાંધો ઉઠાવ્યો છે, પણ હિંદી સરકાર તો બ્રિટિશ સરકારને પૂંછડે બાંધેલ છે.

### ઉછળેલા ભાવો

હિંદમાંથી નિકાસ થતી દરેક વસ્તુઓના ભાવો પ્રમાણમાં વધ્યા છે. કપાસના ભાવો બહુ વધ્યા નથી. એટલે એની કિંમત ખેડૂતોને પ્રમાણમાં થોડી આવે છે. જ્યૂટના ભાવો ઠીક પ્રમાણમાં વધ્યા છે. જ્યૂટની બનાવટોના કાપડ અને કોથળાઓના ભાવો વધારે સારા મળે છે, કારણ કે બ્રિટિશ અને બીજાં સાથી રાજ્યો જ્યૂટની બનાવટો રેતીથી કોથળીઓ ભરવા માટે કરોડો નંગ ખરીદે છે. સૈનિકો આ રેતીની ભરેલી કોથળીઓ ખાઈઓની આસપાસ ગોઠવી બચાવ માટે રાખે છે. ચાના ભાવો પણ સારા મળે છે. કાપડના ભાવો હિંદમાં પરદેશોથી માલ નહિ આવતો હોવાથી વધી ગયા છે. અનાજ અને ખોરાકીના પદાર્થોની કિંમત પણ એથી ત્રણગણી થઈ છે, તેમાં પણ ખોરાકી પોશાકીની વસ્તુઓના ભાવોની તો માપબંધી અને ભાવબંધીથી અંકુશોમાં લાવવા પડ્યા છે. સીંગદાણા અને બીજાં તેલીબીયાંના ભાવો સાધારણ પ્રમાણમાં વધ્યા છે. જિંદગીનું ધોરણ ઊંચું થયું છે. વસ્તુઓના ભાવો વધ્યા છે; પરંતુ રૂપિયાની વસ્તુની કિંમતના પ્રમાણમાં ૭ આના કિંમત રહી છે. નિકાસની અર્ધી વસ્તુઓ હિંદમાંથી આગલા વરસોના પ્રમાણમાં જાય છે. એની કિંમતના આંકડા મોંઘારતને લીધે બેવડા થયા છે.

### આયાત માલની કિંમત

નિકાશ માલના પ્રમાણમાં આયાત માલની કિંમત ઘણી વધી છે. લોઢા અને પોલાદની વસ્તુઓ તો યુદ્ધ માટે જ મોટા ભાગે વપરાય છે. એની કિંમત હિંદમાં પાંચથી સાત ગણી વધી છે. કાચનો સામાન, ચામડાંનો સામાન, દવાઓ, વિજળીનો સામાન, રસાયનો, રંગો, ઊનનાં વસ્ત્રો, રેશમનાં વસ્ત્રો, રબ્બરની વસ્તુઓ, કાગળો, સ્ટેશનરી, બાઇસીકલો, મોટરો, વિલાયતી દારૂ, રેડીઓ, ફોનોગ્રાફો વગેરે કારખાનાંઓની પાકી બનાવટની વસ્તુઓની ભારે અછત થઇ પડી છે. કેટલીક વસ્તુઓના ભાવો સરકારે નક્કી કર્યા છે; પરંતુ એ વસ્તુઓનાં કાળાં બજાર બહુ વિકાસ પામ્યાં છે. સરકારી ભાવો પણ ત્રણથી પાંચગણા પ્રમાણમાં બંધાયા છે, પણ વેપારીઓ આ ભાવે

વસ્તુ નહિ વેચતાં વધારે લોભમાં પડી કાળાં બજારોમાં વેચે છે. સ્ટીમરોની તાણને લીધે આમાં તો ઘણાખરા માલની અછત છે. ૧૯૪૪થી કેટલાક અગત્યના માલોના ક્વોટા (આયાત થયેલા માલનો અમુક પ્રમાણમાં જથ્થો) આપવામાં આવે છે; પરંતુ તે થોડા હોવાથી એની માગણી ખૂબ રહે છે. પૂર્વના દેશોમાં તો આ વિલાયતી કારખાનાંઓના માલની ભારે અછત છે. ત્યાં ખાંડ, દિવાસળી, ગ્યાસલેટ જેવા પદાર્થોની કિંમત દશ પંદર ગણી થઇ છે. આથી એ દેશોમાં કાપડ, ખાંડ વગેરે ચડાવનારને મોટો લાભ મળે છે, પણ સરકારી અંકુશોને લીધે એ દેશો ખાતે માલ ચઢી શકતો નથી. માત્ર યુનાઈટેડ કોમર્સીઅલ કોર્પોરેશનને આ નફો ખાવાની મોનોપોલી મળી હોય એમ લાગે છે.

## આયાત નિકાસના આંકડા

આયાત અને નિકાસ માલના સંક્ષિપ્તમાં નીચે મુજબ આંકડા છે. જો કે સંખ્યા અને વજનની દૃષ્ટિએ બહુ ફેર પડી જશે. કારણ કે કિંમતો ૨૦૦ થી ૧,૦૦૦ ટકા વધી છે.

### આયાત માલ

| વસ્તુ | ૧૯૩૮-૩૯ લાખ રૂ. | ૧૯૪૦-૪૧ લાખ રૂ. | ૧૯૪૧-૪૨ લાખ રૂ. | ૧૯૪૨-૪૩ લાખ રૂ. |
|---|---|---|---|---|
| અનાજ આટો દાળ | ૧૩.૧૬ | ૧૪.૩૬ | ૧૫.૨૦ | ૩૧.૦૦ |
| ખાંડ | ૪૬.૦૦ | ૩૬.૦૦ | ૧.૦૮ | ૨.૦૦ |
| બીયાંનાં તેલો અને ખનીજ તેલો | ૧૫.૬૨ | ૨.૧૩ | ૨૧.૭૫ | ૨૭.૭૮ |
| કપાસ પરદેશી | ૮.૫૧ | ૯.૪૩ | ૧૫.૩૪ | ૧૫.૪૨ |
| ઊન કાચું | ૬૨.૦૦ | ૨.૭૯ | ૨.૭૭ | ૨.૯૫ |
| રસાયન અને દવાઓ | ૫.૬૨ | ૮.૦૭ | ૩.૭૬ | ૬.૩૯ |
| રંગો | ૪ ૦૬ | ૬ ૩૭ | ૬.૯૬ | ૫.૪૨ |
| યંત્રો | ૧૯.૭૨ | ૧૧.૩૫ | ૬.૭૯ | ૧૦.૫૩ |
| કાપડ સુતર | ૧૪.૧૫ | ૧૧.૩૫ | ૬.૭૯ | ૧.૩૭ |

### નિકાસ માલ

| વસ્તુ | ૧૯૩૮-૩૯ | ૧૯૪૦-૪૧ | ૧૯૪૧-૪૨ | ૧૯૪૨-૪૩ |
|---|---|---|---|---|
| અનાજ દાળ અને આટો | ૭.૮૦ | ૬.૦૨ | ૧૦ ૭૬ | ૭.૧૨ |
| ચા | ૨૩.૨૯ | ૨૭.૭૯ | ૩૦.૬૦ | ૩૧.૬૮ |
| ખનીજ તેલો અને બીયાનાં તેલો | ૧.૩૬ | ૨.૪૬ | ૨.૬૮ | ૧.૪૪ |
| તેલદાણા | ૧૫.૧૦ | ૧૦.૦૭ | ૧૦.૫૭ | ૧૦.૫૭ |
| કપાસ | ૨૪. | ૨૪.૬૦ | ૧૭.૯૦ | ૫.૫૮ |
| જ્યૂટ | ૧૩.૪૦ | ૭.૮૫ | ૧૦.૪૨ | ૯.૦૧ |
| ચામડાં | ૫.૨૩ | ૫.૯૯ | ૬.૦૩ | ૪.૮૨ |
| ધાતુઓ | ૨.૦૭ | ૫.૨૭ | ૪.૨૩ | ૧.૯૦ |
| કાપડ સુતર | ૭.૫૭ | ૧૭.૫૨ | ૩૮.૦૦ | ૪૬.૮૬ |
| જ્યૂટના પાકા માલો | ૨૬.૨૬ | ૪૫.૩૮ | ૫૩.૯૦ | ૩૬.૩૮ |

## જગતનું અર્થશાસ્ત્ર અને હિંદ

હિંદ આર્થિક અને વાણિજ્ય પ્રગતિમાં જગતમાં અતિ પ્રાચીન કાળથી મહત્ત્વનું સ્થાન ધરાવે છે. હિંદીઓ પ્રાચીન કાળના પ્રસિદ્ધ વહાણવટીઓ અને વેપારીઓ હતા. હિંદીઓ હવે શાસનની પરતંત્રતા ભોગવે છે. પશ્ચિમ યુરોપ, અમેરિકા અને જાપાનને મુકાબલે હિંદ ચારથી પચીશ ગણું ગરીબ છે, છતાં ઔદ્યોગિક વિકાસમાં જગતમાં એનું સ્થાન દશમા નંબરનું છે, પણ હિંદ ઔદ્યોગિક પરાધીનતા ભોગવે છે. એનાં યંત્રો તેમાં પણ વરાળયંત્રો પરદેશોથી આવે છે. ગ્રેટબ્રિટનના ઉદ્યોગોને પુષ્ટિ આપે એવી રીતે હિંદના ઉદ્યોગોની ખાસ યોજનાથી રચના કરાઈ છે. જગતના અર્થશાસ્ત્રમાં વસતિવિસ્તાર અને ભૌગોલિક સ્થાન જોતાં હિંદ અતિ મહત્ત્વની પદવીને યોગ્ય છે; પરંતુ પરાધીનતાએ એને અતિ નીચી પદવી આપી દીધી છે. હિંદના શાસકોએ હિંદના અર્થશાસ્ત્રને બ્રિટનની પુષ્ટિ માટે ભૂતકાળમાં યોજ્યું છે. બ્રિટને હિંદ ઉપર ફ્રીટ્રેડ (જકાત વગરનો) વેપાર પોતાના લાભ માટે લાદ્યો હતો. તેથી હિંદના ઉદ્યોગોનો વિકાસ થયો નહિ. હમણાં પણ થોડી અમુક પસંદ કરેલી (બ્રિટિશ હિતને આડી ન આવતી) વસ્તુઓ ઉપર જકાત નાંખવાની રાજ્યનીતિ ચાલે છે. પરિણામ હિંદી નજરે સંતોષકારક નથી.

આપણે ત્યાં મોટા ઉદ્યોગોને જોઈતી દરેક કાચી વસ્તુઓ છે. કાચી વસ્તુઓમાં શક્તિ પેદા કરનાર મૂળ ચીજોમાં કોલસો વાજબી પ્રમાણમાં છે. પણ જલવિદ્યુત્ પેદા કરવાનાં અખૂટ સાધનો છે. લોઢાની ધાતુ પણ પુષ્કળ છે. લાકડું પણ જોઈએ તેટલું છે. વિશાળ વહાણવટા માટે ૭ હજાર માઇલનો સાગરકિનારો છે. માત્ર આપણા અનુભવી કારીગરોને યંત્રવિદ્યામાં પારંગત કરવા શિક્ષણ અને તાલીમ માટે વ્યવસ્થા કરવી જોઈએ. યંત્રો બનાવવા માટે જે યાંત્રિક હથિયારોની જરૂર પડે પડે છે, તે આપણે ત્યાં નથી. એ માટે થોડા યુવકોને શિક્ષણ આપી યંત્રો બનાવવાનાં, હથિયારો તૈયાર કરવાનાં કારખાનાંઓ ઉભાં કરવાં જોઇએ. હિંદને અનુકૂલ સંરક્ષક જકાતનીતિ રચવી જોઇએ. આ કામ મુશ્કેલ અને અતિ સમય લેશે નહિ, કારણ કે રશિયાએ બાર વરસોમાં એકદમ પછાત સ્થિતિમાંથી એમની બીજી પ્રવૃત્તિઓને ખૂબ મોટા પ્રમાણમાં સફલ બનાવી હતી. આપણે ત્યાં પ્રજાપ્રિય સરકાર વગર એ બનવું અશક્ય છે.

## હિંદ અને પાશ્ચિમાત્ય પ્રજા

હિંદ એ પાશ્ચિમાત્ય પ્રજાને ચૂસવાની ભૂમિ તરીકે છેલ્લાં ૭૫ વરસો થયા ગણાયું છે. યુરોપના માટે હિંદ કાચાં સાધનો પૂરાં પાડે અને તેનાં કરોડો પ્રજાજનો યુરોપનાં પાકા દ્રવ્યોને ખરીદે, એ આદર્શ યુરોપીઅનો પાસે હતો. ચલણનીતિ, જકાતનીતિ, રેલ્વેનીતિ, પાકા માર્ગો, પૂલો, બંદરો, વહાણવટું સર્વે આ નીતિના અનુરૂપ બનાવવામાં આવ્યાં હતાં. હિંદ પોતે ઔદ્યોગિક દેશ બનવાની લાયકાત ધરાવતો હતો. એ અનુકૂલતાઓને યુક્તિથી દબાવી. એ ગાયનું દૂધ પરદેશીઓ મોજથી પીતા આવે છે. યુરોપમાં અનેક પરિષદો, વેપારી કોલકરારો, વેપારી સહાયકસંધિઓ, જકાતના કરારો, ચલણનાં કમિશનો, દેશપરદેશોનાં હિતો અને સહકારથી સ્થપાયાં છે, પણ એ સર્વેમાંથી હિંદને જ્ઞાતિબહાર મૂકવામાં આવ્યું છે. હિંદી પ્રતિનિધિઓને દેખાવ માટે બોલાવવા કે આમંત્રવામાં આવ્યા છે, પણ આ પ્રતિનિધિઓ બ્રિટિશ તોલે સૌ વસ્તુ માપવાની સૂચનાઓ લઈ જાય છે. હિંદને તેથી લાભ થતો નથી, જગતના આખા નકશામાં હિંદની આર્થિક ઉન્નતિનો પ્રમાણસર ભાગ કયારેય સ્વીકારાયો નથી.

## જગતનાં જુદાં જુદાં ત્રાજવાં

જગતમાં યુરોપનાં મહારાજ્યો, યુરોપિયન સંસ્થાનો, અમેરિકા અને જાપાનનાં ત્રાજવાં જુદાં છે. બાગીઆના બે ભાગોની પેઠે વાણિજ્ય, ઉદ્યોગ, જીવનનિર્વાહ, વૈદ્યકિય સારવાર, આર્થિક ઉન્નતિ, સુખશાંતિ, સ્વાસ્થ્ય, ખેતીવાડી એ સર્વેમાં ઉપલા દેશોના માટે જુદાં તોલાં વજન માટે રખાય છે. ઉપલા દેશોના જીવનનિર્વાહની ઉચ્ચ પદ્ધતિ, પગારોનું ધોરણ, આર્થિક સ્થિતિ, સ્વાસ્થ્ય અને સુખશાંતિ એ સર્વે ઊંચા ધોરણોથી મપાય છે. પછાત દેશોનાં કાચાં સાધનોને આ ઉચ્ચ ધોરણ નીભાવવા માટે વાપરવાનો રિવાજ કાયદેસર થઇ

ગયો છે. શ્વેત પ્રજાની ઉચ્ચ કહેવાતી સંસ્કૃતિ પછાત પ્રજાને આર્થિક અને રાજકિય પરતંત્રતાની બેડી પહેરાવવા છેલ્લાં બસો વરસ થયા ચાલુ યોજનાઓ અમલમાં મૂકતી જાય છે. ખ્રિસ્તી શ્વેત પ્રજાનું વિજ્ઞાનનું જ્ઞાન એમને અત્યંત સ્વાર્થપૂર્ણ રાજ્યનીતિના ઉપાસક બનાવી જગતની સમૃદ્ધિ પોતાના કલ્યાણ માટે વપરાવે છે. ખ્રિસ્ત ધર્મના ઉચ્ચ આદર્શો સાથે મનુષ્યજાતિની આર્થિક અસમાનતા નષ્ટ કરવા માટે સ્વાર્થપૂર્ણ રીતે વાપરવાની યુક્તિઓ શોધી કઢાય છે. રંગભેદ, વર્ણભેદ, સંસ્કૃતિભેદ, જીવનનિર્વાહના ધોરણોનો ભેદ આ સર્વે વિજ્ઞાન અને પશુવાદના બળ ઉપર નભે છે.

## ગ્રેટબ્રિટનની નીતિ

જગતમાં આ સાડાચાર કરોડની પ્રજાએ પોતાની શક્તિ, સાહસ, બળ, વીર્યના બળથી જગતની પ્રજાના ચોથા ભાગનું સામ્રાજ્ય જીતી લીધું. રાજકીય, સૈનિક વિજયો મેળવ્યા પછી ગ્રેટબ્રિટને વરાળયંત્રની શોધ કરીને સામુદાયિક માલ પેદા કરવાનાં કારખાનાં સ્ટીમરો અને રેલ્વેઓની શરૂઆત કરી. પછાત દેશોમાં પણ પોતાની સ્ટીમરો મારફત મોટા પ્રમાણમાં કારખાનાંઓનો માલ મોકલવા માંડયો. હિંદનો જ દાખલો લઇએ, તો હિંદમાં રેશમ, હુન્નરકળાની કારીગરીની વસ્તુઓ પોતાનાં વહાણો મારફત લઇ જઇ આખા યુરોપના સર્વે દેશોનો હિંદની બનાવટોનાં માલના વેપાર એકહથ્થુ રાખી મોટા નફો મેળવ્યો હતો. બ્રિટને સત્તરમી સદીથી પોતાના સંગઠનથી આ નીતિ ધારણ કરીને મોટી આર્થિક ઉન્નતિ મેળવી હતી.

## બ્રિટનની સમૃદ્ધિ

વરાળયંત્રની શોધ પછી બ્રિટને હિંદમાંથી મેળવેલી આ સમૃદ્ધિનો ઉપયોગ કારખાનાંઓ બનાવવા અને સ્ટીમરો બાંધવા પાછળ કર્યો, હિંદમાં પોતાનાં કારખાનાંઓનો માલ મોટા પ્રમાણમાં મૂકવા માંડયો. બ્રિટનની જમીનમાં લોઢું અને કોલસા માત્ર ખનીજો તરીકે પુષ્કળ મળ્યાં; પરંતુ કપાસ અને બીજાં કેટલાંક કાચાં દ્રવ્યો હિંદમાંથી મેળવવાની એને જરૂર પડી. તે મેળવવા માટે હિંદમાં બ્રિટિશ કંપનીએ ખાણો ચાલુ કરી. ખાણોના માલ અને કપાસ લઈ જવા માટે રસ્તાઓ બાંધ્યા, બંદરો સુધાર્યાં. બંદરોમાં માલ ચડાવવ ઉતારવા ગોદીઓ બાંધી, રેલ્વેઓ બાંધી. આ સર્વે સાધનોની સગવડ વિલાયતથી યંત્રો મંગાવીને કરી. આના કારણથી વિલાયતમાં નવાં નવાં કારખાન સ્થાપાયાં. પછાત દેશો માટે જોઇતાં રેલ્વેનાં વેગનો ગોદીઓમાં માલ ઉતારવા ચડાવવાનાં સાધનો એન્જિનો, ખાણો ખોદવાનાં અને પાણી કાઢવાનાં યંત્રો લોઢાકામ, પોલાદની વસ્તુઓ બ્રિટનનાં કારખાનાંઓએ બનાવીને હિંદમાં મોકલી, બ્રિટનને મોટે આર્થિક નફો થયો. એ દેશ સમૃદ્ધિશાળી બન્યો.

## બ્રિટનની યોજના

બ્રિટનના મોવડીએ ઘણી જ દીર્ઘદૃષ્ટિથ આર્થિક યોજનાઓ અમલ મૂકી. એમણે હિંદમ જકાત મારીની યોજના રચી. આખા યુરોપમ બ્રિટન એકલું યંત્રોની મારફતે કારખાનાં ચલાવતુ હતું. રેલ્વે પણ બ્રિટનને પહેલી શરૂ કરી હતી સ્ટીમરો પણ એજ પ્રજાએ પ્રથમ બાંધી હતી આથી આનો લાભ બ્રિટનવાસીઓએ સૌથી પહેલે મેળવ્યો. હિંદમાં જકાત મારીની અર્થનીતિ ચાલુ કરી હિંદના કાચા માલને તે ભાવે વગર જકાતે વિલાયત ખાતે લઇ જવા માંડયો. પોતાનાં કારખાનાંઓના માલને પણ હિંદમાં વગર જકાતે દાખલ કરવા શરૂ કર્યાં. હિંદના ચાલુ ખર્ચ નિભાવવા માટે પાછળથી પાંચ ટકા જકાત બ્રિટિશ કાપડ ઉપર નંખાઇ, પણ સાથે હિંદી કાપડ હિંદ મીલો પેદા કરતી હતી, તેના ઉપર પણ પેદાશની પાંચ ટકા જકાત નાંખી. બ્રિટિશ અર્થનીતિનું અત્યંત સ્વાર્થીપણું સિદ્ધ કરાયું. હિંદી ચલણને પણ બ્રિટિશ ઉદ્યોગો તથા વેપારની પુષ્ટિ અર્થે નિમિત્ત બનાવવામાં આવ્યું. આમ હિંદના કલ્પવૃક્ષમાંથી ખૂબ લાભ મેળવી બ્રિટનની પ્રજા ખૂબ ધનાઢ્ય બની છે

## પછાત રહેલું હિંદ

હિંદની પ્રજાને બ્રિટનની પ્રજાની ઉન્નતિ અને આર્થિક લાભ માટે યોજીત યોજના નીચે ગુલામગીરીની જાળમાં ગૂંથવામાં આવી. આથી હિંદ પ્રજા કયારેય પણ ધનવાન બની શકી નહિ. બ્રિટિશ અમલે હિંદી પ્રજાને પોતાના આર્થિક સ્વાર્થને માટે છેલ્લેથી પહેલે સુધી વાપરી છે. હિંદને મુખ્યત

ખેતીવાડીના દેશ તરીકે રાખવામાં આવ્યો છે. ખેતીવાડી પણ જૂની પદ્ધતિ પ્રમાણે જમીનમાંથી ઓછામાં ઓછા પાક મેળવવાની રીતની હતી. એમાં સુધારો કરવાની અને પાશ્ચિમાત્ય દેશો જેવા બહોળા પાકો મેળવવાની કોઈ વ્યાપક યોજના અમલમાં મૂકવામાં આવી નહિ. જૂની ઢબની ખેતીવાડીથી કોઈ પ્રજા ધનવાન બની શકતી નથી. હિંદની ૭૫ ટકા પ્રજા સીધી કે આડકતરી રીતે ખેતી ઉપર નભે છે. જૂની ઢબની ખેતીમાં વ્યાપક સુધારો નહિ થવાથી ખેડૂતોને ગરીબ, કરજદાર અને અતિશય દીન દશામાં રહેવું પડયું છે. હિંદમાં ઉદ્યોગોના વિકાસ માટે કોઈ યોજના ઘડવામાં આવી નથી. યંત્રો, સાંચાઓ અને રસાયન વસ્તુઓને માટે હિંદી ઉદ્યોગો પરાધીનતા સેવે છે. હિંદના ઉદ્યોગોનાં યંત્રોના ઘસારાના પદાર્થો પણ હિંદમાં બનતા નથી. હિંદના ઉદ્યોગો પરદેશો યંત્રો ન પૂરાં પાડે તો એક વરસ પણ ટકી શકે નહિ.

## બ્રિટનના હાથમાં ચાવી

હિંદના આર્થિક, ઔદ્યોગિક અને યાંત્રિક ઉદ્યોગો માટેનાં નાનાં મોટાં યંત્રો માટે હિંદ પરદેશોની ઉપર લાચાર છે, પરદેશોનો વેપાર ઘણોખરો પરદેશી વહાણવટું હિંદના લાભો કરતાં બ્રિટિશ લાભો માટે વધારે વલણ ધરાવે છે. પરદેશી બેન્કો પણ હિંદના લોકો પાસેથી થાપણો મેળવી બ્રિટિશ અને યુરોપિયન લાભો માટે વાપરે છે. બ્રિટિશ વહાણવટાને પોષ્ટ અને મુસાફરોના ખાસ હક્કો મળ્યા છે. હવે મહાયુદ્ધ પછી વિમાનોના પ્રવાસી અને મેલો લઈ જવાની પ્રવૃત્તિ મોટા પાયા ઉપર વિકાસ પામશે. હિંદમાં જેમ સ્ટીમરો બનાવવાની કળાની પ્રગતિ થઈ નથી. હિંદી સરકારે તે તરફ લક્ષ્ય આપ્યું નથી. તેવી જ રીતે વિમાનો હિંદમાં બનાવવા માટે પણ હિંદને યુદ્ધ પછી ઉત્તેજન માટે તેવો સંભવ ઓછો છે. ભવિષ્યમાં વિમાનોનો પ્રવાસ અને પોષ્ટ લઈ જવાને અતિશય મોટા પ્રમાણમાં ઉપયોગ કરાશે; પરંતુ તે કામ માટે બ્રિટનનાં કારખાનાં અને મૂડી વપરાય તેવો સંભવ છે. હિંદની પ્રજાના ઔદ્યોગિક વિમાની વિકાસને પુષ્ટિ મળે તેવો સંભવ ઓછો છે.

## હિંદનો આદર્શ

હિંદને પારકા દેશોનું આધિપત્ય જોઈતું નથી. હિંદને પરદેશોના પછાત લોકોને ચૂસીને દ્રવ્ય મેળવવું નથી. હિંદને પછાત પ્રજાઓના ઉપર રાજ્યદ્વારી શાસન બેસાડવું નથી. હિંદને બીજા દેશોના ખનીજ પદાર્થો જોરાવરીથી લઈ એમને હિંદનાં પાકાં દ્રવ્યો વેચવાં નથી. હિંદને બીજા દેશો પાસેથી જકાતી અને ચલણના લાભો મેળવવા નથી. હિંદને યુદ્ધો કરી પછાત પ્રજાઓને પરાધીન બનાવવાની ઇચ્છા નથી. હિંદ આત્મસંતોષી છે. એને પોતાની ભૂમિમાંથી ખનીજો અને ખેતીના પુષ્કળ પદાર્થો મળી શકે તેમ છે. આ પદાર્થોના પોતાનાં કારખાનાંઓમાં પાકા પદાર્થો બનાવીને પોતાની પ્રજાને પૂરા પાડવા અને પરદેશોની પરતંત્રતામાંથી છૂટવું, એ જ હિંદી પ્રજાનો આદર્શ છે. હિંદમાં એનાં પ્રજાજનોને માટે આર્થિક સ્વતંત્રતા મેળવવાનાં પુષ્કળ સાધનો છે. આ સાધનોનો સંપૂર્ણ વિકાસ કરવા હિંદ રાજકિય અને ઔદ્યોગિક સ્વતંત્રતા માટે ઝંખે છે. હિંદને પારકી ભૂમિ, પારકી પ્રજા ઉપર શાસન, આર્થિક, ઔદ્યોગિક કે રાજકિય રીતે જોઈતાં નથી.

## હિંદ શું માગે છે?

હિંદમાં દરેક પદાર્થ કાચી સ્થિતિમાં મળે છે. હિંદમાં પરમાત્માની કૃપાથી પુષ્કળ ખનીજો છે. ખેતીવાડી માટે જમીન છે. પુષ્કળ મનુષ્યશક્તિ છે. પ્રાચીન સંસ્કૃતિની લાયકાત છે. પોતાના ઉદય માટે એની પાસે મૂડી પણ છે. લાકડાં માટે મોટાં જંગલો છે. વહાણવટું બાંધવા માટેનાં યાંત્રિક સાધનો મેળવવા દરેક કાચાં દ્રવ્યો છે. ૭ હજાર માઇલનો સાગર કિનારો અને સેંકડો સારાં બંદરો છે. આ સિવાય હિંદીઓ આગળ પ્રગતિ કરવા ઈંતેજાર છે. પરદેશીઓની આર્થિક પરતંત્રતામાંથી છૂટવા હિંદ ઈંતેજાર છે. એની બહોળી પ્રજાને પોતાની સામાજિક, આર્થિક અને રાજકિય ઉન્નતિ જોઇએ છે. પોતાની પ્રજાને હિંદે સંપૂર્ણ અક્ષરજ્ઞાન આપવું છે. કોઈપણ સ્ત્રી–પુરુષ વિદ્યા વગરનું ન રહે તેવો હિંદનો આદર્શ છે. હિંદને પોતાનાં બાળકો અને પ્રજાનું સ્વાસ્થ્ય સુધારવાની આકાંક્ષા છે. ભયંકર ચેપી રોગો–મેલેરીઆ, ઇન્ફ્લ્યુએન્ઝા, કોલેરા, ક્ષય વગેરે હિંદની પ્રજાને પાયમાલ કરી નાંખે છે, તે રોગોને અંકુશમાં આણવા છે.

## હિંદની જરૂરિયાતો

હિંદને પોતાનાં યોગક્ષેમ નીભાવવા જેવો ઔદ્યોગિક વિકાસ જોઇએ છે. એને વિજયો મેળવવાની મહત્ત્વાકાંક્ષા નથી. એની પ્રજા સુખ શાંતિમાં રહે એવી હિંદની ઇચ્છા છે. સર્વે દેશોના પ્રજા સાથે હિંદીઓ સુલેહ, સંપ અને પ્રીતિથી રહેવા માગે છે. પોતાનું રક્ષણ કરવું અને પારકાની સાથે મૈત્રી અને બંધુભાવ રાખવો, એજ હિંદની રાજ્યનીતિ છે. હિંદને યંત્રોના ઉદ્યોગોની સાથે ગૃહ-ઉદ્યોગોનો વિકાસ કરીને એમનો સુમેળ બનાવવો છે. જે પાડોશી પ્રજા ખુશીથી હિંદના વધારાના માલને માગશે, તેને બહુ નફો ખાવા વગર માલ આપવાની હિંદની નીતિ રહે, પણ ચલણનીતિ, જકાત નીતિ અને ધનના લોભથી બીજી પ્રજાઓને આર્થિક પરાધીનતામાં ઉતારવાની હિંદની રાજ્ય-નીતિ નથી. હિંદને પોતાના બાળમરણના પ્રમાણને ઘટાડવું છે. સ્ત્રીઓના સ્વાસ્થ્યને સુધારવું છે. યુવા-નોને ઉત્સાહી બનાવવા છે. પ્રજાના ખોટા કામી અને જ્ઞાતિભેદો ટાળવા છે. ધાર્મિક સ્વતંત્રતા સાથે આર્થિક અને રાજકિય સ્વતંત્રતાનો મેળ બેસાડવો છે. હિંદ પ્રગતિ સાથે સ્વરાજને ઇચ્છે છે.

## હિંદને ખેતી સુધારવી છે

હિંદનો એક મોટો વિકટ પ્રશ્ન ખેતીનો છે. વધતી જતી પ્રજા માટે ખોરાકીનો સવાલ નિશ્ચિંત થયો નથી. એની ખેતી જે પ્રમાણે હજારો વરસો થયા ચાલી આવતી હતી, તે મુજબ હમણાં પણ ચાલી આવે છે. આપણા ખેડૂતો નિરક્ષર, ગરીબ અને અજ્ઞાન છે. હિંદની વસતિનો પોણો ભાગ ખેડૂતોનો છે. એમના ઉપર અબજો રૂપિયાનું કરજ છે. એમની જમીનમાંથી યોગ્ય ખાતરો, પૂરતું પાણી, ઊંડી ખેડ અને જંતુઓ દૂર કરવાની આધુ-નિક પદ્ધતિ વગર પૂરા પાકો મળશે નહિ. એમનાં ગામડાઓમાંથી ખેતીના માલ પહોંચાડવાને સારાં માર્ગો નથી. એમનાં ગામડાંઓનાં રહેઠાણો ખૂબ અસુખાકારી ભરેલાં છે. એમના ઉપર રોગો આક્રમણ કરે છે, ત્યારે બચવાને માટે ઔષધીઓ કે ડૉક્ટરો નથી. નિરક્ષરતાને લીધે બહારના જગત વિષે એઓ કાંઇ જાણતા નથી. વર્તમાનપત્રો કે પુસ્તકોની સંસ્કૃતિથી દૂર છે. શિયાળામાં પહેરવા એમની પાસે વસ્ત્રો નથી. માખી મચ્છરોના ઉપ-દ્રવોથી બચવા એમની પાસે સાધનો કે શિક્ષણ નથી. એમનાં પશુઓ પણ નિર્બળ, માંદકાંગલાં અને વધારે મહેનતનું કામ આપી શકે તેમ નથી. આ સર્વેમાં સુધારા, વિકાસ અને પ્રગતિની જરૂર છે. રશિઆએ બાર વરસોમાં જ પોતાની ખેડૂત પ્રજાનો ભારે વિકાસ કર્યો. આપણે પણ એ જ માર્ગે યોજનાપૂર્વક આગળ વધવું છે. હિંદને પ્રગતિનો આદર્શ યોજીત યોજના મુજબ કરવો છે.

## હિંદમાં જરૂરી આર્થિક સુધારા

હિંદમાં બ્રિટિશ પ્રજાના અધિકારીઓએ ઉચ્ચ અધિકારોનું ધોરણ અતિ ઉચ્ચ રાખ્યું છે. આખા જગતમાં કોઈ પણ દેશમાં એટલું ઊંચું ધોરણ ત્યાંની આર્થિક સ્થિતિના પ્રમાણમાં નથી. હિંદને એ ધોરણ હળવું બનાવવું પડશે. ભૂતકાળમાં જે આર્થિક જોખમદારીઓ હિંદ ઉપર લદાઇ છે, તે સર્વેને તો પ્રમાણિકપણે પાળવી જ જોઇએ, પણ ભવિષ્યમાં હિંદના શાસનને સરળ બનાવવું પડશે. નીચી કક્ષાના અધિકારીઓના પગારનું ધોરણ સ્હેજ વધે પણ ઉચ્ચ અધિકારોનો પગાર જરૂર ઘટાવવામાં આવે. આ માટે જર્મનીનો આદર્શ હિંદ માટે યોગ્ય છે. આ સિવાય થોડાં વરસો સુધી હિંદના ધનવાન વર્ગને સૌ મોજશોખથી દૂર રહી સહેજ તપોમય જીવન ગુજારવું પડશે. આ માટે રશિયાનો આદર્શ આપણી પાસે ઊભો છે. એમણે આખી પ્રજાને આઠ વરસો સુધી ખોરાકી પોશાકી રહેઠાણો અને મોજશોખની વસ્તુઓથી દૂર રાખી પ્રજાકિય પૈસો બચાવીને રશિયાની ખેતી, ઉદ્યોગો, રસ્તાઓ, ખનાજો, રેલ્વેઓ, નહેરો, યંત્રશાસ્ત્ર અને મૂળભૂત ઉદ્યોગોનો અસાધારણ વિકાસ કર્યો હતો, આથી જ જર્મનો જેવા ભયંકર વિજ્ઞાનવાદી શત્રુઓનો રશિયનોએ પરાજય કર્યો છે. આપણો પણ એ જ આદર્શ છે.

## જાપાન પાસે નકામી આશા

જાપાન એશિયાટિક દેશ છે. હિંદનો બુદ્ધધર્મ એણે સેવ્યો છે. જ્ઞાન, વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયન અને બુસ્તર શાસ્ત્રોમાં એણે અત્યંત પ્રગતિ કરી છે; પરંતુ જાપાનિઝો ભયંકર મહત્ત્વાકાંક્ષી છે. હમણાં નવા એશિયાટિક ઉદ્ધાર શાસનની એઓ વાતો કરે

છે. પોતાની ઉદારતાનાં યશોગાન ગાય છે, પણ એ સર્વે યુદ્ધના સમય પૂરતું જ છે. એઓએ યુરોપિયનો પાસેથી ઘણી વિદ્યા કુવિદ્યાઓના સંસ્કારો લીધા છે. તેમાં પારકી પછાત પ્રજાઓને ચૂસવાનો હુન્નર પણ એઓ શીખી ગયા છે. એમને બે મોટા રોગો લાગુ પડયા છે. એક ચક્રવર્તિ રાજ્ય સ્થાપવું અને બીજું આર્થિક ચૂસણ કરી પોતાની પ્રજાને સમૃદ્ધ બનાવવી. કોરીઆ, મંચુરીઆ, ફોર્મોસા અને એમણે જીતેલાં સંસ્થાનોનો ભૂતકાળનો એમનો વહિવટ ભારે લોભ, ધનપ્રાપ્તિ અને પરતંત્રતાની બેડી પહેરાવનાર છે. સંસ્થાનોની રાજ્યનીતિ જાપાનિઝોએ અંગ્રેજો પાસેથી શીખી એને અત્યંત કડક બનાવી વધારે પ્રમાણમાં ચૂસણનીતિ ચાલુ કરી હતી. હિંદી પ્રજાને જાપાનની વેપારી મૈત્રિ બીજી પ્રજાઓની પેઠે જોઇશે, પણ એમને દૂરથી નવ ગજના નમસ્કાર કરવાના છે. નજદિકમાં આવી એ પ્રજા કરડે એવી છે, એના દાંત તીખા છે.

## શું જર્મનો વધારે સારા છે?

જર્મનો આજે આખા જગતમાં વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, રસાયન, શિસ્ત અને સૈનિકકળામાં શ્રેષ્ઠ છે, એમના નવા જર્મન ઓર્ડર મુજબ એમણે યુરોપના જીતેલા પચીશેક દેશો તરફ (કેટલાક અપવાદો સિવાય) ઉદારતા અને સરસ સુવ્યવસ્થાથી કામ હાથ લીધું છે, પણ એ તો યુદ્ધ સમયની વાતો થઇ, પોતાના આશયોને ખૂબ પૉલિસ કરીને બનાવવામાં આવ્યા છે. જર્મનીના હાથોમાં ૧૯૧૪–૧૮ પહેલાં અનેક સંસ્થાનો હતાં. આ સંસ્થાનોનો ઔદ્યોગિક, સામાજિક, સૈનિક અને આર્થિક શાસન જર્મનોએ ખૂબ કડક રીતે કર્યું હતું. એ પ્રજા શિસ્તભંગ કરનાર પ્રત્યે ક્રૂર છે, ભૂખી અને નાણાની તાણવાળી પ્રજા છે. એ ક્યારે અર્થભૂખથી પાપ કરે તે કહેવાય નહિ, એનો વિશ્વાસ દુઃખરૂપ નીવડશે, એવી મનમાં ભીતિ રહે છે, એટલે હિંદને માટે નવા જર્મન ઓર્ડરના દૂરથી ચમકારા જોઇ મોહ પામવાનું નથી. જર્મનો વધારે સરળ લાગતી દિર્ઘદ્રષ્ટિથી આર્થિક અને રાજકિય બંધનો આશ્રિત પ્રજાઓ ઉપર બેસાડે એવા બુદ્ધિમાન છે, વેપારી મૈત્રી સિવાય બીજું કાંઇ વધારે નજદિક આ મહાન પ્રજા સમીપ જવા જેવું નથી. આ યુદ્ધમાં એમનો પરાજય થશે.

## રશિયાના સામ્યવાદમાંથી શું આશા રખાય?

રશિયા એ મોટું સામ્રાજ્ય છે. સતર કરોડની મોટી પ્રજા ઉન્નતિ અને પ્રગતિને માર્ગે છે આ યુદ્ધ જીતવામાં રશિયાએ ભારે શક્તિ અને ધીરજ દેખાડી છે, એનો સામ્યવાદ સિદ્ધાન્ત તરીકે સારો છે. રશિયા આ મહાવિશ્વયુદ્ધ પછી એકદમ મહાન બળવાન રાજ્ય તરીકે બહાર આવશે. યુરોપના અર્ધા ભાગ ઉપર એનો પ્રભાવ ફેલાવાની વકી છે, એની જેવી ભોગ આપવાની અને ભયંકર ઝખમો સહન કરવાની શક્તિ છે, તેવી શક્તિ આ મહાન રાજ્યોમાંથી કોઇએ હજી બતાવી નથી. યુદ્ધ પછીનાં રશિયાનાં સાધનો ભારે વિસ્તૃત બનશે. એનાં યુદ્ધ સમયનાં લાખો કારખાનાંઓ અને કરોડોની તૈયાર થયેલી મનુષ્યશક્તિને માટે બેકારી નિવારવા કામ જોઇશે. એને રાજ્યલોભ નથી. પણ આર્થિક અને વેપારની ભૂખ છે. રશિયન શાસકો ક્રૂર, દયા વગરના અને સખ્ત શિસ્તપાલક નાસ્તિકો છે. હિંદ જેવા આધ્યાત્મિક વલણવાળા દેશ માટે એમની સમીપની મૈત્રિ દુઃખ અને ક્લેશમય થઇ પડશે. વેપારી કરારો સંધિઓ અને મૈત્રિ માટે રશિયા સારૂં છે, પણ આપણું એ કોઇ રાજકિય ભલું કરી આપે તેમ નથી, આશા રાખવી નહિ.

## અમેરિકા કાંઈ કરે તેમ છે?

અમેરિકાની બાર કરોડની પ્રજા તત્ત્વવાદી છે, એ જગતમાં સંપૂર્ણ ખેતીવાડી, ઉદ્યોગ અને ખાણોની પેદાશ મેળવે છે. યંત્રશાસ્ત્ર અને વિજ્ઞાન બંનેમાં સરસ પ્રગતિશીલ છે, આખા જગતમાં કાચી અને કારખાનાંઓની પાકી વસ્તુઓ બનાવવામાં પ્રથમ દરજ્જો ભોગવે છે. એ ખૂબ સમૃદ્ધિશાળી છે. એનું જીવનનિર્વાહનું ધોરણ ખૂબ ઉચ્ચ છે. છતાં આ મહાયુદ્ધમાં એને ૧,૧૩,૮૦૦ કરોડ ડોલર જેટલું ભયંકર કરજ આપતાં વરસ સુધી થશે, એટલે એકતો અમેરિકા ડોલરનું પુજારી છે અને પાછું ભૂખ્યું છે, વેપારના વિકાસ માટે તલસે છે. અત્યારથી જ ડમ્બાર્ટન ઓક્સ અને બીજી પરિષદોમાં એની વેપારભૂખ છતી જાય છે. ચીન અને હિંદ જેવા મહાન વસતિવાળા પ્રદેશો ઉપર એની આંખ ઠરી છે, એટલે એની સમીપની મૈત્રી હિંદીઓ માટે કદાચ સુખાવહ ન પણ રહે. આપણા કેટલાક ઉદ્યોગપતિઓ અમેરિકાના ઉદ્યોગપતિઓ સાથે સહકારમાં મોટર,

વિમાનો અને બીજા ઉદ્યોગો ખોલવા માટે વાટાઘાટો ચલાવે છે; પરંતુ લાંબો વિચાર કરતાં આ ડોલર પૂજનાર પ્રજાની સાથે રાજકિય સંબંધમાં આવતાં પહેલાં બહુ વિચાર કરવાનો છે. સાવચેતી રાખવી એ આપણો ભવિષ્યનો ધર્મ છે.

## આપણા હમણાંના શાસકો

બ્રિટનોએ હિંદને ઔદ્યોગિક, આર્થિક વિજ્ઞાન, રસાયન અને યંત્રવિદ્યામાં પછાત રાખ્યું છે. એના બસો વરસના શાસને હિંદમાં સુલેહશાંતિ અને એકસામ્રાજ્યવાદને પોષ્યા છે; પરંતુ હિંદની ગરીબી વધતી ગઈ છે. એના જનસમુહનો માત્ર આઠ ટકા ભાગ જ શિક્ષણ પામ્યો છે. બંગાળ જેવો ૧૯૪૩–૪૪ અને ત્રાવણકોર-કોચીન જેવા ૧૯૪૪–૪૫ માં કરોડો મનુષ્યો મેલેરીઆ, કોલેરા, ઇન્ફલ્યુએન્ઝા જેવા રોગોના અને નબળાઇના ભોગ થઇ પડયા છે. આપણા દેશના મોટા અધિકારોમાં આજ દિવસ સુધી અંગ્રેજ અધિકારીઓને નીમી જગતમાં કોઈ પણ દેશ કરતાં વધારે પગારો અપાતા હતા. આપણા હિંદના સૈન્યમાં લફટેનન્ટથી તે સેનાધ્યક્ષ સુધીના બધા અધિકારો બ્રિટિશરો માટે જ રાખવામાં આવતા હતા. યુદ્ધ સમયમાં આમાં કેટલીક છૂટો આપવામાં આવી છે, આપણો આર્થિક રેલ્વે ઔદ્યોગિક વિકાસ લંડનના દોરીસંચાલન પ્રમાણે થયો છે. બ્રિટિશ અમલ આપણા માટે મિશ્રહિતકર્તા અમલ ગણી શકાય. બ્રિટિશ અમલ કેટલાક ફાયદા અને કેટલાક એમના સ્વાર્થો ઉપર રચાયો છે.

## ભવિષ્ય માટે અંગ્રેજોનો અમલ

હિંદ માટે આટલાન્ટિક ચાર્ટર લાગુ પાડવાની ના પાડયા પછી મી. ચર્ચીલે સમ્રાટના સામ્રાજ્યમાં એના અમલમાં કાંઇ ઘટાડો કરવામાં આવશે નહિ, એવું પણ જાહેર કર્યું છે. હિંદને યુદ્ધ પછી સાંસ્થાનિક સ્વરાજની પદ્ધતિ આપવાની જાહેરાત કરી છે; પરંતુ અંગ્રેજો પોતાનો આર્થિક અને વાણિજ્યનો લાભ કદી ગુમાવે એવી આશા રખાય નહિ, આ મહાવિશ્વયુદ્ધમાં અંગ્રેજોને મોટું ખર્ચ છે, દરરોજ ૨૦ કરોડ રૂપિયા યુદ્ધ પાછળ ખર્ચાય છે. બ્રિટન ઉપર ૧૫ અબજ પૌન્ડ જેટલું ગંજાવર કરજ થયું છે. ભવિષ્ય માટે બ્રિટન આર્થિક મુશ્કેલીઓમાં છે. કદાચ આજ વરસે અમેરિકા પાસે એણે કરજે નાણાં લેવાં પડશે, અમેરિકાના અત્યારથી જ ધીરાણ અને પટ્ટાની પદ્ધતિ નીચે બ્રિટન ઉપર મોટું કરજ છે, એનાં ૧૧ કરોડઘરોમાંથી ૫૫લાખ ઘરોનો જર્મન વિમાનો અને રોકેટોએ નાશ કરી નાંખ્યો છે. એનો વેપાર ઘટીને માત્ર ૨૯ ટકા જેટલો જ રહ્યો છે. પાંચ વરસો થયા બ્રિટન છૂટથી યુદ્ધ પાછળ ખર્ચો કરે છે, એનાં બધાં કારખાનાંઓ, ખાણો, વાહનો અને મનુષ્યશક્તિ યુદ્ધ માટે જ કામ કરે છે. આ યુદ્ધનો છેડો આવતાં સહેજે બે ત્રણ વરસોનો સમય નીકળી જશે. બ્રિટન યુદ્ધ પછી આર્થિક હાડપીંજરરૂપે રહેશે. એને જીવનનું ઉચ્ચ ધોરણ ઘટાડવું નથી. એને યુદ્ધ પછી પણ જગતની શરાફની રાણીનું પદ જાળવી રાખવું છે, એને પોતાની સાહેબી ઘટાડવી નથી, એટલે યુદ્ધ પછી ભૂખ્યું બ્રિટન હિંદ જેવી કામદૂઘા ગાયને કેમ છોડી દે?

## સ્વરાજય એક જ માર્ગ

આપણા દેશનો ઉદ્ધાર આપણા જ હાથમાં છે, બીજો કોઈ ઉદ્ધાર કરી આપે તેમ નથી. કોઇ આપણને મદદ કરશે અને આપણે પ્રગતિશીલ થઈ આર્થિક અને વાણિજ્યની ઉન્નતિ પામશું એવી ખોટી આશા સદા નિરાશા રૂપે જ છેવટે દેખાશે. તેમ જ યુદ્ધ પછી જે મોટી સુલેહ પરિષદ મળશે તેમાં પણ આપણો શુક્રવાર થાય તેમ નથી, કારણ કે એ પરિષદની પાસે જાપાન અને જર્મન મોટા પ્રશ્નો કરશે. એમના પ્રદેશોના ભાગલા ટુકડા કરવાની ખેંચતાણો કરાશે. કૂતરા ગામ તરફ અને શિયાળીઆં જંગલ તરફ ખેંચશે. વાણિજ્ય અને આર્થિક લાભો માટે પણ ત્યાં મોટી રસાકસી થશે. જર્મની અને જાપાનના વેપારી લાભો પોતાના તરફ ખેંચવા સૌ રાજ્યો "હમારા હય" એવી નીતિ પકડશે. સંસ્થાનો જેવાં કે ઓસ્ટ્રેલીઆ અને કેનેડા યુ. સ્ટેટ્સ્ અમેરિકાની હુંફ વધારે પ્રમાણમાં મેળવશે. સ્પણ હિંદ માટે આવી પરિષદમાં કાંઇ ચણા ચવાય એવું બનશે નહિ. આ યુદ્ધ તેમ જ સુલેહ પરિષદ હિંદને માટે મીઠાં સ્મરણો રાખી જાય તેવાં ચિહ્નો નથી.

## વિશ્વયુદ્ધમાં હિંદનો ફાળો

આ વિશ્વયુદ્ધમાં ગરીબ હિંદી સૈનિકોએ પચીસેક લાખની મોટી ભરતી હિંદી લડાયક સેના

માટે કરી છે. હિંદની રેલ્વેઓ, એંજિનો, સ્ટીમરો, કોલસો, લોઢું, કારખાનાં, મોટરો, અને લોન્ચોનો ઉપયોગ વિશાળ પાયે યુદ્ધના કામ માટે હિંદના સૈનિક સત્તાવાળાઓના હાથમાં મુકવામાં આવ્યો હતો. હિંદનાં સાધનોનો વિશાળ પાયે આ યુદ્ધમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. હિંદની આર્થિક શકિતને તૂટી પડે તેવી રીતે ખેંચવામાં આવી છે. સૈન્ય પાછળ દર વરસે પચાસ કરોડ રૂપિયા ખર્ચ થતો હતો, તે હવે ૨ાા અબજને નિશાને પહોંચ્યો છે. બ્રિટિશ સરકારને ૧,૦૦૦ કરોડ રૂપિયા ઉપર ધીર્યા છે. એના બદલામાં હિંદમાં એટલો ચલણી નોટોનો પ્રચાર કરીને રૂપિયાને ભારે સસ્તો બનાવીને વસ્તુઓને મોંઘી બનાવાઈ છે. નાણાંનો ભયંકર ફુગાવો થયો છે. હિદમાં અસહ્ય મોંઘવારી અને અત્યંત કરવેરાનું ભારણ પડયું છે. આ મોંઘવારીથી હિંદની એંસી ટકા વસતિને અત્યંત આર્થિક સંકટ ભોગવવું પડે છે, આ સિવાય હિંદમાંથી અનાજ અને ખોરાકીની નિકાસ અણસમજથી ભૂતકાળમાં થઇ. પરિણામે ભયંકર દુકાળ અને વ્યાપક રોગોએ હિંદને ઘેર્યું છે. આખા વિશ્વયુદ્ધમાં જેટલાં માણસો મરણ, ઘાયલ કે શક્તિહીન બનશે. તેના પ્રમાણમાં હિંદમાં વધારે મનુષ્યોની નુકશાની થાય.

## હિંદ વિશ્વયુદ્ધની છાવણી

હિદ એ જાપાન સાથેના યુદ્ધની મુખ્ય છાવણી છે. હિંદના સર્વે આર્થિક, ભૌગોલિક, ભૌસ્તરિક, આકાશિક અને જમીન માર્ગોનાં સાધનો યુદ્ધના સત્તાવાળાઓના હસ્તક મૂકાયાં છે. હિંદમાં અંગ્રેજો, અમેરિકનો, ચીનાઓ, સીદીઓનાં સૈન્યોને યુદ્ધ માટે ખોલાવા સ્થાન આપ્યું છે. આ સિવાય મોટા પ્રમાણમાં ઈટાલીઅન કેદીઓ પણ રાખવામાં આવ્યા છે. પરદેશોથી ભાગી આવેલા યુરોપિયનો માટે પણ હિંદ આશ્રયસ્થાન બન્યું છે. હિંદમાં લગભગ ૩૫૦ વિમાનમથકો બનાવી હજારો વિમાનોને જાપાન સામે તૈયાર રાખવામાં આવ્યાં છે. તે માટે મોટી રકમનું તેલ પરદેશોથી આયાત થાય છે. હિંદમાં જાપાન સામે રાખવામાં આવેલાં સૈન્યો માટે સેંકડો સ્ટીમરો માલ ભરીને વિલાયતથી હિંદમાં દર માસે આવી પહોંચે છે. દારૂગોળો, તોપો, બોમ્બગોળાઓ, રણગાડીઓ, સુરંગો, વિમાનો, ટેલીફોનો, તારો, થાંભલાં, ડોકટગે અને હજારો જાતની વસ્તુઓ વિલાયત અને આફ્રિકાના બંદરોથી આવે છે. આ સૈનિકો માટે શસ્ત્રસામગ્રીઓ અને દારૂગોળો, મશિનગનો, લુઇસગનો હિંદનાં કારખાનાંઓમાં હમેશના પ્રમાણથી ચારગણો તૈયાર થાય છે. હિંદની મિલો સૈનિકો માટે કપડાં પૂરાં પાડે છે. ટુંકામાં હિંદનાં સર્વે સાધનો છૂટ પ્રમાણમાં સૈન્યો માટે વાપરવામાં આવે છે. હિંદે આ વિશ્વયુદ્ધમાં જે મોટા ભાગો મનુષ્યશકિત અને સાધનોના આપ્યા છે, તે અતિશય મહાન હોવાનું યુરોપિયનો મુક્ત કંઠે સ્વીકારે છે.

## યુધ્ધને લીધે હિંદ ઉપર સંકટો

હિંદમાં નાણાંના ફુગાવાને લીધે મોટી મોંઘવારી થઇ પડી છે. આ મોંઘવારી ગરીબ, દુ:ખી, દીન, રોગી અને અભણપ્રજાને કેવી હાડમારીઓમાં ઉતારી રહી છે, તેનો ખ્યાલ હિંદનાં ગામડાંઓ બહાર હજી પહોંચ્યો નથી. આ યુદ્ધનાં પાછલાં વરસોમાં હિંદના ગામડીઆઓને ચીંથરેહાલ બનાવ્યા છે, એટલું જ નહિ પણ. મોટા પ્રમાણમાં અનાજનો ભૂખમરો હજારો ગામડાંઓમાં આ યુદ્ધ અજાણ્યે કદાચ લાવ્યું છે. લાખો માણસો ભૂખમરાના ભોગ બન્યાં છે. કરોડો રોગોથી સપડાઇ નિર્બળ બન્યાં છે, અથવા માર્યાં ગયાં છે. હિંદ માટે ૧૯૪૩-૪૪ અને ૧૯૪૪-૪૫ના બે વરસો અત્યંત ભયંકર બન્યાં છે. ગામડીઆઓ ખોરાકી, પોશાકી, ગ્યાસલેટ તેલ, બળતણ, વગેરે માટે લાચાર બન્યા છે. દવા દારૂ શહેરોમાં પણ પહોંચી શકતાં નથી, ત્યારે તો ગમડાઓમાં કયાંથી જ પહોંચે? હિંદ માટે યુદ્ધની સીધી અસર, મોટા પ્રમાણમાં હિંદી સૈનિકો, માર્યા ગયા, કેદ પકડાયા અથવા ઘાયલ થયા, તે છે. આડકતરી અસર, દુકાળ અને રોગચાળાથી કરોડો મનુષ્યો માર્યાં ગયાં અથવા નિર્બળ બન્યાં, તે છે. આર્થિક નુકશાની તો અનહદ સૈનિકખર્ચ અને દબાવી દેતા કરવેરા છે. પ્રજાકલ્યાણનું કાંઇ પણ કામ યુદ્ધના ઢાંકણા અને બહાના નીચે શરૂ થઇ શકતું નથી. વેપાર ઘટયો છે. સગવડો સૈનિકો માટે રખાય છે. સૌ જરૂરિયાતની વસ્તુઓની અછત થઇ પડી છે. યુદ્ધનાં સંકટો અસંખ્ય છે.

### યુદ્ધ પછીનાં તેનાં સાધનોનો સદ્‌ઉપયોગ

યુદ્ધ પછી વીસથી પચીસ લાખ સૈનિકો અને એટલી જ સંખ્યા કે વધારે સંખ્યાના સૈનિકોના આશ્રિતોને હિંદમાં નોકરીઓ અને કામ આપવું પડશે. એ કામ અત્યંત મહાન અને કઠીન છે. ઉંચા અધિકારોની નોકરીઓ ઉપર અંગ્રેજોનો વિશેષ ભાગે કબજો છે. યુદ્ધના પ્રસંગે એવાં ઘણાં નવાં ખાતાંઓ માટે બ્રિટિશ અનુભવીઓને ખાસ બોલાવવામાં આવ્યા છે. એમને માટે ખાસ સ્થાનો ગોઠવવાં પડશે. તેમ જ નવા બેકાર અંગ્રેજો માટે પણ અધિકારો શોધીને એમને નભાવવા પડશે. અહીંના યુદ્ધસમયના ખાતાંઓમાં લાખો હિંદીઓ નવા નવા રોકાયેલ છે, એમને પણ કામ અને બીજા અધિકારો આપવા પડશે. યુદ્ધ માટેનાં આયુધો અને વસ્તુઓ બનાવવાનાં કારખાનાંઓમાંથી પોણા ભાગના (લાખોની સંખ્યાના) મજૂરો છૂટા થશે એ સર્વેને કામ આપવું જોઇશે. હિંદના ઉદ્યોગોને હમણાં લગભગ મોટે ભાગે યુદ્ધના કાર્ય માટે રોકાયેલા છે, તે સર્વને ઠેકાણે ગોઠવીને હિંદના આર્થિક કલ્યાણ માટે યોજવા જોઇશે. હિંદનો વેપાર પણ જગતના વેપારના વિશાળ ચિત્રમાં એને યોગ્ય સ્થળે ગોઠવવો પડશે.

### યુદ્ધ પછીની તકલીફો

હિંદ ઉપર યુદ્ધને લીધે કરજ વધી જશે. કદાચ બેવડાશે એ ભારણ હિંદની પીઠ ઉપર પડશે. રૂપિયાની કિંમત હમણાં ઘટી ગઇ છે, તેને યોગ્ય સ્થાપવી રહી હિંદમાંથી સસ્તા ભાવે પાંચ અબજ રૂપિયાની કિંમતનું સોનું ૧૯૪૨-૪૩ પહેલાં નિકાશ થઈ ગયું છે. તેમ જ હિંદી સરકારે મોટી રકમની ચાંદી એ જ વરસ સુધીમાં વેચી નાંખી હતી, તે પ્રશ્નને અર્થશાસ્ત્રના નકશામાં ગોઠવવો પડશે. સૌથી મોટો પ્રશ્ન અંગ્રેજ સરકાર ઉપરના ૧,૦૦૦ કરોડ રૂપિયાના કરજનો છે. એ વધતું જાય છે. યુદ્ધ પૂરું થયા સમયે એ કેવડું મોટું સ્વરૂપ પકડશે તે હમણાં કહી શકાય નહિ. ઉપરાંત યુદ્ધ બાદ ચલણનાં કાગળીઆંનો મોટો ફુગાવો અતિ ચિંતા ઉપજાવશે, કારણ કે ૧,૦૦૦ કરોડમાંથી ચલણનું ધોરણ પાછું ૧૭૫ કરોડ ઉપર આવશે, ત્યારે હિંદી સરકારની આર્થિક દોરીઓ ઉપર મોટી ખેંચતાણ થશે. યુદ્ધ સમયના આર્થિક તંત્રને અંકુશોથી જેમ તેમ સંભાળી શકાયો છે, પણ યુદ્ધ પછીને મોટી ખેંચ આવશે તે અસહ્ય નીવડશે. યુદ્ધકાળ કરતાં સંધિકાળ હંમેશાં ખૂબ કઠીન થઇ છે. ભૂખમરા, દુકાળ, અછત, મોંઘવારી અને રોગોથી ઘેરાયલી હિંદી પ્રજાના નાવને સંધિના વિકટ સમયે ખરાબાઓથી બચાવવાનું વિકટ કામ હિંદી સરકારે કરવાનું છે.

### ખોરાકીનો પ્રશ્ન

હિંદની ૪૦ કરોડની પ્રજાનો ખોરાકીનો પ્રશ્ન અતિ મુંઝવણ ભરેલો થઇ પડયો છે. આપણે ત્યાં છેલ્લા આંકડાઓ મુજબ કુલ ૭ કરોડ દશ લાખ ટન અનાજ અને ૮૫ લાખ ટન કઠોળ મળીને ૭ કરોડ પંચાણું લાખ ટન ખોરાકીનાં અન્નો પાકયાં હતાં. આમાંથી ૭૦ લાખ ટન વાવણીનાં બીજો માટે વપરાય છે. બાકી ૬। કરોડ ટન હિંદની પ્રજાની ખોરાકી માટે રહ્યાં. પોષણશાસ્ત્રના અનુભવીઓના કહેવા મુજબ દર મનુષ્યને દરરોજ એક રતલ અનાજ અને ૦॥ રતલ કઠોળની પોષણ માટે એવરેજ જરૂર છે. આ હિંદનાં ત્રીસ કરોડ (બાળકો બાદ) મનુષ્યોના હિસાબે ગણતાં ૭ કરોડ ૩૦ લાખ ટનનો ગુણાકાર થાય છે. આ પ્રમાણે જોતાં દર વરસે ૧ કરોડ પાંચ લાખ ટનનો પ્રજાની યોગ્ય ખોરાકીમાં ઘટાડો આવે છે, અથવા વૈદ્યક દષ્ટિએ જોઇએ તો અમેરિકા યુનાઇટેડ સ્ટેટ્સમાં દર મનુષ્ય દીઠ ૩,૫૦૦ કેલોરીના પોષણ જેટલું અને એક સૈનિકના પોષણ માટે ૪,૫૦૦ કેલોરી ઉષ્માશક્તિ આપે એટલું પોષણ જોઇએ છે. આપણા હિંદમાં પેદા થતા ખોરાકની ગણત્રી કરતાં દર મનુષ્યે ૩,૦૦૦ કેલોરીની ગણત્રી કરતાં આપણી હિંદી પ્રજામાં ૩૦ કરોડ મનુષ્યોને ૧૧૦ અબજ કેલોરી જેટલી પોષણની ખામી આવે છે. એટલું અનાજ આપણને દર વરસે ઘટે છે. પરિણામે પ્રજાજનો માંદલાં, બીમાર અને અશક્ત બને તેમાં શું નવાઇ ?

### દૂધનો પ્રશ્ન

સરકારી છેલ્લા રીપોર્ટ મુજબ દૂધ જેવા અતિ અગત્યના અને જીવનશક્તિ આપનારા ખોરાકની આપણી પેદાશ ૨ કરોડ ૨૦ લાખ ટનની દર વરસે થાય છે. તેમાં પંદર ટકા વાછરડાંઓને માટે રાખ-

વામાં આવે છે. આપણી પ્રજાને માટે બાકી ૧૮૭ લાખ ટન રહે છે. આ પ્રમાણ મુજબ આખી હિંદની વસતિને વહેંચી આપીએ, તો દર વ્યક્તિ દીઠ ૪ થી ૪ાા ઔંસ દૂધ આવે. દરેક મનુષ્યને સાધારણ રીતે પોતાના શરીરનું આરોગ્ય ટકાવવા માટે આઠ ઔંસ દૂધ જોઇએ. વૈદ્યક મત એમ જણાવે છે. આ ટન દૂધમાંથી ચોથો ભાગ દૂધ, માખણ, ઘી, દહીં, માવો, પેંડા, બરફી વગેરે બનાવવામાં વપરાતું હશે. બાકી પ્રજાજનો માટે એવરેજ ૩ થી ૩ાા ઔંસ દૂધ માંડ મળતું હશે. જગતમાં ૭૦ કરોડ દૂધાળાં જાનવરો છે. એમાંથી લગભગ ૨૦ કરોડ દૂધાળાં પશુઓ હિંદમાં છે. છતાં અશક્ત, દુબળાં અને માંદલાં જાનવરો હિંદમાં વધારે પ્રમાણમાં હોવાથી પૂરતું દૂધ હિંદમાં બાળકોને મળી શકતું નથી. હમણાં ૧૯૪૪-૪૫ માં દૂધની અછતનો સવાલ ભારે મુશ્કેલ અને અછતભર્યો થઇ પડ્યો છે. કદાચ વધારે પડતાં જાનવરો સૈન્યો અથવા પરદેશી કેદીઓ માટે વપરાઇ ગયાં હોય, તો તે વાત પણ ચોક્કસ થવી જોઇએ. આપણા પશુધનને સુધારવાની યુદ્ધ પછી મોટી કોશિશ કરવી પડશે. જર્મનીનાં પાંચ કરોડ જાનવરો આપણાં વીશ કરોડ જેટલું જ દૂધ આપે છે. ત્યાં ગાય ૧૬ રતલ એવરેજે દૂધ આપે છે. આપણે ત્યાં માત્ર બે રતલની એવરેજ આવે છે.

## શાકભાજી-ફળો

જીવનમાં સ્વાસ્થ્ય મેળવવા માટે માત્ર અનાજ પૂરતું નથી, શાકભાજી પણ જોઇએ છે. ડૉ. અખે રૉઇડ (ભોજનના પોષણના જાણનારા)ના કહેવા મુજબ એક તંદુરસ્ત માણસનો યથેષ્ટ ખોરાક ૫૦ તોલા અનાજ, ૭ાા તોલા દાળ, ૨૦ તોલા શાકભાજી, ૫ તોલા ફળો, ૨ાા તોલા ઘી-તેલ, ૨૦ તોલા દૂધ, ૭ાા તોલા ખાંડ જોઇએ. આપણને ૨૦ તોલા શાકભાજીમાંથી દશ તોલા પાંદડાનાં શાક અને ૧૦ તોલા ફળ-શાકો જોઇએ, પણ એ હિસાબે સરવાળો ગુણાકાર કરતાં આપણને ૨૯૦ લાખ ટન શાકભાજીની દર વરસે જરૂર પડે, પણ હિંદની શાકભાજીની વાર્ષિક પેદાશ ૯૦ લાખથી એક કરોડ ટન જેટલી છે, એટલે દર વરસે ૧ાા કરોડથી ૨ કરોડ ટન શાકભાજી વધારે જોઇશે. ફળો પણ હિંદમાં ગરીબોને માટે નથી. ગરીબોનાં સાધનો પ્રમાણે ફળો ઘણા મોંઘાં છે. પૂરતાં પેદા થતાં નથી. અમેરિકા અને બીજા દેશોમાં કૃત્રિમ ખાતરો અને વિજળી શક્તિથી વધારે પ્રમાણમાં ફળોની પેદાશ બગીચાઓમાં થાય છે. આપણે માટે દેશની પ્રજાના સ્વાસ્થ્ય માટે આ પ્રશ્ન પણ ગંભીર રીતે વિચારવો રહ્યો.

## આપણી નિર્બળ મનુષ્યશક્તિ

પૂરતા ખોરાકના અભાવથી અને સ્વાસ્થ્યના નિયમો યોગ્ય પ્રમાણમાં નહિ પાળવાથી આપણા હિંદીઓની શારીરિક શક્તિ ઘણી મંદ રહે છે. આથી આપણા ભાઇઓનું જીવન અને કામ કરવાની શક્તિ મર્યાદિત અને થોડી છે. ન્યુઝીલેન્ડમાં જ્યારે સરેરાશ મનુષ્યનું જીવન ૬૭ વરસ જેટલું મોટું છે. ઇંગ્લેંડ, જર્મની, ફ્રાન્સ વગેરેમાં ૫૫-૫૭ વરસ સાધારણ એવરેજે મનુષ્યજીવન લંબાય છે. જાપાનમાં પણ ૪૫-૪૭ વરસની આયુષ્ય રેખા એવરેજ માણસની છે. ત્યારે હિંદમાં માત્ર ૨૭ વરસ સુધી જ એવરેજે મનુષ્યની જીવનદોરી લંબાય છે. આપણાં દેશનું બાળમરણ યુરોપના મુખ્ય દેશો અને અમેરિકા કરતા ત્રણ ગણું છે. ૭ બાળકો હિંદમાં જન્મે છે, તેમાંથી એક તરત મરણશરણ થાય છે. હિંદમાં કોલેરા, મેલેરીઆ, ઇન્ફ્લ્યુએંઝા, ક્ષય વગેરે દર્દો મોટો ભોગ લે છે. હિંદીઓની મહેનત કરવાની શક્તિ ખૂબ નિર્બળ બનાવવામાં આ રોગોનો મોટો હિસ્સો છે. અમેરિકામાં સામાન્ય રીતે દર માણસ કોલસાની ખાણમાં દર વરસે ૫૯૦ ટન કોલસો ખોદી કાઢે છે. બ્રિટનમાં માણસ દીઠ ૩૦૦ ટનની એવરેજ આવે છે. જર્મની ૨૫૦ ટન અને હિંદમાં એવરેજે ૧૦૦ ટનથી નીચે ખોદાય છે. બંગાળી, ઓરીસાવાસીઓ તો બહુ નિર્બળ છે. એમનો ચોખાનો ખોરાક અયોગ્ય ખોરાક છે.

## આપણે પણ સુધારો કરી શકીએ

આપણે વિજ્ઞાનનો આશ્રય લેવા વગર છૂટકો નથી. આપણી વસતિના પ્રમાણમાં ખેતીવાડીનો વિકાસ નથી. અભણ, નિર્ધન અને અજ્ઞાન ખેડૂતો જૂની રીત મુજબની ખેતી કરે છે. તેમાંથી પૂરતો પાક મળતો નથી. વિજ્ઞાનની મદદથી ઇટાલીમાં દર એકરે ૩,૦૦૦ રતલ પાક પેદા થાય છે. સ્પેનમાં અને જાપાનમાં ૨,૩૦૦ રતલ, ઇજિપ્તમાં ૨,૦૦૦ રતલ, યુ. સ્ટેટ્સ્ ઑફ અમેરિકામાં ૧,૪૫૦ રતલ, ચીનમાં ૧,૪૦૦ રતલ જ્યારે આપણે ત્યાં માત્ર ૬૦૦ થી

૮૦૦ રતલ અનાજ પેદા થાય છે. આપણે ત્યાં વધારે ખોરાક પેદા કરવાની છેલ્લા ત્રણ વરસો થયાં ભારે ચળવળ ઉપડી છે. બ્રહ્મદેશથી આયાત થતા વીસ લાખ ટન ચોખાની આમદાની યુદ્ધને કારણે તદ્દન બંધ પડી ગઈ. બંગાળનો ૧૯૪૩–૪૪ નો ચોખાનો પાક બહુ ઓછો એટલે હંમેશ કરતાં ૩૦–૪૦ લાખ ટન ઓછો નીકળ્યો. આથી મોટો દુકાળ બંગાળમાં પડયો. યુદ્ધને કારણે સ્ટીમરોની સગવડ વહેલી ન થઈ. આથી બંગાળમાં ભૂખમરાથી લાખો માણસો માર્યાં ગયાં.

### વધારે અનાજ પેદા કરવાની ચળવળ

બંગાળની સરકારે વધારે અનાજ પેદા કરવાની ચળવળ ૧૯૪૨–૪૩ અને ૧૯૪૩–૪૪ માં પ્રથમ ઉપાડી હતી; પરંતુ આ કાગળ ઉપરની ચળવળ ખેડૂતોના હૃદયો સુધી પહોંચી નહિ. ૧૯૪૩–૪૪ માં હિંદી સરકારે આ વધારે અનાજ ઉગાડવાની ખેડૂતોને સમજાવવાની ચળવળ ફરી ઉપાડી. આને લગતી પૂરતી હકીકત હજી પ્રકાશમાં આવવાની બાકી છે; પરંતુ સાધારણ રીતે એકરોની વાવણીમાં આઠેક ટકા વધારો થયો છે. હજી વધારે વિકાસ થવા સંભવ છે. કપાસ, જ્યૂટ, તેલ દાણાનો પાક ઓછો કરીને અનાજનો પાક વધારે પ્રમાણમાં ઉગાડવા માટેની ચળવળનું ફળ જોઈએ તેવું હજી આવ્યું નથી. આથી સરકાર અનાજના મુખ્ય પાકો, ઘઉં, ચોખા અને કઠોળ વગેરે ખરીદી લઈને પ્રજાને સમભાગે વહેંચી આપે છે. એક લાખ કરતાં વધારે વસતિવાળાં શહેરોમાં માપબંધી અને ભાવબંધી દાખલ કરાઈ છે. ઘટતા અનાજની માગણી પૂરી પાડવા માટે પરદેશોથી ઘઉં મંગાવવામાં આવ્યા છે. ઓસ્ટ્રેલીઆ પાસે ઘઉંનો જથ્થો પૂરતો નહિ હોવાથી અમેરિકાથી પંદરથી વીસ લાખ ટન ઘઉં આયાત કરાય છે.

### ઈંગ્લેંડનો દાખલો

ઈંગ્લેંડ હમેશાં ૪૦ ટકા ખોરાકી પેદા કરે છે. બાકીની સાઠ ટકા ખોરાકી પરદેશોથી મંગાવવી પડતી હતી. બ્રિટન ઔદ્યોગિક દેશ છે. એની ૬૭ ટકા પ્રજા ઉદ્યોગ અને વેપાર વગેરેના કામમાં રોકાઈ છે. ઉદ્યોગોમાં પાકો માલ બનાવી મોટો નિકાસ વેપાર ચલાવી મોટો નફો પેદા કરવો, એ બ્રિટનની પ્રજાનું મુખ્ય ધ્યેય છે; પરંતુ આ યુદ્ધના સમયે જર્મન સબમરિનો અને વિમાનોએ બ્રિટિશ સ્ટીમરોને મોટે પાયે ડૂબાડવા માંડી, એટલે પ્રજાને ભાવી ભૂખમરાથી બચાવવા માટે બ્રિટિશ સરકારે વધારે અનાજ ઉગાડવાની ચળવળ જોરથી ઉપાડી. ૧૯૪૧ માં ચાલીસ ટકા અનાજ પેદા થયું. ૧૯૪૨ માં સાઠ ટકા ખપતના પ્રમાણમાં અનાજ પેદા થયું. ૧૯૪૩ માં આ પેદાશે કુદકો મારી ૭૫ ટકા જેટલી ખપતને પૂરી પાડી. બધી જમીન જાહેર બાગો, શોભાનાં મેદાનોને ખેતીમાં ફેરવી નંખાયાં છે. એ વરસોમાં ૩૫ ટકા જેટલી ગજબ ખેતી વધી છે. ભારે વિકાસ થયો ગણાય. હિંદમાં તો દુકાળો અને અછત ચાલે છે. આ વધારે અનાજ પેદા કરવાની ચળવળે ઊંડાં મૂળ ઘાલ્યાં નથી. આઠ ટકા વધારો આ મોટા વિસ્તારમાં બહુ વધારો ગણાય નહિ.

### હિંદની વસતિ વધે છે ?

હિંદની વસતિ બહુ વધે છે, એવો આરોપ પરદેશી લેખકો મૂકે છે, પણ યુરોપ, જાપાન અને અમેરિકાની વસતિ હિંદ કરતા ઘણા મોટા પ્રમાણમાં વધારો થાય છે. હિંદમાં કોલેરા, મેલેરીઆ, ઈન્ફ્લ્યુએંઝા, ક્ષય, દમ, પાણીની મોટી રેલો જેવાં સંકટો મનુષ્યોની વધતી જતી વસતિના મોટા દુશ્મનો છે. દુકાળ અને ભૂખમરો પણ હિંદની વસતિને વારંવાર કનડે છે. આથી સુધરેલા દેશો કરતાં હિંદમાં પ્રજાનો વધારો થોડો છે. નીચેના આંકડાઓ તે સાબિત કરશે. ઈ. સ. ૧૮૭૦ અને ૧૯૩૦ વચ્ચેનાં સાઠ વરસોમાં હિંદની વસતિ ૩૦.૭ ટકા વધી છે, ત્યારે એ જ મુદ્દતમાં ઈંગ્લેન્ડ અને વેલ્સની વસતિ ૭૭ ટકા વધી છે. જાપાનની ૧૧૩ ટકા વધી છે. રશિઆની ૧૧૫ ટકા વધી છે; પરંતુ નામીચા શાહુકાર તરીકે હિંદનું નામ જ વસતિના વધારા માટે પ્રખ્યાત થયું છે. હિંદમાં જન્મપ્રમાણ પણ મોટું છે. બાળકોનાં મરણોનું પ્રમાણ સુધરેલા દેશો કરતાં ત્રણગણું છે. સુવાવડી સ્ત્રીઓનું મરણપ્રમાણ ભયાનક છે. ગરીબી, ભુખમરો, અજ્ઞાન, નિરક્ષરતા અને વહેમો વચ્ચે હિંદી વસતિ બ્રિટિશ અમલમાં મહાલે છે. ખરા સ્વરાજ વગર આપણો ઉદય નથી.

### હિંદી પ્રજાને પૂરતું પોષણ મળતું નથી

હિંદ જગતમાં એવો દેશ છે કે જેના ઉપર કુદરતે દરેક જોઈતી અગત્યની વસ્તુઓ બક્ષી છે;

પરંતુ મનુષ્યકૃત ભૂલથી આપણે તેનો સંપૂર્ણ લાભ લઈ શકતા નથી. આપણને જોઈતી દરેક વસ્તુ કેટલા ઓછા પ્રમાણમાં મળે છે, તે નીચેના આંકડાઓ બતાવશેઃ—

દરેક મનુષ્ય દીઠ એવરેજ જુદી જુદી પ્રજાઓ કેટલી ખાંડ વાપરે છે, તેનો કોઠો—

| દેશ | મનુષ્ય દીઠ રતલ |
|---|---|
| ગ્રેટબ્રિટન | ૧૧૨ |
| યુ. સ્ટેટ્સ | ૧૦૩ |
| ન્યુઝીલાન્ડ | ૧૧૫ |
| ફ્રાન્સ | ૫૪ |
| ઑસ્ટ્રેલીઆ | ૧૧૪ |
| ડેન્માર્ક | ૧૨૮ |
| જર્મની | ૫૯ |
| ક્યુબા | ૮૮ |
| હિંદ | ૨૦ |
| જાપાન | ૨૯ |

દરેક મનુષ્ય દીઠ એવરેજ કેટલું દૂધ મનુષ્ય દીઠ વપરાય છે, તેનો કોઠો—

| દેશ | મનુષ્ય દીઠ ઔંસ |
|---|---|
| હિંદ | ૬.૬ |
| કેનેડા | ૫૬.૮ |
| ગ્રેટબ્રિટન | ૪૦.૭ |
| જર્મની | ૩૫.૦ |
| ડેન્માર્ક | ૪૦.૭ |
| ઑસ્ટ્રેલીઆ | ૪૪.૪ |

ઈંડાં—આ આહાર સ્વાસ્થ્યની દૃષ્ટિએ પાશ્ચિમાત્યો વખાણે છે—

| દેશ | ઈંડાં |
|---|---|
| યુ. કિંગડમ | ૧૫૮ |
| કેનેડા | ૨૬૦ |
| આયર | ૨૮૩ |
| ડેન્માર્ક | ૧૪૬ |
| જર્મની | ૧૧૪ |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૨૩૬ |
| હિંદ | ૭.૮ |

હિંદ જગતમાં સૌથી વધારે પ્રમાણમાં ખાંડ, ગોળ પેદા કરે છે. છતાં એની પ્રજાને એ પૂરતા પ્રમાણમાં મળતાં નથી. અનાજના પણ વલખાં મારવાં પડે છે, ત્યારે ખાંડની શું ગણત્રી? હિંદીઓનો ૮૦ ટકા વર્ગ પૂરતું પોષણ મેળવી શકતો નથી.

### હિંદમાં પૂરતી સગવડવાળાં રહેઠાણો નથી

હિંદનાં શહેરોમાં ગરીબો માટેનાં પરાંઓ અને ચાલીઓ જુઓ. મધ્યમવર્ગની ખોલીઓ જોઈ આવો, કેટલી ગીચ અને અસુખાકારી ત્યાં જોવામાં આવે છે? એક એક નાની ઓરડીમાં પાંચ છ જણાં સુધ્ધાં રહે છે. બિમારો, સુવાવડીઓ અને બાળકોનાં ઘોડીઆંઓ પણ એમાં જ સમાય છે. ચેપી, રોગી પણ એમા જ સ્થાન મેળવે છે. ગંદકીનો પાર નથી; હવા ઉજાસને બદલે ઘણીખરી ખોલીઓ અંધારાથી વ્યાપ્ત હોય છે. માખી મચ્છરો અને માકડોનો મોટો ઉપદ્રવ રહે છે. મર્યાદા જાળવવાની સગવડ ટૂંકી ખોલીમાં સરખી મળતી નથી. રસોઈ પણ એ જ ઓરડીમાં થાય છે. ધુમાડાથી દિવાલો કાળી બની રહે છે. ભાડું ખૂબ આકરૂં છે. લંડન કરતાં પણ હિંદનાં મુખ્ય શહેરોની ખોલીઓ વધારે ભાડું લે છે. માણસ દીઠ ૯૦ ચોરસ ફૂટની જગ્યા મળવી જોઈએ, એવો આરોગ્ય કમિશનનો અભિપ્રાય એકેક કુટુંબ માટે પાળી શકાતો નથી. પરિણામે સ્ત્રીઓ અને બાળકો પુષ્ટ નથી. અનારોગ્ય ભોગવે છે. શારીરિક નિર્બળતા તો એમનાં મોઢાં ઉપર તરી આવે છે. સાત રૂપિયાના માસિક ભાડાની ઓરડીમાં ૭ સાત જણનું કુટુંબ ગુજારો કાઢે તે અસહ્ય છે. પાક, રોગ, ક્ષય, ઓછી ઊંચાઈ, મોઢાંનું પાકવું, વજનની ઉણપ, અપચો, સળેખમ, ચામડીના ચેપી રોગો ખૂબ પ્રમાણમાં આ ગરીબ વસતીને હેરાન કરે છે.

### ગામડાંઓમાં આથી પણ ખરાબ સ્થિતિ

હિંદનાં ગામડાંઓમાં ઇશ્વરે સ્વચ્છ હવા આપી છે; પરંતુ ગામડાંઓ અસુખાકારીથી ભરેલાં છે. જ્યાં જુઓ ત્યાં ચોમાસામાં કીચડ, કાદવ ભરેલો હોય છે. તળાવ અને કૂવાના પાણીમાં ધોવા, વીંછરવા અને નહાવાનું સાથે જ થતું હોવાથી એનાં પાણી બગડી કોલેરા જેવા ભયંકર વ્યાધિઓ થાય છે. નાની ઝૂંપડીઓમાં હવા અજવાળા માટે બારીઓ નથી. એમાં જ ઘરનું રાચરચીલું, જાનવરો માટે ઘાસ, ખેતીનાં સાધનો, અનાજની કોઠીઓ, રસોઈના ચૂલા રહે છે. ચોમાસામાં માણસોની પાસે બકરાં અને

વાછરડાં રાત્રે બંધાયેલાં ત્યાં જ મૂત્રે કે લીંડીઓ કાઢે છે. શેરીઓમાં જ્યાં ત્યાં કાદવ સાથે ગંધાયેલો કચરો સડીને અસહ્ય દુર્ગંધ કાઢે છે, માકડ, મચ્છર અને જીવજંતુઓનો ભારે ત્રાસ હોય છે. ગામડાંઓમાં દવાખાનાં નથી, ડૉકટરો નથી, નર્સો નથી. રાત્રે સંધ્યા પછી દિવાબત્તી નથી. કચરા ઉપાડનાર હલાલખોરો નથી, ચોકખું પાણી મળતું નથી. ગરીબીના અવતારસમા આ હિંદના ગામડીઆઓને ભણવા માટે સ્કૂલો, માસ્તરો કે પુસ્તકો નથી. ત્યાં ઘણાં ગામડાંઓ તો રેલ્વ, રસ્તા કે પાકી સડક ઉપર નથી. ત્યાં તાર, ટપાલ અને વ્યવહારનાં સાધનો પણ નથી. ગામડીઆઓનો સારો ભાગ કરજુ છે.

## ખોરાક સંબંધી આપણી બેદરકારી

ખોરાક વગર મનુષ્ય પ્રાણીઓ અથવા વનસ્પતિઓ જીવી શકતી નથી. ખોરાકી માટે જ સૌ પ્રાણીમાત્રને મહેનત કરી રળવું પડે છે. ખોરાક ન મળે તો જીવન ઘસાતું જાય. ખોરાકથી શરીરમાં જોઇતી ગરમી, કાર્યશક્તિ શરીરના અવયવોનું યોગ્ય હલન ચલન, સ્વાસ્થ્ય, લોહીનું સરખું ફરવું ફરતું, શ્વાસોચ્છવાસ વગેરે બની શકે છે. શરીરના અવયવો યોગ્ય ખોરાકથી વિકાસ પામે છે. યોગ્ય ભોજનતૃપ્તિ અને વૃદ્ધિ તથા બેદુરસ્તીનું મુખ્ય કારણ છે. આપણા હિંદીઓને પૂરતું પોષણ મળે, એવી ખોરાકી મળતી નથી, હિંદીઓની શક્તિ ઘસાતી જાય છે. માણસોને તંદુરસ્તીમાં રાખવા યોગ્ય ખોરાકની જરૂર છે. મજૂરોને દરરોજ ૧ રતલ ચોખા, પાંચ તોલા દાળ અને ચટણી આપો; પરંતુ એથી ૨,૧૦૦ કેલોરી જેટલા ખોરાકની ગરમી મળશે. જ્યારે એને ૩,૦૦૦ કેલોરી ગરમી વપરાય, એટલું કામ કરવું પડશે. ખોરાક પૂરતો નહિ મળવાથી આ મજૂરોને થોડો વખત નભી શકશે, પણ લાંબે ગાળે એની તબિયત નબળી બનશે. યોગ્ય ખોરાકની ઘણી જરૂર છે.

## સ્વાસ્થ્યને માટે કેટલો ખોરાક જોઈએ?

મજૂરોને ૨,૮૦૦-૩,૦૦૦ કેલોરી ખોરાક જોઈએ. કસરતબાજ યુવાન વિદ્યાર્થીને પણ ઓછો ખોરાક ચાલે નહિ. એકાદુ હિંદીને ૨,૧૬૦ કેલોરી ખોરાક બસ થાય છે. ૭ કલાક શારીરિક મહેનત કરનારને ૨,૬૦૦ કેલોરી યુકત ખોરાક જોઇએ. ઠંડી હવામાં કામ કરનાર માટે વધારે ખોરાકની જરૂર રહે છે. એક રશિયન અથવા મહેનતુ અમેરિકન ૩,૫૦૦–૪,૦૦૦ કેલોરી જેટલો ખોરાક ખાઇ જાય છે. વૈદક અને આરોગ્યના અનુભવી ડૉ. એચ. ફ્રાયડના મત મુજબ નીચે પ્રમાણે વય પ્રમાણે ખોરાક મળવો જોઇએ.

| | એક | કેલોરી |
|---|---|---|
| ચૌદ વરસ ઉપરનો પુખ્ત મનુષ્ય | ૧–૦ | ૨,૬૦૦ |
| ,, ,, ઉપરની ,, સ્ત્રી | ૦–૮ | ૨,૧૦૦ |
| ૧૨–૧૩ વરસનું બાળક | ૦–૮ | ૨,૧૦૦ |
| ૧૦–૧૧ ,, ,, | ૦–૭ | ૧,૮૦૦ |
| ૮ – ૯ ,, ,, | ૦–૬ | ૧,૬૦૦ |
| ૬ – ૭ ,, ,, | ૦–૫ | ૧,૩૦૦ |
| ૪ – ૫ ,, ,, | ૦–૪ | ૧,૦૦૦ |

રોગી નબળા જીવનની ટેવો શરીરના બાંધા અને કામ, રૂતુ પ્રમાણમાં ઓછો વધતો ખોરાક મળવો જોઇએ. ગર્ભવતી સ્ત્રીને ૨,૪૦૦ કેલોરી અને ધવરાવતી માતાને ૩,૦૦૦ કેલોરી ખોરાક આપવો જોઇએ.

## ખોરાકમાં કયા પદાર્થો હોય છે?

શરીરમાં રોજના ઘસારાને દૂર કરી નવો વિકાસ સાધવા માટે અને હાડકાં, સ્નાયુ, લોહી, ગ્રંથીઓ, વીર્ય વગેરે યોગ્ય પ્રમાણમાં તૈયાર કરવા માટે નીચેના પદાર્થો જોઇએ.

**પાણી**—મનુષ્યના શરીરમાં પાણીની મોટી જરૂર છે. મનુષ્ય પ્રાણી મુખ્યત્વે પાણીનું બનેલું છે. એના લોહીમાં ૯/૧૦ પાણી છે, માટે એને દરરોજ સ્વચ્છ શુદ્ધ, ગાળેલું પાણી ખોરાકીની વસ્તુઓ અને પાણીમાંથી મળવું જોઇએ. ગંદા, જંતુવાળા અને વગર સ્વચ્છ કરેલ પાણીથી ટાઇફોઇડ, કોલેરા, મરડો, મેલેરીઆ થાય છે. આથી પાણી ઉકાળી ઠંડુ કરી ગાળીને પીવું. હિંદીઓ આ વિષયમાં વધારે ધ્યાન આપે એ જરૂરનું છે.

**પ્રોટીન**—શરીરને શક્તિ આપવા માટે અને શરીર બાંધવા માટે પ્રોટીનની જરૂર છે. ઘઉં, ચણા, તુવેર, વટાણા, દૂધ, માંસ, ઇંડામાંથી પુષ્કળ પ્રોટીન મળે છે. ચોખામાં પ્રોટીન ઓછું હોય છે.

**ચરબી અને કાર્બોહાઇડ્રેટ**—ઘી, તેલ આપણા શરીરમાં ગરમી પેદા કરે છે. હિંદી પ્રજા ઘી, તેલનું પ્રમાણ આવશ્યકતા કરતાં વધારે પ્રમાણમાં વાપરે છે. કાર્બોહાઇડ્રેટ એટલે સાકરની જાતના પદાર્થો ખાંડ, ગોળ, સાકર, બટાટા, સકરિયાં, મધ

વગેરે આપણા શરીરમાં સાકર પૂરી પાડવા સિવાય એનો બીજો કોઇ વિશેષ ઉપયોગ નથી.

## વિટામીનો

મોટરના સંચાઓને પેટ્રોલ ઉપરાંત તેલની જરૂર પડે છે. તેમ આપણા શરીરનાં યંત્રોને વિટામીનો તેલ પૂરું પાડે છે. વિટામીનો ખૂબ ઉપયોગી છે.

**વિટામીન "એ"**—આની ઉણપથી ચામડી અને આંખનાં દર્દો થાય છે. દૂધ, દહીં, માખણ, ગાજર, લીલાં પાંદડાંવાળાં શાકો, ટમેટાં, મોસંબી, ફણસમાં એ વધારે હોય છે.

**વિટામીન "બી"**—આથી "બેરી બેરી" જાતનું લકવાનું દર્દ, નબળું હૃદય અને લોહીનું પ્રસારણ સરખું થતું નથી. સંચાથી સાફ કરેલ ચોખાથી આ રોગ જલદી થાય છે. ચોખાના થુલામાં, દાળમાં, સુકાં ફળોમાં અને ઇંડાંઓમાં, સુકવેલાં ખમીરમાં, આ "બી" વિટામીન ખુબ હોય છે. પાંદડાંવાળી ભાજીમાં પણ હોય છે. મોં આવવું, આંખો બગડવી એ આની ખામી દેખાડે છે.

**વિટામીન "સી"**—તાજાં ફળો, શાકભાજી, આમળાં, નારંગી, ફણગા ઉગેલાં અનાજમાં આ રહે છે. વિટામીન "સી" ની ખામીથી રક્તપિત્ત થાય છે. દાંત અને પેઢાં સડે છે. સાંધાઓમાં દુઃખાવો અને સોજા ચડે છે. લીંબુનો રસ પણ એ ધરાવે છે. તાજાં ફળો, શાકભાજીમાંથી પણ આ વિટામીન મળે છે. બહુ રાંધવાથી એનો નાશ થાય છે.

**વિટામીન 'ડી'**—દૂધ, માખણ, ઘી, ઇંડાની પીળી, માછલીનાં કાળજાંનાં તેલ અને સૂર્યકિરણોમાંથી આ મળે છે. એની ખામીથી હાડકાંનો ક્ષય લાગુ પડે છે. ખાસ કરીને સૂર્યસ્નાનથી એ વિટામીન વધારે મળે છે.

**ક્ષારો**—કેલ્શિયમ ફોસ્ફરસ અને લોહના ક્ષારો શરીર માટે ઉત્તમ છે. દૂધ, છાશ, પનીર, લીલાં પાંદડાંવાળી શાકભાજી, ઝીંગા માછલીમાં કેલ્શિયમ હોય છે. એ હાડકાં મજબૂત બનાવે છે. હૃદયના ધબકારાને નિયમિત કરે છે. સ્નાયુઓ સંકોચાતા નથી. ચોખામાં કેલ્શિયમ અત્યંત જુજ હોય છે. કેલ્શિયમમાંથી ફોસ્ફરસ પણ મળી રહે છે. લોહીનાં પરમાણુઓને રાતો રંગ આપવા લોહની પણ જરૂર છે. ચોખા, દાળ, શાકભાજી, લીલાં શાક, ફળોમાંથી લોહ મળી રહે.

## આપણા હિંદીઓનો આહાર

આપણા હિંદીમાં આહારશાસ્ત્રનું જ્ઞાન નથી. સંપૂર્ણ આહાર માત્ર પંજાબના કેટલાક ભાગોમાં લેવાય છે. ઘઉં, ચોખા, શાકભાજી, દાળ, ફળો, દૂધ, ઘી અને થોડું માંસ એ ત્યાંનાં લોકોનો ખોરાક સારો છે. આપણા ગુજરાતના ખોરાકમાં ઘી, તેલ વધારે રહે છે અને શાકભાજી તેમાં પણ પાંદડાંવાળાં શાકભાજી ઓછા પ્રમાણમાં અપાય છે. અનાજને ખૂબ મોટા પ્રમાણમાં રંધાય છે. દૂધ પ્રમાણ કરતાં ઓછું લેવાય છે. ખાંડ વધારે પ્રમાણમાં મીઠાઇઓ મારફતે ખવાય છે. તબિયતના માટે વધારે ખાંડ સારી નથી. ભજીયાં કચોરી અને તળેલી ચીજો વગેરે ખાઇને ગુજરાતીઓ વધારે પ્રમાણમાં એમનાં શરીરોને નુકશાન કરે છે. યુક્તાહાર નીચે મુજબ હોવો જોઇએ.

૧૦ તોલા ઘઉંની રોટલી
૧૫ સાફ નહિ કરેલ ચોખા
૧ા તોલો તેલ
૭ા તોલા ફળો
૫૦ તોલા દૂધ
૧૦ તોલા બાજરીના રોટલા
૫ તોલા કઠોળ
૧ા તોલો ગોળ
૧૫ તોલા લીલાં શાક
૧૦ તોલા સંચરથી
૨ા તોલા ઘી
૨ા તોલા ખાંડ
૧૫ તોલા પાંદડાંવાળાં શાકો

## હિંદીઓએ આહાર સુધારવો પડશે

બંગાલના સાત કરોડ માનવીઓ, મદ્રાસના સાડાપાંચ કરોડ મનુષ્યો, ઓરીસાની વસતિ, બિહારના કેટલાક ભાગની વસતિ, આસામની કેટલીક વસતિ એમ હિંદની પ્રજાનો અર્ધો ઉપરાંત ભાગ સંચામાં છડેલા ચોખા ખાઇને મુખ્યત્વે જીવે છે. ચોખાનો એકલો આહાર આરોગ્ય અને તંદુરસ્તી માટે બસ નથી. યુક્તાહાર જોઇએ. હિંદના એક

શાકાહારી મનુષ્યના પૂરા પોષણ માટે યુદ્ધ પહેલાં દરમાસે રૂ. ૭ા ખર્ચ થતું. માંસાહારીઓ માટે રૂ. ૯ા ખર્ચ થતું. હમણાં મોઘારતના સમયે એ ખર્ચ રૂ. ૧૨ અને ચૌદ રૂપિયા સુધી પહોંચ્યું છે. ગરીબ હિંદીઓ દરમાસે આટલું મોટું ખર્ચ કરી શકે તેટલી આર્થિક શક્તિ ધરાવતા નથી, એટલે તો પહેલાં હિંદીઓની સ્થિતિ સુધારવાની જરૂર છે. પંજાબની પ્રજાનો આહાર હિંદભરમાં શ્રેષ્ઠ છે. સિવાય બહુ રાંધવાથી આહારના ગુણો નાશ પામે છે. તે પણ ભૂલવાનું નથી. બહુ ચાવીને ધીમે ધીમે ખાવું એ આહારનો રૂડો ઉપયોગ છે, યોગ્ય આહારથી બધા રોગોનું મુખ્ય કારણ કબજિયાત ટાળી શકાય છે.

## બીજી વસ્તુઓની ઉણપ

**પોષાકી**—હિંદમાં કાપડની મીલોમાં ૧૯૪૪ની સાલમાં સૌથી મોટા પ્રમાણમાં પેદાશ થઇ છે. લગભગ ૪૮ કરોડ વાર કાપડ ઉત્પન્ન થયું છે; પરંતુ કોલસા યુદ્ધ કામ માટે મોટા પ્રમાણમાં જોઇતા હોવાથી હિંદનાં કારખાનાંઓને ભૂખે મરવાનો સમય આવ્યો છે. કાપડની પેદાશ ખૂબ ઘટી જવાનો સમય આવ્યો છે. અત્યારથી જ મિલોને બંધ રાખવાના ખબરો આવે છે. હિંદમાં પ્રજાને પૂરતા પ્રમાણમાં કાપડ ખરીદવા માટે પૈસા નથી. કરોડો ગ્રામવાસીઓ એક જ વસ્ત્રથી નીભાવે છે. દુકાળના સમયમાં હિંદમાં મનુષ્ય દીઠ ૧૦ વાર કાપડ જેવડી નીચી પાયરી ઉપર પહોંચાય છે. સારા વરસોમાં ૧૫ થી ૧૬ વાર કાપડ મનુષ્ય દીઠ વપરાય છે, બીજા સુધરેલા દેશોમાં મનુષ્ય દીઠ કાપડની ખપત ૩૦ થી ૪૮ વાર જેટલી એટલે હિંદથી ત્રણ ગણી વધુ છે. હિંદ યુરોપ, અમેરિકાનાં લોકોનાં ઉતારીને ફેંકી દીધેલા ગરમ કપડાં દર વરસે હજારો ગાંસડીઓના રૂપે ખરીદી પોતાની પ્રજાને પહેરાવે છે. હિંદ આ માટે ભારે હિણપત ભોગવે છે. પૂરતાં કપડાં હિંદીઓને માટે મળતાં નથી.

**બીજી વસ્તુઓ**—હિંદ એ ગરમ દેશ છે. એમાં સ્વચ્છતા માટે મનુષ્યો અને એમના વસ્ત્રો સ્વચ્છ બનાવવા સારૂ સાબુની જરૂર છે, હિંદમાં સાબુ બનાવવા માટે મોટા પ્રમાણમાં તેલીબિયાં નીપજે છે. નારીએળ વગેરે પદાર્થોનું તેલ સાબુ બનાવવામાં ખૂબ ઉપયોગી છે. છતાં હિંદમાં પેદા થયેલા અને પરદેશોથી મંગાવેલ કુલ સાબુની ગણત્રી કરતાં દર માણસે વાર્ષિક સાબુની વપરાશ એ રતલથી વધારે આવતી નથી. યુરોપના દેશોમાં અને અમેરિકામાં ઠંડી ઋતુમાં સાબુ થોડો ઉપયોગમાં આવે છે, છતાં ત્યાં માણસ દીઠ આપણા પ્રમાણ કરતાં દશથી વીસ ઘણો વધારે સાબુ વપરાય છે, સાબુ માટેના રસાયનો પૂરતા પ્રમાણમાં હિંદમાં થતાં નથી. એ પેદા કરવાં જોઇએ, ગરીબી સર્વે દિશાઓમાંથી અછત, તકલીફો અને હાડમારીઓ લાવે છે. ચામડાંનાં બૂટ અથવા કાંટારખા માટે પણ હિંદની સ્થિતિ સારી નથી, સ્ત્રીઓ મોટે ભાગે હિંદમાં પગોમાં કાંઇ પહેરતી જ નથી. ગામડીઆઓનો મુખ્ય ભાગ અને મજૂરોમાંની મોટી સંખ્યા પણ પગરખાં પહેરતી નથી. આથી હિંદમાં મનુષ્યોના પ્રમાણમાં દર વરસે પંદર મનુષ્ય દીઠ એક જોડી બૂટ માંડ આવતાં હશે, પરદેશોમાં એ કરતાં પંદર ગણાં વધારે બૂટો વપરાય છે.

**શિક્ષણ**—હિંદ એ શિક્ષણ માટે અત્યંત પછાત દેશ છે. બ્રિટિશ હિંદમાં એવરેજે ૮૯ ટકા પ્રજા નિરક્ષર છે, રશિયાએ પોતાની પ્રજાને પંદર સત્તર વરસોના ગાળામાં ૨૫ ટકા ભણતરમાંથી વધારીને ૯૩ ટકા સુધી પહોંચાડી દીધી છે. યુરોપના બધા સુધરેલા દેશો, અમેરિકા અને જાપાનમાં કુલ ૯૩ થી ૯૯ ટકા પ્રજા અક્ષરજ્ઞાન ધરાવે છે, જ્યારે હિંદમાં માત્ર ૧૧ ટકા પ્રજા જ ભણેલી છે. આપણી નિરક્ષરતા દૂર કરવાં માટે મહાત્મા ગાંધીજીએ વર્ધા યોજના પ્રકટ કરી હતી, પણ એ હિંદી સરકારે સ્વીકારી નહિ. હિંદી સરકારના શિક્ષણ કમિશ્નર મી. સારજેન્ટે પચીસ વરસના ગાળામાં હિંદી પ્રજાને મોટા પ્રમાણમાં (કદાચ યુરોપના પ્રમાણ જેટલું) અક્ષરજ્ઞાન આપવા માટે સારજેન્ટ શિક્ષણ-યોજના બહાર પાડી છે, એના ઉપર ૩૧૩ કરોડ રૂપિયાનું ખર્ચ થવાવાળું છે. આમાંથી રૂપિયા ૨૭૭ કરોડ જાહેર ફંડોમાંથી મેળવવાના છે. આ ખર્ચ સ્કૂલોનાં મકાનો અને શિક્ષકો પાછળ થવાનો છે, વિદ્યાર્થીઓ માટે પુસ્તકો, પાટીઓ, નોટબૂકો, ખાંકડા, પેન્સિલો, શાહી, કાગળ-કલમો પાછળ બીજો ખર્ચ થશે. આ યોજના હજી કાગળ ઉપર છે. હિંદી સરકારે એને માન્ય કરી છાપ મારી નથી. દરમિયાન મહાત્માજીએ પણ સેવાગ્રામ ખાતે શિક્ષણ પરિષદ બોલાવી છે. હિંદી સરકારની શિક્ષણ પરિષદ કરાંચી ખાતે ભરાનાર છે, હિંદીઓને રશિયાનો

શિક્ષણવિકાસ જોઈ આગળ વધવાનું છે, આપણી પ્રજાની પ્રગતિનો પાયો સમગ્ર પ્રજાને અક્ષરજ્ઞાન આપ્યા વગર થવાનો નથી.

**વૈદક**—હિંદનાં સાત લાખ ગામડાંઓ બીલકુલ વૈદક મદદ વગરનાં છે, જ્યારે ચેપી રોગો અને મેલેરીઆનો ઉપદ્રવ વ્યાપક રીતે હિંદના ગામડાઓમાં ચાલે છે, ત્યારે ગામડીઆઓ માખીઓની પેઠે મરવા માંડે છે. એમની ચિકિત્સા અને સંરક્ષણ માટે દવાઓ, ડૉક્ટરો અને ડિસ્પેન્સરીઓનો અભાવ રહે છે. આપણે યુરોપ અમેરિકા કરતાં આ વિષયમાં સીડીના ઠેઠ નીચલા પગથીઆ ઊપર છીએ. બ્રિટનની વસતી ૪૫ા કરોડની છે. એની અંદર ૩૫ વૈદ્યકિય શિક્ષણ સંસ્થાઓ અને ૬૧,૪૨૦ ડૉકટરો છે, યુ. સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકાની પ્રજા ૧૨ાા કરોડની છે, ત્યાં ૭૭ વૈદ્યકિય શિક્ષણ સંસ્થાઓ અને દોઢલાખ ડૉકટરો પ્રજાની ચિકિત્સા માટે સહકાર આપી રહ્યા છે. રશિયા નવું આધુનિક સુખસગવડવાળું રાજ્ય ૧૭ કરોડની પ્રજા ધરાવે છે. એ દેશમાં ૭૨ વૈદ્યકિય શિક્ષણ સંસ્થાઓ અને ૧,૨૦,૦૦૦ ડૉકટરો છે, છતાં વધારે પ્રમાણમાં ચિકિત્સાની સગવડો વિસ્તારવા રાજ્યની ઈચ્છા છે. રશિયાને કોઈપણ ગામડું શિક્ષણસંસ્થા અને ડૉક્ટર વગરનું ન રહેવું જોઈએ એવો ત્યાંની સોવિએટ સરકારનો દઢ નિશ્ચય છે. હવે હિંદ તરફ દૃષ્ટિ ફેંકો. હિંદમાં ૩૯ કરોડ જનસંખ્યા માટે ૩૭ વૈદક નિરિક્ષણ સંસ્થાઓ અને ૪૨,૦૦૦ ડૉકટરો માત્ર છે.

**વૈદક મદદનો વિકાસ**—હિંદમાં ગામડાઓમાં વસતાં ગ્રામ્યજનો માટે વૈદ્યકિય મદદની આ જમાનામાં ઘણી જ જરૂર છે. યુ. કિંગ્ડમ (બ્રિટન) માં દર વરસે વૈદ્યકિય ખર્ચ એવરેજે મનુષ્ય દીઠ રૂ. ૩૦ જેટલો આવે છે. યુ. સ્ટેટ્સ ઑફ્ અમેરિકા દર માણસ દીઠ અવરેજે રૂ. ૩૩ વદ્યકિય ખર્ચો કરે છે, જ્યારે હિંદમાં મધ્યસ્થ સરકાર, પ્રાંતિય સરકાર અને જાહેર સંસ્થાઓ અને પ્રજાકિય ખાતાંઓ મળીને દર વરસે મનુષ્ય દીઠ એવરેજે ચાર રૂપિયા ખર્ચે છે. હિંદ માટે એલોપેથી પધ્ધતિ ખૂબ ખર્ચાળ નીવડશે. આવી ખર્ચાળ દવાઓ અને ડૉકટરો હિંદ જેવી ગરીબ પ્રજાને માટે અયોગ્ય છે. આયુર્વેદિક વૈદક પધ્ધતિને સંશોધન અને વિજ્ઞાનના સહકારથી આધુનિક મંડાણ ઉપર મૂકી હિંદના ગામડાંઓમાં દાખલ કરવી રહી. આ સિવાય હિંદમાં દવાઓ તેનાં શુદ્ધ તત્ત્વોને વિશુદ્ધ પદ્ધતિથી તૈયાર કરાવીને સસ્તી દવાઈઓ તૈયાર કરાવી પૂરી પાડવી પડશે, લોકોની હિંદના ગરીબ વર્ગની સુખાકારી બહુ કાચે તાંતણે લટકે છે, તેને સુધારવા મોટો પ્રયત્ન કરવાની અગત્યની જરૂર છે.

**વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રનું જ્ઞાન**—યુરોપના સુધરેલા દેશો, અમેરિકા અને જાપાનની સરખામણીમાં હિંદીઓ વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રમાં ઘણા પછાત ગણાય. ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી જેવી સ્થિતિ છે. રસાયણોની જાદુગીરીથી વસ્તુઓમાંથી જે નવી નવી પાકી વસ્તુઓ બનતી જાય છે, તે જોઈ મોઢામાં આંગળી દેવાય છે. કોલસામાંથી નવી નવી જાતના રંગો બનાવવા ક્ષારોમાંથી અનેક પ્રકારના ઉપયોગી પદાર્થો બનાવવા, રેડીઓ, ટેલીવિઝન, રોકેટો, જંગી વિમાનો, વિમાની વગરનાં વિમાનો તૈયાર કરવા આ સર્વે શોધો મનુષ્ય બુદ્ધિ, યંત્રશાસ્ત્ર અને વિજ્ઞાનમાં કેટલી આગળ પ્રગતિશીલ થઇ છે, તે દેખાડે છે. જર્મનો તો આ દિશામાં અત્યંત આગળ આગળ વધી ગયા છે. હિંદીઓ તેટલા જ પછાત છે. હિંદમાં એવા વિજ્ઞાનશિક્ષણ માટેની ઉચ્ચ શાળાઓ પણ નથી, આપણા લોકોને પરદેશો ખાતે મોકલી વિજ્ઞાનના શિક્ષકો આપણે તૈયાર કરવા પડશે. તે માટે અતિશય નાની શરૂઆત પણ થઇ છે, હિંદી સરકારે દર વરસે થોડા વિદ્યાર્થીઓને બ્રિટનમાં શિક્ષણ લેવા મૂકવાની સગવડ આપી છે. આપણા ભવિષ્યનો વિશાળ વિકાસ સ્વરાજ વગર શકય નથી. પરદેશી નિષ્ણાતોના સહકારની આવશ્યકતા ઉભી છે.

**યંત્રશાસ્ત્રમાં વ્યુત્પત્તિ**—આપણે ત્યાં ચાલુ યંત્રોમાં સમારકામ કરવાવાળા લાખો યાંત્રિકો અને એન્જિનિયરો છે, પણ નવાં યંત્રો બનાવવાનાં કારખાનાંઓ કે બનાવવાની વિદ્યા જાણનાર એન્જિનિયરો નથી. હિંદમાં વિશ્વયુધ્ધના કારણે યુધ્ધનાં હથિયારો તૈયાર કરવાનાં કારખાનાંઓ ચાલુ થયાં છે. તેમાં મશિનગનો, લુઇસગનો અને કેટલાંક નાનાં યાંત્રિક હથિયારો તૈયાર થાય છે. આ કામ માટે બસોએક યાંત્રિકોને બ્રિટનનાં કારખાનાંઓમાં મોકલી

બેવીન યોજના નીચે એમને હોંશિયાર યાંત્રિકો બનાવવાની તાલીમ મળી છે, પણ વિમાનો, સ્ટીમરો, મોટરો અને કારખાનાંઓના વરાળયંત્રો હિંદમાં બનતાં નથી. પોલાદ પુષ્કળ છે. એના માટે કારખાનાંઓ પણ સહેલાઇથી સ્થાપી શકવા માટે મૂડી ઘણી મળે તેમ છે, પણ આ યંત્રો બનાવવા માટેનાં હથિયારો હિંદમાં બનતાં નથી. પરદેશોમાંથી વસાવવાં પડશે, આપણી પાસે આ હથીઆરો બનાવનાર એન્જિનિયરો પણ નથી. હિંદમાં આ ઉણપ સ્વરાજના સરકારના આશ્રય અને શક્તિ વગર દૂર થશે નહિ, આપણે હવે ધીમે ધીમે ડગલું પગલું મૂકવાની સુંઘી સુંઘીને પગ મુકવાની નીતિ મૂકવી પડશે.

## આપણા મજૂરો

હિંદ પાસે અસંખ્ય મનુષ્યશક્તિ છે. આ મનુષ્યશક્તિ સસ્તી પણ ખૂબ છે. એક અમેરિકન મજૂરને દરરોજ આઠ રૂપિયા મળે છે. એક અંગ્રેજ મજૂરને દરરોજ ચારથી પાંચ રૂપિયા રોજ મળે છે. આપણા દેશમાં આ વિશ્વયુધ્ધે બનાવેલી કૃત્રિમ મોંઘવારી પહેલાં દરરોજની મજૂરીનો પુરુષનો રોજ રૂ. ૦।।। અને સ્ત્રીનો રૂ. ૦।= હતો. મજૂરને ખાવા માટે સાધારણ રોટલો, ડુંગળીનું શાક, ચટણી બસ થતાં. એક નાની ઓરડીમાં મજૂર અને તેનું કુટુંબ પડયું રહે છે, એને પગમાં પહેરવા બૂટ મળતાં નથી. એ આઠ દશ કલાક સખ્ત મજૂરી કરે છે, એને પહેરવા બહુ જ સાદાં વસ્ત્રો મળે છે. આપણા એક મજૂરોમાં ખામી દેખાય છે, તેઓ એકધ્યાનથી કામ કરતા નથી, વધારે સમય કામ કર્યા છતાં પણ એક જાપાનિઝ મજૂરથી એક હિંદી મજૂર ૩ કામ કરી શકે છે. એને વાતો કરવા અને વારંવાર તમાકુ પીવાનો શોખ છે. એક અંગ્રેજ મજૂરથી એક હિંદી મજૂર અડધું કામ પણ કરી શકતો નથી. મનુષ્યશક્તિ વેડફાઇ જાય છે. મજૂરોની તંદુરસ્તી હલકા આહારવિહાર અને બંધીઆર રહેઠાણથી સારી ગણાય તેવી નથી.

## હિંદના માર્ગો

હિંદ ૧૬ લાખ ચોરસ માઇલનો દેશ છે. એની વસતિ ૩૯ કરોડની છે. પરદેશોના મુકાબલે હિંદમાં બહુ થોડા પાકા રસ્તાઓ છે. હિંદના સાત લાખ ગામડાંઓમાંથી ચોથો ભાગ પણ પાકા રસ્તાઓથી જોડાયલો નથી, ગામડાંઓની સંસ્કૃતિ આથી અલગ પડી જાય છે. ગામોની પેદાશ રેલ્વે જંકશનો અને બંદરો ખાતે પહોંચી શકતી નથી. હિંદમાં હજી ઘણી જમીન ખેતી અને ગૂસ્તરો માટે મળી શકે તેમ છે; પરંતુ રસ્તાઓના સંબંધ વગર કાંઇ વિકાસ સાધી શકાતો નથી. હિંદમાં ઇશ્વરકૃપાથી મોટી મોટી વિશાળ નદીઓ હજારો માઇલો સુધી વહે છે. આ નદીઓના કિનારાઓની બાજુમાં ખેતીનો મોટો વિકાસ થઇ શકે તેમ છે. હિંદના શાહ સોદાગરોએ જે ૧,૦૦૦ કરોડ રૂપિયાની દશ વાર્ષિક પ્લાનનો પહેલો ભાગ બહાર પાડયો છે, તેમાં જણાવ્યું છે કે મુંબઇ ઇલાકો આગળ વધ્યો છે, છતાં એનો કેટલોક પ્રદેશ ૪૦ થી ૭૫ ટકા રસ્તાઓ વગરનો છે અને કેટલાક જીલ્લાઓમાં ૭૫ થી ૮૦ ટકા પ્રદેશ રસ્તાઓ વગરનો છે. આ પ્રદેશનાં ગામડાંઓ શહેરોના સંબંધથી વંચિત થઇ ગયા છે.

## મુખ્ય રસ્તાઓ

હિંદમાં અત્યારે મુખ્ય રસ્તાઓ નીચે મુજબ છે. (૧) ગ્રાન્ડ ટ્રન્ક રોડ-ખાઇબર ઘાટથી તે ઠેઠ કલકત્તા સુધી લંબાયેો છે. (૨) કલકત્તાથી તે મદ્રાસ સુધી જે મોટો રસ્તો હજારો માઇલો લાંબો છે. (૪) મુંબઇથી તે દિલ્હી સુધીનો રાજમાર્ગ બાંધવામાં આવ્યો. આ મોટા રાજમાર્ગો માત્ર ૫,૦૦૦ માઇલો લાંબા છે, હિંદમાં કુલ ૮૫૦૦૦ માઇલની સડકો છે. જ્યારે મહાન રાજમાર્ગો તો માત્ર ૫૦૦૦ માઇલ લાંબા છે આવા બીજા દશ રાજમાર્ગો અને તેમની સાથેના સંબંધવાળા શાખા માર્ગો મોટા પ્રમાણમાં હિંદમાં બંધાવાની જરૂર છે. હિંદનાં ગામડાંઓમાં ગૃહઉદ્યોગ અને અક્ષરજ્ઞાન અને સ્વાસ્થ્યશિક્ષા ફેલાવવા માટે આ ગામડાંઓની સાથે સરળ આવવા જવાના વ્યવહાર માટે પાકા રસ્તાઓથી એમને જરૂર જોડવા પડશે. ખેડૂતોને પોતાના માલની બજારમાં સહેલાઇ અને ઓછે ખર્ચે માલ પહોંચાડવાની સગવડ આપવી પડશે.

## હિંદના રસ્તાઓનો કોઠો

હિંદમાં નીચે મુજબ રસ્તાઓ પ્રાંતવાર છે. એ બધા હિંદની મ્યુનિસિપાલિટીઓના સ્વાધીનમાં છે, તા. ૩૧ માર્ચ ૧૯૪૩.

| પ્રાંતો | પાકા રસ્તા | કાચા રસ્તા | ટોટલ |
|---|---|---|---|
| ૧ બંગાલ | ૩,૮૮૭ | ૮૭,૩૦૫ | ૯૧,૯૯૨ |
| ૨ મદ્રાસ | ૨૧,૪૪૧ | ૧૪,૨૭૬ | ૩૫,૧૯૨ |
| ૩ બિહાર | ૪,૦૧૬ | ૩૧,૧૪૪ | ૩૫,૧૬૦ |
| ૪ સંયુક્ત પ્રાંત | ૮,૨૦૦ | ૨૩,૩૬૯ | ૨૧,૫૮૯ |
| ૫ પંજાબ | ૪,૩૭૮ | ૨૦,૭૬૪ | ૨૫,૧૪૨ |
| ૬ મુંબાઇ | ૧૧,૧૩૪ | ૮,૪૩૭ | ૧૯,૩૭૧ |
| ૭ સિંધ | ૨૬૩ | ૧૧,૪૩૯ | ૧૧,૭૦૨ |
| ૮ આસામ | ૬૯૨ | ૧૦,૩૭૯ | ૧૧,૬૭૧ |
| ૯ મધ્યપ્રાંત અને વરાડ | ૫,૪૬૯ | ૩,૧૯૩ | ૮,૬૬૨ |
| ૧૦ ઓરીસ્સા | ૨,૦૦૩ | ૨,૭૭૨ | ૪,૭૬૫ |
| ૧૧ સરહદ પ્રાંત | ૧,૦૦૭ | ૨,૮૪૪ | ૩,૯૨૧ |
| બ્રિટિશ હિંદનું ટોટલ | ૬૪,૦૭૦ | ૨,૨૧,૨૪૩ | ૨,૮૫,૩૧૩ |
| આખા હિંદનું ટોટલ | ૮૫,૭૯૨ | ૨,૬૧,૩૪૦ | ૩,૪૭,૧૩૨ |

મદ્રાસ પાકા રાજમાર્ગો માટે પહેલું સ્થાન લે છે. જ્યારે રાજપુતાના, સિંધ, સરહદ પ્રાંત અને પંજાબમાં બહુ થોડાં રસ્તાઓ બંધાયા છે. હમણાં રસ્તાઓ બાંધવા માટે સૈનિક સગવડો અને સૈન્યો તરત પહોંચાડવાની ગોઠવણો ઉપર વધુ ધ્યાન અપાયું છે.

### રસ્તાઓનો વિકાસ

હિંદમાં મોટરોની ભારે આમદાની થાય છે, રસ્તાઓના વિકાસને માટે હિંદી સરકાર પૂરતું ખર્ચ કરતી નથી. રસ્તા હિંદી સરકારની જોખમદારી ઉપર નભે છે. પેટ્રોલ ઉપર હિંદી સરકાર કર વસુલ કરી રસ્તા બાંધવા માટે પ્રાંતિય સરકારોને વહેંચી આપે છે; પરંતુ એમાં હજી પૂરી જવાબદારી કોઈ ઊઠાવતું નથી. ૧૯૨૮–૨૯ કરતાં રસ્તાઓ ઉપર એક કરોડ રૂપિયા ૧૯૩૮–૩૯ માં ઓછા ખર્ચાયા હતા. ૧૯૩૮-૩૯ માં મોટરોમાંથી હિંદી સરકારને રૂપિયા ૯ાા કરોડ મળ્યા હતા, છતાં રસ્તાઓ ઉપર ૭ કરોડ ખર્ચવામાં આવ્યા હતા. દશ વરસોમાં મોટરોમાંથી હિંદી સરકારની પેદાશ બેવડાઈ હતી. ૧૯૪૦–૪૧ માં આ પેદાશ વધીને ૧૧ાા કરોડ રૂપિયા જેટલી થઈ હતી. હિંદમાં ઓછામાં ઓછા ચાર લાખ માઈલોના પાકા રસ્તાઓની જરૂર છે. એના ઉપર ૪૫૦ કરોડનો ખર્ચો લાગવાનો અડસટ્ટો છે. ૨૦ વર્ષોમાં આ પાકા રસ્તાઓની યોજના સંપૂર્ણ રીતે તૈયાર થઈ જાય તેમ છે. આ રસ્તાઓ ઉપર પાણીના મોટા ગરનાળા વારંવાર મૂકીને પાણીને છૂટથી વહી જવા દેવું પડશે, નહિ તો પાણીના ભરાવાથી બંગાળની પેઠે મેલેરીઆનો વિશાળ ઉપદ્રવ દર ચોમાસે ફાટી નીકળે.

### યુદ્ધ સમયે જાગ્યા છે

હમણાં હિંદમાં દિલ્હી ખાતે ટ્રાન્સપોર્ટ એડવાઈસરી કાઉન્સિલ તા. ૧૨ જાન્યુઆરી ૧૯૪૫ ના મળી હતી, તેમાં વૉઇસરોય વેવેલે ભાષણ કરતાં જણાવ્યું કે “ પ્રજાના વ્યવહારનાં સાધનો સરળ બનાવવાથી સામાજિક અને બીજા વિકાસો અનુસરે છે. હિંદમાં રસ્તાઓના વિકાસને ઋતુ તથા ભૌગોલિક સ્થિતિ અનુકૂળ છે. યુદ્ધ પછી હજારો–મોટર ગાડીઓ અને ડ્રાઇવરો મળી શકશે, તેમને માટે રસ્તાઓની આવશ્યકતા થશે. રસ્તાઓ જાહેર જનતાને સસ્તા કરવેરાથી મળવા જોઇએ. રેલ્વેના હક્કો પણ રસ્તાઓએ સાચવવાની જરૂર છે. યુદ્ધને લીધે રસ્તાઓ બાંધવામાં કેટલીક ખાસ પ્રગતિ થઇ છે. રસ્તાઓ બનાવ્યા પછી એમને કેવી રીતે સમારવા અને સારી હાલતમાં રાખવા, તે પ્રશ્ન પણ વિચારવો જોઇએ.” રસ્તાઓ એ પ્રાંતિય વિષય છે; પરંતુ રસ્તાઓ બનાવવાની નીતિનો અંકુશ તો મધ્ય સરકારે ચોક્કસ માર્ગોથી નક્કી કરવો જોઈએ. રસ્તાઓની સલામતી માટે રબ્બરનાં પૈડાવાળાં ગાડાંઓની જરૂર પડશે. રબ્બર ટાયરના ઉદ્યોગ માટે હિંદમાં ભારે ક્ષેત્ર રહેશે.

### રસ્તાઓ ખૂબ અગત્યના છે

કોઈ પણ પ્રગતિશીલ દેશ માટે વાહનવ્યવહાર અને પરસ્પર સંબંધ જાળવવા રસ્તાઓ બાંધવાની જરૂર છે. હિંદમાં રસ્તાઓ વિશેષ પ્રમાણમાં બંધાય એટલે બ્રિટિશ ( આયાત–નિકાશ ) વેપારને સરસ ટેકો મળે, એટલે હિંદી સરકાર રાજ્યદ્વારી રીતે પણ રસ્તાઓના વિકાસ માટેના યત્નોને સંપૂર્ણ સહકાર આપશે. યુદ્ધપ્રસંગે હિંદમાં કેટલાક રસ્તાઓ સૈન્યોની

સગવડો માટે બાંધ્યા છે. આસામમાં મોટા યુદ્ધો ચાલવાથી ત્યાં તો પર્વતમાર્ગો ઉપર પણ વિશાળ પાકા રસ્તાઓ બંધાયા છે. જમીનમાર્ગે બ્રહ્મદેશને જોડતો મોટો રાજમાર્ગ પણ ભયંકર વનો અને જંગલોમાંથી પસાર થઈ બંધાઈ ગયો છે. ચીનને યુદ્ધસામગ્રી પહોંચાડનાર હિંદી-ચીન માર્ગ પણ તરત ખુલ્લો જશે. આથી હિંદ અને ચીન વચ્ચેનો વેપારવ્યવહાર વધારે વિસ્તૃત બનવા સંભવ છે. આપણે રસ્તાઓના વિકાસ માટે એન્જિનિયરો તૈયાર કરવા માટે નવી કૉલેજો ખોલવી પડશે. ઈ. સ. ૧૯૨૯ માં રસ્તાઓ બનાવવા માટે મધ્ય સરકારે પેટ્રોલ ડ્યુટી નાખી ફંડ ઉભું કર્યું છે. એનો ભવિષ્યમાં મોટો વિકાસ થઈ સારી પેદાશ આપશે. આ સિવાય રસ્તાઓને સમારવાનું કામ મોટરો, લૉરીઓ અને ગાડાંઓ ઉપર કરો નાખી શકાશે. યુદ્ધ પહેલાં રસ્તાઓ બનાવવાનું કામ શરૂ થશે, પણ ખરો વેગ યુદ્ધ પછી મળશે

## મોટર વ્યવહાર

હિંદમાં મોટરો બનતી નથી. મોટરોનાં જુદાં જુદાં અંગો પરદેશોથી આયાત કરાવી તેને મુંબઈ અને બીજાં સ્થળોનાં કારખાનાંઓમાં ભેગાં કરી મોટરો હિંદમાં જોડે છે, પણ આ અંગો હિંદમાં બનાવવાનાં કારખાના ઉભાં થયાં નથી. હિન્દમાં મોટરોનો વ્યવહાર ખૂબ વધી ગયો છે. ખાનગી મોટરો, માલ ઉપાડવાની લોરીઓ અને મુસાફરોને માટે મોટર બસો એમ લાખ્ખોની સંખ્યામાં મોટરો હિન્દના વાસીઓના ઉપયોગમાં આવે છે. એ મોટરોનો ઉપયોગ હિન્દના નસીબે ચોંટેલો છે. યુદ્ધ પછી એનો બહોળો ઉપયોગ થવાનો છે. તેમાં પણ સૈન્યોનું આ વિશ્વયુદ્ધમાં જે મોટું યંત્રીકરણ થયું છે, તે માટે દર વરસે લાખોની સંખ્યામાં મોટરો, મોટરબસો, લોરીઓ, રણગાડીઓ અને યંત્રોથી ચાલતાં વાહનોની જરૂર પડશે. યુદ્ધ પહેલાં નીચે મુજબ દેશો યાંત્રિક વાહનો બનાવતાં હતાં.

| દેશ | મોટરોની સંખ્યા | વરસ |
|---|---|---|
| યુ. સ્ટેટ્સ ઑફ અમેરિકા | ૩૫,૭૭,૦૫૮ | ૧૯૩૯ |
| ગ્રેટબ્રિટન | ૪,૭૭,૫૬૧ | ૧૯૩૬ |
| જર્મન | ૩,૨૮,૦૦૦ | ૧૯૩૮ |
| કેનેડા | ૧,૫૫,૩૨૬ | ૧૯૩૮ |
| ફ્રાન્સ | ૨,૨૦,૩૪૩ | ૧૯૩૮ |
| રશિયા | ૨,૧૫,૦૦૦ | ૧૯૩૮ |
| હિંદ | ૦ | |

આ યુદ્ધમાં તો સૌ દેશોમાં એ મોટર બનવાનો ઉદ્યોગ ત્રણથી ચારગણો વિકાસ પામ્યો ઑસ્ટ્રેલીઆમાં પણ એ ઉદ્યોગે યુદ્ધના સમ મજબૂત મૂળો નાંખ્યાં છે. હિન્દમાં મે બીરલાઓએ એક મોટી મોટરની ૧૫ કરોડ આની મૂડીની કંપની ઉભી કરી છે. બીજી પણ કંપનીઓની મુડી ભરાઈ ગઈ છે. યુદ્ધ પછી કંપનીઓ અમેરિકન કંપનીઓના સહકારથી મો બનાવવાનાં યંત્રો વસાવવા માગે છે. યુદ્ધ પછી ઉદ્યોગનો વિકાસ થશે.

## વિમાનો

જો કોઈ મહાન ઉદ્યોગ જગતની બારીઓ ડોકીઆં કાઢીને જોતો હોય તો તે વિમાનો બ વવાનો ઉદ્યોગ છે. આ ઉદ્યોગ યુદ્ધના સમયમાં વિકાસ પામ્યો છે. શિકારી વિમાનો, બો વિમાનો, સાગર કાફલાનાં વિમાનો, માલ અને ઉપાડી જનારાં વિમાનો, અસંખ્ય સંખ્યામાં થાય છે. અમેરિકા દર વરસે એક લાખ ઉપ વિમાનો તૈયાર કરે છે. બ્રિટને પણ આ પાંચ સોમાં એકાદ લાખ વિમાનો તૈયાર કર્યાં છે. જમ જાપાન એ સર્વે દર વરસે ચાલીસ ચાલીસ હ વિમાનો યુદ્ધકામ માટે તૈયાર કરે છે. હિન્દમાં સુધી આ ઉદ્યોગનો પ્રવેશ નથી. એકાદ નાના ખાનામાં વિમાનો ભેગાં કરાય છે, પણ એનાં ભાગો પરદેશોથી આયાત કરાય છે. હિન્દ ભૌગે રીતે જગતમાં મધ્ય સ્થળે આવ્યું છે, એટલે યુ એશિયા અને ઑસ્ટ્રેલીઆ સાથે વિમાની સ માટે હિન્દનાં વિમાની ગૃહોનો સહકાર ઘણો આવશ્યક છે. હમણાં વિશ્વયુદ્ધના સમયમાં હિ આ યુદ્ધના વિમાની વ્યવહારને પહોંચી હિન્દનાં જુદાં જુદાં સ્થળોએ ૩૫૦ મોટાં વિ ગૃહો બંધાયા છે. હજારો વિમાનો હિન્દમાં યુ કારણે ઉડે છે. હિન્દમાં વિમાનીઓને પણ તા આપવાનું યુદ્ધના કારણે શરૂ કરાવ્યું છે.

## વિમાન એ ભવિષ્યનું મુખ્ય વાહન

વિમાનોની હવે સાધારણ ગતિ દર કલાકે માઈલની છે. વધારેમાં વધારે ગતિ દર પાંચસો માઈલો કે તે ઉપરની છે. જર્મન તો કલાકના ૩,૦૦૦ માઈલની ઝડપે વહે છે,

એ હજી પ્રવાસયોગ્ય બન્યાં નથી. વિમાની વગરનાં વિમાનોની. ટુની શોધ પણ મુસાફરીને અનુકૂળ બનાવવી રહી; છતાં ભવિષ્યમાં વિમાનો એ પ્રવાસ અને માલ લઇ જવાનું અગત્યનું–કદાચ સૌથી અગત્યનું સાધન બનશે. અમેરિકા ખાતે વિમાનવ્યવહારની ભવિષ્યની નીતિ નક્કી કરવા ૨૬ રાજ્યોની પરિષદ મળી હતી. મતભેદને લીધે એમાં એકમત થવાયું નથી, પણ બીજી પ્રવૃત્તિ કરી એકમત ઉપર જરૂર આવી જવાનો પાકો સંભવ છે. હિન્દમાં હમણાં કેટલીક પ્રવાસી વિમાની લાઇનો કામ કરી રહી છે. તેમાં માત્ર તાતા કંપની એક જ હિન્દી લાઇન છે. એના પણ વિમાનો પરદેશોથી ખરીદ કરી અત્રે વપરાય છે. રાજ્યાશ્રય વગર વિમાનોનો ઉદ્યોગ હિન્દમાં વિકાશ પામશે નહિ. ખરો રાજ્યાશ્રય તો સ્વરાજ્ય સરકાર જ આપી શકે તેમ છે. વિલાયતમાં અંગ્રેજ સરકારે છ સ્ટીમર કંપનીઓને વિમાનો રાખી પ્રવાસી તથા માલ ઉપાડી લઇ જવાને ખાસ મૂડી રોકવા રજા આપી છે. હિન્દમાં પરદેશી વિમાનો વિરૂદ્ધ સ્વદેશી વિમાનો એ આપણી પરદેશી સરકાર માટે એક કસોટી ઉભી છે.

## સ્ટીમરો

હિન્દમાં સ્ટીમરો બાંધવાનું એક જ કારખાનું યુદ્ધના કાર્ય માટે યુદ્ધના સત્તાવાળાઓને સોંપવામાં આવ્યું છે. હિન્દી સરકારે આ હિન્દી ઉદ્યોગ હિન્દમાં ન સ્થપાય તે માટે ખૂબ ઉદાસીન વૃત્તિને કેળવી છે. ઓસ્ટ્રેલીઆ, કેનેડા અને બીજાં સંસ્થાનોમાં સ્ટીમરો બનાવવાના નવા ઉદ્યોગો યુદ્ધના સમયમાં રાજ્યાશ્રયથી જામી ગયા છે. હિન્દ માત્ર એનાથી દૂર ને દૂર રહ્યું છે. મનવારો બાંધવાનું તો હિન્દમાં હિન્દી સરકારે દાખલ જ કર્યું નથી; પરંતુ સ્ટીમરો બાંધવાના ઉદ્યોગ ઉપર પણ ઠંડુ પાણી રેડ્યું છે. અમેરિકામાં સ્ટીમરો બાંધવાનો ઉદ્યોગ ભારે વિકાસ પામી દરરોજની પાંચ સ્ટીમરો બાંધવાના મહાભારત પ્રમાણને પહોંચ્યું છે; પણ હિન્દમાં એને હજુ ડગમગ પગલાં પાડતું જ રાખવામાં આવ્યું છે. યુદ્ધ પછી પણ આ ઉદ્યોગના વિકાસ માટે રાજ્યાશ્રય જોઇશે. પરદેશી સરકાર એ દિશામાં ભૂતકાળમાં ઉદાસીન રહી છે. યુદ્ધ પછી હિન્દીઓના આ કોડને કેવું ઉત્તેજન મળે છે તે સમય દેખાડશે.

## બેન્કો

હિન્દમાં હમણાં મૂડીની ખૂબ છૂટ છે. વેપાર ધંધા યુદ્ધને કારણે ઘણા સંકોચાયા છે. ૧૭૫ કરોડની ચલણી નોટો સામાન્ય રીતે લોકોમાં ફરતી હતી. હમણાં ફુગાવાને લીધે ૧,૦૫૦ કરોડ ઉપર નોટોનું ચલણ પહોંચ્યું છે. આથી નાણાંની છૂટ મોટા પ્રમાણમાં થઇ પડી છે. આથી પાંચ પાંચ કરોડની થાપણથી તે ૨૫ લાખની થાપણવાળી અનેક નવી નવી બેન્કો નીકળી પડી છે. અત્યારે તો ધંધા વગરના સમયમાં આ બેન્કોને માટે પૂરતું કામ નથી; પરંતુ ભવિષ્યમાં જેમ ધંધો વધશે તેમ આ બેન્કોનું કર્તવ્ય વિસ્તરશે; પરંતુ આ બેન્કો જો જર્મન બેન્કોની પેઠે ઉદ્યોગોના વિકાસ માટે મૂડી રોકવા માટે સંભાળથી કામ લેશે તો જ હિન્દમાં એમનું કાર્યક્ષેત્ર વિકસશે. હિન્દમાં બેન્કોની ઉપયોગિતા ઉદ્યોગવિકાસની દૃષ્ટિએ ઘણી છે.

## વીમા કંપનીઓ

બેન્કોની પેઠે આ યુદ્ધના સમયમાં વીમા કંપનીઓ સ્થાપવાનો રાફડો ફાટ્યો છે. એ પણ શુભ ચિહ્ન છે. હિન્દના મધ્યમવર્ગને પોતાની સાધારણ આજીવિકામાંથી બચાવીને નાણાં રોકવાનું સરસ ક્ષેત્ર આ વીમા કંપનીઓ છે. એમની પોલિસીઓ જો શહેરોની અંદર મોટા પગારદારો, નાના દુકાનવાળાઓ, સરકારી અમલદારો, જમીનદારો અને ધંધાદારીઓમાં પ્રસરે તો હિન્દનું ધન સોના–ચાંદીને બદલે કાંઇક પેદા કરતું થઇ જાય. વિમાનો પ્રચાર આપણા દેશમાં ઓછામાં ઓછો છે. અમેરિકા કે યુરોપના મુકાબલે આપણે જિંદગીના વીમાની પોલિસીઓના પ્રચારમાં ઘણો પછાત છીએ. આપણી વીમા કંપનીઓને સરકારી કાગળીઆમાં પોતાની મૂડીનો મોટો ભાગ રોકવાની પરવાનગી છે તેવી જ રીતે ઉદ્યોગોમાં વીમા કંપનીઓને નાણું રોકી શકવાની સગવડ પણ મળવી જોઇએ. આપણા દેશના વિકાશમાં આ વીમાની કંપનીઓએ પણ યોગ્ય ફાળો આપવો જોઇએ.

## નહેરો

હિન્દમાં નદી નાળાંઓની પરમાત્માએ ખૂબ પ્રસાદી આપી છે. હિમાલય પર્વત પોતાના ૧,૫૦૦ માઇલ લાંબા અને ૨૦૦ માઇલો પહોળા વિસ્તારમાંથી બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, યમુના અને પંજાબની પાંચ નદીઓ જેવી મોટી નદીઓ અને સેંકડો

નાની નદીઓ અને ઝરા ઝરણાંઓ હિન્દમાં મૂકે છે. આ નદીઓ દ્વારા માલ અને પ્રવાસીઓની બોટો તથા લોન્ચો હિન્દના આન્તર ભાગમાં ચાલે છે. હિન્દમાં આમાંથી જળવિદ્યુતની શક્તિ પણ મોટા પ્રમાણમાં મળી શકે તેમ છે. એ સિવાય આ નદીઓ-માંથી નહેરો કાઢી લાખો-કરોડો એકરો જમીનને પાણીનું પીત આપી શકાય છે. નીચે મુજબ નહેરોનો ધીમો વિકાસ હિન્દમાં થયો હતો.

| વરસ | લાખ એકર | વરસ | લાખ એકર |
|---|---|---|---|
| ૧૮૮૦ | ૨૯૦ | ૧૯૨૯–૩૦ | ૫૧૧ |
| ૧૯૦૩ | ૪૪૦ | ૧૯૩૬–૩૭ | ૫૧૬ |
| ૧૯૧૩–૧૪ | ૪૬૮ | ૧૯૩૮–૩૯ | ૫૪૯ |

ચાલતાં વરસોમાં નહેરોનો વધારો થોડો છે. કુલ ૨૨ કરોડ એકરો ખેતીમાંથી પા કરોડ નહેરો મારફતે થાય છે. બીજાં પણ પાણી પાવાનાં સાધનો નીચે મુજબ છે.

(૧૯૩૯–૪૦ ના વરસમાં)

| પીતનું સાધન | એ. હજાર | પીતનું સાધન | એ. હ. |
|---|---|---|---|
| સરકારી નહેરો | ૨૩,૬૬૩ | બીજા સાધનો | ૪,૯૪૩ |
| તળાવો | ૬,૧૦૦ | કુવાઓ | ૧૨,૬૮૦ |
| ખાનગી નહેરો | ૩૩૮૭ | | |

હિન્દમાં કુલ પેદાશ આપનારી નહેરોની લંબાઇ ૫૮,૨૮૧ માઇલોની અને પેદાશ ન આપનાર નહેરોની લંબાઈ ૬૫,૬૫૪ માઈલોની છે. આખા જગતમાં હિન્દમાં નહેરો સૌથી વધારે પ્રમાણમાં છે. હિન્દમાં કુલ ૨૬ લાખ કૂવાઓ છે. નહેરો ઉપર હિન્દી સરકારે દોઢ અબજ રૂપીઆ ખર્ચ્યા છે અને એમાંથી દર વરસે ૧ અબજ રૂપિયામાંથી વધારે કિંમતનો પાક તૈયાર થાય છે. સિંધ, પંજાબ એ બન્ને પ્રાંતોમાં નહેરોનાં વિશાળ બાંધકામો અબજોના ખર્ચે કરાએલ છે. આમાં હિંદી સર-કારને ૪ થી ૫ ટકા વ્યાજ પરવડે છે નહેરો હિંદી સરકારને સારી પેદાશ આપે છે.

## નહેરોનો વિકાસ

હિંદમાં નહેરોને માટે હજી ઘણું મોટું ક્ષેત્ર છે. હિંદીઓની સંખ્યા ૪૦ કરોડની છે. એમને માટે ઓછામાં ઓછા ચાળીશથી પચાશ લાખ ટન વધું અનાજ પેદા કરવું પડશે, તેમાં નહેરો ખૂબ સહકાર આપી શકશે. 'અનાજ વધારે ઉગાડો' એ ચળવળ સંપૂર્ણ સફળ થઇ નથી; પરંતુ નહેરો વધારે પ્રમાણમાં ખોદવાથી આ ચળવાળ ખૂબ સરળ અને સફળ બનશે. મધ્યપ્રાંત, વડોદરા, કુર્ગ, મુંબઈ ઇલાકાની ૯૫ ટકા જમીનને નહેરોનું રક્ષણ મળ્યું નથી. સિંધમાં પણ લોઇડ બેરેજની પેઠે બે નાના બંધો બંધાવી શકાય તેમ છે. જમીન ખારી થઇ જાય છે. કયાં કયાં નદી નાળાં જમીનને ખાઈ જાય છે. નહેરો બાંધવાથી આ મુશ્કેલી ટળી જશે. હિંદમાં હજી દશથી પંદર ટકા જમીન નહેરોના પાણીથી સારી ફળદ્રુપ બનાવી શકાય તેમ છે. નહેરો એ પ્રાંતિય વિષય છે. પણ એને મધ્યસ્થ સરકારે આગળ વધવા માટે ધન અને શકિત આપવા પડશે. હિંદમાં નહેરોના વિકાસથી કરોડો ટન વધારે પાક સહેજે થઇ શકશે. સ્વરાજ સરકારને પણ આ અગત્યના કાર્ય ઉપર સંપૂર્ણ લક્ષ્ય આપવાનું રહેશે. હિંદી સરકારના નહેર ખાતાના સલાહકાર સર વિલિયમ સ્ટામ્પે યુદ્ધ સમયે પણ લઈ શકાય એવી કેટલીક યોજનાઓ હિંદી સરકારના વિચાર માટે મૂકી છે. ઊંડા પાતાળભેદી કૂવાઓ પણ ઘણે સ્થળે નફા સાથે ખોદી શકાય તેમ છે. નદી નાળાંનું મફત વહી જતું પાણી ઉપયોગમાં લઈ શકાય તેમ છે.

## હિંદમાં ખેતીની પેદાશ

ચાર વરસની ખેતીની પેદાશના આંકડાઓ નીચે મુજબ છે. ૧,૦૦૦ ના આંકડામાં.

| | જ્યૂટ | |
|---|---|---|
| વરસ | એકરો | ગાંસડી |
| ૧૯૩૯-૪૦ | ૩,૧૬૧ | ૮,૭૫૦ |
| ૧૯૪૦-૪૧ | ૫,૬૬૯ | ૧૩,૧૮૬ |
| ૧૯૪૧–૪૨ | ૨,૧૬૦ | ૫,૪૭૪ |
| ૧૯૪૨–૪૩ | ૩,૨૯૭ | ૯,૦૧૫ |
| | ચોખા | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૭૪,૨૨૫ | ૨૫,૮૦૦ |
| ૧૯૪૦–૪૧ | ૭૩,૦૫૯ | ૨૨,૧૫૦ |
| ૧૯૪૧–૪૨ | ૭૩,૫૭૯ | ૨૫,૩૫૧ |
| ૧૯૪૨–૪૩ | ૭૪,૮૧૯ | ૨૪,૫૩૩ |

| | કપાસ | ગાંસડી |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૨૧,૫૨૦ | ૪,૯૦૯ |
| ૧૯૪૦–૪૧ | ૨૩,૨૮૬ | ૫,૯૦૩ |
| ૧૯૪૧–૪૨ | ૨૪,૧૫૧ | ૬.૧૨૭ |
| ૧૯૪૨–૪૩ | ૧૮,૮૧૨ | ૪,૫૫૪ |
| | **અળશી** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૩,૭૫૫ | ૪૬૬ |
| ૧૯૪૦–૪૧ | ૩,[illegible]૧૯ | ૪૩૪ |
| ૧૯૪૧–૪૨ | ૩,૩૪૮ | ૩૬૧ |
| ૧૯૪૨–૪૩ | ૩,૪૦૮ | ૪૧૧ |
| | **એરંડીઆ** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૧,૦૦૫ | ૯૭ |
| ૧૯૪૦–૪૧ | ૧,૦૨૧ | ૧૦૫ |
| ૧૯૪૧–૪૨ | ૯૫૮ | ૯૧ |
| ૧૯૪૧–૪૩ | ૧,૩૫૨ | ૧૪૭ |
| | **ભોંયસીંગ** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૮,૪૧૦ | ૩,૧૬૫ |
| ૧૯૪૦–૪૧ | ૮.૭૭૦ | ૩,૭૦૨ |
| ૧૯૪૧–૪૨ | ૭,૦૭૦ | ૨,૫૮૬ |
| ૧૯૪૨–૪૩ | ૪.૪૩૧ | ૨,૭૧૪ |
| | **શેરડી** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૩,૬૪૦ | ૪,૬૬૨ |
| ૧૯૪૦–૪૧ | ૪,૫૯૮ | ૫,૭૯૪ |
| ૧૯૪૧–૪૨ | ૩,૫૧૫ | ૪,૩૭૧ |
| ૧૯૪૨–૪૩ | ૩,૫૯૦ | ૫,૬૯૨ |
| | **તલ** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૪,૦૩૧ | ૪૧૫ |
| ૧૯૪૦–૪૧ | ૪,૦૯૦ | ૪૩૩ |
| ૧૯૪૧–૪૨ | ૪,૧૪૫ | ૪૧૪ |
| ૧૯૪૨–૪૩ | ૪,૩૨૮ | ૪૬૩ |
| | **સરસી અને રાઇ** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૬,૧૧૩ | ૧,૧૧૬ |
| ૧૯૪૦–૪૧ | ૬,૨૧૮ | ૧,૧૦૩ |
| ૧૯૪૧–૪૨ | ૫,૨૦૪ | ૧,૦૮૯ |
| ૧૯૪૨–૪૩ | ૫,૭૮૪ | ૧,૦૪૩ |
| | **ઘઉં** | ટનમાં |
| ૧૯૩૯–૪૦ | ૩૪,૦૦૯ | ૧૦,૭૬૭ |
| ૧૯૪૦–૪૧ | ૩૪,૮૪૯ | ૧૦,૦૨૭ |
| ૧૯૪૧–૪૨ | ૩૪,૦૩૯ | ૧૦,૦૩૭ |
| ૧૯૪૨–૪૩ | ૩૪,૨૯૨ | ૧૦,૯૭૧ |

**અનાજ (ટનમાં)**

| | ૧૯૩૯–૪૦ | ૧૯૪૨–૪૩ |
|---|---|---|
| જુવાર | ૨૧,૬૭૬ | ૨૧,૯૨૪ |
| બાજરી | ૧૩,૩૬૨ | ૧૬,૦૫૫ |
| મકાઇ | ૫,૭૬૫ | ૬,૩૧૮ |
| ચણા | ૧૧,૬૯૦ | ૧૩,૩૧૦ |
| જવ | ૬,૧૦૧ | ૬,૬૯૫ |

## યુદ્ધ અને અનાજતંગી

૧૯૪૩–૪૪માં પાક સાધારણ રીતે ઠીક હતા. બંગાળનો ચોખાનો પાક સારો નીકળ્યો છે, પણ માલ વહેંચવા અને બંગાળની અંદરનાં ગામોમાં પહોંચાડવાની સગવડો બરાબર થઇ શકી નથી. એટલે બંગાળની પ્રજાનો કેટલોક ભાગ હજી તકલીફમાં છે. ત્રાવણકોર અને કોચીનની પ્રજા પણ દુકાળના પંજામાં સપડાઇ છે. ૧૯૪૪–૪૫ નો પાક આઠેક ટકા વધ્યો છે. પરદેશથી દશ બાર લાખ ટન ઘઉંની આમદાની કરાય છે, પણ લડાઇના આ આવતાં બે ત્રણ વર્ષો માટે મામલો અતિશય ગુંચવાયલો રહેશે. યુદ્ધ પછી પણ અનાજની ભાવબંધી અને માપબંધી ત્રણેક વરસો સુધી આવવા વકી છે, કારણ કે મહાયુદ્ધને લીધે જગતમાં અવ્યવસ્થાથી ત્રણેક વરસો બગડી જશે, એમ અનુભવીઓનું કહેવું છે. હિંદીઓને આ યુદ્ધ સમય પછીનાં ત્રણ વરસો સંક્રાન્તિકાળ જેવા છે. એટલે નાના રોગી બાળકને બહુજ સંભાળથી ઉછેરવાની માબાપની ફરજની પેઠે હિંદી સરકારે આ કઠીન સમય સંભાળથી પસાર કરવો પડશે. હિંદી ખેતીનો સર્વ આધાર સારા અનુકૂળ સમયના વરસાદ ઉપર છે. હિંદી ખેતીનું સારૂ વરસ એ વરસાદનો સટો છે. બહુ જ સંભાળથી કામ લેવાનું છે. ત્રણ ચાર વરસો હિંદી પ્રજાને માટે ભયાનક છે.

## હિંદી સરકારનું ખર્ચ

હિંદી સરકારનો દોરીસંચાર વિલાયતની રાજ્યનીતિ પ્રમાણે થાય છે. હિંદી સરકારમાં મુખ્ય ચાવીરૂપ સ્થાનો અંગ્રેજોના હાથમાં છે. આ સિવાય સેક્રેટરી ઓફ સ્ટેટ્સ ફોર ઇન્ડિયા વિલાયતની દોરવણી પ્રમાણે દોરીસંચારો કરાવે છે. યુદ્ધ પહેલાં કુલ ૨૯,૯૬,૨૦૬ રૂપિયા હિંદના કુલ

બજેટ ઉપર ખર્ચાતા હતા. તેમાં સારો ભાગ યુરોપિયનોના પગાર, પેન્શન અને ભથ્થાં પાછળ વપરાય છે. હિંદી પ્રજાના કલ્યાણનાં ખાતાંઓમાં બહુ જ થોડાં નાણાં વાપરવાનું બને છે. યુદ્ધ પહેલાં મધ્યસ્થ સરકારનું બજેટ રૂપિઆ ૧૨૫ કરોડનું હતું, જ્યારે અગીઆર પ્રાંતોનાં કુલ બજેટો મળીને એમનો સરવાળો રૂપિયા ૧૦૪ કરોડ રૂપિયાનો થતો હતો. જીલ્લાબોર્ડ અને મ્યુનિસિપાલિટીનાં બજેટો મળીને દર વરસે યુદ્ધ પહેલાં રૂા. ૬૦ કરોડ દર વરસે ખર્ચતી હતી. આમાંથી ૫૫ કરોડ રૂપિઆ દર વરસે સૈનિક ખર્ચો થતો હતો. પેન્શનો અને ઉચ્ચ પગારની નોકરીઓ દર વરસે મોટા પ્રમાણમાં નાણાં લેતી હતી. હિંદી પ્રજાના કલ્યાણ માટે બહુ થોડા નાણાં ખર્ચાતાં હતાં. શિક્ષણ માટે સર્વપ્રાંતિય, મધ્યમ અને પ્રજાનાં ખાતાં મળીને રૂપિયા ત્રીસ કરોડ માંડ ખર્ચતા હતા. પ્રજાનો માત્ર ૧૧ ટકા ભાગ અક્ષરજ્ઞાન ધરાવે છે.

## સરકારી ખર્ચના પ્રવાહો

દોઢસો વરસો થયા હિંદી સરકારનું દોરીસંચાલનનું કામ બ્રિટને હાથમાં લીધું છે. આ ગરીબ દેશમાંથી બનતા પ્રમાણમાં કાચા પદાર્થો પોતાનાં કારખાનાંઓ માટે મેળવીને આ ગરીબ પ્રજાને પોતાનાં કારખાનાંમાંથી બનેલા પાકા પદાર્થો સારો નફો રાખીને વેચવાનો નફાકારક પ્રયોગ ચાલુ છે. બીજો લાભ મેળવવાનો પ્રયોગ મોટા પગાર અને પેન્સનવાળી નોકરીઓ અને ચાવીરૂપ સ્થાનો પોતાના દેશવાસીઓના હાથોમાં રાખવાની છે. ત્રીજો નફો મેળવવાની રીત આ પછાત દેશમાં રેલ્વે, બંદરો વગેરે જાહેર બાંધકામો બાંધવા માટેનાં સાધનો વિલાયતથી મેળવી ત્યાંના કારખાનાંવાળાઓને ખટાવવાનો છે. ચોથો માર્ગ સ્ટીમરોના માટે માલ, પ્રવાસીઓ અને મેલ લઈ જવાનો લાભ મેળવવાનો છે. પાંચમો રસ્તો આ ગરીબ દેશમાં બેન્કો વીમા કંપનીઓ, ખાણો, કારખાનાં સ્થાપીને લાભ મેળવવાનો છે. આમ બ્રિટિશ પ્રજા હિંદી ગાયને દોહીને ખૂબ દૂધ છેલ્લા દોઢસો વરસોથી પીતી આવી છે. હિંદમાં હિંદીઓને સૈનિકો પોલિસમેનોના નાના અધિકારો આપી હિંદી પ્રજાને એ સરકારે સુલેહ જાળવતી બનાવી છે. લાખો હિંદી કુલીકોને પણ પોષ્યા છે.

## કરો વધે છે

હિંદમાં પ્રજાની ગરીબાઇ નિરક્ષરતા અને અજ્ઞાન વધે છે. તેમ સરકારી કરો પણ વધતા જ જાય છે. ખર્ચની જોખમદારીના ખાતાંઓ પ્રાંતિય સરકારને સોંપાયાં છે. પેદાશનાં ખાતાં અને બ્રિટિશખાતાં જાળવવાનું કામ મધ્યસ્થ સરકારને સોંપાયું છે. મેસ્ટોન પરિપત્ર, લેન વિજ્ઞતિ, નેમાયર આર્થિક વહેંચણી, પીલ કમિટીની ભલામણો અને એવી એવી અનેક આર્થિક યોજનાઓની દૃષ્ટિ બ્રિટિશહિતો અને મધ્યસ્થ સરકારના તે પધ્ધતિના સંચાલનના ટેકામાં કરવામાં આવી હતી. હિંદની પ્રજાની આર્થિકશક્તિ વિકાસ પામતી નથી. એ પ્રજા ગરીબ થતી જાય છે. એની આર્થિકસ્થિતિ મજબૂત કરવાના પ્રયત્નો થતા નથી. કરવેરા, પોસ્ટ, રેલ્વે, રજિષ્ટ્રેશન, સ્ટામ્પ, તાર, ઇન્કમટેક્ષ, સુપરટેક્ષ, નફાનો વેરો એમ આડાં અને અવળાં વધ્યાં જાય છે. ગાય દુબળી બનતી જાય છે. વાછરડાંઓને માટે દૂધ રાખ્યા સિવાય ગાયને પૂરતી દોહી લેવામાં આવે છે. કરવેરો શાસ્ત્રીય પદ્ધતિ કે પ્રજાકિય હિત જોઈ નંખાયો નથી.

## હિંદીપ્રજા ઉપર કુદરતી આફતો

ઈ. સ. ૧૯૩૧ માં મોટી મંદી જગતમાં શરૂ થઇ. હિંદી પ્રજાના ૮૦ ટકા ભાગ ખેડૂતો અને શ્રમજીવીઓ ઉપર આ મંદીની અસર થઈ પડી હતી. ખેતીમાં પેદા થયેલી દરેક વસ્તુના ભાવો ગગડીને ફૂ થઇ ગયા. હિંદી ખેડૂતોને અબજો રૂપીઆની ખોટ ગઇ હતી. ગરીબોની ગરીબાઇ વધી ગઇ હતી. ૧૯૩૮ ની શરૂઆતમાં મોટી મંદી ચાલી ગઇ. તે પછી ૧૯૩૯ માં બરાબર દોઢ વરસે મહાયુદ્ધ આવ્યું. સૈન્યોને માટે ખોરાકી, પોશાકી, સરંજામ અને બીજી જોઇતી વસ્તુઓ હિંદી પ્રજાએ આંખો મીંચી પોતે ભૂખ્યા રહીને કાઢી આપી. હજી પણ આપે છે. બ્રિટનને ૧,૧૦૦ કરોડ રૂપિયા ધીર્યા. નાણાંનો ભયંકર ફુગાવો થયો. અતિશય મોંઘવારી થઇ. કરવેરા પ્રજાને દબાવી નાખે તેટલા પ્રમાણમાં વધ્યા. સૈનિક ખર્ચ ૫૦ કરોડમાંથી વધીને ૨૫૦ કરોડ એટલે પાંચગણું થયું. હિંદનું કરજ કૂદકે અને ભૂસકે વધતું જાય છે. દુકાળો પડયા, તેથી પણ ભયંકર રોગચાળાએ કરોડો હિંદીઓને નિર્બળ બનાવ્યા છે.

કાળાં પછી વધારે કાળાં પાનાની ભયંકર
શે હિંદી પ્રજાને ઘેરવા માંડી છે. વેપારધંધા
ા પડયા છે. ભૂખમરો અને રોગચાળો હજી
છે. મોંઘવારી આંતરડાં કોરી ખાય છે. સર-
કરવેરા વધવાની હજી પણ તૈયારીઓ થાય છે.
ના પ્રજાજીવનમાં વિષમકાળ ઉપસ્થિત થયો છે.

## દેશ પરદેશોમાં ભાવોનો વધારો

નીચેના કોઠાથી સૌ દેશોમાં મોંઘવારી કેટલી છે તે જણાશે.

જાનેવારી–જૂન ૧૯૩૯ ના ૧૦૦ ટકાના રેજ ઉપર.

| | ૧૯૪૦ | ૧૯૪૧ | ૧૯૪૨ | ૧૯૪૩ | પ્રજાસંઘના માસિકપત્ર ઉપરથી |
|---|---|---|---|---|---|
| ણુ | | | | | |
| ફ્રેકા | ૧૧૨ | ૧૨૩ | ૧૩૯ | ૧૪૩ | ( માર્ચ ) |
| ‹સ | ૧૧૫ | ૧૪૮ | ૨૦૪ | — | |
| ા | ૧૧૩ | ૧૨૩ | ૧૩૧ | ૧૩૬ | ( મે ) |
| મેસ.એ. | ૧૦૩ | ૧૧૪ | ૧૨૯ | ૧૩૬ | (એપ્રિલ) |
| ર્જેન્ટીના | ૧૨૦ | ૧૪૧ | ૧૩૨ | ૧૯૫ | ( માર્ચ ) |
| ી | ૧૧૪ | ૧૩૩ | ૧૮૦ | ૧૯૭ | ( ફેબ્રુ. ) |
| સીકો | ૧૦૩ | ૧૦૯ | ૧૨૧ | ૧૩૦ | ( ફેબ્રુ. ) |
| · | ૧૧૯ | ૧૪૦ | ૧૭૬ | ૧૯૯ | (એપ્રિલ) |
| ઝુએલા | ૮૮ | ૧૦૭ | ૧૧૦ | — | |
| ્રના | | | | | |
| ચુરીયા) | ૧૩૧ | ૧૪૩ | ૧૫૬ | — | |
| ુસ્થાન | | | | | |
| ાકત્તા) | ૧૨૧ | ૧૪૧ | ૧૮૭ | ૨૫૭ | ( જાન્યુ. ) |
| ાક | ૧૩૮ | ૧૭૮ | ૪૬૮ | — | |
| ાન | ૧૧૬ | ૧૪૬ | ૨૪૩ | — | |
| પાન | ૧૧૭ | ૧૨૪ | ૧૩૪ | ૧૩૭ | ( ફેબ્રુ. ) |
| ારસ્ટાઇન | ૧૩૦ | ૧૭૯ | ૨૭૬ | — | |
| ર્મની | ૧૦૩ | ૧૦૫ | ૧૦૭ | ૧૦૮ | (એપ્રિલ) |
| ગેરીઆ | ૧૧૫ | ૧૪૫ | ૨૦૦ | — | |
| માર્ક | ૧૫૭ | ૧૬૫ | ૧૮૩ | ૧૯૪ | (એપ્રિલ) |
| ન | ૧૨૫ | ૧૪૭ | ૧૬૨ | ૧૭૯ | ( જાન્યુ. ) |
| ાલેન્ડ | ૧૪૧ | ૧૭૪ | ૨૧૪ | ૨૩૨ | ( ફેબ્રુ. ) |
| ોરી | ૧૧૮ | ૧૪૩ | ૧૭૫ | ૧૮૪ | ( માર્ચ ) |
| નોર્વે | ૧૩૬ | ૧૬૭ | ૧૭૭ | ૧૭૯ | (એપ્રિલ) |
| પોર્ટુગલ | ૧૩૧ | ૧૫૩ | ૧૭૭ | ૧૮૩ | ( જાન્યુ. ) |
| યુ.કિં.[બ્રિ.] | ૧૪૦ | ૧૫૭ | ૧૬૪ | ૧૬૭ | ( મે ) |
| સ્વીડન | ૧૩૪ | ૧૫૮ | ૧૭૩ | ૧૮૦ | (એપ્રિલ) |
| સ્વીટઝરલેન્ડ | ૧૩૫ | ૧૭૩ | ૧૮૮ | ૨૦૫ | (એપ્રિલ) |
| ઝેકોસ્લો- | | | | | |
| વેકીયા | ૧૩૦ | ૧૪૬ | ૧૬૨ | — | |
| તુર્કી | ૧૨૦ | ૧૫૯ | ૨૩૮ | — | |
| ઓસ્ટ્રેલિયા | ૧૩૦ | ૧૧૭ | ૧૩૧ | ૧૩૫ | ( ફેબ્રુ. ) |
| ન્યુઝીલેંડ | ૧૧૪ | ૧૨૬ | ૧૩૫ | ૧૪૦ | (એપ્રિલ) |

હિંદમાં એ મોંઘવારી ૧૯૪૪ માં માપબંધી તથા ભાવબંધી છતાં ઘણી વધી ગઈ છે. જે દેશોની સરકારોએ શરૂઆતમાં જ ચેતીને કડક પગલાં લઇને ભાવબંધી તથા માપબંધી દાખલ કરી અને કાળાંબજારોને બેસાડી દેવા કડક પગલાં લીધાં તેમના દેશોમાં મોંઘવારી થઈ નથી. જાપાન, જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ અને બીજા ઘણા દેશોમાં નોટોનો ફુગાવો અને મોંઘવારી બંને થયાં નથી. હિંદમાં એ બંને થયાં છે.

## હિંદનાં ખનીજોની છેલ્લી પેદાશો

મહાયુદ્ધના કારણે હિંદમાં ખનીજોની પેદાશને ઘણો ટેકો મળ્યો છે. હિંદ એ ખનીજોથી ભરપૂર દેશ છે. ભૂતકાળમાં હિંદની જમીનની શાસ્ત્રીય ખીલવણી કે સરવે થયા નથી પણ યુદ્ધના સમયની જરૂરીઆતોએ એની અગત્યતા દેખાડી આપી છે. હિંદમાં યુદ્ધ પહેલાં દર વરસે ત્રીસ કરોડ રૂપિયાનાં ખનીજો હિંદની ખાણોમાંથી નીકળતાં હતાં. તેમાં કોલસા કિંમત રૂા. ૧૦ કરોડ, લોઢું અને પોલાદ કિંમત રૂા. ૧૦ કરોડ, મેન્ગેનિઝ ધાતુ કિંમત રૂા. ચાર કરોડ, સોનું કિંમત રૂા. ૩ાા કરોડ, પેટ્રોલિયમ રૂા. ૧ાા કરોડ, અબરખ અને બાંધકામના પદાર્થો કિંમત રૂા. ૧ કરોડ દરેક, એમ ૩૦ કરોડની નામની કિંમતના પદાર્થો નીકળતા હતા. ખરી કિંમત વધારે હતી. યુદ્ધના સમયમાં સર્વે જાતનાં ખનીજો વધારે પ્રમાણમાં નીકળે છે. હમણાં એની કિંમત સાઠ કરોડ રૂપિયાથી વાર્ષિક ઓછી નહિ હોય. ખાણોમાં મજૂરી પણ મોંઘવારીના કારણે વધારવી પડી છે. છતાં ખાણવાળાઓને મોટો નફો થાય છે. તે સર્વે ઇન્કમટેક્ષ, સુપરટેક્ષ, વધારાના

નફાનો કર એ રીતે લગભગ ૭૦ ટકા ઉપર અને ૮૦ ટકા સુધી હિંદી સરકાર લઈ લે છે. હિંદી સરકાર આ નાણાં જાપાન સામે લડવા તૈયાર હિંદી સૈન્યો ઉપર ખર્ચે છે. એમાં જાહેરપ્રજાને કાંઈ વિશેષ લાભ જેવું નથી.

### ખરી શક્તિ

હિંદની મનુષ્યશક્તિ એ હિંદનું ખરૂં ધન છે. હિંદના અજાણ ગામડીયાઓને સૈન્યમાં તાલીમ અપાય છે. પચીશેક લાખ સૈનિકો અને એક કરોડ એમના તહેનાતદારો, કલાર્કો, શસ્ત્રસામગ્રી ઉત્પાદન કરનારાઓ, ખોરાક પકાવનારાઓ, તાર, ટેલીફોન, યાંત્રિકો, એન્જિનિયરો વગેરે રોકાયાં છે. આથી તરત માટે યુદ્ધ સમયે હિંદમાં બેકારી નથી. આ ગામડીયાઓ અભણ પણ ચતુર જરૂર છે. થોડા માસમાં જ મોટરો, લોરીઓ વગેરે ચલાવતાં અને યંત્રો વાપરતાં શીખી જાય છે. સારા યોદ્ધાઓ હોવાનો અભિપ્રાય ઉચ્ચ બ્રિટિશ અધિકારીઓ આપે છે. આમાંથી નવ સૈનિકોએ વિકટોરીઆ ક્રોસનો સૌથી મોટો બહાદુરીનો ચાંદ મેળવ્યો છે. નાના ચાંદો તો અસંખ્ય મેળવ્યા છે. પૃથ્વીના ચારે ખૂણામાં હિંદી સૈન્યો લડયાં છે અને લડે છે. હિંદની મનુષ્યશક્તિ રસાયન છે. ખૂબ સદ્‌ઉપયોગમાં આવી શકે.

### હિંદની બીજી મહાન શકિતનું સાધન

કોલસો એ અતિ અગત્યનો પદાર્થ છે. બિહાર અને બંગાલમાં અને મધ્યપ્રાંતમાં કોલસો મળે છે. યુદ્ધ પહેલાં ૨ થી ૨॥ કરોડ ટન કોલસો નીકળતો હતો. હમણાં ૩॥ કરોડ ટન કોલસો હિંદની ખાણો કાઢે છે. હિમાલય, પંજાબ, સરહદ પ્રાંત, રજપુતાનાની જમીનમાં કોલસો છે, પણ પાકી સર્વે માગે છે. યુદ્ધના સમયમાં જુદાંજુદાં યુદ્ધક્ષેત્રો માટે મોટા પ્રમાણમાં હિંદી કોલસો વપરાય છે. આથી હિંદના ઉદ્યોગો કોલસાની અતિશય તંગી ભોગવે છે. હિંદી કોલસો ઊંચી જાતનો નથી. એમાં ખાખનું પ્રમાણ ઘણું વધારે છે. સારો કોલસો થોડો મળે છે. હિંદની રેલ્વેઓ કોલસો મોટા પ્રમાણમાં લે છે. હિંદમાં કોલસાનું ક્ષેત્ર વધે તેમ છે. કોલસામાંથી રંગો, ડામર, દવાઓ, કોક વગેરે સેંકડો જાતની ચીજો બને છે.

### પેટ્રોલીઅમ

જગતમાં ૨૮ થી ૩૦ કરોડ ટન પેટ્રોલ નીકળે છે. તેમાં પ્રથમ નંબર યુ. સ્ટેટ્સ્ અને તે પછી રશિયા, જર્મની, બ્રિટનનું સામ્રાજ્ય વગેરે છે. હિંદમાં આસામ અને પંજાબમાં તેલોના કૂવાઓ છે. જગતની પેદાશનો ૦.૧ હિંદમાં વાર્ષિક ૧ કરોડ રૂપિયાનું તેલ નીકળે છે. હિંદની જમીનમાં વધારે તેલ મળ્યું નથી. હિંદના ઉપયોગ પૂરતું પણ તેલ મળતું જ નથી. ઉપયોગના ૧૦૦ ટકામાંથી પંદર ટકા તેલ હિંદમાં મળી આવે છે. બાકી ૮૫ ટકા બ્રહ્મદેશથી અને હમણાં ઇરાનથી આયાત કરાય છે. પંજાબ અકયાબમાં હમણાં તરતમાં થોડા તેલના કૂવાઓ મળ્યા છે.

### લોઢું અને પોલાદ

જગતમાં હિંદની લોઢાની ખાણોમાંથી સરસ અને ખૂટે નહિ એવી ઉત્તમ લોઢાની ધાતુ મળે છે. હિંદમાં ઊંચી અને હલકી જાતની લોઢાની ધાતુઓ અબજો ટન ભરેલી છે. હજી માત્ર ૮–૧૦ ટકા લોઢું નીકળે છે. ૯૨ ટકાને સ્પર્શ પણ થયો નથી. હિંદમાં લોઢું ૨૦ લાખ ટન તૈયાર થઇ યુદ્ધના કામમાં વપરાય છે. પોલાદ યુદ્ધ પહેલાં ૧૨॥ લાખ ટન તૈયાર થતું હતું. હમણાં ૧૫ થી ૧૭ લાખ ટન પોલાદ પણ ઘણુંખરું યુદ્ધના કામમાં વપરાઇ જાય છે. જમશેદપુરનું તાતાનું લોઢાનું કારખાનું જગતમાં એક મોટું કારખાનું છે. બંગાળમાં ઇન્ડિયન આયર્ન સ્ટીલ કંપનીનું કારખાનું પણ મોટું છે. હવે કાટ ન લાગે તેવું પોલાદ હિંદમાં બને છે. એમાંથી જાતજાતનાં સૈનિકશસ્ત્રો બનાવાય છે. મહાયુદ્ધ પછી આ લોઢા–પોલાદનાં કારખાનાંઓ દશ વરસમાં એવડી વૃદ્ધિ કરી એમાંથી હિંદને જોઈતી દરેક લોઢાની વસ્તુ બનાવવાના ઉદ્યોગને ઉત્તેજન અપાશે. છેવટે લોઢાનાં યંત્રો પણ આ જ કારખાનાંઓમાં બને એવી ગોઠવણ રાખવાની છે.

### મેન્ગેનિઝ

છેલ્લા ૪૦ વરસો થયા હિન્દ મેન્ગેનિઝ ધાતુનું મુખ્ય ધામ મનાય છે. થોડાં વરસો થયાં રશિયા હિંદથી મેન્ગેનિઝની પેદાશમાં વધી ગયું છે. મધ્ય પ્રાંતમાં મેન્ગેનિઝનો મોટો જમીનનો વિસ્તાર છે. બીજા પ્રાંતોમાં પણ ઘણી જમીન આ ધાતુથી

ભરેલી મળે છે. મેન્ગેનીઝ પોલાદ બનાવવાના કામમાં આવે છે. સાતથી આઠ લાખ ટન મેન્ગેનીઝની ધાતુ હિંદની ખાણોમાંથી નીકળી મોટેભાગે પરદેશો ખાતે ચડે છે. એની બેટરીઓ પણ મળે છે. હિંદની મેન્ગેનિઝમાં ૪૮ ટકા ઊંચી ધાતુનું પ્રમાણ છે. એનો ઉપયોગ હિંદમાં શા માટે ન થઇ શકે તેનું કોઈ કારણ નથી, પણ તે તો યુદ્ધ પછીની વાત. હમણાં તો કાચી ધાતુ નિકાશ થઈ જાય છે.

## ક્રોમીઅમ

આ પણ ખૂબ અગત્યની ધાતુ છે. આ યુદ્ધનાં વરસોમાં એમાંથી ક્રોમીઅમ બનાવાય છે. ચામડાંને રંગો દેવા માટે ફેરો–ક્રોમ પણ એમાંથી બનાવે છે. ફેરો–ક્રોમ બનાવવાની શરૂઆત પણ થઇ ચૂકી છે. આ ધાતુનો મોટો ભાગ કાચી હાલતમાં પરદેશો ખાતે યુદ્ધના કામ માટે છેલ્લાં ચાર વરસો થયા ચડી જાય છે, પણ સંશોધન કરી એમાંથી હિંદની પ્રજાને ઉપયોગી અનેક પદાર્થો એ ધાતુમાંથી બનાવી શકાશે. બલુચિસ્તાન, માઇસોર અને બિહારની જમીનમાં એના જાડા થરો છે.

## તાંબું

બિહાર, સિકિમ, રાજપુતાના, માઈસોર અને મદ્રાસ ખાતે તાંબાની કાચી ધાતુ મળે છે. હમણાં દર વરસે લગભગ ૬૫ હજારથી ૭૦ હજાર ટન જેટલી નીકળે છે. હિંદમાં આ ધાતુ પાકી સરવે નથી. મળવા સંભવ છે. એ શોધ વગર તાંબા પિત્તળનાં વાસણો મેળવવાની સ્વતંત્રતા હિંદ મેળવી શકશે નહિ. તાંબામાં જસતની મેળવણી કરી પિત્તળ બનાવાય છે.

## સીસું અને જસત

કેટલેક ઠેકાણે થોડા થોડા થરો આ ધાતુના મળે છે, પણ વેપારી દૃષ્ટિએ વિશેષ પ્રમાણના જથ્થા મળ્યા નથી. યુદ્ધના સમયમાં એની અગત્યતા ખૂબ વધી છે. રાજપુતાના–ઉદેપુરની જૂની જસત સીસાની ખાણુની ફરી તપાસ લેવાય છે.

## બીજી ધાતુઓ

હિંદમાં બીજી ઘણી ધાતુઓ છે, પણ તેની પાકી સરવે થવી જોઇએ. કોબાલ્ટ ધાતુઓ રાજપુતાના અને નેપાળમાં મળે છે, પણ માર્ગોનો કઠીનાઇથી ખોળી શકાતી નથી. મોલીડેનીટ પણ કેટલાક ઠેકાણે મળી આવી છે. રાજપૂતાના અને બંગાળમાં વુલ્ફ્રામ ધાતુ છે. સીંગભૂમિ અને મયુરગંજ જીલ્લાઓમાં વેનેડીઅમની ધાતુ મળે છે. ચીત્રાળના પર્વતોમાં સોવરાની ધાતુ મળે છે, પણ પણ એ સર્વ વિકાસ અને સંશોધન માંગે છે.

## સોનું

માઇસોર કોલાર ખાતે મળે છે. ૧૭ કરોડ ઑન્સ સોનું દર વરસે મળે છે. ૭,૦૦૦ ફીટ નીચેથી સોનું ખોદી કાઢવામાં આવે છે; ચાંદી હિંદમાં ઘણી થોડી પેદા થાય છે.

## એલ્યુમિનીઅમ

આ યુધ્ધના સમયમાં એ ધાતુની અગત્ય જાગી છે. વિમાનોમાં એ મોટા પ્રમાણમાં વપરાય છે. જગતની એલ્યુમિનીઅમની પેદાશ યુધ્ધ દરમિયાન ઘણી વધી ગઇ છે. હિંદમાં મુંબઇ, મધ્યહિંદ, મધ્યપ્રાંત અને બિહારમાં આ ધાતુ બનાવવા બોક્સાઇટની માટી પુષ્કળ મળે છે. હવે એલ્યુમિનીઅમ બનાવવાની યુધ્ધ અમલમાં શરૂઆત થઇ છે. ભવિષ્યમાં એ ઉદ્યોગ મોટા પ્રમાણમાં ખીલવી શકાશે.

## મેગ્નેસીઅમ

આ ધાતુ બનાવવા માટે મેગ્નેસાઇટ અને ડોલમાઇટ ધાતુઓ પુષ્કળ પ્રમાણમાં મળે છે, પણ હિંદમાં એ સંબંધી વિશેષ કર્તવ્ય થયું નથી.

## બેરીલીઅમ

આ ધાતુ પણ હિંદમાં પુષ્કળ છે. અબરખની ખાણો પાસેથી મળે છે. તે નિકાસ થઈ જાય છે. ઉદ્યોગ માટે એનું ભવિષ્ય મોટું છે.

## અબરખ

છેલ્લાં ચાર વરસો થયા એની માગણી વધી છે. જગતમાં હિંદ અબરખ માટે અગત્યનો દેશ છે. અબરખ વિજળીના માટે અગત્યનું છે. હિંદમાંથી કુલ અબરખ ખોદી નીકાશ કરાય છે. હિંદમાં વિજળીનો ઉપયોગ વધે છે, પણ અબરખ સૌ પરદેશ ચડે છે. એનાથી વિજળીનાં યંત્રો ભવિષ્યમાં બની શકશે.

### ગંધક

એબેસ્ટોસની ધાતુ તો થોડા પ્રમાણમાં મળે છે, પણ બલુચિસ્તાનના ગંધકના થરો ખૂબ કિંમતી છે, પણ પર્વતોમાંથી લાવવાનું કામ મુશ્કેલ છે. ગંધક ખૂબ અગત્યનું ભૂસ્તર હોવાથી સલ્ફ્યુરિક એસિડ બનાવવા માટે મોટા પ્રમાણમાં પરદેશથી મંગાવવું પડે છે. આપણે યુદ્ધ પછી આ ખનીજ મેળવવા કોશિશ કરવી જ પડશે.

### જીપ્સમ

સલ્ફ્યુરિક એસિડ બનાવવામાં કામ આવતું આ ખનીજ મોટા પ્રમાણમાં હિંદમાં મળે છે. એ પુષ્કળ પ્રમાણમાં મળે છે.

### મીઠું

ખાણો અને સાગર પુષ્કળ પૂરું પાડે છે.

### સીમેન્ટ

યુદ્ધ દરમિયાન આ ઉદ્યોગનું સંગઠન થયું છે. હવે આપણી જરૂરિયાતો મુજબ એનો વિકાસ થઇ શકશે.

### કાચ

એનો વિકાસ થાય છે. યુદ્ધ પછી એનાં ઘણાં કારખાનાંઓ બંધાશે.

### ચીનીકાચ

આ માટે બધા કાચા પદાર્થો હિંદમાં મળે છે. યુદ્ધ પછી નવાં યંત્રો વસાવી આ ઉદ્યોગનાં પચીશેક કારખાનાંઓ માટે હિંદમાં આવકાશ છે.

હિંદ હમણાં પોતાનાં મુખ્ય ખનીજો પરદેશો ખાતે ચડાવે છે, પણ ભવિષ્યમાં અહીં જ્યોલોજીકલ સરવેના સરકારી ખાતાને મોટું અને સુયોગ્ય અનુભવીઓની નિમણૂક કરી ધાતુઓનું સંશોધન અને યોગ્ય ઉપયોગ કરવો પડશે. આ દિશામાં વિશાળ ક્ષેત્ર પડ્યું છે. હિંદની ખનીજની ખાણોની સુવ્યવસ્થા માટે આ સર્વે એક નિયંત્રણ નીચે લાવવી જોઈશે.

### તેલીબિયાં

હિંદમાં કુલ ૨૧ કરોડ એકરોની વાવણીમાંથી ૧૯૩૯-૪૦માં તેલીબિયાંનું વાવેતર કુલ ૧,૬૨,૯૪,૦૦૦ એકરોમાં થયું હતું. કુલ પચાસ લાખ ટન તેલીબિયાં થાય છે. તેમાં અર્ધોઅર્ધ ભાગે ૨૩૨૭૦૦૦ ભોંયસીંગ થાય છે. હિંદમાંથી આ તેલીબિયાં મોટા ભાગે પરદેશો ખાતે ચડતાં હતાં. યુધ્ધમાં સ્ટીમરોના અભાવથી એની ચડગત ઓછી થઇ છે. આપણે ત્યાં અનાજ વધારે ઉગાડવાની હીલચાલ હોવાથી તેલીબિયાંની વાવણી થોડી થઇ છે. આ તેલીબિયાં-માંથી લુબ્રીકેટિંગ તેલો તેમનું ખોણીઉં કાપડ, માથાનાં તેલો, સ્ટીમરના ઇંન, રંગો, વારનિશો, માર્ગેરિન વગેરે પાકા પદાર્થો બને છે. યુદ્ધને લીધે આ પદાર્થોની હિંદમાં આમદાની થતી નથી. બહુ ભાવ વધી ગયા છે, એટલે થોડાં કારખાનાંઓ હિંદમાં સ્થપાયાં છે. યંત્રો વગર વિશેષ કારખાનાંઓ સ્થાપાઇ શકાયાં નથી. આ તેલીબિયાં આપણી હિંદી પ્રજાના ઉપયોગ માટે પૂરતાં છે. હિંદના ઔદ્યોગિક વિકાસનો ભવિષ્યના નકશામાં આ તેલી-બિયાંના ઉદ્યોગો માટે પણ ઘણો અવકાશ છે. સાબુઓ બનાવવા માટે તો હિંદમાં તેલોનો મોટો ઉપયોગ ચાલુ છે તેલીબિયાના વાવેતર અને ઉદ્યોગ બંને માટે જો યોજનાઓ ઘડાશે, તો સરસ વિકાસ જરૂર થશે. આને માટે સારું ભવિષ્ય છે. સંશોધન માગે છે.

### હિંદનાં જંગલો

આપણા હિંદમાં ખેતી થઇ શકે એવી જમીનના પાંચમા ભાગ પર અતિ કિંમતી જંગલો ઊગ્યાં છે. દસ કરોડ એકર જમીન ઉપર આવેલાં જંગલો વરસાદ લાવે છે. હવાપાણીને ઠંડાં રાખે છે. નદીઓના પાણીને સાચવે છે. છતાં ૭ કરોડ રૂપિયા પેદાશ પણ દર વરસે આપે છે. આ જંગલોમાંથી ઇમારતી લાકડાં, બાવળનું બળતણ, લાખ-હરડે અને અનેક વસ્તુઓ પૂરી પાડે છે. આપણાં જંગલોનો શાસ્ત્રીય રીતે એક મધ્યસ્થ સત્તા નીચે સરસ ઉપયોગ કરીએ, તો આપણને દર વરસે ૧૦ કરોડ ટન લાકડું મળે, છતાં જંગલો વધતાં જ જાય છે. હિંદનાં જંગલોના વિકાસની યોજના યુધ્ધ પછી શાસ્ત્રીય રીતે કેળવવી રહી. જંગલ આપણું ધન છે.

### જળવિદ્યુત્

હિંદમાં એક હજાર માણસ દીઠ એક અશ્વબળ જેટલી જળ વિદ્યુતશક્તિ પેદા થાય છે. જ્યારે નોર્વેમાં એક હજાર માણસો દીઠ ૭૦૦, કેનેડામાં ૬૦૦,

સ્વીટ્ઝરલેન્ડમાં ૫૦૦, સ્વીડનમાં ૨૦૦ અને યુ. સ્ટેટ્સમાં ૧૦૦ અશ્વબળ જેટલું છે. અમેરિકા, જર્મની, રશિયા પાસે આપણે જળવિદ્યુતમાં ઘણા પછાત છીએ. આપણા ઉપર કુદરતની કૃપા છે, તેને લીધે પુષ્કળ નદીનાળાંઓમાંથી ઊંચેથી પડતા જળમાંથી જોઇએ તેટલી વિદ્યુતશક્તિ આપણે પેદા કરી, એના ઉદ્યોગો અને ખેતી માટે વિકાસ કરી શકીએ તેમ છીએ. ભવિષ્યમાં આ શક્તિનો આપણે બહોળો ઉપયોગ કરવો પણ પડશે. માત્ર એક નક્કી યોજના મુજબ જ આપણે આગળ વધવાનું છે.

### કાપડ, સીમેન્ટ અને ખાંડના ઉદ્યોગો

આ ત્રણેય ઉદ્યોગો હિંદમાં લોઢાના ઉદ્યોગ પેઠે પૂર્ણ જન્મ્યા છે. એમનામાં પણ વિકાસની ખૂબ જરૂર છે, પણ યુધ્ધને લીધે આપણે ત્યાં યંત્રોની આમદાની થઇ શકતી નથી, એટલે યુધ્ધ બાદ જૂનાં ઘસાઇ ગએલાં યંત્રોને કાઢી નવી ઢબના દાખલ કરવા પડશે. તેમ ત્રણેય વસ્તુઓનાં વધારે કારખાનાંઓ પણ બાંધવાં પડશે.

### રસાયણો

સલ્ફ્યુરિક એસિડ, કોસ્ટિક સોડા, સોડા બાઇકાર્બ, ફીનોલ અને બીજા ઘણા પદાર્થો આપણે પરદેશોથી મંગાવીએ છીએ.

હવે આપણા દેશમાં થોડાં કારખાનાંઓ પણ સ્થાપાયાં છે. હમણાં એમની ઘણી પેદાશ યુધ્ધના પદાર્થો બનાવવામાં વપરાય છે. હિંદમાં ફક્ત ગંધકનો પૂરતો જથ્થો મળ્યો નથી. બાકી બીજાં બધાં પદાર્થો કાચી હાલતમાં જેટલા જોઇએ તેટલા મળી શકે છે. હિંદમાં હવે ૮૦,૦૦૦ ટન સલ્ફ્યુરિક એસિડ બને છે. રંગો બનાવવા માટે પણ કાચી વસ્તુઓની તાણ નથી. હિંદમાં આ માટે સંપૂર્ણ સંશોધન કરવાનું રહે છે. હમણાં એક વિજ્ઞાનીઓ અને રસાયનીઓનું મંડળ સર શાંતિસ્વરૂપ ભાતનગરના પ્રમુખપણા નીચે બ્રિટનનાં કારખાનાંઓ અને પ્રયોગગૃહોની મુલાકાત લઇને અમેરિકાનો પ્રવાસ કરે છે. એઓ વૈજ્ઞાનિક સંશોધનનું કાર્ય હિંદમાં ધપાવવા માગે છે.

### યંત્રો બનાવવાનો ઉદ્યોગ

હિંદમાં તેર હજાર કારખાનાઓ, જેમાં અબજ- મૂડી રોકી છે. તે સર્વ પરદેશો ઉપર રસાયનો અને યંત્રો માટે આધાર રાખે છે. આપણે આ બંને વસ્તુઓ વગર પાંગળા છીએ, તેમાં પણ યંત્રો બનાવવા માટેની આપણી પ્રગતિ નજીવી છે. કોઇ નહિ જેવી જ ગણાય. કોઇ પણ આધુનિક ઔદ્યોગિક દેશોને યંત્રો બનાવવાનાં કારખાનાંઓ વગર ચાલવાનું નથી. આપણા દરેકે દરેક ઉદ્યોગ પોલાદ, ખાંડ, સીમેન્ટ, સાબુ, કાપડ, જ્યૂટ એ પરદેશોનાં કારખાનાંઓ જ્યારે રસાયણો અને યંત્રો પૂરાં પાડે છે, ત્યારે જ ચાલી શકે છે. આપણે ત્યાં યંત્રોના ભાગો ઘસાઇ જાય તો પણ તેમના સ્થળે બીજા ભાગો પરદેશોથી મંગાવી ગોઠવવા પડે છે. આ સંબંધી કોઇ કંપની હાલમાં સ્થપાઈ નથી. તેમ એ સંબંધી શરૂઆતનું કામ થયું નથી. હવેથી યુધ્ધ સંબંધીના યંત્રવાળા આ ભાગો હિંદમાં કેટલાક પ્રમાણમાં બને છે. એની તાલીમ પામેલા હજારો કારીગરો આપણને કામ લાગશે, છતાં બારીક યંત્રો બનાવવાનું જ્ઞાન આપણા કારીગરોને નથી. આવડતું વિજળીક યંત્રો અને તેના ભાગો હિંદમાં બને, તેનું જ્ઞાન કારીગરોને નથી. ઘડીઆળો, હોકાયંત્રો, રેડીઓ, ફોનોગ્રાફો, વાયરલેસ તારનાં યંત્રો, ટેલીફોન, ટેલીગ્રાફનાં યંત્રો, વાયુ ખાતાંનાં માપક યંત્રો, થરમામીટરો આ ચીજો હિંદમાં બનતી નથી. આપણું પછાતપણું છે. પણ આમાં સરકારી સંપૂર્ણ સહકાર વગર પ્રગતિ શક્ય નથી.



# ક્રમાંક-સૂચિપત્ર

## (૭) સોનલ: લેખક: શ્રી. પ્રાણલાલ ટી. મુનશી બી. એ., એલએલ. બી.
કિં. રૂા. ૪-૦-૦, રજી. ખર્ચ રૂા. ૦-૬-૦, પૃષ્ઠ ૩૭૦.

આ સામાજિક નવલકથામાં લેખકે, સ્નેહલગ્નનો જટિલ પ્રશ્ન ખૂબ જ અચ્છી રીતે ચર્ચ્યો છે. આ પુસ્તકના પાને પાને આજના કહેવાતા સ્નેહલગ્નનો હૂબહૂ ચિતાર આપ્યો છે. આજના કથળેલા દાંપત્યનું સુંદર શબ્દચિત્ર રજૂ કરતા પ્રસંગને લેખકની કલમ સ્પર્શી ગઇ છે. આજના લગ્નજીવનના અનેકવિધ પ્રશ્નોને લેખકે આ નવલકથામાં વણી લીધા છે. આ પુસ્તક માટે આપનો ઓર્ડર આજે જ નોંધાવો.

## (૮) મારૂં ભવિષ્ય વૉ. ૧-૨ લેખક: શ્રી. જ્યોતિષિ પંડયા. કિં. ૮-૪-૦.
પ્રસ્તાવના લેખક: પંડિત શ્રી. લક્ષ્મણપ્રસાદ બી. આચાર્ય.
રજી. ખર્ચ રૂા. ૦-૧૦-૦, પૃષ્ઠ ૭૬૯.

આ સચિત્ર પુસ્તકમાં લેખકે જન્મ ., રાશિધર્મ, ગ્રહધર્મ, ઇષ્ટઘડી, લગ્નની રાશિઓનું ફળ. લગ્નની સમજ, ટૂંકા જીવનના યોગ, જન્મકુંડળી, બાર ભાવના ગ્રહોનું ફળ, નક્ષત્રોની સમજ અને સ્ત્રીઓ સંબંધી માહિતી રજૂ કરી છે. હસ્તરેખાની ઝીણામાં ઝીણી વિગતોથી આ ગ્રંથ સભર બન્યો છે. મહાન સ્ત્રીપુરુષોની હસ્તરેખાની આપેલી આકૃતિઓ આ ગ્રંથને સમજવા માટે માર્ગદર્શક બની છે. 'બજારો પર થતી ગ્રહોની અસર' એ આ પુસ્તકનું એક વિશિષ્ટ આકર્ષણ છે. આ પુસ્તકના અભ્યાસથી તમે તમારૂં ભવિષ્ય જાણી શકશો. આપણા મહાન પુરુષોની કુંડળીઓ અભ્યાસ કરવા જેવી છે. નકલો ખલાસ થાય તે પહેલાં આપ જરૂર મંગાવી લો.

## (૯) આધુનિક વ્યાપારી મિત્ર: લેખક: શ્રી. પૂર્ણાનંદ મ. ભટ્ટ એમ.એ.
કિં. ૯-૦-૦, રજી. ખર્ચ રૂા. ૯-૦-૦,
(ભાગ ૧—૨—૩ સાથે) પૃષ્ઠ ૪૫૦

આ પુસ્તકમાં લેખકે છેલ્લો ઇન્કમટેક્ષનો કાયદો, તેના કોઠા, વધારાના નફા પરનો કર, ધંધાદારી અંગ્રેજી શબ્દપ્રયોગો, આયાત, નિકાશ, બેંકિંગ, હુંડિયામણ, વેચાણ, ખરીદી, વેપારી પેઢીઓનું સંચાલન, વીમો, વ્યાપારી પાત્રલેખન, તાર, ટેલીફોન, હુન્નરઉદ્યોગ વગેરે પર ઉપયોગી માહિતી આપી છે.

પુસ્તકના પાને પાને વેપારી આલમને રોજ-બ-રોજ ઉપયોગી થઇ પડે એવી માહિતી રજૂ કરી છે. એક સફળ વેપારી થવા માટે આ પુસ્તક આપનો વેપારી ભોમિયો થશે. નકલો ખલાસ થયા પહેલાં પુસ્તક મેળવી લો.

## *(10) The Bombay Rent Restriction Act

(મુંબઈ સરકારે પસાર કરેલો ભાડા નિયમનનો કાયદો) લેખક: વકીલ શ્રી. સારાભાઈ દલાલ, બી. એ., એલએલ. બી.

કિં. રૂા. ૩-૮-૦, રજી. ખર્ચ રૂા. ૦-૬-૦, પૃષ્ઠ ૧૦૦

વકીલો, મકાનમાલિકો અને ભાડુઆતો બધાયને સરખી રીતે ઉપયોગી થઈ પડતું આ પુસ્તક એક મિત્રની ગરજ સારે છે. મકાન માલિકો અને ભાડુઆતો વચ્ચે અત્યારે એક જાતનું જબ્બર ઘર્ષણ ચાલી રહ્યુ છે અને તેમાંથી વૈમનસ્ય પેદા થાય છે. આ વખતે મુંબઈ સરકારે 'Bombay Rent Restriction Act' પસાર કરીને મકાનમાલિકો અને ભાડુઆતોના વાજબી હકકો સમજાવ્યા છે.
આ પુસ્તક આપ જરૂર વસાવો એ આપને ઉપયોગી થઇ પડશે.

## *(11) An Introduction to Industrial Labour Welfare

by Mr. Hasmukh Oza and Mr. Vrindavandas Kotadawala
Rs. 6-0-0, Pages 156. Postage As. 6

## *(12) Family Employment

by Mr. Hasmukh Oza and Mr. Vrindavandas Kotadawala
As. 0-12-0, Pages 40, Postage As. 4

વ્યવસ્થાપક: **સંદેશ પ્રકાશન મંદિર** સારંગપુર, અમદાવાદ.

* આ ચિહ્નવાળાં પુસ્તકો સિવાયનાં તમામ પુસ્તકોના સોલ એજન્ટ—

**મેસર્સ એન. એમ. ઠક્કરની કું. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.**

